# જમીન જાગીરનો ભોમીયો.

દામોદરલાલ રેવાદાસ.

# જમીન જાગીરનો ભોમિયો.

પ્રયોજક.


## દામોદરદાસ રેવાદાસ.

મહીકાંઠા ડીરેકટરી, દેશીરાજ્યનો કારભાર, કોરોનેશન બાદશાહી
દરબાર વીગેરેના લેખક અને મુલકી તથા ગીરાસ
અને રેસીડેન્સી કોર્ટના વકીલ,
વડોદરા રાજ્ય.



સંવત ૧૯૮૩. સને ૧૯૨૭.

કિંમત રૂ. ૭-૦-૦.

પોસ્ટેજ રૂ. ૧-૦-૦.



મહેરબાન રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

બી. એ. એલ. એલ. બી; એફ, આર, એ. આઈ.

નાયબદીવાન સાહેબ વડોદરા રાજ્ય.

Lakshmi Art, Bombay, 8.

# અર્પણ પત્રિકા.

**મહેરબાન રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ**

બી. એ. એલ. એલ. બી. એફ. આર. એ. આઇ.

**નાયબ દિવાન સાહેબ, વડોદરા રાજ્ય.**

નોકરી પ્રસંગે વડોદરા રાજ્યમાં દાખલ થઇ પોતાની અચળ એકનિષ્ટા, નિષ્પક્ષપાત ન્યાયપરાયણ બુદ્ધિ, અડગ પ્રમાણિકતા, સારાસાર દૃષ્ટિ અને એકમાર્ગી સરલ સ્વભાવના યોગે મુનસફ, મેજીસ્ટ્રેટ આસીસ્ટંટ જડજ, ડીસ્ટ્રીકટ જડજ, પોલીશ કમીશ્નર, સુબા, જોઇન્ટ સરસુબા, ગિરાસ અધિકારી, ફેમિન કમીશ્નર, ફુડકોન્ટ્રોલર, ન્યાયમંત્રી, સરન્યાયાધીશ વિગેરે ઉત્તરોત્તર પદોનું કાર્ય સંપૂર્ણ કાર્યદક્ષતા તથા કુનેહથી બજાવી આપ હાલ નાયબ દિવાનના જોખમદારી ભરેલા હોદ્દા પર બિરાજો છો; આપની નિઃસ્વાર્થ સેવાઓની કદર તરીકે નામદાર બ્રિટિશ સરકારે પણ આપને રા. બા. નો માનવંતો ઇલ્કાબ બક્ષ્યો છે; આપ આવી વિવિધ પ્રવૃત્તિઓમાં રોકાયેલા છતાં પણ અનેક ગ્રંથો લખી ગુર્જર ભાષાની સેવામાં આપે ઘણો સારો ફાળો આપી એક સાક્ષર તરીકેની પ્રતિષ્ઠા પણ આપે સંપાદન કરી છે; શ્રીમંત ગાયકવાડ સરકારની સેવા એવી તો ધર્મબુદ્ધિથી કરી છે કે આપને સને ૧૯૨૦ માં નિવૃત્ત થવાનું હતું તે છતાં શ્રીમંત મહારાજા સાહેબે આપની સેવા રાજ્યના હિત માટે ચાલુ રાખવાની આજ્ઞા કરી છે: આટલું છતાં પણ કેવળ નિરભિમાનપણે તેમજ રાજા અને પ્રજા બન્નેનું હિત સાચવી આપ આપનું કર્તવ્ય બજાવે જાઓ છો વીગેરે ગુણોથી આકર્ષાઇને તેમજ આ પુસ્તકના પ્રયોજક પ્રત્યે આપની શુભેચ્છા, સહાનુભૂતિ તથા કૃપાદૃષ્ટિથી પ્રેરાઇને આ પુસ્તક આપની પરવાનગીથી આપને અર્પણ કરવામાં પ્રયોજક સાર્થકતા માને છે.

પ્રયોજક.

# પ્રસ્તાવના.

જગતના વ્યવહારચક્રમાં જર, જમીન અને જાયા એ ત્રણ આવશ્યક અંગો છે. એક વગર બીજા એની સાર્થકતા ગણાતી મનાતી નથી. જરને માટે પ્રચલિત કહેવત છે કે વસુ વિના નર પશુ, તેમ ગૃહિણિ વિનાનું ઘર તે સ્મશાન તુલ્ય મનાય છે. જર અને જાયાની પ્રાપ્તિની સાર્થકતા જમીન અને જાગીરમાં પરિણમે છે. જર કિંવા નાણું એ સંબંધમાં પ્રખર વિદ્વાનોએ અર્થશાસ્ત્રના મહાન્ ગ્રંથો રચીને તેની પ્રાપ્તિ, સંરક્ષણ અને વ્યયના સંબંધમાં જનસમૂહ આગળ જોઇતુ જ્ઞાન મૂકેલું છે. જાયાના સંબંધમાં અનેક દૃષ્ટિબિંદુથી સેંકડો પુસ્તકો રચાયાં છે અને તે પણ જનસમૂહને પોતપોતાની રૂચિઅનુસાર જ્ઞાન પ્રાપ્તિના સાધન રૂપ છે. જમીનના સંબંધમાં તેની ઉત્પત્તિ, સ્થિતિ અને પરિણામી લય સંબંધમાં તે તે શાસ્ત્રના અભ્યાસકોએ પોતાના અનુભવો જનતા આગળ પ્રસાદીરૂપે મૂકેલા છે; પરંતુ જમીન જાગીરના સ્વામીઓ અગર તે સાથે સંબંધમાં આવતા મનુષ્યવર્ગને વ્યવહારમાં તેના નિભાવ માટે જે જે માહિતીઓની જરૂર પડે તે સઘળી માહિતીઓ તેમને એકજ સ્થળેથી મળી શકે તેવા સાધનવાળું પુસ્તક આપણી ગુજરાતી ભાષામાં નહિ હોવાથી તે ઉદ્દેશ્ય ધ્યાનમાં રાખી આ **જમીન જાગીરના ભોમીયાનું** પ્રકાશન છે.

હું વિદ્વાન્ નથી, વિદ્વાનોના ઝાઝા સંસર્ગમાં પણ આવેલો નથી. મહીકાંઠા જેવા દરેક બાબતમાં પછાત એજન્સીમાં જન્મેલો, નિર્વાહ પૂરતી કેળવણી લેઇને તેજ એજન્સીમાં નોકરીમાં જોડાયો અને અવારનવાર એક સ્થળથી બીજે અને બીજેથી ત્રીજે સ્થળે વ્યવહાર નોકરીના પ્રવાહમાં પ્રારબ્ધવશાત્ તણાયો. તેમાં મારી બુદ્ધિને વિદ્યાના સંસ્કાર અને વિદ્વાનોના સંસર્ગની છાપ ન પડે એ સ્વાભાવિક છે. આજ જુદા જુદા સ્થળની નોકરી પ્રસંગમાં મારાથી બનતું કરીને બે ત્રણ ચાર પુસ્તકરૂપે લોક સમૂહની સેવા બજાવી છે અને એજ નોકરી પ્રસંગમાં આ જમીન જાગીરોના કામકાજ સંબંધમાં મને જે જે અગવડો તથા મુશીબતો નડી તથા જે જે મુંઝવણો ઉભી થઇ તેથી જમીન જાગીર સંબંધી આધારભૂત સઘળી હકીકત એક સ્થળેથી મળી શકે અને બીજાં અનેક પુસ્તકો શોધવાની તકલીફ ન રહે તેવું કોઇ પુસ્તક હોય તો આ વર્ગની અંદર કામકાજ કરનારાઓની તેમજ માલેકોની ઘણી અગવડો, મુશીબતો અને મુંઝવણો દૂર થાય એમ સમજી આ પુસ્તક તૈયાર કરી જનસમૂહ આગળ ધરવા હું સાહસ કરૂં છું. તેનો ઉપયોગ કરનારાઓને સદર પુસ્તક થોડે અંશે પણ સહાયભૂત થશે તો મારી મહેનત સાર્થક થયેલી હું સમજીશ. મારી કેળવણી પ્રમાણે આ પુસ્તકમાં અનેક પ્રકારની ખોડો અને ખામીઓ હશેજ; પરન્તુ મારા કાંઇક અનુભવ અને વિદ્વાન્ ગ્રંથકર્તાઓનાં પુસ્તકો તથા વહીવટી અધિકારીઓની કૃપાદૃષ્ટિથી આ ખોડો અને ખામીઓ જેમ બને તેમ ઓછી આવે તેમ કરવા મેં પ્રયત્ન કર્યો છે. અને તે પ્રયત્ન કેટલે દરજ્જે સફળ થયો છે તે હું વાંચકવર્ગની રહેમ નજર ઉપરજ મૂકુ છું.

આપણી ગુર્જરભૂમિમાં ગુજરાત, કાઠિયાવાડ અને વડોદરા રાજ્ય આવે છે. ગુજરાતમાં મહીકાંઠા, રેવાકાંઠા અને બનાસકાંઠા ( પાલનપુર ) એજન્સીઓનો સમાસ થાય છે. આ ઉત્તર વિભાગની એજન્સીઓના વહીવટ સબંધમાં વિદ્વાન લેખકો તરફથી જુદી જુદી ડીરેક્ટરીઓ બહાર પડેલી છે. વડોદરા રાજ્ય વિસ્તારમાં બહોળું હોઇ સેન્ટ્રલ ઇન્ડીયા સ્ટેટ એજન્સી ( કાઠીયાવાડ ) ના વિભાગોમાં પણ તે પ્રસરાયેલું છે. તે સંબંધમાં પણ સંપૂર્ણ

હકીકત જાણવા માટે પ્રથમ આધારભૂત પુસ્તક નહોતું. આપણી ગુર્જર ભાષાના જાણીતા વિદ્વાન્ ઐતિહાસિક લેખક રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇએ વડોદરા ગેઝીટીઅર્સ ઇંગ્રેજીમાં લખીને તથા ગુજરાતી ભાષામાં વડોદરા રાજ્યના ચારે પ્રાંતના સર્વ સંગ્રહ બહાર પાડીને આ દિશામાં જનસમૂહ ઉપર મોટો ઉપકાર કર્યો છે. ઉત્તર વિભાગના બ્રિટિશ જીલ્લાઓમાં નાનાં મોટાં સંખ્યાબંધ એસ્ટેટો આવેલાં છે, તેમના સંબંધમાં તેમજ જીલ્લાની હદની જમીનના બંધારણ સંબંધમાં કાંઇ પણ હકીકત આજસુધી પુસ્તકના આકારમાં બહાર પડેલી નથી. તેથી આ પુસ્તકમાં સઘળી ડીરેકટરીમાં આવેલી આવશ્યક હકીકત તથા માહિતીઓ, તેમજ વડોદરા રાજ્યના ગેઝીટીઅર્સ અને સર્વસંગ્રહમાં આવેલી જમીન જાગીરને સંબંધ કરતા સઘળી હકીકતો તેમજ જીલ્લાની હદના જમીન જાગીરો સંબંધી આધારભૂત સર્વ માહિતીઓનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એટલુંજ નહિ પણ પેશ્વા સરકાર પાસેથી આ ગુજરાત પ્રાંત બ્રિટિશ સરકારને શી રીતે મળ્યો, શ્રીમંત ગાયકવાડ સરકાર પાસેથી ગુજરાતનો મુલક બ્રિટિશ સરકારના હસ્તગત શી રીતે થયો, તેમજ નાની નાની એસ્ટટોના કબજા ભોગવટા શી રીતે રહ્યા, તે સઘળાની મૂળ હકીકત જાણ્યા શિવાય જમીન વહીવટની હકીકત આધારભૂત ન ગણાય તેથી પેશ્વા અને ઇંગ્રેજ, પેશ્વા અને ગાયકવાડ, ગાયકવાડ અને ઇંગ્રેજ તથા ગાયકવાડ સાથે બીજાં રાજ્યો વચ્ચે જે જે તહનામાં, કોલકરારો વીગેરે થયા તે ગુજરાતી ભાષામાં નહિ હોવાથી તેમનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. મતલબ આ બધી વસ્તુસ્થિતિનો વિચાર કરી ઉત્તર વિભાગની ચારે એજન્સીઓ, વડોદરા રાજ્ય, કચ્છ, ખંભાત, સુરત એજન્સીનાં સ્ટેટ અને ઉત્તર વિભાગના જીલ્લાઓમાં આવેલાં એસ્ટેટો સંબંધી, જમીન સંબંધી, બાંહેધરી જમીન સંબંધી, પેશ્વા અને ગાયકવાડ પાસેથી ઇંગ્રેજોએ મેળવેલા મુલક સંબંધી, ગુજરાતના મુલકગીરી બંદોબસ્ત સંબંધી તથા દરેક સ્ટેટોને ભરવી પડતી ખંડણી, ઘાસદાણા અને જમાબંદી સંબંધી અને એસ્ટેટોની સામાન્ય વિગતો સંબંધી સંપૂર્ણ હકીકતનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યા છે.

આ પુસ્તક માટે જોઇતાં કેટલાંક સાધનો મેળવવા માટે મારે જુદા જુદા અમલદારોને તકલીફ આપવી પડી છે અને તેઓએ મારા ઉપર અનુગ્રહદૃષ્ટિ રાખીને મને જોઇતાં સાધનો પુરાં પાડયાં છે તેથી તેઓ સર્વનો આભાર માનવાનો મારે બાકી રહે છે.

નામદાર મનુભાઇ નંદશંકર મહેતા એમ. એ. એલ. એલ. બી. સી. આઇ. ઇ. વડોદરા રાજ્યના દીવાનપદ ઉપર હતા, ત્યારે તેઓ સાહેબે બાંહેધરીવાળી જમીન સંબંધી આજ સુધીમાં થયેલા ગિરાસ અને રેસીડેન્સી કોર્ટના તમામ અગત્યના ઠરાવો મને આપવા હુકમ કર્યો તેથી હું તેઓ સાહેબનો ઘણોજ આભાર માનું છું. વળી વડોદરા રાજ્યના સર્વે અને સેટલમેન્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ અને ગિરાસ અધિકારી મહેરબાન કે. વી. ઉપલપ બી. એ. એલ. એલ. બી. એઓ સાહેબે ગિરાસ સંબંધી જોઇતું સાધન નેકનામદાર દીવાન સાહેબ બહાદુરના હુકમ પ્રમાણે તુરત કઢાવી આપ્યું, તેમજ ખાતાના મુખ્ય અધિકારી તરીકે વડોદરા રાજ્યમાં આવેલી ઠકરાતી, મતાદારી અને ઇતર આંકડીયા જાગીરો સંબંધી જોઇતી હકીકત માગણી પ્રમાણે તુરત પુરી પાડી તે માટે એમનો પણ ઉપકાર માનવાની હું મારી ફરજ સમજું છું.

બ્રિટિશ જીલ્લામાંની આવી જમીન જાગીરો સંબંધી એક પણ પુસ્તક બહાર પડેલું નહિ મળી આવવાથી એ એસ્ટેટો સંબંધી પત્રકરૂપે હકીકત મળવા મેં નામદાર ઉત્તર વિભાગના કમીશ્નર સાહેબ બહાદુરને અરજ કરી. કમીશ્નર મહેરબાન ચેટફીલ્ડ સાહેબ બહાદુરે

મારી માગણીનો તુરત મહેરબાનીથી સ્વીકાર કર્યો અને દરેક જીલ્લાના મહેરબાન કલેકટર સાહેબોને ઇંગ્રેજી મીમો દ્વારા ખબર આપવાથી તેઓ સાહેબે દરેક તાલુકાના મામલતદાર સાહેબોને હુકમ કર્યો અને એમણે મારા તરફ તાલુકાવાર પત્રકો બારોબાર મોકલાવી આપવા તસ્દી લીધી હતી. એટલે નામદાર ચેટફીલ્ડ સાહેબ બહાદુરે મારા ઉપર કરેલી મહેરબાની માટે ઉપકાર માનવાનું પણ ભૂલી જવાય તેમ નથી.

આ પુસ્તકમાં જીલ્લાનાં એસ્ટેટો સંબંધી ઘણી મહત્વની હકીકત મહેરબાન સરદાર નહારસિંહજી આમોદ સંસ્થાનના ઠાકોર સાહેબે મને બહોળા પ્રમાણમાં પુરી પાડી છે અને તે જો મને ન મળી હોત તો આ પુસ્તકની ઉપયોગીતામાં મોટી ખામી આવત. તેટલા માટે મહેરબાન સરદાર નહારસિંહજી સાહેબનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ઉત્તર વિભાગની ચારે એજન્સીઓના મહેરબાન પોલી. એજન્ટ સાહેબો તથા સેન્ટ્રલ ઇન્ડીયા સ્ટેટ એજન્સીના નામદાર એજન્ટ ટુ. ધી. ગવરનર જનરલ સાહેબ બહાદુરે માગેલી હકીકત તથા નકલો જે તે વખતે પુરી પાડીને મને અત્યંત આભારી કર્યો છે.

આવા જુદા જુદા પ્રાંતના વહીવટ, એમનાં બંધારણ અને ધારાધોરણો માટે હકીકત એકઠી કરવા સારૂ ઘણાં પુસ્તકો અને કેટલાંક વર્તમાન પત્રોની મારે મદદ લેવી પડી છે તે પૈકી કેટલાંક અગત્યનાં પુસ્તકોની નોંધ આ પુસ્તકમાં આપવામાં આવી છે અને તેથી હું એમના કર્તાઓનો આભાર માની મારી જવાબદારીમાંથી મૂકત થાઉં છું.

આ પુસ્તકમાં કોઇપણ સંસ્થાનના ઇતિહાસ અથવા ફોટા દાખલ કરવા મારો મૂળ વિચાર નહોતો; પરંતુ નામદાર લુણાવાડા સંસ્થાનના પાટવી કુમારશ્રી રણજીતસિંહજી સાહેબ કે જેઓ પોતાના પુજ્ય પિતાશ્રી હીઝ હાઇનેસ મહારાણાશ્રી સર વખતસિંહજી સાહેબની હયાતીમાં રાજ્યનો પૂર્ણ સત્તા સાથે વહીવટ કરે છે તેઓ સાહેબે તેમજ એમના દ્વિતીય કુમાર અને જનોડ સંસ્થાનના ઠાકોરશ્રી નટવરસિંહજી સાહેબે પુસ્તકનું ઉપયોગીપણું ધ્યાનમાં લઈ જો રાજ્યોના રાજ્યકર્તાના ફોટા અને ઇતિહાસ આ પુસ્તકમાં દાખલ કરવામાં આવે તો વધારે શોભાયુકત ગણાશે એમ મને લુણાવાડા મુકામે રૂબરૂ બોલાવી સલાહ આપી. તે ઉપરથી મારા સંબંધ કરતાં અને મારા પ્રત્યે અમીની દ્રષ્ટિથી જોતાં કેટલાંક રાજ્યોના રાજ્યકર્તાઓને આ હકીકત મેં જાહેર કરી. મારી માગણીનો સ્વેચ્છાથી સ્વીકાર કરી જેમણે પોતાના ફોટા તથા ઇતિહાસ અથવા એકલો ઇતિહાસ મોકલી આપ્યો તે મેં મારી શકિત અનુસાર લખી આ પુસ્તકમાં દાખલ કર્યો છે. જે ફોટા મારા તરફ આવ્યા તે આવા કામ માટે અગ્રસ્થાન ભોગવતા મુંબાઈ લક્ષ્મીઆર્ટ પ્રિન્ટિંગ વર્કસમાં મોકલી તૈયાર કરાવી ઉંચા આર્ટ ગ્લેજ કાગળ ઉપર છપાવી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યા છે. ફોટાના બ્લૉક તૈયાર કરાવવામાં તથા તે ઉપરથી ફોટા છપાવવામાં તેમજ તેને માટે જોઇતા ખાસ આર્ટ પેપર મંગાવવામાં અને ઇતિહાસો દાખલ કરતાં કાગળ અને છપામણીમાં વિશેષ ખર્ચ થાય એ સ્વાભાવિક છે; પરંતુ ફોટો તથા ઇતિહાસ મોકલનાર રાજ્યકર્તાઓ પૈકી કેટલાક સ્થળેથી મને યોગ્ય મદદ મળી છે અને કોઇ જગાઓ તરફથી માત્ર ફોટા મોકલી આપી બીજી બાબતમાં મૌન ધારણ કર્યું છે. તોપણ હું આશા રાખું છું કે મારા કદરદાન રાજ્યકર્તાઓ આ પુસ્તક એમના કરકમળમાં જતા મારી કદર બૂજવાનું વીસરી જશે નહિ.

આ પુસ્તક તૈયાર કરવામાં મારા ઉપર કાયમી સદ્‌ભાવ રાખનાર મારા મુરબ્બી અને ધી સ્ટાન્ડર્ડ ઇંગ્લીશ-ગૂજરાતી ડીક્ષનેરીના કર્તા રા. રા. વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ બ્યાસ

એમણે મને વખતોવખત કિંમતી સલાહ અને મદદ આપી છે તેમજ કેટલુંક સાહિત્ય પણ પુરૂં પાડયું છે તેથી હું તેમનો પણ રૂણી છું.

મારા ઉપર સર્વ જગાએથી થયેલી કૃપામાં મોટામાં મોટો વધારો એ થયો છે કે વડોદરા રાજ્યના નાયબ દીવાન મહેરબાન રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ બી. એ. એલ. એલ. બી. એફ. આર. એ. આઇ. એમણે આ પુસ્તકની અર્પણ પત્રિકા સ્વીકારવા મહેરબાની કરી છે અને તેથી હું મને પોતાને ભાગ્યશાળી માનું છું.

આ પુસ્તક પ્રગટ કરવા સંબંધી સને ૧૯૨૬ ના અકટોબર માસમાં સામાન્ય પ્રોસ-પેકટસ કાઢવામાં આવ્યું હતું તેમાં આ પુસ્તકનાં ૫૦૦ થી ૬૦૦ પૃષ્ઠ થશે અને તેની કિંમત રૂ ૭) સાત જણાવવામાં આવી હતી; પરંતુ તેજ વખતે તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે કદાચ કદ વધી જશે તો તેના પ્રમાણમાં કિંમતમાં વધારો કરવામાં આવશે. પુસ્તક જોતાં વાંચકવર્ગના ધ્યાનમાં આવશે કે એમાં ૮૫૦ અને ૯૦૦ ની વચ્ચે પૃષ્ઠ થયાં છે. તેથી તેટલા પુરતુ મેટર તૈયાર કરવાનો તથા કાગળ અને છપામણીનો ખર્ચ વધેલ છે. વળી આખું પુસ્તક તૈયાર કરવામાં એક વર્ષ સુધી ઈંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં ભાષાંતર કરાવ-વામાં, સરકારી ઠરાવોની નકલો કરાવવામાં અને જરૂર પુરતાં પુસ્તકો ખરીદવામાં તથા માણસો રોકવામાં આવેલા તેમના મહેનતાણામાં અને આ કામપ્રસંગે મુસાફરીમાં એકંદર ધાર્યા કરતાં દોઢું ખર્ચ થયું છે; પરંતુ આ પુસ્તક પ્રકટ કરવામાં વિત્તોપાર્જનનોજ હેતુ ન હોવાથી અને આ દિશામાં જનતાને ઉપયોગી થઈ પડવાનો આશય હોવાથી કિંમત તેની તેજ રાખી છે.

છેવટે અમદાવાદ સૂર્ય પ્રકાશ પ્રેસના મેનેજરે ધાર્યા કરતાં પણ ઘણું વહેલું અને કાળજીથી ટુંક મુદ્દતમાં કામ પુરૂં કરી આપ્યું તેથી એમનો આ સ્થળે ઉપકાર માનવાને ભૂલી જતો નથી.

આ પ્રમાણે અનેક પ્રકારના શ્રમ વેઠીને તથા તન મન અને ધનનો યથાશક્તિ બીન-સંકોચે ઉપયોગ કરીને જનસમૂહ આગળ આ પુસ્તક રજુ કર્યું છે. તેમ છતાં ખોડખામી અને ભૂલો આવી જાય, કોઈ મહત્વનો વિષય રહી જાય અને કોઇ સ્થળે નહિ આવવા જેવો વિષય આવી જાય એ સ્વાભાવિક છે. કેમકે **मनुष्याः स्खलनशीलाः** માણસ માત્ર ભૂલને પાત્ર છે એ સૂત્રમાં મારો પણ સમાવેશ થાય છે. તેથી જ્યાં જ્યાં આવા પ્રસંગો આ પુસ્તકમાં દ્રષ્ટિગોચર થાય ત્યાં ત્યાં મારી ભૂલને માટે વિચાર ન કરતાં મારા પુસ્તકમાં જેટલું સારૂં અને ઉપયોગી આવ્યું હોય તેજ દ્રષ્ટિમાં રાખી મારા પુસ્તકને ન્યાય આપવા વાચક-વર્ગને હું વિનંતિ કરૂં છું. વિશેષમાં વળી એ વિનંત કરૂં છું કે જો તેવી સૂચનાઓ મારા ધ્યાન ઉપર લાવવામાં આવશે તો પ્રભુ ઇચ્છાએ આ પુસ્તકની બીજી આવૃત્તિ સમયે ઘણા જ ઉપકાર સાથે તેનો અમલ કરવાને હું ચુકીશ નહિ. જે હેતુ અને આશયથી આ પુસ્તક તૈયાર કરી બહાર પાડવામાં આવ્યું છે તે હેતુ અને આશય યત્કિંચિત અંશે પણ સફળ થશે, અને આ પુસ્તકમાં આપેલી વિવિધ વાનીઓ કોઇને પણ રૂચિકર થતાં લાભદાતા થશે તો મારા તન, મન અને ધનનો કરેલો વ્યય સાર્થક થયેલો હું માનીશ એમ બીજીવાર વાંચક સમૂહ આગળ નિવેદન કરી હું વિરમું છું.

**વિજાપુર,**
વિજયાદશમી
સંવત ૧૯૮૩.

**દામોદરદાસ રેવાદાસ.**

# સાંકળીયું.

# આ પુસ્તક તૈયાર કરતાં જોવામાં આવેલાં પુસ્તકોની યાદ.


૧ મુંબાઇ ગેઝીટીયર વૉલ્યુમ. ૫ ઑનરેબલ એલ્ફીસ્ટનની મીનીટ

૨ એચીન્સન્સ ટ્રીટી વૉ. ૪-૬-૭-૮

૩ મહીકાંઠા સીલેક્સન

૪ ગિરાસ સીલેક્સન વૉ ૧-૨

૫ ગિરાસ મેન્યુઅલ.

૬ ગિરાસ વટહુકમ સરક્યુલર બુક વૉ ૧-૨

૭ બ્રિટિશ લેન્ડ રેવન્યુ કોડ

૮ વડોદરા રાજ્ય જમીન મહેસુલ નિબંધ અને નિયમ.

૯ એ. કે. ફારબસ રાસમાળા ભાગ ૧-૨

૧૦ મુંબાઇ સીવીલ લીસ્ટ સન ૧૯૨૬

૧૧ મી. ધનજીશાહ હોરમજી કડાકા કૃત કાઠીયાવાડ ડીરેકટરી ભા.-૧

૧૨ મી. રતનજી પેસ્તનજી ગ્રીન કૃત કાઠીયાવાડ ડીરેકટરી ભાગ ૪ થો વૉ.-૧-૨-૩

૧૩ મી. દામોદર ગોરધનદાસકૃત કાઠીયાવાડ સરક્યુલર બુક.

૧૪ મી. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ કૃત ગિરાસ અને ગેરન્ટી હેન્ડબુક.

૧૫ મી. દુલભજી ધરમસી વેદ કૃત મી. લી. વાર્નર કૃત હિંદુસ્તાનનાં રક્ષિત રાજ્યો એ નામના પુસ્તકનું ગુ૦ ભાષાંતર.

૧૬ મી. લાધાભાઇ હરજી પરમાર કૃત રેવાકાંઠા ડીરેકટરી.

૧૭ મી. ફરામરોજ સોરાબજી માસ્તર કૃત પાલનપુર એજન્સી ડીરેકટરી વા.-૧-૩

૧૮ મી. દામોદરદાસ રેવાદાસ કૃત મહીકાંઠા એજન્સી ડીરેકટરી

૧૯ મી. ફરામરોજ સોરાબજી માસ્તર કૃત મહીકાંઠા ડીરેકટરી.

૨૦ મી. ગીરધરલાલ દયાલદાસ કૃત એ. ટ્રીટી પુ. ૬ નું ગુ. ભાષાન્તર.

૨૧ રા. બા. ગોવિંદભાઇ હાથીભાઈ કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ

૨૨ ,, અર્વાચીન ઇતિહાસ.

૨૩ ,, વડોદરા પ્રાંત સર્વ સંગ્રહ.

૨૪ ,, કડી પ્રાંત ,,

૨૫ ,, નવસારી પ્રાંત ,,

૨૬ ,, અમરેલી પ્રાંત ,,

૨૭ મી. છોટાલાલ બાબરભાઇ પટેલ કૃત વડોદરા રાજ્ય મુલકી ખાતાનો ઇતિહાસ.

૨૮ મી. ચુનીલાલ મગનલાલ દેસાઇ કૃત વડોદરા રાજ્યનો ઇતિહાસ

૨૯ મી. ગોવિંદ સખારામ સર દેસાઇ કૃત મુસલમાની રીયાસત ઉતરાર્ધ અને પુર્વાર્ધ

૩૦ સદર મરેઠી રીયાસત ઉતરાર્ધ

૩૧ મી. બાપાવાળા કૃત ભારત રાજ્ય મંડળ

૩૨ મી. કૃષ્ણરામ ગણપતરામ ભટ કૃત વાઘેલા વૃતાંત.

૩૩ મી. વલ્લભદાસ સુંદરજી વેદ કૃત ગવર્નમેન્ટ રેઝોલ્યુસન બુક વૉ. ૧-૨-૩-૪

૩૪ મી. અડાલજા કૃત ડાયજેસ્ટ વા. ૧૩ થી ૨૧

૩૫ વડોદરા લૉ. રિપોર્ટ વૉ ૧૫ થી ૩૨

૩૬ ગિરાસ અને રેસીડેન્સી કોરટોના ગિરાસ કેસોના ઠરાવોની ફાઇલો.



# જમીન જાગીરનો ભોમિયો.

## પ્રકરણ ૧ લું.

### (૧) પ્રાચીન વખતથી હાલ સુધીના થયેલા ફેરફાર સાથેનો જમીન વહીવટ.

પ્રાચીન સમયના હિંદુ તથા મુસલમાન રાજાઓના વખતમાં અને ઉત્તરોતર તે પછીના જુદા જુદા રાજાઓના વખતમાં દરેક વિભાગમાં જમીનનો વહીવટ કેવો ચાલતો હતો, તથા તે વહીવટ હાલ કેવો ચાલે છે; તે સંબંધમાં જુના ઈતિહાસો જોતાં જણાય છે કે, મહાભારતના સમયમાં રાજહક તરીકે અનાજમાં દસમો ભાગ તથા પશુઓમાં પચાસમો ભાગ લેવામાં આવતો. ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર ઢોર, ઝવેરાત, સોનું તથા ચાંદીમાં પચાસમો ભાગ અને અનાજમાં જમીનની મગદુર તથા પાક તૈયાર કરવામાં પડતી મહેનત ધ્યાનમાં લઇ તેના પ્રમાણમાં છઠ્ઠા, આઠમો અગર બારમો ભાગ રાજાઓ ખેડુતો પાસેથી લેતા હતા. એલેકઝાન્ડરે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી તે વખતે અનાજમાં ચોથો ભાગ લેવામાં આવતો હતો. વિજયનગરના હિંદુ રાજાઓના વખતમાં અનાજમાં છઠ્ઠો ભાગ રાજહક તરીકે લેવામાં આવતો હતો. એકંદરે જોઇએ તો જમીનના ઉત્પન્નમાંથી રાજાઓ છઠ્ઠા ભાગથી વધુ લેવાની ઇચ્છા ધરાવતા નહિં. એટલુંજ નહિં પણ છઠ્ઠા ભાગનું મહેસુલ આપવા શિવાય બીજો કોઇ જાતનો કર રૈયતના માથે ન્હોતો. તોપણ લઢાઈના વખતમાં અગર રાજ્ય ઉપર બીજા રાજ્ય તરફની ચઢાઇ વગેરેની આફત આવે તેવા અગર એવા પ્રકારના બીજા કોઇ અણધાર્યા પ્રસંગે ચોથા અથવા પાંચમા ભાગ સુધી રાજહક લેવામાં આવતો. લેવામાં આવતું મહેસુલ દાણાના રૂપમાં આવતું તેથી જુના હિંદુ રાજાઓના વખતમાં જમાબંદીની મુકરરતા થઇ શકતી નહોતી.

**પ્રાચીન જમીન વહીવટ.**

વલભિવંશ (ઇ. સ. ૫૦૯–૭૬૬) દરમિયાન ખેડા અને કાઠીયાવાડમાં જમીનનો વહીવટ જુદો જુદો હોવાનું જણાય છે. ખેડામાં, જમીનનું મહેસુલ, ઉત્પન્નના ભાગથી લેવામાં આવતું; જ્યારે કાઠીયાવાડમાં જમીનના માપ ઉપરથી લેવામાં આવતું. કાઠીયાવાડમાં જમીન 'પાદાવર્ત્ત' એટલે કદમથી માપવામાં આવતી હશે. જમીન માપવાનું કદમ સાધારણ કદમથી જુદું હશે, એમ લાગે છે, એનું કારણ એવું જણાય છે કે કાઠીયાવાડના તામ્રપટોમાં 'ભૂપાદાવર્ત્ત' શબ્દ વાપરેલો છે; ખેડામાં ઉત્પન્ન પ્રમાણે ભાગ લેવામાં આવતો હતો, તે 'પિટક' અથવા ટોપલીઓ ભરીને લેવામાં આવતો હતો. ખેતરોનાં વર્ણન આપવામાં આવેલાં છે તેમાં એમ જણાવ્યું છે કે આટલી ટોપલીઓ ડાંગર અથવા ઘઉં પાકે એવું ખેતર, અથવા આટલી ટોપલીઓ બી જોઇએ એવું ખેતર, ખેડાના તામ્રપટોમાં 'ખેડાની ટોપલી' લખેલું

છે તે ઉપરથી એમ લાગે છે કે બીજા ભાગોમાં જુદા કદની ટોપલી વપરાતી હશે. દરેક ખેતર, કોઇ ઝાડ, તળાવ, અથવા માણસ કે દેવના નામથી ઓળખાતું, જેમકે બીલકેસરીયું, ભીમનાથીયું, અથવા ઝાડના નામથી બીલીયું, ઉંબરીયું વગેરે.

ચાવડાના વખતમાં જમીનની ઉપજમાંથી રાજાનો ભાગ ઘણે ભાગે ૧/૬ લેવામાં આવતો. રાજા પોતાનો ભાગ પોતાના મંત્રિયોની મારફત ઉઘરાવી લેતો. કોઇ વેળા ગામના આગેવાન સત્તાવાળાઓ ખેડુતો પાસેથી દાણાનો ભાગ ઉઘરાવી લેતા. તેની પાસેથી રાજા પોતાનો ભાગ લેતો. વર્ષાદ વરસતો નહિ, તો રાજાનો ભાગ આપવામાં વાંધો ઉઠતો; અને તેવા પ્રસંગે મહેસુલ વસુલ લેવાને ખેડુતોને કેદમાં નાખ્યા વિના સિદ્ધિ રહેતી નહિ. તોપણ તેઓ જાતીસ્વભાવ પ્રમાણે હઠીલાઈ પકડી રહેતા અને લાચારી બતાવવા પણ પાછી પાની કરતા નહિં. આથી કરી છેવટે પંચાત કરાવીને છુટકો કરવામાં આવતો. કેટલાંક દેશી રાજ્યોમાં કળતર વખતે પંચાતનો જે વહીવટ હજુ ચાલુ છે તે જુના વખતથી ચાલતી આવતી પરનાળીકાનુંજ પરિણામ છે.

મુસલમાની રાજ્યનો વિસ્તાર વિશેષ બહોળો હોવાથી રાજહક તરીકે અનાજ લેવાનો વહીવટ તેમને બંધ બેસતો જણાયો નહિં; કારણકે અનાજ લેવાના વહીવટથી રાજ્યની જમાંબંદી પાક ઉપર આધાર રાખતી, અને પાકનો આધાર વરસાદ તથા રૂતુમાન ઉપર હોવાથી એક સરખો હોઇ શકતો નહિં, તેથી રાજ્યની ઉપજ દર સાલ ફર્યા કરતી હતી. તેથી કેટલાક બાદશાહોના વખતમાં જમીનની માપણી કરાવી માફકસર દર ઠરાવવમાં આવતા. જ્યારે કેટલાક બાદશાહોના વખતમાં જમીનની માપણી કરાવી ભારે દર લેવામાં આવતા હતા; પરંતુ અકબર બાદશાહે દરેક ખેડુત પાસેથી તેની જમીનના વિસ્તારના તથા મગદુરના પ્રમાણમાં ચોકસ મુદત સુધી જમાંબંદી મુકરર કરવાની જરૂરીઆત જોઈ. ઇ. સ. ૧૫૭૧ માં રાજહક તરીકે અનાજ લેવાનું બંધ કરી રોકડ જમાંબંદી લેવાની મોટા પાયા ઉપર શરૂઆત કરી હતી. અકબરે જમીનની માપણી તથા જમાંબંદી પોતાના મુલકી મુખ્ય અધીકારી રાજા ટોડરમલ પાસે કરાવી હતી. રાજા ટોડરમલની મદદમાં એક મુસલમાન અમલદાર નીમ્યો હતો, એક સરખા ધોરણે જમાંબંદી કરવા માટે જમીનનું ક્ષેત્રફળ પ્રથમ મુકરર થવું જોઇએ માટે પ્રથમ આખા દેશની માપણી કરવાનું ટોડરમલે શરૂ કર્યું. પ્રથમ તેણે ગજની લંબાઇ ૪૧ આંગળ અગર ૩૩ ઇંચની મુકરર કરી. આ ગજને ઇલાહી ગજ કહેવામાં આવતો. ગજ ઉપરથી તનાળ ( સાંકળ ) મુકરર કરી, આગળ ચાલતાં ૬૦ યાર્ડ લાંબા અને ૬૦ યાર્ડ પહોળા ક્ષેત્રફળને " વિઘું " એ નામ આપ્યું; તોપણ જુદા જુદા પ્રાંતોમાં વિઘાનાં માપ નાનાં મોટાં રાખ્યાં હતાં. આ ધોરણની માપણી પછી પ્રતવારી કરવામાં આવી હતી અને જમીનના ચાર વર્ગ મુકરર કર્યા હતા.

જેમાંના પહેલા પ્રકારની જમીનને **પુલેજ** કહેતા, આ જમીન દર સાલ ખેડાતી અને વાસેલ રાખવામાં આવતી નહિં. બીજા પ્રકારની જમીનને **ફીશવતી** કહેતા, આ જમીન વારાફરતી વાસેલ રાખવામાં આવતી. ત્રીજા પ્રકારની જમીનને **ચીચર** કહેતા, આ જમીન ત્રણ ચાર વર્ષ સુધી વાસેલ રાખવામાં આવતી અગર તો ખારબોળ વગેરે કારણથી ખરાબ હોવાથી કોઇ પ્રસંગે વાવેતર કરવામાં આવતી. ચોથા પ્રકારની જમીનને **બનજર**

કહેતા, આ જમીન પાંચ અગર વધારે વર્ષ સુધી ખરાબા તરીકે પડતર રહેતી. પહેલા ત્રણ પ્રકારની જમીનના અવલ, દોયમ અને સોયમ એવા ત્રણ વિભાગ પાડયા હતા. સરકારનો ભાગ ⅓ પ્રમાણે લેવામાં આવતો હતો. અને તે ભાગ નક્કી કરવા માટે જુદી જુદી જમીનના પાકની સરેરાશ કાઢવામાં આવતી. તે એવી રીતે કે જુદા જુદા પાકની સરેરાશ જુદી જુદી જાતની જમીન માટે શું આવે છે તે નક્કી કરી તેનાં પત્રકો કરી રાખવામાં આવતાં હતાં. ચંદ્રનો એક આંટો ઓગણીસ વર્ષનો હોવાથી આ મુદત દરમિયાન સારાંનરસાં વરસ આવી જાય એ હિસાબે ઓગણીસ વર્ષના અનાજના ભાવની સરેરાશ કાઢવામાં આવતી. આ પ્રમાણે જમીનના પાકની તથા અનાજની કિંમતની સરેરાશ ઉપરથી સરકાર જમાં-બંદીનો આંકડો મુકરર કરવામાં આવતો હતો. 'પુલેજ' જમીનનો મુકરર ધારો દર વર્ષે આ પ્રમાણે લેવામાં આવતો. 'પીરાવતી' જમીન વાસેલ રહે તે સાલ સરકાર ધારો લેવામાં આવતો નહિ. 'ચીચર' જમીન બદલ રોકડ રકમ નહિ લેતાં ખરેખર જે પાક થાય તેમાંથી સરકારભાગ શેગા પ્રમાણે લેવામાં આવતો. 'બનજર' જમીન ઇસ્તાવેથી ચઢતા દરે આપ-વામાં આવતી. આવી જમીન ગમે તે વર્ગની હોય તોપણ શેર અગર બશેર અનાજ પહેલા વર્ષે લેવામાં આવતું, બીજા વર્ષે ચાર શેર અને આગળ ઉપર જમીનના મગદુરના પ્રમા-ણમાં પુરો ભાગ થાય ત્યાં સુધી ચઢતા દરે પાકમાંથી અનાજ લેવામાં આવતું હતું. આ પ્રમાણેની જમાંબંદી દસ વર્ષ માટે મુકરર કરવામાં આવતી તે પછી પાછલા દસ વર્ષના વસુલાતની એક વર્ષની સરેરાશ કાઢી તે પછીનાં દસ વર્ષ માટે જમાંબંદી મુકરર કરવામાં આવતી.

ઉપરના ધોરણસરની અકબર બાદશાહના વખતની જમાંબંદીની પદ્ધતિ ઈ. સ. ૧૬૩૭ માં શાહજહાન બાદશાહે દક્ષિણમાં દાખલ કરી હતી, અને તે વધુ સારા પાયા ઉપર લાવવા મુરશીદ કુલીખાનને વીસ વરસ સુધી રોકવામાં આવ્યો હતો. આ વિદ્વાન અમલદારે દક્ષિણમાં જમીનની માપણી કરી તથા પાકની સરેરાશ કહાડી તેના ચોથા ભાગની રોકડ કિંમત નક્કી કરી. આ વખતની જમાંબંદીને **તણખા** નામ આપવામાં આવ્યું હતું, વળી તે વખતે ટંકા+ નામના તાંબાના શિક્કાને બદલે રૂપાનો શિક્કો દાખલ કરવામાં આવ્યો અને તેનું નામ તણખા પાડવામાં આવ્યું. તણખાનો અર્થ મુલકીમાં ગામની મુકરર કરેલી ઉધડ રકમ એવો થતો હતો. દક્ષિણમાં અહમદનગરના બ્રાહ્મણી રાજ્યના પ્રધાન મલીક અમ્બરે સત્તરમા સૈકાની શરૂઆતમાં ઘણે ભાગે મોગલ બાદશાહ જેવી વસુલાતની પદ્ધતિ દાખલ કરી હતી. એના વખતમાં જમાંબંદીની રકમ જુદા જુદા પાક નીપજાવવામાં આવે તેને અનુ-સરીને ફરતી રહેતી હતી, તેથી તે શહેનશાહ અકબરની જમાંબંદી સમાન સરળ નહોતી. એના વખતમાં ગામના મૂળ વસાયતદારો જેને મીરાસદારો કહેવામાં આવતા અને જેઓનું મહત્ત્વ દીન પ્રતિદીન ઉતરતું જતું હતું તેમને તેમની મૂળ સ્થિતિ ઉપર તે લાવ્યો. તે સાથે આખા ગામની એકત્ર જમાંબંદી મુકરર કરી તે ભરવા તેમને જવાબદાર ગણવા ઠરાવ્યું હતું. આ વખતે જ્યાં સરકારહક તરીકે અનાજ લેવામાં આવતું હતું ત્યાં પાકના ⅖ ભાગ

---

+ અમદાવાદના સુલતાનોના વખતમાં ટંકા નામનું નાણું ચાલતું હતું તે ટંકા એક રૂપીયાના સો, એ હીસાબે મળતા હતા.

ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૨૪૯.

જેટલું અનાજ લેવા વહીવટ ચાલુ થયો હતો પરંતુ, જ્યાં રોકડ નાણામાં સરકાર ધારો લેવામાં આવતો હતો ત્યાં તે પાકની ⅓ કિંમત જેટલી રોકડ રકમ લેવામાં આવતી હતી.

ઔરંગજેબ બાદશાહના વખતમાં ગુજરાતના ૩૩મા સુબેદાર મહોબતખાને ખેડુતોના માટે એવો ઠરાવ બહાર પાડયો કે (ઈ. સ. ૧૬૬૬) સરકારી ધારો ભરનાર ખેડુતને તેની જમીનનો માલેક કબુલ રાખવામાં આવે છે અને ખેતીના સુધારા માટે, સદ્ધર જામીન લઈ તગાવી આપવાનું ઠરાવવામાં આવે છે આ ધોરણથી ખેડુતોને રાહત મળી અને ખેતીને ઉત્તેજન મળ્યું.

ઈ. સ. ૧૬૨૭ માં દક્ષિણમાં સીવાજીનો ઉદય થયો એમના વખતમાં જમીન વહીવટના ઘણા સુધારા થયા. રૈયતને સુખ આપીને મહેસુલ કેમ વિશેષ મેળવવું એ શિવાજીને દાદાજી કોંડદેવે શીખવ્યું હતું. સંવત ૧૭૩૦ ના જેષ્ટ સુદ ૧૩ ને શનિવાર તા. ૬. જુન શન ૧૬૭૪ ના દિવસે રાયગઢમાં સિવાજીનો રાજ્યાભિષેક થયો અને જેમ જેમ રાજ્યનો વિસ્તાર વધતો ગયો, અને સ્થિરતા થતી ગઇ, તેમ તેમ સિવાજી મુલકી વ્યવસ્થા પાકી કરતો ગયો. પહેલાં ભાગબટાઇનું ધોરણ હતું અને તે જમીનદાર તથા તલાટી દ્વારા સરકારમાં ભરાતું. સિવાજીએ એ રિવાજ બંધ કર્યો. તેણે જમીનની માપણી કરાવી અને તે ઉપર લેવાનો દર (વિઘોટી) કાયમનો ઠરાવી આપ્યો, તેથી તે ઉઘરાવવાને સરકારી નોકર નીમ્યા. પહેલાંના વખતમાં જમીનદારો સરકારધારો વસુલ કરતા, અને તેથી તેઓ ઇજારદાર જેવા હોઇ રૈયતને ત્રાસ આપતા તથા સરકારને પણ ગણતા નહી. રૈયત પાસેથી તેઓ વધારે પૈસા લેતા પણ સરકારમાં ભરતા નહિ. આ દોષ દૂર કરવાને શિવાજીએ કુમાવીસદાર, મહાલકરી, સુબેદાર, વગેરે અધિકારીઓના પગાર ઠરાવ્યા. જમીનની માપણી કરીને તે ખાતેદારને નામે ચઢાવી દેવી, અને આકાર અમુક આપવાનું ઠરાવીને તે ખાતેદારને હવાલે સોંપી દેવી, એવી તેણે પદ્ધતિ શરૂ કરી. આકાર ઠરાવતાં એકંદર ઉત્પન્નના ⅖ કરતાં વધારે કદાપી લેવું નહિં. એવુ ધોરણ રાખ્યું. એટલે ⅗ ઉત્પન્ન ખાતેદારને મળતું. એ ઉપરાંત દુકાળ જેવી કુદરતી આફતના વખતે તગાવી વગેરે આપવામાં આવતું અને તેની વસુલાત હપ્તાથી થતી. એ હપ્તા ચાર પાંચ વરસ સુધી પહોંચતા.

ખેડુતો ઉપર જમીનના આકાર સિવાય કાંઇ કર લેવામાં આવતો ન હતો. વળી વરસાદ ન આવતો તો તેવા પ્રસંગે વસુલાતની માફી અગાઉથી આપવામાં આવતી.

ઈ. સં. ૧૬૭૮માં આન્નાજી દત્ત સચિવ હતો. એમના દ્વારા જમીન મહેસુલની પદ્ધતિ શિવાજીએ ગોઠવી. તેણે તેને સૂચવેલું કે " જમીનનો આકાર નક્કી કરવા માટે એક બ્રાહ્મણ અથવા પ્રભૂને કારકુન તરીકે તમારી સાથે રાખવો અને તમારે મહાલના દરેક ગામે ફરી જમીન તથા પાક નજરે જોઇ દર ઠરાવી આપવો.

એ બાબતમાં દેશમુખ, કુલકર્ણી, મુકાદમ અને વતનદાર એમને સાથે રાખીને ગામેગામની બધી જમીન જોવી કેટલી જમીન પાકને લાયક છે તે તપાસવું અને તેમાં મહેનત લેતાં પણ કેટલો પાક ઉતરી શકે તે તપાસીનેજ આકાર નક્કી કરવો એ રીતે બધાં ગામોની જમાંબંધી કરી અમને જણાવવું. અમે તેમાંથી ત્રણ પ્રતિનાં ત્રણ ગામો જોઇશું. અને આકારની રજુવાત લઇશું. એ આકાર પછી કાયમનો ગણાશે."

શિવાજીએ આ પદ્ધતિસર કામ કર્યું તેના પરિણામે આખા સ્વરાજમાંથી* ૫૦ લાખ હોન† વસુલ આવતું.

પેશ્વાના વખતમાં કંઈ જાણવા જોગ ફેરફાર થયા હોય એવું દ્રષ્ટીગોચર થતુ નથી પરંતુ, તેમનું લક્ષબિંદુ લડાઇઓ કરવા અને મુલક વધારવા તરફ હતું. જે જન્મથી રાજા હોય એનામાં રાજાના ગુણો હોય પરંતુ પેશ્વા એ રાજા નહોતા પરંતુ સિવાજીના મુખ્ય અમાત્ય હતા. અમાત્યને ફારસીમાં પેશ્વાનામ આપેલું છે. એટલે એ જગ્યાએ એક પછી એક જે આવે તે બધા પેશ્વા કહેવાય. જેમ હાલ કોઇપણ કલેકટર, ગવર્નર અથવા સુબા બદલાય અને એની જગ્યાએ નવો અમલદાર આવે તે પણ તેજ હોદ્દાથી કામ કરે તે અનુસાર સિવાજીના અમાત્ય પેશ્વા એમને સિવાજી પછીના રાજાએ કાયમનું પેશ્વાપદ આપ્યું અને વધારામાં રાજા તરીકેની બધી સત્તાઓ પેશ્વાને આપી. રાજા મોજશોખમાં પડી ગયો તેના પરિણામે પેશ્વાએ રાજા તરીકેની ફરજો બજાવવાનું શરૂ કર્યું હતુ તેથી તેમની વૃતી મુલક મેળવવાની હોય અને રૈયતના દુઃખ તરફ નજર કરવાની ન હોય એ સ્વભાવિક છે.

સિવાજીના ઉદય પછી ગાયકવાડના વંશનો એક બાજુએ ઉદય થયો. તેમણે જે જે મુલક મેળવ્યો તેમાં જુની માપણીના ધોરણે રોકડ લેવાનું શરૂ કર્યું, વળી ગામની ઉધડ જમાંબંદીની રકમ (તણુખા)લેવાનું બંધ કરી જમીનની જાત ઉપર ખેતર વાર કમાલ‡ આકાર ઉપર જમાંબંધી મુકરર કરવાનું શને ૧૭૮૪-૮૫માં શરૂ કર્યું. આથી કરીને કેટલાંક પરગણાંમાં જુના તણુખા કરતાં જમાંબંદી એવડી થઇ ગઇ. જ્યાં આ કમાલ આકાર સરકારી નોકરો વસુલ કરી ન શક્તા ત્યાં ઇજારા આપવામાં આવતા. આ પ્રમાણે ઇજારા આપવાના વહીવટથી કોકણમાં ઇજારદારો (ખોતલોકો) જમીનના માલીક થઇ ગયા. મરેઠા લોકોના અમલના બે ભાગ પાડી શકાય તેમ છે પહેલા ભાગમાં આ લોકો કાયમી રાજ કરતા થયા ન છતાં ફક્ત દેશ જીતી જુદા જુદા દેશમાં જોરથી અગર તો તેમને શાંત રાખવા અગર તેમની મદદ આપવા માટે બક્ષીસના રૂપમાં જે તે દેશની જમાંબંદીના ભાગ તરીકે રોકડ રકમ તેઓ લેતા હતા. આ ઉપરી સત્તા તરીકેના હક અગર ખંડણી તરીકેની સામાન્ય રકમને સરદેશમુખી‡ કહેવામાં આવતી, અગરતો જ્યાં સામાન્ય ઉપજનો ચોથોભાગ લેવામાં આવતો તેને ચોથ કહેવામાં આવતી હતી. આ રકમના બે ભાગ પાડવામાં આવતા, એક ભાગ મરેઠા રાજ્યના એકત્ર સાર્વભોમ રાજાને આપવામાં આવતો અને રાજાના આ ભાગને મોકાસા કહેવામાં આવતો. બીજો ભાગ જે તે સરદારના નિભાવ માટે અગર તેના લશ્કરના ખર્ચ માટે સરંજામ તરીકે આપવામાં આવતો. મરેઠા રાજ્યના બીજા ભાગના વખતમાં મરેઠા લોકોએ કાયમી રાજ્ય સ્થાપ્યું હતું. આ વખતે તેઓ બધી ઉપજ લેતા હતા અને જમીન ઉપર આકાર મુકરર કરતા હતા. આ ઉપજમાંથી કોઇ કોઇ "વખત મોકાસા અગર સરંજામ" વિગેરે નામથી કાંઇ ભાગ સરદાર વગેરે ને આપવામાં આવતો હતો. મરાઠા લોકો

---

*સ્વરાજ એટલે પોતાનો ખાલસા મુલક.

†હોન એ સોનાનો શિક્કો હતો એનું વજન આશરે $\frac{9}{20}$ તોલા જેટલું ગણવામાં આવતું.

કમાલ આકાર એટલે કોઇ સાલ વધારેમાં વધારે ઉપજેલો હોય તે.

સરદેશમુખી એટલે મહેસુલના દસ ટકા.

વસુલ કરવાના કામમાં સખત હતા તોપણ રૈયત પાયમાલ થઇ જાય તેટલે દરજ્જે તેઓ સખ્તાઈ વાપરતા નહી, પણ છેવટના ભાગે છુટછાટ કરીને નિકાલ કરતા હતા.

વડોદરા રાજ્યના જમીન વહીવટ સંબંધી જુનાં ઈતિહાસીક પુસ્તકો તપાસતાં એમ જણાય છે કે મરેઠી સત્તાને ટોડરમલની પદ્ધતિ પસંદ પડી નહિ તેથી તેમણે પાકમાં ભાગ લેવાની જુની પદ્ધતિ સ્વીકારી. આ પ્રમાણે ભાગ ઉઘરાવવાનું કામ મોટા જમીનદારોને સોંપવામાં આવતું હતું. આ જમીનદારો કેટલીક જમીન હરાજીમાં અને કેટલીક મહેરબાનીની રાહે મેળવી અમુક વરસ માટે પોતાના નામ ઉપર રાખતા અને તે મુદતમાં ખેડુતો પાસેથી પોતાને ગ્રોગ્ય લાગે તેટલો ભાગ લેતા. ઘણી વખત જ્યારે જમીનદારો પાસે એક કરતાં વધારે ગામોની જમીન આવતી ત્યારે તેઓ ગામના મતાદારો અથવા પટેલો સાથે કરાર કરી અમુક ભાગ લેવાનું ઠરાવતા હતા. આ મતાદારો અથવા પટેલોની સત્તા ઘણી હતી, કારણ કે સઘળા ખેડુતો તેમના આધીન હતા. મરેઠી રાજવહીવટમાં ઇજારા વહીવટ દાખલ થયો ત્યારે જમીન મહેસુલ તરીકે કેટલુ લેવું એ ઘણે ભાગે ઇજારદારની મરજી ઉપરજ હતું. વળી તે એજન્સી ભાગમાં લેવાતુ. આના પરિણામે સરકારની ધારણા ઇજારદાર પાસેથી જેટલુ બને તેટલુ વધારે લેવાની, તથા ઇજારદારની ધારણા ખેડુત પાસેથી જેટલુ બને તેટલુ વધારે કઢાવી પોતાનો ફાયદો કરી લેવાની હતી એજ થયું. ઇજારદારો પોતાની પાસેથી શું લેશે એ વિષે ખેડુતોને હંમેશાં ચિંતામાં રહેવું પડતુ, જુના વખતના જમીનના કબજેદારને કાઢી મુકી તેના કરતાં વધારે રકમ આપનાર નવા ઇસમને જમીનનો કબજો આપવામાં આવતો. આ કામમાં ઇજારદારને પટેલો મદદ કરતા હતા તેથી પટેલની જમીન ઉપર જુજ રકમ લેવામાં આવતી. ખરી રીતે કોની પાસેથી કેટલી રકમ લેવામાં આવી તેની સત્તાવાર નોંધ રહેતી નહોતી કારણ ઇજારદારને તો ઇજારાની રકમ સરકારને પુરી કરવાની હતી તેથી ભુલેચુકે ઇજારદારે વસુલાતનો દાખલો રાખ્યો હોય તો તે સરકારમાં બતાવવામાં આવતો નહી.

ઇજારા વહીવટથી થતી ખાનાખરાબી ધ્યાનમાં લઇ શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સંવત ૧૯૨૦માં તે વહીવટ બંધ કર્યો અને ખાલસા વહીવટ દાખલ કર્યો. જમીનની માપણી કરાવી (જેને હાલ **જરીફ** કહેવામાં આવે છે) ૧૦ વર્ષની મુદત માટે વિઘોટી દાખલ કરી. આ માપણીનું તથા તે ઉપરથી કરવાના સેટલમેન્ટનું કામ બળવંત યસવંત નામના અમલદારને સોંપવામાં આવ્યું હતું. દક્ષિણ તરફના ભાગની માપણી વગેરે કરવાનુ કામ શ્રીધર અનંત મહાજન નામના બીજા અમલદારને સોંપવામાં આવ્યું હતું. એમણે પ્રથમની જમીન મહેસુલ લેવાની પદ્ધતિમાં ઘણો ફેરફાર કર્યો હતો. માપણી થયા પછી દર ઠરાવવામાં આવ્યા. સારા ક્લાસરોના અભાવે મોજણીદારો જુની રીત પ્રમાણે અવળ, દોયમ કે સોયમ એવા જમીનના ત્રણ વર્ગ પાડતા. ઉપજમાં ૨૫ ટકાનો વધારો કરવાની ધારણા મૂળથી રાખેલી હતી તેથી જમીનનો વર્ગ ફાવે તેમ ચઢાવવા કે ઉતારવામાં આવતો. વળી કેટલેક ઠેકાણે ખેડુતની જાત ઉપર નજર રાખી દર ઠરાવવામાં આવતો, કણબી જેવા સારા વર્ગના ખેડુતો પાસે ભારે દર લેવામાં આવતો અને તેવાજ પ્રકારની જમીન માટે મુસલમાન, કોળી, ભીલ, ઠાકરડા વિગેરે સારી ખેતી કરી શકે નહિ એવા લોકો પાસે હલકો દર લેવામાં આવતો. આ પદ્ધતિને "ખુમવારી" કહેતા. આવી પદ્ધતિથી આળસ ને ઉત્તેજન મળતું અને મહેનતને શાસન થતું; વળી વિઘોટીના દર બાંધતી વખતે અમેરીકામાં લડાઇ જાગેલી હોવાથી કપાસના

ભાવ ચઢી ગયા હતા તે કિંમત ધ્યાનમાં લઈ દર ઠરાવવામાં આવ્યા તેથી દર ઘણા વધી ગયા હતા. વળી જે માપણી થયેલી તે આપણી સાંકળને બદલે દોરડાથી કરવામાં આવી હતી એટલુંજ નહિ પણ સરકારી જમીન માટે ટુંકું માપ અને બારખળી જમીન માટે મોટું માપ રાખવામાં આવ્યું હતું વળી ઇનામી તથા દુમાલા ગામોની માપણી થઇ નહોતી. આવાં આવાં અનેક કારણોથી શ્રીમંત ખંડેરાવ મહારાજાએ દાખલ કરેલા સુધારાથી કંઇ સારી અસર થઇ નહી. વિઘોટી વહીવટ દાખલ કર્યા પછી પણ કેટલેક ઠેકાણે ઇજારા વહીવટ જારી રહેલો.

શ્રીમંત ખંડેરાવ મહારાજા પછી મલ્હારરાવ મહારાજા ગાદીએ આવ્યા. એમના વખતમાં ઇજારા કરતાં પણ વધારે ખરાબ પદ્ધતિ દાખલ કરી. મહાલોનો તથા ઇતર ઉપજનો વહીવટ શ્રીમંત મહારાજાએ પોતાની મંડળીના માણસોને આપ્યો અને તેઓ કુમાવીસદાર તરીકે વહીવટ કરવા લાગ્યા. દાખલા તરીકે મહારાજાનાં કુંવરી શ્રી કમા સાહેબ જકાતના કુમાવીસદાર નિમાયાં, અને નાના સાહેબ ખાનવીલકર પાટણ તથા નવસારીના કુમાવીસદાર નિમાયા હતા. આવી રીતે નિમાયેલા કુમાવીસદાર પોતાની મહેરબાનીના કારકુનોને અધિકાર સોંપતા અને તેઓ તેમના ફાયદા માટે ગમે તેમ કરી બને તેટલાં વધારે નાણાં રૈયત પાસે કઢાવતા. આનુ પરિણામ ઇજારા વહીવટ કરતાં પણ ઘણું ખરાબ આવ્યું. ઇજારદાર ઘણો જુલમી હોય તો તેને કાઢી શકાય અગર તેની સામે બીજો હરીફ ઉભો થઈ તેને કઢાવે; પરંતુ આવા રાજ્ય મહેરબાનીના કુમાવીસદારને કાઢી શકાય તેમ નહોતું, આવા કુમાવીસદારો રૈયત ઉપર જુલમ કરી બને તેટલી વધારે ઉપજ કરતા. હિસાબ ખોટા રાખતા અને સરકારમાં બને તેટલું કમી આપતા. આવી કઢંગી પદ્ધતિના પરિણામે બાકીના બોજા વધવા લાગ્યા તથા જમીનો પડતર રહેવા લાગી અને પ્રજાના અસંતોષનો પાર રહ્યો નહિ.

શ્રીમંત મલ્હારરાવ મહારાજા પદભ્રષ્ટ થયા પછી અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર આવ્યા ત્યારે તેઓ સગીરવયના હોવાથી રાજકારભારનું કામ જુજ વખત (તા. ૧૪-૧-૧૮૭૫ થી તા. ૧૦-૫-૧૮૭૫ સુધી) વડોદરાના રેસીડેન્ટ સર લુઇ—પેલી તરફ રહ્યું હતું. અને તે પછી તા. ૧૧-૫-૭૫ થી તા. ૨૧-૫-૧૮૮૧ સુધી દીવાન રાજા સર ટી માધવરાવ તરફ રહ્યું હતું. ઉપરની મુદત દરમિયાન એટલે સર લુઇ. પેલીના વખતથી વડોદરા રાજ્યમાં સુધારા કરવાની શરૂઆત થઇ હતી. બાકી તો બોજો જે ઘણો વધી ગયો હતો તે હલકો કરવા માટે સંવત ૧૯૨૭ આખરેની સઘળી બાકી માંડી વાળવા હુકમ કરી જાહેરનામાં કઢાડયાં હતાં; એટલુંજ નહિં પણ સંવત ૧૯૨૮–૨૯ અને ૧૯૩૦ આખરની બાકીનો તપાસ કરી તેનો નિકાલ કરવામાં આવે ત્યાં સુધી વસુલનો તગાદો મોકુફ રાખવા હુકમ આપ્યો હતો. રાજા સર ટી માધવરાવના વખતમાં જમીન મહેસુલ વસુલ કરવાના સંબંધમાં તથા તેના હીસાબ રાખવાના સબંધમાં કેટલાક સુધારા વધારા નજીકના બ્રિટિશ રાજ્યના આ સંબંધમાં ચાલતા કાયદા કાનુન અને વહીવટને અનુસરીને દાખલ કર્યા હતા. આ સુધારાના પરિણામે એકંદર ઉપજમાંથી આસરે બાર લાખ રૂપીયા જમીન મહેસુલ ઓછું કરવામાં આવ્યું હતું. આ નવીન સુધારાના સબબે રૈયતમાં સંતોષ ફેલાયો હતો, અને જમીન મહેસુલ વધારે સરળ રીતે વસુલ થયું હતું.

શ્રીમંત સયાજીરાવ મહારાજાના વખતમાં પાછલા ગેરવહિવટને લીધે રૈયતની ઘણી ખરાબી થયેલી જણાઇ તેમજ લોકોના અસંતોષનું મૂળ કારણ જમીનના દર ભારે હોવાનું જણાયાથી તે તરફ પ્રથમ લક્ષ આપવામાં આવ્યું. જમીન મહેસુલ મુકરર કરવાની તથા તેમાં ફેરફાર થાય નહિં તે માટે બાંધનિશાન તથા નકશા કરવાની, તથા તેનો દર મુકરર કરવાને માટે જમીનની પ્રતવારી કરવાની તથા જમીનનો આંકડો નકી કરવા માટે કાળ, દેશ અને લોકસ્થિતિની તુલના કરવાની ખાસ જરૂર જણાઇ. આ કામ ચાલુ મુલકી ખાતાથી થવું અશક્ય છે એમ ધારી શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૮૮૩–૮૪ માં રેવન્યુ સર્વે ખાતાની સ્થાપના કરી.

**અર્વાચીન જમીન વહીવટ**

રેવન્યુ સર્વે ખાતાયે ખેતરવાર જમીનની માપણી શરૂ કરી તેની હદ બતાવવા બાંધ નિશાન તૈયાર કરાવ્યાં. નકશા તૈયાર કરાવી ખેતર વાર પ્રત કરાવી દર મુકરર કરવામાં આવ્યા. એકંદર રીતે જમીન મહેસુલનું ભારણ સર્વ ઠેકાણે યોગ્ય રીતે પડે એવી યોજના કરવામાં આવી. આથી જુના વખતમાં કલતાણા, તુલવારી, ખુમવારી, હોળબંધી વગેરે જુદા જુદા વહીવટ હતા તે બંધ કરી **રૈયતવારી**નો એકજ સરખો વહીવટ દાખલ કરવામાં આવ્યો. આ વહીવટ પ્રમાણે દરેક ખાતેદાર પોતાના ખાતાની જમીનનું ઠરેલું મહેસુલ ભરે છે અને જ્યાં સુધી તે મહેસુલ ભરે ત્યાં સુધી ખાતુ ધારણ કરવાનો હક્ક તેને પહોંચે છે.

વડોદરા રાજ્યમાં મુખ્ય બે પ્રકારના વહીવટના ગામો છે; (૧) સરકારી અને (૨) પરભાર્યાં. સરકારી વહીવટનાં ગામોમાં (૧) વિઘોટી વહીવટ. અને (૨) બીજા વહીવટનાં ગામો, એ રીતે બે ભાગ પડેલા છે. સરકારી વહીવટના ગામોમાં જમીનના માપ ઉપર આકાર લેવાય છે. બીજા વહીવટનાં સરકારી ગામો ૧૭ પ્રકારનાં છે. *

વિઘોટીના દરમાં ફેરફાર કરવા સર્વે સેટલમેન્ટ ખાતા શિવાય બીજા કોઇને સત્તા નથી અને તેઓ શ્રીમંત સરકારના હુકમથી વખતોવખત નવીન સર્વે કરાવી ક્લાસર મારફત જમીનના મગદુરનો તપાસ કરાવી દર મુકરર કરે છે જેમ કરવા માટે વધુમાં વધુ ૩૦ વર્ષની મુદત ઠરાવવામાં આવી છે. આ મુજબની ગોઠવણને રીવીઝન સેટલમેન્ટ કહેવામાં આવે છે.

બ્રિટિશ ખાલસા મુલકના જુદા જુદા ઇલાકાઓમાં જુદાં જુદાં કારણોને લીધે જમાંબંદી મુકરર કરવાના જુદા જુદા વહીવટ ચાલે છે. એમાંથી મુંબાઇ ઇલાકા તથા બીજા ભાગોને રૈયતવારી વહીવટ વધારે અનુકુળ જણાયો છે. પેશ્વાનું રાજ્ય ઇંગ્રેજ સરકારના હાથમાં આવ્યા પછી મુંબાઇ ઇલાકામાં જમાંબંદી મુકરર કરવાના ઉપાયની શોધ શરૂ થઇ. ઇ. સ. ૧૮૨૪ થી ૨૮ સુધીમાં જમીનની માપણી શરૂ કરવામાં આવી. તથા પાક સંબંધી અડસટાની હકીકત એકઠી કરવામાં આવી. આ યોજનાનું પરિણામ એ થયું કે મુકરર કરેલી જમાંબંદી લોકો ભરી શક્યા નહિં. અને બાકીના ટીંબા થવા લાગ્યા. રૈયત કંટાળી ગઇ તથા તેની પાયમાલી થઇ તેથી રૈયતનો કેટલોક ભાગ નાશીને નજીકના દેશી રાજ્યની હદમાં ભરાયો. આથી ફરીથી જમાંબંદી મુકરર કરવાની યોજના કરવામાં આવી. અજમાવશ તરીકે પ્રથમ ઇન્દાપુર તાલુકામાં ફરીથી માપણી કરવામાં આવી; અને જમીનના મગદુર પ્રમાણે પ્રત

* આ પ્રકારો આગલા પ્રકરણમાં વીગત સાથે જણાવવામાં આવ્યા છે.

ઠરાવવામાં આવી. એટલું જ નહિં પણ રૈયતવારી વહીવટને અનુસરી દરેક નંબરવાર જમીનના દર મુકરર કરી દરેક ખાતેદારની જમાંબંદી મુકરર કરવામાં આવી છે.

આ યોજના સફળ થયેલી જણાઇ તેથી તે ધોરણ સાધારણ અને બીજી જગાએ મુંબાઇ ઇલાકામાં લાગુ કરવામાં આવ્યું છે.

જમીન વહીવટ સંબંધે પ્રાચીન અને અર્વાચીન રીવાજ ઉપર જણાવ્યા મુજબ જણાયો છે તોપણ હાલના ચાલતા વહીવટમાં પ્રથમના વહીવટ કરતાં ઘણો ફેરફાર થયો છે વળી ઇંગ્રેજ સરકારના અમલ દરમિયાન ખાલસા મુલકના વિભાગ કરવામાં આવ્યા છે, તેમજ વડોદરા રાજ્યમાંથી કાઠીયાવાડ મહીકાંઠા, રેવાકાંઠા અને પાલણપુર એજન્સીઓ જુદી પડવાથી તે દરેક જગાનો વહિવટ કેવો છે તે જાણવા નીચેની હકીકત આપી છે.

## કાઠીયાવાડ ( સેન્ટ્રલ ઇન્ડીયા સ્ટેટસ એજન્સી )

### જમીન વહીવટ.

કાઠીઆવાડમાં જમીનના વહીવટ સંબંધી સૌથી સાધારણ શબ્દ ગિરાસ અથવા વધારે શુદ્ધ શબ્દ " ગ્રાસ " છે. તેનો અર્થ કોળીઓ થાય છે, અને તે અસલના વખતથી રાજકર્તાઓમાંના હરકોઇ જમીનનો કબજો બતાવવાને વપરાતો આવ્યો છે.

જેમ જેમ રજપુતોની દરેક જાતે આ દ્વિપકલ્પ ઉપર ચઢાઇ કરી મુલક જીત્યો, તેમ તેમ તેઓના મુખી રાજાઓ જીતેલી જમીનમાંથી પોતાના સગાઓને ભાગ આપતા આવ્યા છે. આ ભાગ તેનો " કપાળ ગ્રાસ" કહેવાય છે; ને મૂળ જેને મળેલો તેની પેઢીએ રહે છે. સાહસીક ગરાસીઆઓ પોતાના પાડોશી પાસેથી જમીન જીતી પોતાની જમીનમાં વધારો કરતા. જ્યારે તેઓ જોઇએ તેવા શકતીવાન થતા, ત્યારે મૂળ શાખાથી છુટા પડી સ્વતંત્ર રાજકર્તા થતા. અને બીજાઓ જેઓ ઓછા ભાગ્યવાન અથવા ઓછા સાહસીક હોવાથી પોતાના રક્ષણ અર્થે પોતાની જમીનનો ભાગ તેમના પાડોશના રાજાને આપતા તેથી તેઓ મૂળ ગરાસીયા એટલે કે અસલ જાગીરદારની સ્થિતિમાં રહ્યા. જ્યારે કોઇ ગરાસીઓ સ્વતંત્ર થવામાં ફતેહ પામતો, ત્યારે તે તાલુકદાર અથવા મોટા જમીનદાર થઇ પડતો, અને ઠાકોર, રાવળ, રાણા કે રાજાનો ઇલ્કાબ ધારણ કરતો. જેમ જેમ તે સારી સ્થીતીમાં આવતો જાય તેમ તેમ પોતાની સઘળી જમીન પોતાના ટિલાયત કુંવર માટે મૂકી જવા તેને વધારે વધારે જીજ્ઞાસા થતી. તોપણ વળી દેશના રીવાજ મુજબ પોતાના દરેક નાના દિકરાને પણ થોડી થોડી જમીન જુદી આપવી પડતી. એટલે આ નાના દીકરાઓ પણ, જોકે બીજી બાબતોમાં સ્વતંત્ર, તોપણ કુટુંબના વડીલના તાબાના ગરાસીયા કહેવાય.

મોટા તાલુકદારની પેઠે આ ગરાસીઆઓને પણ પોતાના નાના દિકરાને વાસ્તે ગરાસનો બંદોબસ્ત કરવાની ફરજ છે. કેટલાએક રજપુતોના ગરાસમાં તો એટલે સુધી વિભાગ પડી ગયા છે કે તે બુરી હાલતમાં આવી પડયા છે. કેટલેક ઠેકાણે એટલે દરજ્જે પહોંચી ગયા છે કે એક કુટુંબનો પણ નિભાવ ×ચાલે એટલી જમીન પણ રહી નથી. કાઠી લોકોમાં પણ આવોજ રીવાજ છે, કે જેમાં સરખા ભાગે વેચણ કરવાનો ધારો સખ્ત રીતે અમલમાં આવે છે.

× કાઠીયાવાડ ડીરેકટરી ભાગ ૧ લો પૃષ્ટ ૨૯૩

કાઠીયાવાડમાં મુસલમાન રાજાઓની સંખ્યા મુકાબલે ઓછી છે છતાં પણ સરખે ભાગે વ્હેંચણ કરવાનો રીવાજ છે. * પરંતુ મોટા દિકરાને મોટપનો અમુક ભાગ વધારે મળે છે.

આ ઉપરથી એમ માલુમ પડે છે કે, કાઠીઆવાડમાં જમીનના ઘણા વિભાગ પડી ગયા છે અને તે નીરંતર પડયા જાય છે. આ વિભાગની હદ એટલી બધી વધી ગઇ છે કે કેટલાએક ગામની જાગીરમાં એટલા બધા વધારે ભાગ પડી ગયા છે કે તેઓ ખેડુ (પાટીદાર) જેવા થઈ ગયા છે; અને તેમને પોતાના કુટુંબનો નિર્વાહ કરવામાં ઘણી મુશ્કેલી પડે છે.

કાઠીયાવાડના માલીકો યાને તાલુકદારોને પોતાની ખાલસા જમીન ઉપર પુરેપુરી સત્તા છે. તેઓ પોતાની જમીનનો અમુક ભાગ પોતાના પુત્રોને વારસામાં અગર ધર્મદાન તરીકે આપે છે. આપનારના તમામ હક તેની સાથે લેનારને જાય છે. જો કે લશ્કરી નોકરી તથા અમુક નક્કી કરેલી પેશકશી આપવા માટે ગોઠવણ કરવાથી જુદી જાતની સત્તા તેના કુટુંબના માણસો ઉપર ચાલુ રહે છે; તોપણ તે જમીન ઉપરથી તે કુટુંબના મુખીનો અખત્યાર જાય છે. સૌથી જુના તેમજ અર્વાચીન રાજસત્તાવાળા કુટુંબની અંદર આ બાબતમાં ભોગવટો એક સરખો છે.

કેહેવામાં એમ છે કે, જમીનના માલીકનું ભાડું યાને રાજભાગ, ઉપજનો મુકરર કરેલો એક ભાગ હોય છે, પણ રીવાજ જોતાં જણાય છે કે આ ભાગ સીવાય કેટલીક બાબતો, જે જુદા જુદા તાલુકામાં જુદી જુદી હોય છે, તે પણ લેવાય છે આ પૈકી કેટલાક હક તાલુકદારો લે છે, અને બાકીના ગામની ખરાજાત પુરી પાડવા દેવામાં આવે છે.

ખેડુ પાસેથી જમીનની પેદાશનો ભાગ રાજા લે છે, તેની ઘણું કરી જુનામાં જુની રીત વજેની છે, ખેતરમાં મોલ ઉભા હોય તેને અગર કાપેલો મોલ ખલવાડમાં હોય તેનો અજમાયેશ કરી રાજનો ભાગ નકી કરે છે. ઉભો મોલ તપાસવાની અંદર ખેડુતની સમક્ષ દરબારી નોકર એક અટકળથી અજમાયેશ યાને ઢાળ કરે છે. આ રીતથી ખેડુઓને દરબારની રહેમ તળે રહેવું પડે છે, કારણ કે દરબારી માણસની વધારે અજમાયશ કરવાની ટેવ હોય છે. સાધારણ રીવાજ એમ છે કે મોલની કાપણી થાય તેવો તેને ખલાવાડમાં લાવે છે, જ્યાં તેને ક્ચરે છે, વાવલે છે તથા માપે છે. જ્યાંસુધી રાજભાગ લેવાય નહિ ત્યાંસુધી કંઈપણ પેદાશ લઇ જવાતી નથી. વરસાદના મોલના ભાગ ઘણું કરીને ડીસેમ્બર અથવા જાનેવારીમાં પાડવામાં આવે છે. અને શીયાળુ તથા રૂના પાકના ભાગ એપ્રીલ અથવા મેમાં કરવામાં આવે છે. ઉનાળુ મોલ જે પાણી પાઇને ઉછેરવામાં આવે છે તેને વરસાદની શરૂઆત પહેલાં માપી લે છે.

દરબારના હિસ્સા યાને રાજભાગ સીવાય "બાબત" અથવા "માપના" નામથી વખતોવખત ઘણી રકમો વધારવામાં આવી છે; જે ઘણાક તાલુકામાં તો રાજભાગ લીધા પહેલાં લેવાય છે. નીચે લખી બાબતો મુખ્ય છેઃ-

**હવાલદારીઃ**—ગામના હવાલદારને કળશી દીઠ આશરે વીસ પાઉન્ડ દાણા અપાય છે.

**માંડવીઃ**—ગામના મપારાને અપાય છે.

**સુખડીઃ**—દરબારી કોઠારીને અપાય છે.

* જુનાગઢ સીવાય.

**ખરાજાત:**—જેનો અર્થ ખરચ થાય છે અને જે ફારસી શબ્દ ખર્ચનું બહુવચન છે. તે મહેસુલ વસુલ કરવાનું ખર્ચ પુરૂ પાડવા સારૂ લેવાય છે.

**ઝાંપો:**—ગામના મેમાન ખરચ બદલ લેવાય છે.

**ખેડુ ખરાજાત:**—એટલે ખેડના ખરચ બદલ ખેડુતોને જે પાછું આપવામાં આવે છે તે.

**કામદારી અથવા કામદારની બાબત:**—કામદારને જે લવાજમ અપાય છે તે.

**મુઠી ચપટી:**—વહિવટદારના નોકરના નામથી લે છે.

**ખોળો:**—ગામના પટેલ યા બીજી હકદાર ખોળામાં ભરી દાણા લઇ જાય છે તે.

**માપલાં:**—ગામના કારીગરોને માટે છે.

**કુંવરની સુખડી:**—રાજાના પાટવી કુંવરને નામે લેવાય છે.

એવી જાતના કરો, રાજાની રાણી અગર બાઈ, અથવા ગોલાં અગર ખવાસ માટે અથવા, ખેડુની ધીરજ રહી શકે ત્યાં સુધી, એવાં બીજાં બાહાનાથી લેવામાં આવે છે.

ધીમે ધીમે મોલની ઉપજના ભાગ સીવાય રાજાએએ વેરો એટલે રોકડ કર લેવા માંડયો. આ કર ઘણું કરીને શરૂઆતમાં પેહેલાં મુસલમાનને અને પછીથી મરાઠાને પેશકશી અપાતી હતી, તે ચુકવવા સારૂ લેવા માંડયો હતો. તે રોકડ નાણાંમાં લેવાનું કારણ એ હતું કે તે વખતે રસ્તાઓ સલામતી ભરેલા નહિ હોવાથી દાણાના જોઇએ તેટલા પૈસા ઉપજી શક્તા નહોતા; અને પેશકશી ઉઘરાવનાર પોતાની માગણી પેટે રોકડ સીવાય કાંઇ પણ લેવા ના પાડતા હતા. કેટલીક મુદતે વેરો સ્વતંત્રતાની એક નિશાની થઈ પડી, અને રાજા તથા ગરાસીઆ વચેની તકરારમાં વારંવાર સ્વતંત્રતાની સાબીતીમાં તેનો દાખલો દેવામાં આવે છે.

**વેરો:**—સાંતી અથવા વીઘા ઉપર લેવાય છે, અને તેથી તેને સાંતી વેરો જે દાણાના ભાગ યાને વજે ઉપરાંત લેવાય છે તે સાંતી દીઠ પાંચથી પાંત્રીસ રૂપીઆ સુધી જમીનના પ્રમાણમાં હોય છે. એક સાંતીમાં સાઠથી સો વિઘાં સુધી જમીન ગણાય છે અને તેના પ્રમાણમાં વેરો ઓછો અદકો હોય છે.

**ઉપનીવેરો:**—એ નામનો વધારાનો વેરો દાણાની પેદાશ ઉપર અમુક દરથી લેવાય છે.

**ચુલાવેરો:**—એ કેટલાક ભાગમાં સાંતી વેરાને બદલે લેવાય છે.

**ઉભડવેરો:**—એ જે ખેતી ન કરતા હોય અગર ઉભડીઆ હોય, તેવા લોકો પાસેથી લેવાય છે.

**અસવાડી વેરો:**—એ રબારી અને બીજા ભરવાડો પાસેથી ઢોર ચારવા બાબત લેવાય છે.

**પઈડાં વેરો:**—દરેક કુવાના કોશના પૈડાં ઉપર લેવાય છે.

**ઉમર વેરો:**—ઉમરા ઉપર લેવાય છે.

**ઉચકો:**—દુકાળના વખતમાં દાણાની ખાણો ઉઘાડવામાં આવે છે તેના ઉપર લેવાય છે.

**પુંછી વેરો:**—ઢોરના પુંછડા ઉપરનો કર છે.

**ઘુબક વેરો:**—જ્યારે તાલુકદારને કાંઇ ખાસ ખરચ કરવો પડે છે ત્યારે આ અનીયમીત કર નાખે છે. અને એવે વખતે જે ચાલુ વેરાની રકમો હોય છે તે એક બે વરસ સુધી બમણી લેવાય છે.

ભાગબટાઇ યાને અનાજનો હિસ્સો લેવાની રીતથી તથા તેમાં વધારેલા સઘરા વેરાથી થતી ગુંચવણોને લીધે કેટલાક સંસ્થાનોને ચોખા ભાગની રીત દાખલ કરવા મન થયું છે.

આ રીતથી વજે અથવા અનાજનો મૂળ ભાગ તથા જણસીની તમામ બાબત એકઠી કરી, સાંતી વેરા ઉપરાંત ઉપજનો ત્રીજો યા ચોથો ભાગ જણસીમાં લેવામાં આવે છે. જો વેરો નથી લેતા તો રાજાઓ સાથે ઉપજનો અડધો અડધ ભાગ વહેંચી લે છે. ભોગ વેરાની અંદર રાજાઓ ચોથાથી તે આઠમા ભાગ સુધી સાંતી વેરા ઉપરાંત જણસીમાં હિસ્સો લે છે. ઉધડ વેરાની રીતમાં ખેડુત જણસી અને નગદીમાં અમુક નકકી કરેલ રકમ આપે છે,અને ખાતાબંદીની રીતમાં કેટલાંક વરસ સુધી પોતે જમીન રાખે ત્યાંસુધી અમુક ભાડુ આપવા ખેડુત બંધાય છે. વિઘોટીની રીતમાં જમીનના ગુણ પ્રમાણે વીઘા દીઠ દર આપે છે, અને જો વાડીની જમીન હોય તો ખાસ દર આપે છે.

જમીનના વહીવટની ભાગબટાઇ અને વિઘોટીની રીતોના ગુણ અવગુણ વીષે લાંબા વખતથી ચર્ચા ચાલે છે, તેમાં બંને રીતોમાં ફાયદા તથા ગેરફાયદા રહેલા છે. પણ કાઠી-યાવાડમાં વિઘોટી કરતાં વજેની રીત વધારે પસંદ કરવામાં આવે છે એમાં કાંઇ શક નથી; અને ચોકખા ભાગથી જો વ્યાજબી રીતે વહીવટ થાય તો ખેડુ બાંધેલી વિઘોટીના કરતાં વધારે સેહેલાઇથી પોતાનું દેણું આપી શકે છે.

દરબારી ગામોમાં ઇનામી જમીનની પેદાશ ગામની ખલવાડમાં લઈ જતા નથી પણ ઇનામદાર પરબારી લઇ જાય છે.

આવી જમીનને બારખલી યાને ખળાં બહારની જમીન કહે છે. આ હક બહુ કીમતી ગણે છે અને તેને ઉત્સાહથી સાચવે છે.

કાઠીયાવાડના ઘણા ભાગોમાં જ્યાં ગરાસની વ્હેંચણ કરવા રીવાજ છે તેવે ઠેકાણે દરેક ભાગદાર થોડી જમીન પોતાને હસ્તક ઘર ખેડ તરીકે રાખી ગામની બીજી જમીન બધા વચ્ચે મજમુ રાખે છે. દરેક ભાગદારનો જેટલો હક હોય છે તેના પ્રમાણમાં મજમુ જમીનની પેદાશ સઘળા ભાગદારોમાં વ્હેંચી લેવામાં આવે છે. પરંતુ આ ગુંચવણવાળી રીતથી વારે ઘડીએ એટલા કજીઆ થાય છે કે એક ભાગદારની વાંસે બીજો સામાન્ય મીલકતની વ્હેંચણ કરવા દાવો કરે છે. જ્યાં માલીકો ખંડણી ભરવાવાળા હોય છે ત્યાં જુદા જુદા ભાગદારો ઉપર પેશકશીનો વશાડ પાડવામાં મુશ્કેલાઈ આવે છે.

ઘણા નાના માલીકો પોતાની બધી અથવા લગભગ બધી મીલકત ગીરો માંડવાથી કરજમાં ફસાઇ પડયા છે. કેટલાક દાખલા એવા છે કે માલીકોએ પોતાની જમીન હમેશને માટે એટલે અઘાટ માંડી આપી છે, અને કેટલાએકે અમુક વરસ સુધી પુળા છુટ આપી હોય છે, અને પેદાશ વ્યાજ પેટે તથા મુદલ રકમ ઓછી કરવામાં જમે થાય છે. કેટલીક બાબતમાં કબજો આપ્યા શીવાય જમીન ગીરી મૂકે છે જેને સાનગીરો કહે છે અને મૂળ રકમ તથા વ્યાજ આપીને પોતાની જમીન ગમે ત્યારે પાછી છોડાવવા માલીક મુખત્યાર હોય છે. વટાંતરની રીતથી વ્યાજને બદલે જમીનની ઉપજ ખાય છે અને મુદલ રકમ આપેથી કબજો પાછો આપે છે.

થોડાંક વર્ષ થયાં આ ઇલાકાની વસુલાતની રીતમાં ઘણો સુધારો થયો છે; પ્રથમ આખાં પ્રગણાં વધારે રકમ આપનારને ઇજારે અપાતાં; અને તેઓ ગામ અથવા ગામના ભાગના પેટા ઇજારા આપતા. ઈજારો આપવાની રીત હવે ઘણું કરીને તદન નાબુદ થઇ છે અને કેટલાંક સંસ્થાનોમાં ધોરણબંધી રેવન્યુ આપણી પણ દાખલ થઈ છે.

છેવટે તાલુકદાર અને ગરાસીયા વચ્ચે જમીન અને વસુલાતના દાવાનો ચુકાદો કરવા સારૂ રાજસ્થાનીક કોર્ટે જે મુખ્ય નીયમો કર્યા છે તે આ ઠેકાણે જણાવવા જોઇએ. પહેલો, પરાણે મજુરી એટલે વેઠ માટે છે. ગરાસીયા અને તેની ઘરખેડના ખેડુઓ વેઠને પાત્ર નથી. તાલુકદાર અને ભાયાતના મજમુ ગામમાં ખાસ કારણ શિવાય તાલુકદાર મજમુ જમીનના કારીગરો અને ખેડુ પાસેથી વગર પૈસે વેઠ કરાવી શકતા નથી. નોકરીબદલ આપેલી અથવા પસાયતી જમીન પાછી લેવાની બાબતમાં તાલુકદાર, જેની પાસે હકુમત હોય છે, તેનો અખત્યાર હોય છે; પરંતુ મજમુ ગામમાં નોકરી બાબતની જમીન મજમુ જમીન ભેગી જાય છે, અને હકુમતવાળાને નથી મળતી. મજમુ ગામમાં ઉપજના વહિવટમાં ગરાસીયાને સામેલ રાખવાને તાલુકદાર બંધાએલ છે. ગરાસીયા પાસેથી ખેડવાણ જમીનના દર એકર દીઠ બે આના મુજબ સુધારાનો વરાડ લેવાનો તાલુકદારનો હક હોય છે. સુધારા વરાડની ઉપજ, પોલીસ, કેળવણી, બાંધકામ અને બીજા લોકોપયોગી કામોમાં વપરાય છે. રાજા ગાદીએ બેસે ત્યારે ગાદી નજરાણા એ નામનો કર, લઈ શકે છે. વીવાહની વખતે વીવા વધાવું અગર સાદી એ નામનો કર, અને રાજાના કુટુંબના કોઇ માણસનું મૃત્યુ થાય ત્યારે ગમી યાને મેલણું એ નામનો કર આપવા ગરાસીયા બંધાએલા છે. ઢોરના ડબાનો વહીવટ તથા પોલીસ પટેલને રાખવાનો અધીકાર તાલુકદારનો છે. તાબાના ગરાસીયા તાલુકદારની મંજુરી શીવાય પોતાની જમીન વેચી અથવા ઇનામ આપી શકતા નથી. દેશદાણ નામનો રૂ ઉપરનો તાલુકદારનો કર તાબાના ગરાસીઆઓએ તથા બીજા જે લોકો મફત જમીન ખાતા હોય, તેમણે આપવો જોઇએ.

# ×મહીકાંઠા એજન્સી

## જમીન વહીવટ.

જમીનની ઉપજની વસુલાતની જુદી જુદી રીતો નીચે પ્રમાણેની છેઃ—

(૧) **વિઘોટી**—એટલે દર એકર યા વિઘા ઉપર રોકડ લેવાની રકમ જે સર્વે માપણી અને જમીનની વર્ગવારી પ્રમાણે ઠરાવવામાં આવે છે.

(૨) **ખાતાબંધી**—ખેડુતના ખાતાની જમીનની ઉપલક માપણી કરી વિઘાં કે એકર નક્કી કરવામાં આવે છે. અને જમીનની અથવા પેદાશની રાશ પ્રમાણે રોકડ દર પ્રમાણે આકાર મુકરર કરવામાં આવે છે. નજરમાં આવે તો આ દરમાં ફેરફાર પણ કરવામાં આવે છે.

(૩) **ભાગબટાઈ**—એટલે અનાજના પાક પ્રમાણે ભાગ લેવાની રીત. આ રીતમાં રાજભાગ તરીકે તૂલનો અમુક ભાગ યા તેની થતી કિમ્મત લેવામાં આવે છે. તેમજ કેટલાક સંસ્થાનો અને તાલુકામાં ભાગબટાઇ ઉપરાંત દરેક ખેતર ઉપર વેરાની રકમો હોય છે. જે ખેતરો ભાયાતોને જીવકમાં આપેલાં હોય છે અને તે ખેતરો તેમણે કોઇને ત્યાં ગીરો મૂકેલાં હોય છે તો તે ખેતરોનો વજે ગીરો રાખનાર લે છે અને તેના ઉપરનો વેરો તાલુકામાં લેવામાં આવે છે.

× આ પુસ્તકના કર્તા તરફથી બહાર પડેલી મહીકાંઠા ડીરેકટરી પૃષ્ટ ૪૬.

(૪) **હળબંધી**—યા **હળવેરો**—આ રીત તદ્દન પછાત પડેલી એટલે જંગલી જાતો જેવીકે ભીલ, યા કાળી લોકો જેઓ ઘણું કરીને ડુંગરમાં કે જંગલના અંદરના ભાગોમાં રહે છે તેમને વાસ્તે છે. આમાં ખરેખર ખેડાણ કરવામાં આવતી જમીન ઉપર હિસાબ ન રાખતાં ખેડુ પાસે બળદની જેટલી જોડ હોય તે ઉપર દર લેવામાં આવે છે.

જમીનની ઉપજ વસુલ કરવાની આ ચાર મુખ્ય રીતો છે. પહેલી, બીજી અને ચોથી રીતમાં રોકડ વસુલાત થાય છે અને ત્રીજી રીતમાં તૂલનો અમુક ભાગ લેવામાં આવે છે. જ્યારે મોલ કાપી લેવાનો વખત આવે છે ત્યારે દરબારના માણસો યા દરબાર જાતે દરેક ખેતર તપાસે છે અને પંચ યા વાકેફગાર લોકોની મદદ વડે મોલની અજમાયશ કરી નોંધ કરે છે. જેને **કળતર** કહે છે. રાજભાગના દાણા ખેડુ પાસેથી દરબારમાં લેવામાં આવે છે. વર્ષની પેદાશ, દાણાની જાત અને કળતરીયાની પ્રમાણિકતા એ ત્રણ બાબતના ઉપર રાજભાગનું પ્રમાણ વધતું ઓછું થાય છે. રાજ્યભાગ ઉપરાંત હવાલદાર સુખડી, ખરાજાત વગેરે જુદા જુદા નામની બાબતો લેવામાં આવે છે, અને આ રીતથી વસુલાત લેવામાં ખેડુ બિચારા દરબારી માણસોની દયા ઉપર લટકતા રહે છે. જ્યાં ચોકખા ભાગ હોય છે ત્યાં આવી અડચણો આવતી નથી.

ઉપરના રીત રીવાજો શિવાય નદીના ભાઠાની જમીનનું મહેસુલ વસુલ કરવાનો ખાસ વહીવટ છે. આવી જમીનનો જાથુનો કબજો ભોગવવાને સાધારણ રકમ લઇને આપવામાં આવતી નથી; પરંતુ જમીનની જાતના પ્રમાણમાં વર્ષ યા વર્ષોની મુદત બાંધી ગણોત પટ્ટે આપવામાં આવે છે. તેમ કેટલીક જગાએ એકજ વર્ષને માટે વિઘોટીના દરથી પણ આપવામમાં આવે છે.

દરેક ખેડુતને કબજે અમુક વિઘાં જમીન હોય છે. તે વિઘાંનું સર્વે માપણી પ્રમાણે ખરેખરૂં માપ નીચે મુજબ છે:-

૧ એકર = ૪૩૫૬૦ ચોરસફુટ.
,, = ૧૭૮૧૦ હાથ.
૧ વિઘું = ૨૫૬૦૦ ચોરસફુટ.
,, = ૧૦૦૦૦ હાથ.
૧ ચોરસ મૈલના ૬૪૦ ચોરસ એકર.

ભાગબટાઇના વહીવટમાં રાજભાગ ઉપજનો ચોમાસાના પાકનો ૧/૪થી માંડીને ૧/૨ સુધી અને શિયાળના પાકનો ૧/૫ થી માંડીને ૧/૩ સુધી લેવાય છે અને એ ઉપરાંત જુદા જુદા કરો લેવામાં આવે છે: પરંતુ ભાગબટાઇને માટે સઘળા તાલુકામાં એક સરખો નિયમ નથી.

બીજી જાતના ભોગવટામાં પણ આવા કરો લેવાય છે. આ બાબતમાં નિયમબંધી કાનૂનો નથી અને જુદા જુદા સંસ્થાનમાં લેવાતા કર અને પ્રસંગોપાત પડતા કર

જુદા જુદા હોય છે; તેઓની નીચે મુજબ ગણત્રી કાઢવામાં આવી છેઃ—

| | | |
|---|---|---|
| વજેનું વેચાણ. | વિઘોટી. | જમીન સંબંધી વેરા. |
| સલામી. | વનચરાઈ. | ઘાસની ઉપજ. |
| જમીન ઉપર નજરાણો. | કામદાર સુખડી. | કલતર ફી. |
| જરાત. | ઉઘડીયા. | ચીભડાં. |
| રાતવેરો. | સુકાં લાકડાંનું ઉત્પન્ન. | ફળ તથા ફુલનું ઉત્પન્ન. |
| પથ્થરની ખાણની ફી. | વાસગર. | ઘરવેરા અથવા જમીન ભાડું. |
| કલાલ ભઠ્ઠી. | અફીણ ઇજારો. | ભાંગ ગાંજો. |
| દાણ દલાલી. | ગીરાસ. | નુકશાનનો બદલો. |
| લોકલફંડ. | ફરિયાદ માંડવાની ફી. | દંડ. |
| મુખત્યારનામાની ફી. | રજીસ્ટ્રેસન ફી. | સહી મોર ફી. |
| સ્ટેમ્પ ફી. | પ્રોસેસ ફી. | કમીશન ફી. |
| ફારમ વેચાણ ફી. | ડબા ફી. | નિવારશી મિલ્કતના વેચાણનું ઉત્પન્ન. |

પરચુરણ.

| | | |
|---|---|---|
| મુદ્દામાલ. | ગેરકાયદે અફીણ વેચાણનું ઉત્પન્ન. | સ્કૂલ ફી. |
| લગ્ન વેરો. | ભાંભ વેરો. | વેપાર વેરો. |
| ખલાસી વેરો. | પાડાનું દુઝેલું. | મૈયત વેરો ( મુછન્તવેરો ) |
| લોનનું વ્યાજ. | પરચુરણ. | વટાવ. |

# *રેવાકાંઠા એજન્સી.

## જમીન વહીવટ.

બહારખલી જમીન સિવાય તમામ જમીન નીયમ તરીકે રાજાઓની માલીકીની હોય છે. બહારખલી જમીન ઘણા પ્રકારની હોય છે. ( ૧ ) ગીરાસ અથવા જીવક એટલે રાજકર્તાના ભાયાતોને જીવાઇ તરીકે આપેલી જમીન, ( ૨ ). ઇનામી એટલે લાંબી અથવા નીમકહલાલ નોકરીના બદલામાં બક્ષીસ આપેલી, ( ૩ ) પટાવત એટલે લશ્કરી યા તેવી બીજી નોકરી કરવાની સરતે આપેલી જમીન, ( ૪ ) દેવસ્થાન એટલે મંદીરના ખરચ વાસ્તે આપેલી જમીન, ( ૫ ) ધર્માદા એટલે ખેરાતમાં આવેલી જમીન, ( ૬ ) ચાકરીયાત એટલે સંસ્થાનની અથવા પ્રજાની નોકરી કરવા બદલ આપેલી જમીન. પહેલા ત્રણ પ્રકારની જમીન ઉપર સાધારણ રીતે વાર્ષીક જમા અથવા સલામી અથવા ટાંકા અથવા ફોજવેરાને નામે જુજ રકમ લેવામાં આવે છે.

૨ રાજ્યકર્તાના કુટુંબના ફટાયા કુંવરોના નિર્વાહ વાસ્તે તેમની આબરૂ પ્રમાણે રહી શકાય તેટલી જમીન કાઢી આપી બંદોબસ્ત કરવાનો સર્વમાન્ય જગપ્રસિદ્ધ રીવાજ છે. આ પ્રમાણે કાઢી આપેલી જમીન તેમનો કપાળ ગરાસ કહેવાય છે, અને વંશપરંપરા ઉતરે છે. ઇનામી અને પટાવત જમીન બીજાં કારણોને લઇને હસ્તીમાં આવે છે.

* રેવાકાંઠા ડીરેક્ટરી વૉ ૧ લું પૃષ્ટ ૧૦૪ (એ)

જ્યારે રજપુતો અથવા પરદેશીઓએ દેશમાં પ્રસરી જમાવટ કર્યો તે વખતે તેમના મુખીઓએ પોતાને વાસ્તે મુલકનો મોટો ભાગ રાખી તેમના અનુયાયીઓ વચ્ચે કાંઇ પણ શરત કર્યા વીના યા લડાઇ વખતે મદદ કરવાની શરતે કેટલોક ભાગ વ્હેંચી આપ્યો, પ્રથમના વર્ગની જમીન ઈનામી અને બીજા વર્ગની પૅટાવત કહેવાય છે. આ પ્રમાણે જમીન ધારણ કરનારાઓને પોતપોતાના રાજાઓને લડાઇને વખતે તેમજ સુખશાંતીને વખતે રાજ્ય વહીવટમાં મદદ કરવી પડે છે. આવા હકકથી જમીન ખાનારાઓ જ્યારે તેમના રાજાઓ જાત્રાએ યા તેવી બીજી સહેલગાએ મુસાફરી કરે ત્યારે સ્વારોની ચોકસ સંખ્યા સહીત રાજાની તહેનાતમાં સાથે જાય છે. વળી તેઓ તહેવારો ઉપર તથા તેવા બીજા અવસરે હાજર થઇ દસેરાની તથા બીજી સ્વારીના ઠાઠમાં સામેલ થઈ દબદબામાં વધારો કરે છે. પટાવત જમીન નોકરી નહીં કરવાના સબબથી યા બીજા કારણસર યા વારસના અભાવે ખાલસા થાય છે. જીવાઇની જમીન વંશપરંપરા હક્ક તરીકે ચાલે છે અને વંશજોમાં વહેંચાઇ શકે છે, પણ તેના ધારણ કરનાર નિર્વંશ ગુજરવાથી ખાલસે થાય છે. વળી કોઇ વખતે જીવાઈદારને અમુક નજરાણો લઇ દત્તક લેવા પરવાનગી આપવામાં આવે છે.

૪ બહારખલી જમીન બીજા માણસોને વેચાણ થઇ શકતી નથી કારણ કે એ પ્રમાણે કરવાથી બક્ષીસ આપવાનો હેતુ પાર પડે નહિ પણ આ નીયમ બરોબર પાળવામાં આવતો જણાતો નથી. ગયા સૈકામાં કેટલીક જાગીરો અથવા તેના કટકાઓ નાણા ધીરનારાઓ તથા તેવા બીજાઓના હાથમાં ગએલા છે કારણ કે એ બાબતમાં કંઇપણ ચોકસ નીયમો કોઈ વખત પ્રસિદ્ધ કરવામાં આવ્યા નહોતા. સરકારે જે મુખ્ય નીયમ બાંધ્યો છે તે એ છે કે જે જમીન ઉપર ખંડણીનો બોજો છે તેવી જમીનનું વેચાણ યા તેવી બીજી વ્યવસ્થા થઇ શકે નહી. કેટલાંક સંસ્થાનોમાં થોડા વખત ઉપર બહારખલી જમીન ખાનારાઓના ભોગવટાના હક્કની તપાસ કરવામાં આવી છે અને પરીણામે કબજાની મુદત તથા દાવેદારના પુરાવા પર નજર રાખી અમુક મુકરર કરેલા ધારાને અનુસરીને કેટલીક જમીન ખાલસે કરવામાં આવે છે તેમ કેટલીક પાળવામાં આવે છે યા તે ઉપર સલામી લેવામાં આવે છે.

૫ મોટા સંસ્થાનોમાં જમીનની ઉપજ મહાલ યા તાલુકાના થાણદાર અથવા મહાલકારી વસુલ કરે છે. નાકાના તાલુકદારો વસુલાતની જાતે દેખરેખ રાખે છે અને પોતાને મદદ કરવામાં નાના અમલદારો કે વાણીયાને સાથે રાખે છે. જમીનના તદન નાના કટકાના ધણીઓની ઉપજ પોતાના ખર્ચ જેટલી ભાગ્યેજ હોય છે તેઓ ઘર ખેડ રાખે છે અને જાતે તથા નોકરોની મદદથી સઘળી જમીન ખેડે છે.

૬ જમીનની ઉપજની વસુલાતની જુદી જુદી રીતો નીચે પ્રમાણેની છે.

(૧) **વિઘોટી**–એટલે દર એકર યા વીઘા ઉપર રોકડ લેવાની રકમ જે સર્વે માપણી અને જમીનની વર્ગવારી પ્રમાણે કરાવવામાં આવે છે.

(૨) **ખાતાબંધી**—ખેડુતના ખાતાની જમીનની ઉપલક માપણી કરી વીઘાં કે કુંભા નકી કરવામાં આવે છે અને જમીનની અથવા પેદાશની રાસ પ્રમાણે રોકડ દર પ્રમાણે આકાર મુકરર કરવામાં આવે છે. નજરમાં આવે તો આ દરમાં ફેરફાર કરવામાં આવે છે.

(૩) **હળબંદી**—યા **હળવેરો**–આ રીત તદન પછાત પડેલી એટલે જંગલી જાતો જેવી કે ભીલ, નાયકડા યા કોળી લોકો જેઓ ઘણું કરીને ડુંગરોમાં

જે જંગલના અંદરના ભાગોમાં રહે છે તેમના વાસ્તે છે. આમાં ખરેખર ખેડાણ કરવામાં આવતી જમીન ઉપર હીસાબ ન રાખતાં ખેડુ પાસે બળદની જેટલી જોડ હોય તે ઉપર દર લેવામાં આવે છે.

(૪) **ઉધડ, ઈજારા અથવા ઓકડા**–કેટલાક સંસ્થાનોમાં અમુક સંખ્યા ઓકડીઆ એટલે ઉધડ કે ઈજારાના ગામોની હોય છે. દરેક ગામના મુખી પાસેથી સ્ટેટ એક ઉચક રકમ લે છે અને તેના ખેડુ પાસેથી છુટક છુટક વસુલાત ગામનો મુખી કરે છે દરેક ગામની સ્થિતિ પ્રમાણે ઇજારાની મુદત જુદી જુદી હોય છે. કેટલાક વંશપરંપરા હોય છે અને કેટલાક ચોક્કસ મુદત સુધીના હોય છે. જે મુદત વીત્યે ફરી ઈજારો કરી આપવામાં આવે છે અથવા ખાલસા વહીવટમાં લેવામાં આવે છે.

(૫) **ભાગબટાઇ**—એટલે અનાજના પાક પ્રમાણે ભાગ લેવાની રીત. આ રીતમાં રાજભાગ તરીકે તૂલનો અમુક ભાગ યા તેની થતી કીંમત લેવામાં આવે છે.

જમીનની ઉપજ વસુલ કરવાની આ પાંચ મુખ્ય રીતો છે. પહેલી ચારમાં રોકડ વસુલાત થાય છે અને પાંચમી રીતમાં તૂલનો અમુક ભાગ લેવામાં આવે છે. જ્યારે મોલ કાપી લેવાનો વખત આવે છે ત્યારે દરબારના માણસો યા દરબાર જાતે દરેક ખેતર તપાસે છે અને પંચ યા વાકેફગાર લોકોની મદદ વડે મોલની અજમાયશ કરી નોંધ કરે છે જેને કળતર કહે છે. કાઠીયાવાડમાં સાધારણ રીતે જ્યારે ખળાં તૈયાર થાય છે ત્યારે રાજભાગ લેવામાં આવે છે અને પછી સંસ્થાન તરફથી તે ખુલ્લી બજારમાં વેચાય છે. અહિં રેવાકાંઠામાં ખેડુ પાસેથી રાજભાગના દાણાની બજાર ભાવ પ્રમાણે રોકડ રકમ લેવામાં આવે છે. વરસની પેદાશ દાણાની જાત અને કળતરીયાની પ્રમાણિક્તા એ ત્રણ બાબતના ઉપર રાજભાગનું પ્રમાણ વત્તું ઓછું થાય છે. રાજભાગ ઉપરાંત હવાલદારી, સુખડી, ખરાજાત વિગેરે જુદા જુદા નામની બાબતો લેવામાં આવે છે અને આ રીતથી વસુલાત લેવામાં ખેડુ બિચારા દરબારી માણસોની દયા ઉપર લટકતા રહે છે જ્યાં ચોકખા ભાગ હોય છે ત્યાં આવી અડચણો આવતી નથી.

૭ ડુંગરા અને જંગલોની અંદર રહેનાર કેટલીક તદન જંગલી અને છેક આળસુ જાત જેવા કે ભીલ, કોળી વિગેરે લોકો એક ઘણીજ સહેલી રીતથી ખેતી કરે છે. હળથી જમીન ખેડવાની તસ્દી ન લેતાં ફક્ત જમીન ચોકખી કરી બાળીને તૈયાર કરવામાં આવે છે. બાળવાની બે રીતો છે. દાઝીયાં અને ઝુમટાં અથવા વાલરા ને બંટીઆં. દાઝીઆ કરતી વખતે ખેડુત જમીનનો એક કટકો પસંદ કરી પાડોશમાંથી જરૂર પુરતુ બળતણ વીણી લાવી જમીન પર પાથરી સળગાવી દે છે પછી તે કોદાળી વતી રાખ ઉથલાવે છે અને પોતાનું વાવેતર કરે છે. ઝુમટાં યા બંટીયાં કરવા હોય તો ડુંગરાનો એક ઢોળાણવાળો ભાગ પસંદ કરી તેના પરનાં સઘળાં ઝાડ તેમના તેમ સળગાવે છે અને પછી તેની રાખ ઉપર નીચે કરી રોપણી કરે છે. બંને રીતમાં ખેતી કરેલી જમીનના ક્ષેત્રફળ ઉપર આકાર લેવાય છે. બંને રીતો બગાડ કરનારી તથા રાજ્યના જંગલોનો નાશ કરનારી અને આળસને ઉત્તેજન આપનારી છે તેટલા વાસ્તે તેને બનતાં સુધી ઉત્તેજન આપવામાં આવતુ નથી.

---

# ×પાલણપુર ( બનાસકાંઠા ) એજન્સી.

## જમીન વહીવટ.

મોટાં સંસ્થાનોમાં જમીનની ઉપજ તહેસીલદારો વસુલ કરે છે જેઓના તાબામાં પેટા ભાગો છે; જેને તાલુકા, પરગણાં અથવા મહાલ કહે છે. નાના તાલુકદારો વસુલાતની જાતે દેખરેખ રાખે છે, અને પોતાને મદદ કરવામાં નાના અમલદારો કે વાણીઆઓને સાથે રાખે છે.

જમીનની ઉપજની વસુલાતની જુદી જુદી રીતો નિચે પ્રમાણે છે.

(એ) **વિઘોટી**—એટલે દર વીઘે રોકડ લેવાની રકમ જે માપણી અને વર્ગવારી કરી ઠરાવવામાં આવે છે. આ રીત વારાહી તાલુકામાં દાખલ કરાવામાં આવી હતી પણ સંવત ૧૯૫૬ના દુકાળ પછી આ ધોરણ કાઢી નાખવામાં આવ્યું છે.

(બી) **ભાગબટાઇ** અથવા **અનાજનું કળતર** કરી ભાગ લેવાની રીત. જ્યારે ખેતરોમાં પાક ઉભો હોય છે અથવા મોલ કાપી ખળામાં લાવવામાં આવે છે ત્યારે રાજભાગ જેને વજે કહે છે તેની અટકળ કરવામાં આવે છે. આ છેલ્લી રીત આ એજન્સીમાં સાધારણ રીતે ચાલે છે; અને આ રીત પ્રમાણે પટેલ અને ગામનું પંચ એકઠું થઇ તેના રૂબરૂ ઢાળ કરવામાં આવે છે. ઢાળ થાય એટલે રાજભાગ મુકરર કરી ખેડુતોના નામ ઉપર તે રકમ લહેણી ચઢાવી દેવામાં આવે છે. વળી એક બીજી રીત છે જેને માખલ કહે છે તે એમ છે કે, હવાલદારની દેખરેખ તળે ગામના ખળામાં ખેતીનો સકસણો મોલ લઈ જવામાં આવે છે જ્યાં ખેડુત દાણા કાઢી ભેગા કરે છે અને અનાજને તોલી તાલુકદારનો હક તેમાંથી વસુલ કરવામાં આવે છે. રાજભાગ $\frac{1}{4}$ થી $\frac{1}{3}$ હોય છે.

(સી) **હળીઆવા** અથવા **હળવેરો**—ડીસા, ધાનેરા અને બીજા ગામોમાં લેવામાં આવે છે. આમાં ખરેખર ખેડાણ કરવામાં આવતી જમીન ઉપર હીસાબ નહિ ગણાતાં ખેડુત પાસે બળદ હોય તે બળદની જોડી ઉપર લેવામાં આવે છે; આ એજન્સી તાબાના થાણાઓમાં આ દરને નરવા અથવા વેરો કહે છે. અને કેટલીક જગ્યાએ તે વજે ઉપરાંત લીધામાં આવે છે. કદમથી જમીનનું માપ કરી તે ઉપર નરવા ઠરાવવામાં આવે છે. તેનો દર રૂ. ૫ થી રૂ. ૨૦ સુધીનો છે.

(ડી) **ઉધડ**—એક ખેડુત એક ચોકસ જમીન તાલુકદાર પાસેથી લઈ ખેડે છે તેની અમુક રકમ ઠરાવવામાં આવે છે તેને ઉધડ કહે છે.

રાજભાગ સિવાય બીજી કેટલીક બાબતોનો લેવાય છે તેને લાગતો કહે છે.

**હવાલદારી**—ગામના હવાલદારને કળશી દીઠ ૪ શેર દાણા અપાય છે તે.

**સુખડી**—દરબારી કોઠારીને અપાય છે તે.

**ખરાજાત**—જેનો અર્થ ખર્ચ થાય છે, અને જે ફારસી શબ્દનું બહુવચન છે, તે મહેસુલ વસુલ કરવાનું ખર્ચ પુરૂં કરવા સારૂં લેવામાં આવે છે.

**ઝાંપો**—ગામના મેમાન ખર્ચ બદલ લેવાય છે.

× પાલણપુર એજન્સી ડીરેકટરી ભાગ ૧ લો પૃષ્ટ ૨૨૮.

**કામદારની સુખડી**—કામદારને જે ખોરાક ખર્ચ પ્રથમ આપવામાં આવતું તે પણ હમણાં તે તાલુકદાર લે છે.

**તોલાટ**—જે માણસ વજેના દાણા તોલે તેને આપવામાં આવે છે તે.

**ઢાળીયાનો ખર્ચ**—જે પંચો મોલનો ઢાળ કરવા આવે તેઓનું ખોરાક ખર્ચ.

આ લાગાઓ પ્રથમ મુસલમાનોને અને પછવાડેથી મરાઠાઓને ખંડણી આપવી પડતી, તે બદલ ઘણું કરી લેવામાં આવતા. આ લાગાની પહેલાં રોકડ રકમ લેવામાં આવતી કારણ કે આગળના વખતમાં આ વજાનો વહેવાર બરોબર નહિ હોવાથી અનાજ ફાયદા પડતા ભાવથી વેચી શકાતુ નહિં, અને ખંડણી વસુલ કરનાર, માલ બદલ રોકડ લેતો. વખત જતાં વેરો સ્વતંત્રતાની નિશાની ગણાઇ, અને તે તાલુકદારો અને ગરાસીઆઓ વચ્ચેની તકરારોમાં સ્વતંત્રતાની સાબીતી તરીકે પુરાવામાં વારંવાર રજુ કરવામાં આવે છે.

**ઝાંપી વેરો**—ખેડુતો અને જેઓ ખેડુતો નહિ હોય તેઓ બંનેના ઘર ઉપર લેવામાં આવે છે.

**મસવાડી વેરો**—રબારી અને ભરવાડો પાસેથી જાનવરોની ચરાઇ બદલ લેવામાં આવે છે.

**ચાકડા વેરો**—કુવાના દરેક ચાકડા ઉપર લેવામાં આવે છે.

**ભાંભ વેરો**—મુએલાં ઢોરનાં ચામડાં ઢેડ લઇ જાય તેમના પાસેથી લેવામાં આવે છે.

**કન્યાકુડી**—છોકરીઓના લગ્ન ઉપર લેવામાં આવે છે.

**વેપાર વેરો**—વાણીયા વેપારીઓ પાસેથી તેઓના વેપારના પ્રમાણમાં લેવામાં આવે છે.

**સુતર વેરો**—દરેક વાણીયાની દુકાને એક શેર સુતર લેવામાં આવે છે. (આ વેરો માત્ર ઢીમા તાલુકામાં લેવામાં આવે છે.)

**પાનષરાઈ**—પરહદના રબારી અને ભરવાડો પાસેથી તેઓના ઢોરની ચરાઇ બદલ લેવામાં આવે છે.

**કોઢ વેરો**—લુહારની દર એક ધમણ ઉપર લેવામાં આવે છે. સાદો અથવા લગ્ન વેરો અને મુછાણી અથવા મરણ વેરો. જાગીરદારના કોઇ કુંટુંબમાં કોઇનાં લગ્ન હોય અથવા મરણ થયું હોય તે બદલ લેવામાં આવે છે.

**નજરાણા**—જેઓ દિવાળીને પ્રસંગે સલામે આવે છે તેઓ પાસેથી લેવામાં આવે છે.

**સાંથ હક**—એટલે જમીનના કબજા માટે લેવામાં આવે તે.

**ખીચડી હક**—વારાહી જાગીરમાં છે. જ્યારે જાગીરદારના કુંટુંબમાં કઇ મરણ થાય તે વખતે જેઓ મળવા આવે તેઓ પાસેથી લેવામાં આવે છે

**વજે**—રોકડ રકમ ઉપરાંત પાકનો અમુક ભાગ તાલુકદાર લે છે તે. વજેનો દર દરેક તાલુકામાં અને જુદા જુદા અનાજને માટે જુદો જુદો હોય છે.

જ્યાં જાગીરદારમાં ઘણા ભાગદારો હોય છે અને જાગીરમાં ભાગ પાડવાનો બધા ગરાસીઆઓમાં રિવાજ છે એટલે દરેક ભાગદાર પોતાને માટે થોડી જમીન ખેતીને માટે રાખે છે. આ જમીનને ઘરખેડ કહે છે. ઘરખેડ જમીનનો વિસ્તાર એક સરખો નથી, અને તેવી જમીનનું કોઇ જાતનું રજીસ્ટર રાખવામાં આવતું નથી. બાકીની જમીન મજમુ ખાતે રાખવામાં આવે છે. મજમુ જમીનની પેદાશ તેઓ પોતાના હિસ્સા પ્રમાણે વ્હેંચી લે છે, પણ આ ગુંચવાડા ભરેલી રીતથી ઘણીવાર માંહોમાંહે એવા કજીયા થાય છે કે, એક પછી

બીજો ભાગીદાર મજમુ જાગીરમાંથી પોતાનો ભાગ મેળવવવાનો દાવો કરે છે. જે જાગીરદારો ખંડણી આપે છે તેઓ પાસેથી તેઓના ભાગના પ્રમાણમાં ખંડણી વસુલ કરવાને ઘણી મહેનત પડે છે.

ઘણા નાના જાગીરદારો કરજમાં તદ્દન ડુબી ગયા છે. કેટલાકોએ પોતાની જાગીરો આખી અથવા તેનો ઘણોખરો ભાગ ગીરો મૂક્યો છે, કેટલાકોએ પોતાની જાગીર અઘાટ આપી દીધી છે. કેટલેક ઠેકાણે જાગીર પુલાછુટ માંડી દીધી છે. કેટલેક ઠેકાણે જમીન કબજા વગર ગીરો છે એટલે સાનગીરો આપેલી છે. જે જાગીરદારો વ્યાજને મુદ્દલ આપી છોડવી શકે છે.

ગરાસીયાઓને વેઠ કરવી પડતી નથી. ગામની ચાકરીયા અથવા પસાયતી જમીન પાછી મળવાની બાબતમાં જે તાલુકદારને હકુમત હોય છે તેને એવી જમીનના કબજેદાર ઉપર સત્તા હોય છે. પણ મજમુ ગામમાં તેવી જમીન મજમુમાં પાછી જાય છે પણ હકુમતવાળા તાલુકદાર એકલાને મળતી નથી. મજમુ ગામોમાં તાલુકદારની રેવન્યુ વહીવટમાં ગરાસીયાઓને ભાગ આપવા બંધાયેલ છે દીઓદર તાલુકામાં ઘણા કોળીઓને ઈનામી જમીન છે. તેઓ જાગીરદારોને વેરા સીવાય બીજુ કંઇ આપતા નથી. લવાનાના રજપુતો દીઓદરને માત્ર વેરો આપે છે, વજે આપતા નથી. ઘણા ખરા જાગીરદારો વજે લે છે. સાંતલપુરના ખેડુતો જમીન ઉપર છુટાહક ધરાવે છે એટલે જ્યાંસુધી રાજહક બરોબર આપે ત્યાંસુધી તે જમીન વંશપરંપરા ખાય છે. તાલુકાનો મુખી આવક જાવક દાણ આવક અને નિકાસ ઉપર લે છે. જાનવરોના વેચાણ ઉપર સીંગોટી હક તાલુકદાર લે છે. દારૂ, ભાંગ અને ગાંજાની ઉપજ પણ તાલુકદાર લે છે. હરસોડી જાતનો કર સાંતલપુરમાં બળદો ઉપર કોરીમાં લેવામાં આવે છે. કેટલાક કાંકરેજના તાલુકદારો વડોદરા રાજ્યને જમા અને ઘાસદાણો આપે છે અને મજમુદારી દસ્તુરી મજમુદારોને આપે છે. સાંતલપુરનાં કેટલાંક ગામો રાધનપુરને અને જમૈયા ગામો થરાદ તાલુકાને જમા આપે છે. થરાદનાં કેટલાંક ગામો પાલણપુરને જમા આપે છે તેમ પાલણપુરનાં કેટલાંક ગામો થરાદને જમા આપે છે.

ગાયકવાડ સરકાર કાંકરેજના કેટલાક ગરાસીયાઓને વૉલ આપે છે તેની મતલબ એમ જણાય છે કે નજીકના મુલકમાં લુંટફાટ ન કરે.

---

# બ્રિટિશ જીલ્લાઓનો
## જમીન વહીવટ.

અમદાવાદ, ખેડા, પંચમહાલ, અને ભરૂચ જીલ્લાનો તાલુકદારી વહીવટ એક સરખો નથી અને તે દરેક જીલ્લાઓમાં જુદી જુદી તરેહનો વહીવટ ચાલે છે. આ સંબધમાં ભરૂચ જીલ્લામાં આવેલા આમોદ સંસ્થાનના મહેરબાન ઠાકોર સાહેબ સરદાર નહારસીંહજી સાહેબ કે જેઓ એક વખત મુંબઇની ધારાસભામાં ઑનરેબલ મેમ્બર હતા અને હાલ જેઓ આમોદ સંસ્થાનમાં ઑનરરી ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટનો પાવર ભોગવે છે એમણે તાલુકદારી એસ્ટેટ સંબંધી બહોળુ જ્ઞાન મેળવી ગુજરાતના તાલુકદાર અને ઠાકોરો સંબધી એક પ્રશ્ની તૈયાર કરી તારીખ ૧૦ ડીસેમ્બર સને ૧૯૨૫ ના રોજ પ્રસિદ્ધિમાં મુકેલી જેની એક પ્રત અમારા

તરફ એમની મહેરબાની કરી મોકલાવેલી જે વાંચતાં ખાલસા જીલ્લાના તાલુકાઓના જમીન વહીવટ તથા જમાંબંધી સંબંધી સંપૂર્ણ હેવાલ તેમાં જણાયાથી તથા એજ ‘લી અક્ષરસઃ આ પુસ્તકમાં મૂકવામાં આવે તો આ વિષય ઘણો કિમતી થઇ પડશે. તથા કોઈપણ જીલ્લાના વહીવટ માટે બીજું સાધન શોધવા જરૂર જણાશે નહિં એમ જણાયાથી મહેરબાન આમોદ સંસ્થાનના ઠાકોર સાહેબની સંમતી મેળવી એમની ‘લીનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર આ નીચે અક્ષરસઃ આપવામાં આવે છે.

---

# ગુજરાતના ઠાકોરો તથા તાલુકદારો માટે દલીલ.

---

રચનાર.

## આમોદના ઠાકોર સાહેબ.

૧. આ જગાએ ચર્ચેલા વિષયમાં પોતાની જાતનું ખુલ્લી રીતે હિત જણાતું હોય તેમ છતાં જેમને એવો વિચાર ખુંચ્યા કરતો હોય કે આ નોંધતો વાદળા વગરના આકાશમાં મેઘ ગર્જનાના ધડાકા જેવી છે. તેમણે હાલના કાયદા ઘડવાની વલણ કેવા પ્રકારની છે તે તથા સરકાર તરફથી જુદાં જુદાં ખાતાંઓ તરફ કેવા હુકમોની પરંપરા છુટે છે તે તથા કાયદા બાંધનારી સભાઓ પર લોકોનો મત પોતાનો વધારે સ્વિકારવા માટે કેવું દબાણ કરી રહ્યો છે તે તરફ નજર કરવી. તાલુકદારોના સંબંધમાં જે ગુંચવાળા પ્રશ્નો ઉપસ્થિત થયા હતા તેમાંના કેટલાક પ્રશ્નોનો અમે કાળજીપૂર્વક અભ્યાસ કરેલો તથા તેનાં પરિણામો કાયદા કરીને તેમજ ખાતામાંથી હુકમો કાઢીને ગયા સાઠ વરસોમાં અમલમાં મુકવામાં આવ્યાં છે જેના પરિણામે તાલુકદારો હાલ જુદા સમૂહ તરીકે હયાતી ધરાવે છે અને પોતાની જાતનાં દુઃખો એક જુદા સમૂહ તરીકે રજુ કરે છે એ પ્રમાણે મગરૂર થવાને જે અધિકારીઓને વ્યાજબી કારણ છે તેમની માફી માગવામાં આવે છે. છેલ્લાં સાઠ વરસોમાં જે વાત્સલ્ય લાગણીનો એક સરખો પ્રવાહ (સરકાર તરફથી) વહ્યો આવે છે તેની કિંમત ઓછી કરવાનો હેતુ આ નોંધનો નથી તેમજ જાણી બુઝીને કરેલા વચન ભંગને લીધે આ નોંધમાં બતાવેલી ત્રુટીઓ ઉભી થઇ છે એમ બતાવવાને પણ આ નોંધ નથી. ઉપર જણાવેલા બે પ્રકારના વાંચનારાઓની ચર્ચા માટે જો વિચાર રાખ્યો હોત તો, આ નોંધ ઘણી ટુંકી કરી શકાત. પરંતુ સુધરેલી કાઉન્સીલોની અંદર તેમજ બહાર કબુલ કરાયલા લોકમતના નેતાઓની તાલુકદારોનો કેસ હાલના લોકમત પ્રમાણે રાજ્ય ચલાવનાર જમાનામાં પણ એવો કાંઇ આશા વગરનો નથી કે જેનો વિચાર જુદી રીતે થઇ શકે નહિં એવી ખાત્રી કરવાની મારી ક્ષમા કરવા યોગ્ય ઇચ્છાને લીધેજ આ નોંધ આટલી લાંબી થઈ છે એમ જણાશે એવી હું આશા રાખું છું.

૨. રાજ્ય વહીવટ ચલાવવાની પદ્ધતિમાં જ્યારે ઘણો ફેરફાર થાય ત્યારે વહીવટમાં નવા પ્રકાર દાખલ કરવાને તેમજ નવા પ્રયોગો અજમાવવાને રાજ્ય વહીવટના ઇતિહાસને

પાછાં પગલાં ભરવાં પડે છે. હાલમાં જે તાલુકદારી જાગીરો છે તેમનો ભૂતકાળમાં જે વહીવટ થયેલો તેનો ઇતિહાસ તથા સદરહુ જાગીરોનો હાલની સરકાર સાથે જે નજીકનો સંબંધ છે તેનો ઇતિહાસ તો કોઇ પણ મહત્વની રાજ્ય ઘટનાની ચર્ચા વખતે કાંઇ પણ ગણનામાંથી બાતલ કરવામાં આવે તો ગુજરાતના તાલુકદારોની તદ્દન નોખી પદવી હતી કે જેને હિંદુસ્તાનના જમીનદાર વર્ગના દરરોજના કાર્યમાં માન આપવામાં આવતું તે વાત બીન ચુકવાળા નિશાનની ગરજ સારે તેવી હિન્દુસ્થાનની ધારાપોથી પર કંઇ પણ ચીજ છે ? અને જો એમ સાબીત કરવામાં આવે કે આવા પ્રકારનું કાંઇ પણ નિશાન નથી તો જે માણસો ઇતિહાસ જોવાનું ધૈર્ય નહિં રાખતાં આસપાસના સંજોગો ત્વરિત દૃષ્ટિએ જુએ એવો સંભવ છે તેમને રેવન્યુ ખાતાના તથા ડીસ્ટ્રીકટ કલેકટરોના હાલના તાલુકદારો સાથેના સંબંધોની કેવી રીતે ખબર પડી. જો કે પાછલા ૬૦ વરસોમાં ગુજરાતના તાલુકદારોનો કાયદાને અનુસરીને જે મોભો જોઇએ તે હાલ બરોબર તેમની જે દશા છે તે વિષયની તપાસ નવા કાયદા બાંધવાના તેમજ વહીવટ ચલાવવાના હેતુથી નિપૂણ તથા સહાનુભૂતિવાળા અધિકારીઓએ ધરેલી છે તેમજ પ્રજાના આગેવાનોએ તેમજ રાજ્ય ચલાવનારાઓએ દક્ષતાથી તે બાબત ચર્ચા કરી છે. જેમની આ વિષય ઉપર કાર્ય કરવા માટે તેમના હેતુની દીશામાં તાલુકદારોને કાંઇ પણ વાંધો કાઢવાનું પ્રયોજન નથી, તેમ છતાં ઉપર જણાવ્યા પ્રમાણે તાલુકદારોનો કાયદા પ્રમાણે જે મોભો હોવો જોઇએ તથા હાલ જે ખરેખર સ્થિતિ છે એ ઉલટી ( વિપરીત ) ઘટના શા કારણોને લીધે ઉદ્દભવી છે તે સઘળાં કારણોનું સંપૂર્ણ બ્યાન (વર્ણન) કરવાની જરૂર પાછલા વાક્યમાં કહેલા કારણથીજ ઉભી થાય છે.

૩. આ નોંધમાં સન ૧૭૭૨ થી શરૂ થતા ૧૫૦ વરસના સમય વિષે લખાણ છે. આ સમયના પાંચ ભાગ પાડવાથી સગવડ વધારે જણાશે. પહેલો ૧૭૭૨ થી ૧૮૧૭ સુધીનો એટલે કંપનીનું રાજ્ય દાખલ થયું તે સમય, બીજો ૧૮૧૭ થી ૧૮૫૭ એટલે તે રાજ્યમાં બંદોબસ્ત કરી તેને સંગીન બનાવવાનો કોલ, ત્રીજો ૧૮૫૭ થી ૧૮૮૮ એટલે પાછળ થઇ ગયેલાં રાજ્યોના અંધેર વહીવટની અસરમાંથી નામદાર મહારાજાની ઇન્ડીઅન રૈયતને શાંતિ આપવા તથા તેમના યોગ્ય અધિકારમાં તેમને મૂકવાનો કાળ. ચોથો ૧૮૮૮ થી ૧૯૧૯ સુધીનો એટલે મુંબઇ ઇલાકામાં જે લેન્ડ રેવન્યુ પદ્ધતિ શરૂ થયેલી તેને પુરી કરવાનો સમય, અને પાંચમો સુધરેલી કાઉન્સીલો સ્થપાયી ત્યારથી શરૂ થતો અને હજીપણ ચાલુ છે તે કાળ. જેમાં ગયા રાજ્ય વહીવટમાં નાંખેલા પાયા ઉપર નવા હક્કો ચઢી બેસવા પ્રયત્ન કરી રહ્યા છે. બ્રિટિશ રાજ્યના આગળ પ્રગતિના આ પાંચ સમયો પૈકીના દરેકની નોખી નોખી ખાસીયત હતી અને તાલુકદારોના મોભા ઉપર તેમની જુદા પ્રકારનીજ અસર હતી તે વાતનો આબેહુબ ચિતાર સન ૧૮૦૫ માં કર્નલ વૉકર સાહેબે ભરૂચ જીલ્લાના તાલુકદારોનો મોભો તે સાલમાં કેવો હતો તે વિષે આપેલું વર્ણન તથા દયાળુ બ્રિટિશ રાજ્ય જેમ જેમ આગળ વધવા માંડયું તેમ તેમ પાછળના બ્રિટિશ રાજ્ય કરનારાઓએ વર્ણન આપ્યાં છે તેમનો મુકાબલો કરવાથી સમજાશે.

કર્નલ વૉકર સાહેબ કહે છે કે:—" જે થઇ ગયું તે રાજ્ય સાથે તેમનો જે સંબંધ હતો તે ધ્યાનમાં લેતાં આ તાલુકદારોને સ્વતંત્ર રાજાઓથી ઓછા અધિકારવાળા ગણી શકાય

નહિં. તેઓએ આપણા રાજ્યને માત્ર ખંડણી ભરવાની છે તેમ છતાં પણ—પોતાના ગામોમાં ઠાકોરો તો રાજાઓ જેવાજ સ્વતંત્ર અધિકારવાળા છે. "×

" મોગલોને અથવા મરાઠાઓને ખંડણી આપવામાં આવતી એ વાતથી તેના સ્વભાવની સ્વતંત્રતાને કાંઇપણ અસર થતી નથી.* "

સન ૧૮૨૧માં અમદાવાદના તાલુકદારોની સ્થિતિનું સમાલોચન કરતી વખતે મોન્સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનને પણ ત્યાંના તાલુકદારોના મોભામાં એવોજ ફરક માલુમ પડયો અને તેથી એવું નક્કી થયું કે—

" તાલુકદારો તો જમીનના માલીક છે માત્ર તેમની જમીનની કીંમત ઉપર રાજ્યમાં કર આપવામાં તેમણે અમુક હિસ્સો આપવો જોઇએ.+ "

" સન ૧૮૬૨માં મુંબઇના ગવર્નર સાહેબને જણાયું કે આ જુનો રાજા પોતાના રાજ્યનો ખરેખરો માલીક હતો. એક સમય એવો હતો કે જ્યારે હાથમાં તરવાર લેઇને પોતાના હક્ક ઉપર હુમલો કરતા મોગલ લશ્કરની સામે થઈ તેનો હલ્લો તે અટકાવતો. તેજ રાજાને મુલ ઉપર બંધાયલા ( પણ તેથી કાંઇ ઓછા પાપી કે અન્યાયી નહિં તેવા ) બ્રિટિશ વહીવટની ગેરવ્યવસ્થાએ સરકારનો એક વાર્ષીક ગણોતીયો અથવા મરજીમાં આવે ત્યારે કાઢી મુકાય તેવો ખેડુત બનાવી દીધો છે અને તેને છેક અધમ દશામાં ઉતારી પાડયો છે. "†

હવે સન ૧૮૮૮ની સાલમાં મુંબઇમાં જે સરકાર હતી તેમના મત પ્રમાણે ગુજરાતના તાલુકદારો "અંગ્રેજ સરકારના કાયદા પ્રમાણે માત્ર ખાનગી જમીન ધારણ કરનારા હતા અને સરકાર સાથે તેમનો સંબંધ માત્ર લેન્ડ રેવન્યુ કોડ લેન્ડ રેવન્યુ ( જમીન મહેસુલ ) આપનાર તરીકેનો છે એમ ગણવામાં કાંઇ પણ બાધ નથી પરંતુ, એ ધ્યાનમાં રાખવાનું છે કે તેમની વિચિત્ર સ્થિતિને લીધે તેમને આ પદ્ધતિમાં ગોઠવતાં સંભાળપૂર્વક કાળજી રાખવાની છે "‡

હાલનો સમય એવો છે કે વડીલ છોકરાનેજ ગાદી મળે એ સૂત્ર કુટુંબમાં ચાલતુ હોવાને સબબે અથવા કરકસર કરી વ્યવહાર નીભાવવાથી જે તાલુકદાર પોતાની જાગીરને સાંગોપાંગ રાખી શકયો હોય તે પોતાના રાજદ્વારી હક્કો ગુજરાતના સરકારોની પ્રતિનિધિ મોકલનાર સંસ્થાનના મેમ્બર તરીકે માગી શકે અને તેનાથી ઓછા ભાગ્યવાળા ભાઇઓ કાયદાની નવી કાઉન્સીલના વોટર તરીકે પોતાના હક્કો પ્રતિપાદન કરી શકે.

૪. તરવારનો અથવા બંદુકના દારૂનો જરાપણ ઉપયોગ કીધા વગર એક જામી ગએલા અને સુધરેલા રાજ્યના ૧૧૫ વરસ જેટલા સ્વલ્પ કાળમાં આવો જબરજસ્ત ફેરફાર ઇતિહાસના લખનારને ઘણા ગ્રંથો લખવાનું ઘણું સાધન બેશક પુરૂ પાડે તેવા છે. પરંતુ

---

× રાસમાળા વૉલ્યુમ ૨ પાનું ૨૭૭.

*કર્નલ વૅાકરનો રિપોર્ટ તા. ૨૦ જુલાઇ ૧૮૦૬ નો.

+મીનીટ તા. ૬ એપ્રીલ ૧૮૨૧ ગવર્નમેન્ટ સીલેકશન નં. ૧૦૬ નવી આવૃતિ પાનું ૧૩.

† કાયદા બાંધનારી સભામાં પ્રોસીડીંગ તા. ૮. માર્ચ ૧૮૬૨.

‡ સન ૧૮૮૫ના બીલ નં ૬ના આશયો તથા કારણોનું કથન પેરા ૬.

સન ૧૮૦૫ના ખંડણી આપનારા થોડા સ્વતંત્ર રાજાઓ સામાન્ય પદ્ધતિથી ૧૯૨૦ માં એ વાતો અદસ્ય થઈ ગઇ કે જેમને ઓળખવાનું કાંઇ પણ નામ નિશાની હાલ રહી નથી તે વાત એક અજાયબ પ્રકારનો ઇતિહાસીક ચમત્કાર છે અને બ્રિટનના જે પુરૂષોએ જે ભૂમીમાં પોતાની જીંદગી ગાળી છે તે દેશને તેની ગયેલી રાજ્ય કીર્તિમાં પાછો પુનઃ સ્થપાવાના ભાવિ દશ્ય પર નજર માંડી રહ્યા છે તેઓ શોધ કર્યા વગર નહી રહે; કે એક સૈકા ઉપરાંત તેમના સતત પ્રયત્નોનો એક ખુણામાં તેમણે લક્ષમાં રાખેલા પરિણામથી તદ્દન વિરૂદ્ધ પ્રકાર બનવા પામ્યો છે.

૫. મહારાણી સરકારના પણ જેઓ બધા સાથે રૈયતજ હતા તેવા વેપારી સ્વભાવના રાજ્ય કરનારાઓએ આવો અવાજ વગરનો પણ પ્રચંડ ફારફેર પોતે કીધો અને જેથી તેમની ઉપજમાં ઘણો વધારો થયો. તેઓ આ કાર્યથી પોતાની જાતને અભિવંદન આપે તો તે ક્ષમ્ય છે. કંપનીના વહીવટથી રૈયતને પડેલા ઘા રૂઝાવવાના બહાર કહેલા હેતુથી રાણી સરકારે હિન્દુસ્થાનને રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછીજ આ બધો ફેરફાર થવા પામ્યો એમ જો સાબીત કરવામાં આવે—અને તેમ કરવાનો જ હેતુ આ નોંધનો છે—તો પછી નામદાર મહારાણીના કૃપાળુ ઢંઢેરાના દાનેશ્વરી શબ્દો તથા કંપની સરકારના ઘણાજ ભૂલ ભરેલા તથા ઘણા પાપી ગેરવહીવટની નામદાર ગર્વનરે સન ૧૮૬૨માં કાઢેલી ઝાટકણી જે તેટલીજ આશાઓ આપનારી જણાઇ હતી તે બન્ને ઉપર આ પ્રચંડ ફેરફાર દુઃખદાયક ટીકા તરીકે હંમેશાં રહેશે જ.

૬. હવે સન ૧૯૦૩ની સાલમાં સરકારને તાલુકદારો એવા લાગ્યા કેઃ—

" આ લોકો એક પ્રકારના પણ મૂળમાં તદ્દન સરખાજ કારણથી હસ્તીમાં આવેલા જમીનદારોની મોટી સંખ્યાનો એક સમૂહ છે તેમની જાતનાં અથવા તેમની વર્ગ વર્ગનાં નામ ફુટનોટમાં* આપેલા છે અને એ કહેવું જોઇએ કે—તાલુકદારોનો મોટો ભાગ કાઠીઓ, રજપૂતો તથા ઠાકરાડાઓનો બનેલો છે તેઓ પોતે જાતે જમીન જીતી લેવાના હકથી જમીનના માલીક છેઃ બાકીનાઓએ મુગલ બાદશાહની બક્ષીસથી પોતાના હક્ક સંપાદન કરેલા છે. દખલા તરીકે કસ્બાતીઓ તથા મુસલમાન તાલુકદારો અથવા બીજા વર્ગો પાસેથી હક્ક મેળવેલા છે.

"દાખલા તરીકે ચારણો તથા ભાટો તથા ધર્માદા જમીનો માત્ર જમીન ધારણ કરનારા હોવાથી આમાંના કેટલાક વધારે ભાગ્યશાળી હોવાની સરકારની મહેરબાનીના કૃત્ય તરીકે સરદારના લીસ્ટ (પત્રક)માં મૂકાયા છે. "સરદારો" એટલે અમુક રકમ પર્યંત જમીન મહેસુલ આપનારા બધાએ જમીનદારનો એક મિશ્ર સમૂહ."

૭ હવે તાલુકદારોને જે સમૂહમાં ગોઠવી દેવામાં આવ્યા છે તે આ છે. જો આ સાંકળ અપૂર્ણ જણાય તો તેને સારૂ બીજાં સાધન યોજવાનો વિચાર ચાલતો હશે. તેમનો દરજ્જો વિશિષ્ટ પ્રકારનો છે એમ કબુલ કરવામાં આવ્યું છે અને વિશિષ્ટતાએ અમુક અંશનીજ બાબત છે. .મી રૌબર્ટસને જે વર્ણન આપ્યું છે તે આ વિશિષ્ટતામાં ફારફેર માટે અમુક ધોરણો બતાવે છે અને દરેક તાલુકદારની જાતની પદવી શું છે તેના સંપૂર્ણ હેવાલ માટે જુદી જુદી જાતના વર્ગો, વંશોનો ઇતિહાસ જોવો પડે. મી. રોબર્ટસન લખે છે તેમ સન

* કાઠી, રજપુત, ગરાશીઆ, ઠાકરડા, ચારણ, કસબાતી, મુસલમાન અને ગોસાઈ.

૧૯૦૩ સુધીમાં તેમની વિશીષ્ટતાની કાંઇ પણ વ્યવહારીક કિંમત રહી ન્હોતી. આ બધા વર્ગો માટે એ વિશિષ્ટતા આ ટુંકી નોંધમાં સવિસ્તર બતાવવા હું પ્રયત્ન કરૂં એ બને તેમ નથી; માત્ર હું એટલીજ આશા રાખી શકું કે મારા તાલુકદાર ભાઇઓમાંનો દરેક જણ ઇતિહાસ ઉપરથી પોતાનો મોભો કેવા પ્રકારનો છે તે શોધી કાઢવાને પ્રયત્ન કરશે અને પોતાના પાછલા ઇતિહાસની અસર હાલની પદ્ધતિમાં ઉત્તમ પ્રકારે કેવી રીતે ગોઠવી શકાય તે શોધી કાઢવાને પ્રયત્ન કરશે.

૮ તાલુકદારોને લગતા પાંચ કાયદાઓ. પહેલા ચાર–મુંબઈની કાઉન્સીલનો એક અને ઇન્ડીઆ કાઉન્સીલના ત્રણ. તે ઉંચા અધિકારમાં સ્થાપવાના ત્રીજા કાળ ( ૧૮૫૭–૧૮૮૮ ) ના દાદ આપનારા કાયદા બાંધનારી કાઉન્સીલના ઉપાયો હતા જે વડે અમુક દાદ આપવામાં આવેલી.* આ સમયમાં હિન્દુસ્થાનનો કોઇપણ ભાગ અથવા હિન્દુસ્થાનની રૈયતનો કોઇપણ વર્ગ જેને દાદની જરૂર હોય તેમને દાદ આપવા માટે ના પાડવામાં આવતી ન્હોતી. આવી જાતના હુંડીબંધ કાયદાઓ ધારાપોથીમાંથી બતાવી શકાય. માટે એ વાત તો ખુલ્લી જણાય છે કે જો કે, કાયદાની કાઉન્સીલોમાં તેમજ આ કાયદાઓ જે રીપોર્ટો ઉપરથી જન્મ પામ્યા તે બન્નેમાં તાલુકદારોનો ઇતિહાસીક દરજ્જા વિષે ચર્ચા કરવામાં આવેલી× છતાં તે દરજ્જો સ્પષ્ટ કક્ષામાં મૂકવાને કાંઇપણ પ્રયત્ન કરવામાં આવ્યો ન્હોતો. એટલુંજ નહી પણ આ દરજ્જા ( મોભા ) ને ખાસ બે કારણોના લીધે ચર્ચા દરમ્યાન નુકસાન થયું. એટલે (૧) બીજા પ્રાંતોના તાલુકદારો જેઓ કાયદાની કડક કલ્પના પ્રમાણે માત્ર વચલા દલાલજ હતા તેમની સાથેજ ગુજરાતના તાલુકદારોને ઇન્ડીઆની કાઉન્સીલે મૂકી દીધા. (૨) સદરહુ કાઉન્સીલમાં જે ખરડો રજુ થયો અને જે સન ૧૮૭૧ ના આકટ ૧૫ના નામથી બહાર નીકળ્યો તે રજુ કરનાર મેમ્બરો આ વિષય ઉપર કોઇ પણ ચોકસની નીતી અખત્યાર કરવા માટે પોતાના કિંવા સરકાર તરફથી વચન આપવાની ના પાડી તેથી ઉપર કહેલા ઇન્ડીઆ સરકારના ત્રણ કાયદાઓ+ પૈકી છેલ્લો હજી પણ ધારા પોથી પર છે, અને સન ૧૮૮૮માં હાલનો ગુજરાત તાલુકદારોનો કાયદો પસાર થયો ત્યારે પંચમહાલ એકલોજ જીલ્લો એવો હતો કે અમદાવાદ જીલ્લામાં ચાલતો સન ૧૮૬૨નો ૫ મા કાયદા જેવોજ કાયદો જેને માટે કરવાની જરૂર હતી; પરંતુ, પંચમહાલ જીલ્લાને બીજા જીલ્લાઓ સાથે સમાન પંક્તિમાં મૂકવા કરતાં રેવન્યુ વહીવટની જરૂરીઆતો મોટી હતી; અને તેને લીધે સન ૧૮૮૮નો કાયદો બહાર આવ્યો જેમાં પ્રથમના આવાજ કાયદાઓ કરતાં ખુલ્લી રીતે જબરા તફાવત હતા, અને ઘણી મહત્ત્વની બાબતો ઉપર હતા. જે કાંઇ હાલ

---

*મુંબઇનો સન ૧૮૬૨નો આકટ છઠ્ઠો.

ઇન્ડીઆના આકટ

૧૮૭૧નો ૧૫ મો; ૧૮૭૭ નો ૧૪ મો; ૧૮૮૧ નો ૨૧ મો.

× જુદા જુદા પ્રાંતોની દેવાદાર થયેલી જાગીરો માટે કરેલા કાયદાઓ તથા દક્ષીણના ખેડુતોને મદદ આપનારો કાયદો જુઓ.

+ ઇન્ડીઆના કાયદા બાંધનારી કાઉન્સીલના પ્રોસીડીંગ તા. ૧૦ ફેબ્રુવારી ૧૮૭૧ ઈ૦ ગેઝીટ પાનાં ૫૮–૫૯.

સાંભળવાનું તથા મહત્ત્વનું છે તે એજ બાબત છે; અને જો આ બાબતમાં યોગ્ય કાયદો કરીને તેની સામે સંભાળ ન લેવામાં આવે તો તે આ પ્રમાણે ચાલુ રહેવાનું.

૯. ઉપર કહેલા કાયદાઓ જે ખંતવાળી અને લાંબા લખાણો વાળી તથા પ્રમાણીક અને બાહોશીવાળી તપાસના પરિણામે પસાર થયેલા અને કાયદાની કાઉન્સીલોમાં તે કાયદાઓ પસાર થતી વખતે જે સાચા દીલનાં ભાષણો થયેલાં તેમ છતાં જો હાલ એવું કહેવામાં આવે કે આ કાયદાએ તાલુકદારોના મોભાને દગો દીધો છે તો તે કહેવું. એ ઉપર કરેલી તપાસ તથા ભાષણોને સ્વલ્પ પણ ન્યાય નહિં આપવા જેવું લેખાય. પરંતુ તાલુકદારોની હાલની જે સ્થિતિ છે તેમાંથી તેમને કયે રસ્તે બહાર કાઢવા તે રસ્તો શોધતાં સદરહુ મોભાને વિસારી દેવામાંજ આવેલો એમ જણાય છે. એ વાત પણ કમનશીબે ઘણીજ સત્ય છે. અમદાવાદના તાલુકદારોની સાથે કામ લેતાં રાજ્યના વહીવટદારોએ જે ભૂલો કરેલી તેના પ્રાયશ્ચિત તરીકે આ કાયદાઓનો અગ્રેસર સન ૧૮૬૨નો ૬ ટ્ઠો કાયદો હતો એમ બધેથી કબુલ કરવામાં આવ્યું છે.* "તાલુકદાર" શબ્દ બ્રિટિશ રાજ્ય કરનારાઓએ નવો ઘડી કાઢયો હતો અને સદરહુ કાયદાએ પોતાની અંદર એ શબ્દની વ્યાખ્યા આપવાનું વિસારી દીધું તેથી તાલુકદારો કેવા પ્રકારના જમીનદારો હતા તે કહેવાનું હિસાબ જોઇને જીલ્લાના અધિકારીઓના માથે નાંખી દીધું. ત્યાર પછી જે કાયદા થયા તેમાંના કોઇએ પણ આ શબ્દની કાંઇ પણ શાસ્ત્રીય વ્યાખ્યા આપી નથી. અને જે શબ્દ હાલ વપરાય છે તેણે સાણંદ જેવી વિલક્ષણ અને ઐતિહાસિક જાગીર જેની યશસ્વી ભૂતકાળની કારકિર્દી રાસમાળામાં ખેદમિશ્રિત, ખાસ સ્તુતિની નોંધ માટે યોગ્ય ગણવામાં આવી છે અને ગાદી મોટા દીકરાનેજ વંશપરંપરા જાય એ નિયમથી નહિં તુટી જતાં જે જાગીર જળવાઇ રહી છે તેને તેમજ તેવાજ પ્રકારની બીજી નાની જાગીરોને ચુંવાળ તથા પ્રાંતીજની ઘણીજ નીતિ ભ્રષ્ટ તથા નાશ પામવાને ટચુમચુ થતી જે જાગીરો, જમીનો છોકરાઓમાં ભાગ પાડી આપવાના બોજા તળે કચડાઇ ગઇ છે તેમની સાથે મૂકવામાં આવી. કરણઘેલાના મગરૂર વંશજોને તોફાની લુંટારા તરીકે ગણાવી ખોટો ખ્યાલ ઉપજાવવા જેવી આ વર્ગ પાડવાની રીત છે. ત્યાર પછી હિન્દુસ્થાનનો સન ૧૮૭૧નો ૧૫મો આકટ થયો તેનો આશય તેમાં બતાવેલા પાંચ ઠાકોરોની બાબતમાં કાયદો કરવાનો હતો. તેમાંના ચાર કરણઘેલા કરતાં પણ એક જુના ઐતિહાસિક વંશના હતા. આ કાયદો જેમને લાગુ પડયો તેમાંના કોઇને બીજાઓની સાથે બેસાડવાથી કાંઈપણ નુકશાન થયું નહિં પણ પછી તરતજ આ કાયદો ઇન્ડીઆના સન ૧૮૭૭ ના ૧૩ મા કાયદામાં અંતરહિત થઇ ગયો અને તેમાં એક તાલુકદારને બીજાની હરોળમાં મૂકવામાં આવ્યો. દુલા રાણાનો વંશ જે પોતાના વિજ્યથી સન ૧૨૬૬ની સાલથી ગુજરાતમાં મૂળ સ્થાપીને રહેલો તેને કાયદાની કાઉન્સીલે કરેલી વર્ગણીમાં મહી નદીના કાંઠાના લુંટારાઓ તથા ઠાસરાના મલેક સિપાઇઓની પંક્તિમાં નાંખી દેવામાં આવ્યો. + બીજા શબ્દોમાં કહીએ તો જુના રાજ્ય કરનારા ઠાકોરો જેઓ ઘણી પેઢીઓ સુધી વંશપરંપરા પડેલા હલ્લાઓ સામે ટકી રહ્યા હતા, તેમના તથા જે માણસો બ્રિટિશ અમલ અગાઉના રાજ્યો પાસેથી ઇનામ

* કાયદાનું નામ ગર્વનરનું મુસદો દાખલ કરનારૂ ભાષણ તા. ૮ માર્ચ ૧૬૬૨.

+ સન ૧૮૭૭ ના આકટ ૧૪ ની કલમ ૩.

જમીનો પામ્યા હતા તેમની વચ્ચેનો ભેદ એક વ્યાખ્યા કરીને વેગળો ફેંકી દેવામાં આવ્યો, અને જે વ્યાખ્યાએ કાયદાઓના અમલ કરનાર ગવર્નમેન્ટને ખાતાની રૂઇએ હુકમ કાઢી ઠાકોરોની સંખ્યામાં વધારો કરવાનો અધિકાર આપી દીધો. આ વખતે પણ જાગીર મોટા દીકરાના વંશમાંજ વંશપરંપરા ચાલ્યા કરે એ નિયમે જે વ્યવહારીક મોટો ભેદ ખડો કરેલો છે તેને પણ વિસારી દેવામાં આવ્યો. સન ૧૮૮૧ ના ૨૧ મા કાયદાએ તો ઉપર કહેલા બે કાયદાઓને ભેગા કરી દીધા અને વહીવટ નીચેની જાગીરો માટે તે કાયદામાં કલમ ૨૮ નાંખી જેની રૂઇએ આવી જાગીરોને વેચાણ અથવા બીજી રીતે આપી દેવાય નહિં એમ ઠરાવ્યું. પછી તે જાગીરોમાં અમુક ભાગોમાં જમીનો જુદા જુદા સત્તાપ્રકારની હોય તો પણ આથી આ જાગીરોના અખંડપણાને લાભ થયો અને સન ૧૮૮૮ ના આકટ ૬ કાયદાની કલમ ૩૧ સાથે ઉપર કહેલી કલમ સરખાવતાં મુંબઇ હાઇકોર્ટે સન ૧૮૮૮ ના કાયદાનો જે અર્થ કીધો છે તે પ્રમાણે પ્રથમનો કાયદો વધારે ઇચ્છવા યોગ્ય છે. × કારણ કે સન ૧૮૮૮ ના કાયદાની માફક આ કાયદામાં તાલુકદારી જાગીર કોઇપણ પ્રકારે વિખુટી પાડી શકાય નહિં. એ સૂત્રનો આધાર સદરહુ જાગીરના સત્તાપ્રકાર ઉપર અવલંબી રહેતો નથી. સન ૧૮૮૮ ના કાયદામાં આવું અવલંબન છે સન ૧૮૮૧ ના આકટ ૨૧ માં આવું બંધન નથી. હવે પ્રશ્ન એ ઉભો થયો છે કે હાલ જે તાલુકદારી લેન્ડ રેવન્યુ નામનો નવો સત્તાપ્રકાર છે તેવો પ્રથમ હતો કે કેમ ? આ સમય જેમાં આવા કાયદાઓ હયાતીમાં આવ્યા તે વખતે ઇતિહાસ સંબંધી તેમજ ખાતાના વહીવટ સંબંધી જે અગણિત અવળા વિચારો ચાલતા હતા તે કાયદાની ધારાપોથીમાં સ્થાન મેળવવા પામ્યા નહિં. સન ૧૮૨૭ નું રેગ્યુલેશન ૧૭ મું જે પુરાં ૫૨ વર્ષ સુધી અમલમાં રહ્યું તેણે તાલુકદારોને સાધારણ કર ભરનાર ખેડુતની માફક કલેકટરની હકુમતમાં મૂકયા ન્હોતા અને ૧૧૮૭ ના ૫ મા કાયદાએ (લેન્ડ રેવન્યુ કોડ) પણ તેવું કીધું નહિં. ૧૮૬૩ ના સમરી સેટલમેન્ટ આકટ ૭ મા તથા સર્વે સેટલમેન્ટ આકટ સન ૧૮૬૫ ના પહેલા એ તાલુકદારોની ખંડણી ભરનાર તરીકેની ખાસીયત મજબુત કરી હતી કારણ તે કાયદાઓએ તેમને પોતાની સત્તામાંથી બાતલ રાખ્યા હતા અને કર્નલ વૅાકર મોન્સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન તથા બીજાઓએ જે ઐતિહાસિક શોધખોળો કરેલી તેનાં પરિણામો જે તાલુકદારી સવાલોનો ઉલ્લેખ કરતી વખતે રાજ્ય ચલાવનારા તેમજ હાઇકોર્ટના જડજો વડે દરેક પ્રસંગો ટાંકવામાં-આવે છે તે પરીણામો. એતો સ્પષ્ટ ક્યારનું એ કરી દીધું હતું કે "જમા" જે તાલુકદારો આપે છે તે તો ખંડણી છે. સન ૧૮૮૮નો આકટ ૬ ઠ્ઠો બહાર ગમે તેટલી ચળવળ છતાં પ્રણ કાઉન્સીલમાંથી વગર વીઘ્ને પાસ કરનાર મી૦ પીલને એમ લાગેલું કે પોતાના ભાથાનાં બાણ પોતાનાજ ઉપર છોડવામાં આવેલાં અને હવે પછીના ફકરાઓમાં વીગતવાર બતાવ્યા પ્રમાણે તેમજ ઇન્ડીયન લો. રી. મુંબઈ વોલ્યુમ ૧૪ ના પાના ૨૭૦ માં પ્રીવી કાઉન્સીલે ચર્ચેલા કુંજપુરા સ્ટેટના કેસમાં બતાવ્યા પ્રમાણે ગુજરાતના તાલુકદારો " દીવાની ફોજદારી અધિકાર નહી છતાં ખંડણી ભરનારા ઠાકોરો છે."

૧૦. સન ૧૮૨૭ નું રેગ્યુલેશન ૧૭ મું જે કંપની સરકારના અમલના બીજા કાળમાં

× મુ. લો. રી. ૪ પા. ૮૧૭; મુ. લો. રી. ૯ પા. ૧૧૨૨; મુ. લો. રી. ૧૧ પા. ૭૩૬; મુ. લો. રી. ૧૨ પા. ૯૦૩.

થયેલુ † તે ઉપજ સંબંધી કાયદો હતો તે લેન્ડ રેવન્યુ કાયદો ન્હોતો અને તે જાત જાતના પ્રયોજનો માટે ઘડવામાં આવેલો તેમાં પ્રસિદ્ધિ તેમજ સરકારી નોકરોથી થતી ઉચાપત તથા જંગમ મિલ્કતનો દુરૂપયોગ અટકાવવું એ પ્રયોજનો પણ હતાં. પાછલા રાજ્યમાં આવી ઉચાપત તથા દુરૂપયોગ ઘણો હતો. આ કાયદાએ પેશ્વા સરકારના વહીવટમાં ખાસ ફેરફાર કરી દીધો ન્હોતો. મહેસુલની જમાબંદી પેશ્વાના અમલમાં થતી ‡ તેજ પ્રમાણે દરસાલ કરવામાં આવતી જમીન મહેસુલ તેમજ બીજા મહેસુલ જેમાં ખંડણી તથા પેશકુશ સમાય છે અને જેમની સાથે આપણે ખાસ સંબંધ છે તે તમામ રેવન્યુ અમલદારો વસુલ કરતા. ઐતિહાસિક શોધખોળથી એમ સાબીત થયું છે કે તાલુકદારો જે જમા દરસાલ આપતા તેનો આંકડો પ્રત્યેક તાલુકદારની સામે થવાની શક્તિના પ્રમાણમાં કરેલો હતો અને આવા પ્રસંગોમાં એક તાલુકદાર જેની ઇચ્છા સામા થવાની ન હોય તે ખંડણી ભરે તેની અને સન ૧૮૨૭ ના રેગ્યુલેશન ૧૭ માની કલમ ૧ તથા ૮ પ્રમાણે રાસ્તી ગામનો મુખી જે રકમ ભરે તેઓમાં તફાવત શો ? સન ૧૮૨૭ના રેગ્યુલેશન ૧૭-મા પ્રમાણે રેવન્યુ હિસાબો એક કલેકટર રાખે તે પદ્ધતિ પ્રમાણે તો શાન્તિને ચાહનાર તાલુકદાર જે દિવાની ફોજદારી અધિકાર વગરનો સ્વતંત્ર ઠાકોર છે, તે દસ્તુર મુજબનો જમાનો આંકડો ભરે તેને લેન્ડ રેવન્યુ તરીકે ગણવાની ભૂલ જરૂર થવા અસંભવ છે. આવી ભૂલનો દીવા જેવો દાખલો તો ખંભાતના હીસ. હાઇનેસ નવાબ સાહેબે ભરેલી ખંડણી ચોકખી રીતે લેન્ડ રેવન્યુ તરીકે અને ( ખંડણી તરીકે નહિં ) કલેકટરના હિસાબમાં ૧૮૪૮ માં બતાવવામાં આવતી એ છે.* હાઇ કોર્ટે વારંવાર એવું ઠરાવ્યું છે કે રેવન્યુ ખાતાના હિસાબ એ કાંઈ માલકીપણા ાકવા અમુક હક્કની નોંધ નથી; અને ખંભાતના હીસ. હાઇનેસ નવાબ સાહેબની ખંડણીથી ખેડા જીલ્લાની ઉપજવાઈ ગઈ તેથી તેઓ તે જીલ્લાના કલેકટરના સામાન્ય સત્તાપ્રકાર તળે છે. એમ કોઈ દલીલ કરી શકે નહિં. કાઠીઆવાડના સત્તાકારી રાજાઓ તથા અમદાવાદના તાલુકદારો વચ્ચે જે તફાવત જણાય છે તેનો ખુલાસો મુંબઇના ગવર્નરે એવો કરેલો કે એતો અકસ્માતથી કેટલાક પ્રસંગો બને છે તેનો આ તફાવત છે+ પરંતુ તેમણે એ બાબતમાં ઉંડા ઉતરી શોધ કરી હોત તો જણાત કે આ દેખાતો તફાવત કંપની સરકારના અમલના પ્રથમ સમયના ખરા ઇતિહાસના ખોટા ખ્યાલનો આ મિથ્યા ભ્રમ હતો એથી વિશેષ કાંઇ ન્હોતું.

૧૧. ગુજરાતની રેવન્યુ પદ્ધતિનો મૂળ પાયો તો દક્ષીણમાંથી તૈયાર થયેલો તે ગુજરાતમાં લાવવામાં આવ્યો. દક્ષીણમાં તે પદ્ધતિને સારૂ પોષણ મળ્યું હતું. અને જે ખોટા ખ્યાલોના મોટા ભાગે તાલુકદારોના મોભાને અસર કરી હતી તે ખોટા ખ્યાલો દક્ષિણની પદ્ધતિ સાથેજ આવ્યા તેથી આ વિષય પર વિગતવાર કહેવાની જરૂર છે ગુજરાતની અંદર રાજ્ય વહીવટની જે કલ્પનાઓ પ્રચલીત હતી તેનો પાયો નાંખતી વખતે ગુજરાત તેમજ દક્ષીણમાં ઐતિહાસિક તથા રાજ્ય કારભારની પરિસ્થિતિઓ પેશ્વા સરકારના છેલ્લા દીવસોમાં કેવા પ્રકારના

† કાયદાનો પ્રારંભ જુઓ.

‡ કલમ ૩ અને ચેપ્ટર ૬ અને સર્વે સેટલમેન્ટ વોલ્યુમ ૧ પાનાં ૧૩–૧૭.

* જુઓ મુંબાઇ ગેઝીટીયર વોલ્યુમ ૩ પાનું ૧૨૬.

+ જુઓ મુંબઈની ધારાસભાનાં પ્રોસીડીંગ. તા. ૮ માર્ચ ૧૮૬૨ નાં.

તફાવતવાળી હતી તે વાત નજર બહાર જતી રહી છે. આ તફાવતના પરીણામોનો વ્યાજબી ખ્યાલ આવવા માટે એટલો કબુલ કરવું જ પડશે કે (૧) પેશ્વાની દક્ષીણમાંની રૈયતને પેશ્વાને તાબે થવાને પોતાની જાતનું અભિમાન આડે આવતું હતું. એથી ઉલટું શાન્તિ ચાહક ગુજરાતી જેનામાં આવું જાતિ અભિમાન ન્હોતું તેણે પણ આ પરાઇ ઝુંસરીનો કંટાળો હતો. જે તે ગુપ્ત રાખતો હતો. (૨) પેશ્વાનું મુખ્ય સ્થળ ઘણું પાસે હોવાના લીધે દક્ષીણનો રાજ્ય વહીવટ ગુજરાતના સામાન્ય વહીવટ કરતાં વધારે એક સરખી લાઇનનો અને વધારે નિપુણ હતો. (૩) ગુજરાતમાં પેશ્વાઇ અમલ શહેનશાહી જેવો હતો અને તેમાં પણ પક્ષો હતા. કારણ પેશ્વાનાજ પ્રતિનિધિઓ પેશ્વા કરતાં વધારે લઈ જવા માગતા હતા. (૪) ગુજરાતમાં જે મુસલમાન રજવાડા હતા તેમણે પોતાનો રાજા તરીકેનો સ્વતંત્ર હક્ક છોડી દીધો નહોતો. (૫) આ બધા સંજોગોએ ગુજરાતમાં સ્થાનિક વગવાળા લશ્કરી ખવાસના અથવા રાજ્ય ચલાવવાના મોભાવાળા જે પુરૂષો હતા તેમને તે સમયને અનુકૂળ બને તેટલી સ્વતંત્ર સત્તા મેળવી લેવાને પ્રેર્યો. ટુંકામાં ગુજરાત જેવા ધનવાન પ્રાંતનો કબજો લેવાને જુદી જુદી જાતના રાજસત્તા ધરાવનારા પુરૂષો જે સમયમાં મથન કરતા હતા તેવા વખતે તાલુકદારો જે આવા પુરૂષોમાં ઘણા પ્રાચીન વખતના હતા તેઓ પોતાની ભાગેલી સ્થિતિ અથવા રાજ્યની સ્થિતિ સુધારી લેવાને દરેક પ્રકારના સાધનનો ઉપયોગ કરે એ સ્વાભાવીક હતું. આ સાધનો મુખ્ય બે પ્રકારનાં હતાં. એક તો સામા થવું. જેમ કરવામાં કેટલાક ભયંકર સંબંધો કરવા પડતા તથા પેશ્વાના સ્થાનીક અધિકારીઓને પૈસા આપી અનુકૂળ કરી લેવા. આમોદની જાગીર માટે જગા ઉપરાંત પેશ્વાની પેશકુશ લેવા બાબત મુંબઇની દિવાની અદાલતે બોરેડેઇલર પાન ૨૦ મે જે ચર્ચા કરી છે તે એ વાતની સાક્ષી આપે છે. હિસાબમાં પૈસા ભરનારા માટે એમ લખાણ હતું કે તેઓ પોતાના વંશના પ્રાચીન હક્કો ભોગવે છે. અને તેમની તકરાર પર ન્યાય આપવા નામદાર મહારાજા શિવાય બીજા કોઇને બેસવાનો અધિકાર નથી. છેલ્લી લડાઇનો સખત થાક જે હાલના મહારાજ્યોને લાગ્યો છે તેજ થાક સન ૧૭૭૨ થી ૧૮૧૭ સુધીના સમયમાં તાલુકદારી જાગીરો કેવી નિર્માલ્ય થઈ હતી તેનો સારો ખ્યાલ આપશે. જે તાલુકદારો વડોદરા અથવા અમદાવાદ નજીકના હતા અને જેમની સંપત્તિ તથા સાધનને સખત આઘાત લાગ્યો હતો તેઓ નિર્માલ્ય થઇ ગયા હતા તેથી કંપનીના શાન્તિ કરનાર અમલને તેમણે આવકાર આપ્યો. એમ કહેવું તે ઇતિહાસ તથા અર્થ શાસ્ત્રની નીતિ વિરૂદ્ધ અવળો ગોઠવેલો અભિપ્રાય ગણાય. ખરી વાત તો તે હતી કે પેશ્વા વડે જુલમ પામેલી રૈયત તેઓ હતા તેથી કંપનીના અમલને તેમણે આવકાર આપ્યો. હાલના ગુજરાત તાલુકદાર આકટની સત્તામાં જે તાલુકદારો છે તેમની તથા એ જીલ્લાઓની પડોશમાં જે એજન્સીઓ છે તેમની સત્તા નીચેના ઠાકોરોની વચમાં જે ભેદ હાલ બતાવવામાં આવ્યો છે તેનો પાયો પેશ્વાના અમલદારોએ રાસ્તી અને મુલકગીરી એ બે પ્રકારના ભેદ ગામોના પાડેલા તે વહીવટ છે. આ પ્રથા ટકાવવા માટે કદાચ ઐતિહાસિક મૂળ હોય તેમ છતાં પણ પ્રાંતના મુખ્ય સ્થળથી નજીક કિંવા દૂર હોવાને લીધે આવા પ્રકાર પડયા એમ આદ્ય બ્રિટિશ રાજ્ય ચલાવનારા માની બેઠા તે વાત ખરી હતી એમ પુખ્ત રીતે કહી શકાય નહિં. ચોથ ઉઘરાવવા માટે ઝડપ વાળી સફર કરી આવવી એવા કાર્ય સાથે જે અમલની શરૂઆત થઈ તે રાજ્યનું

રક્ષણ લડાયક લશ્કરથીજ ટકાવવામાં આવેલું. લશકરની જરૂર ચાલુ મહેસુલ ઉઘરાવવામાં પડતી એટલુંજ નહિં પરંતુ ખંડણી ઉઘરાવવામાં પણ પડતી. અમુક પ્રસંગે કેટલુ લશ્કર જોઇએ તેની સંખ્યાનો આધાર અમુક મુલકના વિસ્તાર ઉપર ન્હોતો; પરંતુ, એ મુલકમાં લડાયક બળ કેટલું વધારે ઓછું છે તે ઉપર રહેતો. કાઠીઆવાડના કેટલાક રાજ્ય કર્તા રાજાઓ અમદાવાદ જીલ્લામાં આખાં ગામોના માલીક છે* તેમજ ઘોઘાની આસપાસનાં ૧૧૫ ગામો ભાવનગરના દરબારને પાછાં આપવાં પડયાં એ બે વાતો પ્રાંતના સ્થળથી દૂર હોવાથી મુલકગીરીમાં દાખલ થયા એ વાદને જુઠો પાડે છે. રાજાના હક્ક ધરાવનાર દરેક તાલુકદારે પોતાના રાજા તરીકેનો દિવાની ફોજદારી અમલ જાણી બુઝીને છોડી દીધો એ વાત ઇતિહાસથી સાબીત કરવી જોઇએ. પરંતુ બ્રિટિશ અમલ દાખલ થયો ત્યારે આરંભમાં જે અમલદારો હતા તેઓ પોતાના ઉપરી અધિકારીઓ માટે અત્યાશક્ત હતા. તેમની તે મનોદશાએ આવા પુરાવાની વાટ જોઇ નહિં અને તે સમયમાં તાલુકદારોની સ્થિતિ ડગુમગુ હતી તેથી આવા અધિકારીઓને પાછલો ઇતિહાસ જોવાની તસ્દી લેવી પડી નહિં. તાલુકદારની આવક કેટલી છે તે જાણવાને તેમની પાસે પેશ્વાનાં જીલ્લા–દફતર હતાં અને જે પાછલા રાજ્યના અધિકારીઓ ચાલ્યા જતા હતા તેમની પાસેથી તાલુકદારની જાગીર કેટલી મોટી છે તથા કેટલા પ્રદેશમાં તેની દિવાની ફોજદારી ચાલી શકે એ બાબતમાં કાંઇ રેકર્ડનો દાખલો નહિં મળેલો હોવાથી બ્રિટિશ અમલદારે એમ માની લીધું કે જે ઠાકોરો પૈસા નહિં આપતાં સામા થાય અને હથીઆર લઇ લઢશે એવો સંભવ છે તે સિવાયના જેમને પેશ્વાના દફતરમાં મહેસુલ આપનારા તરીકે દાખલ કીધા હોય તે તમામ તેની રૈયત હતી. આ નવી રૂલના લાભ માટે સંભાળપૂર્વક નવાં રેગ્યુલેશન રચવામાં આવ્યાં; પરંતુ, આ રેગ્યુલેશનો જે ગામોને લાગુ પડયાં હતાં તે તમામ ગામોનું જેમાં કોઇપણ ગામ રહી ના જાય તેવું પત્રક તૈયાર કરવામાં આવ્યું ન્હોતું. સન ૧૮૦૩ થી ૧૮૧૭ સુધીમાં જે રેગ્યુલેશનો પ્રથમ થયાં તેની સાથે જે પત્રકો જોડવામાં આવેલાં તે પત્રકો વાંટાઓ જેમણે આખા ગુજરાતનો અડધો ભાગ રોકી દીધો હતો તે તેમના ખરા સ્વરૂપની મૂળથીજ ગેર સમજથી તે વખતના લશ્કરી અમલદારોના રીપોર્ટો છપાયલા હતા.

મુસલમાન રાજ્યોએ આપેલા વાંટા તે મરાઠાઓના જપ્તી વાંટાથી તદ્દન નિરાળા હતા. બ્રિટિશ અમલ જ્યારે પ્રથમ દાખલ થયો તે સમયમાં ભૂગોળની નામાવળીને પ્રથમના બ્રિટિશ રાજ્ય કરનારાઓના ઐતિહાસિક તથા શબ્દકોષના પક્ષપાતી વિચારોએ વિચિત્ર પ્રકારે બદલી નાંખી હતી. અને જાણી જોઇને ઉલટી નામાવળી આપી હતી એમ ન કહીએ તોપણ બદલી તો હતી. આ ખરી હકીકતની ગેરહાજરી તેમજ તે જેઓ થોડા સમયમાંજ તાલુકદારના નામથી ઓળખાયા એવા તે વખતના ઠાકોરોની ઘણીજ ખરાબ સ્થિતિએ બન્ને બાબતોએ રાજ્ય વહીવટદારોની ભૂલો માટે દ્વાર ઉઘાડયાં. જે ભૂલોએ તે વખતના ઠાકોરો જે થોડાજ સમયમાં તાલુકદાર તરીકે ઓળખાવા લાગ્યા તેમને હાલની સ્થિતિમાં આણી મૂક્યાં.

૧૨. ઉપર જણાવેલો હેવાલ તદ્દન કલ્પનાના તરંગમાંથી કાઢેલો નથી એ વાતની જેને ખાત્રી કરી લેવી હોય તેણે અમલના આરંભમાં થયેલા રીપોર્ટો વાંચી જોવા. અમદા-

* સન ૧૮૭૬ નો આક્ટ ૨૦ મો.

વાદ, ખેડા, અને ભરૂચ એ ત્રણ જીલ્લાઓ સન ૧૭૮૩ થી ૧૮૧૭ સુધીમાં જુદા જુદા ટુકડાઓમાં બ્રિટિશ અમલ તળે આવ્યા હતા,* તાલુકદારી જાગીરો પૈકી કોઇ પણ જાગીરને અમુક રેગ્યુલેશન અથવા ગવર્નમેન્ટના હુકમથી બ્રિટિશ હકુમત તળે મુકવામાં આવેલી એવું એ રીપોર્ટો જણાવતા નથી. ૧૮૦૫ માં સદરહુ જાગીરો બાબત જે હકીકત આપી છે તે પરથી પણ એવોજ નિષ્કર્ષ જણાય છે. સન ૧૮૧૪ ની સાલમાં પ્રથમજ આવું કહેવાની ધારણા કોર્ટ ઓફ ડાઇરેકટરોની થઇ. સન ૧૭૭૩ થી ૧૮૧૩ સુધીમાં બ્રિટિશ પ્રજાનો કંપની સરકાર ઉપર જે અવિશ્વાસ વધ્યો જતો હતો તેને લીધે ઉપરનાં વર્ષોમાં તે સરકાર ઉપાધિ ( આફત )માં હતી એ વાત પણ સ્મરણમાં રાખવા જેવી છે. આ લોકોએ સન ૧૮૧૪ માં આવી ધારણા બતાવી પરંતુ સન ૧૮૨૧ની સાલ સુધી જમીન મહેસુલ સંબંધી ખાતા તરફથી બહુ વ્યાપક હુકમો બહાર પડયા ન્હોતા. પરંતુ મહેસુલ ભરનારાઓની પદવી પર આ હુકમોથી કેવા પ્રકારની અસર થશે તે ટુંકામાં જણવવાને કાંઇપણ રેગ્યુલેશન બહાર પાડયું ન્હોતું.

૧૩ હવે દશમા પેરેગ્રાફથી બાકી રહેલી દલીલ આગળ ચલાવીએ તો જણાશે કે ૩૫ કલમના પ્રયોજન માટે સન ૧૮૨૭ ના રેગ્યુલેશન ૧૭ માં જુદા જુદા સત્તાપ્રકારોની જે સંપૂર્ણ યાદી આપવામાં આવી છે તેમાં તાલુકદારી સત્તા પ્રકાર માટે કાંઇ લખાણ નથી હાલના તાલુકદારો પાસે વાંટા તથા ગીરાસ જમીનો ઘણા પ્રમાણમાં છે તે શબ્દો સદરહુ પત્રકમાં પ્રથમજ જણાવેલો છે. પણ નીચેની ત્રણ બાબતો સ્પષ્ટ રીતે સાબીત કરે છે કે ફોજદારી તથા દિવાની સત્તા અગાઉ ધરાવનાર ઠાકોરોની પ્રાચીન પોતાની જાગીરોનો સમાસ એ શબ્દોમાં કરેલો નથી તે બાબતો નીચે પ્રમાણે છે.—

( ૧ ) ઉપર કહેલી વાંટાની કલ્પનાની કસોટી હજી તો કરવાની બાકીજ હતી.

( ૨ ) હાલના લેન્ડ રેવન્યુ કોડની માફક ઉપર કહેલુ રેગ્યુલેશન તેમાં જણાવેલી જમીનના બે પ્રકાર માને છે. એટલે ઇનામ તરીકે અપાયલી ( જે ઇનામ વિષે આગળ ઉપર તજવીજ કરવાની હતી) અને સરકારી યા આના અગાઉ જે રેગ્યુલેશનો થયેલાં તેનો ખરોખર અમલ કેવો થયેલો તે સદરહુ રેગ્યુલેશનની ૪૨ મી કલમમાં જણાવ્યું છે તેથી એમ જણાય છે કે તાલુકદારોનો જમા દર સાલ પટ્ટાથી નક્કી કરવામાં આવતો હતો; પરંતુ, આવા પટ્ટા માટે કોઇપણ રેગ્યુલેશનનો આધાર ન્હોતો આ ઉપરથી એમ સાબીત થાય છે કે આવી આવી જમીનવાળી જાગીરોના માલીકનો વર્ગ તદ્દન અલગ હતો અને ઉપર કહેલા પટ્ટાઓ તે એટલી સંખ્યામાં જાગીરદારો સાથેના કોલકરારો હતા.

( ૩ ) આવા પ્રકારના ૩૫ વર્ષના વહીવટ પછી પણ મુંબઇના ગવર્નર સાહેબે કબુલ કીધું કે—×

( ૧ ) "તાલુકદારી સત્તાપ્રકાર" એવી ચીજ કોઇ છેજ નહીં.

( ૨ ) મરાઠાઓએ અમદાવાદ જીલ્લો આપી દીધો તે સમયમાં તેમની સ્થિતિ પડોશના કાઠીયાવાડ પ્રાંતમાં જે ગરાસીયા હતા તેમની સ્થિતિ જેવીજ હતી.

---

* કર્નલ વૉકરનો રીપોર્ટ તા. ૧૮ જુન ૧૮૦૪ નો ફકરા ૩૮ તથા ૪૨ તેમજ નં. ૭૦ તા. ૨૦ જુલાઇ ૧૮૦૬ ફકરો ૧૦ મો.

× મુંબઇ કાઉન્સીલનાં પ્રોસીડીંગ તા. ૮ માર્ચ ૧૮૬૨ નાં.

( ૩ ) " ભૂલના પાયાપર બંધાયલા પણ તેથી ઓછા પાપી અથવા ઓછા અન્યાયી નહિં એવા બ્રિટિશ ગેરવહીવટેજ પ્રાચીન રાજાને એક વાર્ષિક પટાદારમાં ફેરવી નાખ્યો છે. આ રાજા પોતાના રાજ્યનો માલીક હતો અને મોગલોના હુમલાઓને સામો થઇ હાથમાં તરવાર લઇ લડવાને સંપૂર્ણ શક્તિ ધરાવતો હતો. "

૧૪. પરંતુ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કાયદાની નજરમાં આ પલટો વ્યાજબી હતો ? સત્તરમા રેગ્યુલેશનમાં જણાવેલા ખરેખર અથવા કાલ્પનીક દસ્તાવેજની દર સાલ વગેર લખેલા ખાતા કરતાં તાલુકદારનો પટ્ટો રાજાની ખંડણીના કરારનામાને જરાપણ ઓછો મળતો છે એમ બતાવી શકાય ? તેના જવાબ "ના" છે. એ વાત ખરી કે આટલા સમયમાં તો તાલુકદારોએ સાધારણ દિવાની કોર્ટોની હકુમતને તાબે થઇ ચુકયા હતા. અને આ તાબેદારીની અસરો હિન્દુસ્થાનની ધારાસભામાં સનનો ૧૮૭૧ નો આંકટ ૧૫ મો જ્યારે ચર્ચાયો ત્યારે એક રસિક તકરારનો વિષય થઇ પડી હતી. મી. એલીસ જે પ્રથમ ઉત્તર વિભાગનો કમીશનર હતો તેણે ભાર દેઇને દ્રઢતાપૂર્વક એમ કહ્યું કે ભરૂચના ઠાકોરની હાલની બોજાવાળી સ્થિતિનું કારણ દિવાની કોર્ટો છે.* પરંતુ તેમને માટે ખોટી રીતે કહેવાતું ઉડાઉપણું તો નથી જ. એને જે પુરૂષો સામાન્ય કાયદાની પદ્ધતિને માનવાને ભણ્યા નથી તેવા લોકોને પદ્ધતિસર ગોઠવાયલા કાયદા અને કાનુનો કડક રીતે લાગુ કરવાથી તેનાં પરિણામો કેવાં આવશે તેનાં જોખમ તેણે ટુંકાણુમાં બતાવ્યાં હતાં. ઉપર જણાવ્યા પ્રમાણે તાલુકદારોને માટે ખાસ ઘડેલા કોઇ પણ કાયદાઓ તેમને લાગુ પાડયા છે ? એ પ્રશ્ન હજી પણ વિવાદ ગ્રસ્ત છે. જાણીજોઇને તેઓ સામાન્ય કોર્ટની હકુમતને તાબે થયા છે એ તાબેદારી સીવીલ પ્રોસીજર કોડના ભાગ ૪ પ્રમાણે હાલનો કોઇ સત્તાધારી રાજા જેવી રીતે સ્વચ્છાથી આવી હકુમતને તાબે થાય તેવાજ પ્રકારની ગણુવામાં આવે કે કેમ ? અને જો એમ ગણુવામાં આવે તો તાલુકદારોને કાઉન્સીલના જે કાયદાએ સામાન્ય રૈયત તરીકે બ્રિટિશ અમલ નીચે મૂક્યા તે પ્રથમ કાયદો કયો ?

૧૫ આ કાયદો ૧૮૬૨ નો છઠ્ઠો હતો તે એવો કાયદો હતો કે જે ન્યાયની લાગણીથી ઘડાયો હતો તથા મરાઠા રાજ્યના છેલ્લા દીવસોમાં અમદાવાદના તાલુકદારો જે પદવીપર હતા તે પદવીમાં તેમને પાછા ગોઠવવા માટે સરકાર જેટલું કાંઈ કરી શકે તે બધુંજ કરવાને તેનો હેતુ હતો. જે કાંઇ કરી શકાય તેટલું બધુંએ અથવા સગવડ થઇ શકે તેટલું તેમાં હતું.? આ કાયદો જે જુદી જુદી જાગીરોને લાગુ પડવાનો હતો તેમની દરેક રાજ્યવહીવટમાં પદવી શું હતી તે શોધવાની કાંઇપણ તપાસ કરાયલી ? એમાંના કેટલાકને નજીકની એજન્સીઓમાં બદલી નાંખ્યા તો તે વધારે સગવડવાળુ ન થાત ? અને અકસ્માતથી આવી એજન્સીમાંથી તેઓ વિખુટા પડી ગયા હતા તે પ્રસંગ દૂર કરી શકાયો ન હોત ? જે અન્યાયી ગેરવહીવટના પરિણામે આ કાયદો પસાર કરવાને સરકારનો ઇરાદો થયો તે વહીવટમાંથી ઘણોજ અન્યાયી ભાગ કીયો ? અને ક્યી ભૂલ ઉપર આ અન્યાયનો પાયો હતો. સન ૧૮૨૧ની સાલમાં જમાની આકારણી માટે કરેલું જાહેરનામું તેનેજ વળગી રહેવું એ

* હિન્દુસ્થાનની ધારાસભાનાં પ્રોસીડીંગ તા. ૧૦ ફેબ્રુઆરી ૧૮૭૧.

આ અન્યાય હતો. અને જમાને લેન્ડ રેવન્યુ તરીકે ગણવી એમ કરવામાં આવ્યું. તેજ એ ભૂલ હતી. જો કે લેન્ડ રેવન્યુ તરીકે ગણવાને કોઇ પણ રેગ્યુલેશનનાં શબ્દોનો આધાર ન્હોતો; પરંતુ, આ બન્ને ખસેડવા માટે કોઇપણ પ્રકારના કાયદાની જરૂર છે? તાલુકદારોની જાગીર જમીનના જાતજાતના સત્તાપ્રકારો પૈકી એકપણ પ્રકારમાં નથી એમ ઉપર બતાવ્યું છે. સન ૧૮૬૨ નો છઠ્ઠો કાયદો ધારાપોથી પર મૂકાયો તે સાથેજ અમદાવાદના તાલુકદારોની રાજ્યકીય પદવી નાશ પામી અને ન્યાયનાં સૂત્રો જે બહારથી એમ માત્ર બોલી બતાવતાં હતાં કે અમે તાલુકદારોની પદવીને મૂળ કક્ષામાં લાવીએ છીએ તેજ સૂત્રોએ તેની પદવીની હયાતીનેજ છેલ્લો ઘા માર્યો.

૧૬. આ પછી તરતજ ૧૮૬૩ના ૭મા કાયદા અન્વયે સમરી સેટલમેન્ટ ( ઈનામોની તપાસ તથા તે સંબંધી નિર્ણયો કરવાનું કામ ) શરૂ થયું અને હજી તો તે વિષેની તજવીજ ચાલતી હતી એટલામાં સન ૧૮૭૧નો કાયદો પસાર કરવામાં આવ્યો. " પોતાની પાસે રહેનારા ખટપટી તથા અપ્રમાણીક માણસોના જે અભણ તથા અજ્ઞાન પુરૂષો ( આમોદ-કેરવાડા દેહેજ-જનીઆદરા તથા સારોદના ઠાકોરો ) સહેલો શિકાર થઇ પડયા હતા. તેઓ પશ્ચિમ હિન્દુસ્થાનના ઘણાજ પ્રાચીન રજપુત કુટુંબના પ્રતિનિધિઓ હોવાથી હાલ પણ પ્રથમથીજ ચાલતું આવે છે તે પ્રમાણે પોતાની જમીનના માલીક હતા." તેઓએ સરકારને કોઇપણ પ્રકારનો પટ્ટો કરી આપ્યો નથી અને વહીવટ પ્રમાણે પોતાનો જમા તેઓ ભર્યા કરે છે. આ જમા લેન્ડ રેવન્યુના ધોરણને મળતા કોઇ પણ ધોરણને અનુસરી તે નક્કી થયેલો નથી.+ સદર દિવાની અદાલતે જે હુકમનામું પસાર કરેલું તેના વચન પ્રમાણે આમોદનો ઠાકોર ત્રણ ત્રણ વરસે પેશકુશ આપ્યા કરે છે. તેની જાગીરના પ્રકાર તથા મહત્ત્વ વિષે પ્રીવી કાઉન્સીલે ન્યાય કરતી વખતે ચર્ચા કરેલી છે: અને ઓફીસના પત્રવ્યવહારમાં તેમજ ન્યાયની ચર્ચામાં હજી પણ તે આમોદનો હીસ. હાઇનેસ મહારાણા તરીકે ચાલુ રહ્યો છે.† આ ઠાકોરની સ્થિતિ કંગાલ થઈ ગઈ હતી તેનું કારણ એ હતું કે "અપ્રમાણીક માણસની એક ટોળીએ ( જેમાંનો એક કોર્ટો સાથે સંબંધ ધરાવતો એક વકીલ હતો ) તેની ઠકરાત પર એક બનાવટી જુઠા છોકરને વારસ તરીકે ઠોકી બેસાડવા જે લાંબા તથા ત્રાસદાયક દાવાઓ માંડેલા તે હતું." અને મી. એલીસ જેને ભરૂચના તાલુકદારો સંબંધી જાત માહીતી હતી, તેમની ઇચ્છા તો એવી હતી કે આ કાયદો "દિવાની કોર્ટોના કાયદાના નામ પાછળના ગેર-ઇન્સાફ અને જુલમમાંથી ભરૂચના તાલુકદારોને ખસેડવાને તથા જે તેમને ખરેખર ન્યાયજ આપે તેવી કોર્ટ નીચે તેમને મૂકવા માટે કાયદો થવો જોઇએ." આ કાયદા માટે ઇન્ડીઆની ધારાસભામાં જે માનવંતા સભાસદે ખરડો રજુ કરેલો તેમને કલકત્તામાં રહ્યાં રહ્યાં પણ ભરૂચ જીલ્લાના તથા અમદાવાદ જીલ્લાના તાલુકદારોની પરિસ્થિતિઓ "આબેહુબ એક સરખી" લાગી. તેમના અભિપ્રાયમાં એમ હતું કે આ બે જીલ્લાઓ અડોઅડીને પાસે પાસે છે. આ સભાસદના કથન ( સન ૧૮૩૩ની સાલમાં અમદાવાદ તથા ખેડાજીલ્લા એક બીજાથી છુટા પાડવામાં આવેલા તે જોતાં ) ઉપર "દૂર હોવાના સબબ વિષેની માન્યતા"

+બારોડેઇલ વો. ૨ પાન. ૫૦.

† મુરની ઇન્ડીઅન અપીલ વોલ્યુમ ૩ પાનું. ૨૪૫.

બાબત કહેવાયું છે તે માન્યતા કેટલી પોકળ છે તે બતાવી આપે છે. ખરડો રજુ કરનાર સભાસદે એવું પણ તે વખતે કબુલ કરેલું કે "કલ્પનામાં જે સૂત્રો સંગીન છે એમ માનવામાં આવતું હોય તે સૂત્રોનો કડક અમલ રાજ્યનો વહીવટ કરનારાઓ કરે એ તેમનો સ્વભાવ થઈ જવાનો સંભવ છે; અને એમ કીધા પછી તે દેશ અથવા તે લોકોની લાગણીને તથા જરૂરીઆતોને માફક આવશે કે કેમ ? તેનો વિચાર કર્યા વગર આવાં સૂત્રો તેમને લાગુ પાડવાની તેમની વળણ થઇ જાય છે." આ ઉત્તમ કાયદો (સન ૧૮૬૨નો ૬ઠ્ઠો) ભરૂચ જીલ્લાના તાલુકદારોને લાગુ કરવા માટે તે સરળ રીતે મેં સિદ્ધ કર્યું છે એમ તે "માનવંત સભાસદે માન્યું." બેશક આ કાયદો ઉત્તમ હતો પરંતુ, તેના ઉત્તમપણાનો સમાસ જે જાગીરો માટે આ કાયદો કરવામાં આવ્યો તેમને સુખ આપવાની રીતમાં થયો નહિ; પણ ભરૂચના ઠાકોરો "જેઓ કર્નલ વૉકરના લખાણ મુજબ આપણને ખંડણી આપનારા જે રાજાઓ છે તેમનાથી ઉતરતા દરજ્જાના નહિં પણ તેવાજ ગણવા જોઇએ×અને જેઓ પોતાની જાગીરોમાં રાજાઓ જેવાજ સ્વતંત્ર હતા." તેજ ઠાકોરો કાયદાના ફરમાનથી સાધારણ બ્રિટિશ રૈયત બની ગયા. એવું પરિણામ તે કાયદાની ઉત્તમતાએ કીધું એ ખરી વાત છે. આમ થવાથી દેવાના જે ડુંગર થઇ ગયા તેને પરિણામે નાદારીના કાયદામાં એક નવુ રૂપ આપવું પડયું છે.

૧૭. ત્યારપછી આવ્યો સન ૧૮૭૭નો આકટ ૧૪ મો. ઠાકોર શબ્દની વ્યાખ્યાના વર્ગ તથા પ્રકારનું કેવું વિચિત્ર રૂપાન્તર તે બતાવવાને આનો દાખલો આપી શકાય. ૧૮૭૧ ના ૧૫ મા આકટમાં સહેજ ફેરફાર કરીને આ કાયદાએ પોતાની મર્યાદામાં ખેડા જીલ્લાના કેટલાક તરેહવાર તાલુકદારો લીધા. "આ તાલુકદારોની સ્થિતિ આશા વગરની નાદાર હતી. તેઓ એટલા તો અજ્ઞાન હતા કે કાયદાઓને સમજી શકયા નથી તથા એવા તો મગરૂર હતા કે કાયદાઓની માહીતી મેળવવાનાં સાધન માટે ઇચ્છા કરતા ન્હોતા.† જેઓ સૈકામાંથી બધી અડચણો તરવારથી કાપી નાંખવાને ટેવાયલા હતા, જેઓ સ્વભાવથીજ સૂરા, લડાયક અને કાયદાના અંકુશ વગરના હતા, જેઓ ભય આપનારા બધા વર્ગો સાથે લાગવગ ધરાવતા હતા તથા જેમને આ વર્ગોની સહાનુભૂતિ હતી, અને જેઓ આ દેશનો કબજો આપણે લીધો ત્યારથીજ ચિંતાનું કારણ હતા અને જેમણે સન ૧૮૫૭ના બંડા વખતે ઘણો ત્રાસ આપ્યો હતો." ખેડા જીલ્લાના બધા ભાગો પર સમરી સેટલમેન્ટની તપાસ કરવામાં આવી, જેમાં નામનાજ સખ્સોએ તે સ્વિકારવા ના પાડી હતી. વાંટાઓ જેમના ખરા પ્રકારની કદર કદીપણ બુઝવામાં આવી ન્હોતી તેમને સરકારે આપેલાં ઇનામ ગણવામાં આવ્યાં અને થોડા સમય સુધી તો એવીજ માન્યતા ચાલુ રહી હતી. ત્યાર પછી વળી વાંટાના સંબંધમાં હાઇકોર્ટનો ફેસલો થયો જેણે ગરાસીઆઓને લાગુ પડતા જાતજાતના ઐતિહાસિક અને રાજ્ય કારભારમાં વપરાતા શબ્દોના ભેદની ખરી કદર કરવાનું મહત્ત્વ બતાવ્યું§ અને જેણે પરોક્ષ રીતે એવી સૂચના કીધી કે ઉપર જણાવેલા કાયદા અન્વયે

× રાસમાળા પાનું ૨૭૭.

† ઇન્ડીઆની કાયદા બાંધનારી સભામાં નામદાર મી. હોપ સાહેબનું ભાષણ તા. ૨૪ જાનેવારી ૧૮૭૭ નું.

§ ૪ મુંબઇ ૩૬૭.

આપેલી સનદો નવો હક્ક શરૂ કરતી નથી. કિંવા તેમાં જણાવેલી જમીનનો પ્રકાર બદલતી નથી. સન ૧૮૬૩ના આકટ ૭ની કલમ એવું સ્પષ્ટરીતે સુચન કરે છે કે ચાર પ્રકારના ગામ ધણીઓએ આપેલાં ઇનામો રાજ્યકર્તા રાજાઓએ આપેલાં ઇનામ જેટલાંજ કાયદેસર છે. સરકારને ઉપજ લેવાનો જે હક્ક છે તે હક્કને જાળવવાને કાયદાની બારીમાં તે ચોકુખા શબ્દોમાં એવું જાહેર કરવાની સીમાએ જતી નથી કે સદરહુ કાયદો પસાર થયો ત્યારે તાલુકદારી ગામો આ રાજ્યનાં આપેલાં છે. ઠાકોરો સન ૧૮૭૧ આકટ ૧૫ ના અમલ નીચે હતા તેમણે પોતાની જમીનોના ઘણા ભાગ માટે સનદો લેવાની ના પાડી હતી તેમ છતાં તેમની જાગીરો વેચી ના શકાય તેવી છે. એ પ્રકારનો હક્ક કાયદાએ તેમને આપ્યો નહિં; પણ અમદાવાદના તાલુકદારોને સન ૧૮૬૨ ના ૬ઠ્ઠા આકટ પ્રમાણે આવો હક્ક આપવામાં આવેલો. હવે નવા કાયદાની કલમ ૨૮ ના શબ્દોથી ખેડાના તાલુકદારોને પોતાની જાગીરો માટે આવો હક્ક મળ્યો હતો; પરંતુ, છેલ્લા કાયદાની કલમ ૩૮ ના એકરારો કરવાની નાલાયકીમાંથી ભરૂચના ઠાકોરોને બાતલ કીધા અને વેચાણ નહિં કરવાના હક્કમાંથી તેમને કાઢી નાખ્યા. કદાચ હક્ક વધારે પડતો છે એમ ગણાયું હશે.

૧૮. આવી પરિસ્થિતિ હતી તેવામાં મુંબઇનો હાલનો લેન્ડ રેવન્યુ કોડ સન ૧૮૭૯ માં પસાર કરવામાં આવ્યો. રેગ્યુલેશન ૧૭ ની કલમ ૩ વાળુ અંકુર કાઢે એવુ ખાતુ સન ૧૮૬૫ ના આકટ ૧ અન્વયે કાયમ હક્કમાં ફલીત થયું. નરવાદાર તથા બીજા ભાગદાર સત્તાપ્રકારોને કાયદાઓને સ્વિકાર પ્રાપ્ત થયો. તાલુકદારી જાગીરો સન ૧૮૬૫ ના ૧ ના અમલમાંથી બાતલ હતી તે જાગીરો માટે સરકારને ત્રણવાર લક્ષ આપવું પડયું હતું, લેન્ડ રેવન્યુના જુદા જુદા કાયદાઓ ભેગા કરવાના તથા સુધારવાના હતા તેમ છતાં અમદાવાદ, ખેડા અને ભરૂચ જીલ્લામાં જે તાલુકદારી જાગીરો હતી જેમને લેન્ડ રેવન્યુ કોડ હવે લાગુ કરવાનો હતો ( કારણ પંચમહાલ જીલ્લો હજી સામાન્ય કાયદામાંથી બાતલ હતો ) અને ઉપર કહેલા કાયદાઓને લીધે એક પ્રકારના સરખા સંબંધની ગાંઠથી તે જોડાયલી હતી. તે જાગીરો એક તદ્દન નોંખા સત્તાપ્રકારની હતી એમ જાહેર કરવામાં આવ્યું ન્હોતુ. સદરહુ કોડની યોજના સર્વવ્યાપક હોવા છતાં તેણે ૧૮૨૭ ના ૧૭ મા રેગ્યુલેશનના પ્રકરણ ૧ માં જણાવેલા હુકમોના વહીવટનાં પરિણામો જે સન ૧૮૬૧ ના આકટ ૧ લામાં શબ્દો દ્વારા બતાવેલાં અને ઉપર કહેલા રેગ્યુલેશનના પ્રકરણો નવ તથા દશમાં જે હુકમો કાઢેલા તેના વહીવટથી સન ૧૮૫૨ ના કાયદા ૧૧ અને સન ૧૮૬૩ ના આકટ ૨ તથા ૭ ની દૃષ્ટિએ જોતાં કેવાં પરિણામો આવ્યાં તે પરિણામોની નોંધ લેવા ઉપરાંત કાંઇ પણ વિશેષ સદરહુ કોડે કીધું નહિં. કલમ ૪૨ ની રકમ ૩ પ્રમાણે રાખવામાં આવેલા ઈનામી જમીનોના રજીસ્ટર સંબંધી બધી તજવીજો ઇનામ તથા સેટલમેન્ટ કમીશનોએ મહેનત લઇ પુરી કરી હતી. ઉપર કહેલા ખાતાંનો ભાગદારી તથા નરવાદારી સત્તાપ્રકારો એક નમુનો થયાં હતાં. પરંતુ તાલુકદારી જાગીરો તેવા પ્રકારમાં ન્હોતાંજ. એથી ઉલટુ સન ૧૮૬૨ ના ૬ ઠ્ઠા કાયદાની કલમ ૨૦ માં બતાવેલ સદરહુ જાગીરોમાં સંપૂર્ણ માલકી તેમની છે એવો એકરાર અમલમાં રહ્યો. આ કલમના અમલ નીચેની અમદાવાદ જીલ્લાની જાગીરો " ગવર્નર ઈન કાઉન્સીલ જમીનનો જે કર સરકાર માટે નક્કી કરે તેવો આપવાને તથા તેની વસુલાત માટે જે રૂઢી પ્રમાણેના ઉપાયો લેવામાં આવે તે ઉપાયોને તાબે રહેવાને પાત્ર છે." તોપણ

આવી જાગીરોનો ઇનામી અથવા બીનઇનામી જમીનો પૈકી કશામાં પણ સમાસ કરવામાં આવ્યો ન્હોતો, એ જણાવવું એ આશ્ચર્ય ઉપજાવે તેવું છે. કોર્ટ ફી વસુલ કરવાના પ્રયોજન માટે ઇન્ડીઆ સરકાર મુંબાઇ ઇલાકાની જમીનોના સન ૧૮૬૨ ના આકટ ૧૫ તથા ૧૮૬૭ ના આકટ ૧૬ તથા ૧૮૭૦ના આકટ ૭ અન્વયે ત્રણ ત્રણ વાર વર્ગ પડયા હતા. આ વર્ગણી ત્રણ પ્રકારની હતી; પરંતુ, જમા શબ્દનો અર્થ લેન્ડ રેવન્યુ થાય છે.* એવી કલ્પના તેમાંથી નીકળી ન્હોતી અને વહેવારમાં તાલુકદારી જમીનોને તેને લાગુ પાડવામાં આ વર્ગણીએ હાઈકોર્ટના પ્રખ્યાત જડજોની કુશાગ્ર બુદ્ધિને પણ બે વાર હરાવી હતી.+ પરંતુ ખરી વાત એજ રહે છે કે સદરહુ કોડે ( લેન્ડ રેવન્યુ કોડ ) રેગ્યુલેશન ૧૭ ના પાયાને અનુસરીને તાલુકદારી જાગીરોને ઈનામી અથવા વગર ઇનામી એમ કર્યા વગર આગળ કામ ચલાવ્યું. આખા કોડમાં માત્ર ૧૧૪ મી કલમ જ તાલુકદારી જાગીર વિષે ખાસ બોલે છે; તે તો કોઇ જાગીરના ભાગ પાડવા માટેનો બધા પક્ષકારો કબુલ હોય તો લવાદનો હોદ્દો ધારણ કરવાનો અધિકાર કલેકટરને આપવા બાબતની છે. "ઇનામી ખાતું" એ શબ્દની વ્યાખ્યા બાંધી છે; પરંતુ, આવા ઇનામી ખાતામાં તાલુકદારી જાગીરોનો સમાસ થઇ જાય છે એવી બહારથી ખરી છે એવો ભાસ આપનારી દલીલ માટે પણ ૧૧૧, ૧૪૪, ૧૫૦ રકમ એ, ફ તથા ૧૬૦ એ મહત્વની કલમોમાં પણ દિગ્દર્શન નથી; પરંતુ, સન ૧૮૬૨ ના આકટ ૬ છઠ્ઠાની કલમ ૨૦ તથા તે જાગીરોમાં જે ઇનામી સેટલમેન્ટ કરવામાં આવેલું તેમના આધારે અમદાવાદ તથા ખેડા જીલ્લાની જાગીરોનો ઉપર જણાવેલી કલમોના પ્રયોજનો માટે આ ઈનામી ખાતામાં સમાસ થાય છે એમ તકરારની ખાતર કદાચ સ્વિકારીએ તો પણ ઉધડ જમા આપનારી જાગીરોનો કેસ તદ્દન જુદોજ રહેલો છે.

૧૯. સન ૧૮૮૧ માં આ પ્રકારની પરિસ્થિતિ હતી એવામાં સન ૧૮૮૧ નો આકટ ૨૧ મો પસાર કરવામાં આવ્યો. તેણે મહત્વનો કાંઇ પણ ફેરફાર કીધો નહિ. અને સન ૧૮૮૧ થી સન ૧૮૮૮ સુધીની મુદતમાં અમદાવાદ, ખેડા અને ભરૂચ જીલ્લાઓના તાલુકદારો નીચે જણાવેલી કોટીઓમાં હતા.

( ૧ ). સાધારણ લેન્ડ રેવન્યુ આકારણી જે સર્વ જમીનોને લાગુ પડે છે તેવાજ ધોરણ ઉપર જે તાલુકદારોની બાપદાદાથી ચાલતી આવેલી જાગીરો પર બ્રિટિશ રાજ્ય કરનારા જમા ઠરાવતા ન્હોતા તેવા તાલુકદારો જેમના જમાનું ભરણું કાયદા બાંધનારી કાઉન્સીલના કોઇ પણ કાયદાના શબ્દોને અનુસરીને જમીન મહેસુલના કર તરીકે ગણી શકાય નહિં. આ કોટીમાં ઉધડ જમા આપનારા તેમજ આવો જમા અને પેશકુશ આપનારા તાલુકદારોનો સમાસ થાય છે ખાસ કરીને સન ૧૮૭૧ ના આકટ ૧૫ માં જણાવેલી પાંચ ઠકરાતો તથા બીજાઓ.

( ૨ ) સન ૧૮૬૨ ના આકટ ૬ઠ્ઠાની કલમ ૨૦ માં અથવા સન ૧૮૮૧ ના આકટ ૨૧ ની કલમ ૩૮ ના અપવાદમાં જે જમીનના કર વિષે લખાણુ છે તે કર

* છાપેલાં જજમેન્ટ સન ૧૮૮૧ નાં પા. ૧૭૭.

+ ૧૧ ( મુંબઇ ઈ. લૉ. રી.) પાનું ૪૫૧ ફુલ બેન્ચ.

પોતાની વંશપરંપરાની જાગીરો માટે આપનારા તાલુકદારો આમાં નીચે જણાવેલા આવી જાય છે.

(અ) આંકડો વધારે ઓછો કરી શકાય એવો જમા ભરનારા તાલુકદારો અને—

(બ) સન ૧૮૬૩ ના આક્ટ ૭ ને અનુસરીને ઇનામ માટે તજવીજ થઇ ગયેલા વાંટાના જે માલીકો છે તે તાલુકદારો.

તાલુકદારોની પેઢીધર જાગીર વેચી કે આપી શકાય નહી એવી વર્ગણી કરવાની પણ એક બીજી પદ્ધતિ અથવા ધોરણ હતું; પરંતુ, ઉપર જે વર્ગણી વિષે લખવામાં આવ્યું છે તે વર્ગણીથી સીધુ અવળુંજ આ ધોરણ છે. જાગીરોના ભાગ પાડી શકાયજ નહી એ ત્રીજી પદ્ધતિ છે, પણ ઉપર પ્રથક પાડેલા મુખ્ય બે વર્ગોમાં આ પદ્ધતિ વિશેષ વર્ગો પાડશે.

૨૦. શાન્તિ, કાયદો અને ન્યાયના નામથી ગયા ૮૦ વરસના બ્રિટિશ રાજ્ય કરનારાઓના કાર્યની નોંધ લીધા સિવાય સન ૧૮૮૮ ના આક્ટ ૬ ઠ્ઠાનો પ્રવેશ કાઉન્સીલમાં થયો તે તરફ જો કોઇ માણસ જુએ તો તે પોતાની દલીલના મુખ્ય મુદ્દાને નજર બહાર જતો જોવાનોજ. આવી નોંધ ( અથવા સરવાળો ) જે માણસ નજરમાં રાખે તેજ આ કાયદાની હકીકત તથા આશયો સંબંધી મી. પીલના સ્પષ્ટ ભાષણના જે એક વારના રાજાઓ, રાજ્ય કરનારાઓ, ગીરાસ ધારણ કરનારાઓ, કસબાતીઓ, મહેવાસીઓ, મલેકો, નાયકો, કોળીઓ, કાઠીઓ અને તેવીજ જાત જાતના બીજાઓ હતા. જેઓ અત્યાર સુધી માત્ર વિનય માટેજ તાલુકદાર કહેવાતા, અને કાયદાએ નામ આપવાથી જે ઠાકોરો કહેવાતા જેઓ હવે મુંબઇ કાઉન્સીલના નવા કાયદામાં વ્યાખ્યા આપ્યા પ્રમાણે માત્ર તાલુકદાર થવાના હતા અને જેમને માટે અજ્ઞાન એવી કહેણી ચાલુ છે તે બધાઓને સમજણ પાડી શકે. અમાદવાદના તાલુકદારોનું ખાસ પણ બીજા તાલુકદારો બાબતમાં તેની નિકટની ૨૦ વરસની માહિતી એ (અને જે અમદાવાદના તાલુકદારો માટે તેજ ગૃહસ્થે તા.૬ જુન ૧૮૬૬ નો હેવાલ લખ્યો હતો.) તેને એવો અનુભવ કરાવ્યો કે "હાલમાં તાલુકદારો બ્રિટિશ કાયદા અન્વયે માત્ર ખાનગી જમીન ધારણ કરનારા છે અને તેથી સરકાર સાથેના તેમના સંબંધો લેન્ડ રેવન્યુ કોડમાં બતાવેલી જમીન મહેસુલ ભરનારા તરીકેના છે એમ ગણવાને કોઇપણ પ્રકારનો બાધ નથી.* પરંતુ આમને લેન્ડ રેવન્યુ કોડની પદ્ધતિમાં જોડી દેવામાં તેમની વિલક્ષણ સ્થિતિ ( પદવી ) પર ખાસ ધ્યાન આપવાનું છે." આવી સૂચના કરીને તે સમૂહ જેવી ઐતિહાસિક પદવી તેણે કબુલ રાખીને સદરહુ સમૂહને ખરેખર ઉપકાર કીધો.+ તેણે આ સંબંધમાં એથી પણ બહોળી નજર દોડાવી તથા ગુજરાતના તાલુકદારો બીજા પ્રાંતોના તાલુકદારો સાથે ઘણા મળતા આવે છે‡ એ વિષે તેની ખાત્રી થવાથી તથા તે પ્રાંતોમાં તાલુકદારોની સ્થિતિ સુધારવા અથવા બગાડવાને જોઇએ તેટલાં રેવન્યુ કાયદા થયેલા છે એમ જોઇને તેની મરજી એવી હતી કે માબાપ જેવી મુંબઇ સરકારના કાયદા બાંધનાર ખાતાએ છેલ્લા બે જમાનાના રાજ્ય વહીવંટમાં જે પુષ્કળ નવી પદ્ધતિઓ દાખલ

* સન ૧૮૮૮ ના આક્ટ ૬ છઠ્ઠાના આશયો તથા કારણોનું કથન પેરા ૬.

\+ સન ૧૮૮૮ ના આક્ટ ૬ છઠ્ઠાના આશયો તથા કારણોનું કથન પેરા. ૧.

‡ સન ૧૮૮૮ ના આક્ટ ૬ છઠ્ઠાના આશયો તથા કારણોનું કથન પેરા. ૨.

કરવામાં આવેલી† અને જેમને આખરે તો ભૂલો તરીકે દોષીત સન ૧૮૬૨ માં જાહેર કરવામાં આવી હતી. એવીજ નવી પદ્ધતિ કાયદો બાંધી દાખલ કરવી. ભૂતકાળના ઇતિહાસનું જે અવલોકન તેણે કરેલું તેથી તેનો વિચાર એવા વલણનો હતો કે " તાલુકદારો પોતાની જમીન અમુક હક્કવાળા સત્તાપ્રકારથી જમીન ધરાવે છે " એમ કહેવું તે વ્યાજબી નથી. તે તો એમજ ધારતો હતો કે " સરકારે હોય તેથી વધારે મહેસુલ લેવાના પોતાના હક્કને કોઇપણ અંશે કદી પણ છોડયો ન્હોતો. " વળી ગામોની પોલીસ તેમજ બીજા નોકરોનો ખર્ચ ભરી આપવાનો તાલુકદારો તરફથી જે મૂળથી વહીવટ ચાલતો હતો તથા જે તેમના ચાલ્યા ગયેલા રાજા તરીકેની અમલનો અવશેષ રહ્યો હતો તેજ વહીવટ તેની નજરમાં પુરેપુરી મહેસુલ સરકારે વસુલ લેવા માટે કાયદેસર તથા ન્યાયી કારણભૂત શા માટે નહિં ગણવો જોઇએ એમ તેની ( મી. પીલની ) નજરમાં જણાયું. સરકારને જે પરિસ્થિતિમાં તાલુકદારો જણાયા તેનો આવો ટુંકો પણ ખોટો હેવાલ આપ્યા બાદ જે કાયદો પસાર કરવામાં આવ્યો તે વાત બધાં જાણે જ છે તાલુકદારને કચડી નાંખવાની સરકારની સબળ સત્તા છતાં પણ જે અર્દ્ધ રાજ્યકીય સંબંધો સરકાર તથા તાલુકદારની વચમાં હતા અને જેને લીધે તેને પોતાની જાગીરનો સંપૂર્ણ ઉપભોગ કરવા દેવામાં આવતો હતો કારણ તે સંબંધોને લીધે " જમા " હતી ત્યાં સુધી તો જમીનના ભરણા માટે રાજ્યકીય ખંડણી તરીકે વ્યાખ્યા કરવામાં આવતી હતી. પરંતુ હવે જે કાયદો પસાર કરવામાં આવ્યો કલમ ૨ ( સી ) તેમાં કોઇપણ જગાએ એવું બતાવી શકાય એવું કાંઇ પણ છે કે " જમા " આપનારી જમીનોના ધારણ કરનારા સદરહુ જમીનોનો સંપૂર્ણ માલીક છે. બ્રિટિશ રાજ્યના અમલ સાથેજ તાલુકદારોની ઐતિહાસિક પદવી માટે જે ચોકખુ કથન કર્નલ વૉકરે કહેલું તે કાયદા બાંધનારી સભાના સમય પહેલાંના રેગ્યુલેશનો તથા રાજ્ય કરનારાઓએ કાઢેલા હુકમની જાળમાં તાલુકદારોએ ખોઇ નાંખ્યું. અને સન ૧૮૮૮ માં ઉપર કહેલા આશયો તથા કારણોના કથનના પેરા ૬માં સમાયલા તેમની કાયદેસર પદવી વિષેનો હેવાલ પણ વારંવાર બદલાતા રેવન્યુ હિસાબ તથા રેકર્ડ ઓફ રાઇટના નમુનાઓમાં ખરેખર અદૃષ્ય થઇ ગયો છે.

૨૧. જુના તાલુકદારી કાયદાઓને અનુસરીને તાલુકદારી જાગીરોનો સંપૂર્ણ વહીવટ જ્યારે સરકારી અમલદારોના હાથમાં આવ્યો ત્યારેજ એમ સ્પષ્ટ જણાયું કે આવી જાગીરોના આંતરિક વહીવટમાં માથુ મારવાને આ કાયદા પ્રમાણે સરકારને હક્ક નથી.* કારણ આ કાયદાઓ કાયદેસર જાગીર ધારણ કરનારને નવો કરાર કરવાના અધિકારમાંથી બાતલ કરતા હતા.+ સેટલમેન્ટ રજીસ્ટર જે તાલુકદારોના ખેડુત માટે પણ એક સરખુંજ લાગુ પડી શકે એમ જેઓ ધારતા હતા તેઓ સાચા દીલથી કબુલ કરે છે કે તે હક્કોનું રજીસ્ટર છે પોતાની તરવારથી જેઓ તાલુકદારો બન્યા હતા તેમના અંદર અંદરના કલહને પરિણામે જે દુઃખો તેમના ગુંવાળના ખેડુતો ભોગવતા હતા તેમાંથી તેમને મૂક્ત કરવાને જે નરમ

† સન ૧૮૮૮ ના આક્ટ ૬ છઠ્ઠાના આશયો તથા કારણોનું કથન પેરા ૪.

* સન ૧૮૭૭ ના આક્ટ ૧૪ ની કલમ ૯.

+ સન ૧૮૮૧ નો આક્ટ ૧૬.

હાલના ઇન્સાફ ના પાડી તેણેજ આ કાયદામાં કલમ ૨૬ ઘાલી દીધી. કારણ એવું બતાવ્યું કે ખરા વિચારવાળા તાલુકદારોને આ કલમથી કાંઈ બીવાનું ન્હોતું. તાલુકદારો જે ભયની ધાસ્તી રાખતા હતા તે ધાસ્તી મી. પીલની નજરમાં કારણ વગરની હતી. તાલુકદારી જાગીરોના આંતરીક વહીવટમાં આવા જાત જાતના પ્રકારની દખલો થઇ તેવી પરિસ્થિતિમાં આવી જાગીરો રૈયતવારી સત્તાપ્રકારથી ધારણ કરતાં મોટા ક્ષેત્રફળવાળાં ખાતાંઓ કરતાં કેવી રીતે ગણી શકાય. ઘણા ભાગે આ પ્રશ્ન એવો છે કે જે આજના સમયના કલેકટર–તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરોના મનનું મંથન કરે છે કારણ તેમને રેકર્ડ ઓફ રાઈટનું જાદુ વળગ્યું છે અને હવે પછી તો લોકમતના પડઘા પાડનારો સખ્સ તાલુકદારને એવો પ્રશ્ન સમયને અનુસરતો પૂછશે કે તમારા જેટલીજ મોટી રૈયતવારી પદ્ધતિ પ્રમાણેની જાગીરવાળાની સાખ તમારી સાખ જોડે સરખાવો અને પછી કાયદો તથા લેન્ડ રેકર્ડ એ બન્ને માટે ખાસ પ્રયોજન શું છે તે અમને બતાવો. તદ્ ઉપરાંત જેને ઉંચે આવવાની આશા નથી એવી ગરીબ થઇ ગએલી ભાગ પાડી શકાય એવી જાગીર પર આકાર જેટલો “ જમા ” વસુલ કરવાને આતુર હોય એવો કોઇ કલેકટર, સરકારના કલ્પિત ઉત્તરાધિકારી તરીકેના હક્કોના હિતને માટે, ગમે તે સાધનદ્વારા આવી જાગીરના ઇનામી ભાગોના વધારે શ્રીમંત માલીકોને પકડવાને આતુર થાય અને તેના આવા પ્રયત્નને લોકના મત ઉપર બંધાયલુ સરકાર વખાણે; કારણ એવું બતાવે કે આમ કરવાથી લોકોએ કર ભરવાના બોજાની વ્યાજબી વ્હેંચણી થાય છે.

૨૨. વાંટાની જમીનોમાં રેકર્ડ ઓફ રાઈટ દાખલ કરવાની બાબતમાં સન ૧૯૦૩ ની સાલથી જે જુદા જુદા પ્રકારના હુકમો છુટયા છે તે, તેમજ લેન્ડ રેવન્યુ કોડ જેના પાછળ તાલુકદારોનો કાયદો માત્ર એક લટકણીયું છે તેની યોજનામાં લગભગ દરરોજ થતા ફેરફારો જે કોઇ જુએ તેને જણાશે કે રાજ્યના વહીવટદારોએ “ તાલુકદારોની વિલક્ષણ પદવી ઉપર સંભાળપૂર્વક ધ્યાન આપવું. ” એવી મી. પીલની ઇચ્છા હતી તેવું ધ્યાન હાલ અપાતું નથી અને હવે પછી આવું લક્ષ અપાશે તેની કાંઇ પણ ખાત્રી છે? પરંતુ જે પદ્ધતિમાં તાલુકદારોને જોડવા માટે મી. પીલની આશા હતી તે પદ્ધતિ કેવા પ્રકારની હતી તેની તપાસ કરવી એ વધારે મહત્ત્વનું છે. તે દીવસે બાળક જેવી થોડા વરસોની કોંગ્રેસ, તે જે સમયમાં ભયને બદલે મશ્કરીનો વિષય હતી તે કોંગ્રેસની જરાપણ સૂચના વગર કદી તેના ખ્યાલમાં આવેલું કે જનસમૂહ આજે છે તેવો બળવાન થઈ પડશે? અથવા તેનો ઇરાદો એવો હતો કે સરકારનું હિત સંભાળવા માટે લેન્ડ રેવન્યુ સારૂ ઘણી ઉત્તમ પદ્ધતિ કરી દેવી? જો પાછલો વિચાર હોય તો એ વિશ્વાસઘાત હતો અને પોતે આગળ ઘણા વરસ ઉપર કહેલું તેનોજ વિરોધાભાસ હતો અને મેં પ્રથમ રિપોર્ટ કરેલા તેનો હું અસ્વીકાર કરવા માગતો નથી એમ મી. પીલે પોતાના ભાષણના આરંભમાં કહેલું.

૨૩. પરંતુ તાલુકદારોની કાયદેસર સ્થિતિ શું છે તે સંબંધમાં મી. પીલે આપેલા ટુંકા હેવાલના પાયાજ ઇતિહાસની દૃષ્ટિએ જુઠ્ઠા છે એવો જાત અનુભવ કરવાને હજી પણ અસુર થયુ નથી; અને પોતાનું વચન પાળવાની જો જરા પણ લાગણી સરકારને હોય તથા સન ૧૮૬૨ની

સાલમાં તેઓ પોતાની નીતિમાં સાચા હૃદયવાળા હતા તેવાજ સાચા થવાને જો સરકારની મરજી હોય તો જે આફતો હાલ છે તે એવી નથી કે તેના ઇલાજ થઈ શકે નહિં.

૨૪. એકવાર કુલ સત્તાથી રાજ્ય કરનારી જાગીરો જે ગાદી મોટા દીકરાના વંશમાં-જ જાય એ નિયમને લીધે અકબંધ સલામત રહી છે અને જે જાગીરો બ્રિટિશ અમલ આવતા અગાઉ દેશમાં જે પરિસ્થિતિ હતી તેમાં પોતાની તરવારના બળથી કદાચ પોતાની મૂળ સત્તા મેળવી શકી હોત તેજ જાગીરો છેલ્લા ૧૦૦ વરસ દરમ્યાન તે જાગીરના માલી-કો કંપનીના પક્ષને મજબુતપણે વળગી રહ્યા, તેજ વળગણના બોજા તળે કચડાઇને મરી ગઈ એ વાત સાબીત કરવાનું કઠણ નથી. તેમનો જમા ખમી ન શકાય તેટલે દરજ્જે ચઢાવી દેવામાં આવ્યો તેમની નિખાલસ સત્ય નિષ્ટાની સખત કસોટી લશ્કરના બંડ વખતે માલુમ પડી. પણ પછી તો રાજ્યનો વહીવટ બદલાઇ બીજાના હાથમાં ગયો. પોતાની નિમ-કહલાલીનો બદલો તેમના પર પુષ્કળ દયા દેખાડવામાં આવી એજ હતો; કારણ તેઓ ઘણા દેવાદાર થયેલા આશ્રિત હતા. કેટલાકને માટે તો એમ ખુલ્લી રીતે કબુલ કરવામાં આવ્યું કે આ દેવાદાર સ્થિતિ તેમનામાં વહીવટ કરવાની હોંશિયારીના અભાવને લીધે આવી ન્હોતી, કંપનીના લલચાવનારા અમલે તેમને વિલક્ષણ પરિસ્થિતિમાં મૂક્યા ન્હોત તો તેમની નાદારી કદી પણ જન્મ પામી ન્હોત. પરંતુ નવુ કાયદા બાંધનાર ખાતુ જે ઉઘડયું તેની પોષક સંભાળ નીચે પ્રથમ જે ભિખારી પટ્ટે રાખનાર જમીનદારો હતા તથા જે ધાડપાડુઓ હતા તથા જે નાદાર ખાતેદારો હતા અને જેમને કંપનીએ સરકારને સોંપેલા તે બધા ખાનગી જમીન ધારણ કરનારા થઇ પડયા. અને જ્યારે મોરલી મીન્ટોવાળા સુધારા દાખલ થયા ત્યારે જુના વખતના લડાયક તથા શૂરા વર્ગની સાથે જમીનના ખાતેદારો તથા વેપા-રીઓના વર્ગમાંથી સોબતીયોનો ખીચડો કરી દેવામાં આવ્યો. તાલુકદારી જાગીરો જ્યારે જ્યારે જપ્તીમાં ગઈ ત્યારે તેમની વિગતવાર સર્વે ( જમીનની માપણી તથા મોજણી ) થઇ. તેણે તાલુકદારોને રેવન્યુ ખાતાના હલકામાં હલકા નોકરો સાથે દરરોજની તકરારોમાં ફ્રોકી દીધા અને લેન્ડ રેવન્યુ કોડની રેલના દરવાજાઓ તેમના ઉપર ખુલ્લા કરી દીધા તેથી બીજા નગદી તથા રેવન્યુ કાયદાઓની બદલીઓએ તાલુકદારો તેમજ બીજા સામાન્ય જમીનદારોની વચમાં થોડો જણાતો પણ ભેદ હતો તે બધો ધોઇ નાંખ્યો; અને જ્યારે કેન્દ્રસ્થ તાલુકદારી ઓફીસ નાબુદ કરવામાં આવી ત્યારે ગુજરાતમાં હજી પણ એવા જમીનદારોનો એક સમૂહ છે જેમનો ખાસ વ્યવહાર માટે ઐતિહાસિક હક્ક છે એવું કોઇપણ ત્રાહિતને બતાવે તેવું ચિન્હ નાશ પામ્યું. તેઓ કદાચ ઉડાઉ નીકળે એમ ધારી જે કાલ્પનિક અગમ-ચેતી કલમ ૩૧ એ કીધેલી છે તે ઈન્સાફની કોર્ટની કુશાગ્ર ધારાશાસ્ત્રીની દૃષ્ટિ આગળ કાંઇ પણ કરી શકે એવી નથી એમ પુરવાર થઈ છે.× કોઇ કોઇ તાલુકદારોએ કરકસર કરીને ઐતિહાસિક જાગીરોમાં જે વધારો કરેલો અને તે વધારાને એ જાગીરમાં જ દાખલ કરવાને પ્રયત્ન થયો છે તોપણ તેમના બળમાં વધારો થયો નથી. આ જાગીરદારોમાં દેવું વગેરે પુનઃ પેસવા પામતું અટકાવવા માટે કેળવણી વગેરે દાખલ કરી તેમની સ્થિતિ સુધારવા અને પ્રથમ આ સંબંધમાં થયેલી ભૂલોનો બદલો વાળવા જે નાનો કાયદાનો મુસદ્દો રજુ કરવામાં

× ૪ મુંબઈ લૉ. રિપોર્ટ પા. ૩૬૫.

આવેલો તે ઉપર કહેલા કાયદાએ (સન ૧૮૮૮ નો આક્ટ ૬ઠ્ઠો) જે સ્વાર્થી સમૂહો ઉત્પન્ન ર્ક્યા હતા તે સમૂહોની ખટપટના ભારથી ઉડી ગયો.+ રાજ્ય ચલાવનારાની હોંશીયારી જેમનો પોકાર "સુધારો અને સુધારો" છે તેણે એજ સુધારાની પ્રગતિમાં તાલુકદારોને આ પરિસ્થિતિમાં લાવી મૂક્યા છે. બધાને સમાન કરી દેવાની ક્રીયાને ફલાણો ફુટયો છે; અને "આ લોકોને નવી પરિસ્થિતિઓમાં ભળી જવા માટે વસમું લાગે છે" એમ જે તાલુકદારોને પાછળ થઇ ગયેલા રાજ્ય ચલાવનારા અનુકંપાની લાગણી કોઇવાર ઉપડી આવે ત્યારે મ્હેણાં મારતા હતા તે તાલુકદારોએ હવે "બધું એકાકાર થવું જોઇએ" એ ભાવની ઝુમેનો જવાબ દેવા માટે તૈયાર થઇ રહેવું જોઇએ.

૨૫. પરંતુ ગયા ૫૫ પંચાવન વરસની તેની હયાતીમાં તાલુકદારી સેટલમેન્ટ ઓફીસ ખાતે થયેલો ખર્ચ વ્યાજબી હતો તથા તાલુકદારોના લેણદારો જેમને તેમનાં પુરાં નાણાં મળ્યાં નહિ તેથી લેણદારોને થયેલું લાખો રૂપિઆનું નુકસાન તથા સરકારી વહીવટ વખતે સખત વેતરૂ કરનારા ખેડુતો પાસેથી જમીનો ખુંચી લેવામાં આવે તથા લોકલફંડ વસુલ કરવામાં આવ્યું; અને જમીન ખુંચી લીધી તેના બદલામાં તેમને કોઇપણ અવેજ આપવામાં આવ્યો ન્હોતો. આ બધું વ્યાજબી થયું છે એમ સાબીત કરવાને જો રાજ્યના મોટા અધિકારીઓ તૈયાર હોય તો "બધું એકતાર થવું જોઇએ" એ પવન ઐતિહાસિક કુટુંબો જેઓ આટલાં બધાં સૈકાંઓથી ટકી રહ્યાં છે તે નકામાં છે એમ કહી શકાય નહિ. તેમની પોતાના હક્ક માટે જે માગણીઓ છે તે ધીરજથી સાંભળશે એમ ખાત્રી છે: કારણ કે આ પવન ઇન્ડીઆની બીજી કોમોની ખાસ માગણી તેમજ વ્યાપારી વર્ગના તેમજ યુરોપીઅન વર્ગના લાભો માટે જે દર દાવા થાય છે તેને સારૂ હાલના નવા રાજ્ય બંધારણ પ્રમાણે ધીરજથી સાંભળે છે. પોલીટીકલ વિચારોના જુદા જુદા પ્રકારના સંગ્રહની નોંધ રાખવા ભારે ખર્ચ કરવાની અગત્ય છે એવો અભિપ્રાય જેમનો છે તેઓ સંપૂર્ણ માલકી હક્ક જેમનો અસલથી ચાલ્યો જ આવે છે તેવા જમીનદારોના હક્ક તેઓ અનાદર કરી ફેંકી શકશે નહિ.

૨૬. રાજ્ય તરફથી જે જે ભૂલવાળાં કામ થયાં છે તે કામો રદ્દ કરવાં એ સિવાય બીજી કોઇપણ પ્રકારની આ નવી ઝુમ નથીજ ને ? અને તાલુકદારોને ઇનસાફ આપવા માટે રાજ્ય કરનારાઓએ લીધેલી પાછલી વિધિને હવે ઉલટાવવી છે એટલે (૧) "જમા" ને તેની અસલ ઐતિહાસિક સ્થિતિ ટ્રીબ્યુટ (ખંડણી)માં પાછો મૂકવો. અને (૨) સને ૧૮૮૮ ના આક્ટ છઠ્ઠા પ્રમાણે જે ખીચડીઓ સમૂહ ભેળો કર્યો છે તેને પ્રથમના જુદા જુદા ભાગોમાં પ્રથક પાડવો; અને તેને તેની સ્વાભાવિક જાતમાં પાછો મૂકી દેવો જેથી પોતાનું સજાતીય વર્ધન તે સ્વતંત્ર રીતે મેળવી શકે.

૨૭. વિગતમાં ઉતરીએ તો આમ કરવા માટે લેન્ડ રેવન્યુ પ્રણાલિકાનું ભારે બંધારણ જે તાલુકદારોને પોતાના બોજાથી દબાવી દે છે તે દૂર કરવું પડશે તથા ઇન્ડીઆના નવા રાજ્ય બંધારણના હેતુ માટે હાલના તાલુકદારો અથવા તેમની માલકીની જાગીરોના વર્ગ પાડવા કાંઇ રાજ્યનીતિના સંગીન સૂત્રો શોધી શકાય, તેને સારૂ તપાસ કરવા બધાના હક્ક સંભાળે

+ મુસદ્દો નં. ૧૪ સન ૧૯૧૨.

તેવું એક મજબુત કમીશન નીમવું પડશે. કે જે આવી વર્ગણીવાળા વંશો અથવા જાગીરોના રક્ષણ, ભવિષ્યના પોષણ તથા વિકાસ માટે યોગ્ય ઉપાયો રચી કાઢે.

૨૮. સરકારે વારંવાર આવી તપાસો પસંદ કરેલા અધિકારીઓ દ્વારા કરેલી છે. આવી છેલ્લી તપાસ મી. રોબર્ટસને ૧૯૦૩ માં કરી હતી, તેણે તા. ૨૯ જુન ૧૯૦૩ ને રોજ રીપોર્ટ કીધો તેમાં જે જાગીરોમાં વડીલ દીકરાનેજ જાગીર વંશપરંપરા એકનેજ જાય છે તેમના તથા જે જાગીરોમાં ભાગ પડે છે તે બન્નેમાં વિરોધનો ગુણ તેને જણાયો હતો.* અને એક બાજુએ ભરૂચ તથા ખેડાના તાલુકદારોની અને બીજી બાજુએ અમદાવાદના તાલુકદારોની સ્થિતિમાં વિરોધ તેને જણાયો હતો. પોતે સન ૧૮૬૨ માં જે વચનો આપેલાં તેની સરકારને તેણે ( મી. રોબર્ટસને ) યાદ આપી અને તે વચનો થોડે અંશે કેવી રીતે પાળવાં તેના રસ્તા તેણે સૂચવ્યા. તેણે પોતાનો રીપોર્ટ નીચેના શબ્દો લખી પુરો કીધો હતો–

"જે મદદ આપવાની દરખાસ્ત કરી છે તે જો પુરેપુરી આપવામાં આવે તો ભવિષ્યમાં આ માણસોનો ઇતિહાસ જે દરજ્જે જનસમાજમાં લેવાનો તેમને હકક આપે છે તે દરજ્જો ભોગવતા આપણે તેમને જોઈશું. સરકાર તરફ વફાદાર તથા મદદગાર અને લોકોના નેતા તરીકે તેમને જોઈશું. તેઓ પ્રથમના સમયમાં જેવા હતા તે વાતને લીધે નહિ પણ હાલ જે તેઓ છે તેને આપણા માનને પાત્ર થયેલા જોઇશું. તેમણે પોતાની જાગીર તરવારથી સંપાદન કરી તેને માટે નહિ પરંતુ તે જાગીર પોતાના ઉદ્યોગથી તેઓ રાખી રહ્યા છે તેને સારૂ આપણા માનને માટે પાત્ર થયેલા આપણે તેમને જોઇશું."

ઉપર જે હકીકત જણાવવામાં આવી છે તે ધ્યાનમાં લેતાં આ સમાપ્તિ વિષે ટીકા કરવી એ નિર્થક છે. કારણ તપાસ કરવા માટે તેમને જે હુકમ કરેલો તેના શબ્દો જોતાં જણાય છે કે તેની તપાસનું ક્ષેત્ર ટુંકું હતું.

૨૯. સરકારના ઠરાવ નંબર ૩૬૫ તા. ૧૮ અગષ્ટ ૧૯૨૩ ને અન્વયે જે કમિટી નીમાઇ હતી તેણે પણ પોતાના રીપોર્ટના ૬૬ા પેરામાં એવી સૂચના કરી છે કે તમામ તાલુકદારી જાગીરોનું એક રજીસ્ટર બનાવવું અને એવી ભલામણો કરી હતી કે આ રજીસ્ટરમાં દાખલ થયેલી જાગીરોના તાલુકદારોને સદરહુ જાગીરોનું વિગતવાર રેકર્ડ તૈયાર કરવાને તથા તેનો નિભાવ કરવાને ખાસ હક્કો આપવા અને રેવન્યુ ખાતાના હલકા નોકરોની સત્તાને ત્યાંથી તદ્દન કાઢી નાંખવી.

૩૦. જે ઠરાવે મી. રોબર્ટસનની નિમણુંક કરી હતી તે ઠરાવમાં એમ કબુલ કરેલું છે કે તાલુકદારોનો ઇતિહાસ જગ જાહેર છે. કાઠીયાવાડમાં રહેનારા તેમના ભાઇઓને માટે સન ૧૮૧૭ ની સાલમાં સાધારણ ખંડણી હંમેશને માટે ઠરાવવામાં આવી હતી. તેમ છતાં "જમા" શબ્દને ગણોતના પાયાની અથવા જમીનના આકારની ચાલુ જમાનાની કલ્પનાઓ લાગુ કરી દેવાને ન્યાયની રીતે અથવા કાયદાની રીતે કાંઇપણ અધિકાર નથી. જે પુરૂષોના મોટા લાભો દેશમાં સમાયલા હતા; જેમની વર્તણુંક હંમેશાં વફાદાર હતી; સરકારને

* તા. ૨ સપ્ટેમ્બર ૧૯૧૩ નું ગવર્નમેન્ટ ગેઝીટ ભાગ ૭ પાનાં ૬૪૭ થી ૬૮૨; પેરા ૩ પાનું ૬૪૮; પેરા ૧૮ પાનું ૬૫૬; પેરા ૨૬ પાનું ૬૬૦; પેરા ૭૦ પાનું ૬૮૧–૬૮૨.

પડખે ઉભા રહેવામાં પોતાના બળે તથા સંપત્તિ આપવાને સંકોચ જેમણે રાખ્યો નથી અને જે સમયમાં નામદાર શહેનશાહના ગરીબમાં ગરીબ રૈયતના જન્મના હક્ક પણ સરકાર ગંભીર રીતે ધ્યાનમાં લે છે તેવા સમયમાં તથા આવા પુરૂષોએ બેપરવાઇ તથા અનાદરને યોગ્ય થવા કાંઇ પણ કૃત્ય કીધું નથી તેમ છતાં શાન્તિવાળા આ સુધરેલા રાજ્યને ધાસ્તીનાં જે કારણો હતાં તેમણે સ્થાન બદલી વિરૂદ્ધ સ્થાન લીધું છે; એટલાજ કારણ માટે તેમનો અનાદર ન્યાયની દૃષ્ટિએ થઇ શકે નહિ.

× × × M. L. C.

આમોદ
જીલ્લા ભરૂચ.
તા. ૧૦ ડીસેમ્બર ૧૯૨૫ } (સહી)

આમોદના ઠાકોર.

# (૨) ખાતાદાર, નોંધેલો ખાતાદાર અને ખેડુતની વ્યાખ્યા.

**×ખાતાદાર.** બ્રિટિશમાં આ શબ્દનો અર્થ દુમાલા નહિ હોય એવી જમીનનો ધારણ કરનાર એવો થાય છે. અથવા એકથી વધારે ધારણ કરનારા હોય ત્યારે સદરહુ પ્રકારની કોઇ જમીન બાબત જે ધારણ કરનારને સઘળા કરતાં વધારે હક્ક હશે તે ધારણ કરનારો એવો સમજવો. (લેન્ડ રેવન્યુ કોડ કલમ૩ પેટા કલમ ૧૬ )

વડોદરા રાજ્યનો ખાતાદારની વ્યાખ્યા નિચે મુજબ છે. "ખાતાદાર" એટલે બારખલી ન હોય તેવી જમીનનો ધારણ કરનારો અથવા એકથી વધારે ધારણ કરનારા હોય તો, સદરહુ પ્રકારની જમીન બાબત જે ધારણ કરનારને સઘળા કરતાં વધારે હક્ક હોય, તે ધારણ કરનારો અથવા સઘળા કરતાં વધારે હક્ક એકથી વધારે ધારણ કરનારાઓને સરખો પ્રાપ્ત થયેલો હોય ત્યારે તે દરેક ધારણ કરનારો. [ વડોદરા રાજ્ય જમીન મહેસુલ નિબંધની કલમ ૩ રકમ (ણ). ]

**નોંધેલો ખાતાદાર.** બ્રિટિશમાં આ શબ્દનો અર્થ જે એકલાજ ખાતાદારનું અથવા જુદા જુદા સામાઇક ખાતાદારો પૈકી જે વડીલ અથવા મુખ્ય ખાતાદારનું નામ હુકમથી સરકારી દફતરમાં દાખલ કર્યું હશે, પછી તે જાતે ધારણ કરનાર તરીકે હોય અથવા પોતાના સહ ખાતાદારની અથવા ખેડુતની અથવા મુખત્યારની અથવા નોકરની અથવા બીજા કાયદેસર વારસ વકીલની વિદ્યમાન દુમાલા નહિ હોય તેવી જમીનના ધારણ કરનાર તરીકે હોય તે ખાતાદાર એવો સમજવો. (બ્રિટિશ લેન્ડ રેવન્યુ કોડ કલમ ૩ પેટા કલમ ૧૭).

× કોર્ટ ફી આકટ ૨ ના આર્ટિકલ ૧ ના કારણ માટે સર્વે ખાતાદાર એટલે "ખુદ સરકાર સાથે કરાર કરી કેટલીક મુદત સુધી જમીન ધારણ કરનારો" એવો માણસ સમજવો. (મુંબાઇ સરકારનો ઠરાવ નં. ૬૩૪ તા. ૨૮-૧-૧૮૮૮)

આ બાબત વડોદરા રાજ્યના જમીન મહેસુલના નિબંધમાં જણાવ્યું છે કેઃ—નોંધેલા ખાતાદાર એટલે બારખલી ન હોય એવી જમીનના સંબંધમાં જે એકલાજ ખાતાદારનું અથવા જુદા જુદા સામાઇક ખાતાદારો પૈકી જે વડીલ અથવા મુખ્ય ખાતાદારનું નામ, પોતેજ અથવા પોતાના સહ ખાતાદાર, ખેડુત, આડતિયા, નોકર અગર કાયદેસર બીજા કોઇ પ્રતિનિધિ દ્વારા ધારણ કરનાર તરીકે હુકમથી સરકારી દફતરે દાખલ કર્યું હશે તે, [વડોદરા રાજ્ય જમીન મહેસુલ નિબંધ કલમ ૩ પેટા રકમ (ત). ]

ખાતાદાર અથવા નોંધેલા ખાતાદાર વીગેરે વિષયવાળાઓના નામોના અર્થ માટે એજન્સીઓમાં ચોક્સ નિયમો નથી. એજન્સીઓમાં નાનાં મોટા દેશી રાજ્યો વહીવટ કરે છે, એ રાજ્યોમાં કેટલીક જગાએ સામાન્ય નિયમો (લોકલધારા) થયેલા છે; પરંતુ તે સર્વ સામાન્ય ગણાતા નથી. તેમ તે વિશેષ પ્રસિદ્ધિમાં પણ નથી.

**સહખાતાદાર.**

વડોદરા રાજ્યમાં ખાતાની જમીન એકથી વધારે સખસોએ ધારણ કરેલી હોય ત્યારે તેમાં સઘળા કરતાં જેનો વધારે હક ન હોય તેવા સખસને સહ ખાતાદાર કહેવામાં આવે છે. [જમીન મહેસુલ નીબંધની કલમ ૩ પેટા રકમ ( થ ). ]

**ખેડુત જમીનદાર.**

બ્રિટિશ જીલામાં 'ખેડુત' એટલે વરિષ્ટ ધારણ કરનારની તરફથી મળેલા હક પ્રમાણે જે માણસ જમીન ધારણ કરે છે તે માણસ એવો સમજવો; અને તેનો જે વરિષ્ટ ધારણ કરનાર તેનું નામ "જમીનદાર" અથવા જમીનદારની અગાઉ જેની પાસે માલેકપણાનો હક હતો તેની પાસેથી મળેલા હક પ્રમાણે જે જમીન ધારણ કરતો હશે તેને પણ 'ખેડુત' સમજવો એમ ઠરાવ્યું છે. (લેન્ડ રેવન્યુ કોડ કલમ ૧૫).

ખેડુત કનિષ્ટ ધારણ કરનારો છે એવું કહેવું કોઇ પણ રીતે વિરૂદ્ધ લાગતું નથી; કેમકે જો એમ હોય તો દુમાલા જમીન ધારણ કરનારાના ખેડુતો પાસેથી ગણોત વસુલ કરવાને કલમ ૮૮ માં જે સત્તા આપી છે તે તદન નિરર્થક થઇ જાય. કારણ તે સત્તાનો અમલ ફક્ત કનિષ્ટ ધારણ કરનારા ઉપરજ થઇ શકે છે.( મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૬૮૪૧ તા. ૩૦ ડીસેમ્બર સન ૧૮૮૦)

ખેડુતની વ્યાખ્યા વડોદરા રાજ્યના જ. મે. નિબંધમાં એવી કરવામાં આવી છે કેઃ— 'ખેડુત' એટલે વરિષ્ટ ધારણ કરનારની તરફથી અગર તેની પહેલાંના હક્ક વાળા જમીન ધારણ કરનારની તરફથી પ્રાપ્ત થયેલા હક્ક પ્રમાણે જે સખસ જમીન ધારણ કરતો હોય તે સખસ એવું ઠરાવ્યું છે. [ જ. મે. ની. ક. ૩ રકમ (ન). ]

ખેડુતને ખાતેદારની સંમતી શિવાય વધારે હક્ક પહોંચતો નથી.

---

# (૩) રાજીનામાં ( માફુરી ) અને મોંબદલા બાંબત.

આ બાબત બ્રિટિશના લેન્ડ રેવન્યુ કોડમાં એમ ઠરાવ્યું છે કેઃ—મામલતદારને અથવા મહાલકરીને લખેલી સૂચના આપીને કોઇપણ ખાતાદારને પોતાનું

**માફુરી.**

ખાતુ એમને એમ અથવા નામ દઇને કહેલા કોઇ માણસને મળવા સારૂ રાજીનામું આપવાનો અધીકાર છે; પણ એવું ઠરાવ્યુ છે કે સદરહુ પ્રકારનું રાજીનામું આપવું તે આખા ખાતા વિષે અથવા આખા સર્વે નંબર વિષે અથવા સર્વે નંબરના હીસાબમાં દાખલ થયેલા ભાગ વિષે હોવું જોઇએ. એમને એમ મૂકી દેવા સારૂ રાજીનામું આપવું હશે તે ચાલતી સાલ પુરી થયાથી અમલમાં આવે છે એમ સમજવું; અને એમને એમ મૂકી દેવા સારૂ રાજીનામું આપવાની સૂચના સદરહુ પ્રકારની સાલના માર્ચ મહીનાની ૩૧ મી તારીખ અગાઉ અથવા ગવર્નર ઇન કાઉન્સિલે આ બાબત દર એક જીલ્લા સારૂ વખતે વખતે જે તારીખ ઠરાવી હોય તે તારીખની અગાઉ આપવી જોઇએ. નામ દઇને કહેલા કોઈ માણસને મળવા સારૂ રાજીનામું આપવું એ હરકોઇ વખતે આપવાનો અધીકાર છે. (લેન્ડ રે. કોડ ક. ૭૪)

દિવાના માણુસ અથવા સગીરોના સગાંવહાલાં અથવા સ્નેહીઓને જો તેઓને તે માણુસની મિલ્કતના કાયદેસર વહીવટદાર નિમેલા ન હોય તે એઓને એવા માણુસની વતી તેમની જમીનનું રાજીનામુ આપવા અધિકાર નથી. તેમ તેવું રાજીનામુ કલેકટરે લેવું એ વ્યાજબી નથી. (સ. ઠ. નંબર ૭૦૭૪ તા. ૧૧ અકટોબર સને ૧૮૮૨)

જે ખાતાની જમીનની સો અથવા તેથી વધારે રૂપીયા કિંમત હોય તે ખાતાનાં રાજીનામાં બદલની નોટીશ રજીસ્ટર કરવાની જરૂર નથી. (સ. ઠ. નં. ૨૩૬૭ તા. ૧૯–૩–૧૮૮૫)

ખાતુ આ શબ્દનો અર્થ ખાતાદારને ખાતાદારના નાતાથી પ્રાપ્ત થયેલા એકંદર હક્ક આપેલા છે. તેમાં પોતાની જમીનની વધારે સારી રીતે ખેતી થવા સારૂ તે જમીનમાં કુવા બાંધવાનો હક્ક છે. કલમ ૭૪ થી ખાતેદારને પોતાનું ખાતુ એમને એમ અથવા નામ દઇને કહેલા કોઇ માણુસને મળવા સારૂ રાજીનામુ આપવાનો અધિકાર છે. થોડા ભાગનું રાજીનામું આપવાને કાયદાએ અધિકાર આપ્યો નથી. ( સ. ઠ. નં. ૭૧૫૨ તા. ૮–૧૦–૧૮૯૦)

વડોદરા રાજ્યમાં રાજીનામા ( માફુરી ) બાબત એવુ ઠરાવ્યું છે કેઃ—વહીવટદારને અથવા મહાલકરીને લેખી સૂચના આપીને કોઇપણ બાંધેલા ખાતાદારને અગર તે મૈયત કે પરાગંદા હોય તો તેના વારસ અગર કાયદેસર કબજેદારને, અને એવા ખાતાના નોંધેલા ખાતાદારો એક કરતાં વધારે હોય ત્યારે; તે સઘળા નોંધેલા ખાતાદારોને, અગર તેમના વારસો કે કાયદેસર કબજેદારોને, પોતાનુ ખાતુ એમને એમ મૂકી દેવા સારૂ અથવા નામ નામુદ કરીને જણાવેલા કોઇ સખસને મળવા સારૂ રાજીનામુ આપવાનો અધિકાર છે. ( વડોદરા રાજ્યના જમીન મહેસુલ નિબંધની કલમ ૫૭ પેટા રકમ ( ૧ ).

સદર કલમની પેટા રકમ ૨ માં જણાવ્યું છે કે સદરહુ પ્રકારનું રાજીનામુ આપવું તે આખા ખાતા વિષે અથવા આખા સર્વે નંબર વિષે અથવા સરકારી દફતરમાં જુદા દાખલ થયેલા ભાગ વિષે હોવું જોઇએ.

રાજીનામીની અરજને સ્ટેમ્પની જરૂર નથી. (વટહુકમ અંક ૧૩ તા. ૧૯–૧–૧૯૧૬).

પેટા રકમ ૩ માં ઠરાવ્યુ છે કે જમીન એમ ને એમ મૂકી દેવા સારૂ રાજીનામુ આપવું હશે તો, ચાલતી સાલ પુરી થયાથી તે અમલમાં આવશે એમ સમજવું, અને એવું રાજીનામું આપવાની સૂચના સદરહુ સાલના માર્ચ મહિનાની ૩૧ મી તારીખ સુધીમાં, અથવા જો તે તારીખે અગર તેને લાગીને બીજા દીવસોએ સરકારી રજા હોય તો તે રજા પુરી થતાંજ કચેરીના પહેલા દિવસે આપવી જોઇએ.

ગામ ઠાણુની જમીન ફીરાયાથી ખાતે ચાલતી હોય તેનુ રાજીનામુ નિબંધની કલમ ૫૭ પ્રમાણે આપી શકાય છે. (વટહુકમ અંક ૨૪ તા. ૨૦–૩–૧૭; આજ્ઞાપત્રિકા પાના ૧૦૫૮ સંવત ૧૯૭૩).

કોઈ સખસ જમીનનું રાજીનામુ આપે તથા તે જમીન ઉપર જવાનો માર્ગ તેણે પોતાની પાસે રાખેલી બીજી જમીનમાં હોય તો, સદરહુ પ્રમાણે રાખેલી જમીનમાંથી જવાનો હક રાજીનામુ આપેલી જમીનનો આગળ જે ધારણ કરનારો થશે તેની તરફ ચાલુ રહેશે. ( જ. મે. ની. ક. ૫૯ ).

**મોંબદલા બાબત.** આ બાબતમાં બ્રિટિશમાં એવું ધોરણ ઠરાવેલું છે કે–નોંધેલો ખાતાદાર મરણ પામ્યો હોય તો તેના વડીલ છોકરાનું અથવા જે બીજો માણસ તેનો વારસ છે એવું દેખાતુ હોય તે બીજા માણસનું અથવા તેના વારસો પૈકી જે મુખ્ય હોય તેનું નામ મૈયત ખાતાદારના નામને બદલે કલેકટરે નોંધાવવું જોઈએ અને પછી સદરહુ વારસ નોંધેલો ખાતાદાર છે એમ સમજવું જોઇએ. અને તે પ્રમાણે તેની સાથે ઉપરની છેલ્લી કલમના ઠરાવને અનુસરીને વહીવટ કરવો જોઇએ. ( લેન્ડ રેવન્યુ કોડ ક. ૭૧ ).

ઇનામી ગામનો કોઇ ખાતાદાર મરી જાય તો, તેના વારસનુ નામ તે ખાતામાં દાખલ કરવાનો અધિકાર તે ગામનો ધારણ કરનાર ચલાવે એમાં હરકત નથી. (સ. ક. નં. ૧૦૧૪ તા. ૧૩–૨–૧૮૮૨).

વડોદરા રાજ્યમાં મોંબદલા બાબત એવુ ઠરાવ્યું છે કેઃ—નોંધેલો ખાતાદાર અગર વરિષ્ટ ધારણ કરનાર મૈયત થયો હોય અથવા પરાગંદા થયો હોય તો તેના વારસો અગર કાયદેસર પ્રતિનિધિ અથવા કબજેદારો ઉપર નોંધેલો ખાતાદાર અગર વરિષ્ટ ધારણ કરનાર મૈયત અગર પરાગંદા થયાની તારીખથી ૬ માસની અંદર પોતાનુ નામ મૈયત અગર પરાગંદા થનારની જગોએ નોંધવા સારૂ અરજી કરવાની જવાબદારી છે. (જ. મે. ની. ક. ૫૪).

મોંબદલાની અરજી ઠરેલી મુદતમાં ન કરે તો, સરકારી ખાતાની જમીન બાબતમાં મૈયત અગર પરાગંદા થયાની તારીખથી અરજી કરતાં સુધી જેટલાં વર્ષ અગર વર્ષના ભાગ ગયા હોય તે દરેક વર્ષને અથવા વર્ષના ભાગને માટે રૂ. ૧ થી કમી નહિ અને રૂ. ૫) કરતાં વધારે નહિ એટલો દંડ પ્રત્યેક નોંધેલો ખાતાદાર દીઠ મોંબદલો કરાવનાર સખસનો થશે; પરંતુ આવી રીતે એકંદર મુદત માટે કરેલા દંડની રકમ મૈયત અગર પરાગંદા થનાર ખાતાદારના ખાતાના આકારના દુપટ કરતાં જાસ્તી, પણ રૂ. ૧) થી કમી કદી પણ થઇ શકશે નહિ. ( જ. મે. ની. ક. ૫૪ પેટા રકમ ૩ ).

ખાતાદારની મરણ તારીખનો દાખલો તલાટીના સજા સિવાયના ગામે મૈયત થયો હોય તો ચાર આનાના સ્ટેમ્પ ઉપર રજુ કરવો. (વટહુકમ અંક ૧૭ તા. ૫-૧-૧૬ આ. ૫. પા. ૧૧૨૨ સંવત ૧૯૭૨).

. ખાતાની જમીનનાં રાજીનામાં મોંબદલા સંબંધી હાલમાં એવું ધારણ કર્યું છે કે "મોંઢાના કરારથી મોંબદલા કરવાની છુટ ચાલુ રાખવાની જરૂર નથી. જ્યારે સત્વાર્પણના નિબંધ પ્રમાણે લેખ જોઇએ ત્યારે મોંબદલા માટે પણ લેખ આવશ્યક ગણવો જરૂરનો છે. આથી દિવાની ન્યાયાધિશોથી હક્ક સાબીત કરવાના ઇલાજને બાધ આવશે નહિ.

ગીરોના કારણે મોંબદલા કરવાનું ધારણ છે, એ બંધ કરવામાં આવે છે." (વટહુકમ અંક ૯ તા. ૮-૧૦-૧૯૨૬: આ. ૫. પા. ૨૫ તા. ૧૪-૧૦-૨૬).

# (૪) ખાતાદારના હક, અને કબજા સંબંધી આધાર સાથે વિવેચન.

**ખાતાદારના હક**

આ સબંધમાં બ્રિટિશના લેન્ડ રેવન્યુ કોડમાં એમ ઠરાવ્યું છે કે, ખેતીના કામમાં લગાડેલી જમીનના ખાતાદારને પોતાને તથા તેની નોકરી તથા ખેડુતની તથા મુખત્યારની તથા બીજા કાયદેસર વારસ વકીલની મારફત ખેતીના કામ સંબંધી ઈમારત અથવા કુવા અથરો તળાવ બાંધવાનો અથવા તે જમીનની વધારે સારી રીતે ખેતી થવા સારૂ તેનો વધારે સગવડ ભરેલી રીતે ભોગવટો કરી શકાય એટલા સારૂ તેની ઉપર બીજા કોઇ સુધારા કરવાનો હક્ક છે. (લે. રે. કો. ક. ૬૫) વળી ઠરાવ્યું છે કે, ખાતાનો હક્ક, ૫૬ ની કલમ માંહેના ઠરાવોને અને ખાતાને કાયદેસર રીતે જોડેલી કોઈપણ સરતોને અનુસરીને તથા કાયદા ઉપરથી બીજી રીતે ઠરાવ્યું હોય તે સિવાયને પ્રસંગે, વારસાની તરફ ચાલવા જોગ તથા બીજાને કરી આપવા જોગ માલ મિલ્કત છે. એમ સમજવું (લેન્ડ રેવન્યુ કોડ કલમ ૭૩).

ખાતાદારના હક સબંધમાં વડોદરા રાજ્યના જમીન મહેસુલ નિબંધમાં એમ ઠરાવ્યું છે કે:—ખેતીની જમીનના ખાતાદારને પોતાને અગર પોતાના નોકર, ખેડુત, મુખત્યાર અગર બીજા કાયદેસર પ્રતિનિધિ મારફત ખેતીની જમીન વધારે સારી વાવેતર કરવા સારૂ કિંવા તેનો વધારે સોઇવાર વહીવટ અથવા ભોગવટો કરવા સારૂ ખેતીના કામ સંબંધી ઇમારત બાંધવાનો, કુવા અગર તળાવ કરવાનો, કિંવા કોઇ બીજો સુધારો કરવાનો. કિંવા ખેતીને લગતું કોઇપણ કામ કરવાનો, અથવા પોતાને રહેવાને માટે કાચુ ઘર અગર માંડવો કરવાનો, અથવા કોઇપણ અનિવાર્ય કારણોને લીધે ગામ બહાર રહેવા આવેલા લોકોને માટે કાચાં ઘરો અગર માંડવા કરવાનો, અને જે કામો માટે આ નિબંધ અન્વયે કરવાના નિયમમાં અગર બીજા કોઇપણ કાયદામાં પરવાનગી આપવામાં આવી હોય, કિંવા હવે પછી આપવામાં આવે તે કામો કરવાનો હકક છે (નિબંધની કલમ ૪૯).

વળી ઠરાવ્યું છે કે ખાતાનો હક્ક ૩૭ મી કલમના ઠરાવોને અથવા કાયદાના બીજા જે ઠરાવો હોય તે ઠરાવોને અનુસરીને તથા તે ખાતાને જે સરતો લાગુ હશે તે સરતોને પાત્ર રહીને વારસોની તરફ ચાલવા જોગ તથા સત્વાર્પણ કરી આપવા જોગ મિલ્કત છે એમ સમજવું. ( નિબંધની કલમ ૫૬ ).

વધુમાં જણાવ્યું છે કે કોઇપણ ખાતાદારને આ સરકારની હદમાં હોય એવા તેના પોતાના ઘર ખાનગી અથવા ખેતીના કામ સારૂ પોતાના ખાતાની જમીનમાંથી તે જમીન ખેતીને માટે હંમેશની બગડે નહિ એવી રીતે માટી, રેતી, કાંકરી અથવા મુરમ કાઢી લઇ જવાને અથવા પોતાની જમીન સુધારવા સારૂજ બીજા કોઇને મફત કે વેચાતી આપવાને અથવા કાઢી લઇ જવા દેવાને અને પથ્થરની કપચી, મેટલ કે ગલગોટા કાઢી લઇ જવાને તથા ઇંટ પજાવો તથા કોયલાની ભઠ્ઠી કરવાને હરકત નથી. (જ૦ મે૦ નીયમની૦ કલમ.૧૧૬).

# (૫) જમીનની વ્યાખ્યા, પ્રકાર અને જાત.

બ્રિટિશના લેન્ડ રેવન્યુ કોડમાં ' જમીન ' નો અર્થ નીચે મુજબ આપવામાં આવ્યો છે.

**જમીન.** જમીન આ શબ્દમાં જમીનમાંથી ઉત્પન્ન થનારા ફાયદાનો તથા ભોંયને ચહોંટેલી વસ્તુનો અથવા ભોંયને ચહોંટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુનો સમાસ અને ગામના અથવા મુલકના નકકી કરેલા બીજા ભાગના મહેસુલના અથવા ગણોતના ભાગનો અથવા તેની ઉપર નાખેલા બોજાનો પણ સમાસ થાય છે એમ સમજવું. (લે. રે. કો. કલમ ૩ પેટા કલમ ૪).

વડોદરા રાજ્યમાં જમીનનો અર્થ ' જમીન ' એ શબ્દમાં જમીનમાંથી ઉત્પન્ન થનારા ફાયદાનો, જમીનને ચહોંટેલી વસ્તુનો તથા જમીનને ચહોંટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુનો, અને ગામના અથવા પ્રદેશના નકકી કરેલા બીજા ભાગના મહેસુલના અથવા ગણોતના ભાગનો અથવા તેમના ઉપર ઠરાવેલા બોજાનો પણ સમાવેશ થાય છે. ( જ. મે. નિબંધની ક. ૩ રકમ ચ ).

જમીન બે પ્રકારની છે. **(૧) ઘરથારની** અને (૨) **ખેતીપયોગી. "ઘરથારની જમીન."** આ જમીનના સબંધમાં બ્રિટિશના લેન્ડ રેવન્યુ કોડમાં જણાવ્યું છે કેઃ—" ઘરનું ગભાણ આ શબ્દનો અર્થ જમીનનો વિભાગ ઇમારતી કામ સારૂ ધારણ કરેલો હશે તે જમીનનો વિભાગ; પછી તે વિભાગ ઉપર કોઇ ઇમારત વાસ્તવિક બાંધેલી હોય કે ન હોય અને તે વિભાગ ઉપર બાંધેલી કોઇ ઇમારતથી ઘેરાયલી અથવા તેને લગતી જે ખુલ્લી જમીન અથવા આંગણું હોય તે ખુલ્લી જમીનનો અથવા આંગણાનો "ઘરનું ગભાણ" આ શબ્દોમાં સમાસ થાય છે." ( લે૦ રે૦ કોડ કલમ ૩ પેટા કલમ ૮ ).

વડોદરા રાજ્યની જમીન મહેસુલ નિબંધની કલમ ૩ ની પેટા રકમ ઝ માં આવી જમીનનું નામ **"ઘરથારની જમીન"** એવું આપવામાં આવ્યું છે. એ કલમની વ્યાખ્યામાં જણાવ્યું છે કેઃ—**"ઘરથારની જમીન"** એટલે જમીનનો જે વિભાગ ઇમારતી કામ સારૂ

ધારણ કરેલો હશે તે વિભાગ; પછી તે વિભાગ ઉપર વાસ્તવિક ઇમારત બાંધેલી હોય કે ન હોય. અને તેમાં તે વિભાગ ઉપર બાંધેલી ઈમારતથી ઘેરાએલી અથવા તેને લગતી જે ખુલ્લી જમીન અથવા આંગણું હોય તે ખુલ્લી જમીનનો અથવા આંગણાનો પણ સમાવેશ થાય છે.

"**ખેતીપયોગી જમીન**" આ જમીન બે પ્રકારની છે. (૧) **સરકારી** (૨) **બારખળી**. બારખળી જમીન વિષે આ પુસ્તકના બીજા પ્રકરણમાં વિવેચન આવશે. સરકારી જમીનના પ્રકાર નીચે મુજબ છે.

(૧) **જરાયત**, **બાગાયત** અને (૩) **ક્યારી**. આ જમીન ઓળખવાની રીત એવી છે કેઃ—જે જમીનમાં બાગાયત જણસનું અગર ડાંગરનું વાવેતર કોઈ વખત થતું નથી અને જે ક્યારડામાં ગણવા લાયક નથી તે જરાયત ગણવામાં આવે છે. જે જમીનમાં કુવો, પાકી ઢેકુડી, ઝીલાં અગર પાટસ્થળ વગેરેના પાણીથી બાગાયત કરવાનો વહીવટ હોય તે જમીન બાગાયત અને તે શિવાયની જમીન એટલે જે જમીનનો પાળીયો દેખાય છે; અને જેમાં પાણી રહી ડાંગરનું પીત ચોમાસામાં થાય છે, તે જમીનને ક્યારી કહેવામાં આવે છે.

આ જમીનોના ત્રણ વર્ગ છે. (૧) **અવલ**, (૨) **દોયમ** અને (૩) **સોયમ**. વિઘોટીનો દર મુકરર કરવામાં આવે ત્યારે પ્રતવારી કરવામાં આવે છે; અને તે પ્રતવારી કરતાં જે જે પ્રકારની જમીન હોય તે ક્યા વર્ગમાં આવે છે તે પ્રતવારીમાં સમજાવવામાં આવે છે.

બધી જમીનની માપણી કરી નંબરો પાડવામાં આવે છે. કેટલીએક જમીન પીકમાં બળવાન હોય છે અને કેટલીએક નબળી હોય છે. તેથી દરેક પ્રકારની જમીનનો મગદુર કેવો હોય છે. તે સમજવા સારૂ દરેક સર્વે નંબરની પ્રતવારી કરવામાં આવે છે. જમીનના રંગ, સપાટી અને ઊંડાઇ વગેરે સંબંધી ગુણો, તથા તેમાં મરડીઆ, રેતી વગેરે હોય તે પરથી દોષ, એ સર્વ લક્ષમાં લઈ જમીનની આનાવારીમાં પ્રત કરવામાં આવે છે. પ્રત કર્યા પછી મોક્ષદર (સ્ટાન્ડર્ડ રેટ) શો લેવો એ ઠરાવવામાં આવે છે. દર ઠરાવવાના કામ માટે વરસાદ, રસ્તા, બજાર એ વગેરેની સવડો ધ્યાનમાં લઈ તાલુકાના વિભાગ (ગ્રુપ) પાડવામાં આવે છે. અને અમુક ગ્રુપનો મોક્ષદર કેટલો રાખવો તે નક્કી કરી જમીનની પ્રતવારીની આની પ્રમાણે દરેક સર્વે નંબરનો કેટલો આકાર થાય તે નક્કી કરવામાં આવે છે. આ પ્રમાણે ઠરાવેલા દર તાલુકાની સ્થિતિ લક્ષમાં લઇ ૧૫ થી ૩૦ વર્ષ સુધીની નક્કી કરેલી મુદત માટે ઠરાવવામાં આવે છે.

"**જમીનની જાત.**" જમીન ઘણી જાતની હોય છે. તેમાં મુખ્ય નીચે મુજબ છે. (૧) **ગોરાડુ**, (૨) **કાંઇક ગોરાડુ ને કાંઇક કાળી**, (૩) **કાળી**, (૪) **બેસર**, (૫) **કાંપવાળી**, (૬) **રાતી**, (૭) **પથ્થરવાળી ઉંચા નીચા ટેકરાવાળી**, (૮) **ખારોપાટ** અને (૯) **કાંપથી બનેલી જમીન.**

ગોરાડુ અથવા ગોરાટ એ જમીનની ઘણી જાત છે. ગોરાટ જમીન રેતાળ છે. અને ચૂના પથ્થરની, એમાં ઝીણી રજકણ ઘણી હોય છે. આ જમીન જો ઘણી ભગરી હોય તો એને રેતાળપણો અને મોરપણો કહે છે; એમાં કાંકરા વિશેષ હોય તો એને મરડી કહે છે; અને તે જીરાયતી, તલોને ઘણી માફક છે. એમાં પીત કરવામાં આવે તો શાકભાજી વગેરે

સારૂં થાય છે. એમાં ખાતર પૂરી એને સારી કેળવવી પડે છે. ગોરાડુ બેસર ઘણી ફળદ્રુપ છે. અને તમાકુ તથા ત્રણ વરસે ફળ તથા કપાસને તે ઘણી માફક છે.—

**ગોરાટ** અથવા **મરવા** જમીન નદી કાંઠે આવેલી હોય છે. આ જમીનમાં કાંકરા કુંકરી હોતાં નથી. તથા એ, પાણી જલદી સોસી લે છે. વરસાદ ઘણો પડવાથી એ ઘણી ચીકણી તથા તડકા પડવાથી ઘણી સખ્ત થતી નથી; પરંતુ સમધારણ જ રહે છે. થોડું ઊંડું ખોદવાથી તેમાંથી મીઠું પાણી નીકળે છે. આથી તેમાં સારાં તૂલો કરવામાં આવે છે. એટલે તે પડતર રાખવામાં આવતી નથી.

**કાળી જમીન** એમાં ઘણી જાત છે. **રેગર.** એ ચીકણી, ફળદ્રુપ.સારા કસવાળી અને કાંકરા પથરા વગરની હોય છે. **કાળીખોખર.** એ ચીકણી રાખોડી રંગની છે. તેમાં કાંકરા ઘણા હોય છે. વરસાદ પડયા પછી તે ઘણી પલળી જાડી રગડ થઇ જાય છે. અને તડકો પડવાથી સખત થઇ તેમાં ચીરાડા પડે છે: આ જમીન ઘઉં, જુવાર અને ડાંગરને ઘણી માફક છે. પણ જે છોડનાં મૂળીયાં જમીનમાં સીધાંને સીધાં ઉંડાં ઉતરે છે. તેને બિલકુલ માફક આવતી નથી. **કાળીભારા.** એ ભગરી અને તપખીરીયા રંગની છે. એમાં જરા ખાર હોય છે. એમાં ઘઉં ઘણા સારા થાય છે. અને જો સારી દળદાર હોય તો કપાસ પણ થઇ શકે છે; **કાળીબેસર.** એ ઘેરા ભુરા રંગની અને ઘણી ભગરી છે. એમાં કાંકરા વિશેષ હોય છે; બીજી જમીન કરતાં આ જાતની જમીન બાગાયતી તૂલોને ઘણી ઉપયોગી છે. ઝીણી ડાંગર પણ આમાં સહેલાઇથી થઇ શકે છે; **કાળી મટોડી.** કાળા કે ભુરા રંગની હોય છે. અને તે ડાંગરની કયારીમાં અને તળાવને તળીએ નીચાણ જમીનમાં ઘણી હોય છે. **કયારીની જમીન.** કાળી કે રાતી હોય છે. અને તેમાં પીત કરીને કે પીત કર્યા શિવાય ડાંગર પકવવામાં આવે છે. આ જમીન જેમ ચીકણી હોય તેમ સારી ગણાય છે: કારણ કે ડાંગર તૈયાર થતાં સુધી તેમાં પાણી રહી શકે છે, ચોમાસામાં પાણી પડવાથી એ ઘણી નરમ રહે છે. અને ચોમાસુ ઉતર્યા પછી કઠણ થઇ એમાં ચીરાડા પડે છે; આ જમીનમાં પાણી ઉંડાણમાં હોય છે તે ખારૂં હોય છે. આ કારણથી વાડ તરીકે ઉપયોગમાં આવે એવી ઝાડી આ ઠેકાણે થતી નથી; અને તેથી તેમાં બારે માસ ખેતી થતી નથી.

**બેસર જમીન.** કાળી જમીન કરતાં ઉત્તમ હોય છે. પરંતુ દેખાવમાં તે કાળી હોય છે. તેમજ તેમાં ગોરાટનો તત્ત્વ વધારે હોય છે.

**કાંપવાળી.** કાંપથી બનેલી જમીન ઉંડી અને માવાદાર હોય છે. ને તેનો રંગ રતાસ પડતો ભુરો હોય છે.

**રાતી.** રાતી જમીન ચીકણી અને બેજાળ હોય છે. એનો રંગ ઘણા ભાગે સોનાગેરૂ જેવો હોય છે. આવી જમીન સોનગઢ તાલુકામાં અને ઢાસરા તાલુકાના ઠાકોરની સીમમાં જોવામાં આવે છે.

**પથ્થરવાળા ઉંચા નીચા ટેકરાવાળી.** ડુંગરી પ્રદેશમાં આવેલી આવા પ્રકારની જમીન ફળદ્રુપ હોય છે. અને એમાં બધી જાતનો પાક સારો થાય છે. મુખ્યત્વે મકાઇ, જુવાર અને ઘઉં નીપજે છે.

**ભાઠાની જમીન.** નદીના ભાઠાની જમીન એમાં વંત્યાક, તંબાકુ, દુધી વગેરે સારાં થાય છે. કપાસ, ડાંગર અને જુવાર એ મુખ્ય પાક છે.

**મોસમ.** ચોમાસુ, ( ખરીફ ) શીયાળુ ( રવિ ) અને ઉનાળુ ( હરિ ) એ ત્રણ મોસમમાં ઋતુ પ્રમાણે પાકની નીપજ થાય છે. એ નીપજ કરવા માટે ખેતીનાં ઓજાર

**ઓજાર.** ખેડુતોને નીચે મુજબ રાખવાં પડે છે. ( ૧ ) **હળ** ( ૨ ) **તરફેણ** ( ૩ ) **વાવણીયું** ( ૪ ) **રાંપ**, ( ૫ ) **રાંપડી**, ( ૬ ) **ઘોણીયો**, ( ૭ ) **સમાર**, અને ( ૮ ) **જીસલી** મુખ્ય છે. હળનું લાકડું રાયણનું હોય છે. તેનો ચાસ ગોરાટ જમીનમાં ૩ થી ૪ ઇંચ અને કાળી જમીનમાં ૫ થી ૭ ઈંચ ઉંડો થાય છે. હળનો ઉપયોગ વાવેતર કરવા પહેલાં જમીન ખેડીને પોચી કરવામાં અને વાવેતર થયા પછી તુલની વચ્ચે ચાસમાં ખેડવાના કામે થાય છે. વાવણીયામાં **તરફેણ** અને **ફડકો** એ બે જાતો છે. કાનમ શિવાયના ભાગમાં કપાસ, બાજરી, કોદરા, બાવટો વગેરે તરફેણથી વવાય છે. અને કાનમમાં જુવાર, કપાસ જેવાં તુલો ફડકાથી વવાય છે. તરફેણ ને ત્રણ દાંતા અને ફડકાને બે હોય છે. રાંપ અને રાંપડીનું લોઢીયું રાયણનું હોય છે. રાંપના નીચલા ભાગમાં ત્રણ ફુટ લાંબુ અને ચાર આંગળ પહોળું ઢળતું લોઢાનું એક પાનું બેસાડેલું હોય છે. એ વડે જમીનમાંનું કચરૂં સાફ કરવામાં અને જમીનને પોચી કરવામાં આવે છે. શીયાળુ પાક અને તમાકુ જેવા તુલોની જમીન તૈયાર કરવામાં તે હળની ગરજ સારે છે. રાંપડી રાંપના જેવીજ પણ નાની હોય છે, અને તેનો ઉપયોગ વાવેતર થયા પછી ઉગેલા છોડને અડક્યા વગર બે ચાસ વચ્ચેનું કચરૂં કાઢવા અને જમીનને પોચી કરવાના કામે થાય છે. ઘોણીયાનું લોઢીયું રાયણનું અને દાંતા લોઢાના અગર બાવળના હોય છે. અને તેનો ઉપયોગ વાવેતર કર્યા પછી તુર્તના વરસાદથી જમીન સખ્ત થઇ ગઇ હોય તો તે પોચી કરવા માટે થાય છે. અને વાવેતર સજ્જડ ઉગતું હોય તો તેને આછું કરવા પણ ઘોણીયાનો ઉપયોગ થાય છે. આઠ ફુટ લાંબા, એક ફુટ પહોળા અને અડધો પોણો ઇંચ જાડા એવા રાયણના પાટીયાને સમાર કહે છે. ઢેફાં ભાગી ખેતર સરખું કરવાને અને વાવેલા બીને ઢાંકવાના કામે તે વપરાય છે. કેટલીકવાર ભાર દઈને જમીનને સરખી કરવી હોય ત્યારે તેના ઉપર ઉભા રહીને તે ચલાવવામાં આવે છે. એને પાટ પણ કહે છે. બાજરી, કોદરા, બાવટા જેવા તુલોનો ઉગાવો અટકાવી છોડને મજબુત કરવા પણ તેનો ઉપયોગ થાય છે. જીસલી એ સમડા અગર બાવળના લાકડાની બનાવેલી હોય છે. અને તેને ચાર લાંબા પાતળા દાંતા હોય છે, તેનો ઉપયોગ તમાકુ રોપવા માટેની લીટીઓ પાડવાના કામ લાગે છે. હાથનાં નાનાં ઓજારોમાં પંજેઠી, કોદાળી, કોહાડી, દાતરડું અને ખરપડી છે. બધા ખેડુતો આ બધાં ઓજારો રાખતા નથી; જરૂર પડે એકમેકનું માગીને ચલાવી લે છે. બળદની એક જોડ હોય તો તે વડે ૨૦-૨૫ વિઘાંની ગોરાડુ જમીનની સૂકી ખેતી સારી રીતે કરી શકાય છે.

ખેડુતોએ ખેતીનું કામ કરવામાં ક્યા વખતે કયું કામ કરવું તે સમજવા સારૂ મોસમવારની હકીકત સમજાવનારી નોંધ આ નીચે આપવામાં આવે છે.

# ખેડુતોએ ખેતીનું કામ કરવાના વખતનું પત્રક.

## કારતક માસ.

શુદ ૩ બટાટા ન વાવ્યા હોય તો વાવણીની મોસમ.
શુદ ૫ કડી પ્રાંતમાં અફીણના વાવેતરની મોસમ પુરી થઇ.
શુદ ૮ જુવારનાં ખેતર સાચવવાની શરૂઆત.
શુદ ૯ બીજરી, કોદરા ડાંગર મસળવાની મોસમ.
શુદ ૧૧ ડુંગળીનાં ધરૂવાડિયાં નીદીને ચોખાં રાખવાનો વખત.
વદી ૧ ઘઉં, રાજગરો, લસણ બટાટા વીગેરે વાવવાની મોસમ.
વદી ૧૦ શણ, ભીંડી પાકવાની મોસમ.
વદી ૧૧ જીરૂ જવ વાવવાની મોસમ પુરી થઇ.

### જનરલ.

૧ આસો માસમાં બાકી રહેલું ઘાસ તથા ડાંગર કાપવી.
૨ રજકા ઘાસની વાવણી કરવી.
૩ કઠોરી રીંગણાંની વાવણી કરવી.
૪ વાડો સોરવી તથા નાળો સાફ કરવી.
૫ વીલાયતી શાકભાજીના રોપ રોપવા.
૬ ચોમાસુ હલકી જુવાર લણવી.
૭ ડાંગર મસળવી.
૮ બાગાયતી તૂલોમાંનું કચરૂ નીદવું તથા તેને પાણી આપવું.

## માગસર માસ.

શુદ ૮ કમોદ, ડાંગર, જુવાર, કઠોળ વીગેરેની કાપણીની મોસમ.
શુદ ૧૦ ડુંગળીની રોપણીની મોસમ.
વદી ૩ ડુંગળી રોપવાની મોસમ પુરી થઇ.
વદી ૫ લાલ મરચાં વીણવાની મોસમ.

### જનરલ.

૧ ભારે જુવાર લણવી તથા મસળવી.
૨ કમોદ, પંખાળી, બંગાળીઓ એ ડાંગરોને કાપવી.
૩ શીયાળુ તૂલો વાવવાં બાકી હોય તે વાવી દેવાં.
૪ કઠોળની કાપણી કરવાની શરૂઆત કરવી.
૫ બાગાયતી તૂલોને નીદીને ગોડ આપવો તથા પછી પાણી આપવું.

## પોસ માસ.

શુદ ૬ શકરીયાંનો પાક ખોદવાની મોસમ.
શુદ ૮ વરીયાળીનો પાક ઉતરવાની મોસમ.

શુદ ૧૫ શેરડી વાવવાની મોસમ.
વદી ૩ આદુ, હળદર, સુરણ રતાળુ ખોદવાની મોસમ.
વદી ૫ તમાકુના પાકમાંથી પીલા કાઢવાની મોસમ.

### જનરલ.

૧ ચોમાસુ જુવાર મસળવી બાકી હોય તે પુરી કરી દેવી.
૨ કઠોળ મસળવાં.
૩ ઉનાળુ શાક ભાજી વાવવાં.
૪ બાગાયતી તૂલોને નીંદવાની, ગોડ આપવાની અને પછી પાણી આપવાની માવજત કરવી.
૫ બાગાયતી તૂલોમાં કેળના તૂલને અવશ્ય વિશેષ પાણી આપવું.

## માઘ માસ.

શુદ ૩ ઉનાળુ કાંગ, ચણો વીગેરેની વાવણીની મોસમ.
શુદ ૬ કપાસ વીણવાની મોસમ.
શુદ ૯ અફીણ ઉતારવાની મોસમ.
શુદ ૧૦ આંબાના મોરમાં મધીયો પડયો હોય તો સવાર સાંજ આંબા નીચે ધુમાડો કરવો.
વદી ૨ તમાકુની કાપણીની મોસમ શરૂ થઈ.
વદી ૫ સરસવ, જીરૂ રાજગરો વીગેરેની કાપણીની મોસમ.
વદી ૭ એરંડાનો પાક ઉતરવાની શરૂઆત.
વદી ૧૧ બટાટા ખોદવાની મોસમ.

## ફાગણ માસ.

શુદ ૪ શીયાળુ તૂલો લેવાની મોસમ.
શુદ ૬ ઉનાળુ સુંદીયું વાવવાની મોસમ.
શુદ ૯ કપાસ વીણવાની મોસમ.
શુદ ૧૧ તુવેરની કાપણીની મોસમ.
શુદ ૧૫ વાલ વટાણાની કાપણીની મોસમ.
વદી ૪ ઘઉં જવની કાપણીની મોસમ.
વદી ૧૧ દીવેલાનો પાક ઉતારવાની મોસમ.

### જનરલ.

૧ કુવાના પાણીથી જુવાર વાવવાની.

## ચૈત્ર માસ.

શુદ ૧૦ આજથી મરચાંનું ધરૂ તૈયાર કરવું.
વદી ૧ આદુ, હળદર, સુરણ માટે જમીન તૈયાર કરવાની મોસમ.
વદી ૨ મહી નદીની દક્ષિણના પ્રદેશમાં શેરડી રોપવાની મોસમ.

વદી ૪ કપાસ વીણવાની મોસમ પુરી થવા આવી.

વદી ૫ વાડો તથા શેઢા સાફ કરવાથી પાકના રોગ કમી થવાનો સંભવ.

વદી ૮ આવતા ચોમાસા માટે બીજની તૈયારી કરવાની.

## વૈશાખ માસ.

શુદ ૩ મરચી, તમાકુ, રીંગણી અને ડાંગર વીગેરે માટે ધરૂવાડિયાની જમીન તૈયાર કરવી.

શુદ ૭ ધરૂવાડિયામાં નકામુ કચરૂ બાળવું. તેથી નીદામણ કમી થશે.

શુદ ૧૦ આદુ, હળદર, સુરણ, રતાળુ રોપવાની મોસમ.

વદી ૯ પાણીની અનુકૂળતા હોય તો ડાંગર, બાવટો, રીંગણી, મરચી, તમાકુનું બીજ પોંકી ધરૂવાડિયાં તૈયાર કરો.

વદી ૧૪ પહેલા વરસાદ પછી નદીની દક્ષિણ તરફની જમીનમાં કોદરાની અને ઉત્તર ભાગમાં બાજરીની વાવણી.

## જેઠ માસ.

શુદ ૩ મરચાં, રીંગણી, તમાકુ વિગેરે માટે રાખેલાં ખેતરો ખેડવાની મોસમ.

શુદ ૮ મહી નદીની દક્ષિણ તરફની જમીનમાં બાજરીની વાવણી.

શુદ ૧૪ કપાસની વાવણી.

વદી ૪ શુદ ૩ ના રોજ કરવાનાં કામ બાકી હોય તો કરવાનાં.

વદી ૯ તમાકુના ધરૂમાં ગાંઠીયાવાળા છોડ હોય તે કાઢી નાખી બાળવા.

વદી ૧૨ ધરૂવાડિયામાં દર ચોથા દીવસે નીદતા રહેવું.

વદી ૧૪ શકરીયાં રોપવાની મોસમ.

### જનરલ.

૧ ચોમાસુ પહેલા ભીંડા વાવવાના હોય તે વાવવા.

૨ ક્યારી સાફ કરવી. તથા ધરૂ માટે ડાંગર છાંટવી.

૩ હલકા ધાન્યોની વાવણી કરવી.

૪ જુવાર તથા બાજરી વાવવી.

## આષાઢ માસ.

શુદ ૧ મરચી, રીંગણી, તમાકુ રોપવાની મોસસ.

શુદ ૧૨ ડાંગર રોપણની મોસમ.

વદી ૧૪ ગુજરાતમાં જુવાર દીવેલા રોપવાની મોસમ.

### જનરલ.

૧ વરીઆળી, બાવટો રોપવો.

૨ ડાંગર રોપવી.

૩ ચોમાસુ પાકોને નીદી કરપી ફેરવવી.

## શ્રાવણ માસ.

### જનરલ.

૧ ચોમાસુ તૂલોમાં નીદવું તથા કરપી ફેરવવી.
૨ મરચી, રીંગણી, તમાકુ રોપવી.
૩ શીયાળુ તૂલો માટે જમીન તૈયાર કરવા માંડવી.

## ભાદરવો માસ.

શુદ ૪ તલ, બાજરી, કોદરાની કાપણીની મોસમ.

### જનરલ.

૧ આગોતર કપાસની ડુંકા કાપવી.

## આસો માસ.

શુદ ૪ બાવટો ડાંગરની કાપણીની મોસમ.
શુદ ૯ બટાટા, લસણ વીગેરેની વાવણીની મોસમ.

### જનરલ.

૧ કાંદાનું ધરૂ તૈયાર કરવું.
૨ અડદ કાઢવા.
૩ વીલાયતી શાક ભાજી માટે તરૂ તૈયાર કરવું.
૪ હલકી ડાંગર મસળવી.
૫ હલકાં ધાન્ય તૈયાર થયાં હોય તે લણવાં.
૬ શીયાળુ તૂલો વાવવાં શરૂ કરવાં.
૭ ડાંગર કાપી લીધા પછી ભેજ હોય તેવી ક્યારીમાં વાલ, દીવેલા, ચણા વાવવા.

# બારખળી જમીન બાબત.

## પ્રકરણ ૨ જું.

### (૧) બારખળી અને સરકારી દરબારી.

**બારખળીના શબ્દાર્થ અને ઉત્પત્તિ.**

જુના વખતમાં સરકાર હક્ક રોકડ લેવાતો નહિ; પણ જમીનના પાકમાં સરકાર ભાગ લેવાતો હતો. જમીનનો પાક તૈયાર થાય ત્યારે આખા ગામનો બધો પાક એક જગાએ એકઠો કરવામાં આવતો. આ જગ્યાને ખળી કહે છે. જે ભાગ લેવામાં આવતો તે માનવ ધર્મ શાસ્ત્ર પ્રમાણે ૧/૬, ૧/૮ અગર ૧/૧૨ ઠરાવેલો હતો. પરંતુ વાસ્તવિક રીતે તે કરતાં કંઇ વધારે લેવામાં આવતું. અકબર બાદશાહના વખતમાં રાજા ટોડરમલે સને ૧૫૭૬ માં ગુજરાતમાં જમીનની માપણી કરાવી તથા જે પાક તેમાં થવા જેવો હોય તેનો ત્રીજો ભાગ રાજભાગ તરીકે ગણી ખળીમાંથી ભાગના હિસાબે રોકડા દરથી લેવા ઠરાવ્યું હતું.

જે જમીનોના ઉપર સરકારનો ભાગ આવી રીતે આપવાનો ન્હોતો તે જમીનનો પાક આ ખળામાં લાવવાની ફરજ રાખેલી ન્હોતી; પણ તે સરકારી ખળી બહાર તૈયાર કરવામાં આવતો હતો. તેથી આવો પાક ખળી બહાર રાખવાથી આ પાકવાળી જમીનને **બહારખળી જમીન** નામ આપવામાં આવ્યું હતું.

**બારખળીના પ્રકાર.**

જુદા જુદા હેતુ અને કારણથી બારખળી જમીન આપવામાં આવેલી હોય છે. તેથી દરેક હેતુ અને કારણસર તેના જુદા જુદા વર્ગ નીચે પ્રમાણે પાડવામાં આવ્યા છે. જે હેતુ હોય છે તે જ હેતુ સાધારણ રીતે જમીન આપવામાં હોય છે. તેથી દુમાલા કરી આપેલાં ગામ અને બારખળી જમીનના વર્ગ સાધારણ રીતે એક સરખા છે.

૧ ચાકરીયાત પસાયતા
૨ વજીફા ( રાજદ્વારી કારણના લીધે થયેલી બારખળી જમીન )
૩ વાંટા
૪ ગીરાસ
૫ સલામીયા (પરચુરણ)
૬ રણુવટીયા
૭ હાડીયા
૮ ઇનામી
૯ દુમાલા
૧૦ જીવારક
૧૧ વરતણુ
૧૨ વેચાણીયા
૧૩ ઘરાણીયા ( સરકારી નોકરી માટે આપેલી જમીન )
૧૪ ગામનોકરની ચાકરીયાત
૧૫ ગામ વતનદારી
૧૬ કદીમ અને જદીદ જમીન
૧૭ ધર્માદા ચાકરીયાત
૧૮ દેવસ્થાન અને પીરસ્થાનની જમીન
૧૯ જાત ધર્માદા
૨૦ કન્યાદાન
૨૧ બથામણીયા

બારખળી જમીન ઉપર કર લેવામાં આવે છે કે નહિ તે ધોરણે તેના બે વર્ગ પાડવામાં આવે છે. જે બારખળી જમીન ઉપર કાંઇ કર સરકાર તરફથી લેવાતો નથી તે જમીન નકરી (કર નહિં તેવી) કહેવાય છે. જે બારખળી જમીન ઉપર સરકાર કે રાજ્ય કર્ત્તા તરફથી કાંઇ કર લેવામાં આવે છે ત્યારે તે જમીન સલામી ભરનારી ( સલામીયા ) કહેવામાં આવે છે.

ચાકરીયાત જમીનના બે પ્રકાર છે. ૧. દેસાઈ, દેશમુખ, મુનશી આદીની ચાકરી તે મુલકી સેવા હતી જ્યારે ૨. પાંઢરે, શીરકે, મીર, નવાબ ઇત્યાદીની

**ચાકરીયાત પસાયતા.** ચાકરી લશ્કર સરંજામી હતી. આ પ્રમાણે સરકાર ચાકરી બજાવનારા જે તે કાળના મજમુનદાર દેસાઇ વગેરે, બીજા શબ્દોમાં બોલીએ તો તે વેળાની સરકારના સીવીલીયનો હતા. અને, તેમની કરેલી ચાકરીના બદલામાં જમીન રૂપી બદલો અથવા રોકડ રકમની નિમણુંક જાગીર તરીકે આપવામાં આવતી. આ પ્રકારની સેવા અગર તો ખુદ રાજ્યનેજ લાભ કરતા હોય અથવા તો રાજ્ય પૈકી અમુક પ્રજાને કિંવા કોમને ઉપયોગી હોય. હજુરમાં ખુદ સરકારને રજુ રહી કરવામાં આવતી ચાકરીના પ્રકારમાં હજુરની સેવામાં રહેનારના જુદા જુદા હોદ્દા મુકરર કરેલા હતા; તેમને હજુર ફડનવીસ, હજુર વાંકાનવીસ, હજુર મુજુમદાર, હજુર મુનશી વગેરે કહેતા. અને મહાલ, તાલુકા, પરગણાં ‍કવા ગામોએ રહી બજાવેલી સરકાર ચાકરી માટે દેસાઇ, મુજમુદાર, અમીન, મહેતા, મુનશી, પટેલ, તલાટી, કુલકરણી એ નામ કહેવાતાં.

ચાકરીયાત જાગીરો માટે બે મત ચાલે છે. કેટલાંક એવો અર્થ કરાવવા માગે છે કે:—જે ચાકરીના બદલામાં જે જાગીરો આપી હોય તે ચાકરી તે જાગીર પામનારના વંશ વારસોએ હરહંમેશ કર્યાજ જવી જોઇએ; અને વતન ખાતા રહેવું. અર્થાત જ્યારે તે ચાકરીની જરૂર ન રહે ત્યારે સરકારે તે જાગીર પાળવાની પણ આવશ્યતા ન રહે. રાજ પ્રકરણી પુરૂષોનું એવું મત છે કે, રાજ્ય સ્થાપના વખતે રાજ્યનીતિના કારણે રાજ્ય સંપાદન કિંવા રાજ્ય રક્ષણ માટે એકવાર સેવા થઈ ચુકી અને જાગીર અપાઇ ગઇ કે તે પાળવાથીજ રાજ્ય બંધારણ મજબુત થતું રહે છે. વળી રાજ્યનીતિના કારણે આપેલી દેણગી (પસાયતા) સંબંધે જે હેતુ થકી પસાયતા આપેલ હોય તે હેતુ પાર પડયા એટલે રાજ્યના લાભો તેથી સધાયા. સબબ ધારેલો ઉદ્દેશ પાર પાડવા માટે આવા પ્રકારનો ખર્ચ કરવો વ્યાજબી છે. સુલેહ, કિંવા શાન્તિસમાધાન, કિંવા અનિષ્ટ કૃત્યોના અટકાવ માટે હોય, અને એ હેતુઓ લોકના સામાન્ય લાભને સારૂ પાર પાડયા હોય તો આપેલી જાગીરો વ્યાજબી રીતે પાળવી જોઇએ.

અગાઉના વખતમાં દેશી રાજાઓ જાગીરો આપવામાં જેવા છુટા હાથના હતા તેવાજ તે પાછી લેઈ લેવામાં પણ પોતાના હાથ મોકળા રાખતા હતા. એક મહારાજાએ વંશપરંપરા ચલાવવાની જાગીરો માટે ગંભીર પ્રકારની મજબુત સનંદો કેટલાક માનકરીઓને આપી, અને તે જાગીરો વંશપરંપરા કાયમ વંશ વારસોને પેઢી દર પેઢી પળે એવા દ્રઢ હેતુથી તે જાગીરોને બાંહેધરી કરી આપવાની અંગ્રેજ સરકારને માગણી કરી; પરંતુ, બ્રિટિશ સરકારે બાંહેધરી આપવાનું ના પાડતાં ઉલટું એવું જણાવ્યું કે, “ જે બક્ષીસો

ચાલુ રાખવા માટે મહારાજા પોતે જ જ્યારે એટલા બધા ઉત્સુક છે ત્યારે તે જાગીરો તેમની પોતાની આપેલી હોવાથી તેને તેઓ જરૂર માન આપશે એમાં અંગ્રેજ સરકારને જરાએ સંદેહ નથી." તેજ મહારાજાએ તેજ જાગીરો થોડા વર્ષમાં પરત ખુંચવી લીધી હતી. બીજા એક મહારાજાએ તો સનંદોમાં વપરાતી સર મનરોએ જણાવેલી સામાન્ય સંજ્ઞાઓ પોતાની આપેલી સનંદોમાં વાપરવા ઉપરાંત, તે જાગીરો પુત્ર વંશમાં તેમ જ કન્યા વંશમાં પણ વંશપરંપરા ચલાવવા સારૂ તથા કન્યા વંશમાં કે પુત્ર વંશમાં દત્તકને પણ પાળવા સારૂ સ્પષ્ટ રીતે કાયમનો હક સનંદમાં દાખલ કર્યો હતો. અને, વળી એટલાથીજ ન ધરાતાં તેમાં તેમણે એવું પણ દાખલ કરાવ્યું હતું કે મહારાજા પોતે અથવા તેમના વારસો જો એ દેણગીને રદ બાતલ કરશે તો તેમના પોતાના ઉપર તેમજ વારસો ઉપર, પોતાની કૂળ-દેવીનો શ્રાપ ઉતરશે, એટલું છતાં તેજ મહારાજાએ તેજ જાગીરો પૈકી ઘણીક તો એક બે વર્ષમાંજ પાછી લઇ લીધી હતી. અર્થાત સર્વ સત્તા રાજાઓજ ધરાવતા હતા. *

સનંદ આપતી વખતે આગળ ઉપર તેનો કેવો અર્થ કરવામાં આવશે તેનો ખ્યાલ થતો નથી; પરંતુ આગળ ઉપર રાજાઓનો વીચાર આપેલી જમીન પાછી લેવાનો થાય છે ત્યારે તેના ચિત્ર વિચિત્ર અર્થ તાણીતોષીને કરવામાં આવે છે. કોઇ સનંદમાં "પુત્રી અને પૌત્ર તરફના વંશપરંપરા" એ શબ્દો લખવામાં આવ્યા હતા, પરંતુ આગળ ઉપર તેનો અર્થ કરવામાં આવ્યો કે "ગ્રહિતા—તેનો પુત્ર અને તેનો પૌત્ર" એટલે કે વંશ+પરં+પરા, એટલો વંશ પુરો થાય કે પછી તે સનંદનો પણ અંત આવે છે. પરંતુ સનંદ આપતી વખતે આવો ટુંકો અર્થ કરવાનું ભવિષ્યમાંયે ધારેલું નહિ. જાગીર લઇ લેવાનો વિચાર થતાં ઘણી વખતે આવા અર્થ કરવાનું સુઝી આવે છે. પેઢી દર પેઢી, હમેશને માટે, "યાવત ચંદ્રો દીવાકરો" (જ્યાંસુધી ચંદ્ર અને સૂર્ય પ્રકાશતા રહે ત્યાંસુધી) એ રીતે એ સંજ્ઞાનો બહોળો અર્થ કરતાં એક સર્વે સેટલમેન્ટ કમીશ્નરે કહ્યું કેઃ—" These expressions convey from their meanings a very high degree of Title; and if they were respected no Grants Carrying such Titles with them would be touched."

પરંતુ સાંપ્રતકાળે જોઇએ તો એવી સંજ્ઞાને કેટલું વજન લાગુ પાડવામાં આવે છે તે **સર ટૉમસ મનરો**ના વિચારો ઉપરથી સહેજે સમજી શકાશે. તે કહે છે કેઃ–" આવી સનંદોમાં આપેલી સંજ્ઞાઓ જેવી કે હમેશને માટે, પેઢી દર પેઢી અથવા જ્યાંસુધી ચંદ્ર સૂર્ય તપે ત્યાંસુધી; એ બધી સંજ્ઞાઓ સીરસ્તા પ્રમાણેના સાધારણ નમુનાઓ માત્ર હતા. બક્ષીસ આપનાર તથા પામનાર બંને કદી પણ એવું ન્હોતા માનતા કે જે મુદત વિષે તેમાં ઉલ્લેખ કરવામાં આવેલો હોય છે તેટલીજ મુદત તે સનંદ માટે ગણવાની હોય."

અગાઉના વખતમાં જ્યારે રાજાઓ પોતાના નોકરો તથા આશ્રીતોને સ્વાંગ ગામો, ખેતરો, વાડિયો, બગીચાઓ વગેરે સ્વેચ્છાથી બક્ષીસ આપતા; પરંતુ તેવી બક્ષીસો આપ્યાના લેખ કરવામાં આવતા નહિં અને રાજાનું વચન એજ લેખ માનવામાં આવતો હતો. તથા એ શબ્દોને સુવર્ણના અક્ષરે કોતરાયેલા લેખથી પણ વધુ વજન આપવામાં આવતું; પરંતુ

* મુંબઇ સાંજવર્તમાન પત્ર તા. ૧—૬—૧૯૧૮.

હાલના સમયમાં રાજાનું વચન તો શું પણ તેમના સહી શિક્કાવાળા તાંબાપત્ર ઉપરના દસ્તાવેજો પણ કિંમત વગરના ગણાય છે.

શ્રીમાન જયપુરના મહારાજા પોતાના સરદાર, દરકદારો સાથે એક વખત યાત્રાએ ગયા હતા. ગંગામાં સ્નાન કરતાં ચાલતા આવેલા રીવાજ મુજબ કોઈપણ વસ્તુનો ત્યાગ કરવા ગોર તરફથી જણાવવામાં આવ્યું. મહારાજાએ ગંગામાં બેસી જળ હાથમાં લીધું અને સરદાર પટાવતોને જણાવ્યું કે મારે શું ત્યાગ કરવું તેની સલાહ આપો. સરદારો સ્તબ્ધ થઇ ગયા અને શું કહેવાથી મહારાજા રાજી થશે તેનો વિચાર કરવા લાગ્યા. આ વિચાર મહત્ત્વનો હતો. મહારાજાને કયું શાક પસંદ છે અને ક્યા શાક ઉપર અભાવ છે તેનો ચોકસ તપાસ કરી જવાબ આપવામાં સરદારો રોકાયા તેથી વિલંબ થયો. મહારાજાએ જણાવ્યું કે બધા ચોકસ વિચાર કરી મને જણાવજો અને આવતી કાલે સ્નાન માટે આવીશું તે વેળા યોગ્ય સંકલ્પ મૂકીશું. એવો વિચાર કરી તે પ્રસંગે સ્નાન કરી લીધું અને મુકામ પર ગયા પછી નિત્ય નીયમથી પરવારી સરદાર પટાવતો સાથે મસલત ચલાવી. એક કહે અન્નદાતા કારેલાંનું શાક ઉત્તમ ગણાય છે તેથી આપ રાજા છો, તેથી તેનો ત્યાગ કરવાથી વડાઇ છે. બીજો કહે અન્નદાતા કોળુ તો ઘણા માણસ ત્યાગ કરે છે પરંતુ હજુર કંકોડાં ત્યાગ કરો તો વડાઇ છે; અને વળી તે દુધની સાથે જમવાથી નુકશાન કરતા છે તેથી એનોજ ત્યાગ કરવો ઉત્તમ છે. આ રીતે દરેકે પોત પોતાની અક્કલનો ઉપયોગ કરી બતાવ્યો. મહારાજાએ બધાઓની કિંમતી સલાહો ધ્યાનમાં લીધી અને આવતી કાલે સ્નાન સમયે છેવટનો નિર્ણય કરવા જણાવ્યું.

બીજા દીવસની સવારે ગંગા ઉપર સ્નાન માટે પધારતાં દરેક સરદાર મન સાથે હરખાવા લાગ્યો કે હજુર હમેશ મારા કહેવા ઉપર વધારે વજન રાખે છે તેથી આ વખતે પણ મારૂં કહેલું પસંદ પડશે; અને મને શાબાસી આપશે. આવા આવા ઉમદા વિચારોમાં બધા સરદારો ગુલતાન થયેલા, એવામાં મહારાજા ગંગાજીમાં સ્નાન કરવા પધાર્યા; અને રીવાજ પ્રમાણે ગોર તરફથી મહારાજાના હાથમાં પાણી આપવામાં આવ્યું તથા ઇચ્છા પ્રમાણે અમુક વસ્તુ ત્યાગ કરવાનો સંકલ્પ કરવા જણાવવામાં આવ્યું. સરદારો, દરકદારો અને સંખ્યાબંધ ભાવિક સજ્જનોના સમક્ષ મહારાજાએ જમણા હસ્તમાં પાણી લઇ સંકલ્પ કર્યો કેઃ—"મારા પૂર્વજોએ તથા મારા તરફથી આજ સુધીમાં મારા રાજ્યમાં જેઓને જે પ્રકારે જમીન આપવામાં આવી હશે તે કોઇપણ વખતે કોઇ પણ બાનાસર હું તથા મારા વંશ વારસો પાછી લેશે નહિં; અને દુનિયાની મહાન કહેવત પ્રમાણે ખાતુ ખાય અને ભરતુ ભરે એ નિયમાનુસાર જેઓ કર ભરતા હશે તે ભરશે અને જેઓ નહિ ભરતા હોય તે કદિ ભરશે નહિં." એમ ફરમાવી હથેળીમાંનું પાણી ગંગામાં છોડયું. સરદારો વગેરે આ સાંભળી નમી નમીને મહારાજાને પગે પડયા, જ્યારે બળીરાજાએ યજ્ઞ કર્યો તથા છુટા હાથે દક્ષિણા આપી ત્યારે યાચકો બળીરાજાનાં જેટલાં વખાણ કરતા હતા એથી પણ વધારે વખાણ કરવા લાગ્યા.

જયપુર મહારાજાએ આ પ્રસંગે ગંગાજીમાં સ્નાન કરાવનાર ગોરને પણ જાગીરની બક્ષીસ આપી.

આવા પ્રસંગોયે આપેલી બક્ષીસોની સનંદ હોતી નથી અને વખત જતાં નવા થનાર રાજાઓ અગાઉના રાજાઓએ આપેલી બક્ષીસની સનંદોની માગણી કરે છે, તથા તેવી સનંદોની ગેરહાજરીના સબબે તે બક્ષીસો ખાલસા કરે છે, તેથી હાલના રાજાઓ ઉપર તેવી સનંદો મેળવનાર વગેરેને વિશ્વાસ નહિ રહેવાથી કોઇ પણ દસ્તાવેજના સબંધમાં નવી રૂઢી નીકળી. આ રૂઢી એજ કે આવા લેખો માટે સરકારની બાંહેધરી મેળવવાનું શરૂ થયું.

**સર જહોન માલકમ** માળવા બાબતના પોતાના રિપોર્ટમાં જણાવે છે કે કોઇ કાગળ ઉપર ઇંગ્રેજ સરકારની સહી અને શિક્કો કરીને ગમે તેવા સખસને આપવામાં આવ્યો હોય તો પણ સદર્હુ સખસની જાગીર, હક્ક અને અધીકાર માટે ઘણી સરસ જામીનગીરી આપવામાં આવેલી છે.*

પ્રથમ આ સ્થિતિ હતી ત્યારે કર ભરનારી જમીન કઇ અને વગર કર વાળી જમીન કઇ તે કોઇના સમજવામાં આવતું નહિ. પરંતુ વસુલાત વખતે એ ખાતાના નોકરો સરકારે ઇનામમાં આપેલી જાગીરોની ઉપજ લેતા નહિં એટલોજ દાખલો બસ હતો. અને જેનો કર આવતો નહિં તે લોકોની જમીન છે એમ ગણાતુ.

વર્તમાન સમયે બારખળી જમીનના પ્રકાર શોધવામાં આવે છે એટલુંજ નહિં પણ રાજાએ આપેલી જમીન તેને ધારણ કરનાર પોતાની સ્થિતિના ફેરફાર સમયે ગમે તે રીતે બીજાને આપે છે તેવા પ્રસંગે તેને એલીયેનેટ થયેલી ગણવામાં આવે છે; તથા તેને નવા ધારા લાગુ કરી પડાવી લેવામાં આવે છે. પરંતુ, ખરૂ જોઇએ તો અગાઉના રાજાએ જે પોતાની શુદ્ધ બુદ્ધિ અને સ્વેચ્છાથી આપેલી જમીન ભવિષ્યમાં કોઇપણ બાનાસર પડાવી લેવાનો અગાઉના રાજાઓના મનમાં ખ્યાલ નહિ હોવો જોઇએ અને તેના માટે જયપુરનું દૃષ્ટાંત જે ઉપર આપવામાં આવેલું છે તેને પુષ્ટિ આપે છે.

મુસલમાન બાદશાહોના વખતમાં રૈયત વર્ગને બક્ષીસ આપવાના પ્રસંગે લેખી સનંદો આપવામાં આવતી હતી. એ સનંદોમાં સંવતની જગાએ ફારસી અને અરબી શબ્દોમાં સને લખવામાં આવતા. આ સિવાય બીજાઓને અમુક હુકમનો અમલ કરવા જે કાગળ લખવામાં આવતો તે લખાણને ફરમાન કહેવામાં આવતું.

તા. ૨૫ જુન સને ૧૬૬૭ ના રોજ **ઓરંગજેબ** બાદશાહે નામદાર ઇસ્ટ ઈંડીયા કુંપનીને રાહદારી જકાત યાને રાહદારી વેરાની માફી આપ્યાનો કાગળ આપ્યો હતો.× તેમજ નામદાર કંપનીને **સુરતના** કિલ્લાનો કારભાર આપવા બાબત બાદશાહ તરફથી તા. ૨૪ સપ્ટેમ્બર સને ૧૭૫૯ નો પત્ર મળેલ તેને ફરમાન તેવું નામ આપેલું છે.+

મુસલમાન બાદશાહોના વખતમાં તથા મરેઠી રાજ્ય દરમ્યાન જે સનંદો આપવામાં આવતી તેમાં જે તારીખો નાખવામાં આવતી તથા જે શબ્દો લખવામાં આવતા તેનો સમય જતાં હાલના સમયે અર્થ કરવો ઘણો કઠણ થઇ પડે છે; તેથી સનંદની મીતી તથા તેમાં વપરાએલા બીજા શબ્દો સમજવા માટે સંપૂર્ણ વિગતવાળો કોઠો આ નીચે આપ્યો છે.

---

* કોઠા ગેરન્ટી કેસ મી. **એસ્ટર્નનું** જજમેન્ટ પેરેગ્રાફ ૧૯૮.

× **એચીનસન્સ ટ્રીટી** વૉલ્યુમ ૬ આંક ૪૯ ગુ૦ ભાષાંતર.

\+ **એચીનસન્સ ટ્રીટી** વૉ. ૬ આંક ૫૨ ગુ૦ ભાષાંતર.

# મુસલમાન રાજ્ય કર્તાઓ અને મરેઠી રાજ્ય તરફથી મળેલી સનંદોની મીતીનું સ્પષ્ટિકરણ.

| અંક. | શબ્દ. | અંક. | શબ્દ. |
|---|---|---|---|
| ૧ | ઈહીદે | ૨૦ | અસરીન |
| ૨ | ઇસને | ૩૦ | સલાસીન |
| ૩ | સલાસ | ૪૦ | અરબઇન |
| ૪ | અરબા | ૫૦ | ખમસેન |
| ૫ | ખમસ | ૬૦ | સીતેન |
| ૬ | સતિ | ૭૦ | સબેન |
| ૭ | સબા | ૮૦ | સબાનીન |
| ૮ | સમાન | ૯૦ | તીસેન |
| ૯ | તીસા | ૧૦૦ | મેયા |
| ૧૦ | અસર | ૨૦૦ | મેયાતીન |
| | | ૧૦૦૦ | અલફ |

## સમજ.

સનદ, પરવાના વગેરે લેખોના છેડે દાખલા તરીકે એવા શબ્દો લખેલા હોય કે "**સબા ખમસેન મેયાતીન વ અલફ**" ત્યારે ગણી લેવા કે હીજરી ૧૨૫૭ ની સાલ આવી. ઉપર જે વ છે તેની ગણત્રી કરવાની નથી. અને ઉર્દુલીપિને અનુસરી જમણી સાઇડથી આંકડા લેવાના છે. અને મીડાં છોડી દેવાનાં છે.

તેજ રીતે જે સનંદમાં **સુહુરસન સમાન અસરીન મેયા અલફ** લખેલું હોય તે અરબી છે અને તેમાંથી સને ૧૧૨૮ નીકળશે. દાખલોઃ—સુરસન એ હીજરી સન છે. સમાન= ૮; અસરીન = ૨૦; મેયા = ૧૦૦; અલફ = ૧૦૦૦ મળી ૧૧૨૮ થાય છે.

ફારસીના અબજદનો કાયદો વર્ષ ગણવામાં કેવી રીતે જાગીર પત્રોમાં વપરાતો હતો તેની સમજણ ફારસી વ્યાકરણોમાં અપાય છે.

મુસલમાની રાજ્ય પછી મરેઠી રાજ્યની સ્થાપના થતાં વડોદરા રાજ્ય તથા બીજાં કેટલાંક મરેઠી રાજ્યોમાં સનંદો આપવાની પદ્ધતિ નીચે મુજબ હોવાનું જુના દાખલાઓ ઉપરથી જણાઇ આવે છે.

મહીકાંઠા એજન્સીના બંદોબસ્ત પહેલાં એટલે ઇ. સ. ૧૮૦૮ માં આંબલીયારાના ઠાકોર ભાથીજીને આણંદરાવ ગાયકવાડે આપેલા પરવાનાનો નમુનો આ પુસ્તકના લેખક તરફથી સને ૧૯૦૫ માં બહાર પડેલી મહીકાંઠા ડીરેક્ટરીના ૬૧ મા પાના ઉપર આપેલો છે, તે પરવાનાના મથાળે **શ્રીમહાલસાકાન્ત** અને પરવાનાની નીચે **મુરતબસુદ** લખેલું છે. તે શબ્દોનું સ્પષ્ટિકરણ આ નીચે આપવામાં આવે છે.

આપવા ધારેલી સનંદનો ખરડો ફડનવીસ તૈયાર કરતા. ( ફડનવીસનો અર્થ= મરાઠી-ફડ એટલે ચોઠ્ઠી અને ફારસી ભાષાનો નવેસતન= લખવું. તે ઉપરથી નવીન લખનાર થઈ ફડનવીસ એટલે ચીઠી ( લખનાર ). સદરહુ મુસદ્દાની મુનશીના દફતરે નકલ થતી, અને અસલ ખરડો છેવટે તેમનાજ દફતરે રહેતો. આ મુસદ્દા ઉપર તારીખ, મીતી નાંખવાનો અધીકાર મુનશીનો હતો. તે પ્રમાણે તારીખ નાખીને મુનશી પોતાની ખાસ કરી રાખેલી સંજ્ઞા " **जाणीजे** " એ પ્રમાણે તે ઉપર લખતા. તે ઉપરથી એમ સમજવાનું કે મુનશીએ સદરહુ સનંદ "જાણમાં લીધી છે." અને તારીખ નાંખી છે. અર્થાત પોતાના દફતરમાં દાખલો રાખ્યાનું સરટીફીકેટ આપે છે.

એ સનંદના છેડે વળી મજમુદારના દફતરમાં " **મુરતબસુદ** " કરીને ફારસી ભાષામાં ઉલ્લેખ થતો ( **મુરતબ**= છેવટનો સહી શિક્કો સુદ= થયો-યાને મુરતબ થયો. ) નામદાર મહારાજા તે સનંદને મથાળે પોતાની ઇષ્ટદેવીનું નામ " **મહાલસાકાન્ત** " એવા શબ્દો લખતા. એ વિધિ થયા બાદ મહારાજાની હજુરમાંજ ફડનવીસ તે સનંદ ઉપર શિક્કો કરતા. ત્યાર બાદ તે સનંદ ફડનવીસના દફતરમાં રજીષ્ટર ( બાર ) થતી. એટલે નોંધાતી. એ રીતે નોંધ્યા પછી ફડનવીસ તેના ઉપર " બાર " કરીને લખતા. ત્યાર પછી સનંદની નવાજે કરવામાં આવતી. આટલી વિધિ કરવાનું કારણ માત્ર એટલુંજ હતું કે કાંઈ પણ લબાડી કવા દગાઇ થવા પામે નહિ. આ પ્રમાણે અગાઉના વખતમાં સનંદની વિધિ થતી હતી. ખંડોબાદેવની પત્નિ પ્રત્યેની ગાયકવાડ કુટુંબની ભકિત ને પરિણામે ખંડોબા પ્રત્યેની ભકિત " **મહાલસા કાન્ત** " શબ્દથી દર્શાવાય છે.

હાલના વખતમાં જમીન ધારણ કરનારાઓને જે જમીન તેમના કબ્જામાં હોય અને સરકાર ચાલુ રાખતા હોય તેમની સનંદો વડોદરા રાજ્યમાં અને ખાલસા મુલકમાં આપવામાં આવે છે. અને તે નિયમ હાલ પણ અમલમાં છે.

# ( ૨ ) બારખળી જમીનના પ્રકાર.

**ગામ નોકરની ચાકરીયાત જમીન.**

સરકારની અગર ગામની કે રૈયતની અગર બેઉની સગવડ માટે કોઇપણ પ્રકારની નોકરી કરવાની શરતે જે જમીન આપવામાં આવેલી હોય છે તેને ચાકરીયાત જમીન કહેવામાં આવે છે. આવી જમીન બે પ્રકારની છે. (૧) ગામ નોકરની ચાકરીઆત અને (૨) પરગણાના વતનદારોની ચાકરીયાત. ગામનું સંરક્ષણ કરવા, સ્વચ્છતા રાખવા, અગર ગામ લોકોને વધારે સગવડ સારૂ જે જમીન આપેલી હોય છે તે ગામ ચાકરીયાત કહેવાય છે.

આ પ્રકારની જમીન ગામના રખા, વર્તણીયા, ચોકીયાત, પગી, કોટવાલ, ભંગી, સેનમા, હજામ, કુંભાર, સુતાર, લુહાર, ઢેડ, ચમાર, કડીઆ, ધોબી, ગામોટ, દરજી, મોચી, માળી, પરબીયા, વગેરેને આપવામાં આવેલી હોય છે. પરગણાની નોકરી માટે એટલે પરગણાની આબાદી કરવા તથા તેનું વસુલ કરવા વગેર માટે જે જમીન આપેલી હોય છે તે જમીન વતનની અગર પરગણાની ચાકરીયાત કહેવામાં આવે છે. આ જમીન ચાકરીના અંગની હોવાથી બીજાને ગીરવી વેચાણ આપી શકાતી નથી અને જમીનના ધારણ કરનારને નમુદ કરેલી નોકરી કરવી પડે છે. જો તેના તરફથી નોકરી ન થાય તો જમીન મળી શકતી નથી.

ચંદ્રાપા વી. ભીમાના કેસમાં મુંબાઇ હાઈ કોર્ટે ઠરાવ્યું છે કેઃ—નોકરીના બોજાવાળી એટલે વાદવાળી જમીન પટાવાળાઓને જમીનદારના વડીલોએ નોકરી કરવા માટે બક્ષીસ આપેલી હતી. બક્ષીસ આપનારના વારસોને નોકરીની જરૂર નહિ જણાયાથી જમીન પાછી લેવા દાવો કર્યો. જમીનના કબ્જેદાર પટાવાળાના વારસોએ તકરાર કરી કે વાદવાળી જમીન વાદીની ખાનગી, અને જાતની નહિ પણ સાર્વજનીક નોકરી કરવાની જવાબદારી વાળી ઇનામ બક્ષીસ છે. તે પાછી લેવા વાદીને હક નથી. નીચલી કોર્ટે વાદીનો દાવો રદ કરવાથી ન્યાયાધીશ મી. બીમન, તથા હીટને, ઠરાવ્યું કેઃ—બક્ષીસમાં બે પ્રકાર સમાયેલા છે. (૧) નોકરીનો બોજો રાખેલ હોય તેવી જમીનની બક્ષીસ અને (૨) મહેનતાણાની રીતે રોકડના બદલામાં અથવા રોકડની સાથે જે હોદ્દાની સાથે જમીન જોડાએલ હોય તેવા હોદ્દાની બક્ષીસ. હવે આપેલી બક્ષીસમાં નોકરી કરવામાં ના આવે ત્યારે અથવા નોકરી બંધ કરીને જમીન પાછી લઇ શકે એવી ખાસ સરત કરી છે એવું બક્ષીસ આપનાર બતાવી શકે નહિ તો તે પાછી લઇ શકાય નહિ. આ જમીન નોકરીના બોજાવાળી છે તે પાછી લઈ શકાય નહિ એવી જમીન છે. ઉપર પ્રમાણે ઠરાવીને જમીનદારની અપીલ રદ કરી. ૨૦. મુ. લો. રી. પૃષ્ટ. ૭૭૯.

સ્પેસીયલ અપેલેન્ટ ઓફીસર મુલેક સાહેબે આજ વિષય ઉપર અપીલ નંબર ૮૭ માં કહ્યું છે કેઃ—" રેવાકાંઠા અને મહીકાંઠાના જમીન ખતોની સરતો પ્રમાણેની ગોઠવણ ઘણી જુદી છે. પોતાની બધી ચાકરીયાત અને બીજી બક્ષીસો, સર્વ સંયોગોમાં ચલાવવાને ઠાકોર સ્પષ્ટ શબ્દોમાં બંધાયેલો છે. "

સાકરદા વાંટાના કામમાં અપીલ નં. ૧૫ માં અપેલેન્ટ ઑફીસર કીંગ સાહેબે પોતાના તારીખ. ૧૬—૪—૭૮ ના ઠરાવમાં ઠરાવ્યું છે કે જેને ચાકરીયાત પસાયતા જમીન આપવામાં આવી હોય તે ચાકરી કરતો નથી એમ જો સાબીત થાય તો તે જમીન હમેશના માટે આપી દીધેલી છે એમ ગણવું જોઇએ. ( ગીરાસ અને ગેરન્ટી હૅન્ડ બુક પાનુ. ૩૧૩. )

મહીકાંઠા એજન્સીમાં આવેલા માણસા તાલુકાનો વાંટો કલોલ તાલુકાના નારદીપુર ગામે હતો ત્યાં હજામ સાંકળા મુળાને નામે પસાયતા ચાલતી જમીન ખાલસા કરવા તેના ઉપર નિકળેલી નોટીસ બજાવવા સામે વડોદરા ગવરમેન્ટે વાંધો લીધો હતો; અને જણાવ્યું હતું કે રેવાકાંઠા અને મહીકાંઠાના જમીનખતની શરતો પ્રમાણે પસાયતા અને બીજી બક્ષીસો ચલાવવાને જમીનદારો સ્પષ્ટ રીતે બંધાયેલા છે. તે વીષે તેમને કાંઇ ફરીયાદ કરવાની હોય

તો તેમણે સરકારને તે જણાવવી જોઇએ અને દરકારી લોકોની સમક્ષ યોગ્ય તપાસ પછી સરકાર જે ઠરાવ કરે તે તેમણે કબુલ રાખવો જોઇએ.

એ પ્રમાણે તા. ૨૮—૫—૮૭ ના રોજ જવાબ જવાથી નોટીસોની બજાવણી થઈ નહિ અને હજામ તરફ પસાયતા ચાલુ રહ્યું હતું. ( ગીરાસ. મેન્યુઅલ પાનુ ૬૪ )

ભગેજી વી. બાબુ ઇ. લો. રી. ૨૨ મુંબાઈ પૃષ્ટ ૪૧૦ માં નામદાર મુંબાઇ હાઈ કોર્ટે ઠરાવ્યું છે કેઃ—અમુક પ્રસંગના વખતે હજામ તરીકેની નોકરી કરવાનો વતનદાર હજામને હક્ક છે; અને તેવી નોકરી કરવાના કાંઇ પણ હક્ક શીવાય જે હજામ તેવી નોકરી કરે તેની પાસેથી સીરસ્તા પ્રમાણેનો લાગો લેવાનો તેને હક્ક છે.

મીદનાપોર જમીનદારી કંપની વી. અપાયા સ્વામી નાયકરના કામમાં નામદાર મદ્રાસ હાઇ કોર્ટે ઠરાવ્યું છે કેઃ—ચાકરીયાત સ્થિતિ ધારણ કરવામાં આવતી હોય તેવી જમીનો ધારાની સાથે સંબંધ રાખ્યા શીવાય, હિન્દુસ્થાનના સામ્ય કાયદા પ્રમાણે એવી જમીનના જે તે વખતે ધારણ કરનારની હયાતી ઉપરાંતના માટે વ્યવસ્થા થઇ શકે એવી છે. ( ૭ મદ્રાસ પૃષ્ટ ૮૫ તથા ૧૪ મદ્રાસ લૉ. જ. ૧૩૪ ) પરંતુ તેવી જમીનની વ્યવસ્થા કર્યા પહેલાં નોકરીની જવાબદારી બંધ કરવામાં આવેલ હોય તો વ્યવસ્થા કાયદેસર થાય છે. ( ૫ મુંબાઇ. પૃષ્ટ ૪૩૭, ૯ મુ. પૃ. ૨૧૨ ) વળી ચાકરીયાત જમીનની વ્યવસ્થા ક્ર્યા પછી જમીનને નોકરીમાંથી મુક્ત કરેલ હોય તો તેવી વ્યવસ્થા કાયદેસર થાય નહિ. ( ૨૪–મુ–પૃ. ૫૫૬, ૪૧ મદ્રાસ. પૃ. ૪૧૮. ) મદ્રાસ ઇલાકામાં સેટલમેન્ટ થયા વીનાના પલાયમ જમીનદારીને મળતા છે. તે વંશપરંપરાનાં પ્રકાર છે. અને તે અગાઉના તથા જે તે વખતના ધારણ કરનારના કરજ માટે વ્યવસ્થા થઇ શકે તેવા છે અને તેવી વ્યવસ્થા તેની પછી આવનારને બંધનકારક છે. ( ઇ. લૉ. રી. ૪૧ મદ્રાસ પૃ. ૭૪૯ ).

કૃષ્ણુશાસ્ત્રી વી. સીંગારાવેલુંના કામમાં નામદાર મદ્રાસ હાઇ કોર્ટે ઠરાવ્યું છે કેઃ— ચાકરીયાત ઇનામ કે જે જાત ઇનામ કરતાં તફાવતવાળું છે તે સરકારે બંધ કરવાથી માત્ર તેના કુટુંબના મેમ્બરોથી જ નહિ પરંતુ ત્રાહીત માણસ કે જેવો તે પહેલાં ચાકરીયાત હોદ્દો તથા જમીન ધારણ કરતા હોય તેમનાથી પણ રદ કરી શકાય નહિ, તેવો તેને અખંડ હક્ક મળે છે. વળી જમીન બીલકુલ ઇનામી ન હોય અથવા ચાકરીબંધ ક્ર્યા પહેલાં સરકાર સામેના ૬૦ વરસના વીરૂદ્ધ કબજાથી પોતે જમીન સંપાદન કરી હોય તો તે કારણથી ચાકરી બંધ કરવાનો સરકારનો હક્ક જતો રહ્યો હતો એમ સાબીત કરવાની છુટ છે. ( ઇ. લૉ. રી. ૪૮ મદ્રાસ પૃષ્ટ ૫૭૦ ).

ચાકરીયાત પસાયતા જમીન બક્ષીસ આપેલી હોય અને તેવી બક્ષીસ આપેલી જમીનમાં ખાણુ નિકળે તો બક્ષીસ લેનારનો અધિકાર પહોંચે કે કેમ એ બાબતમાં બક્ષીસ આપનાર તરફથી દાવો થતાં ઠરાવ્યું કેઃ—બક્ષીસ લેનારાને ઇસ્ટ–ઇન્ડીઆ ફ્લીટના મીસ્ત્રી તરીકે કરેલ નોકરીના બદલામાં જમીન સરકારે મુંબાઇ શહેરમાં સને ૧૭૮૩ માં બક્ષીસ આપી હતી. અને કબજો સોંપાયેલ હતો અને સને ૧૭૯૫ માં બોર્ડ ઓફ ડાઇરેકટરો એ બક્ષીસ લેનારના કુટુંબ અને વંશજોને કાયમ કરી આપી હતી; જેથી વાદવાળી બક્ષીસ માત્ર જમીનની બક્ષીસ ન્હોતી; પરંતુ ખાણુ અને ખનીજ પદાર્થના હક્ક સાથે તે જમીનની બક્ષીસ

હતી એમ ઠરાવ્યું. સેક્રેટરી ઓફ સ્ટેટ વી. સંત રામનારાયણ. [ ૨૬, મુંબાઈ, લૉ. રી, પૃ. ૮૪૭. ]

**ધર્માદા ચાકરીયાત.** ધર્માદા ચાકરીયાત જમીન એટલે જે જમીન અમુક પ્રકારનું ધર્મનું કામ કરવા બદલ આપવામાં આવેલી હોય તે જમીન. જેમકે ડાકોરમાં રણછોડજીને તુલસી ચઢાવવા જમીન આપી હોય તે આવી જમીન બદલ જમીન ધારણ કરનારે ધર્મનું કામ હરહમેશ રિવાજ પ્રમાણે કરવું જોઇએ. જો તે પ્રમાણે ન કરે તો જમીન તેની પાસેથી પાછી લઇ બીજાને આપી શકાય છે.

પાલીતણા તાબાના માલપુરના બાવા નારણ પરબત અને અમર પરબતની ધર્માદા જમીન પાછી લેવા પાલીતણા સ્ટેટ તરફથી તજવીજ થતાં એ સંબંધી એજન્સીમાં અરજ કરી મદદ માગતાં કાઠીયાવાડના પોલીટીકલ સાહેબે ઠરાવ્યું કે:—નામદાર મુંબાઈ સરકારના તા. ૧૨ નવેમ્બર સને ૧૮૯૮ ના ઠરાવ નંબર ૬૪૨૧ પ્રમાણે ધર્માદાનું દેવાણ પાછું લેવા દરબારને હક્ક છે તેથી દરમિયાન આવી શકાય નહિ. મે. પોલીટીકલ સાહેબનો હુકમ નંબર ૨૬૭ તા. ૧૮ જાનેવારી ૧૮૯૯.

કાઠીયાવાડ લૉ. રીપોર્ટ વૉ. ૨૦ પાન ૩૪ માં ઠરાવ્યું છે કે:—તે કામમાં એ સામાન્ય જાતની ધર્માદા બક્ષીસ હતી અને તેવી બક્ષીસ હોવાથી જો બક્ષીસ લેનારનો વંશ બંધ પડે એટલે નિર્વંશ જાય કે તરતજ બક્ષીસ આપનાર તાલુકાદાર તેવી બક્ષીસ પાછી લઇ શકે એમ ૧૯ કાઠીયાવાડ લૉ. રીપોર્ટ ૨૮૭ માં ઠરેલું છે; પરંતુ તાલુકદારે કરેલ વેચાણ કે જે માન્ય રાખી શકાતુ નથી તે સંબંધમાં ન્યાયસર કારણો લઇને જુદી બાબતો થાય એટલે કે વૉકર સેટલમેન્ટ પછી થોડાક વખતમાં અને સાર્વજનિક રાજનીતિના અજાણપણાથી ખરેખર વેચાણ થયેલ હોય તો તાલુકદારે પૈસા આપ્યા સિવાય તેવી જમીન પાછી લેવી જોઇએ નહિ. એજ માત્ર વ્યાજબી થાય (૧૮ કાઠીયાવાડ લૉ. રી. ૩૦૩).

વડોદરા રાજ્યમાં ઠરાવ્યું છે કે ધર્માદા ચાકરીના સદરે ચાલતી જમીન સરસુબાના પ્રથમ પરવાનગી મેળવ્યા સિવાય ગીરો, બક્ષીસ, વેચાણ કે, વસીયતનામાથી આપી શકાશે નહિ.

વળી ઠરાવ્યું છે કે ધર્માદાય ચાકરીના સદરે ચાલતી જમીનનો કોઇપણ કારણથી મોબદલો થઇ શકશે નહિ.

**દેવસ્થાન અને પીરસ્થાનની જમીન.** કોઇ મોટા હિન્દુ દેવ ઉપર રાજ્યકર્તાની આસ્થા હોય તો તેવા હિન્દુ દેવસ્થાનનો ખર્ચ તથા મોભો નિભાવવા સારૂં તેઓ ગામો અથવા જમીન આપે છે. આ અર્પણ દેવસ્થાન તરફ હોય છે, તેના પુજારી તરફ હોતું નથી; તેથી આવાં ગામોની ઉપજ દેવસ્થાનના નીમીત્ત કરેલા ઉપયોગમાંજ વપરાય છે આવા ગામો દેવસ્થાનના ગામો કહેવાય છે. આવાજ કારણસર કોઇ મુસલમાનના પીરના ખર્ચ માટે ગામ આપેલું હોય તો તે ગામ પીરસ્થાનનું કહેવાય છે. દેવસ્થાન અને પીરસ્થાન ખાતે જમીન અથવા ગામ એકજ કારણસર આપવામાં આવેલાં હોય છે.

**આ**મોદની જુમ્મામસીદને અમુક જમીન બક્ષીસ આપવામાં આવેલી અને સને ૧૮૭૯ માં થયેલા સર્વે સેટલમેન્ટ વખતે સરકારને દરસાલ અમુક સાંથ આપવાની સરતે એક સનંદની રૂઇએ તે ચાલુ રાખવામાં આવી હતી. એ પૈકીની જમીન સને ૧૯૦૬ માં એક ત્રાહીત માણસને વેચાણ આપી. તેથી સને ૧૯૧૨થી તે જમીનનો પુરો ધારો લેવા ઠરાવ્યું. તેથી સરકારે ધારાની વધારે લીધેલી રકમ પાછી મળવા દાવો કર્યો તે કામમાં ઠરાવ્યું કેઃ—વાદવાળી જમીન કાયદેસર વ્યવસ્થા સીવાયની બીજી રીતે ધર્માદા મીલ્કત તરીકે બંધ થાય ત્યારે પણ પુરો ધારો બેસાડવાનો સરકારને સનંદની રૂઇએ કાંઇ પણ હક્ક મળતો નથી. ઉપર પ્રમાણે ઠરાવીને વાદીનો દાવો અપાવ્યો. **સં**કરલાલ વી. **સેક્રેટરી** ઓફ સ્ટેટ [ ૨૧ મુ. લૉ. રી. પૃ. ૬૬૮ ]

કાઠીયાવાડ એજન્સીના **વાં**કાનેર સ્ટેટમાં વૈષ્ણવ સંપ્રદાયનું મંદીર હતું. એ મંદીરને **વાં**કાનેર રાજ્ય તરફથી અમુક વાર્ષીક વરખાસણ મળતું હતું. જ્યારે સ્ટેટ ઉપર જપ્તી આવે ત્યારે વરખાસણ બંધ કરવા હુકમ થવાથી એ બાબત સરકારમાં રજુ થતાં નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કે આ એલાઉન્સ મોકુફ કરવું એ હિન્દુશાસ્ત્રથી સ્પષ્ટ રીતે વીરૂદ્ધ છે. જે કે ધાર્મિક બક્ષીસને પાછું ન લઇ શકાય તેવું માને છે. પરંતુ જ્યાંલગી સ્ટેટ નાદારીની હાલતમાં ન હોય ત્યાંલગી તેના મેનેજરોએ લઈ લેવાનું નથી. [ મુંબાઈ સરકારનો ઠરાવ નંબર. ૨૯૨૫ તા. ૨૯-૪-૮૯ ] તેજ રીતે મહીકાંઠા એજન્સીમાં આવેલા **ઘોડાસર** ઠાકોરે **કાં**કરોલીના મહારાજશ્રીને સ. નં. ૫૩ ની જમીન ૯-૫-૧૫ બક્ષીસ આપેલી. જ્યારે બક્ષીસ આપનાર ઠાકોરના મરણ પછી તાલુકા ઉપર જપ્તી આવી ત્યારે જમીન પાછી લેવા સવાલ ઉભો થતાં મે. પોલીટીકલ એજન્ટ સાહેબે તે સવાલ માંડીવાળી સને ૧૯૧૩ માં ખેતર આપેલું કાયમ રાખ્યું હતું.

ધર્માદા હોદ્દો અને ભેટના વારસા માટે હિન્દુ વીધવાના હક્કના સંબંધમાં અનાયા **તાં**નતીરી વી. અમારા હેનગસુના કામમાં નામદાર મદ્રાસ હાઇ કોર્ટે ઠરાવ્યું કેઃ—મદ્રાસ, ઇલાકામાં ચાલતી પ્રદ્ધતિ અને આધારભૂત ઠરાવો પ્રમાણે હિન્દુ સ્ત્રી તે સ્ત્રીજાતી હોવાના કારણથી દેવળના અરચાના હોદ્દા તથા તેના અંગની ભેટના વારસા માટે નાલાયક નથી. [ ઇ. લૉ. રી. ૪૧ મદ્રાસ પૃ. ૮૮૬ ]

દેવળના ટ્રસ્ટીના અધીકાર બીજાને સોંપવા તથા દેવળના વંશપરંપરાના નોકરોને નીમવા અને કાઢી મૂકવાના અધિકાર સંબંધે નામદાર મદ્રાસ હાઇ કોર્ટે ઠરાવ્યું કેઃ—"પોતાને ઇન્સાફી મુખત્યારી વાપરવી પડતી હોય તેવા કૃત્યો કરવા. માટે દેવળનો ટ્રસ્ટી એજન્ટ નીમી શકે નહિ. આ પ્રમાણે હોવાથી દેવળના વંશપરંપરાના નોકરો કે જેઓને પુરતુ કારણ સાબીત થયા સીવાય બરતરફ કરી શકાય નહિ તેવા નોકરોને નિમવા તથા બરતરફ કરવાનો અધિકાર ટ્રસ્ટી એજન્ટને આપી શકે નહિ. પરશુરામ ઉદાયન વી. **થીરૂ**મલ રાવ-સાહેબ [ઇ. લૉ. રી ૪૪ મદ્રાસ પૃ. ૬૩૬].

હિન્દુ દેવાલયના વહીવટ સંબંધમાં નામદાર મુંબાઇ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ—**અમદાવાદના** ડીસ્ટ્રીકટ જજની મંજુરીની સરતે તથા મુંબાઈ હાઇ કોર્ટ તેમાં જે કાંઈ ફેરફાર અને સુધા-રાવધારા કરે તેને પાત્ર રહીને ડાકોરની દેવાલયની કમિટીને સદર મંદિરના વહીવટ વીગેરે

માટે નિયમો કરવા નામદાર પ્રીવી કાઉન્સીલના સને ૧૯૧૨ના હુકમનામાના આધારે અધિકાર આપેલા. એ કમિટીએ અમુક નિયમો કર્યા અને સદર નિયમો અમુક ફેરફાર સાથે ડીસ્ટ્રીક્ટ જજે મંજુર રાખ્યા. તે સામે હીત સંબંધવાળા કેટલાક માણસોએ હાઈ કોર્ટમાં અપીલ કરી. એ કામમાં નામદાર પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું કે:—સને ૧૯૧૨ ની સાલની યોજનાની સરતો પ્રમાણે કોર્ટને જે અધિકાર આપેલ છે તે ખાસ અધિકારની અંદર તેનો સમાવેશ થાય છે: અને નિયમોમાં ફેરફાર અથવા સુધારો વધારો કરવાના તેના અધિકારો વાપરેલા નથી તેથી દરમિયાન આવવા કારણ નથી. જેરણછોડ વીરૂદ્ધ ડાકોર દેવાલય કમિટી [ મુ. લૉ. રી. ૨૭ પૃ. ૮૭૨ ].

શ્રી સ્વામીનારાયણ આચાર્ય નામવેરો અને ભેટ આચાર્યની ખાનગી મીલકત છે કે કેમ, એ સંબંધમાં શ્રીપતપ્રસાદ વી. લક્ષ્મીપ્રસાદ ના કામે નામદાર મુંબઇ હાઇ કોર્ટે ઠરાવ્યું કે:—સદર સંસ્થાના રીવાજ અને પ્રદ્ધતિ પ્રમાણે સદર મીલકતના અથવા નામવેરો અને ભેટ નામના ફંડના આચાર્ય સ્વાંગ માલીક નથી. પરંતુ તેઓ તેમની સ્ત્રી અને છોકરાંઓ તેમાંથી ભરણ પોષણ (ખર્ચ) માટે હક્કદાર છે અને તેમાંથી જે કાંઇ વધારો રહે તે સંસ્થાના સામાન્ય કામ માટે ઉપયોગમાં લેવો જોઇએ અને સદર ફંડ તેઓના ખર્ચ માટે અપુરતો જણાય તો જે ઘટ આવે તે સામાન્ય ફંડમાંથી પુરી કરી લેવાને તે હક્કદાર છે. તેમના ઉપર સંસ્થા ચલાવવાની કાયદેસર જવાબદારી છે. [ મુ. લૉ. અ. ૨૫ પૃ. ૭૪૭].

અમુક મઠનો મહંત મરી ગયો તેના ચેલા અને વારસો સગીર હોવાથી સગીર મહંત તરફથી વ.ને સદર મઠનો વહીવંટ કરવા નિમ્યો. દરમિયાન મહંતના સગીર વારસો પૈકી એક જણે કેટલીક જમીનો વેચી તેથી વહીવટ કરનાર તરીકેના નાતાની રૂઇએ વ.એ જમીનનો કબજો મળવા દાવો કર્યો. આ કામમાં વ.ને આવો દાવો લાવવા અધિકાર છે કે કેમ એ પ્રશ્નના સંબંધમાં નામદાર અલ્હાબાદ હાઇ કોર્ટે ઠરાવ્યું કે:—દાવો કરનાર વાદી દેવ (મઠ) છે. દેવ તરફથી દાવો કરનારના તે સગીરનો ઇષ્ટ મીત્ર અથવા વાલી હોય તે કરતાં દાવામાં વધારે હીત સંબંધ નથી. વ. ને દાવાવાળી મીલક્તમાં પુરતુ હીત છે. સાંઓ રામજી વી. શ્રી રિઘનાથ માધેવજી [ઈ. લો. રી. ૪૫ અલ્હાબાદ પૃ. ૩૧૯].

પુજા કરવાનો તથા તેની રકમો (ઉત્પન્ન) લેવાનો હક્ક કુટુંબી સ્ત્રીઓ પુજારી તરીકે કામ કરી શકે કે કેમ એ દાવામાં નામદાર જસ્ટીશ મેકલીયડ તથા માડગાવકરે ઠરાવ્યું કે ફક્ત સ્ત્રીઓ હોવાથી તેઓ મંદિરની પુજાનું કામ કરી શકે નહિ તેમજ તેના અંગની જમીન વીગેરેનું ઉત્પન્ન લઈ શકે નહિ એ તકરાર માન્ય કરી શકાય નહિ ( જુઓ ૪૧ મદ્રાસ ૮૮૬). હાલના કામમાં મંદિરનું તથા ઇનામ જમીનનો વહીવટ પક્ષકારોના કુટુંબને સોંપવામાં આવ્યો હતો તે કુટુંબમાંથી કોઇ વંશજ દત્તક યા લગ્ન એવા કોઈ કારણથી બીજા કુટુંબમાં જાય તો તેનો હક્ક આપોઆપ નષ્ટ થાય છે. દીકરીઓનાં લગ્ન થયાં ન હોય તો અગર દીકરી વીધવા થઇ તેના મૂળ વહીવટ કરનાર બાપના કુટુંબમાં રહેતી હોય તો તેણીને પુજારીનું કામ કરવા તથા તે મંદિરના અંગનું ઉત્પન્ન લેવા હક્ક છે. હાલના કામમાં બન્ને દીકરીઓ પરણેલી હોવાથી વહીવટ કરનારના કુટુંબમાંથી બાતલ થઇ છે. અને તેથી તેઓ પુજારી તરીકે કામ કરી શકે નહિ. રણછોડ મયારામ વી. બાઇ જયન્તી [મુ. લૉ. રી. ૨૮ પૃ. ૪૬૩].

વડોદરા રાજ્યના બારખળી નિયમમાં ઠરાવ્યું છે કેઃ—દેવસ્થાનને નામે ચાલતી જમીન તેમાં પુજારીથી અગર વહીવટ કરનારથી કોઇ પણ સખસને સ્વત્વાર્પણ કરી આપી શકાશે નહિ; તેમ એવી જમીન કોઇપણ લઇ શકશે નહિ. છતાં તેમ થયેલું જણાય તો જમીન પરત લઈ દેવસ્થાનને નામે દાખલ કરી સ્વત્વાર્પણ કરનાર પુજારી અગર હસ્તે વાળાને બદલી બીજા પુજારીને નીમવા તજવીજ થશે.

ચેલો હોવાના કારણથીજ મંદિરના કે મંદિરના અંગની મિલ્કતનો વારસ કે માલીક થઈ શકતો નથી; પરંતુ સતી સેવકોના પંચે તેને ચાદર ઓઢાડી સંમતી દર્શાવ્યાથી તે સંસ્થાનો મહંત થાય છે. અને તે નાતાથી તેને મિલ્કતનો વહીવટ કરવાનો હક્ક પ્રાપ્ત થાય છે. ગરાડીના કબીરપંથી મંદિરના સંબંધમાં ઉપર પ્રમાણે વહીવટ હોવાનું પુરાવા ઉપરથી સાબીત થવાથી એ મંદિર અને તેના અંગની મિલ્કતને સાર્વજનિક સંસ્થાના તથા સાર્વજનિક સંસ્થાની મિલ્કત ઠરાવી. મહંત બળરામ વિ. મે. રા. રા. મહાલાનીદાય સરસુબા સાહેબ ( ૩૩ વડોદરા લો. રી. ૨૧૩).

બ્રાહ્મણ, ભાટ, ચારણ, ગોસાઇ, અતીત વગેરે જેવા ધાર્મિક અથવા પવિત્ર માણસોને દાન તરીકે આપેલી જમીનને જાત ધર્માદા જમીન કહેવામાં આવે છે.

**જાત ધર્માદા.**

કાઠીયાવાડ એજન્સીના ઝીંઝુંવાડાના તાલુકદારે એક ખેતર એક બ્રાહ્મણને બક્ષીસ આપ્યું. બક્ષીસના દસ્તાવેજમાં તે ખેતર અઘાટ આપેલ હોવાનું તેમજ બક્ષીસ લેનાર તથા તેના વારસોએ તેનો ઉપભોગ લેવો એવું તેમાં જણાવેલું. આ દસ્તાવેજ ઈ. સ. ૧૮૧૦ માં થયેલો અને સને ૧૮૨૩ માં આ ખેતર બક્ષીસ લેનારાએ એક ફકીરને વેચાણ આપ્યું. તે દસ્તાવેજ પ્રમાણે તાલુકદારે પણ ફકીરને દસ્તાવેજ કરી આપ્યો, ત્યારબાદ ફકીરના વારસોએ આ જમીન બીજા માણસને ગીરો આપી અને ફકીરનો નિર્વંશ ગયો; તેથી જમીન તાલુકાએ ખાલસા કરી. આ કામમાં કાઠીયાવાડના જ્યુડીશીયલ આસીસ્ટન્ટ સાહેબે માધવલાલ નારાયણ વી. ઝાલા ડોસાજી રાધાજીના કામમાં ઠરાવ્યું કેઃ—"વૉકરનું સેટલમેન્ટ થયા પછી કોઇ પણ સ્ટેટ તેનો ગીરાસ બીજા સ્ટેટને વેચી શકે નહિ. હાલના કામમાં સામાન્ય જાતની ધર્માદા બક્ષીસ હતી અને તે તેવી બક્ષીસ હોવાથી જો બક્ષીસ લેનારનો વંશ બંધ પડે (નિર્વંશ જાય) કે તરતજ બક્ષીસ આપનાર તાલુકદાર તે પાછી લે નહિ તોપણ તેવી બક્ષીસ તેઓ પાછી લઈ શકે. [ ૧૯ કા. લૉ. રી. પૃ. ૨૮૭ ] તાલુકદારે કરેલ વેચાણ કે જે માન્ય રાખી શકાતું નથી, તે સંબંધમાં ન્યાયસર કારણોને લઇને જુદી બાબત થાય એટલે કે વૉકર સેટલમેન્ટ પછી થોડાજ વખતમાં અને સાર્વજનીક રાજનીતિના અજાણપણાથી ખરેખર વેચાણ થયેલ હોય તો તાલુકદારે પૈસા આપ્યા સિવાય તેવી જમીન પાછી લેવી જોઇએ નહિ. એજ માત્ર વ્યાજબી થાય. [ ૧૮ કા. લૉ. રી. પૃ. ૩૦૩ ]

વલ્લભી સંપ્રદાયના ગોસ્વામીની જ્ઞાતીમાં ચાલતા રીવાજ પ્રમાણે દીકરાના દીકરા(વાદી) ને બાતલ કરીને પ્રતિવાદી કે જે મૈયતના ભાયાત છે તે મૈયતના મંદિર અને તેના અંગની મિલ્કત કબજે રાખવા હક્કદાર છે કે કેમ ? આ તકરારના દાવાના કામે ના૰ ન્યાયાધીશ રીચર્ડઝ અને ટકઓલે ઠરાવ્યું કેઃ—"કોઇ ખાનગી માણસે ધર્માદાય માટે મિલ્કત બક્ષીસ આપી હોય ત્યારે, વ્યવસ્થા સંબંધી કાંઇ પણ સાબીતીના અથવા તો બક્ષીસ આપનારની

સુચનાને અભાવે, ટ્રસ્ટીનો હોદ્દો બક્ષીસ આપનારના વારસોમાં રહે છે. એ માન્ય રાખવું જોઇએ (૧૭ કલકતા પૃ. ૩) દસ્તાવેજી પુરાવાના અથવા તો બીજા પ્રત્યક્ષ પુરાવાની ખામીને લીધે, ધર્માદા સંસ્થા બક્ષીસ આપનારે વારસાનો શું નિયમ ઠરાવેલ છે એ જ્યારે જણાતું ન હોય ત્યારે રીવાજના પુરાવાથી તે હકીકત સાબીત થવી જોઇએ. ( શ્રીમતી જાનકી વિ૦ **શ્રી**ગોપાળ ૯ કલકત્તા ૭૬૬) હાલના કામમાં પુરાવા ઉપરથી એવું નીકળે છે કે, વૈષ્ણવી સંપ્રદાયમાં **વલ્લભાચાર્ય**ના વંશ શિવાયના બીજાઓ, એટલે કે દીકરીના દીકરાઓ કે જેઓ ભટ હોય છે તેઓ, તેમને આપેલા મંદિર શિવાયના મંદિરની પુજા કરી શકતા નથી. અને આમ હોઇને **ગોસ્વામી**ની જ્ઞાતીમાં વારસા સંબંધમાં હિન્દુ લૉના નિયમો લાગુ થતા નથી. વળી દીકરીના દીકરાઓને વારસો મળ્યાના ભાગ્યેજ દાખલા બન્યા હશે, અને તેવો પ્રસંગ આવેલ હશે ત્યારે દીકરીના દીકરાને મળેલ મંદીર **વલ્લભાચાર્ય**ના મંદિર તરીકે કહેવાનું બંધ થાય છે. એવું પણ પુરાવા ઉપરથી નીકળે છે. જેથી એકન્દર પુરાવા વીગેરે ઉપરથી એવું ઠરાવવામાં આવે છે કે **ગોસ્વામી**ની જ્ઞાતીમાં ગમે તે રીવાજ હોય તોપણ હિન્દુ લૉ પ્રમાણેના વારસાના સામાન્ય નિયમો તે જ્ઞાતીમાં લાગુ થતા નથી. ઉપર પ્રમાણે ઠરાવીને વાદીનો દાવો રદ કર્યો. **મોહનલાલજી** વિ૦ **મધુસુદનલાલજી** ( ઇ. લો. રી. ૩૨ અલ્હા. પૃ૦ ૪૬૧ ).

એક **મજીયારા** કુટુંબના મુખ્ય માણસ અ. એ પોતાના બાપના મરણ પછી ઉત્તર ક્રીયા વખતે **મજીયારા** કુટુંબની એક ટુકડો જમીન પ. મંદીરને બક્ષીસ આપી. અને તે પોતે પટાથી વાવવા રાખી; અને મંદીરને સાંથ આપવામાં આવતી. પછી અ. મરી ગયો એટલે મજીયારા કુટુંબે સાંથ આપવી બંધ કરી. તેથી પ. મંદીરના ટ્રસ્ટીઓએ જમીનના કબજા તથા દરમિયાન ઉપજનો દાવો કર્યો. તેમાં પ્રતિવાદીઓ ( જમીન આપનારનું કુટુંબ) ની તકરાર એવી હતી કે ૧ બક્ષીસ મોંહેથી આપેલ છે. ૨ રજીસ્ટર દસ્તાવેજ નથી. ૩. સદર જમીન વડીલોપાર્જીત હોવાથી તે બક્ષીસ આપવા અ. ને અધિકાર ન્હોતો. નીચલી કોર્ટે પ્રતિવાદીઓની તકરાર નામંજુર કરી હુકમનામું કરી આપવાથી નામદાર ન્યાયાધીશ **શે**શાગીરી તથા **ફી**લીપ્સે ઠરાવ્યું કેઃ—અ. એ તેના બાપની મરણોત્તર ક્રીયા વખતે જે બક્ષીસ આપેલ છે તેને લીધે બક્ષીસ આપેલ મિલ્કતમાંથી તેનો હક્ક જતો રહેલ છે અને દેવળને પ્રાપ્ત થયેલ છે. હાલની બક્ષીસ ઇશ્વરપરાયણ અર્થે આપેલી બક્ષીસ છે અને હિન્દુ કુટુંબના મેનેજરે આવી બક્ષીસ આપવી એ તેના અધિકાર બહારની બાબત નથી. અને ઇશ્વરપરાયણ અર્થે આપેલી બક્ષીસ તરીકે કુટુંબના બીજા મેમ્બરોને તે બંધનકારક છે. ઉપર પ્રમાણે ઠરાવીને અપીલ રદ કરી. **રામા લીં**ગા ચોધરી વિ૦ **શી**વચંદ્ર બ્બરાચેટી ( ઇ. લો. રી. ૪૨ મદ્રાસ પૃ૦ ૪૪૦ ).

**રણુવટીયા.** રાસ્તી વખત પહેલાં ગામ ઉપર ધાડ પડતી તે વખતે અગર કંતર પ્રસંગે જે લોકો ગામના રક્ષણ માટે લડાઇમાં મરણ પામતા તેમને આપેલી જમીનને "રણુવટીઆ" એવી સંજ્ઞા આપવામાં આવેલી છે.

**હાડીઆ.** ગામ ઉપર ધાડ પડતી તે વખતે એ રણ સંગ્રામમાં જે મરાયો હોય તેને અથવા તેના સંબંધી જે જમીન આપવામાં આવી હોય તે જમીનને "હાડીયા" જમીન કહેવામાં આવે છે.

પાલીતાણાના ભાયાત **વીસાજી** ઉનડજી અને **નાસીર** એ બે માણસોએ બારવટે નીકળી **થરાજના** ત્રણ માણસોનાં ખુન કરેલાં. તે કામે તે પકડાતાં કાઠીયાવાડના પોલી. એજન્ટ સાહેબે કરેલા ઠરાવ સામે નામદાર મુંબાઇ સરકારમાં અપીલ થતાં ઠરાવ્યું કેઃ— "**વીસાજી** ઉડનજીને તેનો જાત મુચરકો લઇને છોડી મૂકવો અને દંડના રૂ. ૧૦૦૦ માંથી કમતી કરીને રૂ. ૫૦૦ કરવા અને મરણ પામેલા **થરાજના** ત્રણ સખસોમાંના પ્રત્યેકને રૂ. ૧૦૦ માથાના આપવા. [નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૮૫૩ તા. ૨૮ માર્ચ સને ૧૮૪૨. ]

જસદણ (કાઠીયાવાડ)ના મરણ પામેલા મેમણ ઇસ્માયલના માથા બદલ બદલો મળવા ઇસ્માયલના વારસોના દાવાના કામે નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કેઃ—જ્યાંસુધી વારસો માગણી ન કરે ત્યાંસુધી તેમને જબરીથી તે આપવા કશી જરૂર નથી; પરંતુ જ્યારે તેઓ એ જમીન માગે ત્યારે તે તેમને મળવી જોઇએ. આ વિષે **આલા** ખાચરને સ્પષ્ટ રીતે ખુલાસો કરવો જોઇએ અને સ્ટેટ ઉપરથી જપ્તી ખસેડતા પહેલાં જમીનને નીશાન નાખી દેવાં. નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૧૫૫૦ તા. ૧૯ જુન સને ૧૮૫૮.

વાઘેર લોકો સાથેની લડાઇમાં બતાવેલી બહાદુરી ભરી નોકરીની કદરમાં **સૈયદઅલવીને** આપવાની બક્ષીસના કામે નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કેઃ—"નામદાર ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ અત્યંત સંતોષની સાથે રૂ ૫૦૦)ની ખિલત સાથે "**ખાનબહાદુર**" નો ખિતાબ જમાદાર મોસુફને આપે છે. વળી **સૈયદઅલવીના** તરફથી બાંધવામાં આવેલું લશ્કર જેના ઉપરી પણ તે છે તે લશ્કર રાખનારા રાજાઓ તરફથી દરમાસે રૂ. ૫૦ નું સ્પેસીયલ એલા-ઉન્સ **સૈયદઅલવીને** આપવું જોઇએ. [મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૧૮૫ તા. ૧૮ ફેબ્રુ-આરી સને ૧૮૬૮.]

ઇડરના મહારાજા ગંભીરસિંહજીના પાટવી કુંવર ઉમેદસીંહજીનું લગ્ન ઘેરોળના ઠાકોર **રતનસીંહ** ચૌહાણની દીકરી તથા બીજી **માણસાના** ભાયાતની દીકરી વગેરે સાથે થયું હતું. કુંવર ઉમેદસીંહજી શીતળના રોગથી ઇ.સ. ૧૮૨૪માં મરણ પામ્યા. આ મરણની ખબર સાંભળી ઇડરનો એક બ્રાહ્મણ હતો તેને ચિંતા થઇ કે હવે રાજની કેવી વલે થશે તેથી તેણે કોડી સાથે માથુ પછાડયું તેવામાં તેના ઉપર લોઢાનો દશશેરો કોઠી ઉપરથી ગબડી પડયો તે તેના ઉપર પડયો તેથી માથુ ફૂટી ગયું અને તે મરી ગયો. મહારાજે મરનાર બ્રાહ્મણોના વારસોને **માથાસુખ** ગામ કુપાવતો પાસેથી લીધુ હતું તે લખી આપ્યું છે તે આજે પણ તેના વંશ વાળા ખાય છે.*

રાજાઓ, ભાયાતો અને ગીરાસીયાઓ તરફથી તેમની દીકરીઓના લગ્ન પ્રસંગે

**કન્યાદાન.**

કન્યાદાનમાં અમુક જમીન આપવામાં આવે છે. એવી જમીનને કન્યા-દાનમાં આપેલી જમીન કહેવાય છે. આવી જમીનનો ઉપયોગ કન્યા અને તેના વારસો મરજીમાં આવે તે પ્રમાણે કરી શકે છે.

**કુંવરબાઇને** તેના બાપ **ચોમલા** ખાચરે કેટલીક જમીન કન્યાદાનમાં આપી હતી. બાપના મરણ પછી કુંવરબાઇના ઓરમાન ભાઇ તથા એક ઓરમાન ભાઇના દીકરાએ મળી આ કન્યાદાનમાં પોતાના બાપે આપેલી જમીન પાછી મળવા દાવો કર્યો. આસીસ્ટન્ટ

* રાસમાળા ભાગ ૨ જો પાનું ૨૧૬–૨૧૭.

પોલી. એજન્ટ સ્ટેઇસ સાહેબે ઠરાવ્યું કેઃ—બક્ષીસનો દસ્તાવેજ સને ૧૮૫૬ નો છે તે પુરાવાથી સાબીત થયેલો છે અને તે પછી સને ૧૮૭૬ સુધી બીન તકરારી કબજે કુંવરબાઇનો હતો. માટે જમીન કુંવરબાઈના કબજે રહેવી જોઇએ. આ ઠરાવ ઉપર પોલી. એજન્ટ તરફ અપીલ થતાં કર્નલ વેસ્ટ સાહેબે ઠરાવ્યું કે કાઠી જમીનદારોનું હીત ફક્ત તેમની જીંદગી સુધીનું છે અને તેમના દીકરાઓ મિલ્કતની સરખી વ્હેંચણી કરાવવા હકદાર છે. બાપનો જાગીરમાં જીંદગી સુધીનો હક્ક છે તેથી બાપ તરફથી અપાયેલ જમીન તેના દીકરા પાછી લઇ શકે છે. આ ઠરાવ ઉપર નામદાર મુંબાઇ સરકારમાં અપીલ થતાં ઠરાવ્યું કેઃ—લગ્ન એ કિમતી અવેજ છે. વિશેષ કરીને આ મુલકમાં જ્યાં કે નાતના પ્રતિબંધનોથી દીકરીને પરણાવવી એ મુસ્કેલ થઇ પડે છે. વડીલોપાર્જીત મિલ્કત માટેના બાપના ભાગની કિમતની અંદર કન્યાદાનનું બક્ષીસ થયું હોય તેને એટલા માટે એવા સબબ પરથી પુષ્ટિ મળે કે અવિભક્ત કુટુંબ માંહેનો હરકોઈ આસામી પોતાનો ભાગ અવેજ માટે માંડી શકે. એમ ઠરાવી કન્યાદાનમાં આપેલી જમીન કુંવરબાઇના કબજે રાખવા હુકમ કર્યો. ( મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૫૬૨૪ તા. ૨૩ અકટોબર સને ૧૮૮૪. )

કાઠીયાવાડ એજન્સીમાં આવેલા કોટડાપીઠાના એક ભાગદાર વાળાકાંધા માણસીયાએ પોતાની દીકરી રાઇબાઇને કન્યાદાનમાં ખેતર, વાડી, મકાન અને ખેડુતોનાં ઘરો કાયમને માટે બક્ષીસ આપી તે બાબતનો દસ્તાવેજ રજીસ્ટર કરી આપેલ. બાદ બક્ષીસ આપનાર નિઃપુત્રક ગુજરી જવાથી તેની મિલ્કત તેના નજીકના સગાઓને વારસામાં મળી. તાલુકદારોનું તેમની જીંદગી પર્યંતજ તાલુકામાં હિત રહેલું છે તેથી કાંધાવાળાના મરણ પછી કન્યાદાનનો દસ્તાવેજ નિરર્થક છે એમ ઠરાવી લેવા બાઇ રાઇબાઇ સામે દાવો થયો. આ કામમાં કાઠીયાવાડ જ્યુડીશિયલ કોર્ટે ઠરાવ્યું કેઃ—આવી દીકરીને તેણીનું યોગ્ય રીતે ભરણપોષણ થઇ શકે તે માટે તેણીને તેણીના બાપ તરફથી જમીન બક્ષીસ આપવાનો રીવાજ છે. આ એક જાણીતો રીવાજ છે અને સરકારે પણ ઠરાવ ક. ૪૧૯૦ તા. ૨૦-૬-૧૯૦૮ તથા નંબર ૫૬૨૪ તા. ૨૩-૧૦-૧૮૮૪ તથા નંબર ૩૭૯૫ તા. ૬-૭-૧૮૮૬ અને નંબર ૬૦૪૬ તા. ૬-૮-૧૮૯૧ ના રૈઝોલ્યુશનોથી મંજુર રાખેલ છે. તેથી વાદીની માગણી નામંજુર કરવામાં આવી. અને કન્યાદાનમાં આપેલી મિલ્કત ઠરાવ પ્રમાણે કાયમ રાખી કાઠી માણસુર લખમણ વિ૦ બાઇ રાઇબાઇ. ( ૧૮ કાઠી. લો૦ રી૦ પૃ૦ ૩૫૫ ).

હાથગરણામાં આપેલી જમીનનો દાવો કેવા સ્વરૂપનો ગણવો એ તકરારના કામે ઠરાવ્યું કેઃ—હાથગરણા તરીકે આપેલ જમીન તાલુકદારે ખાલસા કરવાથી તેવી જમીન માટે દાવો આવેલ હોય તો તેવો દાવો પોલીટીકલ સ્વરૂપનો દાવો છે " પોલીટીકલ " એ શબ્દ અમુક સરતોને લઇને જે દિવાની દાવાઓ એજન્સીની કોર્ટથી સાંભળવામાં આવે છે તે દાવાઓને લાગુ થાય છે. મુંબાઇ સરકારનો ઠરાવ નં. ૭૨૫૩ તા. ૪-૧૧-૧૯૦૯ અપેલેન્ટ બાઇ. કમરીબાઈ ( ૨૦ કાઠી. લૉ. રી. પૃષ્ટ ૧૪૫ ).

**સલામીયા જમીન.** વાંટા તથા ગીરાસ સીવાય કેટલીક જમીન રજપૂત, કોળી, ઠાકરડા, મુસલમાન વગેરે તરફ હોય છે. આ લોકો જાતના તોફાની હોવાથી આજુબાજુના ગામના લોકો અગર ગામના લોકો તેમને જમીન આપે છે. આ જમીનનો પુરો આકાર તે આપતા નથી. જો જમીનનો ધારણ કરનાર તોફાની હોય તો તે સલામી આપતો નાહ, અગર તો ઘણી થોડી આપતો. જો તે નબળો

હોય તો તેના પ્રમાણમાં તેની પાસેથી સલામીની રકમ લેવામાં આવતી હતી. આ લોકો જાતે દરિદ્રી અને અનાડી હોવાથી બીજા ખેડુતો માફક સારી રીતે ખેતી કરતા હોતા નથી તેથી તેમની પાસેથી જમીનનો પુરો ધારો લેવામાં ન આવતાં જુજ રકમ લેવા વહીવટ કોઇ કોઇ વખતે ચાલતો હતો; પણ આવી જમીન ઉપર સરકાર હક્ક છે એમ બતાવવા સરકારમાં નજર ( સલામી ) તરીકે કાંઇ રકમ લેવામાં આવતી હતી. આ સલામીયા જમીનના ધારણ કરનાર આ જમીન વેચાણ, ગીરવી અગર બક્ષીસ આપી શકે છે. સલામી એ કાંઇ વિઘોટી નથી તેમ તેનો દર એક સરખો હોતો નથી. માત્ર વાંટાની જમીન ઉપર રાજ્ય સત્તા ચિન્હ તરિકે જે જે જુજ રકમ સરકારમાં લેવા ઠરાવ્યું હતું તે સલામી એ નામથી ઓળખાતી.+

**ઈનામીયા જમીન.** ઈનામ એ બારખળી જમીનનો એક સામાન્ય પ્રકાર છે અને તે અરબી ભાષાનો શબ્દ છે. તેનો મૂળ અર્થ ભેટ, બક્ષીસ અથવા નજર કરવું એવો થાય છે. અર્થાત સામાન્ય સમજ પ્રમાણે કોઇપણ જાતની અથવા પ્રત્યેક પ્રકારની જે બક્ષીસ અથવા જે કાંઇ વસ્તુ સ્વાધિન કરવામાં આવી તે ઇનામ છે. જાગીર, વતન, મોગલાઈ, વજીફા એ સઘળાં ઈનામ ગણાય. હાલ ઈનામ એ સંજ્ઞાનો પ્રતિબંધક અર્થ એવો કરવામાં આવે છે કે સરકાર ધારો કિંવા કીરાયુ ભર્યા વગર વંશપરંપરા ચલાવવામાં આવતી જમીનરૂપી બક્ષીસ.

એક સીયા મુસલમાને નીઝામ સરકારે ભરણપોષણ માટે કેટલીક બક્ષીસ આપેલી. જ્યારે વરાડ પ્રાંત બ્રિટિશ સરકારના કબજે આવ્યો ત્યારે બ્રિટિશ સરકારે બક્ષીસ મેળવનારના બે પુત્રો અને તેઓના "પુરૂષ વંશજો" માટે હમેશના માટે ચાલુ રાખી સરટીફીકેટ આપ્યું. તે ઉપરથી તે વારસોએ સીધી લીટીના વારસો તથા અવીભક્ત ભાઈઓ માટે ઈનામ ચાલુ રાખવા અરજ કરી. તે કામે નામદાર પ્રીવી કાઉન્સીલે (મધ્ય ભાગના જ્યુડીશીયલ કમીશ્નર સાહેબના ઠરાવ સામેની અપીલમાં) ઠરાવ્યું કેઃ—"સરકારે આપેલ બક્ષીસ પુરૂષ વંશજો સંબંધમાં સંદિગ્ધ શબ્દોમાં હોવાથી પુરૂષ વંશજો હયાત હોય ત્યાંસુધી સીધી લીટીના વંશજો ( સ્ત્રીઓ સહિત ) ને આપેલ બક્ષીસ તરીકે ગણી શકાય નહિ. ઉપરના નિયમો જે રીતે બક્ષીસ આપવાનું ઠરાવેલ છે તેના કરતાં તફાવતવાળી સરતોથી બક્ષીસ આપવાને સરકારને અટકાયત કરતા નથી. સુબાનઅલી વી૦ ઇમામી બેગમ ( ઇ૦ લો૦ રી. ૫૨ કલકત્તા પૃ૦ ૯૭૧ ).

ઈનામ બક્ષીસવાળી જમીનમાં ખનીજ પદાર્થ તથા ખાણ નીકળે તો બક્ષીસના આધારે તે ઉપર ઇનામદારનો હક્ક પહોંચે છે કે કેમ ? એ સંબંધમાં નામદાર મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ્યું છે કેઃ—"બક્ષીસના ખરા અર્થ પ્રમાણે ખાણો અને ખનીજ સંબંધમાં બક્ષીસ લેનારને સંપૂર્ણ હક્ક પ્રાપ્ત થતો નથી. (૨) બક્ષીસની સરતો, કામમાં પુરાવામાં હોવાથી ઇનામના હક્ક, દસ્તાવેજો અથવા લેન્ડ એક્વીઝીસનનું પ્રોસીડીંગ તેની અસર સંબંધમાં કાંઈ પણ પુરાવો નથી. સેક્રેટરી ઓફ સ્ટેટ વી. શ્રી નીવાસ ચેટીયર ( ઇ૦ લો૦ રી૦ ૪૪ મદ્રાસ પૃષ્ટ ૪૨૧ ).

+ વડોદરા પ્રાંત સર્વે સંગ્રહ પુષ્ટ ૩૭૬.

સરંજામદારનો હક્ક તેના કુટુંબના સૌથી મોટા મેમ્બરને વારસાની રૂઈએ મળતો હોય તેવા સરંજામદારે ગામની અમુક જમીનમાં ગીરાસી અને ઇનામી હક્કો બક્ષીસ આપ્યા હોય તો તે વારસને બંધનકારક છે. સખારામ વિ૦ શ્રીબંકરાવ ( ૨૩ મુ૦ લો૦ રી૦ પૃ૦ ૩૧૪ ).

ઇનામદારની ઇનામીયા જમીનના લોકલ સેસની બાબતમાં નામદાર મુંબાઇ હાઈકોર્ટે ઠરાવ્યું છે કે:—સને ૧૮૨૭ ના ૨૭ મા રેગ્યુલેશન, ૧૯૬૫ ના મુંબાઇ એકટ નં. ૧ તથા સને ૧૮૭૯ ના એકટ નંબર ૫ એ સઘળામાં આપેલી વ્યાખ્યા મુજબ ઇનામદાર "વરિસ્ટ ધારણ કરનાર" થાય છે. માટે ૧૮૬૯ ના મુંબાઇના એકટ નં. ૩ ની કલમ ૮ પ્રમાણે લોકલ ફંડ આપવાને તે પ્રથમ જવાબદાર છે. લોકલ ફંડની રકમ જમે લેવા સારૂ થયેલો ખર્ચ વસુલ કરવા વિષે કાયદામાં ઇનામદારને અધિકાર આપવાની કંઇ કલમ નથી. સેક્રેટરી ઓફ સ્ટેટ વિ૦ નાતુ. (ઇ૦ લો૦ રી૦ ૧૭ મુંબાઇ પૃષ્ટ ૪૨૨.)

ઇનામદારના અધીકાર સંબંધે ઠરાવ્યું કે કોડ પ્રમાણે જે અધિકાર સરકારને છે તે ઇનામદારને પ્રાપ્ત થાય નહિ. ( બા. કે૦ ૧૯૮ સર્વોત્તમ વિ૦ સખારામ. ૧૮૯૩ ).

ઇનામદારની જમીન ઉપર જે હક્ક હોય તેનાથી વધારે હક્ક બીજાને આવી શકશે નહિ. ઇનામદારનું મૃત્યુ થવાથી જે ધારણ કરનારના કબજામાંની જમીન ખાલસા થવાને પાત્ર હોય તો તે જમીન જે ધારણ કરનારના ગીરેદારના કબજામાં હોય તોપણ ધારણ કરનારના મોતના કારણથી અને જમીન ખાલસા થવાથી તે જમીન ઉપરના હક્ક બંધ થાય છે. તેમજ જમીન સંબંધે પેટા હક્કો પણ રદ થાય છે. પરંતુ જમીન ખાલસા થવાથી કબજો ખસેડી નાંખવો એમ નથી. એનો હમેશાં એવો અર્થ લેવામાં આવે છે કે ખરેખરો કબજેદાર જ્યાંસુધી તે જમીનનો પુરેપુરો ધારો ભરવામાં કસુર કરે નહિ ત્યાંસુધી તે જમીન તેના કબજામાં રહેવા દેવી. (મુંબાઈ સરકારનો ઠરાવ નંબર ૫૯૫૩ તા. ૧૧ મી અગસ્ટ સને ૧૮૮૮),

ઇનામદારને સ્ટેમ્પની લાગતમાંથી મૂક્ત કરવાના સંબંધમાં ઠરાવ્યું છે કે ઇનામદારને લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૮ મુજબ કમીશન આપ્યું હોય તો તેવા કામે કલમ ૯૮ મુજબ કલેકટરને રીપોર્ટ કરતાં સ્ટેમ્પની જરૂર નથી ( સરકારી ઠરાવ નંબર ૬૮૭ તા. ૧૧–૨–૧૮૮૨ ).

# ઈનામદારની ઈનામીયા જમીનની સાંથ વધારવા બાબત.

દાવાની તારીખ પહેલાં પાંચ વરસથી પ્રતિવાદીએ સાંથની રકમ આપેલી નહિ તેથી પટાની સરત રદ થાય છે. એમ જણાવી પટે આપેલી જમીનના કબજા માટે પ્રતિવાદી સામે વાદીએ દાવો કર્યો. પ્રતિવાદીયે કોર્ટમાં ત્રણ વરસની સાંથ રજુ કરી અને પટો રદ કરવાની સરતમાંથી પોતાને મુક્ત કરવા જણાવ્યું. નીચલી કોર્ટે પ્રતિવાદીની માગણી મંજુર રાખી. વાદીનો દાવો કાઢી નાંખ્યો. તે.ઉપર વાદીયે અપીલ કરવાથી નામદાર મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ-ચડેલી તમામ રકમ વ્યાજ સાથે આપવાથીજ પટો રદ કરવાની સરતમાંથી તેને મુક્ત કરી શકાય, એમ ઠરાવી નીચલી કોર્ટના ઠરાવમાં ફેરફાર કર્યો. **વાસુદેવ** ઉદાપા વિ. કૃષ્ણુ ઉદાપા. (ઇ. લો. રી. ૪૪ મદ્રાસ પૃ. ૬૨૯).

અમુક ગામની મહેસુલનો સરકારી રાજભાગ ઇનામદારને બક્ષીસ મળ્યો હતો. તે જમીન વાવનાર ઇનામદારનો કાયમનો ખેડુત હતો. એ ગામની સર્વે થઇ. સેટલમેન્ટ દાખલ કરવામાં આવ્યું અને નોંધેલા ધારણ કરનાર તરીકે ઇનામદારનું નામ દાખલ થયું. તે પછી વધારે સાંથ લેવા ઇનામદારે ખેડુ સામે દાવો કર્યો. એ કામમાં નામદાર મુંબાઇ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ—જમીન મહેસુલ કાયદાની કલમ ૨૧૭ નોંધેલા ધારણ કરનારનેજ લાગુ થાય છે એમ નથી. ધારણ કરનારની વ્યાખ્યામાં જમીન ધારણ કરનારા પાસેથી જે ખેડુતે કબજો મેળવેલો હોય તેનો પણ સમાવેશ થાય છે. આ પ્રમાણે હોવાથી જમીન મહેસુલના કાયદા પ્રમાણે માત્ર ઠરેલી રકમ લેવાજ વાદી હક્કદાર છે એમ ઠરાવી ખેડુની અપીલ મંજુર કરી. **નાનાભાઈ** વી. **ખેડાના** ક્લેક્ટર ( ૧૨. મુ. લો. રી. પૃ. ૭૦૭ તથા ૩૪ મુ. ૬૮૭).

વાદી જમીનદાર હતો; ખેડુત તેની જમીન વાવતો હતો તે જમીન ઈનામીયા હતી. સાંથના કરારમાં સુકા પાકની સાંથ મુકરર કરવામાં આવી હતી અને ભવિષ્યમાં ભીનો પાક કરવામાં આવે તો વધારે દર આપવા સંબંધી કરારમાં કાંઇ લખ્યું ન્હોતું અને આગળ જતાં જમીનદારની કોઇપણ મદદ સીવાય ભીનો પાક કરવામાં આવ્યો તેથી ભીના પાકનો જુદો ધારો એટલે સાંથનો વધારે દર માગવાથી ખેડુએ તે સામે વાંધો લીધો. તે કામમાં નામદાર મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ--જમીનદારના તેવી સાંથ માટેના દાવા સંબંધમાં હરકત લઇ શકાય નહિ. જમીનદાર મદ્રાસનો સાંથ વસુલ કરવાનો કાયદો ૧૮૬૫ નો ૮ મો છે તેની કલમ ૩ પ્રમાણે વધારે દર માટે હક્કદાર છે અને સ્થાનીક રીવાજ પ્રમાણે દર મુકરર કરવા માટે તપાસ કરવાની જરૂર નથી. વેકાટાનરાસીમહાનાપુંડુ વી. કસરાનેવીચીનાબાપયા ( ઇ. લો. રી. મદ્રાસ પૃ. ૧૨).

ઇનામી ગામના ગીરાસદાર લોકો ઠરાવેલા દર પ્રમાણેજ જમીન ધારણ કરે છે એવો પોતે હમેશાં દાવો કરી શકશે નહિ. રીવાજ પ્રમાણે જે મર્યાદા ઠરી હશે તે મર્યાદાની અંદર ઇનામદાર ગણોત વધારી શકશે. **વિશ્વનાથ ભીખાજી** વી. **ધોંડયા** ( ઈ. લો. રી. ૧૭ મુ. પૃ. ૪૭૫ ).

ઇનામી અથવા ધર્માદા અથવા ખેરાતી બક્ષીસ મરજીમાં આવે ત્યારે પાછી લઇ શકાય. બાંટવા વીગેરેના તાલુકદારો વી. પીરજાદા બડામીયાં ખલફસામીયાં ( ૧૯ કડી. લો. રી. પૃ. ૨૮૭ ).

ક્રાઉનગ્રાન્ટ એક્ટની કલમ ૬ પ્રમાણે મંજુરી મળેલી ન હોય ત્યારે ન્યાયાધીશીને ઇનામી ગામ જપ્તીમાં લેવાનો હુકમ કરવા સત્તા નથી. ( ૧૩ વડોદરા લો. રી. ૩૨૮ તથા ૩૩ વડોદરા પૃ. ૬૯૩).

**વજીફા.**

કોઇ પણ દાનપાત્ર માણસને જમીન આપવામાં આવે ત્યારે જો દાનપાત્ર હિન્દુ હોય તો જમીન ધર્માદા કહેવાય છે; અને દાનપાત્ર મુસલમાન હોય તો વજીફા કહેવાય છે. આવી જમીન ગીરવી, વેચાણ અગર બક્ષીસ આપી શકાય છે. વેરા ભરનારાઓમાંથી વજીફા જમીન ધારણ કરનારા મૂક્ત હતા. +

**ગીરો ન છોડાવી શકાય એવી વેચાણીયા ઘરાંણીયા જમીન.**

સરકારી જમીન એટલે સરકાર હક્ક ભરનારી જમીન કોઇ માણસને ગામના પટેલો સરકાર મંજુરી વગર વેચાણ અગર ગીરવી આપતા; અને તે ઉપર સરકાર હક્ક લેવાનુ બંધ કરતા તેવી જમીન વેચાણીયા અગર ઘરાંણીયા કહેવાય છે. જુના વખતમાં જ્યારે ગામનો જમાંબંધી આંકડો ખાતેદારોથી પુરો ન થઇ શકે અગર તો હરામખોરોનાં પગલાં વગેરે આવવાથી વળતર આપવું પડે તે વખતે ગામના મતાદાર પટેલો સરકારી જમીન સરકાર પરવાનગી વગર વેચાણ અગર ગીરવી આપતા. ઇજારા વહીવટના સબબે ઇજારાની રકમ સરકારમાં આપવી એટલુંજ બસ હતું. તે સબબે પટેલો અંદરખાને આવી ગોઠવણ કરી શકતા. ગીરવી કે વેચાણ આપેલી જમીન સરકાર હક્ક ભરવામાંથી બાતલ થતી અગર તો તે જમીન ઉપર જુજ સલામી લેવાનો કરાર કરતા હતા. કડી પ્રાંતમાં "ગીરવી" શબ્દના બદલે "અડાંણે" શબ્દ વપરાતો તેથી ગીરવી જમીનને કડી પ્રાંતમાં અડાણીયા જમીન કહેવામાં આવે છે.

**વતન.**

મહાલના વતનદારમાં " ગુજરાતમાં-દેસાઇઓ, મજમુનદારો, દક્ષિણમાં-દેશમુખ, દેશપોન્ડે; એ નામથી જમીન ધારણ કરનારા ગણાય છે. એઓ ઠરાવેલી હદ સુધીના મહાલોમાં વંશપરંપરાના " મહાલ વતનદાર " કહેવાય છે. ગામ વતનદારમાં " ગુજરાતમાં પટેલો અને તલાટી જ્યારે દક્ષિણમાં કુલકરણી કહેવાય છે " કુલકરણીએ ગુજરાતના તલાટી અને મહેતાની બરાબરના છે, ફેર એટલોજ કે દક્ષિણના કુલકરણીનો હોદ્દો વંશપરંપરાનો ગણેલો છે, અને ગુજરાતના મહેતા તલાટીને તેમ હોતું નથી અને તે બધા ગામ વતનદાર ગણાય છે. ઉપર જણાવેલા મુખ્ય મહાલ વતનદારો માફી ધારામાં ચાલતી જમીનો અનાજ તથા રોકડ તથા જુદા જુદા પ્રકારના હક્ક દસ્તુરી લવાજમ ખુંટાવેઠ વગેરેથી પોતાના ઉત્પન્નનું સાધન કરતા. નામની વ્યાખ્યા જોઇયે તો ગુજરાતમાં ગામ કહેવાય છે જેને દક્ષિણમાં " ગાવ " બોલાય છે.

---

+ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ. ૨૩૭.

એક વતનદારે વતનની જમીન બીજા માણસને ગીરો આપી. મુદ્દત દરમિયાન ગીરો નહિં છોડાવવાથી તેનો હક્ક નષ્ટ થયો. ગીરો આપનાર વતનદારના દીકરાએ એ જમીન ત્રીજા માણસને કાયમ વેચાણ આપી. અને વેચાણ રાખનારનું મુલકી દફતરમાં ખાતુ પડયું. આ પ્રમાણે વેચાણ રાખનાર વતનદાર કહેવાય કે કેમ ? એ સવાલ ઉપસ્થિત થતાં નામદાર મુંબાઇ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ—વંશપરંપરાની નિમણુંકના કાયદાની કલમ ૫ પ્રમાણે ગીરોદારને અગર તો કાયમના પટે રાખનારને વતનદાર કહેવાય નહિં. ( ગણુપતરાવ ભવાનરાવ વિ૦ ગણેશ વિષ્ણુ. ૨૮ મુ૦ લો૦ રી૦ ૩૯૧ ).

વતન મિલ્કતમાં કુટુંબનો હક્ક પહોંચે છે કે કેમ ? એવો દાવો આવતાં નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કેઃ—કુલકરણી વતનની નોકરીના બદલામાં સરકારે બાંધી આપેલ રોકડ નિમણુંક ઉપર ફક્ત વતનદાર અને તેના કુટુંબના મેમ્બરોનોજ હક નથી; પરંતુ વતનની જેમ નિમણુંક ઉપર તમામ એકંદર કુટુંબનો હક્ક છે. વામન બળવંત વિ૦ જગન્નાથ ગોવિંદ. ( ૨૮ મુ૦ લો૦ રી૦ ૫૫૬ )

દેસાઇની વાડિની જમીન બાબત જેતપુર ભાગદારો વિ૦ જુનાગઢ રાજ્યના કામ સંબંધે નામદાર મુંબાઈ સરકારે ઠરાવ્યું છે કેઃ—જુનાગઢનો દાવો એવી દલીલ ઉપરથી રચાયો છે કે, નવાબસાહેબને સર્વોપરી સત્તા છે. અને દીલ્હીના બાદશાહના પ્રતિનિધિ છે. પરંતુ આ તકરાર ચાલી શકે તેવી નથી. સર્વોપરી સત્તા જોકે એક વખત દીલ્હીના બાદશાહોની હતી તે હાલ જીતથી બ્રિટિશ સરકારને પ્રાપ્ત થઇ છે. એથી વચલા માલીક તરીકે નવાબ સાહેબ દેસાઇઓ પાસેથી તાબેદારપણું કે નોકરી માગી શકે છે. કંઇ સર્વોપરી રાજા તરીકે નહિં. પરવાના ઉપરથી જણાય છે કે આ જમીન ઉપરનો કબજો સાધારણ ઈનામી પ્રકારનો છે તેથી તે દેસાઇની મિલકત છે. અને પક્ષકારો અથવા તે પૈકીના એકની તરફથી નહિં પણ સર્વોપરી સત્તા બ્રિટિશ રાજ્યની તરફથી તે કબજો ધરાવે છે. તેથી માલકીના હક્ક દેસાઇના ઠરાવવામાં આવે છે. અને તે ઉપર હકુમત જેતપુર કાઠી ભાગીદારોની ઠરાવવામાં આવે છે. ( મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૪૨૫ તા. ૨૨ જાનેવારી સને ૧૮૭૩ ).

દેસાઇગીરીના હક્કની વ્યવસ્થા સંબંધે ઠરાવ્યું કેઃ—સુરત ડીસ્ટ્રીકટમાં દેસાઇગીરી હક્કની વ્યવસ્થા થઈ શકે છે. ગુજરાત પ્રાંતમાં સને ૧૮૭૩ની આસપાસમાં થયેલા સર્વીસ કોમ્યુટેશન સેટલમેન્ટની રૂએ જે વતન ધારણ કરવામાં આવે છે તે પણ સામાન્ય રીતે વ્યવસ્થા થઇ શકે તેવા છે. ખુશાલભાઇ વિ૦ દુલભભાઇ. ( ૨૩ મુ૦ લો૦ રી૦ ૩૦૪ )

છેલ્લા વતનદારની દીકરી સ્ત્રી વતનમાં ભાગ લેવા હક્કદાર છે કે કેમ ? આ કામમાં નામદાર મુંબાઇ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ—ચાકરીયાત જમીન કે જેના સંબંધમાંજ માત્ર સને ૧૮૮૬નો વતન એકટ લાગુ પાડવામાં આવેલ છે, તેવા પ્રકારની વાદવાળી જમીન નથી. જેથી સદર કાયદાની કલમ ૨ ને લીધે વાદી બાઇનો દાવો ચાલવાને હરકત આવતી નથી. ઉપર પ્રમાણે ઠરાવીને પ્રતિવાદીઓ કે જેઓ ભાગ આપવાની ના કહેતા હતા તેમની તકરાર નામંજુર કરી. દ્વારકાદાસ વિ૦ બાઇ જેકોર. ( ૨૦ મુ૦ લો૦ રી૦ પૃ૦ ૯૮૩ ).

વતનદારને આપેલી વતનની જમીન રાજ્યના હીસાબની બક્ષીસ કહેવાય કે જમીનની બક્ષીસ કહેવાય ? અને વતનની જમીનમાં ખનીજ પદાર્થ તથા ખાણુ નિકળે તેનો સમાવેશ

થાય કે કેમ ? આ પ્રકારના દાવાના કામે થયેલ ઠરાવ સને ૧૭૩૪માં મરાઠા રાજકર્તાએ બક્ષીસ લેનારને નોકરીના બદલામાં ભરણપોષણ માટે આખુ ગામ ઇનામમાં આપ્યું. ઇનામના લેખમાં "હક્કદાર અને ઇનામદારના હક્ક સીવાય કુલ બાગ અને કલકનુન (તમામ કર અને ધારા) એ શબ્દો વાપરેલા હતા. સને ૧૮૫૮માં ઇનામ કમિટીએ સદર ગામ બક્ષીસ લેનારના વંશજોને તેજ શરતોથી ચાલુ રાખ્યો. સને ૧૮૬૪ની સાલમાં નોકરીના બદલામાં સરકારને વાર્ષિક ઉચક રકમ આપવાનું કબુલ કરીને ગોરડનના સેટલમેન્ટની લાઈનમાં સેટલમેન્ટ ઈનામદારે કબુલ રાખ્યું.

મુંબઇ ઇલાકામાં ઇનામ અને સરંજામના પ્રસંગે કાંઇ પણ વીરૂદ્ધ દર્શાવનારી હકીકતના અભાવે તેવી બક્ષીસ મહેસુલના બાદશાહી હિસ્સાની બક્ષીસ હોવાનું સાધારણ રીતે અનુમાન થાય છે; અને તે જમીનના તળની બક્ષીસ છે, એવું સુચવવા માટે તેવા સ્પષ્ટ શબ્દોની જરૂર છે. જમીનના તળની બક્ષીસ દર્શાવવા માટે પાણી, ઘાસ, લાકડું, પત્થર, ખાણ અને છુપો ખનીજ વગેરે પ્રકારના સાધારણ શબ્દો વાપરવામાં આવે છે; પરંતુ સદર શબ્દોની ખામીના લીધે બક્ષીસ માત્ર મહેસુલના બાદશાહી હિસ્સાનીજ છે એવું ખસુસ કરીને સ્થાપિત થતુ હોવાનું ગણી શકાય નહિ. તેથી ઠરાવવામાં આવે છે કે વાદવાળી બક્ષીસ માત્ર મહેસુલના રાજ્યના હિસ્સાની બક્ષીસ ન્હોતી; પરંતુ જમીનની બક્ષીસ હતી. [ ૧૦ મુ. હા. કો. રી. ૪૭૧ અનુસરવામાં આવ્યો ] અમૃત વી. હરી [ ૨૨. મુ. લો. રી. પૃ. ૨૭૩ ]

મુંબાઇના વંશપરંપરાના હોદ્દાઓ બાબતનો એક્ટ સન ૧૮૭૪નો ૩જો તેની કલમ ૩૮માં વતન સંબંધે નીચે પ્રમાણે જણાવ્યું છે.

વારસ વકીલ વતનદારે ચાકરી કરવાની મુદત હેઠળ લખ્યા પ્રમાણે જોઇએ. ચાકરી એકજ વખતે હોય તો ચાકરીની મુદત હયાતી સુધીની જોઇએ અને વારાફરની હોય તો તે મુદત કલેકટરે ઠરાવવી પણ આ મુદત ૫ વરસ કરતાં ઓછી અથવા દશ વરસ કરતાં વધારે હોવી ન જોઇએ.

વડોદરા રાજ્યમાં વતનની જમીનને કોથળીસાંથ બાંધી આપવા બાબત નિયમો સને ૧૯૦૩માં થયેલા છે તેમજ વતનની નોકરીની કપાત કરવાના ધારણ બાબત સંવત ૧૯૮૧માં વટ હુકમ નં. ૨૫ તા. ૩-૨-૧૯૨૫ નો થયેલો છે.

**દુમાલા જમીન.** જુના વખતમાં લશ્કરી નોકરી કરવા માટે ઇનામી ગામો આપવામાં આવતાં તે "દુમાલા" નામથી ઓળખાતાં. વડોદરા રાજ્યમાં દુમાલા ગામ સંવત ૧૯૨૪-૨૫ માં ખાલસા કરી તેના બદલે રોકડ નિમણુંકો બાંધી આપવામાં આવી હતી. જ્યારે બ્રિટિશ ડીસ્ટ્રીકટમાં દુમાલા જમીન ધારણ કરનારા હસ્તી ધરાવે છે.

આવા જમીનદારોમાં અમદાવાદ જીલ્લો, પંચમહાલ, ખેડા જીલ્લો, ભરૂચ જીલ્લો, અને સુરત જીલ્લો એમાં આવેલા ઠાકોરો છે. દુમાલા જમીન ધારણ કરનારા પૈકી કેટલાકને લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૮ના આધારે અધિકાર આપવામાં આવે છે.

વડોદરા રાજ્યમાં ઇનામી ગામના ધારણ કરનારાઓને વિશેષ અધિકાર જમીન મહેસુલ નિબંધની કલમ ૬૬ના આધારે આપવામાં આવે છે. ઈનામી ગામ ધારણ કરનાર એ શબ્દમાં આંકડા બંદી, ફરતા આંકડામાં વિગેરે પરભાર્યા વહીવટમાં ગામો ધારણ કરનારનો સમાવેશ થાય છે. જુઓ આ. અ. ભા. ૨ પાન ૨૪૨.

**વાંટા અને ગીરાસ.**

જ્યારે મુસલમાન બાદશાહોએ નાના નાના ઠાકોરો તથા રાજાઓને જીતી લીધા ત્યારે તેમના ગુજરાન માટે કેટલીક જમીન તેમને કાઢી આપવામાં આવી હતી. આવી રીતે કાઢી આપેલી જમીન ગામનો ત્રીજો અગર ચોથો ભાગ હોય છે તેથી મૂળ ગામની વાટણી કરી મૂળ માલીકને જમીનનો જે ભાગ કાઢી આપવામાં આવ્યો હોય તેને "બાંટયા" એટલે વાંટા કહેવામાં આવે છે. તેમજ રાજા અગર ઠાકોરો જે ગામના માલીક હોય છે તે પોતાના ભાયાતોને આજીવીકા સારૂ જે જમીન કાઢી આપે છે તે જમીનને ગીરાસની જમીન કહેવામાં આવે છે. ગીરાસ શબ્દ સંસ્કૃત " ગ્રાસ " એટલે કોળીઓ એ ઉપરથી ઉત્પન્ન થયો છે અને તેથી કરીને આજીવિકા સારૂ જે જમીન આપી હોય તેને ગીરાસની જમીન કહેવામાં આવે છે આ જમીનના માલીક સાધારણ રીતે રજપૂત, કોળી, કાકરાડા તથા મોલેસલામ. મુસલમાન હોય છે. આ જમીનનું ઉત્પન્ન જમીન ધારણ કરનારને મળે છે. અને જમીનનો ઉપભોગ જમીન ધારણ કરનાર પોતાની મરજી માફક કરી શકે છે.×

**જીવારક જમીન.**

રાજ્યકર્ત્તાઓ જમીનદારો અને વાંટા ગીરાસ જમીન ધારણ કરનારાઓએ પોતાના ભાયાતોને નિર્વાહ માટે આપેલી જમીન ધારણ કરનારનો નિર્વંશ જાય તો તે જમીન જીવક આપનાર રાજ્ય તરફ પાછી જાય છે તેથી આવા પ્રકારની જમીન પરવાનગી વગર ગીરો વેચાણ થઈ શકતી નથી.

જીવારકની જમીન બે પ્રકારની છે (૧) બાંહેધરીવાળી અને (૨) બાંહેધરી વગરની. આ બે વર્ગની જમીન પૈકી બાંહેધરીવાળી જમીન શ્રેષ્ટ ગણાય છે. (ગીરાસ અપીલ નંબર ૧૮ સને ૧૯૧૭–૧૮ નો ગીરાસ અધિકારી વડોદરાનો ઠરાવ).

કાઠીયાવાડ એજન્સીના રાજ્યકર્ત્તાઓના ભાયાતોની જીવારકની જમીનનાં હક્કપત્રક કરવાનો સવાલ ઉપસ્થિત થતાં ભાયાતો અને મૂળ ગીરાસીઆના ગીરાસનાં હક્કપત્રક કરવા નામદાર મુંબાઇ સરકારના તા. ૨૬–૮–૧૮૭૩ ના ઠરાવથી સ્પેશીયલ રાજસ્થાનીક કોર્ટ સ્થાપવામાં આવી હતી, અને તેથી કાઠીયાવાડના ભાયાતો વગેરેની જમીનનાં હક્કપત્રક થયેલાં છે પરંતુ રેવાકાંઠા, મહીકાંઠા અને બનાસકાંઠા એજન્સીના રાજ્યકર્ત્તાઓના ભાયાતો સંબંધે તેવી કાંઈ તજવીજ હાલસુધી થયેલી નથી. જેથી તકરારના અંતે પુરાવા ઉપર ધ્યાન આપી યોગ્ય તે ઠરાવ થાય છે.

કેટલાક તાલુકદારો પૈકી એકને અધિકાર આપેલ હોય ત્યારે વીલેજ પોલીસ ઉપરના અધિકાર માટે ભાયાતે માગણી કરવાથી નામદાર મુંબાઈ સરકારે ઠરાવ્યું કે:—બે ભાઇઓ પૈકી એકને તાલુકાની હકુમત આપી હોય ત્યારે સારા બંદોબસ્તના અર્થે ગામની પોલીસ ઉપર જે તાલુકદારને હકુમત આપી હોય તેને સંપૂર્ણ અધિકાર છે. ( જુઓ ૧૯ કાઠી.

× વડોદરા રાજ્યનો મુલકી ખાતાનો ઇતિહાસ પૃષ્ટ ૩૭.

લો. રી. ૧૯. સરકારનો ઠરાવ નંબર ૧૫૧૯ તા. ૧૦-૩-૧૯૧૦ ) અપેલેન્ટવાળા ગોદડ પુંજા ( ૨૦ કાઠી. લો. રી. પૃ. ૧૦૦ ).

જુનાગઢના નવાબ સાહેબના શાહજાદા દાદામીયાં અને નનામીયાં તથા વિધવા અમીરબીબીએ જીવાઇ બાંધી આપવા સરકારને અરજ કર્યાથી નામદાર મુંબઇ સરકારે દરમિયાનગીરી કરી ફરમાવ્યું કે-મર્હુમ નવાબ સાહેબના કુટુંબના જુદા જુદા આસામીઓને માટે જેમ બને તેમ તરત મુનાસબ ગોઠવણ કરવી. ( સરકારનો ઠરાવ નંબર ૨૩૦૨ તા. ૨૩ અકટોબર સને ૧૮૪૦ )

રાજકોટ સ્ટેટમાંથી ભાયાતને જીવકમાં ગામો આપવામાં આવ્યાં હતાં. ખાનજી નામના ભાયાત ગુજરી ગયા અને તેમના વિધવાઓ પણ ગુજરી ગઈ તેથી ખાનજીનો જીવારકની વારસીના આધારે ઉત્તરાધિકાર તરીકે રાજકોટ સ્ટેટમાં પાછો જાય કે ભાયાતની વડી શાખામાં જાય એ સવાલ ઉઠતાં નામદાર સરકારે ઠરાવ્યું કેઃ—રાજકોટનો ઉત્તરાધિકારનો દાવો રદ કરવામાં આવે છે અને ભાયાતો જેમને મૂળ જીવક મળેલો તેમના વારસોમાં જે વડીલ હોય એવા એટલે સગોત્રી વારસ તરીકે ભાણજીના દીકરા ગોવિંદજીને ખાનજીનો વારસો આપવો જોઇએ (ઓનરેબલ બોર્ડનો તા. ૬ મે સને ૧૮૫૮નો ઠરાવ).

ભાયાતનું કુટુંબ બહોળું હોય અને તે પૈકી એક ભાયાત નીસંતાન ગુજરી જાય તો તેનો જીવક તેના નજીકના ભાયાત તરફ જાય પણ મૂળ જીવક આપનાર રાજ્યકર્તા તરફ જાય નહિ. એ બાબતવાળા મુળજી નોંઘણજી વિ૦ વાળા લખમણ મેરામના કામે નામદાર મુંબાઇ સરકારે નંબર ૭૩૨ તા. ૩૧ જાનેવારી સને ૧૮૯૦ ના રોજ ઠરાવ કરેલો છે. તેમાં તેનો વારસો સ્ટેટમાં ન જતાં ભાયાતના કુટુંબમાંજ રહે એવું ઠરાવ્યું છે.

જીવારક મેળવનાર ભાયાતો તથા તેમના વંશજો જીવરકથી જે જમીન ધારણ કરે છે તેનો વજે તેમને મળે છે, અને ઘણા કેસોમાં એવું પણ જોવામાં આવે છે કે ભાયાત વજે લે અને તાલુકો તે જમીનનો વેરો ખેડુ પાસેથી જુદો લે. જ્યારે ઘણા કેસોમાં એમ પણ નક્કી થયેલું છે કે વજે વેરા અને ખેડુ બદલવાના ઠરાવ સાથે પત્રાપાનની ઉપજ સહીત આખુ ગામ અથવા અમુક વીઘા જમીન ભાયાતને આપેલી હોય છે. એવી સંપૂર્ણ માલકીવાળી જમીન બહોળા પ્રમાણમાં જણાઇ આવી છે. એક ભાયાતને જીવારક આપવામાં આવે તેમાં કેટલીક જમીન તાલુકાની અંદરની અને કેટલીક જમીન તથા આખાં ગામ વડોદરા રાજ્યની હદના ગામોમાં જ્યાં મૂળ રાજ્યકર્ત્તાના વાંટા હોય તે અથવા તેમાંથી આપવામાં આવેલ છે. જ્યારે વજે વેરો ભરવા સંબંધી તકરાર થાય છે ત્યારે રાજકર્ત્તા તાલુકાની હદની જમીન માટે પોતાના હક્કો કાયમ રાખીને વજે ખાવા જીવક આપ્યો છે એમ હકીકત જણાવે છે અને વડોદરા રાજ્યની હદમાં આવેલી વાંટાની જમીન ભાયાતો સંપૂર્ણ માલકીથી ભોગવે છે. વજે વિઘોટી લે છે, ખેડુ બદલે છે અને મળ્યા પ્રમાણે મુલકી પૂર્ણ અધિકાર ભોગવે છે. આ જોતાં જીવક આપતાં સર્વ જમીન એક સરખી રીતની જ આપેલી હોય છે છતાં પોતાની હકુમતની અંદર આવેલી જમીન માટે પોતાની ઇચ્છા પ્રમાણેના કાયદા તેને લાગુ કરે છે. એના પરિણામે ભાયાતોની જમીન ઉપર પ્રથમ નહિ તેવા નવા હક્કો સ્થાપિત થાય છે.

કાઠીયાવાડ એજન્સીમાં આવેલા આણંદપુર તાલુકાના ભાગદારો ખાચર કાંથડ અને ખાચર દેશા વચ્ચે વજે અને વેરાની તકરાર ચાલી. એ કેસમાં પ્રશ્ન એવો હતો કે વેરો દરબાર લે એવો ઠરાવ છે તેમાં સાંતી વેરાનો સમાસ થાય છે કે કેમ ? એ સંબંધમાં કાઠીયાવાડના પોલીટીકલ એજન્ટ સાહેબે ઠરાવ્યું કેઃ—વેરામાં તમામ જાતના વેરાનો સમાસ થાય છે. એ ઠરાવ ઉપર નામદાર મુંબાઇ સરકારમાં અપીલ થતાં તે ઠરાવ બહાલ રાખવામાં આવ્યો. (મુંબાઇ સરકારનો ઠરાવ નં. ૨૭૩૦ તા. ૩ મે સને ૧૮૭૩).

સંસ્થાન ધ્રોળ અને હડકીલીયાના ભાયાતના કેસમાં નામદાર મુંબાઇ સરકારે વજે હક્ક ભાયાતનો અને ધ્રોળને સાંતી વેરો અપાવ્યો હતો. ( સરકારી ઠરાવ નંબર ૮૦૭૯ તા. ૯ નવેમ્બર સને ૧૮૯૧ ).

ભાયાતી ગામમાં ચીભડાં, તડબુચ વીગેરેની ઉપજ ઉપર સાંતી વેરો લેવા લોધીકા મેનેજરની તકરારના કામે ઠરાવ્યું કેઃ—વાદવાળા ભાયાતી ગામમાં દરબારને માત્ર સાંતી વેરાનો જ હક્ક આપેલો છે. પરંતુ ખેડાણવાળી જમીન સાંતી વેરાને પાત્ર હોવાથી ચીભડાં વીગેરે નદીના તળમાં કરવામાં આવે અને તેની જે ઉપજ રકમ લેવામાં આવે તે ઉપર દરબારને સાંતી વેરાનો હક્ક મળે નહિ. ( પંચાલ મેરૂજી વિ. લોધીકા મેનેજર. ૨૯ કા. લો. રી. પૃષ્ટ ૧૧૯ ).

કાઠીયાવાડ જ્યુડીશીયલ આસીસ્ટન્ટની કોર્ટે ઠરાવ્યું છે કે જે ભાયાતને ગીરાસ આપેલ હોય તે ભાયાતની સીધી લાઇન (વંશ) બંધ પડે ત્યારે તે ગીરાસ બક્ષીસ આપનાર તરીકે દરબારને જાય છે. એ સારી રીતે સ્થાપિત થયેલું ધોરણ છે. ( ૧૫ કાઠી. લો. રી. પૃ. ૧૦–૧૧).

વળી ઠરાવ્યું કે કોઇ પણ ભાયાતને પોતાના વંશ બહારના ભાયાતને પોતાનો ગીરાસ વેચવાનો અધિકાર નથી. જો આ અભિપ્રાય બરોબર ન હોય અને ભાયાતને આપેલ બક્ષીસ ભાયાત પોતાના વંશ બહારના ભાયાતને વેચી શકે તો પછી બક્ષીસ લેનાર ભાયાતના વારસના ભરણપોષણનો પાછો તાલુકદાર ઉપર બોજો પડે અને બક્ષીસ આપવાનો તમામ હેતુ અને રાજનીતિ વ્યર્થ થઇ પડે. અગ્રક્રિયાધિકારનો હક્ક કોઇપણ પ્રસંગે ઉત્તરાધિકારના હક્કથી પ્રતિકૂળ થઇ શકે નહિ. ( જુઓ સરકારનો ઠરાવ નંબર ૩૬૧૩ તા. ૧૧-૭-૧૮૮૪ ) જાડેજા દેસાજી ઉનડજી વિ. જાળીયા દરબાર ( ૧૮ કાઠી. લો. રી. પૃ. ૨૫૯ ).

કુટુંબના જ્યેષ્ઠ માણસોની સંમતી વિના જીવારકની જાગીરની વ્હેંચણ થઇ શકશે નહિ તેવા કર્નલ લીજટનો ઠરાવ બહાલ રાખ્યો અને વ્હેંચણ થઇ શકતી જમીનનો સવાલ ફરી ખોલવા માટેનો પોલીટીકલ સુપરીટેન્ડેન્ટનો ઠરાવ રદ કર્યો; અને કર્નલ જેકસન સાહેબના કાઢેલા મુદ્દાના નિકાલ માટે કેસ તપાસ માટે મોકલ્યો. નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૬૫૭૮ તા. ૨૯–૯–૧૮૯૯.

જીવારકની જમીન બીજા તાલુકાને વેચાણ કરવાના સંબંધમાં ઠરાવ્યું છે કે બીજા તાલુકાના તાલુકદારને ગીરાસ વેચી શકાય નહિ. નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૬૪૦૦ તા. ૧૪–૧૦–૧૮૯૫.

જો આ અભિપ્રાય બરોબર ન હોય અને ભાયાતને આપેલ બક્ષીસ ભાયાત પોતાના વંશ બહારના ભાયાતને વેચી શકે તો પછી બક્ષીસ લેનાર ભાયાતના વારસના ભરણ-પોષણનો પાછો તાલુકાદાર ઉપર બોજો પડે અને બક્ષીસ આપવાનો તમામ હેતુ અને રાજ્યનીતિ વ્યર્થ થઈ પડે. અગ્રક્રિયાધિકારનો હક્ક કોઇપણ પ્રસંગે ઉત્તરાધિકારના હક્કથી પ્રતિકૂળ થઇ શકે નહિ. (જુઓ સરકારનો તા. ૧૧-૭-૮૪ નં. ૩૬૧૩ નો રેઝોલ્યુશન. કાઠીયાવાડ લૉ૦ રી૦ ૧૮ પૃષ્ઠ ૨૫૯.)

# અમદાવાદ જીલ્લાના તાલુકાદારોમાં ભાયાતોને ગીરાસ આપવા બાબતના નિયમો.

નાના કુંવરને ગાદીએથી એક ગામ મળ્યું હોય અને તે સંતતિ વગર ગુજરી જાય તો ગામ પાછું ગાદીએ જાય છે. પણ જો તે નાના કુંવરને પાંચ છોકરા હોય તો તેના મરણ પછી ગામ પાંચે ભાગે વહેંચાય છે. તેમાં ઝાલાઓમાં મોટાને બે ભાગ અને વાઘેલા અને ચુડાસમામાં દોઢ ભાગ તેમજ કાઠીયોમાં સરખે ભાગે ગરાસ વ્હેંચી લેવાય છે. સ્ત્રી વર્ગ પણ વારસામાં ગણાય છે. (જુઓ પી. રી. પા.)

કાઠીયાવાડ માટે કર્નલ વૉકર રી. પા. ૫૧ માં નીચે પ્રમાણે જણાવે છેઃ—

રાજ્ય કુટુંબમાં તો નાના ભાઈને માત્ર પોષણ જેટલું મળે છે. તે ઘણું કરી એક અથવા બે અથવા વધારે ગામડા હોય છે. જેઓ માત્ર ગરાસીયા છે તેઓમાં તો બાપની મીલકત બધા નાના ભાઇઓમાં સરખા હિસ્સે વહેંચાય છે પણ કેટલીક વખત સહુથી વડા દીકરાને એક અગર અડધો હિસ્સો વધારે અને કેટલીકવાર બાકીનાઓથી વધુ મળે છે. કદી કોઇ ભાયાતનું નિર્વંશ જાય તો તે ગામો પાછા ગાદીવાળાને આવે છે.

વર્તણીયા જમીન એ પસાયતા જમીનને મળતી છે. માત્ર નામમાં ફેર જણાવેલો છે.

**વર્તણીયા જમીન.** કાઠીયાવાડમાં પસાયતા જમીન ધારણ કરનારને પસાયતેદાર (ગામ ચોકીયાત) કહેવામાં આવે છે. જેને વડોદરા રાજ્યના વડોદરા પ્રાંતમાં રાવણીયા અગર વર્તણીયા કહેવામાં આવે છે. જેમને કડી પ્રાંતમાં ચોકીયાત કહેવામાં આવે છે અને ઘણા તાલુકાઓમાં વર્તણીયા કહેવામાં આવે છે. આવા પ્રકારની જમીન ચાકરી બદલની હોઇ ગીરો વેચાણ કરી શકાતી નથી.

કાઠિયાવાડના મૂળ ગીરાસીયા જેવા એટલે કોઇ એક ગામ અથવા ગામોનો અથવા

**કદિમ અને જદિદ જમીન.** કોઇ એક ગામ અથવા ગામોના ભાગનો અસલ માલેક અથવા અસલ માલેકનો વંશજ જેણે મૂળ ગીરાસીયા દાખલ ગામ અથવા ગામો અથવા ગામ અથવા ગામોના ભાગ અથવા ગામ અથવા ગામોમાં અથવા ગામના અથવા ગામોના ભાગમાં તેઓને જે અસલ હક્ક હોય તેનો બધો કે કાંઇ હિસ્સો દરબારને તેણે આપ્યો હોય અને તે માંહેનો બાકીનો

હિસ્સો અથવા કાંઇ એક હક્ક પોતાને માટે તેણે રાખ્યો હોય તેવો શખસ. આવો શખસ જે જમીન ધારણ કરતો હોય તે જમીનને "કદિમ" જમીન કહેવામાં આવે છે: અને તેવી જમીન ઉપર કોઇ જાતનો નવીન કર દાખલ થઈ શકતો નથી. જદિદ જમીન ધારણ કરનાર એટલે જેમને રાજ્ય બંધારણ પછીથી ગમે તે પ્રકારે જમીન મળી હોય તેવી જમીન ધારણ કરનાર સમજવામાં આવે છે. આવી જમીન ઉપર સરકાર કોઇપણ જાતનો નવીન કર નાંખી શકે છે.

કદિમ ઇનામદારના કદિમ જમીનની સાંથ વધારવાના હક્કના સંબંધમાં ઠરાવ્યું કેઃ—જો કે ઇનામદાર જમીનના તળનો બક્ષીસ લેનાર છે અને માત્ર મહેસુલના રાજ્યહક્કનો બક્ષીસ લેનાર નથી. તોપણ તેના ગામમાં સર્વે સેટલમેન્ટ દાખલ થયા પછી જમીન મહેસુલના કરની રકમ ઉપરાંત તેવા મિરાસીદાર ખેડુઓની સાંથ વધારવા તેને હક્ક નથી. પાન્ડુ વી. રામચંદ્ર. ૨૨ મુ. લૉ. રી. પૃ૪ ૬૬૫.

વ્યાસાચાર્ય વિ. વિષ્નુના કામમાં નામદાર મુંબાઇ હાઈકોર્ટે ઠરાવ્યુ કેઃ—ખેડુત તરીકેના સંબંધની શરૂઆતનો સંતોષકારક પુરાવો ન હોય ત્યાં મુંબાઇના જમીન મહેસુલના કાયદાની ક. ૮૩ પ્રમાણે ખેડુની સ્થિતિ કાયમની હોવાનું અનુમાન થાય છે; તોપણ તેવો ખેડુ મિરાસીદાર નથી. ભોગવટાના હક્કવાળો ન હોય તેવા કાયમના ખેડુના કેસને પ્રસંગે રીવાજને અનુસરીને સાંથ વધારવા જમીનદારને હક્ક છે. ૨૨ મુ. લૉ. રી. પૃ૪ ૭૧૭.

**બથામણીયા જમીન.** ઉપર જણાવેલી તમામ પ્રકારની જમીનમાં જેનો સમાવેશ થતો નથી અથવા ઉપર બતાવેલા એક અગર તેથી અધીક સત્તાપ્રકારની જમીનમાં પોતાની જમીન આવે છે એવું જે બારખળી જમીનનો ધારણ કરનાર બતાવી શકે નહિ તેવી જમીનને બથામણીયા જમીન કહેવામાં આવે છે.

વડોદરા રાજ્યના બારખળી નિયમમાં ઠરાવ્યું છે કેઃ—બથામણીયા સદરે ચાલતી જમીનનો કોઇપણ કારણથી મોબદલો થઈ શકશે નહિ, તેમ એવી જમીન ગીરો, બક્ષીસ, વેચાણ કે વસીયતનામાથી આપી શકાશે નહિ. માત્ર એવી જમીનનો ધારણ કરનાર મૈયત થયો હોય તો, તેના કાયદેસર વારસના નામે અથવા ગીરો બક્ષીસ વેચાણ કે વસીયતનામાથી કબજો મેળવનારના નામે તે સરકારી ખાતાની જમીન તરીકે દાખલ કરવાનો, અથવા વારસ કે કબજેદાર તે જમીન ઉપર હક્ક રાખતો નહિ હશે તો એ જમીન સરકારી પડતરમાં દાખલ કરી તેની વ્યવસ્થા કરવા ઠરાવ્યું છે.

ઉપર જણાવી ગયા પ્રમાણે બક્ષીસો (પસાયતા) હજુરના મુખ્ય નોકરોને અપાતી. તે સાથે ગામ નોકરી કરનાર હજામ, કુંભાર, ચોકીયાત વગેરે વસવાયા લોકોને પણ ચાકરી બદલે પસાયતા જમીન આપવાનો રવૈયો હતો. આ પ્રમાણે આપેલી જમીન એ જમીન ધારણ કરનાર જ્યાંસુધી ચાકરી કરે ત્યાંસુધી તેના કબજે રહી શકે એમ રાજાઓનું માનવું છે. પરંતુ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં એમ સમજવું મતલબ પુરતુજ જણાશે.

ચાકરીયાત જમીન ખાલસા કરવામાં આવે તે પ્રસંગે કબજાનો પ્રશ્ન આગળ આવે છે. દેશી રાજ્યોમાં જ્યાં નિયમસર ધારા ધોરણ નથી ત્યાં પસાયતા જમીન ખાલસા કરવા મનસ્વી ઠરાવ કરવામાં આવ્યો એટલે પસાયતા ધારણ કરનાર પાસેથી જમીનનો કબજો

લઇ લેવાનું નક્કી કરવામાં આવે છે, અને ઠરાવ થતાની સાથે ગમે તેટલો લાંબી મુદતનો કબજો હોય તેના સામે ધ્યાન નહિ આપતાં જમીનનો કબજો લઈ વધારેમાંવધારે નજરાણું આપનારને તે જમીનનો કબજો સોંપી દેવામાં આવે છે.

મહીકાંઠા એજન્સીની એલીએનેશન કાનુનોમાં પણ જમીન પાછી લેવાશે અને સને ૧૮૧૨ અને સને ૧૮૪૮ના વર્ષ દરમિયાન થયેલી કોઇ પણ જમીનનો બક્ષીસના સંબંધમાં કોઇપણ દસ્તાવેજ ના હોય, પણ મૂળ બક્ષીસ મેળવનાર કોઇપણ સીધી લીટીના વંશને તે વર્ષ દરમિયાન મેળવેલી જમીનનો ૬૦ વરસ કરતાં વધારે મુદ્દત સુધીનો બીન તકરારી કબજો સાબીત કરવામાં આવે તો, એવી જમીન મૂળ બક્ષીસ મેળવનારના પુરૂષ વારસો અર્ધો ધારો ભરે, તો તેમના કબજામાં રહેવા દેવામાં આવશે એમ ઠરાવેલું છે.[1] વડોદરા રાજ્યમાં પસાયતા જમીન ખાલસા કરવામાં આવે તે પ્રસંગે પસાયતા ધારણ કરનાર નિયમને અનુસરી ધારો ભરવા કબુલત આપે તો તે જમીન તેના ખાતે ચાલુ રાખવામાં આવે છે અને કબજો છોડાવવામાં આવતો નથી.

માંડવા રાણાનો જીઆતલાવડી ગામે બાંહેધરીનો વાંટો ત્યાંના દરજીને ચાકરીયાત પસાયતા જમીન આપેલી તે દરજી ગામમાં રહેતો નથી અને નોકરીની જરૂર નથી. તેથી જમીન કબજે મળવા કરેલી તકરાર નામંજુર કરી. જમીન પસાયતાદારના કબજે રાખી. (રેસીડેન્સી ગીરાસ અપીલ નં. ૮. ૧૯૧૯).

**માંડવાના** રાણાએ જીઆતલાવડીમાંની ચાવડા બલવંતસિંહજીની ચાકરીયાત પસાયતા જમીન ચાકરીની જરૂર નથી એમ કહી ખાલસા કરી. તે કામે અપીલ થતાં માંડવાનો ઠરાવ નામંજુર કરી પસાયતા કાયમ રાખ્યું. ( રેસીડેન્સી ગીરાસ અપીલ નં. ૯. ૧૯૧૯ ).

માંડવાના રાણાએ થુવાવી વાંટાના પા૦ ત્રિકમ ભીખાની વિધવા બાઇ અવળની ચાકરીયાત જમીન ચાકરીની જરૂર નથી એમ કહી ખાલસા કરવા ઠરાવ કર્યો. એ કામે માંડવાનો ઠરાવ રદ કરી ચાકરીયાત કાયમ રાખ્યું. (રેસીડેન્સી ગીરાસ અપીલ નં. ૪૨. ૧૯૨૦).

# જમીનદાર અને ખેડુત વચ્ચેના હકનું સત્તાવાર વિવેચન.

**દાણ બાબત.**

ઇનામદારના ઇનામી ગામે સર્વે થઇ. સેટલમેન્ટ દાખલ થયું. તેમાં ખેડુતના કબજાની જમીન માટે ખાતેદાર તરીકે ઇનામદારનું નામ દાખલ થયું. ઇનામદારે જમીનની દાણ વધારવા દાવો કર્યો. એ કામમાં ઠરાવ્યું કે:- જમીન મહેસુલના કાયદા પ્રમાણે માત્ર ઠરેલી રકમ લેવાને વાદી હકદાર છે. ( ૧૨ મુ. લૉ. રી. પા. ૭૦૭ )

વાંટાની જમીન ખેડુતના કબજામાં હતી અને વાર્ષીક સલામી તરીકે રૂ. ૫) આપવામાં આવતા હતા. ખેડુનું એવું કહેવું હતું કે જમીન પસાયતા છે, ઠરેલી સલામી આપું છું

[1] મહીકાંઠા એલીએનેસન રૂલ્સની કલમ ૧૦.

તેથી સાંથ વધારવા વાદીને હક નથી એવું ઠરાવી લેવા ખેડુએ દાવો કર્યો. એ કામમાં ઠરાવ્યું કેઃ-કાંઇ પણ કરાર, રીવાજ અથવા બીજી રીતે સાંથ વધારવા પ્રતિવાદી વાંટેદારને હક્ક છે એવી સાબીતીના અભાવે તેને સાંથ વધારવા છુટ નથી. અને વિરૂદ્ધ પ્રકારની ખાસ હકીકતોના અભાવે સાંથ વધારવાનો આવો હક્ક સાબીત કરવાનો બોજો જમીનદાર ઉપર છે. ( ૨૭ મુ. લો. રી. ૮૯૦. )

કાયમનો ખેડુત જમીનનો ધારણ કરનાર વધારે ભાડું આપવાની ખેડુની જવાબદાના સંબંધમાં ઠરાવ્યું કેઃ—મુંબાઇના જ. મે. કાયદાની કલમ ૮૩ પ્રમાણે તાલુકદારી ગામનો ધારણ કરનાર તે ગામમાં સર્વે સેટલમેન્ટ દાખલ થયેલી જમીન મહેસુલના કાયદાની ક. ૨૧૭ પ્રમાણે ગામના વરિષ્ટ ધારણ કરનાર તમામ હક્કો પ્રાપ્ત કરે છે તેમજ એવી તમામ જવાબદારીને પાત્ર થાય છે. સર્વે સેટલમેન્ટ થવાથી ગણોતીયા ( ખેડુત ) તરીકે ભોગવટો કરનારની સ્થિતિ ખેડુત તરીકેનીજ કાયમ રહે છે, અને તે માલીકને વધારે સાંથ આપવાને પાત્ર થાય છે. ( ૨૮ મુ. લો. રી. ૪૨૪. )

પટાની તારીખ પછી પસાર થયેલા આક્ટની રૂઇએ બેસાડેલો વેરો પટાના ગણોત ઉપરાંત આપવાને ખેડુત પાત્ર થાય છે. (૧૭ મુ. લૉ. રી. ૫૪).

ઇનામી ગામના મીરાસીદાર લોકો ઠરાવેલા દર પ્રમાણેજ જમીન ધારણ કરે છે. એવો પોતે હમેશાં દાવો કરી શકે નહિ. રિવાજ પ્રમાણે જે મર્યાદા ઠરી હશે તે મર્યાદાની અંદર ઈનામદાર ગણોત વધારી શકશે. (૧૭ મુ. લો. રી. ૪૭૫).

કોઇ જમીનના માલીકના હક્ક બારખળી જમીન ધારણ કરનાર તરીકે હોય કે ઇનામદાર તરીકે હોય તોપણ જ્યાંસુધી એ જમીનને સર્વે સેટલમેન્ટ લાગુ કરવામાં આવે નહિ ત્યાંસુધી એ જમીનના ખેડુતોને તે જમીનના માલીક સાથેનો સંબંધ ગણોતીયા તરિકેજ ચાલુ રહે છે. ખાતાદાર તરીકે એમના હક્ક ઉભા થતા નથી. (૩૫ વડોદરા લૉ. રી. ૧૧૬).

આજ સુધી એક સરખુ ગણોત લીધું છે એટલાજ ઉપરથી ગણોત વધારવા જમીનદારને મનાઇ હોઇ શકે નહિ. અને ગણોત વધારવાનો હક્ક છે એમ મુંબાઇ હાઈ કોર્ટે ઠરાવ્યું છે. ( ઇ. લૉ. રી. ૩ મુંબાઈ ૧૪૧-૪૪૮; ઇ.લૉ.રી. ૨૯ મુંબાઇ ૪૧૫; ઇ. લૉ.રી. ૪૨ મુંબાઇ ૧૧૨; વડોદરા લૉ. રી. ૨૮ પાનુ ૨૭૧).

ખેડ હક્ક કાયમનો હોય તોપણ માલીકના દાણ વધારવાના હક્કને બાદ આવતો નથી.

ગીરાસ અપીલ નંબર ૫. ૧૯૨૧–૨૨ના કામે તારીખ ૨૪-૭-૨૨ ના રોજ મહેરબાન ગીરાસ અધિકારી સાહેબે ઠરાવ્યું છે કેઃ-જ્યાં કાયમની દાણ ઠરાવી નથી ત્યાં આકાર જેટલી દાણ લેવા ઠાકોરને પૂર્ણ અધિકાર છે.

રેવાકાંઠા એજન્સીમાં આવેલા માંડવાના રાણાના સીમળી; ભાતલાવડી અને વડજ વાંટાની જમીનની દાણ વધારવાના કામમાં ઠરાવ્યું કેઃ-મૂળથી દાણ ઠરાવેલી નથી તેથી દાણનો દર વધારવાનો હક્ક ઠરાવી ખેડુતોને કાયમના ખેડ હક્ક માટે તકરાર હોય તો તેમણે રીતસર દિવાની કોર્ટમાં દાવો કરવા હુકમ કર્યો. (રેસીડેન્સી ગીરાસ અપીલ નં ૧૬-૧૭-૨૮ સને ૧૯૨૫).

ભાદરવા ઠાકોરે આસોજ વાંટાની દાણુનો દર વધાર્યો તે સામે ખેડુતોએ કરેલી તકરારના કામે ઠરાવ્યું કેઃ— મૂળના ઠરાવમાં દાણુનો દર મુકરર કરેલો નથી. માટે દાણ વધારવાનો હક્ક મંજુર કરી ખેડુતો કાયમનો ખેડ હક્ક માનતા હોય તો દિવાની કોર્ટમાં ખેડુતે તકરાર કરવી એમ ઠરાવ્યું. (રેસીડેન્સી ગીરસ અપીલ નં. ૨૦. ૧૯૨૫).

માંડવા રાણાની બીથળી, દરીયાપુરા અને કુંવરપુરા વાંટાના દાણુનો દર મેનેજરે વધાર્યો એ સામે ખેડુતોએ કરેલી અપીલમાં ઠરાવ્યું કેઃ—દાણુ ઠરેલી છે તેથી મેનેજરનો ઠરાવ મંજુર કરવામાં આવ્યો. ( રેસીડેન્સી ગીરાસ અપીલ નં. ૧૫૧–૧૫૩. ૧૯૨૩).

**ખેડહુકક બાબત.** અમુક હોદ્દાને લગતી જમીન કાયમ માટે પટે આપી હોય તો તેથી મદ્રાસના ૧૮૯૫ ના હેરીડીટરી વિલેજ ઓફીસર્સ એકટની કલમ ૫ ના અર્થ પ્રમાણે માલકી હક્કનું તબદીલ કર્યું કહેવાય નહિ અને આવી રીતે તબદીલ કરવા કાયદાના નિયમોથી મના નથી. ( ઇ. લૅા. રી. ૩૩ મદ્રાસ ૩૪૦).

જુના વખતના ખેડુને કાયમનો ખેડુ હોવાનું અનુમાન કરવાના સંબંધે ઠરાવ્યું કેઃ— જે ગામમાં વાદવાળી જમીન હતી તે ગામ સને ૧૬૫૫ માં બંધાણું ત્યારથી પોતાનો જમીનનો કબજો છે. એટલે સાંથ વધારી શકાય નહિ અને કબજો છોડાવી શકાય નહિ. માટે પ્રતિવાદીને કાયમ ખેડુ તરીકે ગણવો જોઇએ. વળી વાદીએ સાંથ વધારી શકાય તેવો કેસ સાબીત કર્યો નથી તેથી તેનો દાવો રદ કર્યો. (૨૭ મુ. લૅા. રી. ૨૬૭)

વરસ વરસનો ભાડુત કાયમનો ભાડુત હોવાનું જણાવે તો તે જમીનદારના હક્કનો ઇનકાર કર્યાની બરોબર નથી. આ પ્રમાણે હોવાથી આવા ભાડુત પાસેથી જમીનદાર કબજો છોડાવી શકે એ પહેલાં તેને નોટીસ આપવાની જરૂર છે. આ ખેડુઓ તથા તેના વડીલો યાદદાસ્ત પહેલાંના વખતથી વાદવાળી જમીન ખેડતા હતા. એક વખત ખેડુતોએ એક વરસની ભાડાચીઠી કરી આપી હતી. ત્યાર પછી પણ અગાઉની માફક કબજો રહેલ. આવા કબજેદારને કાયમનો ખેડુ ગણી શકાય કે કેમ એ સંબંધમાં નામદાર મુંબાઇ હાઈ કોર્ટે ઠરાવ્યું કેઃ—ખેડુતે તેના ખેડુત તરીકેના સંબધનું અખંડપણુ બતાવેલ છે અને તેના અખંડપણાથી કાયમના ખેડુ તરીકેનું જે અનુમાન થાય છે તે તોડી પાડવા જેવો કાંઇ પણ પુરાવો નથી. એટલે આ ખેડુને કાયમનો ખેડુ ગણવો જોઇએ. (૨૨ મુ. લૅા. રી. ૧૨૧૪)

ખેડુ સામેના કબજાના દાવામાં પ્રતિવાદી વરસ વરસનો ખેડુ છે એવું જમીનદારે સાબીત કરવાનું નથી; પરંતુ પોતાની સ્થિતિ વાદી કરતાં કાંઇક વધારે છે એવું સાબીત કરવાનો બોજો તેને માથે છે. આ તકરારના કામે મુંબાઇ હાઈ કોર્ટે ઠરાવ્યુ કેઃ—ખેડુતે કાયમના ખેડુ તરીકેનો લેખ મેળવેલ ન હોય તો અસલ ખેડુ હોવાનું પ્રથમ સાબીત કરવું જોઇએ. જે મુદ્દત સુધી ખેડુ તરીકેનો સંબંધ ચાલુ રાખવાનો આશય હતો તેનો પુરાવો છે એવું જમીનદારે સાબીત કરવું જોઇએ. તેવા પ્રકારના પુરાવાના અભાવે જ્યાંસુધી જમીનદારની જમીનદાર તરીકેની સ્થિતિ ચાલુ રહે ત્યાંસુધી ખેડુની ખેડુ તરીકેની સ્થિતિ ચાલુ રહે એવું અનુમાન થાય. (૨૨ મુ. લૅા. રી. ૧૩૯૪.)

પેશ્વા સરકારે વાદીના વડીલોને પસાયતા જમીન આપેલી તે જમીનનું બ્રિટિશ સરકારે

સેટલમેન્ટ કર્યું. પટેલ બદલાયો ત્રાહીતને પટલાઈ આપવાથી જુના પટેલના કુટુંબને જમીન ધારણ કરવાનો હક્ક છે કે કેમ એ સંબંધમાં નામદાર મુંબાઈ હાઈ કોર્ટે ઠરાવ્યું કેઃ—વાદીના કુટુંબે પટલાઇનો હોદો મૂકી દીધો ત્યારે જમીનની મહેસુલની માફી સંબંધના તેના હકનો અંત આવ્યો; પરંતુ તેથી કરીને જમીનનો કબજો રાખવાના તેના હક્કનો અંત આવે છે એવું કોઇપણ રીતે થતું નથી. આ પ્રમાણે હોવાથી જ્યાંસુધી વાદી સરકારને પુરેપુરો વાર્ષિક ધારો આપે ત્યાંસુધી જમીનનો કબજો રાખવાનો તેને હક્ક છે. (ભગવાન વિ. સેક્રેટરી ઓફ સ્ટેટ ૨૩ મુ. લો. રી. ૨૫૯).

સરકારે સંપૂર્ણ ઇનામી ગામ ખાલસા કરીને તેનો રૈયતવારી પટો આપ્યો હોય એમ કરીને ભોગવટાનો હક્ક જાય છે કે કેમ એ સંબંધમાં નામદાર મદ્રાસ હાઈકોર્ટે ઠરાવ્યું કેઃ— ભોગવટાનો જે હક્ક હોય અથવા તેઓએ તેવો જે હક્ક સંપાદન કર્યો હોય તેનો અંત આવતો નથી. (૪૪ મદ્રાસ લૉ. રી. ૫૫૦) ખેડુ તરીકેનો ભોગવટો ઘણા જુના વખતનો હોય તોપણ તે અમુક બ્યાન કરેલા વરસમાં શરૂ થયેલ હોવાનું બતાવી શકાય તેવા ખેડુત તરીકેના હક્ક સંબધમાં મુંબાઇના જ. મે. કા. ક. ૪૩ લાગુ થતી નથી. (૨૪ મુ. લૉ. રી. ૨૨૬)

૨૦ વરસ સુધી એક સરખી સાંથ આપવામાં આવી હોય તેને કાયમનો ખેડુત ગણી શકાય કે કેમ એ સંબંધમાં નામદાર કલકત્તા હાઈ કોર્ટે ઠરાવ્યું કેઃ—ખેડુત તે પ્રમાણે સાબીત કરે તો બંગાળાના ગણોતીયા કાયદા પ્રમાણે જે અનુમાન થાય છે તેના લાભ માટે તે હક્કદાર છે. (૬૯ ઇ. લૉ. રી. કલકત્તા ૬૬૧)

અમુક દેવસ્થાનને એક ગામ સને ૧૭૨૩ માં તાંજોરના રાજા તરફથી બક્ષીસ મળેલુ. આ વખતે કાયમનો હક્ક હોય તેવો કોઇપણ ખેડુત હોવાનું બતાવવામાં આવેલ નહિ. તે પછીના ખેડુતો સામે જમીનના કબજા માટે દાવો કર્યો. એ સામે ખેડુતોએ પોતે કાયમના ખેડુ હોવાનો દાવો કર્યો. આ કામમાં નામદાર પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું કેઃ–પોતાને કાયમના ખેડુ તરીકેનો હક્ક છે એ સાબીત કરવાનો બોજો ખેડુઓ ઉપર છે અને ખેડુતોએ તે હક્ક સાબીત કરેલ નથી. ( ઇ. લૉ. રી. ૪૭ મદ્રાસ ૩૩૭)

બારખળી જમીનનો માલીક વરિષ્ટ ધારણ કરનાર હોવાથી તે પોતાના ખેડુ સાથે સ્પષ્ટ અગર ગર્ભિત કરારથી પોતાની મરજી પ્રમાણે ગણવટ કરાવી શકે છે. કરારની ગેરહાજરીમાં સ્થાપિત થયેલા સ્થાનિક રિવાજથી જે મર્યાદા ઠરી હોય ને મર્યાદાની અંદર તેને ગણોત લેવાનો હક્ક છે. ખેડુત કાયમનો હોવાની અથવા પોતાની પાસેથી ગણોતની રકમ લેવાનો જમીનના માલિકનો હક્ક મર્યાદીત હોવાની તકરાર કરતો હોય તો તે વાત તેણે સાબીત કરવી જોઇએ. (૨૬ વડોદરા ૨૯૨; ૨૦ મુંબાઇ ૭૮; ૨૧ અહલ્લાબાદ ૪૯૬; ૨૩ વડોદરા. ૨૫૦; ૩૪ વડોદરા ૨૯.)

ખેડુત લાંબાં વખતનો છે અને એક સરખી દાણ આપતો આવે છે. આ બન્ને વાતો તે કાયમનો ખેડુત છે એમ માનવા કાયદા પ્રમાણે પુરતી ગણાય નહિ. (૩ વરિષ્ટ રી. ૪૯૮ ૧૧ વડોદરા ૨૮; ૨૩ વડોદરા ૨૫૦; ૨૮ વડોદરા ૨૭૧; ૩૫ વડોદરા ૬૫૯.)

ગમે તેટલી મુદ્દતનો ખેડુ હોય તો પણ ખેડ હક્ક જાથુનો છે એમ ગણાય નહિ. (૨૫ મુ. લૉ. રી. ૭૦૪)

સાધારણ એક સાલી ખેડુને માલીક કાઢે નહિ અને ખેડુ છોડે નહિ એ પ્રમાણે સો વર્ષ સુધી માલીક અને ખેડુનો સંબંધ ચાલુ રહેવા કાંઇ હરકત નથી પણ એટલાથીજ કાયમનો ખેડ હક્ક ઉત્પન્ન થતો નથી. (ઇ. લો. રી. ૯ મુંબાઇ ૪૧૯. ૪૨૨) વળી ૩૦–૪૦. વર્ષ સુધી એક સરખી દાણ આપવામાં આવતી હોય એથી કાયમનો ખેડ હક્ક સાબીત માનવામાં આવતો નથી. (૭ મુંબાઇ હાઈ કોર્ટ રિપોર્ટ અપેલેન્ટ સીવીલ ૧૧૧. ઇ. લૉ. રી. ૧૬ મુંબાઇ ૬૪૪, ઇ. લૉ. રી. ૧૫ મુબાઇ ૬૪૭, ૨૮ વડોદરા ૩૮૮. ).

ખેડુએ માલીકની સંમતી વગર અગર તેની જાણ બહાર પાકો કુવો કરેલો હોય તો તેથી કાયમ ખેડ હક્કનું અનુમાન નિકળી શકે નહિ. (ઇ. લૉ. રી. ૨૧ અલ્હાબાદ ૪૯૬, ૫. કલકત્તા વિકલી નોટસ ૮૪૬ ૮૫૭; ૨૮ વડોદરા ૩૮૮).

બાંહેધરી વાળી જમીનના કામોમાં ખેડુત બદલવાની સત્તા અધિકારવાળા વાંટાદારને આપવામાં આવી છે પરંતુ તેવા હક્ક જે કોઇ દિવસ ગીરાસીઆઓએ ભોગવેલા નહિ હોય અને તે ભોગવ્યાનો વહીવટ સાબીત થયો નહિ હોય તો તે ભોગવવાનો તેમને અધિકાર નથી. ( સનોર ઠાકોર વિ. આલપુર વાંટાના ખેડુત રેસીડેન્સી ગીરાસ અપીલ નં ૪. ૧૯૧૫ તથા ગીરાસ કોર્ટ અપીલ નં. ૧૩. ૧૯૨૩–૨૪.

જ્યાં દાણાનો દર મૂળ ઠરાવોથી તેમ ગીરાસ કોર્ટના અગર રેસીડેન્સીના ઠરાવોથી નક્કી ઠરેલો હોય ત્યાં તે દર પ્રમાણે દાણ મળે જાય ત્યાંસુધી ખેડ બદલવાનો અગર કબજે લેવાનો પ્રશ્ન આગળ આવતો નથી. ( રેન્સીડેન્સી ગીરાસ અપીલ નં. ૧૫૧–૧૫૩. ૧૯૨૩. રેસીડેન્ટ ગ્લાનસીનો ઇંગ્રેજી પત્ર નં. ૪૬૧૦ તા. ૨૦–૩–૨૩).

**પરચુરણ હક્ક.**

જમીનદારોનો ગામ ઉપરતો હક્ક સ્થાપિત થયેલ હોય ત્યારે તેનો જમીનની તળીયાના હક્કો ઉપર હક્ક પહોંચે છે કે કેમ એ સંબંધમાં નામદાર પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું કેઃ—જમીનના તળીઆના હક્કો તેણે કદી પણ છોડી દીધા હતા એવા પુરાવાના અભાવે તે માલીક હોવાનું અનુમાન કરવું જોઇએ. ( ૧૨ મુ. લૉ. રી. ૪૯૫. )

જમીનદારોનો પ્રતિવાદી ખેડુત હતો. ખેડુત તરીકેના નાતાથી પ્રતિવાદીના કબજામાં જે ઘર હતું તે ઘરનું પ્રતિવાદીએ કરેલ વેચાણ રદ કરવાના દાવાના કામ પ્રતિવાદી ઘર વેચી શકે કેમ એ સંબંધમાં ઠરાવ્યું કેઃ—જે ગામમાં આ ઘર આવેલ તે ગામના રિવાજ ઉપર આ કેસનો આધાર છે. નિચેની બંને કોર્ટોએ વાદીનો દાવો રદ કરવાથી એ ઠરાવમાં દરમિયાનગીરી કરવા સત્તા છે તો પણ નીચલી કોર્ટનો ઠરાવ બહાલ રાખ્યો છે. ( ઇ. લૉ. રી. ૩૨ અલ્હાબાદ. ૧૨૫.)

હુકમનામાનો દેણદાર ખેડુત હોય અને તેની ઉપર તેણે ગીરો લખી આપેલી ખેતીની જમીન વેચી નાણાં વસુલ કરવાનું હુકમનામુ થયું હોય ત્યારે એવા હુકમનામાની બજવણીમાં પણ તે જમીન પૈકી તેના અને તેના કુટુંબના નિર્વાહ પુરતી જમીન રાખવી જોઇએ. અને ન્યાયાધિશી નિર્વાહ પુરતી જમીન જપ્ત કે વેચાણ કરી શકતો નથી. ( ૩૩ અલ્હાબાદ ૨૩૬. ઈ. કે. ૫૫૧. ૪૩ અલ્હાબાદ ૫૪૭. ૨૮ વડોદરા ૧૩૦. ૨૪ વડોદરા ૨૬૫. )

જમીનદાર રાજાના ગામની માલકીની જમીનમાં ખાણુને જમીનની સપાટીમાં ખાણુ ખોદનારનો હક્ક પહોંચે છે કે કેમ એ પ્રશ્નના સંબંધમાં નામદાર પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું કેઃ—જમીનદાર રાજાના ગામની માલકી સ્થાપિત થવાથી જમીનની સપાટી તળેના હક્કો તેણે તજી દીધા છે. તેવા પુરાવાના અભાવે કાયમ પટે રાખનારનો હક્ક છે એમ નામદાર હાઈકોર્ટે ઠરાવેલું છે.એ ઠરાવ રદ કરવામાં આવે છે અને જમીનની તળેની ખાણોનો માલીક જમીનદાર છે. પટે રાખનારને કાંઈ પણ હક્ક ઉત્પન્ન થતો નથી. ( ઇ. લૉ. રી. ૩૭ કલકત્તા ૭૨૩ )

કર્ણાટકના નવાબે સને ૧૭૫૦ માં પ્રતિવાદીને એક ગામ ઇનામી તરીકે આપેલું અને તેની ઉપજના બદલામાં તેણે રાજ્યની આબાદી માટે બંદગી કરવી અને સરકારને દરસાલ મુકરર રકમ આપવી એમ ઠરાવેલું. આ ઇનામ સને ૧૮૬૫ માં સરકારે છોડાવ્યું અને ઇનામદારને હક્કની સનંદો આપવામાં આવી. ત્યાર પછી મદ્રાસની સરકારને પત્થરની જરૂર પડવાથી આ ગામનો અમુક ભાગ લીધો. તે પછી ઇનામદારે ગામમાંથી જે પત્થરો કાઢેલ તે ઉપર સરકારે સને ૧૯૦૫ માં રાજહક્ક લેવાથી ઇનામાદારે સરકાર સામે દાવો કર્યો. આ કામમાં નામદાર પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું કેઃ—બક્ષીસના ખરા અર્થ પ્રમાણે ખાણો અને ખનિજ સંબંધમાં બક્ષીસ લેનારને સંપૂર્ણ હક્ક પ્રાપ્ત થતો નથી અને ખાણુમાંથી પત્થર લેવા સરકારને હતો. ( ઇ. લૉ. રી. ૪૪ મદ્રાસ ૪૨૧ ) સરકારે સંપૂર્ણ ઇનામી ગામ ખાલસા કરીને તેનો રૈયતવારી પટો આપ્યો હોય તેથી કરીને સદર જમીનના ખેડુતોનો ભોગવટાનો જે હક્ક હોય તે અથવા જે હક્ક સંપાદન કર્યો હોય તેનો અંત આવતો નથી. ( ઇ. લૉ. રી. ૪૪ મદ્રાસ ૫૫૦ )

દરમિયાન ઉત્પન્ન ગણવાની રીતના સંબંધમાં ઠરાવ્યું છે કેઃ—જમીનની દરમિયાન ઉત્પન્ન નક્કી કરવામાં દર વીઘે રૂ. ૧ ) એક પ્રમાણેની વાર્ષીક આવક યોગ્ય દર ગણાય. મુંબાઈ સરકારનો ઠરાવ નંબર ૧૨૩૨ તા.–૧૬–૨—૧૯૦૯ ( ૨૦ કાઠી. લૉ. રી. ૬૫ )

નદીનો પ્રવાહ પાણીના વહેણના ફેરથી વધેલી જમીનની માલકી સંબંધે ઠરાવ્યું કેઃ—જમીનની માલકી ગરાસીઆઓની છે તેથી પાણીનું વહેણ બદલાવાથી જે જમીન વધે તે ગીરાસીઆની માનવી જોઇએ. ( ૨૭ કાઠી. લૉ. રી. ૯૯ )

જમીનદાર તેની જમીનદારી માંહેની જમીનની સનંદ આપે અને ખનીજનો હક્ક તેમાં દાખલ કરવામાં આવેલ છે એવું તે ઉપરથી જણાતું ન હોય તો સનંદ મેળવનારને ખનિજનો હક્ક મળતો નથી. ( ૨૧ મુ. લૉ. રી. ૮૯૫. )

સરકારે સને ૧૭૮૩ માં મુંબઇ શહેરમાં અમુક જમીન જાને બક્ષીસ આપી. આ જમીનમાં જમીન ધારણ કરનારના વંશજોને ખાણુ તથા ખનિજ પદાર્થનો હક્ક મળે છે કે કેમ એ સંબંધમાં નામદાર મુંબાઇ હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ—વાદવાળી બક્ષીસ માત્ર જમીનના ઉત્પન્નની બક્ષીસ ન્હોતી પરંતુ ખાણુ અને ખનિજ પદાર્થના હક્ક સાથે તે જમીનની બક્ષીસ હતી. ( ૨૬ મુબાઇ. લૉ. રી. ૮૪૭ )

જમીન મહેસુલ પોષ્ટ માર્ગે મોકલવા સંબંધી ઠરાવ્યું કે તા. ૨૮—૬—૧૯૧૯ ના રોજ લહેણી થતી જમીનની મહેસુલ તીજોરી કે જે પોષ્ટ ઓફીસથી સવાપાંચ માઇલ

છેટે હતી તેના તરફ વાદીએ તા—૨૬—૬—૧૯ના રોજ મનીઓડરથી મોકલી. આ રકમ કલેક્ટરને તા. ૨૮ મી પછી મળી. આ પૈસા મુદત દરમિયાન મળેલા ગણાય કે કેમ એ સંબંધમાં ઠરાવ્યું કેઃ—પોષ્ટ ઓફીસમાં પૈસા ભર્યા તે મુદત દરમિયાન યોગ્ય રીતે કરેલ ભરણું હતું. ( ઇ. લો. રી ૫૧ કલકત્તા ૭૭૬ )

વર્ષાસનનાં નાણું લેવાના દાવામાં ઠરાવ્યું કેઃ—સરકારમાંથી મળતા વર્ષાસનના રૂપીયા એક ભાગદારે લીધા હોય તેની પાસેથી લેવાનો દાવો વર્ષાસનના હક્કનો નથી પણ પૈસા લેવાનો છે. તેના હાથમાં તે રકમ વતન સમજાય નહિ તેથી આવા પ્રસંગે સેટલમેન્ટ ખાતાની પરવાનગીની જરૂર નથી. ( ૩ વડોદરા લો. રી. ૨૪૬ તથા ૧૦ વડોદરા ૨૬૯ અને ૩૧ વડોદરા લો. રી. ૩૮ )

જાગીરી ગામો બાપ ઉપર થયેલા હુકમનામાની બજાવણીમાં જપ્તીમાં લેવાય કે કેમ એ સંબંધમાં ઠરાવ્યું કેઃ—બાપથી દીકરાને તથા બીજા ભાગીદારોને વારસામાં ઉતરનારાં જાગીરી ગામો હયાત રોકડ વતન કે રોજી નથી. આ પ્રમાણે વંશપરંપરા વારસને ઉતરતા. જાગીરી ગામને કે તેના ઉત્પન્નને વારસની સ્વસંપાદિત મીલકત કહી શકાય નહિં. તેથી બાપ ઉપર થયેલા હુકમનામાની બજાવણીમાં તે જપ્તીને પાત્ર છે. ( ૧૦ વડોદરા ૮૨ તથા ૧૭ વડોદરા ૪૧૦ તથા ૧૮ વડોદરા ૨૫૬–૪૪૬ તથા ૧૯ વડોદરા ૧૦૭ અને ૩૧ વડોદરા ૨૦૩ ).

વળતર આપવાના સંબંધમાં ઠરાવ્યું કેઃ—વળતર નિયમના કારણ સારૂ જમીન અને તેમાંનો કુવો કે ઇમારત કે ઝાડ મળીને જમીન ગણાય છે. તેથી જમીન અને તેમાંનો કુવો એની જુદી જુદી કિંમત ઠરાવવાની પદ્ધતિ કાયદેસર નથી. જમીનમાં કુવો હોય તો તે વાત ધ્યાનમાં રાખી જમીનની કિંમત ઠરાવવી જોઇએ. ( ૨૪ વડોદરા ૪૫૫ તથા ૩૦ મદ્રાસ ૧૫૧ તથા ૯૨ મુંબાઇ ૨૩૪ અને ૩૩ વડોદરા ૩૯૮ ).

ખેડુતના ખાતાની જમીન હરાજ કરવાના સંબંધમાં ઠરાવ્યું કેઃ—હુકમનામાનો દેણદાર ખેડુત હોય અને તેની ઉપર તેણે ગીરો લખી આપેલી ખેતીની જમીન વેચી નાણાં વસુલ કરવાનું હુકમનામું થયું હોય ત્યારે એવા હુકમનામાની બજાવણીમાં પણ તે જમીન પૈકી તેના અને તેના કુટુંબના નિર્વાહ પુરતી જમીન ન્યાયાધીશી જપ્ત કે વેચાણ કરી શકતી નથી. ( ૩૩ અલ્હાબાદ ૧૩૬ તથા ૫૧ ઈ. કે. ૫૫૩ તથા ૪૩ અલ્હાબાદ ૫૪૭ તથા ૨૮ વડોદરા ૧૩૦ અને ૩૪ વડોદરા ૨૬૫ ).

# બારખળી જમીન સંબંધે ધારા.

## પ્રકરણ ૩ જું.

### બારખળી જમીન સંબંધે ધારા.

બારખળી જમીનના વહીવટ સંબંધે ખાલસામાં, વડોદરા રાજ્યમાં તથા જુદી જુદી એજન્સીઓમાં જુદા જુદા નિયમો થયેલા છે. આ નિયમો જ્યાંસુધી એક સાથે વાંચવામાં ન આવે ત્યાંસુધી જુદી જુદી જગ્યાના કેવા ધારાઓ છે તે સમજવામાં આવે નહિં. તેમજ જે ફેરફાર હોય તે સરખાવી શકાય નહિ; તેથી અને બધી જગ્યાએથી આ બાબતના ધારા મંગાવ્યા. તેમાં બ્રિટિશ મુલક સંબંધે થયેલ ધારા મળવા લખાણ કરતાં અમદાવાદના મહેરબાન તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબ તરફથી હુકમ નંબર ટી. એસ. ઓ ૭૩૧ એ. તા. ૧૧-૧૦-૧૯૨૬ થી જણાવામાં આવ્યું કે બ્રિટિશ ખાલસા મુલક માટે જુદા બારખળી નિયમો થયેલા નથી; પરંતુ તાલુકદારો માટે તાલુકદારી એકટ સને ૧૮૮૮ નો ૬ ઠો સને ૧૯૦૫ ના એકટ નંબર ૨ થી થયેલા સુધારાવધારા સાથેનો અમલમાં હોઈ તાલુકદારોને લાગુ છે તે પ્રમાણે વહીવટ ચાલે છે. આ પ્રમાણે જવાબ મળવાથી તે એકટ આખો આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યો છે. તેમાં એને લગતાં જે કંઈ ધારા ધોરણો તથા સરકારના ઠરાવો મળી આવ્યા તે દાખલ કર્યા છે.

બનાસ કાંઠા એજન્સી માટે આ બાબતના કંઈ પણ ધારા થયેલા નથી એમ બનાસ કાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ તરફથી નંબર એ. એલ. એન. ડબલ્યુ ૧૨૯ તા. ૧૩/૨૪ ૧૦-૧૯૨૬ થી આવ્યું છે. તેથી ત્યાંની આ બાબતની હકીકત દાખલ થઈ નથી.

વડોદરા રાજ્યમાં આ બાબતના બે નિયમો થયેલા છે (૧) સરકારી બારખળી જમીન માટે અને (૨) બાંહેધરી જમીન માટે. આ પ્રમાણે બે નિયમો પ્રસિદ્ધ થયેલા છે તે સત્તાવાર દાખલ કરવામાં આવ્યા છે.

મહીકાંઠા એજન્સી તથા વેસ્ટર્ન ઇંડીયા સ્ટેટ એજન્સી (કાઠીયાવાડ)ના નિયમો જે પ્રસિદ્ધ થયેલા તે લેવામાં આવ્યા છે. તેમજ એજન્સીઓ સંબંધે આવી બાબતના ફૈસલાના અંગે સરકારના ઠરાવો થયેલા તે પણ જરૂર જોગ દાખલ કરવામાં આવ્યા છે.

# (૧) બ્રિટિશ જીલ્લા માટે એકટ.

## સને ૧૮૮૮ નો મુંબઈનો આકટ નંબર ૬ ઠો.

અમદાવાદ, ખેડા, ભરૂચ તથા પંચમહાલ જિલ્લાઓમાંના કેટલાક વરિષ્ટ જમીન ધારણ કરનારાઓએ ધારણ કરેલી એસ્ટેટનાં મહેસુલના વહિવટની તજવીજ કરવા બાબતનો તથા મુંબઇના સન ૧૮૬૨ ના ૬ ઠા આકટનો હવે પછી અમલ બંધ રાખવા બાબતનો આકટ.

સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસૂલના કાયદાના કેટલાક ભાગો અમદાવાદ, ખેડા, ભરૂચ તથા પંચમહાલ જિલ્લાઓમાંના કેટલાક વરિષ્ટ જમીન ધારણ કરનારાઓએ ધારણ કરેલી એસ્ટેટને લાગુ પડવાની બાબતમાં શક છે તે દૂર કરવો; તથા સદરહુ એસ્ટેટના મહેસૂલનો વહિવટ કરવા બાબત તથા તેની વહેંચણી કરવા બાબત વિશેષ ઠરાવ કરવો યોગ્ય છે. વાસ્તે નીચે લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

### ભાગ ૧ લો—પ્રથમ નિયમો.

**ટુંકુ નામ.**

૧. (૧) આ આકટને "સન ૧૮૮૮ નો ગુજરાતના તાલુકદારો બાબતનો આકટ" કહેવો.

(૨) તે અમદાવાદ, ખેડા, ભરૂચ, તથા પંચમહાલ જિલ્લાઓનેજ લાગુ પડે છે.

**વ્યાખ્યાઓ.**

૨. (૧) આ આટકમાં, વિષય ઉપરથી અથવા આસપાસના સંબંધ ઉપરથી બાધ આવતો નહિ હશે તોઃ—

**"તાલુકદાર."**

(અ) "તાલુકદાર" આ શબ્દમાં ઠાકોરનો, મેવાસીનો, કસબાતીનો, તથા નાયકનો અને જે મૂળ ગામેતી પ્રત્યક્ષ સરકાર પાસેથી જમીન ધારણ કરતો હોય તે મૂળ ગામેતીનો સમાવેશ થાય છે.

**"નોંધેલો તાલુકદાર."**

(બ) "નોંધેલો તાલુકદાર" એ શબ્દનો અર્થ જે કોઇ એકના એક તાલુકદારનું નામ અથવા તાલુકદારી એસ્ટેટના કેટલાક સહભાગીદારો પૈકી જે સૌથી વડા અથવા મુખ્ય તાલુકદારનું નામ સરકારી દફતરમાં સદરહુ પ્રકારની એસ્ટેટ ધારણ કરનાર તરીકે અથવા સદરહુ એસ્ટેટ ધારણ કરનારા જુદા જુદા સહભાગીદારોના વારસવકીલ તરીકે કાયદેસર નોંધ્યું હશે તે એકનો એક તાલુકદાર અથવા તે સૌથી વડો અથવા મુખ્ય ભાગીદાર.

**"જમા"**

(ક) "જમા" એ શબ્દનો અર્થ તાલુકદારે સરકારમાં આપવાનું જમીન મહેસૂલ.

**"બીજાને નામે કરી આપવું"; "જે માણસને નામે કરી આપ્યું હોય તે માણસ."**

(ડ) "બીજાને નામે કરી આપવું." આ શબ્દોનો અર્થ માલીકપણું બીજાને કરી આપવું, અને "જે માણસને નામે કરી આપ્યું હોય તે માણસ." આ શબ્દોનો અર્થ જે માણસને નામે માલકીપણું કરી આપ્યું હોય તે માણસ.

(ઇ) "બોજો" આ શબ્દમાં ધરાણીઆ હક્કનો, ચાર્જનો, બીજાની વસ્તુનો ઉપભોગ કરવાના હક્કની દેણગીનો, તથા સામાન્ય ખેડુતના અથવા જેને નામે કરી આપ્યું હોય તે માણસના અથવા તાલુકદારના હિતસંબંધ શિવાયના બીજા કંઈપણ હિતસંબંધનો સમાવેશ થાય છે; અને "બોજાવાળો" આ શબ્દનો અર્થ જે માણસને બોજાનો હક્ક સ્વાધીન થાય તે માણસ.

**"બોજો."**

(ફ) સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસૂલના કાયદામાં જે કોઇ શબ્દની અથવા વાક્યની વ્યાખ્યા આપી હશે અને આ આકટમાં ઉપર આપી હશે નહિ તે શબ્દ અથવા વાક્યનો અર્થ સદરહુ કાયદામાં જેવો કર્યો હશે તેવોજ છે એમ સમજવું.

**મુંબઇના જમીન મહેસૂલના કાયદામાં વ્યાખ્યા કરેલા શબ્દો તથા વાકયો.**

(૨) વિષય ઉપરથી અથવા આસપાસના સંબંધ ઉપરથી બાધ આવતો નહિ હશે તો, ૨ જા ભાગમાં, "તાલુકદાર" એ શબ્દમાં દુમાલા નહીં હોય એવી જે એસ્ટેટોનું જમીન મહેસૂલ ઉધડ ધારાથી ઠરાવ્યું હોય તે એસ્ટેટોના કોઈપણ વર્ગના ધારણ કરનારાઓને સદરહુ ભાગના ઠરાવો મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેર ખબર પ્રસિદ્ધ કરીને વખતે વખતે લાગુ પાડવાનું ગવર્નર ઇન્ કાઉન્સીલને યોગ્ય લાગે તે ધારણ કરનારાઓનો સમાવેશ થાય છે.

**૨ જા ભાગમાં "તાલુકદાર" એ શબ્દનો અર્થ.**

૩. સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસૂલના કાયદાની ૧૪૪ મી કલમ માંહેના "અથવા કોઇ તાલુકદારી એસ્ટેટના" એ શબ્દો રદ કર્યા છે.

**સન ૧૮૭૯ ના મુંબઇના આકટ ૫ ની ૧૪૪ મી કલમનો ભાગ રદ કરવા બાબત.**

## ભાગ ૨ જો.—સર્વે તથા સેટલમેન્ટ બાબત.

### રેવન્યુ સર્વે.

૪. સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસૂલના કાયદાના જે ઠરાવો રેવન્યુ સર્વેને અથવા સુધારેલી રેવન્યુ સર્વેને લાગુ પડે એવા હશે તે ઠરાવો મુજબ કોઇપણ તાલુકદારી એસ્ટેટની રેવન્યુ સર્વે અથવા સુધરેલી રેવન્યુ સર્વે કરવા બાબત હુકમ ફરમાવવાનું જ્યારે ગવર્નર ઇન્ કાઉન્સીલને યોગ્ય લાગે ત્યારે તેમ કરવાનો તેમને કાયદાથી અધિકાર છે.

**તાલુકદારી એસ્ટેટની સર્વે કરવાનું ફરમાવવાનો સરકારને અધિકાર છે.**

### સેટલમેન્ટ પત્રક.

૫. સદરહુ કાયદાની ૧૦૮ મી કલમ મુજબ સર્વે અમલદારે સદરહુ પ્રકારની કોઇપણ સર્વે કરતી વખતે, તૈયાર કરેલાં સેટલમેન્ટ પત્રકમાં, સરકાર બીજી રીતે ફરમાવે નહીં તો સદરહુ કલમમાં નિર્દિષ્ટ કરેલી વિગતને બદલે હેઠળ લખેલી વિગત હોવી જોઇયે, (એટલે):

**તાલુકદારી એસ્ટેટના સેટલમેન્ટ પત્રકમાં શું શું હોવું જોઇએ.**

(અ) દરેક સર્વે નંબરનું ક્ષેત્રફળ તથા આકાર.

(બ) નોંધેલા તાલુકદારનું નામ, તથા જો સહભાગીદારો હોય તો તે પૈકી દરેક સહભાગીદારનું નામ, તથા તે એસ્ટેટમાં દરેકનો હિતસંબંધ કેટલે સુધી છે તે.

(ક) જો એસ્ટેટ અવિભક્ત હશે તોઃ—

(૧) સઘળા સહભાગીદારોને સામાન્ય હશે એવાં સાધનથી જે નફો મળે તે તેઓમાં કઇ રીતે વહેંચવો તે રીત.

(૨) દરેક સહભાગીદારે જમાનો, પોલીસ ચાર્જનો, હદનિશાન ઉભાં કરવાના તથા ઠીકઠાક રાખવાના ખર્ચનો, તથા વિદ્યમાનકાળે જે કોઇપણ કાયદો અમલમાં હોય તે કાયદા મુજબ જે કોઇપણ બીજા ચાર્જને સહભાગીદારો સામાન્ય રીતે પાત્ર હોય તે બીજા ચાર્જનો જે ભાગ આપવાનો હોય તે ભાગ.

(૩) સહભાગીદારોએ ખેડુતો પાસેથી કઇ રીતે (ગણોત) ઉઘરાવવું તે રીત.

(ડ) જો એસ્ટેટની વહેંચણી થઇ હશે અને સહભાગીદારો પોતપોતાના ભાગ જુદા જુદા ધારણ કરતા હશે તોઃ—

(૧) દરેક જુદો ભાગ કેટલો છે તે તથા તેની હદ.

(૨) સદરહુ દરેક ભાગના જુદા જુદા પેટા ભાગીદારો જો કોઇ હોય તો તેઓની બાબતમાં, જ્યારે કોઇ એસ્ટેટ અવિભક્ત હોય ત્યારે સઘળા સહભાગીદારોની બાબતમાં જે વિગત આપવાની જરૂર છે તેજ વિગત.

(ઇ) એસ્ટેટ અથવા તેનો કોઇપણ ભાગ જે માણસને નામે કરી આપ્યો હોય તે દરેક માણસનું નામ તથા વર્ણન તેમજ તે એસ્ટેટ અથવા તેના કોઇપણ ભાગ ઉપરના દરેક બોજાવાળા માણસનું નામ તથા વર્ણન તથા દરેકના હિતસંબંધનો પ્રકાર તથા વિસ્તાર, અને તેમાં હેઠળ લખેલી વાતો સ્પષ્ટ કરી કહેવી જોઇએઃ-

(૧) સદરહુ પ્રકારનો હિતસંબંધ જેટલા કુલ ક્ષેત્રફળ ઉપર લાગુ હોય તે ક્ષેત્રફળ.

(૨) જે માણસને નામે કરી આપ્યું હોય તે દરેક માણસે તથા દરેક બોજાવાળાએ આપવાનું અથવા તેણે લેવાનું જો કાંઈ ભાડું અથવા જમીન મહેસૂલ હોય તો તેની રકમ તથા પ્રકાર.

(૩) સદરહુ હિતસંબંધનો આધાર, એટલે તે બક્ષીસ છે, કરાર છે, રિવાજ છે કે બીજું કાંઇ છે.

(૪) નોકરોની અથવા બીજી જે કોઇ શરતો ઉપર સદરહુ હિતસંબંધનો આધાર હશે તે શરતો.

(૫) સરકાર વખતે વખતે જે બીજી વિગતો ફરમાવે તે બીજી વિગતો.

## તકરારનો નિકાલ.

**જે બાબતો ૫ મી કલમ મુજબ નોંધવાની છે તે સંબંધી તકરારનો નિકાલ સર્વે અમલદારે કરવો.**

૬. (૧) સદરહુ પત્રક જે સર્વે અમલદાર બનાવતો હોય તેને એમ માલમ પડે કે આ આકટ મુજબ જે કોઇપણ બાબત તેમાં નોંધવાને તે બંધાયલો છે તે બાબત વિષે કાંઇ તકરાર છે તો તકરાર કરનાર પક્ષકારો પૈકી કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી અથવા પોતાની મેળે સદરહુ તકરારની તપાસ કરી તેનો નિકાલ કરવાનો તથા સદરહુ પત્રક તે પ્રમાણે બનાવવાનો તેને અધિકાર છે.

(૨) પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ સર્વે અમલદારને એમ જણાય કે સદરહુ પ્રકારની કોઇપણ તકરારનો આખરનો ઠરાવ યોગ્ય હકુમતવાળી કોઇ કોર્ટ કરી ચુકી છે ત્યારે તે પત્રકમાં નોંધ કરવી, તે સદરહુ ઠરાવ મુજબ કરવી જોઇયે.

## કાગળપત્ર રાખવા તથા સુધારવા બાબત.

**સેટલમેન્ટના કાગળપત્રો કોણે રાખવા, અને**

૭. (૧) કોઇ તાલુકદારી એસ્ટેટનું સર્વે સેટલમેન્ટ પુરૂં થયા પછી સદરહુ પત્રક તથા તેના બીજા કાગળપત્રો કલેકટરે રાખવા જોઇયે, અને તે પત્રકની એકેક નકલ દરેક નોંધેલા તાલુકદારને મફત મળવાનો હક્ક છે, પણ તેની નકલ કરામણીની ફી આપવી પડશે.

**વખતે વખતે સુધારવા.**

(૨) સદરહુ પત્રક તથા બીજા કાગળપત્રો જ્યાં સુધી સર્વે અમલદારના હવાલામાં હોય ત્યાં સુધી તે સર્વે અમલદારે અને ત્યાર પછી કલેકટરે, જે ફેરફાર થાય તે સઘળા તથા તે પત્રકમાં તથા કાગળપત્રોમાં નોંધેલા હક્ક તથા હિતસંબંધ પૈકી કોઇપણ હક્ક અથવા હિતસંબંધને અસર કરતી દરેક વાત તેમાં નોંધાવવી જોઇએ; તથા તેમાં કાંઇ હસ્તદોષ થયો હોય તો તે તેમજ બીજી કંઇ ભુલ તેમાં થઇ છે એમ તેમાં હિતસંબંધ રાખનારા સઘળા પક્ષકારો કબુલ કરતા હોય તે બીજી ભુલ કોઇપણ વખતે સુધારવી અથવા સુધરાવવી જોઇએ.

**કલમ ૬ ઠી અથવા કલમ ૭ મી મુજબ કરેલા ઠરાવ રદ કરવા બાબત સરકાર વિગેરેની ઉપર દાવા કરવાને બાધ છે.**

૮. (૧) કોઇ સર્વે અમલદારનો અથવા કોઇ કલેકટરનો કલમ ૬ ઠી અથવા કલમ ૭ મી મુજબ કરેલો કોઇપણ ઠરાવ અથવા હુકમ રદ કરવા માટે સરકાર ઉપર અથવા સરકારના કોઇ અમલદાર ઉપર કોઇપણ ફરિયાદ ચાલશે નહિ.

**પરંતુ પક્ષકારોએ પો-**

(૨) પરંતુ સદરહુ પત્રક તથા બીજા કાગળપત્રો સુધારવા સારૂ સર્વે અમલદારને કે સર્વે સેટલમેન્ટ પુરૂં થયું હોય ત્યારે કલેકટરને પક્ષકારોએ પોતપોતાની દરમિયાન યોગ્ય હકુમતવાળી કોઇ કોર્ટ પાસેથી મેળવેલા હરકોઇ આખ

**તપોતાની દરમિયાન મેળવેલા હુકમ ના- માનો અમલ કરવો.** રના હુકમનામાની સહીવાળી નકલ સાથે રાખી, યોગ્ય રીતે અરજી કરેથી સદરહુ હુકમનામા મુજબ તે પત્રક તથા બીજા કાગળ પત્રો સદરહુ સર્વે અમલદારે અથવા કલેકટરે વખતે વખતે સુધારવાં જોઇયે.

(૩) પક્ષકારોની અથવા તેઓના સંબંધથી દાવો કરનારા બીજા માણસોની દરમિયાન દિવાની કોર્ટમાં કાંઈ ફરિયાદ થાય તેમાં, કલમ ૬ ઠી અથવા કલમ ૭ મી મુજબ કોઇ સર્વે અમલદારે અથવા કલેકટરે કરેલો ઠરાવ અથવા હુકમ તેમાં ઠરાવેલી કંઇપણ બાબત સંબંધી નિર્ણયકારક છે એમ ગણાશે નહિ.

**કાગળપત્રમાં કરેલા ફેર- ફારથી અસર થતાં પક્ષકારોને તે બાબતની ખબર આપવી.**

૯. સદરહુ પત્રકમાં તથા બીજા કાગળપત્રોમાં કરેલા દરેક ફેરફારથી અસર થતા પક્ષકારો પૈકી દરેકને તે બાબતની ખબર કંઇપણ ઢીલ કર્યાં શિવાય સદરહુ ફેરફાર કરનાર અમલદારે આપવી.

## ભાગ ૩ જો—વહેંચણી કરવી.

**જે શખસોને વહેંચણ કરાવવાનો હક્ક છે તે શખસો.**

૧૦. (૧) કોઇ તાલુકદારી એસ્ટેટના કોઇ ભાગ ઉપર તેનો હક્ક છે એમ ઠરાવનારૂં કોઇ યોગ્ય હકુમતવાળી કોર્ટનું આખરનું હુકમનામું જે શખસે મેળવ્યું હોય તે દરેક શખસને, તથા જે સહભાગીદાર તરીકે ૫ મી કલમ મુજબ તૈયાર કરેલા સેટલમેન્ટ પત્રકમાં નોંધ્યું હોય તે દરેક સહભાગીદારોને તથા સદરહુ પત્રક તૈયાર થતાં સુધીમાં, ઉપર કહેલા કોઇપણ ભાગ ઉપરના જે શખસના હક્ક બાબત તેજ એસ્ટેટમાંના કોઇ ભાગ ઉપર દાવો કરનાર બીજા કોઇપણ શખસે તકરાર લીધી નહિ હોય તે દરેક શખસને પોતાનો ભાગ બાકીની એસ્ટેટમાંથી છુટો પડાવવાનો તથા તે ભાગ એક જુદી એસ્ટેટ તરીકે ધારણ કરવાનો હક્ક છે.

(૨) સદરહુ પ્રકારના કોઇપણ બે અથવા વધારે સહભાગીદારોને અથવા શખસોને પોતાના ભાગ બાકીની એસ્ટેટમાંથી છૂટા પડાવવાનો તથા તે ભાગો એક જુદી એસ્ટેટ તરીકે એકઠા ધારણ કરવાનો હકક છે.

**વહેંચણ કરવા બાબતની અરજી કોને કરવી.**

૧૧. વહેંચણ કરવા બાબતની અરજી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા આ અર્થે આલીજા ગવર્નર ઇન્ કાઉન્સીલ જે કોઇ બીજા અમલદારને નીમે તે અમલદારને કરવી જોઇયે.

**અરજી બાબતનું જાહેરનામું કરવું.**

૧૨. (૧) વહેંચણ કરવા બાબતની અરજી આવ્યા ઉપરથી તે દેખીતી રીતે વાંધો લેવા લાયક નહીં હોય તો તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે, તે અરજી જે એસ્ટેટ બાબત હોય, તે એસ્ટેટ જે તાલુકામાં આવી હોય તે તાલુકાના મામલતદારની કચેરીમાં તથા જે

ગામમાં તે આવી હોય તે ગામમાં પ્રસિદ્ધ ઠેકાણે અથવા સદરહુ એસ્ટેટની અંદર આવી જતા ગામો પૈકી દરેક ગામમાં, જેમ હોય તેમ, તે અરજી બાબતનું જાહેરનામું ચોઢી પ્રસિદ્ધ કરવું જોઇયે.

**તે અરજી કરવામાં સામેલ નહી થયા હશે તેવા સહભાગીદારો ઉપર નોટીસ બજાવવી.**

(૨) વળી તેણે જણાયલા સહભાગીદારો પૈકી જે ભાગીદાર અરજી કરવામાં સામિલ થયો નહીં હોય તે દરેક સહભાગીદારના ઉપર એક નોટીસ બજાવવી; અને તે નોટીસમાં મુકરર કરેલે દિવસે પોતાની રૂબરૂ તે સહભાગીદારો પૈકી જે કોઇને સદરહુ વહેંચણ કરવા બાબત કાંઇ હરકત હશે તેણે જાતે અથવા કોઇ યોગ્ય અધિકારવાળા મુખત્યાર મારફત હાજર થઇ તેની હરકત કહેવાનું ફરમાવવું. અને તે મુકરર કરેલો દિવસ તે નોટીસ કાહાડયાની તારીખથી ત્રીસ દિવસ કરતાં ઓછો અથવા સાઠ દિવસ કરતાં વધારે હોવો ન જોઇયે.

**નોટીસ સહભાગીદારની ઉપર હાથોહાથ બજાવી શકાય નહિ ત્યારે કેમ કરવું.**

૧૩. કંઇપણ કારણને લીધે, કોઈપણ સહભાગીદારની ઉપર નોટીસ હાથોહાથ બજાવી શકાય નહીં ત્યારે સદરહુ પ્રકારનો સહભાગીદાર છેલ્લો કીયા ઘરમાં રહેતો હતો એ જાણ્યામાં હોય તો, તે ઘરના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર તે નોટીસની એક નકલ ચોટીને અથવા તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલા બીજા અમલદારની નજરમાં બીજી જે રીતે યોગ્ય જણાય તે રીતે તે નોટીસ બજાવવી એવો હુકમ તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે કરવો.

**લીધેલી હરકત સ્વીકારવામાં આવી હોય ત્યારે વહેંચણ કરવાની ના કહેવાનો અધિકાર છે.**

૧૪. મુકરર કરેલે દિવસે અથવા તે પહેલાં કોઇપણ ભાગીદારે વહેંચણ બાબત કંઇપણ હરકત લીધી હોય અને તે હરકત ધ્યાનમાં લીધા પછી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરના અથવા ઉપર કહેવા બીજા અમલદારના અભિપ્રાયમાં એમ આવે કે વહેંચણ ન કરવા દેવાનું કાંઇ સબળ તથા પુરતુ કારણ છે તો તે અરજી નામંજુર કરવાનો તેને અધિકાર છે; અને તેણે નામંજુર કરવાનાં કારણો દફતરે નોંધી રાખવાં.

**ટાઇટલ (હકક) બાબતનો સવાલ ઉઠયો હોય ત્યારે કેમ કરવું.**

૧૫ (૧) સદરહુ હરકતમાં વહેંચણ સંબંધી અરજદારના હક્ક બાબત કાંઇપણ સવાલ અથવા ટાઇટલ બાબત બીજો કાંઇપણ સવાલ ઉઠે અને તેનો કોઈ યોગ્ય અધિકારવાળી કોર્ટ તરફથી નિકાલ થઇ શકયો નહિ હોય તો તે સવાલનો કોઇ યોગ્ય અધિકારવાળી કોર્ટથી નિકાલ થતાં સુધી સદરહુ અરજી મંજુર કરવાની ના કહેવાને અથવા તે વખતે એવી કોઇ કોર્ટમાં સદરહુ સવાલનો નિકાલ થવાનો સંભવ હોય એવી કાંઇ ફરિઆદ ચાલતી નહિ હોય તો તે હરકતના ગુણદોષ તપાસવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર મુખત્યાર છે.

(૨) હરકતના ગુણદોષ તપાસવામાં આવે તે પ્રસંગે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે જરૂરની ચોકસી કર્યા પછી

**તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે, અથવા સરકારે નીમેલા અમલદારે ક્યારે તથા કેવી રીતે ઠરાવ કરવો.**

તથા જે પુરાવો આપવામાં આવે તે લીધા પછી તે બાબતનો ઠરાવ કરવો જોઇયે; અને તે ઠરાવમાં, વહેંચણ થવા માટે અરજ કરનાર પક્ષકાર અથવા પક્ષકારોના તથા એસ્ટેટના બીજા કોઇ સહભાગીદારો હોય તો તેઓના હિતસંબંધ કેવા પ્રકારના તથા કેટલે સુધીના છે તે જણાવવું અને તે ચોકસીનો ખરચ તથા વહેંચણનો ખરચ કોણે અને શા પ્રમાણમાં આપવો તે ફરમાવવું. અને એ ખરચ જમીન મહેસૂલની બાકી તરીકે વસૂલ કરી શકાશે.

**ઠરાવ કરતાં પહેલાં કામ ચલાવવાની રીત.**

(૩) સદરહુ પ્રકારની કોઇપણ ચોકસી કરતી વખતે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે સન ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદામાં અવલ ફરિયાદોની તજવીજ કરવા બાબત જે રીત ફરમાવી છે તેજ રીતે કામ ચલાવવું, અને સદરહુ કાયદાના ૪૭ મા બાબના ઠરાવો જેટલે સુધી અવલ ફરિયાદમાં કરેલા ફેંસલાની ફરી તપાસને લાગુ પડે છે તેટલે સુધી સદરહુ ઠરાવો તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે કરેલા ઠરાવને લાગુ પડશે. સદરહુ તપાસતાં ઉત્પન્ન થતો કોઇ પણ સવાલ પક્ષકારોની સમંતિથી લવાદી પર સોંપવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર મુખત્યાર છે અને સદરહુ સોંપણને તેજ કાયદાના લવાદો સંબંધી ઠરાવ લાગુ પડશે એમ સમજવું.

**તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરના અથવા બીજા અમલદારના ઠરાવ ઉપર અપીલ સાંભળવાનો ડિસ્ટ્રિક્ટ કોર્ટને અધિકાર છે.**

૧૬ (૧) ૧૫ મી કલમ મુજબ તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરના અથવા ઉપર કહેલા બીજા અમલદારના કોઇપણ ઠરાવ ઉપર અથવા તેના કોઇપણ ભાગ ઉપર અપીલ, જાણે સદરહુ પ્રકારનો ઠરાવ જે કોર્ટના ઠરાવ ઉપર અપીલ સાંભળવાનો ડિસ્ટ્રિક્ટ કોર્ટને અધિકાર હશે તે કોર્ટનું હુકમનામુ હોય તે પ્રમાણે ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં ચાલશે.

**અને વહેંચણ કરવાનું અટકાવવાનો સદરહુ કોર્ટને અધિકાર છે.**

(૨) સદરહુ પ્રકારની અપીલ થયા ઉપરથી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા ઉપર કહેલા બીજા અમલદારને તે અપીલનો નિકાલ થતાં સુધી વહેંચણ કરવાનું બંધ રાખવા બાબત હુકમ કરવાને ડિસ્ટ્રિક્ટ કોર્ટ મુખત્યાર છે.

**વહેંચણ શી રીતે કરવી તે બાબત.**

૧૭ (૧) જ્યારે વહેંચણ કરવાનો ઠરાવ થયો ત્યારે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે પક્ષકારોની નજરમાં આવે તો જાતે વહેંચણ કરવાનું તેમની ખુશી ઉપર રાખવું; તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે ઠરાવેલી મુદતની

અંદર વહેંચણ કરવાને તે પક્ષકારો કબુલ ન થાય અથવા તેઓ વહેંચણ ન કરે તો તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે પંડે વહેંચણ કરવી, અથવા તેને યોગ્ય લાગે તો વહેંચણ કરવા સારૂ તે પક્ષકારોએ નિમેલા લવાદોને સદરહુ કામ સોંપવું.

(૨) સદરહુ વહેંચણ કરવામાં તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા ઉપર કહેલા બીજા અમલદારને તથા તેના હુકમ મુજબ કામ કરનાર હરકોઈ શખસને જે એસ્ટેટની વહેંચણ કરવાની હશે તેની હદ ઠરાવવા સારૂ, જમીનની સર્વે કરવા સારૂ તથા બીજા કારણ સારૂ તે એસ્ટેટમાં પેસવા બાબત જે અધિકાર સર્વે અમલદારોને સન ૧૮૭૯ ના મુંબઈના જમીન મહેસુલના કાયદાથી આપ્યા છે તેજ અધિકાર છે.

**વહેંચણ પુરી થાય ત્યારે તે વહેંચણ મંજુર રાખવાનો હુકમ કરવો તે બાબત.**

૧૮. (૧) વહેંચણ પુરી થાય એટલે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે તે મંજુર કરવાનો હુકમ કરવો.

**હુકમ બાબત જાહેરનામુ.**

(૨) સદરહુ પ્રકારનો હુકમ કર્યા પછી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે તે વાતનું જાહેરનામું, જે એસ્ટેટના ભાગ કર્યા હોય તે એસ્ટેટ જે તાલુકામાં આવી હોય તે તાલુકાના મામલતદારની કચેરીમાં તથા જે ગામમાં તે આવી હોય તે ગામમાં અથવા સદરહુ એસ્ટેટમાં આવી જતા ગામો પૈકી દરેક ગામમાં, જેમ હોય તેમ, કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢી પ્રસિદ્ધ કરવું જોઇયે; અને

**વહેંચણ કયારે અમલમાં આવશે.**

તે વહેંચણ સદરહુ જાહેરનામાની તારીખ પછીના જુન મહિનાની પહેલી તારીખે અને તે તારીખથી અથવા સદરહુ જાહેરનામાની તારીખ પછીના જુન મહિનાની પેહેલી તારીખ અને અકટોબર મહિનાની પેહેલી તારીખની દરમિયાન બીજી જે તારીખ તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર સદરહુ એસ્ટેટમાં ખેડાણ હમેશ કઇ રૂતુમાં થાય છે તે ઉપર નજર રાખી ઠરાવે તે તારીખે તથા તે તારીખથી અમલમાં આવશે.

**કબજો સ્વાધીન કરવા બાબત.**

૧૯. (૧) કોઇપણ સહભાગીદારને ભાગે આવેલો ભાગ અથવા તેનો કોઈપણ ટુકડો તે સહભાગીદારને કોઇપણ દિવાની કોર્ટ કોઇ હુકમનામાની બજાવણીમાં એવો ભાગ અથવા ટુકડો જે રીતે તેને સ્વાધીન કરવાનો સન ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદા મુજબ હુકમ કરી શકે તે રીતે સ્વાધીન કરવાનો ઉપર કહેલી તારીખ પછી કોઇપણ વખતે જો જરૂર પડે તો હુકમ કરવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર મુખત્યાર છે.

(૨) તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરના અથવા ઉપર કહેલા બીજા અમલદારના હુકમની બજાવણી કરવામાં જે અમલદારને તે હુકમની બજાવણી

**હરકત અથવા અડચણ થાય તો તેનું શું કરવું.** કરવાનું સોંપ્યું હોય તે અમલદારને કોઇપણ શખસ હરકત અથવા અડચણ કરે, અથવા કોઇ સહભાગીદારને ભાગે આવેલા ભાગનો અથવા તે ભાગના કોઇપણ ટુકડાનો કબ્જો મેળવતાં તેને કાંઇ હરકત અથવા અડચણ થાય તો સન ૧૮૭૯ ના મુંબાઈના જમીન મહેસૂલના કાયદાની ૨૦૨ જી કલમ પ્રમાણે કરેલા કોઈ હુકમની બજાવણી કરવામાં જે હરકત અથવા અડચણ થઇ હોય તેના વ્યાજબીપણા બાબત તપાસ કરવાના કારણ સારૂ તથા તે હરકત અથવા અડચણ આગળ ચાલુ રહેવાનું બંધ કરવા સારૂ સદરહુ કલમથી કલેકટરને જે પ્રમાણે ચાલવાનો અધિકાર આપ્યો છે તે પ્રમાણે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે ચાલવું.

**વહેંચણ મંજુર કરવાના હુકમ ઉપર અપીલ કમિશ્નર આગળ ચાલશે.** ૨૦. તાલુકદારી સેટલન્ટ ઓફિસરના અથવા ઉપર કહેલા બીજા અમલદારના વહેંચણ મંજુર રાખવાના ઠરાવ ઉપર અપીલ કમિશ્નરને સદરહુ પ્રકારની વહેંચણની મંજુરીના હુકમની તારીખથી એક વર્ષની અંદર કરી હશે તો ચાલશે.

**વહેંચણ બાબતની ફરિયાદ અથવા અરજી લેવામાં દિવાની કોર્ટને બાધ છે.** ૨૧. કોઈ તાલુકદારી એસ્ટેટની વહેંચણ કરવા માટેની કાંઈપણ ફરિયાદ અથવા અરજી કોઇપણ દિવાની કોર્ટે લેવી નહિ; પણ એવું ઠરાવ્યું છે કે મલિકા માઆઝમાની ન્યાયખાતાની મુંબાઇની હાઇકોર્ટની હકુમતને આ કલમ માંહેના કોઈપણ મજકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

---

## ભાગ ૪ થો.—મહેસુલનો વહીવટ.

### તાલુકદારની જમા.

**તાલુકદારની જમા કેવી રીતે ગણવી.** ૨૨. (૧) જો કોઇ તાલુકદારની એસ્ટેટ અથવા તેના કોઇપણ ભાગ ઉપરનું જમીન મહેસૂલ સર્વતઃ અથવા અંતશઃ માફ થએલ નહિ હોય તથા જમીન મહેસુલ આપવાની તેની પાત્રતાને વિશેષ શરતો અથવા બંધીઓ લાગુ નહિ હોય તો સદરહુ પ્રકારની એસ્ટેટ અથવા તેના ભાગ બાબત સરકારને આપવાની જમા, જો તે એસ્ટેટને અથવા તેના ભાગને સર્વે સેટલમેન્ટ લાગુ કર્યું હોય તો, સદરહુ એસ્ટેટમાં અથવા તેના સદરહુ ભાગમાં આવેલી જમીનોના સર્વે આકારોની એકંદર રકમમાંથી સરકારે પ્રત્યેક પ્રસંગે કાંઇ રકમ બાદ કરવાનું ફરમાવ્યું હોય તો તે રકમ બાદ જતાં જે રહે તે છે એમ સમજવું.

(૨) સદરહુ પ્રમાણે નક્કી થયેલી જમાની રકમ ત્રીશ વરસથી વધારે નહિ એવી અમુક મુદ્દત સુધી કાયમ રહેશે એમ જાહેર કરવાનો અધિકાર આલીજા ગવર્નર ઇન્ કાઉન્સીલને છે.

**જમાની રકમ બાબત જે કબુલાયત તથા સેટલમેન્ટ હાલ અમલમાં હોય તે કાયમ રાખવા બાબત.**

૨૩. (૧) કોઇપણ તાલુકદારની જમાની રકમ બાબત અત્યાર સુધીમાં જે કોઇપણ કબુલાયત તેણે કરી હોય અથવા તેની સાથે થઇ હોય અને જે અદ્યાપિ સુધી અમલમાં હોય તે કબુલાયતનાં અથવા સરકારે અથવા સરકારના હુકમ મુજબ કોઇ મુદત સુધી જમાની રકમ બાબત જે કાંઇ સેટલમેન્ટ કર્યું હોય અને જે અદ્યાપિ સુધી અમલમાં હોય તે સેટલમેન્ટના કાયદેસરપણાને આ આક્ટ માંહેના કોઇપણ મજકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) સદરહુ પ્રકારની દરેક કબુલાયતનો તથા સેટલમેન્ટનો અમલ જાણે આ આક્ટ પાસર નહિ થયો હોય તેવી રીતે થશે.

**જમા બાબતની જવાબદારી.**

૨૪. (૧) નોંધેલો તાલુકદાર પોતાના ગામની જમા બાબત સરકારને પ્રથમ જવાબદાર છે, અને જો ભાગીદારો હોય તો તે જમા માટે સઘળા સહભાગીદારો એકામતે તથા એકાજતે જવાબદાર છે.

**તાલુકદાર કસુર કરે તો બીજા શખસોની પાત્રતા.**

(૨) જો નોંધેલો તાલુકદાર જમા આપવા બાબત કાયદેસર રીતે ઠરાવેલી કાનુનો પ્રમાણે જમા આપવાને ચુકે તો તે જમા તેના કોઇપણ સહભાગીદારો હોય તો તેમની પાસેથી અથવા કબજા સહિત કોઇપણ ધરેણે લેનારે ધારણ કરેલી મિલ્કતના સંબંધમાં અથવા કનિષ્ટ ધારણ કરનારના અથવા શખસના વાસ્તવિક કબજામાં તે એસ્ટેટ અથવા તેનો કોઇપણ ભાગ હોય તેણે ધારણ કરેલી મિલ્કતના સંબંધમાં જેટલી જમા લેહેણી હોય તેટલી જમા સદરહુ મુજબ કબજા સહિત ધરેણે લેનાર પાસેથી અથવા સદરહુ કનિષ્ટ ધારણ કરનાર અથવા સદરહુ શખસ પાસેથી વસૂલ કરવાનો અધિકાર છે.

**બીજા શખસો પાસેથી વસુલ કર્યું હોય તે મજરે આપવું.**

(૩) જમા સદરહુ પ્રકારના કોઇપણ સહભાગીદાર પાસેથી, કબજા સહિત ધરેણે લેનાર પાસેથી, કનિષ્ટ ધારણ કરનાર અથવા બીજા શખસ પાસેથી વસૂલ કરવામાં આવે ત્યારે તાલુકદારને મહેસૂલ આપવાના ઠરાવેલા અથવા મામૂલ વખતે અથવા તે વખત પછી જે પૈસા તાલુકદારને તેણે આપ્યા હોય તે સઘળા તેને મજરે અપવા, અને તેની પાસેથી જે રકમ વસૂલ કરવામાં આવશે તે તાલુકદારની સાથે તેનો જે હિસાબ હશે તેમાં મજરે મળવાનો તેને હક્ક છે.

**વહેંચણ કરી હશે ત્યારે જમા વહેંચી આપવા બાબત.**

૨૫. (૧) જ્યારે વહેંચણ થઇ હોય અને તાલુકદારી એસ્ટેટ જુદી જુદી ધારણ કરવામાં આવતી હોય ત્યારે તે એસ્ટેટ જે જુદા જુદા ભાગમાં વહેંચાઇ હોય તે દરેક ભાગની બાબતમાં આપવાની જમા કલેક્ટરે નક્કી કરવી જોઇયે અને ત્યાર પછી એવો દરેક ભાગ ૨૪ મી કલમના કારણો સારૂ જુદી એસ્ટેટ છે એમ સમજવું.

(૨) પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ એસ્ટેટ જે જુદા જુદા ભાગોમાં વહેંચાઇ હોય તે જુદા જુદા ભાગોની બાબતમાં આપવાની એકંદર જમા, તે આખી એસ્ટેટ જો હજુ અવિભક્ત રહી હોય તો તેના ઉપર જે જમા આપવી પડત તેના કરતાં વધારે હોવી ન જોઇયે.

## સરકારી અમલદારોએ તાલુકદારોની એસ્ટેટોનો વહિવટ કરવા બાબત.

**કેટલેક પ્રસંગે તાલુકદારી એસ્ટેટનો વહિવટ પોતાના હાથમાં લેવાનો કલેકટરને અધિકાર છે.**

૨૬. (૧) કોઇપણ તાલુકદારી એસ્ટેટના ભાગીદારો વચ્ચે તકરાર પડયાના સબબથી અથવા કાંઈ બીજા કારણથી આલીજા ગવર્નર ઇન્ કાઉન્સીલને એમ જણાય કે દેશની સુલેહને જોખમ પહોંચવાનું અથવા કનિષ્ટ ધારણ કરનારાઓના સુખને હાની થવાનું કાંઈ કારણ છે, તો સદરહુ એસ્ટેટને જપ્ત કરાવીને તેનો વહિવટ પોતાના હાથમાં લેવા અથવા આ કારણ સારૂ પોતે જે કોઈ એજન્ટ નીમે તેને તે વહિવટ સોંપવો એમ કલેકટરને ફરમાવવાને ગવર્નર ઇન્ કાઉન્સીલ મુખત્યાર છે: અને એવો હુકમ સરકારે જે કારણો ઉપરથી ફરમાવ્યો હોય તેની નકલ મળવા બાબત હરકોઈ નોંધેલો તાલુકદાર અથવા સહભાગીદાર અરજ કરે એટલે કલેકટરે તે નકલ તેને આપવી.

(૨) ઉપર કહ્યા પ્રમાણે જપ્ત કરીને કોઇપણ એસ્ટેટ વહિવટમાં લીધી હોય ત્યારે, તેના ભાગદારો અથવા તેઓ પૈકી એક અથવા વધારે ભાગદાર સદરહુ એસ્ટેટનો વહિવટ પાછો મળવા બાબત જીલ્લા માજીસ્ટ્રેટને હરકોઇ વખતે અરજી કરવાને મુખત્યાર છે; અને ઉપર કહ્યા પ્રમાણેની ધાસ્તી રાખવાને હવે કાંઇપણ કારણ નથી એમ તે અરજદારો જીલ્લા માજીસ્ટ્રેટની ખાત્રી થાય એવી રીતે સાબિત કરશે તો તે એસ્ટેટનો વહિવટ તાલુકદારને પાછો સોંપવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**વહેંચણ પુરી થતાં સુધી એસ્ટેટનો વહિવટ લેવાનો અધિકાર છે.**

૨૭. (૧) કમિસ્નરની મંજુર લઇને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા સરકારે નીમેલા બીજા અમલદારને જે એસ્ટેટની વહેંચણ થતી હોય તે એસ્ટેટ તે વહેંચણ પૂરી થતાં સુધી પોતાના વહિવટમાં લેવાનો અધિકાર છે.

(૨) પરંતુ એમ ઠરાવ્યું છે કે આ કલમ મુજબ મંજુરી મળવા સારૂ કમિસ્નરને લખાણ કરતાં પહેલાં તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે તેમ કરવાનો પોતાનો ઇરાદો છે એ બાબતની યોગ્ય નોટીસ પક્ષકારોને આપવી, તથા પક્ષકારો પૈકી કોઇપણ પક્ષકાર સદરહુ લખાણ વિરૂદ્ધ હરકતનો કંઇપણ લખેલો મજકુર તેની આગળ રજુ કરે તે તેણે પોતાના લખાણ સાથે કમિસ્નરને ધ્યાનમાં લેવા સારૂ મોકલવો.

૨૮. (૧) સરકારની મંજુરીથી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા આ કામ સારૂ સરકારે નિમેલા બીજા કોઇપણ અમલદારને, તાલુકદારની લખેલી

**તાલુકદારની અરજ ઉપરથી એસ્ટેટનો વહિવટ લેવાની સત્તા.** અરજ ઉપરથી, સદરહુ તાલુકદારની એસ્ટેટ તાબામાં લઇને કબુલ થયેલી મુદત સુધી સદરહુ એસ્ટેટ પોતાના વહિવટમાં રાખવાનો અધિકાર છે; પરંતુ એવું ઠરાવ્યું છે કે તાલુકદારી એસ્ટેટના અવિભક્ત ભાગના સંબંધમાં એવી કોઇ અરજી હોય તે લેવામાં આવશે નહિ, તેમજ સહભાગીદારોએ ધારણ કરેલી એસ્ટેટના સંબંધમાં તે અરજી હોય ત્યારે તે સઘળા સહભાગીદારની સંમતી શિવાય તે લેવામાં આવશે નહિ.

(૨) જ્યારે કોઇપણ તાલુકદારની એસ્ટેટ સહભાગીદારોએ અવિભક્ત ભાગમાં ધારણ કરી હોય, ત્યારે આખી એસ્ટેટનો એકંદર ઓછામાં ઓછો પોણા ભાગ જેટલો હિતસંબંધ ધારણ કરનારા સહભાગીદારોની સહીની અરજી, પેટા કલમ (૧) ના કારણ સારૂ, એવી એસ્ટેટના સંબંધમાં તાલુકદારે કરેલી અરજી છે એમ સમજવું.

પણ પ્રથમ એવું ઠરાવ્યું છે કે. એવી કોઇ અરજી ઉપર સહીઓ કરનારા સહભાગીદારોનો એકંદર હિતસંબંધ આખી એસ્ટેટના પોણા ભાગ જેટલો થાય છે કે નહિ તે વિષે ગવર્નર ઇન્ કાઉન્સીલને શક પડે, તો પેટા કલમ (૧) પ્રમાણે મંજુરી આપવી નહિ; અને બીજું એવું ઠરાવ્યું છે કે, એવી કોઇ અરજી ઉપર સહી કરનારા સહભાગીદારો શિવાયના બીજા કોઇપણ સહભાગીદારને પોતાના ભાગનો હિસ્સો પડાવવાનો આ આકટના કોઇપણ મજકુર ઉપરથી હરકત આવે છે એમ સમજવું નહિ.

**જ્યારે કોઈ એસ્ટેટ સરકારી અમલદારે પોતાના વહિવટમાં લીધી હોય ત્યારે સન ૧૮૭૯ ના મુંબઈના આકટ ૫ ની ૧૬૦ મી કલમ લાગુ પડવા બાબત.**

૨૯. (૧) ઉપરની છેલ્લી ત્રણ કલમો માંહેની ગમે તે કલમ મુજબ કોઇપણ તાલુકદારી એસ્ટેટ સરકારી અમલદારોએ પોતાના વહિવટમાં લીધી હોય ત્યારે સન ૧૮૭૯ ના મુંબાઇના જમીન મહેસુલના કાયદાની ૧૬૦ મી કલમના ઠરાવ તેને લાગુ પડશે.

(૨) પરંતુ એમ ઠરાવ્યું છે કે કલમ ૨૬ મુજબ એસ્ટેટના વહિવટ કરનાર સરકારી અમલદારે સદરહુ એસ્ટેટમાંની કોઇપણ જમીનના સંબંધમાં ખાતાના હક્કનું કંઇપણ વેચાણ કર્યું હોય અથવા કોઇપણ કબુલાત કરી હોય તે વેચાણ અથવા કબુલાત, તે જે તારીખે કરવામાં આવે તે તારીખથી પાંચ વર્ષ કરતાં વધારે મુદત સુધી નહિ જોઇએ અને ૨૭ મી કલમ મુજબ એસ્ટેટના વહિવટ કરનાર સરકારી અમલદારે સદરહુ પ્રમાણે ખાતાના હક્કનું કાંઇ વેચાણ કર્યું હોય અથવા કાંઇ કબુલત કરી હોય તે. જે મુલકી સાલમાં સદરહુ અમલદારના વહિવટનું કામ પુરૂ થાય તે સાલની આખર પછી અમલમાં રહેશે નહિ, પણ સદરહુ એસ્ટેટની વહેંચણ પુરી થાય તે વખતે જે સહભાગીદારના ભાગમાં સદરહુ જમીન આખરે આવે તે સહભાગીદાર તે વેચાણ અથવા તે કબુલાત મંજુર કરે તો જૂદી વાત છે.

**ફાજલ વસૂલની વ્યવસ્થા કરવા બાબત.**

(૩) સદરહુ પ્રકારના વહિવટની દરમિયાન જે કાંઈ ફાજલ વસૂલ આવે તો તેમાંથી ચાલુ સાલનું જમીન મહેસૂલ તથા તેની સઘળી બાકીની રકમ તથા તે એસ્ટેટને રેવન્યુ સર્વે લાગુ કરવાનું ચોથી કલમ મુજબ ગવર્નર ઇન્ કાઉન્સીલ ફરમાવે અથવા તેમણે ફરમાવ્યું હોય તો રેવન્યુ સર્વે તે એસ્ટેટને લાગુ કરવામાં જે ખરચ થાય તે સુદ્ધાં વહિવટનો ખરચ બાદ કરતાં જે બાકી રહે તે સઘળા સહભાગીદારોમાં તેમના પોતપોતાના ભાગના પ્રમાણમાં તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે પોતાને જે જે મુદત યોગ્ય લાગે તે તે મુદતે વહેંચી આપવું જોઈયે.

**જેની એસ્ટેટ વહિવટમાં લીધી હોય એવા તાલુકદારની નાલાયકી.**

"૨૯ અ. (૧) જે તાલુકદારની એસ્ટેટ સરકારી અમલદારોએ ૨૬ મી અથવા ૨૮ મી કલમની રૂઇએ પોતાના વહિવટ હેઠળ લીધી હોય તે તાલુકદાર, વહિવટ કરનારા અમલદારની સંમતિ વગર, પોતાની મિલકત ઉપર અથવા તેના કોઇપણ ભાગ ઉપર કોઈપણ બોજો તબદીલ કરવાને અથવા ઉત્પન્ન કરવાને અથવા તેમાંનો અથવા તેમાં કોઇપણ હિતસંબંધ તબદીલ કરવાને અથવા ઉત્પન્ન કરવાને, અથવા જે કરાર ઉપરથી પોતાના ઉપર નાણાંની જવાબદારી આવી પડે એવો કોઇપણ કરાર કરવાને નાલાયક છે એમ સમજવું; અને એવો વહિવટ ચાલુ હોય તે દરમિયાન કરેલું કોઈપણ કરજ આપવા સારૂ જે વચન એવો વહિવટ પુરો થયા પછી કર્યું હોય તે વચન ઉપરથી, અથવા એવો વહિવટ ચાલુ હોય તે દરમિયાન કરેલું જે કોઇપણ વચન અથવા કરાર એવો વહિવટ પુરો થયા પછી કાયમ કરી આપ્યું હોય તે ઉપરથી, તેના ઉપર બોજો નાખવાની ફરિયાદ કોઇપણ દિવાની કોર્ટમાં આણી શકાશે નહીં: પછી એવા વચન માટે અથવા કાયમ કરી આપવા માટે નવો મોબદલો લીધો હોય કે ન હોય તેની હરકત નહીં.

(૨) પણ પેટા કલમ (૧) ના કોઇપણ ઠરાવ ઉપરથી એવા કોઇપણ તાલુકદારને લગ્નનો કરાર કરવાને બાધ આવે છે એમ સમજવું નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, એવા તાલુકદારને જે કાયદો લાગુ હોય તે કાયદો જોતાં તથા તેનો દરજ્જો તથા તેની સ્થિતિ જોતાં વહિવટ કરનાર અમલદાર જે રકમ યોગ્ય છે એવો લેખી ઠરાવ કરે, તે રકમ શિવાય બીજી કોઈપણ નાણાં સંબંધી જવાબદારી એવા તાલુકદારે એવા કરારના સંબંધમાં માથે લેવી નહિ.

(૩) એવા કોઇપણ તાલુકદારના મરણ પછી.

**મરણ પછી વહિવટ ચાલુ રાખવાનો અધિકાર.**

(અ) તેની મિલકત અથવા તેના કોઇપણ ભાગના વારસા બાબત વાંધો ઉઠે, ત્યારે વહિવટ કરનાર અમલદાર, ગવર્નર ઇન્ કાઉન્સીલની મંજુરી લઇને, [illegible]

**વારસા બાબત વાંધો ઉઠે ત્યારે, અને** કરનારાઓમાંનો કોઇપણ એક જણ પોતાનો દાવો એકાદી યોગ્ય અધિકારવાળી દિવાની કોર્ટમાં સાબિત કરે ત્યાં સુધી તે મિલક્ત પોતાની દેખરેખ હેઠળ રાખવાને, અથવા સઘળા દાવા કરનારા વિરૂદ્ધ ઇન્ટરપ્લીડરની ફરિયાદ માંડવાને મુખત્યાર છે; અને

**(બ)** તેની મિલક્ત ઉપર કરજ તથા જવાબદારીનો બોજો ચાલુ હોય, ત્યારે વહિવટ કરનાર અમલદાર, ગવર્નર ઇન્ કાઉન્સીલની મંજુરી લઇને, એવું કરજ તથા જવાબદારી પતી જાય ત્યાંસુધી, સદરહુ મિલક્ત પોતાની દેખરેખ હેઠળ રાખવાને મુખત્યાર છે.

**મિલક્ત ઉપર બોજો ચાલુ હોય તે પ્રસંગે.**

## "જે તાલુકદારોની એસ્ટેટ વહિવટમાં લીધી હોય તેમની જવાબદારી નક્કી કરીને પતાવવા બાબત."

"૨૯ **બ.** (૧) જ્યારે એકાદી તાલુકદારી એસ્ટેટ સરકારી અમલદારોએ ૨૬ મી અથવા ૨૮ મી કલમની રૂઇએ પોતાના વહિવટમાં લીધી હોય, ત્યારે વહિવટ કરનાર અમલદાર, મુંબાઇ સરકારી ગેઝેટમાં, અને ગવર્નર ઇન્ કાઉન્સીલ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ફરમાવે તેવી બીજી રીતે, એક નોટીસ અંગ્રેજીમાં તથા દેશી ભાષામાં પ્રસિદ્ધ કરવાને મુખત્યાર છે: અને તે નોટીસમાં તેણે લખવું કે, એવા તાલુકદાર સામે અથવા તેની મિલક્ત સામે જે કોઇપણ શખસ દાવો કરતો હોય તેણે પોતાનો દાવો તે નોટીસ પ્રસિદ્ધ થવાની તારીખથી ૭ મહિનાની અંદર મને લખી મોકલવો.

**જેની એસ્ટેટ વહિવટમાં લીધી હોય તેવા તાલુકદાર ઉપર દાવો કરનારાઓને આપવાની નોટીસ પ્રસિદ્ધ કરવા બાબત.**

(૨) જ્યારે વહિવટ કરનાર અમલદારની ખાત્રી થાય કે પેટા કલમ (૧) પ્રમાણે પ્રસિદ્ધ કરેલી નોટીસ મુજબ ચાલવાને કોઇ દાવો કરનાર અશક્ત હતો, ત્યારે તે સદરહુ નોટીસમાં લખેલી મુદત પુરી થયા પછી કોઇપણ વખતે તેનો દાવો રજુ કરવા દેવાને મુખત્યાર છે: પણ કોઇપણ કાયદામાં, કરારમાં, હુકમનામામાં અથવા ઠરાવમાં વિરૂદ્ધ લખાણ હોય તોપણ, એવા દાવા ઉપર એવી મુદત પુરી થયાની તારીખ પછી તે દાવો રજુ થાય ત્યાં સુધી વ્યાજ ચઢતું બંધ રહેશે.

(૩) (સરકારના દાવા શિવાયનો) એવા તાલુકદાર સામેનો અથવા તેની મિલક્ત સામેનો જે દાવો પેટા કલમ (૧) ની રૂઇએ પ્રસિદ્ધ કરેલી નોટીસ પ્રમાણે વહિવટ કરનાર અમલદારને લખી મોકલવામાં આવ્યો નહીં હોય અથવા પેટા કલમ (૨) પ્રમાણે રજુ કરવા દેવામાં આવ્યો ન હોય તે દરેક દાવો, કલમ ૨૯ (ફ), પેટા કલમ (૨), રકમ (ક) માં તથા સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટની ૭ મી અને ૧૩ મી કલમોમાં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, સઘળાં કારણ સારૂ તથા સઘળે પ્રસંગે, પછી એવા વહિવટની દરમિયાન અથવા ત્યાર પછી (દાવો કરનારે અથવા તેની મારફત દાવો કરનાર કોઇ પણ શખસે એવા કોઇપણ દાવાના સંબંધમાં આણેલી કોઇ ફરીયાદમાં અથવા કામમાં પેટા કલમ (૧) પ્રમાણે પ્રસિદ્ધ કરેલી નોટીસ પ્રમાણે વહિવટ કરવાને તે અશક્ત હતો એવી કોર્ટની ખાત્રી કરીને સાબિત ન કરે તો) યોગ્ય રીતે અદા કરવામાં આવ્યો છે એમ સમજવું.

"૨૯ ક. (૧) વહિવટ કરનાર અમલદાર લેખી હુકમથી એવું ફરમાવવાને મુખત્યાર છે કે કલમ ૨૯ બ, પેટા કલમ (૧) માં પ્રસિદ્ધ થયેલી નોટીસ પ્રમાણે દાવો રજુ કરનાર દરેક દાવેદારે એવા હુકમમાં જે યોગ્ય મુદત ઠરાવવામાં આવી હોય તે મુદતની અંદર તેની પુરેપુરી હકીકત રજુ કરવી, અને તે પોતાના દાવાનો આધાર જે દસ્તાવેજ ઉપર રાખતો હોય તે સઘળા દસ્તાવેજ (તેમજ પોતાના હીસાબના ચોપડામાંની નોંધ) તથા એવા દરેક દસ્તાવેજની ખરી નકલ રજુ કરવી જોઇએ.

**દાવો કરનારાઓએ સંપૂર્ણ વિગત અને દસ્તાવેજ રજુ કરવો.**

પણ એવું ઠરાવ્યું છે કે જે બદલ હુકમનામું અથવા ઠરાવ થયો હોય એવી રકમ બદલ સદરહુ દાવો હોય, ત્યારે એવો દાવો કરનાર, પ્રસંગ પ્રમાણે, એવા હુકમનામાની સહીસિક્કાવાળી નકલ તથા એવું હુકમનામું જે કોર્ટે કર્યું હોય અથવા જે કોર્ટ બજાવતી હોય તે કોર્ટે એવા હુકમનામાની રૂઇએ કેટલી રકમ વસુલ કરવા લાયક છે તે બાબત આપેલો દાખલો, અથવા ઠરાવની ખરી નકલ તથા તેની રૂઈએ કેટલી રકમ વસુલ કરવા જોગ છે તે બાબતની કેફિયત એવા વહિવટ કરનારની આગળ રજુ કરશે તે બસ થશે; અને જ્યારે સદરહુ દાવા બાબત ઠરાવ કરવાનું કામ કોઇપણ કોર્ટમાં ચાલતું હોય અથવા તે લવાદ ઉપર સોંપ્યો હોય, ત્યારે સદરહુ દાવો કરનાર, પ્રસંગ પ્રમાણે, ફરિયાદઅરજીની સહી-સિક્કાવાળી નકલ અથવા લવાદનામાની ખરી નકલ રજુ કરશે તો બસ થશે.

(૨) વહિવટ કરનાર અમલદારે એવી રીતે રજુ કરવામાં આવેલા દરેક અસલ દસ્તાવેજ ઓળખી શકાય તે સારૂ તેની ઉપર નિશાની કરીને, અને તેની નકલ ખરી છે તેની ખાત્રી કરીને તે નકલ પોતાની પાસે રાખવી, અને અસલ દસ્તાવેજ દાવો કરનારને પાછો આપવો.

(૩) જ્યારે કોઇપણ દસ્તાવેજ દાવો કરનારના કબજામાં અથવા નિર્બંધ હેઠળ હોય અને તે પેટા કલમ (૧) ની રૂઇએ કરેલા હુકમ પ્રમાણે હાજર ન કરે ત્યારે, તે દસ્તાવેજ એવા દાવો કરનારે અથવા તેની વતી દાવો કરનાર કોઇપણ શખસે એવો દસ્તાવેજ જે દાવાને લગતો હોય તે દાવાના સંબંધમાં માંડેલી ફરીયાદમાં એવો દસ્તાવેજ જે તાલુકદારની એસ્ટેટ વહિવટમાં હોય તે તાલુકદારની વિરૂદ્ધ, એવો વહિવટ ચાલુ હોય તે દરમિયાન અથવા ત્યાર પછી, પુરાવામાં લઇ શકાશે નહીં, પણ જો એવો દાવો કરનાર કોર્ટની ખાત્રી થાય એવી રીતે સાબિત કરે કે એવો દસ્તાવેજ એવા હુકમમાં ફરમાવ્યા મુજબ હાજર કરવાનું મારા અધિકારની બહાર હતું તો તે દાખલ કરી શકશે.

"૨૯ ડ. (૧) કલમો ૨૯ બ તથા ૨૯ ક ના ઠરાવોને અનુસરીને રજુ કરવામાં આવેલા સઘળા દાવા દાખલ કર્યા પછી વહિવટ કરનાર અમલદારે એવા દાવા બાબત ચોકસી કરવી, અને તેમાંના ક્યા દાવા, પ્રસંગ પ્રમાણે, સર્વતઃ અથવા અંશતઃ દાખલ કરવા જોઇએ અથવા રદ કરવા જોઇએ તે વાતનો નિકાલ પેટા કલમ (૩) ના ઠરાવને પાત્ર કરવો, અને પોતે કરેલો નિકાલ હિતસંબંધવાળા દરેક દાવો કરનારને લખી મોકલવો.

**દાવાની તપાસ તથા નિકાલ.**

(૨) જ્યારે વહિવટ કરનાર અમલદારે પેટા કલમ (૧) ની રૂઇએ કોઇપણ દાવો દાખલ કર્યો હોય, ત્યારે તેને એવા દાવાની રકમ ઘટાડવાની, અથવા આયંદે આપવાના વ્યાજના દરમાં ઘટાડો કરવાની, અથવા તે બન્ને બાબતની લેખી સુચના તે દાવો કરનાર ઉપર મોકલવાનો અધિકાર છે; અને જો એવી સુચના અથવા તેમાં ફેરફાર કરેલી સુચના સદરહુ દાવો કરનાર કબુલ કરે તો, અને તેની કબુલત છેવટે વહિવટ કરનાર અમલદારે અથવા ગવર્નર ઇન્ કાઉન્સીલ, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને આ અર્થે નિમે એવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના દરજ્જાથી ઉતરતા દરજ્જાના ન હોય એવા કોઇપણ મુલકી અમલદારે દફતરમાં નોંધીને તે ઉપર સાખ કરી હોય તો, તે ઉપરથી સદરહુ દાવો કરનાર પૂર્ણપણે બંધાશે.

પણ એવું ઠરાવ્યું છે કે, જો વહિવટ બંધ થયા પછી, ઉપર કહ્યા પ્રમાણે ઘટાડેલા દાવાનો કોઈપણ ભાગ પત્યા વગર રહ્યો હોય, તો સદરહુ દાવો કરનારને, પત્યા વગર રહેલો ભાગ અને ઘટાડેલો દાવો એ બે વચ્ચે જે પ્રમાણ હોય તેટલુંજ પ્રમાણ પેટા કલમ (૧) ની રૂએ દાખલ કરવામાં આવેલો અસલ દાવો તથા જે રકમ વચ્ચે હોય તે રકમ વસુલ કરવાનો હક્ક છે એમ સમજવું.

(૩) પેટા કલમ (૨) ના ઠરાવોને પાત્ર, આ કલમમાંના કોઇપણ મજકુરનો એવો અર્થ કરવો નહીં કે જેથી જેની એસ્ટેટ વહિવટમાં લીધેલી હોય એવા તાલુકદાર સામેનો, અથવા તેની જે મિલકત વહિવટ કરનાર અમલદારને યોગ્ય રીતે સોંપવામાં આવી હોય તે મિલકત સામેનો, દાવો વસુલ કરવા સારૂ દિવાની કોર્ટમાં ફરિયાદ માંડવાને હરકત આવે.

પણ એવું ઠરાવ્યું છે કે, આ કલમની રૂઇએ વહિવટ કરનાર અમલદારે કરેલો નિકાલ એવી કોઇપણ ફરિયાદમાં પ્રતિવાદીની સામે સાબિત કરવો નહીં.

**દાખલો દાખલ કરવામાં આવે ત્યાંસુધી હુકમનામાની બજાવણી તહકુબ કરવી.**

" ૨૯ ક. (૧) કલમ ૨૮ **બ**, પેટા કલમ (૧) ની રૂઇએ નોટીસ પ્રસિદ્ધ કરવામાં આવે એટલે, જેની એસ્ટેટ વહિવટમાં લીધી હોય એવા તાલુકદારની સામે અથવા તેની મિલકતની સામે કોઇપણ હુકમનામાની બજાવણીનું કામ. હુકમનામા મુજબ દાવો યોગ્ય રીતે રજુ કરવામાં આવ્યો છે એવો વહિવટ કરનાર અમલદારનો દાખલો હુકમનામું ધારણ કરનાર રજુ કરે નહીં ત્યાંસુધી, અથવા હુકમનામાની સહી સિક્કાવાળી નકલ તથા એવા દાખલા માટેની લેખી અરજી વહિવટ કરનાર અમલદારને મળે તે તારીખથી એક મહિનો પુરો થાય ત્યાંસુધી, શરૂ કરવું નહીં, અથવા ચાલુ રાખવું નહીં.

(૨) એવા તાલુકદાર સામે અથવા તેની મિલકત સામે હુકમનામુ ધારણ કરનાર કોઇ પણ શખસને વહિવટ કરનાર અમલદાર પાસેથી પેટા કલમ (૧) મુજબનો દાખલો વગર ખરચે મળવાનો હક્ક છે.

(૩) જે હુકમનામાની બજાવણીનું કામ, દાવો યોગ્ય રીતે રજુ નહીં કર્યાના કારણને લીધે તહકુબ કર્યું હોય અથવા થોડા વખત માટે બંધ કર્યું હોય તે હુકમનામાની બજાવણીની દરખાસ્ત માટે સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટની રૂઇએ, અથવા

દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૨૩૦ ની રૂઇએ ઠરાવેલી મુદત ગણુતી વખતે, કલમ ૨૯ (બ), પેટા કલમ (૧) ની રૂઇએ પ્રસિદ્ધ કરેલી નોટીસની તારીખથી અથવા એવું હુકમનામું એવી નોટીસ પ્રસિદ્ધ થયા પછી કરવામાં આવ્યું હોય તો તેની તારીખથી દાવો યોગ્ય રીતે રજુ કર્યાની તારીખ સુધીની મુદત બાદ કરવી જોઇએ.

**સરકારને રિપોર્ટ**

" ૨૯. (ફ). (૧) જ્યારે કલમ (ડ) ની રૂઇએ સઘળા દાવાની તપાસ કરવામાં આવી હોય ત્યારે વહિવટ કરનાર અમલદારે જેની એસ્ટેટ વહિવટમાં લીધી હોય એવા તાલુકદારના કરજ તથા બીજા દેવાની એક યાદી ગવર્નર ઇન્ કાઉન્સીલને મોકલવી, અને ગવર્નર ઇન્ કાઉન્સીલ જ્યારે સદરહુ મિલકત છુટી કરવાની કોઇપણ આશા ન રહે એવી રીતે ગુંથાઇ ગઇ હોય ત્યારે અથવા બીજા કોઈપણ પુરતા કારણને લીધે મુંબઇ સરકારી ગેઝીટમાં એક હુકમ પ્રસિદ્ધ કરીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે, એવા હુકમમાં ઠરાવેલી તારીખે એવી એસ્ટેટનો વહિવટ પાછો ખેંચી લેવામાં આવશે.

(૨) સદરહુ ઠરાવેલી તારીખે—

(અ) સદરહુ વહિવટની મુદત પુરી થશે.

(બ) તે એસ્ટેટના સંરક્ષણ સારૂ અથવા લાભ સારૂ વહિવટ કરનાર અમલદારે જે કાંઇપણ કરાર કર્યાં હશે તેમને પાત્ર, તે એસ્ટેટનો કબજો તેના ધણીને પાછો આપવામાં આવશે: અને

(ક) કલમ ૨૯ (બ), પેટા કલમ (૩) માં હવાલો આપેલા દાવા પાછા તાજા થશે.

(૩) પેટા કલમ (૨), રકમ (ક) ની રૂઇએ તાજા થયેલા દાવાઓ વસુલ કરવાની તથા અમલમાં આણવાની ફરિયાદોને લાગુ કરવાની મુદત ગણતી વખતે. સદરહુ વહિવટ જેટલી મુદત સુધી ચાલુ રહ્યો હોય તેટલી મુદત બાદ કરવી.

**સન ૧૯૦૫ ના મુંબઇના કોર્ટ ઑફ વાર્ડસના ઠરાવો લાગુ પાડવા બાબત.**

" ૨૯ (ગ). આ આકટ જે–પ્રદેશને લાગુ હોય તે આખા પ્રદેશ માટે અથવા તેના કોઈ ભાગ માટે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને કોર્ટ ઑફ વૉર્ડસ તરીકે નિમવાનું જાહેરનામું સન ૧૯૦૫ ના મુંબાઇના કોર્ટ ઑફ વૉર્ડસના આકટની ૩ જી કલમના વિશેષ ઠરાવની રકમ (૩) ની રૂઇએ પ્રસિદ્ધ થાય એટલે, સદરહુ સન ૧૯૦૫ મુંબાઇના કોર્ટ ઑફ વૉર્ડસના આકટના ઠરાવો આ આકટમાંના કોઇપણ ઠરાવને બાધ નહિ આવે તે રીતે અને તેની સાથે બંધ બેસતા હોય તેટલે સુધી, જે કોઇપણ એસ્ટેટ સદરહુ તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે કલમ ૨૬, અથવા ૨૮ ની રૂઇએ પોતાના વહિવટમાં લીધી હોય, અથવા જે હવે પછી લે તે એસ્ટેટને અથવા તેના સંબંધમાં, જાણે તે એસ્ટેટ તેની દેખરેખ હેઠળ એવી કોર્ટ ઑફ વૉર્ડસ તરીકે હોય તે પ્રમાણે લાગુ પડશે, અને જે તાલુકદારની એસ્ટેટ વહિવટમાં લીધી હોય તે તાલુકદાર તે આકટના અર્થ પ્રમાણે સરકારી વૉર્ડ છે એમ સમજવું."

## પોલીસ અમલદારો તથા તાબાના નોકરો.

૩૦ (૧) ગવર્નર ઇન્ કાઉન્સીલને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવવાનો અધિકાર છે, એટલેઃ—

**પોલીસ કેટલી જોઇયે તે તથા તેનું મહેનતાણું સરકારે ઠરાવવું.**

(અ) તાલુકદારી એસ્ટેટમાંના દરેક ગામમાં ક્યા ક્યા પોલીસ અમલદારોની તથા તાબાના નોકરોની જરૂર છે તે ઠરાવવાનો.

(બ) તે પોલીસ અમલદારો તથા તાબાના નોકરો કોણે તથા કઇ કઇ શરતોએ નીમવા તથા તેમને શિક્ષા કરવી તથા બરતરફ કરવા તે ઠરાવવાનો.

(ક) દરેક પોલીસ અમલદારને તથા પોલીસ ખાતાના દરેક નોકરને શું મહેનતાણું આપવું તે ઠરાવવાનો.

**પોલીસનો ખરચ શી રીતે વસૂલ કરી શકાય.**

(૨) પોલીસ બાબતનો ખરચ સરકારે વખતે વખતે ઠરાવે તેવે વખતે તાલુકદારે આપવો જોઇએ, અને સદરહુ પ્રમાણે આપવાની કોઇપણ રકમ જે વખતે તે દેવી થાય, ને વખતે તાલુકદાર આપવાને ચુકે તો સદરહુ રકમ જાણે જમાનો ભાગ હોય તેવી રીતે જમા ઉપરાંત સદરહુ તાલુકદાર પાસેથી વસૂલ કરી શકાશે.

(૩) જો વહેંચણ થઈ હોય અને એસ્ટેટ જુદી જુદી ધારણ કરવામાં આવતી હોય તો સદરહુ ખરચ તે એસ્ટેટ જે જુદા જુદા ભાગમાં વિભકત થઇ હોય તે તે ભાગોના ધારણ કરનારાઓએ તે એસ્ટેટમાં તેમના પોતપોતાના ભાગના પ્રમાણમાં આપવી પડશે તથા તે પ્રમાણે તેમની પાસેથી વસૂલ કરી શકશે.

---

## ભાગ ૫ મો પરચુરણ.

**તાલુકદારની પોતાની હયાતી પછી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરની સંમતિ શિવાય તાલુકદારી એસ્ટેટ ઉપરના બોજાને બાધછે.**

૩૧. (૧) કોઈ તાલુકદારે આ આકટ અમલમાં આવ્યા પછી પોતાની એસ્ટેટ અથવા તેના કોઇપણ ભાગ ઉપર તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરની અથવા આ કલમના કારણ સારૂ ગવર્નર ઇન્ કાઉન્સીલ જે બીજો અમલદાર નિમે તે બીજા અમલદારની અગાઉથી લેખી સંમતી લીધા શિવાય કાંઇપણ બોજો નાંખ્યો હોય તે સદરહુ તાલુકદારની સ્વાભાવિક હયાતી પછીના કોઇપણ વખતે કાયદેસર ગણાશે નહિ.

અને તાલુકદારના મરણ પછી, એવા તાલુકદાર અથવા તેના કાયદેસર વારસ વકીલ સામે, ઉપર કહેલી મંજુરીથી નાંખેલા અથવા આ આકટ અમલમાં આવે તે પહેલા નાંખેલા બોજા સંબંધી મેળવેલા હુકમનામા શિવાયના બીજા કોઈપણ હુકમનામાની બજાવણીમાં તે તાલુકદારી એસ્ટેટ અથવા તેનો કોઇપણ ભાગ જપ્ત કરવા સારૂ, વેચવા સારૂ અથવા સ્વાધીન કરવા સારૂ ચલાવેલું કોઈપણ કામ, અથવા એવી એસ્ટેટ અથવા ભાગના કબજા અથવા માલકીપણાને બાધ કરે એવી બીજી કોઈપણ પ્રોસેસ, એવી મંજુરી વગર ચલાવવી નહિ અથવા ચાલુ રાખવી નહિ.

**અને ગવર્નર ઈન કાઉન્સીલની મંજુરી શિવાય બીજાને નામે કરી આપવામાં આવે એવી એવી સઘળી બાબ- તેને બાધ છે.**

(૨) આ આકટ અમલમાં આવ્યા પછી કાંઇ તાલુકદારી એસ્ટેટ અથવા તેનો કોઇ પણ ભાગ અથવા તેમાંનો કાંઇપણ હિસ્સો અથવા હિતસંબંધ ગવર્નર ઇન્ કાઉન્સીલની અગાઉથી મંજુરી લીધા સિવાય બીજાને નામે કરી આપ્યો હશે તો તે કાયદેસર ગણાશે નહિ, અને એ મંજુરી આપવી તે, જે પ્રદેશ બીજાને નામે કરી આપ્યો હોય તે પ્રદેશને સંબંધે જમાના તથા ગામ ખરચના તથા પોલીસ ખરચના દેવા થએલા ભાગની સઘળી જવાબદારી ત્યાર પછી સદરહુ તાલુકદારને શિર નહિ, પણ જેને નામે કરી આપ્યું હોય તેને શિર રહેશે એવી શરત કર્યા શિવાય આપવી નહિ.*

---

* તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરનું જાહેરનામું તા. ૩૧-૭-૧૯૦૫.

ગુજરાત પ્રાંતના તાલુકદારી એસ્ટેટોના તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી તથા ઠાકોરોને આ જાહેરખબરથી ખબર આપવામાં આવે છે કે, તાલુકદારી એકટની ૩૧ મી કલમ પ્રમાણે કોઇપણ તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી, કે નાયકે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબની મંજુરી લીધા વગર આ કાયદો અમલમાં આવ્યો તે પછી, એટલે તા. ૨૫ મી માર્ચ ૧૮૮૯ પછી પોતાની એસ્ટેટ અથવા તેનો કાંઇ ભાગ ગીરો કે વેચાણ કોઇપણ શાહુકારને કરી આપેલો હોય અને લખી આપનાર તાલુકદાર ગુજરી ગયો હોય તો ગુજરનારે પોતાની એસ્ટેટનો જે ભાગ ગીરો લખી આપ્યો હોય, તે ભાગ ગુજરનારના વારસોને એસ્ટેટમાં પાછો લેવાનો હક્ક પ્રાપ્ત થાય છે. અને તે જમીન ઉપર લખાવી લેનારનો કાંઇ હક્ક રહેતો નથી. અને ગીરોવાળી જમીન ગુજરનારના વારસને પાછી મળી શકે છે. માટે જે કોઈ તાલુકદાર આ પ્રમાણે જમીનગીરો મૂકયા બાદ ગુજરી ગયો હોય તેના વારસોને આથી ખબર આપવામાં આવે છે કે ગુજરનારે લખી આપેલી જમીન બાબતનો કયારે દસ્તાવેજ કરી આપેલો તેનો દાખલો મામલતદાર પાસે રજુ કરવો કે તેમના તરફથી એકંદર દાખલો અમારા તરફ આવેથી જમીનનો કબજો પાછો લઇ તેના યોગ્ય વારસને સોંપવા તજવીજ થશે.

(૨) જો દસ્તાવેજ લખી આપવામાં બાપની હયાતીમાં દીકરા કે દીકરાના દીકરાનું નામ દાખલ કરાવી તેમની સહીયો દસ્તાવેજમાં લીધેલી હોય તોપણ કાયદા પ્રમાણે તે બંધનકારક થતો નથી. માટે જો આવી રીતે કોઇપણ દસ્તાવેજ થયેલો હોય અને તે પૈકી બાપ ગુજરી ગયેલો હોય તો તે લખી આપેલી મિલકત પાછી લેવાનો હક્ક દીકરાને પ્રાપ્ત થાય છે. માટે તેવા કેસોનો દાખલો પણ મામલતદારને આપવો. કેટલાક કેસોમાં એવું બનેલું છે

**સને ૧૮૬૩ ના મુંબાઈના ૭ મા આકટની ૩ જી કલમ મુજબના સરકારના હકક કાયમ રાખ્યા છે.**

૩૨. (૧) ૩૧ મી કલમ મુજબ આપેલી કોઈપણ સંમતીથી અથવા મંજુરીથી સન ૧૮૬૩ ના મુંબાઇના ૭ મા આકટની (એટલે ઇંડિયાની કાઉન્સીલનો સન ૧૮૫૨ નો ૧૧ મો આકટ મુંબઇ ઇલાકાના જે ભાગોને લાગુ નથી તે ભાગોમાં જમીનનો ધારો આપવાની અમને માફી છે એ રીતે જે લોકો દાવો કરે છે તેઓના દાવાનો સંક્ષેપ રીતે ઠરાવ કરવા બાબત અને સદરહુ પ્રકારની માફી આગળ સરકાર કેવી શરતથી કબુલ કરશે તે સંબંધી નિયમ ઠરાવવા બાબતના આકટની) ૩ જી કલમ મુજબના સરકારના હક્કને કાંઇ બાધ આવે છે એમ સમજવું નહિ.

**સન ૧૮૮૧ ના ૨૧ મા આકટની ૨૮મી તથા ૨૪ મી કલમો કાયમ રાખી છે.**

(૨) અને ૩૧ મી કલમ માંહેનો કોઇપણ મજકુર કોઈપણ ઠાકોરની જે મિલકતને સન ૧૮૮૧ ના ભરૂચ તથા ખેડાના કરજદાર એસ્ટેટોના આકટની ૨૮ મી કલમ લાગુ પડતી હશે તેને લાગુ પડશે નહિ, અથવા તેથી કોઇપણ ઠાકોરની સ્થાવર મિલ્કતના સદરહુ આકટની ૨૪ મી કલમ મુજબના વહિવટદારના અધિકારને બાધ આવે છે એમ સમજવું નહિ.×

**જમીન મહેસૂલનો કાયદો તાલુકદારોની એસ્ટેટને લાગુ પડવા બાબત.**

૩૩. (૧) સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસૂલના કાયદાની કલમો ૩૮ થી ૪૦, બંને સુદ્ધાં, ૪૪, ૬૦ થી ૬૭, બંને સુદ્ધાં, ૭૬, ૮૨, ૮૫, ૧૦૯, ૧૧૦, ૧૧૬, ૧૨૭ થી ૧૩૬, બંને સુદ્ધાં, ૧૩૬, ૨૧૬ તથા ૨૧૭ માંહેનો કોઇપણ મજકુર જે એસ્ટેટને આ આકટ લાગુ છે તેને લાગુ પડે છે એમ સમજવું નહિ.

(૨) સદરહુ કાયદાના ઠરાવ જ્યારે સદરહુ પ્રકારની કોઇ એસ્ટેટને લાગુ પાડવામાં આવે ત્યારે તે હેઠળ લખેલા ફેરફારને પાત્ર રહેશે, (એટલે):—

---

કે, અમુક મિલકત ઉપર સામાન્ય રીતે હક્ક ધરાવનાર એકથી વધારે ભાગીદાર મળી ગીરો અગર બીજી રીતના દસ્તાવેજો એકટ અમલમાં આવ્યા પછી કરી આપેલા જણાય છે. અને લખી આપનાર પૈકી કેટલાક ગુજરી ગયા છતાં લખી આપેલી મિલકત લખાવી લેનારના કબજામાં ગેરકાયદેસર રહેલી છે. આવા કેસોમાં પણ ગુજરનારના વારસને પોતાના હક્ક પુરતી મિલકત પાછી મેળવવાનો હક્ક પ્રાપ્ત થાય છે. માટે તેવા કેસોનો દાખલો પણ મામલતદારને આપવો. મજકુર એકટ અમલમાં આવ્યા પહેલાં થયેલા ગીરો દસ્તાવેજનો હીસાબ કરી એકટ પછી એકટની કલમ ૩૧ મુજબ મંજુરી વગર નવા ગીરો દસ્તાવેજ થયા હોય તે પણ લખી આપનાર તાલુકદારના ગુજર્યા બાદ ઉપર પ્રમાણે રદ બાતલ છે. માટે તેના દાખલા પણ આપવા.

+ ટીકા—બીજી જમીન માફક ગામ તળીયું પણ દરબારની મિલકત છે. જ્યારે ખેડુત ગામ છોડી જાય ત્યારે તેના ઘરનો કાટમાલ દરબારનીજ મિલકત છે. દરબારની મરજી શીવાય કોઇપણ માણસ તેમના ગામમાં કોઇપણ જગો ધારણ કરી શકતો નથી. તાલુકદારો પોતાની મરજીમાં આવે તે દરથી પોતાની જમીન ખેડવા આપે તેવો તેમનો હક્ક છે અને રૈયતનું ધારણુત્ત્વ તાલુકદારની મરજીને આધીન છે. તાલુકદારી ગામમાં પોલીસ પટેલ તાલુકદાર નીમે અને તેનેજ કલેકટર સનંદ આપે. જમીનનો કબજો રાખવા બદલ નજરાણો લેવાનો દસ્તુર છે. (એમ. જે. પા. ૧૮૪ તથા પી. રી. પા: ૧૩).

(અ) કલમ ૩ ની રકમ (૧) માંહેના "અર્થે" એ શબ્દ પછી "તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર તથા સન ૧૮૮૮ ના ગુજરાતના તાલુકદારો બાબતના આકટ અન્વયે કોઇ અધિકાર ચલાવવાને અથવા કાંઈ કર્તવ્ય કામ કરવાને ગવર્નર ઇન કાઉન્સીલે જે અમલદાર નીમ્યો હોય તે દરેક અમલદાર અને" આ શબ્દો દાખલ કરવા.

(બ) ૫૪ મી કલમમાં "૧૩૬ મી કલમ પ્રમાણે" એ શબ્દો પછી "અથવા સન ૧૮૮૮ ના ગુજરાતના તાલુકદારો બાબતના આકટ પ્રમાણે" એ શબ્દો દાખલ કરવા.

(ક) ૪૬ મી ૮૮ મી, ૮૯ મી તથા ૯૪ મી કલમમાં "દુમાલા જમીનનો ધારણ કરનાર" તથા "ધારણ કરનાર" એ શબ્દો જ્યાં જ્યાં આવતા હોય ત્યાં ત્યાં તે શબ્દોને બદલે "તાલુકદાર" એ શબ્દ દાખલ કરવો.

(કક) કલમ ૭૯ અ, રકમ (અ)માં નીચેના શબ્દો દાખલ કરવા એટલેઃ— જે સન ૧૮૮૮ ના ગુજરાતના તાલુકદારો બાબતના આકટના કોઈ પણ ઠરાવનું ઉલ્લંઘન કરીને તે વાપરતો હશે અથવા ભોગવતો હશે તે જમીન, અથવા.

(ડ) ૮૮ મી કલમમાં (ક) થી તે (ક) સુધીની રકમો અને વિશેષ ઠરાવ મુકી દેવા.

(ઈ) કલમ ૧૧૧ ને બદલે નિચે લખેલી કલમ દાખલ કરી છે એમ ગણવું, એટલેઃ—

**જે તાલુકદારી એસ્ટેટ થોડી મુદત સારૂ સરકારના વહિવટમાં હોય તેના મ્હેસૂલના વહિવટ બાબત.**

"૧૧૧. કોઇપણ તાલુકદારી એસ્ટેટ થોડી મુદત સારૂ સરકારના અમલદારોના વહિવટમાં આવે ત્યારે, સને ૧૮૮૮ ના ગુજરાતના તાલુકદાર બાબતના આકટની કલમ ૨૯ નો વિશેષ ઠરાવ જે કોઇપણ બાબતમાં લાગુ પડે તે બાબતમાં તે વિશેષ ઠરાવને અનુસરીને, કલેકટરને, તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા આ અર્થે સરકારથી નિમાયલા બીજા કોઇ અમલદારને નીચે પ્રમાણે કરવાનો અધિકાર છે. એટલે—સરવે સેટલમેન્ટથી ઠરાવેલા દરે અથવા તેને યોગ્ય લાગે તેવા કોઇ બીજા ઠરાવેલા દરે સદરહુ એસ્ટેટમાંની જમીન સાંથે આપવાનો, અને પડતર જમીનના ખાતાં હરાજીથી વેચવાનો, અને તાલુકદારી એસ્ટેટમાં નહિ આવેલી દુમાલા નહિ હોય એવી જમીનના વહિવટ સારૂ કરેલી કાનુનો જેટલે સુધી લાગુ પડી શકે તેટલે સુધી તથા સદરહુ એસ્ટેટ સરકારી અમલદારના વહિવટમાં જેટલી મુદત સુધી રહે તેટલી મુદત સુધી, તે કાનુનો મુજબ સદરહુ એસ્ટેટનાં મ્હેસુલનો બીજી રીતનો વહિવટ ચલાવવાનો કાયદેસર રીતે અધિકાર છે; તથાપિ એમ ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની એસ્ટેટના તાલુકદારે જમીન સંબંધી કંઇપણ લખેલી કબુલાત કરી આપી હોય તે કબુલાતથી જેટલે સુધી સદરહુ જમીન ઉપર સરકારના કાયદેસર હકને નુકશાન નહિ થાય તેટલે સુધી, તે કબુલાતને આ કલમ મુજબ ચલાવેલી કોઇપણ તજવીજથી બાધ આવશે નહિ; અને વળી એવું ઠરાવ્યુ છે કે સરકારી અમલદારના વહિવટમાંથી સદરહુ એસ્ટેટ છુટે ત્યારે તેનો કબજો તથા ભોગવટો, સને ૧૮૮૮ ના ગુજરાતના તાલુકદાર બાબતના આકટની કલમ ૨૯

માં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયના પ્રસંગે આ કલમ મુજબ જે કંઈપણ પટા તથા ખાતાના હક્ક આપ્યા હોય તેને પાત્ર રહીને, તે તાલુકદારને પાછો મળશે.

(ફ) ૧૧૩ મી કલમમાંથી રકમ (૩) મૂકી દેવી.

(ગ) ૧૪૭ મી કલમમાં "બીજી કોઈ કલમના ઠરાવ પ્રમાણે" એ શબ્દો પછી "અથવા સને ૧૮૮૮ ના ગુજરાતના તાલુકદારો બાબતના આકટ પ્રમાણે" એ શબ્દો દાખલ કરવા.

(હ) કલમ ૧૫૦ ની રકમ (ફ) માંનો "દુમાલા" એ શબ્દ મૂકી દેવો.

(જે) કલમ ૧૬૦ માં "સદરહુ પ્રમાણે જપ્ત કરેલાં કોઇ ગામની અથવા ગામના ભાગની જમીન સરકારમાં પાછી આવશે, અને તેના" આ શબ્દો બદલે "સદરહુ પ્રમાણે જપ્ત કરેલાં કોઈ ગામની અથવા ગામના ભાગની જમીનના" આ શબ્દો વાંચવા.

(કે)* ૧૬૨ મી કલમમાં ના "જપ્તી પછીના અગસ્ટ મહિનાની ૧ લી તારીખથી બાર વરસની અંદર હરકોઇ વખતે" એ શબ્દો મૂકી દેવા.

(લ) કલમ ૨૧૪ માંની રકમ (ફ) મૂકી દેવી.

(મ) સામાન્ય રીતે "તાલુકદાર" એ શબ્દ "ખાતાદાર" એ શબ્દને બદલે, "નોંધેલો તાલુકદાર" એ શબ્દો, "નોંધેલો ખાતાદાર" એ શબ્દોને બદલે, તથા "તાલુકદારની ધારણ કરેલી જમીન" અથવા એ અર્થના બીજા જે કોઇ શબ્દો આસપાસના સંબંધથી જરૂરના જણાતા હશે તે શબ્દો "ખાતું" એ શબ્દને બદલે દાખલ કરવા.

અને વળી જે અર્થે મુંબઇનો સન ૧૮૬૨ નો ૬ ઠો અમદાવાદ જીલ્લામાંના તાલુકદારોની સ્થિતિ સુધારવા બાબત તથા તેઓને કરજમાંથી છોડવવા બાબતનો આકટ નવી એસ્ટેટોને જે વખતની અંદર લાગુ કરી શકાય તે વખતની હદ બાંધવી યોગ્ય છે: તે અર્થે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

**સન ૧૮૬૨ ના મું- બઇના ૬ ઠા આકટ ના અમલની મુદત.**

૩૪. સદરહુ સને ૧૮૬૨ ના મુંબઇના છઠ્ઠા આકટની ૧ લી કલમ પ્રમાણે કોઇપણ નવો ઠરાવ આ આકટ જે તારીખે અમલમાં આવે તે તારીખથી ૭ મહિના વીતી ગયા પછી કોઇપણ વખતે કરવો ન જોઇએ.

| | |
|---|---|
| મુકામ જંજિરે મુંબઇ તારીખ ૨૧ મી માર્ચ સને ૧૮૮૦ | બંદેગાન આલી નવાબ મુસ્તતાબ હજરત રાઇટ ઓનરેબલ ગવર્નર ઇન્ કાઉન્સીલના હુકમથી. |

**જે. જે. હીડૂન.**
આકિટંગ અન્ડર સેક્રેટરી નિસબત સરકાર.

( True translation. )
M. A. BAIG,
Oriental Translator to Government.

# બ્રિટિશ વહિવટ દરમિયાન તાલુકદારી વહિવટ.

હાલના બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં એટલે સને ૧૮૧૮-૧૯-૨૦ આ ત્રણ સાલોમાં અમદાવાદ જીલ્લાના તાલુકદારોનાં એસ્ટેટો જપ્તીમાં લેવામાં આવ્યાં અને તે દરમિયાન જમાંબંધી ભરનારી અને નકરી જમીનો દરેક એસ્ટેટમાં કેટ કેટલી છે તેનો તપાસ કરાવી એક પત્રક તૈયાર કરવામાં આવ્યું. જે પત્રક હાલમાં સંવત ૧૮૭૬ ના ખરડાના નામથી ઓળખાય છે. આ જપ્તી વહિવટમાં જમાંબંધી ભરનારી જમીનને તલપદ સરકારી એવું નામ આપવામાં આવ્યું અને તે શીવાયની જમીન નકરી કે સલામીઆ જે જે પ્રકારની હતી તે તે પ્રકારની આ ખરડામાં દાખલ કરવામાં આવી. આ પ્રમાણેનો ખરડો તૈયાર થયા પછી તાલુકદારી ગામોની માપણી પહેલ પ્રથમ ઈ. સ. ૧૮૨૨-૨૪ ની સાલમાં મહેરબાન ક્રુકશન સાહેબની દેખરેખ નીચે શરૂ કરવામાં આવી. જે હાલ માજી જરીફના નામથી ઓળખાય છે. આ પછીથી એટલે ઈ. સ. ૧૮૨૨ ની સાલથી તાલુકદારોને જમાંબંધીના સાત સાત સાલો માટે પટા (જમાંબંધી કરાર) આપવામાં આવ્યા. આ સાત સાત સાલી પટા ઈ. સ. ૧૮૫૦ ની સાલ સુધી આપવામાં આવ્યા. અને તે સાલમાં એટલે સને ૧૮૫૦ ની સાલમાં ૧૫ વરસનો એક પટો આપવામાં આવ્યો જેની મુદત ઈ. સ. ૧૮૬૪-૬૫ ની સાલમાં પુરી થઈ. ઈ. સ. ૧૮૨૨ ની સાલથી સને ૧૮૬૫ ની સાલ સુધી જે જમાંબંધી તાલુકદારો પાસેથી લેવામાં આવતી તે જતાં તાલુકદારને ઉપજના ત્રીસ ટકા જેટલું બચત રહેતું એમ કહેવાય છે.

ઈ. સ. ૧૮૫૦ ની સાલમાં જે છેવટનો પંદર સાલી પટો આપવામાં આવેલો તે પંદર વર્ષની મુદત પુરી થતાં પહેલાં એટલે ઈ. સ. ૧૮૬૨-૬૪ ની સાલમાં તાલુકદારી ગામોની માપણી ફરીથી મહેરબાન બેટ સાહેબની દેખરેખ નીચે શરૂ કરવામાં આવી, જે હાલ મી. બેટ સાહેબની ઓરીજીનલ સરવે નામથી ઓળખાય છે.

આ સરવે કરવાનો હેતુ શો હતો તે સંબંધી મી. પીલ સાહેબ પોતાના રિપોર્ટમાં નીચે પ્રમાણે લખે છે.+

તેમની જે માપણી સને ૧૮૬૩ માં શરૂ થઈ હતી તેનો એ હેતુ હતો કે (૧) છઠ્ઠા આકટ (સને ૧૮૬૨ નો આકટ ૬ ઠો) ના કામ માટે તેમની કીંમત કરવી અને (૨) જમા અથવા જમીનની મહેસુલનો વધારે સારો નિર્ણય કરવો. ખેતરવાર માપણી કરવાની કાંઈ જરૂર ન્હોતી પરંતુ દરેક એસ્ટેટ એટલે કે જેટલી જમીન એક માણસના અથવા બે કે વધારે માણસો જે એક બીજાની સાથે જમીનના માલેકો હોય તેવા માણસોના કરજ માટે જુદી જુદી અને અભેદ રીતે જવાબદાર હોય તેટલી જમીનની જુદી માપણી કરવાની જરૂર હતી. આની અંદર એક જાતની ધરતીનું મોટામાં મોટું ચોસલું જે સગવડતાથી માપી શકાય અને જેનો વર્ગ પાડી શકાય તે માપણીના એક કીત્તા તરીકે લેવામાં આવ્યું. રસ્તાઓ અને નદીઓ કીત્તાની હદ તરીકે લેવામાં આવ્યા અને વાડ વગરના ખુલ્લા પ્રદેશમાં સરકારી કદ આશરે ૪૦ એકરનું થયું. તાલુકદારના નોકરો અથવા ગામડાના અમલદારો જે જમીન

+ મી. પીલનો રિપોર્ટ પૃષ્ટ ૨૭.

ભોગવતા તેની જુદી જુદી માપણી કરવામાં આવી નહીં, કારણ કે આ જમીન આ લોકોના પગાર બદલ પૈસા આપવાને બદલે સોંપેલી પાછી લઇ શકાય એવી તેમની મિલકત હતી. જે જમીન ઉપર તાલુકદારની જમાંબંધી કરાવવામાં આવે છે તેની માફક આની અને દરબારી જમીનની ભેગી માપણી થઇ. બ્રાહ્મણ અને બીજાઓને તેમણે આપેલી જમીન ઉપર જમાંબંધી કરાવવામાં આવેલી નથી અને વળી વધારે કારણ માટે આ પાછલી જમીનની જુદી જુદી માપણી થઈ છે અને વર્ગ પાડ્યા છે.

ઉપર સિવાય નિચે પ્રમાણેની હકીકત પણ મે. **પીલ** સાહેબના રીપોર્ટમાં દર્શાવેલી છે.†

ગમે તે રીતે (કરજનો) નિવેડો કરવામાં આવે તોપણ સૌથી પહેલો અને ઘણાજ અગત્યનો ઉપાય એ છે કે દરેક એસ્ટેટની કેટલે સુધી શક્તિ છે તે ચોકસ કરવી અને સરકારના દફતરોમાં તે એસ્ટેટોની કીંમતનો કાંઇ પણ ખરો હેવાલ ન હોવાથી આ માહીતી હજી મેળવવાની છે. પહેલું પગલું દરેક મિલકતની સરવે કરવાનું અને સરવેના સિદ્ધાંત અનુસાર તેની પેદા કરવાની કેટલી શક્તિ છે તેના વર્ગ પાડવાનું હતું અને પછી તે જુદી જુદી એસ્ટેટોની સરવે તથા વર્ગ કર્યા પછી બીજું પગલું સરકારી જમા તરીકે નિવેડાના વખતની દરમિયાન તાલુકદારોએ વ્યાજબી શરતે કેટલું આપવું તે ચોકસ કરવાનું થશે. જે નિવેડો હાલ કરવાનો છે તેનો આધાર આગળ જે રકમ આપતા તે ઉપર નહી રહેવો જોઇએ: પરંતુ સરવે વર્ગ તથા જમાંબંધીથી નક્કી થાય તે પ્રમાણે એસ્ટેટોની નીપજાવવાની શક્તિ ઉપરથી કરેલી ગણત્રી ઉપર આધાર રાખવો જોઇએ. આ સુચનાઓએ જમાંબંધી કરાવવામાં એક તદ્દન નવોજ નિયમ દાખલ કર્યો અને તાલુકદારોના ગામડાની અંદરખાનાની વ્યવસ્થાની માહેતગારી વંશપરંપરા મેળવી આપી જે બાબત વિષે હજુસુધી કદી યત્ન કરવામાં આવ્યો નહોતો.

ઇ. સ. ૧૮૬૨–૬૪ ની સાલમાં જે માપણી મહેરબાન **બેટ** સાહેબ તરફથી કરવામાં આવી તે કરવાનો શો હેતુ હતો તેનું વર્ણન તથા બીજી કેટલીક હકીકત ઉપર આપી ગયા. હવે આ સરવે થયા પછી એટલે ઇ. સ. ૧૮૬૪–૬૬ ની સાલમાં તાલુકદારી ગામોની જમાંબંધીનો આંકડો મહેરબાન **પીલ** સાહેબે મુકરર કર્યો. આ જમાંબંધી આંકડો મુકરર કર્યા પછી જમાંબંધી કરાર "પટા" ૨૩ વર્ષને માટે તાલુકદારોને આપવામાં આવ્યા.

આ પટા આપતી વખતે જમાંબંધી શા રીતે કરાવવામાં આવી તે વિષે મહેરબાન **પીલ** સાહેબના રીપોર્ટમાં નીચે પ્રમાણે હકીકત છે.

એલીએનેશનોની આ પ્રમાણે વ્યવસ્થા થઇ અને તાલુકાની પોતાની મિલકત ઉપર કર બેસાડવા માટેની યોજના ઘડવાનું બાકી રહ્યું. અપૂર્ણ મુદ્દા ઉપર કરેલા સેટલમેન્ટોમાં સ્વાભાવિક રીતે જે અસમાનતા (તફાવટ) હોય છે તે દૂર કરવાનો તથા સામાન્ય રીતે ગ્રહણ કરી શકાય તેવી રીતે (એસેસમેન્ટ કર) ની કીંમતનો કોઇપણ જાતનું પ્રમાણ બાંધવાનો હેતું હતો. જાગીરની કીંમત હમેશાં તાલુકદારની જમે ગણવામાં એક અગત્યની બાબત છે અને એવું જણાયું કે સંપૂર્ણ ભાવની નીચેના હમેશના ખાલસા સરવે એસેસમેન્ટના સ્કેલમાં કોઇ પોંઇટ વ્યાજબી ધોરણ (પ્રમાણે) બતાવવા સારૂ શોધી કઢાય. જાગીરોની મોટામાં મોટી

† મી. **પીલ**નો રિપોર્ટ પૃષ્ટ ૨૦.

સંખ્યાની આગળની જમા ઉપર વ્યાજબી વધારે (ચઢાવે) મુકરર કરેલ જમાની બરોબર સરવે એસેસમેન્ટની કેટલી રકમ હતી તે ગોતી કહાડવાથી આ પોઇંટ નક્કી થઇ શકે અને તે એવું જણાયું કે જો સરવેના ભાવના ૫૦ તથા ૭૦ ટકા વચ્ચે જમા મુકરર થાય (કારણ એસેસ્ડ જાગીર વત્તી અગર ઓછી આબાદ હોય છે) તો અસલથી જમા ઉપર વ્યાજબી વધારા માટે તક મળે. જેવા કે ખેતીવાડીમાં આગળ ઉપર સુધારો થશે તેવી આશા આપનારી બાબતો. તેટલા માટે એવું ઠરાવવામાં આવ્યું કે તાલુકદારોની જમા સરવેના દરોના ૭૦ ટકા કરતાં વધારે ન થવી જોઇએ. તેમ ૫૦ ટકા કરતાં ઓછી ન થવી જોઇએ. કેટલીક જાગીરો જેના ઉપરનો કર મોટામાં મોટી સંખ્યા (૭૦ ટકા) કરતાં પણ વધારે હમણાં જ નક્કી કરવામાં આવ્યો હતો તે ઓછો કરી ૭૦ ટકા કર્યો અને બીજી જાગીરો ઉપરનો કર તે સંખ્યાથી એટલો બધો ઓછો હતો કે તે જાગીરો એકદમ વ્યાજબી રીતે નીચામાં નીચી સંખ્યાએ (૫૦ ટકાએ) લાવી શકાય નહિ. પરંતુ ગામડાઓના મોટા ભાગને પહેલી વખતને માટે સ્પષ્ટ તથા વ્યાજબી નિયમ મુજબ મુકરર કરેલ લેન્ડ ટેક્સનો લાભ છે. અલબત આ કાળજીપૂર્વક ધ્યાનમાં રાખવું જોઇએ કે તે ૭૦ ટકાની અથવા તો સરવે રેટસના હરકોઇ બીજા પ્રમાણની ખરેખરી યોગ્યતા નથી: પણ જાગીરોની કિંમતનું માપ કરવા માટે (અડસટો કાઢવા માટે)જ ફક્ત, સરવે એસેસમેન્ટ કરવામાં આવ્યું છે કે જેથી કરીને દરેકની જમા કિંમતના એકના એકજ પ્રમાણમાં આણી શકાય.×

ઇ. સ. ૧૮૬૪–૬૬ની સાલમાં તાલુકદારી ગામોની જમાંબંધીનો જે આંકડો મહેરબાન **પીલ** સાહેબે મુકરર કરી ૨૩ વર્ષને માટે (કેટલાક એસ્ટેટોના ૨૨ વર્ષને માટે પટા આપેલા છે) તાલુકદારોને જે પટા (જમાંબંધી કરાર) આપેલા તેની મુદત ઇ. સ. ૧૮૮૭–૮૯ ની સાલમાં પુરી થવાથી ફરીથી નવેસરથી તાલુકદારી ગામોની સરવે કરી જમાંબંધીના આંકડા ઠરાવવા વિષે નામદાર સરકારના ઠરાવ નંબર ૪૫૮૦ તા. ૨૭ જુન સને ૧૮૮૯ થી નક્કી થયું. આ ઠરાવના આધારે જમાંબંધીનો આંકડો નવેસરથી મુકરર કરવાના કામ સારૂ અમદાવાદ જીલ્લાના તાલુકદારી ગામોની રીવીઝન સરવે મહેરબાન હોલન્ડ સાહેબ તથા મહેરબાન ફ્રાન્સીસ સાહેબની દેખરેખ નીચે સને ૧૮૯૧–૯૩ની સાલમાં શરૂ કરવામાં આવી જે સરવે હાલ રીવીઝન સરવેના નામથી ઓળખાય છે. આ રીવીઝન સરવેમાં તમામ તાલુકદારી ગામોની નવેસરથી માપણી થએલી નથી, પણ પડતર જમીન પૈકી કેટલી વાવેતર થએલી છે તેમજ જરાયત જમીનમાંથી કેટલી જમીન ક્યારી થએલી છે અને જુની ક્યારી કેટલી જરાયત થએલી છે તે વીગેરેની તપાસ કરી તેના ઉપર જરાયત અગર ક્યારીનો દર ચઢાવવામાં આવ્યો છે.

આ રીવીઝન સરવેનું કામ પુરૂ થયા પછી ઉપર કહેલા ઠરાવ (નંબર ૪૫૮૦ તા ૨૭ જુન ૧૮૮૯) ના આધારે દરેક એસ્ટેટ વાર જમાંબંધીના આંકડા મુકરર કરી પહેલ પ્રથમ સને ૧૮૯૪–૯૫ ની સાલમાં ધોળકા તાલુકાના અને તે પછી ધોધા, વીરમગામ, સાણંદ, અને ધંધુકા તાલુકાના આ પ્રમાણે અનુક્રમે સને ૧૮૯૫ થી ૧૮૯૯ સુધીમાં તમામ તાલુકાના તાલુકદારી ગામોના જમાંબંધી આંકડા બહાર પાડવામાં આવ્યા. આ રીવીઝન પ્રમાણે

× મી. **પીલનો** રિપોર્ટ પૃષ્ટ ૨૯.

જે જમાંબંધીના આંકડા વસુલ લેવાના ઠરાવવામાં આવ્યા તેમાં જે જમાંબંધી ઇ. સ. ૧૮૬૩-૬૪ની સાલમાં એટલે મેહેરબાન પીલ સાહેબે સને ૧૮૬૪—૬૬ ની સાલમાં જમાંબંધીનો જે આંકડો મુકરર કર્યો તે પહેલાં જે લેવામાં આવતી હતી તેના કરતાં સેંકડે ૫૦ ટકાથી ૨૦૦ ટકા જેટલો વધારો કેટલાક એસ્ટેટોની જમાંબંધીમાં થએલો છે. તેમજ જે જમાંબંધી સને ૧૮૬૪—૬૬ ની સાલમાં મહેરબાન પીલ સાહેબે ઠરાવી તેના કરતાં પણ સેંકડે ૨૫ ટકાથી ૫૦ ટકા જેટલો વધારો કેટલાક એસ્ટેટોમાં થએલો છે.

આ જે વધારો જમાંબંધીમાં થએલો છે તે વધારો થવાનું મુખ્ય કારણ એ છે કે રીવીઝન સરવેમાં જમીનનો દર ( સરવે આકાર ) ઓરીજીનલ સરવેના જમીનના દર (સરવે આકાર ) કરતાં વધારવામાં આવ્યો છે અને તે એવી સમજથી વધારવામાં આવ્યો હશે કે જમીનની પેદા કરવાની શક્તિ ( મગદુર )માં વધારો થએલો છે.

બીજુ કારણ એ છે કે, જમાંબંધી ઠરાવવાના કામમાં પડતર જમીન પણ ગણતરી કરવામાં આવી છે. જેની ઉપજ તાલુકદારોને બીલકુલ આવતી નથી. આ પ્રમાણે પડતર જમીનની ગણતરી જમાંબંધી ઠરાવવાના કામમાં દાખલ કરવાનો સરકારનો હેતુ એવો હશે કે જો પડતર જમીનની જમાંબંધી ઠરાવવાના કામમાં ગણતરી કરવામાં આવી હોય તો તાલુકદારો તે પડતર જમીન ખેડાણ કરવાને કોઈપણ વખત પ્રયત્ન કરે પણ નસીબ યોગે કેટલાક તાલુકદારો પોતાના ભાઇઓની અંદર ગરાસ વહેંચી લેવાના રીવાજોને લીધે (ભાઇઓ ભાગને લીધે મોટા એસ્ટેટના નાના ભાગ પડી ગયા છે અને દિવસે વિશેષ ભાગ પાડતા જાય છે) તેમજ ભાગની અને વારસાની તકરારોના લીધે એવી તો નબળી સ્થિતિમાં આવી ગયા છે, અને આવતા જાય છે કે તેમને પોતાના ગુજરાન માટે ફક્ત પોતાના ભાગે આવેલી જુજ ઘર ખેડની જમીન ઉપર આધાર રાખવો પડયો છે. સબબ ખેડુ જેવા થઇ ગયા છે. બીજું કારણ નબળી સ્થિતિમાં આવી પડવાનું એ છે કે તેઓ પોતાના અસલના ચાલતા આવેલા રીવાજ પ્રમાણે લગ્નના પ્રસંગે તેમજ મરણ વગેરેના પ્રસંગે ગજા ઉપરાંત ભારે રકમોનું દેવું કરી ખરચ પોતાની આબરૂના પ્રમાણમાં કરવાના રીવાજો હજુ પણ ચાલુ રાખી રહેલા છે. ટુંકામાં એટલું જ કે કેટલાક તાલુકદારો એવી તો નબળી સ્થિતિમાં આવી ગયા છે કે તેઓ ભાગ્યેજ પોતાના કુટુંબનું ગુજરાન તેમને હિસ્સે આવતી ઉપજમાંથી કરી શકે છે. તો પછી પૈસાનું સાધન નહિ હોવાને લીધે પડતર જમીન નવેસરથી ખેડાણ કેવી રીતે કરી શકે; સબબ તેઓને પડતર જમીનની જમાંબંધી ભરવી પડે છે ને ઉપજ કાંઇ આવતી નથી, ને જે એસ્ટેટોમાં ભાઇઓને ભાગ*આપવાનો રીવાજ નથી પણ જીવઇની જમીન કાઢી આપવાનો રીવાજ છે. તેવા એસ્ટેટો જેવા કે સાણંદ, કોઠ, ગાંગડ, ગોધ, ઉતેલીઆ વિગેરે કાંઈક સારી સ્થિતિમાં છે.

ત્રીજું કારણ જમાંબંધીમાં વધારો થવાનું એ માલમ પડે છે કે કેટલાક એસ્ટેટો પૈકીની જે જમીન બીલકુલ ખેડાણ થાય તેવી ન હોય તેવી જમીન આ રીવીઝનમાં વાવેતર લાયક ગણી તેના ઉપર વાવેતર લાયકનો આકાર ઠરાવવામાં આવ્યો છે.

ઉપરના ત્રણ કારણોને લીધે જે વધારો જમાંબંધીમાં થએલો છે તે વધારો વ્યાજબી રીતે થએલો નથી. તે બાબતની તકરારો વખતોવખત તાલુકદારો તરફથી ઉઠાવવામાં આવેલી;

દરમિયાન સંવત ૧૯૫૬ ની સાલમાં ભયંકર દુકાળ પડવાથી તેમજ ઉપજ બરોબર નહિ આવવાથી ઘણી જમીન પડતર રહેવા લાગી. દરમિયાનમાં ઉપર કહી ગયા તે જમાંબંધીમાં વધારો થવાના કારણોની બાબત તપાસ કરવા માટે તેમજ દુકાળના સબબથી જમીન પડતર રહેવા લાગી તે વિગેરેની તજવીજ કરવા માટે સ્પેશીયલ ડયુટી ઓફિસર મી. એલ. રોબર્ટસન સાહેબની નિમણુંક સને ૧૯૦૨ ની સાલમાં થઇ. જેમણે અમદાવાદ જીલ્લાના તમામ તાલુકદારી ગામોની બાબતમાં ઉપર કહેલા જમાંબંધીમાં વધારો થવાના ત્રણ કારણો વિષે પુરતી તપાસ કરી તાલુકદારોની જમાંબંધીમાં દુકાળના વરસોને લીધે કેટલોક ઘટાડો કર્યો, જે જમાંબંધીનો આંકડો હાલ વસુલ લેવામાં આવે છે.

પ્રાંતીજ તથા મોડાસા તાલુકાના મેવાસી ગામોની સરવે પહેલ પ્રથમ સને ૧૮૭૬–૭૮ ની સાલમાં થએલી અને તે પછી સને ૧૮૯૨–૯૩ ની સાલમાં થએલી છે. આ મેવાસી ગામની જમાંબંધીનો આંકડો દર સાલ મહેરબાન અમદાવાદ જીલ્લાના કલેકટર સાહેબ તરફથી નક્કી કરવામાં આવી. દર સાલ તેઓ સાહેબની સહીના પટા ( જમાંબંધી કરાર ) આપવામાં આવે છે તેથી તે તાલુકાની જમાંબંધી વિષે કાંઇ હકીકત લખવા જેવી નહિ જણાયાથી લખવામાં આવી નથી. આ તાલુકાના મેવાસદારોની બાબતમાં પણ સ્પેશીયલ ડયુટી ઓફિસર મી. એલ રોબર્ટસન સાહેબે તજવીજ કરી દુકાળની છુટ બીજા તાલુકાઓના માફક આપેલી છે.

ખેડા તથા ભરૂચ જીલ્લાના તાલુકદારોના ખેડા તથા ભરૂચ જીલ્લાના ખાલસા ગામોની અંદર વાંટાઓ છે જેની સરવે ખાલસાના ગામોની સાથે થએલી છે અને તેમની જમાંબંધીનો આંકડો ઉધડ છે એટલે કે દર સાલ તેમાં કાંઇ ફેરફાર થતો નથી માટે તે વિષે કાંઇ લખવા જેવું નથી.

## તાલુકદારી એસ્ટેટ ઉપર બોજો નહિ નાંખવો તેમજ વેચાણ કરવી નહિ અને બીજાને નામે કરી આપવી નહિ તેને લગતા પ્રતિબંધ તથા તાલુકદારની હયાતી સુધી કરજની જવાબદારી બાબત હકીકત.

અમદાવાદ તાલુકદારો પાસેથી શરૂ રાજમાં કબુલતો લેવામાં આવેલી છે તે નીચે પ્રમાણેઃ–

" એ ગામોની જમીન વેચાણ ઘર મેળે તથા સાન ધરાણે કરીએ નહિ, એ વાત સરકારમાં જાહેર કર્યા વિના કરીએ તો સરકારના ગુન્હેગાર થઇએ તથા ગામની જમીન વેચાણ તથા ધરાણીએ આપીએ તો તેનો જવાબ અમે ઘર ધરાઉ દઈએ.

આ કબુલતો પછી સને ૧૮૨૧ થી સને ૧૮૬૩ સુધી સરકારે દરેક પટા વખતે નીચે લખેલી સુચના કરી છે.

સરકારી જમીનમાંથી તમારે કોઇને પસાયતુ અથવા વેચાણુ ધરાણીયુ વિગેરે કોઇ તરેહ આપવું નહિ ને એ તમારા હાથમાં નથી ને કદાપી આપશો તો સરકારથી પળાશે નહિ.

આ પછી સને ૧૮૬૩–૬૬ ની સાલોમાં તાલુકદારોને જમાના કરાર આપવામાં આવ્યા. આ કરારનો મુસદ્દો નામદાર સરકારનાં ઠરાવ.નંબર ૩૭૯૫ તા. ૨૧–૯–૧૮૬૫ થી મંજુર થયો છે તેમાં પણ નીચે પ્રમાણેની કલમ દાખલ છે.

" આજ દીવસ સુધી જે જમીન તમે બીજાને આપેલી છે તેનો સરકારે જુદો ઠરાવ કીધો છે. ભવિષ્યમાં જો તમે જમીન બીજાને સોંપી દેશો તો સરકાર તમારી જમા મુકરર કરવામાં આ જમીન હિસાબમાં લેવાનું જારી રાખશે, તેટલા માટે જો તમે જમીન આપી દેશો તોપણ આ જમીન માટેની સરકારની જમા તમારી પાસેથી લેવામાં આવશે.

હાલમાં ગુજરાતના તાલુકદારો બાબતનો સને ૧૮૮૮ નો આકટ ૬ ઠો જે અમલમાં છે તે આકટમાં કલમ ૩૧ મી જે દાખલ કરવામાં આવી છે તે કલમ ઉપરથી તાલુકદારનો કોઇને પણ જમીન આપવાનો હક્ક નાબુદ થાય છે તેમજ પ્રથમ જે કરારનામાં આપેલાં છે તેથી વિરૂદ્ધ છે (જુઓ તાલુકદારી આકટની કલમ ૩૧).

આના સંબંધમાં તાલુકદારે જે દેવુ કર્યું હોય તે તેના વારસોને તાલુકદારની હયાતી બાદ બંધનકારક નથી. તે બાબતની તમામ તાલુકદારોને ખબર આપવા માટે હાલમાં ગુજરાત પ્રાંતના તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબ તરફથી એક જાહેર ખબર બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે.

ગુજરાત પ્રાંતના તાલુકદારી એસ્ટેટોના તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી તથા ઠાકોરોને આ જાહેર ખબરથી ખબર આપવામાં આવે છે કે તાલુકદારી સને ૧૮૮૮ નાં એક્ટ ૬ ઠાની કલમ ૩૧ પ્રમાણે કોઇપણ તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી અગર નાયકે ગુજરાત પ્રાંતના તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબની મંજુરી લીધા વગર આ કાયદો અમલમાં આવ્યો તે તારીખ પછી એટલે તા. ૨૫ માર્ચ સને ૧૮૮૯ ( સંવત ૧૯૪૫ ના ફાગણ વદ ૯ ) પછી પોતાની એસ્ટેટ અથવા તેનો કોઇપણ ભાગ ગીરો વેચાણ કોઈપણ શાહુકારને કરી આપેલો હોય અને લખી આપનાર તાલુકદાર ગુજરી ગયો હોય તો ગુજરનારે પોતાની એસ્ટેટનો જે ભાગ ગીરો લખી આપેલો હોય તે ભાગ ગુજરનારના વારસોને એસ્ટેટમાં પાછો લેવાનો હક્ક પ્રાપ્ત થાય છે અને તે જમીન ઉપર લખાવી લેનારનો કાંઈ હક્ક રહેતો નથી અને ગીરોવાળી જમીન ગુજરનારના વારસને પાછી મળી શકે છે. માટે જે કોઇ તાલુકદાર આ પ્રમાણે જમીન ગીરો મૂક્યા બાદ ગુજરી ગયો હોય તેના વારસોને આથી ખબર આપવામાં આવે છે કે ગુજરનારે લખી આપેલી જમીન બાબતનો ક્યારે દસ્તાવેજ કરી આપેલો તે બાબતનો દાખલો તાલુકાના આજમ મામલતદાર પાસે રજુ કરવો કે તેમના તરફથી એકંદર દાખલો અમારા તરફ આવેથી જમીનનો કબજો પાછો લઇ તેના યોગ્ય વારસને સોંપવા તજવીજ થશે.

૨ જો દસ્તાવેજ લખી આપવામાં બાપની હયાતીમાં દીકરા અગર દીકરાના દીકરાનું નામ દાખલ કરાવી તેમની સહીઓ દસ્તાવેજમાં લીધેલી હોય તોપણ કાયદા પ્રમાણે તેમને બંધનકારક થતો નથી. માટે જો આવી રીતે કોઈપણ દસ્તાવેજ થએલા હોય અને તે પૈકી બાપ ગુજરી ગયો હોય તો તે લખી આપેલી મિલકત પાછી લેવાનો હક્ક દીકરાને પ્રાપ્ત થાય છે. માટે તેવા કેસોનો દાખલો પણ આજમ મામલતદારને આપવો.

કેટલાક કેસોમાં એવું બનેલું છે કે અમુક મીલકત ઉપર સામાન્ય રીતે હક્ક ધરાવનાર એકથી વધારે ભાગીદાર મળી ગીરો અગર બીજી રીતના દસ્તાવેજો એકટ અમલમાં આવ્યા પછી કરી આપેલા જણાય છે; અને લખી આપનાર પૈકી કેટલાક ગુજરી ગયા છતાં લખી આપેલી મીલકત લખાવી લેનારના કબજામાં ગેરકાયદેસર રહેલી છે. આવા કેસોમાં પણ ગુજરનારના વારસને પોતાના હક્ક પુરતી મીલકત પાછી મેળવવાનો હક્ક પ્રાપ્ત થાય છે. માટે તેવા કેસોનો દાખલો પણ આજમ મામલતદારને આપવો.

મજકુર એકટ અમલમાં આવ્યા પહેલાં થયેલા ગીરો દસ્તાવેજનો હીસાબ કરી એકટ પછી એકટની કલમ ૩૧ મુજબ મંજુરી વગર નવા ગીરો દસ્તાવેજ થયા હોય તે પણ લખી આપનાર તાલુકદારના ગુજર્યા બાદ ઉપર પ્રમાણે રદ બાતલ છે માટે તેના દાખલા પણ આપવા તા. ૩૧ માહે જુલઈ સને. ૧૯૦૫.

અંગ્રેજી સહી.
તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર
પ્રાન્ત ગુજરાત.

# (૨) વડોદરા રાજ્યના બારખળી ધારા.

## પરિશિષ્ટ (ह) ( જુઓ કલમ ૧૨૯ )

## બારખળી જમીનનાં રાજીનામાં, મોંબદલા તથા નામફેર સંબંધી ધોરણો અને અધિકાર.

૧. આ પરિશિષ્ટના કારણ સારૂ પુરૂષવંશ એટલે માત્ર પુરૂષવંશથી ઉતરેલા પુરૂષ જાતનો વંશજ સમજવો.

૨. દેવસ્થાનને નામે ચાલતી જમીનનો કોઇપણ કારણથી મોંબદલો થઈ શકશે નહીં. માત્ર દેવસ્થાનનો પુજારી અગર વહિવટ કરનાર.

(क) મૈયત થએલો હશે તો તેના કાયદેસર વારસનું.

(ख) દેવસ્થાનની પુજા સેવા બાબત રાજીનામુ આપે તો તેના બીજા લાયક વારસનું, અને.

(ग) રકમ (क) અને (ख) માં બતાવેલા બન્ને પ્રસંગે વારસના અભાવે અગર વારસ ના પાડે તો દેવસ્થાનના વહિવટ અને સંપ્રદાયને અનુસરી લાયક હોય એવા ત્રાહિત શખસનું.

નામ વહિવટદાર મહાલકરી એમણે સરકારની મરજી હોય ત્યાંસુધી દેવની સારી રીતે સેવા પુજા કરવાની શરતે દાખલ કરવું, અગર જમીન ચલાવવી જરૂરની નથી એમ જણાય તો ખાલસા કરી સરકારી પડતર જમીન ખેડવા કિંવા ઉપભોગ કરવા આપવાના નિયમને અનુ-

સરી તજવીજ કરવી, પણ જે દેવસ્થાનને નામે જમીન ચાલતી હોય તે દેવસ્થાન પરહદમાં હોય તો તેવા કામના ઠરાવ વહિવટદાર મહાલકરી એમણે નહિ કરતાં તે કામો પોતાના અભિપ્રાયસહ છેવટનો હુકમ થવા સારૂ બારખળી ખાતાના મુખ્ય અધિકારી તરફ મોકલવાં.

૩. દેવસ્થાનને નામે ચાલતી જમીન તેના પુજારીથી અગર વહિવટ કરનારથી કોઈપણ શખસને સ્વત્વાર્પણ કરી આપી શકાશે નહિ તેમ એવી જમીન કોઇપણ સ્વત્વાર્પણથી લઇ શકાશે નહિ, છતાં તેમ થયેલું જણાય તો સ્વત્વાર્પણથી જેના કબજામાં જમીન ગઇ હશે તેની તરફથી જમીન પરત લેઇ દેવસ્થાનને નામે દાખલ કરી સ્વત્વાર્પણ કરનાર પુજારી અગર હસ્તેવાળાને બદલી બીજા પુજારીને અથવા હસ્તેવાળાને નિમવા વહિવટદાર મહાલકરી એમણે તજવીજ કરવી.

૪. વેચાણીયા બે હયાતી આઠઆની તથા ધરાણીયા એક હયાતી આઠ આની અને બીજી હયાતી બાર આનીથી ચલાવેલી જમીનનો કોઇપણ કારણથી મોબદલો થઇ શકશે નહિ અથવા એવી જમીન ગીરો, બક્ષીસ, વેચાણ કે વસિયતનામાથી આપી શકશે નહિ. માત્ર એવી જમીન ધારણ કરનાર મૈયત થયા હોય તો તેમના પુરૂષવંશના વારસના નામે શરત પ્રમાણે આઠ અથવા બાર આનીથી જેમ હોય તેમ નામફેર કરવાનો તથા ઠરેલી હયાતી પછી જમીન ખાલસા કરી કબજેદારને નામે સરકારમાં દાખલ કરવાનો વહિવટ મહાલકરીને અધિકાર છે. આવી જમીનનું ગીરો, બક્ષીસ, વેચાણ કે વસિયતનામાથી આપેલાનું જણાય તો તે જમીન ખાલસા કરી તે કાયદેસર કબજેદારના નામે સરકારી જમીન તરીકે વહિવટદાર મહાલકરી એમણે દાખલ કરવી; પરંતુ બારખળી સેટલમેન્ટ થતાં અવલનો વ્યવહાર હોય તો જમીન જેમની તેમ રહેવા દેવી, માત્ર હાલના ધારણ કરનારના મરણ બાદ ખાલસા કરવી.

૫. બથામણીયા સદરે ચાલતી જમીનનો કોઇપણ કારણથી મોબદલો થઇ શકશે નહિ. તેમ એવી જમીન ગીરો, બક્ષીસ, વેચાણ કે વસિયતનામાથી આપી શકાશે નહિ. માત્ર એવી જમીનનો ધારણ કરનાર મૈયત થયો હોય તો તેના કાયદેસર વારસના નામે અથવા ગીરો, બક્ષીસ, વેચાણ કે વસિયતનામાથી કબજો મેળવનારને નામે તે સરકારી ખાતાની જમીન તરીકે દાખલ કરવાનો અથવા વારસ કે કબજેદાર તે જમીન ઉપર હક્ક રાખતો નહિ હશે તો તે જમીન સરકારી પડતરમાં દાખલ કરી તેની સરકારી પડતર જમીન મુજબ વ્યવસ્થા કરવાનો વહિવટદાર, મહાલકરીને અધિકાર છે: પરંતુ બારખળી સેટલમેન્ટ થતાં અવલનો વ્યવહાર હોય તો જમીન જેમની તેમ રહેવા દેવી. માત્ર હાલના ધારણ કરનારના મરણ બાદ ખાલસા કરવી.

૬. (૧) ધર્માદાય ચાકરીના સદરે ચાલતી જમીનનો કોઇપણ કારણથી, મોબદલો થઈ શકશે નહિ. માત્ર એવી જમીનનો ધારણ કરનાર મૈયત થયો હોય તો એ ચાકરી આગળ ચાલુ રાખવી અવશ્ય છે કે કેમ એ બદલ તપાસ કરી, નાયબસુબાએ ચાકરી ચાલુ રાખવી જરૂરનું જણાય તો મૈયતની જગોએ તેના પુરૂષવંશમાં આવતા વારસનું નામ પ્રથમની માફક ચાકરી કરવાની શરતે દાખલ કરવું.

(૨) ધર્માદાય ચાકરીના સદરે ચાલતી જમીન સરસુબાની પ્રથમ પરવાનગી મેળવ્યા

શિવાય ગીરો, બક્ષીસ વેચાણ કે વસીયતનામાથી આપી શકાશે નહીં અને જો તેવી પરવાનગી વગર આપી દેવામાં આવી છે એમ જણાય તો, અગર વસીયતનામાથી બીજાને આપવામાં આવી છે એમ હોય તો તે જમીન વહિવટદાર મહાલકરી એમણે સરકાર દાખલ કરી તેની સરકારી પડતર જમીન તરીકે વ્યવસ્થા કરવી. માત્ર ઉપરની પેટાકલમ (૧) ના ઠરાવ મુજબ મૈયતની જગોએ જેનું નામ દાખલ થવા જેવું હોય તેના નામે જ વસિયતનામું થએલું હોય તો તે વારસના નામે પેટાકલમ (૧) ના ઠરાવ મુજબ જમીન દાખલ થવા આ પેટાકલમના ઠરાવનો બાધ આવશે નહિ.

૭. ગિરાસ, વાંટો, સલામિયા, જાત ધર્માદાય, વજીફો, ઇનામ, હાડીયા, વેચાણીયા, ધરાણીયા, તથા રણવટીયાના સદરે ચાલતી જમીન બદલ પહેલા અગર બીજા વર્ગની સનદ આપવામાં આવી હોય અગર આપવા જેવી હોય તો નજરાણો લીધા શિવાય તેવી જમીનનો કોઇપણ કારણથી વહિવટદાર મહાલકરી નામ ફેર કે મોંબદલો કરી શકશે.

પણ સદરહુ જમીન બદલ સનદ આવી ન હોય પણ તે જમીન બારખળી પત્રકે સ્ત્રીના નામે ચાલતી હોય તો તેવી જમીનના મોંબદલા કે નામફેરનો હુકમ ન કરતાં તે કામ પોતાના અભિપ્રાય સહવહિવટદાર, મહાલકરીએ છેવટનો હુકમ થવા સારૂ બારખળીખાતામાં મોકલવું અને તેમણે નીચેની કલમ ૧૦ થી કલમ ૧૬ માં ઠરાવેલા ધોરણે નિકાલ કરવો.

આ કલમમાં બતાવેલી જમીન બદલ સનદ આપવામાં આવેલી ન હોય પણ માજી અમલમાં મળેલી સનદની સરત પ્રમાણે ચલાવેલી હોય એવી જમીનનો કોઇપણ કારણથી મોંબદલો થઇ શકશે નહિ. માત્ર સનદની શરતને અનુસરી નામ ફેર બાબત વહિવટદાર મહાલકરી એમણે હુકમ કરવો અને શરત વિરૂદ્ધનાં કામો છેવટનો નિકાલ થવા સારૂ બારખળી ખાતામાં મોકલવાં.

ગિરાસ ખાતેથી થયેલા ઠરાવવાળી જમીનના મોંબદલા તથા નામફેરનાં કામોનો પણ વહિવટદાર મહાલકરી એમણે નિકાલ નહિ કરતાં છેવટનો નિકાલ થવા સારૂ બારખળી ખાતામાં મોકલવાં. માત્ર માજી પ્રમાણે ઇનામ કમેટી લેવાય છે એવી જમીનના પુરૂષવંશના સીધા વારસના નામે વહિવટદાર મહાલકરી એમણે મોંબદલા કરવા.

૮. આ પરિશિષ્ટ અનવયે બારખળી પત્રકે પુરૂષવંશનું નામ દાખલ થયું હોય તો મરનારનો છોકરો અને છોકરાનો પુરૂષવંશ, મરનારની સ્ત્રી મરનારના છોકરાની તથા તેના પુરૂષવંશની સ્ત્રીઓ મરનારનો બાપ મરનારની મા એ સિધા વારસ અને તે સિવાયના દત્તક સુદ્ધાંત તમામ તેઢા વારસ સમજવા.

૯. આ પરિશિષ્ટ મુજબ જેના નામે મોંબદલો કરવામાં આવે તે શખસ સગીર હોય તોપણ તેની સાથે તેના પાલન કરનારનું નામ દાખલ નહિ કરતાં તે સગીરનું એકલાનું-જ નામ દાખલ કરવું.

૧૦. સ્ત્રી ધારણ કરનારના નામફેરમાં રાખવાનું ધોરણ મરનાર સ્ત્રીના ધણીના ઘરની જમીન હોય તો મરનાર સ્ત્રીને વારસમાં દીકરો હોય તો સેટલમેન્ટમાં વધારો કર્યા સિવાય સનદના વર્ગને અનુસરી ચલાવવામાં આવે ત્યારે વારસો સંબંધી કાંઇપણ ભેદ રાખ્યા વિના.

(क) સંવત ૧૮૬૦ પહેલાંની સંપાદન કરેલી હોય તો નિયમ પ્રમાણે જે સલામી નક્કી કરવામાં આવે તે ઉપર એઆની વધારો ચઢાવી સનદ આપવી.

(ख) સંવત ૧૮૬૦ પછીની હોય તો વધારે ચાર આની લઇને ચલાવી નિયમને અનુસરી સનદ આપવી.

૧૧. મરનાર સ્ત્રીના સગામાંથીજ જો દાવેદાર હોય અને તેનો સ્ત્રીના ધણી સાથે સ્વતંત્ર સંબંધ ન હોય તેવા વારસને નામે જમીન દાખલ કરતી વખતે ખાલસા કરી સરકારી ખાતાની જમીન તરીકે દાખલ કરવી અને વેચાણના હકથી દાવેદાર હોય તો અને તેણે મરનાર સ્ત્રી પાસેથી જમીન ખરીદ કર્યાની સાબિતી થાય તો.

(क) સંવત ૧૮૬૦ પછીની સંપાદન કરેલી હોય તો ૭ આની વધારે લઇને સનદ આપવી.

મરનાર સ્ત્રીને તેના પીયરથી મળ્યાથી તેના નામે ચાલતી હોય તો

૧૨. મરનાર સ્ત્રીને દીકરો દીકરી અગર ધણી અગર બંધુ વર્ગના વારસો તથા ધણીના પીત્રાઇ અગર તેના વારસોને.

(क) સંવત ૧૮૬૦ પહેલાંની સંપાદન કરેલી હોય તો એઆની વધારે ચઢાવી ને ચલાવી સનદ આપવી અને

(ख) સંવત ૧૮૬૦ પછીની હોય તો વધારે ચાર આની લઇને ચલાવી નિયમને અનુસરી સનદ આપવી.

૧૩. સ્ત્રીના પછીના દાવેદારમાં તે સ્ત્રીના પિતાનાજ વારસો હોય જેમકે કાકા, કાકાના દીકરા વિગેરે બીજા પિત્રાઇ સગાં હોય ત્યાં વધારે સલામી ન લેતાં નિયમ પ્રમાણેજ સલામી લઇ સનદ આપવી.

૧૪. મરનાર સ્ત્રીએ જમીન વેચાણ કરેલી હોવાથી વેચાણ લેનાર દાવેદાર હોય તો

(क) સંવત ૧૮૬૦ પહેલાંની સંપાદન કરેલી હોય તો ચાર આની વધારે લઇને ચલાવી સનદ આપવી અને

(ख) સંવત ૧૮૬૦ પછીની સંપાદન કરેલી હોય તો ૭ આની વધારે લઇને ચલાવી સનદ આપવી.

૧૫. સેટલમેન્ટ વખતે એક સ્ત્રી અને એક મરદ એવા બેનું એકત્ર નામ દાખલ થઇ સનદ આપવામાં આવી હોય અને તેમાંથી સ્ત્રી જ મરણ પામી હોય તો સનદની શરત પ્રમાણે તેની જગોએ તેના વારસનાં નામ દાખલ કરવાં.

૧૬. સ્ત્રીના નામે ચલાવેલી જમીન તેણે દેવસ્થાનને આપેલી હોય તો તે ઉપર એક આની વધારે લઇ જમીન દેવસ્થાનને નામે ચલાવવી.

**દુરસ્તી—આ. ૫. ભા. ૨ પાન ૯૦ તા. ૧૫—૨—૧૭, ૧૨૯ તા. ૫—૨—૨૦ તથા પાન ૯ તા. ૨૩—૯—૨૦ થી કલમ ૩-૪-૫-૬ સુધરી છે.**

વટહુકમ અંક ૯ તા. ૧-૧૨-૧૪ આ. ૫. પા. ૮૩૬ સંવત ૧૯૭૧ બારખળી જમીન હરાજ અગર ખાલસા થાય તેના દાખલા તુરત મોકલવા.

વટહુકમ અંક ૨૫ તા. ૨૭-૨-૧૫ આ. ૫. પા. ૧૩૧૯ સંવત ૧૯૭૧ બારખળી મોંબદલાની અરજીઓ અગર કામો મહાલમાં આવે કે તુરત ભ. (ख) ના રજીસ્ટરે દાખલ કરી માસવાર તથા સાલ આખરે તારીજ કરવી.

વટહુકમ અંક ૨૭ તા. ૨૭-૨-૧૫ આ. ૫. પા. ૧૩૧૯ સંવત ૧૯૭૧ ભ. (ख)ના કોષ્ટક ૧૧ માં ઠરાવનું આસન છે તે આસનમાં શેરા ન લખતાં કામ પુરૂં થઇ આવેથી ઠરાવ લખવાનો રિવાજ રાખવો અને ખુલાસા માટે મોકલવાનાં કામોનો જૂદો નમુનો રાખી તેમાં નોંધ કરી તે પત્રક ભ. (ख) ના રજીષ્ટર સાથે રાખવું.

વટહુકમ અંક ૩૬ તા. ૮-૬-૧૬ આ. ૫. પા. ૨૦૪૨ સંવત ૧૯૭૨ માજી પ્રમાણે ઇનામ કમેટી લેઇ ચલાવેલી જમીન વેચાણ વિગેરેના કારણે બીજાને કબજે જાય તે મોંબદલાના કામો હવે પછી પ્રાંતના મોંબદલા રજીષ્ટરે દાખલ કરવાં નહિ.

વટહુકમ અંક ૩૭ તા. ૮-૯-૧૬ આ. ૫. પા. ૨૦૪૨ સંવત ૧૯૭૨ પરહદના સિમાડા ઉપરની ૪૦૦ યાર્ડ અંદરની જમીનના મોંબદલા દબાણ થયું નથી એવી ખાત્રી થઇ મહાલેથી થવા હરકત નથી.

વટહુકમ અંક ૫૯ તા. ૧૧-૬-૧૭ આ. ૫. પા. ૧૪૮૨ સંવત ૧૯૭૩ બારખળી જમીન સંબંધી નામફેર મોંબદલાની અરજીઓ અગર કામ આવે કે તુરત રજીસ્ટરે દાખલ કરી આગળની વ્યવસ્થા કરવી.

વટહુકમ અંક ૧૬ તા. ૨૨-૯-૧૭ આ. ૫. પા. ૪૧૨ સંવત ૧૯૭૪ સનદ નિકળી હોય એવી વિધવાને નામે ચાલતી જમીન સીધા વારસ તેમજ તેવા વારસને નામે દાખલ કરવાનો સંપૂર્ણ અધિકાર વિભાગમાં છે. માત્ર બિનબાંહેધરી ગિરાસની જમીન બદલ, સિધા વારસને નામે જ મોંબદલો કરવાનો અધિકાર છે.

જાહેરાત અંક ૩૨ તા. ૭-૧-૧૮ આ. ૫. પા. ૮૧૬ સંવત ૧૯૭૪ ઇનામ કમેટી સિવાયની ગિરાસ તથા વાંટાની જમીન દિવાની કોર્ટથી હરાજ કરવા પરવાનગીની જરૂર નથી.

શ્રી. ગિરાસ કચેરી,
વડોદરા.

## જાહેરનામું નંબર ૨ સન ૧૯૧૪–૧૫.

આ ઉપરથી રેવાકાંઠા, મહિકાંઠા અને પાલણપુર એજન્સીના બાંહેધરી ધારણ કરનાર ખંડણીદાર ગિરાસીઆઓને જણાવવામાં આવે છે કેઃ—

ખંડણી ભરનાર બાંહેધરીવાળા ગિરાસીયા અને તેમના ભાયાતોની આ રાજ્યમાં આવેલા બાંહેધરીવાળા વાંટા અને ગિરાસની જમીનની બારખળી તપાસ થવા માટે કરવાની માગણી બાબત આ ખાતેથી પ્રથમ જાહેરનામું નંબર ૧ સન ૧૯૧૪–૧૫ તારીખ ૨૩–૨–૧૫ નું તા. ૨૫ માહે ફેબ્રુવારી અને તે પછીની આજ્ઞાપત્રિકાઓમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તેમાં કેટલાએક ફેરફાર કરવાનું ઇષ્ટ જણાયાથી તે રદ કરી નવેસરથી આ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે છે કેઃ—જે ખંડણી ભરનાર બાંહેધરીવાળા ઠાકોરોને તેમની પોતાની તથા તેમના ભાયાતોની તેમને નામે પેટા બાંહેધરીમાં ચાલતી બાંહેધરી વાંટા તથા ગિરાસની જમીનની બારખળી તપાસ કરાવવાની ઇચ્છા હોય તેમણે તેવી તપાસ કરવા માટે નામદાર હિંદુસ્થાન સરકારની સંમતિથી કરવામાં આવેલા નિયમો, જે આ સાથે તેમના ગુજરાતી ભાષાંતર સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે પ્રસિદ્ધ થયાની તારીખથી ૭ માસની અંદર આ સોબત રાખેલા નમુના પ્રમાણે માગણી કરી કબુલત આ કચેરીમાં દાખલ કરવી. જે બાંહેધરીવાળા ખંડણીદાર, ઠાકોરો અથવા ભાયાતો તે પ્રમાણે નિયમોનું ગુજરાતી ભાષાંતર આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયાની તારીખથી ૭ માસની અંદર નમુના પ્રમાણે માગણી કરી કબુલત દાખલ કરશે નહિ તેમની પોતાના બાંહેધરી વાંટા અગર ગિરાસની જમીનની બારખળી તપાસ થવાની માગણી પાછળથી કોઇપણ કારણસર સ્વીકારવામાં આવશે નહિ તે જાણવું. તા. ૧૦ માહે મે સન ૧૯૧૫.

V. A. M.

G. R. NIMBALKAR,
ગિરાસ અધિકારી.

શ્રી.

## ગિરાસ કચેરી.

### (જાહેરનામા નંબર ૨ સન ૧૯૧૪–૧૫ માં બતાવેલો નમુનો)

શ્રી.

મહેરબાન રા. રા. ગિરાસ અધિકારી વડોદરા રાજ્ય જો. લી. (          ) તાલુકાના (ઠાકોર ગિરાસીઆ વિગેરે જેમ હોય તેમ અથવા ઠાકોરવતી મેનેજર યા જપ્તીદાર વિગેરે જેમ હોય તેમ નામ) વિ. વડોદરા રાજ્યમાં અમારી તથા અમારે નામે પેટા બાંહેધરીમાં ચાલતી ભાયાતોની બાંહેધરીવાળી વાંટા તથા ગિરાસની જમીન છે, તેની ના. હિંદુસ્થાન સરકારથી ઠર્યા પ્રમાણે તપાસ અંતે બાંહેધરીમાં રહેલી જમીન ઉપર જે હક લેવાનો ઠરે તેનો ½ ભાગ દરસાલ શ્રીમંત ગાયકવાડ સરકાર લે એ શરતે બારખળી જમીનની તપાસ કરાવવા અમો ખુશી છીએ. તો તે તથા નામદાર હિંદુસ્તાન સરકારે મંજુર કરેલા નિયમમાં ઠરેલી શરતો અનુસાર અમારે નામે બાંહેધરીમાં ચાલતા વાંટાઓની તપાસ કરાવી આપશો. સદરહુ નિયમોમાં ઠર્યા પ્રમાણે બારખળી તપાસ કરાવવા અમો આ લેખથી કબુલત આપીએ છીએ તે અમો તથા અમારા તાલુકાને હરહમેશ કબુલ મંજુર છે.

તારીખ

સહી
ઠાકોર અગર મેનેજર વિગેરેની.

# (૩) વડોદરા રાજ્યમાંના બાંહેધરીવાળા વાંટાની બારખળી જમીનની તપાસ કરવા સંબંધી નિયમો.

આજ્ઞાપત્રિકા ભાગ ૧ લો પાન ૧૮૯૨ તા. ૩-૬-૧૫ ઉપરથી.

ઉદ્દેશ. મુલકી વહિવટ કરવાના અધિકારવાળા ઠાકોરોના બાંહેધરીવાળી જમીનની બારખળી તપાસ કરવાના પ્રશ્ન ઉપર તેવા કેટલાએક ઠાકોરની માગણી ઉપરથી સને ૧૯૦૭ ની ગિરાસ પરિષદમાં વિચાર ચલાવવામાં આવ્યો હતો. પણ તે વખતે કંઇ નિર્ણયક ઠરાવ ન થયાથી એ પ્રશ્ન નામદાર હિંદુસ્થાન સરકાર તરફ રજુ કરવામાં આવ્યો હતો જે ઉપરથી નામદાર હિંદુસ્થાન સરકારે નિચેની શરતોએ શ્રીમંત ગાયકવાડ સરકારને સદરહુ બારખળી તપાસ કરવાને સૂચના કરી, એટલે કેઃ—

૧. બાંહેધરીવાળા ખંડણીદાર, ગિરાસીયાની અરજી ઉપરથી આ તપાસ કરવી.

૨. સદરહુ તપાસ કરવામાં થનારો ખર્ચ શ્રીમંત ગાયકવાડ સરકારે ભોગવવો અને સદરહુ તપાસ અંતે જમીન ઉપર જે વાર્ષિક હક્ક લાગુ કરવામાં આવશે તેના ૨૫ ટકા દરસાલ શ્રીમંત ગાયકવાડ સરકારના થશે. અને શ્રીમંત ગાયકવાડ સરકારને નામદાર હિંદુસ્થાન સરકારની આ સૂચના માન્ય હોવાથી સરદહુ બારખળી તપાસ પદ્ધતિસર થાય તે માટે નીચે પ્રમાણે નિયમો કરવાનું યોગ્ય ધારવામાં આવ્યું છે.

વ્યાપ્તિ. ૧. આ નિયમો ઇસવીસન ૧૯૧૫ ના જાનેવારી માસની તારીખ ૧ થી અમલમાં આવશે અને તે આ રાજ્યમાંની બ્રિટિશ બાંહેધરીવાળી તમામ વાંટા અને ગિરાસની જમીન જેને વાસ્તે આગળની કલમ ૫ માં બતાવ્યા પ્રમાણે અરજ કરવામાં આવશે તેને લાગુ થશે.

૨. વાંટા અને ગિરાસની જમીનમાં નિચે બતાવેલા પ્રકારની બારખળી જમીન હોવાનું જણાય છે.

**બારખળી જમીન.**

૧. દેવસ્થાન, ૨. પીરસ્થાન, ૩. ધર્માદાચાકરી, ૪. જાત ધર્માદા, ૫. પસાયતા ચાકરિયાત, ૬. જાત પસાયતા, ૭. રણુવટીયા અગર હાડીયા, ૮. જીવાઇ, ૯. કન્યાદાન, ૧૦. વેચાણીયા, ૧૧. ધરાણીયા, ૧૨. બથામણીયા.

**આખ્યાઓ.**

૩. વિષય ઉપરથી અગર પુર્વાપર સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો આ નિયમોમાં નીચેના શબ્દો અને સંજ્ઞાઓનો અર્થ નીચે જણાવ્યા પ્રમાણે કરવો.

(ક) "બારખળી તપાસ" એટલે-આ નિયમોમાં બારખળી જમીન ઉપર ઠરાવવામાં

બારખળી તપાસ. આવ્યા છે તે પ્રમાણે આકારને અથવા વધારાના આકારને સદરહુ જમીન કેટલે અંશે પાત્ર છે તે નક્કી કરવાના હેતુથી બાંહેધરીવાળી વાંટા અને ગિરાસની જમીનમાંની બારખળી જમીનના સત્તા પ્રકાર અને તે ધારણ કરવાના અધિકાર સંબંધી તપાસ. આવા આકારને અથવા વધારાના આકારને હવે પછી " હક " Settlement charge એ સંજ્ઞા આપવામાં આવી છે.

**બારખળી તપાસ કરનાર અમલદાર.**

( ખ ) **બારખળી તપાસ કરનાર અમલદાર** એટલે--શ્રીમંત ગાયકવાડ સરકાર એમણે આ નિયમો પ્રમાણે તપાસ કરવાને અથવા વિવાદ સાંભળવાને નિમેલો અથવા અધિકાર આપેલો અમલદાર.

આ અમલદાર દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં વ્યાખ્યા કર્યા પ્રમાણેનો સરકારી અમલદાર ગણાશે અને તેની કચેરી તેજ કાયદામાં વ્યાખ્યા કર્યા પ્રમાણેની ન્યાયાધિશી ગણાશે અને જે સખસોને આ અમલદાર તરફથી પુરાવો રજુ કરવા કે જુબાની આપવાને હાજર થવા આવ્હાન કરવામાં આવશે તે સર્વ શખસો જાણે દિવાની ન્યાયાધિશીથી આવ્હાનપત્રો નિકળ્યાં હોય એમ ગણી તે પ્રમાણે વર્તવાને બંધાયલા છે.

**વાંટો.**

( ગ ) જ્યારે બાંહેધરીવાળી જમીન સો વિઘાં કે તેથી વધારે હોય અને એક જથામાં હોય ત્યારે તેને **વાંટો** એવી સંજ્ઞા આપવામાં આવી છે.

**ગિરાસ.**

( ઘ ) જ્યારે બાંહેધરીવાળી જમીન વિસ્તારમાં સો વિઘાં કરતાં ઓછી હશે અથવા એક જથે નહિ હશે ત્યારે તેને **ગિરાસની જમીન** એવી સંજ્ઞા આપવામાં આવી છે.

**દેવસ્થાન અને પીરસ્થાનની જમીન.**

( ઙ ) " **દેવસ્થાન અને પીરસ્થાનની જમીન** " એટલે--ચાકરી કરવાની સ્પષ્ટ શરત શિવાય કોઇ મૂર્તિને અગર પીરને અગર ધાર્મિક તથા લોકોપકારક સંસ્થાઓને અર્પણ કરેલી જમીન. આવી જમીનને માટે આ નિયમોમાં હવે પછી દેવસ્થાનની જમીન એ સંજ્ઞા વાપરવામાં આવી છે.

**ધર્માદા ચાકરીયાત જમીન.**

• ( ચ ) " **ધર્માદા ચાકરીયાત જમીન** " એટલે મૂર્તિ કે પીરની પૂજા અગર સેવા કરવા માટે અથવા ધાર્મિક તથા લોકોપકારક સંસ્થાઓમાં કામકાજ કરવા માટે કોઇ શખસોને આપેલી જમીન.

**જાત ધર્માદા જમીન.**

( છ ) "**જાત ધર્માદા જમીન**" એટલે-બ્રાહ્મણ, ભાટ, ચારણ, ગોસાઇ, અતીત વિગેરે જેવા ધાર્મિક અથવા પવિત્ર માણસોને દાન તરીકે આપેલી જમીન.

**પસાયતા ચાકરીયાત જમીન.**

( જ ) "**ચાકરીયાત જમીન**" એટલે-ધર્મ સંબંધી અથવા લોકોપકારક સંસ્થાઓની સેવા ચાકરીથી ભિન્ન એવી સ્પષ્ટ દર્શાવેલી ગામ ચાકરી અથવા જાત ચાકરી કરવા બદલ આપેલી જમીન.

(ઝ) **'જિવાઇ'** એટલે---વાંટા અગર ગિરાસ જમીનના ધારણ કરનારે પોતાના ભાયાતોને નિર્વાહ માટે આપેલી જમીન.

**જિવાઇ.**

( ઞ ) **'રણુવટીયા અથવા હાડીયા, કન્યાદાન, વેચાણીયા અને ઘરાણીયા'** શબ્દોના અર્થ સારી રીતે જાણીતા છે અને આ રાજ્યના બારખળી ખાતામાં તે શબ્દોનો જે અર્થ કરવામાં આવે છે તેજ અર્થ આ નિયમોમાં કરવો.

**રણુવટીયા વિગેરે જમીનના અર્થ બાબત.**

( ટ ) **"બથામણીયા જમીન"** એટલે ઉપરના ક થી ઞ સુધીમાં બતાવેલા એક અગર તેથી અધિક સત્તા પ્રકારની જમીનમાં પોતાની જમીન આવે છે એવું જે બારખળી જમીનનો ધારણ કરનાર બતાવી શકે નહિ તે જમીન.

**બથામણીયા જમીન.**

( ઠ ) **"પુરો આકાર"** એટલે–અમુક જમીન જો સરકારી હોત તો ધારો મુકરર કરતી વખતે તે જમીન જે આકારને પાત્ર થાય તે આકાર.

**પુરો આકાર.**

( ડ ) **"ખાલસા કરવું"** એટલે–પુરો આકાર લાગુ કરવો અને જ્યાંસુધી પુરો આકાર આપવામાં આવે ત્યાંસુધી તે શબ્દમાં જમીનનો કબજો લેઇ લેવાનો સમાવેશ થતો નથી.

**ખાલસા કરવું.**

( ઢ ) **"મામુલ હક્ક"** એટલે–સલામી, પેશકશી વિગેરે જમીન ઉપરનો સિરસ્તા મુજબ જુના વખતથી લેવાતો હક્ક.

**મામુલ હક્ક.**

( ણ ) **"ગીરો ન છોડાવી શકાય એવી ઘરાણીયા જમીન"** એટલે–ગીરો મુકેલી જમીન કે જે છોડાવવાનો હક્ક તેવા ગીરોના વ્યવહારને લાગુ પડતા મુદતના કાયદાથી નષ્ટ થયો છે તે.

**ગીરો ન છોડાવી શકાય તેવી ઘરાણીયા જમીન.**

( ત ) **"કલમબંધી પહેલાં"** એટલે–રેવાકાંઠાના ખંડણી આપનાર ગિરાસીયાના સંબંધમાં ઇ. સ. ૧૮૨૫ માં અથવા તે પહેલાં, અને મહિકાંઠા અને પાલણપુર ખંડણી આપનાર ગિરાસીયાના સંબંધમાં ઇ. સ. ૧૮૨૦ માં અથવા તે પહેલાં.

**કલમબંધી પહેલાં અને પછી.**

## નિયમો.

૪. જે ખંડણીદારો પોતાની અથવા પેટા બાંહેધરીવાળા ભાયાતોની બાંહેધરીવાળી વાંટા અથવા ગિરાસની જમીનની બારખળી તપાસ કરાવવા ઇચ્છતા હોય તેમણે બારખળી તપાસ કરનાર અમલદારને અરજ કરવી જોઇએ, અને તે બારખળી તપાસના પરિણામે કલમ ૩ ( ક ) માં દર્શાવ્યા

**ખંડણી આપનારાઓએ બારખળી**

**તપાસ કરવા બાબત કરવાની અરજીઓ.**

પ્રમાણે જે હક્ક લાગુ કરવામાં આવે તે હક્કની વહેંચણ કરવા બાબત નામદાર હિંદુસ્થાન સરકાર અને શ્રીમંત ગાયકવાડ સરકાર વચ્ચે જે શરત નક્કી થયેલી છે, તે શરત પ્રમાણે વર્તવાની કબુલાત લખી આપવી.

**બારખળી તપાસની શરૂ થવાની ખબર કેવી રીતે આપવી.**

૫. બારખળી તપાસ શરૂ થવાની છે એ વાતની ખબર વાંટા અગર ગિરાસની જમીનમાં રહેનારા લોકોને ઢોલ વગડાવીને અગર બીજી રીતે આપવી.

**તપાસ કરનાર અમલદારે તૈયાર કરવાનું પત્રક.**

૬. કલમ ૪ માં જણાવેલી અરજી દફતરમાં દાખલ થયા પછી અને કબુલાતનામું પાકું થયા પછી બારખળી તપાસ કરનાર અમલદારે સરકારી દફતરમાંના દાખલા ઉપરથી તથા વાંટાદાર પાસેથી માહેતી મેળવી વાંટા અથવા ગિરાસની જમીનમાંની સઘળી બારખળી જમીનનું એક પત્રક (પરિશિષ્ટ અ ના) નમુના પ્રમાણે તૈયાર કરવું.

**સૂચનાપત્ર કાઢવાં.**

૭. કલમ ૬ માં કહ્યા પ્રમાણે પત્રક તૈયાર કર્યા પછી કોર્ટ અરજદારને અને બારખળી જમીનના ધારણ કરનારાઓને કોર્ટે નિમેલી મુદતે કોર્ટ આગળ હાજર થવા અને પોતાની પાસે જે કાંઇ લગતો દસ્તાવેજી પુરાવો હોય તે સર્વ રજુ કરવા સૂચનાપત્ર કાઢવાં.

**ગ્રાહ્ય થઈ શકે તેવો પુરાવો.**

૮. આ નિયમો પ્રમાણેની તપાસમાં દસ્તાવેજી પુરાવા શિવાય અન્ય પુરાવો ( પુરાવા તરીકે ) ગ્રાહ્ય થઇ શકશે નહિ.

પરંતુ પક્ષકારોની મોઢાની હકીકત, અંગીકાર તરીકે પુરાવામાં ગ્રાહ્ય કરવામાં આવશે.

વિશેષમાં ના. હિંદુસ્થાન સરકારના પુરાવાના કાયદાની કલમ ૫૦-૫૧ માં જણાવેલી બાબતોના સંબંધમાં મુખ જુબાની પુરાવો ગ્રાહ્ય કરવામાં આવશે.

**જમીનના સત્તા પ્રકારના સંબંધમાં પ્રથમ ઠરાવો થયા હશે તો તે બાબત નવેસર તપાસ કરવામાં આવશે નહિ.**

૯. આ નિયમો પ્રમાણે જે તપાસ કરવામાં આવશે તેમાં અગાડીના સેટલમેન્ટ ઓફીસર અગર સ્પેશિયલ સેટલમેન્ટ ઓફિસર અથવા ગિરાસ અમલદાર એમણે અમુક એક જમીનના સત્તા પ્રકાર વિષે જે ઠરાવ કર્યો હશે તે ઠરાવ સંબંધે ફરી તપાસ કરવામાં આવશે નહિ અથવા તે ઠરાવો સંબંધે આક્ષેપ લેવા દેવામાં આવશે નહિ.

પરંતુ આ નિયમો પ્રમાણે જે હક્કને તે સત્તા પ્રકારની જમીન પાત્ર થતી હશે તે હક્ક સદરહુ જમીન ઉપર લાગું કરવામાં આવશે.

**દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ધોરણને અનુસરવું.**

૧૦. સાક્ષીઓ અને પક્ષકારોને આવ્હાન કરવામાં દસ્તાવેજોની શોધ લાવવા, રજુ કરવા, તપાસવા અને અટકાવવાના સંબંધમાં, આવ્હાનપત્રો વિગેરે બજાવવાની બાબતમાં, કામ મુલતવી રાખવાના સંબંધમાં, પ્રસંગોપાત ઉત્પન્ન થનારાં કામોની બાબતમાં, માપણી કરાવવા, અને નકશા કરાવવા સહિતના દરમિયાન હુકમોના સંબંધમાં, અને આ નિયમો પ્રમાણે કરવાની તપાસના સંબંધમાં અન્ય આનુસંગિક અથવા જરૂરની બાબતોમાં તપાસ કરનાર અમલદારે બનતાં સુધી આ રાજ્યના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ધોરણોને અનુસરવું.

**સનદી વકીલો અથવા મુખત્યારોને હાજર થવા દેવા નહિ.**

૧૧. આ નિયમો પ્રમાણે કરવાની તપાસમાં ગિરાસ કોર્ટોને વાસ્તે નિમેલા સનદી વકીલો અથવા મુખત્યારો શિવાયના અન્ય સનદી વકીલો અથવા મુખત્યારોને હાજર થવા દેવામાં આવશે નહિ.

**પુરાવાનો બોજો.**

૧૨. અમુક બારખળી જમીન કંઇ વિશિષ્ટ હક્કથી અગર અમુક સત્તા પ્રકાર તરીકે ધારણ કરેલી છે અથવા સદરહુ જમીનનો કબજો અમુક વખત અથવા મુદતથી છે, એ પ્રથમતઃ સાબિત કરવાનો બોજો સદરહુ જમીન ધારણ કરનાર ઉપર છે.

પરંતુ જે જમીનના સંબંધમાં તપાસ કરવામાં આવતી હોય તે જમીનના સંબંધમાં જેટલો દસ્તાવેજી પુરાવો પોતાની પાસે હોય તે સર્વ રજુ કરવાની વાંટાદાર અને ગિરાસીયાની ફરજ છે.

**તપાસના પરિણામ સંબંધી આપવાની ખબર.**

૧૩. કોઇ ગામના વાંટા કે ગિરાસની જમીનની બારખળી તપાસ પુરી થયા પછી ઠરાવો કરવામાં આવે એટલે, બારખળી જમીન ધારણ કરનારાઓને તેમની જમીનના સંબંધમાં તથા વાંટાદારને તપાસનું જે પરિણામ આવે તેની ખબર યોગ્ય નમુના પ્રમાણે કોર્ટે આપવી. વાંટાદારોને પોતાના માણસો મારફતે લાગત ભર્યા શિવાય ઠરાવની નકલો કરાવી લેવાની છુટ છે.

**નકલો આપવા બાબત.**

૧૪. તપાસ કરનાર અમલદારના ઠરાવોની અગર હુકમોની અને પુરાવામાં દાખલ થએલા દસ્તાવેજોની ખરી નકલો તથા સરકારી દફતરમાંના કાગળોની ખરી નકલો આ નિયમો પ્રમાણે કરવામાં આવતી તપાસમાં પુરાવા તરીકે દાખલ કરવા માટે નકલો આપવા સંબંધી આ રાજ્યના નિયમોને અનુસરીને પક્ષકારોને આપવામાં આવશે.

૧૫. શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી જેને અધિકાર આપવામાં આવશે તે અધિકારી તરફ તપાસ કરનાર અમલદારના ઠરાવો ઉપર વિવાદો ચાલશે. આવા વિવાદો કલમ ૧૩ માં નિર્દિષ્ટ કરેલી ખબર પહોંચ્યાની તારીખથી ૯૦ દિવસ અંદર દાખલ કરવા જોઇએ અને ખંડણીદારો વિવાદ કોર્ટના ઠરાવની ખબર મળ્યાની તારીખથી ૯૦ દિવસ અંદર બીજો વિવાદ ના. રેસિડેન્ટ સાહેબ તરફ કરી શકશે.

**તપાસ કરનાર અમલદારના ઠરાવો ઉપર વિવાદો.**

૧૬. આ નિયમો પ્રમાણે અધિકાર આપેલા વિવાદ સાંભળનાર અધિકારીને નેક નામદાર દિવાન સાહેબની પસંદગીથી, આ નિયમોથી વિરૂદ્ધ નહીં એવા હુકમો અને નમુનાઓ નક્કી કરવાનો અધિકાર છે.

**અધિકાર આપેલા વિવાદ સાંભળનાર અમલદારનો હુકમો વિગેરે કરવાનો અધિકાર.**

૧૭. આ નિયમોથી મંજુર થએલો હક્ક, જમીનના પુરા આકારમાંથી મામુલ હક્ક બાદ કરતાં જે બાકી રહેશે તેના ઉપર ઠરેલા દર પ્રમાણે ગણવામાં આવશે.

**બારખળી જમીન ઉપરનો હક્ક કેવી રીતે ગણવો.**

પરંતુ મામુલ હક્ક અને આ નિયમો પ્રમાણે લાગુ કરવામાં આવનાર હક્ક એ બન્ને મળીને થનારી રકમ જો પુરા આકાર કરતાં વધારે થશે તો ફક્ત પુરો આકાર લેવામાં આવશે. વિશેષમાં જ્યાં મામુલ હક્ક પુરા આકાર કરતાં વધારે હશે ત્યાં તે મામુલ હક્ક ઓછો કરવામાં આવશે નહિ.

૧૮. નીચે બતાવેલા સત્તા પ્રકારથી ધારણ કરેલી જમીનો, તેમની સામે નિર્દિષ્ટ કરેલા દરથી હક્ક લાગુ કરીને અથવા લાગુ કર્યા શિવાય જેમ હોય તેમ ચાલુ રાખવામાં આવશે.

**લાગુ કરવાના હક્કનો દર.**

૧૯. નીચે જણાવેલા સત્તા પ્રકારની જમીનો સન ૧૮૭૮ ના વાંટા તથા ગિરાસ સંબંધીના નિયમ પ્રમાણે કાયમને વાસ્તે સ્વત્વાર્પણ કરેલી (Permanent alienation) ગણવામાં આવશે અને તે બાંહેધરીને પાત્ર નહિ હોવાથી, આ નિયમાનુસારની તપાસમાં તેનો સમાવેશ કરવામાં આવશે નહિ.

૧ હાડીયા અથવા રણવટીયા.

૨ વચાણ.

૩ ગિરો છોડાવવાનો હક્ક નષ્ટ થયેલી એવી ધરાણીયા.

૪ (अ) જાતધર્માદા.
(ब) જાતપસાયતા
(क) જીવાઇ.
} સને ૧૮૯૦ પહેલા વેચાણ કરવાથી અથવા હાડીયામાં આપવાથી અથવા તો મુદતના કાયદા પ્રમાણે ગિરો છોડાવવાનો હક્ક નષ્ટ થાય એટલા વર્ષ ઉપર

ગિરો મુકવાથી આ સત્તા પ્રકારની જમીન જો મૂળ ગ્રાંટી (પ્રાપ્ત કરનાર) ના કબજામાંથી ગયેલી હશે તો.

| નંબર. | જમીનનો પ્રકાર. | જમીન બારખળી તરીકે હાલ ધારણ કરનારનો અથવા તેણે જેની પાસેથી પ્રાપ્ત કરી હશે તેનો કબજો. ,, જો કલમબંદી પહેલાનો હશે તો. | ,, કલમબંદી પછીનો પણ જરીફ પહેલાનો હશે તો. | ,, જરીફ પછી પણ સને ૧૮૭૮ પહેલાનો હશે તો. | ,, સને ૧૮૭૮ પછીનો હશે તો. | શેરા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| | | આકારના દર રૂપીએ આના પ્રમાણે | સદર | સદર | સદર | |
| ૧<br>૨<br>૩<br>૪ | જિવાઈ<br>દેવસ્થાન<br>પસાયતા ચાકરીયાત<br>ધર્માદા ચાકરીયાત | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૫<br>૬<br>૭ | જાત ધર્માદા<br>જાત પસાયતા (જાત ઇનામ )<br>કન્યાદાન | ૨ | ૩ | ૪ | ૬ | |
| ૮ | બથામણીયા | ૩ | ૪ | ૮ | આના એક જિંદગી સુધી અને પછીથી ખાલસા | |
| ૯ | વાંટાના પટેલો તથા બીજા અનધિકારી શખસોએ લેખી દસ્તાવેજ અથવા ખતથી વેચાણ અથવા બક્ષીસ આપેલી. | ૨ | ૨ | ૮ | આના એક જિંદગી સુધી. બીજી જિંદગી સુધી બાર આના પછીથી ખાલસા | |
| ૧૦ | પટેલો તથા બીજા અનધિકારી શખસોએ ગિરો મૂકેલી અને જે ગિરો છોડાવવાનો હક્ક નષ્ટ થએલી | ૩ | ૪ | | ગિરો છોડાવવાની | |
| ૧૧ | અ. દેવસ્થાન<br>બ. પસાયતા ચાકરીયાત<br>ક. ધર્માદા ચાકરીયાત | જો આ સત્તાપ્રકારની જમીન કલમબંદી પછી વેચાણ કરવાથી, હાડીયામાં આપવાથી અથવા ગિરો છોડાવી ન શકાય એટલા વર્ષ ઉપર ગિરો મૂકવાથી મૂળ આંટી ( પ્રાપ્ત કરનાર) ના કબજામાંથી ગઈ હશે તો એક જિંદગી સુધી તેના ઉપર ૮ આઠ આના પ્રમાણે અને પછી ખાલસા. | | | | |
| ૧૨ | અ. જાત ધર્માદા<br>બ. જાત પસાયતા ( જાત ઇનામ )<br>ક. જિવાઈ | જો આ સત્તાપ્રકારની જમીન ઇ. સ. ૧૮૯૦ પછી વેચાણ કરવાથી અથવા હાડીયામાં આપવાથી મૂળ આંટી (પ્રાપ્ત કરનાર) ના કબજામાંથી ગઈ હશે તો આ નિયમ પ્રમાણે તેમના મૂળ સત્તાપ્રકારને લાગુ હોય તેટલો હક્ક તે ઉપર લાગુ કરવામાં આવશે. | | | | |

**નોટ—કલમબંધી બાબત.**

રેવાકાંઠા. સને ૧૮૨૫ સંવત ૧૮૮૧
મહીકાંઠા. સને ૧૮૨૦ સંવત ૧૮૭૬

સને ૧૮૯૦ અને સને ૧૯૦૫ દરમિયાન વેચાણ હોય તો એક હયાતી ચાર આના બાદ ખાલસા. અને સને ૧૯૦૫ પછીનું વેચાણ હોય તો એક હયાતી બાર આના બાદ ખાલસા.

સરક્યુલર નંબર ૨૫૮ તા. ૨–૧–૧૯૨૦.

૫ (अ) દેવસ્થાન, (ब) ધર્માદાચાકરીયાત. (क) પસાયતાચાકરીયાત. } કલમબંદી પહેલાં વેચાણ કરવાથી હાડીયામાં આપવાથી અથવા ગિરો મૂકવાથી જે આ પ્રકારની જમીન મૂળ ગ્રાંટી (પ્રાપ્ત કરનાર) ના કબજામાંથી ગયેલી હશે તો, વિશેષ કરાવ......આ નિયમ પ્રમાણે બાંહેધરીવાળા વાંટામાંથી જે જમીન કાઢી નાંખવામાં આવશે, તે જમીન ઉપર પૃથક્તઃ જે કાંઇ સરકાર સલામી અથવા અન્ય સરકાર હક્ક લેવાતો હશે તો એવી સલામી અથવા અન્ય સરકાર હક્ક વાંટા ઉપરના એકંદર સરકાર માગણામાંથી કમી કરવામાં આવશે.

**દેવસ્થાન, ધર્માદા ચાકરીયાત અને પસાયતા ચાકરીયાત જમીન તે ધારણ કરનાર ચાકરી ન કરે તો ખાલસા કરવી.**

૨૦. દેવસ્થાન, ધર્માદા ચાકરીયાત અને પસાયતા ચાકરીયાત જમીન આ નિયમો પ્રમાણે સર્વાંશે અથવા અંશતઃ હક્ક લાગુ કરવામાંથી મૂક્ત રાખવામાં આવી હશે તો તે. તે જમીનના સત્તા પ્રકારને લાયક એવી ચાકરી કરવાનું તે, તે જમીન ધારણ કરનારા જ્યારે પોતાની રાજીખુશીથી બંધ કરશે ત્યારે તે ખાલસા થવાને પાત્ર થશે.

**દેવસ્થાન ધર્માદાય, ચાકરીયાત અને પસાયતા ચાકરીયાત જમીનનું સ્વત્વાર્પણ કરવાની મના.**

૨૧. આ નિયમો પ્રમાણે બારખળી તપાસ થયા પછી **દેવસ્થાન, ધર્માદા ચાકરીયાત** અને **પસાયતા ચાકરીયાત** જમીનનું સ્વત્વાર્પણ કરી શકાશે નહિ. એ તપાસ પછી જો તેવી જમીનનું સ્વત્વાર્પણ કરવામાં આવશે તો તે ખાલસા થવાને પાત્ર છે.

**છોડાવી શકાય એવાં ગીરો.**

૨૨. દસ્તાવેજમાં ગીરો છોડાવવાને નમુદ કરેલી તારીખથી અથવા જ્યાં ગીરો છોડાવવાની તારીખ નમુદ કરેલી ન હોય ત્યાં, ગીરો મૂક્યાની તારીખથી જે જમીન ગીરો મૂક્યાને સાઠ વર્ષ પુરાં થયાં હશે નહિ, તે જમીન આ રાજ્યના સર્વ સાધારણ કાયદા પ્રમાણે દિવાની ન્યાયાધિશોએ મારફતે ગીરોમાંથી છોડાવી શકાશે.

**તપાસ થઈ બારખળી તરીકે ઠરેલી જમીન ખાનગી મિલકત ગણવા બાબત.**

૨૩. આ નિયમો પ્રમાણે તપાસ થઇ બારખળી તરીકે ઠરેલી જમીન, કાંઇપણ વધુ હક્ક પડ્યા શિવાય તથા દત્તક લેવાના સંબંધમાં, સગોત્રી વારસને વારસામાં પ્રાપ્ત થવાના સંબંધમાં, અથવા દાનથી, વેચાણથી, ગીરોથી, અથવા બીજી કોઇ રીતે સ્વત્વાર્પણ કરવાના સંબંધમાં કાંઇપણ પ્રતિબંધ વગર વારસામાં આપી શકાય અથવા બીજાને સ્વત્વાર્પણ કરી શકાય એવી તે ધારણ કરનારની ખાનગી મિલક્ત ગણાશે.

પરંતુ જેના ઉપર કાંઇપણ હક્ક લાગુ કરવામાં આવ્યો નહિ હોય એવી જીવાઇ, **દેવસ્થાન,ધર્માદા ચાકરીયાત અને ચાકરીયાત પસાયતા જમીનને ઉપરનો નિયમ લાગુ પડશે નહિ.**

વિશેષ ઠરાવવામાં આવે છે કે, હવે પછી શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી સરવે અથવા રિવ્હિઝન સરવે કરવામાં આવે તે વખતે જો જમીનના આકારમાં ફેરફાર કરવામાં આવશે તો તેવખતે કરેલા આકારના ફેરફારના પ્રમાણમાં (આ નિયમો પ્રમાણે) લાગુ કરવામાં આવેલા હક્કની રકમમાં ફેરફાર કરવામાં આવશે.પરંતુ લાગુ કરેલા હક્કના દરમાં કાંઇપણ ફેરફાર થશે નહિ.

**તપાસ પુરી થયા પછી કરવાનું પત્રક.** ૨૪. એક ગામની વાંટા અથવા ગિરાસની જમીનની બારખળી તપાસ પુરી થયા પછી, તપાસ કરનાર અમલદારે નીચે બતાવેલી હકીકત બતાવનારૂં એક પત્રક તૈયાર કરવું અને તેની નકલ અથવા તે પૈકી ઉતારા, સંબંધવાળા પક્ષકારોને આપવા.

૧ સરવે નંબર.

૨ ક્ષેત્રફળ અને આકાર.

૩ બારખળી જમીનનો સત્તા પ્રકાર

૪ ધારણ કરનારનું નામ.

૫ જો કાંઇપણ હક્ક ચઢાવ્યો હોય તો એકંદર લેવાનો હક્ક.

૬ શ્રીમંત ગાયકવાડ સરકારનો (હક્કમાં) ભાગ.

૭ ખંડણીદારનો (હક્કમાં) ભાગ.

G. R. NIMBALKAR.
**ગિરાસ અધિકારી.**

**પરિશિષ્ટ (અ)**

ખંડણીદાર ઠાકાર..............ની નીચે બતાવેલી વાંટા અથવા ગિરાસની જમીનની બારખળી તપાસનું તારવણી પત્રક.

**ગામ**

| અનુક્રમ નંબર. | માજી જરીફ નંબર અને વિઘાં અથવા ફૂંટમાં. | સરવે નંબર અને વિઘાં. | ધારણ કરનારનું નામ. | માજી જરીફ પ્રમાણે જરીફનો સત્તા પ્રકાર. | જમીનને લાગતો રૂ. સે. ઑફિસરના ઠરાવનો સારાંશ. | પક્ષકારોએ રજુ કરેલો પુરાવો. | ઠરાવ. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |

G. R. NIMBALKAR,
**ગિરાસ અધિકારી.**

# (૪) કાઠીયાવાડ રાજસ્થાનીક કોર્ટના ધારા.

## કાઠીયાવાડ એજન્સી ગેઝેટ તા. ૪થી સપ્ટેમ્બર ૧૮૭૩ પુસ્તક ૧૧ પાને ૨૧૬–કાઠીયાવાડ સરક્યુલર બુક પાનું ૧૦૭.

### પોલીટીકલ ડીપાર્ટમેન્ટ.

સર્વેને ખબર થવા સારૂ નામદાર ગવર્નર ઈન્ કાઉન્સીલના સાહેબ નીચે લખ્યા મુજબ પ્રસિદ્ધ કરે છે.

હિંદુસ્થાનની સરકાર તથા નામદાર મહારાણી સાહેબના હિંદુસ્થાન ખાતાના મુખ્ય સેક્રેટરી સાહેબની મંજુરીથી કાઠીયાવાડની રાજસ્થાનીક કોર્ટ ભાયાત તથા મૂળ ગીરાસીયા પોતાના તાલુકદારો ઉપર ગરાસ બાબત દાવા કરે તે સાંભળવા સારૂ સ્થાપન થયેલી છે.

કોર્ટની સ્થાપના અને તે કોર્ટે શી રીતે કામ ચલાવવું એ બાબતના ધારા જે કે હિંદુસ્થાનની સરકાર તથા નામદાર મહારાણી સાહેબના હિંદુસ્થાન ખાતાના મુખ્ય સેક્રેટરી સાહેબે મંજુર કર્યા છે તે ધારા ફરીથી નીચે છાપવામાં આવે છે.

કોર્ટના ધારા પ્રમાણે સરકારે લેફટેનેન્ટ કર્નલ **એલ. સી.બાર્ટન** સાહેબને કોર્ટના પ્રેસીડેન્ટ નીમ્યા છે અને દરબારોએ બાર નામની યાદ આપેલી તેમાંથી નીચે લખેલા છ જણને સરકારે કોર્ટના મેમ્બર પસંદ કરેલા છે.

| | |
|---|---|
| માધવરાય અંબાશંકર. | જયન્તીલાલ વેણીલાલ. |
| કરમચંદ ઓતમચંદ. | વેલજી દેવજી. |
| કૃષ્ણરાવ પાન્ડુરંગ. | જયાશંકર લાલશંકર. |

કોર્ટના કામો સંબંધમાં રાજસ્થાનીક કોર્ટની હકુમત આખા કાઠીયાવાડમાં છે અને તેનો અખત્યાર પ્રાંતની મુખ્ય પોલીટીકલ કોર્ટના જેટલો છે. કોર્ટના હુકમો તથા હુકમનામાં કાઠીયાવાડ એજન્સીની કોર્ટો કબુલ રાખશે.

રાજસ્થાનીક કોર્ટ રાજકોટમાં અગર કાઠીયાવાડ પ્રાંતમાં કોઇ બીજી જગોએ વખતે વખતે જ્યાં અનુકૂળ આવશે ત્યાં બેસશે.

**કાઠીયાવાડ રાજસ્થાનોના તાબાના ભાયાત તથા મૂળ ગરાસીયાના દાવાનો ચુકાદો કરવાના કાનુનો.**

૧. ભાયાત તથા મૂળ ગરાસીયાની જમીનની માપણી તથા ઠરાવ અને તેઓના બીજા હક્કોનો ઠરાવ દરબારો પોતપોતાના અમલદારોની મારફતે કરશે. સઘળા કામોનો ઠરાવ એક સરખી રીતે અને વધારે હુશીયારીથી થવા સારૂ એ માપણીનો એક જનરલ સુપ્રીટેન્ડેન્ટ દરબારો તરફથી નીમવામાં આવશે; અને તેનો પગાર દરબારો તરફથી આપવામાં આવશે; તે માપણી અને ઠરાવ બનતી ઝડપથી ચલાવવા તથા પુરા કરવામાં આવશે. ત્રણ

મહીનામાં જે કામ થયા હોય તેનો રીપોર્ટ રાજસ્થાનીક સભામાં મોકલવામાં આવશે અને તે સભા પોલીટીકલ એજન્ટ સાહેબ મારફતે સરકારમાં મોકલશે.

૨. દરેક સંસ્થાનમાં માપણી અને ઠરાવની નોંધ સારૂ નીચેની ગોઠવણ પ્રમાણે રજીસ્ટરની ત્રણ નકલો તૈયાર કરવામાં આવશે. એક નકલ સંબંધ ધરાવનાર સંસ્થાનના દફતરમાં આપવામાં આવશે. સંબંધ રાખનાર ભાયાત અથવા મૂળ ગરાસીયાને તેના ગરાસના નોંધની સહીવાળી નકલ દરબાર તરફથી આપવામાં આવશે.

૩. જમીનના વીસ્તાર બાબત અથવા દરબારના ભાગ બાબત જ્યાં તકરાર ન હોય અથવા દરબાર જે ઠરાવ કરવાનું કહે તે ઠરાવ ભાયાત અથવા મૂળ ગરાસીયા લેખીતવાર કબુલ કરે તો તે પ્રમાણે રજીસ્ટરમાં નોંધ કરવામાં આવશે. રાજસ્થાનીક સભા સંબંધ ધરાવનારા પક્ષકારોને પોતાની રૂબરૂ બોલાવીને અથવા બીજા યોગ્ય સાધનથી પોતાની ખાત્રી કરશે કે જે ઠરાવ થયો તે બરાબર સમજાઈ ખુશીથી કબુલ થયો છે અને ત્યાર પછી રજીસ્ટરમાં જે નોંધ થઇ હશે તે ઉપર સહી કરશે. અને તે પછી કાંઇપણ આગળ કામ ચલાવવા દેવામાં આવશે નહિ. આવી સહી થઇ નોંધાએલી બાબતનો ત્રીમાસીક રીપોર્ટ પોલી. એજન્ટ સાહેબને ખબર થવા સારૂ મોકલવામાં આવશે.

૪. માપણી તથા ઠરાવ થતી વખતે કોઈ ભાયાત અથવા મૂળ ગરાસીઓ દરબાર જે શરતો કહે તે કબુલ ન રાખે તો તેણે પોતાના દાવાની એક યાદી દરબારના અધિકારીને આપવી, અને તેના વાંધા બાબતની નોંધ લઇને તે દાવાનો નીકાલ દરબાર પ્રથમ કરશે. પોતાના ઠરાવની નકલ દરબારનો અધિકારી તરત રાજસ્થાનીક સભાને મોકલશે.

૫. કાંઇપણ ભાયાત અથવા મૂળ ગરાસીઓ દરબારના ઠરાવથી નારાજ થયો હોય તો ( ઠરાવની નકલ આપતાં જેટલા દીવસ થાય તેટલા દીવસ બાદ ગણી ) નેવું દીવસની મુદતમાં રાજસ્થાનીક સભાને અરજી આપવાને તેને અધીકાર છે. ને તે અરજીમાં પોતાનો જે દાવો હોય તે સ્પષ્ટ રીતે બતાવવો. અરજીનો તપાસ તથા ઠરાવ આ કાનુનો પ્રમાણે રાજસ્થાનીક સભા કરશે. ખાસ અને પુરતુ કારણ હોય તો ઉપલી મુદત વધારવાને રાજસ્થાનીક સભા મુખત્યાર છે.

૬. રાજસ્થાનીક સભા એક અધ્યક્ષ અને બે સભાસદો મળીને થશે.

૧ દરબારો તરફથી જે શખસોનાં નામ આપવામાં આવશે તેમાંથી એક જણને સરકાર અધ્યક્ષ ઠરાવશે. કદાપી દરબારોએ આપેલાં નામોમાંથી કાંઇપણ શખસને સરકાર પસંદ ન કરે તો તે વિષે દરબારોને જણાવીને બીજા નામો યોગ્ય વખતમાં આપવાનું કહેવામાં આવશે. જો યોગ્ય મુદતમાં પસંદ પડે એવા નામોની યાદી આપવામાં નહિ આવે તો સરકાર પોતાથી નીમશે.

૨ રાજસ્થાનીક સભાના મેમ્બર થવાને લાયક હોય તેવા બાર ( ૧૨ ) શખસોનાં નામ દરબારો આપશે, અને આ નામોમાંથી સરકાર છ (૬) મેમ્બરો પસંદ કરશે. સભાનો અધ્યક્ષ કામનો તપાસ ચલાવવા આ પસંદ કરેલા છ મેમ્બરોમાંથી બે જણને પોતાની સાથે બેસવા વખતે વખતે બોલાવશે. દાવાના

કોઇપણ પક્ષકાર બોલાવેલા મેમ્બરોમાંથી એકને વાસ્તે હરકત લઇ શકશે; અને ત્યારે અધ્યક્ષ તેને બદલે બીજો મેમ્બર બોલાવશે.

૩ રાજસ્થાનીક સભા પાસે આવેલા તમામ કામોને અધ્યક્ષ અને બે સભાસદો સાંભળશે; પરંતુ ઠરાવ કરવાની ગમે તે કોઇપણ બાબતમાં અધ્યક્ષ અને બન્ને સભાસદોનો મત જુદો પડે તો પોલીટીકલ એજન્ટ સાહેબ એવી તકરાર બાબતને વાસ્તે ચીફ પ્રેસીડેન્ટ થશે. અને આ મતોમાંથી ક્યા મત પ્રમાણે રાજસ્થાનીક સભાનો ઠરાવ થવો જોઈએ એ તેઓ સાહેબ નક્કી કરશે.

૭. રાજસ્થાનીક સભાની મારફતે આઠમા પેરેગ્રાફમાં જણાવ્યા પ્રમાણે પોતાના દાવા સાંભળવાનો અને ઠરાવ કરાવવાનો હક્ક છે તેઃ—

૧. **ભાયાત.**

૨. **મૂળ ગરાસીયા.**

મૂળ ગરાસીયા આ શબ્દનો અર્થ એ છે કે કોઇ એક ગામ અથવા ગામોનો અથવા કોઇ એક ગામ અથવા ગામોના ભાગનો અસલ માલેક અથવા અસલ માલેકનો વંશ જેણે મૂળ ગરાસીયા દાખલ ગામ અથવા ગામો અથવા ગામ અથવા ગામોના ભાગ અથવા ગામ અથવા ગામોમાં અથવા ગામના અથવા ગામોના ભાગમાં તેઓને જે અસલ હક્ક હોય તેનો બધો કે કાંઇ હિસ્સો દરબારને તેણે આપ્યો હોય, અને તેમાં તેનો બાકીનો હિસ્સો અથવા કાંઇ એક હક્ક પોતાને માટે તેણે રાખ્યો હોય તેવા શખસને મૂળ ગરાસીઓ જાણવો.

જે ગરાસીઓ મૂળ ગરાસીયાના જેવા હક્ક ધરાવે છે અથવા ધરાવવા જેવો દાવો કરે છે તેઓના હક્કો મૂળ ગરાસીયાના જેવાજ છે એવું સભાની નજરમાં આવે તો તેનો આ કામને માટે મૂળ ગરાસીયા શબ્દમાં સમાવેશ થાય છે.

ચાકરીયાત બાબતના ( ભાયાત નહિ એવા ) મનુષ્યના દાવા ( એટલે ચાકરી કરવી જોઇએ તેના બદલામાં આપ્યું હોય તે બાબતના દાવા ) તે તથા ઇનામના દાવા ( એટલે આગળ બજાવેલી ચાકરીના બદલામાં અથવા બીજા કોઈપણ કારણથી આપ્યું હોય તે બાબતના દાવા ) અને ધરમાદાના દાવા ( એટલે ધરમના કારણસર જે આપ્યું હોય તે બાબતના દાવા) અને બીજા એવા દાવા જે કે રાજસ્થાનીક સભાની નજરમાં આ અપવાદમાં જે શરતો લખી છે, તેના જેવા આવે તેઓના દાવા રાજસ્થાનીક સભા સાંભળશે નહિ; પણ તેવા દાવાઓ દરબારની કોર્ટમાં સંભળાઇ ત્યાં ઠરાવ થશે.

ભાયાત અથવા મૂળ ગરાસીયા પાસેથી ધરેણે રાખનારા શખસના અથવા તેઓના પેટાના વહીવટ કરનારાઓના અથવા જેઓને લખી આપ્યું હોય તેઓના દાવા રાજસ્થાનીક સભા સાંભળશે નહિ; પરંતુ દરબારી કોર્ટોમાં સંભળાશે અને તેનો ઠરાવ ત્યાં થશે.

૮. સાતમી કલમમાં લખેલી મર્યાદા પ્રમાણે ભાયાત અથવા મૂળ ગરાસીઆની ગરાસ બાબતની તકરાર જ્યારે ભાયાત અથવા મૂળ ગરાસીઆઓ એક બાજુ ઉપર અને દરબાર બીજી બાજુ ઉપર હોય ત્યારે તે તકરારનો ચુકાદો કરવાને રાજસ્થાનીક સભાને

અખત્યાર છે. પણ જેમાં દરબાર પક્ષકાર નથી એવી કોઈ તકરાર માપણી તથા ઠરાવ કરતી વખતે ઉત્પન્ન થાય જેમકે એક પક્ષકાર મૂળ ગરાસીઓ અથવા ભાયાત અને બીજો પક્ષકાર પણ મૂળ ગરાસીઓ, ભાયાત અથવા બીજો કોઇ શખસ હોય અને તેઓ વચ્ચે તકરાર ઉઠે તો તેનો ઠરાવ કરવાને દરબારના અમલદારોને અધીકાર છે; અને તે ઠરાવથી કોઈ પક્ષકાર નારાજ હોય તો દરબારની મામુલ કોર્ટમાં અપીલ કરવાને તેને છુટ છે. અને ત્રીજા તથા ચોથા વર્ગના તાલુકામાં એવી તકરારના દાવા નીકળે કે જે સાંભળવાનું તે દરબારના અધિકાર બાહાર હોય તો એવા દાવા એજન્સી કોર્ટમાં ચાલશે. પણ એવા દાવા રાજસ્થાનીક સભા સાંભળશે નહિ.

તોપણ કોઇ દાવો કરનાર રાજસ્થાનીક સભાની ખાતરી થાય એવી રીતે સાબીત કરે કે આ કેસમાં દરબાર અથવા દરબારના કોઈ મુખ્ય અધિકારીને તુરતનો અથવા લાગતો વળગતો ખરો સ્વાર્થ છે તો તેવી તકરાર રાજસ્થાનીક સભાને સાંભળવાને અખત્યાર છે.

૯. પોતે ભાયાત અથવા મૂળ ગરાસીઓ છે એ વાત સાબીત કરવાનો બોજો ફરિયાદીને માથે છે.

૧૦. દાવો સાંભળવાને અમને અધિકાર નથી અથવા દાવો આ કાનુનો વિરૂદ્ધ છે એવું અરજી ઉપરથી જ માલુમ પડે તો નજરમાં આવે તે પ્રમાણે અરજી રદ કરવાને અથવા તે અરજી સુધારવાનું ફરમાવવાને રાજસ્થાનીક સભા મુખત્યાર છે.

૧૧. તકરારી મિલ્કતની અજમાયશે જે કિંમત થતી હોય તે ઉપર દર રૂપીએ અડધા આના પ્રમાણે ફરિયાદીએ ફી આપવી જોઇએ. કિંમત ગણવી તે દર વરસની ઉપજ જેટલી કિંમત ગણવી.

ફી આપનાર શખસના લાભમાં ઠરાવ થાય તો ફી તેને પાછી આપવી ને જો દાવાનો કાંઇ ભાગ આપવામાં આવે તો તેમાં તેના વરાડ મુજબ ફી તેને પાછી આપવી.

નહિ તો જે ફી આવી હોય તે સભાના ખર્ચમાં વાપરવી.

૧૨. જમીનનો અથવા બીજા હક્કનો કબજો ગયો છે એવું કહેતા હોય તે વાત ઇ. સ. ૧૮૫૦ ની સાલથી બની હોય તો તે સંબંધી હાલ ફરિયાદ ચાલુ હોય અથવા નહિ હોય તો પણ તે ફરિયાદ સાંભળી તેનો ઠરાવ કરવામાં આવશે.

જમીનનો અથવા બીજા હક્કનો કબજો ગયો છે એવું કહેતા હોય તે વાત ઇ. સ. ૧૮૫૦ ની સાલ આગમચ બની હોય તો તે સંબંધીની ફરિયાદ સાંભળવી નહિ. પણ ઇ. સ. ૧૮૬૩ ની સાલની કર્નલ કીટીંજ સાહેબની ગોઠવણ મુજબ કોઇ કેસ દરબારે પાછો મોકલ્યો હોય તો તેનું સાંભળવું.

પણ ઇ. સ. ૧૮૫૦ ની સાલ આગમચ જમીનનો અથવા બીજા હક્કનો કબજો ગયો હોય તે સંબંધીની ફરિયાદી સાંભળવી જોઇએ, એવું કોઇ વિશેષ અને પુરતા કારણથી રાજસ્થાનીક સભાની નજરમાં આવે તેમ કરવાને સભા મુખત્યાર છે. પણ એવી શરતથી કે તે બાબત આગમચથી ફરિયાદી થઇ હોય અને ઇ. સ. ૧૮૩૦ ની સાલ પછી કબજો ગયો હોય તોજ તેવી ફરિયાદ સાંભળવી.

૧૩. જે કામ બાબત સરકારે અથવા પોલીટીકલ એજન્સીએ ઠરાવ કીધો હોય અથવા બંને પક્ષકારોની રાજીખુશીની મંજુરીથી ઠરાવ થયો હોય અથવા બંને પક્ષકારોએ નીમેલા પંચથી ઠરાવ થયો હોય તે કામ ફરી ખોલવામાં આવશે નહિ.

૧૪. મુલક સીરસ્તા અને દેશી રીવાજને આધારે રાજસ્થાનીક સભાએ કામ ચલાવવું.

૧૫. પોલીટીકલ એજન્ટ સાહેબ તથા રાજસ્થાનીક સભાના અધ્યક્ષ અને પસંદ થયેલા ૭ મેમ્બરોમાંથી દરબાર ઠરાવે તે બે મેમ્બરોને સામેલ રાખી રાજસ્થાનીક સભાનું કામ કાજ ચલાવવાના પેટા કાનુનો સરકારની પસંદગીની શરતે તૈયાર કરશે.

૧૬. બંને પક્ષકારો રાજી હોય તો તેઓની તકરારનો ઠરાવ કરવાનું કામ પંચને સોંપવા રાજસ્થાનીક સભા મુખત્યાર છે.

૧૭. રાજસ્થાનીક સભામાં જે કામ ચાલતું હોય તે સંબંધી આગળ કાંઇ કામ ચાલ્યું હોય તેનું તમામ દફતર તે કામના પુરાવામાં લેવાને અધિકાર છે; પણ તે પુરાવાનું વજન સભાએ પોતાની નજરમાં આવે તેમ ગણવું.

૧૮. જ્યારે કોઇપણ કામમાં રાજસ્થાનીક સભાએ ઠરાવ કર્યો હોય ત્યારે તેવી મતલબની નોંધ રજીસ્ટરમાં નોંધવામાં આવશે. અને તેની ઉપર રાજસ્થાનીક સભા સહી કરશે.

૧૯. સભાની નજરમાં આવે તો સનદી વકીલોને વકીલ તરીકે આવવાની પરવાનગી આપશે પણ ખરચ આપવામાં આવશે નહિ.

૨૦. મામુલી કામમાં તાલુકદારી કોર્ટોએ કરેલા ઠરાવ જેમ આખરના છે તેમજ રાજસ્થાનીક સભાએ આ કાનુનો પ્રમાણે તજવીજ કરીને કરેલા ઠરાવો આખરના છે. રાજસ્થાનીક સભાએ કરેલા ઠરાવો ઉપર એજન્સીની અથવા બીજી કોઇ કોર્ટમાં અપીલ ચાલશે નહિ. પણ સભાના કામકાજ ઉપર સર્વોપરી સરકારની સામાન્ય સત્તા કાઠિયાવાડ પોલીટીકલ એજન્ટ સાહેબ મારફતે રહેશે. અને તેજ સત્તા રાજસ્થાનીક સભાના કરેલા ઠરાવો કબુલ રાખશે.

## પેટા કાનુનો.

૧. જે કામો રાજસ્થાનીક સભામાં ચાલે તેવાં છે તે કામો સંબંધી રાજસ્થાનીક કોર્ટનો અખત્યાર પોલીટીકલ ડીસ્ટ્રીક્ટ કોર્ટના જેટલો છે. કોર્ટના હુકમો ઉપર તથા પ્રોસેસ ઉપર લક્ષ આપવા સારૂ અધ્યક્ષની નજરમાં આવ્યા મુજબ મોટા સલ કરશે, અને સભાનો તે માન મરતબો ડીસ્ટ્રીકટ સીવીલ કોર્ટને સાધન છે તે સાધનથી રાખશે. જ્યાં દરબારોની કસુર હોય ત્યાં દરબારો ઉપર મોટા સલ મોકલવામાં આવશે, અને જ્યાં તેમની રૈયતની કસુર હોય ત્યાં દરબારની મારફત મોકલવામાં આવશે.

૨. અધ્યક્ષે કરેલા મોટા સલ ત્રીજોરીના હિશાબમાં સભાના નામ ઉપર જમે કરવામાં આવશે. ત્રીજોરીમાં હિસાબ રાખવા દેવા સારૂ પોલીટીકલ એજન્ટ સાહેબની પાસેથી પરવાનગી લેવામાં આવશે.

૩. જ્યારે અધ્યક્ષની નજરમાં જરૂર જણાય ત્યારે તેઓ મેમ્બર અથવા મેમ્બરોને બદલે પોતાના સાથે એક અથવા બ મુખ્ય કારભારીને બેસાડશે.

૪. કેટલી મુદત સુધી કોર્ટનું કામ ચાલશે અથવા કેટલી મુદત સુધી કોર્ટ બંધ રહેશે તેની ખબર કોર્ટ પોલીટીકલ એજન્ટ સાહેબને આપશે.

કિલ્લે મુંબઇ તારીખ ૨૬ અગષ્ટ સને ૧૮૭૩.

નામદાર ગવર્નર ઇન્ કાઉન્સીલ સાહેબના હુકમથી.

**સી. ગોન.**

સરકારના સેક્રેટરી.

( True Translation )

SD/- S. C. LAW

President Rajasthanik court.

# જાહેર ખબર.

નંબર ૫૯ સને ૧૮૯૮.

ચોથા વર્ગથી નીચેના તાલુકાઓમાં ઉત્પન્ન થતા ગરાસ કેસોના ચુકાદા માટે નીચેના ધારાઓ ઇંગ્રેજી અને ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે.

છેવટ મંજુર થયા પહેલાં આ જાહેર ખબરની તારીખથી એક માસની અંદર વાંધાઓ બતાવવામાં આવશે તે નામદાર સરકાર ધ્યાનમાં લેશે. વાંધાઓ ઇંગ્રેજીમાં બતાવવા અને મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબને મોકલવા.

કાઠિયાવાડ પોલીટીકલ એજન્ટ સાહેબનો મુકામ
તારીખ ૯ મી જુન સને ૧૮૯૮
ઇંગ્રેજીમાં હુંટર સાહેબની
સહી,
પોલીટીકલ એજન્ટ કાઠિયાવાડ.

# કાઠીયાવાડ એજન્સી.

## ચોથા વર્ગથી નીચેના તાલુકાઓમાં ઉત્પન્ન થતા ગરાસ કેસોના ચુકાદા માટે ધારા.

### વ્યાખ્યા.

**ગરાસ કેસો.** ૧. આ ધારાના સંબંધમાં ગરાસ કેસો એટલે એવા કેસો સમજવા કે જેમાં એક તરફ મૂળ ગરાસીઆ અથવા ભાયાત અને બીજી તરફ તાલુકદારો અગર ભાગીલા તાલુકામાં ભાગદારોની વચ્ચે જમીનની અથવા બીજા હક્કોની તકરાર હોય.

**મૂળ ગરાસીઆ.** ૨. મૂળ ગરાસીઆ આ શબ્દનો અર્થ એ છે કે કોઇએક ગામ અથવા ગામોનો અથવા કોઇ એક ગામ અથવા ગામોના ભાગનો અસલ માલેક અથવા અસલ માલેકનો વંશજ જેણે મૂળ ગરાસીઆ દાખલ ગામ અથવા ગામો અથવા ગામ અથવા ગામોમાં ભાગ અથવા ગામ અથવા ગામોમાં અથવા ગામના અથવા ગામોના ભાગમાં તેનો જે અસલ હક્ક હોય તેનો બધો કે કાંઈ હિસ્સો દરબારને આપ્યો હોય, અને તે માંહેનો બાકીનો હિસ્સો અથવા કોઇએક હક્ક પોતાને માટે રાખ્યો હોય તેવા શખસને મૂળ ગરાસીઓ જાણવો.

જે ગરાસીઆને એવો હક્ક હોય અથવા જે ગરાસીઓ એવો દાવો કરે કે જે કોર્ટની નજરમાં મૂળ ગરાસીઆ જેવો લાગે તેનો આ કામને માટે મૂળ ગરાસીઆ શબ્દમાં સમાવેશ થાય છે.

**ભાયાત.** ૩. આ ધારાના સંબંધમાં ભાયાત એટલે જે તાલુકામાં ટીલાયેત ફટાયાનો રીવાજ ચાલે છે તે તાલુકાનો ફટાઓ અથવા તે તાલુકદારના કુટુંબની નાની શાખામાં ઉતરેલ પુરૂષ.

**કોર્ટ.** ૪. કોર્ટ એટલે મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ અને તેઓ સાહેબની સાથે બેસનારા બે એસેસરો ૯–૧૦ અને ૧૨ ધારાની તકરારના નીવેડાને માટે મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબ તરફથી પસંદ થએલા સ્ટેટોના અનુભવી રેવન્યુ અમલદારોમાંથી મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ બે અમલદારોને ચુંટી કાઢશે; પરંતુ મજકુર અમલદારોને મુકરદમાના પક્ષકારો સાથે કોઇપણ સંબંધ હોવો ન જોઇએ.

**આ ધારાનો વીસ્તાર.** ૫. જે તાલુકામાં ટીલાયત ફટાયાનો રીવાજ ચાલે છે તેમાં એક તરફ ભાયાત અથવા મૂળ ગરાસીઆ અને બીજી તરફ દરબાર વચ્ચેની તકરારો આ ધારા પ્રમાણે સાંભળવામાં આવશે; પરંતુ જે તાલુકામાં ટીલાયત ફટાયાનો રીવાજ નથી તેમાં આ ધારા પ્રમાણે ફક્ત મૂળ ગરાસીઆનાજ દાવા ભાગદારની સામે ચાલી શકશે.

૬. આ ધારા ભાગીલા તાલુકામાં ભાગદારોની અંદર અંદરની તકરારોને લાગુ પડશે નહિ તેમજ આ ધારાઓ એક તરફ ભાયાત અથવા મૂળ ગરાસીઓ હોય અને બીજી તરફ પણ ભાયાત અથવા મૂળ ગરાસીઓ અથવા બીજો શખસ હોય તેવી તકરારોને લાગુ નથી. આવી તકરારોનો નીકાલ મામુલી કોર્ટો કરશે તોપણ જે કેસમાં દાવેદાર કોર્ટને ખાત્રી કરી આપે કે તેમાં તાલુકદાર અથવા તેના મુખ્ય અમલદારનો તુરતનો અથવા લાગતો વળગતો ખરો સ્વાર્થ છે તો તેવા કેસમાં આ ધારાનો અમલ થશે.

૭. જે લોકો ( ભાયાત હોય તેવા ) ચાકરીઆત (એટલે ચાકરી કરવી જોઇએ તેના બદલામાં જે આપ્યું હોય તે બાબતના હક્કો ) અથવા ઇનામ (એટલે આગળ બજાવેલી ચાકરીના બદલામાં અથવા બીજા કોઇપણ કારણથી આપ્યુંહોય તે બાબતના હક્કો) અથવા બીજા જાતી હક્કો તરીકે દાવો કરે અને કોર્ટની નજરમાં આવે કે તેમનો આ રૂલમાં સમાવેશ થાય છે તે હક્કોને આ ધારા લાગુ થતા નથી. પણ મામુલી કોર્ટો આવા દાવા સાંભળી નીકાલ કરશે. તેમજ આ ધારાઓ ભાયાત અથવા મૂળ ગરાસીઆ પાસેથી ઘરેણે રાખનાર શખસના તેઓના પેઢા કબજેદારોના અથવા જેઓને લખી આપ્યું હોય તેઓના દાવાને લાગુ થશે નહિ. આવા દાવાનો નીકાલ મામુલી દિવાની કોર્ટો કરશે; પરંતુ તેથી આ ધારા અનવય જે કોઇ દાવા સાંભળી શકાય તેવા દાવાને અસર થશે નહિ.

૮. પોતે ભાયાત અથવા મૂળ ગરાસીઓ છે તે વાત સાબીત કરવાનો બોજો ફરીયાદીને માથે છે.

## કામ ચલાવવાની રીત.

૯. ઉપર દર્શાવેલા કેસોની સુનાવણી અને નીકાલ નીચેની રીત મુજબ કરવામાં આવશે. ભાયાત અને મૂળ ગરાસીઆની જમીનની માપણી કાઠીયાવાડના મહેરબાન સરવે સુપ-

રીન્ટેન્ડેન્ટ સાહેબ પક્ષકારોના ખર્ચથી રાજસ્થાનીક કોર્ટ સરવેના ધારા પ્રમાણે કરશે અને તેનો નકશો મહેરબાન જ્યુડીશીયલ આસીસ્ટન્ટ સાહેબને મોકલવામાં આવશે.

(અ) જે બાબતમાં જમીનના વીસ્તારની તકરાર નહિ હોય તે બાબતમાં મહેરબાન જ્યુડીશીયલ આસીસ્ટન્ટ સાહેબ પક્ષકારોને બોલાવી તેઓ નકશો સમજે છે તેમજ કબુલ રાખે છે તેવી ખાત્રી કરશે અને તે પછી નકશાની નકલ દરેક પક્ષકારને આપવામાં આવશે; અને ત્રીજી નકલ તેમજ જમીનનું રજીસ્ટર એજન્સી દફતરે દાખલ થશે. મહેરબાન જ્યુડીશીયલ આસીસ્ટન્ટ સાહેબ નકશામાં હાથ અક્ષરથી પોતાની સહીથી એવી રીમાર્ક કરશે કે નકશો પક્ષકારોએ હાજર થઈ કબુલ રાખ્યો છે.

(બ) જે બાબતમાં જમીનની તકરાર હશે તેમાં મહેરબાન સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ તકરારી જમીનના નકશાની સાથે ફીલ્ડબુક અને બીજી બધી જરૂરી હકીકત મહેરબાન જ્યુડીશીયલ આસીસ્ટન્ટ સાહેબને મોકલશે; અને દરેક પક્ષકારને તેની અરજી ઉપરથી તેની નકલ આપવામાં આવશે. ત્યારબાદ મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ ભાયાત અથવા મૂળ ગરાસીઆને પોતાના દાવાની હકીકત રજુ કરવાને ફરમાવશે. જો તકરારી બાબત તાલુકદારીને દિવાની હકુમતની અંદરની હશે તો કેસ તાલુકદારને નીકાલ થવા મોકલશે; અને તાલુકદારના ઠરાવ ઉપર અપીલ એજન્સીને થશે; પણ તેમ નહિ હોય તો મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ મૂળ કેસ તરીકે તેનો નીકાલ કરશે.

૧૦. જમીન સીવાયના દાવાની બાબતમાં મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ દરેક પક્ષકારને પોતાના હક્કોની હકીકત રજુ કરવાને ફરમાવશે; અને આ હકીકત ઉપરથી હક્ક પત્રક તૈયાર કરશે કે જે મૂળ ગરાસીઆ અથવા ભાયાતને ઠરાવ કરી આપે તે માટે દરબારને મોકલવામાં આવશે. જો આ ઠરાવ સ્વીકારવામાં નહિ આવે તો કોર્ટ પક્ષકારોને સાંભળશે અને હક્ક પત્રકની દરેક બાબત ઉપર ઠરાવ આપશે.

૧૧. દાવો સાંભળવાને કોર્ટને અધિકાર નથી અથવા દાવો આ ધારા વીરૂદ્ધ છે એવું અરજી ઉપરથીજ માલમ પડે તો મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ નજરમાં આવે તે પ્રમાણે અરજી રદ કરવાને અથવા તે અરજી સુધારવાને ફરમાવવાને મુખત્યાર છે.

૧૨. તાલુકદારે કરેલા જમીન બાબતના ઠરાવથી અથવા હક્ક પત્રકમાં નીકાલ કરેલ બીજા હક્કોથી કોઇપણ ભાયાત અથવા મૂળ ગરાસીઓ નારાજ થાય તો તાલુકદારે કરેલ ઠરાવ અથવા નીકાલની તારીખ ૯૦ દીવસની અંદર તેણે મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબને અપીલ કરવી જોઇએ અને સાહેબ મોસુફ હવે પછી બતાવ્યા પ્રમાણે તે તકરારનો તપાસ અને નિર્ણય કરશે.

૧૩. કલમ ૯–૧૦ અને ૧૨ માં બતાવેલા કેસોના ચુકાદામાં મહેરબાન પ્રેસીડન્ટ સાહેબ અને એસેસરો જો મળતા આવે તો મહેરબાન પ્રેસીડન્ટ સાહેબ કારણો સહીત ચુકાદો લખશે અને મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબને મોકલી આપશે. મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબની સમ્મતીવાળી સહી થએથી તે કેસનો નિકાલ ગણાશે.

૧૪. જો મહેરબાન પ્રેસીડન્ટ સાહેબ અને એસેસરોમાં મતભેદ થાય તો મહેરબાન પ્રેસીડન્ટ સાહેબ પોતાનો અભીપ્રાય દર્શાવશે અને એસેસરોનો અભીપ્રાય સાથે ટાંકી કેસ

મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબને ચુકાદા માટે મોકલી આપશે અને મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબનો ચુકાદો કોર્ટનો ઠરાવ ગણાશે.

૧૫. જ્યારે મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબની કોર્ટથી ઠરાવ કરવામાં આવશે ત્યારે તે અન્વય રજીસ્ટરમાં મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબની સહીથી નોંધ થશે.

૧૬. સંમતીવાળી સહીને માટે અથવા ઉપરના રૂલ પ્રમાણે ચુકાદાને માટે મોકલેલ કોઇપણ કેસમાં જરૂર જણાતાં મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબ પક્ષકારોને બોલાવી રજુવાત કરશે અને કોર્ટના મેમ્બરોનો અભીપ્રાય લેશે અને તેઓ સાહેબને યોગ્ય લાગે તેમ કારણો દર્શાવી કોર્ટના ઠરાવમાં ફેરફાર કરશે અથવા વધારે પુરાવો લેવાને અથવા બીજી તજવીજ માટે કેસ ફેર તપાસમાં મોકલશે.

૧૭. ઉપર બતાવ્યા પ્રમાણે મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબ ચુકાદા ઉપર સંમતીવાળી સહી કરશે અથવા સુધારો કરશે તે ઠરાવ છેવટનો ગણાશે અને તે ઉપર નામદાર સરકારની સામાન્ય સત્તા રહેશે.

૧૮. બન્ને પક્ષકારોની સંમતીથી કોઇપણ કેસ નીકાલ કરવા માટે પંચાયતને સોંપવામાં આવશે. પંચાયતનો ચુકાદો મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબ રૂબરૂ રજુ કરવામાં આવશે; અને એક માસની અંદર પક્ષકારો જે કાંઇ વાંધો લેશે તેનો કોર્ટ સાંભળી નીકાલ કરશે.

૧૯. જે કામ બાબત નામદાર સરકારે અથવા પોલીટીકલ એજન્સીએ ઠરાવ કીધો હોય અથવા બન્ને પક્ષકારની રાજીખુશીની મંજુરીથી ઠરાવ થયો હોય અથવા બન્ને પક્ષકારોએ નીમેલા પંચથી ઠરાવ થયો હોય તે કામ ફરી ખુલવામાં આવશે નહીં. તોપણ જો આગલા હુકમમાં કાંઇ બાબત અધુરી રહી ગઇ હશે તો ખાત્રી પુરી પાડવા આ ધારા અનવયે કેસનો તપાસ થઇ શકશે.

૨૦. આ ધારા અન્વય જે કામ કરવામાં આવશે તે કામને માટે મુદતની હદ સને ૧૮૦૫ ની સાલ સમજવી અને તે સાલ પહેલાં જે સ્થિતિ અને હક્કો હસ્તીમાં હશે તેને અસર થશે નહિ.

૨૧. આ ધારા અન્વયના કામમાં મૂળ સીરસ્તો અથવા સ્થાનીક રીવાજ, તેમજ તેવા કાઇ કેસોને મળતાં રાજસ્થાનીક કેસના ફેંસલા તેમજ શુદ્ધ ન્યાયના અને પુરાવાના કાયદાના સાધારણ નિયમોને અનુસરીને કામ લેવામાં આવશે.

૨૨. આ ધારા પ્રમાણે ચલાવેલા કોઇપણ કેસના સંબંધનાં આગળના કાગળો તેના વજન પ્રમાણે પુરાવા તરીકે ગ્રહણ કરવામાં આવશે.

૨૩. આ ધારાની અન્વય કામ ચલાવવામાં મહેરબાન જ્યુડીશીઅલ આસીસ્ટન્ટ સાહેબની નજરમાં આવે તો સનદી વકીલોને વકીલ તરીકે આવવાની પરવાનગી આપશે. પણ તેમની ફી કેસના ખરચ તરીકે ગણવામાં આવશે નહિ.

## ફી બાબત.

૨૪. આ ધારા પ્રમાણે મુકરદમો દાખલ કરવાની ફી એજન્સીના ધારા પ્રમાણે લેવામાં આવશે અને કોનસોલીડેટેડ ફંડ ખાતે જમા કરવામાં આવશે.

૨૫. કેસ ફેંસલ થતાં ચુકાદામાં ખરચ વિષે પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે કોર્ટ હુકમ કરી શકશે.

૨૬. મુદ્દા મુકરર થયા પહેલાં કોઇ કેસનો નીકાલ ઘરમેળે કરવામાં આવશે તો કોર્ટની મુનસફીએ અડધી ફી પાછી આપવામાં આવશે.

## મૂળ ગિરાસીયા શબ્દનો અર્થ.*

મૂળ ગિરાસીયા આ શબ્દનો અર્થ એ છે કે કોઈ ગામ અથવા ગામોનો અથવા કોઇ ગામ અથવા ગામોના ભાગનો અસલ માલેક અથવા અસલ માલેકનો વંશજ જેણે મૂળ ગિરાસીયા દાખલ ગામ અથવા ગામો અથવા ગામ અથવા ગામોના ભાગ અથવા ગામ અથવા ગામોનાં અથવા ગામના અથવા ગામોના ભાગમાં તેઓને જે અસલ હક્ક હોય તેનો બધો કે કાંઇ હિસ્સો દરબારને તેણે આપ્યો હોય, અને તેમાં એનો બાકીનો હિસ્સો અથવા કાંઈ એક હક્ક પોતાને માટે તેણે રાખ્યો હોય તેવા શખસને મૂળ ગિરાસીયો જાણવો.

જે ગિરાસીયો મૂળ ગિરાસીયા જેવો હક્ક ધરાવે છે અથવા ધરાવવા જેવો દાવો કરે છે તેનો પણ મૂળ ગિરાસીયા શબ્દમાં સમાવેશ થાય છે. પરંતુ તે ઇસમ મૂળ ગિરાસીયાના જેવા હક્કો ભોગવતો હોવો જોઇએ. વળી માત્ર જાતીકા નીમણુંક કિંવા હક્કો જેવા કે ઇનામ, ખેરાતી, ધર્માદા, વિગેરે હક્કો ધરાવનાર ઇસમે અંધાધુંધીના વખતમાં તેમની મૂળ સ્થિતિ બદલી નાંખી જુદુ અને ચઢતુ પદ પ્રાપ્ત કર્યું હોય તે સિવાય કરીને એવા ઇસમને મૂળ ગિરાસીયાનું પદ પ્રાપ્ત થઇ શકતું નથી, અને એવું ઇનામ ખેરાત અગર ધર્માદા દીલ્હીના બાદશાહ તરફની મળ્યું હોય તોપણ તે અપવાદ તરીકે ગણી શકાય નહિ.

વળી નવીન રાજ્ય સ્થાપતી વખતે એવા જાતીકા હક્ક અગર નિમણુંક ધરાવનાર ઇસમ સાથે કાંઇ વ્યવસ્થા કરવામાં આવી હોય તો તે વ્યવસ્થાનો હેતુ તે ઇસમને મૂળ ઇનામ અગર ખેરાત એવા પ્રકારના તેના જુના હક્ક બદલી મૂળ ગિરાસીયાનો હક્ક પ્રથમથી ઇનાયત કરવાનો હેતુ નહિ હોય તો માત્ર એવી નવીન વ્યવસ્થાથી મૂળ ગિરાસીયા કહી શકાય નહિ.

---

* વડોદરા લૉ રીપોર્ટ વૉ. ૧૭ પૃષ્ટ ૨૮૪.

# (૫) રેવાકાંઠા એજન્સી એલીએનેસન રૂલ્સ.

## ઈંગ્રેજી ઉપરથી.

## રેવાકાંઠા એજન્સીમાં ઇનામી જમીનના સંબંધમાં તપાસ ચલાવવા સારૂ નામદાર સરકારના ઠરાવ નંબર ૩૪૦૦ તા. ૨૬ મે સન ૧૮૯૬ થી મંજુર થયેલી રૂલો.

સન ૧૮૨૫ (સંવત ૧૮૮૧) અગાઉ વેચાણ થયેલી અથવા ઈનામ કે બીજા કોઈ પ્રકારની બક્ષીસ તરીકે અપાયલી જમીન જેના વેચાણ અથવા ઈનામ માટે દસ્તાવેજનો આધાર હોય અને જે સાબીત કરવામાં આવે અથવા લાંબો સમય વહી જવાથી પુરાવો રજુ કરી તે દસ્તાવેજ સાબીત થઇ શકતો ન હોય તેમ છતાં તેના ખરાપણા માટે કાંઇ પણ શંકા રહેતી ન હોય તેવી જમીનનું વેચાણ અથવા ઇનામ ચલાવવું; પરંતુ આવી જમીન ઉપર જે સલામી અથવા નજરાણો લેવામાં આવતો હોય તે અથવા તો સદરહુ વેચાણ અગર ઇનામ જેના આધારે થયેલું અથવા અપાયલું તે દસ્તાવેજની સરતો પ્રમાણે લેવાની સલામી અથવા નજરાણો તેના ઉપર લેવાનો છે.

૨. જે કામમાં જમીનનું વેચાણ અથવા કોઇપણ જાતનું ઈનામ સન ૧૮૨૫ ની અગાઉ થયું હોય, પણ આવા વેચાણ અથવા ઇનામના આધાર માટે કાંઇ પણ દસ્તાવેજ ન હોય તેમ છતાં આવી જમીનનો ૬૦ વરસ ઉપરાંતનો કબજો સાબીત થતો હોય તો આવું વેચાણ અથવા ઇનામ ચાલુ રાખવું; પરંતુ તે જમીનના આકારની રકમના દરે રૂ. ૧) એકે બે આના પ્રમાણે સેટલમેન્ટ સલામી લેવી. પરંતુ તેના ઉપર હાલ લેવાતી સલામીની રકમ સેટલમેન્ટ સલામીથી જાદે થાય તો તે જમીન માટે હાલ લેવાતી સલામીજ ચાલુ રાખવાની છે: અને સેટલમેન્ટ સલામી લેવાની નથી.

૩. જે કામમાં જમીન સન ૧૮૨૫ પહેલાં અથવા ત્યાર પછી ગીરો મૂકાઇ હોય અને તેને સારૂ દસ્તાવેજનો આધાર હોય અને તે દસ્તાવેજ સાબીત કરવામાં આવે, અને જો આવો દસ્તાવેજ ન હોય પણ સને ૧૮૪૮ના જાહેરનામાની તારીખ પહેલાંથીજ આ જમીનનો કાંઇપણ હરકત વગરનો કબજો ચાલ્યો આવે છે એમ સાબીત કરવામાં આવે તો, સદરહુ ગીરોની રકમ ભરપાઇ કરીને ગીરો છોડાવી શકાય: જો કોઇપણ દસ્તાવેજ અથવા બીજો પુરાવો ગીરો સાબીત કરવા માટે રજુ ન થાય અથવા ઉપર દર્શાવ્યા પ્રમાણેનો કબજો પુરવાર ન થાય તો તે જમીન ખાલસા કરવી.

૪. જે કામમાં સન ૧૮૨૫ પછી અને સન ૧૮૪૮ ના જાહેરનામા પહેલાં જમીનનું વેચાણ થયું હોય અને તે વેચાણ માટે દસ્તાવેજનો આધાર હોય અને તે દસ્તાવેજ સાબીત કરવામાં આવે અથવા લાંબા સમયના લીધે આવો દસ્તાવેજ પુરાવાથી સાબીત કરી શકાતો ન હોય, તેમ છતાં તેના ખરાપણા માટે કાંઇપણ શક રહેતો ન હોય તો તે જમીન નામદાર

બ્રિટિશ સરકારે ગાયકવાડની ખંડણી વસુલ કરવા માટે આપેલી ગેરંટીના રૂઇએ અપાઇ છે એમ ગણવું: અને વેચાણની રકમ આપીને તે જમીન છોડાવવી. આ કામ થતા દરમિયાન આના ઉપર જે સલામી લેવાતી હોય તે ચાલુ રાખવી.

૫. જે જમીન સન ૧૮૪૮ ના જાહેરનામાની તારીખ પછી દસ્તાવેજની રૂએ વેચાણ થઇ હોય અને દસ્તાવેજ સાબીત કરવામાં આવે તો વેચાણની રકમ આપીને તે જમીન છોડાવવી. જો વેચાણ માટે દસ્તાવેજી પુરાવો ન હોય પરંતુ તે જમીનનો બીન હરકતી કબજો સન ૧૮૪૮ ની સાલ પહેલાંનો છે એમ સાબીત કરવામાં આવે તો વેચાણની રકમ આપીને તે જમીન પાછી લેવી. સદરહુ જમીન પાછી લેવાની તજવીજ થઇ રહે તે દરમિયાન તેના ઉપર આજ સુધી જે સલામી લેવામાં આવતી હોય તે લેવાનું ચાલુ રાખવું. કોઇપણ દસ્તાવેજી પુરાવાના અથવા સન ૧૮૪૮ ની સાલ પહેલાંના કબજાના પુરાવાના અભાવે તે જમીન કાંઇપણ રકમ આપ્યા સીવાય ખાલસા કરવી.

૬. સન ૧૮૨૫ ની સાલ પછી પણ સન ૧૮૪૮ ની સાલ પહેલાં જે જમીન ઇનામ અથવા બીજી કોઇપણ જાતની બક્ષીસ તરીકે આપવામાં આવી હોય અને જેને સારૂ દસ્તાવેજનો આધાર હોય તથા આવો દસ્તાવેજ સાબીત કરવામાં આવે અથવા લાંબો સમય જવાથી પુરાવાથી તે દસ્તાવેજ સાબીત થઈ શકતો ન હોય, છતાં તેના ખરાપણા માટે કાંઇપણ શંકા ન હોય તો આવું ઇનામ સદરહુ જમીનના આકારની રકમના દર રૂ. ૧) એકે એ આના પ્રમાણે સલામી લેઇને ચાલુ રાખવું. જો આવી જમીન માટે દસ્તાવેજ ના હોય, પરંતુ તેનો ૬૦ વરસ ઉપરાંતનો કબજો સાબીત કરવામાં આવે તો તે ઇનામ તેના આકારની રકમ ઉપર દર રૂપીયા ૧) એકે ચાર આના પ્રમાણે સલામી લેઇ ચાલુ રાખવું. સન ૧૮૪૮ ની સાલ પછી પોલીટીકલ એજન્ટની મંજુરી વગર જે જમીનો સંપાદન કરવામાં આવી હોય તે તમામ ખાલસા કરવી.

૭. ધર્માદા સંસ્થાઓ અથવા ધર્માદા કાર્યો માટે અર્પણ કરાયલી જમીન અથવા જમીનની ઉપજ ઉપર આવી જમીન અથવા ઉપજ ઈનામ અપાયલા કાર્ય માટે વાપરવામાં આવે ત્યાંસુધી કાંઇપણ લેવામાં આવશે નહિ. જો આવી જમીન અથવા ઉપજ કોઇપણ ધર્માદા સંસ્થાના ભક્તને કાંઇપણ નોકરી બદલ ઇનામ આપવામાં આવી હોય તો તે સદરહુ જમીનના આકારની રકમ પર દર રૂ. ૧) એકે બે આના પ્રમાણે સલામી લેઇ સદરહુ શખસ નોકરી કર્યા કરે ત્યાંસુધી તેને ઇનામમાં ચલાવવી.

૮. ભાયાતોના કબજાની જીવાઇ એટલે ગુજરાન માટેની જમીન સન ૧૮૨૫ ની સાલ પહેલાં વેચવામાં આવી હોય અને આવા વેચાણને દસ્તાવેજનો આધાર હોય અને તે સાબીત કરવામાં આવે તો સદરહુ જમીનના આકારની રકમ પર દર રૂપીયે ચાર ૪ આના પ્રમાણે સલામી લેઇ તે જમીન ચલાવવી. જો આવી જમીન સન ૧૮૨૫ પહેલાં ગીરો મૂકવામાં આવી હોય, અથવા સન ૧૮૨૫ પછી તેને વેચી હોય કે ગીરો મૂકી હોય અને તે વેચાણ અથવા ગીરોને દસ્તાવેજનો આધાર હોય અને તે સાબીત કરવામાં આવે અને જો કાંઇપણ દસ્તાવેજ ન હોય છતાં સન ૧૮૪૮ ની સાલ પહેલાથી બીનહરકતી કબજો સાબીત કરવામાં આવે તો સદરહુ વેચાણ અથવા ગીરોની રકમ પાછી આપીને તે જમીન છોડાવી લેવી. ઉપર બતાવ્યા પ્રમાણે દસ્તાવેજના તથા તેવા પ્રકારના કબજાના અભાવે આવી જમીન ખાલસા કરવી.

૯. એસ્ટેટના ધારણ કરનારના ઉપયોગમાં આવે તેવી ગામની નોકરી કરનારા ગામ નોકરો એટલે રાવણીઆ, ઢેડ, ભંગીઆ, પાણીઆરા, કુંભાર, રખા, હજામ વિગેરેને ઇનામમાં આપેલી જમીન સદરહુ નોકરો ગામની જરૂરીઆત પ્રમાણે પોતાની નોકરી વખતો વખત બજાવ્યા કરે ત્યાંસુધી તેમને ચલાવવી.

૧૦. ગામના બીજા નોકરો જેવા કે ચામડીયા, લવારો, સુથારોને ગામને ઉપયોગી નોકરી બજાવવા બદલ ઇનામ તરીકે આપેલી જમીન તેના આકારની રકમ પર દર રૂપીયે બે આના પ્રમાણે સલામી લેઈ તે અત્યાર સુધી જે નોકરી કરતા આવ્યા છે તેમ જ્યાં સુધી નોકરી બજાવ્યા કરે ત્યાંસુધી તેમને ચલાવવી.

૧૧. ખુન માટે કંપનસેસન તરીકે આપવામાં આવેલી હાડીયા જમીન જેને સારૂ દસ્તાવેજનો આધાર હોય અથવા જેનો (૬૦ વરસ ઉપરાંતનો) બીનતકરારી કબજો સાબીત થતો હોય તે ચલાવવી.

૧૨. એસ્ટેટ ધારણ કરનારની દીકરીનાં કપડાંના ખર્ચ માટે ચાલતા આવેલા રિવાજ પ્રમાણે જમીન ઇનામ અપાઇ હોય અને તે દસ્તાવેજના આધારથી અથવા કબજાથી સાબીત થાય તો સદરહુ તાલુકાનો દરજ્જો ધ્યાનમાં લેઇ વ્યાજબી લાગે તેટલી જમીન સદરહુ દીકરીને તેની જીંદગીપર્યંત ઇનામ તરીકે પાળવી.

૧૩. સન ૧૮૪૮ પહેલાં મહારાણી તરીકે ઇનામ અપાયલી જમીન જો તેને સારૂ દસ્તાવેજનો આધાર હોય તો તાલુકાનો દરજ્જો ધ્યાનમાં લઇ તેમાંની જેટલી ચલાવવી વ્યાજબી જણાય તેટલી ઇનામ તરીકે ચલાવવી. પરંતુ આવી બક્ષીસ માટે દસ્તાવેજનો આધાર ન હોય તથા આવી જમીનના કબજામાં અથવા તેની ઉપજના હક્કમાં સન ૧૮૪૮ની સાલ પહેલાં દાવો કરનાર તરફથી ચુક આવી હોય તો આવી જમીન તે બાઇની જીંદગી-પર્યંત ઇનામ તરીકે પાળવી. સન ૧૮૪૮ ની સાલ પછી અપાયલી આવી જાતની બક્ષીસ બહાલ રાખવામાં આવશે નહિ.

૧૪. પટાવતોને સન ૧૮૨૫ પહેલાં કાંઇપણ જમીન અથવા ગામ લશ્કરી નોકરી માટે જાગીર તરીકે આપવામાં આવ્યાં હોય અને આવી જાગીર માટે દસ્તાવેજનો અથવા ૬૦ વરસના કબજાનો આધાર હોય અને આવી નોકરી કરવાને તેઓ કબુલ થતા હોય તો તે જમીન અથવા ગામ મૂળ ઇનામદારના વંશના પુરૂષ વારસોની સીધી લીટીમાં પુરૂષ વારસોને કાંઇપણ લીધા વગર ચલાવવાં; પણ તેના ઉપર હાલ જે સલામી લેવાતી હશે તે તેમણે ભરવી જોઇએ. સન ૧૮૨૫ ની સાલ પછી પણ સન ૧૮૪૮ ની સાલ પહેલાં અપાયલી આવી જાગીર જો દસ્તાવેજના અથવા સન ૧૮૪૮ ના પહેલાંના કબજાના આધારથી સાબીત કરવામાં આવે તે પણ ઉપર કહેલી શરતો પ્રમાણે નોકરી કરવાની શરતથી મૂળ જાગીરદારના પુરૂષવંશમાં પુરૂષ વારસોને ઇનામ તરીકે ચલાવવાં. આવા ઇનામ માટે દસ્તાવેજનો અથવા સન ૧૮૪૮ ની સાલ પહેલાંના કબજાનો આધાર બતાવી ન શકે તો તે ખાલસા કરવું.

૧૫. જે જમીન અથવા ગામો માટે ગિરાસના સત્તા પ્રકાર પ્રમાણે ધારણ કરવાનો દાવો થાય અને આવો હક્ક સન ૧૮૨૫ ની સાલ પહેલાં સંપાદન કરવામાં આવેલો એવું

સાબીત થાય તો સદરહુ જમીન અથવા ગામના ચાકરની રકમ ઉપર દર રૂપીએ બે આના પ્રમાણે સલામી અથવા હાલ જે સલામી ભરવામાં આવતી હોય તે (એમાંથી જે રકમ જાદે થાય તે) લેઇ તેને ઇનામમાં ચલાવવા આવીજ જાતના સત્તા પ્રકાર પર સન ૧૮૨૫ની સાલ પછી અને સન ૧૮૪૮ ની સાલ અગાઉ સંપાદન કરેલી જમીન પરના દાવા માટે દસ્તાવેજી પુરાવો અથવા સન ૧૮૪૮ ની સાલ પહેલાંના કબજાનો પુરાવો હોય તો તે દાવા સદરહુ જમીનના આકાર પર દર રૂપીયે ચાર આના પ્રમાણે સલામી લેઈ કબુલ રાખવા. દસ્તાવેજના અભાવે અથવા જો તે ઇનામ સન ૧૮૪૮ પછી સંપાદન કરવામાં આવેલું હોય તો તે દાવો રદ કરવો અને જમીન ખાસલા કરવી.

૧૬. મહીકાંઠાની મૂળ ગોઠવણુને અનુસરીને જે એસ્ટેટો બ્રિટિશ અધિકાર નીચે સન ૧૮૨૦ ની સાલમાં આવી તેની સાથે સંખેડા મેવાસ તથા પાંડુ મેવાસ શિવાયની એસ્ટેટો પણ સદરહુ અધિકાર નીચે સન ૧૮૨૦ ની સાલમાં મૂકાઇ હતી. માટે આ રૂલેનો ઉપયોગ સદરહુ એસ્ટેટોમાં કરવામાં આવે ત્યારે "સન ૧૮૨૫" એ શબ્દોને રૂલોમાં જ્યાં જ્યાં એ સાલ આવે ત્યાં ત્યાં સન ૧૮૨૦ એ શબ્દો મૂકવા.

# (૬) મહીકાંઠા એજન્સી બારખળી ધારા.

## મહીકાંઠા એજન્સીમાંની જે જમીનોનો દાવો બિનગણોતીઆ જમીન તરીકે અથવા જમીન મહેસુલ ભરવામાંથી અંશશઃ માફ કરેલી જમીન તરીકે કરવામાં આવતો હોય તે જમીનો પરના હક્ક ઠરાવવા બાબતની કાનુનો.

### સરકારના પોલિટિકલ ડિપાર્ટમેન્ટનો ઠરાવ નંબર ૩૪૦૯ તારીખ ૬ ઠ્ઠી જુન ૧૯૧૩.

૧. જે જમીનો, તહનામાના વર્ષની અગાઉથી એટલે સન ૧૮૧૨ ના વર્ષની અગાઉથી જમીન મહેસુલ ભરવામાંથી પુરેપુરી રીતે અથવા અંશતઃ માફ કરેલી જમીનો તરીકે નિરંતર ધારણ કરવામાં આવી હોય અને જે પછીથી મૂળ બક્ષીસ મેળવનારના પુત્રના અથવા પૌત્રના અથવા એવા પૌત્રના પુરૂષ વારસના કબજામાં હોય અને તે કબજા માટે મંજુરી આપવામાં આવી હોય તે સઘળી જમીનો તહનામા વખતે તેનો ભોગવટો કરનાર શખસનો કોઇપણ પુરૂષવંશમાંનો વારસ હયાત હોય ત્યાંસુધી તેવી જ રીતે ધારણ કર્યા કરવા દેવી. પણ એવું ઠરાવ્યું છે કે તે બક્ષીસના સંબંધમાં એવો દસ્તાવેજ હોવો જોઇએ કે જે સાબિત કરવામાં આવ્યો હોય અથવા જેના ખરાપણા વિષે કાંઇપણ શક ન હોય.

૨. જે જમીનો, સન ૧૮૧૨ ના તહનામાના વખતથી અને સન ૧૮૪૮ ના વર્ષ પહેલાં જમીન મહેસુલ ભરવામાંથી પુરેપુરી રીતે અથવા અંશતઃ માફ કરેલી જમીનો તરીકે નિરંતર ધારણ કરવામાં આવી હોય અને પછીથી મૂળ બક્ષીસ મેળવનારના પુત્રના અથવા પુરૂષ વારસના કબજામાં હોય અને જે કબજા માટે મંજુરી આપવામાં આવી હોય તે સઘળી જમીનો, ઉપર જણાવેલી મુદત દરમિયાન ભોગવટો કરનાર શખસનો કોઇપણ પુરૂષવંશનો વારસ હયાત હોય ત્યાંસુધી સાધારણ રીતે ઓછામાં ઓછા અડધા ધારા જેટલી રકમ દર વર્ષે આપેથી ચાલુ રાખવી. પણ એવું ઠરાવ્યું છે કે તે બક્ષીસના સંબંધમાં એવો દસ્તાવેજી પુરાવો હોવો જોઇએ કે જે સાબિત કરવામાં આવ્યો હોય અથવા જેના ખરાપણા વિષે કાંઇ શક ન હોય.

૩. જેનું જમીન મહેસુલ પુરેપુરૂં અથવા અંશતઃ માફ કર્યું હોય એવી કોઇપણ જમીન બક્ષીસ મેળવનાર પુરૂષની વિધવા અથવા તેની બીજી કોઇ સ્ત્રી વારસ સન ૧૮૪૮ ના વર્ષની અગાઉથી ધારણ કરતી હોય તે જમીન ૧ લી તથા ૨ જી કાનુનોના ઠરાવોને પાત્ર તેની હયાતી દરમિયાન તેની પાસે રહેવા દેવી.

૪. મહેસુલની પુરેપુરી માફીથી અથવા થોડા ધારો આપવાની શરતથી ધારણ કરેલી જે જમીનનો કબજો ઉપરની કાનુનોની રૂએ બક્ષીસ મેળવનાર પાસે રહેવા દેવાય તેમ ન હોય તે જમીન પાછી લઇ લેવી. પણ જો તે જમીન ધારણ કરનાર તે જમીનની પાડોસમાંની ધારાવાળી જમીનોપર ઠરાવેલા ધારા પ્રમાણેનો ધારો આપવાનું કબુલ કરે તો તેનો કબજો તેની પાસેથી લઇ લેવો નહિ.

૫. દેવસ્થાનો, મસીદો તથા ધર્માદા સંસ્થાઓના નિભાવ માટે સન ૧૮૪૮ ના વર્ષ પહેલાં સંસ્થાન પાસેથી જમીન મહેસુલની પુરેપુરી અથવા થોડી માફીથી ધારણ કરેલી સઘળી જમીનો જે દેવસ્થાનો અથવા મસીદો અથવા ધર્માદા સંસ્થાઓના નિભાવ માટે બક્ષીસ આપવામાં આવી હોય તે દેવસ્થાનો અથવા મસીદો અથવા ધર્માદા સંસ્થાઓ માટે તેમની ઉપજ વાપરવામાં આવે ત્યાંસુધી જ માત્ર ચાલુ રાખવી.

૬. સન ૧૮૪૮ પછી કરેલા કોઇપણ બક્ષીસના ખતની રૂએ પુરેપુરી અથવા થોડી માફીથી ધારણ કરેલી સઘળી જમીન પાછી લઈ લેવામાં આવશે. અને તેમની પડોસની તેવાજ પ્રકારની જમીનો પર ઠરાવેલા ધારા પ્રમાણેનો ધારો આપેથી તે તેમના હાલના કબજેદારોને અને તેમના વારસોને ભોગવવા દેવામાં આવશે.

૭. જે જમીન કોઇપણ તાલુકદારે બિનગણોતીઆ જમીન તરીકે અથવા જમીન મહેસુલ ભરવામાંથી અંશતઃ માફ કરેલી જમીન તરીકે બક્ષીસ આપી હશે તે જમીન તે તાલુકદારની હયાતી દરમિયાન તેવી રીતે રહેવા દેવામાં આવશે અને તે તાલુકદારના ઉત્તરાધિકારીની અથવા મૂળ બક્ષીસ આપનારની મરજી પ્રમાણે પાછી લઇ શકાશે.

૮. જો કોઇપણ જમીન કોઇપણ તાલુકદારે સન ૧૮૧૨ ના વર્ષ પછી પણ સન ૧૮૪૮ ના વર્ષ પહેલાં ગીરો મૂકી હોય અથવા વેચી હોય અને તે સંબંધી દસ્તાવેજ યોગ્ય રીતે સાબિત કરવામાં આવે તો તે જમીનના ધારણ કરનારને પોતાના ગીરોની અથવા

ખરીદીની રકમ જો તે જમીન આ એજન્સીની ઓળાવાળી મિલ્કત સંબંધી કાનુનો ઠર
વોને પાત્ર પાછી લઇ લેવામાં આવે તો પાછી મળવાનો હક્ક થશે.

૯. જો કોઇપણ જમીન સન ૧૮૪૮ ના વર્ષ પછી ગીરો મૂકી હોય અથવા વેચ
હોય અને તેનો દસ્તાવેજ કરી આપનાર તાલુકદાર મરણ પામે તો તે જમીન પાછી લ
શકાશે અને જો તે એવી રીતે પાછી લઇ લેવામાં આવે તો ગીરો રાખનાર અથવા ખર
દનારને ગીરોની અથવા ખરીદીની રકમ પાછી મળવાનો સાધારણ રીતે હક્ક રહેશે નહિ

૧૦. સન ૧૯૧૨ અને સન ૧૮૪૮ ના વર્ષ દરમિયાન થયેલી કોઇપણ જમીન
બક્ષીસના સંબંધમાં કોઇપણ દસ્તાવેજ ન હોય, પણ મૂળ બક્ષીસ મેળવનારના કોઇપણ સી
લીટીના વંશજો તે વર્ષો દરમિયાન મેળવેલી જમીનનો ૬૦ વર્ષ કરતાં વધારે મુદત સુધી
બિનતકરારી કબજો સાબિત કરવામાં આવે તો એવી જમીન મૂળ બક્ષીસ મેળવનાર
પુરૂષ વારસો અડધો ધારો ભરે તો તેમના કબજામાં રહેવા દેવામાં આવશે.

૧૧. મહીકાંઠા એજન્સીમાંના કોઇપણ ઠાકોર અથવા તાલુકદારને સરકારની મંજુરી વ
વેચાણથી અથવા બીજી રીતે પોતાની જમીન બીજાને તબદીલ કરવાનો અધિકાર નથી. મ
કોઇપણ ખાનગી શખસે કરેલું જમીનનું વેચાણ અથવા બીજી રીતની તબદીલી એ
રીતની મંજુરી વગર કબુલ રાખવામાં આવશે નહિ.

૧૨. ભાયાતોને ભરણ પોષણ માટે ધારણ કરેલી કોઇપણ જીવાઇ જમીન કોઇ
ભાયાતે વેચી હશે તો તે વેચાણ રદ બાતલ થશે; અને તે જમીન તેનો ઉત્તરાધિક
**સકસેસર ઈન્ ટાઇટલ** અથવા રિવર્ઝનર ઉત્તરાભોગી પાછી લઇ શકશે. જો કોઇ ભાય
જીવાઇ જમીન અથવા તેની ઉપજ પોતાની હયાતી દરમિયાન ગીરો મૂકી હોય તો તે ગ
મૂકતી વખતે તેનો ઉત્તરાધિકારી પાકી ઉમ્મરનો હોઇને તેણે તે ગીરો માટે તે ગ
મૂકતી વખતે લેખી સંમતિ આપી હોય અથવા તેના ઉત્તરાધિકારીને ઉત્તરાધિકાર પ્રાપ્ત થ
પછી તેણે એવી સંમતિ આપી હોય અથવા સદરહુ તાલુકદારે એવી સંમતિ આપી હ
તો જ અથવા તે ગીરો પોલિટિકલ એજન્ટે મંજુર કર્યું હોય તો જ તે ગીરો એવો ઉ
રાધિકારી અથવા રિવર્ઝનર કબુલ રાખશે.

૧૩. ગામના નોકરોને નોકરી માટે આપેલી જમીનો જ્યાંસુધી તેઓ સદરહુ ગામ
જરૂરિયાતો પ્રમાણે વખતોવખત નોકરી કરે ત્યાંસુધી તેમની પાસે રહે. જો એવી જમ
વેચાણ અથવા ગીરોથી તેમના હાથમાંથી જતી રહી હોય તો તે વ્યવહાર કબુલ રાખવમાં આ
નહિ; અને તે જમીન પાછી લઇ લેવામાં આવશે અથવા તેના પર પુરો ધારો લેવામાં આવ

૧૪. કોઇ તાલુકદારે ઈમારત વિગેરે બાંધવાના કામ માટે તબદીલ કરેલી જમ
જ્યાંસુધી આવી રીતે તબદીલ કરેલી જમીન જે કારણ માટે તે આપી હોય તે કારણ
વાપરવામાં આવે ત્યાંસુધી અથવા જેને તબદીલ કરી હોય તે અથવા તેના વારસો અથ
અસાવનો તાલુકાનો રિવાજ પ્રમાણે તે જમીન સંબંધી લેણું ભર્યા કરે ત્યાંસુધી પા
લઇ લેવાશે નહિ.

૧૫. આ કાનુનોમાંનો કંઇપણ ઠરાવ ખેતીના કામ માટેની જમીનના પટ્ટાને લ
પડશે નહિ.

૧૬. થાણા સર્કલોમાંની જપ્તીમાંની એસ્ટેટોના અને બિનહકુમતવાળા તાલુકાના સંબંધમાં તે તાલુકા ઉપરના પોલિટિકલ ઓફિસરની ફરજ છે કે તેણે જમીન મહેસુલની પુરેપુરી અથવા થોડી માફીથી ધારણ કરવામાં આવેલી જમીનોનો કબજો અથવા ભોગવટો ધારણ કરનારા અથવા તેને માટે દાવો કરનારા શખસોના હક્ક બાબત ચોકસી કરીને પોલિટિકલ એજન્ટને પોતાનો રીપોર્ટ સાદર કરવો અને પોલિટિકલ એજન્ટે આ કાનુનોની રૂએ હુકમ કરવો.

૧૭. જે બાબતોના સંબંધમાં નીકાલ થઇ ચુકયો હોય અને જેમાં યોગ્ય હુકમ થઈને તેનો અમલ થયો હોય અને જેમાં અપીલ કરવામાં આવી ન હોય તે બાબતોના સંબંધમાં આ કાનુનોની રૂએ ફરી તપાસ કરવામાં આવશે નહિ.

૧૮. જે કોઈપણ શખસ કોઈપણ જમીન અથવા તેમાંનો કાંઈપણ હિતસંબંધ પુરેપુરી અથવા થોડી માફીથી ધારણ કરતો હોય અથવા ધારણ કરવાનો દાવો કરતો હોય તેને પોતાનો હક્ક જાતે અથવા મુખત્યારની મારફત રજુ કરવાની નોટીસ આપવામાં આવશે.

૧૯. મુલકી બાબતોની નોટીસો જેવી રીતે બજાવવામાં આવે છે તેવીજ રીતે આ નોટીસો બજાવવામાં આવશે.

૨૦. આ કાનુનોની રૂએ ચલાવેલું કામ ઈન્સાફને લગતું કામ છે એમ ગણવામાં આવશે.

૨૧. ૧૬ મી કાનુનની રૂએ પોલિટિકલ એજન્ટે કાઢેલા હુકમોના સંબંધમાં ઉત્તર ભાગના કમિશ્નરને અપીલ ચાલશે અને તેણે દરેક બાબતમાં કરેલો નિકાલ આખરનો ગણાશે.

૨૨. શાહેદો વગેરેને બોલાવવાની રીત દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં ઠરાવ્યા પ્રમાણેની છે એમ સમજવું.

( True translation ).
Sd/- S. M. BHARUCHA.
Oriental Translator to Government.

——:o:——

## મહીકાંઠા એજન્સી એલીએનેશન ઈનકવાયરી રૂલ સંબંધે સરકારનો ઠરાવ.

**નામદાર મુંબાઈ સરકારનો રાજ્યદ્વારી ખાતાનો ઠરાવ નંબર ૩૪૦૯ તા. ૬-૬-૧૯૧૩.**

મે. પોલીટીકલ એજન્ટ સાહેબે સૂચના કરેલ ધારાઓ અમુક સુધારા વધારા સાથે મંજુર કરવામાં આવે છે.

૨ મે. પોલીટીકલ એજન્ટ સાહેબ તેમના તા. ૨૬-૯-૧૨ ના કાગળના ચોથા પેરેગ્રાફમાં સૂચવે છે કે આ એજન્સીમાં બીજાથી ચોથા કલાસ સુધીના સંસ્થાનોને અમુક સુધારા વધારા સાથે આ ધારાઓ ગ્રહણ કરવાની સલાહ આપવી. તથા ચોથા કલાસ નીચેના બીજા અખત્યારી તાલુકાઓને તે ગ્રહણ કરવાને ફરમાન કરવું જોઇએ. તેઓ વળી

એવી સૂચના કરે છે કે બીજાથી ચોથા કલાસના સંસ્થાનોને તેમણે જે તપાસ ચલાવી હોય તે કામમાં હુકમ આપવા સત્તા આપવી. અને ચોથા કલાસ નીચેના બીજા અખત્યારી તાલુકાઓ તેમના રોજ કામો વિભાગના પોલીટીકલ ઓફીસરોને રજુ કરે અને બન્ને જાતના તપાસના હુકમો ઉપર પોલીટીકલ એજન્ટ સાહેબને ત્યાં અપીલ થઈ શકે.

આવી ચોકખી મહેસુલ વહીવટની બાબતમાં રાજાઓ અને તાલુકદારો વચ્ચે આવો તફાવત શામાટે રાખવો તે કોઇ કારણ નામદાર સરકારને માલમ પડતું નથી અને તેમનો એવો અભિપ્રાય છે કે જે કામોની તપાસમાં રાજાઓ અને તાલુકદારોને છેવટના હુકમની સત્તા છે તેવા બધા કેસોમાં આ ધારા ગ્રહણ કરવા પોલીટીકલ એજન્ટ સાહેબે ફક્ત ભલામણ કરવી. એટલે ૧૨ મા ધારા મુજબ ચુકવેલ શિવાય બીજા કેસોમાં તેવા હુકમો સામે પોલીટીકલ એજન્ટ સાહેબ તથા વિભાગી અમલદારોને દેખીતા ગેરઇનસાફના હિસ્સામાં સલાહ આપવાની સાથે દખલગીરીની દસ્તુરી સત્તા રહેશે.

૩ નોર્થન ડીવીઝનના કમીસ્નર સાહેબ સાથે નામદાર સરકાર મળતી આવેલ છે કે થાણા સરકલનો તથા જપ્તી જાગીરો અને બીન અખત્યારી તાલુકાઓમાં કમીસ્નર સાહેબના હુકમ ઉપર બીજી અપીલ થઇ શકશે નહિ. અપીલ સંબંધી ધારા તે પ્રમાણે સુધારવામાં આવે છે.

---

## એજન્સી સરકયુલર નંબર ૧૧૧૩ તા. ૧૮-૯-૧૫.

## પોલીટીકલ ખાતાનો ઠરાવ નંબર ૫૧૫૨ તા. ૩૦-૮-૧૫.

એજન્સી સરકયુલર નંબર ૧૪૬૪ તા. ૧-૧૦-૧૯૧૩ ના પેરેગ્રાફ એમાં નીચે મુજબ ફેરફાર કર્યો છે.

" અને તેમના ઠરાવ ઉપર રીતસર અપીલ પોલીટીકલ એજન્ટ સાહેબની કોર્ટમાં ચાલી શકશે નહિ."

તેના બદલે " અને તેમના ઠરાવ ઉપર રૂલ ૧૨ આધારે ચુકવેલા કેસો સીવાય રીતસર અપીલ પોલીટીકલ એજન્ટ સાહેબની કોર્ટમાં ચાલી શકશે નહિ." એ પ્રમાણે વાંચવું.

SD/- J. R. Carter.
પોલીટીકલ એજન્ટ મહીકાંઠા.

સરકયુલર મુ. જા. નં. ૧૯૮ સન ૧૯૧૬-૧૭ એલીએનેશન રૂલ્સના સંબંધમાં એજન્સી સરકયુલર નંબર ૧૪૬૪/૧-૧૦-૧૯૧૩ અને ૧૧૧૩/૧૮-૯-૧૯૧૫ ના કરવામાં આવેલા તેના સંબંધમાં

**ઘોડાસર તાલુકાની રૈયતે સદરહુ રૂલ્સ નહિ લાગુ કરવા નામદાર ઇન્ડીયા સરકારમાં અપીલ કરેલી તેના સંબંધમાં નામદાર ઇન્ડીયા સરકારનો પોલીટીકલ અને ફોરેન ખાતાનો પત્ર નં. ૨૦૧ આઈ. એ. તા. ૧૮-૨-૧૯૧૬ નામદાર મુંબઇ સરકારના પોલીટીકલ ખાતાના ઇંગ્રેજી પત્ર નં. ૨૯૩૯ તા. ૨૦ માહે એપ્રીલ સને ૧૯૧૬ સાથે આવેલ તે ઉપરથી**

ફરમાવવામાં આવે છે કે તાલુકા અથવા સંસ્થાન તરફથી અથવા એજન્સીના પોલીટીકલ ઓફીસરો તરફથી વાંધો લેવાયા સીવાય ગત વરસોમાં સદરહુ સરક્યુલરોમાં બતાવેલ જમીનની સંખ્યાબંધ સેસાઇન્ટમેન્ટસ ( જમીનનો હક આપ લે કર્યાના દાખલા ) થયેલા જણાય છે. સબબ લાગુ કરેલા એલીએનેશન કાનુનોનો અમલ અન્યાય થાય તેવા જુદા જુદા કેસોમાં વ્યાજબી ધ્યાન રાખી અને દાનાઇ ( વીચારસળપણું ) વાપરીને કરવાનો છે તે બાબતની ખાત્રી કરવાને સંભાળ દરેક તાલુકાએ અથવા સંસ્થાને યા એજન્સી ઓફીસરોયે લેવી જોઇએ.

જાણવા તથા અમલ થવા સારૂ આ સરક્યુલરની એકએક નકલ તમામ આસી. સાહેબો, થાણદારો, અખત્યારી સ્ટેટો ( ઈડર સીવાય ) તથા તાલુકાઓ તરફ મોકલવી તા. ૧ માહે મે સને ૧૯૧૬ મુ. કેંપા.

Sd/-J. R. Carter Lf. Col.
પોલીટીકલ એજન્ટ મહીકાંઠા.

# જમીન વહીવટના પ્રકાર.

## પ્રકરણુ ૪ થુ.

રાજ્યોની અંદર ગામોના બે મુખ્ય વર્ગ હોય છે. (૧) સરકારી વહીવટનાં ગામો અને (૨) પરભાર્યાં વહિવટનાં ગામો. સરકારી વહિવટના ગામોમાં (૧) વિઘોટી વહિવટનાં અને (૨) બીજા વહિવટનાં ગામો એ રીતે બે ભાગ પાડેલા હોય છે. તેથી જમીન પરત્વે જે જે વહિવટ પ્રચલિત હોય તે તે વહિવટની પુરતી સમજની આવશ્યક્તા રહે છે, તેથી તેનું સવીસ્તર વર્ણન આ નીચે આપવામાં આવે છે.

**ખુમવારી**—ખેડુતની જાત ઉપર નજર રાખી દર ઠરાવવામાં આવે જેમકે, કણબી જેવા સારા વર્ગના ખેડુત પાસેથી ભારે દર લેવામાં આવે અને તેવાજ પ્રકારની જમીન માટે મુસલમાન, કોળી, ભીલ, ઠાકરડા વગેરે સારી ખેતી કરી શકે નહિ એવા લોકો પાસે હલકો દર લેવામાં આવે. આ પદ્ધતિને "ખુમવારી" કહેવામાં આવે છે. પરંતુ તેમ થવાથી આળસને ઉત્તેજન મળે અને મહેનતને શાસન મળે તેથી એ વહિવટ ઇચ્છવા જોગ નથી.

**તૂલવારી**—અમુક પ્રકારનું વાવેતર કરવામાં આવે તો અમુક દર લેવો અને બીજા પ્રકારનું વાવેતર કરે તો બીજો દર લેવો એ રીતે તૂલની જાત ઉપર લેવાતા દરને તૂલવારી કહેવામાં આવે છે.

**કલતાણુ**—આ વહિવટના ગામોમાં પ્રથમ તલાટી ગામનું પાણી પત્રક કરે છે. અને વાવેલો પાક કેટલો થશે તેનો અજમાસી આંકડો પાણી પત્રકમાં દાખલ કરવામાં આવે છે. તજવીજદાર અગર તપાસણી કામદાર તેનો મુકાબલો કરે છે. પાકના અજમાસી ઉત્પન્ન નક્કી કરવા માટે આજુબાજુના ભાવો મંગાવી તે ઉપરથી મુકરર કરેલા બજાર ભાવ પ્રમાણે અજમાસી માલનો આકાર ગણી તેના ⅓ રકમ સરકારી જમાબંદી તરીકે લેવા મંજુર થતું. આ વહિવટથી સરકાર અને રૈયત બેઉને નુકશાન હતું. આ વહિવટ બંધ થયો છે.

**હોળબંદી**—ઘણા હલકા પ્રકારની જમીન હોય તેવા પ્રદેશમાં એટલે સાધારણ રીતે જંગલી પ્રદેશમાં આ હોળબંદી વહિવટ હોય છે. આ વહિવટના ગામોમાં સરકારનું મહેસુલ હોળની સંખ્યા ઉપર લેવામાં આવે છે. બે બળદનું એક હોળ, એ પ્રમાણથી હોળની સંખ્યાની ગણત્રી કરી સરકારી હક્ક લેવાય છે. કેટલેક પ્રસંગે હોળથી જમીન વાવવામાં આવતી નથી; પણ કોદાળીથી જમીન ખોદીને વાવેતર કરવામાં આવે છે તેને કુવાડીયા હોળ અગર હથોડીયાહોળ કહેવામાં આવે છે. કુવાડીયા હોળની ગણત્રી જમીનના આસરાના માપ ઉપરથી કરવામાં આવે છે. આ વહિવટ વડોદરા રાજ્યના કેટલાક રાની મહાલોમાં છે.

**રૈયતવારી**—કલતાણુ, તૂલવારી, ખુમવારી, હોળબંદી વગેરે જુદા જુદા વહિવટ બંધ કરી એકસરખો વહિવટ ચાલુ કરવામાં આવે તેને રૈયતવારી વહિવટ કહેવામાં આવે છે. આ વહિવટ પ્રમાણે દરેક ખાતાદાર પોતાના ખાતાની જમીનનું ઠરેલું મહેસુલ ભરે છે અને જ્યાંસુધી તે મહેસુલ ભરે ત્યાંસુધી ખાતુ ધારણ કરવાનો હક્ક તેને પહોંચે છે.

**પરભાર્યો વહિવટ**—પરભાર્યા વહિવટનાં ગામ એટલે જેનો જમીન મહેસુલનો વહિવટ કરવાનો હક્ક બીજાને આપી દીધો હોય તેવા વહિવટનાં ગામો. આ ગામોનો જમીન મહેસુલનો વહિવટ દુમાલદાર અગર માલીક કરે છે. આવાં ગામો ઉપર જો કાંઇ સલામી હક્ક અગર સેટલમેન્ટ હક્ક બેસાડેલો હોય તેટલોજ હક્ક દુમાલદાર અગર માલીક સરકારને આપે છે. પણ ગામનો વહિવટ આજ લોકો કરે છે. આ ગામો ઉપરની દિવાની ફોજદારી હકુમત સરકારની અર્થાત જે તે તાલુકા યા સંસ્થાનના રાજ્યકર્તાની હોય છે. આ ગામો જુદા જુદા હેતુ અને કારણસર આપેલાં હોય છે તેથી તે હેતુ અગર કારણને અનુસરી ગામોના વર્ગ ઠરાવવામાં આવેલા હોય છે.

**પરતાબાની હકુમતમાં રહી આ તાબામાં જમાંબંદી ભરનાર**—જે ગામોમાં શ્રીમંત ગાયકવાડ સરકાર અગર બીજા દેશી રાજ્યનો જમાંબંદી લેવાનો હક્ક હોય પરંતુ વજે વગેરે લેવાનો હક્ક બીજા ઠાકોર અગર ગિરાસીયાને હોય અને તે ગામ પરહદની હકુમતમાં ગયા છતાં તે ગામની જમાંબંદી ગામના મતાદારો આ હદમાં આવી સરકાર યા બીજા દેશીરાજ્યની તીજોરીમાં ભરી જાય છે. આવા વહિવટનાં જુજ ગામો બનાસકાંઠા એજન્સીના કાંકરેજની હદમાં છતાં પાટણ અને ખેરાળુ મહાલે તેના મતાદારો જમાંબંદી ભરી જાય છે. એ ગામોનો સમાસ આ વ્યાખ્યામાં થાય છે.

**મેવાસી વહિવટ**—આ વહિવટ સાધારણ રીતે કોળી ઠાકરડાનાં ગામોમાં હોય છે. જે ગામોના ઠાકરડા મૂળ અસલ વતની છતાં સરકારે જીતી લીધાથી સરકાર હક્ક આપે છે. આ વહિવટનાં ઘણાં ખરાં ગામે ફક્ત વાવેતર જમીન ઉપર એક મુકરર કરેલો દર લેવામાં આવતો. પડતર રાખેલી જમીન ઉપર કાંઇ લેવામાં આવતું ન્હોતું. કેટલાક મેવાસી વહિવટનાં ગામોમાં સરકારે ઠરાવેલો આંકડો બધા મેવાસી લોકો પોતાના કબજાની જમીનના પ્રમાણમાં એકઠો કરી સરકારમાં ભરતા. મેવાસી લોકોમાં કુટુંબવાર મતાદાર હોય છે. તે દરેક પોતાના ભાગ અગર વાસનો આંકડો વસુલ કરાવી આપતા. વળી એમને સરકારથી પાઘડીઓની તથા ગામ ખરચની સાધારણ અને સારી રકમો મળતી; પરંતુ હાલમાં જમીનની તાણના સબબે આવો વહિવટ જારી રાખો રાજ્યની ઉપજને નુકશાન થવા હેતુ એ વ્યાજબી નહિ ધારી, આવાં ગામોને રૈયતવારી ધોરણ લાગુ કરવા ઉચિત ધાર્યું છે અને ઠાકરડાને ફાયદા ભોગવતા તે ઉપર નજર રાખી વીસ ટકા જેટલી જમાંબંદી કમી કરી જમાંબંદી સેટલમેન્ટ કરવામાં આવે છે. અને તે પ્રમાણે વડોદરા રાજ્યમાં વહીવટ ચાલે છે.*

**અમદાવાદ જીલ્લાના પ્રાંતિજ** તાલુકામાં મેવાસી ગામના માલીકો કોળી અને રજપૂત ઠાકોરોની ઓલાદના છે. આગળના વખતમાં તેઓ લુંટફાટ કરતા. તે બંધ કરવા સારૂ, તેઓ બંદોબસ્ત રાખે એ શરતથી, થોડી ખંડણી લઇ અથવા બિલકુલ માફ કરી તેમને ગામો આપેલાં હતાં. મેવાસી ગામોમાં પણ મુખ્ય ભાગદાર અને પેટા ભાગદાર હોય છે. બ્રિટિશ અમલ દાખલ થયા પછી તેઓની પાસેથી જમા લેવામાં આવે છે. કેટલાંક ગામોમાં જમીનની માપણી થઈ છે અને તેના ક્લાસ પણ ઠરાવવામાં આવ્યા છે.×

---

* વડોદરા રાજ્યનો મુલકી ખાતાનો ઇતિહાસ પૃષ્ટ ૭૧-૯૨.

× ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૪૨૭.

**આંકડા વહિવટ**—આ વહિવટનાં ગામોમાં એક આંકણી અને ફરતા આંકડા વહિવટનાં ગામોનો સમાસ થાય છે. આ ગામો જુના વખતમાં માલકીનાં છતાં સરકારે જીતી લીધાથી સરકારમાં જમાબંદી ભરે છે. પરંતુ આંકડેદારો ગામોનો વહિવટ કરે છે. કેટલાક ગામોમાં જુના વખતમાં ગામનો એકજ આંકડો નક્કી કરવામાં આવ્યો હોય છે. અને તેમાં કમી જાસ્તી થતું નથી, તેવાં ગામોને એક આંકણી ગામો કહેવામાં આવે છે. જે ગામોનો આંકડો કાયમ ન રહેતાં કમી જાસ્તી કરવામાં આવે છે તે ગામોને ફરતા આંકડાનાં ગામો કહેવામાં આવે છે. આ બેઉ વહિવટનાં ગામો કડી અને વડોદરા પ્રાંતમાં ઘણાં છે. †

**ઇજારા વહિવટ**—શહેનશાહ અકબરના વખતમાં રાજા ટોડરમલે ગુજરાતની જમીનની માપણી કરાવી રાજભાગ લેવાથી પદ્ધતિ મુકરર કરી હતી. મુસલમાનો પછી ગુજરાતમાં મરેઠાનો અમલ થતાં ધીમે ધીમે પાછલો વહિવટ નાબુદ થતો ગયો. ત્યાંસુધી ટોડરમલની પદ્ધતિ વધારે કે થોડે અંશે કાયમ રહી હતી. મરેઠી સત્તાને ટોડરમલની પદ્ધતિ પસંદ નહિ પડવાથી તેમણે પાકમાં ભાગ લેવાની જુની પદ્ધતિ સ્વીકારી. આ પ્રમાણે ભાગ ઉઘરાવવાનું કામ મોટા જમીનદારોને સોંપવામાં આવ્યું હતું. આ જમીનદારો કેટલીક જમીન હરાજીમાં અને કેટલીક મહેરબાની રાહે મેળવી અમુક વરસ માટે પોતાના નામ ઉપર રાખતા અને તે મુદતમાં ખેડુતો પાસેથી પોતાને યોગ્ય લાગે તેટલો ભાગ લેતા. ઘણી વખત જ્યારે જમીનદારો પાસે એક કરતાં વધારે ગામોની જમીન આવતી ત્યારે તેઓ ગામના મતાદારો અથવા પટેલો સાથે કરાર કરી અમુક ભાગ લેવાનું ઠરાવતા હતા. આ મતાદારો અથવા પટેલોની સત્તા ઘણી હતી, કારણ કે સઘળા ખેડુતો તેમને શરણે હતા. મરેઠી રાજ્ય વહીવટમાં ઇજારા વહિવટ દાખલ થયો ત્યારે જમીન મહેસુલ તરીકે કેટલું લેવું એ ઘણે ભાગે ઇજારાદારની મરજી ઉપર જ હતું અને તે એજન્સી ભાગમાં લેવાતું. સરકારની ધારણા ઇજારદાર પાસેથી જેટલું બને તેટલું વધારે લેવાની અને ઇજારદારની ધારણા ખેડુત પાસેથી બને તેટલું વધારે કઢાવી પોતાનો ફાયદો કરી લેવાની હતી. ઇજારદારો પોતાની પાસેથી શું લેશે એ વિષે ખેડુતને હંમેશાં ચિંતામાં રહેવું પડતું. આ વહિવટ વડોદરા રાજ્યમાં શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સંવત ૧૯૨૦માં કાઢી નાંખી ખાલસા વહિવટ દાખલ કરાવ્યો. અને તે પછી ઇજારા વહિવટના દુઃખથી રૈયત મોકળી થઇ છે. બીજા દેશી રાજ્યોમાં અને બ્રિટિશ વહિવટમાં આવા ઇજારાનો વહિવટ જોવામાં આવ્યો નથી.

**નરવા વહિવટ**—નરવા વહિવટના ગામોમાં ગામની જમીન તથા ઉપજનાં બીજાં સાધનો ઉપર વીચાર કરી એક આંકડો મુકરર કરવામાં આવે છે. આ આંકડો આપવાને બધા નરવાદારો એકત્ર અને છુટક છુટક એટલે એકામતે જવાબદાર રહે છે.

× નરવા વહીવટ શી રીતે અસ્તિત્વમાં આવ્યો એ વિષે મૂળ કરારના લેખી દાખલા મળી આવતા નથી. એ વહિવટ અનાદી કાળથી રિવાજ તરીકે ચાલતો આવ્યો છે. અને એ પ્રમાણે સરકારે તેને માન્ય રાખ્યો છે. નરવા વહિવટ ગુજરાતમાં બ્રિટિશ જીલ્લાઓમાં તથા

† વડોદરા રાજ્યનો મુલકી ખાતાનો ઇતિહાસ પૃષ્ટ ૩૧.

× વડોદરા લૅ. રી. ૩૧ પૃ. ૩૨.

વડોદરા રાજ્યમાં પેટલાદ મહાલ તથા ભાદરણ પેટામહાલમાં જોવામાં આવે છે. બ્રિટિશ રાજ્યમાં નરવા વહિવટ સંબંધે તપાસ કરી ત્યાંના સરવે સેટલમેન્ટ કમીશ્નર મિ. પેડેરે સન ૧૮૬૨ માં સરકારમાં નિવેદન કરેલું હતું. તે મુંબાઇ સરકારે શીલેકશન નંબર ૧૧૪ તરીકે પ્રસિદ્ધ કરેલું છે. વડોદરા રાજ્યમાં મિ. ઇલીયટ માજી સરવે અને સેટલમેન્ટ કમિશ્નર એમને તેજ પ્રમાણે વડોદરા રાજ્યમાં તપાસ કરી નરવા વહિવટ સંબંધે બોમ્બે ગેઝેટીયર સીરીઝ વૉલ્યુમ ૭ પાન ૩૫૭-૫૯ ઉપર હકીક્ત પ્રસિદ્ધ કરી છે. બંન્ને હકીકતો ઉપરથી એમ જણાય છે કે બંને રાજ્યમાં નરવાની ઉત્પત્તી તથા વહિવટ લગભગ એક સરખી છે. નરવા વહિવટના ગામોની જમીન રૈયતવારી વહિવટના ગામોની પેઠે સરકાર માલકીની છે; પરંતુ રૈયતવારી ગામોમાં સરકાર દરેક ખાતાદારે ધારણ કરેલી જમીનનો સરકાર ધારો જેની તેની પાસેથી લે છે તેને બદલે નરવા વહિવટના ગામોમાં નરવાદારોને જમીન ધારણ કરનારા ગણી તેમના પાસેથી આખા ગામના સરકાર ધારા તરીકે એક મુકરર કરેલો આંકડો લે છે, આ આંકડો નક્કી કરવામાં ગામની જમીન તથા ઉપજના બીજા સાધનો વિસ્તારમાં લેવામાં આવતા અને તેને જમાબંદી કરી એમ કહેવામાં આવતી. નરવાદારી ગામોમાં જમાબંદી દસ દસ વર્ષોને માટે નક્કી કરવામાં આવતી હતી. તે ઉપરથી તેને 'દસોટા' કહેવામાં આવતા. નરવાદારી ગામોમાં સાધારણ રીતે નરવાદારો એકજ માબાપથી ઉતરતા આવેલા હોય છે. જો તેઓ એક કરતાં વધારે કુટુંબમાંથી ઉતરી આવેલા હોય તો દરેક કુટુંબનો ભાગ મુકરર કરેલો હોય છે. નરવાનો આંકડો ભાગ પ્રમાણે ફાળવવામાં આવે છે. એ ભાગની જમીન પસાયતા વીગેરે આપી હોય તે ભાગને પસાયતા જમીનનો બોજો ખમે છે. ઠરેલો આંકડો આપવાને બધા નરવાદારો એકત્ર અને છુટક છુટક એટલે કે એ-કામતે એકાજથે જવાબદાર રહે છે. નરવા ગામની જમીન પૈકી કેટલીક ગામ "મજમુન" તરીકે બધા ભાગદારોની મજીઆરી રાખી બાકીની તે ભાગના પેટા ભાગદારો પોતાના હિસ્સા પ્રમાણે વહેંચી લેતા. ગામ મજમુન તથા ભાગ મજમુનની નરવાદાર નહિ એવા બીજા ખેડુતોને જરૂર પ્રમાણે સોંપવામાં આવતી. નરવાદાર પોતાના ભાગની જમીન પોતે ખેડતા અગર બીજાને સાંથે ખેડાવતા. આ પ્રમાણે નરવા ગામોમાં નરવાદાર અને ખેડુત એવા બે વર્ગ ઉત્પન્ન થયા. ખેડુતો સાધારણ રીતે નરવાદારની મરજીમાં આવે ત્યારે કાઢી શકાય એવા હતા; પરંતુ કેટલેક ઠેકાણે જ્યાંસુધી વખતોવખત ઠરેલી સાંથની રકમ ભરે ત્યાંસુધી કાઢી શકાય નહિ. એવા કાયમના ખેડુતો પણ થયા હતા. જે પ્રમાણે દસોટા વખતે આંકડામાં વધઘટ થતી તે પ્રમાણે આવા ખેડુતોએ આપવાની સાંથની રકમમાં પણ વધઘટ કરવામાં આવતી. ગામ મજમુનની જમીન તથા બીજી મજીઆરી ઉપજના સાધનથી જે ઉત્પન્ન થતું તે મજરે પડતા આંકડાની બાકી રકમ રહે તેમાં સહભાગદારોમાં ફાળવી નાંખવામાં આવતી. દરેક મોટા ભાગમાં ભાગ મજમુનની તથા બીજી મજીઆરી ઉપજ હોય તે તે ભાગના ફાળાની રકમમાં મજરે પડી. બાકી જે રહે તે ભાગદારોમાં તેમના ભાગની જમીનને વરાડે ફાળવી નાંખવામાં આવતી. આ પ્રમાણે નરવા વહીવટનાં ગામોમાં સરકાર આંકડો મૂળમાં નરવાદારો પોતે ઉઘરાવી ભરતા અને ગામની જમીનનો એકંદર વહિવટ પોતેજ કરતા. ગામનું દરેક પ્રકારનું ઉત્પન્ન નરવાના આંકડા પેટે લેવાતું. નરવાદારોનો હક્ક એટલે સુધી માન્ય રાખવામાં આવ્યો હતો કે જ્યારે સરકારે જકાત આબકારી અફીણ વીગેરે

બાબત બંદોબસ્ત કરી ઉત્પન્ન લેવા માંડયું ત્યારે નરવા ગામોની ફાળે આવતી તે સંબંધીની રકમ નરવાદારોને તેમને ભરવાના આંકડામાં મજરે આપવામાં આવતી હતી. ( જુઓ પેટલાદ નરવાદારી સંબંધી મે. ફેરસાસ્પજીના મેમોનું પરિશિષ્ટ) મૂળમાં ગામોનો બધો વહિવટ નરવાદારો પોતે કરતા પણ પાછળથી હિસાબની ચોકસાઈ માટે તલાટી રાખવામાં આવતા. મજમુન જમીનોનું ઉત્પન્ન સરકાર કરી આપતી અને નરવાદારોને કરી લેવાનું પણ સોંપ્યું હતું. નરવાદારો પાસે નરવાની જમીન મૂળ ભાગ પ્રમાણે છતાં ક્રમે ક્રમે પેટા ભાગ પડવાથી તથા પસાયતા વીગેરે આપવાથી ક્રમે ક્રમે તેમાં ન્યુનાધિકપણું થવા લાગ્યું, તેથી કેટલાક ભાગવાળા ઉપર જમાબંધીનો બોજો કમી અને કેટલાક ઉપર વધારે પડવા લાગ્યો તેથી આવા ભાગવાળા પાસેથી વસુલ કરવાને મુસ્કેલી પડતી, વળી એકામતે એકાજતે આંકડો ભરવાની જવાબદારી હોવાથી સઘળા ઉપર ભારણ વધવા લાગ્યું. ફાળે કરીને ઉત્પન્નનાં સાધન પણ કમી થવા લાગ્યાં, નરવાદાર કહેવરાવવામાં પ્રતિષ્ઠા ઘણી પણ જવાબદારી ખાતેદારના કરતાં પણ વધારે, તેથી કેટલાક ગામોના લોકોએ નરવા વહિવટ બંધ કરાવવા સંમતી આપી તેથી નવીન સેટલમેન્ટ વખતે ઘણા ગામોમાં નરવા વહિવટ બંધ કરી રૈયતવારી વહિવટ દાખલ કરવામાં આવી છે. હવે ફક્ત જુજ ગામોમાં ( માત્ર સાત, ગામમાં ) નરવા વહિવટ જારી રહ્યો છે. જે ગામોએ નરવા વહિવટ બંધ કરાવ્યો તે પૈકી નાર ગામે છે. જો કે નરવા વહિવટ બંધ થયો તોપણ મૂળની જમીન જેને ભાગે જેટલી હતી તેટલી તેને ખાતે દાખલ કરવામાં આવી છે અને સરકાર ધારા માટે જે તે ઇસમ પોતાના ખાતાની જમીન માટે જવાબદાર છે.

નરવાદારી ગામો વડોદરા રાજ્ય ઉપરાંત ઘણા ખેડા જીલ્લામાં અને થોડાં અમદાવાદને સુરત જીલ્લામાં છે.

નરવાને મકાન માટે જુદુ પાડયા સંબંધે ઉઠેલી તકરારના કામે ઠરાવ્યું કે નરવા જમીનના મંજુર થયેલ પેટાવિભાગનો માલીક સદર જમીનનો અમુક ભાગ મકાન માટે જુદો પાડે અને તે કલેકટરે મંજુર રાખેલ હોય ત્યારે તેવી રીતે જુદુ પાડવું. એ ઘર માટેના નરવાના બંધારણથી કોઇપણ રીતે નુકશાનકારક નથી; અને તેવી રીતે જુદો પડેલ ભાગ નરવાનો મંજુર થયેલ પેટાવિભાગ થાય છે. (બાઇ સમજુ વિ. લલ્લુભાઇ. ૨૭ મુ. લૉ. રી. પૃષ્ટ ૯૫૮).

**ભાગબટાઈ વહિવટ**—વલભીવંશના સમયે જમીનનું મહેસુલ ઉત્પન્નના ભાગથી લેવામાં આવતું. કાઠીયાવાડમાં જમીનના માપ ઉપરથી લેવામાં આવતું. જ્યારે ખેડામાં ઉત્પન્ન પ્રમાણે ભાગ લેવામાં આવતો હતો; અને તે "પીટક" અથવા ટોપલીઓ ભરીને લેવામાં આવતો હતો.+

અણહીલવાડનું રાજ્ય સ્થાપન થયા પછી જમીનની ઉપજમાંથી રાજા ભાગ લેતો તે ભાગ ઘણું કરી ૧/૬ હતો. અને તે ભાગ રાજા પોતાના મંત્રીઓની મારફત ઉઘરાવી લેતો.‡

---

+ ગુજરાતનો પ્રાચિન ઇતિહાસ પૃષ્ટ ૮૭.

‡ ગુજરાતનો પ્રાચિન ઇતિહાસ પૃષ્ટ ૨૬૪.

સમય જતાં હિંદુ રાજાઓ પોતાના રાજ્યનું જમીન મહેસુલ જે પાક થાય તેમાંથી અમુક ભાગના રૂપમાં લેતા. આ ભાગ માનવ ધર્મશાસ્ત્ર પ્રમાણે ૧/૬, ૧/૮ અગર ૧/૧૨ ઠરાવેલો હતો. અકબર બાદશાહના વખતમાં ટોડરમલે સને ૧૫૭૬ માં ગુજરાતમાં જમીનની માપણી કરાવી તથા જે પાક તેમાં થવા જેવો હોય તેનો ત્રીજો ભાગ રાજભાગ તરીકે ગણી તે રોકડ દરથી લેવા ઠરાવ્યું હતું.*

ભાગબટાઇનો વહિવટ હતો ત્યારે લોકો જે માલ થાય તે ખળામાં લાવતા અને ત્યાંથી તેની વહેંચણી થઈ સરકારનો ભાગ આપવામાં આવતો.× હાલના સમયમાં પણ ઘણાં રાજ્યોમાં ભાગબટાઈ (કળતર) વહિવટ ચાલુ છે. રાજ્યનો અમલદાર, ગામનો મુખી અને પંચના માણસો ખેતર ઉપર જઇ પાકનો અંદાજ જોઇ અમુક ખેતરમાં કેટલું અનાજ થશે તેનો અંદાજ કાઢી દાણા નક્કી કરે છે તેમાંથી રાજભાગ તરીકે સીરસ્તા મુજબ દાણાના રૂપમાં લેવાય છે. આ કળતરમાં અડધ ભાગ, ત્રીજો ભાગ, પાંચકુ ભાગ, અથવા ચોથો ભાગ એ હીસાબે રાજ્યની ઉપજના દાણા લેવાના મુકરર થાય છે. શીયાળુ અને ઉનાળુ પાક માટે રાજભાગ ઘણો ઓછો હોય છે. આવા વહિવટને ભાગબટાઇ વહિવટ કહેવામાં આવે છે.

**ઉધડ વહિવટ**—આ વહિવટનાં ગામો એક આંકડી વહિવટનાં ગામોને મળતાં છે. ગામની જમાંબંદીનો આંકડો મુકરર કરવામાં આવેલો હોય છે, તે દર સાલ વસુલ કરવામાં આવે છે. તેજ રીતે ખેતરોની ઉધડના પણ ઠરાવ કરવામાં આવે છે. અમુક નામનું ખેતર અગર અમુક સરવે નંબરોની જમીનનો વજે દરસાલ અમુક વર્ષ સુધી અમુક પ્રમાણમાં આપવામાં આવશે એવી ખેડુતો કબુલતો આપે છે અને તે પ્રમાણે દર સાલ નીમેલી મુદત પુરી થતા સુધી ભરે છે. જ્યારે મુદત પુરી થાય છે ત્યારે જમીનના મગદુરના પ્ર[illegible] તેમજ સારા નરતા ખેડુની ગુંજાસ ઉપર નજર કરીને અને જમીનની તાણ લક્ષમાં ઉધડના દાણામાં વધઘટ કરવામાં આવે છે. આવા વહિવટને ઉધડ વહિવટ [illegible]

**સબસોઇલ બાગાયત વહિવટ**—બાગાયતના દર લેવાનો વહિવટ અ[illegible] કસર લેવાનો વહિવટ પ્રથમ બ્રિટિશ મુલકમાં હતા; અને તેને અનુસરીને વડોદરા [illegible] પણ તે દાખલ કરવામાં આવ્યા હતા. પરંતુ હાલમાં ત્યાં આ બેઉ વહિવટ બંધ કર[illegible] સબસોઇલ બાગાયત વહિવટ દાખલ કર્યો છે.

આ વહિવટમાં એવું ધોરણ છે કે, જમીન નીચે જેટલી ઉંડાઇએ પાણી નીકળે, તેના પ્રમાણમાં આ દર લાગુ કરવામાં આવે છે. ૪૦ ફીટ કરતાં વધારે ઉંડાઇએ પાણી હોય તો દર લાગુ કરવામાં આવતો નથી. આ વહિવટનો મુખ્ય ફાયદો એ છે કે, સુધારા વધારા ઉપર આ વહિવટ અનવયે દર ચઢતો નથી; અને કુવો ખોદવામાં આવે તોપણ કાંઈ વધારે આપવું પડતું નથી. બીજી રીતે જોતાં આ વહિવટથી ગેરફાયદો એ છે કે, પાણીનો ઉપયોગ ન થાય, અગર કુવો ખોદતાં પાણી નીકળે નહિ, તો પણ પાણી નીકળવાના ભવિષ્યના સંભવ ઉપર કર બેસાડવામાં આવે છે.

---

* કડીપ્રાંત સર્વે સંગ્રહ પૃષ્ટ ૨૧૧.

× સદર પૃષ્ટ ૨૫૭.

હવે રીવીઝન સરવેમાં બાગાયતનો કાયમ દર ચઢાવવાની રીત બંધ કરી નાંખી છે.*

**મિશ્રીત વહિવટ**—કેટલાક ગામોમાં વિઘોટી, ભાગબટાઇ, અને તૂલવારી એવા એક કરતાં વધારે વહિવટ હોય છે તે ગામો મિશ્રીત વહિવટના કહેવાય છે. આવા ગામોમાં સેગા પ્રમાણે જેટલી જમીનને જે વહિવટ લાગુ હોય તેટલી જમીનમાંથી તે વહિવટ મુજબ સરકાર હક્ક લેવાય છે.

**સેજા વહિવટ**—નરવા વહિવટ છતાં તે તુટી જવાથી સમગ્ર એકત્ર જવાબદારી બંધ કરી ખાતાદાર વાર જવાબદારી રાખવામાં આવે છે, ત્યારે તેવા વહિવટનાં ગામોને સેજા વહિવટનાં ગામ કહેવામાં આવે છે. આવા વહિવટનાં ગામ વડોદરા પ્રાંતના **પેટલાદ** અને **શિસ્વા** મહાલે છે.

**તાલુકદારી વહિવટ**—કેટલાક ગામોનો વહિવટ તાલુકદારી, નરવાદારી, ભાગદારી, મહેવાસી, મલેકી, ઉધડ, જમાંબંદી અથવા સશક્તી રીતે ચાલે છે. તાલુકદારી ગામો કાઠિયાવાડની સરહદ ઉપર આવેલા **અમદાવાદ** જીલ્લાના **વિરમગામ**, ધોળકા, **ધોધા**, ને ધંધુકા તાલુકામાં ઘણાં છે. **ભરૂચ** અને **પંચમહાલ** જીલ્લામાં પણ કેટલાંક તાલુકદારી ગામો છે. તાલુકદારો મૂળ રાજવંશી કુળના હતા. તેમાંના ઘણા રજપૂત, કેટલાક રજપૂત અને કોળીની મિશ્ર ઓલાદના અને કેટલાક મુસલમાન છે. કુટુંબમાં ઘણા હિસ્સા પડી જવાથી કેટલા એકના હિસ્સામાં હાલમાં એક બે ગામો જ હોય છે. સન ૧૮૬૨ ના આકટ ૬ દ્વા પ્રમાણે તાલુકદારોને પોતપોતાના ગામોના કુલ માલીક ગણવામાં આવ્યા છે. તેઓ મુકરર ઠરાવ પ્રમાણે અંગ્રેજ સરકારને ધારો ભરે છે. તાલુકદારી ગામના મુખ્ય ભાગદાર પોતાની જમીન ગીરો મૂકી શકે છે પણ હંમેશને માટે આપી શકતા નથી. બધા ભાગદારોમાંથી એકને વહિવટ કરતા ઠરાવવામાં આવે છે. પાકનો કેટલો હિસ્સો તાલુકદારે લેવો, અને કેટલો રૈયતે લેવો એ ગામના રીવાજ ઉપરથી નક્કી થાય છે. જેટલું અનાજ ગામની ખળીમાં પડયું હોય તેમાંથી કેટલું બી અને દસ્તુરી સારૂ જુદું કાઢવામાં આવે છે અને બાકીનું ગામ ધારા પ્રમાણે તાલુકદારને રૈયત વહેંચી લે છે. ×

વડોદરા રાજ્યમાં આવાં ગામોને ઠકરાતી ગામો કહેવામાં આવે છે. કડી પ્રાંતના **વીજાપુર**, કુલોલ તથા વડોદરા પ્રાંતમાં આવાં ગામો છે તે પૈકી કેટલાંક એક આંકડી અને કેટલાંક ફરતા આંકડાનાં છે. તે આંકડાની રકમ ધારાસર સરકારમાં ભરવામાં આવે છે અને ગામનો વહિવટ ઠાકોરો પોતે કરે છે.

મુલકગીરી બંદોબસ્ત પછી એજન્સીઓ નીચે આવેલા તાલુકાઓનો વહિવટ જુદા પ્રકારનો છે તેનું બ્યાન આગલા પ્રકરણોમાં ( પ્રકરણ ૫ અને ૬ ) માં આવી ગયેલું છે.

**ભાગદારી વહિવટ**—ભાગદારી ગામો **ભરૂચ** જીલ્લામાં છે. ભાગદારી વહિવટ બધી રીતે નરવાદારી વહિવટના જેવોજ છે. ફેર માત્ર એટલોજ કે ભાગદારી ગામોમાં બધા ભાગદાર એક કુટુંબના ને એકજ ન્યાતના હોતા નથી. ભાગદારી ગામોમાં

* વડોદરા રાજ્યનો મુલકી ઇતિહાસ પૃષ્ટ ૮૯.

× ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૪૨૫-૨૬.

દરેક ખેતર દીઠ વિઘોટીનો દર અસલથી ઠરાવવામાં આવેલા હોય છે. દરેક મુખ્ય ભાગદારને તથા પેટાભાગદારને જે સરકારી ધારો આપવો પડે છે તે દરેક પાસેની જમીનના પ્રમાણમાં નહિ પણ પોતાના બાપદાદાથી ઉતરી આવેલા ભાગ પ્રમાણે આપવો પડે છે. નરવાદારી ગામમાં દરેક ખેતર દીઠ દર ઠેરવેલો હોતો નથી પણ સરકારી આંકડો આખા ગામ ઉપર ઉધડ રાખેલો હોય છે.×

મહીકાંઠા એજન્સી નીચેના કટોસણ રાજ્યના વિભાગ થતા ઇ. સ. ૧૮૮૪ માં અટકાવ કરવામાં આવ્યો હતો; પરંતુ ખાનગી મિલ્કતના સંબંધમાં મકવાણા કોમના રિવાજ પ્રમાણે કુટુંબનો પ્રધાન પુરૂષ ગુજરી જાય તો વહેંચણ કરવાનો તે કોમમાં પ્રચાર છે તે બહાલ રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે નામદાર મર્હુમ મહારાણી સરકારે એવો અભિપ્રાય બતાવ્યો હતો કે જાગીરોના વિભાગ કરવા કરતાં ફટાયાને ભરણપોષણ માટે જીવાઇ કરી આપવી એ વધારે પસંદ કરવા જેવું છે. એવો ઠરાવ કરવાથી એ જાગીરના ભાગ પડતા અટક્યા હતા.*

ઇ. સ. ૧૮૫૦ માં મધ્ય હિન્દુસ્તાનમાં એક રાજ્યના વિભાગ કરવા દેવા કોર્ટ ઓફ ડીરેક્ટરે ના પાડી હતી. એટલું છતાં રેવાકાંઠા એજન્સીમાં **ભી**લોડીયા, **પ**લાસણી. **ન**ણગામ. **વાસન–વીરપુર, રામપરા, જીરાલકાનસોલી, ચુડેસર, રેંગણ, નાળીયા, પાનતલાવડી, પાન્ડુ, મેવલી,** કનોડા, વિગેરે તાલુકાઓમાં તાલુકાની વહેંચણ ભાઇએ ભાગ કરવાનો રીવાજ ચાલુ છે.× તેમજ કાઠિયાવાડમાં **દ**સાડાની જાગીરમાં પણ તેવોજ રીવાજ છે.

**મલેકી વહિવટ**—ખેડા જીલ્લાના ઠાસરા ગામમાં કેટલાંક ગામ 'મલેકી' વહિવટનાં છે. જ્યારે સુલતાન **મહમદ** બેગડાએ **ચાં**પાનેરનો કિલ્લો સર કર્યો ત્યારે તેણે કેટલાક મલેકજાદાઓને બાર ગામ ઇનામ આપ્યાં. ત્યાર પછી અઢીસેં વર્ષ સુધી એ ગામો બદલ તેમની પાસેથી કંઈ લેવામાં આવ્યું ન્હોતું. મરેઠાઓ આવ્યા ત્યારે તેમણે એ ગામો ઉપર ઉધડ જમાંબંદી લીધી. ને પાછળથી ગાયકવાડે તેમની પાસેથી ઘાસ દાણા તરીકે બીજી ખંડણી ઉઘરાવી. મરેઠાઓની ઉધડ જમાંબંદી આપવા સારૂ મલેકજાદાઓએ ખેડુત પાસેથી કરમ વેરો ને વજે (પાકનો ત્રીજો ભાગ) નામનો વેરો ઉઘરાવ્યો. સન ૧૮૬૫ માં ગામોની માપણી તથા ક્લાસવારી કરી મલેકોને સનદો આપવામાં આવેલી છે.+

**બારખળી વહિવટ**—**જુદા** જુદા હેતુ અને કારણથી બારખળી જમીન આપવામાં આવેલી હોય છે. તેથી દરેક હેતુ અને કારણસર તેના જુદા જુદા વર્ગ પાડવામાં આવેલા છે. ગામ આપવામાં જે હેતુ હોય છે, તેજ હેતુ સાધારણ રીતે જમીન આપવામાં હોય છે. તેથી દુમાલા કરી આપેલાં ગામ અને બારખળી જમીનના વર્ગ સાધારણ રીતે એક સરખા છે. આ સંબંધી વિશેષ વિવેચન બીજા પ્રકરણમાં આપવામાં આવેલ છે.

---

× ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૪૨૭.

* મી. **લી. વોર્નર**કૃત હિન્દુસ્તાનનાં રક્ષિત રાજ્યો એ નામના પુસ્તકના ગુજરાતી ભાષાંતરનું પૃષ્ટ ૩૦૪ થી ૩૧૨.

× રેવાકાંઠા ડીરેક્ટરી પુસ્તક પહેલું પૃષ્ટ ૧૩૧.

+ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૪૨૭.

# સનદમાં વપરાતા શબ્દોની વ્યાખ્યા.

## પ્રકરણ ૫ મું.

અમદાવાદના સુલતાનોના વખતમાં તથા દીલ્હીના બાદશાહોના વખતમાં અને તે પછી મહારાજા **શીવાજી** છત્રપતી તથા પેશ્વા સરકાર અને મરાઠી રાજ્યમાં રાજ્યના નોકરોને કેવા નામથી ઓળખવામાં આવતા અને હાલના વખતમાં ક્યાં ક્યાં નામો પ્રસિદ્ધિમાં છે અને દરેક જુના શબ્દોના અર્થ શું છે તે જાણવાની જરૂર છે તેથી તેની વીગત આ નીચે આપવામાં આવી છે.

**સનદ**—જ્યારે એક ગામ અથવા એક ગામનો અમુક ભાગ ઇનામ દાખલ આપવામાં આવતો ત્યારે જુદી જુદી ચાર સનદો એટલે લેખો કરવામાં આવતા. તે પૈકી ૧ પ્રત ગ્રહિતા તરફ, એટલે કે જે ઇસમને જમીન વીગેરે ઇનામ મળ્યું હોય તેના તરફ, બીજી પ્રત મુકાદમ અથવા ગામના પટેલ તરફ, ત્રીજી પ્રત જમીનદારો, દેશમુખો, અને દેશપાન્ડે તરફ અને ચોથી પ્રત જે તે સમયના વર્તમાન ભાવી કુમાવીસદાર તરફ મોકલવામાં આવતી. " વર્તમાન ભાવિ "× એ સંજ્ઞા હંમેશાં સનદોમાં વપરાય છે. **વર્તમાન** એટલે જે સમયે જે કુમાવીસદાર વર્તમાનકાળમાં હોય તે અને **ભાવી** એટલે ભવિષ્યનું ટુંકુરૂપ થઇ ભવિષ્યમાં થનારા કુમાવીસદાર, એ સર્વે માટે ટુંકમાં " **વર્તમાન ભાવિ** " લખવાનો રીવાજ હતો.

રોકડ રકમની બક્ષીસ હોય તો બે સનદો કાઢવામાં આવતી. એક ગ્રહિતા યાને બક્ષીસ પામનાર તરફ, અને બીજી જે ત્રીજોરીમાંથી નાણું મળવાનાં હોય તે ત્રીજોરી જેના તાબામાં હોય તે અધિકારી અથવા કુમાવીસદાર તરફ. એ રીતે સનદો મોકલવામાં આવતી અને તે કાગળોને સનદ કહેતા.

મહારાજા **આનંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર એમણે નામદાર મુંબાઇના ગવર્નર જે. ડંકનને પત્ર લખી **ચી**ખલી પરગણું તા. ૪–૬–૧૮૦૨ ના રોજ આપ્યું તે પત્રનું નામ **સનદ** જણાવ્યું છે+ તેમજ તા. ૬–૬–૧૮૦૨ ના રોજ ધોળકા બાબત આપેલી કબુલતનું નામ પણ **સનંદ** જણાવ્યું છે*

---

× ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃષ્ટ ૨૭૦.

+ એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ નું ગુજરાતી ભાષાંતર પૃષ્ટ૯૧.

* સદર પૃષ્ટ ૧૦૩.

કર્નલ વૉલેસે વાઘેર લોકોની જમીન માટે દર સાંતી દીઠ ૧ રૂપિયો લેવા નક્કી કરી તે બદલે તેમને સનદો આપવા ઠરાવ્યું હતું.‡

હાલના વખતમાં શહેર કે કસ્બાની સીટી સરવે થતાં તથા સીમની જમીનની રીવીઝન સરવે થતાં અથવા રેકર્ડ ઓફ રાઇટસનું રજીસ્ટર થતાં જમીન ધારણ કરનારાઓને વડોદરા રાજ્યમાં અને બ્રિટિશ જીલ્લાઓમાં સનદો આપવામાં આવે છે.

બ્રિટિશમાં ઘરના ગભાણના દરેક ધારણ કરનારને સનદ આપવામાં આવે છે. (જુઓ લેન્ડ રેવન્યુ કોડની કલમ ૧૩૩) આવી સનંદની નકલ આપવામાં આવતી નથી; પરંતુ જરૂર પ્રસંગે રજીસ્ટર ઉપરથી નકલ યોગ્ય ફી ભરેથી મળી શકે છે. (સરકારી જાહેર ખબર તા. ૨૩–૫–૧૮૮૩ મુંબાઇ ગવરમેન્ટ ગેઝેટ ભાગ ૧ પાન ૩૩૩ તથા મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૬૩૦૭ તા. ૨૫ અગસ્ટ ૧૮૮૩).

વડોદરા રાજ્યના જમીન મહેસુલ નીબંધની કલમ ૧૦૦ માં જણાવ્યું છે કે " ગામ ઠાણની જમીનના દરેક ધારણ કરનારે કલમ ૯૯ મુજબ સરવે ફી આપ્યા પછી તેને હજુર મંજુરીથી ઠરાવવામાં આવે તે નમુના પ્રમાણેની સરવે નંબરવાર, જે તે નંબરની કાયમ થયેલી જમીનનું ક્ષેત્રફળ વસલેવારીથી અગર બીજી રીતે મુકરર કરી માપ સાથે તથા લાગુ નંબરોની ડાગણી સાથે અંદાજી આકૃતિથી બતાવીને તે જમીનનું વર્ણન તથા લંબાઇ પહોળાઇનાં માપ અને જે શરતોથી સદરહુ જમીન તેના ધારણ કરનાર તરફ ચલાવવામાં આવવાની હોય તે શરતે તેટલી તપસીલસહની સનદો આપવામાં આવશે.

પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે કલમ ૯૯ ની પેટા કલમ (૨) મુજબ જેમને સરવે ફી ભરવાની માફી છે તેઓ સનદ મળવા માગણી કરે તો, તેમની પાસેથી સરવે ફી લીધા શિવાય તેમને સરવે સેટલમેન્ટ કમિસ્નરના હુકમથી સનદો આપવામાં હરકત નથી.

એજન્સીઓમાં આવેલાં સ્ટેટ તથા તાલુકાઓમાં એ બાબત જુદા જુદા વહિવટ હોય છે. પરંતુ તેવા પ્રકારની સનદો આપવા ખાસ ધારણો થયેલાં પ્રકાશમાં નથી એટલું જ નહિ પણ દરેક એજન્સીઓમાં થાણા સરકલ હોય છે તે થાણાની હકુમતના ગામો માટે પણ ખાસ નિયમો ઘડાયેલા પ્રસિદ્ધિમાં નથી. આ પ્રમાણે આપેલ દાખલાપત્રને પણ સનદ કહેવામાં આવે છે.

વકીલોને તેમના ધંધાના જે પ્રમાણપત્રો જે તે સરકારો તરફથી આપવામાં આવે છે તે પ્રમાણપત્રોને પણ સનદ કહેવામાં આવે છે.

શબ્દકોષમાં સનદનો અર્થ=ફરમાન, હુકમ, રજા ચીઠ્ઠી, પરવાનો બતાવવામાં આવ્યો છે.*

તા. ૧૧–૩–૧૮૬૨ના રોજ નામદાર ઇંગ્રેજ સરકાર તરફથી હિન્દના દેશી રાજાઓને બાદશાહી સનદો આપવામાં આવી હતી.

**ફરમાન**—શબ્દકોષમાં ફરમાનનો અર્થ:–હુકમ, આજ્ઞા, સનદ બતાવવામાં આવ્યો છે×

‡ અમરેલી પ્રાંત સર્વ સંગ્રહ પૃષ્ટ ૨૩૦.

* મી. વિ. રા. દલાલકૃત શબ્દકોષ પૃષ્ટ ૩૦૨.

× સદર પૃષ્ટ ૨૧૨.

નામદાર કંપનીને સુરતના કિલ્લાનો કારભાર આપવા બાબત મ્હોટા મુગલના શિક્કાનો તથા તે નીચે વજીરના શિક્કાનો જે પત્ર તા. ૨૪-૯-૧૭૫૯ ના રોજ આપવામાં આવ્યો હતો તેનું નામ તે પત્રમાં ફરમાન બતાવેલું છે.+

**પરવાનો**—સરકારી ખાતા તરફથી કોઇપણ માણસને કોઇ કામ માટે રજા ચીઠ્ઠી આપવામાં આવે .છે તેને પરવાનો કહેવામાં આવે છે. જેમકેઃ-હોડી ચલાવવાનો પરવાનો દારૂ, અફીણ વિગેરે કેફી ચીજ વેચવાનો પરવાનો વિગેરે કામ માટે પરવાના આપવામાં આવે છે. જ્યારે ઇસ્ટ ઇન્ડીયા કુંપની વેપાર અર્થે હિન્દમાં આવી અને **સુરતનો** કિલ્લો અને **ટાંકા** બાબત સને ૧૭૫૯ માં **દિલ્હીના** બાદશાહ તરફથી કુંપનીને **પ્રમાણપત્ર** આપવામાં આવ્યું તે **પ્રમાણપત્રનું** નામ તેમાં **પરવાનો** જણાવ્યું છે.[1] તેમજ નવાબ, વજીર, ઉલમા, મુલિક, નિઝામ ઉલમુલક બહાદુરનો મી. **ઝોન સ્પેનસરને** કુચુક (નાની મ્હોર)નો **પ્રમાણપત્ર** મળેલ તેનું નામ પરવાનો જણાવ્યું છે. [2] આ ઉપરથી એમ ખુલ્લુ જણાઈ આવે છે કે જે કામ કરવા સત્તાવાળા તરફથી પરવાનગી આપવામાં આવે તે પરવાનગીને પરવાનાના નામે ઓળખવામાં આવે છે.

**હુકમ**—આ શબ્દ રાજકાજના અને વ્યવહારૂ કામે સામાન્ય શબ્દ તરીકે વપરાય છે. કોઇપણ કામ કરવાને નોકરને યા ગુમાસ્તાને તેના ઉપરી તરફથી ફરમાન થાય છે તેને હુકમ કહેવામાં આવે છે. શબ્દકોષમાં હુકમ શબ્દનો અર્થઃ-આજ્ઞા, ફરમાન, ઠરાવ એમ બતાવવામાં આવ્યું છે.[3].

**સુરતના** રાજકારભારમાં સૈયદ **મોયનાદિનખાનને** મદદ કરવા માટે અને સલાહ આપવા માટે મી. **સ્પેન્સર** ઉપર વજીરના શિક્કાના છુટેલા હુકમને હુકમ નામ આપવામાં આવ્યું છે.*

**મુરતબસુદ અને-શ્રી મહાલશાકાન્ત**—આ શબ્દો કોલકરાર અને મરેઠી રાજ્ય તરફથી જમીનદારોને આપેલા પરવામાં વિશેષ જોવામાં આવે છે.

**આંબલીયારા** (મહીકાંઠા)ના ઠાકોર **ભાથીજીને** મહારાજા **આણંદરાવ** ગાયકવાડે સંવત ૧૮૬૪ ના આસો સુદી ૧૫ ના દીવસે આપેલા પરવાના નીચે મુરતબસુદ લખેલું છે.x તેમજ તા. ૮-૧૦-૧૮૦૮ ના રોજ બારોટ **સાલમસીંગ** ગુલાબસીંગે ગાયકવાડ સરકારને આપેલી કબુલતમાં શ્રી માલશાકાન્ત એ શબ્દો લખેલા છે. અને એજ અનુસાર ઘણી સનદો અને ટ્રીટીમાં એ શબ્દો છે.

મુરતબસુદ અને શ્રી મહાલશાકાન્ત આ બે કિંમતી શબ્દોના અર્થ વિષે તપાસ કરતાં

---

+ **એચીનસન્સ** ટ્રીટી વૉ. ૬ ના ગુજરાતી ભાષાંતરનું પુસ્તક પૃષ્ટ ૨૯.

૧ **એચીનસન્સ** ટ્રીટી વૉ. ૬. ગુજરાતી ભાષાંતર પૃષ્ટ ૨૩.

૨ સદર પૃષ્ટ ૨૮.

૩ મી. વિ. રા. દલાલકૃત શબ્દકોષ પૃષ્ટ ૩૨૮.

* **એચીનસન્સ** ટ્રીટી વૉ. ૬ ગુજરાતી ભાષાંતર પૃષ્ટ ૨૬.

x આ પુસ્તકના લેખક તરફથી બહાર પડેલી મહીકાંઠા ડીરેકટરી પૃષ્ટ ૬૨-૬૩.

એમ જણાય છે કેઃ—નામદાર ગાયકવાડ સરદાર તરફથી તેમજ બીજાં કેટલાંક મરાઠા રાજ્ય તરફથી સનદમાં આવા શબ્દો લખવાનો હેતુ નીચે મુજબ હતો.

આપવા ધારેલી સનદ અથવા પરવાનો તૈયાર થતો તે ઉપર તારીખ, મીતી, નાંખવાનો અધીકાર મુનસીને હતો. તે પ્રમાણે તારીખ નાંખીને મુનસી પોતાની ખાસ કરી રાખેલી સંજ્ઞા " **जाणीजे** " એ પ્રમાણે તે ઉપર લખતા. એ ઉપરથી એમ સમજવાનું કે મુનસીએ સદરહુ સનદ જાણવામાં લીધી છે; અને તારીખ નાંખી છે. જાણે કે પોતાના દફતરમાં દાખલો રાખ્યાનું સર્ટીફીકેટ આપે છે.

એ સનદને છેડે વળી મુજુમદારના દફતરમાં " **मोरतबसुद** " કરીને ફારસી ભાષામાં ઉલ્લેખ થતો. ( મોરતબ = છેવટનો સહી શિક્કો. શુદ = થયો, યાને મુરતબ થયો. )

નામદાર મહારાજા તે સનદ યા પરવાનાના મથાળે પોતાની ઇષ્ટદેવીનું નામ " **माहालशाकान्त** " એવા શબ્દો લખતા અને તે વિધી થયા બાદ મહારાજાની હજુરમાંજ ફડનવીસ તે સનદ ઉપર શિક્કો કરતા. ત્યારબાદ તે સનદ યા પરવાનો ફડનવીસના દફતરમાં નોંધાતો. આમ નોંધાયા પછી ફડનવીસ તેના ઉપર " **बार** " કરીને લખતા. તે પછી ગ્રહીતા તરફ તે સનદની નવાજેસ કરવામાં આવતી.‡

**રાજા, રાણા, રાવ**—મુસલમાન રાજ્ય કાળમાં જમીનના હક્કદાર માલીક મુખ્ય બે વર્ગના હતા. મુસલમાન સત્તાધારી થયા તે પહેલાંના વખતથી જેઓનો જમીન ઉપર હક્ક હતો તેઓ (હાલના મૂળ ગિરાસીયા સમાન) અને મુસલમાન સત્તાધારીઓએ કોઇપણ રીતની બક્ષીસ દાખલ જમીન આપેલી તેઓ પહેલા વર્ગના સઘળા હિંદુઓ હતા. અને જમીનદાર કહેવાતા. બીજા વર્ગના જેઓ ઘણાખરા મુસલમાન હતા તેઓ જાગીરદાર કહેવાતા. તોપણ વ્યવહારિક બોલીમાં મોટા નાના વચ્ચે કાંઇ ભેદ રહેતો. લગભગ સ્વતંત્ર એવા જમીનદારો રાજા, રાવળ, રાવ કે જામ કહેવાતા. રાજા એ ખિતાબ કુટુંબના વડાને માટે હતો. મોગલ કે મરેઠાને ખંડણી આપવાથી રાજાના ખિતાબનો હક્ક જતો નહિ.+ રાજાનો અર્થ=ભુપ વર્ગમાં શ્રેષ્ટ એવો થાય છે.[1] તથા રાણાનો અર્થ રજપૂત રાજા થાય છે,[2] અને રાવનો અર્થ રાય અથવા રાજા થાય છે,[3] જાડેજા કુળના રાજા જામ કહેવાય છે. કચ્છવાળા વડી શાખાના અને નવાનગરવાળા નાની શાખાના એ બંને જામ છે, અને રાજાની પંક્તિમાં છે.

રાજા શબ્દની આગળ મહા શબ્દ વધારેલો હોય છે. તે મહારાજા કહેવાય છે. વડોદરા, મહીસુર, જોધપુર, ભાવનગર, જયપુર, કાસ્મીર, બીકાનેર, કોલ્હાપુર, કુચબિહાર, કીસ-

‡ તા. ૨૫-૫-૧૯૧૮ નું સાંજ વર્તમાન અને સને ૧૯૨૬માં પ્રસિદ્ધ થયેલ વડોદરા રાજ્યનો ઇતિહાસ પૃ. ૧૧૧.

+ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૨૪૧-૨૪૨.

૧ મી૦ વિ૦ રા. દલાલકૃત શબ્દ કોષ પૃષ્ટ ૨૬૧.

૨ સદર પૃષ્ટ ૨૬૨.

૩ સદર પૃષ્ટ ૨૬૨.

નગદ, કીરોલી, રેવા, શમથર, મોરબી, ગોંડલ, બનારસ, બીયાવર, ભરતપુર, પુદુકોટા. પન્ના, ત્રાવણકોર, દતિયા, ધાર, ગ્વાલીયર, ઇંદોર, ઇડર, અજાઇગઢ, ઉચ્ચા, ચરખારી વગેરે રાજ્યોના રાજ્ય કર્તાને મહારાજા લખાય છે. કપડથલા, કોચીન, ગઢવાળ, છતરપુર, છોટાઉદેપુર, ઝાબુઆ, સુંથ, સેલાણા, રતલામ, રાજગઢ, રાજપીંપળા, સુકેત, સીતામહુ, સીરમુર, નરસીંહગઢ, કારદ વગેરેને રાજા લખાય છે. ખીલચીપુર, અને પોળના રાજ્ય કર્તા રાવ લખાય છે. ખેરપુરના મીર લખાય છે. પોરબંદર, વઢવાણી, દાંતા વગેરેને રાણા લખાય છે. દાંતાને મહા શબ્દ લગાડી મહારાણાજી લખાય છે. પરંતુ ઉપર જણાવેલાં બધાં રાજ્યોના રાજ્ય કર્તાઓનો સામાન્ય રીતે સમાસ રાજામાં થાય છે.

**નવાબ તથા બાબી**—આ શબ્દ પણ રાજાને મળતા છે. મુસલમાની રાજકાળમાં બીજા વર્ગના જેઓ ઘણાખરા મુસલમાન હતા તેઓ જાગીરદાર કહેવાતા. હિંદુ રાજકર્તાઓ રાજા, રાણા કે રાવ કહેવાતા; ત્યારે મુસલમાન રાજ્યકર્તા નવાબ, બાબી, મીર કહેવાતા. ખંભાત, જાવરા, જુનાગઢ, ટાંક, જંજીરા, પાલનપુર, બાવની, ભાવલપુર, માલરકોટલા, રાધનપુર, અને સચીનના રાજ્યકર્તા નવાબ લખાય છે જ્યારે વાડાસીનોરવાળા બાબી લખાય છે અને ખેરપુરવાળા મીર લખાય છે.

**રાવળ**—રાણા અને રાવ એ બે પદ્દી રાજાના સરખીજ જણાય છે. રાવળ એ ઉતરતી પદ્દી છે. રાજા, રાણા, રાવ, અને રાવળના દીકરા તે કુંવર અને તેઓના દીકરા તે ઠાકોર. ઠાકોરના વડા દીકરા શિવાયના ભૂમિયા કે ગરાસીયાને નામે ઓળખાય છે.*

**ઠાકોર**—એ દેવ મૂર્તિ સમાન નાનો રાજા છે. પૂર્વ કાળમાં જે જમીનદારો કહેવાતા તેના બદલે વર્તમાન સમયમાં ઠાકોર કહેવાય છે. કાઠીયાવાડમાં આવેલા ભાવનગર, મોરબી વગેરે મોટાં રાજ્યોના રાજ્યકર્તાઓને ઠાકોર શબ્દ લખાતો. કાળ વ્યતિત થતાં ઠાકોર સાહેબ થયા અને તે પછી મહારાજા લખાયા. પરંતુ ઠાકોર એ શબ્દ નાની જાગીરોના રાજ્યકર્તાઓ માટે માન ભર્યો છે.

**તાલુકદાર**—તાલુકાનો વહિવટ કરનાર નાનો રાજા છે. મૂળ રાજ જવાથી અગર તો તે રાજ જીતાયાથી જે ગામો જુના રાજકર્તાના કુટુંબ તરફ જારી રાખવામાં આવે છે, અગર જેઓ પોતાનું અસ્તિત્વ જાળવી રાખે છે તેવાં ગામો તાલુકદારી વહીવટના કહેવાય છે. આવાં ગામો કોઇ રાજાએ બક્ષીસ અગર ઇનામમાં આપેલાં હોતાં નથી; પરંતુ જીત મેળવનારાની સામે થવાથી અગર તેની દરગુજરથી થોડી અગર વધારે હકુમત સાથે આવાં ગામો મૂળ માલીકો તરફ જારી રહેલાં હોય છે. અને આવાં ગામ અગર ગામોના સમૂદાયને તાલુકદારી ગામો કહેવામાં આવે છે.‡

સને ૧૮૮૮ ના મુંબાઇના તાલુકદારી એકટ ૬ ઠામાં તાલુકદારની વ્યાખ્યા નીચે મુજબ આપી છે. તાલુકદાર આ શબ્દમાં ઠાકોરનો, મેવાસીનો, કસબાતીનો, તથા નાયકનો અને જે મૂળ ગામેતી પ્રત્યક્ષ સરકાર પાસેથી જમીન ધારણ કરતો હોય તે મૂળ ગામેતીનો સમાવેશ થાય છે.

---

* ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પુષ્ટ ૨૪૧ નીચેની ફુટનોટ જૂઓ.

‡ વડોદરા રાજ્યનો મૂલકી ખાતાનો ઇતિહાસ પુષ્ટ ૩૪.

એજ કાયદામાં **નોંધેલા તાલુકદાર** માટે નીચે મુજબ જણાવ્યું છે. "નોંધેલો તાલુકદાર" એ શબ્દનો અર્થ જે કોઇ એકના એક તાલુકદારનું નામ અથવા તાલુકદારી એસ્ટેટના કેટલાક સહભાગીદારો પૈકી જે સૌથી વડા અથવા મુખ્ય તાલુકદારનું નામ સરકારી દફતરમાં સદરહુ પ્રકારની એસ્ટેટ ધારણ કરનાર તરીકે અથવા સદરહુ એસ્ટેટ ધારણ કરનારા જુદા જુદા સહભાગીદારોના વારસ વકીલ તરીકે કાયદેસર નોંધ્યું હશે તે એકનો એક તાલુકદાર અથવા તે સૌથી વડો અથવા મુખ્ય ભાગીદાર.

**જાગીરદાર**—લડાઇના પ્રસંગે અગર આવા બીજા જરૂરના પ્રસંગે માણસ વગેરેની મદદ આપવાની શરતે જે ગામો રાજ્યકર્તાએ યુદ્ધ કુશળ પુરૂષને આપેલાં હોય અગર જુના ગામના ધારણ કરનારાઓને ચલાવ્યાં હોય અથવા રાજ્ય કુટુંબના માણસની આજીવીકા માટે જે ગામો કાઢી આપેલાં હોય તે જાગીરી ગામો કહેવાય છે અને તેના ધારણ કરનારા જાગીરદાર કહેવાય છે.* એટલે તેનું ટુંકામાં જાગીરદાર એટલે જેણે જાગીર મેળવી હોય તે.×

**ઇનામદાર**—સરકારની એટલે જે તે વખતના રાજ્યકર્તાની જાતની અગર રાજ સંબંધની સારી નોકરી કર્યાના બદલામાં જે ગામો આપેલાં હોય છે તે ગામો ઇનામી ગામો કહેવાય છે. આવાં ગામો ઇનામદારનાં જાત ઇનામ હોય છે; અને તેની ઉપજ ઇનામદાર પોતાના ગમે તેવા ઉપયોગમાં વાપરી શકે છે.‡

**વતનદાર**—આ શબ્દનો સમાવેશ જાગીરદાર, ગરાસીઓ અને દેસાઇમાં થાય છે. દેસાઇ શબ્દની વ્યાખ્યા આગળ આવે છે તે વાંચવાથી તેનું રહસ્ય સમજાશે.

**જીવકદાર**—રાજ્યકર્તાના કુટુંબના માણસોના ભરણપોષણ માટે જે આજીવીકા કહાડી આપવામાં આવે છે. તે ધારણ કરનાર જીવકદાર કહેવાય છે. અને જમીનનું નામ જીવાઇની જમીન કહેવામાં આવે છે.

**આંકડેદાર**—જે ગામો જુના વખતમાં માલકીનાં છતાં સરકારે જીની લીધાથી સરકારમાં જમાબંદી ભરે છે. પરંતુ આંકડેદારો ગામોનો વહિવટ કરે છે. એવાં ગામોના ધારણ કરનાર આંકડેદારો કહેવાય છે. કેટલાંક ગામોમાં જુના વખતમાં ગામનો એકજ આંકડો નક્કી કરવામાં આવ્યો હોય છે અને તેમાં કમી જાસ્તી થતું નથી તેવા ગામોને એક આંકડી ગામો કહેવામાં આવે છે. જે ગામોનો આંકડો કાયમ ન રહેતાં કમી જાસ્તી કરવામાં આવે છે તે આંકડાને ફરતા આંકડાનાં ગામો કહેવામાં આવે છે. આ બેઉ વહિવટનાં ગામો કડી અને વડોદરા પ્રાંતમાં ઘણાં છે. આંકડેદારો સાધારણ રીતે ઠાકરડા તથા રજપુત છે અને ઘણાખરા મુસલમાનો છે.

**સેસાણુદાર**—ભાટ, ચારણ વગેરે યાચક વર્ગને રાજ્ય કર્તાઓ તરફથી જુના કાળમાં આપેલી જાગીરોના ધારણ કરનારા સેસાણુદાર કહેવાય છે. આવી જાગીરો ઇડર રાજ્ય તાબામાં સંખ્યાબંધ હતી પરંતુ મહારાજા કેસરીસીંહજી પછી આવનાર નવા રાજાઓએ

* વડોદરા રાજ્યનો મુલકી ખાતાનો ઇતિહાસ પૃષ્ટ ૩૪.

× મી. વિ. રા. દલાલકૃત શબ્દકોષ પૃષ્ટ ૧૩૨.

‡ વડોદરા રાજ્યનો મુલકી ખાતાનો ઇતિહાસ પૃષ્ટ ૩૪.

એવી તમામ જાગીરો ખાલસા કરેલી છે એટલે એ રાજ્યમાં હવે એવી જાગીરો વધુ પ્રમાણમાં હસ્તી ધરાવતી હોય એમ પ્રકાશમાં નથી: પરંતુ મહીકાંઠા એજન્સી નીચેના મોહનપુર તાલુકાની હદમાં **માળી** નામનું ગામ છે અને તે પહેલાંના વખતમાં **વીજાપુર**ના બારોટને બક્ષીસ મળેલું. એ બારોટના વંશજ **હુરીલાલ માળી**ના સેસાણદાર તરીકે માલકી હક્કથી તેનો વહિવટ કરે છે અને તેની ઉપજ તેઓ પોતાના કામે વાપરે છે.

**માળી** ગામની હદમાં ગુન્હો બને તો તે કામે કેદીનું ખોરાક ખર્ચ સેસાણદાર આપે તો દંડ કમીશનની ઉપજ સેસાણદારને આપવા મહીકાંઠાના પોલી. એજન્ટ સાહેબ તરફથી નંબર ૨૬૫૯ તા. ૧૫–૩–૭૭ થી હુકમ થયો હતો અને કેદી ખોરાકની રકમ આપવા સેસાણદારે કબુલત આપવાથી દંડ કમીશનની રકમ સેસાણદારને આપવા મહીકાંઠા એજન્સીથી **માળી**ના થાણદાર તરફ હુકમ નંબર ૨૮૫ તા. ૩૧ જુલાઇ સને ૧૮૭૭ થી ખબર આપવામાં આવી હતી.

**વીજાપુર**ના કવી **ગીરધરદાસ** કૃષ્ણદાસ તથા કવી **જેઠાલાલ ખુશાલરામે "કાવ્યેંદુચંદ્રિકા"** નામક રસીક ગ્રન્થ લખી મહીકાંઠા એજન્સીના **માલપુર**ના રાવળજી શ્રી **શિવસીંહજી**ને અર્પણ કર્યો હતો એથી ખુશી થઇ સંવત ૧૯૨૩ ના ફાગણ વદી ૫ ના રોજ તાંબાપત્ર ઉપર એક સનદ તૈયાર કરી રાવળ શ્રી **શિવસીંહજીએ માલપુર** તાબાનું **ખુમાણપુર** ઉર્ફે ગણેશખાંટનુંમુઆડુ ઇનામ તરીકે બક્ષીસ આપ્યું હતું. બક્ષીસ મેળવનાર કવીઓ ગુજરી જતાં એમના વંશના **ચત્રુભુજ ગીરધરદાસ** અને **પ્રહેલાદરામ ખુશાલરામ**ના વારસો એ ગામની ઉપજ પોતાના ઉપયોગમાં વાપરે છે.

રેવાકાંઠા એજન્સીના **સુંથ**ના મહારાણા તરફથી પણ એક ગામ આ કવિઓને સંવત ૧૯૪૦ માં બક્ષીસ મળેલું છે અને તેની ઉપજ એમના વંશજોને મળે છે. એ રીતે તેઓ બંને ગામોના સેસાણદાર કહેવાય છે.

મહીકાંઠા એજન્સીના **મોહનપુર** તાલુકા તરફથી **વિજાપુર**ના બારોટ **ભાઇબા ભગવાનદાસ**ને દર વરસે રૂ. ૨૫) ની રકમ આપવામાં આવતી હતી. પરંતુ સંવત ૧૯૩૪ થી આપવાનું બંધ કરવાથી સંવત ૧૯૩૪ થી ૧૯૪૨ સુધીના દર વર્ષે રૂ. ૨૫) મુજબ રૂ. ૨૨૫) મળવા હક્કદારે દાવો કરેલો. નીચલી કોર્ટે દાવો અપાવ્યાથી મોહનપુર તાલુકાયે પોલી. એજન્ટ સાહેબ તરફ અપીલ કરતાં અપીલ નંબર ૨ સને ૧૮૮૬–૮૭ ના કામે તા. ૧૭–૫–૮૭ ના રોજ કર્નલ **સ્કોટ** સાહેબે ઠરાવ્યું કેઃ—રિસ્પોન્ડન્ટના બાપ મોહનપુર ઠાકોર તરફથી જામીન થયા હતા અને દસ્તાવેજ કરી આપ્યા મુજબ દાવો કરવામાં આવ્યો હતો. વળી એ વાત પણ કબુલ કરવામાં આવી છે કે જામીની ખત બદલ દરવરસ જે અવેજ આપવામાં આવે છે એને માટે ખેડુઓ ઉપર એક ખાસ ટેકસ નાખવામાં આવે છે. સંવત ૧૯૩૪ થી ૪૨ સુધીના રૂ. ૨૨૫) આપવા હુકમ કરવામાં આવે છે અને ઠાકોરની અપીલ રદ કરવામાં આવે છે. આ ઠરાવ પ્રમાણે દર વરસે રૂ. ૨૫) મળે છે અને તે રકમ **ભાઇબા ભગવાનદાસ**ની હયાતીમાં તેમના ભત્રીજા કવી **દોલતરામ મંગળજી**નું નામ દાખલ થયેલું હોવાથી એમને એ રકમ **મોહનપુર** તાલુકા તરફથી દરવરસે નિયમીત મળે છે.

**પેશ્વા**—પેશ્વા એ ફારસી ભાષાનો શબ્દ છે. ફારસીમાં જેને પેશ્વા કહેવાય તેને સંસ્કૃતમાં પંતપ્રધાન કહે છે અને વર્તમાન યુગમાં મુખ્ય દીવાન કહેવામાં આવે છે.

દક્ષિણમાં છત્રપતી **શીવાજી** મહારાજે રાજ્યચિહ્ન ધારણ કરી એમના ગુરૂ **રામદાસ** સ્વામીના સ્મરણાર્થે ભગવા ઝુંડાનું નીશાન રાખ્યું અને તે વખત સુધી ચાલતો શક બંધ કરી "રાજ્યાભિષેક" શક શરૂ કર્યો ત્યારે "ક્ષત્રિય કલાવંત સશિવ છત્રપતિ મહારાજ સિંહાસનાધીશ્વર" એવો પોતાનો ખિતાબ ધારણ કર્યો. એ વખતે એમણે રાજ્યનો વહિવટ ચલાવવા અષ્ઠ પ્રધાનો મુકરર કર્યા હતા. એ વખતે રાજભાષા ફારસી ચાલતી હતી તેથી મુખ્ય દીવાન (પંતપ્રધાન) ને ફારસી શબ્દમાં પેશ્વા નામ આપ્યું હતું. ( પેશ્વા એટલે મુખ્ય પ્રધાન. )

**શી**વાજીયે ઠરાવેલું કે કોઇપણ નોકરને નોકરી વંશપરંપરાની આપવી નહિ તેમ નોકરીના બદલામાં જાગીર આપવી નહિ. છતાં **શી**વાજી મહારાજ પછી અનુક્રમે ગાદીએ આવનાર **શાહુ** રાજાએ પેશ્વાઇ વંશપરંપરાની ઠરાવી. એના પરિણામે **શાહુ** રાજાના વખતમાં દીવાન નામક જે પેશ્વા હતો તેનો દીકરો પણ પેશ્વા થયો એ પ્રમાણે ઉત્તરોત્તર ચાલ્યું.

**બાલાજી વિશ્વનાથ** નામનો ઘણો હોંશિયાર બુદ્ધિવાન અને રાજ્ય પ્રકરણમાં કાબેલ મુત્સદી હતો તેને **શાહુ** રાજાએ પેશ્વાની જગોએ ઇ. સ. ૧૭૧૪માં નીમ્યો. અને મહારાજા **શી**વાજીયે કરેલી ગોઠવણ વિરૂદ્ધ **બાજીરાવને પેશ્વાઇ પદ** વંશપરંપરાનું આપ્યું.

**શાહુ**રાજા રાજકાજમાં ધ્યાન આપતો નહિ તેની સાથે વિષયલંપટ હોવાથી રાજા તરીકે જીવન ગાળવા તેની વૃત્તિ થઈ નહિ અને **બાજી**રાવને રાજ્યની લગામ સોંપી દીધી. પરિણામ એ થયું કે દરેક લડાઇયો **બાજી**રાવે પોતાના નામથી કરી અને બીજા રાજ્યો સાથેના કોલકરાર પણ પોતાના નામથી કર્યા. એટલું જ નહિ પણ તે વખતથી પેશ્વા પ્રધાન મટી પેશ્વા સરકાર તરીકે અજવાળામાં આવ્યો અને તેણે પુનામાં ગાદી સ્થાપી.

**મુજમુનદાર**—મુજુમદાર, મજમુનદાર અથવા મુજમુનદાર આ શબ્દ મુસલમાની રાજકાળથી વપરાય છે. ઈ. સ. ૧૫૭૩ માં શાહેશાહ **અકબરે** ગુજરાત જીત્યું× તે પછી શહેનશાહ તરફથી ૯ સુબેદારો નીમવામાં આવ્યા હતા. ૧ **જોધપુર**, ૨ **ઝાલોર**, ૩ **નાગોર**, ૪ **મુલ્હેર**, ૫ **નંદરબાર**, ૬ **વસાઇ**, ૭ **મુંબાઇ**, ૮ **દમ્મણ** અને ૯ **દંડરાજપુરી**.

ગુજરાતના સુબા **મીરઝા ઇસા તરખાન** (૧૬૪૨-૧૬૪૪) ના વખત સુધી ખેડુત પાસેથી માત્ર ઠરાવેલો આંકડો લેવામાં આવતો, પણ તે ઉપરાંત બીજા ઘણા વેરા તેને આપવા પડતા. જેને વજીફા જમીન મળી હોય તે માત્ર વેરામાંથી મુક્ત હતો. મોગલી અમલ પુરો થતા પહેલાં ભાગ લેવાનો રીવાજ નીકળી ગયેલો જણાયો હતો. ભાગને બદલે દરેક ગામ પાસેથી ચોકસ રકમ અથવા જમાં મજમુનદારની મારફતે લેવામાં આવતી. આ વ્યવસ્થામાં વાસ્તવિક રીતે દરેક ગામ તેના મુખી અથવા પટેલોને અમુક રકમ માટે ઇજારે આપ્યા બરોબર હતું અને આગળ જતાં પ્રથમના મહેનતાણા બદલે અમુક હિસ્સો કાયમી લેવા લાગ્યા.

**શીવાજીના** વખતમાં એમના અષ્ઠ પ્રધાનો પૈકી મજમુનદાર બીજા નંબરે બતાવ્યા

× ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૨૨૬.

છે. મજમુનદાર એ ફારસી ભાષાનો શબ્દ છે એને સંસ્કૃતમાં પંત અમાત્ય કહે છે એમનું કામ મૂલકી વસુલ તથા હિસાબ રાખવાનું હતું.

**દેસાઇ**—જુના હિંદુ રાજાઓના વખતમાં દેશના આગેવાન અગર મુખ્યને દેશમુખ અગર દેસાઇ કહેતા. તેમજ વધારે દેશના જથાના આગેવાન અગર મુખ્યને સર દેશમુખ અગર સર દેસાઇ કહેતા. મુસલમાની રાજ્ય અમલમાં ખાલસા મુલકના પેટાવિભાગમાં દેસાઇ નામનો એક અગત્યનો વર્ગ હતો. શરૂઆતમાં દેસાઈનું કામ નાના નાના જમીનદારો. વતનદારો વગેરે પાસેથી સલામી અથવા ખંડણી ઉઘરાવી લેવાનું હતું. આ કામના બદલામાં અકબર બાદશાહના વખતમાં તેમને ઉઘરાવેલી રકમ ઉપર સેંકડે ૨½ ટકા મળતા. પહેલા સુબેદાર મીરઝા આઝીઝ કોકલતાસના વખતમાં અઢી ટકાને બદલે સવા ટકો આપવા લાગ્યો (ઈ. સ. ૧૫૭૩-૧૫૭૫) અને ત્યાર પછી સવા ટકાને બદલે તેનું અડધ આપવા લાગ્યું, કારણમાં એમ જણાવવામાં આવ્યું છે કે, ફોજની મદદ લીધા વગર દેસાઇઓથી સલામી ઉઘરાવી શકતી નહિ હોવાથી આ ઘટાડો કરવામાં આવ્યો. આ ઘટાડો થયા પછી દેસાઇયો માત્ર ખંડણીના હિસાબનું કામ કરવા લાગ્યા. ખંડણી, સલામી વગેરે દરબારની લાગતો શું શું લેવાની છે તેની નોંધ તેઓ રાખતા. ત્યારબાદ મહાલના મજમુનદાર નામના હિસાબી નોકરો, દેસાઇનું કામ કરવા લાગ્યા અને ઘણે ઠેકાણે અને ખાસ કરી દક્ષિણ ગુજરાતમાં દેસાઇ મટી ઘણા જણ માત્ર પટેલ થયા.

જુના વખતમાં વડોદરા રાજ્યમાં દેસાઈ અમીન, મજમુનદાર અને વતનદારો વહિવટદારોને આબાદી કરવામાં, જમાંબંદી કરવામાં અને હિસાબ રાખવા વગેરે કામમાં મદદ કરતા હતા. આ લોકોને વાર્ષિક રોકડ રકમ અગર ગામ અગર જમીન નોકરી પેટે આપવામાં આવતી હતી. જો કે બધી જગ્યાએ વતનદારોને એક સરખા ધોરણે વતન પળતું ન્હોતું; તેમજ બધા વતનદારો કોઇ અમુક ધોરણે અને પ્રમાણમાં નોકરી કરતા ન્હોતા. જ્યાંસુધી (સંવત ૧૯૨૦) ઇજારા વહિવટ ચાલુ રહ્યો ત્યાંસુધી આ લોકો ઇજારદારો સાથે રહી કામ કરતા અને કેટલાક તો જાતે ઇજારા રાખતા.

નવીન કારકીર્દીમાં ઇજારા વહિવટ બંધ થયો અનેક આ વહિવટથી કામ કરવાનું શરૂ થયું. તેથી વતનદાર લોકોની મહત્તા પ્રથમ કરતાં ઓછી થઇ. નવીન કારકીર્દી શરૂઆતમાં વતનદાર પૈકી દેસાઇ અને અમીનોને તજવીજદારનું કામ સોંપવામાં આવ્યું; કારણ કે તજવીજદારનું કામ કેટલા અંશે દેસાઈ અને અમીનના કામને મળતું છે.

વતનદારના પળતના અને નોકરી કરવાના પ્રમાણમાં વિષમતા હોવાથી રાજ્યમાં વતનનો નિયમ સને ૧૮૯૨ ના મે માસની ૪ થી તારીખે શ્રીમંત ગાયકવાડ સરકારે મંજુર કર્યો છે. આ નિયમ અન્વયે વતનના પળતના $\frac{7}{16}$ એટલે ૭ આનીની રકમ સુધીની નોકરી નોંધેલા વતનદાર અગર તેના કુટુંબના માણસે કરવી જોઇએ એમ ઠરાવ્યું છે, અને બાકીની $\frac{10}{16}$ અટલે દસ આનીની રકમ વગર નોકરીથી પાળવા ઠરાવ્યું છે. જો નોકરી કરવાને માટે ના પાડવામાં આવે તો આઠ આની રકમ સરકારી નોકરી પેટે સરકારમાં લેવા, તથા આઠ આની રકમ વતનદારને બીન ચાકરીયાત આપવા ઠરાવ્યું છે. ( પરંતુ કેટલાક અપવાદ કરી તે હાલમાં વતનના પળતની પુરી રકમ જેટલી નોકરી લેવાનું ધોરણ શરૂ

કરવામાં આવ્યું છે. ) આ નિયમ અનવયે વતનની નોકરીની રકમ અને નોકરીનો પ્રકાર બારખળી ખાતેથી નક્કી કરે છે, અને વતનદારની લાયકી પ્રમાણે તેને જગ્યા આપવામાં આવે છે. વતનના ⅗ રકમના પગારની જગ્યા કરતાં લાયકી ઓછી હોય તો લાયકીવાળી જગ્યા અને ⅗ રકમ વચ્ચે જે નફાવત હોય તેમાં બીજો નોકર લેવાય છે. અગર તો તે સરકાર જમા થાય છે.

**અમીન-આમીલ**—મુસલમાની રાજ્યકાળમાં અકબરે ગુજરાત જીત્યા પછી દરેક પ્રાંતમાંથી વસુલાત ઉઘરાવવાને અમીન નામના અમલદારો નિમતા; તેમજ ખાતામાં પણ એક દરજ્જાના અમીન નિમતા. અમીનનો દરજ્જો હાલના કલેક્ટર કે પ્રાંતના શુબા જેટલો હતો. અમીનના તાબામાં દરેક પરગણામાં આમીલ નામના અમલદારો નિમવામાં આવતા. આમીલ એ હાલના મામલતદાર કે વહીવટદારને મળતો હોદ્દો હતો. આમીલના હાથ નીચે વસુલાતી કારકુનો હતા તે ફૈઇલ મુશરીફ વગેરે કહેવાતા. વડોદરા રાજ્યના નવીન અમલ દરમિયાન દેસાઇઓ માટે કરેલી નોંધ પ્રમાણે અમીનો પણ વતનદાર હોઇ વતન નિયમ એમને લાગુ કરવામાં આવ્યો છે.

**કુમાવીસદાર**—કુમાવીસદાર નીમવાનો રીવાજ મરેઠી અમલમાં જારી થયો: કુમાવીસદારના હાથ નીચે કારકુનોનું મહેકમ સોંપવામાં આવતું અને પરગણાના બંદોબસ્ત માટે શી બંદી સોંપવામાં આવતી. મુસલમાન રાજ્યકાળમાં જે સત્તા ભોગવતા તે સત્તા દખણમાં કુમાવિસદાર ભોગવતા અર્થાત્ જેમને અમીન કહેતા તેજ કુમાવિસદાર કહેવાતા.

વડોદરા રાજ્યમાં શ્રીમંત મલ્હારરાવ મહારાજ ગાદીએ આવ્યા ત્યારે તેમણે મહાલોનો અને ઈતર ઉપજનો વહિવટ પોતાની મંડળીના માણસોને આપ્યો, અને તેઓ કુમાવિસદાર તરીકે વહિવટ કરવા લાગ્યા. ઉદાહરણ તરીકે મહારાજાનાં કુંવરીશ્રી કમા સાહેબ જગાતના કુમાવિસદાર નિમાયાં હતાં. અને નાના સાહેબ ખાનવેલકર પાટણ તથા નવસારીના કુમાવિસદાર નિમાયા હતા. આવી રીતે નિમાયેલા કુમાવિસદાર પોતાની મહેરબાનીના કારકુનોને અધિકાર સોંપતા અને તેઓ તેમના ફાયદા માટે ગમે તેમ કરી બને તેટલાં વધારે નાણાં રૈયત પાસેથી કઢાવતા. આનુ પરિણામ ઇજારા વહિવટ કરતાં પણ ખરાબ આવ્યું હતું. પરંતુ હાલના શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના વખતમાં એટલે પોતે સને ૧૮૮૧ માં રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી તે પછી એ વહિવટ બંધ થયો.‡

**તેહસીલદાર**—અમીન જે કલેક્ટરનો હોદ્દો ભોગવતો હતો તેના તાબામાં આમીલ મામલતદારના અધિકારનો રહેતો તેજ આમીલને મારવાડમાં તેહસીલદાર કહેતા અને દક્ષિણમાં કુમાવીસદાર કહેતા. હાલ પણ મારવાડમાં તેહસીલદારનો હોદ્દો ચાલુ છે.

**દેશપાન્ડે, દેશમુખ, દેશલેખક**—અગાઉના રાજાઓના વખતમાં એવો રીવાજ હતો કે કેટલાક પ્રાંત એકઠા કરી તેને દેશ કહેતા. દેશના આગેવાન અગર મુખ્યને દેશમુખ કહેતા અને મુખ્ય હીસાબ રાખનારને દેશપાન્ડે કહેતા. દેશનો ઇતિહાસ લખી રાખનારને દેશ લેખક કહેતા. મુસલમાની અમલમાં દેશમુખને બદલે ચોધરી કહેતા; હિસાબ રાખનાર

‡ કડીપ્રાંત સર્વ સંગ્રહ પાન ૨૧૬-૨૧૮.

દેશપાન્ડેને કાનુગો કહેતા. કાનુગાના હાથ નીચે જમીન માપનારને મડયા કહેતા. હાલ માપણી કરનારને મોજણીદાર અગર સરવેયર કહેવામાં આવે છે.

**સબનિસ**—**શીવાજી**ના અષ્ટ પ્રધાનોના તાબામાં કામ કરનાર નીમેલા માણસો પૈકીનો માણસ સબનિસ એનો અર્થ દફતરદાર થાય છે.

**મુતાલિક**—**શીવાજી**ના અષ્ટ પ્રધાનોના તાબામાં અગરતો એમની ગેરહાજરીમાં કામ કરવા માટે આઠ પેટા કામદારો નીમેલા તે બધાને મુતાલિક કહેવામાં આવતા અને તે દરેકને જુદા જુદા નામે જુદું જુદું કામ કરવાનું ઠરેલું હતું.

**ફડનવીસ**—**શીવાજી**ના વખતના પ્રધાનોના તાબામાં નીમેલા મુતાલિકો પૈકી ફડનવીસ પણ એક હતો. વર્તમાન સમયે વડોદરા રાજ્યમાં સરકારી દફતર ખાતાના ઉપરીને ફડનીસ કહેવામાં આવે છે અને કોઇ જુના કાગળની શોધ માટે ફડનીસ દફતરે લખવાનો વહિવટ છે.

**કાજી**—**અમદાવાદ**ના સુલતાનના વખતમાં ન્યાય આપવા માટે દરેક કસ્બામાં કાઝી નીમેલા હતા. તેમને પગાર મળતો તેમજ જમીનો પણ મળતી. કાઝીયો સરેહ પ્રમાણે મુસલમાનોને ઇનસાફ આપતા. મુસલમાન અને હિંદુ વચ્ચેના તથા હિંદુ અને હિન્દુ વચ્ચેનો ઇનસાફ **સદારત** ખાતે થતો. આ ખાતાનો સ્થાનિક ન્યાયાધીશ સદર કહેવાતો. કાઝી તથા સદરના ફેસલા ઉપર મુખ્ય કાઝી તથા સદર **અમદાવાદ**માં રહેતા. તેમના આગળ અપીલ ચાલતી. છેલ્લી અપીલ કોર્ટ **દિલ્હી**માં હતી, અને તે અનુક્રમે કાઝી ઉલકઝાત અને સદર ઉસ સદર કહેવાતી.

શહેનશાહ **અકબર**ના વખતમાં કાઝી(ન્યાયાધીશ) એ લોભ અને પક્ષપાતના દુર્ગુણોથી દૂર રહેનાર, ગુન્હેગાર કોણ અને નિરપરાધી કોણ, એનો સૂક્ષ્મ રીતે નિકાલ કરીને તે પ્રમાણે પોતાનું વર્તન શુદ્ધ રાખનાર એવા શુદ્ધ વર્તનવાળાને કાઝી નિમતા.

**અમાત્ય**—અમાત્ય એ સંસ્કૃત શબ્દ છે. ગુજરાતીમાં એનો અર્થ મુલકી વસુલ તથા હિસાબી સંભાળ રાખનાર થાય છે. આ હોદ્દો **શીવાજી**ના વખતથી શરૂ થયેલો છે અને હાલ વડોદરા રાજ્યમાં અમાત્ય નામનો હોદ્દો ચાલુ છે.

**મુનસી**—મોગલ બાદશાહોના **અમદાવાદ** ખાતેના સુબેદારોના વખતમાં સુબેદારના તાબાના દીવાનની નીમણુક દિલ્હીના વઝીરના સહી શિક્કા સાથે થતી. દીવાનના તાબામાં તેનો પહેલો મદદનીસ પિશકર દીવાન, કચેરીનો મુખ્ય કામદાર દરોગો; શર્ફ અથવા મશરીફ અને દફતર ખાતાનો તેહસીલદાર હતા. મુનસી અને મુહર્રીર નામના ચીટનીસ અને કારકુનોની મદદથી આ અધિકારીઓ હિસાબી ખાતા ઉપર દેખરેખ રાખતા. મેવાડની રીયાસતોમાં મુખ્ય દફતરીને મુનસી કહેવાનો હાલ પણ રીવાજ છે.

**સરદેશમુખી**—જમીનની ઉપજનો દસમો ભાગ, આ સરદેશમુખીનો હક્ક અને ચોથ મરેઠાઓએ ગુજરાતમાંથી ઈ. સ. ૧૭૨૩ માં પહેલવહેલી નીયમિત રીતે લેવા માંડી હતી.+

**માંડલિક**—**અણહીલવાડ**ના હિંદુ રાજાઓના વખતમાં મોટામોટા સરદારોને લશ્કરી નોકરી કરવાની શરતે કેટલાંક ગામોની જમીન વંશપરંપરા આપવામાં આવતી, અને તેઓ

+ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ૦ ૨૭૪–૨૭૫.

પોતાના તરફથી ખેડુતોને તે જમીન ખેડવા આપી તેમાંથી ઉપજ લેતા. આવી રીતે જમીન મળેલા જાગીરદારો 'માંડલિક' 'પટાવત' વગેરે નામથી ઓળખાતા.‡

**તલાટી–મહેતો**—જમીનનું સરકારી મહેસુલ મુદતસર વસુલ કરનાર તથા એ સંબંધીના દફતરનું કામ કરનારને તલાટી કહેવામાં આવે છે. અને તેજ તલાટીને ગામ લોકો મહેતા તરીકે ઓળખે છે.

**પટેલ**—તલાટીને તેના વહિવટના કામમાં મદદ કરવાનું અને સરકારી ભરણાની સીલક સંભાળવાનું કામ ગામના પટેલના શીર હોય છે. કેટલીક જગાએ પટેલાઇનો હક્ક વંશ પરંપરાનો હોય છે. જ્યારે કેટલીક જગાએ પાંચ પાંચ વરસના વારા હોય છે.

બ્રિટિશ મુલકમાં એવો નિયમ છે કે જે ગામમાં વંશપરંપરાનો પટેલ અથવા તલાટી નહિ હોય ત્યાં સરકારના અથવા કમીસ્નરના સામાન્ય હુકમને અનુસરીને પગારદાર પટેલ અથવા તલાટી નીમવાનો અધિકાર કલેક્ટરને છે. ( લેન્ડ રેવન્યુ કોડ કલમ ૧૬ ) પટેલ ગામની સુલેહ અને આબાદી સાચવવાનું કામ પણ કરે છે. તથા ગામનોકરો ઉપર દેખરેખ રાખે છે.

## વડોદરા રાજ્યમાં પટેલાઇ સંબંધે સરસુબા કચેરીથી વટ હુકમ નંબર ૨૯ તા. ૫ જુલાઈ સને ૧૯૨૧ નો થયેલો છે તેમાં નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

**બિન વતનદારી ગામોમાં પટેલની નિમણુક કરવાનું ધોરણ.**

૧. બિન વતનદારી ગામોમાં પટેલની નિમણુક કરવાનું હાલ જે ધોરણ છે તે ચાલુ રાખવામાં આવે છે. માત્ર તેમની નિમણુકની મુદત આઠના બદલે ૭ વર્ષની રાખવામાં આવે છે.

**પટેલની લાયકી માટે તેની ઉમર ૨૫ વર્ષની હોવી જોઇએ.**

૨. પટેલની લાયકી વિષે તેની ઉમર હાલ વર્ષ ૧૮ છે તેને બદલે કમીમાં કમી વર્ષ ૨૫ ની હોવાનું મંજુર કરવામાં આવે છે કે જેથી વભાદાર પટેલ મળી શકશે.

**વતનદારી ગામોમાં પટેલ નિમવાનું ધોરણ.**

૩. વતનદારી ગામોમાં પટેલની જગ્યાો કેવળ પસંદગીથી ભરી બિન વતનદારીનું સ્વરૂપ આપવું પ્રશસ્ત નથી. હાલના કુટુંબવાર મતાદારના વારાનું ધોરણ ચાલુ રાખવું.

‡ વડોદરા પ્રાંત સર્વ સંગ્રહ પૃ૦ ૩૭૫–૩૭૬.

૧. જે મતાદારનો વારો આવતો હોય તેણે પટેલની પરીક્ષા પાસ કરેલી હોય તો તેને.

૨. પરીક્ષા પાસ કરેલી ન હોય, અગર પોતે પરીક્ષા પાસ કરેલી હોય છતાં તે પટેલાઈ કરવા ખુશી ન હોય તો તેના પોતાના કુટુંબમાંથી પટેલની પરીક્ષા પાસ કરેલો ઇસમ રજુ કરે તો તેને.

૩. એવી રીતે પટેલની પરીક્ષા પાસ કરેલા ઇસમો તેના કુટુંબમાં હોય છતાં મતાદાર પોતે તેમને રજુ ન કરે તો તેવા ઇસમોમાંથી હાલના ગામનોકરીના નિયમની કલમ ૩૨-૩૩ માં બતાવેલી લાયકીમાં જે સર્વથી લાયક હશે તેને સરકાર પસંદગીથી પટેલની જગોએ નિમવો.

૪. જ્યારે જે મતાદારનો વારો આવતો હોય તે પોતે અગર તેના કુટુંબમાં બીજો કોઇપણ ઇસમ ઉપર જણાવેલી લાયકીવાળો ન હોય તે વખતે તે પછીના વારાવાળા મતાદારના કુટુંબમાંથી ઉપરના ક્રમે પટેલની પસંદગી કરવી. એ પ્રમાણે એક પછી એક મતાદારની લાયકી અગર કુટુંબના બીજા ઇસમોની લાયકી જોવી, તેમ કરતાં જો કોઇપણ મતાદાર અગર તેમના કુટુંબના ઇસમો પટેલની પરીક્ષા પાસ કરેલા ન હોય તો છેવટે આખા ગામના તમામ મતાદાર કુટુંબમાંથી હાલના ગામનોકરના નિયમની કલમ ૩૨-૩૩ માં જણાવેલી લાયકી પ્રમાણે જે સર્વથી લાયક હશે તેને પટેલની જગોએ સરકાર પસંદગીથી નિમવો.

૫. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે જે મતાદારોનો વારો આવેલો હોય તે પોતે બે વર્ષની મુદતની અંદર પટેલની પરીક્ષા પાસ કરી માગણી કરે તો તેને બાકીની મુદત માટે પટેલની જગ્ગોએ નિમવો.

**ટીપ**—૧. ઉપર પ્રમાણે ઠરાવવાનું કારણ એવું છે કે, હાલમાં દરેક ઠેકાણે પટેલની પરીક્ષા પાસ કરેલા મતાદારો મળી આવે તેમ નથી; તેથી સંવત ૧૯૭૮ અને સંવત ૧૯૭૯ આખર સુધીમાં જેઓ પટેલની પરીક્ષા પસાર કરે તેમને ઉપરની કલમ પ્રમાણે લાભ આપવો. તે મુદત વિતે કોઇપણ ઇસમને લાભ આપવાનો નથી.

૨. મુલકી ખાતાની પહેલી અગર બીજી, ગ્રામ્ય ન્યાયાધિશની, અગર વકીલની પરીક્ષા પાસ કરેલા ઇસમોએ પટેલની પરીક્ષા પાસ કરેલી ન હોય તો તેટલાજ કારણથી તેને પટેલની જગ્યાએ નિમવા બાધ નથી.

૩. રજુ કરેલો ઇસમ પટેલાઇના વારાની મુદત દરમિયાન મતાદારથી બદલી શકાશે નહિ.

૪. પટેલની નિમણુક વહિવટદાર, મહાલકરીની ભલામણ ઉપરથી વિભાગના નાયબ સુબાએ કરવી. તેના ઉપર માત્ર એક વિવાદ પ્રાંતમાં ચાલી શકશે.

**પટેલની નિમણુક કરવાનો અધિકાર.**

**પટેલના પગાર બાબત.**

૫. પટેલ પગારનું ધોરણ હાલ છે, તે કાયમ રાખવું. હુ. હુ. નં. ૫૬–૨૪ તા. ૧૧–૪–૧૯ પ્રમાણે કોઇ જુથના ગામના પટેલને પગાર રૂ. ૩૦ કરતાં કમી મળતો હોય તોપણ રૂ. ૩૦ પગાર આપવો.

**દરમાસે રૂ. ૨ ના બદલે રૂ. ૨૫ નો પોષાક આપવાનું મંજુર.**

૬. પટેલને સારા કામ બદલ દર માસે રૂ. ૨ આપવામાં આવે છે તેના બદલે રૂ. ૨૫ નો પોષાક દરબાર ભરી પ્રાંતના સુબાએ આપવાનું મંજુર કરવામાં આવે છે.

**પટેલ નિમણુકની મુદત.**

૭. વતનદારી ગામોમાં આ ધોરણે તા. ૧–૮–૨૧ થી છ વર્ષ માટે પટેલો નિમવાની તજવીજ કરવી. આથી કરીને જે જગ્યાએ મુલકી, પોલિસ અને મદદનીસ પટેલો ચાલુ હોય તે તા. ૧–૮–૨૧ થી કમી થશે.

**જે વારા ચાલુ છે તે પુરા થયા છે એમ સમજી તજવીજ કરવી.**

૮. હાલ જે મતાદારોના વારા ચાલુ છે, તેમના વારા પુરા થયા છે એમ ગણી તે પછીના મતાદાર અગર તેના કુટુંબમાંથી પરિચ્છેદ ૩ માં જણાવ્યા પ્રમાણે પટેલની નિંમણુક કરવી; પરંતુ જે મતાદારોના વારા ચાલુ છે તેમણે તા. ૩૧–૭–૨૧ આખરે બે વર્ષ અગર તેથી કમી મુદત પટેલાઇ ભોગવી હોય તો તેવા મતાદારો પરિચ્છેદ ૩ માં જણાવેલી લાયકીવાળા હશે તો તેમણે અગર એવી લાયકી ધરાવનાર બીજા ઇસમો રજુ કરે તો તેમને ફરીથી છ વર્ષ માટે પટેલની જગ્યાએ નિમવા.

**દરેક ગામે એકજ પટેલ નિમવાનો છે.**

૯. વ. હુ. અંક ૨૪૩ તા. ૨૪–૪–૨૦ માં ઠર્યા પ્રમાણે દરેક ગામે એક એક પટેલ રાખવાનો છે તેથી એકજ પટેલને નિમવાની તજવીજ કરવી.

**એક કરતાં વધારે પટેલો હોય તે વખતે કરવાની તજવીજ.**

૧૦. ઉપર પ્રમાણે દરેક ગામે એક પટેલ નિમવાનો હોવાથી કોઇ ગામે એક કરતાં વધારે પટેલો હોય તો તેમનામાંથી પ્રથમ પોલિસ પટેલ, પછી મુલકી પટેલ અને તે પછી મદદનીસ પટેલની જગોના વારાવાળા મતાદાર અગર તેના કુટુંબમાંથી પરિચ્છેદ ૩ માં બતાવેલા ક્રમે પટેલની નિમણુક કરવી.

**ઉદાહરણ:**—અ ગામે બ–ક અને ડ મતાદારોનો અનુક્રમે પોલિસ, મુલકી અને મદદનીસ પટેલની જગોનો વારો શરૂ થવાનો છે અગર પરિચ્છેદ ૮ માં જણાવ્યા પ્રમાણે ફરીથી વારો આપવાનો છે તે પ્રસંગે પ્રથમ બ ની અને તેના કુટુંબના બીજા ઇસમોની લાયકી જોવી; ત્યારબાદ ક અને તે પછી ડ એ ક્રમે લાયકી જોઇ નિમણુક કરવી.

૧૧. નવસારી પ્રાંતમાં પટેલોની નિમણુંકો સરકારથી થાય છે પટેલ એટલે લાયકાત જોઇને ઘણું કરીને નિમેલા હોય છે એટલે હાલ તેમને બદલવાના નથી. માત્ર કોઇ જગોએ નિમેલા પટેલ તદ્દન નલાયક અગર લાયકીના અભાવવાળા જણાતા હોય તો તેને હાલથી બદલવા અડચણ નથી. તે શિવાય સાધારણતઃ નવસારી પ્રાંત માટે પટેલની ફરી નિમણુંક ૭ વર્ષ પછી એટલે તા. ૧ ઑગસ્ટ સન ૧૯૨૭ થી કરવી.

**બિન વતનદારી ગામો માટે કરવાની તજવીજ.**

૧૨. વ. હુ. નં. ૧૪૬ તા. ૨૮–૧૨–૨૦, તથા વ. હુ. નં. ૧૭ તા. ૫–૪–૨૧ રદ કરવામાં આવે છે.

**વટ હુકમો રદ્દ કર્યા બાબત.**

૧૩. ઉપરના ધોરણે નવીન પટેલો તા. ૧–૮–૨૧ થી નિમવાનું કામ સરળતાથી અને વખતસર કરવાનું બની શકે તે માટે આ સાથે રાખેલા નમુના નં. ૧ પ્રમાણે જાહેરનામું જે તે મહાલેથી પ્રસિદ્ધ કરી વટહુકમમાં જણાવેલા ધોરણે પટેલ નિમવાની તજવીજ લાગતાવળગતા અમલદાર સાહેબોએ કરવી. તા. ૫ માહે જુલાઇ સને ૧૯૨૧.

**અમલ બજાવણી બાબત.**

**બાબુરાવ રાવજી ચવ્હાણ.**

મા. સરસુબાવતી.

**શ્રી.**

વ. હુ. અંક ૨૯ સં. ૧૯૭૭ માં જણાવેલો નમુનો નિ. ૧.

**જાહેરનામું.**

શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન

મહાલના ________ તરફથી.

આ જાહેરનામાથી મોજે ________ તાલુકે ________ ના મતાદારો તથા તેમના કુટુંબના લોકોને ખબર આપવામાં આવે છે કે, તા. ૧–૮–૨૧ થી તા. ૩૧–૭–૨૭ સુધી વર્ષ ૭ માટે વ. હુ. અંક ૨૯ સં. ૧૯૭૭ પ્રમાણે આ ગામે પટેલ નિમવાનો છે, તો તે જગ્યોએ દાખલ થવાની જેમની ઇચ્છા હોય તેમણે ગામનોકરીના નિયમની ક. ૪૮ માં બતાવેલા નમુના નિ. ૭ પ્રમાણે આ જાહેરનામું પ્રસિદ્ધ થયા તારીખથી દિવસ ૧૫ માં આ તરફ અરજી કરવી.

**પટેલની જગ્યા ભરવા માટે અરજી કરવી.**

૨. જે મતાદારોએ જાત કામ કરવા ખુશી ન હોય તેમણે સદર વટહુકમમાં જણાવેલી લાયકીવાળા જે ઇસમ રજુ કરવા માગતા હોય તેમનાં નામ જણાવી માગણી કરવી.

**જાતે કામ કરવા ખુશી ન હોય તો લાયકીવાળા ઇસમનું નામ જણાવવું.**

૩. જેમના તરફથી ઉપર જણાવેલી મુદતમાં માગણી આવશે નહિ, તેઓ પટેલાઇનું કામ કરવા ખુશી નથી એમ સમજી નિકાલ કરવામાં આવશે.

**મુદત વીતે કરવાની તજવીજ.** તા. માહે સન

વહિવટદાર વ. મહાલકરી.

સા. શેરો.

વટહુકમ અંક ૨૯ સં. ૧૯૭૭ ની સાથે સામેલ તા. ૫ જુલાઇ સન ૧૯૨૧.

બાબુરાવ રાવજી ચવ્હાણ.

મા. સરસુબાવતી.

બીજાં રાજ્યોમાં પટેલની જગ્યા માટે ઉમેદવારી કરનાર પાસેથી યોગ્ય નજરાણો લેવાનો વહિવટ હસ્તી ધરાવે છે; પરંતુ એ સંબંધી કાંઇપણ ચોક્સ ધારા બહાર પડેલા મળી આવતા નથી.

**મતાદાર.** પટેલથી ઉતરતા દરજ્જાનો નોકર એ મતાદારના નામથી ઓળખાય છે: જ્યાં પટેલાઇના વારા હોય છે ત્યાં પટેલના વારાની મુદત પુરી થયા પછી તેના પછીના વારાવાળો પટેલ નીમાતાં જુનો પટેલ મતાદારની પંક્તીમાં રહે છે, અને મતાદાર એ ભવિષ્યનો પટેલ ગણાય છે.

વડોદરા રાજ્યમાં પટેલ પરિક્ષાનો નિયમ થયો છે તેથી મતાદાર હોય કે પટેલાઇના હક્કવાળો હોય એટલું છતાં પટેલ પરીક્ષામાં પાસ થયા શિવાય તેને પટેલ તરીકેના કામની સનદ મળતી નથી.

મતાદાર પટેલના કામને મદદ કરે છે. વળી એ લોકોને પોતાનું મતુ કાયમ રાખવા અથવા મતાદાર શિવાયના માણસને મતામાં નામ દાખલ કરાવવા રીતસર દાવો નોંધાવવો પડે છે, અને પુરાવાથી સાબીત કરી આપવાથી મતાદાર નીમાતાં ખાલસામાં તથા વંશપરંપરાના અને વતનદાર મતાદાર નીમાતાં તે ભવિષ્યનો પટેલ ગણાય છે.

કામ કરવાના સંબંધની મતાદારની લાયકી સંબંધમાં એવું ધોરણ છે કેઃ—અનેક મતાદારો હોય તો તેમના વારા વગેરે જે બાબતો ખાસ મૂલકી ખાતાને સરકારમાંથી સોંપેલી હોય તેવી બાબતોના વિષે દીવાની ન્યાયાધીશીમાં દાવો ચાલી શકે નહિ. કોઈ બાબતો વિષે ઠરાવ કરવાનું કામ કોઇ વિશિષ્ટ ખાતાને ખાસ સોંપેલુ હોય તો, તેટલા પુરતો દાવો ચલા-

વવા દીવાની ન્યાયાધીશોને ગર્ભિત રીતે મનાઇ કરેલી છે એમ માનવું જોઇએ. ( ૧૩ મુંબાઇ ૮૩, ૨૫ મુંબાઈ ૧૮૬ અને ૩૧ વડોદરા ૬૨૨ ).

મૈયત મતાદારનો વારસ ઠરાવી લેવા અગર અમુક મતુ પ્રતિવાદીનું નસ્તાં અમારૂં છે એમ સ્થાપન કરી લેવાનો દાવો સાંભળવા દીવાની ન્યાયાધીશોને હકુમત છે; અને એવા દાવાને મુદતના નિબંધના પરિ. ૨ ની રકમ ૪૭ (વડોદરા રાજ્યનો નિબંધ ) લાગુ પડે છે. ( ૧૮ મુંબાઇ ૫૧૬, ૨૯ મુંબાઇ ૪૮૦ અને ૩૧ વડોદરા ૬૨૨ ).

**હવાલદાર.** પટેલ તલાટીના તાબાનો નોકર જે સરકારી મહેસૂલ ઉઘરાવવાના કામે મદદ કરનાર તથા આસામીને બોલાવી હાજર કરનાર તેને હવાલદાર કહેવામાં આવે છે.

વડોદરા રાજ્યમાં આવા હવાલદારની જગ્યાઓ સને ૧૯૧૬ થી કમી કરી તેમનું કામ ચોકીયાતોથી લેવાય છે.

**ચોકીયાત.** આ લોકોને ઠરેલો પગાર મળે છે અને પટેલ તલાટી બતાવે તે સરકારી કામ કરે છે. દફતર જાળવે છે અને પટેલ તલાટી સાથે તાલુકામાં જાય છે. પટેલ ભરણું ભરવા તાલુકામાં જાય ત્યારે ચોકીયાતને સાથે જવું પડે છે. જુના વખતમાં ચોકીયાતોને ચાકરી બદલ જમીન મળતી હતી પરંતુ એ લોકો એ ચાકરી બદલની જમીન વેચાણ ગીરો કરવાના સબબે હવે જમીન ખાલસા કરી પગાર બાંધવામાં આવ્યો છે. કેટલીક જગ્યાએ જમીન ચાલુ રાખી છે.

# જમીન ઉપરનાં ઝાડોની માલકી સંબંધે પુરતી સમજ.

સત્તાવાર આધાર સાથે.

# જમીન ઉપરનાં ઝાડોની માલકી સંબંધે પુરતી સમજ;

## સત્તાવાર આધાર સાથે.

### પ્રકરણ ૬ ઠું.

**ઝાડમાં અને રસકૂળમાં હક્ક.**

ઝાડોની માલકી સંબંધે કોઇપણ જગ્યાએ એક સરખુ ધોરણ નથી; પરંતુ પ્રથક પ્રથક વહિવટ ચાલે છે. તેથી નીચે મુજબ જમીનદાર, ખાતાદાર, ખેડુત અને સરકારના હક્કનું બ્યાન આપવામાં આવે છે.

### ખાલસા મુલકનો વહિવટ.

જે ગામોનું અથવા ગામોના જે ભાગોનું પ્રથમનું સરવે સેટલમેન્ટ જમીન મહેસૂલનો કાયદો થયા અગાઉ પુરૂ થયું હશે તે ગામોમાં અથવા ગામોના તે ભાગોમાં દુમાલા નહિ હોય તેવી જમીન માંહેનાં સઘળાં ઝાડો ઉપરનો સરકારનો હક્ક ખાતાદારને આપ્યો છે એમ સમજવું; પરંતુ તેમાં સાગ, સીસમ અથવા સુખડનાં ઝાડોને તે લાગુ નથી. સદરહુ પ્રકારનાં ઝાડ ઉપરનો સરકારનો હક્ક આપ્યો છે એવું સમજવું નહિ; માત્ર તેવા મજકુરના સ્પષ્ટ તથા મુદ્દામ શબ્દો લખ્યા હોય તોજ આપ્યો છે એમ સમજવું. ( બ્રિટિશ લેન્ડ રેવન્યુ કોડ ક. ૪૦ )

જમીનની સાથે જોડાએલી અથવા તેમાં વાવેલી સઘળી ચીજો, તે જમીન ઉપર જે પ્રકારનો મિલ્કત સંબંધી હક્ક હોય તેજ હક્કને પાત્ર થાય છે. કોઈ શખસ સરકારી જમીનમાં ઝાડ વાવે તે ઝાડ સરકારી મિલ્કત થાય છે, અને વાવનારનો ઝાડ અથવા તેના ઉત્પન્ન ઉપર હક્ક નથી. ઉત્પન્ન ભોગવવાનો હક્ક રિવાજના લીધે કબુલ રાખી શકાય નહિ. ઘણા જુના વહિવટના સબબે એવા હક્કને પુષ્ટી થતી નથી. સરકારની સાથે કંઇ ખાસ ઠરાવ અથવા કબુલાત થયેલી હોય તે શિવાય તેવો દાવો કબુલ રાખી શકાય નહિ. તેમજ સરકારી પડતર જમીનમાં ઉગેલાં ઝાડોનું ઉત્પન્ન લેવાનો ભોગવટો વહિવટથી અથવા રાજકારભારના ઢીલાપણાથી ચાલતો આવ્યો હોય તો તેટલા ઉપરથીજ સદરહુ ભોગવટાનો હક્ક સરકારે કબુલ કર્યો છે એમ સમજવું નહિ. ( મુંબાઈ સરકારનો ઠરાવ નં. ૬૫૫૦ તા. ૩ નવેમ્બર ૧૮૮૧.)

જો ઝાડો કબજાવાળા સરવે નંબરની જમીનમાં ઉગેલાં હોય તો તે ખાતાદારનાં છે. જો તે નદીના સુકા તળીયાની જમીન જે એવા સરવે નંબર પૈકીની ન હોય તેમાં ઉગેલાં હોય તો, એ ઉપરનો પોતાનો હક્ક ખાતાદાર સાબીત નહિ કરે તો તથા જ્યાંસુધી સાબીત નહિ કરી આપે ત્યાંસુધી તેમાં સરકારનો હક્ક છે એમ સમજવામાં આવશે.

જ્યાં ખેતરના વહેળા ઉપર આવી પહોંચેલી હદ નક્કી કરેલી ન હોય, ત્યાં ખાતાદારનો હક્ક ક્યાંસુધી પહોંચે છે તે વાત સરવે રજીસ્ટરમાં સદરહુ ખેતરનું જે ક્ષેત્રફળ દાખલ કરેલું હોય તે ઉપરથી કાયમ કરવી જોઇએ. સદરહુ દાખલામાં દાખલ થયેલી ક્ષેત્રફળની હદની અંદર ઉગેલાં ઝાડનો ફાયદો ખાતાદારને આપવો, અને તે હદની બહાર જે કંઇ હોય તે સઘળું સરકારની માલીકીનું છે, એમ સમજી જમીન મહેસુલના કાયદામાં ભાડાની જમીન સંબંધીના ઠરાવોને અનુસરીને તેની વ્યવસ્થા કરવાની છે. ( સરકારી ઠરાવ નંબર ૬૪૯ તા. ૩૦ જાનેવારી ૧૮૮૨ )

જીલ્લાના વંશપરંપરાના અમલદારોના હક્ક વિષે એવું ઠરાવ્યું છે કે જીલ્લાના વંશપરંપરાના અમલદારો માલકીપણાના હક્ક શિવાય જે જમીન નોકરી કરવાના બદલામાં ધારણ કરે છે તે જમીનમાંનાં ઉભાં ઝાડોપર તેઓનો હક્ક નથી. ( સ. ઠ. નં. ૪૧૯ તા. ૧૭ જાનેવારી ૧૮૮૭ ).

ચાકરીયાત ઇનામદારોના હક્ક વિષે એમ ઠરાવ્યું છે કે સાગ તથા ફોરેસ્ટ ઉપર માલકીપણાનો હક્ક દસ્તાવેજના ખુલ્લે ખુલ્લા શબ્દોથી મળેલો છે, એવો દસ્તાવેજ તેઓની પાસે નહિ હોય ત્યાંસુધી ચાકરીયાત ઇનામી જમીનના ધારણ કરનારનો તે જમીન પરના સાગ તથા ફોરેસ્ટપર હક્ક નથી. ( સ. ઠ. નં. ૭૬૩૩ તા. ૯ નવેમ્બર ૧૮૮૭ )

ઇનામદારને ગામ દુમાલા કરી આપતા પહેલાં ચાકરી બદલ જમીન બક્ષીસ આપવામાં આવી હોય અને તે ઇનામદારના ઇનામમાંથી બાતલ કરવામાં આવી હોય તો તે જમીનમાંના ઝાડોપર સરકારના હક્ક છે એમાં કંઇ શક નથી. પણ ગામ દુમાલા કરી આપ્યા પછી ચાકરી બદલ જમીન બક્ષીસ કરવામાં આવી હોય તો તે જમીનમાંનાં ઝાડો ફળનો હક્ક ઇનામદારનો થાય છે એમ ગણવું જોઇએ. ( સ. ઠ. નં. ૭૬૭૪ તા. ૧૭ નવેમ્બર ૧૮૮૮ )

ઝાડોપરના ચાકરીયાત ઇનામદારના તથા ખાતેદારના હક્કમાં તફાવત સંબંધે ઠરાવ્યું છે કે સાધારણ ખાતેદાર તથા ઇનામી જમીનનો ધારણ કરનાર એ બેનો દેખીતો ભેદ છે. ચાકરીયાત સત્તા પ્રકાર એક ખાસ હક્ક છે. અને એ ખાસ હક્કથી સોંપણ થયેલાની મર્યાદા કેટલી છે તે સાધારણ નિયમોથી ઠરે છે. એ નિયમોથી પુરાવાને અભાવે જંગલના હક્કો સોંપેલા છે એમ અનુમાન થતું નથી. ચાકરીયાત જમીનમાંનાં ઝાડો કાપવાનું સરકાર એકંદર બંધ કરી શકે, અથવા પોતાની નજરમાં આવે તે શરતો ઠરાવી આપવાની પરવાનગી આપી શકશે. ( સ. ઠ. નં. ૫૯૮૭ તા. ૬ સપ્ટેમ્બર ૧૮૮૮.)

પટેલી ઇનામ જમીન માંહેનાં ઝાડોની બાબતમાં સરકાર સામે દિવાની કોર્ટમાં ફરિયાદ ચાલી શકશે નહિ. (છાપેલો ઠરાવ સને ૧૮૯૩ પાન ૬. )

રેલ્વેની અંદરની હદનાં ઝાડો સંબંધે એમ ઠરાવ્યું છે કે એ ઝાડો રેલ્વેનીજ મિલ્કત છે. ( સ. ઠ. નં. ૨૪૭ તા. ૧૧ જાનેવારી ૧૮૯૦ )

વિરૂદ્ધ પ્રકારના રિવાજ અથવા કરારના અભાવે ભોગવટાના હક્કવાળા ખેડુની જમીન ઉપર જે ઝાડ હોય તે જમીનદારની મિલ્કત હોય છતાં પણ સદર ઝાડના ફળ માટે ખેડુને તેના જમીનદાર સામે હક્ક છે. ( ઈ. લૉ. રી. ૪૫ અલ્હાબાદ ૩૬૧ ).

અમુક જમીનનો કટકો કે જે મૂળ ઝાડીની જમીન હતી તેનાં ઝાડ પડી ગયાં અને તે બાર વરસ કરતાં વધારે મુદત સુધી પડતર રહી. ત્યાર પછી જમીનના મૂળ ધારણ કરનારના અમુક વારસોએ સદર જમીનની ઉપર અમુક ઝાડ વાવ્યાં તે પછી જમીનદારે તેના કબજા માટે દાવો કર્યો તેમાં ઠરાવ્યું કે વાદવાળી જમીન ઝાડીની જમીન તરીકે બંધ થએલ અને તે જમીનદારને પાછી ગઈ અને પ્રતિવાદીઓએ જમીનદારની પરવાનગી શિવાય ઝાડીની જમીનમાં ઝાડ વાવેલ જેથી વાદવાળી જમીનના કબજા માટે જમીનદાર હક્કદાર છે. ( ઇ. લૉ. રી. ૪૫ અલ્હાબાદ ૩૮૬ )

ખેતીની જમીન ઉપર ઉગેલ ઝાડ પંજાબના જમીનની વ્યવસ્થાના કાયદાની કલમ ૨ ના અર્થ પ્રમાણે જમીન નથી અને તે જમીન છે એ સાબીત કરવાનો બોજો જમીન વેચાણ રાખ્યાના કારણથી તેવા ઝાડ લઇ જવા માગતો હોય તેના ઉપર છે. ( ઈ. લૉ. રી. ૫ લાહોર ૩૮૫. )

જમીનદારની સંમતીથી ઝાડ વાવેલ હોય તેવા ખેડુના હક્ક સંબંધમાં ઠરાવ્યું કે વિરૂદ્ધ પ્રકારના કાંઇપણ કરાર અથવા રિવાજના અભાવે જે ખેડુતે જમીનદારની પરવાનગીથી ઝાડો વાવ્યાં હોય તેને, જે ઝાડોની ઝાડી બનેલ હોય તે ઝાડ વેચવા અધિકાર છે. (ઇ. લૉ. રી ૪૭ અલ્હાબાદ ૫૫).

ઇનામદાર પોતાની મરજી માફક પોતાની ઇનામ માંહેની ગમે તે જમીનના વપરાશનો આકાર કરી શકે નહિ અને જે જમીન અનાદિકાળથી ગામ ગોચર તરીકે વપરાતી આવેલી હોય તેનો તો ખાસ કરીને ગોચરનો વપરાશ અટકાવી શકે નહિ. (છા૦ કે૦ ૩ વિશ્વનાથ વિ. મહાદજી ૧૮૭૯).

# વડોદરા રાજ્યમાં ચાલતો વહિવટ.

ખાતાંની જમીનમાંના ઝાડ ઉપરના હક્ક સંબંધે ઠરાવ્યું છે કે સરકારી ખાતાની જમીનમાંનાં સઘળાં ઝાડો ઉપરનો સરકારનો હક્ક ખાતેદારને અને ગામઠાણની જમીનમાંનાં સઘળાં ઝાડો ઉપરનો સરકારનો હક્ક તે જમીન ધારણ કરનારને આપ્યો છે એમ સમજવું. એવાં ઝાડો ઉપર જમીનના ધારામાં સામીલ થઇ ન હોય એવી થડબંદી કે બીજી કોઇ પ્રકારની લાગત લેવામાં આવશે નહિ. ( જ. મે. નિબંધ કલમ ૨૨ ).

વળી એમ ઠરાવ્યું છે કે તેવા જમીનમાં તા. ૧-૧૦-૧૮૮૫ પહેલાંથી બીજા શખ-

સની માલકીનાં ઝાડો હશે તો તેની માલકી ગણવામાં આવશે. માત્ર આવી જમીન ખાતેદાર ક્લમ ૫૭ પ્રમાણે રાજીનામાથી છોડી દે તે સાલથી તે બીજા શખસે રાખવી જોઇએ. (જ. મે. નિ. ક. ૨૨ પેટા રકમ ૨).

સરકારી ચાકરીયાત જમીનનાં તથા બારખળી જમીનનાં ઝાડો બાબત એવું ઠરાવ્યું છે કે એવી જમીનમાં જે ઝાડો હશે તેનાં ફળ ફુલ વિગેરેનો તથા એવાં ઝાડ સુકાયા પછી તેનાં લાકડાંનો જમીન ધારણ કરનાર ઉપભોગ કરી શકશે. (જ. મે. નિયમ ક. ૫૦).

સરકારી પડતરમાંથી અગર ચાકરીયાત પડતરમાંથી ચાકરી પેટે જમીન આપવામાં આવે તેમાંનાં ખેતીને નડતર કરતાં ઝાડો કાપવાની છૂટ રાખી છે પણ વગર જરૂરી ઝાડો કપાતાં નથી તે માટે વહિવટદાર કિંવા અવલ કારકુનની પરવાનગી લેવાની આંટ રાખવામાં આવી છે અને લોકોને અડચણ ન થાય એ હેતુથી વહિવટદાર-તજવીજદારને પણ તેટલા કામ પુરતો આ અધિકાર આપી શકશે. (વટ હુકમ અંક ૨૩૯ તા. ૭–૫–૨૦ આ. પ. પા. ૧૧૩૨ સંવત ૧૯૭૬)

૨. બારખળી જમીનમાંનાં ઝાડોની ઉપજ જે સ્થળે સરકારમાં લેવામાં આવતી હશે તે સ્થળની એકંદર બારખળી જમીન ઉપર ઉપજ ફાળવતાં દર વીઘે જે રકમ આવે તેની દશ ઘણી રકમ ઝાડવાળી જમીનનો ધારણ કરનાર સરકારમાં આપશે તો, તેને તે ઝાડની પૂર્ણ માલકી વહિવટદાર, મહાલકરી આપી શકશે અને જે બારખળી જમીન ધારણ કરનાર એ મુજબ રકમ આપશે નહી તે જમીનમાંનાં ઝાડોના સંબંધમાં ચાલતા વહિવટને અનુસરી વ્યવસ્થા કરવી; માત્ર એવી જમીન બારખળી તરીકે ચલાવવાનું બંધ કરી સરકારી ખાતાની જમીન માફક ઠરાવવામાં આવશે તેવે પ્રસંગે વિશેષ હુકમના અભાવે નિબંધની ક્લમ ૨૨ નો પૂર્ણ લાભ તે જમીન ધારણ કરનારને આપવામાં આવશે.

**"ઝાડના સંબધે ખાલસા વહિવટ સિવાયનાં ગામો માટે કરવાની તજવીજ."**

(૧) નિબંધની ક્લમ ૨૨ થી ૨૮ સુધીની ક્લમો સરકારી ખાલસા ગામો પૈકી રૈયતવારી કચ્ચા વહિવટનાં ગામોને તથા જે ગામો દેવસ્થાનનાં કે બીજા કોઇનાં હોય પરંતુ જેનો વહિવટ સરકાર રૈયતવારી કચ્ચા વહિવટનાં ગામોની માફક કરતા હોય તથા એવા ગામમાં નિબંધની ક્લમ ૫૭ મુજબ રાજીનામા મોંબદલા થતા હોય અને એવાં ગામોમાં સરવે સેટલમેન્ટ લાગુ થયું હોય તો એવાં ગામોને લાગુ છે એમ સમજવું.

(નિબંધ નિયમની ક્લમ ૫૧.)

(૨) પેટા ક્લમ (૧) માં નાણુદ કરેલા ગામો સિવાય.

**(ક) જ્યાં હોળબંધી વહિવટ હોય ત્યાં ઝાડ ઉપર સરકારની માલકી રહીને નોંધેલા ખાતાદારોને ખાતાની જમીનમાંનાં ઝાડોનાં પાંદડાં, ડાળીનો ઉપભોગ પોતાના ઘર ખાનગી કામ સારૂ કરવાને છુટ છે, પણ એવાં ઝાડોનાં ફળફુલ વેચશે તો દરેક ઝાડ દીઠ રૂ. ૦–૧–૦ મુજબ થડબંધી લેવામાં આવશે.**

**(ખ) નરવાદારી ગામો પૈકી જે ગામોને નવીન સરવે સેટલમેન્ટ લાગુ થયુ હોય તે ગામોમાં.**

(૧) જે ઝાડોની પુરેપુરી ઉપજ સેટલમેન્ટ થતા પહેલાં નરવાદારોને ગામ મજમુનના હિસાબે મજરે અપાતી હોય તે ઝાડો સરકારની પૂર્ણ માલકીનાં ગણવામાં આવશે.

(૨) જે ઝાડોની પુરેપુરી ઉપજ નરવાદારોને મજરે ન આપતાં કાંઇ કમી અપાતી હોય તે ઝાડો સરકાર માલકીનાં અને રૈયત માલકીનાં ભાગીતાં ગણી તેની નિબંધની કલમ ૨૪ તથા નિયમની કલમ ૫૮ મુજબ તજવીજ કરવામાં આવશે.

(૩) જો ઝાડોની ઉપજ નરવાદારોને બીલકુલ નહિ આપતાં લોકોજ ભોગવટો કરતા હોય તે ઝાડો ભોગવટો કરનારની પૂર્ણ માલકીનાં ગણવામાં આવશે.

(ग) ભાગદારી સિવાય અને આંકડા બંધી ગામોનાં ઝાડોની વ્યવસ્થા આ નિયમમાં ઠરાવ્યું હોય તે સિવાય કરીને તેમના ચાલતા આવેલા વહિવટને અનુસરીને ચલાવવામાં આવશે.

(૧) નિબંધની કલમ ૨૨ થી સરકારી ખાતાની જમીનમાંનાં તમામ ઝાડોની માલકી તે જમીન ધારણ કરનારને આપવામાં આવી છે. તોપણ એમ "કેટલાંક ઝાડ માટે ઠરાવવામાં આવે છે કે:—
વિશેષ ઠરાવ"

(क) એવી જમીનમાંનાં જે ઝાડ તાડી નિકળે છે, તેવાં ઝાડો છેદવા અથવા તેની તાડી લેવા તાડી સંબંધી વખતોવખત જે કાયદા કે હુકમો અમલમાં હશે તેને પાત્ર રહેવું પડશે.

(ख) જે ગામની સીમમાં રાખેલું જંગલ મુકરર કરવામાં આવ્યું હોય અગર હવે પછી મુકરર કરવામાં આવશે તે ગામમાં જંગલ બહાર છોડેલી જમીનમાંનાં તથા જે ગામો જંગલ રાખ્યા સિવાય જંગલ ખાતેથી છોડી દઇ મુલકી ખાતે સોંપ્યાં હોય અગર હવે પછી સોંપવામાં આવશે તે ગામની ધારણ કરેલી જમીનમાંનાં સાગ, સીસમ, તણછ, બીયાં, ખેર, સાદડ તથા ચંદન, એ સાત પ્રકારનાં ઝાડો તે જમીનનો નોંધેલો ખાતાદાર અગર વરિષ્ટ ધારણ કરનાર કે બીજો કોઇપણ શખસ જે તે ગામના પટેલ,તલાટીની પરવાનગી મેળવ્યા સિવાય કાપી શકશે નહિ.

(૨) એમ ઠરાવવામાં આવે છે કે પેટા કલમ (૧) ની રકમ (ख) માં ઠરાવેલું ધોરણ નિબંધની કલમ ૨૪ ને અનુસરી પડતર ખરાબા જમીનમાંનાં એવા પ્રકારનાં તમામ ઝાડોને પણ લાગુ કરવામાં આવે છે.

(૩) પેટા કલમ (૧) ની રકમ (ख) માં બતાવેલાં ઝાડો કાપવાં હોય અને તે કાપનાર તે સ્થળના પટેલ, તલાટીની પરવાનગી માગે તો.

(ग) માલકીનાં ઝાડની બાબતમાં દર ગાડે ત્રણ પાઇ મુજબ ફી લઇને નમુના નિશાની (૮) મુજબના.

(घ) સરકાર માલકીનાં ઝાડ વેચાણ રાખ્યાં હોય તે બાબતમાં ફી લીધા સિવાય નમુના નિશાની (૯) મુજબના પાસ આપવા; પરંતુ આવો માલ પરહદમાં લઇ જવો હોય તો જંગલ ખાતેથી ફી લઇ પાસ આપવા વખતોવખત જે કાયદો

અમલમાં હશે તે લાગુ છે એમ સમજી તે મુજબ એવાં ઝાડ કાપી લઇ જનારે પાસ મેળવવો.

(૪) આ કલમમાં ઠરાવ્યા મુજબ પાસ આપતી વખતે કાપવાનાં ઝાડો જંગલની હદમાંનાં નથી એવું જંગલ ખાતાની ખાત્રી થવા સારૂ જંગલ ખાતામાં જે રીતે ઝાડ ઉપર નિશાન કરવામાં આવે છે તે રીતે એટલે પ્રાંતના સુબા તથા કૉન્ઝરવેટર ઑફ ફૉરેસ્ટ એક મતથી ઠરાવી આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કરે તેવાં નિશાન કરી આપવાં.

વટહુકમ અંક ૫૦ તા. ૨૨-૭-૧૬ આ. ૫. પા. ૨૨૬૯ સં. ૧૯૭૨—તાડ, ખજુરાં તથા નારિયેળીનાં પાંચ વર્ષ ઉપરાંતનાં ઝાડ એટલે જે ઝાડનું થડ જમીનથી ત્રણ ફુટ ઉપર હોય તેવાં ઝાડોની ચોક્સ નોંધ પાણીપત્રકે થવી જોઇએ તેમજ બીજાં તમામ ઝાડોની પણ પાણીપત્રકે ચોક્સ નોંધ કરવી.

દેવસ્થાનની જમીનનાં ઝાડો ઉપર દેવસ્થાનની માલકી હોય છે એટલું છતાં દેવસ્થાનની જમીનમાં દેવસ્થાનનો પુજારી ઝાડો ઉછેરે તો તે પુજારીની માલકીનાં નહિ ગણાતાં દેવસ્થાનનાંજ ગણાશે. જો એવાં ઝાડો વેચી દઇ પુજારી તે રકમ લેશે તો તેની જવાબદારી પુજારી ઉપર રહેશે. (સેટલમેન્ટ કમીસ્નરનો વટહુકમ અંક ૧૨ તા. ૮ માહે અકટોબર સને ૧૯૨૫ આ. ૫. પા. ૨૫ તા. ૫-૧૧-૨૫ સંવત ૧૯૮૨).

બાંહેદરી વાળી જમીનમાં ઉછરેલાં ઝાડો ઉપર રસફળ બાબત તથા તે ઝાડો વાઢવાથી, સુકાયાથી અથવા પડવાથી રાનવે કલમબંધીને આધારે જે હક્ક લેવાના તે શ્રીમંત સરકાર મહારાજા સાહેબે તા. ૪-૧-૧૮૯૦ ના હુકમથી માફ કર્યા છે. (સેટલમેન્ટ કમીસ્નરનું જાહેરનામુ નં. ૧૨૬૭ તા. ૧૦-૧-૧૮૯૦).

બાંહેદરીવાળી જમીન ધારણ કરનાર મહીકાંઠા અને રેવાકાંઠાના ઠાકોરો ભાયાતો અને તમામ વાંટેદારોના બાંહેદરીવાળી જમીન ઉપરનાં ઝાડો વિગેરેના હક્ક બાબત સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે જે તે કેસમાં તથા ગિરાસી ખાતાએ અમલ બજાવણી વખતે ઠરાવો કરેલા છે તેથી તે ધોરણે અમલ થાય છે.

## એજન્સીઓમાં ચાલતો વહિવટ.

કાઠીયાવાડ, રેવાકાંઠા, મહીકાંઠા અને બનાસકાંઠા એજન્સીઓમાં આવેલાં દેશી રાજ્યોમાં એક સરખો વહિવટ નથી તેમજ એ બાબત ચોક્સ ધારા થયેલા હસ્તી ધરાવતા નથી.

ભાયાતોના જીવારકની જમીન ઉપરનાં ઝાડો બાબત કેટલીક વખત તકરારો ઉપસ્થિત થાય છે.

રેવાકાંઠા એજન્સીમાં આવેલા ગઢ બોરીયાદના ઠાકોર અને તેમના ભાયાતો વચ્ચે ઝાડોના હક્ક સંબંધમાં તકરાર ચાલતાં રેવાકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબના ઠરાવ ઉપર નામદાર મુંબાઇ સરકારમાં અપીલ જતાં ઠરાવ્યું કે જંગલના હક્કો આપનારે પોતાના માટે રાખ્યો નથી. દરેક ભાયાતનો કેસ ગુણ દોષ ઉપર ચુકવવો જોઇએ. (ગવર્નમેન્ટ રેઝોલ્યુશન નં. ૭૦૪૬ તા. ૧૩ ડીસેમ્બર ૧૮૯૮).

# સીમાડા સંબંધી ધારા તથા નદીના તળીયાની જમીનના હક્ક બાબત.

# સીમાડા સંબંધી ધારા તથા નદીના તળીયાની જમીનના હક્ક બાબત.

## પ્રકરણ ૭ મું.

સામસામી રાજ્યોની સરહદ મુકરર કરવા માટે ઘણી વખત તકરારો ઉત્પન્ન થાય છે.

**મુંબાઇ સરકારે મંજુર કરેલી કાનુન.**

એ તકરારોના નિકાલ માટે કામ શી રીતે ચલાવવું એને માટે જે તે સરકારો તરફથી કામ ચલાવવાની રીત બાબતની કાનુનો નક્કી થયેલી હોય છે. નામદાર મુંબાઇ સરકારે આ બાબતમાં મંજુર કરેલી કાનુનો, સરહદ ઉપર બનેલા ગુન્હાના તપાસ બાબતની કાનુન અને જે તે સરકારો તરફથી વખતોવખત થયેલા ઠરાવો અને ગવર્નમેન્ટ રેઝયોલ્યુશનો વગેરે અગત્યના આધારો આ નીચે આપવામાં આવ્યા છે.

### વડોદરા સંસ્થાનની તથા બીજાં પાસેનાં દેશી સંસ્થાનોની અને બ્રિટિશ ડિસ્ટ્રિકટોની દરમિયાન સીમાડાની તકરારનો નિકાલ કરવા બાબતની કાનુન.

( નામદાર સરકારે સને ૧૮૭૭–૧૮૭૮ માં મંજુર કરેલી. )

૧. જે જે સંસ્થાન અથવા ડિસ્ટ્રિકટનો સંબંધ હોય તે દરેક સંસ્થાન અથવા ડિસ્ટ્રિકટની તરફના અધિકારીએ બાઉન્ડરી ઓફિસરની પાસે તકરારી સીમાડા ઉપર જવું જોઇએ. મજકુર અધિકારીને તે સંસ્થાન અથવા ડિસ્ટ્રિકટની વતી સીમાડાનો નિકાલ કરવા સંબંધી સઘળી બાબતમાં કામ કરવા સારૂ લખેલો સંપૂર્ણ અધિકાર આપવો જોઇએ કે જે આધારે સીમાડાના નિકાલ સંબંધી તેનાં કૃત્યો તથા કામ નિશ્ચયકારક સમજવામાં આવે, અને જે સંસ્થાન અથવા ડિસ્ટ્રિકટની તરફનો તે હશે તે સંસ્થાન અથવા ડિસ્ટ્રિકટને તે કૃત્યો તથા કામ બંધનકારક ગણાશે.

દરેક મુખત્યારને આપેલું અધિકારપત્ર બાઉન્ડરી ઓફિસરે લઇને પોતાના દફતરમાં ફાઇલ કરવું.

૨. જે સંસ્થાનોનો અથવા ડિસ્ટ્રિકટનો સંબંધ હશે, તે સંસ્થાનોને અથવા ડિસ્ટ્રિકટને જે સીમાડાની તકરારી બાબતમાં કામની ચોકસી કરવાનું પોતે ધારતો હોય તે તે સીમાડાની

તકરાર બાબતની તપાસ માટે જે જે તારીખે તે ચોકસી અથવા ચોકસીઓ શરૂ કરવાનું ધારતો હોય, તે તે તારીખો બાબતની લખેલી ખબર બાઉન્ડરી ઓફિસરે આપવી જોઇએ.

૩. બીજી કાનુન મુજબ આપેલી જનરલ નોટીસ શિવાય વળી તકરારનું કામ હાથમાં લેવાની દશ દિવસ અગાઉ જે તારીખે તપાસ કરવાનું કામ શરૂ થશે તે નક્કી તારીખ મુખત્યારોને બાઉન્ડરી ઓફિસરે જણાવવી.

૪. તકરારી જમીન ઉપર જઇને બાઉન્ડરી ઓફિસરે મુખત્યારોને પોતપોતાના દાવા બાબતનું કહેવું. બાઉન્ડરી ઓફિસર તથા બીજા મુખત્યારોની સમક્ષ દરેક મુખત્યારે પોતાનો દાવો વાવટાથી બતાવવો. સદરહુ પ્રમાણે કર્યા પછી તેઓની દરમિયાન જે તકરાર હોય તે મુદ્દા બરોબર ઠરાવવા સારૂ એક બીજાના દાવા પુરેપુરી રીતે સમજાવા માટે તેઓને માફક વખત આપવો; અને તેઓની ઇચ્છા હોય તો પોતાના દાવા બતાવવા સારૂ તેઓએ જે લાઇન કરી હતી તે સુધારવા દેવી. આ થયા પછી મુખત્યારોને તાકીદ આપવી કે હવે પછી કાંઇ નવો દાવો કરવા દેવામાં આવશે નહિ; તેમજ દાવાના સંબધમાં અથવા પ્રકારમાં અથવા મર્યાદમાં કાંઈ પણ ફેરફાર કરવા દેવામાં આવશે નહિ. જે દાવા કર્યા હશે તેઓનો નકશો કરવો અને તે નકશા ઉપર બાઉન્ડરી ઓફિસરે સહી કરવી, અને તે દફતરમાં ફાઈલ કરવો; અને નકશાની એક એક નકલ જે જે સંસ્થાનોનો અથવા ડિસ્ટ્રિકટોનો સંબંધ હશે તે તે સંસ્થાનોના અથવા ડિસ્ટ્રિકટોના દરેક મુખત્યારોને આપવી. નકશો સહેલથી કરવો અને તેમાં સામ સામેના પક્ષકારોએ જે સીમાડા બાબત દાવો કર્યો હશે તેની લાઈનો તથા તકરારી સીમાડાની પડોશમાંની ખેડાણ તથા પડતર જમીન અને મુકરદમો સમજવાનું સુગમ પડે એવું જે બીજું કાંઈ જમીનનું સ્વભાવિક સ્વરૂપ હોય તે બરાબર બતાવવું જોઇએ.

૫. બાઉન્ડરી ઓફિસરની પાસે એતદ્દેશીય સંસ્થાનોના તથા બ્રિટિશ ડિસ્ટ્રિકટોના જે અખત્યારવાળા મુખત્યારોને મોકલવામાં આવ્યા હશે તેઓએ કાંઈ પણ બહાનુ કહાડીને તેની પરવાનગી શિવાય તેને મૂકીને જવું નહિ; સદરહુ પ્રકારની પરવાનગી જો આપવામાં આવી હોય તો, તે નિયમિત મુદતનીજ જોઇએ, અને બાઉન્ડરી ઓફિસરને યોગ્ય લાગે તો સદરહુ પ્રકારની પરવાનગી આપવાની અગાઉ પહેલી કાનુનમાં કહેલો અખત્યાર આપેલો બીજો મુખત્યાર આપીને જાઓ, એવું મુખત્યારને કહેવાનો તેને અધિકાર છે.

૬. એક બાજુએ એક ગામ અને બીજી બાજુએ એક કરતાં વધારે ગામ હોય, એઓની દરમિયાન સીમાડાની તકરાર હોય, તેવે પ્રસંગે અથવા બેઉ બાજુએ એક કરતાં વધારે ગામ હોય એઓની દરમિયાન સીમડાની તકરાર હોય તેવે પ્રસંગે જે જે ગામનો સંબંધ તે તે દરેક ગામ બદલ જુદુ જુદુ દફતર તૈયાર કરવું.

**દૃષ્ટાંતઃ—(અ) क्ष ના સંસ્થાનના अ ગામની તથા य ના સંસ્થાનના ब, क અને ड, ગામોની દરમિયાન સીમાડા બાબત તકરાર હોય ત્યારે अ અને ब ની તથા अ, અને क, ની તથા अ, અને ड, ની દરમિયાનની તકરાર બદલ જુદુ જુદુ દફતર તૈયાર કરવું.**

**(બ) क्ष, ના સંસ્થાનના अ, ગામની અને य, ના સંસ્થાનના ब, અને क, ગામોની દરમિયાન, અને क्ष, ના સંસ્થાનના ड, ગામની તથા य, ના સંસ્થાનના क, તથા ह, ગામોની દરમિયાન, સીમાડા બાબત તકરાર છે. अ, તથા ब, ની દરમિયાન, તકરાર બદલ,**

તથા अ, અને क, ની દરમિયાન તકરાર બદલ, તથા ड, અને क, ની દરમિયાન તકરાર બદલ અને ड, અને इ, ની દરમિયાન તકરાર બદલ જુદુ જુદુ દફતર તૈયાર કરવું.

૭. તકરારનો નિકાલ થતાં સુધી બન્ને પક્ષકારોને સ્વામિત્વનું કાંઇ પણ કૃત્ય તકરારી જમીનમાં કરવાની મના કરવી, અને જમીન ઉપરની મિલ્કતનું રક્ષણ કરવા સારૂ અથવા જમીનમાં વાવેતર કરવા સારૂ અથવા જે ઉપજે તેનું રક્ષણ કરવા સારૂ અથવા તેનાં (ઉપજનાં) વેચાણનું જે ઉત્પન્ન થાય તે સારૂ બાઉન્ડરી ઓફિસરને યોગ્ય લાગે તેવો થોડા વખતને સારૂં બંદોબસ્ત કરવો.

## ૨. રાજીનામું લઈને નિકાલ કરવા બાબત.

૮. તકરાર કરનારા પક્ષકારોને સીમાડા બાબત માંહોમાંહે સમજુત કરવા સારૂ નિયમિત મુદત આપવી. તે મુદત ઘણું કરીને એક અથવા બે દિવસની આપવી અને કોઇપણ પ્રસંગે એક અઠવાડિયા કરતાં વધારે આપવી નહિ.

૯. આ પ્રમાણે રાજીનામું આપવામાં આવ્યું હોય તો તે વાત બાઉન્ડરી ઓફિસરે દફતરમાં લખાવી રાખવી, અને તેણે જે સંસ્થાનોનો અથવા ડિસ્ટ્રિક્ટોનો સંબંધ હોય તે સંસ્થાનના અથવા ડિસ્ટ્રિક્ટના મુખત્યારોએ સહી કરેલું અને ખરૂં છે એવી રીતે તેની ઉપર પોતે સહી કરેલું અસલ રાજીનામું પોતાના દફતરમાં ફાઇલ કરવું. ત્યાર પછી સદરહુ રાજીનામા પ્રમાણે સીમાડાનો નકશો તેણે કરાવવો અને તેણે પાકાં બાણ કરાવીને હદની નિશાની કરાવવી..

૧૦. તે મુકરદમામાં પોતે ચલાવેલાં કામની તથા જે નિકાલ કર્યો હોય તેની પૂર્ણ તપસીલ હકીકતના આકારમાં, બાઉન્ડરી ઓફિસરે તૈયાર કરીને ફાઇલ કરવી અને આ તપસીલની તથા પાછલી કાનુનમાં કહેલા નકશાની નકલ જેમ બને તેમ જલદી દરેક મુખત્યારને આપવી.

૧૧. ઉપર કહ્યા પ્રમાણે માંહોમાંહે રાજીનામાં આપીને નિકાલ કર્યો હશે તે પ્રસંગે અપીલ ચાલશે નહિ.

## ૩. પંચ વગેરેની મારફતે નિકાલ કરવા બાબત.

(૧૨) ઉપર કહ્યા પ્રમાણે માંહોમાંહે રાજીનામું કરી આપવાને પક્ષકારો ચૂકે તો તે વાત બાઉન્ડરી ઓફિસરે લખી રાખવી. તકરાર કરનારાઓને, સીમાડાનો નિકાલ હેઠળ લખેલાઓની પાસે અથવા હેઠળ લખેલી રીતે કરાવીને રાજીનામું આપવા સારૂં નિયમિત મુદત આપવી. તે મુદત ઘણું કરીને એક અથવા બે દિવસની જોઇએ અને કોઇ પ્રસંગે એક અઠવાડિયા કરતાં વધારે ન જોઇએ.

(અ) બેઉ પક્ષકારાએ કબૂલ કરેલાં માણસોની પંચાયતની મારફત; અથવા

(બ) તેજ પ્રમાણે કબૂલ કરેલા એકજ લવાદની મારફત; અથવા

(ક) બેઉ પક્ષકારોએ કબૂલ કરેલા એક અથવા વધારે માણસ સોગન ખાઇને સીમાડા ઉપર ચાલે તે માણસ અથવા માણસોની મારફત; અથવા

( ડ ) બેઉ પક્ષકારો કબૂલ કરે એવી ડિસ્ટ્રિકટના રિવાજને મળતી આવે એવી કોઇ પણ બીજી રીતે.

૧૩. પાછલી કાનુનમાં કહેલી રીત પૈકી એક અથવા બીજી રીતે મુકરદમાનો નિકાલ કરવાનો કરાર લખેલો જોઇએ. બાઉન્ડરી ઓફિસરે તથા સંસ્થાનોના અને ડિસ્ટ્રિકટોના મુખત્યારોએ પણ તેની ઉપર સહી કરવી જોઇએ, અને જ્યારે બને ત્યારે જે જમીનદારોનો સંબંધ હોય તેઓએ સહી કરવી જોઇએ; અને તેમાંની શરત મુજબ નિકાલ કરવા માંડવાના કાંઇ પણ ઉપાય કરવાની અગાઉ તે મુકરદમાના દફતરમાં ફાઇલ કરવું જોઇએ.

૧૪. તેરમી કલમમાં કહ્યા પ્રમાણેનો કરાર ફાઇલ કર્યા પછી જેમ બને તેમ જલદીથી જે રીત કબૂલ કરવામાં આવી હોય તે રીત પ્રમાણે નિકાલ કરવાનું કામ ચલાવવું. કામનો નિકાલ કરવાની વ્યાજબી મુદત બાઉન્ડરી ઓફિસરે ઠરાવવી. સારૂં અને પૂરતું કારણ બતાવ્યું હોય તો સદરહુ પ્રકારની મુદત વધારવાને બાઉન્ડરી ઓફિસર મુખત્યાર છે.

૧૫. બારમી કાનુનમાં કહેલી રીત પૈકી કોઇપણ રીતે નિકાલ કર્યો હોય તો કાંઇ પણ પુરાવો હાજર કરવો નહિ અથવા લેવો નહિ. જે રીતે નિકાલ કરવામાં આવ્યો તે રીત બાઉન્ડરી ઓફિસરે લખી રાખવી, અને ત્યાર પછી તેણે નવમી તથા દશમી કાનુનમાં કહેલી રીતે કામ ચલાવવું.

૧૬. બારમી કાનુનમાં ઠરાવેલી રીતે નિકાલ થયો હશે તેની ઉપર અપીલ ચાલશે નહિ; પણ જો શખસ અથવા શખસોએ ચલાવેલું કામ નિકાલ કરવામાં જરૂરનું હતું તેવા એક અથવા વધારે શખસ અથવા શખસોએ લાંચ લીધી અથવા ગેરચાલ ચલાવી એ સબબથી અપીલ ચાલશે. નિકાલ રદ કરવા સારૂ કાંઇ અરજી કરવી હોય તે, નિકાલ થયા પછી દશ દિવસની અંદર બાઉન્ડરી ઓફિસરને કરવી.

## ૪. બાઉન્ડરી ઓફિસરે નિકાલ કરવા બાબત.

૧૭. આઠમી કાનુનમાં ઠરાવ્યા પ્રમાણે સીમાડો ઠરાવ્યો હોય તે પક્ષકારો કબૂલ કરતા ન હોય તો અથવા બારમી કલમમાં કહેલી રીત પૈકી કોઇપણ રીતે સીમાડાનો નિકાલ કર્યો હોય તે પક્ષકારો કબૂલ કરતા ન હોય તો, અથવા કબૂલ કર્યો હોય, પણ ચૌદમી કાનુન મુજબ આપેલી મુદતની અંદર નિકાલ કરવામાં આવ્યો નહિ હોય તો, તે વાત બાઉન્ડરી ઓફિસરે દફતરમાં લખી રાખવી; અને પોતે તે પછી મુકરદમાનો નિકાલ કરવાનું કામ ચલાવવું. જે સ્ટેટ અથવા ડિસ્ટ્રિકટનો સંબંધ હશે તે દરેક સ્ટેટ અથવા ડિસ્ટ્રિકટના મુખત્યારને તેણે પૂછવું કે હું જે ઠરાવ કરીશ તે તમે કબૂલ રાખવાને ખુશી છો કે અપીલ કરવાનો હક્ક રાખી મૂકવાની તમારી મરજી છે તે કહો. તેઓના જવાબ તેણે દફતરમાં લખી રાખવા; અને ત્યાર પછી વ્યાજબી મુદતની અંદર ( તે મુદત તેઓને કહેવી ) તેઓના પોતપોતાના દાવાની લખેલી હકીકત તથા તેઓ જે શાહેદોને બોલાવવાનું ધારતા હોય તેઓની યાદી અને પુરાવાનો સારાંશ એટલાં વાનાં આપવાનું તેઓને તેણે કહેવું જોઇએ. તેજ વખતે તેઓને તેણે કહેવું કે પુરાવામાં જે જે દસ્તાવેજો રજુ કરવાને તમે ઇચ્છતા હો તે તે, બની શકે તેટલે સુધી અસલ દસ્તાવેજો રજુ કરો. અને પક્ષકાર અરજ કરે તો

વિરુદ્ધ પક્ષકારે જે દસ્તાવેજો રજુ કર્યા હોય તેઓની નકલો આપવી જોઇએ અને અસલ દસ્તાવેજ જોવાની સઘળી તક આપવી જોઇએ. પછી તેણે મુકરદમાના ગુણ દોષ ઉપરથી તેનો નિકાલ કરવાનું કામ ચલાવવું. પણ જો નિકાલ થતાના દરમિયાન આઠમી કાનુન મુજબ પક્ષકારો લખેલી હકીકત આપે તો અથવા બારમી કાનુન મુજબ નિકાલ કરવા સારૂ લખેલું રાજીનામું આપ્યું નહિ હોય તેવું લખેલું રાજીનામું પક્ષકારો આપે તો નિકાલ કરવાનું કામ તેણે ચલાવવું નહિ.

૧૮. બીજી અને ત્રીજી કાનુન પ્રમાણે ઠરાવેલી તારીખે અથવા આ કાનુનો પ્રમાણે જે કોઇ બીજા દિવસ ઉપર મુકરદમો મુલતવી રાખ્યો હશે તે તારીખે કોઇ પણ પક્ષકારનો અધિકાર આપેલો મુખત્યાર હાજર ન થાય તો અથવા ચોકસી ચાલતી હોય ત્યારે બાઉન્ડરી ઓફિસરની પરવાનગી વગર કોઇપણ પક્ષકારનો મુખત્યાર ચાલ્યો જાય તો તે વાત બાઉન્ડરી ઓફિસરે લખી રાખવી, અને મુકરદમાનો નિકાલ એક તરફી ચોકસી કરીને કરવો.

૧૯. બાઉન્ડરી ઓફિસરે બેઉ બાજુનો પુરાવો સાંભળીને લખી લેવો: પક્ષકારોને સામો પુરાવો રજુ કરવાની પરવાનગી આપવામાં આવશે. પહેલી વખત ન રજુ કરવાનું પૂરતું કારણ બતાવેલો નવો અથવા વધારે પુરાવો રજુ કરવાની પણ પરવાનગી આપવામાં આવશે. પક્ષકારોએ રજુ કર્યો હોય તે સિવાય વળી બીજો પુરાવો માગવાને બાઉન્ડરી ઓફિસર મુખત્યાર છે અને તકરારી સીમાડા બાબતનાં જુનાં દફતર અથવા અગાઉ થયેલા ઠરાવ બાબત વિશેષે કરીને તપાસ કરવી અને તેની ઉપર નજર રાખવી. સારાંશ વ્યાજબી ઠરાવ કરવા સારૂ જેટલા બને તેટલા સઘળા ઇલાજ તેણે કરવા જોઇએ.

૨૦. બાઉન્ડરી ઓફિસરનો ઠરાવ લખેલો જોઇએ અને તેની ઉપર તેણે સહી કરવી જોઇએ. મુકરદમામાં પોતે ચલાવેલા કામની હકીકતના આકારમાં પૂર્ણ તપસીલ તે ફેંસલામાં જોઇએ તથા દરેક પક્ષકારે પોતાના દાવાની પુષ્ટિમાં બતાવેલાં કારણો તથા પોતાનું (બાઉન્ડરી ઓફિસરનું) હુકમનામું જે કારણો ઉપર આધાર રાખતું હોય તે કારણો તે ફેંસલામાં લખવાં જોઇએ, અને તે ફેંસલો બાઉન્ડરી ઓફિસરે પક્ષકારોની સમક્ષ આપવો.

૨૧. બાઉન્ડરી ઓફિસરે ફેંસલો આપતી વખતે જે સંસ્થાનો અથવા ડિસ્ટ્રિક્ટોનો સંબંધ હોય તે સંસ્થાનો અથવા ડિસ્ટ્રીકટોના અધિકાર મળેલા મુખત્યારોને, પોતે જે ફેંસલો કર્યો છે તે તેઓ કબૂલ રાખે એ લખી લેવા સારૂ બોલાવવા. જો તેઓ કબૂલ રાખે તો તે કબુલાત ઉપર બાઉન્ડરી ઓફિસરે તે ખરી છે એ બાબત સહી કરવી અને દફતરમાં દાખલ કરવી. ત્યાર પછી તે ફેંસલો આખરનો થશે અને તેની ઉપર અપીલ ચાલશે નહિ. કોઇપણ પક્ષકાર અથવા બેઉ પક્ષકાર તે કબૂલ રાખવાની ના કહે તો તે વાત બાઉન્ડરી ઓફિસરે દફતરમાં લખી રાખવી.

૨૨. ફેંસલો આપ્યા પછી બાઉન્ડરી ઓફિસરે, જે લાઇન કરી હશે તેનો લક્ષપૂર્વક નકશો કરાવવો અને દરેક પક્ષકારના જે દાવા હશે તે બતાવનારો તથા પોતે જે લાઇન ઠરાવી હશે તે બતાવનારો નકશો દફતર સાથે દાખલ કરવો.

૨૩. બાઉન્ડરી ઓફિસરે પોતાના ફેંસલાની તથા નકશાની અને તે બાબતની કબુલાતની, જો તે આપી હોય અને ફાઇલ કરી હોય તો નક્લ દરેક મુખત્યારને જેમ બને તેમ જલદી આપવી.

૨૪. બાઉન્ડરી ઓફિસરનો ફેંસલો બેતરફના મુખત્યારો કબુલ રાખે તો તેણે જે સીમાડો ઠરાવ્યો હોય તેની હદ બતાવવા સારૂ બાંધ કામ કરીને બાણુ બંધાવવાં. બાઉન્ડરી ઓફિસરે આપેલો ફેંસલો બે પક્ષકારો કબૂલ ન રાખતા હોય તે પ્રસંગે થોડા વખત સારૂ નિશાનીઓ કરવી અને ઉપરી અધિકારીએ ફેંસલો મંજુર કર્યા પછી બાણુ બંધાવવાં અથવા અપીલ ન કરી હોય તે પ્રસંગે અપીલ કરવાની મુદત વીતિ ગયા પછી બાણુ બંધાવવાં.

૨૬. કોઇપણ પક્ષકાર નકામી ઢીલ કરતો હોય તો અથવા મુકરદમાનું કામ ચાલતું હોય ત્યારે હરકોઇ વખતે જાણી જોઇને કોઇપણ રીતે હરકત કરતો હોય તો તેમ કરવાથી જે કાંઇ વધારે ખર્ચ થાય તે જો બાઉન્ડરી ઓફિસર એમ ઠરાવે તો જે પક્ષકાર ઢીલ કરતો હોય અથવા હરકત કરતો હોય તો તેની ઉપર ચાર્જ કરવો તથા તેની પાસેથી વસુલ કરવો.

## ૫. બાઉન્ડરી ઓફિસરે જે મુકરદમાનો ફેંસલો આપ્યો હશે અને જે આખરનો છે એમ (૧૭ મી કાનુન મુજબ) કબુલ કર્યું નહિ હશે તેવા બાઉન્ડરી ઓફિસરના ઠરાવ ઉપર અપીલ બાબત.

૨૭. બાઉન્ડરી ઓફિસરે જે ફેંસલો આપ્યો હશે તે પ્રમાણે ૧૭ મી કાનુનમાં ઠરાવ્યા મુજબ ચાલવાને જ્યારે પક્ષકારો કબૂલ થયા ન હોય ત્યારે કોઇપણ પક્ષકાર મુંબાઈ ઇલાકાના ઉત્તર વિભાગના રેવન્યુ કમિસ્નર સાહેબને અપીલ કરવાને મુખત્યાર છે.

૨૮. ઉત્તર વિભાગના રેવન્યુ કમિસ્નર સાહેબ બાઉન્ડરી ઓફિસરનો ફેંસલો મંજુર રાખે તો ફેંસલો આખરનો થશે અને તેની ઉપર બીજી અપીલ ચાલશે નહિ. કદાપિ ઉત્તર વિભાગના રેવન્યુ કમિસ્નર સાહેબના બાઉન્ડરી ઓફિસરનો ફેંસલો કંપેશ કરે અથવા ફેરવે તો ઇન્ડિયાના આલીજનાબ ગવર્નર જનરલ સાહેબ બહાદુર દરઇજલાસ કાઉન્સિલમાં અપીલ કરવાનો અધિકાર છે. તેઓ સાહેબનો ફેંસલો આખરનો થશે.

૨૯. ઉત્તર વિભાગના રેવન્યુ કમિસ્નર સાહેબના ફેંસલાની દાખલાવાળી નકલ દરેક પક્ષકારને આપવી અથવા જેમ બને તેમ જલદીથી તેઓની ઉપર મોકલવી.

૩૦. અપીલો યાદીના આકારમાં જોઇએ તેમાં જે ફેંસલા ઉપર અપીલ હશે તે ફેંસલા બાબત હરકત લેવાનાં જે કારણો હશે તે કાંઇ પણ દલીલ અથવા હકીકત લખ્યા શિવાય મુખ્તેસરમાં અને જુદાં જુદાં મથાળાં નાંખીને લખવાં જોઇએ અને તે અપીલ બાઉન્ડરી ઓફિસરે કરેલા ફેંસલાના વિરુદ્ધ હોય તો બાઉન્ડરી ઓફિસરે પોતાના ફેંસલાની તથા નકશાની નકલ જે તારીખે મુખત્યારને આપી હશે તે તારીખથી સાઠ દિવસની અંદર ઉત્તર વિભાગના રેવન્યુ કમિસ્નર સાહેબને આપવી જોઇએ; અને તે અપીલ ઉપર ઉત્તર વિભાગના રેવન્યુ કમિસ્નર સાહેબના ફેંસલા વિરુદ્ધ હોય તો તે ફેંસલાની નકલ જે તારીખે મુખત્યારને આપી હશે તે તારીખથી સાઠ દિવસની અંદર આપવી જોઇએ. આલીજનાબ ગવર્નર

જનરલ ઇન્ કાઉન્સિલને અપીલ કરવી હોય તે પ્રસંગે અપીલ યાદીની સાથે અપીલ કરનારા પક્ષકારે દલીલની તપસિલ જોઇએ તો મોકલવી. પૂરતું કારણ બતાવે તો અપીલ કરવાની મુદત વધારવાને અપીલ સાંભળનારા અધિકારીઓ મુખત્યાર છે.

## ૬. સીમાડો સંભાળી રાખવા બાબત.

૩૧. સીમાડા ઉપર કાયમના બાણુ બાંધ્યા પછી કોઇપણ બાણુ ભાગી ગયું હોય અથવા તેને નુકશાન થયું હોય તો તે વાતની ચોકસી કરવી. જે સંસ્થાનની રૈયતે નુકશાન કર્યું એવો પત્તો મળે તે સંસ્થાન આલીજનાબ ગવર્નર જનરલ સાહેબના એજન્ટ ઠરાવે તે પ્રમાણે તે સંસ્થાનની રૈયતે કરેલા ગુન્હાની ગુન્હેગારી તરીકે ઘણામાં ઘણા એક હજાર રૂપીઆ સુધી આપવાને પાત્ર થશે. ખરેખર ગુન્હેગાર કોણ છે, એ શોધી કહાડવાનું અશક્ય હોય તો જે સંસ્થાનની વિરુદ્ધ ફેંસલો આપ્યો હતો તે સંસ્થાનને જવાબદાર ગણવામાં આવશે. તથા સદરહુ રકમ આપવાને તે સંસ્થાન પાત્ર થશે.

૩૨. પાળીયા બંધાઇ રહ્યાની તારીખથી દશ વર્ષ વીતી ગયા પછી સદરહુ પ્રકારનું નુકશાન થયું હશે તો તે કામની તજવીજ તે કામની હકીકતનો વિચાર કર્યા પછી આલીજનાબ ગવર્નર જનરલ સાહેબના એજન્ટ તે વખતે જેમ ઠરાવશે તેમ કરવો.

## ૭ પરચુરણ.

૩૩. એક ગામ અને બીજા ગામ વચ્ચે ખરેખર સીમાડા બાબત તકરાર ન હોય પરંતુ એક ફલાણું ગામ અથવા ગામો એક સંસ્થાનનાં છે કે બીજા સંસ્થાનનાં છે એ બાબત તકરાર હોય તો આવાં કામને આ કાનુન કારણ પરત્વે લાગુ થશે. પછી તે ગામોની વચ્ચે સીમાડા બાબતની તકરાર હોય કે ન હોય તોપણ એ વાતની ચિંતા નથી.

૩૪. પાછલી કાનુનમાં કહેલા મુકરદમામાં, મહીકાંઠા અને વડોદરા તથા પાલણપુર અને વડોદરાની દરમિયાનની તકરારના મુકરદમામાં સને ૧૮૨૦ની સાલમાં તથા રેવાકાંઠા અને વડોદરાની દરમિયાનની તકરારના મુકરદમામાં સને ૧૮૨૫ની સાલમાં, અને બ્રિટિશ ડિસ્ટ્રિક્ટો અને વડોદરાની દરમિયાનની તકરારના મુકરદમા સને ૧૮૨૬ની સાલમાં જેનો કબજો હશે તેનો હક્ક ઠરાવવામાં આવશે. પરંતુ ત્યારપછી યોગ્ય અધિકારીએ તે કામમાં બીજી રીતે ઠરાવ્યું હશે તો અથવા પચાસ વરસની મુદત સુધી હરકત કર્યાં વગર તથા તકરાર લીધા વગર પ્રતિકૂળ કબજો પુરવાર કરવામાં નહિ આવ્યો હશે તોજ ઠરાવવામાં આવશે.

૩૫. કોઇપણ પાછલી કાનુન પ્રમાણે નિકાલ કરેલા દરેક મુકરદમાનો મુખત્યારોને પોતે જે ગુજરાતી કાગળોની નકલો આપી હશે તે સહિત બાઉન્ડરી ઓફિસરે ઉત્તર વિભાગના રેવન્યુ કમિશ્નર સાહેબને ઇંગ્રેજી રિપોર્ટ કરવો.

# સરહદી બખેડાના કેસોની હકુમત બાબત.

આમાં બતાવેલ સરહદી બખેડા એટલે સરહદી ગામો વચ્ચે ગોચર, પાણીના પ્રવાહ અને બીજા સરહદ ઉપરના હક્ક સંબંધી તકરારને લીધે જે બખેડા થાય તે, અને આવા બખેડામાં જે બીજા ગુન્હા થાય તેનો સમાસ થાય છે.

| નંબર | ગુન્હાની જગા. | કોણ તપાસ ચલાવી શકે. | અપીલ, ફેરી તપાસ વગેરે. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | વડોદરાની હદ. | વડોદરા રાજ્યની સ્થાનીક કોર્ટ. | વહીવટ મુજબ વડોદરા રાજ્યના અમલદારો. | વડોદરા રાજ્ય શિવાયની બીજી રૈયત વડોદરા રાજ્યની કોર્ટના કૃત્યથી નારાજ થાય તો એજન્ટ ગવર્નર જનરલ કામના કાગળો મંગાવી ઇનસાફ થયો છે કે નહિ, તેની ખાત્રી કરી અને તે અમલદારને જો કારણ જણાય તો વડોદરાની કોર્ટના કૃત્ય સંબંધી સરકારને વ્યાજબી લાગે તેવી સલાહ આપે. પોલિટિકલ એજન્ટ અથવા બીજા સંબંધ ધરાવનાર બ્રિટિશ અધિકારીની સુચના ઉપરથી એજન્ટ ગર્વનર જનરલ ઉપર મુજબ પગલું ભરશે. |
| ૨ | બ્રિટિશ હદ. | સ્થાનિક બ્રિટિશ કોર્ટ. | વહીવટ મુજબ બ્રિટિશ અધિકારી. | રિમાર્કસની જરૂર નથી. |
| ૩ | બીજાં દેશી સંસ્થાનની હદ. | ત્યાં જે અધિકારી આવા ગુન્હાની તપાસ ચલાવતો હોય તે. | ત્યાં આવા ગુન્હાની અપીલો જે અધિકારી સાંભળતો હોય તે. | ૩—૪ કોલમમાં બતાવેલ અધીકારી પોલિટિકલ એજન્ટ ન હોય તો તે જગાના પોલિટિકલ એજન્ટને કામના કાગળો મંગાવી ઇનસાફ થયો છે કે નહિ તેની ખાત્રી કરવા અધિકાર છે, અને પોલિટિકલ એજન્ટને કારણ જણાય તો |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | વ્યાજબી લાગે તેવી સલાહ ત્યાંના દરબારને આપશે. આ બાબતમાં એજન્ટ ગવર્નર જનરલ અથવા તો નારાજ થયેલ પક્ષકારની સૂચના ઉપરથી પો. એ. પગલું ભરશે. આવી જાતનાં કામોમાં વડોદરા સંસ્થાન હકુમત સંબંધી તમામ તકરારો છોડી દેછે. |
| ૪ | શક પડતી અથવા બન્ને હદ જ્યાં વડોદરા અને બ્રિટિશ હદમાં હોય ત્યાં. | સ્થાનિક બ્રિટિશ કોર્ટ. | વરિષ્ટ મુજબ બ્રિટિશ અધિકારીઓ. | |
| ૫ | શક પડતી અથવા બન્ને હદ જ્યાં વડોદરા અને બીજા દેશી સંસ્થાનની હદ હદમાં હોય ત્યારે. | એજન્ટ ગવર્નર જનરલ પોતાના તાબાના અમલદારો અથવા તો વડોદરા રાજ્યના અમલદારની નીમણુક કરે તે અને બીજી બાજુએથી સંસ્થાન ઉપર દેખરેખ રાખનાર પોલિટિકલ એજન્ટ અથવા તો નામદાર મુંબાઇ સરકાર જે અમલદાર નીમે તે બન્નેથી બનેલી સ્પેશિયલ કોર્ટ. આ કોર્ટના બન્ને મેમ્બરો જુદા પડે તો એજન્ટ ગવર્નર જનરલે કામનો ફેંસલો કરવો. | સ્પેશિયલ કોર્ટે એકમતથી આપેલા ચુકાદા ઉપર એજન્ટ ગવર્નર જનરલને ત્યાં અપીલ ચાલશે. એજન્ટ ગવર્નર જનરલે આપેલો ચુકાદો બ્રિટિશ સરકારના અધિકાર તથા દેખરેખ નીચેનો ગણાશે. | આમાં બતાવેલ સ્પેશિયલ કોર્ટ ઇન્ડિયન પીનલકોડ તથા ક્રીમીનલ પ્રોસિજર કોડના આધાર પ્રમાણે ચાલશે. આવી કોર્ટે કરેલી મોતની શિક્ષા અથવા તો જીંદગી પર્યંતની શિક્ષા માટે એજન્ટ ગવર્નર જનરલની મંજુરી લેવી જોઇએ. આવી સ્પેશિયલ કોર્ટની નજરમાં જે સ્ટેટ ગુન્હેગારને કરેલી શિક્ષા અમલમાં લાવવા માટે શક્તિમાન છે એમ લાગે, તેને ગુન્હેગાર સોંપશે. જે અમલદારોથી સ્પેશિયલ કોર્ટ કરવામાં આવી હોય તે તે અમલદારો આ બાબતમાં જુદા પડે તો દરેક સ્ટેટે પોતપોતાની રૈયત ઉપર થયેલ શિક્ષાનો અમલ કરવો. |

સહી. **પી. એસ. મેલવીલ.**

એજટ ટુ. ધી. ગવર્નર જનરલ વડોદરા.

# વડોદરા રાજ્યથી થયેલો નિયમ.

## પરિશિષ્ટ ( થ ) ( જુઓ કલમ ૧૪૨ ).

૧. સરહદી સિમાડા કાયમ થઇ બન્ને રાજ્યની સમ્મતીથી અને બન્ને રાજ્યના ખર્ચેથી થએલાં હોય એવાં હદ નિશાનમાં બિલકુલ ફેરફાર કરવો નહીં. એવાં હદનિશાન સરખાં હોતાં નથી. સબબ જે વખતે જે પ્રમાણનાં તથા જે જાતનાં થયેલાં હોય તેજ ટકાવી રાખવાં જોઇએ અને એવાં હદનિશાન પૈકી સરવે વખતે થએલાં હદનિશાન પછી તે માટીનાં હોય પત્થરનાં હોય કે જીવતી વાડ હોય તે ઇ. સરકારના ખર્ચે દુરસ્ત કરાવવી. એવીજ રીતે પારકા રાજ્યમાંથી જે વખતે સરવે થશે તે વખતે એ હદનિશાન દુરસ્ત કરવાની. તે રાજ્યની ફરજ સમજવી અને એ સિવાયના પ્રસંગે હમેશને વાસ્તે એવાં હદનિશાન બન્ને રાજ્યના નિમોનિમ ખર્ચે દુરસ્ત કરવાની ફરજ સમજવી.

૨. દરસાલ પાણી કરતી વખતે પટેલ તલાટીએ પરહદના સિમાડાની હદનો અને તે ઉપરના હદનિશાનનો ખાસ તપાસ કરવો અને તે બાબતની હકીકત પાણીપત્રક દાખલ કરી સોબતના નમુના નિશાની ( ૯૨ ) મુજબનું પોતાની સુપ્રતમાંનાં તમામ ગામોનું જુદુ જુદુ પત્રક રાખી તેમાં તપાસની હકીકત દાખલ કરવી અને જે હદનિશાન પરહદ તરફથી દુરસ્ત થવાનાં હોય તથા જે બન્ને રાજ્યના ખર્ચે દુરસ્ત થવાના હોય તે બદલ વહિવટદાર અગર મહાલકરી તરફ રિપોર્ટ કરવો અને જે હદનિશાન ઇ. સરકાર તરફથી જ દુરસ્ત થવાનાં હોય તે પૈકી ધારણ કરેલી જમીનના લગતાં હદનિશાન તે જમીન ધારણ કરનારથી દુરસ્ત કરાવી લેવાની તજવીજ કરવા અને ત્યારબાદ જ્યારે જ્યારે સિમાડાના હદનિશાનમાં ફેરફાર થાય અગર નાદુરસ્ત થાય અગર ઠરેલી હદ બહાર કાંઇ દબાણ થાય તો તેનો પણ ઉપર મુજબ ફરી તપાસ કરી રિપોર્ટ કરવાની તથા દુરસ્ત કરવાની તજવીજ કરવી.

૩. પાણી કરતી વખતે સરહદી હદનિશાનની માફકજ સરહદી છેડા ઉપર આવેલાં ઇ. સરકારની હદનાં તમામ ઝાડોનો ચોક્કસ તપાસ કરી પાણીપત્રકે જે તે નંબરના શેરના આસનમાં ઝાડના ટુંક વર્ણન સાથે પ્રત્યેકની માલકીની હકીકતસહ શેરા લખવા તથા એવી સરહદી લાઇન ઉપર કોઇ શખસ નવીન ઝાડ ઉછેરે નહી એવી તજવીજ રાખવી.

૪. કલમ ૨ મુજબ પટેલ તલાટીના રિપોર્ટ આવે તે તથા આગળની કલમ ૭ મુજબ તપાસણી અમલદાર તરફથી ઑડિટ આવે તો તે અથવા કલમ ૫ મુજબ વહિવટદાર મહાલકરી એમણે પોતે તપાસણી કરતી વખતે જણાઇ આવેલી ખામીઓનું લખાણ તે ગામ જે તજવીજદારની સુપ્રતમાં હોય તે તજવીજદાર તુરત મોકલવાં. તજવીજદારે પોતાની સુપ્રતનાં ગામો પૈકીના તમામ સરહદી સિમાડાનાં હદનિશાન તપાસવાં તથા વહિવટદાર મહાલકરી તરફથી આવેલા રિપોર્ટો કે લખાણો વિષે ખાત્રી કરી તેમાં જે હદનિશાન નાદુરસ્ત જણાય કવા ઠરેલી હદબહાર દબાણ થએલું જણાય તે બાબત જે હદનિશાન પરહદ તરફથી દુરસ્ત થવાનાં હોય તથા જે બન્ને રાજ્યના ખર્ચે દુરસ્ત થવાનાં હોય તે બાબત પ્લૅન એસ્ટિમેટ

જરૂર પુરતો સ્કેલથી સરહદનો નકશો તૈયાર કરી તે પુરી હકીકતસહ વહિવટદાર
કરી તરફ મોકલવો અને જે હદનિશાન ખ. સરકારના ખર્ચે દુરસ્ત થવાનાં હોય તે
શાન તે નિશાનવાળી જમીન ધારણ કરનારથી દુરસ્ત કરાવી લેવાની તજવીજ કરવી.

૫. વહિવટદાર મહાલકરી એમણે પોતાની સુપ્રતનાં ગામોના સરહદી સિમાડાનો
૨૫ પચીસ ટકા પણ પાંચ સિમાડા કરતાં કમી નહીં એટલા સિમાડાનો અનુક્રમે દર-
નિમતાણો લેવો અને તેમાં જે હદનિશાન નાદુરસ્ત જણાય તે દુરસ્ત કરાવવાની અને
ડાની હદનું દબાણ થએલું જણાય તે બાબત આ પરિશિષ્ટના ધોરણ તથા નિબંધ
ને અનુસરી સત્વર તજવીજ કરવી અને કલમ ૪ તથા કલમ ૮ મુજબ આવેલા રિપોર્ટ
થી અથવા ઇતર કોઇ કારણથી પોતે જાતે સ્થળ ઉપર જઇ તપાસ કરવો જરૂરનું
ય તો તે કરી, બાદ તે સંબંધમાં પરહદમાંથી હદનિશાનની દુરસ્તીના ખર્ચની રકમ મંગા-
સારૂ અથવા ઇતર કોઇ યોગ્ય કારણસર સરસુબા સિમાડા શાખામાં લખવું જરૂરનું છે
લાગેતો લખી મોકલવું અથવા કોઇ અમલદારનું તપાસણીનું ઑડિટ હોય તો તેમના
પુરી હકીકતનો રિપોર્ટ મોકલવો.

૬ સરસુબા સિમાડા શાખામાંથી સરહદનાં હદનિશાનની દુરસ્તીના ખર્ચ બદલની રકમ
દમાંથી આવ્યા પછી, આ સરકારની ખર્ચ બદલની મંજુરી મળ્યા તારીખથી ૭ માસની
અથવા એ મુદતમાં દુરસ્તી થઇ શકવા જેવી ન હોય તો સરસુબાની મંજુરીથી જે
ઠરાવી લીધી હોય તે મુદતમાં વહિવટદાર, મહાલકરી એમણે તે હદનિશાન દુરસ્ત
વાં અને તે બદલની સરસુબા કચેરીની સિમાડા શાખામાં જાહેરાત આપવી; પરંતુ હદ-
ાન દુરસ્ત કરવામાં પ્રથમના હદનિશાનના કદમાં ફેરફાર ન થાય એ ખાસ ધ્યાનમાં
વું. કોઇ પીલર નાબુદ થયો હોય અને તેના બદલે નવીન પીલર કરવો હોય અથવા
રિફિકેશન થએલા સિમાડા ઉપર કે બીજા કોઇપણ સિમાડા ઉપર નવીન પીલર કરવો
તો તે ઉંચો ફુટ અઢી પૈકી બે ફુટ જમીનમાં ઘાલવો અને અડધો ફુટ બહાર રાખવો
તે ઉપરાંત અડધા ફુટનું કાંકરેટ કરવું અને પીલરનું માથું ડેરાકાર કરવું જોઇએ.

૭. વિભાગના નાયબ સુબાએ પોતાના વિભાગના એકંદર સરહદી સિમાડા પૈકી સેંકડે
ટકાનો અને પ્રાંતના સુબાએ પ્રાંતના બની શકે એટલા સરહદી સિમાડાનો ફરતી વખતે
તાણો લેવો અને તેમાં જે કાંઇ ખામી જણાય તે બાબત વહિવટદાર મહાલકરીને
ટ આપી યોગ્ય તે તજવીજ કરવા લખવું.

૮. પ્રાંતના નિમાયલા સિમાડા શાખાના સરવેયરોએ પોતાની સુપ્રતના પ્રાંતના સરહદી
ડાના સવડ પ્રમાણે પરંતુ જે દિવસે બીજી કાંઇ પણ કામગિરી ન હોય તે દિવસે સરા-
એક સરહદી સિમાડાના હદનિશાનનો નિમતાણો લેવો અને નાદુરસ્ત હદનિશાન વિગેરે
ત ટ્રેસિંગસહ વહિવટદાર, મહાલકરી તરફ યોગ્ય તે તજવીજ થવા લખવું.

૯. સિમાડા કામદારે વગડાની મોસમમાં પોતાની સુપ્રતના પ્રાંતમાં ફરતા રહી બની
ત્યાંસુધી પ્રાંતના દરેક તાલુકામાં તપાસણીનું કામ દરસાલ કરવું જોઇએ અને પોતાની
ના પ્રાંતના સરહદી સિમાડા અનુક્રમે સર્વે તપાસ્યા સિવાય એક વખત તપાસેલા સરહદી
ડાની ખાસ કારણ સિવાય ફરી તપાસણી કરવી નહીં તથા તપાસણી કરવાની તે જે

દિવસે બીજી કામગિરી ન હોય તે દિવસે સરાસરી એક સરહદી સિમાડાનાં હદનિશાન એ પ્રમાણથી તપાસણી કરવી અને તેમાં જે કાંઇ કમી જાસ્તી જણાય તે બદલ ટ્રેસિંગસહ વહિવટદાર મહાલકરી તરફ યોગ્ય તજવીજ થવા લખવું અને તે સિવાય સિમાડા કામદાર એમણે પોતાનું જેજે તાલુકામાં જવું થાય તે તે તાલુકા કચેરીના સિમાડા દફતરની દફતરખાતામાં ગએલાં દફતરોસહની તપાસણી કરવી અને તેમાં જે કાંઈ ખામી જણાયતે બાબત અધિકાર પરત્વે યોગ્ય તે ઇલાજો લેવા અથવા અધિકાર બહાર હોય તો સરસુબા કચેરીના સિમાડા શાખામાં લખી મોકલવું.

૧૦. એક્સ્ટ્રા આસિસ્ટંટ સરસુબા એમણે વગડામાં ફરતી વખતે સિમાડા કામદારે તપાસેલા તથા નહીં તપાસેલા સરહદી સિમાડાનો નિમતાણો લેવો અને જે તાલુકામાં જવું થાય તે તાલુકા કચેરીના તથા તે સ્થળે વિભાગ તથા પ્રાંત કચેરી હોયતો તે કચેરીના સિમાડા દફતરની એટલે સિમાડા સંબંધી ચાલુ તુમારો અને રેકર્ડ વિગેરેની તપાસણી કરવી.

**દુરસ્તી:**—આ. ૫. ભા. ૨ પાન ૧૨૪ તા. ૨૪-૧-૧૮ થી આ કલમ સુધરી છે.

૧૧. સરહદી હદનિશાનની તપાસણી કરનાર દરેક મુલકી અમલદારે તપાસણી કરતી વખતે ખાસ નીચેની વાતો તરફ ધ્યાન આપવું એટલે—

(क) જ્યાં સિમાડા નક્કી થઇ પાકા નકશા થએલા હોય ત્યાં તે ગામના સરવેના નકશાના આધારે વગડાનો અને નકશાનો મેળ પડે છે કે નહીં તે જોવું અને જ્યાં સિમાડા નક્કી થએલા ન હોય ત્યાં તે થતા સુધી ગામના ચાલુ નકશા મુજબ વગડાની તપાસણી કરવી.

(ख) સિમાડાનાં હદનિશાન તથા હદ જોઇ તે નકશા તથા નિયમસર છે કે કેમ ? સિમાડાની હદ કાયમ છે કે તે ઉપર દબાણ થયું છે. અને સિમાડાની લાઇન ઉપર કોઇએ નવીન ઝાડ ઉછેર્યું છે કે કેમ એ જોવું અને જ્યાં એવા સિમાડા ઉપર જંગલ આવેલું હોય ત્યાં જંગલખાતા તરફથી થયેલી હદરેષા શુરક્ષિત રીતે રહી છે કે કેમ એ જોવું.

(ग) સરહદી સિમાડાને લાગેલી સરકારી પડતર જમીન નિયમની કલમ ૨૧ મુજબ અથવા કલમ ૧૩ માં બતાવેલા પરિશિષ્ટ (ख) મુજબ ખેડવા કે ઉપભોગ કરવા આપવાના સંબંધમાં સ્થાનિક અમલદારો તરફથી તજવીજ થએલી છે કે કેમ અને પરિશિષ્ટ (ख) માં ઠરાવેલા ધોરણે લોકો જમીન રાખવા ખુશી છે કે કેમ તથા ખુશી છતાં તેમને આપવાની વખતસર તજવીજ થઇ નથી કે શું એ જોવું.

(घ) સરહદી સિમાડાની લાઇને ઉપર તગાવી આપીને અગર ઇતર રીતે કુવા કરાવવા લોકોને યોગ્ય ઉત્તેજન આપવામાં આવ્યું નથી કે શું અને એવી રીતે લોકો કુવા કરવા ખુશી છે કે કેમ ?

(ङ) સરહદી સિમાડા અને તે હદનિશાનની તથા સરહદી લાઇન ઉપરનાં ઝાડોની હકીકત પાણીપત્રકમાં બરોબર લખાએલી છે કે કેમ અને તેનો સ્થાનિક અમલદારો તરફથી નિમતાણો થઇ તે બાબતના શેરા લખાયલા છે કે કેમ ? અને

(ख) સરહદી સિમાડાની લાઇન ઉપર વડોદરા, કડી અને નવસારી પ્રાંતની બાબતમાં જરાયત જમીન હોય તો એક ક્યુબીટ અને બાગાયત અથવા ક્યારી જમીન હોય તો અડધો ક્યુબીટ જમીન અને અમરેલી પ્રાંતની બાબતમાં હાલ ચાલતા વહિવટ મુજબ જમીન ખેડયા વગર રાખવામાં આવેલી છે કે નહી તે જોવું.

વટહુકમ અંક ૨ તા. ૯–૧૨–૦૪ આ. ૫. પા. ૨૩૪ સંવત ૧૯૬૧—સરહદી સિમાડાના નિમતાણા નિયમ પ્રમાણે બરોબર થાય છે કે નહીં તે જણાઇ આવવા સારૂં દરસાલ જુન આખરે પત્રક મોકલવું અને તે પ્રમાણે પત્રક ન આવે તો કસુરદારનો પત્રક મોકલતાં સુધી દરરોજ દંડ રૂ. ૦–૧–૦ પ્રમાણે જારી થશે અને આ હકીકત વર્ષ આખર એકત્ર કરવામાં વિલંબ થવાનો સંભવ હોવાથી તેમ નહીં થવા સારૂં નમુના પ્રમાણેનું રજીષ્ટર દરેક કચેરીમાં રાખી તેમાં સિમાડાવાર હકીકત દરરોજની ડાયરી લખતી વખતેજ લખી એકંદરીની તારીજ કરવી.

વટહુકમ અંક ૨ તા. ૨૫–૮–૦૫ આ. ૫. પા. ૧૫૫ સં. ૧૯૬૨—સરહદી સિમાડાના નિમતાણા ગમે તે પ્રમાણે ન લેતાં નિયમ પ્રમાણે દરવર્ષે જેટલા સિમાડાનો નિમતાણો લેવાનું ઠરેલું છે તેટલા પરહદના સિમાડાની સંખ્યા એક ભાગમાં આવવી જોઇએ અને એકંદર સરહદના વધારેમાં વધારે ચાર ભાગ પાડી એક પછી એક ભાગનો નિમતાણો દર વર્ષે લેવાનો ઠરાવવો અને તેની ખબર વર્ષ શરૂ થતાંજ સિમાડા શાખા તરફ તાલુકામાંથી આપવી.

વટહુકમ અંક ૩ તા. ૨૫–૮–૦૫ આ. ૫. પા. ૧૫૫ સં. ૧૯૬૨ વિભાગના નાયબ સુબા તરફથી પણ ગમે તે પ્રમાણે નિમતાણાનું કામ ન થતાં પોતાના વિભાગના સરખા ચાર ભાગ પાડી દરેક ભાગના સિમાડા કેટલા તે મુકરર કરવા અને તે પ્રમાણે દરેક ભાગમાં અનુક્રમે દરસાલ સેંકડે ૭ ટકા જેટલી તપાસણી કરી દરસાલ તે સિવાયના બીજા મહાલોમાં દેખરેખ વિગેરે રહેવા સારૂ થોડી થોડી તપાસણી કરી સેંકડે દસ ટકાનું ધોરણ પુરૂ કરવું અને તે પ્રમાણે પોતાના વિભાગનું પત્રક તૈયાર કરી તેની પ્રત સિમાડા શાખા તરફ તા. ૧૫–૧૦–૦૫ ની અંદર મોકલવી અને જુન આખરે આપનારા પત્રકમાં કિયા સિમાડા તપાસ્યા તેની હકીકત લખવાની તજવીજ કરવી.

વટહુકમ અંક ૧ તા. ૧૭–૧૨–૧૪: ૧–૨ તા. ૨૧–૯–૧૬ તથા ૨ તા. ૫–૩–૨૧ આ. ૫. પા. ૯૮૬ સં. ૧૯૭૧, ૩૦૭ સં. ૧૯૭૩ તથા ૧૨૦૦ સં. ૧૯૭૭ સિમાડાની તકરારના કામમાં પરહદમાં લખાણ કરતાં પહેલાં સિમાડા શાખાની પ્રથમ પરવાનગી મેળવવી જોઇએ તથા દબાણનું પત્રક દરમાસે તા. ૧૦ ની અંદર મોકલવું તથા પત્રકમાં કેવી રીતે હકીકત લખવી તે બાબતના ખુલાસા તથા લેવાયલા નિમતાણાની હકીકત બીજા માસની તા. ૧૦ સુધીમાં મોકલવી.

વટહુકમ અંક ૪ તા. ૧૭–૬–૧૫ આ. ૫. પા. ૧૯૮૮ સં. ૧૯૭૧—બ્રિટિશ હદના તથા આ હદના અમલદારોએ નકશા તથા ઇતર કાગળો અરસપરસ થોડા વખતના માટે આપવા.

વટહુકમ અંક ૪૮ તા. ૨૦—૭—૧૫ આ. ૫. પા. ૨૨૭૬ સં. ૧૯૭૧—વાડો કાપવા સંબંધે બ્રિટિશ સરકાર તથા ઈ. સરકાર વચ્ચે પત્રવ્યવહાર કરવાનું ધોરણ.

વટહુકમ અંક ૩૦ તા. ૨૩–૩–૧૬ આ. પ. પા. ૧૪૩૪ સં. ૧૯૭૨—સરહદી પીલર નવીન કરાવવાના ખર્ચને બજેટનો આક્ષેપ લેવો નહીં.

જાહેરાત અંક—૧ તા. ૧૦–૭–૧૬ આ. પ. પા. ૨૧૨૬ સં. ૧૯૭૨—સરહદી સિમાડા સબંધી નિમતાણા કયા ધોરણે લેવા તથા તે સંબંધે જાહેરાત આપવાનાં ધોરણ સંબંધી વટહુકમ અંક ૨ તા. ૯–૧૨–૦૪ તથા ૨–૩ તા. ૨૫–૭–૦૫ ના એ ત્રણ વટહુકમો અમલમાં છે એમ સમજી તે પ્રમાણે ધોરણ રાખવું.

વટહુકમ અંક ૩ તા. ૯–૧૧–૧૬ આ. પ. પા. ૫૧૨ સં. ૧૯૭૩—સિમાડાખાતાના માણસોને ટોળીનાં માણસો આપવાનો બંદોબસ્ત જે તે મહાલ અમલદાર તરફથી રાખવો.

વટહુકમ અંક ૩ તા. ૧૬–૪–૧૮ આ. પ. પા. ૧૩૬૮ સં. ૧૯૭૪—હદનિશાનની દુરસ્તીમાં તેના સંરક્ષણ માટે વાડ કરવાનો પણ સમાવેશ થાય છે.

વટહુકમ અંક—૧ તા. ૭–૯–૧૮ આ. પ. પા. ૩૦૮ સં. ૧૯૭૫ પરહદમાંથી આવેલાં લખાણોના જવાબ તુમાર રૂપે ન વાળતાં છુટાંલાયદા લખાણથી વાળવા.

વટહુકમ અંક ૨ તા. ૨૧–૫–૧૯ આ. પ. પા. ૧૬૬૦ સં. ૧૯૭૫—સરહદી સિમાડા ઉપરની પડતર પટ્ટીઓ જે તે લાગુ નંબરમાં સામેલ કરવી.

વટહુકમ અંક ૧ તા. ૨૬–૮–૨૦ આ. પ. પા. ૨૬૭ સં. ૧૯૭૭—સરહદી હદનિશાનની દુરસ્તી માટે શી શી તજવીજ કરવી તે અંગેના નિયમો.

—:o:—

## આજ્ઞાપત્રિકા—તારીખ ૧૬ માહે સપ્ટેમ્બર સન ૧૯૨૦ મિતી ભાદ્રપદ સુદ ૪ સંવત ૧૯૭૬ પાન ૨૩૭.

શ્રી

### મહાલાનિહાય સરસુબા કચેરી

### સિમાડા શાખા

### વટહુકમ નંબર ૧ સંવત ૧૯૭૭.

### વિષય—સરહદી હદનિશાનની દુરસ્તી.

હ. સરકાર સાથે બ્રિટિશ સરકાર તથા બીજાં દેશીરાજ્યોને લગતી સરહદ ઉપરના સરહદી હદનિશાન દુરસ્ત કરવા સંબંધે નિયમો કાયમ તરીકે અમલમાં આવ્યા બાબત.

મથાળે જણાવેલા વિષય સંબંધે અત્રેથી હજુર પોલિટિકલ ઑફીસ મારફત રેસિડેન્સીમાં લખાણો ચાલતાં સદરહુ નિયમોના જુદા જુદા રાજ્યોના લાગુપણા બાબત વટહુકમ નંબર ૨ સંવત ૧૯૬૯ વટહુકમ નં. ૨ સંવત ૧૯૭૧ તથા વટહુકમ નં. ૫ સંવત ૧૯૭૧ ( જે આજ્ઞાપત્રિકા તા. ૧૭–૪–૧૩ તા. ૧૭–૬–૧૫ તથા તા. ૮–૭–૧૫ માં અનુક્રમે

છાપવામાં આવ્યા છે. ) આ કચેરીથી કાઢવામાં આવ્યા છે. આ લાગુપણાની જે પાંચ વર્ષની મુદ્દત તે તારીખ ૧૮ માહે જુલાઇ સને ૧૯૧૮ ના રોજ પુરી થતી હોવાથી તે મુદત પછી આ નિયમો આગળ ચાલુ રાખવા કે કેમ તે સંબંધે ચારે પ્રાંતમાંથી અભિપ્રાયો મંગાવેલા તે અનુકૂલ આવવાથી આ નિયમો કાયમ તરીકે અમલમાં રહેવા અત્રેથી હજુર પોલિટિકલ ઓફીસ મારફતે રેસિડેન્સીમાં લખાઈ ગયું હતું તે ઉપરથી સદરહુ નિયમો કા- યમ માટે અમલમાં રહેવાના મુંબાઇ સરકાર તરફથી માર્જીનમાં બતાવેલા પ્રદેશો માટે તેના સામે લખેલા રેસિડેન્સી પત્ર દ્વારા સમન્ત લખાઈ આવી છે તે લાગતા વળગતા સ્થાનિક અધિકારીઓને જાણ તથા અમલ થવા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| (અ) | બ્રિટિશ જીલ્લાઓ તથા ડાંગ સિવાય બ્રિટિશ રાજસત્તા નીચે આવેલા પ્રદેશ. | રે. પત્ર અંક ૬૨૨૩ તા. ૧૫–૫–૧૯ |
| (બ) | વરસોડા તાલુકા સિવાયના રેવાકાંઠા, મહીકાંઠા તથા પાલણપુર એજન્સીમાંના દેશી સંસ્થાનો | ,, |
| (ક) | વાંસદા, સચીન તથા ખંભાત સંસ્થાનો | ,, |
| (ડ) | વરસોડા તાલુકો | રે. પત્ર અંક ૫૯૭૨ તા. ૧૪–૫–૨૦ થી |

૨. સદરહુ નિયમો સર્વેના જાણ માટે ફરી આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

## નિયમો.

ગુજરાતી.

વડોદરા રાજ્ય અને (અ) બ્રિટિશ જીલ્લાઓ તથા ડાંગ સિવાય બ્રિટિશ રાજસત્તા નીચે આવેલા પ્રદેશ (બ) રેવાકાંઠા, મહિકાંઠા અને પાલણપુર એજન્સીઓમાં આવેલાં દેશી સંસ્થાનો અને (ક) વાંસદા, સચીન તથા ખંભાત સંસ્થાનો સાથેની સરહદ ઉપરનાં સરહદી નિશાન દુરસ્ત કરવાની બાબતમાં કામ કરવાની પદ્ધતિ સંબંધી નિયમો.

(૧) જે પક્ષને કોઇપણ સરહદી હદનિશાન નાદુરસ્ત જણાય તેણે દુરસ્તી કરવાનું કામ હાથ ઉપર લેવું અને સામા પક્ષને તાબડતોબ ખબર આપી તેજ વખતે દુરસ્તી ખર્ચનો અંદાજ મોકલી દેવો.

(૨) ઉપર પ્રમાણે ખબર તથા ખર્ચનો અંદાજ મળતાં સામા પક્ષે કામ ઉપસ્થિત કરનાર પક્ષ તરફ અંદાજ ખર્ચની નિમે રકમ તાબડતોબ મોકલી આપવી. દુરસ્તી શરૂ કરવાની તારીખ બાબત સામા પક્ષને વખતસર નોટીસ આપવી જોઇએ એટલે તે પક્ષને જરૂર જણાયે દુરસ્તી ચાલતી વખતે પોતાના અમલદાર હાજર રાખે.

(૩) દુરસ્તી પુરી થયા બાદ થયેલો નિવળ ખર્ચ બન્ને પક્ષોએ સરખો વહેંચી લેવો તથા સામા પક્ષ તરફથી અગાઉ આવેલી રકમમાં જે કાંઇ વધઘટ કરવાની જરૂર પડે તે કરી લેવી.

(૪) બન્ને પક્ષના અમલદારોએ કામ પુરૂ થયા બાબત તથા ખરેખર થએલા ખર્ચના નીમોનીમ ભાગ પ્રમાણે વધઘટ કરી લીધા બાબત એકત્ર મળી સર્ટિફીકેટ આપવું. તા. ૨૬ માહે ઑગસ્ટ સને ૧૯૨૦.

G. B. T. L. G. G. Sd/-G. R. Nibalker.

**મહાલાનિહાય સરસુબા.**

શ્રી.

**મહાલાનિહાય સરસુબા કચેરી, સિમાડા શાખા.**

વટહુકમ અંક ૧ સંવત ૧૯૭૯.

**વિષયઃ— સરહદી હદનિશાન.** સરહદી હદનિશાન જે પ્રકારનાં હોય તેજ કાયમ રાખવા ઠરાવ્યા બાબત.

**સરહદી હદનિશાનો કાયમ રાખવાનાં છે તેવું ઠર્યા બાબત.**

સરહદી સિમાડાનાં હદનિશાનો જે જે પ્રકારનાં હોય તેજ કાયમ રાખવાનાં છે. ફેરવવાનાં નથી. આ બદલ મે. નૉર્ધન ડિવિઝન લેંડ રેકર્ડ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ અમદાવાદ તરફ યાદી અંક ૯૩૧ તા. ૯–૧૨–૨૧ ની લખતાં તેઓ સાહેબના અંક ૩૯૫ તા. ૨૩–૨–૨૨ થી નીચે પ્રમાણેના સરક્યુલરની નક્લ આ તરફ આવેલી છે.

સ. નં. ૧૭. **સરક્યુલર.**

નામદાર સરકારના ઠરાવ નં. ૧૦૫૨૭ તારીખ ૬–૧૧–૦૬ રેવન્યુ ડિપાર્ટમેન્ટના પેરિગ્રાફ ૨ માં બાણુના બદલે લોકાની સગવડતાપર નજર રાખી ખાસ કેસોમાં તેમની અરજી ઉપરથી પત્થરનાં હદનિશાનો કરવા દેવા મંજૂર થએલું છે પણ સરહદ ઉપર જે નિશાનો હોય છે તે સામાં રાજ્યોના નકશામાં બતાવેલાં હોય છે અને તે કાયમનાં નિશાનો છે માટે એવા સરહદી તથા સિમાડાનાં નિશાનો જે જે પ્રકારનાં હોય તેના તેજ કાયમ રાખવાનાં છે તે નિશાનો ફેરવવા લોકાની સગવડતા ઉપર વિચાર કરવાનો નથી માટે સિમાડા અને સરહદી નિશાનો બે પ્રકારના હોય તેના તેજ હાલમાં નવીન રૂલ પ્રમાણે નિશાનોનું કામ કરતી વખતે સરકલ ઇન્સ્પેકટરો કાયમ રાખે તેવો તેમના ઉપર તાલુકેથી હુકમ થવા તજવીજ થવી. તા. ૧૧ માહે માર્ચ ૧૯૦૮.

**મે. મા. ઇ. સાહેબો.**

તાલુકાના મામલતદાર સાહેબો.

આજમ મહાલકારી સાહેબ વાલોડ એ. આર. બી.

ડિ. એગ્રિ. ઇ. સાહેબ. કલેક્ટર સુરત.

મે. સુપ્રરિ. લેંડ રેકર્ડસ એન્ડ એગ્રિ. સાહેબ રવાના.

દરેક જીલ્લે ભલામણ કરી છે માટે ફૈસલે. તારીખ ૭–૩–૦૮.

**આર. જી. ગાર્ડન.**

**સુપરિ. લેંડ રેકર્ડ ઉ. વિભાગ.**

ખરી નકલ.

**એમ. એમ. ભરૂચા.**

હેડ ક્લાર્ક લેંડ રે. ઉ. વિ.

સદરહુ નકલ અહીંનો વહિવટી ફાઇલેની ફે. નં. ૩૨૦/૭૮ ઉપર નિકાલે રાખી છે. તેથી ઉપર પ્રમાણે જ્યાં પરહદ તરફથી અમલ થતો ન હોય ત્યાં ઉપર પ્રમાણેનો આધાર બતાવી તે પ્રમાણે અમલ થવા મહાલેથી પરભારે પરહદમાં લખી સરહદી હદનિશાનો જે મુકરર કર્યા હોય તેના તેજ કાયમ રહે તેવી તજવીજ રાખવી જોઇએ. આ પ્રમાણે તજવીજ ઇ સરકાર સાથે લાગનારી બ્રિટિશ સરહદ સાથેનાં હદનિશાનો માટે થવાની છે. તપાસણી કરનાર અમલદાર સાહેબોએ પણ ઉપર પ્રમાણે તજવીજ રહે તેવી મહેરબાનીથી દેખરેખ રાખવી જોઇએ તા. ૧૨ માહે જૂન ૧૯૨૩.

ગો. વિ. ગોખલે,
આ. સરસુબા.

ગ. બ. આંબેગાંવકર,
મા. સરસુબા.

શ્રી.

**મા. સરસુબા કચેરી મુલકી ખાતું. (સિમાડા શાખા.)**

જાહેરાત અંક ૧ સંવત ૧૯૮૦.

વિષય:—તારનું ટુંકું સરનામું.

મથાળે બતાવેલા વિષયના સંબંધમાં જાહેર કરવાનું કે સિમાડા શાખાને હરહંમેશ બ્રિટિશ રાજ્ય તથા બીજા રાજ્યો વિગેરે સાથે આ હદના સરહદી સિમાડાના કામે તારો કરવાનો તથા તારો આવવાનો પ્રસંગ આવે છે તેથી રેસિડેન્સી કચેરીના પત્ર અંક ૧૮૨૬૩ તા. ૧૯–૧૨–૨૩ થી તારનું ટુંકું સરનામું મંજુર થઇ હજૂર પોલિટિકલ કચેરીના પત્ર અંક એમ ૨૮૮૯ તા. ૨૪–૧૨–૨૩ થી લખાઇ આવેલ છે. તેમાં નીચે મુજબ ઠરી આવેલ છે તે લાગતાવળગતાની જાણ માટે તથા ઉપયોગમાં લેવા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| No. | Designation of the Officer. | Abbreviated Telegraphic Address | Place. |
|---|---|---|---|
| 1 | The Assistant Sar Suba, Boundary Branch. | "Boundaries" | Baroda. |

તારીખ ૨૫ માહે ડિસેમ્બર સને ૧૯૨૩.

ગો. વિ. ગોખલે,
અસિ. સરસુબા.

શ્રી.

## મા. સરસુબા કચેરી, ( સિમાડા શાખા. )

જાહેરનામું અંક ૨ સંવત ૧૯૮૦

વિષયઃ—**સરહદી સિમાડા બાબત.**

**સિમાડા સંબંધી કલમબંદી.**

આ જાહેરનામાથી તમામ લાગતાવળગતા અમલદારોને તથા લોકોને ખબર આપવામાં આવે છે કે, આ રાજ્યના ગામો સાથે બ્રિટિશ રાજ્યના ગામોના સિમાડાને લગતા કામોનો નિકાલ કરવા સંબંધી બન્ને રાજ્યના અનુમતીથી એક કલમબંદી ( કન્વેનશન ) મંજૂર થએલી છે. તે ધોરણે બ્રિટિશ રાજ્ય તરફથી મિ. સિ. ડી. કવી વિ. એ. આ કામ માટે પ્રતિનિધિ ( ડેલીગેટ નિમવામાં આવેલા છે અને આ રાજ્ય તરફથી મિ. ગોવિંદ વિશ્વનાથ ગોખલે એલ. એજી. પ્રતિનિધિ ( ડેલીગેટ ) તરીક નીમવામાં આવેલા છે. તે બન્ને મળી બ્રિટિશ સરહદને લગતાં કામોનો નિકાલ કરવાનું ઠરાવેલું છે.

**હાજર રહેવા કહેવા વગેરેનો અધિકાર.**

૨. જે જે તાલુકામાં આ કલમબંદી પ્રમાણે કામની શરૂઆત થશે તે તાલુકા અમલદારને અગાઉ ખબર આપવામાં આવશે. એ પ્રમાણે ખબર મળે જે તે તાલુકાના લગતા તકરારી કામો આ રાજ્ય તરફથી આવનાર પ્રતિનિધિ તરફ મોકલવાની તજવીજ કરવી. તેમજ તાલુકા રેકર્ડમાં તાલુકાના લગતા સિમાડા સંબંધી કાગળો હશે તે તાલુકા તજવિજદાર સાથે મોકલી દેવા અને તાલુકા અમલદારને હાજર રહેવા લખવામાં આવે ત્યારે જાતે હાજર રહેવું. સિમાડા સંબંધી વિશેષ હકીકત ધ્યાન ઉપર લેવા દેવી હોય તે સૂચવવી. આ કામે બનતી મદદ આપી કામમાં હરકત ન આવે એવી તજવીજ રાખવી.

**કલમબંદી પ્રમાણે કાગળો બનાવવાના તે.**

૩. આ કલમબંદીનો હેતુ એકંદર સરહદની બન્ને રાજ્યના અમલદાર મારફતે સંયુક્ત પાણી થઈ ચાલતી તકરારોનો નિકાલ થાય અને જે સિમાડાનો નિકાલ પ્રથમ સાધિકાર રીતે થએલો ન હોય તેમ નકશા, ફિલ્ડબુકો વિગેરે કાગળો બન્નેના રજુવાતે બનેલા ન હોય તેવા સિમાડાની માપણી કરી નવીન નકશા ફિલ્ડબુકો બનાવવી અને હદનિશાન થએલા ન હોય તે કરાવવા એ છે.

**સરહદ જાળવવા સારૂ આગળ ઉપર કેવી તજવીજ રાખવી.**

૪. આ પ્રમાણે કામ પુરૂં થએ આગળ ઉપર સરહદી સિમાડાની લાઇન મુકરર થએલી જાળવી રાખવી. કોઇ પ્રસંગે તકરાર ઉઠે તો તે બાબત કેવી તજવીજ રાખવી તે બાબત સૂચના પ્રસિદ્ધ કરવામાં આવશે તે પ્રમાણે વર્તવાનું છે.

**નિમાએલા અમલદારને બનતી મદદ આપવી.**

૫. આ કામમાં બન્ને રાજ્ય તરફથી વિશેષ મહેકમ રાખવામાં આવેલું છે અને તે કામે હરકત ન આવતા કામમાં ખોટી થાય નહીં એ પ્રમાણે બનતી મદદ સ્થાનિક અમલદારોએ સારાસાર વિચારથી આપવી જોઇએ.

**સરહદી ખેતરોનાં હદનિશાન.**

૬. હદનિશાન દુરસ્ત અગર નવીન કરવાના કામે તાલુકા અમલદાર તરફથી નિયમ પ્રમાણે કારીગર, મજુર વિગેરેની મદદ જે તે વખતે આપી તે વગર વિલંબે થાય એવી તજવીજ રાખવાની જરૂર છે. તેમજ સરહદને લગતા ખેતરોનાં હદનિશાન પણ ખાતેદારે જે તે વખતે કરાવવા તજવીજ કરવી. તે પ્રમાણે ન કરવામાં આવે તો સરકારથી કરાવી સંબંધકરતા લોકો પાસેથી થાય તે ખર્ચ વસુલ લેવો.

**લાગતાવળગતા અમલદાર. વતનદારોને બોલાવવા વિગેરે.**

૭. સાધારણ સૂચના અથવા આવ્હાન કરીને સરહદને લગતી જમીન ધારણ કરનારાઓ તથા આવી જમીનમાં જેઓનો હિતસંબંધ હોય તેઓને હાજર થવા કહેવાનો અને તાલુકાના તથા ગામના જે વતનદારોને અને સરકારી નોકરોને પોતપોતાના હોદ્દાના સંબંધથી કાયદા પ્રમાણે અગર રિવાજ પ્રમાણે જે કામ કરવું પડે છે તેઓને હાજર થવાનું કહેવાનો અને સિમાડાના કામે માપણી માટે અગર નિકાલ લાવવા માટે અગર પુરાવો રજુ કરવા માટે અગર બીજી મદદ કરવા માટે કહેવાનો આ રાજ્ય તરફથી નિમાએલા અમલદારને અધિકાર છે અને તે પ્રમાણે મદદ કરવા દરેક સરકારી નોકર અને વતનદાર બંધાએલા છે એમ સમજવું.

**નિમાએલા પ્રતિનિધિના અધિકાર.**

૮. આ રાજ્યના પ્રતિનિધિને નાયબ સુબાના અધિકાર તથા કેટલાક વિશેષ અધિકાર આસિસ્ટન્ટ સરસુબા તરીકે છે અને તેઓએ પ્રતિનિધિ તરીકે વાપરવાના છે. તે શિવાય જે ઠેકાણે સિમાડો ઘણો વાંકોચુકો હોય અને કેટલીક જમીનની ધરછોડ કરી તે સીધો અને ઓછા વાંકવાળો થતો હોય તો તે પ્રમાણે બન્ને રાજ્ય તરફના પ્રતિનિધિઓ મળી કરી શકશે તે પ્રમાણે કબજે જેણે તેણે કરી હદનિશાન અંકાવશે તે પ્રમાણે કરવા જોઇએ. આ પ્રમાણે હાલની કલમબંદીમાં ઠરાવવામાં આવેલું છે.

**સરવેયરો સાથે ગામ નોકરો તથા ખેતર ધારણ કરનારાએ રહેવું.**

૯. આ કામે નિમાએલા સરવેયરો સિમાડાને લગતી જમીનમાં હિતસંબંધ ધરાવનારાઓને અને ગામ નોકરોને સિમાડાની પાણી, માપણી વિગેરે કામ ચાલતું હોય તે વખતે સાથે હાજર રહેવા કહેશે તે પ્રમાણે હાજર રહેવું જોઇએ અને સરહદી સિમાડાને લગતાં હદનિશાનો તૈયાર કરવા કહેશે તે પ્રમાણે તૈયાર કરવા અગર કરાવવા જોઇએ તે પ્રમાણે ન થાય તો તે હદનિશાન કાચા ખર્ચથી કરાવી થએલો ખર્ચ વસુલ કરવા તજવીજ થશે.

૧૦. ઉપર પ્રમાણે લાગતાવળગતાએ તજવીજ રાખી સરકાર હિત બરોબર જળવાઇ

**સરકારહિત જળ-વાઈ કામમાં ખલેલ પહોંચવી ન જોઇએ.**

કામમાં ખલેલ ન પહોંચે એવી તજવીજ રાખવી. વિરૂદ્ધ વર્તન કરનારના માટે સખતાઇના ઇલાજ લેવાનો પ્રસંગ આવશે નહીં એવી ઉમેદ છે. તારીખ ૨૧ માહે એપ્રિલ સને ૧૯૨૪.

ગો. વિ. ગોખલે. અનંત નારાયણ દાતાર,
મા. સરસુબા.

**સરકારના ઠરાવો.**

સંસ્થાન પાલનપુર અને મહીકાંઠા એજન્સીમાં આવેલા દાંતા સંસ્થાનના સીમાડાની તકરારના કામે નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કેઃ—સારા અમલના હીતમાં નદીને બન્ને સ્ટેટોના ગામ વચ્ચે સર્વત્ર કુદરતી હદ તરીકે કબુલ કરવી જોઇએ. (સરકારનો ઠરાવ નંબર ૫૫૭૩ તા. ૨૦ નવેમ્બર ૧૮૮૨).

વડોદરા રાજ્ય સાથે પડોશનાં દેશી રાજ્યોના સીમાડાના નીકાલ કરવામાં આવે તે સીમાડાના ખર્ચના સંબંધમાં ઠરાવ્યું કેઃ—જમીન માટે કોઇપણ વખત તકરાર ન થઇ હોય તે જમીન ઉપર સીમાડાના ખુંટા નાંખવાથી કેટલેક ઠેકાણે નવા કજીઆ ઉભા થવાનું સંભવિત છે. પોતાના આખા રાજ્યના સીમાડે ખુંટ નાંખવાનો વડોદરાનો હક ના પાડી શકાય નહિ. ડીમારકેટિંગ ઓફિસર કર્નલ વૉર્ડનનો પગાર બાદ કરતાં સીમાડાના ખુંટનું જે ખરેખર ખર્ચ થાય તેમાંજ બીજા ચોકીએ ભાગ આપવાનો છે. અને જે ઠેકાણે ખુંટા નાંખવાથી નવા કજીઆ ઉભા થાય તે ઠેકાણે વડોદરા રાજ્યે ખર્ચનો ¾ ભાગ આપવો. અને જ્યારે ઘણા ગરીબ તાલુકદારો હોય ત્યારે આખું ખર્ચ વડોદરા રાજ્યે આપવું. ( સરકારનો ઠરાવ નંબર ૪૪૨૨ તા. ૧૧ સપ્ટેમ્બર સન ૧૮૮૩ ).

સામસામા રાજ્યોની સરહદ ઉપર નવું ગામ વસાવવાના પ્રસંગે બંને સરહદ વચ્ચે કેટલું અંતર રાખવું જોઇએ. એ સંબંધમાં ઠરાવ્યું છે કેઃ—સામસામા રાજ્યોની સરહદ ઉપર નવું ગામ વસાવવાને માટે સાધારણ અંતર **૧૩૨૦** યાર્ડનો મુકરર કરવામાં આવ્યો છે. અને ૧૩૨૦ યાર્ડના અંદરના અંતરમાં નવું ગામ વસાવવું હોય તો તે બાબત પોતપોતાની એજન્સીના પોલિટિકલ એજન્ટ સાહેબની ખાસ મંજુરી મેળવવા માટે લખાણ કરવું જોઇએ. ( સરકારનો ઠરાવ નંબર ૭૫૪૮ તા. ૩૦ નવેમ્બર સને ૧૮૯૨ ).

સરહદ ઉપર ૧૩૨૦ યાર્ડની અંદર નવું ગામ વસાવવા વડોદરા રાજ્યનો ઇરાદો થશે તો તે પ્રસંગે તે હકીકત નામદાર સરકારમાં લખી મોકલવા સારૂ તેઓ વડોદરાના રેસીડેન્ટ સાહેબ તરફ લખાણ કરશે એમ વડોદરા રાજ્ય તરફથી લખાઈ આવ્યું છે. તેજ મુજબ કોઇ નેટીવ સ્ટેટનો ઇરાદો વડોદરા સ્ટેટની હદથી ઉપર લખી હદની અંદર નવું ગામ વસાવવાનો થાય તો તે ખબર તેમને મોકલવી જોઇએ એમ લખાઇ આવ્યા ઉપરથી નામદાર સરકાર ઠરાવ કરે છે કેઃ—વડોદરાના સીમાડાની ૧૩૨૦ વારની અંદર નવું ગામ વસાવવાની દરખાસ્ત થાય તેવા તમામ પ્રસંગે તે ખબર વડોદરા રાજ્યને આપવા સારૂ પોતપોતાની એજન્સીના પોલીટીકલ એજન્ટ સાહેબને રીપોર્ટ કરવો. ( સરકારનો ઠરાવ નંબર ૨૫૦૪ તા. ૩૦ મી માર્ચ સને ૧૯૦૧ ).

નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું છે કેઃ—સીમાડાના કેસોને સીવીલ પ્રોસીજર કોડ સખત રીતે લાગુ નથી. ( સરકારી ઠરાવ નંબર ૩૪૬ તા. ૧૫ મી જાનેવારી સને ૧૮૯૫)

સીમાડાના કામે લાંબી મુદતના કબજા સંબંધે નામદાર મુંબાઈ સરકારે ઠરાવ્યું છે કેઃ- જ્યારે અખત્યારવાળી સત્તાએ સીમાડો ઠરાવ્યો હોય અને તે નક્કી થઇ શકે તેવો હોય ત્યારે તે સરહદ મંજુર રાખવી જોઇએ અને લાંબા વખતના કબજાના કારણસર નક્કી કરેલ હદ તોડી શકાય નહિ. જો કે સરહદની ખરેખરી લાઇન પુરાવાની ગેરહાજરીમાં લાંબા વખતના કબજા ઉપર ઘણો આધાર રાખી શકાય. સંસ્થાનોના સીમાડાના કામમાં મુદતનો કાયદો લાગુ થતો નથી. ( સરકારનો ઠરાવ નંબર ૭૬૯ તા. ૩–૨–૧૯૧૦ )

---

## સરકયુલર.

### મુ. નંબર ૪૭૧.

મહીકાંઠા એજન્સિનાં ગામો સાથે ગાયકવાડ સરકારનાં ગામોના સીમાડા કાયમ કરવામાં આવ્યા છે. તે સીમાડાઓ ઉપર દરેક વાંકે વાંકે માટીના બાંધ તૈયાર કરાવેલા છે: પરંતુ તે કાયમ રહેવા સારૂ તથા સામ સામા ગામવાળા એક બીજાની જમીન દબાણ કરે નહિ તેટલા સારૂ દરેક બે બાંધ વચ્ચે સીમાડાની લાઇન ઉપર શેઢો રખાવવા બંદોબસ્ત થવા સારૂ વડોદરા રાજ્યના મે. સરવે સેટલમેન્ટ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબનો શેરો નંબર ૮૨૪૩ તા. ૧૫ મે સને ૧૮૯૭ નો એ રાજ્યમાં જાહેરનામું નંબર ૬૨ તા. ૪ ફેબ્રુઆરી સને ૧૮૮૫ નું નીકળેલું. તેની નકલ સાથે આવ્યાથી આ ઇલાકાના લોકોને ખબર આપવામાં આવે છે કે સીમાડા ઉપરના સામ સામેના બે બાંધ વચ્ચેનાં બે તરફનાં ખેતરો મળી ઓછામાં ઓછી ૧ાા દોઢોડ હાથ પહોળાઇની સળંગ પટી ખેડયા વગર કિંવા બીજી રીતે ખોદ્યા વગર જેવીને તેવીજ રાખવી જોઇએ, અને તે જમીન ઉપર ઘાસ તથા ઝાડ ઉગશે તે ઉગવા દેવાં જોઇએ. પરંતુ જે જમીનની આસપાસમાં બાંધ હશે, કિંવા પાકી વાડો હશે, તે ખેતરને આ પ્રમાણે શેઢો રાખવાનું કારણ નથી. તા. ૨૧ મે સને ૧૮૯૭ મુ. સાદરા.

Sd/- W. B. Ferres.

પોલિ. એજન્ટ મહીકાંઠા.

સુરજવેણ તથા સાબળી નદીઓના તળીયાની માલકી વિષે કાઠીયાવાડના પોલી. એજન્ટ સાહેબના ઠરાવ ઉપરની જુનાગઢ તાબે પંચાલાના સોલંકી દાજીભાઇ હઠીભાઇની અપીલના કામે નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કેઃ—જ્યારે કોઇ નદી કે પાણીનો પ્રવાહ બે સ્ટેટો વચ્ચેનો સીમાડો હોય ત્યારે પ્રવાહની મધ્ય લાઇનને પ્રત્યક્ષ સીમાડા તરીકે ગણવી એવા જનરલ નિયમનો અપવાદ હોવાનું આ કેસમાં એપેલેન્ટ સાબીત કરી શકે તોજ તે ફતેહમંદ થઇ શકે. આવો કશો પુરાવો તે રજુ કરી શકતો નથી. બીજીમેર એ તો સ્પષ્ટ છે કે ૧૮૮૭ ના સેટલમેન્ટ વખતે અને તે પછી નદીનાં તળીયાંઓને સીમાડા તરીકે ગણવાં

જોઇએ. ( સરકારનો ઠરાવ નંબર ૧૨૪૯ તા. ૧૯–૨–૧૯૦૮ કાઠીયાવાડ લૉ. રી. ૧૮ પૃ. ૩૫૪ )

**નદીના પ્રવાહથી જમીન જુદી પડવી.**

પ્રવાહ સાબીત કરવાના બોજા સંબંધમાં ઠરાવ્યું કેઃ—નદીના કાંઠે આવેલી જમીન, નદીના પ્રવાહથી વધેલી જમીન તરીકે ગીરાસીઆઓને મળવી જોઇએ. સદરહુ જમીનમાં બનેલા બેટડાની જમીનની માલકીનો ઠરાવ કરવામાં શેઢા અથવા સીમાડો સામાન્ય રીતે નદીના પ્રવાહ સુધી વધે તોપણ તે બેટડા નદીના સામા કાંઠામાંથી છુટી પડેલી જમીનના બન્યા હતા એવા કાંઈ પણ પુરાવા, દાવા અથવા માગણીના અભાવે ગીરાસીઆઓ કે જેમની વિરૂદ્ધમાં " તે જમીનો નકશા ઉપર બતાવેલી લીલી લીટીની અંદર આવતી નથી. " એટલીજ માત્ર દલીલ કરે છે. તે બાને ( ગીરાસીઆઓને ) અપાવવી યોગ્ય થાય એ યાદ રાખવાનું છે. ( કરીમખોખર પીરાખોખર વીગેરે વિ૰ જુનાગઢ સ્ટેટ. કાઠીયાવાડ લૉ. રી. પૃ. ૯૯ )

કાયમના ખેડુતનો જમીનના તળીયાની જમીન ઉપર હક્ક પહોંચે છે કે કેમ એ બાબત કુમાર હરીનારાયણ વિ૰ શ્રીરામચકરવતીના કામે નામદાર પ્રીવી કાઉન્સિલે ઠરાવ્યું કેઃ—કાયમનો પટો ઉપસ્થિત થયા પહેલાં જમીનદારીના ભાગ તરીકે જમીનદારનો ગામ ઉપરનો હક્ક સ્થાપિત થયેલ હોય ત્યારે તેને લગતા જમીનના તળીયાના હક્કો તેણે કદી પણ છોડી દીધા હતા એવા પુરાવાને અભાવે તે માલિક હોવાનું અનુમાન કરવું જોઇએ. ( ૧૨ મુ. લૉ. રી. પૃ. ૪૯૫ )

નદીમાં રેતી વિગેરે ઘસડાઇ આવવાથી વધેલી જમીન સરકારે વેચવાથી તે માટે ખેડુત ઉપર વરાડે પડતુ ભાડુ નાખવા જમીનદારના હક્કના સંબંધમાં ઠરાવ્યું કેઃ–મુંબાઇના જમીન મહેસૂલના કાયદાની ક. ૬૩ અને ૬૪ અમલમાં મૂકેલ હોવાથી વધેલી જમીનને તદન જુદાજ જમીનના કટકા તરીકે ગણવી જોઇએ, અને સદર જમીનના વરાડે પડતી સાંથ પ્રતિવાદી પાસેથી લેવા વાદી જમીનદાર હક્કદાર છે. ( ૨૬ મુ. લૉ. રી. પા. ૫૨૦ )

કાયમના સેટલમેન્ટવાળી જમીન નદીના વહેણથી ધોવાણી અને પાછળથી જમીન નીકળી તેમાં જમીનદારના હક્કના સંબંધમાં ઠરાવ્યું કેઃ–જે માણસ સાથે સરકારે જમીનનું સેટલમેન્ટ કરેલ હોય તે માણસે જમીનનો અમુક ભાગ ધોવાઇ જવાથી મહેસૂલ ઓછી કરી આપેલ હોય એ હકીકતના લીધે જે જમીન સંબંધમાં મહેસૂલ ઓછી કરેલ તે જમીન તેણે છોડી દીધી છે એવું ખાસ કરીને સાબીત થતું નથી. સદર પ્રશ્નનો આધાર પક્ષકારોના ઇરાદા ઉપર છે. મહેસૂલ ઓછી કરાવવામાં, જમીન છોડી દેવાનો ઇરાદો હતો એવું હકીકતો ઉપરથી જણાતું હોય તો, જ્યારે જમીન પાછી નીકળે ત્યારે જે માણસે મહેસૂલ ઓછી કરાવી હોય તે જમીન માટે દાવો કરી શકે નહી. ( ઇ. લૉ. રી. ૨. પટણા. પા. ૮૩૯ )

**નીચા અને ઉંચા**

નીચેના લેવલવાળી જમીન ઉપર પાણી છોડવાનો ઉંચા લેવલવાળી જમીનના માલિકનો નૈસર્ગીક હક્ક. આ સંબંધમાં હકીકત નીચે પ્રમાણે હતી. સ ની ઇ ગામડામાં જમીન હતી. તે જમીનનું પાણી, તેની પડોશની પ ની

**લેવલની આજુ-બાજુની જમીન.** જમીન ઉપર થઇને જતું હતું. સ. ની જમીન ઉંચી સપાટી ઉપર હતી તથા પની જમીન નીચી સપાટીમાં હતી. પ એ સ ની જમીનનું પાણી ચાલી ન શકે તેવી રીતે પોતાની જમીન ઉપર બંધ બાંધ્યો. તેથી કરેલો બંધ કાઢી નંખાવવા તથા નૈસર્ગીક રીતે પોતાની જમીનનું પાણી પ ની જમીન ઉપર થઇને જાય છે તેવી રીતે ચાલવા દેવા તથા તેને અટકાયત નહિ કરવા તાકીદ મળવા પ વિરૂદ્ધ સ એ દાવો કર્યો. નિચેની કોર્ટે દાવો અપાવ્યો. પરંતુ અપીલ કોર્ટે વાદીને નૈસર્ગીક હક્ક નથી એમ ઠરાવી દાવો રદ કર્યો. તેથી સ એ અપીલ કરી તેમાં આવા પ્રકારનો હક્ક શહેરની જમીનનેજ છે કે ગામડાની જમીનને પણ લાગુ છે તેવો પ્રશ્ન ઉપસ્થિત થતાં કામ નામદાર ફુલબેન્ચને રીફર થતાં નામદાર ફુલબેંચે ઠરાવ્યું કેઃ—

પડોશની ઉંચી સપાટીવાળી જમીનનું પાણી કુદરતી રીતે નીચે સપાટીવાળી જમીનમાં વહેતુ હોય તો તે અટકાવવા તેવી જમીનના માલીકને હક્ક નથી. ઉંચી સપાટીવાળી જમીનના માલીકનો આવા પ્રકારનો નીચેની સપાટીવાળી જમીન ઉપરથી પાણી જવાનો હક્ક શહેરમાં કે ગામડામાં આવેલી તમામ જમીન માટે એક સરખોજ છે. ( ૪૯ ઇં. લો. રી. મદ્રાસ. ૪૪૧. )

---

# કોલકરાર તહનામાં.

## પ્રકરણ ૮ મું.

**નામદાર ઈસ્ટ ઇન્ડિયા કંપની અને સુરતવાલા મીયાં અચ્છંદ વચ્ચે થયેલું તહનામું તા. ૪થી માર્ચ સને ૧૭૫૯.**

| મીયાં અચ્છંદની મહોર |
|---|

તા. ૪ થી માર્ચ સને ૧૭૫૯ ને રોજ મીયાં અચ્છંદ જોડે કબુલાત થયેલી કલમબંદી.

તમારા ફરમાવ્યા પ્રમાણે મેં તમારે ત્યાં માણસ મોકલ્યું હેનાથી તમે તમારી માગગણીનું મહોડે કહેણુ કહાવ્યું અને ખરા દીલથી જે બાબતો મને કબુલ છે તે હું લખુ છું તે નીચે પ્રમાણે—

દરેક કલમ ઉપર ખુદ નવાબનું લખેલું.

**કલમ ૧.**

સફદરખાનના વખતની માફક ફારીસખાનને નાયબનો હોદ્દો આપી આખો અખત્યાર આપવો અને તે કામમાં તેના સિવાય કોઇ હાથ ઘાલે નહીં.

**કલમ ૧.**

૧લુ—આ કલમ પ્રમાણે ફારીસખાનની નિમણુક બાબત અમારી પુરી રજામંદી છે.

**કલમ ૨.**

ફારીસખાને જે શરતો લખી આપી હોય અથવા નામદાર કંપનીને આપવાની કહી હોય (જેની વિગત હાલ લખી શકાતી નથી પણ જ્યારે મળીશું ત્યાંસુધી તે મોકુફ રાખવી પડે છે) તે સઘળું કંઇ પણ વધઘટ કર્યા સિવાય કબુલ રાખવું.

**કલમ ૨.**

૨જુ—ફારીસખાને જે કંઇ લખી આપ્યું હોય અથવા નામદાર કંપનીને આપવાનું કહ્યું હોય તેમાં કંઇ પણ ફેર કર્યા વિના મને કબુલ છે.

**કલમ ૩.**

મક્કાનો દરવાજો ખુલ્લો મૂકી અમારા સ્વારો દાખલ કરવા કે તમારા લશ્કર જોડે મળીને શત્રુને શહેર બાહાર હાંકી કઢાય.

**કલમ ૩.**

મક્કાનો દરવાજો ઉઘાડવામાં આવશે. તમારા સ્વારો દાખલ કરવામાં આવશે, ને અમારા લશ્કર જોડે મળી શત્રુને હાંકી કાઢવા.

**કલમ ૪.**

ઉપર લખેલી કલમો તમારા તરફના માણસોએ માંગી છે તે પ્રમાણે કબુલ કરી હમે ચાલીશું અને બધુ કામ કુલ અખત્યારે હું કરીશ અને ઉપર મ્હારી મ્હોર અને સહી છે અને મીર કુતુબુદ્દીન તેના ઉપર સહી કરી મહોર કરશે ને ત્યાર પછી તમારે આની સામેનો લેખ નામદાર કંપનીની મહોર મારી તમારે મોકલવો.

**કલમ ૪.**

કબુલ કર્યું કે શત્રુને શહેર બાહાર હાંકી કાઢવાને એકમેક જોડે રહીને કામ કરીશું.

લખિતંગ કુતુબુદ્દીન નામદાર કંપનીએ જે જે માગ્યુ તે કબુલ છે.

| |
|---|
| કુતુબુદ્દીનની મહોર |

ઉપલી કલમબંદીનો સામો દસ્તાવેજ સહી સાથે સિક્કા સહીત તા. ૪ થી માર્ચ સને ૧૭૫૯ને રોજ મીયાં અચ્છંદને મોકલાવ્યો.

## નામદાર કંપનીને સુરતના કિલ્લાનો કારભાર આપવા બાબત મોટા મોગલના સિક્કાનો તથા તેની નિચે વઝીરના સિક્કાનો ફરમાન.

| | |
|---|---|
| તોરા અથવા કુરાનમાંની બેતો અબીમાં. | ફારસીમાં પાદશાહના નામનો મોટો સિક્કો. |

સઘળા લોકોમાં મહશુર એવી જે ઇંગ્લિશ કંપની તેને દરબારની મહેરબાની મેળવવાની આરજી રાખવી અને તેઓને જણાવવામાં આવે છે કે હાલના સુખ અને ફતેમંદીના વખતમાં દરબારે મોટી મહેરબાની અને રહેમ કરી સુરતના કિલ્લાની કીલેદારી માફેઝ અહમદખાન પાસેથી લઇ લઇને તેમને ખુશી થઈ આપવામાં આવી છે તે માટે એ અગત્યનું છે કે દરબારની મહેરબાનીનો મોટો ઉપકાર માનવો અને લશ્કરમાં બરોબર બંદોબસ્ત તથા કરપ રાખી અને હમેશાં દારૂગોળા વિગેરેનો સામાન દસ્તુર પ્રમાણે જે તેમની પાસેથી લેવાનો છે તે તૈયાર ભરેલો રાખી કિલ્લાનું સુખ અને સમાધાની વિશેષ કરીને રાખવી.

તા. ૧૧ મી માહારીન હાલ રાજ્યના વર્ષ છટ્ટામાં તા. ૨૪ સપ્ટેંબર સને ૧૭૫૯.

ફરમાનની પછવાડે મોટા વઝીરનો સિક્કો અને તેના ઈલકાબ લંબાણથી લખેલા છે.

ઇંગ્રેજી ઉપરથી

નંબર ૨૭.

## + તરાજાના કિલ્લાનું વેચાણ તેના દારૂગોળા તથા તેના તાબાના ભાગો સાથે કરવા સારૂ ખંભાતના ગવર્નર નવાબ મોમીનખાન સાથે થયેલા કરારનું ભાષાંતર ૧૭૭૧.

### કલમ ૧.

તરાજાનો કિલ્લો તેના તાબાના મુલક તથા દારૂગોળા સાથે તેમજ જેવી સ્થિતિમાં કોળી લોકો પાસેથી તે લેવામાં આવેલો તેવીજ સ્થિતિમાં તે નવાબને ઑનરેબલ કંપની વેચે છે તથા તેનો કબજો આપે છે તેનો વિચાર કરીને તે ( નવાબ ) પંચોતેર હજાર (૭૫૦૦૦) રૂપીઆની રકમ, દરસાલ રૂ. ૧૫,૦૦૦ ના વાર્ષીક હપ્તાથી પાંચ વરસમાં પુરી કરી આપવાને માટે આ ઉપરથી કબુલ થાય છે. નવાબનું લશ્કર તરાજા કિલ્લાનો કબજો લે ત્યાર પછી વીસ દીવસની અંદર રૂ. ૧૫૦૦૦ પંદર હજારનું પહેલું ભરણું કરવામાં આવશે અને બાકીની રકમ ત્યાર પછીના દર વરસની તેજ તારીખે તેટલીજ રકમના હપ્તાથી અને પંચોતેર હજાર (૭૫૦૦૦) રૂપીઆની રકમ પુરી થતા સુધી નવાબ તરફથી ભરી દેવામાં આવશે.

### કલમ ૨.

તરાજાનો કિલ્લો તેને (નવાબને) આપીને ઑનરેબલ કંપની સરકારે જે ભાવ તથા કૃપા બતાવવા મહેરબાની કરી છે તેથી તે ઘણા સાચા ભાવથી એકરાર કરે છે કે તે કોળીઓ સાથે કોઇપણ પ્રકારની શરતો અથવા મિત્રાચારીમાં દાખલ થશે નહી અથવા દરિયામાં કિંવા જમીન પર તેમને મદદ કરશે નહિ અથવા પોતાના તાબાના મુલકમાં તેમના મછવા પેસવા દેશે નહિ, તેમજ નવાબ જાતે મછવાઓ ચાંચીઆના કાર્ય માટે તૈયાર કરશે નહિ અથવા તેમાં ચાંચીયાની સામગ્રી ભરશે નહિ અને ઑનરેબલ કંપનીના દરેક દુશ્મનને પોતાના દુશ્મન ગણશે એટલુંજ નહિ પરંતુ તેને એવા શત્રુને તેનાથી બને તેટલું દુઃખ આપશે તેમજ ઑનરેબલ કંપનીની પ્રથમ સંમતિ મેળવ્યા વગર તરાજાનો કિલ્લો તથા તેનો કાંઇ ભાગ ગમે તેમ થાય તોપણ એ કોળીઓને અથવા આ દેશના બીજા કોઇ પણ રાજ્યને સ્વાધીન તે કરશે નહિ.

### કલમ ૩.

હવે પછી બીજા જીલ્લાના કોળીઓ સામે થવાને ઑનરેબલ કંપનીને જે પ્રસંગ આવે ત્યારે તેને પોતાના લશ્કર માટે તરાજાનો કિલ્લો તથા તેના તાબાનો પ્રદેશ વાપરવા કંપનીને આપવા નવાબ કબુલ કરે છે અને લશ્કરના માણસોને જે જે વસ્તુની જરૂર પડે તે તેમને આપવાનો પોતાના માણસોને હુકમ કરવા તે કબુલ થાય છે પરંતુ એવી શરતે કે લશ્કરના

+ ખંભાત વીગેરે બાબત એચીનસન્સ ટ્રીટી વૉ. ૭ પાનું ૬૨.

માણસો કિલ્લાને અથવા તેના પરગણાને કાંઇ પણ નુકશાન કરશે નહિ; તેમ છતાં જો નુકશાન થાય તો તે ઑનરેબલ કંપનીએ ભરી આપવાનું છે.

### કલમ ૪.

તરાજાના કિલ્લાપર તેમજ તેના તાબાના પરગણા પર જો બીજું કોઇ રાજ્ય હલ્લો કરે અથવા તેમાં કાંઈ દખલ કરે ત્યારે નવાબનો કબજો કાયમ રાખવા માટે તેને મદદ કરવાની વિનંતિ તે (નવાબ) કંપની સરકારને કરે છેં, કારણ નવાબ પોતાને તેમના નોકર જેવો ગણે છે અને આવી મદદ કરવામાં કંપનીને કાંઇ ખર્ચ થાય તે બધું ભરી આપવાને તે ઘણોજ તૈયાર છે અને તેને અનુકૂળતા મળતાં તે નાણાં આપી દેશે. જો ઑનરેબલ કંપનીને નવાબના લસ્કરની જરૂર પડે તો ઑનરેબલ કંપની સરકારને જેટલા લસ્કરની જરૂર પડે તેટલાની સંખ્યા લેઇ નવાબ તેમના હુકમ પ્રમાણે વર્તવાને ઘણો તૈયાર છે અને આવા પ્રસંગે જે કાંઇ ખર્ચ તેને થાય તે ઑનરેબલ કંપની સરકાર પોતાને સગવડ મળે કે તરત ભરી આપે.

### કલમ ૫.

નવાબ ઑનરેબલ કંપની સરકારને એવી વિનંતિ કરે છે કે તેના લસ્કરને કિનારા ઉપર લેઈ જવાને જોઇએ તેટલાં વહાણ તથા વળાવાનું લસ્કર તેને મોકલશે અને તેના લસ્કરને તરાજા લેઇ જવાને તથા તેને તરાજા કિલ્લાનો કબજો સોંપવાને જેટલા લસ્કરની જરૂર પડે તેટલું લસ્કર તે (નવાબ) ના લસ્કરને તરાજામાં સામુ મળે એવી પણ વિનંતિ છે. વળી તે ઑનરેબલ કંપની સરકારને એવી વિનંતિ કરે છે કે તરાજાના કિલ્લાના ઉપયોગ માટે સદરહુ સરકાર ૩૦ ત્રીસ પીપ ફોડવાના દારૂનાં તથા ૫૦ પંચાસ મણ સીસુ તેને આપે જેની કિંમત આપી દેવાને નવાબ કબુલ થાય છે.

### કલમ ૬.

પહેલા હપ્તાનું ભરણું ઉપર બતાવેલા વખતે સરાફો પર રૂપીયા મોકલી મી. જોન ટ્રાસલેસીને મોકલી આપવાને નવાબ વચન આપે છે અને બાકીના ચાર હપ્તાઓ પેટે મોક્રાટ અને કસ્બાની ઉપજ તેમને હવાલે કરે છે. જો ઇશ્વર ઇચ્છાએ વરસાદની ટાંચથી અથવા દુશ્મનથી અથવા એવાજ કારણથી આ બેની ઉપજમાં નુકશાન થાય તો તેટલી ઉપજ જાતે ભરી આપવાને નવાબ કબુલ થાય છે તથા વચન આપે છે. તા. ૨૩ એપ્રીલ ૧૭૭૧ ને રોજ મુંબઈ સરકારે મંજુર કર્યું.

ઇંગ્રેજી ઉપરથી.

૨૮

## × ખંભાતના નવાબના દસ્તાવેજનું ભાષાંતર ૧૭૭૧.

L. S.

### ઑનરેબલ ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કંપની તથા ખંભાતના નવાબની વચ્ચે કરાર.

ખંભાતના રેસીડેન્ટ જોન ટોરલેસીની વિનંતિને અનુસરીને હું એવું વચન આપું છું કેઃ—જો ઘોઘા કોઈપણ વખતે મારા હાથમાં આવે અને જો કંપની સરકારની મરજી ત્યાં કોઠી ઘાલવાની હશે તો હું તેમ કરવાને તેમને રજા આપીશ. અને ગમે તેમ થાય તોપણ યુરોપની બીજી કોઇ પણ પ્રજાને તે જગાએ વસવા દઇશ નહિ: વળી ઑનરેબલ ઇંગ્લિશ કંપની તેમજ મારી વચ્ચે જે લાંબા સમયની મિત્રાચારી ચાલી આવે છે તેમણે અકરાજી તથા ગોપાળજી સરવીઆ માટે મને જે ભલામણો કરવાની મરજી જણાવી છે તે ભલામણ પર મેં લક્ષ આપ્યું છે. ગુજરનાર ભાવસંગના દીકરા અકરાજીનો અસલનો મુલક છે તેમાં તેમજ ભાવનગર કસ્બાને તથા કિલ્લાને હું કાંઈ પણ દખલ કરીશ નહિ, અથવા ત્રાસ આપીશ નાહ, તથા ઘોઘા બંદરના માલીકને જે કાંઇ તેની પાસેથી લેવાનો વહિવટ છે તેમજ ઘોઘા મારા કબજામાં હતું ત્યારે જેટલું હું લેતો હતો તે ઉપરાંત કાંઇ પણ જાદે તેની પાસેથી લેવાની માગણી હું કરીશ નહિ તથા ગોપાળજી સરવીઆના સંબંધમાં પણ હું તેને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કરીશ નહિ. આ કરાર લખાયા બાદ તે દેશના બીજા માણસો માટે ઑનરેબલ કંપની મને ભલામણ કરે નહિ એવી વિનંતિ હું કરતો નથી. આપણી બન્નેની વચ્ચમાં અત્યાર સુધીમાં જે કરારો થયા છે તે બધા પરમેશ્વરની મદદથી હું તેમજ મારા વારસો પાળીશું.

૧૧૮૫ ના વર્ષના રજબ મહીનાની આજ તારીખ ૧૨ મીએ એટલે તા. ૨૨ અકટોબર ૧૭૭૧ ને રોજ મારા સ્વહસ્તે આ કરાર લખ્યો.

× એચીનસન્સ ટ્રીટી વૉ. ૭ પાનુ ૬૩.

## નામદાર યુનાઈટેડ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના તરફથી મુંબઇની કાઉન્િ ગવર્નર અને પ્રેસીડેન્ટ નામદાર વિલિયમ હોરનેટ એસ્કવાય તથા ભરૂચના નવાબ ઈમતીયાઝુબદોલા માહાઝુદખાન બાહાદુર દીલરજંગ વચ્ચે સલાહ અને દોસ્તી બાબતનું તહનામું થયેલું તેની શરતો.

કલમ ૧.

હવે પછી નામદાર કંપની તથા ભરૂચના નવાબ અને તેના વારસ અને ઉત્તરાધિ વચ્ચે એક સરખી દોસ્તી અને સલાહ નિરંતર રહેશે.

કલમ ૨.

સઘળા ઇંગ્રેજ લોકો અથવા નામદાર કંપનીના બીડેલા પરવાના અને વ સંરક્ષણ તળે ફરનારા વહેપારીઓ ભરૂચમાં તથા નવાબના કોઇ મુલકમાં જકાત નહીં પણ નામદાર પ્રેસીડેન્ટ તથા કાઉન્સિલ જેવી જકાત બેસાડશે તે તેમના રાખેલાં મ થી કંપનીને હીસાબે વસુલ કરવામાં આવશે અને નવાબ સાહેબ પણ પોતાના અને વારસના તરફથી લખી આપે છે કે કંઇ પણ બહાનું કાઢીને કોઈ પણ પ્રકારનો હક્ક અથવા જકાત એવા વેપાર ઉપર લેનાર નથી.

કલમ ૩.

નામદાર પ્રેસીડેન્ટ અને કાઉન્સિલની નજરમાં જ્યાં આવશે ત્યાં કોઠી કાઢવાને ખુદ અખત્યાર છે અને તે કોઠી બાંધવાને માટે જેટલી જોઇએ તેટલી જગ્યા અથવ કનું મકાન આપવું પડશે.

કલમ ૪.

વલંદા લોકોની કોઠી હાલ ભરૂચમાં છે પણ તે હાલ પછી નામદાર પ્રેસીડે કાઉન્સિલની પરવાનગી સિવાય ભરૂચમાં બીજા કોઇ યુરોપીયનને કોઠી કાઢવા દેવામાં

કલમ ૫.

નવાબ કબુલ કરે છે કે ઇંગ્રેજ લોકના દુસ્મનને મદદ કરવી નહી પણ જે થાય તેમાં નામદાર કંપનીને ૧૦૦૦ પાયદળ અને ૩૦૦ ઘોડેસ્વાર તથા સરદારો તે કરતાં વધારે માણસોની ગરજ હોય અને એમની પાસે તૈયાર હોય તો મિચે પગારે નામદાર કંપનીને તે પુરા પાડે.

| | |
|---|---|
| દરેક ઘોડેસ્વારનો | દર મહીને રૂ. ૧૫–૦–૦ |
| દર પાયદળને | દર મહીને રૂ. ૭–૮–૦ |

અથવા કે જે પ્રમાણે પોતે તેઓને પગાર આપતા હોય તે પ્રમાણે.

કલમ ૬.

પ્રેસીડેન્ટ અને કાઉન્સિલની પરવાનગી સિવાય નવાબ સાહેબ પોતાના પડોશીમાં જોડે લડાઇમાં પડશે નહિ પણ પોતાના મુલકમાં કોઇ આવી ચઢાઇ કરે અથવા

પરવાનગીથી જે સઘળી લઢાઇઓ એઓ સાહેબ કરે તેમાં એઓ સાહેબ બરોબર મદદે અને કુમક આવે અને તે લશ્કરનો પગર તેઓ પ્રમાણે નવાબ સાહેબ આપે.

| | |
|---|---|
| દરેક યુરોપીયનને | દર મહીને રૂ. ૧૫—૦—૦ |
| દરેક પાયદળને | દર મહીને રૂ. ૭—૮—૦ |

**ટીપ**—કંપનીના કમિશન્ડ ઓફીસરો અને નવાબના વડિલ સરદારોને મદદ માગનારની મરજી પ્રમાણે પગાર આપવો પણ તેમાં મદદ કરનારની મરજી અને મંજુરીયાતથી તેમ થવું જોઇએ.

### કલમ ૭.

આજ સુધી જે બધુ નવાબ સાહેબ પાસે માગતુ છે તેની વસુલ બાબત નવાબ સાહેબ નામદાર કંપનીને રૂ. ૪૦૦૦૦૦ આપે અને તે લઇ નામદાર પ્રેસીડેન્ટ અને કાઉન્સિલ ફુરાજ બદલ ઇંગ્રેજી વહેપારીઓ પાસેથી જે જકાત લીધેલી તેને પેટે ભરપાઇ પહોંચ આપે એવી શરતથી કે નવાબ સાહેબ આમાં લખેલી શરતો પ્રમાણે હમેશાં ચાલવાનું હમેશાં કબુલ કરે અને તેમાં જો કંઇ કસુર હોય તો એવું ઠરાવ્યું છે કે એ રૂ. ૪૦૦૦૦૦ ચઢાઇના ખર્ચ પેટે વસુલ કરવા તથા નામદાર સાહેબ ઉપર જે માગણી હશે તે માગણી વસુલ કરવાને વ્યાજબી અને ઘટીત ઉપાયો લેવાને મુખત્યાર સમજશે. સદરહુ રૂ. ૪૦૦૦૦૦ બે વર્ષમાં ભરવાના છે અને તેમાંના અડધા આ લેખની તારીખથી ૭ મહિને આપવાના અને તેની મુદત નીચે પ્રમાણે છે.

બે લાખ રૂપીઆ આજથી ૭ મહીને.

એક લાખ રૂપીયા પહેલો હપ્તો ભર્યા પછી બાર મહીને આપવા અને બીજા લાખ રૂપીયા ત્યાર પછીના વર્ષમાં આપવા અને તેને વાસ્તે નવાબ પોતાનું તથા પોતાના વારસોના તરફ ખત લખી આપે અને તેમાં બધો મુલક ગીરો મૂકે.

### કલમ ૮.

હવે પછી ચઢાઇ કરવી પડે અને તેમાં ફતેહ મળે તો તેમાં નામદાર પ્રેસીડેન્ટ અને કાઉન્સિલે નવાબ સાહેબ જેવી મદદ કરે તે ઉપર નજર રાખી તેમને પણ શિરપાવ આપવો.

### કલમ ૯.

નામદાર કંપની અને નવાબની વચ્ચે દોસ્તી થઇ તે પેટે કંપનીના દોસ્તો અને મિત્રો તેમાં મુખ્ય કરી સુરત અને ખંભાતના નવાબો જોડે પણ તેમની મજબુત દોસ્તી થશે અને તેઓની જોડે તે કરાર કરશે અને તેઓના શત્રુ તે એમના શત્રુ અને એમના શત્રુ તે તેમના શત્રુ ગણવામાં આવશે અને આ શરત બરોબર અમલમાં લાવવા માટે સુરત અને ખંભાતના નવાબોના જામીન અમો છીયે.

**મુંબઈ કિલ્લો**

**તા. ૩૦મી નવેમ્બર સને ૧૭૭૧.**

## ઇંગ્રેજી ઉપરથી.

નંબર ૫.

## * રાઘોબા સાથે સંધિ. ૧૭૭૫.

( કંપનીનો સિક્કો. )

ઑનરેબલ વિલીયમ હોર્નબી એસ્કવાયર મુંબઇ તેમજ તાબાના બધા મુલકોના ગવર્નર તથા કાઉન્સિલનો પ્રેસીડેન્ટ જે ઑનરેબલ યુનાઇટેડ ઈસ્ટ ઇન્ડિઆ કંપનીની વતી એક પક્ષ તથા રઘુનાથરાવ બાબાજી પેશ્વા બીજો પક્ષ. એમની વચમાં અમારા ઇશ્વરના વર્ષ ૧૭૭૫ ના માર્ચ માસની છઠ્ઠી ७ તારીખે એટલે હીજરી વર્ષ ૧૧૮૯ ના મોહોરમ માસની ત્રીજી તારીખે અથવા જંતુ રીત પ્રમાણે ૧૧૭૯ ના  મહીનાની  તારીખે જે કરાર તથા સંધિ થયાં તેની કલમો.

### કલમ ૧.

સન ૧૭૩૯.

સન ૧૭૩૯ ના જુલાઇ માસમાં અથવા જંતુ પદ્ધતિ પ્રમાણે ૧૧૪૦ ની સાલમાં હીસસીરીન હાઇનેસ શાહુ રાજાના પહેલા પ્રધાન બાજીરાવ પંડીત પ્રધાન તથા મુંબઈ સરકારની વચમાં થયેલી સંધિ તથા તા. ૧૨ અકટોબર સન ૧૭૫૬ અથવા મુસલમાન રીત પ્રમાણે સન ૧૧૭૦ ના મોહોરમની ૧૭ મી તારીખે મુંબઈ સરકાર તેમજ બાલાજીરાવ પ્રધાનની વચમાં જે સંધિ કરવામાં આવી હતી તે બન્ને સંધિઓ તેમના સંપૂર્ણ ભાગમાં, તેમના સંપૂર્ણ અને સાચા આશય તથા અર્થમાં અને તેટલીજ સંપૂર્ણ અને પુરી રીતે અને અત્યાર સુધી જે સમજમાં તે સમજાતી આવી છે તેજ સમજમાં આ ઉપરથી મંજુર કરવામાં આવે છે તેથી બહાલ રાખવામાં આવે છે.

### કલમ ૨.

મુંબઇ સરકાર તથા મરાઠા સરકારની વચ્ચે બીજા બધા કરારો જે હાલ ચાલુ છે તે બધાને આ ઉપરથી મંજુર કરવામાં આવે છે તથા બહાલ રાખવામાં આવે છે અને મરાઠા રાજ્ય પર રાઘોબાની પ્રતિષ્ઠા ફરી થયા પછી ઑનરેબલ કંપનીના વતી આ સરકાર તથા મરાઠા સરકાર એ બન્નેની વચમાં શાન્તિ તથા સ્વસ્થતા ચાલુ રહેશે.

### કલમ ૩.

પોતાના તરફથી મરાઠા સરકાર તરફથી રાઘોબા એવું વચન આપે છે. કે હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં ઑનરેબલ કંપનીનું રાજ્ય છે ત્યાં ત્યાં તેમના જે કોઇ દુશ્મન હોય તેમને આજ પછી કદીપણુ અથવા કાંઈ પણુ બહાનાથી અથવા કોઇપણુ પ્રકારે મદદ તે ( રાઘોબા ) આપશે નહીં; અને મુંબઇના ઑનરેબલ ગવર્નર કાઉન્સિલ સાથે તેજ પ્રમાણે રાઘોબાના દુશ્મનોને કાંઇ પણુ મદદ કરશે નહી એવું વચન આપવામાં આવે છે.

### કલમ ૪.

ઑનરેબલ કંપનીની તરફથી મુંબઈના ઑનરેબલ પ્રેસીડેન્ટ અને કાઉન્સિલને રાઘોબાએ આગળ બતાવેલી જાગીરો કંપનીને આપી દીધી તેમજ મુલકો કંપનીને સ્વાધીન કરી

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૨૦.

દીધા છે તે વાતનો વિચાર કરીને આ ઉપરથી કરાર કરે છે તથા કબુલ થાય છે કે:—આ કરાર તથા સંધિની તમામ કલમો રાઘોબા તરફથી પુરેપુરી મંજુર થાય તથા તે ઉપર તેમની સહી થાય તથા તે બહાલ થાય કે તરતજ બનતી ત્વરાએ જોઇએ તેટલી તોપો તથા લશ્કરી અસબાબ ( જેમ કે યુદ્ધ માટે તોપોની હાર ) વાળા લશ્કરના બળવાન સમૂહ વડે રાઘોબાને મદદ કરવામાં આવશે. આ લશ્કર તેના લશ્કર સાથે જોડાશે અને તેના લશ્કરના સાથે સાથે કામ કરશે. તેનું લશ્કર ત્યાંની પ્રધાન પાર્ટી સામે લડવાનું છે તેની સાથે રહીને લડશે. આ લશ્કર જે મોકલવામાં આવશે તેમાં ૭૦૦ સાતસો કરતાં ઓછા યુરોપીયન રાખવામાં નહી આવે અને આખા લશ્કરની સંખ્યા ૨૫૦૦ અઢી હજાર માણસો કરતાં ઓછા નહી હોય. હાલમાં તો ૫૦૦ યુરોપીયનો તથા ૧૦૦૦ સિપાઇઓ તથા ખલાસીઓ જોઇએ તેટલી તોપો સાથે મોકલવામાં આવશે અને બાકીનાની જો જરૂર પડશે તો તે પાછળથી મોકલાશે.

### કલમ ૫.

કંપની સરકાર તરફથી આવી જબરદસ્ત મદદ મળે તે લક્ષમાં લેઇને આખા મરાઠા સામ્રાજ્યના શ્રેષ્ઠ ગવર્નર તરીકે રાઘોબા આ સંધિની રૂઇએ પોતાના તરફથી નીચે બતાવેલી જગાઓ તથા મુલકો કાયમને માટે ઑનરેબલ કંપની સરકારના અમલમાં સ્વાધીન કરી દેવાને બંધાય છે અને તે પ્રમાણે આ સંધિ વડે સદરહુ જગાઓ તથા મુલકો સંપૂર્ણ પુરેપુરી અને કાર્યસાધક રીતે તે તેમને આપી હવાલે કરે છે અને આ લેખથી જરૂરના શાસનપત્રો જે સદરહુ જગા તથા મુલકોપર મરાઠા રાજ્યના હાલના તેમજ ભવિષ્યના સંપૂર્ણ હક્ક માલકી જે છે તથા થશે તે સંપૂર્ણ રીતે આપી દે છે અને તે આ લેખથી હું સોંપી દઉ છું અને હાલ જે શાસનપત્રો આપવામાં આવે છે તેમાંનો કોઇ કદી ગુમ થાય તો આ લેખને દરેક વખતે તે શાસનપત્રો જેવોજ ગણવાનો છે અને કોઇપણ શાસનપત્ર જેટલીજ સંપૂર્ણ પ્રબળતા તેની ગણવાની છે.

વસઇ તેમજ તેના તાબાનો બધો મુલક તેના સંપૂર્ણ વિસ્તાર સાથે અને તેના તાબાની બધી ઉપજ તથા મહેસુલ સાથે તથા તે ગામનો કિલ્લો તથા કિલ્લાઓ સાથે અને પુના સરકારની માલકીનું તેમાં જે કાંઇ હોય તે બધી સાથે.

સાષ્ટીનો આખો તથા સંપૂર્ણ બેટ, જુદી જુદી જગાઓની ઉપજ જે તેને જોડેલી છે અને હાલ અનંતરાવ તથા રામાજીપંત જેટલી ઉપજ ઉઘરાવે છે તે બધી ઉપજ સાથે.

જંબુસર તથા ઓરપાડ પર ઘણાં તેમના તાબાનાં બધાં ગામોના સંપૂર્ણ વિસ્તાર સાથે તથા તે પરગણાઓમાં પુના સરકારનો જે કાંઇ હક્ક હોય તે સાથે.

મુંબઇ પાસેના નીચે જણાવેલા ચાર બેટો, પુના સરકારની માલકીનું તે બેટોમાં જે કાંઇ હોય તે બધી માલકી સાથે એટલે કરંજા, કેનેરી, એલીફન્ટા તથા હૉગ બેટો.

### કલમ ૬.

ભરૂચ શહેર તથા પરગણાની ઉપજમાં ગાયકવાડનો જે હિસ્સો છે તે હિસ્સો કંપનીને માટે હંમેશને માટે ગાયકવાડ પાસેથી મેળવી આપવા તથા તે બાબતનાં તમામ જરૂરનાં શાસન પત્રો એકદમ તેની પાસેથી મેળવી આપવા રાઘોબા આ ઉપરથી બંધાય છે.

### કલમ ૭.

છેલ્લી બે કલમો પ્રમાણે જે સ્થાનો સ્વાધીન કરી દેવામાં આવ્યાં છે તેમાંનું દરેક તથા તે બધાંના અત્યાર સુધી પુના સરકાર તથા ગાયકવાડ જે પ્રમાણે સંપૂર્ણ સ્વામી તથા માલીક ગણાતા હતા તેજ પ્રમાણે આજની તારીખથી ઑનરેબલ કંપનીને તે સ્થાનોના સ્વામી તથા માલીક ગણવાના છે અને તેથી કરીને તે સરકાર તે સ્થાનોમાં હક્ક તથા દરેક પ્રકારનો અધિકાર જે પ્રથમ પુના સરકાર તથા ગાયકવાડ બજાવતા હતા તે દરેક હક્ક તથા અધિકાર તે બજાવશે તથા પુના સરકાર તથા ગાયકવાડ જે ઉપજ વસુલ લેતા તે બધી ઉપજ કંપની લેશે.

### કલમ ૮.

અંક્લેશ્વરની ઉપજમાં રાઘોબાનો જે હિસ્સો છે તેમાંથી દર સાલ ૭૫૦૦૦ પંચોતેર હજાર રૂપીઆ કંપનીને હંમેશને માટે પ્રમાણિકપણે આપવાને તે બંધાય છે આ રકમ ઠરાવેલી મુદતોએ વરસમાં બે વાર તેના પંડીતે ભરી દેવાની છે.

### કલમ ૯.

જે લશ્કરની મદદ રાઘોબાને આપવાની છે અને જેની સંખ્યા બે હજાર પાંચસો માણસોની થવાની છે તેના ખર્ચ તથા કિંમત માટે ૧,૫૦,૦૦૦ એક લાખ પચાસ હજાર રૂપીઆ દર મહીને તથા માસે માસે આપવાને તે બંધાય છે; અને તેનો વધારે હિસાબ ગણ્યા સિવાય તે રકમ સ્વિકારવાને ઑનરેબલ ગવર્નર અને કાઉન્સિલ કબુલ થાય છે. આ રકમ જે તારીખે લશ્કર મુંબઇ છોડે તે તારીખથી ગણવામાં આવશે; લશ્કરની પુરેપુરી સંખ્યા પ્રથમથીજ જવાની નથી માટે લશ્કરના પ્રમાણમાં તેણે માસીક ખર્ચ આપવાનો છે અને ત્યાંસુધી જરૂર પડતાં આખું લશ્કર તેને આવી મળે ત્યાંસુધી જેટલું હોય તેટલાના પ્રમાણમાં ખર્ચ આપવાનો છે. આ રકમ દર માસે આપવાને તે બંધાય છે અને તે ભરણાની જામીનગીરીમાં નીચે લખેલી જગાઓની ઉપજ પોતાની પરિસ્થિતિ નાણું ભરવાને તેને શક્તિવાન કરે ત્યાંસુધી તે સ્વાધિન કરે છે.

**અંકલેશ્વરમાં**—આ લેખના આધાર ઉપર ઑનરેબલ કંપનીને જે હિસ્સો સ્વાધીન કરવામાં આવ્યો છે તે બાદ કરતાં તેમાં જે હિસ્સો વધે તે તમામ.

**આમોદ**—અને તેનાં બધાં ગામો.

**હાંસોટ**—અને તેના તાબાનાં બધાં ગામ.

**વલસાડ**—અને તેના તાબાનાં બધાં ગામ.

પરંતુ આ ઉપરથી એમ જાહેર કરવામાં આવે છે કે કંપનીના લશ્કરના ખર્ચ માટે માસીક અવેજ જ્યાંસુધી પુરેપુરો ભરી દેવામાં આવે ત્યાંસુધીજ આ તાલુકાઓની ઉપજ કંપનીને સ્વાધીન રહેશે ત્યારપછી આ ચાર જગાઓ ઉપરની તમામ માગણીઓ છોડી દેવામાં આવશે અને આવી સમજુત ઉપર ઑનરેબલ ગવર્નર અને કાઉન્સિલ આ ચાર પરગણાં સ્વિકારવાનું જાહેર કરે છે.

### કલમ ૧૦.

આ સંધિની ભાંજગડ દરમિયાન બન્ને પક્ષ એમ કબુલ થયા હતા કે પ્રધાન પક્ષના

રાઘોબાના જે શત્રુઓ છે તેમની સાથે કાર્ય કરવાનું પુરૂ થાય ત્યારપછી હિસાબ કરવા માટે રૂપીયા ૭ લાખની રકમ રાઘોબાએ ઑનરેબલ કંપનીના એજન્ટો પાસે અનામત મૂકવી. પોતાની શક્તિમાં જો હોય તો આ રકમ ગમે ત્યાંથી ઉપાડવાને રાઘોબા ખુશી છે પરંતુ આ પ્રમાણે રકમ મેળવવાનું તદ્દન અશક્ય જણાવાથી કરાર કરનાર બંને પક્ષકારોએ એ પ્રશ્નનો નિકાલ આગળ જણાવ્યા પ્રમાણે કરવાને કબુલ કીધું છે તે એ કે:–રાઘોબાએ પુરા ૭ લાખ રૂપીઆના દાગીના સુરતમાં કંપનીના એજન્ટો પાસે અનામત મૂકવા અને રાઘોબા રૂપીઆ આપી છોડાવે ત્યાંસુધી તે અનામત રહેશે. રાઘોબાની સંસારિક સ્થિતિ સુધરે કે તરતજ આ દાગીના તેણે છોડાવી લેવાં. આ બધુ પ્રમાણિકપણે બધા દઢપણે બજાવવાને રાઘોબા કબુલ થાય છે અને ઑનરેબલ કંપની તે સ્વીકારવાને કબુલ છે.

### કલમ ૧૧.

આ લેખ પ્રમાણે જે જગાઓ કંપનીના અધિકારમાં દઢપણે તથા યોગ્ય રીતે આપી દેવામાં આવી છે તે બધાંનો અથવા તેમાંની કોઇનો કબજો લેવામાં કંપનીને કોઇ પુરૂષ અથવા પુરૂષો પ્રતિબંધ કરે તો સદરહુ જગાઓનો કબજો મેળવવામાં કંપનીને જે કાંઇ ખર્ચ થાય તે ભરી આપવાને તેમજ તેમને કબજો મળે તેને સારૂ સબળ ઉપાય વાપરવાને રાઘોબા આ ઉપરથી બંધાય છે અને ઑનરેબલ કંપનીને જે જગાઓ તથા ઉપજો સ્વાધીન કરી દેવામાં આવી છે તે તમામનો ઉપદ્રવ વગરનો કબજો કાયમને માટે મેળવી આપવાને પણ તે આ પરથી બંધાય છે.

### કલમ ૧૨.

પોતાના શત્રુઓ એટલે પ્રધાનો સાથે જો રાઘોબા કદાચ સંધિ કરે તો તે દઢપણે તથા પ્રમાણિકપણે વચન આપે છે કે તે સંધિમાં ઈંગ્લીશ ઈસ્ટ ઇન્ડિઆ કંપનીને તેમને સંતોષ થાય તે પ્રમાણે દાખલ કરવામાં આવશે.

### કલમ ૧૩.

બંગાળામાં ઑનરેબલ કંપનીનો જે મુલક છે તેને કદી પણ નહિ સતાવવા માટે પણ રાઘોબા બંધાય છે. કર્ણાટકના નવાબ તથા કંપની સરકાર વચ્ચે જે સંધિ હાલ ચાલુ છે તે સંધિ પ્રમાણે જ્યાંસુધી સદરહુ નવાબ વર્તશે ત્યાંસુધી તેની સાથે સંગ્રામમાં નહિ ઉતરવા માટે તેમજ તેના મુલકમાં કાંઇ પણ લુંટફાટ નહિ કરવાને પણ રાઘોબા વિશેષમાં આ ઉપરથી બંધાય છે.

### કલમ ૧૪.

કંપનીના વહાણો તથા નૌકાઓ પૈકી કોઇપણ વહાણ અથવા તેમના પરવાનાથી વ્યાપાર કરતાં પુરૂષોનાં કોઇપણ વહાણ, નૌકા અથવા મછવા મરાઠા સરકારના તાબાના કીનારા પર ભાગી જાએ એવો પ્રસંગ બને ( અને ઇશ્વર તેવા પ્રસંગ ન ગુજરે ) તો મરાઠા રાજ્યની સરકારે તેમજ રહેવાશીઓએ દરેક પ્રકારની મદદ આવાં વહાણ વિગેરેમાંથી ડુબી જતું જેમ વધારે બચે તેમ બચાવવાને કરશેજ. આમ કરવામાં જે વ્યાજબી ખર્ચ થાય તે તેના માલીકોએ આપવો પડશે.

### કલમ ૧૫.

આ સંધિની રૂએ જે જગાઓ કંપનીના અધિકારમાં કાયમને માટે આપી દેવામાં આવી છે તે જગાઓ આ સંધિ ઉપર સહીઓ થાય તે તારીખથી તે જગાઓ કંપનીની

સંપૂર્ણ માલકીની તથા મિલકત તરીકેની ગણવાની છે અને તે તારીખથી ધારેલી સેવાઓ પુરેપુરી કરી દેવામાં આવી છે એમ ગણીને આ સંધિ સંપૂર્ણ અમલમાં છેજ એમ માનવાનું છે. પછી રાઘોબા પોતાના શત્રુઓ સાથે સલાહ કરે કિંવા ન કરે.

**કલમ ૧૬.**

આ સંધિમાં બતાવેલી કલમોની મંજુરી મળ્યા પછી અને ૭ લાખ રૂપીઆનાં રત્નો અનામત મૂક્યા પછી અને ( કંપનીનું ) લશ્કર રાઘોબા સાથે રહે અને ત્યાંથી પાછું આવી પહોંચે ત્યાંસુધી જે માસીક ખર્ચ થાય તેના રૂપીઆ ભરી દેવાને.

ઉપર કહ્યા પ્રમાણે બાંહેધરી આપ્યા પછી ઉપર જે જણાવ્યું છે તે બધું થયા પછી તરતજ આ સંધિમાં કરાર થયા પ્રમાણે કંપનીનું લશ્કર રાઘોબાના લશ્કરને મળવા માટે મુંબઇથી ઉપડશે એવી ગવર્નર અને કાઉન્સિલ કબુલત આપે છે અને તેઓને ભરોસો છે કે ઇશ્વરના આશીર્વાદથી તે લશ્કર જલદીથી તેના શત્રુઓને ( પ્રધાનપક્ષને ) હરાવશે તથા મરાઠા સામ્રાજ્યની ગાદી ઉપર પુનામાં તેને બેસાડશે.

ઉપર કહેલી કલમો માટે મુંબઇના ઑનરેબલ પ્રેસીડેન્ટ અને કાઉન્સિલ સમ્મત થવાથી અને તેમણે પોતાની વતી તેનો સ્વીકાર કરવાનો અધિકાર મને આપેલો હોવાથી હું તેમના તરફથી એ કલમોની બહાલી માટે સદરહુ ઑનરેબલ કંપનીની મહોર હું લગાવું છું, અને સુરત મુકામે તથા ઉપર જણાવેલી તારીખે તથા વર્ષમાં હું મારી પોતાની સહી તેના પર કરૂં છું અને હું વચન આપું છું કે ઑનરેબલ કંપનીની મહોર સાથે અને મુંબઇના ઑનરેબલ પ્રેસીડેન્ટ અને કાઉન્સિલની સહીઓ તથા મહોરો સાથે આ સંધિની બહાલી હું મેળવી આપીશ.

(સહી) રોબર્ટ ગેમબીયર.

ઑનરેબલ કંપની માટે અમારી વતી રઘુનાથરાવ બાલાજી પેશ્વા સાથે ઉપર જણાવેલા પ્રકારની સંધી કરવા અમે મુંબાઇના પ્રેસીડેન્ટ અને કાઉન્સિલ મી. રોબર્ટ ગેમબીયરને અધિકાર આપેલો અને તે પ્રમાણે ઉપર જણાવેલી તારીખે તેણે કીધું છે અને આ સંધિ પર રઘુનાથરાવ બાલાજી પેશ્વાએ પોતાની સહી કીધી છે તથા તેને બહાલ રાખી છે તથા તેને મંજુર કરી છે અને છેલ્લી કલમથી એવો કરાર થયો છે તેમજ કબુલત થઇ છે કે આ સંબંધીની બહાલી અમારે ઑનરેબલ કંપનીની મહોર છાપથી તેમજ અમારી પોતાની સહીઓ તથા મહોરથી એક મહીનાની અંદર આપવાની છે તે કારણથી અમે ખાત્રી આપીએ છીએ કે ઉપર જણાવેલી સંધિને પુરેપુરી તથા તેના દરેક ભાગમાં અમે આ ઉપરથી બહાલી આપીએ છીએ તેના પ્રમાણ તરીકે ઑનરેબલ કંપનીની મહોર છાપ આના ઉપર લગાડાવી છે અને અમે તેના પર અમારા હાથેજ સહીઓ કરીએ છીએ તથા તે પર અમારી પોતાની મહોર છાપો લગાડીએ છીએ. અમારા પરમેશ્વરના વર્ષ ૧૭૭૫ના માર્ચ માસની આજ ૬ તારીખે.

( સહી ) વુલીયમ હોર્નબી. એલ. એસ.
( સહી ) ડેનીયલ ડ્રેપર એલ. એસ.
( સહી ) થોમ્સ મોસ્ટીન એલ. એસ.
( સહી ) બ્રાઇસ ફ્લેચર એલ. એસ.
( સહી ) વુલીયમ ટેલર એલ. એસ.

હીસ મેજેસ્ટીના મુંબઈના કીલ્લા તથા બેટના અને હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પરના તથા ઇરાન તથા અરબસ્તાનના કીનારાઓ પરના ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના બધા કીલ્લાઓ તથા કોઠીઓ, મુલકો તથા લશ્કરોના ગવર્નર તથા કાઉન્સિલના પ્રેસીડેન્ટ ઑનરેબલ વુલીટમ હોર્નબી એસ્કવાયરના હુકમથી.

( સહી ) જયોર્જ સ્કીપ એલ. એસ.
સેક્રેટરી.

---

ઑનરેબલ કંપનીને રઘુનાથરાવ બાજીરાવ પ્રધાને નીચે જણાવેલી જગાઓ માટે આપેલાં સનદ પત્રોની યાદી—

| | |
|---|---|
| ૨ વસાઇ માટે | ૧ એલીફન્ટા માટે |
| ૨ સાષ્ટી માટે | ૧ વલસાડ માટે |
| ૧ ઓરપાડ માટે | ૨ અંકલેશ્વર માટે |
| ૧ જંબુસર માટે | ૧ હાંસોટ માટે |
| ૧ ભરૂચ માટે | ૨ આમોદ માટે |
| ૧ કારંજા માટે | — |

કુલ ૧૬ પત્રો.

પહેલી કલમમાં બતાવેલા વસઇ, સાષ્ટી, ઓરપાડ, જંબુસર, ભરૂચ માટે આપેલી પાંચ સનદો ( શાસનપત્રો )નું ભાષાન્તર.

**દેશમુખ તથા દેશપાન્ડે અથવા પંડીત અને તેમના તાબાના બધા અમલદારો.**

રાઘોબા બાજીરાવ પ્રધાન જત મેં મારી મદદ સારૂ કંપનીનું લશ્કર માગેલું છે તથા તેના અવેજમાં સદરહુ પરગણા ઉપરનું રાજ્ય મેં છોડી દીધું છે અને તે રાજ્ય અંગ્રેજી કંપનીને સ્વાધીન કીધું છે, માટે આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ કંપનીને સંપૂર્ણ તાબેદારી અને આજ્ઞાધારકતા સમર્પવાં તથા તેમને મુલકનો કબજો સોંપી દેવો તા. ૧૧ મો ઝીલહીજ સન ૧૧૬૫.

---

કલમ ૨ માં જણાવેલા વસઈ, સાષ્ટી, કરંજા, એલીફન્ટા અને કેનેરી માટે રાઘોબા તરફથી મળેલા શાસનપત્રો ( સનદ )નું ભાષાંતર.

**હવાલદારો તથા કામ કરનારા બધા મેનેજરો તરફ.**

રાઘોબા બાજીરાવ પ્રધાન તરફથી સલામ બાદ જણાવવાનું કે આ બધાં સ્થળોના કિલ્લા કંપનીને આપી દેવામાં આવ્યા છે માટે તમારે તેમનો ચાર્જ આપી દેવો તથા તે બાબત પહોંચ મેળવવી. તારીખ ૧૧ ઝીલહીજ ૧૧૬૫.

---

નંબર ૩ માં જણાવેલા અંકલેશ્વર, વલસાડ, હાંસોટ તથા આમોદ માટે રાઘોબા તરફથી મળેલા ચાર શાસનપત્રો ( સનદો ) નું ભાષાંતર.

**સરકારના અમલદારો તરફે.**

સલામ બાદ અમો રાઘોબા બાજીરાવ પ્રધાનને કંપની સરકારે લશ્કરની મદદ આપી છે તેના બદલામાં દર માસે ૧,૫૦,૦૦૦ એક લાખ પચાસ હજાર રૂપીઆ તેમને આપવાનો કરાર કર્યો છે. તેટલા માટે તમારા પરગણાઓની ઉપજ તમારે તેમને આપવાની છે તથા તેમની પહોંચ તે બાબતમાં લેવાની છે અને તેમનું દેવું પતી જાય ત્યાંસુધી એ પ્રમાણે ચાલુ રાખવાનું છે. તા. ૧૧ ઝીલહીચ ૧૧૬૫.

---

નંબર ૪ માં જણાવેલા અંકલેશ્વર માટે રાઘોબાએ આપેલા શાસનપત્રનું ભાષાંતર.

**અંકલેશ્વરની સરકાર અથવા પંડીત.**

સલામબાદ,

રાઘોબા બાજીરાવ ફરમાવે છે કે તમારા તાબાના પરગણાની ઉપજમાંથી દરસાલ રૂ. ૭૫,૦૦૦ રૂપીઆ પંચોતેર હજાર ઇંગ્લીશ કંપનીને તમારે આપવા. તેમણે મને મદદ આપી છે, તેના અવેજમાં આ રકમ આપવાની છે. તા. ૧૧ ઝીલહીચ ૧૧૬૫.

---

કલમ ૫ માં જણાવેલા આમોદ માટે રાઘોબાએ આપેલા શાસનપત્રનું ભાષાંતર.

**આમોદના જમીનદાર અગર જાગીરદાર તરફે.**

હું રાઘોબા બાજીરાવ પ્રધાન તમને ફરમાવું છું કે–તમારે તમારા પરગણાની ઉપજ અંગ્રેજ કંપનીને આપવી. કંપનીએ મને મદદ આપી છે તેના અવેજમાં દર માસે મારે તેમને ભરણું કરવું એવા મારા કરાર પેટે આ આપવાનું છે. તેમનું લહેણું પતી જાય ત્યાંસુધી આ પ્રમાણે ચાલુ રહેશે. ત્યાંસુધી તમારૂં સ્થળ તેમને ગીરો મૂક્યું છે એમ સમજવાનું છે. તા. ૧૧ ઝીલહીચ ૧૧૬૫.

---

**ઇંગ્રેજી ઉપરથી**

નંબર ૬

## *ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિઆ કંપની તથા મરાઠા રાજ્યની વચમાં થયેલું તહનામું.

**પુરંદર** તા. ૧ લી માર્ચ ૧૭૭૬.

મરાઠા રાજ્યના મુખ્ય મુખ્ય પુરૂષોમાં અણબનાવ થયો હતો અને મુંબઇ સરકારે મરાઠા–રાજ્યમાં પોતાનું લશ્કર મોકલી તે તકરારોમાં ભાગ લીધો. જે કાર્યને ફોર્ટ વુલીયમના ગવર્નર જનરલ કાઉન્સિલે નાપસંદ કીધું અને આ તકરારોનું સમાધાન કરવાની ઇચ્છા હોવાથી આવું સારૂ પરીણામ આવે તેને સારૂ જરૂરના ઉપાયો યોજવાનો નિશ્ચય કર્યો છે. આ કારણથી તેમણે ( મુંબાઈ સરકારે ) ઑનરેબલ ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિઆ

* એચીનસન્સ ટ્રીટી વો. ૬ પાનું ૨૭.

કંપનીના નોકર લેફ્ટેનન્ટ કર્નલ જોન અપટનને મુંબઇની સરકાર તથા મરાઠા રાજ્ય એ બન્નેની વચમાં સલાહ કરવાના સંપૂર્ણ અધિકાર આપીને એ કાર્ય ઉપર તેને મોકલ્યો અને તે પ્રમાણે પુરંદર આવીને કર્નલ અપટને અંગ્રેજી કંપની તરફથી પેશ્વા રાવ પંડીત પ્રધાન અને સઘળા મરાઠા સરદારો તરફથી સખારામ પંડીત પ્રધાન અને બાલાજી પંડિત પ્રધાનની સાથે સંગીન તથા દૃઢ સલાહ કરી છે અને તેઓએ જે તહનામું કર્યું છે તેની કલમો નીચે પ્રમાણે છે.

### કલમ ૧.

આજની તારીખથી ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના બધા મુલકમાં તથા ખાસ કરીને મુંબઇ સરકાર અને સઘળા મરાઠાઓ વતી રાવ પંડીત પ્રધાન અને તેના પ્રધાનો સખારામ બાપુ અને બાલાજી પંડીત એઓની વચમાં સલાહ સ્થપાશે અને તેનો અમલ થશે અને નીચે દર્શાવેલી કલમોનો અમલ બન્ને પક્ષ અખંડ રીતે કરશે.

### કલમ ૨.

ઑનરેબલ કંપની તથા મરાઠા રાજ્યની વચમાં સલાહ થઇ છે એવો ઢંઢેરો મુંબઇ શહેરમાં તથા તેના તાબાના તમામ મુલકમાં એકદમ પ્રસિદ્ધ કરવામાં આવશે. માંડવીમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે ત્યાં તેમજ ગુજરાત પ્રાંતમાં જ્યાં જ્યાં અંગ્રેજની રૈયત છે ત્યાં સઘળે આવો ઢંઢેરો પ્રસિદ્ધ કરવામાં આવશે. મરાઠા સરકારે પણ પોતાના રાજ્યમાં સર્વ ઠેકાણે આવો ઢંઢેરો પ્રસિદ્ધ કરશે.

### કલમ ૩.

આ લડાઇ દરમિયાન સાષ્ટી તેમજ તેની પાસેના નાના બેટો જે અંગ્રેજ સરકારે તાબે લીધા છે તે પોતાને પાછા મળવાને રાવ પંડીત પ્રધાન તથા તેના પ્રધાનોની ઇચ્છા હોવાથી આ બેટોના બદલામાં ભરૂચની પાસેનો ત્રણ લાખ રૂપીઆનો મુલક તેની ચોથ વગેરે સાથે આપવાને તેઓ માગણી કરે છે. આ બેટો પાછા આપવાનો અધિકાર અમને નથી એમ કર્નલ અપટને જાહેર કરવાથી એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે આ બેટો હાલ જેમ છે તેમજ રહેશે, તથા મુંબઇ સરકાર ફૌર્ટ વુલીયમની સુપ્રીમ કાઉન્સિલને લખાણ કરશે અને તે સુપ્રીમ કાઉન્સિલ જે કાંઇ નિર્ણય આ બાબતમાં આપે તે પ્રમાણે વર્તવાને બન્ને પક્ષો આ ઉપરથી કબુલ થાય છે જો ફૌર્ટ વુલીયમના ગવર્નર-જનરલ અને કાઉન્સિલ એ બેટો જો પાછા ન આપે તો તેઓ અંગ્રેજના કબજામાં ચાલુ રહેશે અને ત્યારપછી મરાઠાઓ તે બેટો પરના પોતાના સઘળા હકકો તથા માલકી છોડી દેશે; પરંતુ જો કલકત્તાના ગવર્નર જનરલ અને કાઉન્સિલ સાષ્ટી સદરહુ બેટો સાથે પાછો આપશે તો અંગ્રેજ સરકારે તેમનો કબજો પેશ્વાને સોંપી દેવો.

### કલમ ૪.

ભરૂચ શહેર તથા ભરૂચ તાલુકા ઉપર મરાઠાઓનો જે હિસ્સો છે તે તમામ હિસ્સા ઉપરનો તેમનો જે હકક છે તેમજ માલકી છે તે સઘળો મોગલો પાસેથી જેટલો કદી પણ ઉઘરાવતા તે બધો અને સંપૂર્ણ મરાઠાઓ અંગ્રેજ કંપનીને આપવાને કબુલ થાય છે. આ હિસ્સા પર ચોથ અથવા બીજા કોઇપણ પ્રકારની માગણી રાખવામાં આવતી નથી એટલે અંગ્રેજ કંપની તેનો કબજો બીજા શખસના હિસ્સા અથવા હકક વગરનો ભોગવશે.

**કલમ ૫.**

મરાઠાઓ ( મિત્રાઇ તરીકે ) ભરૂચની પાસે પુરા ત્રણ લાખ રૂપીઆનો મુલક, જેના પર ચોથ અગર તેવા બીજા કોઇપણ પ્રકારનો હકક નહી હોય તેવો અંગ્રેજ કંપનીને કાયમને માટે આપી દેવાને કબુલ થાય છે. કંપની તરફના બે માણસો તથા રાવ પંડીત પ્રધાન તરફના બે માણસો એ બાજુએ જાય અને ત્યાં દરેકની હદ નકકી કરે. ત્યારપછી પેશ્વા તેને સારૂ સનદો આપશે.

**કલમ ૬.**

પેશ્વા અને તેના પ્રધાનો અંગ્રેજી લશ્કરને થયેલા ખર્ચ પેટે બાર લાખ રૂપીયા બે હપ્તામાં કંપનીને આપવાને કબુલ થાય છે. જેમાંના છ લાખ રૂપીઆ આ તહનામાની તારીખથી છ માસમાં આપવાના છે. અને બાકીના છ લાખ રૂપીઆ ઉપર કહેલી તારીખથી બે વર્ષમાં ભરી દેવાના છે.

**કલમ ૭.**

અંગ્રેજો કબુલ થાય છે કે ગુજરાત પ્રાંતનો જે ભાગ રઘુનાથરાવે તેમને આપેલો છે અથવા જે ભાગનો કબજો તેમણે લીધો છે તે બધો મુલક તેના તાબાના કિલ્લાઓ તથા કસ્બાઓ સાથે અને આ તહનામાથી જે મુલક આપવામાં આવે તે સિવાયનો એકદમ પાછો સોંપી દેવામાં આવશે. સયાજી ગાયકવાડ તથા ફતેહસિંગ ગાયકવાડે પોતાને પેશ્વા તરફથી મળેલા મુલક પૈકી જે મુલક અંગ્રેજોને તાબે આપવામાં આવ્યો છે તે પ્રમાણે આપી દેવાનો અધિકાર અગાઉના પેશ્વા સરકારે ગાયકવાડને આપેલા પત્રો તથા સનદો અન્વયે ગાયકવાડને ન્હોતો એમ તે પત્રો અથવા સનદોની નકલથી જો સાબીત થાય તો તેવો મુલક મરાઠાઓને પાછો આપવામાં આવશે. ત્રણ લાખ રૂપીઆના મુલકની સનદો જ્યાંસુધી અંગ્રેજોને સોંપવામાં આવે ત્યાંસુધી તેની સ્થાનમાં ચીખલી તથા ઉરાલ પરગણાં, વરીઆવ કસ્બો, તથા ચોર્યાસી પરગણાનાં ત્રણ ગામ અને ભાડાગામ કંપનીના કબજામાં ચાલુ રહેશે. અંગ્રેજ તથા રઘુનાથરાવની વચમાં જે સંધિઓ તથા કરારો હાલ ચાલુ છે તે તમામ આ ઉપરથી રદ કરવામાં આવે છે અને જો ઉપર કહેલો પુરાવો રજુ થાય તો સયાજીરાવ ગાયકવાડ તથા ફતેહસિંગ ગાયકવાડ સાથે જે કરારો થયેલા છે તેમને પણ રદ ગણવાના છે અને આવો પુરાવો મળ્યા બાદ એ કરારોના પેશ્વાના પ્રધાનોના સમક્ષ નાશ કરવાનો છે.

**કલમ ૮.**

અંગ્રેજો કબુલ થાય છે કે મુંબઇ ઇલાકામાં જે લસ્કર મોકલવામાં આવ્યું છે તે પોતપોતાની છાવણી તથા જીલ્લામાં પાછુ મોકલી દેવામાં આવશે.

**કલમ ૯.**

આજની તારીખથી એક માસની અંદર રઘુનાથરાવ પોતાનું લસ્કર વિખેરી નાંખશે એમ પણ કબુલ કરવામાં આવ્યું છે. તેના અનુયાયીઓ તેમજ તેનો પક્ષ લેનારાઓએ ( તેના જાતના નોકરો સિવાયનાએ) પણ તેટલાજ સમયમાં ચાલ્યા જવાનું છે અને મરાઠા સરકારે રઘુનાથરાવના અનુયાયીઓ તેમજ પક્ષ લેનારાઓને તેમજ રઘુનાથરાવની સાથે જેઓએ હથિયાર ઉપાડેલાં

તે બધાંને પુરેપુરી માફી આપવામાં આવે છે એવું જાહેરનામું બહાર પાડવું જોઇએ; પરંતુ આગળ જણાવેલા ચાર માણસોને તે માફીમાંથી બાતલ કરવાના છે એટલે આબાજીમહાદુ, નુરખાન ગારદી, તુલા ખીદમતદાર અને કરણસિંગ ચોકીદાર. આ લોકોએ મરાઠા રાજ્યની સામે જે ગુન્હા તથા અપકૃત્યો કર્યા છે તેને સારૂ તેમને તે રાજ્યની હદપાર કાઢી મૂકવામાં આવ્યા છે.

### કલમ ૧૦.

જો રઘુનાથરાવ લસ્કરને રજા આપવાની ના પાડે તો અંગ્રેજોએ પોતાનું લસ્કર પાછું બોલાવી લેવાનું છે અને તેમણે તેને મદદ કરવાની નથી.

### કલમ ૧૧.

કલમ ૯ માં બતાવેલી શરતોનો જો અમલ થાય તો પેશ્વા તથા તેમના પ્રધાનો એવી કબુલત આપે છે કે રઘુનાથરાવને એક હજાર ઘોડા અને કાંઇક પાયદળ આપી તેને પુનામાં રાખીશું. તેમનો પગાર મરાઠા સરકારની મરજીમાં આવે ત્યાંસુધી આપવામાં આવશે અને તે સરકારની મરજીમાં આવે ત્યારે તેમને રજા આપવામાં આવશે. આ માણસો રઘુનાથરાવ જે જે કાયદેસર હુકમો કાઢશે તે બજાવશે. એ ઉપરાંત તેને ૨૦૦ ખાનગી નોકરો તેણે પસંદ કરેલા આપવામાં આવશે. તેમનો પગાર સરકાર આપશે. એ સિવાય પોતાનાં બીજાં ખર્ચોને પહોંચી વળવાને રઘુનાથરાવને દર માસે રૂ. ૨૫,૦૦૦) પચીસ હજારના પગારથી દર સાલ ત્રણ લાખ રૂપીઆ આપવામાં આવશે પણ એવી શરતે કે તેણે ગંગા-ગોદાવરીના કિનારે કુપર ગામમાં રહેવું. કોઇપણ વખતે પોતાનું રહેઠાણ બદલવા તેની મરજી થાય તો એ બાબતમાં પેશ્વાને તેણે અરજ કરવાની છે, જેની પરવાનગી વગર ગામનો ફેરફાર થઇ શકશે નહિ. તેણે કાંઇ પણ તોફાન કરવાનું નથી અથવા કોઇ પણ વ્યક્તિ સાથે અયોગ્ય પત્રવ્યવહાર ચલાવવાનો નથી.

### કલમ ૧૨.

એવું કબુલ કરવામાં આવે છે કે અંગ્રેજોએ રઘુનાથરાવ અથવા પેશ્વાની કોઇ રૈયત અથવા તેમના નોકર જે તેમની સામે બખેડા અથવા બંડ કરવાના હોય તેમને કાંઇ પણ મદદ આપવી નહિ.

### કલમ ૧૩.

પેશ્વા રાવ પંડીત પ્રધાન તથા તેના પ્રધાનો એવું જાહેર કરે છે કે બંગાળા તથા તેના તાબાના મુલકો પર ચોથ લેવાનો હક્ક તે બાઉન્સીલો નામના માણસની જાગીરનો એક ભાગ છે એમ ઘણા પ્રાચીન વખતથી ચાલે છે તેથી તે હક્ક તેનો પાછો તેઓ લેઇ શકે નહિ; પરંતુ જો સદરહુ બાઉન્સીલો અથવા તેના વંશજો અથવા તેના પછી થનારા વારસો બંગાળા તથા તેના તાબાના મુલકો પર અમારી ચોથ છે એમ બતાવી જો તોફાન, બખેડા કરે તો પેશ્વા તથા તેમના પ્રધાનો આ ઉપરથી કબુલ થાય છે કે અમો પોતે બખેડા કરનારને કોઇપણ કાંઇ પણ મદદ આપીશું નહિ અથવા અમારા તાબાના કોઇપણ મરાઠા સરદાર અથવા રાજાને તેવી મદદ આપવા દેઇશું નહિ.

### કલમ ૧૪.

એમ કબુલ કરવામાં આવે છે કે મરાઠા રાજ્યના તાબાના દરીયા કિનારા પર અંગ્રેજોનાં વહાણો અથવા નૌકાઓ અથવા તેમના રક્ષણ નીચે વ્યાપાર કરનારાં વહાણો અથવા નૌકાઓ પૈકી કોઇ વહાણ અથવા નૌકાનો જ્યારે ભંગ થાય ત્યારે તેમાંથી બને તેટલું બચાવી લેવાને મરાઠા સરકાર તથા તેના રહેવાસીઓ દરેક પ્રકારની મદદ આપશે અને જે માલ બચાવી શકાય તે બધો તેના માલીકોને પાછો સોંપવામાં આવશે. અંગ્રેજ કંપનીના મુલકમાં દરીયા કીનારા પર જો મરાઠા રાજ્યના તાબાનું કોઇ વહાણ અથવા નૌકા ભાગી જાય તો તેને પણ તેજ પ્રમાણે મદદ આપવામાં આવશે એવું વચન અંગ્રેજ કંપની આપે છે.

### કલમ ૧૫.

મુંબઇ સરકાર તથા મરાઠાઓની વચમાં જુલાઇ ૧૭૩૯ માં તેમજ તા. ૧૨ અકટોબર ૧૭૫૬ નાં જે તહનામાં થયેલાં તે પ્રથમ થયાં તે દીવસે જેવાં પુરાં ચાલુ હતાં તેજ હાલ ચાલુ છે એમ ગણવાનું છે તથા તેમને ચાલુ રાખવાનાં છે: પરંતુ તેમાંના કોઇની કલમ અગર કલમો બાબત આ તહનામાથી જે પ્રકારે ઠરાવ કરવામાં આવ્યો હોય તો તે અપવાદ રૂપે ગણવાનું છે તેવા પ્રસંગમાં આવી કલમ અથવા કલમો રદ ગણવાની છે અને આ તહનામાની કલમો પ્રમાણે વર્તવાનું છે.

### કલમ ૧૬.

એ સિવાય મુંબઇ સરકાર તથા મરાઠા સરકારની વચમાં જે બીજાં તહનામાં અથવા કોલકરારો થયા હોય અને જેઓમાં આ તહનામાંથી કાંઈ ફેરફાર કરવામાં આવ્યો નથી અને જેના સંબંધમાં આ તહનામાએ કાંઇ ઠરાવ કીધો નથી તે બધાં તહનામાં તથા કોલકરારો પ્રથમ થયા હતા તેજ પ્રમાણે અમલમાં છે એમ ગણવાનું છે તથા તેઓ ચાલુ રહેશે.

### કલમ ૧૭.

પેશ્વા રાવ પંડીત પ્રધાનની માલકીના દાગીના રઘુનાથરાવે જો અંગ્રેજોના હાથમાં આપ્યા હોય તો તે જે કાર્ય માટે તે સોંપાયલા તે કાર્ય પ્રમાણે વર્તવામાં આવે ત્યારે તે પાછા આપવાના છે.

### કલમ ૧૮.

આ તહનામાની રૂઇએ સોંપી દીધેલા સઘળા મુલકની તેમની સનદો તથા બક્ષીસપત્રોની તારીખથી પુરેપુરા તથા તે એકલાજ સ્વામી તથા માલીક ઑનરેબલ કંપનીને ગણવાના છે અને તે પ્રમાણે તેઓ પોતાના કાયદા તથા અધિકાર તે મુલકોમાં બજાવશે અને આપી દીધેલા મુલકોમાં કાંઇ પણ બખેડાઓ મરાઠાઓ ઉભા કરશે નહિ. તેમજ મરાઠાઓના મુલકમાં અંગ્રેજો કાંઇ પણ બખેડા ઉત્પન્ન કરશે નહિ.

### કલમ ૧૯.

જે જે જગાઓ આ તહનામાની રૂઇએ ઑનરેબલ કંપનીને આપી દેવામાં આવી છે તેમજ જે જે જગાઓમાં અંગ્રેજો મરાઠાઓને પાછા સોંપી દેશે તે બધી જગાઓમાં જે તારીખથી તેમનો કબજો પોતાને સ્વાધીન થાય તે તારીખથી તે જગાઓનું મહેસુલ ઉપ-

શવવાનું છે અને પાછલી કોઇપણ મુદત માટે મહેસુલની માગણી કરવાની નથી એમ બન્ને પક્ષ કબુલ થાય છે.

કલમ ૨૦.

આ તહનામાની એક નકલ કર્નલ અપટનની મહોર છાપવાળી મરાઠા સરકારના પ્રધાનોના કબજામાં રહેશે અને બીજી નકલ ઑનરેબલ ગવર્નર જનરલ અને ફોર્ટ વુલીયમની સુપ્રીમ કાઉન્સિલના મેમ્બરોની સહીઓ તથા મહોર છાપ માટે કલકત્તે મોકલવામાં આવશે અને ત્યાર પછી તે નકલ પેશ્વાને આપવામાં આવશે.

**બાલાજી પંડીતની** સહી (સહી) **જે. અપટન**

**સખારામ પંડીતની** સહી

(ભાષાંતર)

સહી. **એ. આર. મે. ફેરસન**

ફારસી દુભાષીયા.

---

કર્નલ અપટનનો નીચે પ્રમાણેનો પત્ર આવ્યો.

સદ્‌ગૃહસ્થો,

ગવર્નર જનરલ તથા પેશ્વા અને તેમના પ્રધાનોની વચમાં એમ નક્કી થયું છે કે નીચે જણાવેલા ફેરફાર તથા કલમ આ તહનામામાં કરવાં તેથી તે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યા છે અને આ પ્રમાણેના તહનામાપર બન્ને પક્ષકારોએ પુરેપુરી સહીઓ કરી છે તથા એક બીજાને તહનામાં આપી દીધાં છે.

સદ્‌ગૃહસ્થો

આપનો ઘણો તાબેદાર તથા નમ્ર સેવક

થવાનુ જેને માન છે તેવો

(સહી) **જે. અપટન.**

**પુરંદર** તા. ૨૬ મે ૧૭૭૬.

તેરમી ૧૩ તથા સત્તર ૧૭ મી કલમો આખીને આખીજ કાઢી નાંખવામાં આવી છે આથી ૧૪ મી કલમ તે ૧૩ મી કલમ થાય છે અને એ પ્રમાણે ૧૮ મી કલમ ૧૬ મી થાય છે અને તે પ્રમાણે આગળ કલમ ચાલવાની.

વધારાની કલમ

ઉપર લખાયલા તહનામાની ૩ ત્રીજી કલમમાં એવું લખાણ છે કે:—

" આ લડાઇ દરમિયાન સાષ્ટિ તેમજ જે નાના બેટો અંગ્રેજ સરકારે પોતાના તાબામાં લીધા છે તે પોતાને પાછા મળવાને રાવ પંડીત પ્રધાન તથા તેમના પ્રધાનોની ઇચ્છા હોવાથી આ બેટોના બદલામાં ભરૂચની પાસેનો ત્રણ લાખ રૂપીઆનો મુલક તેની એથ વિગેરે સાથે આપવાને તેઓ માગણી કરે છે અને આગળ આ પ્રમાણે શબ્દો છે.

" જો ફોર્ટ વુલીયમના ગવર્નર જનરલ અને કાઉન્સિલ જો એ બેટો જો પાછા આપે નહિ તો તેઓ અંગ્રેજોના કબજામાં ચાલુ રહેશે અને ત્યાર પછી મરાઠાઓ તે બેટો ઉપરના પોતાના સઘળા હક્કો તથા માલકી છોડી દેશે."

સદરહુ ગવર્નર જનરલ અને કાઉન્સિલ આ ઉપરથી એવું જાહેર કરે છે કે ઉપર જણાવેલા સાષ્ટિ, કરંજા, એલીફન્ટા તથા હોંગ બેટો પાછા આપી દેવાનો અથવા તે બેટો બદલે આપવા જણાવેલો મુલક સ્વિકારવાને તેમનો ઇરાદો અથવા ઠરાવ નથી. અને તેથી કરીને આ તહનામાની રૂએ સદરહુ બેટો હમેશને માટે અંગ્રેજોના કબજામાં રહેવાના છે.

પુરંદર.
તા. ૨૨ મે ૧૭૭૬. } ( સહી ) જે. અપટન.

---

## ઇંગ્રેજી ઉપરથી

નં. ૮

## *વડગામનો કરાર સન ૧૭૭૯.

---

### એક બાજુએ શ્રીમંત માધવરાવ નારાયણ પંડિત પ્રધાન તથા બીજી બાજુએ અંગ્રેજ કંપની એ બંનેની વચમાં થયેલા કરારની કલમોનું ભાષાન્તર.

---

મરહુમ શ્રીમંત પંડીત પ્રધાન માધવરાવ બલ્લાળના સમયમાં બધી બાબતોમાં સલાહ શાંતી ચાલતી હતી, ત્યારપછી મરાઠા સરકારની માલકીની કેટલીક જગાઓનો કબજો જેવી કે સાષ્ટિના બેટો, ઉરણ અને જંબુસર તેમજ ભરૂચ પરગણું તથા મહાલો જેની માલકી મરાઠા સરકાર તથા ગાયકવાડ બંનેની છે તેમનો કબજો અંગ્રેજ સરકારે લીધો છે. અંગ્રેજોએ પોતાની મદદ રઘુનાથરાવ દાદા સાહેબને આપી અને લડાઇ શરૂ થવાથી કર્નલ અપટન પુરા અધિકાર સાથે કલકતેથી આવ્યો અને તેણે સલાહ કરી અને તે સલાહ પ્રમાણે કંપની અને મરાઠા સરકારની વચમાં કામકાજ થવાનું હતું; પરંતુ અંગ્રેજોએ આ કરાર પાળ્યો નહિ. તેમણે રઘુનાથરાવને મદદ આપી અને લડાઇની તૈયારી કરીને ઘાટ ચઢયા અને મરાઠા સરકારના જીલ્લાઓ પર હુમલો કર્યો અને તેમણે લડાઇની શરૂઆત કરી તે પરથી મરાઠા સરકાર પણ લડાઇ માટે તૈયાર થયા. મુંબઇની પસંદ કરેલી કમિટી જેમાં મી. જોન કરનાક તથા કર્નલ ચાર્લસ ઇગરટન હતા જેમને સંપૂર્ણ અધિકાર આપવામાં આવેલા હતા. તે કમિટીએ મી. થોમ્સ હોલ્મસ અને મી. ફારમરને ઇનડોમી તળેગામ પાસે વડગામે મોકલ્યા. પ્રથમથીજ સરકાર તથા અંગ્રેજો વચમાં મિત્રાચારી હતી; પરંતુ તેમાં અંતરાય આવવાથી કર્નલ જોન અપટને સંધિ કરી તે સંધિ પ્રમાણે માગલો ચાલ્યો નહિ તેથી તે

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૩૮.

સંધિ આ પરથી રદ કરવામાં આવે છે, અને જે પ્રમાણે અને જે મિત્રાચારીમાં બંને પક્ષો મર્હુમ માધવરાવના સમયમાં હતા તેજ પ્રમાણે તથા તેજ મિત્રાચારીમાં તેઓ ચાલુ રહેશે. રાઘોબાને મદદ તથા તેના પક્ષને ટેકો આપવાનું માંડી વાળવાનું છે તેને કાંઈ પણ મદદ આપવાની નથી તેમજ મરાઠા સરકારના શત્રુઓને કોઇપણ પ્રકારની મદદ આપવાની નથી. સાષ્ટિના બેટો અને ઉરણ તથા બીજા બેટો તેમજ મરાઠા સરકારની માલકીના જંબુસર તથા ભરૂચના મહાલો અને મરાઠા સરકાર તથા ગાયકવાડ સરકારની માલકીના જેવાં કે ચીખલી, વેરીસુળ વિગેરેનો કબજો અંગ્રેજોએ લીધેલો તેમનો કબજો છોડી દેવામાં આવશે અને મર્હુમ પેશ્વા માધવરાવ બલ્લાળના સમયમાં જે પ્રમાણે અમે હતા તેજ પ્રમાણે અમે રહીશું અને તેને માટે આ કરાર ( મરાઠા ) સરકાર સાથે કરવામાં આવે છે. મર્હુમ માધવરાવ બલ્લાળ પંડીત પ્રધાનના સમયમાં બધુ બરાબર શાંતપણે ચાલતું હતું. ત્યારપછી સરકારની માલકીની જુદી જુદી જગાઓ જેવી કે સાષ્ટિના બેટો અને ઉરણ તથા બીજા બેટો અને વિશેષમાં જંબુસર અને બીજા મહાલો અને ભરૂચના મહાલો જે સરકાર તથા ગાયકવાડ માલકીના હતા તેમનો કબજો અંગ્રેજોએ લીધો છે તે બધા સરકારને કબજે પાછા સોંપી દેવામાં આવશે અને હવે ભવિષ્યમાં રઘુનાથરાવને અથવા સરકારના દુશ્મનો પૈકી કોઇને પણ કાંઈ પણ મદદ અથવા રક્ષણ આપવામાં આવશે નહિ. આ પ્રમાણે વર્તવાને અમે પ્રમાણિકપણે વચન આપીએ છીએ અને સરકારે પણ પોતાના તરફથી પોતાનું વચન ખરૂં કરવાનું છે. રઘુનાથરાવ દાદાસાહેબ અમને મળ્યા હતા તેણે પોતાની મેળે તુકાજી હોલ્કર અને મહાદજી સિંધિયાના આશ્રયમાં પોતાની સર્વ મિલકત સાથે રહેવાનું કબૂલ કીધું છે. અંગ્રેજનું લશ્કર જે હાલ સુરગામમાં છે તેને પોતાના સઘળા સામાન તથા અસબાબ સાથે મુંબઇ જવા દેવામાં આવશે અને આને માટે જામીન તરીકે સદરહુ બંન્ને સરદારોના બબ્બે માણસો નામે નાઝો ગણેશ. વિસાજી સમાસ, બાલારાવ ગોવિંદ અને રામા કહાન લશ્કરને મુંબઇ પહોંચાડવાને સાથે જશે. અને આને માટે તમારી મરજી હશે તો લશ્કર મોકલવામાં આવશે અને મરજી ન હોય તો નહિ. અમારી સાથે જે અંગ્રેજ લશ્કર આવે તેણે રસ્તે જતાં કોઇપણ શખસને કાંઇ પણ ઈજા કરવાની નથી. અંતરવેદી અને બુંદેલખંડના પ્રાંતો તથા તેમના સરદારો હંમેશાં સરકારના તાબાના છે માટે તેમને કાંઇ પણ નુકશાન કરવામાં આવશે નહિ. કલકત્તેથી અંગ્રેજનું જે લશ્કર આવતું હતું તેણે નર્મદા ઓળંગી છે અને હાલ તે હોસંગાબાદમાં છે તે લશ્કરને આવવા દઇશું નહિ પણ તેને કલકત્તે પાછુ મોકલવામાં આવશે. લશ્કર પાછું વળતાં રસ્તે તે કોઇને કોઇપણ પ્રકારની તકલીફ આપશે નહિ. ઉપર જણાવેલા કોલકરાર તુકાજી હોલકર તથા મહાદજી સિંધિઆની દરમિયાનગીરી થવાથી કરવામાં આવ્યો છે અને ભવિષ્યમાં તેમાં જણાવ્યા પ્રમાણે કામકાજ લેવાનું છે તેમાં કાંઇ વિઘ્ન આવવું જોઇએ નહિ. આ કરારો પ્રમાણે વર્તવાને અમો અંગ્રેજ તરફે અમારો કોલ આપીએ છીએ અને સરકારે પણ આ કોલકરારનું પાલન કરવાનું છે. ફ્રેન્ચ લોકોને કાંઇ પણ મદદ અથવા આશ્રય આપવાનો નથી.

મરાઠા છાવણીમાં થૉમ્સ હોલ્મ્સ તથા વુલીયમ જી. ફારમરે પોતાની સહીઓ કરી.

અંગ્રેજ લશ્કરની છાવણીમાં જોન કરનાક તથા ચાર્લ્સ ઇંગરટને (પોતાની) સહીઓ કરી.

# મરાઠાઓ સાથે સંધિનું તહનામું. ૧૯૮૨.

ઇંગ્રેજી ઉપરથી

# *મરાઠાઓ સાથે સંધિનું તહનામું ૧૭૮૨.

## પ્રકરણ ૯ મું.

**સાલબાઇ મુકામનું** તા. ૧૭-૩-૧૭૮૨.

આનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિઆ કંપની તથા પેશ્વા **માધવરાવ** પંડીત પ્રધાનની વચમાં મિત્રાચારી તથા સંપનું તહનામું ગ્રેટબ્રિટનના મહારાજા તથા **પાર્લામેન્ટે** હિન્દુસ્તાનમાં આનરેબલ **ઇંગ્લીશ** ઇસ્ટ ઇન્ડિયા કંપની સઘળાં રાજકીય કામો ચલાવવા તથા તેમને નિશ્ચય માં રાખવા માટે નીમેલા આનરેબલ ગવર્નર જનરલ તરફથી રાજકાર્ય માટે મળેલા અધિકારોની રૂએ આનરેબલ કંપની તરફથી મી. ડેવીડ તથા પેશ્વા **માધવરાવ** પંડીત પ્રધાન, **બાલાજી** પંડીત **નાનાફડનવીસ** અને મરાઠા પ્રજાના સઘળા સરદારો તરફથી **મહારાજા** સુબેદાર **માધવરાવ** સિંધિયાએ આ તહનામું નીચે જણાવેલી કલમો પ્રમાણે નક્કી કીધું છે. આ કલમો પક્ષકારો તેમના વારસો તથા તેમની જગાએ પછીથી થનારાને હમેશાં બંધનકર્તા છે અને તેમાં જણાવેલી શરતો બન્ને પક્ષકારોએ સતત પાળવાથી છે.

### કલમ ૧.

**માધવરાવ** સિંધિઆની દરમિયાનગીરીથી આનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિઆ કંપની અને પેશ્વાની વચમાં એવો કરાર કરવામાં આવ્યો છે અને બન્ને તેને સંમત થાય છે કે કર્નલ **અપટને** કરેલા તહનામા પછી જે લડાઇ ઉભી થઇ તે દરમિયાન જે મુલકો, જગાઓ શહેરો અને કિલ્લાઓ જેમાં વસાઇ આવી જાય છે. પેશ્વા પાસેથી લેવામાં આવ્યાં છે અને જે **અંગ્રેજોના** કબજામાં છે તે બધાં પેશ્વાને સોંપી દેવામાં આવશે. આ તહનામાનો વિધિ (આગળ જણાવ્યા પ્રમાણે પુરો થાય તે મુદતથી બે માસની અંદર સદરહુ મુલકો, બંદરો, શહેરો વગેરેનો કબજો પેશ્વા અથવા તેમના દિવાન **નાનાફડનવીસ** નીમે તે પુરૂષને પાછાં **આપવામાં આવશે.**

### કલમ ૨.

**અંગ્રેજ** કંપની તથા પેશ્વા એ બન્નેની વચમાં એવો કરાર થયો છે કે **સાષ્ટિ** તથા **બીજા ત્રણ બેટો એટલે એલીફંટા**, કરંજા, અને **હૅાગ** જેને વિષે કર્નલ **અપટનના** તહના**મામાં કરાર કરવામાં** આવ્યો છે તે કાયમને માટે અંગ્રેજના કબજામાં રહેશે. **હાલ ચાલતી**

---

* **એચીનસન્સ ટ્રીટી વૉ.** ૧ પાનું ૪૦.

લડાઇ દરમિયાન જો બીજા બેટા કબજે લેવામાં આવ્યા હશે તો તે પેશ્વાને પાછા આપવામાં આવશે.

### કલમ ૩.

કર્નલ અપટન વાળા તહનામાની ૪ ચોથી કલમમાં કરાર કરવામાં આવ્યો છે કે—

"ભરૂચ શહેર પર પોતાનો જે કાંઇ હક્ક તથા માલીક છે અને તે જે પ્રમાણે તે હક્ક તથા માલકી મોગલો અથવા બીજાઓ પાસેથી જેવાં પુરેપુરાં તેમને મળેલાં તે તમામ હક્ક તથા માલકી પેશ્વા તથા મરાઠા રાજ્યના સઘળા રાજાઓ હમેશને માટે અંગ્રેજ કંપનીને આપી દે છે. તેના પર ચોથ અથવા બીજા કોઇપણ જાતના માગણાનો હક્ક તે રાખતા નથી જેથી કરીને અંગ્રેજનો કબજો કોઈપણ જાતનો હક્ક તથા હિસ્સો તેમાં આવ્યા સિવાયનો ચાલુ રહેશે."

તેથી સદરહુ કલમનો પુરો અમલ તથા બજાવણી હંમેશને માટે કાયમ રહેશે.

### કલમ ૪.

કર્નલ અપટન વાળી સંધિમાં પેશ્વાએ મિત્રાચારીની નિશાની તરીકે એવો કરાર કરેલો કે ભરૂચની પાસેનો ત્રણ લાખ રૂપીઆનો મુલક અંગ્રેજને કબજે આપી દેવામાં આવશે પણ માધવરાવ સિંધિયાની વિનંતિ પરથી અંગ્રેજે સદરહુ મુલક પરનો પોતાનો હક્ક પેશ્વાના લાભમાં છોડી દેવાને હવે કબુલ થાય છે.

### કલમ ૫.

સયાજી ગાયકવાડ તથા ફતેહસિંગ ગાયકવાડ જે મુલક અંગ્રેજને આપેલો તથા જેના વિષે કર્નલ અપટનવાળા તહનામાની કલમ ૭ માં લખવામાં આવ્યું છે તે સંબંધમાં હજુ કાંઇ પણ ચોક્સ નિર્ણય થયો નથી અને ભવિષ્યમાં કાંઇ પણ તકરારો ઉભી થાય નહિ એવા હેતુથી અંગ્રેજે એવી કબુલાત આપે છે કે તે મુલક પાછો આપવામાં આવશે અને આ ઉપરથી એમ કરાર કરવામાં આવે છે કે જો સદરહુ મુલક ગાયકવાડના સ્થાપિત રાજ્યનો ભાગ હશે તો તે ગાયકવાડને પાછો સોંપી દેવામાં આવશે અને જો તે પેશ્વાના સ્થાપિત રાજ્યનો ભાગ હશે તો તે પેશ્વાને પાછો હવાલે કરવામાં આવશે.

### કલમ ૬.

અંગ્રેજે એવી કબુલાત આપે છે કે આ તહનામું પુરૂ થયા પછી ચાર માસની અંદર પોતાને રહેવાનું સ્થળ નક્કી કરવાની મુદત રઘુનાથરાવને આપવામાં આવશે અને સદરહુ મુદત પુરી થયા બાદ તેઓ તેને કાંઇ પણ મદદ, રક્ષણ અથવા આશ્રય આપવામાં આવશે નહિ તેમજ તેના ખર્ચ માટે કાંઈ પણ દ્રવ્ય આપવામાં આવશે નહિ અને પોતાના તરફથી પેશ્વા કબૂલ થાય છે કે જો રઘુનાથરાવ રાજી ખુશીથી તથા પોતાના મેળે મહારાજા માધવરાવ સિંધિયાને ત્યાં જશે અને તેમની સાથે શાન્તપણે રહેશે તો તેને તેના નિર્વાહ માટે દરમાસે રૂ. ૨૫,૦૦૦ પચીસ હજાર આપવામાં આવશે અને પેશ્વા તરફથી અથવા તેમના સેવકોમાંનો કોઇ તરફથી તેમને કાંઇ પણ ત્રાસ આપવામાં આવશે નહિ.

### કલમ ૭.

ઑનરેબલ ઈંગ્લીશ ઇસ્ટ ઈન્ડિઆ કંપની તથા પેશ્વાની એવી ઇચ્છા છે કે કંપની

આ સંધિમાં પોતપોતાના મિત્રોને પણ સામેલ કરવા. તેથી આ ઉપરથી અંદર અંદર એવો કરાર આપવામાં આવે છે કે આગળ ઉપર બતાવ્યા પ્રમાણે દરેક પક્ષ સામાપક્ષના મિત્રો સાથે સંધિ કરે.

### કલમ ૮.

જે મુલક સયાજી ગાયકવાડ તથા ફતેહસીંગ ગાયકવાડની સ્થાપિત જાગીરોના તાબાનો છે એટલે કે આ લડાઇ શરૂ થઇ ત્યારે જેટલો મુલક ફતેહસીંગ ગાયકવાડના કબજામાં હતો તે બધો હવે પછી તેમના કબજામાં તેમની પ્રથમની પદ્ધી પ્રમાણેજ રહેવાનો છે અને આ સંધિ પુરી થયાની તારીખથી સદરહુ ફતેહસીંગ પેશ્વાને હાલની લડાઈ પહેલાં જે ખંડણી ભરતા હતા તેટલી ભર્યા કરશે તથા પ્રથમથી ચાલતા આવેલા વહિવટ પ્રમાણેની સેવાઓ તે બજાવશે તથા તાબેદારી ઉઠાવશે. જે મુદત ગઇ છે તેને સારૂ કાંઇ પણ માગણી પેશ્વા તેની પાસેથી કરશે નહિ.

### કલમ ૯.

પેશ્વા એવી કબુલાત આપે છે કે નવાબ હૈદરઅલીખાને અમારી સાથે સંધિ કરી છે. એને તેણે અંગ્રેજોની માલકીનો તેમજ તેમના મિત્રોની માલકીના મુલકમાં બખેડા કર્યા છે તથા મુલકોનો કબજો લીધો છે, તે કબજો પાછો આપી દેવાની તેને ફરજ પાડવામાં આવશે. સદરહુ કબજો કંપનીને તથા નવાબ મહમદઅલીખાનને પાછો સોંપાવવામાં આવશે. દરેક પક્ષવાળાએ લડાઇમાં જે કેદીઓ પકડયા હશે તે બધાને છુટા કરવામાં આવશે. હૈદરઅલીખાને ૧૧૮૧ ના રમજાન માસની ૯ મી તારીખે સલાહ પેશ્વા સાથે કીધી હતી તે તારીખ પછી અંગ્રેજોના તેમજ તેમના મિત્રોના જે મુલકો તેણે કબજે લીધા હશે તે અંગ્રેજો તથા તેમના મિત્રોને પાછા હૈદરઅલીખાન પાસે સોંપાવવામાં આવશે અને આ તહ પુરી થયા બાદ ૭ માસમાં સદરહુ મુલકોનો કબજો અંગ્રેજો તેમજ નવાબ મહમદઅલીને પાછો સોંપવામાં આવશે અને જો આ પ્રમાણે બને તો અંગ્રેજો એવી કબુલત આપે છે કે ત્યારપછી જ્યાંસુધી તેમની તથા તેમના મિત્રોની સાથે લઢાઇ કરતો બંધ રહેશે અને જ્યાંસુધી તે પેશ્વાનો મિત્ર ચાલુ રહેશે ત્યાંસુધી હૈદરઅલી સામે દુશ્મન તરીકે તેઓ કામ કરશે નહિ.

### કલમ ૧૦.

પેશ્વા પોતાની વતી તેમજ પોતાના મિત્રો નવાબ નિઝામઅલીખાન તથા રાઘોજી ભોંસલે સેના સાહેબ સુબા, તથા નવાબ હૈદરઅલીખાન તરફથી એવી કબુલત આપે છે કે તેઓ દરેક રીતે અંગ્રેજો તથા તેમના મિત્રો અસોફ-ઉલ-દૌલા અને નવાબ મહમદઅલીખાન બહાદુર સાથે સલાહ નિભાવશે અને કોઇપણ પ્રકારે તેઓ તેમને દખલ કરશે નહિ; અને અંગ્રેજો પોતાની વતી તથા પોતાના મિત્રો નવાબ અસોફ-ઉલ-દૌલા તથા નવાબ મહમદઅલીખાન વતી એમ કબુલ થાય છે કે તેઓ દરેક પ્રકારે પેશ્વા તથા તેમના મિત્રો નવાબ નિઝામઅલીખાન, રાઘોજી ભોંસલે સેના સાહેબ સાથે સંપ નિભાવશે અને અંગ્રેજો પોતાના તરફથી તેમ પોતાના મિત્રો તરફથી એવી કબુલત આપે છે કે આ તહની કલમ ૯ માં જે શરતો બતાવી છે તેને અનુસરીને નવાબ હૈદરઅલીખાન સાથે સલાહ તેઓ નિભાવશે.

### કલમ ૧૧.

ઑનરેબલ ઇસ્ટ ઈન્ડિઆ કંપની તથા પેશ્વા એક બીજાને એવી કબુલાત આપે છે કે દરેક પક્ષ બીજા પક્ષના વહાણોના દરીયા માર્ગમાં કાંઇપણ અડચણ નાંખશે નહિ. અને દરેક પક્ષનાં વહાણોને સામા પક્ષના બંદરોમાં આવવા દેશે, જ્યાં તેમને કોઇપણ પ્રકારની ઇજા કરવામાં આવશે નહિ, અને દરેક પક્ષ અરસપરસના વહાણોને સંપૂર્ણ રક્ષણ આપશે.

### કલમ ૧૨.

પેશ્વા અને મરાઠા રાજ્યના સઘળા રાજાઓ આ ઉપરથી કબુલત આપે છે કે મરાઠા રાજ્યના મુલકમાં અંગ્રેજો વેપાર કરવાનો હક્ક પ્રથમ ભોગવતા હતા તેજ પ્રમાણે હવે તે હક્ક ભોગવશે અને તેમને કોઇપણ પ્રકારનો અંતરાય નડશે નહિ અને ઑનરેબલ ઇસ્ટ ઈન્ડિઆ કંપની પણ તેજ પ્રમાણે એવી કબુલત આપે છે કે પેશ્વાની રૈયતને અંગ્રેજોના મુલકોમાં વેપાર કરવાની છુટ મળશે અને તેમાં અંતરાય આવશે નહિ.

### કલમ ૧૩.

પેશ્વા આ ઉપરથી કબુલ થાય છે કે પોર્ટુગીઝ લોકોએ અત્યાર પહેલાં જે કોઠીયો સ્થાપિ દીધી છે તે સિવાય પોતાના તેમજ પોતાના તાબાના રાજાઓના મુલકમાં બીજી યુરોપીયન પ્રજાઓને વેપાર માટે કોઠીયો ઘાલવા દેશે નહિ, અને યુરોપની બીજી પ્રજાઓ સાથે તે કાંઇ સંબંધ રાખશે નહિ અને અંગ્રેજો પોતાના સંબંધમાં એમ કબુલ થાય છે કે દક્ષિણ અથવા ( ઉત્તર ) હિન્દુસ્તાનની જે પ્રજા પેશ્વા સાથે દુશ્મનાવટ રાખતી હશે તેમને તેઓ કોઇપણ જાતની મદદ આપશે નહિ.

### કલમ ૧૪.

અંગ્રેજો તથા પેશ્વા એક બીજા સાથે એમ કબુલ થાય છે કે દરેક બીજાના કોઇપણ દુશ્મનને કોઇપણ પ્રકારની મદદ આપવી નહિ.

### કલમ ૧૫.

ફોર્ટ વુલીયમના ઑનરેબલ ગવર્નર જનરલ અને કાઉન્સિલ એવું વચન આપે છે કે આ તહનામા કરારો વિરૂદ્ધ વર્તન કોઇપણ જગાએ કરવાને તેમના તાબાના કોઇપણ રાજાને અથવા આશ્રિતને અથવા અંગ્રેજની રૈયતને અથવા મુંબઇ, સુરત અગર મદ્રાસના કોઇપણ ગૃહસ્થને તેઓ રજા આપશે નહિ. પેશ્વા માધવરાવ પંડીત પ્રધાન પણ તેજ પ્રમાણે વચન આપે છે કે મરાઠા રાજ્યના કોઇપણ રાજાને અથવા રૈયત આ તહના કરારો વિરૂદ્ધ વર્તશે નહિ.

### કલમ ૧૬.

ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપની તથા પેશ્વા માધવરાવ પંડીત પ્રધાન એ બન્નેને મહારાજા સુબેદાર માધવરાવ સિંધિયા બહાદુરમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તે બન્ને જણાએ તેમને એવી વિનંતિ કરી છે કે આ તહનામાની શરતો બન્ને પક્ષવાળા કાયમને માટે અને અચળ રીતે પાળે તેને સારૂ તેઓએ બન્ને પક્ષના જામીન થવું અને બન્ને રાજ્યોના કલ્યાણ

માટે સદરહુ માધવરાવ સિંધિયાને કાળજી હોવાથી તેમણે આ પ્રમાણે એક બીજાના જામીન થવાનું સ્વિકાર્યું છે. જો આ પક્ષમાંનો કોઇપણ આ તહનામાના કરારોથી આડો જશે તો સદરહુ મહારાજા તેના સામા પક્ષમાં ભળી જશે અને પછી તે કરાર તોડનારને ઠેકાણે લાવવાને પોતાની શકતીમાં હશે તેટલો સંપૂર્ણ પ્રયત્ન તેઓ કરશે.

### કલમ ૧૭.

આ ઉપરથી એવી કબુલત આપવામાં આવે છે કે કર્નલ અપટનવાળો તહ થયા અગાઉ રઘુનાથરાવે ગુજરાતમાં જે મુલકો, કિલ્લાઓ તથા શહેરો અંગ્રેજોને આપી દીધેલાં અને તેથી તેમના કબજામાં આવેલાં છે અને તે બધાં પાછાં સોંપી દેવા માટે ઉપર કહેલા તહની કલમ ૭ માં કરાર કરવામાં આવ્યો છે તે બધા મુલકો કિલ્લાઓ શહેરો તે કલમની શરતો પ્રમાણે પાછા આપી દેવાના છે.

સત્તર કલમોવાળું આ તહનામું મહારાજા સુબેદાર માધવરાવ સિંધિયાની સાલબાઇ મુકામની છાવણીમાં હીજરી સન જમાદુ-ઉલ-આખરની માસની ૪ થી તારીખે એટલે ક્રીશ્રીયન સન ૧૭૮૨ ના માર્ચ મહીનાની ૧૭ મી તારીખે સદરહુ મહારાજા તથા મી. ડેવીડ અંડરસને નક્કી કીધું છે તેની નકલો ઉપર કહેલા પૈકી દરેક શખસ પોતપોતાના મુખ્યને ફોર્ટ વુલીયમ તથા પુને મોકલશે અને જ્યારે બન્ને ત્યાંથી પાછાં આવશે એટલે એક ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની મહોર છાપ સાથેની તથા ફોર્ટ વુલીયમના ઑનરેબલ ગવર્નર જનરલ અને કાઉન્સિલ સહી સાથેની આવશે તે મહારાજા માધવરાવ સિંધિયા બહાદુરને સોંપવામાં આવશે અને બીજી નકલ પેશ્વા માધવરાવ પંડીત પ્રધાનની મહોર છાપવાળી તથા બાલાજી પંડીત નાનાફડનવીસની સહી થઇને પાછી આવશે ત્યારે તે મી. ડેવીડ અંડરસનને સોંપવામાં આવશે: ત્યારે આ તહનામું પુરૂ થયેલું તથા મંજુર થયેલું ગણાશે અને આ તહનામામાં બતાવેલા કરારો બન્ને પક્ષ કરાર કરનાર પક્ષને બંધનકર્તા ગણાશે.

( રાધોબા ભાઉ દીવાને મરાઠી લીપીમાં લખ્યું છે. )

બધી મળીને ૧૭ કલમો જમાદુ-ઉલ-આખેરની ૪ થી તારીખે અથવા જયંતઆદીકના શુક્લ પક્ષની પાંચમી તારીખે ૧૧૮૨.

( મહાદજી સિંધિયાએ પોતાની સહી મરાઠીમાં કરી છે. )

ઉપર જે લખ્યું છે તે કબુલ છે.

સાક્ષીઓ. ( ફારસીમાં )

(સહી) જેમ્સ અંડરસન. ( સહી ) ડેવિડ અંડરસન.

(સહી) ડબ્લ્યુ બ્લેઇન.

ખરૂં ભાષાંતર

(સહી) જેમ્સ અંડરસન.

એલચી મંડળનો આસીસ્ટંટ.

ફોર્ટ વુલીયમ મુકામે તા. ૬ જુન ૧૭૮૨ ને રોજ મંજુર કરવામાં આવ્યું.

કંપનીની મહોર છાપ. } (સહી) વૉરન હેસ્ટીંગ્સ.
(સહી) એડવર્ડ ઉવીલર.
(સહી) જૉન મેકફેરસન.

(સહી) જે. પી. ઓરીઓલ.
સેક્રેટરી.

પુનામાં મંજુરી આપતી વખતે તથા પાછળથી ગ્વાલીયરમાં તેજ પ્રમાણે સામા પક્ષે કબુલ કર્યાથી નીચે પ્રમાણે તહનામામાં વધારો કરેલો છે.

આ તહનામું જેમાં સત્તર કલમો છે તે હીજરી સન ૧૧૯૬ ના મોહરમ-ઉલ-હીરમ માસની ૧૫ મી તારીખે મંજુર કરવામાં આવ્યું.

( નાનાફડનવીસના હસ્તાક્ષરની સહી )
લખનાર (સહી) બાલાજી જનાર્દન.
૧૧૮૩ ના મહોરમની તા. ૧૫ મી. ૨૦ ડીસેમ્બર ૧૭૮૨.

---

ઉપર કરેલા તહનામાપર પેશ્વાની મહોર છાપ તથા બાલાજી પંડીત ફડનવીસની સહી થયા પછી હીજરી વર્ષ ૧૧૯૭ ના રબી-ઉલ-અવલની તા. ૨૧ મી એ ગ્વાલીયર પાસે મી. ડેવીડના હાથમાં સોંપવામાં આવ્યું, અને તેવીજ પ્રતિનકલ (બીજી બાજુનો ભાગ) કંપનીની મહોર છાપ તથા ફોર્ટ વુલીયમના ગવર્નર જનરલ અને કાઉન્સિલની સહીઓ તેના પર થયા પછી મહારાજા મહાદજી સિંધિયા બહાદુરના હાથમાં સોંપવામાં આવી. આ પ્રમાણે નકલો એક બીજાને આપવાથી આ તહનામું પુરૂ થયું અને આજની તારીખથી તે કરાર કરનાર બન્ને પક્ષકારને બંધનકર્તા છે.

રબી-ઉલ-અવલની તા. ૨૧. (સહી) મહાદજી સિંધીયા સ્વહસ્તાક્ષરથી સહી.

ખરૂ ભાષાંતર,

(સહી) ચાર્લ્સ વિલકીન્સ.

પેશ્વા તરફની નકલ ઉપર મી. ડેવિડ અંડરસને સહી કરી છે. તા. ૨૪ ફેબ્રુઆરી ૧૭૮૩.

**નોંધ**—જુદા જુદા કાગળોના સાંધણો ઉપર પેશ્વાની નાની સીલ છે.

## ઇંગ્રેજી ઉપરથી

નંબર ૧૦.

### ×સાલબાઇના તહનામાની પુરવણી તા. ૨૪-૨-૧૭૮૩.

ઑાનરેબલ કંપની તથા મરાઠા રાજ્યના પેશ્વા એ બન્નેની વચમાં વધારાનું તહનામું.

---

ઑાનરેબલ કંપની તથા પેશ્વા પંડીત પ્રધાન એ બેની વચમાં મિત્રાચારીનો તહ હીજરી વર્ષ ૧૧૯૭ ના રબી-ઉલ-અવલ માસની ૨૧ મી તારીખે મંજુર થયો તથા પુરો થયો અને બન્ને સરકારોની મિત્રાચારી તથા એખલાસના વધારા માટે નિચે જણાવેલા વધારા બન્ને સરકારોએ પોતાના લક્ષમાં લીધા તથા તેમને મંજુર કીધા. તે આ ઉપરથી કંપનીની વતી મી. ડેવીડ અંડરસન તથા પેશ્વાની તરફથી મહારાજા સુબેદાર માધવરાવ સિંધિઆએ તેમને સંમતિ આપી છે તેથી તેઓ બન્ને પક્ષકારને બંધનકર્તા ગણાશે.

વહાણવટાના અરસપરસના સંબંધ વિષે સદરહુ સંપના તહની ૧૧ મી કલમમાં "પ્રથમના વહીવટ પ્રમાણે" એ શબ્દો લખવા રહી ગયેલા તેથી હવે એવો ખુલાસો કરવામાં આવે છે કે વહાણવટાનો વહેવાર પ્રથમના વહિવટ પ્રમાણે ચલાવવામાં આવશે.

ઑાનરેબલ કંપની તથા પંડીત માધવરાવ પેશ્વા પ્રધાન એમની વચમાં એવી કબુલત થાય છે કે જો કંપનીના મુલકની સરહદમાંથી કોઇ રાજા, વેપારી અથવા બીજો શખસ નાસીને પેશ્વાના મુલકની હદમાં જાય અથવા પેશ્વાના મુલકમાંથી કંપનીના મુલકમાં નાસી જાય તો બન્ને પક્ષવાળાએ તેવા શખસને કોઇપણ પ્રકારનું રક્ષણ આપશે નહિ.

હીજરી સન ૧૧૯૭ ના જુમ્માદ-ઉલ-અવલની ૨૨મી તારીખે એટલે ક્રીશ્રીયન સન ૧૭૮૩ ના એપ્રીલ મહીનાની ૨૬મી તારીખે ગ્વાલીયર પાસે કરવામાં આવ્યો.

સાક્ષી. (સહી) ડી. અંડરસન.

(સહી) જે અંડરસન.

સન ૧૭૮૩ના મે માસની ૨૬ મી તારીખે ફોર્ટ વુલીયમ મુકામે કાઉન્સિલમાં બહાલ રાખ્યું.

કંપનીની મોહોર.

(સહી) વોરન હેસ્ટીંગ્સ.
(સહી) એડવર્ડ ઉવીલર.
(સહી) જોન મેક ફરસન.
(સહી) જૉન સ્ટેબલ્સ.

જે. પી. ઑારીઑાલ.

સેક્રેટરી.

---

× એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૪૫.

અંગ્રેજી ઉપરથી

નં. ૧૩

## પેશ્વા સાથેનું વસાઇ મુકામનું તહનામું.* તા. ૩૧-૧૨-૧૮૦૨.

ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઈન્ડિઆ કંપની તથા હીસ હાઇનેસ પેશ્વા બાજીરાવ રઘુનાથરાવ પંડીત પ્રધાન-બહાદુર, તેમનાં ફરજનો, વારસો તથા તેમના પછી ગાદીએ આવનારાઓ એ બેની વચમાં કાયમનો તથા સર્વશત્રુરક્ષક તહ જે સદરહુ ઑનરેબલ કંપનીના ડાયરેક્ટરોની કોર્ટ ઇસ્ટ ઇન્ડિયામાં ( ભરતખંડમાં) ના પોતાનો તમામ કારભાર ચલાવવાને તથા તેના પર અંકુશ રાખવાને નીમેલા આલીજનાબ હઝરત ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલ અમીરોમાં ઘણાજ શ્રેષ્ટ રીચાર્ડ માર્કવીસ વેલસ્લી, જેઓ સેઇન્ટ પેટ્રીક નામના ઘણા ઉમદા ઇલકાબના નાઇટ છે તથા જેઓ બ્રિટનના હીસ મેજેસ્ટી ( મહારાજા ) ની અત્યંત માનવંતી પ્રિવી કાઉન્સીલના એક મેમ્બર છે તેઓએ આપેલા અધિકારોની રૂહએ હીસ હાઇનેસ પેશ્વા સરકારની કોર્ટના રેસીડેન્ડ લેફ્ટેનન્ટ કર્નલ બેરી કલોઝે નક્કી કર્યા છે.

ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપની તથા હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર એ બન્નેની વચમાં સંપ અને મિત્રાચારીના સંબંધો અંતરાય વગરના લાંબા સમયથી ચાલ્યા આવે છે અને તે સંબંધો જુદા જુદા સમયે દોસ્તી તથા સંયોગના તહોથી દઢ થયા છે તેથી કરીને ઉપર કહેલી સરકારોએ હાલના સમયનું સ્વરૂપ જોઇને તથા શાન્તિ અને સ્વસ્થતા જાળવવાના હેતુથી પોતપોતાના મુલકો તેમજ પોતાના જુદા જુદા સ્નેહી રાજ્યો તથા આશ્રિતોના મુલકો ઉપરના સઘળા શત્રુઓ તેમજ કોઇપણ શત્રુઓના નિષ્કારણ હુમલાઓ અથવા ગેરવ્યાજબી મુલક દબાણો સામે સંપૂર્ણ અને અરસપરસનું રક્ષણ કરવા માટે એક સર્વશત્રુરક્ષક તહ કરવાનો નિશ્ચય કર્યો છે.

### કલમ ૧.

જે સંપ, સંયોગ તથા મિત્રતા આ બન્ને રાજ્યોની વચમાં આટલા લાંબા વખતથી ચાલે છે તે બધું આ તહથી પુષ્ટ થશે અને તેમાં વધારો થશે અને આ બધુ કાયમને માટે રાખવામાં આવશે. બન્ને સરકારો પૈકી એકના મિત્રો કે શત્રુ તે બન્ને સરકારોના મિત્રો તથા શત્રુઓ થશે અને આ તહ કરનારાઓ કબુલ થાય છે કે, બન્ને સરકારોની વચમાં પ્રથમ થયેલા તહો તથા કરારો જે હાલ અમલમાં છે અને જેઓ આ તહના ભાવથી વિરૂદ્ધ જતા નથી તે તમામ આનાથી બહાલ રાખવામાં આવે છે.

### કલમ ૨.

જે કોઇપણ સરકાર અથવા રાજ્ય આ તહ કરનારાઓ પૈકી કોઇ સરકાર અથવા તેના આશ્રિતો અથવા મિત્રરાજ્યો સામે કારણ આપ્યા સિવાયની લડાઈ અથવા હુમલાનું કાંઇ પણ કાર્ય કરશે અને તેને યોગ્ય વિજ્ઞાપના (યાદી) આપ્યા છતાં પણ જો તે સલાહભરેલો ખુલાસો આપવાની ના પાડશે અને આ તહના કરનારાઓ તે સરકાર રાજ્યની પાસે જે વ્યાજબી પતાવટ અથવા નુકશાન માગે તેની ના પાડશે તો આવા પ્રસંગમાં આગળ જે ઉપાયો યોજવાને તથા તેમને અમલમાં મુકવાને આ તહ કરનારાઓને ઠીક લાગે તેમ કરવાને તેઓ પગલાં લેશે.

---

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૫૨.

આ કરારના ભાવ તથા અસરના વધારે સ્પષ્ટ ખુલાસા માટે ઑનરેબલ કંપની તરફથી ગવર્નર જનરલ અને કાઉન્સિલ એવું જાહેર કરે છે કે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરના હક્કો તથા મુલકો ઉપર નિષ્કારણ લડાઇઓ તથા હુમલાનાં કાર્ય કોઈપણ સરકાર અથવા રાજ્યને બ્રિટિશ સરકાર કરવા દેશે નહિ અને જે કરશે તેને શિક્ષા કીધા વગર છોડશે નહિ; પરંતુ ઑનરેબલ કંપનીના હક્કો તથા મુલકોનું જે પ્રકારે સંરક્ષણ તથા બચાવ કરવામાં આવે છે તેજ પ્રકારે પેશ્વાના હક્કોનું સંરક્ષણ તથા બચાવ તેઓ કરશે.

## કલમ ૩.

સર્વ જગાએ બચાવ તથા રક્ષણ કરવા માટેના આ તહનો અમલ કરવાના હેતુથી હીસ હાઇનેસ રાવ પંડિત પ્રધાન ૭ હજાર માણસનું રીતસરનું કાયમનું સહાયકારી દેશી પાયદળ તેના પ્રમાણમાં લડાઈની જેટલી તોપો જોઇએ તે સાથે તેમજ યુરોપીયન તોપખાના સાથે તેમજ લડાઈ માટેના બધા અસબાબ તથા દારૂગોળા સાથેનું પોતાને ત્યાં રાખવાને તેમજ ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને બધું પુરૂં પાડવાને આ ઉપરથી કબુલ થાય છે. જે લશ્કર તે પ્રમાણે હીસ હાઇનેસના મુલકમાં કાયમનું રહેશે.

## કલમ ૪.

સદરહુ સહાયકારી લશ્કરના તમામ ખર્ચ નિયમસર આપી દેવા માટે હીસ હાઇનેસ રાવ પંડિત પ્રધાન આ તહનામા સાથે જોડેલા પત્રકમાં બતાવેલા સઘળા મુલકો કાયમને માટે આ ઉપરથી આપી દે છે તથા તેમને હવાલે કરી દે છે.

## કલમ ૫.

ઉપર કહેલી કલમ પ્રમાણે ઑનરેબલ કંપનીને સોંપી દીધેલા મુલકો પૈકી અમુક મુલકો તેમની દુર હોવાથી કંપનીને અગવડ કર્તા જો જણાય તો ઑનરેબલ કંપનીના કબજાના મુલકોની હદની લાઇન સારી તથા બરાબર નક્કી થયેલી બનાવવા માટે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન એવી કબુલત આપે છે કે આ પ્રયોજન સિદ્ધ કરવા માટે જે તાલુકા અથવા જમીનોના મોંબદલા કરવાને ઠીક જણાય તે તે તાલુકાઓ તથા જમીનોની ઉપજની વ્યાજબી કીંમતની આંકણી કીધા બાદ તેવા મોંબદલા કરી આપવામાં આવશે અને એવી કબુલત આપવામાં આવે છે તથા એવા કરાર કરવામાં આવે છે કે ૪ ચોથી કલમ પ્રમાણે જે મુલકો ઑનરેબલ કંપનીને આપવાના છે તથા કબજામાં સોંપી દેવાના છે અને આ કલમ ૫ માં કરાર કીધા પ્રમાણે જે મુલકો મોંબદલાથી સદરહુ કંપનીના હવાલામાં જાય તે બધા મુલકો સદરહુ કંપની અને તેમના અધિકારીઓના સ્વતંત્ર અમલ તથા અધિકારમાં રહેશે.

## કલમ ૬.

સદરહુ સહાયકારી લશ્કરના કુલ વાર્ષિક ખર્ચની અજમાયશ રૂપીઆ પચીસ લાખની ગણવામાં આવી છે. તે છતાં હીસ હાઇનેસે રૂપીઆ ૨૬ છવીસ લાખની ઉપજ દરસાલ આવે તેટલો મુલક ચોથી કલમની રૂઇએ સોંપી દેવાનું કબુલ કર્યું છે. સદરહુ મુલકોની ઉપજમાં કદાચ તુટ પડવાનો સંભવ આવે તેને પહોંચી વળવા સારૂ તેમજ ઑનરેબલ કંપનીને નુકશાનમાંથી બચાવવાના ઇરાદાથી એક લાખ રૂપીઆ વધારે રાખેલા છે.

**કલમ ૭.**

આ તહનો વિધી પુરો થયા બાદ તથા કલમ ચાર પ્રમાણે હવાલે કીધેલા મુલકનો હવાલો લેવાને માટે કંપનીના અધિકારીઓ તૈયાર છે એવી ખબર બ્રિટિશ રેસીડન્ટ આપે કે તરતજ સદરહુ મુલકોનો ચાર્જ કંપનીના અધિકારીઓને સોંપી દેવા માટે યોગ્ય પરવાના અથવા હુકમો પોતાના અમલદારોને હીસ હાઇનેસ કાઢવાના છે અને આ ઉપરથી એવી કબુલત આપવામાં આવે છે તથા કરાર કરવામાં આવે છે કે આ તહની તારીખ પછીની અને સદરહુ જીલ્લાઓનો કબજો ઑનરેબલ કંપનીના અધિકારીઓ લે તે અગાઉની મુદત દરમિયાન જે ઉપજ હીસ હાઇનેસના અધિકારીઓએ વસુલ લીધી હોય તે બધી કંપનીના હિસાબમાં જમાં કરાવવાની છે અને આ તહ વિધિસર સંપૂર્ણ થયાની તારીખ પહેલાંની મુદત માટે સદરહુ જીલ્લાઓમાં જે મહેસુલ બાકી રહી હશે તે રદ્દ બાતલ ગણવાની છે.

**કલમ ૮.**

ઉપર જણાવ્યા પ્રમાણે આપી દીધેલા જીલ્લાઓની અંદર જે જે કીલ્લા હશે તે બધા તે તે જીલ્લાઓ સાથેજ કબજે સોંપવામાં આવશે અને હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર એવું વચન આપે છે કે સદરહુ કિલ્લાઓ કાંઇ પણ નુકશાન અથવા ભાંગફોડ કીધા વગર જે દારૂગોળો તથા સરંજામ તથા ખોરાકીની ચીજો હશે તે સાથેજ તેઓ હવાલે કરવામાં આવશે.

**કલમ ૯.**

સદરહુ સહાયક લશ્કરના ઉપયોગ માટે અનાજ તેમજ ખાવાના પદાર્થો બધા પ્રકારના પોશાકનાં સાધનો તથા જરૂર જેટલી સંખ્યા ઢોર, ઘોડા અને ઊંટોની જરૂર પડે તે બધાં ઉપર કોઇપણ જાતની જકાત લેવામાં આવશે નહિ અને સદરહુ સહાયક લશ્કરના મુખ્ય સેનાધિપતી તેમજ બીજા અમલદારો સાથેનું વર્તન બન્ને સરકારના મોભા તથા મોટાઇને અનુસરીને રાખવામાં આવશે. સદરહુ સહાયક લશ્કર દરેક વખતે મહત્વની સેવાઓ બજાવવાને તૈયાર રહેશે. દાખલા તરીકે હીસ હાઇનેસ તથા તેમના વારસો તથા તેમના પછી ગાદીએ આવનારાઓના મુલકોમાં તોફાનો ઉભાં કરનારાઓને દબાવી દેવાનું અથવા તેમને શિક્ષા કરવાનું અને પેશ્વા સરકારની વ્યાજબી ઉપજ જે રૈયતવાળા તથા આશ્રિતો ભરે નહિ તેમને સીધા કરવાનું પણ નજીવા પ્રસંગોમાં તેમને કામ આપવાનું નથી. તેમજ ઉપજ ઉઘરાવવા માટે સીબંદીની માફક દેશમાં તેમને બેસાડવાના નથી અથવા મરાઠા સામ્રાજ્યના મુખ્ય ભાગો પૈકી કોઇ સામે તેનો ઉપયોગ કરવાનો નથી તેમજ મરાઠા આશ્રિતો પાસેથી મુલકગીરી જેવુ ભરણું ઉઘરાવવામાં તેમને રોકવાના નથી.

**કલમ ૧૦.**

સુરત શહેરના સંબંધમાં મરાઠા રાજ્ય કેટલાક દાવા તથા માગણીઓ કરે છે તેને અંગે ઘણી અગવડ ઉભી થવાથી એવો કરાર કરવામાં આવે છે કે આ દાવાઓની વ્યાજબી ગણત્રી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન તથા મુંબઇ સરકારે મળીને કરવી અને આ તહ કરનારાઓની વચમાં ગાઢ દોસ્તી હવે બંધાય છે તેના પરીણામે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન પોતાના માટે તેમજ પોતાના વારસો તેમજ ગાદીએ આવનારાઓ તરફથી સદરહુ

સુરત શહેર ઉપરના પોતાના સઘળા હક્કો દાવા તથા ખાસ હક્કો છોડી દેવાને આ ઉપરથી કબુલ થાય છે અને આ તહનો વિધિ પુરો થાય તેની સાથે તે બધા બંધ થશે તથા તેમનો અંત આવશે અને મિત્રાચારીનું આ કૃત્ય લક્ષમાં લેઇને ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપની એવી કબુલત આપે છે કે મરાઠા રાજ્યના સદરહુ હક્કોની જે અજમાયશ કિંમત થાય તેટલી રકમની ઉપજવાળો મુલક કલમ ૪ પ્રમાણે આપી દીધેલા મુલકમાંથી બાદ કરી આપવામાં આવશે અને તેજ નિયમને અનુસરીને તથા તેવાજ વિચાર કરીને હીઝ હાઇનેસ વધારામાં એવી કબુલત આપે છે કે પુના સરકાર માટે ચોરાસી તથા ચીખલી પરગણાઓમાં જે રકમો નોગાબંદીના નામથી ઉઘરાવવામાં આવે છે તેનો આંકડો અમુક વર્ષોની સરાસરી ઉપજની રકમ પરથી અથવા હવે નક્કી કરવામાં આવે તેવી બીજી કોઇ રીતે નક્કી કરવો અને હીઝ હાઇનેસ પોતાને માટે તેમજ પોતાના વારસો તથા ગાદીએ આવનારાઓ માટે વધારામાં એવી કબુલત આપે છે કે સદરહુ નોગેબંદીની ઉપજ કાયમને માટે છોડી દેવામાં આવશે અને આ તહનો વિધિ પુરો થતા સાથે તે ઉપજ લેવાનું બંધ થશે અને એવું કબુલ કરવામાં આવે છે તથા કરાર કરવામાં આવે છે કે નોગાબંદીના ઉઘરાણાની રકમ બરાબર આવક થાય તેટલી ઉપજનો મુલક કલમ ૪ પ્રમાણે આપી દીધેલા મુલકમાંથી સુરતની ચોથના સંબંધમાં બાદ કીધો છે તેમ બાદ કરવામાં આવશે.

### કલમ ૧૧.

જુદા જુદા દેશના યુરોપીયનોને દાખલ કરવાનો તેમજ તેમને તે નોકરીમાં ચાલુ રાખવાનો રિવાજ હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરને ત્યાં ચાલે છે તેથી હીઝ હાઇનેસ આ ઉપરથી એમ કબુલ થાય છે તથા કરાર કરે છે કે જ્યારે અંગ્રેજો તથા યુરોપની બીજી કોઇ પ્રજાની વચમાં વિગ્રહ જાગે અને અંગ્રેજો સાથે વિગ્રહમાં ઉતરેલી કોઇ પ્રજાના માણસે તેમની નોકરીમાં હોવા છતાં અંગ્રેજોને ઇજા કરવાની ધારણા કરી છે અથવા તેમના હિતની વિરૂદ્ધ જાય એવી ખટપટમાં તે સામીલ થયો છે એમ જો માલુમ પડે તો હીઝ હાઇનેસ આવા યુરોપીયન અથવા યુરોપીયનોને રજા આપશે અને પોતાના મુલકમાં તેમને રહેવા દેવામાં આવશે નહિ.

### કલમ ૧૨.

સઘળા દુશ્મનો સામે બચાવ કરવાને તથા અરસપરસનું રક્ષણ કરવા માટે આ તહ કરનારા પક્ષો બધી જગાએથી શત્રુરક્ષક મિત્રાચારીમાં આ તહ ઉપરથી બંધાયા છે માટે હીઝ હાઇનેસ રાવ પંડિત પ્રધાન બહાદુર એવું વચન આપે છે કે હીઝ હાઇનેસ અસોફજા બહાદુરીની સામે અથવા ઑનરેબલ કંપનીના મિત્રો અથવા આશ્રિતો પૈકી કોઇની પણ સામે અથવા મરાઠા સામ્રાજ્યની મુખ્ય શાખાઓ પૈકી કોઇપણ શાખા સામે અથવા બીજી કોઇપણ સરકાર સામે લડાઇ અથવા હુમલાનું કોઇપણ કાર્ય તે જાતે કરશે નહિ અને બન્ને સરકારોને કોઇ કામમાં મતભેદ થાય તો તેનો નિકાલ સત્ય તથા ન્યાયના ત્રાજવામાં બધી બાબતો તોળીને કંપની સરકાર જે આપે તે સંપૂર્ણ રીતે મંજુર રાખવામાં આવશે.

### કલમ ૧૩.

પાછલા વખતમાંના કેટલાક કામોના સંબંધમાં હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરની સરકાર અને હીઝ હાઇનેસ નવાબ અસોફજા બહાદુરની સરકાર એ બેની વચમાં અમુક મતભેદો ચાલ્યા કરે છે એમ જણાયાથી અને સદરહુ સરકારોના કલ્યાણ તથા લાભ માટે મિત્રાચારીથી સમાધાન એ મતભેદોનું કરવું એ ઘણું ઇચ્છવા યોગ્ય ગણાય. તે ઉપરથી ઉપર કહેલો મુદ્દો ધ્યાનમાં રાખી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન પોતાની તથા પોતાના વારસો તથા પોતાની પછી ગાદીએ આવનારા વતી એવી કબુલત આપે છે અને તે પ્રમાણે કરવાને બંધાય છે કે માહર મુકામે થયેલો તહ તે અમલમાં લાવશે અને તે તહમાં જણાવેલા કરાર પ્રમાણે વર્તન કરશે અને હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર વધારામાં એવી કબુલત આપે છે કે સદરહુ માહરના તહના પાલનનાં તેમજ હીઝ હાઇનેસ નવાબ અસોફજા બહાદુરના હક્કોના પાયા પર સદરહુ સરકાર ચોથના ભરણાથી સંપૂર્ણ રીતે મુક્ત કરવામાં આવશે. ઉપર કહેલી બન્ને સરકારોની વચમાં કાંઇ પણ શક અથવા મતભેદ ઉભો થાય તો એવા સઘળા પ્રશ્નો માટે લવાદ બનવાને અને તેમનો નિર્ણય આપવાને ઑનરેબલ કંપની સરકારને હક્ક રહેશે અને હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર એવી કબુલત આપે છે કે ભવિષ્યમાં પોતાની તેમજ હીઝ હાઇનેસ નવાબ અસોફજા બહાદુરની સરકારોની વચમાં મતભેદો ઉપસ્થિત થાય તેવા પ્રસંગે આવા મતભેદોની વિગતો દરેક સરકાર તરફથી લડાઇનું કાંઇ પણ કાર્ય કીધા અગાઉ ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને નિવેદન કરવામાં આવશે અને સદરહુ કંપની પ્રમાણિકપણું, મિત્રાચારી તથા સંબંધને છાજે તે પ્રમાણે પોતે મધ્યસ્થ થઇને આવા સઘળા મતભેદોનો ન્યાય અને સત્યને અનુસરીને નિકાલ કરશે અને બન્ને પક્ષવાળાઓનું વ્યાજબી સમાધાન કરી નાંખશે અને વિશેષમાં એવી કબુલત આપવામાં આવે છે કે કંપનીની સરકાર વસ્તુસ્થિતિને સત્ય અને ન્યાયની તુલામાં નાંખીને આવા મતભેદોનો જે કાંઇ તોડ કાઢી આપે તે છેવટનો ગણાશે અને તે નિર્ણય કાંઇ પણ આનાકાની અથવા તકરાર સિવાય બન્ને પક્ષકારોની સંપૂર્ણ સંમતિ અને સ્વિકાર તે મેળવશે; પરંતુ એમ બન્ને સરકારો કબુલ થાય છે કે ઑનરેબલ કંપની અને પુનાની અને હૈદ્રાબાદની સરકારો અનુક્રમે આવા મતભેદો માટે એક બીજા સાથે સલાહ ભરેલી ભાંજગડમાં ઉતરવા ઇચ્છતા હોય તો ઉપર કહેલો કરાર તેમ કરતાં અટકાવશે નહિ, પણ એવું ઠરાવ્યું છે કે આવી ભાંજગડો ત્રણે સરકારો પૈકી કોઇની પણ સાથે ત્રણે સરકારોને એ બાબત જણાવ્યા સિવાય ચલાવી શકાશે નહિ.

### કલમ ૧૪.

ઑનરેબલ કંપની તથા રાજા આણંદરાવ ગાયકવાડ બહાદુરની વચમાં મિત્રાચારી તથા સંપનો તહ કરવામાં આવ્યો છે અને આવા તહ હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરના સદરહુ રાજના સંબંધમાં જે કાંઇ વ્યાજબી હક્કો તથા દાવા હોય તેમનો ભંગ કરવાનો ઇરાદો સદરહુ તહ માટે ધારણાં થઇ નથા તે કરવામાં આવ્યો ત્યારે ન્હોતો તેથી, તેમજ હીઝ હાઇનેસ રાજા પણ એ પ્રમાણે જાહેર કરે છે તેથી, તેમજ આ તહ કરનારી સરકારોની વચમાં હાલ જે ગાઢ મિત્રાઇનો સંબંધ થયો છે તેથી, ઑનરેબલ કંપની તથા હીઝ હાઇનેસ

રાજા આણંદરાવ ગાયકવાડ બહાદુરની વચમાં જે તહ હાલ હયાતી ધરાવે છે તે તેઓ આ ઉપરથી કબુલ રાખે છે અને રાજ્યના અપૂર્ણ રહેલા કેટલાક કામો જેની પતાવટ મુલતવી રાખવામાં આવી છે તથા હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાનની સરકાર તથા ઉપર કહેલા રાજાની સરકારની વચમાં જાતજાતનાં માગણાં તથા હિસાબોનાં કાગળીયાં ભેગાં થયેલાં જણાય છે અને હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બ્રિટિશ સરકારના નિષ્પક્ષપાત સત્ય અને ન્યાયમાં સંપૂર્ણ વિશ્વાસ રાખીને આ ઉપરથી એમ કબુલ થાય છે કે સદરહુ સરકાર ઉપર કહેલાં માગણાં તથા હિસાબનાં કાગળીઆં બાબત તપાસ કરશે અને પરીણામે તે માગણાં તથા હિસાબનાં કાગળીયાંનો તોડ લાવશે અને બ્રિટિશ સરકાર આ પ્રમાણે જે કાંઇ તોડ નક્કી કરે તે પ્રમાણે વર્તવાને ઉપર જણાવેલા હીઝ હાઇનેસ પોતાની તરફથી તથા પોતાના વારસો તથા પોતાના પછી ગાદીએ આવનારા તરફથી વિશેષ કરાર કરે છે તથા બંધાય છે.

### કલમ ૧૫.

કરાર કરનારા પક્ષો લડાઇનો શાપ અટકાવવાને સમાધાનના સઘળા અનુભવ સિદ્ધ સાધનોનો ઉપયોગ કરશે અને તે પ્રયોજન માટે તેઓ બીજાં રાજ્યો સાથે મિત્રાચારી ભરી સમજુતમાં ઉતરવા તથા આ શત્રુરક્ષક તહના ખરાભાવ તથા હેતુ પ્રમાણે હિંદુસ્તાનની સઘળી સરકારો સાથેના સલાહ તથા દોસ્તીના બધા સંબંધો વધારવાને તથા સુધારવાને હંમેશાં તૈયાર રહેશે. પરંતુ કમનશીબે આ કરાર કરનારા બન્ને પક્ષકારો પૈકી કોઇને બીજી કોઇ સરકાર સાથે વિગ્રહમાં ઉતરવું પડે તો હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર એવી કબુલત આપે છે કે હીસ હાઇનેસના સૈન્ય પાસે સૈનિકોની જે બેટેલીયનો રાખવાની છે તે સિવાય બાકીનું અંગ્રેજ સરકારનું સહાયક લશ્કર જેમાં તોપખાના સાથે સૈનિકોનાં ચાર બેટેલીયનોનો સમાસ થાય છે તે તથા તેમની સાથે હીસ હાઇનેસનું છ હજાર પાયદળ અને તેમના પોતાના ઘોડેસ્વાર લશ્કર પૈકી દશ હજાર ઘોડે સ્વારો અને આ પ્રમાણે દશ હજાર પાયદળ તથા દશ હજાર ઘોડે સ્વારોનું સૈન્ય જમા થાય તે જોઇએ તેટલી તોપો અને દરેક પ્રકારના લશ્કરી અસબાબ સાથે સદરહુ શત્રુની સામે લડવા માટે ચાલતુ કરવામાં આવશે. આવા વિગ્રહને સચોટ ચલાવવા માટે તથા તેનો જલ્દી અંત લાવવા માટે પોતાના રાજ્યમાંથી જેટલું લશ્કર મળી શકે તેટલું બધું જેમ બને તેમ જલ્દી રણમાં લાવવા માટે પોતાની શક્તિમાં હોય તેટલો સંપૂર્ણ પ્રયત્ન પોતે કરશે એમ પણ હીઝ હોઇનેસ કબુલ થાય છે. તેજ પ્રમાણે ઑનરેબલ કંપની પણ પોતાના તરફથી એવી કબુલત આપે છે કે આવા પ્રસંગે તેઓ સહાયક લશ્કર ઉપરાંત તેમનાથી લાવી શકાય તેટલું મોટામાં મોટું લશ્કર તેઓ શત્રુ સાથે લડવા માટે યોજશે.

### કલમ ૧૬.

જ્યારે લડાઈ થશે એવો પાકો સંભવ જણાય ત્યારે ત્યારે હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર વણજારાનો જેટલો મોટો સમુદાય ભેગો કરી શકાય તેટલો ભેગો કરવાને તથા સરહદ ઉપરના પોતાના લશ્કરોમાં બને તેટલો પુષ્કળ ધાન્ય સંગ્રહ કરવાને કબુલ થાય છે.

### કલમ ૧૭.

હાલના તહથી બન્ને રાજ્યોની દોસ્તી તથા એખલાસ એવો દૃઢપણે મળી ગયો છે

કે તેઓ બન્ને એક વ્યક્તિ છે એમ ગણાય તેથી હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર એમ કબુલ થાય છે કે ભવિષ્યમાં ઑનરેબલ કંપનીને અગાઉથી ખબર આપ્યા વગર ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીની સરકાર સાથે અરસપરસ મસલત કીધા વગર તેમ બીજી કોઇપણ સરકાર સાથે ભાંજગડના સંદેશા ચલાવશે નહિ અને ઑનરેબલ કંપની પોતાના તરફથી એવું જાહેર કરે છે કે પેશ્વાનાં ફરજંદો, સગાં સંબંધીઓ, રૈયત તથા નોકરો જેમના ઉપર તેમનો સંપૂર્ણ અધિકાર છે તેમના સંબંધમાં અમારી સરકારને કોઇપણ જાતની નિસબત નથી.

**કલમ ૧૮.**

સર્વ પ્રકારના શત્રુરક્ષણ માટેની દોસ્તીના હાલના તહથી સંબંધની ગાંઠો પરમેશ્વરના આશીર્વાદથી એવી તો મજબુત જોડાઇ ગઈ છે કે બન્ને રાજ્યોના લાભો એક બીજા સાથે મળી ગયા છે એટલા માટે બન્ને પક્ષો એક બીજા સાથે એમ કબુલ થાય છે કે આ તહથી ઑનરેબલ કંપનીને આપી દીધેલા જીલ્લાઓમાં જો કોઇપણ કોઈ વાર તોફાનો થાય તો હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર સદરહુ જીલ્લાઓના તોફાનો દાબી દેવામાં સદરહુ સહાયકારક લશ્કર પૈકી જેટલા લશ્કરની જરૂર પડે તેટલુ મોકલવાને તેઓ રજા આપશે. કંપનીની સરહદ પાસેના હીઝ હાઇનેસના તાબાના મુલકના કોઇપણ ભાગમાં જો કદી પણ તોફાનો ઉભાં થાય કે જ્યાં સદરહુ સહાયક લશ્કર મોકલવાને અગવડ ભરેલું જણાય તો અને હીઝ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર માગણી કરશે તો બ્રિટિશ સરકાર પણ તેવીજ રીતે કંપનીના જેટલાં લશ્કરો તોફાનવાળા પ્રદેશમાં મોકલી શકાય તેવા સ્થળમાં હશે તેટલાથી હીઝ હાઇનેસના તાબાના મુલકમાંના તોફાનોને દબાવી દેવામાં મદદ આપશે.

**કલમ ૧૯.**

અંતમાં એવું જાહેર કરવામાં આવે છે કે આ તહ જે ઉપર લખેલી કલમો પ્રમાણે ઉપર કહેલા હીઝ હાઇનેસની સરકારની પુષ્ટી તથા આબરૂ માટે અને સદરહુ સરકારનો નાશ તથા પડતીમાંથી બચાવ કરવા માટે ઘડવામાં આવ્યો છે તે સૂર્ય તથા ચંદ્ર ટકે ત્યાંસુધી પહોંચશે.

સહી થયો, મહોર થઇ તથા એક બીજાને આપવામાં આવ્યો તા. ૩૧ મી ડીસેંબર ઇસ્વીસન ૧૮૦૨ અથવા તા. ૫ રમઝાન હીજરી સન ૧૨૧૭.

(સહી) **બી. કલોઝ.**
રેસીડન્ટ પુના.
( પેશ્વાની સહી )

પ્રધાનની
મહોર.

" ખરી નકલ "
(સહી) **એમ વીલ્યુસ.**
**પ્રાઇવેટ સેક્રેટરી.**

## હીઝ હાઇનેસ બાજીરાવ પંડીત પ્રધાને ઑનરેબલ ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને આ સાથેના તહની કલમ ૪ ને અનુસરીને કાયમને માટે આપી દીધેલા મુલકોનું પત્રક.*

### ૧ લું—ગુજરાત તથા તેની દક્ષિણના મુલકોમાંથી.

| | | |
|---|---|---|
| ધંધુકા—ચુડઆ, કોમાપુર, અને ઘોઘા સાથે | | ૧,૦૫,૦૦૦ |
| ખંભાતની ચોથ અને નઝર | | ૬૦,૦૦૦ |
| **તાપીની દક્ષિણ બાજુએ.** | | |
| પારનેરા | ૨૭,૦૦૦ | |
| ભૂતસર | ૬,૨૦૦ | |
| બાનવાની | ૮,૮૦૦ | |
| વલસાડ | ૮૫,૦૦૦ | |
| પારચોલ | ૧,૦૭,૦૦૦ | |
| સૂપા | ૫૧,૦૦૦ | |
| સરભાણ | ૩૦,૦૦૦ | |
| વાલોડ | ૩૦,૦૦૦ | |
| આમરૂ કરબો | ૭,૯૦૦ | |
| વાંસદા ચોથ | ૭,૦૦૦ | |
| ધરમપુર ચોથ | ૯,૦૦૦ | |
| સુરત ચોથ | ૪૨,૧૦૦ | |
| બંદરો પર જકાત | ૮૩,૦૦૦ | |
| **તાપી તથા નર્મદાની વચ્ચેના મુલકમાંથી.** | | |
| ઓરપાડ | ૩,૧૬,૦૦૦ | |
| હાંસોટ | ૮૫,૦૦૦ | |
| અંકલેશ્વર | ૭૮,૦૦૦ | |
| નનદારી | ૬૫,૦૦૦ | |
| તાપીના દક્ષીણ તરફના તથા તાપી તથા નર્મદાની વચ્ચેના મુલકોનું કુલ | રૂ. ૧૦,૩૮,૦૦૦ | |
| મહેસુલ ઘટાડા ખાતે બાદ રકમ દર સેંકડે ૨૦ ટકા પ્રમાણે | ૨,૦૭,૬૦૦ | ૮,૩૦,૪૦૦ |
| ચોરાશી તથા ચીખલીની નાામબંદીના | ૨૦,૦૦૦ | |
| ફુલપાડા, ઉમ્મરીયા, કતારગામ | ૫૦૦૦ | ૨૫,૦૦૦ |

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૫૮.

રજુ—તુંગભદ્રા નદી પાસેના મુલકોમાંથી.

| | | |
|---|---|---|
| ત્રાવનકોર ૨૬ તાલુકા | ૧૦,૨૨,૮૩૮ | |
| બંકાપુરમાંથી | ૫,૫૬,૭૬૨ | ૧૫,૭૯,૬૦૦ |
| | કુલ સરવાળો | ૨૬,૦૦,૦૦૦ |

વસાઈ મુકામે સહી થયું—મહોર થઇ તથા એક બીજાને આપવામાં આવ્યું તા. ૩૧ ડીસેમ્બર ઇસ્વીસન ૧૮૦૨ અથવા તા. ૫ રમઝાન હીજરી સન ૧૨૧૭.

( પેશ્વાની સહી )

પંડીત પ્રધાનની મહોર

ખરી નકલ.

(સહી) બી. કલોઝ

તા. ૧૧ ફેબ્રુવારી, ૧૮૦૩ ને રોજ ગવર્નર જનરલ તથા કાઉન્સિલે બહાલ રાખ્યું.

---

## ઇંગ્રેજી ઉપરથી.

## + વસઇના તહનામાનું સાંધણુ ૧૬–૧૨–૧૮૦૩.

ઓગણીસ કલમોનો એક તહ ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપની બહાદુર તથા હીઝ હાઇનેસ પેશ્વા બાજીરાવ રઘુનાથ પંડીત પ્રધાન બહાદુરની વચ્ચે વસાઈ મુકામે કરવામાં આવ્યો હતો. સદરહુ તહના સાંધણ તરીકે નીચે લખેલી કલમો કંપની બહાદુર તરફથી લેફટેનન્ટ કર્નલ બેરી કલોઝે તથા ઉપર કહેલો રાવ પંડીત પ્રધાન તરફથી તેમના પ્રતિનિધિ દરેકને એ બાબતમાં મળેલા સંપૂર્ણ અધિકારની રૂઇએ કબુલ કરવામાં આવી છે તથા નક્કી કરવામાં આવી છે.

### કલમ ૧.

વસઇના સદરહુ તહ પ્રમાણે જે મુલક ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને કાયમને માટે આપી દેવામાં આવ્યા છે તે પૈકી કેટલાકમાંના સાવનોરનો મુલક તથા બંકાપુર તાલુકો જેમની આવક દરસાલ સોળલાખ રૂપીઆની છે તે સદરહુ રાવ પંડીત પ્રધાન બહાદુરની સરકારને હંમેશ માટે પાછા આપી દેવામાં આવશે.

### કલમ ૨.

વસઇના તહ પ્રમાણે ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને કાયમને માટે આપી દીધેલા મુલકો પૈકી ગુજરાતમાંનું ઓરપાડ પરગણું દરસાલ ૩ ત્રણ લાખ અને ૧૬ સોળ હજાર રૂપીઆની આવકવાળુ પણ તેજ પ્રમાણે સદરહુ રાવ પંડીત પ્રધાન બહાદુરની સરકારને કાયમને

---

+ એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનુ ૬૦.

માટે પાછું આપી દેવામાં આવશે જેથી તે સદરહુ સરકારની નિમકહલાલી તથા અનુરાગથી નોકરી કરનાર નરસીંગ ખંડેરાવને પાછો આપી શકાય.

### કલમ ૩.

હૈદ્રાબાદ સહાયક લસ્કરમાં ઘોડેસ્વારની પલટણો છે તેવીજ દેશી ઘોડેસ્વારની તેટલીજ સંખ્યાવાળી તથા પૂરવાળી પલટણ પુનાના બ્રિટિશ સહાયક લસ્કરમાં વધારવામાં આવશે.

### કલમ ૪.

વસઈના તહની પંદર (૧૫) મી કલમમાં એવો કરાર કરવામાં આવ્યો છે કે દશ હજાર ઘોડેસ્વાર તથા ૭ હજાર પાયદળ લસ્કર યોગ્ય પ્રમાણના તોપખાના તથા લસ્કરી અસબાબ સાથે સદરહુ રાવ પંડીત પ્રધાને પુરૂ પાડવાનું છે અને વધારામાં સદરહુ રાવ પંડીત પ્રધાનની સરકાર જેટલુ લસ્કર લડાઇમાં લાવી શકે તેટલું બધું પણ તેણે લાવવાનું છે. આ કરાર હવે રદ્દ કરવામાં આવે છે અને તેને બદલે એમ કબુલ કરવામાં આવે છે તથા કરાર કરવામાં આવે છે કે લડાઇના સમયમાં સદરહુ રાવ પંડીત પ્રધાને યોગ્ય પ્રમાણમાં તોપખાનાં તથા લસ્કરી સરંજામ સાથે પાંચ હજાર ઘોડેસ્વાર તથા ત્રણ હજાર પાયદળ લસ્કર ભેગું કરવું તથા રજુ કરવું, અને તે ઉપરાંત વધારામાં સદરહુ રાવ પંડીત પ્રધાન જેટલું વધારે લસ્કર લડાઇમાં ઉતારી શકે તેટલું રજુ કરવાનું છે.

### કલમ ૫.

ચાલુ લડાઇમાં પુના રાજ્યની નોકરી માટે પાંચ હજાર સંખ્યાનું ઘોડેસ્વાર લસ્કર બ્રિટિશ સરકાર પોતાના હુકમ નીચે નિભાવશે. આ પાંચ હજાર પૈકી બે હજાર હીઝ હાઇનેસ સાથે નોકરી કરશે અને બાકીના ત્રણ હજાર લડાઇમાં બ્રિટિશ લસ્કર સાથે કામ કરશે. મરાઠા સરદારો બાપુજી અને ગણેશપંત ગોખલો તથા સિદોજીરાવ નિમાણન એમના હાથ નીચે જે ઘોડેસ્વારો નોકરી કરે છે તેમનો સમાસ આ પાંચ હજારમાં કરવાનો નથી. સદરહુ ત્રણ સરદારોનાં લસ્કરનો ખર્ચ રાવ પંડીત પ્રધાન બહાદુરે આપવાનો છે.

### કલમ ૬.

આ તહની કલમ ૧ તથા ૨ પ્રમાણે ૧૯,૧૬,૦૦૦ રૂપીઆની વાર્ષિક ઉપજવાળો મુલક રાવ પંડીત પ્રધાન બહાદુરની સરકારને પાછો આપવાનો છે તેના બદલામાં તથા આગળ જે પ્રયોજનો લખવામાં આવ્યાં છે તે પ્રયોજનો માટે રાવ પંડીત પ્રધાન બહાદુર એવી કબુલાત આપે છે તથા કરાર કરે છે કે પુના રાજ્ય માટે અલીબહાદુરે જીતી લીધેલો બુંદેલખંડ પ્રાંતમાંથી ૩૬,૧૬,૦૦૦ રૂપીયાની અજમાશે વાર્ષિક આવકવાળો મુલક નીચે જણાવેલી વિગતવાળો તેઓ ઓનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને કાયમને માટે આપી દે છે.

૧ સાવનોરનો મુલક, બંકાપુર તાલુકો, કર્ણાટકમાંનો તથા ગુજરાતનું ઓરપાડ પરગણું એ બધાંને બદલે ૧૯,૧૬,૦૦૦ રૂપીઆની વાર્ષિક ઉપજ આપનારો મુલક વિભાગ.

૨ ઓરપાડની કીંમત વધારે છે એમ કહેવાય છે તેથી એ પરગણા માટે વધારા તરીકે ૫૦,૦૦૦ રૂપીઆની દરસાલ ઉપજ આવે તેવા મુલકનો ટુકડો.

૩ ત્રીજી કલમમાં જણાવેલી ઘોડેસ્વારની પલટણનો તમામ ખર્ચ ઉઠાવવા સારૂ ૭,૫૦,૦૦૦ રૂપીઆની ઉપજ આપે તેવા મુલકનો એક વિભાગ.

૪ પાંચમી કલમમાં જણાવેલું આ લડાઇ દરમિયાન ૫,૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર રાખવાને તથા તેનો ખર્ચ આપવાને બ્રિટિશ સરકારને જે ખર્ચ થાય તેની બરાબર કિંમતના અવેજમાં દરસાલ ૫,૦૦,૦૦૦ રૂપીઆની ઉપજ આવે તેવા મુલકનો વિભાગ અને છેલ્લુ બુંદેલખંડમાં હાલ જે લુંટારાઓ તોફાન કરે છે તથા ધાડોપાડી લુંટો ચલાવે છે તેમને દાબી દેવા પડશે તથા શિક્ષા કરવી પડશે તેને માટે બ્રિટિશ સરકારને જે વધારાનો ખર્ચ થશે તેને પહોંચી વળવા ૪,૦૦,૦૦૦ રૂપીઆની વાર્ષિક ઉપજ આપે તેવો એક વિભાગ બુંદેલખંડમાંથી કુલ મુલક આપી દીધો તે રૂ. ૩૬,૧૬,૦૦૦ રૂપીઆ.

કલમ ૭.

બુંદેલખંડમાંથી ઉપર જણાવેલો બધો મુલક જે ઓનરેબલ ઈંગ્લીશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને આપી દેવામાં આવ્યો છે તે બ્રિટિશ મુલકની લગોલગ જે ભાગ આવેલા છે તેમ જે જે ભાગ બ્રિટિશ સરકારને સવડ પડતા છે તે ભાગોમાંથી લેવામાં આવશે.

કલમ ૮.

જેની આબાદી માટે બ્રિટિશ સરકાર આતુર દરકાર રાખે છે એવા સુરત શહેરની છેક નજીક હોવાથી ઓરપાડ પરગણું ઓનરેબલ કંપનીની સરકારે ખાસ કરીને ઉપયોગી હતું તે કારણથી એવી કબુલત આપવામાં આવે છે તથા કરાર કરવામાં આવે છે કે ઉત્તમ પડોશાની નીતિને અનુસરીને તેમજ બન્ને ઠેકાણે વસનારા રહેવાસીઓમાં સંપ તથા વ્યાપારનો સંબંધ વધે તે પ્રમાણે ત્યાંના મરાઠા સત્તાધારી સદરહુ ઓરપાડ પરગણાનો વહિવટ તથા રાજ્યકારભાર એવી રીતે ચલાવશે કે જેથી સુરત શહેરના સુખમાં વધારો થાય. વળી તાપી નદી ઉપરની રાજ્યસત્તા બ્રિટિશ સરકારની છેજ તેથી એવી કબુલત આપવામાં આપે છે અને કરાર કરવામાં આવે છે કે ઓરપાડ તાલુકાના કોઈ ભાગ પર કોઇપણ વહાણ ભાગીને કિનારે લાગે, જેનો સંબંધ સદરહુ તાપી નદી સાથે હોય તો ઓરપાડનો અમલદાર તે ભાગેલા વહાણ પર હક્ક કે દાવો કરશે નહિ પરંતુ આવે પ્રસંગે તે વહાણને પોતાનાથી બને તેટલી સર્વ મદદ આપવાને તે બંધાયલો રહેશે અને આવી મદદ માટે સહાય કરનારાઓને ભાગલા વહાણના માલીકો તરફથી વ્યાજબી તથા યોગ્ય બદલો મળવાનો હક્ક રહેશે.

સહી થયો, મહોર થયો, અને એક બીજાને આપવામાં આવ્યો તા. ૧૬ મી ડીસેંબર ઇસ્વીસન ૧૮૦૩ અથવા તા. ૧ લી રમજાન હીજરી સન ૧૨૧૮ ને રોજ.

ગવર્નર જનરલ તથા કાઉન્સિલે બહાલ રાખ્યો તા. ૭ જાનેવારી સન ૧૮૦૪.

## ઇંગ્રેજી ઉપરથી.

## *પુનાના રેસીડેન્ટે પેશ્વાના પ્રધાનોને તા. ૬ જુલાઇ ૧૮૧૨ ને રોજ બતાવેલો કાગળ જે તા. ૭ મીએ હીસ હાઇનેસે કબુલ રાખ્યો.

પહેલી–હીસ હાઇનેસ બ્રિટિશ સરકારની મંજુરી સિવાય પાછલા વખતમાં નુકશાનોની ખબર લેશે નહિ અથવા નાણાં સંબંધી માગણાં રજુ કરશે નહિ.

બીજી–જાગીરદારોએ પોતાની સરંજામી જમીનોનો કબજો તેઓ નિમકહલાલીથી નોકરી કરે ત્યાંસુધી પોતાની પાસે રાખવાનો છે.

ત્રીજી–જે જમીનો તથા ઉપજો જાગીરદારોએ દબાવી છે એટલે જેને માટે સનદો નથી છતાં તે જમીનોની ઉપજ લેવાય છે તે તમામ હીસ હાઇનેસ પેશ્વાને ફરી હવાલે કરવાની છે.

ચોથી–જાગીરદારો પોતાની તહેનાત ઝાબીતાસ પ્રમાણે હીસ હાઇનેસ પેશ્વાની નોકરી બજાવે તેવા હીસ હાઇનેસ જ્યારે હુકમ કરી બોલાવે ત્યારે પોતાના સ્વારો સાથે હાજર થાય. પોતાની મરજી આવે ત્યારે જાગીરદારોને હુકમ કરી બોલાવવાનો તથા પોતાને યોગ્ય લાગે તેટલો સમય તેમને રોકવાને પેશ્વાનો જે જુનો હક્ક છે તેમાં હદ બાંધે તેવું કાંઇ પણ વચન પેશ્વાએ આપવાનું નથી પરંતુ પોતાની સરકારના કામ માટે તેમની જરૂર પડે ત્યારે બ્રિટિશ સરકારની સલાહ પ્રમાણે તેમને કામે લગાડવાને તથા જ્યારે તેમની નોકરીની જરૂર ના હોય ત્યારે જુના રિવાજ પ્રમાણે તેમને રજા આપવાને પેશ્વા બ્રિટિશ સરકારને વચન આપે છે.

પાંચમી–ઉપર કહેલી ચાર કલમોમાં બતાવેલા કરારો પાળવામાં આવે તેની જવાબદારી બ્રિટિશ સરકાર પોતાના પર રાખે છે. જાગીરદારો જો તે કબુલ નહિ રાખે તો અંગ્રેજ સરકાર વ્યાજબી ઉપાયથી તેમની પાસે તે કરારો પળાવવા તેમને ફરજ પાડશે અથવા જો જરૂર પડશે તો બળ વાપરીને પળાવશે અને પરિણામે જો તેઓ એમ કહેશે કે અમારે તે કરારો કબુલ નથી તો બ્રિટિશ સરકાર સદરહુ જાગીરદારોની જમીનો હીસ હાઇનેસ માટે ખાલસા કરવા સારૂ પેશ્વા સાથે મળી જશે. જો જાગીરદારો આ કરારોને હાલ પોતાની કબુલત આપે પણ પાછળથી તેને પાળવાની ના પાડશે તેમને શિક્ષા કરવા માટે બ્રિટિશ સરકાર પેશ્વા સાથે સામીલ થશે.

છઠ્ઠી–ઉપર કહેલી કલમોને અનુસરીને બ્રિટિશ સરકાર બીજા કરારો કરે તેમનું ઉલ્લંઘન પેશ્વાની સરકાર કરશે નહિ. તેમજ આ બાબતમાં બ્રિટિશ સરકાર જે ભાંજગડના અંદેશા ચલાવે તેમાં કોઇપણ અધિકારીએ દખલ કરવાની નથી.

**પેશ્વાની મહોર.**

( પેશ્વાની સહી )

(સહી) **હેસ્ટીંગ્સ.**
(સહી) **એન. બી. એડમન્સ્ટોન.**
(સહી) **એ. સિટન.**
(સહી) **જી. ડાઉડસ્વેલ.**

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૭૨

ગવર્નર જનરલ તથા કાઉન્સીલે તા. ૫ જુલાઇ સન ૧૮૧૨ ને રોજ બહાલ રાખ્યો.

(સહી) એડમ્સ.
એકટીંગ સેક્રેટરી,
નિસબત સરકાર.

* પુરવણી નં ૧૦.

## ઇ૦ સ૦ ૧૮૧૫ના માર્ચની તા. ૧૫ મીએ મીસ્ટર એલફીન્સ્ટને પેશ્વાની સરકારમાં દરખાસ્ત કરેલ ઠરાવનો મુસદો.

પ્રથમ એવો ચાલ હતો કે પેશ્વા અને ગાયકવાડ કાઠીઆવાડ અને મહીકાંઠાની જમાં એ પ્રાંતમાં લશ્કર મોકલી ઉઘરાવતા. રીત માફક ના પડી. કેમકે લશ્કરનો ખર્ચ જમાંની રકમમાંથી બાદ થતો હતો, ને કાઠી લોકો આ રીતથી હમેશાં સામા થઇ મરાઠા તાબાના ગુજરાતના ભાગમાં હુમલા કરી હંમેશાં વેર લેતા હતા. ગાયકવાડ કે જે એ વખતે અમદાવાદના સરસુબા હતા તેમણે આ ખરાબીઓ બંધ પાડવાની મતલબે પોતાની અને પેશ્વાની તરફથી ચલણને માટે બંદોબસ્ત કરવા ઠરાવ કર્યો કે હવેથી લશ્કર મોકલવું ન પડે. અંગ્રેજ સરકારે પણ પોતાના દોસ્ત પેશ્વા અને ગાયકવાડને મદદ આપવાના હેતુથી અને કાઠીઆવાડમાં જુની રીત પ્રમાણે જે ગેરબંદોબસ્ત ચાલતો હતો તેથી પોતાના ગુજરાતના સંસ્થાનને થતી હરકત મટે માટે આવો બંદોબસ્ત કરવા એક મત થઇ ઠરાવ કર્યો. એ મુજબ ઇ૦ સ૦ ૧૮૦૭ સંવત ૧૮૬૩ માં ઑનરેબલ કંપનીનું લશ્કર અને ગાયકવાડના ઘોડેસ્વારોને કાઠીઆવાડમાં મોકલ્યા ને એ દેશના સરદારો સાથે કાઠીઆવાડના કારભારીઓએ ઑનરેબલ કંપનીની બાંહેધરીથી કોલકરાર કર્યા. આ બંદોબસ્તની અસર ત્યારથી સારી થએલી જણાય છે. પછવાડેથી એવોજ બંદોબસ્ત ઉપર પ્રમાણે મહીકાંઠામાં થયો. મહારાજ પેશ્વાએ જ્યારથી ગાયકવાડ પાસેથી અમદાવાદનો ઇજારો છોડાવ્યો ત્યારથી આ પદને માટે શી રીતે વર્તવું તે બાબત એક યાદ કરવા જરૂર જણાય છે.

કલમ ૧.

ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપની, જમાબંદી વસુલ કરવા બાબત પ્રથમ દશ વરસ સુધીના જમાન લઇ, કરાર કરે છે કે જો રાજાઓ જમાન આપે તો મહારાજ પેશ્વાની જમાં દશ વરસની આખર સુધીમાં તેઓના જમાન પાસેથી અમારે અપાવવી. પેશ્વા તાલુકદારોના કામમાં કદી વચ્ચે પડવું નહિ એવો કરાર કરી વચન આપે છે કે ઑનરેબલ કંપનીની જામીનીથી થએલાં દસ્તાવેજો બીન તકરારે પાળવાનાં છે.

કલમ ૨.

તાલુકદારો પેશ્વાની જમાંનો ભાગ આપવા પોતાના વકીલને અમદાવાદ મોકલશે, પણ તાલુકદારોને તેની રૈયત ઉપર સર સુબેદારે કોઇપણ જાતનો દાવો ન કરતાં તેઓ ઉપર કાંઇ પણ હકુમત ચલાવવી નહિ.

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ ગુજરાતી તરજુમા બુક પુરવણી પાન ૩૭.

કલમ ૩.

કદી એવું માલમ પડશે કે કાઠીઆવાડ અને મહીકાંઠામાં મહારાજા પેશ્વાના તાબાની કાંઇ જગા કે કિલ્લા છે તો તે જગા અગર કિલ્લા મહારાજાને સ્વાધીન થશે; પણ મહારાજાએ ખાસ જરૂર વગર ચલણના રક્ષણ સારૂ તેમાં કિલ્લેદાર ન રાખવા અને ખડખાડખાના પ્રાંતના લોકોની દરમિયાન આવવા કિલ્લેદારને રજા ન આપવી.

કલમ ૪.

પેશ્વાની જમાં દશ વરસના ઠરાવ મુજબ અમદાવાદમાં ભરાશે ને તેમાં કાંઇ અડચણ આવશે તો બ્રિટિશ સરકાર પુરેપુરી અપાવશે. મહારાજાએ એ દશ વરસમાં તાલુકદારો સાથેની કોઇપણ બાબતમાં દરમિયાન આવવું નહિ. દશ વરસ પછી કોઇ તાલુકદાર પોતાની જમાં નહિ આપે તો પછી અંગ્રેજ સરકાર તેના જવાબદાર નથી તોપણ પહેલાંની પેઠે જેમકે વાસ્તે જમાન આપવાના પ્રયત્નમાં પેશ્વા અને ગાયકવાડની સાથે સામીલ રહેશે કે જેથી કરી વગર ખરચે વસુલ થઇ શકે. જો જમાન ન અપાવી શકાય તો ગાયકવાડને પેશ્વાએ પોતાની જમાં વસુલ કરવા ભેળા થઇ કામ ચલાવવું ને તેમાં ખરચ થાય તે વહેંચી લેવો; પણ બ્રિટિશ સરકાર અને ગાયકવાડને કાઠીઆવાડમાં કાંઇ ફીતુર ઉઠવાથી પેશ્વા કરતાં કાંઇ ઓછું નુકશાન નહિ થાય માટે મહારાજા પેશ્વાએ હાલના ઠરાવ પ્રમાણે જમાં ઉઘરાવી ને વધારે માગણી ન કરવી. જ્યાંસુધી ઇમાનદારીથી જમાં આપવામાં આવે ત્યાંસુધી દેશમાં લશ્કર ન મોકલતાં જુદા દસ્તાવેજમાં દર્શાવ્યા પ્રમાણે ભોમીઆઓના જુના હક્કનું માન રાખવું.

કલમ ૫.

વડોદરાનો બ્રિટિશ રેસીડેન્ટ કાઠીઆવાડનું સમાધાન રાખવાના હેતુથી અને તાલુકદારે કરેલા ઠરાવ પાળવા સંબંધી કાંઇ જાહેર કરે તે ઉપર સર સુબેદારે ધ્યાન રાખવું.

(સહી) એલફીન્સ્ટન
પુનાનો રેસીડેન્ટ.

## *મીસ્ટર એલફીન્સ્ટને રજુ કરેલ મુસદાની અરજી તા. ૫ એપ્રીલે પેશ્વા સરકાર તરફથી દરખાસ્ત કરેલ ઠરાવાનો મુસદો.

સરકાર અને ગાયકવાડની વાર્ષિક જમાં ભોમીયા જમીનદારો પાસે લેણી થવાથી બન્નેનું લશ્કર કાઠીયાવાડ અને મહીકાંઠામાં જતું તેથી જ્યારે ભગવંતરાવ ગાયકવાડ અમદાવાદના સર સુબેદાર હતા ત્યારે તેણે ગાયકવાડના લશ્કરની સાથે કાઠીયાવાડ અને મહીકાંઠામાં સરકારનું લશ્કર મોકલ્યું તે વખતે એટલે હીજરી સન ૧૨૦૭ માં ભોમીયાઓએ ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની મારફત બંને સરકારને અરજ કરી કે જમાંબંદી ઉઘરાવવા

* ફોર્બસકૃત ગુજરાતી બુક પુરવણી પાનું ૩૯.

સારૂ કાઠીયાવાડ અને મહીકાંઠામાં સરકાર અને ગાયકવાડનું દર વરસ લશ્કર આવે છે તેથી અમોને તે વખત ઘણુંજ દુઃખ વેઠવું પડે છે માટે અમો દર વરસ નિયમસર જમાં આપવા દસ વરસ સુધીનું દસ્તાવેજ કરી આપીએ છીયે તે મુદત ગુજર્યા બાદ અમો લશ્કરી હુમલાની આફતમાં આવ્યા વગર નવેસરથી બંદોબસ્ત કરી આપીશું. આ અરજપરથી અમદાવાદના સરકારી અધિકારી અને ગાયકવાડે વિચાર કર્યો કે કાઠીયાવાડ અને મહીકાંઠાની જમાં વસુલ કરવા દર વરસ બન્નેના લશ્કરને જવું પડે છે ને તેણે કરી લશ્કરના પગારનો ખરચ વેઠવો પડે છે. વળી ગુજરાતનાં બન્ને પરગણામાં ભોમીઆઓ લુટફાટ કરે છે. તેથી દેશની આબાદીને અડચણ પહોંચે છે. ને ભોમીઆઓ સાથે દસ્તાવેજ કર્યાથી લશ્કર મોકલ્યા વગર જમાં વસુલ થશે; અને ગાયકવાડને સરકારનાં પરગણાં તથા ઑનરેબલ કંપનીની બેટેલીયનના પગાર માટે મુકરર કરેલી જમીનને ભોમીઆઓ હરકત કરતા બંધ પડશે. આ વાતનો વિચાર કરી દસ વરસની મુદતની જમાંબંદી અથવા ઑનરેબલ ઇંગ્લીશ કંપનીને જામાન લઇ ભોમીઆઓને દસ વરસ સુધીના દસ્તાવેજ કરી આપ્યા, ને ભોમીઆએ કરી આપેલ દસ્તાવેજો કબુલ કર્યા.

ગયા હીજરી સન ૧૨૧૪ ની આખરે દસ્તાવેજમાં કરેલી મુદતમાં સાત વરસ પુરાં થયાં. આ સાત વરસમાં જમાંબંદી નીયમસર અમદાવાદના સરસુબેદાર અને ગાયકવાડને ઠરાવ પ્રમાણે લશ્કર મોકલવાની જરૂર ન પડતાં અંગ્રેજ સરકાર મારફત આપે ગયા છે. આ વરસમાં સરકારે અમદાવાદની સુબેદારી ઉપરથી ભગવંતરાવ ગાયકવાડને બેસવી ત્ર્યંબકજી ડેંગલાને એ હોદ્દો આપ્યો. પણ સરકારના અધિકારી અને ગાયકવાડે કરી આપેલ દસ્તાવેજથી ઠરેલી રકમનાં હજી ત્રણ વરસ બાકી છે ને બ્રિટિશ રેસીડેન્ટ મીસ્ટર એલફીન્સ્ટન જાહેર કરે છે કે સરકારે દસ્તાવેજ પાળવા જોઇએ. એ દસ્તાવેજની મુદતના બાકી ત્રણ વરસના ઠરાવ માટે આ યાદ કરી આપવામાં આવી છે.

### કલમ ૧.

અમદાવાદ તાલુકાના માજી ઇજારદાર ભગવંતરાવ ગાયકવાડે ભોમીઆઓને જ્યારે પરવાના કરી આપ્યા, ને તે વખત ભોમીઆ પાસેથી જે બ્રિટિશ સરકાર મારફત દસ્તાવેજો લીધેલ તે અસલ કાગળો તેણે સરકારને સોંપવાને તેણે છાની લાંચ તરીકે પૈસા એકઠા કર્યો હોય અગર દરબાર ખરચ અને એવીજ બીજી રકમો દસ્તાવેજમાં ઠરેલ રકમ ઉપરાંત ઉઘરાવી હોય તેનો હિસાબ આપવો. ભોમીઆ જમીનદારોએ અમદાવાદ જઇ સરકારના અધિકારીની રજુ રહેવું અને ત્રણ વરસ આ દસ્તાવેજનો અમલ જારી રહેશે તેમાં તેઓએ અંગ્રેજ સરકારની જામીનીથી દસ્તાવેજમાં કબુલ કરેલ પૈસા આપવા સિવાય અંગ્રેજ સરકારની ઠરેલી રકમ ઉપરાંત લાંચ અને દરબાર ખરચની બાબત આપવાની જે તેઓને ટેવ છે તે તેઓએ આપવી.

### કલમ ૨.

ભોમીઆ તરફના વકીલોએ અમદાવાદમાં સરકારના અધિકારીઓ પાસે આવું રહેવું ને દસ વરસ કરાર કરેલ પૈસા તથા લાંચ અને દરબાર ખરચ વિગેરે અમદાવાદની તીજોરીમાં ભરી તેની પહોંચ લેવી. એ સિવાય તેઓને હરકત થશે નહિ. તેઓએ સરકાર મરજી પ્રમાણે ચાલવું.

કલમ ૩.

કાઠીયાવાડ અને મહીકાંઠામાં જે કોઇ સરકારના કિલ્લા હોય તેના સામાન સહીત સરકારને હવાલે કરવા. તેમાં તેના રક્ષણ સારૂ સરકાર તરફથી કિલ્લેદાર રહેશે; પણ કિલ્લેદારે રૈયત પર જુલમ કરવા નહિ, ને બોમીઆએ પણ કીલ્લેદાર તરફ ગેરરીતે વર્તવું નહિ.

કલમ ૪.

જુદા દસ્તાવેજોમાં લખ્યા મુજબ બોમીઆઓનો અસલ વહિવટ પાળવો તેવી મરજી બતાવ્યાથી તે પ્રમાણે અસલ વહિવટ શું છે તેની તપાસ કરી નક્કી થશે તે મુજબ હુકમ આપવામાં આવશે.

કલમ ૫.

જમાં આપવામાં અંગ્રેજ સરકારની જામીની પર વિચાર કરતાં કાઠીયાવાડ અને મહીકાંઠાના બોમીઆ જમીનદારમાં કોઇ તકરાર ઉઠે તો વડોદરાના બ્રિટિશ રેસીડેન્ટે, બોમીઆઓને અમદાવાદ સરકારના અધિકારી પાસે લઇ જઇ તેઓનો તફાવત જાહેર કરવો ને સરકારને ધાર્યું કરી કાયદો થાય તેવી રીતે બન્નેએ ચાલવું.

કલમ ૬.

સરકારના પરગણામાંથી ઘાસ દાણાની બાબતના પૈસાનો જે ગાયકવાડ દાવો કરે છે તે પૈસા ગાયકવાડને ન આપવા. બોમીઆએ પોતાની નિયમીત જમાં ઉપરાંત સરકારને ઘાસ દાણાના પૈસા આપવા.

કલમ ૭.

દશ વરસનો ઠરાવ પુરો થયા બાદ હાલના દસ્તાવેજથી ઠરેલી રકમ કરતાં ઓછી જમાં ન લેવી, પણ તપાસ કરી જોતાં જેટલી વધુ વસુલ કરી શકાય તેટલી કરવી.

( ખરો તરજુમો )
(સહી) એમ. એલફીન્સ્ટન.
પુનાનો રેસીડેન્ટ.

---

ઇંગ્રેજી ઉપરથી

નં ૧૫.

## * પુના મુકામનું તહનામું તા. ૧૩-૬-૧૮૧૭

ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની ઑનરેબલ મી. એમ. એલફીન્સ્ટન તથા હીસ હાઇનેસ બાજીરાવ રઘુનાથરાવ પંડીત પ્રધાન તરફથી મોરો દીક્ષિત તથા બાલાજી લક્ષ્મણ એઓને પોતપોતાની સરકારો તરફથી મળેલા સંપૂર્ણ અધિકારોની રૂઇએ પુના મુકામે તા. ૧૩ જુન ૧૮૧૭ ને રોજ કરેલો તહ.

ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની તથા હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન એ બન્નેની વચમાં વસઇ મુકામે ઓગણીસ કલમવાળો તથા સર્વ જગાએ બચાવ કરવાની મિત્રાચારીનો તહ કરવામાં આવ્યો હતો અને સદરહુ તહના વધારા તરીકે સાત કલમો પુના મુકામે

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૧૪.

સદરહુ સરકારો વચ્ચે કબુલ કરવામાં આવી હતી ત્યારપછી કેટલીક તકરારો ઉભી થઇ છે તેમને દુર કરવાની બન્ને પક્ષને ઇચ્છા છે. સદરહુ તકરારોનો નીકાલ કરવાના અને સદરહુ તહ વધારે સારો અમલ કરવાના હેતુથી નીચે જણાવેલો તહ બન્ને રાજ્યોની વચમાં કરવામાં આવ્યો છે.

### કલમ ૧.

ગ્વાલીયર રાજ્યના સરકારી એલચી ગંગાધર શાસ્ત્રીનું ખુન કરીને ત્રિંબકજી ડેંગ્લીઆ સાર્વજનિક ન્યાયને શિક્ષા કરવા યોગ્ય થયો હતો અને ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપની તથા હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન એ બન્ને સરકારોને પોતાની એ કાર્યના ધિક્કારની લાગણી બતાવી આપે એવી અને બીજાઓ આવી હત્યાઓ કરતાં અટકે એવી શિક્ષા તેને કરવાની ખાસ ફરજ પ્રાપ્ત થઇ અને ત્રિંબકજી ડેંગ્લીઆ ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિઆ કંપની સરકારની કેદમાંથી નાસી ગયો છે તેને રાવ પંડીત પ્રધાને સદરહુ સરકારને સ્વાધીન કીધો હતો અને કેદમાં નાસી ગયા પછી તેણે લુટારૂઓને ભેગા કરીને લુંટ તથા ખુનનાં ઘણાં અપકૃત્યો કરીને પોતાના ગુન્હાઓમાં ઉમેરો કીધો છે તેથી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન પ્રતિજ્ઞા પર વચન આપે છે કે સદરહુ ત્રિંબકજીને કોઈપણ પ્રકારની મદદ અથવા રક્ષણ કદી પણ આપશે નહિ પરંતુ તેને પકડીને ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને હવાલે કરી દેવા તેઓ બનતો પ્રયત્ન કરશે અને સદરહુ ડેંગ્લીઆને આ પ્રમાણે હવાલે કરવામાં આવે ત્યાંસુધી તેનું કુટુંબ ઑનરેબલ કંપની સરકારના હવાલામાં જામીન તરીકે રહેશે. સદરહુ ત્રિંબકજી ડેંગ્લીઆના બંડમાં જેણે જેણે ભાગ લીધો છે અને જેઓ હીસ હાઇનેસના ઢંઢેરા પ્રમાણે શરણ થયા નથી તે તમામ માણસોને સખ્ત શિક્ષા કરવા માટે પણ હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન કબુલ થાય છે.

### કલમ ૨.

વસઇના તહની બધી કલમો તેમજ પુના મુકામે તેના વધારા તરીકે જે કલમો નક્કી કરવામાં આવેલી કે જે આ કરારની કલમોના આશયથી વિરૂદ્ધજ ના હોય તે સર્વ આ ઉપરથી બહાલ રાખવામાં આવે છે.

### કલમ ૩.

વસાઇના તહની કલમ ૧૧ થી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરે એવી કબુલત આપી છે કે યુરોપખંડના બીજા દેશોના યુરોપીયનો જે દેશો બ્રિટિશ સાથે વિગ્રહમાં ઉતર્યા હોય ત્યાંના રહેનાર યુરોપીયનો જેઓ અંગ્રેજોને ઉપદ્રવ કરવાનો ઇરાદો કરતા હોય તે બધાને નોકરીમાંથી દૂર કરવામાં આવશે. હવે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન એવી કબુલત આપે છે કે બ્રિટિશ સરકારની આગળથી સંમતિ લીધા સિવાય તેઓ કદી પણ બીજી કોઇ યુરોપીયન સરકાર અથવા અમેરિકન સરદારની પ્રજાને પોતાના મુલકમાં દાખલ કરશે નહિ.

### કલમ ૪.

વસઇના તહની સતરમી (૧૭ મી) કલમથી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરે એવી કબુલત આપી છે કે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સરકારને અગાઉથી ખબર આપ્યા સિવાય તથા તેમની સાથે પરસ્પર મસલત કીધા સિવાય તે બીજી કોઇ સરકાર સાથે રાજ્ય

પ્રકરણના સંદેશા શરૂ કરશે નહિ. કિંવા ભવિષ્યમાં તેવા સંદેશા ચલાવશે નહિ અને આ કલમનો યથાર્થ અમલ થવા સારૂ હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન આ ઉપરથી એવું વચન આપે છે કે તે બીજી કોઇપણ સરકારના દરબારમાં ઑનરેબલ ઇસ્ટ ઇંડિયા કંપની સરકાર તરફથી પોતાના દરબારમાં રહેતા રેસીડેન્ટ અથવા એવા એલચીની મારફત સિવાય પોતાના વકીલો અથવા એવા પ્રતિનિધિઓ રાખશે નહિ અથવા બીજી કોઇપણ સરકારના વકીલો અથવા એવા પ્રતિનિધિઓને પોતાના દરબારમાં રહેવાની પરવાનગી આપશે નહિ, અને વધારામાં હીસ હાઇનેસ એવી કબુલત આપે છે કે પોતાના દરબારમાં ઑનરેબલ કંપની સરકારનો જે રેસિડેન્ટ અથવા એવો બીજો એલચી હોય તેની મારફત સિવાય બીજી કોઇપણ સરકાર સાથે તે કોઇપણ પ્રકારનો સંબંધ રાખશે નહિ અને હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર પોતાના માટે તેમ પોતાના વારસો અથવા પોતાની પછી ગાદીએ આવનારાઓ તરફથી કબુલ કરે છે કે મરાઠા રાજ્યોનો સમૂહ તે તેના રૂપમાં તથા મુખ્ય બાબની બાબતમાં વિખરાઇ ગયો છે અને મરાઠા સામ્રાજ્યના પોતે પ્રથમ નિયામક મુખ્ય હતા તે તરીકે અથવા બીજા કોઇપણ કારણસરનો બીજા મરાઠા રાજ્યો સાથેનો પોતાનો સંબંધ તે આ ઉપરથી છોડી દે છે. નર્મદા નદી તથા તુંગભદ્રા નદીઓના વચલા મુલકમાં અને નિઝામના રાજ્યની પશ્ચિમ સરહદથી પશ્ચિમમાં આવેલા મુલકમાં જે મરાઠા રાજાઓ છે કે જે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરના તાબાના છે તેમના ઉપર હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર જે કાંઇ હક્કો ધરાવે છે તે હક્કોને આ કલમમાં જણાવેલી બાબત કોઇપણ પ્રકારે બાધ કરતા નથી. પરંતુ હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર કોલાપુરના રાજા તથા સાવંતવાડીની સરકાર ઉપરના પોતાના સઘળા હક્કો છોડી દે છે તથા એવું વચન આપે છે કે ઉપર જણાવેલી હદમાં હીસ હાઇનેસ. સિંધિયા, હીસ હાઇનેસ હોલકર, હીસ હાઇનેસ વરાડના રાજા તથા હીસ હાઇનેસ ગાયકવાડની જે જમીનો હશે તેના ઉપર કોઇપણ પ્રકારનો દાવો કરશે નહિ.

### કલમ ૫.

મરાઠા સામ્રાજ્યના પ્રથમ પોતે નિયામક મુખ્ય ઉપરી હતા તેના કારણથી અથવા બીજા કોઇપણ કારણથી હીસ હાઇનેસ રાજા ગાયકવાડ બહાદુર ઉપર હવે પછીના કોઇ પણ પ્રકારની માગણી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન ખાસ કરીને છોડી દે છે: પરંતુ કેટલીક અધુરી રહેલી લેવડદેવડોને પરિણામે કેટલાંક માગણાં તથા હિસાબનાં કાગળીઆં હજી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાનની સરકાર તથા હીસ હાઇનેસ ગાયકવાડની સરકારની વચમાં ચાલ્યા કરે છે. આ કામ વસઇના તહની કલમ ૧૪ થી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરે ઑનરેબલ કંપની સરકાર બહાદુરની લવાદ સમક્ષ રજુ કરવાને કબુલત આપેલી અને પાછલાં વર્ષોની બાબતમાં આ બધાં માગણાં હાલ ચાલુ છે એમ આ ઉપરથી જાહેર કરવામાં આવે છે; પરંતુ હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન હવે એમ કબુલ કરે છે કે જો રાજા આણંદરાવ ગાયકવાડ બહાદુર દર વરસે ચાર લાખ રૂપીઆ ભરે તો ઉપર જણાવેલી કબુલત રદ કરવામાં આવશે અને રાવ પંડીત પ્રધાન બહાદુરના કોઇપણ પ્રકારના સદરહુ દાવાઓમાંથી સદરહુ રાજાને મુક્ત કરવામાં આવશે. જો એમ બને કે હીસ હાઇનેસ રાજા આણંદરાવ ગાયકવાડ બહાદુર દર સાલ રૂપીઆ ચાર લાખ ભરવાને કબુલ

થાય નહિ તો વસઇના તહની કલમ ૧૪ જેની બનેલી છે તે ઉપર કહેલો કરાર અમલમાં રહેશે તથા બીજા પક્ષકારોને તે બંધનકર્તા ગણાશે, પરંતુ હીસ હાઇનેસ રાજા ગાયકવાડ બહાદુરના ઉપરના પોતાના ભવિષ્યના સઘળા હક્કો હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર આ ઉપરથી સ્પષ્ટ રીતે છોડી દે છે.

### કલમ ૬.

વસઇના તહની પુરવણી તરીકે જે તહ કરવામાં આવ્યો છે તેની કલમ ૪ માં એવી કબુલત આપવામાં આવી છે કે લડાઈ જાગે ત્યારે અંગ્રેજ સહાયક લશ્કર સાથે સામીલ થવા સારૂ તથા તેમની સાથે કામ કરવા સારૂ હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર પાંચ હજાર સ્વારો તથા ત્રણ હજાર પાયદળ તથા તેના પ્રમાણે તોપખાનું તથા લશ્કરી સરંજામ સાથે તૈયાર કરશે તથા રજુ કરશે અને તે ઉપરાંત હીસ હાઇનેસે એવી પણ કબુલત આપેલી કે પોતે રણમાં લાવી શકે તેટલું વધારે લશ્કર, ઉપર કહેલા લશ્કર ઉપરાંત તે લાવશે. સદરહુ કલમ આ ઉપરથી રદ કરવામાં આવે છે અને તેના અવેજમાં એવી કબુલત આપવામાં આવે છે કે પાંચ હજાર સ્વાર તથા ત્રણ હજાર પાયદળ તથા તે સાથે તોપખાનું તથા લશ્કરી અસબાબ તે લશ્કરના પ્રમાણમાં વસાવવા માટે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર આટલા લશ્કરનો ખર્ચ પુરો પાડવા માટેની જે રકમ થાય તે પોતે બ્રિટિશ સરકારને સ્વાધીન કરશે. આ કરારની બજાવણી થતાં, ઉપર જણાવેલા સહાયક લશ્કરની નોકરીના દાવા પર બ્રિટિશ સરકારનો હક્ક રહેશે નહિ. આમ છતાં પણ જ્યારે લડાઇ જાગે ત્યારે પ્રથમ પ્રમાણેજ પોતે રણમાં મૂકી શકે તેટલું લશ્કર લાવવાને અને લડાઇમાં સાથે સામીલ થવાને હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બંધાયેલા રહેશે અને તેજ પ્રમાણે તે કબુલ થાય છે કે ઉપર કહેલા સહાયક લશ્કર સિવાય દુશ્મનની સામે જબરી બાથ બીડવા સારૂ તેઓ મોટામાં મોટું જેટલું લશ્કર લાવી શકે તેટલું લાવશે.

### કલમ ૭.

ઉપર કહેલા સહાયક લશ્કરને બદલે બીજું લશ્કર રાખવા માટે બ્રિટિશ સરકાર શક્તિવાન થાય તે સારૂ હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન આ ઉપરથી ઑનરેબલ કંપનીને આ તહ સાથે જોડેલા પત્રકમાં બતાવ્યા પ્રમાણેના સઘળા મુલકો તથા તે ઉપરના હક્કો કાયમને માટે આપી દે છે તથા તેમને હવાલે કરે છે અને સદરહુ પત્રકમાં નામ પાડી જણાવેલા સઘળા પ્રકારના દાવા તથા સ્વામિત્વ ઉપરથી પોતાનો હક્કનો ખાસ કરીને હાથ ઉઠાવે છે. અને આ દેશમાં જે રાજાઓ તથા ભોમીઆ હોય તેમની સાથેના બધા સંબંધોનો પોતે ત્યાગ કરે છે.

### કલમ ૮.

ઉપર કહેલી કલમ પ્રમાણે સોંપી દીધેલા મુલકો પૈકી અમુક તેમની હદ દૂર હોવાથી અગવડવાળા જણાય તો કંપનીના કબજાના મુલકોની સરહદ તે સારી તથા બરાબર મુકરર બનાવવા માટે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર એવી કબુલત આપે છે કે આ પ્રયોજન સિદ્ધ કરવા માટે જે મૂલ અથવા જમીનોના બદલા કરવાને યોગ્ય જણાય તેને તાલુકા તથા જમીનોની ઉપજની વ્યાજબી કિંમતની આંકણી કીધા બાદ તેવા બં-

બદલા કરી આપવામાં આવશે અને એવી કબુલત આપવામાં આવે છે તથા એવો કરાર કરવામાં આવે છે કે સાતમી ( ૭ મી ) કલમ પ્રમાણે જે મુલકો ઑનરેબલ કંપનીને આપવાના છે તથા હવાલે કરવાના છે તથા આ કલમમાં કરાર કીધાના પરીણામે જે મુલકો મોબદલાથી સદરહુ કંપનીના કબજામાં જાય તે બધા મુલકો સદરહુ કંપની અને તેમના અધિકારીઓના સ્વતંત્ર અમલ તથા અધીકારમાં રહેશે.

### કલમ ૯.

કલમ ૭ સાત પ્રમાણે આપી દીધેલા જીલ્લાઓનો ચાર્જ ( કબજો ) ઑનરેબલ કંપનીના અધિકારીઓને સોંપી દેવા માટે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર જરૂરના પરવાના અથવા હુકમો પોતાના અધિકારીઓ ઉપર એકદમ કાઢશે અને આ ઉપરથી એમ કબુલ કરવામાં આવે છે તથા કરાર કરવામાં આવે છે કે હિંદુ વર્ષની શરૂઆત થયા પછી ( જે તા. ૫ જુન સન ૧૮૧૭ બરાબર છે ) જે વસુલ હીસ હાઇનેસના અધિકારીઓ કરે તે તમામ ઑનરેબલ કંપનીના ખાતે જમાં કરાવવાનું છે અને આ તહ કીધાની તારીખ અગાઉની મુદત માટે તે વસુલ બાકી ઉપરના સઘળા દાવા રદ બાતલ ગણવાના છે.

### કલમ ૧૦.

ઉપર પ્રમાણે આપી દીધેલા મુલકમાં આવેલા સઘળા કિલ્લાઓ સદરહુ મુલકો સાથે ઑનરેબલ કંપનીના અધિકારીઓને સોંપી દેવામાં આવશે અને હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન એવું વચન આપે છે કે સદરહુ કિલ્લાઓને કોઇપણ હાની અથવા નુકસાન કીધા સિવાય તે હવાલે કરવામાં આવશે.

### કલમ ૧૧.

વધારામાં એવી કબુલત આપવામાં આવે છે કે આ કરારથી ઑનરેબલ કંપનીને આપી દીધેલા જીલ્લાઓમાં જો કોઇવાર બખેડા બનશે તો હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર સદરહુ જીલ્લાના આવા બખેડા સમાવવા માટે સહાયક લશ્કર પૈકી જેટલા લશ્કરની જરૂર પડે તેટલું લશ્કર મોકલવા રજા આપશે.

### કલમ ૧૨.

હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન પોતાના તરફથી તેમજ પોતાના વારસો તથા પાછળ ગાદીએ આવનારાઓ તરફથી અહમદનગરના કિલ્લા પરનો તથા તેની પાછળથી માંડીને આસપાસ ૨૦૦૦ બે હજાર વાર સુધીનો પ્રદેશ પરનો પોતાનો રાજા તરીકેનો હક્ક કાયમને માટે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને સ્વાધીન કરે છે. સહાયક લશ્કરના ઉપયોગ માટે જેટલી જમીનો જે સદરહુ લશ્કરના જુદા જુદા વિભાગોની છાવણીથી પાસે ઘણીજ અનુકુળ પ્રદેશમાં આવી હોય તે આપવાને માટે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન આ ઉપરથી બંધાય છે અને જો કે વસઇના તહની શરતો અમલમાં લાવવા માટે સદરહુ તહના ભાવને અનુસરીને બ્રિટિશ સરકાર પોતાનું લશ્કર હીસ હાઇનેસના મુલકમાં મોકલવાનો હક્ક ધરાવે છે તોપણ એ મુદ્દા પરની સર્વ શંકાઓ દૂર કરવા માટે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન વિશેષમાં એમ કબુલ થાય છે કે સહાયક લશ્કર ઉપરાંત બ્રિટિશ સરકારને જરૂર જણાય

તેટલું ગમે તેટલી સંખ્યાવાળું લશ્કર તે પોતાના મુલકોમાં રહેવાને તથા પોતાના મુલકોનો બધા ભાગોમાંથી આવા લશ્કરને પસાર થવા દેવાને રજા છે; પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે વધારાનું આવું લશ્કર આ પ્રમાણે રહે તેના ખર્ચ બાબત કાંઇ પણ માગણી કરવાને આ કલમમાં કહેલી કોઇપણ બાબત કંપની સરકારને કશો હક આપતી નથી.

### કલમ ૧૩.

બુંદેલખંડ પ્રાંત તથા સગર, ઝાંસી અને નાના ગોવિંદરાવની માલકીની જમીનો પરના પોતાના સઘળા હક્કો, લાભો તથા સ્વામિત્વ, પટાવતો ઉપરના અથવા મુલકો ઉપરના અથવા નાણા સંબંધીના જે કાંઇ હક્કો હોય તે બધા ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને આ ઉપરથી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન આપી દે છે. તે પ્રદેશમાં જે જે રાજાઓ છે તેમની સાથે દરેક પ્રકારનો સંબંધ તે રાજી ખુશીથી છોડી દે છે.

### કલમ ૧૪.

હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુર પોતાના વતી તેમજ પોતાના વારસો તથા પાછળથી ગાદીએ આવનારાઓની વતી બાળવામાં પોતાના હક્કો તથા મુલકો જે સુરજે-અંજન ગામના તહથી તેમને આપવામાં આવેલા તે બધા તેમજ ગુજરાત પ્રાંતમાં પોતાની માલકીના જે મુલકો છે તે બાદ કરતાં નર્મદા નદીના ઉત્તરમાં જે મુલકો છે તેમાં સર્વ પ્રકારના પોતાના જે હક્કો તથા સ્વામિત્વ છે તે તમામ આ ઉપરથી તે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને આપી દે છે અને હિન્દુસ્તાન (ઉત્તર હિંદુસ્તાન)ના મામલામાં કદી પણ દખલ નહીં કરવા માટે તે કબુલ થાય છે.

### કલમ ૧૫.

અમદાવાદ શહેર તથા જીલ્લામાં પોતાનો જે હિસ્સો છે તે કાઠીઆવાડની ખંડણી સાથે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરે પ્રથમ ભગવંતરાવ ગાયકવાડને દર સાલ રૂપીઆ સાડાચાર લાખના દરથી ઇજારે આપેલો અને તેવી મતલબની સનદ તા. ૨૭ મી જમાદી ઉલ–આખીર ( ૧૨૦૫ ) એક હજાર બસો અને પાંચની કાઢી આપેલી સદરહુ ઇજારામાં દાખલ કરેલી. કાઠીઆવાડની ખંડણી આ તહની સાતમી કલમથી બ્રિટિશ સરકારને આપી દેવામાં આવી છે. સદરહુ ઇજારાનો બાકી રહેલો ભાગ ઉપર કહેલી તા. ૨૭ જમાદી–ઉલ–આખીર સન ૧૨૦૫ ની સનદમાં જે શરતો છે તેજ શરતો પ્રમાણે હીસ હાઇનેસ રાજા આણંદરાવ ગાયકવાડ બહાદુર તેમના વારસો તથા તેમની પછીથી ગાદીએ આવનારાઓને કાયમને માટે આપવાને હીસ હાઇનેસ રાવ પંડીત હવે કબુલત આપે છે; પરંતુ તે સનદમાં બીજી (૨જી) આઠમી (૮મી) અગીઆરમી (૧૧મી) અને પંદરમી (૧૫મી) કલમો સિવાયની શરતો પ્રમાણે ઇજારો આપવાનો છે. આ શરતો આ ઉપરથી તોડી નાંખવામાં આવે છે તથા રદ્દ કરવામાં આવે છે. અમદાવાદ શહેર તથા જીલ્લાની બરોબર ઉપજ ઘણીજ છે તે વાત હીસ હાઇનેસ રાજા આણંદરાવ ગાયકવાડ ઉપરના પોતાના ભવિષ્યનાં સઘળાં માગણાં હીસ હાઇનેસ રાવપંડીત પ્રધાને છોડી દીધાં છે તેથી તેમને જે ભારે નુકશાન થયું છે તે વાત તથા અત્યાર સુધીમાં જે માગણું ગાયકવાડ સરકાર પાસે બરોબર લેણું હતું તેના બદલામાં દરસાલ રૂપીઆ ચાર લાખ તેમણે સ્વીકાર્યા છે તેથી તેમને થયેલું ભારે

નુકશાન એ બધું ધ્યાનમાં લઇને એવો કરાર કરવામાં આવે છે કે અમદાવાદના ઇજારામાંથી ગાયકવાડની ખંડણી બાતલ કરવામાં આવી છે તેમ છતાં સદરહુ ઇજારા માટે રૂપીઆ સાડા ચાર લાખની રકમ પ્રથમ અપાતી હતી તેજ રકમ હવે પણ અમદાવાદના ઇજારા માટે આપવામાં આવશે.

### કલમ ૧૬.

દક્ષિણના જાગીરદારોના સેટલમેન્ટ માટે પુનાના રેસીડેન્ટે ઇસવીસન એક હજાર આઠસોને બાર (૧૮૧૨)ના જુલાઇ મહીનાની છઠ્ઠી તારીખે કરારનામાની કલમો ( સંખ્યા જેની ૭ હતી ) હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરને રજુ કરી હતી જેમાં હીસ હાઇનેસે સુચવેલા સુધારાઓ કીધા બાદ તેમને તે ફરી રજુ કરવામાં આવેલી અને તે કલમોને હીસ હાઇનેસે પોતાની સંપૂર્ણ સંમતિ આપેલી તે કલમો આ ઉપરથી કબુલ રાખવામાં આવે છે તથા બન્ને પક્ષકારોને તે કલમો આ તહનો એક ભાગ હોય તે પ્રમાણે બંધનકર્તા છે એમ જાહેર કરવામાં આવે છે અને સદરહુ જાગીરદારોના ઘોડેસ્વાર લસ્કર બોલાવવાના સંબંધમાં તેમજ તેમની નોકરીના પ્રકાર તથા મુદતના સંબંધમાં જાતજાતની તકરારો ઉપસ્થિત થઇ છે તે કારણથી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન આ ઉપરથી એમ કબુલ થાય છે કે એ બાબતોમાં પોતે બ્રિટિશ સરકારની સલાહ પ્રમાણેજ પુરેપુરા ચાલશે અને તેમની સામીલગીરી સિવાય તેઓ સદરહુ જાગીરદારો પર કોઇપણ જાતના હુકમ કાઢશે નહિ. સદરહુ જાગીરદારોની સનદોમાં બતાવેલી જમીનો પૈકી જેટલી હીસ હાઇનેસના કબજામાં છે તે બધી તેમને પાછી સોંપી દેવાને હીસ હાઇનેસ કબુલ થાય છે અને બ્રિટિશ સરકારની ભલામણ ધ્યાનમાં લઇને માધવરાવ રાસ્તેની માલકીની જાગીર જે સન એક હજાર આઠસોને ચૌદ (૧૮૧૪)ની સાલમાં જપ્ત કરવામાં આવી છે તે પાછી તેને હવાલે કરી દેવાને તથા પ્રથમ જે પ્રમાણે આ જાગીર તે ભોગવતો હતો તેજ પ્રમાણે બ્રિટિશ સરકારની ગેરંટી નીચે ભોગવવા દેવાને હીસ હાઇનેસ આ ઉપરથી સંમત થાય છે.

### કલમ ૧૭.

મેઇલ ઘાટનો કિલ્લો તથા તેના તાબાના મુલકનો કબજો હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાનના ઘોડેસ્વાર લસ્કરે બ્રિટિશ સરકારની સામીલગીરી સિવાય લીધો છે અને સદરહુ કબજાએ બન્ને સરકારોની જાત જાતની અગવડો કરી છે તેથી મેઇલ ઘાટમાંથી પોતાનું ઘોડેસ્વાર લસ્કર પાછું બોલાવી લેવાને હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન કબુલ થાય છે અને તેઓ સદરહુ કિલ્લો તથા તેના તાબાના મુલક ઉપરના તેમજ ૧૮૧૧ ની ચઢાઇ દરમિયાન તેના ઘોડેસ્વાર લસ્કરે જે જે મુલકો કબજે કીધા છે તે તમામ મુલક ઉપરના પોતાના હક્કો તથા માલકી પોતે છોડી દે છે.

### કલમ ૧૮.

અરાઢ કલમોવાળો આ તહ આજરોજ પુના મુકામે ઑનરેબલ એમ. એલફીન્સ્ટન મોરોબા દીક્ષીત તથા બાલાજી લક્ષ્મણ એમણે નક્કી કીધો તથા પુરો કર્યો. મી. એલફીન્સ્ટને તેની અંગ્રેજી, ફારસી તથા મરાઠી નકલ હીસ હાઇનેસ પેશ્વાને ઑનરેબલ મી. એલફીન્સ્ટનની સીલ તથા સહીથી આપી છે તથા હીસ હાઇનેસ પેશ્વાએ પણ એક નકલ અંગ્રેજી, ફારસી

તથા મરાઠીમાં હીસ હાઇનેસની સીલ સાથે સદરહુ ઑનરેબલ એમ. એલફીન્સ્ટનને આપી છે અને ઉપર કહેલા ઑનરેબલ એમ. એલફીન્સ્ટને એવું વચન આપ્યું છે કે ગવર્નર જનરલ આલીજનાબ હજરત અને ઘણા શ્રેષ્ઠ અમીર ફ્રાન્સીસ, માર્કવીસ હેસ્ટીંગ્સ કે. જી એ તથા કાઉન્સિલે યોગ્ય રીતે બહાલ રાખેલી નકલ તેઓ મેળવી આપશે તથા કાંઇ પણ ઢીલ વગર હીસ હાઇનેસના હવાલામાં તે નકલ સોંપશે. આવી નકલ હીસ હાઇનેસને મળ્યા બાદ આ તહનો વિધિ પુરો થયેલો ગણાશે અને ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની તથા હીસ હાઇનેસને બંધનકર્તા ગણાશે અને હીસ હાઇનેસને આપેલી નકલો પાછી સોંપી દેવામાં આવશે.

| પેશ્વાની મોહોર. |
|---|
| ગવર્નર જનરલની નાની મોહોર. |

( પેશ્વાની સહી )

( સહી ) એન. ડી. એડમન્સ્ટન.
( સહી ) એ. સીટન.
( સહી ) જી. ડાઉડસ્વેલ.

આજ તારીખ ૫ મી જુલાઇ ૧૮૧૭ ને રોજ બંગાળામાં ફોર્ટ વિલીયમ મુકામે ગવર્નર જનરલ અને કાઉન્સિલે બહાલ રાખ્યો.

## ઇંગ્રેજી ઉપરથી.

[1] આ સાથેના તહની કલમ ૭ સાત અન્વયે હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાન બહાદુરે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને કાયમને માટે આપી દીધેલા મુલકો તથા આવક જેઓની ઉપજ ૩૪ ચોતરીસ લાખ રૂપીઆની છે અને જે કંપનીને એકદમ હવાલે કરી દેવાનાં છે તેનું પત્રક.

બેલાપુર, અચગાવ અને કલ્યાણના જીલ્લાઓ અને સદરહુ જીલ્લાઓની ઉત્તરે તથા ગુજરાત સુધી આવેલા તેમજ સંહ્યાદ્રી પર્વતોના ઘાટો તથા સમુદ્રની વચમાં આવેલા હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાનની માલકીના બધા મુલકો.

ગુજરાતમાં અમદાવાદ, ઓરપાડ તથા ગાયકવાડ તરફથી જે રકમ મળે છે તે સિવાયના બધા મુલકો તથા હક્કો જે રાવ પંડીત પ્રધાનની માલકીના છે તે બધું.

કાઠીઆવાડની ખંડણી જેનો અજમાયશ વસુલનો ખર્ચ વજા કરતાં ચાર લાખ રૂપીઆનો છે.

ધારવાડ અને કુસીગલના મુલકો.

આ બધા મુલકોનો કબજો એકદમ આપી દેવાનો છે આ જીલ્લાઓના વહિવટ માટે જે ખર્ચ થાય તે રકમ કુલ ઉપજમાંથી બાદ કરવાની છે અને તે જતાં રહેલી રકમ સાતમી કલમમાં કરાર કરેલા ચોતરીસ લાખ રૂપીઆનો ભાગ બનશે અને સદરહુ રકમ પુરી કરી

[1] એસીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૭૧.

આપવાને જેટલા મુલકની જરૂર પડે તેટલો કર્ણાટકમાંથી ઑનરેબલ ઇસ્ટ ઈન્ડિઆ કંપનીની સરકારને સ્પષ્ટ હદ નિશાન કાયમ રાખવાના હેતુથી જે જે જગા એ સવડવાળી જણાય તે તે જગાએથી કાઢી આપવાનો છે.

ચાલતા હિંદુ વરસ (એટલે તા. ૫ જુન ૧૮૧૭)ની શરૂઆત થયા પછી એકદમ સોંપી દેવાના મુલકોમાં અથવા હવે પછીથી કર્ણાટકમાંથી સોંપી દેવાના મુલકોમાંથી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાનના અમલદારોએ જે જે વસુલ ઉઘરાવ્યું હોય તે તમામ સદરહુ તહની નવમી કલમને અનુસરીને ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અધીકારીઓને પાછું આપી દેવાનું છે.

એવી કબુલત આપવામાં આવે છે કે હાલ સોંપી દીધેલા મુલકોની ઉપજનો આંકડો નક્કી કરવાના હેતુથી હીસ હાઇનેસ રાવ પંડીત પ્રધાનની સરકારના દફતરમાંથી પાછલાં વીસ વરસોનાં રીતસર રાખેલા હીસાબ પાંચ દીવસની મુદતની અંદર લાવવામાં આવશે.

પેશ્વાની મહોર.

( પેશ્વાની સહી )

(સહી) હેસ્ટીંગ્સ.
(સહી) એન. બી. એડમન્સ્ટન.
(સહી) એ. સીટન.
(સહી) એ. ડાઉડસ્વેલ.

આજ તા. ૫ જુલાઇ સન ૧૮૧૭ ને રોજ ગવર્નર જનરલ તથા કાઉન્સિલે બહાલ રાખ્યું.

(સહી) જે. એડમ્સ.
ચીફ સેક્રેટરી નિસબત સરકાર.

---

## ઈંગ્રેજી ઉપરથી.

નંબર ૧૬.

## * બાજીરાવને કરેલી દરખાસ્તો. તા. ૧ જુન ૧૮૧૮.

પહેલી—કે તે પોતે તથા તેની પાછળ ગાદીએ આવનારા પુના સરકાર અથવા કોઈ-પણ પ્રકારની શ્રેષ્ટ રાજ તરીકેની સત્તા ઉપરથી સઘળો હક્ક, માલકી તથા દાવાકો છોડી દે છે.

બીજી—કે બાજીરાવે પોતાનું કુટુંબ તથા પોતાના અનુસંગીયો અને નોકરોની નાની સંખ્યા સાથે એકદમ બ્રીગેડીયર જનરલ માલકમની છાવણીમાં આવવાનું છે જ્યાં તેનો સત્કાર આબરૂ તથા માનથી કરવામાં આવશે તથા ત્યાંથી બનારસ અથવા હિંદુસ્તાન (ઉત્તર હિંદુસ્તાન)માં એવીજ બીજી પવિત્ર જગા જેને માટે તે સુચના કરશે તથા ગવર્નર જનરલ જે નક્કી કરશે ત્યાં તેને કુશળક્ષેમ પહોંચાડવામાં આવશે.

---

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાનું ૭૩.

ત્રીજી—કે દક્ષિણમાં શાન્તિ રાખવા માટે તેમજ ચોમાસુ નજીક આવે છે માટે બાજીરાવે એકપણ દીવસનો વિલંબ કીધા વગર હિંદુસ્તાન જવા માટે કૂચ કરવી જોઇએ; પરંતુ બ્રીગેડીયર જનરલ માલકમ એવું વચન આપે છે કે તેના કુટુંબનો જે ભાગ પાછળ રહેશે તેને તેની પાસે જેમ બને તેમ જલદી મોકલવામાં આવશે અને તેની મુસાફરી ત્વરીત તથા સુખમય કરવા માટે દરેક જાતની સગવડ રાખવામાં આવશે.

ચોથી—પોતાની રાજીખુશીથી આ ગોઠવણ માટે જો બાજીરાવ કબુલ થશે તો તેના તથા તેના કુટુંબના નિભાવ માટે કંપની સરકાર તરફથી તેને ઉદાર પેનશન મળશે. આ પેનશનની રકમ ગવર્નર જનરલ નક્કી કરશે. બ્રીગેડીયર જનરલ માલકમ પોતાના તરફથી એવું વચન આપે છે કે તે રકમ દરસાલ આઠ લાખ રૂપીઆથી ઓછી નહિ કરે.

પાંચમી—આ કરારનો શીઘ્ર તથા પુરેપુરો સ્વીકાર કરીને જો બાજીરાવ એકદમ દેખાડી આપશે કે બ્રિટિશ સરકારમાં તેને સંપૂર્ણ વિશ્વાસ છે તો પોતાના મુખ્ય જાગીરદારો તથા અનુસંગીયો જેઓ તેના પક્ષમાં રહેવાથી પાયમાલ થઇ ગયા છે તેમના લાભ માટે કરેલી વિનંતિઓ પર ઉદાર લક્ષ આપવામાં આવશે. માનનીય ચારિત્ર્યવાળા બ્રાહ્મણોના લાભ માટે તેમજ તેના કુટુંબે સ્થાપેલી તથા આશ્રય આપેલી ધાર્મિક સંસ્થાઓના લાભ માટે તેની વિનંતિઓ પર સન્માનથી વિચાર કરવામાં આવશે.

છઠ્ઠી—આ દરખાસ્તોનો સ્વિકાર બાજીરાવે કરવોજ જોઇએ એટલુંજ નહીં પરંતુ આ સમયથી ચોવીસ કલાકની અંદર તેણે બ્રીગેડીયર જનરલ માલકમની છાવણીમાં જાતે આવી હાજર થવું જોઇએ નહિ તો લડાઇ પાછી જાહેર કરવામાં આવશે અને હવેપછી કોઇપણ પ્રકારની ભાંજગડ તેની સાથે કરવામાં આવશે નહિ.

ખરી નકલ

(સહી) એ. મેકડોનલ્ડ.

આસીસ્ટંટ.

# ઈંગ્રેજ સરકાર અને વડોદરા રાજ્ય વચ્ચેના કરાર.

આંક ૯૮.

| * વડીલ સરકારે મંજુર કરેલી સને ૧૭૮૦ ની બોલી. | અસલ ઠરાવ થઈ ફતેહસીંગને સને ૧૭૮૦ ની આપેલી બોલી. |
|---|---|
| મોજે કોંડીલા પરગણે ડભોઇ મુકામે તા. ૨૬ મી જાનેવારી સને ૧૭૮૦ માં ફતેહસિંગરાવ ગાયકવાડ સમશેર બહાદુર તથા નામદાર ઇસ્ટ ઇન્ડિયા કંપની વચ્ચે થયેલા કરાર. | મોજે કોંડીલા પરગણે ડભોઈ મુકામે તા. ૨૬ મી જાનેવારી સને ૧૭૮૦માં ફતેહસિંગરાવ ગાયકવાડ સમશેર બહાદુર અને નામદાર ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપની વચ્ચે થયેલા કરાર. |

* કોલકરાર ગુજરાતી બુક પાનું ૭૯.

### કરાર.

ાવર્નર જનરલ તથા ફોર્ટ વિલી-
યમને નામે બ્રીગેડીયર જનરલ
જે સમજુતીની વ્યાજબી બોલી
રાહ રાજના મંત્રીઓએ ના-
પરથી તથા અંગ્રેજ લોકો તરફ
ારંભ હદથી ચલાવી રાખ્યો
જ સરકારને પોતાનાં રાજ તથા
ા બાબત હથીયાર પકડવાં પડયાં
લીયમના ગવર્નર જનરલ તથા
અનુમતથી મુંબાઇના પ્રેસીડન્ટ
લે બ્રીગેડીયર જનરલ ગોડાર્ડની
અખત્યાર આપ્યો કે ગાયકવાડ
ના ફતેહસિંગરાવ શમશેર બહા-
દાર કંપની સરકાર વચ્ચે હંમેશાં
એવો સંબંધ કરવો. તે ઉપરથી
લ થઇ નીચે પ્રમાણે ઠરાવોની
ચુકી છેઃ—

### કલમ ૧.

ક એકરારથી ફતેહસીંગરાવ ગાય-
બહાદુર તથા ઇંગ્લીશ કંપનીના
સલાહનામું કર્યું છે એવું કે એકના
બીજાના દોસ્ત દુશ્મન ગણાશે. જે
ા રાજમાં હલ્લો કરે તો તેને
શિક્ષા કરવી ઘટારત થશે, અને
મુલકમાં ચઢી આવશે તો ઇંગ્લીશ
ા તેને કહાડવાને પોતાનું ચાલશે
મેમાં કોઇએ કરવું નહિ.

### કલમ ૨.

મંત્રીઓએ વારે વારે ઈંગ્લીશ
ા સાથે ઘણા મજબુત કરારો
યા છે અને અંગ્રેજો સાથે લડાઇ
ા આચર્યાં છે તથા ફતેહસિંગ-
ક સમશેર બહાદુર જોડે પણ
બાંધી દુશ્મની કેળવી બહુ
ા છે એટલા માટે પુનાના મંત્રી-

### કરાર.

નામદાર ગવર્નર જનરલ ફોર્ટ વિલીયમની કાઉન્સિલને નામે બ્રીગેડીયર જનરલ ગોડાર્ડ એણે જે સમજુતીની વ્યાજબી બોલી બતાવી તે મહારાજાના મંત્રીઓએ નાકબુલ કર્યા ઉપરથી તથા અંગ્રેજ લોકો તરફ લઢાઇનો સમારંભ હદથી ચલાવી રાખ્યો છે તેથી અંગ્રેજ સરકારે પોતાનાં રાજ તથા હક્કો સંભાળવા બાબત હથીયાર પકડયાં તેથી ફોર્ટ વિલીયમના ગવર્નર જનરલ તથા કાઉન્સિલના અનુમત્તથી મુંબાઇના પ્રેસિડેન્ટ અને કાઉન્સિલે બ્રીગેડીયર જનરલ ગોડાર્ડની નીમણુક કરી અખત્યાર આપ્યો કે ગાયકવાડ કુટુંબના તરફથી ફતેહસીંગરાવ સમશેર બહાદુર તથા નામદાર કંપની વચ્ચે હંમેશાં સલામતી ટકે એવો સંબંધ કરવો તે ઉપરથી માંહોમાંહે કબુલ થઇ નીચે પ્રમાણે ઠરાવોની કલમો કરી ચુકી છેઃ—

### કલમ ૧.

અંગ્રેજો અને ફતેહસીંગ વચ્ચે કરાર થયો છે કે બચાવ કરવાને સંબંધ કબુલ છે અને પરાયા દુશ્મનો સામે એકમેકને બચાવવાં.

### કલમ ૨.

મરાઠાના પેશ્વાઓ તહનામાનું ઉલ્લઘન વારે વારે કર્યા કરે છે તથા તેઓની છેલ્લી ગેરવર્તણુકથી અંગ્રેજોની ઇતરાજી કરાવી છે તથા અઘટીત જુલમના કામો કરી ફતેહસિંગના દુશ્મન થઇ ચૂકયા છે. એ બધા કારણો માટે તથા નામદાર કંપની અને ફતેહસિંગ વચ્ચે ઘણી લાંબી એકદિલની દોસ્તી ચાલેલી છે

એઓએ જુલમ જબરદસ્તી કરી છે તે અટકાવવાની જરૂર છે માટે બંનેની ઇજત જાળવવા અને નુકશાનનું વેર લેવું જોઇએ તેથી હાલ એવો ઠરાવ થયો છે કે ગુજરાતમાંથી પુનાના મંત્રીઓનું રાજ કાઢી નાખી આપણે ગુજરાત અને અમદાવાદનો સુબો જેર કરી કબજે લેઇ લેવો અને એવો બંદોબસ્ત રાખવો કે એ દેશમાંથી પેશ્વાથી એક દમડી વસુલ થાય અથવા લેવાય નહિ.

એ ઉપરથી બંને જણ કબુલ કરે છે કે હલ્લો કરવાની દોસ્તી એકદમ બાંધવી. પુના સરકારનો ગુજરાતમાંથી લાગો કાઢી નાખવો.

### કલમ ૩.

ગુજરાતના મુલકમાં ગાયકવાડનો ભાગ જેટલો હાલ છે તેટલો આખો રાખવો તથા પેશ્વાનો જેટલો છે તે કંપનીને મળશે; અને રાવ સમશેર અંગ્રેજોના ચીફને તે લેવામાં અને કબજે કરવામાં મદદ કરશે અને રાવ સમશેરના ભાગનો બચાવ રાખવામાં અંગ્રેજ કંપનીના ચીફ કંઈ કસુર કરનાર નથી.

### કલમ ૩.

ગુજરાત પરગણામાં જેટલું ગાયકવાડનું છે તે ફતેહસિંગના તાબામાં અંગ્રેજ સરકાર કબુલ કરે છે. અને ફતેહસિંગે અંગ્રેજોને હાલ જે પેશ્વાના તાબામાં છે તે મેળવી આપી કાયમ રાખવામાં મદદ આપવી.

### કલમ ૪.

દેશનો બંદોબસ્ત કરવો એ અગત્યનું કામ છે. તથા અંગ્રેજ અને ફતેહસિંગરાવ સમશેર બહાદુર વચ્ચે એક ગાંઠની સલાહ થઇ ચુકી છે માટે રાવ સમશેર બહાદુરે દસ્તુર પ્રમાણે હાલની લડાઇમાં ત્રણ હજાર ઘોડું પુરૂં પાડવાનું કબુલ કર્યું છે અને વિશેષ એ કે ઇંગ્લીશ કંપનીના ચીફ જ્યારે ત્યારે જેટલું વધારે બની શકે તેટલું તૈયાર કરી આપે અને બંનેના હક્કના સંભાળ માટે જે ઘટીત હોય તો કર્યા જાય.

### કલમ ૪.

આ નોકરી બજાવવા માટે હાલ અંગ્રેજ અને ફતેહસિંગ વચ્ચે દોસ્તી થઇ છે તેથી ફતેહસિંગે દસ્તુર પ્રમાણે ત્રણ હજાર ઘોડા અંગ્રેજોને આપવા તથા બીજા જેટલા ઉભા થઇ શકે તેટલા હાલની લડાઇમાં સાથે રહી ચાલવાને જ્યારે બોલાવે ત્યારે તૈયાર રહેવાને કબુલ કરેલું છે.

### કલમ ૫.

પરગણામાં પેશ્વા અને ગાયકવાડનો બેવડા રાજ્યથી એક શહેરમાં તથા પાસપાસેના ગામડામાં દરરોજ ટંટાફીસાદ ઉઠ્યા કરે છે; વસુલાતમાં પણ હરકત થઇ નુકશાન થાય છે તથા રૈયત લોકો દુઃખ પામે છે; એ કારણ માટે ઇંગ્રેજી ચીફનું એમ ધ્યાન પહોંચે

### કલમ ૫.

એકજ શહેરમાં તથા એકએકના રાજમાં બેભાઇ ગયલાં ગામમાં વસુલાત કરતી વખત એકએકના ઉપરાતદારોના વચ્ચે પડવાથી નુકશાન અને અડચણ હાલની પેશ્વાની અને ગાયકવાડની વાંટણીથી થયા કરે છે તેથી એવું ઠર્યું છે કે બંનેની અરસપરસ સગવડ

છે કે ફરીથી વહેંચણી કરી નવો બંદોબસ્ત કરવો કે પછી તકરાર નીકળે નહિ; બંનેના હક્ક સચવાય અને ફાયદો રહે માટે દસ્તુર પ્રમાણેની જમાબંદી અને વસુલાત જેટલો પેશ્વાના ભાગમાં મુલક બરાબર આ જીત કરી રહ્યા પછી કંપની સરકારને મોબદલો કરી આપવો, તેમાં કાઇ દમડીનો ફરક પડશે નહિ એ જાણવું.

### કલમ ૬.

શહેર અમદાવાદ પરગણા સાથે એટલે કે મહી નદીની પેલી પાસનો બધો મુલક જે હાલ પુના સરકારના કબજામાં છે તે જીતી લઇ રાવ સમશેર બહાદુરને આપવાં; અને તેને બદલે સુરત અઠાવીશીનાં પરગણાં અને શહેર સુરતની ચોથ ઇંગ્લીશ કંપનીના ભાગમાં આપવી. આમ મોબદલો કરવાથી કંઇ ઉપજમાં ફેરફાર પડે તો પાછલી કલમ પ્રમાણે સમજી લેવું.

### કલમ ૭.

પુનાના પેશ્વાવાળો મહી નદીની પેલી કોરનો મુલક ઝેર કરવાને રાવ સમશેર બહાદુરને રીસાલાની જરૂર પડશે તો ઇંગ્લીશ કંપની આપશેજ.

### કલમ ૮.

ગુજરાતનો મુલક વહેંચી લેવાયા પછી દરેક જણે પોતાના રાજ્યમાં પોતાનો અમલ ચલાવવો અને એક બીજા ઉપર આધાર એક બાબત સિવાય રાખશે નહિ, તે એક રાવ સમશેર બહાદુરના મુલકમાં શત્રુ ચઢાઇ લાવે તો અંગ્રેજે કુમક મોકલવી અને અંગ્રેજના ભાગના મુલકમાં શત્રુ આવે તો રાવ સમશેર બહાદુરે મદદ અને કુમક આપવી. અને આ વહેંચણી બંને એ માંહોમાંહે સમજીને નક્કી કરી છે તે રાવ સમશેર બહાદુર અને અંગ્રેજો વચ્ચે નિરંતર કાયમ રહી

માટે ગુજરાતની નવી વ્યવસ્થા કરવી તેની મતલબ એટલીજ કે હાલ મરાઠા અને ગાયકવાડની વચ્ચે જે રીતે ઉપજ વહેંચાય છે તે દરે કંપની અને ફતેહસિંગ વચ્ચે ખરેખરો મુલક જુદો પાડી આપવો અને એવો ઇરાદો એમાં ખાસ છે.

### કલમ ૬.

અમદાવાદ અને તેના પેટાનો મુલક મહી નદીના ઉત્તર તરફનો હાલ પેશ્વા સરકારના તાબાનો ફતેહસિંગને આપી તે બદલ અંગ્રેજોને તાપી નદીની દક્ષિણનો ગાયકવાડનો ભાગ અઠાવીશી કરીને છે તે તથા શહેર સુરતની ચોથાઇ આપવી.

### કલમ ૭.

મહી નદીની ઉત્તરનો પ્રાંત ગાયકવાડના તાબામાં પુનાવાળાનો લેવા ફતેહસિંગ જેવી કુમક માગશે તેવી અંગ્રેજો આપશે.

### કલમ ૮.

ગુજરાતની આખર વહેંચણી થઇ વ્યવસ્થા પડી એટલે દરેક જણ પોતાના ભાગમાં જુદો અમલ અને જાપતો રાખશે અને એક એકથી સ્વતંત્ર રહી પોતાનું રાજ ચલાવશે; પણ પરદેશી દુસ્મનની સામે બંને સાથે ચઢશે અને એવી ચઢાઇ વખતે એકમેકને ઇમાન આકીનથી સાહાયતા કરશે. અને આ વ્યવસ્થા હંમેશની કાયમ થયેલી તેઓ તેઓના વંશજો પાળ્યા જશે.

પેઢી દર પેઢી ચાલ્યા કરશે. તેમાં કોઇ કાંઇ પ્રકારે તોડવાનું કરે નહિ.

### કલમ ૯.

રાવ ફતેહસિંગ બહાદુરે ઇચ્છા બતાવી તે ઉપરથી વરસોવરસ તેણે જે નાણાં પુને મોકલવાં પડતાં તે મોકલવાં નહિ; જ્યારે પુનાના પેશ્વા જોડે સલાહની ભાંજગડ ચાલશે ત્યારે રાવ સમશેર બહાદુરનું હીત પહેલુ નજરમાં રાખવામાં આવશે અને તેનો ફડચો થશે. રાવ સમશેર બહાદુર અને અંગ્રેજોના હીતહિસ્સા પોત પોતાના એકજ છે.

### કલમ ૯.

પુના સરકારને આજસુધી વરસાઉ ખંડણી આપતો આવેલો તે મોકુફ કરવામાં મના કરે આથી ફતેહસિંગે અરજ કરી તે ઉપરથી એવું ઠર્યું છે કે આખરની સલાહ તેમની અને પેશ્વાની થાય ત્યાંસુધી અંગ્રેજો તેમ કરશે અને તે સલાહમાં ફતેહસિંગનો ફાયદો પોતાના જેવા નજરમાં રાખવામાં આવશે.

### કલમ ૧૦.

આ ઉપલી કલમ રાવ ફતેહસિંગ સમશેર બહાદુરના લાભની છે માટે તે અંગ્રેજ લોકોના અધિકારી તરફ જે દોસ્તી ભાવ રાખે છે તે ઉપરથી તેના કબજામાંના ભરૂચના ગામો અને જનોડનો કસ્બો તેઓના સ્વાધિનમાં કરશે. આમ મોબદલાથી ઉપજમાં જ્યારે ફરક પડે ત્યારે પાંચમી કલમ પ્રમાણે સમજી લેવું.

### કલમ ૧૦.

ઉપલી કલમથી ફતેહસિંગનેજ ફાયદો થશે તે અવેજે તથા અંગ્રેજો ઉપર કેટલો ભાવ અને પ્યાર તેનો છે તે પેટે જનોડ તથા ભરૂચ પર ગણાતા ગામો જે હાલ તેમનાં છે તે આપી દેશે. એ બંને હમેશાં અંગ્રેજ લોકોને તાબે રહેશે.

### કલમ ૧૧.

જે દિવસે શહેર અમદાવાદ રાવ સમશેરને તાબે થયું તે દિવસે ઉપલા પરગણા અને ગામો કંપનીના અધિકારીઓને આપવામાં આવશે. જે દિવસથી શહેર અમદાવાદનો કબજો લીધો કે તે દિવસથી ઉપલા પરગણાનું વસુલ ઇંગ્લીશ કંપની લેવા માંડે, અને તે દિવસથી પાછલા વખતની બાબતનો એ પરગણામાં રહ્યો નથી.

### કલમ ૧૧.

આ તહનામાથી જે મુલક અને ગામો ફતેહસિંગે અંગ્રેજોને આપવાનાં કર્યા છે તેની વસુલાતનો હિસાબ જે દહાડે ફતેહસિંગને અમદાવાદ શહેરનો કબજો મળે ત્યારથી આપે; અને પાછલા વખતની વસુલાત બાબત ફતેહસિંગે માગતુ કાઢવું નહિ.

### કલમ ૧૨.

એવું ઠરાવ્યું છે કે, આની બે નકલો લેઇ મુંબાઇના નામદાર પ્રેસીડન્ટ અને શીલેકટ કમિટી ઉપર રવાને કરવી કે તેઓ તે કલકત્તાના નામદાર ગવર્નર જનરલ અને

### કલમ ૧૨.

એવું ઠર્યું છે કે બે નકલો એકદમ મુંબાઇના નામદાર પ્રેસીડન્ટ અને શીલેકટ કમીટી ઉપર મોકલી દેવી અને તેઓ સાહેબ ફોર્ટ વિલીયમના નામદાર ગવર્નર જનરલ

કાઉન્સિલને મોકલાવી. તેઓની મંજુરીયત મંગાવે કેમકે ત્યારે એ કાયમ ગણાય એવું સમજાવેલું છે ત્યારપછી એક નકલ મુંબાઇના ગવર્નરને ત્યાં રહેશે અને એક નકલ ફતેહસિંગને આપવામાં આવશે.

( ખરો તરજુમો )

(સહી) ઉલ્હાઉસી ઉવેથરસ્ટોન.

પર્સીયન ટ્રાન્સલેટર.

આ કોલકરાર તા. ૨૬ મી જુન સને ૧૭૮૦ ને રોજ સુપ્રીમ કાઉન્સીલના મેમ્બરોની સહી થઇ, કંપનીની મ્હોર પડી મંજુર થયા.

અને કાઉન્સિલને બીડશે તેઓની મંજુરીયતથી આ બંદોબસ્ત થયેલો છે માટે આખર મંજુરીયત અને કબુલાત મંગાવી આપે. ત્યાર પછી એવી સહી થયેલી એક નકલ મુંબાઇના પ્રેસીડન્ટ અને શીલેક્ટ કમીટી પાસે રહેશે અને બીજી ફતેહસિંગજીની પાસે રહેશે.

(સહી) ટ. ગોડાર્ડ.

આ કરાર ઉપર સહી સિક્કો થઇ અમારી હજુર એકએકને હસ્તગત કર્યો છે અને તેની ઉપર અમારી સાક્ષી કરી છે.

(સહી) જહોન કોકરેલ.

ક્વાર્ટર માસ્તર જનરલ.

,, એડવર્ડ હર્ડ.

એજ્યુટન્ટ જનરલ.

આ કરારની એક નકલ ફારસીમાં લખી હતી અને અંગ્રેજી કલમની સામ સામે કલમો મુકી હતી અને તે ઉપર નિચે પ્રમાણે સહીઓ હતી.

(સહી) ટ. ગોડાર્ડ.

| કંપનીની મ્હોર. | ફતેહસિંગનો સિક્કો. | ફતેહસિંગની સહી. |
|---|---|---|

(સહી) ગોવિંદ ઓપલ.

રાજાના દિવાન.

,, શેલાજી સિંધિયા.

ફતેહસિંગના ભાઇ સીતાજીની છોકરી જોડે પરણેલા.

શ્રી

## આંક ૭૦.

## ×આણંદરાવ ગાયકવાડ સાથેનું સને ૧૮૦૨ વાળું તહનામું.

તા. ૬–૬–૧૮૦૨.

નામદાર ઇસ્ટ ઇન્ડિયા કુંપનીની તરફના મુંબઇના પ્રેસીડન્ટ તથા ગવર્નર નામદાર જોનાથન ડંકણુ એસ્કવાયર અને મુંબઇના ગવર્નર જોડે ગાયકવાડ સંસ્થાનના કારભાર બાબત સમજુતી કરી સમાધાની કરવાને આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે પોતાના દીવાન રાવજી આપાજીને કુલ અખત્યાર તા. ૩ ઝીલક તા. ૮ મી માર્ચ સને ૧૮૦૨ આપેલો તેની રૂએ સદરહુ રાવજી આપાજી સાથે થયેલા બંદોબસ્તની કલમો.

### કલમ ૧.

તા. ૧૫ મી માર્ચ એટલે તા. ૧૦ મી ઝીલકને રોજ ઉપર લખેલા કુલ અખત્યારની રૂએ મલ્હારરાવ સાથે લડાઇ ચાલતી હતી તે બાબત આ કરાર કરનારા લોકો મધ્યે કેટલાએક કરાવ થઇ ચુક્યા છે તેમાં એવું બાંધેલું છે કે ગાયકવાડ સરકારે બધો ખર્ચ મજરે આપવો તથા અંગ્રેજ સરકાર પાસેથી કુમકનું લશ્કર લેઇ હમેશાં રાખવું અને તેને પેટે ચોરાસી પરગણું તથા સુરતની ચોથમાંથી ગાયકવાડનો ભાગ આપી દીધેલો એ સરતે કબુલાતો પુર અમલમાં હાલ છે તથા તે આમાં ફરી દાખલ કરી હોય તે માફક બળવાન તથા પુષ્ટિવાન ગણાશે.

### કલમ ૨.

આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર જોડે મલ્હારરાવે લડાઇની શરૂઆત કરી અને વિસનગર લેઇ લેવાથી આણંદરાવને અંગ્રેજી લશ્કરની ઓથ તેને જેર કરવા માટે શોધવાની જરૂર પડી અને કડીનો કિલ્લો સ્વાધીન કર્યો. તે ઉપરથી અંગ્રેજોને ખંભાત તરફ લશ્કર મોકલવું પડયું, એટલા માટે કે સમજાવી. અથવા લડાઇથી તે સરદારની શુધ ઠેકાણે આણવી અને મલ્હારરાવે અંગ્રેજોની સલાહ નાકબુલ કરી તેથી તેઓ તેની પછવાડે પડી મારી કુટી આણંદરાવ મહારાજના સંસ્થાન તરફથી ફતેહમંદીથી લડાઇ પુરી કરી આવ્યા અને કડીનો કિલ્લો અને પરગણું તથા બીજો મલ્હારરાવના મુલકમાં પોતાનો કબજો કરી લેઇ તેને સારૂ નડીયાદ પરગણું માત્ર રાખ્યું તથા અંગ્રેજોને આ પ્રમાણે પોતાની સત્તાનું ઉલ્લંઘન કરનારને જેર કરવામાં મદદ કરી તેના ઉપકારમાં રાજીખુશીથી સુરત અઠાવીશીમાં ચીકલી પરગણું હમેશાંની અમલદારીમાં કરી આપ્યું છે.

### કલમ ૩.

તા. ૧૫ મી માર્ચના તહનામાની બીજી કલમમાં એવું ઠરાવ્યું છે કે દર મહીને આવક રૂ. ૬૫૦૦૦ ની થાય એટલી જૈદાદ અને જમીન ફંડ નામદાર કુંપનીને કુમકી

+ એચીનસન્સ ટ્રીટી વૉ ૮ પાનુ ૩૩ ના ગુજરાતી ભાષાંતરની બુકનું પાનું ૮૮.

લશ્કરનો ખર્ચ ચલાવવા બદલ કાઢી આપવું પણ ગાયકવાડના રાજની હાલની તાણાસ અને ભીડના સબબને લીધે તેમ થઇ શકવું મુસ્કેલ. માટે સંવત ૧૮૫૯ ના માગશર ( જુન સને ૧૮૦૨ ) ની શરૂઆતથી નામદાર કુંપનીના કબજામાં અપાય એવું જણાતું નથી માટે એમ કબુલાત થઇ છે કે આ વર્ષના ખર્ચ પેટે આજની મીતીનું છુટુ ખત લખી આપવું અને આવતા માગશર સંવત ૧૮૬૦ અથવા સને ૧૮૦૩ ની જુનની શરૂઆતમાં એ જમીન બરોબર કંપની સરકારને હસ્તગત કરીશું. તા. ૧૫ મીના ઠરાવ પ્રમાણે જે દીવસથી ઠરાવ થયેલો છે ત્યારથી કુમકી લશ્કરનો ખર્ચ ગાયકવાડ રાજને નામે ઉધારવામાં આવશે.

### કલમ ૪.

તા. ૧૫ મી માર્ચના ઠરાવની બીજી કલમમાં આરબ લોકોનું લશ્કર ઓછું કરવાની બાબતમાં હાલ મોટી અડચણ એ છે કે જેટલા લોકોને રજા આપવાનો વિચાર છે તેઓનો ચડેલો પગાર આપવા જોગાં નાણાં તૈયાર નથી અને નામદાર કંપનીએ ગાયકવાડ સરકારને નાણાં સહાય કરવાનો વિચાર રાખેલો છે માટે તે નાણાં પાછાં આપવાં તથા સાન બાબત નીચે પ્રમાણે ઠરેલું છે.

સંવત ૧૮૬૦ માગશર અથવા જુન સને ૧૮૦૩ માં પહેલું ચડેલું વ્યાજ આપવું. બીજા વર્ષનું વ્યાજ અને મુદ્દલમાંનો કું સંવત ૧૮૬૧ના માગશરે અથવા જુન સને ૧૮૦૪ માં આપવાં અને બાકીનું વ્યાજ તથા મુદ્દલ સને ૧૮૬૨ માગશરમાં એટલે જુન સને ૧૮૦૫ માં જારી દેવું પણ આ ઠરાવ પ્રમાણે કદાચ ન ભરાઇ શકે તો વડોદરા. કોરેલ, સીનોર, પેટલાદ અને અમદાવાદ પરગણાની જમાંબંદી આખી રસદના આંકડા પ્રમાણે એટલે આશરે વર્ષ એકના કુલ રૂ. ૧૧૭૫૦૦ નો થશે તે કંપનીએ જેટલું ધીર્યું હોય તે પ્રમાણે ઉઘરાવી લેવાં અને જ્યારે આ કરજ વળી રહેશે ત્યારે સદરહુ પરગણાનું ભરણું ગાયકવાડ સરકારને ત્યાં બારોબાર થવા માંડશે.

### કલમ ૫.

નામદાર ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપની અને આણંદરાવ માહારાજના રાજ્ય મધ્યે ખરી દોસ્તી અને સારો બનાવ હંમેશાનો થયો છે અને તે ઉપરથી તેમનાં બધાં સરકાર કામોમાં વ્યાજબી પક્ષે અને દેશના કલ્યાણ અર્થે જેમ તેઓને ખરૂં દેખાશે તેમ કંપની એ રાજાને કુમક અને સંરક્ષણ આપશે અને તે વિષે જે તેઓ કહે અને સમજાવે તે રાજાને ચાલવું પડશે અને ગાયકવાડ સરકારે ગવર્નર સાહેબને કેટલીએક બાબતોની અરજ કરી તે ઉપરથી ગવર્નર સાહેબે રાઘોબાને છાતી ઠોકી વચન આપ્યું છે કે આણંદરાવ મહારાજના બધા હક્કો રાજ્યમાં સંભાળવાને નામદાર કંપની નીધા રાખશે તથા પેશ્વા માહારાજ અથવા બીજા જે કોઇ જોડે તેમની ભાંજગઢ હશે ત્યારે બધા વ્યાજબી વખતે તેની મદદ જ્યાં જરૂરની અને ઉપયોગી જણાશે ત્યાં આપવામાં ચુકનાર નથી.

### કલમ ૬.

બને રાજમાં હમેશાં મેળાપ રહે અને બનાવ વધતો જાય માટે તેઓ વચ્ચે નીરંતર પત્ર વ્યવહાર ચાલુ થશે, અને તેમ દરેક જણના કામદાર દરેકને ત્યાં રાખવામાં આવશે.

### કલમ ૭.

આજ પછી એકેકની રૈયત નાસી આવી બીજાના રાજમાં વાસો કરે તો અને તે અથવા તેઓ ઉપર કંઇ માગતું હોય અથવા બીજો વ્યાજબી દાવો નીકળતો હોય તો દરેક દરેક જણે તેને સ્વાધિન કરવાં પણ બન્ને રાજ્યોમાં તથા દેશોમાં ખુલ્લો સમાગમ ચાલે એવો ઇરાદો છે માટે એક હદ મૂકી બીજી હદમાં જતા લોક ઉપર પરચુરણ દાવા કાઢવા નહિ પણ મ્હોટા કામમાં એકદીલ બતાવવામાં આવશે.

### કલમ ૮.

બધાં રાજ્ય પ્રકરણી કામોમાં બંગાળાની વડીલ સરકાર બીજા ઇલાકા ઉપર કાયદો રાખે છે માટે આ કલમબંધી ત્યાંથી મંજુર થઇ.આવશે ત્યારે ખરેખરી ગણાશે પણ તે દરમિયાનમાં પાકી સમજવી.

એની સાક્ષી માટે ઉપલી કલમબંધી કરનારા બન્ને પક્ષકારોએ એકએક ઉપર સહી સિક્કો કર્યો છે મુ. ખંભાત તા. ૬ઠ્ઠી જુન સને ૧૮૦૨.

(સહી) જોનાથાન ડંકણ.

સહી થઇ બંધ કરી આપી તેના
સાક્ષી સહી એ૦ વૉકર.
,, કમાલુદ્દીન.

---

## આણંદરાવ ગાયકવાડ સાથે થયેલા કરારની પુરવણી.

### નંબર ૧—મલ્હારરાવ ગાયકવાડ હીંમતે બહાદુર નામદાર મુંબાઇના ગવર્નરને લખી આપેલા કોલકરારનો તરજુમો.

વડોદરા દરબાર જોડે મારા કમનસીબે લડાઇ કરવાથી સદરહુ સરકારના લશ્કરથી મારો પરાજય થયો અને તેમાં અંગ્રેજ સરકારથી તેમને મદદ મળેલી હતી એ ઉપરથી મારી આબરૂ ઇજ્જત અને જીવના બચાવનો કોલ લઇ હું વડોદરા દરબારને શરણે ગયો ત્યારપછી મુંબાઇના ગવર્નર સાહેબની મહેરબાની મારા કુટુંબ કબીલાને બોલાવવાની તથા બંને રાજ્યમાંથી કોઇ જોડે હરકોઇ પ્રકારે જાતે અથવા બીજાથી ફીતુર ન કરવું એવી શરત કરવા ઉપરથી વડોદરાની દરબારે મારે વાસ્તે નિચે પ્રમાણે બંદોબસ્ત કર્યો છે એટલે કે નડીયાદ પરગણામાંથી સવાલાખ રૂપીયાની જેદાદ કાઢી મારૂં, મારા છોકરાનું, કુટુંબનું અને ભાઇઓનું પોષણ થાય માટે આપવાનું ઠર્યું છે તે ઉપરથી હું કબુલ કરી લખી આપું છું કે બસે માણસ સુધી—ચોકી પહેરાના માણસ તથા તે પ્રમાણે લાયકની સીબંધી જમાંબંધી વસુલ કરવા માટે રાખવી પડે તે ઉપરાંત હું કોઇપણ સ્વાર રાખનાર નથી તથા આથી હું કબુલ થાઉં છું કે વડોદરા સરકારના તથા અંગ્રેજ લોકોના કામદારો પાસે હરકોઈ વખતે એ બાબતની ખાતરી કરે અને મારા તાબામાં એ ઉપરાંતની જે વધારે હોય તે કાઢી મુકાવે.તેમ મારે કોઇ કિલ્લો પણ બાંધવો નહિ તથા મારા છોકરાઓ

ભાઇઓ અને માણસો અને હું પોતે પણ બંને રાજના ખરેખર શુભેચ્છીત થઇ ચાલીશું અને તેમાં કશી વાતે ફેરફાર અથવા વાંધા પડનાર નથી. નામદાર કંપનીના તરફથી મેજર વૉકર તથા મીર કીમાઉલેદીન હુશેનખાન*બહાદુર એઓ એ બાબતના મારા જોખમનાં જવાબદાર મારા કહેવા ઉપરથી થયા છે અને તે પ્રમાણે આ લેખ અને કરારથી મારા હક્કના વાલી થવાને તેઓએ માથે લીધું છે અને ઉપર કહેલી સવાલાખ રૂપીયાની જૈદાદમાં કમી ઉપજે તો આ ગૃહસ્થો વડોદરામાં સરકારના અમલદારોને સમજાવી પુરી કરી અપાવે એ ઉપરાંત મારી સારી ચાલની તથા મારી ખરી નિષ્ટાની ખાત્રી અનુભવથી થયાથી મારે વીષે કાંઇ શક ન રહે અને અંગ્રેજ સરકારની ખુશી થઇ આણંદરાવ સેના ખાસખેલ સમશેર બહાદુર ખુશી થઇ હાલની નીમણુંકમાં વધારો કરી આપે તો તે બાબત મારે તેમનો ઉપકાર માનવાનું કારણ થશે.

તા. ૧ સફર ૧૨૧૭ અથવા તા. ૨ જી જુન ૧૮૦૨.

ટીપ—આ કરારની અસલ નકલ આણંદરાવ મહારાજના કામદારોને આપી છે.

**નંબર ૨—મુંબાઇના ગવર્નર તરફથી મલ્હારરાવ બહાદુર ઉપર.**

તા. ૧લી સફરની કબુલાત વાંચી અમે પસંદ કરી છે તે માટે તમને તમારા છોકરા તથા ભાઇઓ તથા હાલ તમારૂં કુટુંબ વીખરાઇ ગયું છે તેને બોલાવી નડીયાદ જઇ ખુશાલીથી રહેવું અને રાજા આણંદરાવ સેના ખાસખેલ સમશેર બહાદુર પાસેથી પાંચમી સફરની સનંદ મળી છે તે પ્રમાણે ચાલવું અને એ સનંદ પ્રમાણે તથા ઉપર કહેલા કોલ પ્રમાણે તમે વર્તશો તો તમારે ખાતર નીધા કરી સમજવું કે તમારા ઉપર અંગ્રેજ અને વડોદરા સરકાર બંનેની મહેરબાની પુરેપુરી રહેશે અને હાલ તથા પાછળથી નકામો અથવા ગેરવ્યાજબી તમારી સાથે હલ્લો, હરકત કરનાર નથી.

તા. ૬ ડી જુન ૧૮૦૨ અથવા તા. ૫ સફર ૧૨૧૭.

( સહી ) જોનાથાન ડંકણ. | કુંપનીની મહોર

## આંક ૭૧.

## * આણંદરાવ ગાયકવાડ જોડે સને ૧૮૦૩ થયેલો કરાર સને ૧૮૦૨ ના માર્ચને જુન મહીનામાં થયેલા તહનામાનું સાંધણ.

આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તરફથી નામદાર ઇંગ્લીસ ઇસ્ટ ઇન્ડિયા કુંપની ઉપર તા. ૧ સાવલ એટલે તા. ૨૫ મી જાનેવારી સને ૧૮૦૩ ના પત્ર સાથે વડોદરાના રેસીડેન્ટનો તા. ૧૪ મી ફેબ્રુઆરીનો પત્ર મુંબાઇમાં પહોંચ્યો તા. ૨૦ મી એ સલામબાદ—

* કોલકરાર બુકના ગુજરાતી ભાષાંતરની બુકનું પાનું ૧૦૮.

૧—તમારા સ્વારોમાં એક હજારની સંખ્યા પુરી કરી આપવી એવું આપણા વચ્ચે ઠરી ચુકયાં ઉપરથી તે સબબસર નિચે પ્રમાણે જાગીરો કરી આપી છે—

રૂ. ૧૨૫૦૦૦) નડીયાદ પરગણામાંની ઉપજના મલ્હારરાવ ગાયકવાડ હીંમતે બહાદુરના ખર્ચના એક લાખ રૂપીઆ ઠરાવેલા તે ચાલુ સાલમાં તેના નાશી જવાથી બચેલા તે આવતે વર્ષથી તમારે હિસાબે જમે થવાના તે.

રૂ. ૧૩૦૦૦૦) નિઝાપુર મહાલની ધારેલી ઉપજ તેની વિગત.

| | |
|---|---|
| ચોકખા વસુલના રૂ. | ૧૨૦૦૦૦ |
| દરબાર ખર્ચના રૂ. | ૧૦૦૦૦ |
| | રૂ, ૧૩૦૦૦૦). |

રૂ. ૨૫૦૦૦) નિઝાપુર પરગણાની પાસે આવેલા કડી પરગણામાંથી.

રૂ. ૨૮૦૦૦૦) એટલે રૂપીઆ અંકે બે લાખ એંસીહજારની કિમતની જાગીર આપવામાં આવી છે તે આવતા સાલથી શરૂ થશે. સંવત ૧૮૬૦ સન અરબી મયાબીની ૧૨૦૪.

૨—દરેક પરગણાને પેટે વર્ષાસન ધર્માદા દરકદારી અને દરબાર ખર્ચના તમારે આપવા પડશે અને તે અમારી સરકાર તમારી સરકારને મજરે આપશે તથા એ અને ઇનામ ગામની ઉપજ વેળા એ વેળા તેમને મળે છે કે નહિ તેનો બંદોબસ્ત રાખશે.

૩—નિમકહલાલીથી સરકારની ચાકરી બજાવવાથી લશ્કરના ખર્ચ માટે આ કહાડી આપેલો ખર્ચ તમારે લેવો એમાં સાક્ષી પરમેશ્વર છે.

૪—સુહુરસંન સાલાસ મલાતીન વુઉલ્ફ ૧૨૦૩ વિશેપ શું કહેવું.

| આણંદરાવની મહોર. | મુરતબસુદ. |
|---|---|

## પરિશિષ્ટ અ.

મહારાજ આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તરફથી નામદાર કંપનીને પલટણના ખર્ચ માટે કાઢી આપેલાં ગામો અને ફંડો તેની વિગત—

| | રૂપીઆ. |
|---|---|
| ધોલકા પરગણુ | ૪૫૦૦૦૦ |
| નડીયાદ | ૧૭૫૦૦૦ |
| વીજાપુર | ૧૩૦૦૦૦ |
| માતર | ૧૩૦૦૦૦ |
| મહુધા | ૧૧૦૦૦૦ |

| | |
|---|---|
| કડીટપો | ૨૫૦૦૦ |
| કીમકઠોદ્રા | ૫૦૦૦૦ |
| કાઠીયાવાડ ઉપરની વરાત | ૧૦૦૦૦૦ |
| | રૂ. ૧૧૭૦૦૦૦ |

વડોદરા.
તા. ૨૧ મી એપ્રીલ સને ૧૮૦૫.

(સહી) એ. વૉકર.
રેસીડેન્ટ.

## પરિશિષ્ટ ब.

મહારાજ આણંદરાવ સેના ખાસખેલ સમશેર બહાદુરને નામદાર કંપની અને બીજા ઘણાએક સાહુકારો તરફથી તા. ૨૯ મી જુલાઇ શને ૧૮૦૨ ના તહનામાની આઠમી કલમમાં બતાવેલા ફંડો પાછા કેમ ભરવા તેના પેટેનો હીસાબ.

### સીબંદી બાબત પહેલું લહેણું આપ્યું તેની વિગત.

સાહુકારોનું દેવુ.

| | રૂ. પા. રે. | રૂ. પા. રે. |
|---|---|---|
| તા. ૨૧ મી ડીસેમ્બર શને ૧૮૦૨ મુંબાઇમાં એકાઉન્ટન્ટ જનરલ જોડે આજરોજે હિસાબ કર્યો. | ૧૦૭૭૪૪૭—૩—૯૬ | |
| હરી ભગતી, અરજુનજી નાથજી તરવાડી, સામલ બહેચરદાસ, મંગલ સખીદાસ — મનોતા મલીને | ૧૨૪૮૦૦૦—૦—૦ | ૨૩૨૫૪૪૭—૩—૯૬ |

### આરબ સીબંદીને રજા આપતી વખતે ધીરેલાં નાણાં.

નામદાર કંપની તરફના.

| | | |
|---|---|---|
| તા. ૩૧ મી જાનેવારી સને ૧૮૦૩ આજરોજના હિસાબ અને ખ. તે પ્રમાણે | | ૮૮૯૬૮૩—૦—૧૬ |
| સાહુકારો તરફથી. | | |
| સામલદાસ બેચરદાસ | ૪૯૬૧૪૩—૨—૫૦ | |
| મંગલ સખીદાસ | ૪૨૭૪૫૮—૦—૦ | |
| | | ૯૨૩૬૦૧—૨—૫૦ |
| | | રૂ. ૪૧૩૮૭૩૨—૨—૬૨ |

**ઉપલા કરજમાં લખી આપેલા ફંડો.**

| | |
|---|---|
| વડોદરા પરગણું | રૂ. ૬૦૦૦૦૦ |
| પેટલાદ | રૂ. ૩૦૦૦૦૦ |
| અમદાવાદ | રૂ. ૧૦૦૦૦૦ |
| કોરલ | રૂ. ૨૫૦૦૦ |
| વડોદરાના કિલ્લાના સાયર કોઠીના | રૂ. ૭૫૦૦૦ |
| કડી પરગણામાં | રૂ. ૧૫૦૦૦૦ |
| રાજપીંપલા | રૂ. ૪૫૦૦૦ |
| | કુલ રૂ. ૧૨૯૫૦૦૦ |

મુ. **વડોદરા** તા. ૨૧ એપ્રીલ શને ૧૮૦૫.
ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલે તા. ૧૮ માર્ચ શને ૧૮૦૬ માં મંજુર રાખ્યું.

---

## આંક ૭૧

## * આનંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમસેર બહાદુર એમણે નામદાર જોનાથન ડંકણ મુંબાઇના પ્રેસીડન્ટ તથા ગવર્નર ને પત્ર લખી ચીખલી પરગણુ આપ્યું તેની સનદનું ભાષાંતર તા. ૨૯–૭–૧૮૦૨.

---

સલામ દીગર—**મલ્હારરાવ** ગાયકવાડ હીંમત બહાદુરના ઉપર વરસાઉ હિસાબની બાકી અમારી લહેણી છે અને હવે પછી બન્ને જણા બરોબર ચાલશે એવી એકએકની બાંહેધરી આપી લીધી છે, તે ઉપરથી સમજુતી થઇ ચુકી છે. હાલ શાલમાં **મલ્હારરાવે** ખોટો કજીઓ અમારી સાથે ઉઠાવ્યો હતો અને એ બાબતની ભાંજગડ થવા માટે બાંહેધરીઓ મોકલેલી તે ઉપર નજર ન રાખતાં અમારો **વિસનગરનો** કિલ્લો લેઇ લીધો અને અમારા રાજ્યમાં બહુ ફીસાદ કર્યો. **બાબાજી આપાજી** લશ્કર લેઇ ટીંટોયા અને કાઠીયાવાડ જતો હતો તેને અટકાવ્યો અને ત્યાં લડાઇ થઈ. આ ઉપરથી અમે તમારા તરફ ખીમા ઉલ્લેદીન હુશેનખાન બહાદુર તથા ગોપાલરાવ **બાપુજીને** મોકલ્યા અને લશ્કરનો ખર્ચ આપવાનો કબુલ કરી કંપની બહાદુરની કુમક મંગાવી. એ ખર્ચ બાબત જુદો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો પણ કંપની બહાદુરે વખતસર કુમક રવાને કરી તેનો આસાન માની સુરત અઠાવીશીમાંનું **ચીખલી** પરગણુ કંપની બહાદુરને અમે બક્ષીસ કરીએ છે. તેનો કબજો આવતે બેસતે વરસે એટલે સંવત ૧૮૫૯ માં લેવો અને તેની ઉપજ યાવદ્ચંદ્રૌ ભોગવ્યા જવી. એ પરગણામાં ઇનામ બક્ષીસ પસાયતાં જમીન અને ગામડાના હોય તો દસ્તુર પ્રમાણે

* કોલકરારના ગુજરાતી ભાષાંતરની બુકનું પાનું ૯૧.

પાળવાં અને આપવાં અને વર્ષની બાકીએ પરગણાના હિસાબ પ્રમાણે માંડી વાળીશું. તા. ૨ જી સફર ઇ. સ. ૧૮૫૯ તા. ૪ થી જુન શને ૧૮૦૨.

**રાજાના અક્ષરે મહાલશાકાન્ત.**

મારે નામે અને તરફથી મારા દિવાન **રાવજી આપાજી** એ નામદાર **મુંબાઇના** ગવર્નર જોડે કબુલાત અને કરાર કર્યા છે તે હું **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરને કબુલ મંજુર છે.

**કલમ ૧.**

ઇનામ કે જેદાદમાં નામદાર કંપનીને અમારા દિવાન **રાવજી આપાજીએ** જે કાંઇ આપ્યુ છે તે અમે બહાલ રાખી મંજુર કર્યુ છે અને અમે જાસ્તી ઇકરાર કરીએ છેયે કે, હું મારો પુત્ર વારસ અને ઉત્તરાધિકારીઓ રોકડાં નાંણાં અથવા તે બદલ જમીન કાઢી આપી અમારા રાજના મોભા માટે ગુજરાતમાં લડાઇ પ્રકરણ વખત અંગ્રેજ સરકારને ખર્ચ લાગ્યો હોય અથવા કરજ થયું હોય તે કરજ અને ખરચ પેટે પુરો કરી આપે.

**કલમ ૨.**

અમારા દિવાને આ દેશમાં ગોરા સ્વારો હમેશાં રહેવાનો બંદોબસ્ત કીધો છે એ પણ દિવાનજી એ ડહાપણનું કામ કર્યુ છે કેમકે તેમની ઇમાનદારી તથા હીમત ઉપર અમોને બેહદ ભરોંસો છે.

આ મહીનાની પહેલી અંગ્રેજી તારીખથી એ લશ્કરનો પગાર આપવાનો ઠરાવ અમે કર્યો છે એટલે અસાડ સુદ ૧ સંવત ૧૮૫૯ વિક્રમ શક.

**કલમ ૩.**

અંગ્રેજ લોકો ઉપર મારો વિશ્વાસ છે માટે આશા છે કે તેઓની દોસ્તી હમેશાં સંકટ વખતે અમને કામ લાગશે. અમને ખબર છે કે આરબ લોકોમાં ઘણા બુરાઇ ચાહનારા કમબખ્તો છે તેઓએ અમારો હુકમ ઓળંગી મારી સત્તા વિરૂદ્ધ દગો રચ્યો હતો એટલુંજ નહિ પણ અમારા જીવ ઉપર પણ હિંમત ચલાવી હતી.

પરમેશ્વરની કૃપાથી તેઓનું ફાવ્યુ નથી પણ આજ પછી કોઇ દિવસે તેઓના પ્રપંચ ફળે તો મને આશરો અંગ્રેજ જ લોકોનો છે તેજ મને છોડાવશે અને અમે જણાવીએ છીએ કે તેમને કબજામાં રાખી જે કાંઇ અમારી પાસેથી લખાવી લેઇ દસ્તુર પ્રમાણે દસ્તાવેજ કરાવશે તે પણ ખોટાં નકામાં ગણાશે. તે માટે રૈયતને પણ ફરમાવું છું કે તેવી વખતના અમારા હુકમ ઉપર કાંઇજ ધ્યાન આપવું નહિ પણ મેજર વૉકર જે ફરમાવે તે સાંભળવું, તેની રૂખ પ્રમાણે ચાલવું અને મારૂ બદન છોડાવવા જે યુક્તિઓ તે સાહેબ માંડે તેમાં મદદ આપવી.

સારાંશ એટલો કે જે માણસો કાનોજીને ગાદીએ બેસાડશે અને બંડવાળા ગણાશે. અને વડોદરા અથવા બીજા કીલ્લામાં અમને પુરી મૂકશે તે ફીસાદખોર અને બંડવાળા ગણાશે અને એ ઉપરથી મજકુર મેજર અલેકઝાંડર વૉકર સાહેબ અથવા કંપની તરફથી જે કાંઇ ગુજરાતમાં કારભારી ઠરાવેલો હોય તે અમારા તરફથી કુલ અખત્યાર છે કે તેવા

રાજ્યમાં બખેડો કરનારને શીક્ષા કરી દુનીયાંના હરેક ભાગમાં રાજ્યદ્રોહી અપરાધનો જે દંડ ગણાતો હોય તે અમલમાં આણવો. એ ઉપરથી દરબારના નીમકહલાલ બધા માણસો સીલ્લેદાર સીબંધી વિગેરેને હુકમ કરવામાં આવે છે કે ઉપર કહેલો ઇતિહાસ બને તે વખતે તેઓએ મેજર વૉકરના હુકમ માનવા.

### કલમ ૪.

નામદાર કંપની અને અમારા દિવાન રાવજી આપાજી વચ્ચે બંદોબસ્તની કેટલી એક કલમોમાંથી એવું જણાય છે કે અંગ્રેજ લોકો અમારી નોકરીમાંના આરબ લોકોને છાંટી નાખવામાં મદદ કરવાને ખુશી છે અને વડોદરામાં અંગ્રેજ લોકો તરફના મેજર વૉકરે પણ નીચલી શરતો પ્રમાણે તેઓની છાંટણી કરવામાં નાંણાં અંગ ઉપર આપવાનું કબુલ કરેલું છે.

### કલમ ૫.

દરેક ખાતામાંનો ખરચ ઓછો કરી અને પાછો નવો બંદોબસ્ત કર્યા સિવાય મારૂ અથવા મારા રાજ્યનું ઉચ્ચુ આવે તેમ દીસતું નથી માટે હું કબુલ કરૂં છું કે ધીમે ધીમે હું ખર્ચ ઓછો કરતો જઇશ. શું શું ઓછુ કરવું તે જોડની ટીપમાં જણાવેલું છે અને બનશે ત્યાંસુધી દરેક રકમ સામે જે વખત જણાવેલો છે તેમાં તે થશે.

### કલમ ૬.

અંગ ઉધાર આપવા પહેલાં મેજર વૉકરે ખાતર જમા કરી લેવી કે ખરેખર અને પક્કો ખરચ ઘટાડી શકાશે એ માટે હિસાબ બતાવવો પડશે અને સ્વારોના ત્રણ જણ–એક ગાયકવાડ સરકાર તરફથી, એક અંગ્રેજ સરકાર તરફથી અને ત્રીજો સીબંદીના જમાદાર અથવા તેમના તરફ મુખત્યાર પારેખોની રૂબરૂ–તપાસણી થશે. આ તપાસણી પ્રમાણે હિસાબ ગણાઇ મેજરે આપવામાં આવશે.

### કલમ ૭.

હાલની છાંટણી થઇ રહ્યા પછી ૭ અથવા આઠ મહીનામાં આરબ લોકોની પાયગા ફતેહસિંગરાવના વખત જેટલી કાપી નાખી કરી દેઇશું એવો અમારો કોલ છે પણ આ વાત અમલમાં અણાય. માટે જેવી આ વખતે અંગ્રેજ સરકારે મદદ આપી છે તેવી આપવી પડશે.

### કલમ ૮.

મુંબાઇ નામદાર ગવર્નર અને અમારા દિવાન રાવજી આપાજી વચ્ચે ગઇ તા. ૬ જુન અથવા તા. ૫ સફરે કલમબંદી થઇ એકએકને આપેલી તેની ચોથી કલમમાં કંપનીને રૂ. ધીરે તેનો મુદ્દલ તથા વ્યાજ સુધાં આપવાનો બંદોબસ્ત કરેલો છે પણ તેમાં કહ્યા કરતાં એક વર્ષ આગળ નાંણું લેવાની દરખાસ્ત થઇ છે તે ઉપરથી તેમના ઠરાવમાં ફેરફાર કરવાને મેજર વૉકર કબુલ કરે છે તેથી સલાહનામાના શબ્દાર્થ પ્રમાણે ઠરાવે છે તે કરતાં એક વરસ આગમચ કંપનીનું દેવું વળી રહેશે; પણ આમ સમજવુંજ કે તા. ૫ મી સફરની ચોથી કલમનો ઠરાવ જાણે પાછળથી જાણે કંઇ બંદોબસ્ત નથી એમજ અમલમાં રહેશે. જો હાલ જે નવી રીતી બતાવી છે તે પ્રમાણે કંપનીના દેવાનું વ્યાજ સાથે વસુલાત

ન થઇ શકી તો એ રસીદનો આંકડો પરગણાના કુમાવિસદારો પાસેથી તા. ૬ ડી જુનના સલાહનામા પ્રમાણે મુંબાઇ સરકાર જેને નિમે તે ઉઘરાવી લે.

**કલમ ૯.**

આ વખત કંપની જે મદદ આપશે તેના ઉપરનું વ્યાજ કંપની સરકાર એ કારણસર જ્યારથી લોન કાઢશે ત્યારથી ગણી મેજરે આપવું. એ વ્યાજ ટકા ાા લેખે ત્રીસ દિવસનો મહીનો ગણી ૭ ૭ મહીને ચડશે અને હંમેશ પ્રમાણે વરસે વરસ ચાલશે નહિ. મુંબાઇથી નગદ અહીંયાં લાવતાં જે ખરચ વટાવ બેસશે તે અમારે શીર છે અને તે અમે અમારા વારશ યા ગાદીના માલીકને થાય છે તે આપશે.

**કલમ ૧૦.**

મે. મેજર વૉકરના કહ્યા પ્રમાણે અને મરજીમાફક આ એકરારમાં કલમો લખી છે અને તે અમે બહાલ રાખી છે; પણ કોઈ દુષ્ટ મતિવાળા કોઈ ખોટુ યા બેવફુફીનું કૃત્યં અમારા બદન ઉપર અથવા અમારા દિવાન રાવજી આપજી તેનાં પુત્ર, ભાઈ, ભત્રીજા સગાંવહાલાં તથા માધવરાવ તાત્યા મજમુદાર તરફ કરે અથવા હું પોતે અથવા મારી પછી ગાદી ઉપરના શખસો કંઈ ખોટુ અને ગેરસિરસ્તાનું કામ કરે તો અંગ્રેજી રાજવાળાઓએ વચ્ચે પડી બંડવાળાની એક બાબતનો ન્યાય અને બુદ્ધિ પ્રમાણે બંદોબસ્ત કરાવવો.

કંપની બહાદુરના તરફથી મેજર વૉકર પાસે કબુલ કરાવ્યું છે કે મારૂ રાજ અને દરબાર હંમેશનું રહે એવું વચન આપવું અને તે ગાદીના સીધી ઓલાદના વારસને ઉતરતુ જાય તથા દિવાની રાવજી આપાજીનીજ રહે.

છેવટે મારો વિચાર કંપની રાજ જોડે દીલોજાનની દોસ્તી બાંધવાની છે અને પેશ્વા સરકારને ત્યાંનું બધું કામ અંગ્રેજો તથા અમારો વકીલ બે સાથે મળીને ચલાવે.

એ પ્રમાણે અમારા વિચાર અને મરજી છે તે ઇશ્વર પાર પડાવશે.

મુ. વડોદરા તા. ૨૯ મી જુલાઇ સને ૧૮૦૨. સાક્ષી

( સહી ) ગોપાલરાવ બાપુજી

સેના ખાસખેલ સમશેર બહાદુરનો વકીલ.

સાક્ષી

( સહી ) મીગ્યુએલ. ડી લાઈ માં સુઝી.

દિવાનના અરફે મરીટી લખાણુની તારીખ તથા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરની સહી છે. આગળના શબ્દો રાજાના હાથના છે–ઉપર લખ્યું સહી છે.'

મહોર.

## આંક ૭૨.

## *આણંદરાવ ગાયકવાડ જોડેનું તહનામું તા. ૨૧ એપ્રીલ સને ૧૮૦૩.

નામદાર કોર્ટ ઓફ ડાયરેકટર તરફથી પૂર્વ ખંડમાં તેઓનો કારભાર ચલાવવા માટે **માર્કવીસ વેલેસ્લી** નાઇટ સૅન્ટ **પાટ્રિક**ને અખત્યાર આપેલો તેના તરફથી મુંબાઇના ગવર્નર સાહેબ તરફથી મળેલો અખત્યાર **વડોદારા**ના રેસીડેન્ટ મેજર **અલેકઝાંડર વૉકરે** વચ્ચે પડી માહારાજા **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તથા નામદાર **ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા** કંપની વચ્ચે એકમેકના બચાવનો સંબંધ બરાબર કબુલ થયેલોઃ—

### તે વિષેનું તહનામું.

એક તરફથી નામદાર કંપની તથા બીજી તરફથી **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર એઓ વચ્ચે ઘણાં એક તહેનામાં થઇ ચુક્યાં છે તેથી બન્ને જનો વચ્ચે સ્નેહ અને સંપ વધી સુધરતો જાય છે તે ઉપરથી તા. ૧૫ મી માર્ચ સને ૧૮૦૨ને રોજ **ખંભાત** મુકામે એક બોલચાલ થઇ છે તેથી નામદાર કંપનીના તરફના **મુંબઇ**ના ગવર્નર સાહેબ તથા **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બાહાદુરના તરફના દીવાન **રાવજી આપાજી** વચ્ચે બંદોબસ્ત થયો છે તથા તા. ૬ ઠી જુન સને ૧૮૦૨ તથા તા. ૨૯ મી જુલાઇ સને ૧૮૦૨ **વડોદરા** મુકામે સદરહુ પક્ષકારો વચ્ચે તહનામાં થયેલાં છે અને આ જુદાં જુદાં તહનામાં થયાં તેનું એક મુકરર તહનામું કરવું એવું બન્ને જણનું અનુમત થયાથી તથા તા. ૧૦ મી સફર તા. ૧૨ મી જુન સને ૧૮૦૩ ના **રાવજી આપાજી**ના પત્રમાં માગ્યા પ્રમાણે બન્ને જણાનો સંપ વહેવાર સુધારવા માટે એવું ઠરાવ્યું છે કે નામદાર કંપની અને ગાયકવાડ સરકાર વચ્ચે **વસાઇ**ના તહનામાથી નામદાર કંપની અને પેશ્વા સરકાર વચ્ચે જેવી સલાહ થઈ છે તે પ્રમાણે ઠરાવ કરવો. એવા ઇરાદાથી નિચે લખેલી તે તે કારણસર ઠરેલી કલમો સદરહુ નામદાર કંપની અને મહારાજા **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે કબુલ કરી છે.

### કલમ ૧.

સદરહુ બન્ને પક્ષકારો વચ્ચે થયેલી બધી કબુલાતો જે ઉપર જણાવેલી છે. તે. તા. ૧૫ મી. માર્ચ તા. ૬ ઠી જુન અને તા. ૨૯ મી. જુલાઇ સને ૧૮૦૨ ની આ લેખથી મંજુર રાખવામાં આવી છે અને સદરહુ પક્ષકારોને તેઓના વારસ અને ઉત્તરાધિકારીઓને કબુલ મંજુર છે.

### કલમ ૨.

દરેક જણના શત્રુ અને દોસ્ત તે બંને જણના શત્રુ અને દોસ્ત ગણાશે અને કોઇ રાજા વગર કારણે શત્રુવટ રાખે અથવા બંને જણામાંથી કોઇ એક ઉપર હુમલો કરે અથવા તેઓના આશ્રિતો અને દોસ્તો ઉપર શત્રુવટ રાખે અથવા હુમલો કરે તો અને તેઓની

* એચીનસન્સ ટ્રીટી વૉ ૮ પાનુ ૬૧ ગુજરાતી ભાષાંતરની બુકનું પાનું ૧૧૩.

અરજ સાંભળ્યા બાદ સમજુતીથી સ્નેહથી સમજે નહી તો અથવા બંને જણમાંથી જે વ્યાજબી દાદ કહે તે માને નહી તો બંને જણા જેવો પ્રસંગ હશે તે જોઇને વિશેષ યુક્તિઓ કરવા માંડશે.

### કલમ ૩.

નામદાર કંપની અને માહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર વચ્ચે આજસુધી જે ઠરાવ થએલા તેને અનુસરીને બે હજાર સ્વારની પલટણ રાખવાનું થએલું અને તેમાં દોઢી કરવાનો વિચાર તે સાથે થયેલો તે ઉપરથી મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર કબુલ કરે છે કે નામદાર કંપની સરકારે ઓછામાં ઓછી ત્રણ હજાર કાળી પાયદળ પલટણ તથા ગોરી એક કંપની તોપખાનાને અને તેની સામગ્રી એટલે કે બે કંપની તોપના લસ્કરોની તથા જોઇતો સામાન દારૂ તથા ગુણગુ વિગેરે જે આપે તે લેવું અને આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે પોતાના મુલકમાં તેને રાખવું.

### કલમ ૪.

એ પલટણનું લસ્કર હમેશાં આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તેના વારસ તથા ઉત્તરાધિકારીઓના શરીરના રક્ષણ વગેરે જરૂરના કામ બજાવવામાં હમેશાં તત્પર રહેશે તથા ફિતુરી લોકો અને મુલકમાં બખેડા કરનારાઓને ઝેર કરી રૈયતનો તથા આશ્રિતોની બરોબર સુધારાવટ રાખી સરકાર વ્યાજબી દાવાઓ વસુલ કરાવશે: પણ હક્ક પ્રસંગમાં તથા સીબંધીની માફક જમાંબંધી ઉઘરાવવામાં એ લસ્કર વપરાશે નહિ. આ પલટણની એક ટુકડી અથવા ઉપર કહેલી નોકરી બજાવવાને જેટલા માણસ જોઇએ તેટલા કાઠીઆવાડ મોકલવામાં આવે તો જશે: પણ અંગ્રેજ સરકાર જેની ગાયકવાડ સરકારના હિત ઉપર દાઝ અને કાળજી છે તે વિષે કોઇ દિવસ અંદેશો આવનાર નથી. તે એવા જરૂરીઆતનો હમેશાં વિચાર રાખી નિવેડો કરશે.

### કલમ ૫.

એ પલટણનો આખો ખર્ચ બરોબર વખતે મળ્યા જાય માટે આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર ઉપર કહેલી કબુલાતો એટલે કે તા. ૧૫ મી માર્ચની તા. ૬ ઠી જુનની તા. ૨૯ મી જુલાઇ સને ૧૮૦૨ ની અને તા. ૨ જી જુન સને ૧૮૦૩ ની પ્રમાણે ગામ અને બીજા ફંડો કાઢી આપેલાં છે તે પરિશિષ્ટ " અ " પ્રમાણે વર્ષ દહાડે રૂ ૧૧૭૦૦૦૦) ની ઉપજના છે એ જાગીરો આ કરારથી મંજુર છે અને આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તે પરિશિષ્ટમાં કહેલાં ગામો હકુમતનાં હક્ક સહિત તથા તેમાં આવેલા બધા કિલ્લાઓ નામદાર કંપનીને પરંપરા સુધી આપે છે.

### કલમ ૬.

ચોરાસી, ચીખલી, સુરતની ચોથ, અને ખેડાના પરગણા નામદાર કંપનીને આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે દોસ્તીના હક્કમાં ઇનામમાં આપ્યાં છે અને તેથી નામદાર કંપનીના રાજ્ય તરફથી તેને જે ઉપકાર મળ્યો છે તેનો ઉપકાર તેના લક્ષમાં છે એવું જણાય છે. તે ગામ આપવામાં આવ્યાં છે તે આ તહનામાથી મંજુર થયાં છે અને

આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર ઉપર લખેલાં ગામોની અને તેમાં આવેલા કિલ્લાઓની નામદાર કંપનીને પરંપરા બક્ષીસ આપે છે.

**કલમ ૭.**

નામદાર કંપનીએ જુદી જુદી વખતે આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરને પોતાનાં નાંણાંથી તથા શાહુકાર પાસેથી નાંણાં અપાવી મદદ કરેલી છે અને તેના હિસાબની વિગતને પેટે આપેલા ફંડોની તપસીલ પરિશિષ્ટ "अ" માં જણાવેલી છે તે ઉપરથી એવી કબુલત થાય છે કે ઉપર જણાવેલા પરગણાંની તા. ૨૯ મી જુલાઇના ઠરાવની આઠ કલમોમાં જણાવ્યા પ્રમાણે પુરેપુરી રસીદ નામદાર કંપની તથા તેમાં જણાવેલા શખસોને નામે તેમાં બતાવેલું કરજ વ્યાજ સુદ્ધાં વળે ત્યાંસુધી ઉઘરાવવી અને પાછળના લેણા બાબત અથવા હવે પછી કંપની સરકાર ગાયકવાડ સરકારને જે ધારે તેના અવેજમાં બીજા મહાલો કાઢી આપવામાં આવશે.

**કલમ ૮.**

અનાજ અને ખોરાકની તમામ ચીજો અને પોશાકની તમામ જાતની ચીજો તથા જરૂરીયાત ઢોર, ઘોડા અને ઊંટની સંખ્યા જે મદદગાર ફોજને માટે જોઇએ તેના ઉપર આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરના મુલકમાં દાણાની માફી થશે અને એ મદદગાર ફોજના કમાન્ડીંગ ઓફીસર અને બીજા અમલદારોને તેમને વિશ્વાસ ભરેલું મોટું કામ સોંપેલું છે તેને તથા બ્રિટિશ સરકારની પદ્ધી પ્રમાણે તમામ બાબતમાં ઘટતું માન મળશે. એવીજ રીતે ગાયકવાડ સરકારના અમલદારોને નામદાર કંપની તરફથી એવીજ રીતે માન પ્રતિષ્ઠા મળશે. વળી નામદાર કંપની અને ગાયકવાડ સરકારના વચમાં સંપ અને સ્નેહ જે આજસુધી ખુશાથી ચાલ્યો આવ્યો છે તે ઉપર વિચાર રાખી જે માલ તથા ચીજો ખાસ ગાયકવાડ સરકારના કુટુંબના અથવા તેઓના દીવાનોના ખાનગી ઉપયોગ માટે જોઇએ તે સુરત અને મુંબાઇમાં ખરીદ કરવા દેવામાં આવશે અને વડોદરાના રેસીડેન્ટનો પરવાનો સાથે હોવાથી બીન જકાતે લેઇ જવા દેવામાં આવશે.

મરાઠાઓ જેઓ ગુજરાતમાં રહે છે અગર નોકરી કરે છે તેમનું વતન દક્ષિણ છે, માટે એમાંના જે લોક ગાયકવાડની નોકરીમાં હશે તેમને પોતાના ખટલા સાથે નામદાર કંપનીના મુલકમાંથી જવા આવવાની પરવાનગી મળશે.

વેપારને માટે માલ અગર જે માલને માટે મના કરેલી છે તે લેઇ જવા માટે આ કલમ દાખલ થવાથી કોઇપણ રીતે મંજુરી અગર અખત્યાર મળતો નથી એવું ખુલ્લું સમજવું.

**કલમ ૯.**

મહારાજ આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર આ ઉપરથી બંધાય છે કે બ્રિટિશ સરકાર હા પાડયા વગર પોતાની નોકરીમાં કોઇ યુરોપીઅન અગર અમેરીકન અગર હિંદુસ્થાનના કોઇ રહેનારને રાખશે નહિ; તેમજ કંપની સરકાર દરબારની મરજી વિરૂદ્ધ તેમના કોઇ નોકર તાબેદાર અગર ગુલામોને પોતાની નોકરીમાં રાખશે નહિ.

### કલમ ૧૦.

હાલના તહનામાથી પક્ષકારો અરસપરસ બચાવ તથા રક્ષણને માટે બંધાયલા છે. સબબ આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર કોઇપણ સત્તાવાળા ઉપર કદી કંઇ દુશ્મનાવટનું અથવા જુલમનું કામ નહિ કરવાને માટે બંધાય છે અને કંઇ તકરાર પડે તો નામદાર કંપની સરકાર અદલ અને ન્યાયના ત્રાજવામાં એ બાબતોનો તોલ કરી ગાયકવાડ સરકાર સાથે મળી જે તોડ કાઢવાનું નિશ્ચય કરે તે પુરતી રીતે કબુલ મંજુર રાખવા બંધાય છે.

### કલમ ૧૧.

પેશ્વા અને આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરના દરમિયાન કેટલીક બાબતો અધુરી રહેલી છે અને હીસાબના કાગળોનો નિકાલ થએલો નથી. સબબ આ ઉપરથી આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર કબુલ કરે છે કે નામદાર કંપની સરકારે એ બાબતો, કાગળો અને હિસાબનો તપાસ કરી તેનો તથા તે ઉપરથી જે દાવા નિકળે તેનો છેવટનો તોડ કરી આપવો. સિવાય પૈસા સંબંધી નિરાકરણ થયા વગરની આ બાબતો પેશ્વા અને ગાયકવાડના દરમિયાન છે. તેમાં જેવી રીતે પેશ્વાએ બ્રિટિશ સરકાર ઉપર ભરોંસો રાખી તેઓ જે તોડ કાઢી આપે તે પ્રમાણે ચાલવા કબુલ કરેલું છે. તે મુજબ ગાયકવાડે બ્રિટિશ સરકાર ઉપર ભરોંસો રાખવો ઘટારત છે.

ઉપરનો તોડ કાઢવામાં નામદાર કંપની ગાયકવાડની પૈસા સંબંધી સ્થિતિ નાદુરસ્ત છે તેના ઉપર પુખ્ત વિચાર રાખશે અને ગાયકવાડ સરકારની પુરી ખાત્રી છે કે કંપનીની દરમિયાનગીરીમાં કોઇ જુલમ ભરેલો દાવો જબરાઇથી અમલમાં આવશે નહિ.

### કલમ ૧૨.

પક્ષકારોના ઠરાવનું રૂપ એક બીજાનું રક્ષણ કરવાનું છે અને હિંદુસ્થાનના તમામ સત્તાવાળાઓ સાથે સંપનો વધારો કરવાની તેમની ઇચ્છા છે. એમ છતાં કમનસીબથી લડાઇનો પ્રસંગ આવે તો દેશી પાયદળની એક પલટણ ગુજરાતના રક્ષણ માટે જરૂર જણાય એટલા અમલદારો વિગેરે સુદ્ધાં મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરની પાસે રાખતાં બાકીની મદદગાર ફોજ તેમના તોપખાનાં, દારૂગોળા વીગેરે લડાઇના સામાન સાથે દુશ્મનનો મુકાબલો કરવા તુરત મોકલવામાં આવશે. એ રીતે કબુલ થએલું છે.

લડાઇનો અંત આણવા માટે મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરની ફોજ બ્રિટિશ ફોજના સાથે ગુજરાતની સરહદ સુધી જશે; પરંતુ કંઇ મહોટો પ્રસંગ આવી પડશે તો તે બાબતનો માંહોમાંહે વીચાર કરી પક્ષકારોની સત્તામાં લડાઇનો અંત આણવાને જે સૌથી સારો ઉપાય હશે તે કરવામાં આવશે.

### કલમ ૧૩.

બંધે સરકારના દુશ્મનો એકજ છે તેથી જે ગાયકવાડ સરકાર વિરૂદ્ધ છે અથવા તેમના સામા બંડમાં છે તે એ રીતે ચાલશે ત્યાંસુધી નામદાર કંપનીની દોસ્તીમાં કદી દાખલ થઇ શકવાના નથી; પરંતુ કાનોજી ગાયકવાડ જે આ પંગતીમાં આવે છે તે પસ્તાવો બતાવી

શરણુ થાય તો તેને ઘટતું પેનસન આપવું દુરસ્ત છે અને તે ખાઇ મુંબાઇમાં અથવા તેવી જ નિર્ભય અને સોઇવાળી બીજી જગાએ રહે.

કાનોજી ગાયકવાડ અને મલ્હારરાવ ગાયકવાડને પેનસન સિવાય બીજો કાંઇ દાવો ગાયકવાડ સરકાર ઉપર કરશે નહિ કે જે પેનસન મલ્હારરાવ ગાયકવાડ તે માટે મુકરર થએલું છે અને કાનોજી ગાયકવાડને માટે છેવટ નક્કી થાય તે.

### કલમ ૧૪.

જ્યારે મદદગાર ફોજ લડાઇ ઉપર જાય ત્યારે આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર પોતાના મુલકમાંથી મળી આવે તેટલું અનાજ તથા વણઝારા લોક ફોજની સાથે મોકલશે અને તેનું ખર્ચ બ્રિટિશ સરકાર આપશે.

### કલમ ૧૫.

કોઇ વખતે મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરના મુલકને લગતા નામદાર કંપનીના મુલક અગર પરગણામાં ફિસાદ, બખેડા થાય તો મદદગાર ફોજમાંથી એ ફીસાદ હોલવવા માટે જોઇએ તેટલો ભાગ કામે લગાડવા મહારાજા આણંદરાવ ગાયકવાડ કબુલ કરશે અને કોઇ વખતે મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરના મુલકમાં ફિસાદ, બખેડો થાય અને તે મુલકમાં મદદગાર ફોજનો ભાગ મોકલવો ઠીક નહિ પડે તો બ્રિટિશ સરકાર મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરની માગણી ઉપર એવીજ રીતે કંપનીની ફોજ જે મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરના મુલકની પાસે હશે તેમાંથી એ ફીસાદો હોલવવાની મદદ માટે મોકલશે.

### કલમ ૧૬.

• હવે પછી હરેક સરકારની રૈયત પોતાના સરકારનું દેવું અગર કાંઇ વ્યાજબી દાવો બાકી રાખી બીજાના તાબામાં જાય તો તે સરકારે તેમને સોંપી દેવા; પરંતુ બંને સરકારના મુલક વચ્ચે જવા આવવાનો ખુલો વહેવાર ચાલવો જોઇએ એવો ઇરાદો છે તેથી એક તાબામાંથી બીજા તાબામાં રૈયત જાય તેના ઉપર નજીવા દાવા કરવા નહિ અને તમામ મોટા કામમાં ખરા દીલથી મદદ આપવી.

### કલમ ૧૭.

આ ઉપરથી પક્ષકારો પોતાના મુલકનો અન્યોન્ય વેપાર બાબતના સંબંધ વિષે હવે પછી વિચાર કરી વેપાર સંબંધીના કરાવનું તહનામુ આગળ ઉપર કરવાને બંધાય છે.

મુ. વડોદરા. }
તા. ૨૧ મી એપ્રીલ સને ૧૮૦૫. }

## ‡તા. ૨૧ મી એપ્રીલ સને ૧૮૦૫ ને રોજ રાજા આણંદરાવ ગાયકવાડ અને નામદાર કંપની વચ્ચે થયેલા કોલમાં સુધરેલી કલમ તા. ૧૦-૯-૧૮૦૬.

### કલમ ૧૭.

બંધે રાજ્યોના શત્રુઓ એકજ છે માટે જેઓ ગાયકવાડ સરકારની સામે છે અથવા તેવા સાથે બંડમાં છે તેઓ જ્યાંસુધી તેમ ચાલ્યા કરે છે ત્યાંસુધી નામદાર કંપનીની દોસ્તીમાં દાખલ કરવામાં આવશે નહિ; પણ કાનોજી ગાયકવાડ જે આ પંક્તીમાં આવે છે તે પસ્તાઈને શરણે આવે તો તેને લાયકની નિમણુંક કરી આપવી એ સારૂ ગણાશે અને તે લઈ પોતાનું ગુજરાન ચલાવે તથા મુંબઈમાં રહે અથવા બીજે કેકાણે જ્યાં વેતુંજ અગવડ-વાળું અને નિર્ભય જણાય ત્યાં રહે.

મલ્હારરાવ ગાયકવાડને જે નિમણુંક કરી આપી છે તે તથા હવે પછી કાનોજી ગાયકવાડ માટે જે નિમણુંકનો બંદોબસ્ત કરવામાં આવે તે સિવાય બીજો કશો બંધનો દાવો ગાયકવાડ દરબાર ઉપર રહેશે નહિ. તેમજ હાલ જે મંજુર કરેલા કાયદેસર ગાદીના માલીક આણંદરાવ મહારાજ કરેલા છે તેમને પુછ્યા વિના અથવા તેમની રાજીખુશી વિના એ લોકો વિષે અથવા બીજા ગાયકવાડના કુટુંબીઓ વિખરાયલા ફરે છે તેમાંના કોઈ વિષે કોઈપણ તદબીર હવે પછી થનાર નથી.

મંજુર કર્યું ગાયકવાડ સરકારે તા. ૧૦ મી સપ્ટેમ્બર સને ૧૮૦૬.

---

### આંક ૭૪.

## * ગાયકવાડની સાથે છેલ્લા કોલકરારની પુરવણી. તા. ૬-૧૧-૧૮૧૭.

ગાયકવાડના સંસ્થાનની સાથે પહેલાં જે કોલકરારો થયેલા તેમને પુષ્ટી આપવાને માટે એક છેલ્લો કોલકરાર વડોદરામાં ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપની અને મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તેના વારસો અને વંશજોની વચ્ચે થયેલો છે. એ કોલકરારની કલમો હાલ મહારાજા આણંદરાવ ગાયકવાડના તરફથી નામદાર ફતેહસીંગરાવ ગાયકવાડ અને ઑનરેબલ કંપનીના તરફથી કેપટન જેમ્સરીવેટ કરનાક. પૂર્ણ સત્તા અને હુકમ આપેલો મુજબ તે ઉપર કહેલા કોલકરારની પુરવણી માફક કબુલ કરેલી છે.

### કલમ ૧.

ગુજરાતમાં સલાહના કોલકરારને પુષ્ટી આપવા માટે અને ગાયકવાડનો મુલક સાચવ-વાને માટે અમુક કોલકરારની ( ત્રીજી કલમમાં કહેલાં સાધનોમાં વધારો કરવાની જરૂર છે

---

‡ એચીનસન્સ ટ્રીટી વૉ. ૮ પાનુ ૬૮ ગુજરાતી ભાષાંતરની બુક પાનું ૧૨૨.

* કોલકરાર ગુજરાતી ભાષાંતરની બુક પાનું ૧૨૭.

એવું જાણવામાં આવ્યાથી ) સને ૧૮૦૫ ના એપ્રીલ મહીનાની એકવીસમી તારીખે હીજરી ૧૨૨૦ ના મોહોરમની ૨૦ મી તારીખે સંવત ૧૮૬૧ ના ચૈત્ર માસમાં થયેલો તેની ત્રીજી કલમમાં સાધનોમાં વધારો કરવો એવું જરૂર જણાયાથી મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર હાલની દેશી પાયદળની એક પલટણ ( આશરે એક હજારથી ઓછાં નહિ અને દેશી ઘોડેસ્વારની બે પલટણો પુનાની શીરબંધી ફોજ છે તેના જેવી અને) તેટલાજ બળવાળીમાં વધારો કરવાને કબુલ છે અને ઑનરેબલ ઈસ્ટ ઇન્ડિયા કંપની વધારો કરવાને ખુશી છે અને બ્રિટિશ સરકારની ફોજની ગમે તેટલી સંખ્યા ગાયકવાડ મહારાજના રાજ્યમાં આવે અને તેને માટે ગાયકવાડ સરકારને કંઈપણ ખરચ આપવો નહિ પડે તેવી ફોજને પોતાના રાજ્યમાં રહેવા દેવા કબુલ કરે છે.

### કલમ ૨.

તા. ૨૧ મી એપ્રિલ સને ૧૮૦૫ એટલે તા. ૨૦ મી મોહોરમ હીજરી સને ૧૨૨૦ સંવત ૧૮૬૧ ના ચૈત્ર મહિનામાં જે તહનામું થયેલું છે તેની ચોથી કલમમાં જણાવ્યા મુજબની નોકરી બજાવવામાં કુમકી લશ્કર હરવખતે તૈયાર રહેશે: અને હિંદુસ્થાનના કોઈ રાજ્યો જોડે લડાઇ ઉઠે તો તેવી વખતે મજકુર તહનામાની બારમી કલમ પ્રમાણે નજર રાખી એવી કબુલત થઇ છે કે મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરના હજુર પહેરા માટે દેશી પાયદળની એક પલટણ અથવા ગુજરાતના બંદોબસ્ત માટે જેટલાં માણસની જરૂર હોય તેટલું રાખી હાલ જે એકેક હજારની દેશી પાયદળની ચાર પલટણો છે અથવા આઠસે આઠસે માણસની પાંચ પલટણો તથા દેશી રસાલાની બે પલટણો અને ગોરી તોપખાનાની એક; કંપની અને તેને જોઇતો સામાન દારૂગોળા તથા માણસો વિગેરે સાથે રાખવાને ઠરેલા છે, તેમાંથી બાકી રહે તે એકદમ શત્રુની સામે મોકલવાને વાસ્તે મુકામ ઉઠાવશે.

### કલમ ૩.

આ તહનામાની પહેલી કલમમાં ઠરાવ્યા પ્રમાણે જે લશ્કર વધ્યું તેના પગાર માટે મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર પેશ્વાના મુલકના ઇજારામાંથી ગાયકવાડ સરકારને જે બધા હક્ક મળેલા એ સર્વે હક્ક નામદાર ઇંગ્લીશ કંપનીને આપી સ્વાધિન કર્યા છે. પણ તેમાં તા. ૧૩ મી જુન સને ૧૮૧૭ તા. ૨૭ મી રજબ ૧૨૩૨ હીજરી અથવા સંવત ૧૮૭૩ ના જેઠ મહિનામાં પુનાનું તહનામું થયું તેની પંદરમી કલમમાં અમદાવાદ શહેરને લગતો મુલક છે તે બધો; પણ આટલુંજ સાફ સમજવાનું છે કે નામદાર કંપનીના સદરહુ મુલકમાં એ ઇજારાને લગતા જે પેશ્વા મહારાજા જોડે કોલો થએલા હોય તે બજાવવા પડશે અને તે બાબત અંગ્રેજ સરકારથી કોઇ દિવસે કોઇપણ પ્રકારનો દાવો થશે નહિ. અમદાવાદના ઇજારામાં આવેલા મુલકની વિગત આ તહનામાની જોડે ન પરિશિષ્ટ આપેલું છે તેમાં આપી છે.

### કલમ ૪.

નામદાર કંપનીના તાબાના ડભોઇ, બાહાદરપુર અને સાવલી પરગણાં વડોદરાંની નજીક આવ્યાથી ગાયકવાડ સરકારને ઘણાં કિમતીવાન ગણાય છે માટે તે ઉપરથી એવું ઠર્યું છે કે

એ પરગણાં ગાયકવાડ સરકાર તેમના વારસ અને વંશજોને હંમેશાંના રાજ્યસત્તા સાથે આપવાં અને તેને પેટે તે મહારાજનો અમદાવાદ શહેરમાંનો ભાગ આગળ જણાવ્યા પ્રમાણે બાદ કરીને તથા કંપનીના રાજ્યની પાસેના પેટલાદ પરગણાનો જેટલો ભાગ હોય તેટલો નામદાર કંપનીને આપવો. દરેક જણનો મુલક પરિશિષ્ટ ક માં જણાવ્યા પ્રમાણે ઉપજનો ગણી લેવો. ગાયકવાડ મહારાજે અમદાવાદ શહેરમાં હવેલીનો કબજો તેના પેટાનું દસક્રોઇ પરગણું રાખ્યું છે. માટે વિશેષ એમ કરી કબુલ થએલું છે કે ગાયકવાડ મહારાજે પોલીસ અને જમાંબંદીના બંદોબસ્ત માટે જેટલું માણસ જરૂરનું હોય તેટલું હવેલીમાં રાખવું અને હવેલીમાં મહારાજાના નોકરો હશે તે અંગ્રેજ સરકારના અમદાવાદ શહેરના જે કાયદા અને કાનુનો હશે તે પ્રમાણે વર્તશે. તેમ નામદાર કંપની પણ પોતાની તરફથી કોલ કરી આપે છે કે શહેરમાંના અમલદારો તરફથી હવેલીમાં રહેનારા અથવા મૂકેલા માણસોને તથા ગાયકવાડ સરકાર માણસો અને લશ્કરોનો બરોબર સગવડ કરી આપશે અને તેઓ ઉપર અંગ્રેજી અમલના કાયદા નહિ ચલાવે પણ ગાયકવાડ સરકારની રૈયત ગણાશે અને એ ગાયકવાડ સરકાર અમદાવાદ શહેરમાંના કોઇ નોકર કે તાબેદારની ગેરવર્તણુંકને માટે પોતાના કાયદા પ્રમાણે ઘટીત શિક્ષા કરી નામદાર કંપનીના ત્યાંના અમલદારનું મન રાજી કરશે. નામદાર કંપનીને ગાયકવાડ સરકાર સાથે આટલા દહાડા થયાં સારો બનાવ અને મિત્રાઇ ચાલી આવી છે એ વિચાર ઉપરથી તેમના ઘરખટલા અથવા દિવાનોના ખપ અને ખાનગી ઉપયોગ માટે જે ખરેખરા માલ અને ચીજો જોઇશે તે વગર જકાત ભરે. વડોદરાના રેસીડેન્ટ તરફથી પરવાનગી ચીઠી લાવશે તો ખરીદ કરી અમદાવાદમાંથી લઇ જવામાં અડચણ થશે નહિ.

### કલમ ૫.

ઉપલી કલમમાં ઠરાવેલા પરગણાનો મોબદલો કરવાથી ડભોઇ, બાધરપુર અને સાવલી ગાયકવાડ સરકારને તાબે ગયાથી રાજ્યના વીસ્તાર અને વસ્તીમાં ઘણો ફાયદો થયો છે માટે તે ફાયદા પર નજર રાખી મહારાજ આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર સુરતની પાસેનો મુલક અથવા પેટલાદ પરગણામાંનો પોતાનો ભાગ નામદાર કંપનીના મુગલાઇ હક્કના દાવા બદલ અને સુરતનો કિલ્લો કંપનીના તાબામાં છે તેની રૂએ સુરત અઠાવીશીમાંનો ગાયકવાડનો મુલક સ્વાધીન કરે છે.

### કલમ ૬.

છેલ્લા તહનામાના ભ પરિશિષ્ટ પ્રમાણે મહારાજ આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર પલટણના ખર્ચને પેટે નામદાર કંપનીને કેટલો એક મુલક રાજ્યસત્તા તથા ઉપજ સહિત અને તેમાંના કિલ્લા સાથે નામદાર કંપનીને આપ્યો છે અને તે પરગણાઓમાંથી તે તે ટીપમાં બતાવેલી વિગત પ્રમાણે તેની બરોબરી ઉપજનો મોબદલો કરી વીજાપુર લીધું છે અને તે પ્રમાણે મહારાજ આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તે મુલક અને તેના કિલ્લાઓમાંની બધી સત્તા નામદાર કંપનીને કરી આપવાને કબુલ થયા છે અને નામદાર કંપની પણ વીજાપુર પરગણામાંના કિલ્લામાંની બધી હકુમત મહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરને પાછી આપવાને કબુલ થાય છે

અને મહારાજાએ **વીજાપુર** પરગણું મોબદલામાં લેવાનું કબુલ કર્યું છે. તે ઉપરથી નામદાર કંપની કબુલ થાય છે કે હવે પછી છેલ્લા તા. ૨૧ મી એપ્રીલ સને ૧૮૦૫ તા. ૨૦ મી મોહોરમ ૧૨૨૦ હીજરી અને સંવત ૧૮૬૧ ના ચૈત્ર મહિનામાંના છેલ્લા કરાવ પ્રમાણેના કરારમાં જે પરગણાં આપેલાં છે તે અથવા હાલ **વિજાપુરના** મોબદલામાં જે પરગણાંઓ લીધેલાં છે તે અથવા હવે પછી કોઈપણ મુલકનો મોબદલો કરી તેમાં પાછો મોબદલો કરવાને માગશે નહિ.

### કલમ ૭.

મહારાજા **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે અંગ્રેજ સરકારને લખી જણાવ્યું કે બેટ અને **ઓખામંડળમાં** બે દેવસ્થાનો હિંદુ ધર્મનાં છે અને તે જગ્યાઓ ગાયકવાડ સરકારના તાબામાં આપવી જોઈએ અને નામદાર ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો પણ મહારાજાનો વિચાર બાહાલ રાખવાની ઇચ્છા હોવાથી **ઓખામંડળનું** પરગણું તથા બેટમાંની સઘળી હકુમત અને કિલ્લાઓ મહારાજા **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તેના વારસ અને વંશજોને **યાવદચંદ્ર** સુધી આપેલાં છે અને મહારાજા સેના ખાસખેલ સમશેર બહાદુરે નામદાર કંપનીને માલ ભરવા માટે એ બેટમાં એક મકાન બાંધવાની રજા આપી છે અને તેમાં દાણુવેરાનો કાંઇ દાવો રાખ્યો નથી તથા નામદાર કંપનીના વહાણો, ફતેમારીઓ. નોકરો તથા નામદાર કંપનીના બંદરોમાંથી વેપારીઓનાં વાહાણો ગાયકવાડના રાજ્યમાં આવે તે લોકોને જતાં આવતાં કાંઇ હરકત કરવી નહિ અને નામદાર કંપની પણ પોતા તરફથી કબુલ કરે છે કે ગાયકવાડ સરકારના વહાણોને લોકોને અને રૈયતને તથા સફરી વહાણોને કંપનીના બંદરમાંથી આવવા જવાને કંઇ હરકત થશે નહિ. વળી મહારાજા બીજું કબુલ કરે છે કે કંપનીની કોઠીમાં જે માણસ રહેશે તેને કોઇપણ તરફથી ઇજા થવા દેઇશું નહિ અને તેને ઘટતી ઇજત મલી જશે.

### કલમ ૮.

તા. ૨૧ મી એપ્રીલ સને ૧૮૦૫ તા. ૨૦ મી મોહોરમ ૧૨૨૦ હીજરી અને સંવત ૧૮૬૧ ના ચૈત્ર માસમાં થએલા કોલકરારની બારમી કલમના બીજા પેટા ઉપરથી મહારાજા **આણંદરાવ** ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે અંગ્રેજ લશ્કર જોડે મોટી આફત કાળે પોતાનું લશ્કર લડાઇમાં આપવાનું કબુલ કર્યું છે તે ઉપરથી ગાયકવાડ સરકાર વિશેષ. કબુલ થાય છે કે લડાઇ વખતે લડાઇ ચલાવવા માટે બધુ પોતાનું લશ્કરી જોર બાહાર પાડશે અને નામદાર કંપની પણ કબુલ કરે છે કે ત્રાહિત મુલકમાંથી જે મુલક મલશે તેમાં ભાગ પડાવવાનો ગાયકવાડ સરકારનો કેટલો હક્ક છે તે ઠરાવવાનો વિચાર કરશે. ગાયકવાડ સરકાર પણ નામદાર કંપની જોડે તથા તેની મરજી માફક રહેવાને બંધાય છે અને કુમકી લશ્કર જ્યાં મોકલે તેની જોડે પોતાનું લશ્કર મોકલવાને બંધાય છે અને અંગ્રેજી લશ્કરનો જે સેના-ધિપતી હોય તેના હુકમ પ્રમાણે ચાલશે અને તે લશ્કર ત્રણ હજાર સ્વારનું હોવું જોઇએ અને તેનો બધો ખર્ચ ગાયકવાડ સરકાર કાઢશે અને ગાયકવાડ સરકાર કંટીજન્ટ હોર્સનું લશ્કર ઉભું કરવામાં અંગ્રેજ સરકારની સલાહ અને સૂચના પ્રમાણે ચાલશે. તેને મહિને મહિને પગાર આપશે અને ગાયકવાડ સરકારના દસ્તુર પ્રમાણે કપડાં અને હથીઆર રાખશે

અને તેની હાજરી ગાયકવાડ સરકારના ઉપરીની રૂબરૂ થશે અને દરેક ચાંદરાતે પગાર વહેં-ચતી વખતે ગાયકવાડ સરકાર અને રેસીડેન્ટ તેઓની હાજરી લેશે અને જો વડોદરા બહાર નોકરી ઉપર લશ્કર હશે તો ગાયકવાડ સરકારનો જે અમલદાર તેની સાથે હશે તે અને નામદાર કંપનીનો સાથે ગએલો અમલદાર બન્ને મળી ઉપર કહેલી કબુલાત પ્રમાણે મસ્તર લેશે.

### કલમ ૯.

એકમેકના રાજ્યમાં સમાધાની અને બંદોબસ્ત રાખવો એવી એકમેકની અંતઃકરણની ઇચ્છા છે માટે તથા કંપની અને ગાયકવાડનો મુલક એકમેકમાં આવી ગયો છે તે ઉપરથી ઠરેલું છે કે હરેકના મુલકમાં ગુન્હેગાર આવીને આસરો લે એતો તેને માગતાં વારમાં એકદમ વગર ઢીલ કરવે આપવો.

### કલમ ૧૦.

તા. ૨૧ મી એપ્રીલ સને ૧૮૦૫ તા. ૨૦ મી મોહરંમ ૧૨૨૦ હીજરી અથવા સંવત ૧૮૬૧ ના ચૈત્ર માસમાં વડોદરા મુકામે છેલ્લા કોલકરારની બધી કલમો હાલના તહનામા-માંથી વિરૂદ્ધ નથી તે મંજુર રાખેલી છે.

### કલમ ૧૧.

આજરોજ તા. ૬ ઠી નવેમ્બર સને ૧૮૧૭ તા. ૨૫ મી ઝીલ્હેજ ૧૨૩૨ હીજરી અથવા સંવત ૧૮૭૩ ના આસો માસમાં વડોદરા મુકામે અગીઆર કલમનો પુરવણીનો જે ઠરાવ થયો છે તે હંમેશાનો અને બન્નેને કબુલ છે અને ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ નામદાર માર્કીસ ઑવ હેસ્ટીંગસ કે. જી. એ કબુલ કર્યો છે.

વડોદરા થએલું.
તા. ૬ ઠી નવેમ્બર સને ૧૮૧૭. } L. S.
સાક્ષીઓ.

(સહી) જે. આર. કાર્નેક.
રેસીડેન્ટ.

**ટીપ**—મછલીસોલી મુકામે તા. ૧૨ મી માર્ચ સને ૧૮૧૮ ને રોજ આ કોલકરાર નામદાર ગવર્નર જનરલે કબુલ કીધા છે.

(સહી) જે. આડમ.
ગવર્નર જનરલનો સેક્રેટરી.

## ૬ઠ્ઠી કલમમાં જણાવેલું પત્રક.

### પરિશિષ્ટ અ.

જમે.

| | | |
|---|---|---|
| કપડવંજના | | ૫૨૬૦૦—૦—૦ |
| ભાલજના | | ૪૦૦૦૦—૦—૦ |
| કરોડના | | ૬૦૦૦૦—૦—૦ |
| સુભાગીપોલનાં ત્રણ ગામો પેટલાદ પરગણાનું સંધાણા, માતર પરગણાનું અંત્રાલી અને મહુધા પરગણાનું વાસણા | | ૯૦૪૭—૧—૦ |
| દસક્રોઇ પરગણાનો અમદાવાદ કુમાસ | | ૫૦૦૦—૦—૦ |
| | | ૧૬૬૬૪૭—૧—૦ |
| અમદાવાદ શહેરના | | ૧૬૨૩૧૩—૩—૭ |
| અમદાવાદ પરગણું દસક્રોઇ હવેલી | | ૧૮૬૦૦૦—૦—૦ |
| સુરત અઠાવીશીના ટરકેશ્વર અને મોતા કસ્બા | ૨૯૬૪૧—૦—૦ | |
| મોગલાઈ તેમાંથી બાદ કરવાની તે | ૧૦૦૭—૦—૦ | |
| | | ૨૮૬૩૪—૦—૦ |
| નામદાર કંપનીની તરફેણમાં માંડીવાળેલા તે | | ૨૭૯૯૬—૨—૫૧ |
| સુરત અઠાવીશીની કસ્બે મોતાની મુગલાઇ | | ૧૦૦૭—૦—૦ |
| ઉમરેઠ કસ્બાના | | ૩૪૦૦૧—૦—૦ |
| | કુલ રૂ. | ૫૮૦૯૬૫—૨—૫૮ |

## ૬ઠ્ઠી કલમમાં બતાવેલું પત્રક.

| ઉધાર. | | રૂ. પા. રે. |
|---|---|---|
| વીજાપુર અને કડી પટે સમાઉના | | ૧૬૬૬૪૭—૧—૦ |
| ડભોઇ | | ૨૦૭૯૧૮—૨—૨૦ |
| બાધરપોર | | ૧૪૩૭૭—૧—૩૨ |
| સાવલી | | ૭૫૩૩૩—૦—૦ |
| સુરત અઠાવીશીમાં મુગલાઇ હક્ક | | ૭૫૭૬૩—૧—૨૫ |
| સંધારણ, અંત્રાલી, વાસણા, સુભાગીપોલના જાગીરના ગામોમાંથી ખેડાના કલેકટરે કીલ્લેદારી બાબત ઉઘરાવેલા પણ તે નામદાર કંપનીને એ ગામો આપતી વખત આંકડો ઠરાવેલો તેમાંથી બાદ કરેલા નહિ તે | | ૧૬૫૨—૦—૦ |
| ગાયકવાડ સરકારે ગામ સૈયદપુરા દસક્રોઇ સાથેની | ૧૮૦૦—૦—૦ | |
| ઉપજના તા. ૧૫ મી જુન સને ૧૮૧૮ ના પત્રના સત્તરમા પેરેગ્રાફમાં સમજાવ્યા પ્રમાણે દસક્રોઇના છપ્પન હજાર રૂપીઆ ઉપર વીસ હજારના વધારાના ભાગના | ૬૪૨—૦—૦ | |
| | | ૨૪૪૨—૦—૦ |
| અમદાવાદ દસક્રોઇની ધમાંદા લાગતના | | ૧૮૨૪—૦—૮૧ |
| કસ્બે પેટલાદ તથા તેની સાયરના | | ૩૨૮૯૦—૨—૩૧ |
| | | ૫૭૮૮૪૮—૦—૮૯ |
| પેટલાદ અને સુરત અઠાવીશીનાં ગામ ગાયકવાડને આપી બાકી પુરો કરવા આપવાનાં | | ૨૧૧૭—૧—૬૯ |
| | | કુલ રૂ. ૫૮૦૯૬૫—૨—૫૮ |

(સહી) જે. આર. કારનેક. L. S.

રેસીડેન્ટ વડોદરા.

## ૬ઠ્ઠી કલમમાં બતાવેલું પત્રક.

### પરિશિષ્ટ બ.

તા. ૬ ઠી નવેમ્બર સને ૧૮૧૭ એટલે તા. ૨૫ મી જીલ્હજ ૧૨૩૨ અને સંવત ૧૮૩૭ માંહે આસ્વીનને વીશેષ કુમકના લશ્કરના પગાર બદલ ગાયકવાડ સરકારે નામદાર કંપનીને મુલક તથા ફંડો કાઢી આપેલાં તે.

**અમદાવાદના** હંમેશના ઇજારાના ઇજારાને બધી શરતો સાથે ૧૨૬૧૯૬૯૨–૨–૫૦ અને વસુલના પરગણાં.

| | |
|---|---|
| **અમદાવાદનું** અડધું શહેર પેશ્વાની દસક્રોઈ અને **વિરમગામ** પરગણું—<br>**પ્રાંતીજ** અને **હરસોલ** અને **મોડાસા** પરગણામાં પેશ્વાનો ભાગ નીચે પ્રમાણે<br>**મહેમદાવાદ અલીણા** અથવા **ધામણા**—<br>**ઠાસરા**—<br>**આંત્રોલી**—<br>**બાલાસીનોર** અને **વીરપુર**—<br>**પેટલાદનું** અડધુ પરગણુ અને ગામ— | કુલ ઉપજ<br>રૂ. પા. રે.<br>૧૨૬૧૯૬૯–૨–૫૦ |

(સહી) જે. **આર**. કારનેક. L. S.

રેસીડેન્ટ વડોદરા.

## આંક ૭૩.

**આણંદરાવની મહોર.**

## યાદી.

× નામદાર ઇંગ્લીશ કંપની બહાદુરના લશ્કરના ખર્ચ પેટે જાયદાદમાં અગ્યાર લાખ સીતેર હજારની ઉપજના મહાલ કાઢી આપેલા છે અને કંપની તરફના આવેલા આંકડા ઉપરથી તથા દુમાલા ઇનામી અને બીજા ગામોની ઉપજ. તેમાં એમ માલમ પડે છે કે ઉપલી રકમથી ઉપજ ઓછી થઇ છે તેથી અંગ્રેજ સરકારના બાકી દેવા રૂ. ૧૭૬૬૧૮--૧૫ નીકળે છે. શુરેસન ટીપા મ્યાતન-ઉ-અલફ.

આ બાકી કરી આપવાની ગોઠવણની વીગતઃ—

સન સમમાન મ્યાતન અથવા સંવત ૧૮૬૪ માં ખરેખરી વસુલ કંપની પાસેથી લીધેલી તે.

| | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. |
|---|---|---|
| તાલુકા ભાવનગરના ઘાસદાણાના | ૭૪૫૦૦-૦-૦ | |
| નડીયાદ પરગણા ઉપરનો વરાદ શીલેદાર મીર કેમાઉલેદીન હુશેનખાનને આપેલો પણ તે શખસોનો સરંજામ કાઢી નાંખવાથી વરાદ વધેલો તે— | ૫૦૦૦૦-૦-૦ | |
| તા. ૧૧. મી રબીલાખર શન સ મ્યાનની યાદીમાં લખેલા ત્રણ ગામ સોખડા, આદડા, મકતજના રૂ. ૨૫૦૦) ગણેલા તેમાં રૂ. ૧૦૫૦) ઓછા વસુલ થયલા તે બાદ જતાં ખરેખરા વસુલના કંપની તરફની આવેલી યાદી પ્રમાણે | ૧૪૫૦—૦-૦ | |
| મહુધા પરગણામાં મોજે હૈદ્રાબાદના | ૧૦૦૦—૦-૦ | |
| | | ૧૨૬૯૫૦-૦-૦ |

નીચે લખેલાં દુમાલા ગામો જુદા જુદા શખસોને આપેલાં પણ પાછા લેઇ લીધેલાં અને બાકી ખાતે કરાવી આપેલાં તે.

| | રૂ. આ. પૈ. |
|---|---|
| પરગણે ધોલકાનાં ગામો માં જે ભેટ ગયાબાઇ ગાયકવાડવાળું | ૪૫૦-૦-૦ |
| મોજે બીડેજ કાપાબાઇ ગાયકવાડવાળું. | ૩૧૫૦-૦-૦ |

× એચીનસન્સ ટ્રીટી વૉ. ૮ પા. ૬૯. ગુજરાતી ભાષાંતર બુક પાનું ૧૧૨.

| | | |
|---|---|---|
| બચા જમાદારના બે ગામો મોજે ત્રાજ | ૬૦૦૦–૦–૦ | |
| મોજે કરક | ૨૧૫૦–૦–૦ | |
| | | ૮૧૫૦–૦–૦ |
| પરગણે મહુધામાંનાં ગામો | | |
| મોજે ગોરા–સીલેદ્રા ભાઉ કાલેનું | | ૯૦૮–:–૦ |
| પરગણે માતરનાં ગામો પાન્ના ખાતાની | | |
| શ્રી પતરાવ નારાયણને આપેલાં મોધુ | | |
| જુમ્મા ફુહાના | ૮૧૦૦–૦–૦ | |
| ખંભાતના નવાબનો મોજે જીજકા તથા | | |
| ગોરાકુના | ૧૧૫૦–૦–૦ | |
| | | ૯૨૫૦–૦–૦ |
| પરગણે વિજાપુરના ગામો મોજે કડા રમા-બાઇને આપેલું | ૪૪૦૧–૦–૦ | |
| મોજે ઉડાઇ શીલેદાર શીવરામ બલવંતવાળુ | ૨૩૦૧–૦–૦ | |
| | | ૬૭૦૨–૦–૦ |
| નીચે લખેલી રકમો શન ટીપા મયાતીની અથવા સંવત ૧૮૬૫ ના સાલથી આપવામાં આવી તેની વિગત— | | |
| રંગાર ધાટ | | ૩૭૫૦–૦–૦ |
| દુમાલા ગામો પેટે–મોજે સેટરા પરગણે માતરની ઉપજ સુભાનજી પોલ પાયગાદારને મળાતી તેમાંથી ખેડાના કિલ્લા બાબત જાયદાદના રૂ. ૫૦૦) ઠરાવેલા તે બાદ જતાં | ૯૫૦–૦–૦ | |
| મહુધા પરગણાના ગામો— | | |
| સુભાનજી પોલની પાગા બદલના બે ગામો આપેલાં તેને પેટે–મોજે ગોગ, રજ | ૨૫૦૦–૦–૦ | |
| મોજે સમા, દરેણુ | ૧૫૦૦–૦–૦ | |
| મોજે ભુમલ–કુશુબાઈ ગાયકવાડનું | ૪૨૦૦–૦–૦ | |
| મોજે પીપલ–ગજરાબાઇ ગાયકવાડનું | ૩૬૬૬–૧૫–૦ | |
| | | ૧૨૮૧૬–૧૫–૦ |
| | | ૧૭૬૧૬૮–૧૫–૦ |

આ પ્રમાણે આ વરસથી જાયદાદમાં એક લાખ છાંતેર હજાર એકસો અડસઠ રૂપીઆ આના પંદર ઉપર લખેલી વિગત માફક કાઢી આપવાનું કબુલ કરેલું છે.

જાહેર થયુ

તા. ૧૭ મી જમાદી ઉલ અવલ અથવા તા. ૧૨ જુલાઇ ૧૮૦૮

નક્કી થઇ ચુકેલું છે. મોરતબ સુદ.

## +માજી મહારાજ ફતેસિંગજીની પછી ગાદીએ આવનાર સયાજીરાવ ગાયકવાડ જોડે જુદી બોલીચાલી કરી તે વિષે પુરવણીમાં વધારેલી કલમ.

આગળના તહનામાની ચોથી કલમમાં એવો ઠરાવ થયો છે કે ડભોઇ, બાધરપોર અને સાવલી લેઇને અમદાવાદ અડધું શહેર તથા પેટલાદ પરગણામાંનાં ગાયકવાડના ભાગનાં ગામો નામદાર કંપનીને આપવાં. તે ઉપરથી બંધે પક્ષકારોએ વિશેષ વિચાર કરી તેને બદલે નિચેની ગોઠવણ ઠરાવી. તેમાં સુરત અઠાવીશીમાંના ગાયકવાડના તાબામાંના પરગણામાંનો મુગલાઇ હક પાંચમી કલમમાં ઠરાવ્યા પ્રમાણે તથા ગાયકવાડનું દસક્રોઈ પરગણું (દુમાલા અને ઇનામ સાથે) અને શહેરમાંની હવેલી તાલુકા તથા મોતાનો કસબો તથા સુરત અઠાવીશીમાંનું તડકેશ્વર પરગણું તે હક અને મુલકનો મોબદલો કરવા પેટે લીધા છે.

બંધે રાજ્યના સુખ અને હિતને માટે અને તેઓની સત્તા અને અધિકાર કાયમ કરવા માટે અન્યોઅન્યની ઇચ્છા એવી છે કે પેટલાદના કસ્બાના હક એકને અથવા બંધેને આપવા તે ઉપરથી ગાયકવાડ મહારાજ આણંદરાવ ગાયકવાડે કબુલ કર્યું છે કે પેટલાદ પરગણામાંના કંપનીના હક લેઇને તેને બદલે ઉમેરેઠના હક આપવા.

(સહી) જે. આર. કરનાક

રેસીડેન્ટ વડોદરા.

L. S.

કુંપનીની મહોર.

(સહી) હેસ્ટીંગ્સ.

,, જી. ડાડસવેલ.

,, જેમ્સ સ્ટુઅર્ટ.

આજરોજ તથા અઠાવીસમી નવેમ્બર ૧૮૧૮ એ ગવર્નર જનરલે મંજુર કર્યું.

(સહી) જે. એડમ.

ગવર્નરનો ચીફ સેક્રેટરી.

ઇંગ્રેજી ઉપરથી

## ઈંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકાર વચ્ચે થયેલો કોલકરાર.

મુંબઇના ગવર્નર ઑનરેબલ એમ. એલ્ફિન્સ્ટને સને ૧૮૨૦ માં વડોદરે આવ્યા, અને કાઠીઆવાડમાં કર્નલ વૉકરે અને મહીકાંઠામાં લેફટેનેન્ટ કર્નલ બેલન્ટાઇને મુકરર કરેલી મુલકગીરી ખંડણી, બ્રિટિશ સરકારને ઉઘરાવવા દેવાને, મહારાજા સયાજીરાવને સમજાવ્યા.

+ એચીનસન્સ ટ્રીટી વૉ ૮ પાનુ ૭૯ કોલકરાર ગુજરાતી ભાષાંતરની બુક પાનુ ૧૩૬.

તે ઉપરથી ગાયકવાડ સરકારે બ્રિટિશ સરકારને ૧૮૨૦ ના એપ્રીલની ૩ જી તારીખનો એક યથા વિધિ કરાર કરી આપ્યો.

ઘણા અગત્યના કેસોના પ્રશ્નોમાં આ કરાર બતાવવામાં આવે છે અને તેનો આધાર લેવામાં આવે છે તેથી તેનો પુરેપુરો ઉતારો નીચે આપ્યો છે.

| ગાયકવાડની મહોર. |
|---|

*કરાર.

"દેશની આબાદી, શાંતિ, અને સલામતી વધારવાના હેતુથી, અને ગાયકવાડની સરકારને કાઠીયાવાડ અને મહીકાંઠાના મુલકોમાંથી જે ખંડણીની રકમ મળે છે તે તેને બીન હરકતે અને સહેલાઇથી મળે જાય એટલા માટે બ્રિટિશ સરકાર સાથે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે કે, મહારાજા સયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર ઉપરના બન્ને મુલકના જમીનદારોના તાલુકામાં કંપનીની સરકારની સંમતિ શિવાય પોતાનું લશ્કર મોકલશે નહિ, અને કંપનીની સરકારની લવાદી શિવાય એ મુલકમાં રહેનારા જમીનદારો અને બીજાઓ સામે કંઇ પણ દાવો કરશે નહિ: (તેમજ) કંપનીની સરકાર બંધાય છે કે સંવત ૧૮૬૪, સન ૧૮૦૭ અને ૧૮૦૮ અને સંવત ૧૮૬૮, સન ૧૮૧૧ અને ૧૮૧૨ ના બંદોબસ્તથી મુકરર કરેલી ખરાજાત શુદ્ધાં ખંડણી કંઇ પણ ખર્ચ શિવાય ગાયકવાડ સરકારને જમીનદારો તરફથી આપવામાં આવશે. જો કોઇપણ જમીનદારની અથવા તાલુકદારની ગેરવર્તણુંકથી કંઇ વધારે ખર્ચ કરવાની જરૂર પડે તો તે ખર્ચ તે જમીનદાર પાસેથી કંઇ પણ વધારો કર્યા વિના વસુલ કરવામાં આવશે." ૧૮૨૦ ના એપ્રીલની ૩ જી તારીખ.

---

નંબર ૧૬
આંક ૭૫.

## ×નામદાર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન મુંબઇના ગવર્નરે સયાજીરાવ ગાયકવાડને તા. ૩ જી એપ્રીલ સને ૧૮૨૦ નો લખેલો પત્ર.

---

હમારૂં વડોદરે આવવું થયા પછી આપણી ઘણી મુલાકાત થઇ તેમાં ખુદ મેળાપથી આગલી દોસ્તીમાં વધારો થયા ઉપરાંત તમારા રાજ્યનો કારભાર તમને શી રીતે સોંપવા તે બાબત ઘણી વાતચીત થઇ છે. અને તે બાબતો બધી મંજુર થએલી યાદ રહે વાસ્તે લખી કહાડી તમારા ઉપર મોકલીએ છીએ.

આજ સુધી ચાલ્યું આવ્યું છે તે પ્રમાણે પરરાજ્યનો કારભાર અંગ્રેજ સરકારના એખલા અખત્યારમાં રહેશે.

---

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૮ પા. ૮૦
× એચીનસન્સ ટ્રીટી વૉ. ૮ પા. ૮૦ ગુજરાતી ભાષાંતર બુક પાનુ ૧૩૭.

રાજ્યના અંદરના કારભાર બાબત મહારાજને બધી છુટ છે. પણ શાહુકારને ત્યાં અંગ્રેજોની બાંહેધરી છે ત્યાં શાહુકારોની કબુલાતો પુરી કરી આપવી. વર્ષ બેસતાં જામદારખાનાની શી હકીકત છે અને તે બાબત શો બંદોબસ્ત કરવાનું ઠરેલું છે તે બધું રેસીડેન્ટને જણાવવું પડશે તથા જ્યારે તે માગે તે વખતે બધા હિસાબ તેને બતાવવા પણ જોઇએ તથા કંઈ મોટો ખરચ કરવો હોય તો તેની સલાહ પણ લેવી પડશે.

અંગ્રેજ સરકારના કારભારીઓ અને બીજાં માણસો બાબતની બાંહેધરી વગર અંદેશે પાળવી પડશે.

મહારાજે પોતે દીવાન પસંદ કરવો પણ તેને નિમતાં પહેલાં બ્રિટિશ સરકારની સલાહ લેવી.

બંને રાજ્યોનાં હિત સરખાં છે માટે જ્યારે જ્યારે કંઇ મોટી આફતની વખત આવશે ત્યારે બ્રિટિશ સરકારને સલાહ આપવી જરૂર પડશે: પણ સાધારણ બાબતમાં સરકાર હાથ ઘાલશે નહિ. અને નેટીવ એજન્ટ અગાઉની પેઠે ગાયકવાડ સરકારના રાજ્યમાં માથુ મારશે નહિ. આ પત્ર દોસ્તીના હકમાં અને તમારા રાજ્ય જોડે શુભ ઇચ્છા રાખીએ છીએ તે ઉપર નજર રાખી લખેલો છે: અને આશા છે કે તમે હમેશાં તમારા તરફના ચઢતી પ્રીતિ અને આબરૂના સમાચાર વારેવારે લખતા જશો.

---

# કુચ્છ ભુજ.

ઇંગ્રેજી ઉપરથી.

નં. ૩.

## * ધી ઑનરેબલ ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપની તથા કચ્છના હીઝ હાઇનેસ મહારાજા મીરઝા રાઓ ભારમલજીની વચમાં મિત્રાચારીના તહનામાની કલમો.

### કલમ ૧.

હવે પછી કરાર કરનાર રાજ્યોની વચમાં સલાહ અને દોસ્તી જાયુની રહેશે.

### કલમ ૨.

કાઠીઆવાડ દ્વીપકલ્પ માંહેલા હીઝ હાઇનેસ પેશ્વા તથા હીઝ હાઇનેસ ગાયકવાડના મહાલોમાં કચ્છમાં આવેલા વાગડના લોકોએ વિનાકારણ લુંટો ચલાવી છે તેથી તેમના આક્રમણોથી જે કાંઇ નુકશાન થયું હોય તે બધું ભરી આપવાને તેમજ તેના પરિણામે જે લશ્કરી ખર્ચ થયો છે તે ચુકવી આપવાને મહારાઓ વચન આપે છે. આ ખર્ચ માટે છલાયદો દસ્તાવેજ થયો છે જે પાળવાને મહારાઓ બંધાય છે.

* એચીનસન્સ ટ્રીટી વૉ. ૭ પાનું ૧૫.

### કલમ ૩.

કચ્છ રાજ્યની રૈયતની લુંટોથી પેશ્વા સરકાર ગાયકવાડ સરકાર તેમજ કંપની સરકારની રૈયતને હવે પછી જે કાંઈ નુકશાન થાય તેને સારૂ જવાબદાર થવાને હીઝ હાઇનેસ મહારાઓ બંધાય છે.

### કલમ ૪.

કચ્છ રાજ્યની પ્રજા દુશ્મનાવટનાં પ્રયોજન માટે અખાત અથવા રણ ઓળંગી આ બાજુએ આવશે નહિ તેમજ ઑનરેબલ કંપની અથવા શ્રીમંત ગાયકવાડની પ્રજાઓ સામે આવાં કામ કરવા સારૂ સદરહુ અખાત તથા રણ ઓળંગશે નહિ. ઉપર કહેલી ત્રણ સરકારોની પ્રજાઓ પણ (તેજ પ્રમાણે) રાઓની પ્રજા સામે આવાં કામ કરવા અખાત તથા રણ ઓળંગશે નહિ. અંજારનો કિલ્લો વિગેરે ઑનરેબલ કંપનીને સોંપી દેવામાં આવ્યો છે. તેથી તે જગાએ પહોંચવાને લશ્કર તથા સરંજામને અખાત તેમજ રણ ઓળંગવાને કાંઇ વાંધો નથી.

### કલમ ૫.

પોતાના રાજ્યમાં તેમજ કિનારાઓ ઉપર ચાંચીઆનો ધંધો જે ચાલે છે તેને ઘણાજ ઉત્તમ પ્રકારે નિર્મૂળ કરવાને હીઝ હાઇનેસ રાવ પોતે બંધાય છે અને ઑનરેબલ કંપનીના પાસ (પરવાનગી પત્ર)ની રૂઇએ મુસાફરી કરતાં વહાણોને કચ્છના બંદરોમાંથી ચાંચીયોની લુંટથી જે કાંઇ નુકશાન તે ભરી આપવાને પોતે વચન આપે છે. કિનારાઓ પર ભાગી ગયેલા વહાણોની મીલકત જે ઘસડાઇ આવે તેને રાજ્યખાતે ખાલસા કરી દેવાનો વહિવટ છે તે આજની તારીખથી કાઢી નાખવામાં આવશે. અને લીધેલી મીલકત જે ટાંચમાં લીધી હોય તે બધી તેના કાયદેસર વારસને પાછી આપવાને હીઝ હાઇનેસ બંધાય છે.

### કલમ ૬.

હીઝ હાઈનેસ રાઓ કબુલ એમ કબુલ થાય છે કે કચ્છ સ્ટેટની હદમાંથી યુરોપ તથા અમેરિકાના બીજા કોઇ દેશનું કોઇપણ જાતનું લશ્કર અથવા તેવા કોઇપણ રાજ્યના એજન્ટને પસાર થવા દેવામાં અથવા તેમાં રહેવા દેવામાં આવશે નહિ.

### કલમ ૭.

કચ્છ રાજ્યમાં આરબ જાતના પગારદાર સૈનિકોને દાખલ થતા બંધ કરવા માટે રાઓ પોતે બંધાય છે. વેપાર માટે જે આરબો રાજ્યમાં આવે તેમને જતી વખતે પોતાના માણસો મૂકી જવાની રજા આપવામાં આવશે નહિ. આવા નોકરો પોતાના શેઠની સાથેજ ચાલ્યા જવા જોઇએ. આ બાબત પર ખાસ લક્ષ આપવામાં આવશે. પરંતુ સિંધની સરહદ ઉપર લખપુરની જે પરિસ્થિતિ છે તે તથા વાગડ જીલ્લાને બરાબર તાબે રાખવાનું પ્રયોજન એ ધ્યાનમાં લેઇને રાઓ પોતાની નોકરીમાં ચારસે માણસથી વધારે નહિ તેટલી આરબ સીબંધી રાખે.

### કલમ ૮.

રાવ ભારમલજીના રાજ્યની ગુંચવાડાવાળી સ્થિતિ તથા ઉપર જણાવેલા કરારોનો ઑનરેબલ કંપનીની મદદ વગર તે અમલ કરી શકે એમ નથી, એ વાતનો વિચાર કરીને કંપની એવું વચન આપે છે કે રાઓના નોકરોના દગાથી હીઝ હાઇનેસ (રાઓ)ના જે મુલકો કંપનીના હસ્તક આવ્યા છે તે બધા હીઝ હાઇનેસના રાજ્યમાં પાછા સોંપી દેવા. ઑનરેબલ કંપનીની દરમિયાનગીરીથી ઉપર કહેલા નોકરો પૈકી જેઓ ફરીથી રાઓને વફાદાર થાય તે બધાના કેસોનો નિકાલ બન્ને સરકારોની મરજી અનુરૂપ કરવામાં આવશે.

### કલમ ૯.

કચ્છ રાજ્યમાં વાગડ જીલ્લામાં સંપૂર્ણ સુધારાની જરૂર પડશે. રાઓ આરબ સીબંધી અમુક સંખ્યામાંજ રાખે એવા પ્રતિબંધ ચાલુજ છે તે કારણથી સદરહુ જીલ્લામાં ઑનરેબલ કંપનીને સંતોષ થાય તેવો બંદોબસ્ત કરવાને રાઓ અશક્ત છે. તેટલા માટે કંપની સરકાર હીઝ હાઇનેસ રાઓ આ તાલુકામાં બન્ને સરકારોના હેતુઓને અનુકૂળ આવે તેવો બંદોબસ્ત કરે તે સારૂ લશ્કરની મદદ આપવા માટે કબુલ થાય છે. જેથી આ તાલુકો રાઓની સત્તાને આધીન રહેશે. અને રાઓ કલમ ૩ માં વચન આપ્યું છે તેજ પ્રમાણે આ લોકોના હવે પછીના કૃત્યો માટે જવાબદાર થવાને બંધાય છે.

### કલમ ૧૦.

ઉપર કહેલી અગત્યની સેવાઓ માટે જે કરાર થયો છે તેના મિત્ર તરીકેના બદલામાં અંજારનો કિલ્લો, ગામડાંઓ સાથે તથા જેમાં તુરીસ બંદરનો સમાસ થાય છે તે કાયમને માટે ઑનરેબલને આપી દેવા માટે હીઝ હાઇનેસ રાઓ કબુલ થાય છે અને તે ઉપરાંત હંમેશને માટે દરસાલ બે લાખ કોરી (રાઓસાઇ) ઑનરેબલ કંપનીને આપવાને બંધાય છે. આ કલમની વિગતો છલાયદા દસ્તાવેજમાં દાખલ કરવામાં આવી છે.

### કલમ ૧૧.

ગાયો તેમજ બળદોની કતલ જાડેજાઓના ધર્મથી તેમજ કચ્છમાં વસતા લોકોના મોટા ભાગના ધર્મથી પ્રત્યક્ષ પ્રતિકૂળ હોવાથી ઑનરેબલ કંપની એવું વચન આપે છે કે તેઓ કચ્છના મુલકની હદમાં આવા પ્રાણીઓની કતલ કરશે નહિ અને રાઓની પ્રજાની ધર્મની લાગણી દુભાવશે નહિ.

### કલમ ૧૨.

હીઝ હાઇનેસ રાઓ એવી કબુલત આપે છે કે શ્રીમંત પેશ્વા સરકાર તથા ગાયકવાડ સરકાર તથા ઑનરેબલ કંપની સરકારની હદમાં જે બહારવટીયા થયા હોય તેમને પોતાના મુલકમાં રહેવાની રજા આપવામાં આવશે નહિ. અને ઉપર કહેલી ત્રણ સરકારો પણ કચ્છના રાજ્યમાંથી બહારવટે નિકળેલા માણસોનો (તેજ પ્રમાણે) પોતાના રાજ્યોની હદોમાં રહેવાની રજા આપશે નહિ. એવી ત્રણે સરકારો કબુલત આપે છે; પરંતુ કોઇપણ રાજ્યનો રહીશ બીજાના રાજ્યમાં જઇ લુંટો ચલાવે તો જે સરકાર તેને આશ્રય આપશે તે સદરહુ કૃત્ય માટે જવાબદાર થશે.

કલમ ૧૩.

આ કરાર કરનારી સરકારોની વચમાં જે સવાલો ઉપસ્થિત થાય તેમના સંબંધ ચર્ચામિત્ર તરીકે કરવા માટે અને બંને પક્ષોના કરારો પર નજર રાખવાને તથા તેમને અખંડ જાળવવા માટે ઑનરેબલ કંપની સરકારનો એક પ્રતિનિધિ રાઓની સાથે રાજધાનીમાં રહેશે. આ વકીલ રાઓના ભાયાતો તથા પ્રધાનો તરફની કાંઇ પણ ફરીઆદો સાંભળશેજ નહિ એવું ફરમાન છે; પરંતુ રાઓની વિનંતિ પરથી કંપની સરકાર પોતાની ઉત્તમ સલાહ તેને આપશે.

આ સંધિની ઉપર કહેલી ૧૩ તેર કલમો રાઓ, તથા તેમના વારસો તથા તેમની ગાદીએ આવનારા અને ઑનરેબલ કંપની બરાબર પાળશે.

સન ૧૮૧૬ ના જાનેવારીની ૧૪ ચૌદમી તારીખે ભૂજ મુકામે.

(સહી) જેમ્સ. મૅક મુરડો.

મુંબઈ સરકાર તરફથી કચ્છમાં

ખાસ કાર્ય માટે નીમેલા.

તા. ૯ મી માર્ચ ૧૮૧૬ ને રોજ રાઇટ ઑનરેબલ ઇન્ડિઆના ગવર્નર જનરલ સાહેબે મંજુર રાખી.

# કાઠીઆવાડના તાલુકદારોએ કરી આપેલ કરારો.

## લીંબડીના રાજાના ફેલ જામીન.

### શ્રીમંત રાજેશ્રી સેના ખાસખેલ સમશેર બહાદુર જોગ. વીરમગામના વ્યાસ ભગતી મોગજીનું લખત.

જત હું મારી રાજીખુશીથી ગાયકવાડ અને પંથ પ્રધાન અગર પેશ્વાની સરકાર જે બન્નેનો ભાગ આખા દેશમાં છે, તે બન્ને સરકારમાં લીંબડી તાલુકા માટે નિરંતરનો ફેલ જામીન થાઉં છું.

કલમ ૧.

હું કોઇ બીજા તાલુકદાર સાથે વેર ઉભું ન કરતાં કોઇ બહારવટીઓ અગર ઓથો પુળો કરનાર કાઠી કે રજપુતને આશ્રય આપીશ નહિ. તેમજ કોઈ બીજાને હાથે ફીતુર કરાવી કોઇની જમીન ઝોંટી ન લેતાં જેમ ચાલતું આવ્યું છે તેમ ચલાવીશ. મારા ભાયાતો કદી તેઓનાં ગામ, ગીરાસ, મારે ત્યાં વેચવા આવશે તો, તે હું ન લેતાં હવેથી મારે પ્રથમની દુશ્મની તથા એક બીજાના કરેલ નુકશાનનો કીનો રાખવો નથી.

અમારી સરહદમાં ચોર, હરામખોરને આશ્રય આપીશું નહિ, ને રાખીશું તો ઘટતો બંદોબસ્ત કરીને, કે તેઓ બીજા તાલુકામાં અગર જાહેર રસ્તે લુંટ ચોરી કરી શકે નહિ. હમેશાં જ્યારે કોઇને પોતાના ગામ અગર જમીન વેચવાની જરૂર પડશે ત્યારે તે સાથ કરાવ કર્યા હરોલ અમો કુલ હકીકત સરકારમાં જાહેર કરશું.

**કલમ ૨.**

કંપની બહાદુર કે સેના ખાસખેલ સમશેર બહાદુરના કોઇ અપરાધીને આશ્રય કે રાબ રોટલો આપવો નથી.

**કલમ ૩.**

પેશ્વા, ગાયકવાડ અને ઑનરેબલ કંપનીના કેટલાએક મહાલો જે અમારી સરહદની ચારે બાજુએ આવેલા છે, તેમાં ચોરી કે જાહેર રસ્તે લુંટ થશે નહિ. જતા આવતા લોક, વ્યાપારી, અગર બીજા મુસાફરને કાંઇ પણ ઇજા ન કરતાં ગાડાંની મદદ દઇ અમારી સરહદમાં તેઓનું રક્ષણ કરીશું.

**કલમ ૪.**

કોઇ જમીનદારની ખરાબ હાલતને લીધે તેની કાંઇ જમીન અગર ગામ લખાણી લઇ પાછું જબરદસ્તીથી ન સોંપતા હોય તો, તેનો વ્યાજબી રીતે ઇન્સાફ કરી, પાછાં તેને સોંપાવવામાં આવશે, ત્યારબાદ ફરીથી દાવો ચાલી શકશે નહિ.

ઉપર લખ્યા મુજબ હંમેશ વંશપરંપરા ચાલે તેની હું તાજેતર ખાતરી આપું છું, તેમાં કાંઇ તફાવત થયે સરકારનો મોહોસલ આવશે તો તે બાબત સરકાર જેવી રીતની ખાત્રી માગશે તેવી, મોહોસલના રોજ ખર્ચ સહિત આપીશ. આ બાબત **ધ્રાંગધ્રાના** રાજા **અમરસિંહજીને** ચલુ માટે આડજમાન આપી આ દસ્તાવેજ કરી આપુ છું.

(સહી) **વ્યાસ ભગતી મોગજી.**

**ધ્રાંગધ્રાના ઝાલા અમરસિંહનું લખત.**

જત હું ઉપર લખી કલમો પળાવવા હાલમાં ચલુ માટે આડજમાન થયો છું ને તે સંબંધી જવાબ મારે શીર છે. સંવત ૧૮૬૪ના કારતક સુદ ૨.

**ઝાલા અમરસિંહજી** તરફથી
મેહેતા **પરભુજીની** સહી.
ઑનરેબલ કંપનીની બાંહેધરી.

મહોર | (સહી) **એ. વૉકર, રેસીડન્ટ.**

**નોટ:—**

**આ પ્રમાણે ઘણા તાલુકાઓનાં** જામીન ખત થયેલાં છે.

## લીંબડીના તાલુકદારનું ચલ્લુ માટે જમાંબંધીનો દસ્તાવેજ.

**શ્રીમંત રાવશ્રી સેના ખાસખેલ સમસેર બાહાદુર જોગ તાલુકે લીંબડીના ઝાલા હરીસિંગજીનું લખતઃ—**

જત ઑનરેબલ કંપની અને ગાયકવાડનું લશ્કર કાઠીયાવાડ પ્રાંત તથા તેના ભોમીયા, ગિરાસીયા, કાઠી અને રૈયત માટે હમેશ ચાલે તેવો બંદોબસ્ત કરવા, અને તેઓની જમાંની રકમ હમેશાં વડોદરે ભરે, તેવો બંદોબસ્ત કરવાના ઇરાદાથી આ દેશમાં આવતાં, હું મારી રાજીખુશીથી ઠરાવ કરી, ઉપર લખ્યા તાલુકા તરફથી આ દેશમાં પહેલ વહેલું લશ્કર આવ્યું તે વખત એક જુદો દસ્તાવેજ મેં કરી આપેલ તેમાં લખ્યા મુજબ, જમાંબંદી અને ખરાજાત માટે ચલ્લુનું દસ્તાવેજ કરી આપું છું. આગળની રીતથી દેશને ઘણું નુકશાન અને રૈયતના સલાહ સંપમાં હરકત આવતી તેથી, ને ઉપર લખ્યો ઠરાવ મને ફાયદેમંદ છે એવી ખાતરી થવાથી, ઉપર લખ્યા તાલુકાની જમા અને ખરાજાતની રકમ માટે, વડોદરે એક વકીલ મોકલી, દર વર્ષે બંદોબસ્ત કરવામાં આવશે. તેમાં તફાવત કરવો નથી.

ઉપર લખ્યા પ્રમાણે મારે ને મારા પુત્ર પુત્રાદીક વંશપરંપરા પાળવું છે તેમાં તફાવત થયે સરકાર માગે તેવો જવાબ દેવો છે.

( સહી ) **ઝાલા હરિસીંહ.**

ઑનરેબલ કંપનીની બાંહેધરી.

| મહોર | ( સહી ) **એ વૉકર, રેસીડેન્ટ.** |
|---|---|

## શ્રીમંત રાવશ્રી સેના ખાસખેલ સમશેર બાહાદુર જોગ-લીંબડીના ઝાલા હરિસીંહજી તરફથી દસ વર્ષની જામીનીનું સવજી પટુનું લખતઃ—

**લીંબડી** તાલુકાના ઝાલા હરિસીંહજી તરફથી જમાંબંદી ( જમાંબંદી તથા ખરાજાત મળી રૂ. ૫૧,૯૩૧) માટે દસ વર્ષનું સરકાર જોગ દસ્તાવેજ કરી આપી, તેમાં કેટલાંક કાંધાં કર્યા છે, તે કાંધાં મુજબ જમાંબંદીની રકમ મુદતસર વડોદરે જમા ભરી તે કામ નીવેડયા બાદ પાછા આવવું છે, તેમાં કાંઈ વીલંબ થયે કાંધાંની મુદત પછીના દહાડાનું માસ ૧, સત ૧, ટકા ૧, લેખે વ્યાજ આપવામાં આવશે.

રૂા. ૫૧,૯૩૧ ની દર વર્ષે કીસ્ત અગર દસ્તાવેજ કરી આપવું છે. તેની વીગતઃ—

| | |
|---|---|
| જમાંબંદી ... ... ... ... | રૂ. ૪૮,૦૦૧ |
| ખરાજાત સુબા સુખડી સીખે ... ... ... ... | ૧,૦૦૦ |

| | |
|---|---|
| એની બાંહેધરી ... ... ... ... ... | ૧,૧૦૧ |
| ઘોડા નજરાણો ... ... ... ... ... | ૫૦૧ |
| જમીનદાર સુખડી ... ... ... ... ... | ૫૦૧ |
| દીવાનજી ... ... ... ... ... | ૩૦૧ |
| દરખદાર ... ... ... ... ... | ૩૨૬ |
| સાગીર પેસો ... ... ... ... ... | ૧૨૫ |
| સુતર અને ચાંબકુ ... ... ... ... | ૭૫ |
| | કુલ રૂપીઆ ૫૧,૯૩૧) |

### કાંધાની વીગત.

માગસર સુદ. ૨ ( ડીસેમ્બર )
પોસ સુદ. ૨ ( જાનેવારી )
માઘ સુદ. ૨ ( માર્ચ )
ફાગણ સુદ. ૨ ( એપ્રીલ )

## લીંબડી તાલુકાની ચુકવતી બાબત લીંબડીના તાલુકદાર સાથે ઠરાવ થયો તેની યાદઃ—

### કલમ ૧.

મારો જુનો તાલુકો જેમાં મારાં ધંધુકા, રાણપોર તાબાનાં ગામો આવ્યા છે, તેમાં લશ્કરની આમદ રફ્તીથી જે કાંઇ નુકશાન થવા સંભવ છે, તે ન થવાની તસલ્લીનો ચલ્લુ માટે ઠરાવ.

### કલમ ૨.

કાંધાની રકમ અગાઉ પ્રમાણે ભરવામાં આવશે. લશ્કરની આમદ રફ્ત વખત મારે માટે દરેક ગામમાં ગાર્ડ અગર ચોકી મૂકવામાં આવે તેને ખોરાક, ચંદી અને પાનસોપારી દસ્તુર પ્રમાણે આપવામાં આવશે.

### કલમ ૩.

જમાંબંદી ચુકાવ્યા પછી મારા તાલુકામાંથી કોઇ ઢોર કાંપમાં જાય તો તેને દસ્તુર પ્રમાણે છોડી મૂકવું જોઇએ.

### કલમ ૪.

મારા ભાયાતો સરકારને જુદુ ચુકાવે છે, તેથી તે રકમ બાબત સરકાર મને કંઇ પણ હરકત ન કરતાં, તે પરબારી ચુકાવી લેશો.

### કલમ ૫.

કોઇ મારો ભાયાત કે ભાગીયો સરકારમાં અપીલ કરે તે ઉપરથી, સરકારે જે કાંઇ હું દસ્તાવેજની શરતથી ભોગવતો આવ્યો છું, તેને ગેરવ્યાજબી હરકત ન કરવી. હવેથી મારે અગાઉથી સરકારની મંજુરી લીધા વગર કાંઇ કરવું નથી.

**કલમ ૬.**

સરકારને મારી કાંઇ ગેરચાલ માલુમ પડે તો પ્રથમ સરકારે મને ચેતવવા કાસીદ મોકલવો. તે કાસીદ ભેળુ મારે વિષે સરકારમાં વ્યાજબી સફાઇ કરવા માણસ ન મોકલું તો સરકારે મોહોસલ કરવા.

**કલમ ૭.**

ઇશ્વરી બનાવથી કોઇ વર્ષે મારો દેશ આશમાની સુલતાનીમાં આવી પડે તો તે વર્ષમાં સરકારે મને મદદ કરવી.

**કલમ ૮.**

જો ચુવા તાલુકાની જમાં કોઇ વર્ષે ન અપાય તો હું ભડકવાના તાલુકદાર પાસેથી ભડકવા ગામ ઉપર સરકારની મુકરર કરેલ જમાં અપાવીશ. પણ ગામને કાંઇ હરકત કરવામાં નહિ આવે.

**કલમ ૯.**

મને મહેરબાની કરી મારી અગાઉ કરેલ અરજ મુજબ સરકારે મદદ આપવી જોઇએ. હું સંવત ૧૮૬૫ના વર્ષથી દર સાલ જમાંની રકમ નિયમસર વડોદરે પહોંચાડવાની શરત કરૂં છું; તે પર, અને હમેશાં એ રકમ વડોદરે ભરવાનો દસ્તાવેજ કરી આપું છું તે માટે, અને વિશેષ કરી મને રજુ કરવા સરકારમાં ચલુ માટે ફેલજામીન અને આડજામાન આપું છું તે ઉપર સુરત રાખી, સરકારે મેહેરબાનીનાન રાહે, ઑનરેબલ કંપની તરફથી મેજર અલેકઝાંડર વૉકરના આ ઠરાવ મુજબ વ્યાજબી રીતે મને તસલ્લી કરવી જોઇએ.

**કલમ ૧૦.**

આ કલમથી કબુલ કરવામાં આવે છે કે ઉપર લખી દસ કલમમાં લખ્યા પ્રમાણે સરકાર પળાવશે.

અલેકઝાંડર વૉકર, મેજર. | મોહોર |

ફારસી.

સહી ઇંગ્રેજીમાં

મુકામ તાલુકે ધ્રોલ, પરગણે સરપદડ, પ્રાંત કાઠીયાવાડ તા. ૧ રમઝાન, સન સમાન મીયા તીન વ અલફ ( ઇ. સ. ૧૮૦૭–૮.)

**શ્રીમહાલશાકાન્ત.**

સિક્કો.

## રાવ શ્રી આણુંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તરફથી તાલુકે ભાવનગરના જમીનદાર રાવળ વખતસીંહ અને કુંવર વજેસીંહ ઉપરનો કાગળ.

જત મુલકગીરી સંબંધી તમારા તાલુકાની ચુકવતીની બધી રકમનાં નાણાં સંવત ૧૮૬૫ સન તીસા માયાતીન (ઇ. સ. ૧૮૦૮-૯)થી ચલુ માટે સબસીડરી બેટેલીઅનની ખર્ચદાદ (નોકરી)ના દેવા પેટે ઑનરેબલ કંપનીને આપવી ઠરાવ્યાથી, એ રકમ ખરાજાત શિવે રૂ. ૭૪,૫૦૦ ની છે. તે તમારે દર વર્ષ એ સરકારને ભરે જાવી. વિશેષ લખવા જરૂર નથી.

સંવત ૧૮૬૫ના કારતક સુદ ૫, તારીખ ૩, રમઝાન, તારીખ ૨૪ અકટોબર સને૧૮૦૮.

મુરતબ સુદ.

**કબુલતની યાદ:**—કે જેની મંજુરી નવાનગરના જામ સાહેબ પાસેથી તારીખ ૨૩ ફેબ્રુઆરી સને ૧૮૧૨ને રોજ માગવામાં આવેલ, કે જે તેજ દહાડે જામ સાહેબે કાંઇ પણ સંકોચ રાખ્યા વગર આપી છે.

### કલમ ૧.

કચ્છના મહારાજા મીરઝાંરાવ રાયદણના પૈસા સંબંધી લેણાનો વ્યાજબી નીવેડો થાય તે પ્રમાણે જવાબ દેવા છે.

### કલમ ૨.

સળાયાનું બંદર તેની અસલ સરહદ સહીત ગાયકવાડ સરકારને હવાલે કરવું જોઇએ. તેની જે કાંઇ પેદાશ થશે તે તમારી વાર્ષીક જમાંમાં એક લાખ રૂપીઆ વધારો કરવામાં આવ્યો છે તે પેટે ગણાશે. ખંભાલીઆ તરફથી તે જગાના વેપારીઓ પાસેથી પ્રથમ જે કાંઇ લેવાતું તે પ્રમાણે ખંભાળીયાવાળા લેશે. ખંભાળીયામાં સળાયાના લોકો જે કાંઇ માલ વેચે તે ઉપરની જગાત પણ ખંભાળીયાવાળા લેશે.

### કલમ ૩.

મોડપોરનો કિલ્લો પાડી નાખવો જોઇશે.

### કલમ ૪.

આરબની પરદેશી ફોજને બરતરફ કરી માત્ર ગ્રહસ્થ જુનાં માણસ રાખવાં છે.

### કલમ ૫.

કચ્છની કોરી માટે અને સીબંધીને બરતરફ કરવા તથા ફરીને ન રાખવા બાબત ફકીર મહમદ અને કરીમ શાહ નામના મોટા સરદારને જમાન આપવા જોઈએ. સીબંદી રાખવાનો કાંઇ પ્રસંગ આવે તો તે વખત સરકારની પરવાનગી લેવી પડશે.

### કલમ ૬.

લશ્કર ખર્ચ માટે પંદર લાખ કોરીની જરૂર છે.

### કલમ ૭.

જે લોકોએ ઈંગ્રેજ અમલદારને ગોપમાં મારી નાખ્યો તે લોકોને બાન સંકોચે હવાલે કરવા, અને તેની લઇ લીધેલ બંદુક ને ઘોડો પાછાં આપવાં.

### કલમ ૮.

સ્ત્રી બાળહત્યાનો બંદોબસ્ત તોડયા બાબત પાંચ હજાર રૂપીઆ દંડ આપવો, ને નગર તથા તેના તાબાની જગામાં સ્ત્રી બાળહત્યાનો ચાલ બંધ કરવા ભાટ ચારણને જમાન આપવા.

### કલમ ૯.

સરપદડ પરગણું જ્યારે કંપનીની બાંહેધરી પુરી થાય ત્યારે ધ્રોલવાળાને પાછું સોંપવું ને તે બાબતના જમાન આપવા.

### કલમ ૧૦.

સંવત. ૧૮૬૪ ઇ. સ. ૧૮૦૭ ની સાલથી સરકારની પરવાનગી વગર કોઇ ગીરાસીયાનો ગીરાસ, તેના માલીક પાસેથી લીધો અગર છીનવી લીધો હોય તો પાછો આપવો.

### કલમ ૧૧.

રાણપોર પરગણું, કિલ્લો, અને કસ્બો કુલ બાર ગામ સહીત કુંવર સતાજીને આપવાં પડશે. ને સરકારને આપવાની જમાબંધી ગાયકવાડ સરકારે મુકરર કરવી. સતાજીએ ગાયકવાડની મદદ માગી તે બાબતના ખર્ચના આઠ હજાર રૂપીઆ તથા જામના તાલુકામાં સતાજીની માની કાંઇ મીલકત હોય તે સોગન વડીયે પાછી આપવી. તેમજ કુંવર સતાજીની મીલકત જે કાંઇ રાખી હોય તે પણ પાછી આપવી.

### કલમ ૧૨.

માહારાજા ફતેહસીંગને નજરાણાના રૂપીયા પચીસ હજાર આપવા.

### કલમ ૧૩.

સરકારને ખાતરી થાય તેવા ભાટ ચારણને ફેલ જામીન આપવા.

### કલમ ૧૪.

નાજી જમાદારને તેના અગાઉના ગામ ઉપરાંત એક બીજું ગામ આપવું.

કલમ ૧૫.

કોઈ નગરમાં બહારવટીયો હોય તો તેને કાંપમાં મોકલવો. ત્યાં તેના કામનો ફેસલો થશે. તેને ફરીને કદી આશ્રય ન આપવો.

કલમ ૧૬.

નગર તાલુકામાં, કુમકે આવેલા લશ્કરનો જે માલ ચોરાયેલો છે તે સઘળો પાછો આપવો.

કલમ ૧૭.

નગર ઉપર મોરચા બાંધવા ગાયકવાડને જરૂર પાડી તે બાબત એક લાખ રૂપીઆ દંડ આપવો.

જામ સાહેબની સહી.

## જુનાગઢના નવાબ શ્રી બાહાદુરખાન બાબીએ ઑનરેબલ ઇગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને લખેલો બીજા દસ્તાવેજની સાથે ટાંકેલ કાગળ.

જત જમાદાર ઉમર અને બીજી આરબ સીરબંદીએ માથું ઉપાડવાથી મેં સરકારને અરજ કરી. તે ઉપરથી સરકારે લશ્કર મોકલ્યું ને કપ્તાન બાલેનટાઇન સાહેબે ધાર્યા પ્રમાણે ઘણી સારી રીતે બંદોબસ્ત કરી આપ્યો તેથી હું મારી ખુશાથી સરકાર સાથે નીચે લખી કલમબંધી મુજબ કેટલાએક કરારો કરૂં છું.

કલમ ૧.

સરકારનું લશ્કર મારી મદદે આવતાં હરેક તરેહથી મારી મરજીમાફક મન ગમતો બંદોબસ્ત કરી આપ્યો. ને લશ્કરના ખર્ચ બાબત શું રકમ આપવી તે વિષે કપ્તાન બાલેનટાઇન સાહેબ ગવર્નર ઇન કાઉન્સિલને લખશે. માટે સરકાર હુકમ મુજબ વ્યાજબી રીતે જે રકમ ઠરાવવામાં આવશે તે હું આપીશ.

કલમ ૨.

સંવત ૧૮૭૩ ઇ. સ. ૧૮૧૬-૧૭ ની શરૂઆતથી મારી મુલકગીરીની વસુલાત ઑનરેબલ કંપની તરફથી કપ્તાન બાલેનટાઇન સાહેબ કરશે. તેમાંથી ઉપર કહી લશ્કર ખર્ચની રકમ ઠરેલાં કાંધા પ્રમાણે મજરે થાશે.

કલમ ૩.

દર વર્ષ મારી મુલકગીરી વસુલાત ( જોરતલબીનું ઉઘરાણું કરી હમેશાં ઑનરેબલ કંપની કરે તે વખત તે કામમાં મારા વકીલને હાજર રાખવો. જરૂર પડે મારા તરફથી લશ્કર પુરૂં પાડવામાં આવશે.

### કલમ ૪.

ઑનરેબલ કંપનીના તાબાનાં ધંધુકા, રાણપોર અને ઘોઘા પરગણા વિગેરેમાં જ્યારથી તેઓ સરકારના તાબામાં આવ્યાં છે ત્યારથી તે ઉપર મારી સરકારની વાર્ષિક જમે છે તે દોસ્તી ખાતર તે તારીખથી ચલુ આ લખતથી રદ કરૂં છું.

### કલમ ૫.

એજન્સીના ખર્ચ માટે દરસાલ એક લાખ કોરી હમેશાં આપવી છે તે પેટે જેતપોર જમાં મારે બલોચ સાથે ભાગ છે તે રહેવાની જગો તરીકે તથા એ પરગણાનાં નીચે લખેલાં દસ ગામોમાંની મારા ભાગની મારા કરેલા વહીવટ મુજબ ખાસ પેદાશ એકંદર અને જુદી જુદી ચલુને માટે આપું છું, માટે તમો હમણાંસુધી મારા કરેલા વહીવટ મુજબ દર વર્ષ સાડત્રીસ હજાર કોરી ઉપર મુજબ તમોને આપુ છું તે જમે કરશો. વળી એક લાખ કોરીની રકમ પુરી કરતાં ત્રેસઠ હજાર કોરી બાકી રહે તે મારી મુલકગીરી જમાંમાંથી દર વરસ વસુલ કરવી.

નીચે લખ્યાં જેતપોર તાબાનાં દસ ગામોની વીગતઃ—મારે અને જેતપોરના બન્ને બલોચ મજમુના ગામો.

| | | | |
|---|---|---|---|
| સમઢીઆલાનો | અરધ ભાગ | મોહનપોરનો | અરધ ભાગ |
| અકાલુ. | સદર | દેરડી. | સદર |
| ડેદરવું. | સદર | સરધારપોર. | સદર |
| ખીરસરૂ. | સદર | પીપળીયું. | સદર |
| સાંકલી. | સદર | ગુવાલાના બલોચના | બન્ને ભાગ. |

### કલમ ૬.

હમણાં સુધી જે આરબો હતા તેને પાછા નોકરીમાં રાખવા નથી પણ જ્યારે જમાદાર ઉમરે સીરજોરી કરેલ ત્યારે જમાદાર ઇચ્છાએ અમારી ઘણીજ ચાકરી કરી છે તે વખત મેં તેને મારી ચલુ નોકરીની તસલ્લી કરેલ છે; પણ હાલમાં એ વાત ઉપર સરકારનું ખાસ મન છે તો એ જમાદારને બાર મહીનાની અંદર રજા આપવામાં આવશે. તે દરમિયાન આરબ કાંઇ ચુક કરશે તો તેનો જવાબ મારે સિર છે.

### કલમ ૭.

ઉપર મુજબ કંપની સરકાર સાથે ઠરાવ કરવામાં આવતાં તે પ્રમાણે ચલાવવાને આ દોસ્તીનો સંબંધ આખર સુધી નભે માટે મેં અને કપ્તાન બાલેનટાઇન સાહેબે એક બીજાને ખાતરી તસલી કરી છે.

સંવત ૧૮૭૨ ઈ. સ. ૧૮૧૬–૧૭ વૈશાખ શુદ ૫ ( મે ) તારીખ ૪ જમાદી અલસાની સન ૧૨૩૧ હીજરી.

૧૨૩૦
અકબરશાહ
બાદશાહ ગાજીના
નોકર શેરખાન
બહાદુર બાબી.

**શ્રી સરકાર ઑનરેબલ કંપની બહાદુર.**

જોગ લી. જુનાગઢના નવાબ બહાદુરખાન, જત હાલાર, કાઠીયાવાડ, ગોહેલવાડ, અને ઝાલાવાડમાંથી જે જોરતલબીની બાબત દર વર્ષે લેવાય છે, તે બાબત મારી છે. જ્યારે કર્નલ વૉકર આ પ્રાંતના બંદોબસ્તનું કામ ચલાવતા હતા ત્યારે મેં સરકારમાં એક દસ્તાવેજ દાખલ કરેલ છે કે જે તાલુકાવાળા સરકાર વિદ્યમાન પોતા ઉપરની રકમ મુકરર કરશે, તે પ્રમાણે મારી તરફથી વસુલ કરવામાં આવશે. આ દસ્તાવેજથી હું સરકારને લખી આપું છું કે જોરતલબીનો બંદોબસ્ત કરી ચલ્લુ માટે સંવત, ૧૮૭૮, ઈ. સ. ૧૮૨૧–૨૨ થી સરકારની મરજી માફક વાર્ષિક રકમ વસુલ કરવા મારી પણ ખુશી છે. દર વર્ષે જોરતલબીની જે રકમ વસુલ થાય તેમાંથી ચોથો હિસ્સો ઘોડા અને પાયદળ વીગેરેના ખર્ચ માટે સરકારે રાખવો, તે બાકીનો મને આપવો મંજુર સુદ.

સંવત ૧૮૭૮ ના માહા સુદ ૧૦ તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૨૧.

## મુંબાઇ સરકારના નંબર ૩૮૨૬ અને ૩૮૨૯ ના ઠરાવ મુજબ તારીખ ૨૩ મી અકટોબર સને ૧૮૬૦ ને રોજ થયેલો બંદોબસ્ત.

મહારાણીની સરકાર અને ભાવનગરના ઠાકોર સાહેબ જસવંતસિંહજી ભાવસિંહજી વચ્ચે નીચે પ્રમાણે દસ્તાવેજ થયાથી એવા ત્રણ દસ્તાવેજ ઉપર સહી કરી એક દસ્તાવેજ મુંબાઇ સરકારમાં, એક ઠાકોર સાહેબને ત્યાં ને એક અમદાવાદના કલેક્ટરની ઓફીસમાં રાખવામાં આવશે.

**કલમ ૧.**

ઠાકોર કબુલ કરે છે કે, અમારાં ધંધુકા, રાણપોર, અને ઘોઘા પરગણાના ગામો સંબંધી જે દસ્તાવેજ ઈ. સ. ૧૮૬૧ ના મેની તારીખ ૧લીથી ને ત્યાર પછી રદ થશે. તે દસ્તાવેજની અવજી ઠાકોર સાહેબ આ દસ્તાવેજથી કબુલ કરે છે કે, આગળના દસ્તાવેજમાં લખેલાં ગામો માટે કુલ દર વરસ ચલ્લુ મુકરર કરેલી. જમાંના રૂપીયા બાવન હજારની રકમ અમારે આપવી છે. એ તાલુકાના કોઇ ભાગમાં ઠાકોરના જાગીરી હક્ક ઉપર કોઇ ફરીયાદ માંડી હુકમનામુ કરાવે તેથી આ રકમને કાંઇ પણ અડચણ થશે નહિ. તેમજ આ રકમના સબબથી ભાવનગર, વડવા. સીહોર તથા તેના તાબાનાં દશ ગામો જે કાઠીયાવાડ

સાથે મેળવી દેવાનાં છે તે વગર, ઉપર કહેલી જાગીરને, સરકાર પોતાના કાયદા નિચેના પરગણામાં વિઘોટી અગર વેરા સીવાય બીજો કાંઇ સાધારણ કર નાંખે તે, લાગુ પાડયા વગર રહેશે નહિ.

## કલમ ૨.

સરકાર ઉપર ઠાકોર સાહેબના બધા દાવાનો હિસાબ કરતાં તા. ૧ મે સન ૧૮૬૧ સુધી રૂ. ૧૨૨૧૦૪૧-૧૩-૭ થયા તે ઠાકોર સાહેબ કબુલ કરે છે. ઠાકોર સાહેબ પાસે સરકારની જમાંબંધીના રૂપીયા ૧૨૭૧૦૬૨-૧૧-૦ નિસરે તે પણ તેઓ કબુલ કરે છે. આ બે રકમ વચ્ચેની બાકીના રૂપીયા ૫૦૦૨૦-૧૩-૫ ઠાકોર સાહેબ તા. ૧ મે સન ૧૮૬૧ પહેલાં સરકાર ત્રેજરીમાં ભરવા કબુલ કરે છે. ઈ. સ. ૧૮૪૦ માં ઠાકોરના ઘોઘામાંના હક્કો અને ટંકશાળ સબંધી હક્કના બદલા તરીકે મુકરર થયેલ વાર્ષીક રકમ રૂ. ૬૮૯૦-૨-૨ સીવાએ એ તારીખથી સરકારે ઠાકોર સાહેબને આપવાની બીજી કોઇ વાર્ષીક કંપનશેશન ( અવજીમાં આપવાની ) ની રકમ રહેતી નથી. ઈ. સ. ૧૮૬૦ ના નવેમ્બરથી ને ત્યાર પછી દર વર્ષે ઠાકોર સાહેબ પોતાની કાઠીયાવાડની જમાંબંદી ઠરાવ પ્રમાણે આપવા કબુલ કરે છે.

## કલમ ૩.

આજ દિવસ સુધી ભાવનગરના બંદરમાં જગાત વસુલ કરવા બાબત જે ધારાઓ ચાલતા, તેની અવજી ઠાકોર સાહેબ નીચે લખેલા ધારા કબુલ કરે છે.

૧. સરકાર બંદરની જગાત બ્રિટિશ બંદરના ધારા પ્રમાણે વસુલ કરી ખર્ચ બાદ કરી ઠાકોરને આપશે.

૨. સરકાર બ્રિટિશ સરકારનાં બંદરો વગર હિંદુસ્તાનમાં બીજાં બંદરોમાં જતા આવતા વ્યાપારના માલ ઉપર ઈંગ્રેજ સરકારના બંદરોમાં જે જગાત લેવાય છે તે ભાવે હમેશાં ઉઘરાવશે. તેમાંથી જરૂરી ખર્ચ બાદ કરતાં ૩/૪ ભાગ ઠાકોરને અને ૧/૪ ભાગ ઈંગ્રેજ સરકારને રહેશે.

૩. હમણાં ચાલે છે તેની અવજી તારીફ ( નરખનોંધ ) બ્રિટિશ બંદરોના ધારા પ્રમાણે દાખલ કરવામાં આવશે.

૪. આ ઠરાવથી અફીણ, દારૂ કે મીઠાની કલમબંદીને હરકત આવશે નહિ, ને જેમ ચાલતુ આવ્યું છે તેમ ચાલશે.

## કલમ ૪ થી.

ઠાકોર સાહેબ દર મહીને ભાવનગરની માંડવીમાં સુંદરાઇનું બંદર ઉઘાડવા સરકારને ખર્ચ થયો છે તે ખર્ચ પતાવવા બાબતના, પાંત્રીસ રૂપીઆ આપવા કબુલ કરે છે.

## કલમ ૫.

આ ઠરાવથી ઠાકોર સાહેબ નીચે લખેલી બાબત સંબંધી પોતાના તમામ હક્ક છોડી દેવા કબુલ કરે છે.

૧ ઇ. સ. ૧૮૬૪ માં સેટલમેન્ટ ઓફીસર મીસ્ટર રાજર્સ સાહેબે જપ્તી મૂકી તેથી થયેલા નુકશાનનો બદલો.

૨ ખરડ, જીર્ઝર, ચેર, ગામો પાછાં આપવાં, ને આપે તો જુનાગઢની જોર-તલબીમાંથી કમી કરવું.

૩ ઇ. સ. ૧૮૦૮ માં સુંદરાઈનું બંદર બંધ કરવાથી નુકશાન થયું તેનો બદલો.

૪ ધોલેરાની જમીનની પેદાશ અને જકાંતમાં હિસ્સો.

૫ ભાવલીયારીની જમીનની પેદાશમાં કાંઇ ભાગ અને અમુક જગાત.

### કલમ ૬.

સરકારે ધંધુકા પરગણાનાં પાવી ગામમાં ઠાકોર સાહેબના અરધ ભાગનો દાવો કબુલ કરતાં તપાસ થયેલી એમ માલમ પડે કે, એ હક ઠાકોર સાહેબને ગુજરી ગયેલા તાલુકદાર, એટલે કસ્બાતી પાસેથી નથી મલ્યો, તો ઠાકોર સાહેબ સમજણ થયે જે ઠરાવ થાય તે કબુલ કરવો.

### કલમ ૭.

ઉપર મુજબ શરતો થયાથી મહારાણીની સરકાર નીચે મુજબ કબુલ કરે છે.

ભાવનગર, ખુદ અને વડવા, સીહોર અને તેના તાબાનાં દશ ગામ, રેગ્યુલેશન તાબાના ગોઘા પરગણામાંથી કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી તાબે નાખે છે. તે કાંઈ હક નહી, પણ મહેરબાનીથી કરે છે.

સરકાર વરતેજ તાબાનાં ઇનામી ગામો ઉપર દાવો ચાલશે નહી.

સરકાર મહુવા અને વાઘનગર બંદરમાં કાંઇ પોતાના હક બેસાડશે નહિ.

### કલમ ૮.

સરકારે ઈ. સ. ૧૮૪૦માં કરેલું ઉપર કહેલું દસ્તાવેજ રદ કરવા કબુલ કર્યું છે, માટે ઇ. સ. ૧૮૬૦ની તા. ૧થી રદ છે, અને સરકાર મહેરબાનીની રાહે એ દસ્તાવેજમાં કહેલાં બધાં ગામોની જમાંના બાવન હજાર રૂપીયાની વાર્ષિક રકમ હવેથી લેવા કબુલ કરે છે, તે રકમમાં વધારો થશે નહી.

### કલમ ૯.

૧. જ્યાંસુધી ઠાકોર સાહેબની મરજી છે ત્યાં સુધી સરકાર ભાવનગરને ઇંગ્રેજી બંદરના બધા ફાયદા આપવા કબુલ કરે છે.

૨. જો ઠાકોર સાહેબ તેના તાલુકાના ગામમાંથી કાઢી નાખેલી સાયર જકાતની અવજી કાંઇ બદલો લેવાનો દાવો છોડી દે તો, સરકાર તે જકાતમાં પોતાનો ભાગ છોડી દેવા કબુલ કરે છે, ને માત્ર હિંદુસ્તાનના બ્રિટિશ બંદર વગર બીજાં બંદરમાં જતા આવતા માલ ઉપર જે કાંઇ જકાત લેવામાં આવશે તેમાંથી ખર્ચ બાદ કરી તેના ½ લેશે.

૩. સરકાર કાયદા પ્રમાણે અને ઈંગ્રેજી બંદરમાં હમેશથી ચાલતી તારીફ ( નરખ નોંધ ) મુજબ, ઉપર કહેલી જકાત ઉઘરાવી ખર્ચ બાદ કરી કુલ ઠાકોર સાહેબને હવાલે કરશે.

૪. સરકાર કાંઠા ફી ઈંગ્રેજી બંદરની રીતે વસુલ કરી ખર્ચ બાદ કરી બધી ઠાકોર સાહેબને આપશે.

૫. હિંદુસ્તાનમાં ઈંગ્રેજી બંદરોમાં જતા આવતા માલ ઉપર ઠાકોર સાહેબ જે જકાત લેવાનું પસંદ કરશે તેમાં સરકાર દરમિયાન આવશે નહિ.

૬. સરકાર કબુલ કરે છે કે ઈંગ્રેજી તારીફ (નરખનોંધ) મુજબ એક હજાર રૂપીયાની રકમ સુધી ઠાકોર સાહેબને તેના ખાનગી વ્યાપારથી જકાતની છુટ મળશે.

**કલમ ૧૦.**

સરકાર કબુલ કરે છે કે, ઠાકોર સાહેબે સુંદરાઇનું બંદર પરદેશી બંદર તરીકે ઉઘાડવું કે ત્હાંથી હિંદુસ્તાનની ખેતી અગર કારખાનાથી ઉત્પન્ન થયેલી સઘળી ચીજો ચડે. ને હિંદુસ્તાનનાં ઇંગ્રેજી બંદરોમાંથીજ ચડેલી ચીજો એ બંદરે આવે; પણ દારૂ, મીઠું, અને અફીણનો વ્યાપાર ત્હાં ચાલવો ન જોઇએ.

**કલમ ૧૧.**

ધંધુકા, પાવી ગામમાં ઠાકોર સાહેબ અર્ધ ભાગનો દાવો કરે છે, તેનો તપાસ કરતાં માલમ પડશે કે, બીજા અર્ધ ભાગના કસ્બાતી અગર તાલુકદાર પાસેથી દરબારને એ હક મળ્યો નથી તો સરકાર ઠાકોર સાહેબનો દાવો કબુલ કરશે.

ઉપરની વાતની સાક્ષીમાં અમો તમારી સહી મહોર કરીએ છીયે.

તા. ૨૨ ડીસેમ્બર સને ૧૮૬૦. સંવત ૧૯૧૭ના માગશર સુદ ૧૦.

( સહી ) જ્યૉર્જ કલાર્ક.

,, જસવંતસીંહજી ભાવસીંહજી.

## તા. ૧ લી માહે ફેબ્રુઆરી સને ૧૮૬૬ના મુંબાઈ ગવર્નમેન્ટ ઉપરથી જાહેર નામું.

### રેવીન્યુ ડીપાર્ટમેન.

મુંબાઇ ઇલાકાના નેક નામદાર ગવર્નર સાહેબ બહાદુર અને સંસ્થાન ભાવનગરના ઠાકોર સાહેબ રાઓલ શ્રી જસવંતસીંગજી ભાવસંઘજીના વચ્ચે કરાર થયો છે તે ઉપરથી આ જાહેર ખબર આપવામાં આવે છે કે અમદાવાદ જીલ્લા મધેના ધંધુકા, રાણપુર, અને ઘોઘા પરગણાનાં આ નીચે જણાવેલા ભાવનગરના ઠાકોર સાહેબના ગામો મુંબાઇ ઇલાકાની રેવન્યુ તથા દિવાની તથા ફોજદારી કોર્ટની હકુમત તળેથી કાઢીને તા. ૧ લી માહે ફેબ્રુવારી સને ૧૮૬૬ ઇસ્વી સંવત ૧૯૨૨ ના મહા વદ ૨ ના રોજથી તે ગામો સર્વે કાઠીયાવાડ પ્રાંતમાં ભાવનગરના ઠાકોર સાહેબની પોતાના તાલુકાના ગામોમાં જેવી હકુમત છે, તેવીજ ઠાકોર સાહેબની હકુમતથી કાઠીયાવાડની પોલીટીકલ એજન્સી નિચે રાખવામાં આવ્યા છે.

## ભાવનગર તાલુકો.

| | | |
|---|---|---|
| શહેર ભાવનગર | અધવાડા | બુધેલ |
| જુના વડવા | તરશમીયા | કોબડી |
| રૂહા | માલણકા | ભડી |
| અકવાડ | ભુતેસર | ભંડારીયા |
| ચુડી | આલાપર | ફુલસર |
| ભુમલી | શાખડાસર | કરમદીયા |
| જુનુ રતનપુર | ભારોલી | સુરકા નાનુ |
| નવુ રતનપુર | નાગધણીબા | તરકપાવડી |
| કોલીયાર | સરતાનપર | નારી |
| હાથબ | થલસર | વાવડી |
| ખડસલીયા | લાખણકા | રામપર |
| ભડભડીયા | જસપરા | ભેસવડી } ઉજડ |
| | | જાજડા |

## સીહોર તાલુકો.

| | | |
|---|---|---|
| સીહોર | ટાણાપારોનું રતનપર | રાજપરા |
| ઉશરડા | વડીયા | ખાખરીયા |
| અગીઆલી | વલાવડ | કરદેજ |
| ટાણા | મેઘવદર | સુરકા |
| બોરડી | ઘાંઘલી | ઝીંબાલા |
| કાજાવદર | નેસડા | કચોટીયા } ઉજડ |
| | | ચીરોડા |

## નવાં ગામો.

| | | |
|---|---|---|
| ગુંદી | ત્રાપજ | પીથલપર |
| માડવા | બપાડા | ખાંટડી |
| શોસીયા | પાંચપીપળા | દેવગાણા |
| પાણીઆલી | મોટું રાજપરા | થોરડી |
| | | ખડદપર મીઠી વીરડી |

## ઇનામી ગામ.

| | | |
|---|---|---|
| વરતેજ | રામપરા | સોડવદરા |
| સીદસર | ફરીયાદકા | સોઢાવદરા } ઉજડ |
| | | કાળવી |

## ધંધુકા પરગણું.

### પાટણા તાલુકો.

| | | |
|---|---|---|
| પાટણા | ભાંભણ | લુણધરા |
| ભડભીડ | સમઢીયાવાળા બીજુ | કેરીયા |
| સમઢીયાળા | મકમપર | ભમરાળા |
| કરીયાણી | રતનવાવ | દાંતરેઠીયા |
| લાઠીદડ | તાજપર | વેલાવદર |
| સરવઇ | કટાના તળાવ | વીરડી અથવા રાજગઢ |
| ઝીંઝાવદર | ઉજળવાવ | રાજેલી |
| પાટી | ઝોટીંગડા | ઓતારીયા |
| પાટી પાસેનું કેરીઆ | સેરથલી | સાંઢીડા |
| ઢીકવાલી | નાગલપર | વજેલી |
| | | માલપરા |

## રાણપુર પરગણું.

### બોટાદ તાલુકો.

| | | |
|---|---|---|
| બોટાદ | ઢાંકણીયા | કાનીઆડ |
| હુરદડ | ખાખોઈ | રાજપરા |
| સીરવાણીયા | તુરખા | ઝરીયા |

બમુજબ એ હુકમ બંદેગાન અલી નબાબ મુસ્તેતાલ હજરત ઑનરેબલ ગવર્નર સાહેબ બહાદુર દર ઇજલાસ કાઉન્સિલ.

મુકામ જંજીરે મુંબાઈ.
તા. ૨૯ જાનેવારી સને ૧૮૬૬ ઇસ્વી.

એફ. એસ. ચાપમેન.
સરકારના ચીફ સેક્રેટરી.

# મહીકાંઠા.

## +સંવત ૧૮૫૯ ઇ. સ. ૧૮૦૨-૩ માં પેશ્વા અને ગાયકવાડ વચ્ચે મહીકાંઠાની ખંડણીની વહેંચણુ સંબંધી થયેલ યાદ.

| નંબર | તાલુકાનું નામ. | સરકારનો (પેશ્વાનો) ભાગ. | ગાયકવાડનો ભાગ. |
|---|---|---|---|
| ૧ | મોજે ખેરડા | ૦—૦—૦ | ૧૪૦૧-૦-૦ |
| ૨ | ,, ભાદરવા | ૦—૦—૦ | ૯૨૦૦-૦-૦ |
| ૩ | ,, રાંણીયા | ૦—૦—૦ | ૭૫૦-૦-૦ |
| ૪ | ,, અલીણા દાસરા | ૦—૦—૦ | ૩૧૦૦-૦-૦ |
| ૫ | ,, પરવલી અને બીજાં મેવાસી ગામો | ૦—૦—૦ | ૬૨૧૫-૦-૦ |
| ૬ | કસબે બાલાસીનોર | ૦—૦—૦ | ૧૧૭૫૦-૦-૦ |
| ૭ | મોજે ઈતારી | ૦—૦—૦ | ૫૦-૦-૦ |
| ૮ | ,, આતરસુબા લુવાનીપુર અને બીજાં ગામો | ૦—૦—૦ | ૨૦૫૯-૦-૦ |
| ૯ | ,, છીંપડી | ૦—૦—૦ | ૧૦૦૧-૦-૦ |
| ૧૦ | ,, અમરીપુર | ૦—૦—૦ | ૩૭-૮-૦ |
| ૧૧ | ,, મુડેલ | ૦—૦—૦ | ૨૦૫-૦-૦ |
| ૧૨ | ,, અડાલ | ૦—૦—૦ | ૨૦૧-૦-૦ |
| ૧૩ | ,, ભરકુંડા | ૦—૦—૦ | ૧૩૧-૦-૦ |
| ૧૪ | ,, છીપીઆલ | ૦—૦—૦ | ૨૪૪-૦-૦ |
| ૧૫ | ,, કાકરખડ | ૦—૦—૦ | ૧૨૫-૦-૦ |
| ૧૬ | ,, ઘોડાસર | ૦—૦—૦ | ૪૨૫૧-૦-૦ |
| ૧૭ | ,, ખડાલ | ૦—૦—૦ | ૩૪૦૧-૦-૦ |
| ૧૮ | ,, કાંણીયાલ | ૦—૦—૦ | ૧૨૦૧-૦-૦ |
| ૧૯ | ,, ભાયરા | ૦—૦—૦ | ૪૧૨-૦-૦ |
| ૨૦ | ,, મહીસા | ૦—૦—૦ | ૧૧૫૦-૦-૦ |
| ૨૧ | ,, લવાર | ૦—૦—૦ | ૨૦૦૧-૦-૦ |
| ૨૨ | ,, અમરાજીનામુ આડા | ૦—૦—૦ | ૭૦૧-૦-૦ |
| ૨૩ | ,, જલુંદરા | ૦—૦—૦ | ૫૫૦-૦-૦ |
| ૨૪ | ,, પથાવત | ૦—૦—૦ | ૬૬-૦-૦ |
| ૨૫ | ,, વાઘાવત | ૦—૦—૦ | ૩૪-૦-૦ |
| ૨૬ | ,, બગડોલ | ૦—૦—૦ | ૭૫-૦-૦ |
| ૨૭ | ,, રતનપોર | ૦—૦—૦ | ૭૫-૦-૦ |
| ૨૮ | ,, ખાનપોર | ૦—૦—૦ | ૫૦૧-૦-૦ |
| ૨૯ | ,, ઢરસાની ચઉચલી | ૦—૦—૦ | ૯૭૬-૦-૦ |
| ૩૦ | ,, વડોદરા | ૦—૦—૦ | ૧૯૮-૦-૦ |
| ૩૧ | ,, સલકી | ૦—૦—૦ | ૨૭૫-૦-૦ |
| ૩૨ | ,, સામેતરી | ૦—૦—૦ | ૧૦૦-૦-૦ |
| ૩૩ | ,, કડજોદરા | ૦—૦—૦ | ૧૫૦-૦-૦ |
| ૩૪ | ,, બારડોલી | ૦—૦—૦ | ૪૪૨-૦-૦ |
| ૩૫ | ,, વટવા | ૦—૦—૦ | ૧૨૬-૦-૦ |
| ૩૬ | ,, ઈરડાર | ૦—૦—૦ | ૨૭૫-૦-૦ |

+ કોલકરાર ગુજરાતી બુક પાનું ૧૪ પુરવણી પત્રક.

| | | | |
|---|---|---|---|
| ૩૭ | ,, વાસણા | ૦—૦—૦ | ૬૧૬૬-૦-૦ |
| ૩૮ | ,, વાસણા વરસોર | ૦—૦—૦ | ૩૧૫૧-૦-૦ |
| ૩૯ | ,, પેથાપુર | ૦—૦—૦ | ૧૧૫૦૧-૦-૦ |
| ૪૦ | ,, માણસા | ૦—૦—૦ | ૧૫૪૫૪-૦-૦ |
| ૪૧ | ,, લીંબાદરા | ૦—૦—૦ | ૩૭૦-૦-૦ |
| ૪૨ | ,, સુનાની મઉડી | ૦—૦—૦ | ૫૧-૦-૦ |
| ૪૩ | ,, હરસાલ | ૦—૦—૦ | ૨૦૮૪-૦-૦ |
| ૪૪ | ,, પ્રાંતીજ | ૦—૦—૦ | ૧૭૫૧-૦-૦ |
| ૪૫ | ,, મગોડી | ૦—૦—૦ | ૧૫૦-૦-૦ |
| ૪૬ | ,, માલપુર | ૦—૦—૦ | ૬૮૬-૦-૦ |
| ૪૭ | ,, સાકંબા | ૦—૦—૦ | ૮૦૦-૦-૦ |
| ૪૮ | ,, આબલીઆરા | ૦—૦—૦ | ૧૫૧-૦-૦ |
| ૪૯ | તાલુકે હદુડી | ૦—૦—૦ | ૯૨૨૨૧-૦-૦ |
| ૫૦ | તાલુકે અમલગઢ કાઠીનાં ગામો | ૦—૦—૦ | ૧૬૪૦૮-૦-૦ |
| ૫૧ | મોજે વલાસણા | ૦—૦—૦ | ૪૩૧-૦-૦ |
| ૫૨ | મોજે હડોલ | ૦—૦—૦ | ૧૭૫-૦-૦ |
| ૫૩ | મોજે ગઢવાડા | ૦—૦—૦ | ૪૮૧૬-૦-૦ |
| ૫૪ | ,, દાંતા | ૦—૦—૦ | ૩૨૦૧-૦-૦ |
| ૫૫ | ,, સુદાસણા | ૦—૦—૦ | ૧૩૦૦-૦-૦ |
| ૫૬ | ,, કાજારજી | ૦—૦—૦ | ૧૪૧૮૪-૦-૦ |
| ૫૭ | તાલુકે ચુવાળના ગામો | ૦—૦—૦ | ૩૭૮૭-૦-૦ |
| ૫૮ | મોજે કટોસણ | ૦—૦—૦ | ૨૦૨૭-૦-૦ |
| ૫૯ | તાલુકે પાલણપુર | ૧૫૦૦૦-૦-૦ | ૩૫૯૦૧-૦-૦ |
| ૬૦ | મોજે બારમુઆડા | ૦—૦—૦ | ૧૩૧-૦-૦ |
| ૬૧ | મોજે ઉમેટા | ૦—૦—૦ | ૧૫૦૦૧-૦-૦ |
| ૬૨ | મોજે અનઘડ | ૦—૦—૦ | ૩૦૧-૦-૦ |
| ૬૩ | મોજે કાવડી | ૦—૦—૦ | ૧૦૦-૦-૦ |
| ૬૪ | ભાણપુર | ૦—૦—૦ | ૪૦-૦-૦ |
| ૬૫ | નડીયાદનાં મેવાસી ગામો | ૦—૦—૦ | ૪૧૦૦-૦-૦ |
| ૬૬ | કામવાચાપુર | ૦—૦—૦ | ૩૫૩-૦-૦ |
| ૬૭ | મોજે દહીથાણા | ૦—૦—૦ | ૭૫૦૧-૦-૦ |
| ૬૮ | મોજે ગાલવી | ૦—૦—૦ | ૨૫૧૮-૦-૦ |
| ૬૯ | મોજે સારોદ | ૦—૦—૦ | ૨૦૨૫-૦-૦ |
| ૭૦ | મોજે વીરપોર | ૦—૦—૦ | ૨૯૯૦-૦-૦ |
| ૭૧ | મોજે અલમેલી | ૦—૦—૦ | ૧૬૦૦-૦-૦ |
| | | ૧૫૦૦૦-૦-૦ | ૩૦૦૬૨૨-૮-૦ |

**તપસીલ.**

| નામ | સરકાર(પેશ્વાનો)ભાગ | ગાયકવાડનો ભાગ |
|---|---|---|
| કાઠીયાવાડ ઝાલાવાડ અને જટવાડ વગેરેના | ૪૮૭૪૧૯-૮-૦ | ૪૦૯૫૨૧-૦-૦ |
| મહીકાંઠા બની બાંહેધરી વગેરેના | ૧૫૦૦૦-૦-૦ | ૩૦૦૬૨૨-૮-૦ |
| | ૬૦૦૦-૦-૦ | ૩૧૬૧૯-૧૨-૦ |
| | ૫૦૮૪૧૯-૮-૦ | ૭૪૧૭૬૩-૪-૦ |

ખરો તરજુમો
(સહી) શી. જે. અર્સકીન.
સરકારના ડેપ્યુટી સેક્રેટરી.

## આંબલીઆરાના ઠાકોર ભાથીજીએ સારી ચાલ બાબત આપેલી કબુલત.

૧. માંડવા પરગણું સરકારનું છે તેને અમારી તરફથી કશો ઉપદ્રવ હરકત થશે નહિ.

૨. ઇડર, મોડાસા, માંડવા, દહેગામ, કપડવણુજ, પ્રાંતિજ, અમનગર, હરસોલ વગેરે ઠેકાણે ગરાસ કૈલાસવાશી ફતેસિંહરાવ ગાયકવાડની વખતમાં લેતા હતા તે પ્રમાણે લઇએ. નવી બાબત ખીચડી વગેરે સુદ્ધાં કરી હોય તે મૂકીએ. ઘાસ દાણા બાબત શ્રીમંત બાળાજીરાવે ઠરાવ્યું છે તે અમને કબુલ છે.

૧. લવાડવાળા કોળીને અમે અમારા અમલમાં રાખીએ નહિ, તેમનો જવાબ સરકાર સાંભળશે તો કરીશું.

૧. કોઇ હરામખોર સરકારનો હોય તેને રાખીશું નહિ.

૧. માંડવે સરકારનું થાણું રહે તેની ચાકરી પહેલાં કરતા તે પ્રમાણે કરીએ.

૧. સરકારના જનાવર વગેરે જે જીનસ તથા બંધીવાન તથા ખતાં કરેલાં હોય તે હમણાં હમારી પાસે હોય તે સરકારમાં આપીએ.

૧. મારગે જતા આવતાને ઉપદ્રવ કશી વાતે હમારા તરફથી કરીશું નહિ.

૧. દાદામીયાંના છોકરા તથા જગાજી, તેનો દીકરો, એની જગો તથા ખેતર સદામત દસ્તુર પ્રમાણે ખાય તેને અમો મુગુકેમ થઇએ નહિ. એ કરાર માફક ચાલ્યાના જમાન તથા આડ જમાન સરકારની ખાતરજમે થાય એવા આપીએ.

---

આંક ૧૩૯.

## બારોટ સાલમસંગ ગુલાબસંગે ગાયકવાડ સરકારને આપેલી કબુલત. સને ૧૮૦૮.

શ્રીમંત મહારાજા સેના ખાસખેલ સમશેર બહાદુરને આ કબુલત લખી આપું છું કે. હું સાલમસીંગ ગુમાનસીંગ મારી રાજીખુશીથી ચુહાણ ભાથીજી ઝાલજી આંબલીઆરાના જામીન હંમેશનો થયો છું અને હું તેને, તેના લોકોને, ભાઇઓને, ભત્રીજાને, સગાંઓને, ચાકર નફરોને અથવા રૈયતને સરકારના મહાલમાં તથા પંથ પ્રધાનના તાબાના મહાલમાં અથવા ઇંગ્રેજ સરકારના મહાલમાં ચોરી કે ફિસાદ થવા દઉં નહિ.

કપડવણુજ, દહેગામ, ઇડર, અમનગર, માંડવા, મોડાસા, હરસોલ, પ્રાંતિજ વગેરે બીજાં પરગણાંમાં ભાથીજી કાંઇ નુકશાન કરે નહિ અથવા બીજાઓને કરવા દે નહિ, તથા રાજમાર્ગે જતા વેપારીઓને તે નુકશાન કરે નહિ અથવા પોતાના ઉપાયથી અથવા બીજાઓથી તેઓના જાન માલને લેવાને કોશીશ કરે નહિ.

સરકારના ગુન્હેગારોને **ભાથીજી** તરફથી અથવા તેના રાજ્યમાં આશરો મળશે નહિ. તેઓને મદદ અને કુમક પણ તેની તરફથી થાય નહિ અને સરકારની રજા અને જાણવિના **ભાથીજી** પાસે કોઇ માણસ આવી ચઢે તો સરકાર માગે એટલે તેને સ્વાધિન કરશે.

એજ પ્રમાણે ચોરેલો માલ **ભાથીજી**ને ત્યાં આપેલો અથવા વેચેલો હોય અથવા તેઓના માણસની પાસે તેવો માલ નીકળે તો માગતા વારને પાછો આપી દેવામાં આવશે. સરકારના તાબાનું **માંડવા** પરગણું છે તેમાં **ભાથીજી** તરફથી કાંઇ પણ જરા હરકત હેલો થશે નહિ.

નીચે લખેલાં પરગણાં મરહુમ ફતેહસિંહરાવ ગાયકવાડના રાજ્યમાં જેટલો ગીરાસ મળતો હતો તેટલો **ભાથીને** મળ્યો જાય; એટલે કે **માંડવા**, ઇડર, **મોડાસા**, **અમનગર**, કપડવણજ દહેગામ, **પ્રાંતિજ**, **હુરસોલ** વગેરે.

બીજાં ગામ અને જગાઓમાં ગરાસ બાબતના આવા હક્કો આજથી બંધ છે. મહીકાંઠા મુલકગીરીમાં **બાબાજી આપાજી**એ સરકારમાં ભરવાનો ઘાસ દાણાનો આંકડો ઠરાવ્યો છે, તે હવે પછી વર્ષો વર્ષ ભરવામાં આવશે.

**માંડવા**ના થાણામાં સરકારના સીરસ્તા પ્રમાણે **ભાથીજી** અને તેના માણસો ચાકરી બજાવશે. **ભાથીજી** પોતાના રાજ્યની હદમાં **લવાડ**ના કોળીને ઉતારો અથવા ખાવાનું આપશે નહિ, અથવા પોતાના કોઈ લોકને જવાને તથા અહીંના માણસોને આવવા દેશે નહિ. તથા **ભાથીજી**ની રૈયત **લવાડ**ના કોળી લોક જોડે સંગતિ કરશે નહિ.

હું જામીન થયો છું માટે મારી જાતથી જવાબદાર થાઉં છું. કે **ભાથીજી** આ શરત પ્રમાણે ચાલશે અને સરકારને મોસલ મૂક્યાની જરૂર પડશે તો તેનો ખર્ચ મારે આપવો. હું હંમેશનો જામીન થયેલો છું, તે માટે મારી નીચે સહી છે.

(સહી) **સાલમસંગ ગુમાનસંગ** કપડવણજના બારોટ.

**ભાથીજી**નો આડજામીન થવાને હું કબુલ છું.

(સહી) **રામસંગજી ફતેસંગજી. આગલોડ**ના ઠાકોર.

(ખરો તરજુમો) **જે. આર. કારનેક** ફર્સ્ટ આસિસ્ટંટ.

સંવત ૧૮૬૪ આશ્વીન વદ ૪ તા. ૮ અકટોબર સને ૧૮૦૮.

શ્રીમહાલશાકાન્ત.

**આણંદરાવ**
**ગાયકવાડનો**
**શિક્કો.**

## આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરને લવાડના જમીનદારે અભયવચનનું લખી આપેલું લખત.

કપડવણજના ભાટો બેચર દીપસિંગજી તથા વિરામ બેચરને હમારી રાજીખુશીથી તથા કોટવાળ નાનાજી જયાતાજી અને સુરતાનજી તથા રૂપાજી ગુલજી, અજાજી જાલમજી, જનાજી સુજાનજી અને ઉમાજી સુતાજી. એ છએ જણ તથા તેમના ભાઇ ભત્રિજા તથા સગાંવહાલાં તથા દરેક ભાગીદારની જુદી જુદી હદમાં રહેનાર સઘળા કોળીઓ તથા સઘળા રહેવાશીઓ તથા હથિયાર બંધ માણસો તથા ઝાંપામાં લોકો જે રહે છે તે સઘળા તથા બહારનાં પરાંમાં જે લોકો રહે છે તેને મોઆરા અથવા લાવવા કહે છે તે સઘળા તરફથી આ લેખથી હંમેશના તેમનું રક્ષણ કરવાના જામીન અને આડજામીન આપીએ છીએ અને તે વાત કબૂલ કરીને સરકારને આ લખત લખી આપ્યું છે. તેમાં લવાડના ૭ ભાગીદાર અને બધા સંબંધીઓ પોત પોતાની હદમાં રહેનારાઓ તરફથી એમ ઠર્યું છે કે ગાયકવાડ સરકારના પરગણામાં પ્રાંત પ્રધાનની જાગીરમાં અને ઇંગ્રેજ સરકારના મહાલમાં એ મજકુર શખસો કંઈ ગરબડ અથવા હલ્લો કરે નહિ. અને વળી કોઇ ચોર અથવા ગામો લુંટનાર એ ત્રણે રાજ્યોમાંથી અથવા માંડવા પરગણામાંથી અથવા ઇડર, અમનગર અને મોડાસા તાલુકામાંથી અથવા બીજી જગામાંથી સરકારનો કોઇ ગુન્હેગાર અથવા બહારવટીઓ અથવા કેદી અથવા રૈયત લવાડમાં નાશી આવશે તો તેને ત્યાં રહેવા દઈશું નહિ, અથવા તેને આશરો મળશે નહિ અથવા કોઇ પણ જુદી જગામાં મદદ, આધાર કે રક્ષણ આપવામાં આવશે નહિ. અથવા લવાડના કોળીઓ એવી જાતના લોકો જોડે સામેલ થઇ દાખલ થશે અથવા ચોરી લુટફાટના કામમાં મદદ કરશે નહિ. વળી આવી જાતના લોકો વગર ખબરે આવીને રહ્યા હોય તો તેવા સઘળા માણસોને સરકારને આપી દેઇએ અને આ ઉપલ્યા ત્રણ રાજ્યમાંના માણસો શિવાય પણ બીજા દેશના વેપારી, વણઝારા અથવા મુસાફરો ઇત્યાદિને જવા આવવામાં, તેઓના મુકામમાં કંઇ અડચણ કરવામાં આવશે નહિ. અને એ લોકો બીજાઓને અઘટિત કામો કરવાને ઉશ્કેરશે નહિ, અને ગમે તે જાતના મુસાફરો હશે તેને પોતાના દેશમાં સહીસલામત પહોંચાડશે. અને ઘણા વર્ષથી દહેગામ વિગેરેમાંથી એ લોકોને મળતો ગીરાસ ચડેલો છે અને ફતેસિંગરાવ બાબાના વખતનો લેણો છે તે બાબત સરકાર તે કેટલો છે તેની તજવીજ કરશે અને તે નક્કી થયા પછી સરકારના હુકમ અને રજા પ્રમાણે તેઓ લયા જશે, અને એ સિવાય બીજો કાંઈ હરકત હેલો ગામને કરશે નહિ. ઉપર કહેલા ત્રણ સરકારની કોઇની મિલ્કતને અથવા તેમના લોકોને જે માલ અજાણે લવાડમાં આવેલો હોય એ સઘળો માલ પાછો આપવામાં આવશે. અને માંડવા પરગણામાં જરા પણ નુકસાન કરવામાં આવશે નહિ અને આજ પછી એ લોકોનો ગીરાસ જીએ દિવસથી નક્કી થશે તેટલો માગશે અને ત્યારપછીની નીતિનો હોય તે રદ ગણાશે. સરકારે જે ગીરાસ ઉઘરાવી લીધો હશે તે લેવાની મતલબથી રૈયત લોકોને તેવાં કાંઇ પણ હરકત હેલો બતાવશે નહિ અને લવાડ મળ્યા પછી જેટલો ગિરાસ તેઓને આપવામાં આવશે તેટલોજ તેઓ માગે અને લવાડ તથા તેના તાબાનાં ગામની જમાંબંધી ઘાસ દાણા વિગેરે જે સરકારનું થાય તે વરસો વરસ વગર વાંધો કાઢે સરકારના માણસોને ત્યાં એ બધી

સરકારી ઉપજ ભર્યા કરશે અને એ લોકો સરકારના હુકમ પ્રમાણે ચાલશે અને સરકાર ફરમાવશે તે પ્રમાણે ચાકરી બજાવશે અને તેઓ ગુન્હાનાં કામો જે કરે તથા સરકારને આજરોજ જે લખત લખી આપ્યું છે તેની રૂઇએ તેમણે હાજર કરવા બાબતના અમે જામીન થયા છીએ. તેથી તેમાંની સઘળી અને દરેક બાબતમાં જવાબદાર અમે થયા છીએ. અને આ અમારા જામીન ખતના લેખમાં કાંઈ કસુર થાય તો અમે બધા એક જાતે એક મતે જવાબદાર છીએ અને સરકારને બધા પૈસા અમે ભરીએ અને શખસોને હાજર કરવાનો જવાબ દઇએ.

સંવત ૧૮૬૬ કારતક વદ ૩ સને ૧૮૦૯–૧૦ નવેમ્બર.

બારોટ બેચર દીપસંગ.
બારોટ વીરમ બેચર.

### આડ જામીન.

જાલમખાંટ ઘોડાસરના, ધનાજી તથા ગોંદલજી ૧ાા ભાગના માલીક તેના જામીન. ખડાલના કેસરીમીયાં, સંતાજી અને અદાજી તથા ભટાજી ૨ાા ભાગના માલીકના જામીન. જોરામીયાં પુનાદરાના, નાથજી જેતાજીના જામીન ૧ ભાગના. બધા મળીને ભાગ ૫ બાકીનો એક ભાગ રહ્યો તેનો કોઇ વારસ નથી માટે તે ઉપર કહેલા શખસોના ભોગવટામાં છે.

શ્રીમહાલશાકાન્ત.

| સિક્કો. |
|---|

## નામદાર ઈંગ્રેજ સરકાર તરફથી લેફ્ટેનેન્ટ કર્નલ બેલેન્ટાઈન સાહેબે ઇ. સ. ૧૮૧૨ માં મહીકાંઠાના દરબારો પાસેથી સોળ કલમનું લખાવી લીધેલું જામીનખત.

અમે ઠાકોરો, કુંવરો, ભાઇઓ, ભત્રિજા અને.........ગામના વતનીઓ હથિયાર રાખનારા અને જીલ્લાના આશ્રિતો મળીને રૈયત તરીકે આજ્ઞામાં રહેવાને, સલાહ સંપીને રહેવાને, અને હુકમ પ્રમાણે વર્તવાને અમને દેશના રિવાજ મુજબ સરકારનો હુકમ મળ્યો છે, એ પ્રમાણે વર્તવાનું કબુલ કરીને અમે રાજીખુશીથી અમારી મેળે નીચે પ્રમાણે જામીનની કલમો લખી આપીએ છીએઃ—

### કલમ ૧.

અમે કંઇ જબરદસ્તી ચોરી વગેરેના ગુન્હા કરીશું નહિ, તેમજ દેશના કોઇ ભાગમાં બીજાઓને આવા ગુન્હા કરવા ઉશ્કેરીશું નહિ. કોળી (રજપૂત), મુસલમાન, સિપાઇ, કાઠી

અને બીજા બદમાસ બહારવટીઆઓનો અમે સંગ કરીશું નહિ, તેમ બીજાઓનો સંગ કરવા દઇશું નહિ, અમે તેમને આશ્રય, ખોરાક કે હોકો પાણી આપીશું નહિ. જો તેઓ અમારા મૂલકમાં આવશે તો અમે તેમને પકડીને સરકારને સોંપીશું. જો તેઓ અમારી હદમાં થઇને જતા હશે તો અમે તેમની પુંઠ લઇ તેમને પકડી આપીશું. અને પછી સરકારના હુકમ મુજબ ચાલીશું. અમે કોઇપણ રીતે સુલેહનો ભંગ કરનારને મદદ કરીશું નહિ. જો અમે તેમનો પક્ષ કરતા માલુમ પડીએ તો અમે સરકારને જવાબદાર છીએ.

જો ચોરનાં પગલાં અમારી હદમાં આવશે તો અમે તેનું પગલું કાઢીશું અને બીજા ગામમાં ચલાવી આપીશું. જો ચોર અમારા ગામનો હશે તો અમે તેને અને ચોરાએલી વસ્તુ સરકારને સોંપીશું. પાસેના ગામના લોકો કોઇ પણ કાયદા વિરૂદ્ધ કામ કરતા માલમ પડશે તો અમે તે જાહેર કરીશું. જો અમે તેમ ન કરીએ તો તે માટે અમે જવાબદાર છીએ. જો અમારી કોઇપણ રૈયત સરકારના મુલકમાં અથવા બીજા કોઇ તાલુકામાં ચોરી કરવા જાય તો અમે જવાબદાર છીએ. જો ચોર ચોરી કરતાં માર્યો જાય તો તે માટે કંઇ દાવો અમે કરીશું નહિ તેમજ તોફાન મચાવીશું નહિ.

### કલમ ૨.

અમારા તાલુકાનો અને જમીનનો વહિવટ સરકારના તાબામાં રહીને કરવામાં આવશે.

### કલમ ૩.

અમે ઘાસ દાણા, જમાબંદી, ખીચડી અને બીજી વ્યાજબી માગણીના લેણા સંબંધી સરકારની ગોઠવણ કબુલ કરીએ છીએ. એ પ્રમાણે અમે તે વર્ષોવર્ષ આપીશું. સરકારનાં લેણાં અને જમીનદારનાં કેટલાંક લેણાં અમારે આપવાનાં છે અને તે માટે શાહુકારની બાંહેધરી અમે આપી છે એ પ્રમાણે તે આપવામાં અમે કસુર કરીશું નહિ.

### કલમ ૪.

જો અમે કોઇ જમીનદારની જમીન અથવા ગામ તેની નબળાઇને લીધે પચાવી પડયા હઇએ તો વ્યાજબી શરતે સરકારના હુકમ મુજબ અમે તે પાછાં આપીશું. જો અમે કોઇની જમીન અથવા ગામડાં ગીરો લીધાં હશે તો તે પાછાં આપવા માટે સરકાર જે કાંઇ વ્યાજબી ફેંસલો આપશે તે અમે કબુલ રાખીશું અને તે જમીન ઉપર અમે કંઇ દાવો કરીશું નહિ અને તે માટે તે ગામના માલેકની સાથે કજીઓ ઉઠાવીશું નહિ. હવે અથવા હવે પછી લેણદેણ સંબંધી કંઇ તકરાર ઉઠશે તો અમે તે સરકાર કને લઈ જઈશું અને તેના આપેલા ઠરાવ પ્રમાણે વર્તિશું; પણ સામા પક્ષ સાથે બારોબાર અમે વઢીશું નહિ. અને તેના ઉપર ખર્ચ ચડાવીશું નહિ. અને સરકારની રજા શિવાય ગીરો અથવા બક્ષિસ તરીકે કોઈ જમીન, ગીરાસ અથવા ગામડું રાખીશું નહિ કે વેચાતું લઈશું નહિ.

### કલમ ૫.

અમે અમારા તાલુકામાં અમારાં સગાં વહાલાં અને અમો પોતે માંહોમાંહે કજીઆ કરીશું નહિ, મારામારી કરીશું નહિ અને બીજાને તેમ કરવા ઉશ્કેરીશું નહિ. આવી જાતનો કાંઇ ટંટો ફીસાદ થશે તો અમે સરકારને જાહેર કરીશું ને તેના આપેલા ઠરાવ

પ્રમાણે ચાલીશું. કોઇ પણ બાબતમાં અમે પોતાની મેળે કંઇ કરીશું નહિ. જો કોઇ ગામ લડે અથવા તોફાન મચાવે તો એમાં અમારે કંઇ લેવાદેવા નથી. હમણા અથવા હવે પછી જે થાણાં સરકાર બેસાડે તે જેમ કહે તેમ અમે કરીશું.

### કલમ ૬.

અમારા વ્યાજબી લેણા ગીરાસ, વાંટા, વૉલ, દાણ, રખોપાં જે જે અમે હમેશાં ભોગવતા આવ્યા છીએ અને સરકારના મુલકમાં અથવા તાલુકદાર અને જમીનદારની જમીનમાં અમારો જે દાવો છે તેનું સવિસ્તર પત્રક અમે સરકારને આપીશું અને સરકાર તે માટે જે બંદોબસ્ત કરશે તે અમે અને અમારાં છોકરાં પેઢી દર પેઢી કબૂલ રાખીશું. સરકાર જેવું આપશે તે અમે આભાર સાથે સ્વીકારીશું. સીમાડા સંબંધી વાંધો ઉઠશે તો અમે સરકારને જાહેર કરીશું અને તે બાબત સરકાર જે ઠરાવ કરશે તે અમારે કબૂલ છે.

### કલમ ૭.

જો કોઇ ગરાસીઓ અમારા તાલુકામાં રહેવાને આવે અને તેનો ગરાસ રણવટીઆ, પસાયતા વગેરે નહિ લે તો અમે સરકારને ખબર આપીશું પણ બારોબાર તેને તોફાન મચાવવા દેઇશું નહિ. જો આમાં કસુર કરીએ ને કંઇ માઠું પરિણામ બને તો અમે જવાબદાર છીએ; અથવા અમે એવો ગરાસીઓ સરકારને સોંપી દેઇશું. અમારો કોઇ પણ રજપૂત, કોળી અથવા બીજી જાતનો ચાકર તેને નોકરીમાં કાઢી મૂકવાથી અમારા ઉપર માગણાનું કંઇ બાનું કાઢી કંઇ તોફાન મચાવે તો અમે તેની સંભાળ રાખીશું. નહિ તો અમે તે માટે જવાબદાર છીએ.

### કલમ ૮.

આવતા જતા કોઇ પણ વેપારી અથવા મુસાફરને હરકત કરીશું નહિ. રસ્તા ઉપર બંદોબસ્ત રાખીશું. અમારી હદમાં કંઇ નુકશાન થાય તો તેવું નુકશાન કરનારને પકડી સરકારને સોંપીશું અને તેનો સરકારને જવાબ આપીશું. કોઇ પણ માણસ પાસેથી સાધારણ કરતાં વધારે રાહદારી ચીલો લઇશું નહિ.

### કલમ ૯.

જો અમે અમારી નોકરીમાં સીરબંદી અથવા ઘોડેસ્વાર અથવા પાયદળ સીંધી, અરબ, મકરાણી અથવા બીજા પરદેશી હશે તો અમે તેમને કાઢી મૂકીશું. ભવિષ્યમાં કોઇ પરદેશી પ્રજાને રાખીશું નહિ. તેમજ બીજાઓને એવું કરવા દેઇશું નહિ. હવે પછી આમાં કસુર કરતા અમે માલુમ પડીએ તો અમે જવાબદાર છીએ અને સરકાર જે શિક્ષા ઠરાવે તે શિક્ષા અમારે કબૂલ છે.

### કલમ ૧૦.

જો કોઇએ અમારા બાપદાદાની જાગીર અથવા અમારા ભાઇઓના ભાગમાંથી કોઇ ગીરાસ, વાંટા અથવા પસાયતા ગીરો કે માથામાં કે ઇનામમાં આપેલ હોય તો લીધેલા પૈસા પાછા આપ્યા વગર અથવા તેનો બદલો આપ્યા વગર અમે તે પાછાં લઇશું નહિ.

અમારા ભાઇઓ યા સગાં વહાલાંને ભરણ પોષણ માટે આપેલો ગીરાસ કે જમીન જે તેઓ હમેશાં ભોગવતા આવ્યા છે તે પાછાં લઇશું નહિ. આ બાબત કાંઈ વાંધો પડશે તો સરકારને તે જાહેર કરીશું ને જે યોગ્ય હુકમ ફરમાવશે તે મુજબ ચાલીશું.

**કલમ ૧૧.**

કંપની સરકારની નોકરી અથવા લશ્કરમાંનો કોઇ પણ શખસ આવતો જતો હશે તો અમારા મુલકની હદમાં હશે ત્યાંસુધી અમે તેનું રક્ષણ કરીશું અને દેશના રિવાજ પ્રમાણે હમારી હદ પુરી થાય ત્યાંસુધી તેની સાથે રક્ષણને કાજે તેને વળાવા આપીશું.

**કલમ ૧૨.**

અમારી હદમાં કોળીઓ પાસે ઘોડા હશે તો તે સરકારને જાહેર કરીશું અને હુકમ કર્યા મુજબ તેમને તે રાખવા દઇશું. જો અમે સરકારનો અપરાધ કરીએ અને સરકાર અમારાં ઘોડાં પડાવી લે તો તે બાબત અમે કાંઇ દાવો કરીશું નહિ.

**કલમ ૧૩.**

સરકારના સીલવાળા પરવાના શિવાય અમે કોઇને અફીણ ચોરીને લઇ જવા દઈશું નહિ. જો કોઇ તેમ કરતું માલમ પડશે તો અમે તેને પકડીશું અને સરકારને તેનો રિપોર્ટ કરીશું, ને સરકારના હુકમ મુજબ વર્તિશું.

**કલમ ૧૪.**

જો કોઇ મહેતો અગર સિપાઇ અમારા ગામમાં તપાસ કરવાને આવશે તો અમે તેને અમારા બધા કાગળો ને હિસાબ બતાવવા ના પાડીશું નહિ.

**કલમ ૧૫.**

કોઇપણ પહેલાં થઈ ગયેલી લુંટને માટે જો અમારા ગામમાં કોઇ પગલાં આવશે: ને તે ચોર તથા તેણે ચોરેલી વસ્તુ અમારા ગામમાં છે એમ સાબિત કરવામાં આવશે, તો અમે તે બધું પાછું લાવી આપીશું અને સરકારને જવાબ આપીશું.

**કલમ ૧૬.**

ઉપર લખેલી કલમો ઉપરાંત સરકાર જે હુકમ કરશે તે અમે ખુશીથી પાળીશું. પૈસાની બાબત માટે અથવા કંઈ વંધા માટે અથવા સાક્ષી આપવા માટે કોઇ માણસની જરૂર પડે તો અમે તેને હાજર કરીશું.

આ રીતે અમે સોળ કલમો લખી આપી છે અને અમે અને અમારા વંશજો તે મુજબ ચાલવા કબૂલ છીએ. આમાં અમારી કસુર થાય તો સરકાર જે શિક્ષા ઠરાવે તે શિક્ષા અમારે કબૂલ છે. આ કલમો પાળવાના માટે અમારો મુલક અને જમીન, ગરાસ અને મહેસુલ વગેરે અમારી સારી ચાલ માટે અમારી બાંહેધરી છે. ... ... પરગણાનો બારોટ ... ... અમારો ફેલ જામીન, હાજર જામીન અને માલ જામીન છે અને...... ઠાકોરો તેમના ગામ સમેત અમારા આડજામીન છે.

ઉપર લખ્યા મુજબ દર વર્ષે અને હમેશાં તેઓ જવાબદાર છે અને અમારી કનેથી જવાબ અપાવશે.

**નોટ:**—આ જામીનખતમાં નીચેના અનુક્રમ પ્રમાણે સંસ્થાન અને તાલુકાઓની સહીઓ છે.

**વાત્રક કાંઠા.**

ઘોડાસર.
બારમુઆડા.
ખડાલ.
પુનાદરા.
ઝેર.
નીરમાળી.
સાકંબા.
આંબલીઆરા.

**બહીયલ પરગણું.**

લવાડ.
સામેત્રી.
વડોદરા.
ડભોડા.
વાસણા (દોલા રાણાના)
હુરસોલી.
ખાનપુર.
કલ્યાણજીના મુઆડા.
રખીઆલ.
બારડોલી.
સાહેબજીના મુઆડા.
કડજોદરા.
સળકી.
શીયાવાડા.
લીહોડા.
હુરખજીના મુઆડા.
અમરાજીના મુઆડા.
વટવા.
પોરડા.
કપરૂપુર.
મહીસા.
પાલુંદરા.
દાંણા.

**સાબર કાંઠા.**

ઇલોલ.
દેધરોટા.
હાપા.
તાજપુરી.
દેરોલ.
વક્તાપુર.
પ્રેમપુર.
કડોલી.
પેથાપુર.
માણસા.
વરસોડા.

**રહેવર જીલ્લો.**

રૂપાલ.
રણાસણ.
મોહનપુર.
દધાલીયા.

**નાની મારવાડ.**

ઈડર.
અહમદનગર.
ટીંટોઈ.
લુંણાવાડા.
વલાસણા.
માલપુર.
દાંતા.
સુદાસણા.
ગઢવાડા.
હડોલ.
ચાંડપ.

**કાંકરેજ જીલ્લો.**

થરા.
કાંકરેજ.
સમઉ.
સુંદરપુર.
સેઓરી.
મુડેટાનો વાસ.
ઝાબરીયા.
પુરા.
ખેમણા.
મુંડેટા.
બાદરવલી.
ભુલગામ.
કુંબોઇ.
બુકોલી.
ઉંબરી.
રાનેર.
ઇડુરમણા.
ભંડુર આંબલી.
લુણપુર.
રાણીકપુર.
પુણ.
અરનીવાડા.
ચતરાળા.
આંગણવાડા.
છાપરા.
વારજેર.
અંબુલરાનો નેસ.

**કટોસણ જીલ્લો.**

કટોસણ.
સુંવાળા.
નંદાસા.
જાકાસણા.
ઓટાણા.
ઈજપુરા.
અજબપુરા.
ગમાન પુરા.
કસળપુરા.
પાલજ.
તેલાવી.
વિસરોડા.
રાતઈ નાની.
મુળાજીના પુરા.
રાતઈ મોટી.
તેજપુરા.
ગોકળપુરા.

| | | |
|---|---|---|
| રામપુરા. | દેલોલી. | અનગઢ. |
| સાંથળ. | મહીકાંઠા. | સાવલી પરગણું |
| મગુના. | ભાદરવા. | રાવકા. |
| મહેમુદપુરા. | ઉમેટા. | દોડકા. |

## શ્રી સરકાર ઑનરેબલ કુંપની બહાદુર ધી. ઑનરેબલ સ્ટેન હોપ સાહેબ નીસબત ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર.

જોગ. લી. મોજે કલ્યાણજીના મુવાડુ, પ્રા॰ બહીઅલના પગી. મેઘાજી ગોકલજી તથા પગી. લાલજી ખુમાજી તથા પટેલ શંકર કુબેર વિગેરે ભાઈ ભત્રીજા વાડા વાસ ઝાંપલીબંદ ગામ સમસ્ત. જત અમો અમારી રાજીરજાવંદીથી આ જમાનીખત સરકારમાં લખી આપીએ છીએ. જે અમારી સરકારથી દર સાલ જમેબંદી તથા ઘાસ દાણા વિગેરે બાબતો છે, તે સરકારના હુકમ પ્રમાણે સાલા બાદ ભરતા જઇએ. તેમાં કસો ફેલ કરીને સરકારની નુકશાની કરીએ નહિ. ને રૈયત પ્રમાણે જવાબ કરતા જઇએ. બીજું અમારો ગીરાસ સરકાર કુંપની બહાદુરનાં ગામોમાં તથા ગાયકવાડ સરકારનાં ગામોમાં છે. તે ગિરાસને સરકારથી અમારો ઠરાવ કરી આપ્યો છે. તે પ્રમાણે આસામીવાર સરકારમાં આવીને પોષ વદી ૨ ને દિવસે લેઇ જઇએ. પણ કોઈ ગામમાં જઇને પટેલ તથા રૈયતને. હરકત કરીએ નહિ. તથા કશો ખરચ ગામ ઉપર પાડીએ નહિ. ને કોઈ ઠેકાણે જઇએ ને સરકાર જાહેર થાય તો જે સરકારથી સજા આપે તે કબૂલ કરીએ. તથા ખરચના રૂપીઆ લીધા હોય તે પાછા આપીએ. બીજું હરામખોર લોક ચોરી કરી આવે તથા ધાડ લઇને આવે તથા હરેક તરેહ હરામખોર લોકના સંગી થઇએ નહિ. તથા હોકો પાણી પાઇએ નહિ, તથા રાણુ રોટલો ખવરાવીએ નહિ, તથા ખાઇએ નહિ. ને ચોર લોક હમારી સીમમાં થઇને જાય. તો તેની ચોકસી રાખીને સરકારમાં સોંપીએ તથા અમારે સીમાડે ,થઇને જશે તો તેનો જવાબ અમો ને અમો અમારા સીમાડા સુધીની ચોકસી રાખતા જઇએ. તથા સરકારના ચોર અમારા ગામમાં આવે અથવા સીમમાં થઇને જતા હોય, તો તેને પકડીને સરકારમાં સોંપીએ. ચોર લોકના સંગી થઇને ચોરવા જઇએ નહિ. બીજા ગામની કોઇની ફેલ કરવાની બાતમી માલુમ પડે તો તરત સરકારમાં જાહેર કરીએ. જાહેર હોય ને ન કહીએ તો તેની ગુન્હેગારીનો જવાબ અમો કરીએ તથા અમારા ગામમાં જે કાંઈ ઘોડાં હશે તે સરકારમાં જાહેર કરીએ ને તે મધેથી સરકાર હુકમ આપશે તેજ પ્રમાણે રાખીએ. ને બીજાં ઘોડાં વેચીએ; પણ હુકમ સિવાય જાદે ઘોડા રાખીએ નહિ. ને રાખીએ તો સરકારમાં લેઈ જજો તેનો દાવો અમે કરીએ નહિ. ને મારગ રાહદારી જાય છે તથા આવે છે તેને કસી હરકત કરીએ નહિ. અમારા સીમાડામાં નુકશાન થાય તો તેનો ચોર કાઢી આપીએ, ને ન કાઢી આપીએ તો તેનો જવાબ અમે કરીએ. બીજું સરકારનાં થાણાં હાલ છે ને આગલ પણ બીજાં રહેશે તે થાણાદાર અમારા ઉપર હુકમ કરશે તે પ્રમાણે ચાલીશું

તથા હરકોઈ જાણશ મંગાવશે તે પણ તેમના આગળ હાજર કરીએ. બીજું ગીરાસ સરકારથી ઠરાવી આપ્યો છે તે પ્રમાણે સરકારમાં આવીને લેઈ જઇએ, એથી જાદે રૂપીઆ ગામવાલા પાસેથી માગવા જઇએ ને હરેક તરેહ ફેલ કરીએ નહિ. તથા બહારવટીઓ અમારા ગામમાં આવે તો એને પકડીને સરકારમાં સોંપીએ, ને નહિ સોંપીએ તો અમારો ગીરાસ તથા વતન સાથે દાવો નહિ. એ બાબતનો સરકારની ઉપર લખી છે તે તથા એ સિવાય સરકાર જે હુકમ કરશે તે મુજબ ચાલીએ, ને ફેલ કરીએ નહિ તેના જમાન બહારોટ **હીરજી** દલુજી તથા **હાથી** વસ્તા દહેગામના તથા આડજમાન—

૧. મોજે **ખાનપોર** પરગણે મજકુરના પગી. **જીવણ હરીસંગ** વગેરે વાડાવાસ સમસ્ત ભાઈ ભત્રિજા.

૧. મોજે કડજોદરા પરગણે મજકુરના પગી. **પરતાપજી ભાવજી** વગેરે વાડાવાસ ભાઈ ભત્રિજા સમસ્ત.

૧. મોજે **સલકી** પરગણે મજકુરના પગી. દયાલજી ધનજી વગેરે વાડાવાસ ભાઈ ભત્રિજા સમસ્ત.

૧. મોજે **સામેત્રી** પરગણે મજકુરના પગી. ઉમાજી **જોરાજી** વિગરે ભાઈભત્રિજા સમસ્ત.

અમો તથા "વાડાવાસ" તથા ગામમાં રહેતા માણસો અમારી રાજીખુશીથી કાયમને માટે કંપની સરકાર તથા ગાયકવાડ સરકાર પાસે આડ જામીન થઇએ છીએ. જો મુખ્ય માણસો ઉપર લખ્યા પ્રમાણે ન વર્તે તો અમે ઉપર લખ્યા પ્રમાણે સરકાર જે ફરમાવે તે પ્રમાણે વર્તવા બંધાએલા છીએ. આ ખત કબુલ મંજુર છે.

માગશર વદ ૩ સંવત ૧૮૭૫ તા. ૧૫ ડીસેમ્બર સને ૧૮૧૮.

અત્ર મતુ — અત્ર શાખ.

**પગી મેઘજી ગોકળજીની સહી**
**,, લાલજી ખેમજીની ,,**
**પટેલ શંકર કુબેરની ,,**
**બારોટ હીરાજી દલુજીની ,,**
**,, હઠીજી વસ્તાજીની ,,**

પગી જીવણ હરીસિંહ અને બીજાઓની સહી તથા કાળા કુબેર તથા બીજાઓ તથા સગાંવહાલાંની સહી. પગી પરતાબજી ઝાલાજી અને બીજા તથા બધા "વાડાવાસ" તથા સગાંવહાલાં.

પગી દયાળજી ધનજી તથા બીજાઓ તથા વાડાવાસના તમામ માણસો તથા સગાંવહાલાં.

પગી ઉમાજી જોરાજી તથા બીજા તથા સગાંવહાલાં.

# દાંતાના રાણા તથા પાલણપુરના દીવાન વચ્ચે થયેલ કોલકરાર. તારીખ ૨૭ માહે જુલાઇ સને ૧૮૧૯ સંવત ૧૮૭૬ શ્રાવણ સુદ ૫.

કોળી વીગેરેના હુમલાથી દાંતા તાલુકાને ઘણી હેરાનગતી અને નુકશાની થયેલી છે અને તેથી લગભગ ઉજડ જેવી સ્થિતિ થઈ પડી છે. તેથી જો પાલણપુર વચ્ચે આવે અને રક્ષણ આપે તો સુલેહસંપ અને શાંતિ ફરી પ્રસરે તેટલા માટે હું રાણા જગતસીંગ મારી રાજીખુશીથી આ લખત નીચે લખેલી શરતો પ્રમાણે દાંતા તાલુકાનો ભાગ દીવાન ફતેહખાનને લખી આપું છું.

## કલમ ૧.

હું મારા ભાઈઓના, પટાવતોના, રાજસેવક વિગેરેના દરેક વસાએલ અગર ઉજડ શહેર અને ગામડાંઓની દરેક જાતની ઉપજ અને બધી જાતના કરોની આવકમાંથી એક રૂપીએ સાત આનાનો ભાગ પાલણપુરને લખી આપું છું. બાકીના નવ આના મારો ભાગ રહેશે.

## કલમ ૨.

મેં ચાર શહેર ઘાલમાં મૂકેલ છે અને તેના ઉપર લહેણી નીકળતી રકમ મારે આપવાની છે. જ્યારે લહેણદારોનો હીસાબ ચોકખો થઇને તે શહેર છોડાવવામાં આવશે ત્યારે તેમાંથી તમારો સાત આનાનો ભાગ આપવામાં આવશે.

## કલમ ૩.

સંવત ૧૮૭૬ ની સાલથી ગાયકવાડની પેશકશી તમારી મારફત મારે બરોબર આપવી છે. આ ખાતે અત્યારે લહેણી નીકળતી રકમ સંવત ૧૮૭૬ થી ૧૮૭૯ સુધીમાં ચાર હફતે તમારી મારફત આપવી છે. પણ જો આ ગોઠવણ ગાયકવાડ તરફથી કબૂલ રાખવામાં નહિ આવે તો હું તેઓની સૂચના પ્રમાણે આપવાની ગોઠવણ કરીશ.

## કલમ ૪.

હિંદુના અંબાજી માતાના મંદીરની ઉપજમાં પાલણપુર સ્ટેટનો કાંઈ ભાગ નથી. તેમજ મંદીરના વર્ષાસનમાં પણ તેમનો ભાગ નથી.

## કલમ ૫.

આઠ કુવાઓ અને તેને લગતી જમીન જે મારા કુટુંબની છે તેને કોઇપણ જાતના ભાગમાંથી મૂક્ત કરવામાં આવેલ છે. જે નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| **દાંતા** | ૧ કુવો. | રતનપુર | ૧ કુવો |
| **નવાવાસ** | ૨ કુવા. | અણોદ્રા | ૧ કુવો |
| **મોટા ભીનમલ** | ૧ કુવો. | કુંડલ | ૧ કુવો |
| **થાણા** | ૧ કુવો. | | |
| | | | ૮ કુવા. |

### કલમ ૬.

મારા ભાઈ નાહારસીંગના તાબાના ચાર શહેરોમાંનું પુજપુર ગામ પણ કોઈપણ જાતના ભાગમાંથી મૂક્ત કરવામાં આવેલ છે.

### કલમ ૭.

જો મારા ભાઈ અગર ભાયાતોના તાબામાં એવું કોઈ શહેર અગર જમીન હશે કે જેના ઉપર તેનો વ્યાજબી હક્ક નહિ હોય તો તેની તપાસ કર્યા પછી તેમને પાછા આપવામાં આવશે.

### કલમ ૮.

હું દરેક જાતની વોલ (કોળીઓને આપવામાં આવતી ખંડણી) જે આજસુધી આપવામાં આવે છે તે આપીશ પણ હવે પછી બીજી કોઈ નવી આપીશ નહિ.

### કલમ ૯.

મારા રાજ્યમાં જે ધર્માદા ખાતાં ચાલતાં હશે તે શરૂ રાખવામાં આવશે અને તેને નિભાવવામાં આવશે. અને તમારી કબુલત વગર કોઈ નવું આપવામાં આવશે નહિ.

### કલમ ૧૦.

મારા પરગણાની રૈયત મારા વાસ્તે જે જે કામ કરતી હશે તે તમારા દાંતાના વકીલ માટે કરશે.

### કલમ ૧૧.

મારા તાલુકામાં મારી સત્તા રહેશે પણ દરેક સાર્વજનિક બાબતમાં હું તમારા વકીલનો મત લઈશ અને તે પ્રમાણે વર્તીશ. દરેક કજીયા અને અશાંતિ વગેરે કામોમાં તેનો મત લેવામાં આવશે.

આ પ્રમાણે અગીઆર કલમ ઘડી અને તે પ્રમાણે મંજુર કરેલી છે. અને તે પાલણપુરના રાજ્યની અંદર કંપની બહાદુર અને ગાયકવાડ સરકારનું હિત છે ત્યાંસુધી અમલમાં રહેશે.

હું ઉપર લખ્યા પ્રમાણે વર્તીશ અને કોઈપણ કારણસર ગેરબંદોબસ્ત અગર અવ્યવસ્થા થવા દઈશ નહિ.

આ કરાર પાળી આપવાને માટે કોદરાના બારોટ મેઘરાજ વલદ દેવીસિંહ અને ચંદેસરના વખતા બારોટ જમાન છે.

(સહી) જગતસીંગ.
દાંતાના રાણા.

ગવર્નર-જનરલ ઈન્ કાઉન્સિલે સદરહુ ઠરાવ તા. ૨૨ જાનેવારી ૧૮૨૦ ના રોજ બહાલ રાખેલ છે.

## ટીંટોઇના ઠાકોર કનકાજી તથા તેમના દીકરા લાલાજીએ કેપ્ટન વિલિયમ માઇલ્સને લખી આપેલું કરારનામું. ચૈત્ર વદી ૧૨ તા. ૨૯ એપ્રિલ સને ૧૮૨૧.

### કલમ ૧.

પરગણાના કોઈ ભાગમાં મારે ચોરી અથવા લુંટ કરવી નહિ અથવા ચોરી અને લુંટનું હું કારણ થાઉં નહિ તથા કાંઈ ફીતુર કરૂં નહિ.

### કલમ ૨.

નામદાર કંપની, ગાયકવાડ તથા બીજા કોઈ દેશ અથવા પરગણામાંના ગુન્હેગાર અથવા બહારવટીઆઓને અમારે દાખલ કરવા અથવા રાખવા નહિ. પણ વગર ઢીલે અને વગર બાને એવાને પકડી સ્વાધિન કરીએ.

### કલમ ૩.

ઈંગ્રેજ સરકાર અથવા ગાયકવાડના રાજ્યની સામે થનારા સઘળા માણસોની સામે હમારી શક્તિ પ્રમાણે થઇએ, અને તેમને કોઈ પ્રકારે મદદ આપીએ નહિ, પણ તેઓને ખાવા પીવાનો રસ્તો બંધ કરી પકડી આપીએ.

### કલમ ૪.

હમારા ભાંઇઓ અથવા પડોશીઓ જોડે અમો ટંટો કરીએ નહિ, તથા સીંધી, મકરાણી, આરબ ઇત્યાદિ કોઈ પરદેશનાને ચાકરી રાખીએ નહિ.

### કલમ ૫.

અમારી અને પડોશીઓની વચ્ચે કાંઈ ટંટો થાય તો તે ટંટાનો ફડચો ઈંગ્રેજ સરકારને સોંપીએ, અને તે જે ઠરાવ કરે તે અમારે કબૂલ રાખવું.

### કલમ ૬.

હમારી હદમાંથી વેપારીઓના જવાને સંરક્ષણ થશે. અને ઈંગ્રેજ સરકાર જે રાહદારી વગેરેની જકાત વસૂલ કરવાને કાયદા કરે તે પ્રમાણે અમારે ચાલવું.

### કલમ ૭.

ઈંગ્રેજ સરકારના હુકમ પ્રમાણે અફીણનો વેપાર કરવો અને તે સિવાય કરવો નહિ.

### કલમ ૮.

માગસર વદી ૧૩ સંવત ૧૮૭૫ તા. ૨૫ ડિસેંબર સને ૧૮૧૮ ને રોજ ઈંગ્રેજ સરકારને મેં જામીન આપ્યા છે તે કાયમ છે, અને તે જામીની પ્રમાણે મારે અનુસરીને ચાલવું અને તેમાંની કોઇ શરત તોડવી નહિ.

ઉપલી ૮ કલમો નીચે મેં સહી કરી છે અને તે પ્રમાણે હું નક્કી ચાલીશ. આ કરારના

હમેશના જામીન બારોટ ખુટા હમીર અને બારોટ ખુશાલ ઘેહેલા મોજે ઈટારી પરગણે મોડાસાનાને ઠરાવ્યા છે. તેઓ આ કરાર પ્રમાણે ચલાવાનો બંદોબસ્ત રાખશે.

**( સહી ) ઠાકોર કનકાજી તથા તેમના દીકરા લાલજી.**

જામીન **બારોટ** ખુટા **હમીર** અને બારોટ ખુશાલ ઘેહેલા.

નોટઃ—દધાલીયા, બાકરોલ, સુરપુર, ચુરણવાડી, મોહનપુર અને રણાસણનાં ખત ઉપરની મીસાલે થયાં છે. ( એચીન્સન્સ ટ્રીટી વૉ–૬ આવૃતી ૪ થી પૃષ્ટ ૩૧૭ )

## સને ૧૮૨૨ નું ૧૧ કલમનું મહીકાંઠાનું જમાની ખત.

### શ્રી સરકાર ઑનરેબલ અંગ્રેજ કંપની બહાદુરની વતી મહીકાંઠા પ્રાંતના પોલીટીકલ એજંટ મેજર બેલેન્ટાઇન સાહેબ જોગ.

લખી આપનાર **ભાદરવા** તાલુકાના રાણા **જાલમસીંહ** પ્રતાપસીંહ તથા સગાં વાહલાં તથા **ભાદરવા** ગામના બીજા માણસો તથા વાડાવાસ વિગેરે તાલુકાના બીજા ગામોના ધારાલા તથા ત્યાંના રહેવાસીઓ. અમે અમારી રાજીખુશીથી સરકારને સારી વર્તણુંકને માટે ફેલ જામીન, આડ જામીન, હાજર જામીન, માલ જામીન વગેરેની કલમબંધી લખી આપીએ છીએ. તેની વિગત નીચે પ્રમાણે.

૧. આસપાસના મુલકમાં ક્યાંય પણ અમે ચોરી કરીશું નહિ, તેમજ તોફાન કરશું નહિ અને બીજા પાસે કરાવશું નહિ. અમે બીજાને ઉશ્કેરશું નહિ. સરકાર તથા ગાયકવાડ સરકારના કોઇ ગુન્હેગારો જેવા કે કોળી, રજપુત, સીપાઇ, કાઠી અને બીજાની સાથે અમે મળી જઇશું નહિ; તેમજ તેને આશ્રય આપશું નહિ અને આશ્રય અપાવશું નહિ. અમે આવા માણસોને કોઇ જાતનો આશ્રય, ખોરાક, હુકા અગર પાણી આપશું નહિ, તેમજ બીજાને આપવા દેશું નહિ, તેમજ તેવા માણસોને મદદ આપવા દેશું નહિ. જો ગુન્હેગારો અમારા ગામમાં આવશે તો અમે તેને પકડશું અને સરકારને સોંપી દેશું. આવતાં જતાં જો તે લોકો અમારા ગામની હદમાં આવશે તો અમે તેની પાછળ પડીને પકડશું અને સરકારને સોંપશું અને ત્યારપછી સરકાર જે હુકમ આપશે તે પ્રમાણે અમે વર્તશું. તે લોકોને કોઇપણ જાતની મદદ આપશું નહિ અને ખોરાક વિગેરે મોકલશું નહિ.

૨. જો કોઇ જમીનદારની સીમ અગર જમીન તે કાંઈ કરી શકે તેમ નથી તેમ જાણીને જોરજુલમથી લઇ લીધા હોય તો તે જમીન અગર સીમ તેને વ્યાજબી રીતે પાછી આપી દેવામાં આવશે .અને ભવિષ્યમાં તેના ઉપર કોઈ જાતનો હક્ક ધરાવવામાં આવશે નહિ. જો કોઇ જમીનદારની સીમ, ગામ, અગર

જમીન લખાવી લેવાની જરૂર પડશે તો સરકારને તે બાબતની ખબર આપ્યા પછી તથા તેની પરવાનગી લીધા પછીજ તેમ કરવામાં આવશે અને જો તે કોઇ બીજાને લખી દેવાની જરૂર પડશે તો તે પણ સરકારને ખબર આપ્યા પછી તથા પરવાનગી લીધા પછીજ તેમ કરવામાં આવશે.

૩. અમે આપસ આપસમાં અગર ભાઇઓ ભાઇઓમાં અગર તાલુકાના બીજા ગામો સાથે કાંઇ પણ કારણસર લડશું નહિ અગર કજીઆ કરશું નહિ. તેમજ કજીઆ કરાવશું નહિ. જો કાંઇ પણ કારણસર તકરાર ઉત્પન્ન થશે તો અમે સરકારને તે બાબતની વિગત પુરી પાડશું અને ત્યારપછી જે સરકાર ઠરાવશે તે પ્રમાણે વર્તશું. અમે કોઇ પણ રીતે અમારી મેળે વર્તશું નહિ. અમે અમારી નોકરીમાં કોઇ સંબંધી પરદેશી, આરબ, પઠાણ, મકરાણી, કાઠી, રજપુત, મરાઠા અગર બીજાને રાખશું નહિ.

૪. અમે ( ખરાબ ઇરાદાથી ) બહાર જશું નહિ અગર ચોરી કરશું નહી અને મારફાડ વિગેરે કરશું નહિ; તેમજ સરકારના તથા ગાયકવાડ સરકારના મહાલમાં કોઇ પાસે ચોરી અગર મારફાડ કરાવશું નહિ. અમે ચોર લોકોને આશ્રય આપશું નહિ તેમજ આશ્રય અપાવશું નહિ અમે અમારી હદમાં આવતા જતા વેપારી સાહુકાર મુસાફર અગર બીજાઓની સહીસલામતી માટે ગોઠવણ કરશું અને તેમને વેઠ, બીગારી અને ભોમીઆ આપશું અને અમારી હદ બહાર સહીસલામતીથી પહોંચાડશું. જો કોઇ સાહુકાર મુસાફર અગર બીજા કોઇને ( અમારી હદમાંથી ) પસાર થતાં અમારા ગામની તેમજ તાલુકાના ગામની હદમાં નુકશાન થશે તો અમે તેને માટે ઘર ઘરાઉ જવાબદાર થશું. જો અમારા ગામમાં અગર તાલુકાના ગામમાં કોઇ ચોરનો વાવડ મળશે તો અમે તેની પાછળ પડીને પત્તો મેળવશું. જો અમે તેમ ન કરી શકીએ તો હુદા મુદા ને માટે અમે જોખમદાર તરીકે ગણાશું અને તેમાં કસુર કરશું નહિ.

૫. કોળી લોકો અમારા ગામમાં ઘોડા રાખે છે. આ બાબતમાં અમે સરકારને ખબર આપશું અને તે રજા આપશે તેટલાજ ઘોડા રાખશું. બાકીના ઘોડા વિષે અમે સરકારના હુકમ પ્રમાણે વર્તશું. અમે આમાં કાંઇ પણ કસુર કરશું નહિ. જો અમે સરકારના હુકમ વીરૂદ્ધ વર્તીએ અને તેથી સરકાર ઘોડાઓ લેઇ લીએ તોપણ તેને માટે અમે સરકાર પાસે દાવો ધરાવશું નહિ. સરકાર પાસેથી અમને જે હુકમ મળશે તે પ્રમાણે વર્તશું અને તેમાં એકે રીતે કસુર કરશું નહિ.

૬. ગાયકવાડ સરકારના દસ્તુરીના ઘાસ દાણા તથા બીજા જમીનદારના અમારા ગામ ઉપરના હક્ક છે તેને માટે અમે સરકારને જામીનગીરી આપી છે અને તે મુજબ અમે દર વર્ષે હંમેશાના સરકારી હક્ક તથા હક્કદારના હક્ક વિગેરે આપશું. કોઇપણ મુશ્કેલી ઉત્પન્ન કર્યા વિના અમે દર વર્ષે હક્ક વિગેરે આપશું.

૭. કોઇ જમીનદારના ગામમાં અગર સરકારી મહાલ વિગેરેમાં અમારા ગીરાસ, વોળ, વાંટા અને જમીન, ઝાડ વિગેરે ઉપર અમારો કાંઈ હક્ક હોય તે વિષે

અગર બીજા જમીનદારોનો અમારા તાલુકા નીચેના ગામમાં કાંઇ હક્ક હોય તો તે વિષે જે કાંઇ હકીકત હોય તે સરકારને જાહેર કરશું. અમારી મેળે અમે કાંઇ પણ પગલાં લેશું નહિ. સરકાર જે કાંઇ ગોઠવણ કરે તે પ્રમાણે અમે વર્તશું અને તેમાં કાંઇ પણ કસુર કરશું નહિ.

૮. જો કોઇ સરકાર તરફનો મહેતો અગર બીજા માણસો અમારા ગામમાં આવશે તો અમે તેની ઇચ્છા અનુસાર તથા જે કાંઇ સરકારી હુકમ અમને મળશે તે પ્રમાણે વર્તશું અને કોઇપણ રીતે કસુર કરશું નહિ.

૯. દેશમાં સરકારી થાણા છે તે થાણા સંબંધમાં અમને જે હુકમ મળશે તે પ્રમાણે અમે વર્તશું. સરકાર જો લુંટારાની પાછળ પડશે તો અમે અમારા ગામ તથા તાલુકાના બધા ધારાળા સહિત તેને મદદ કરશું અને તેમ કરવામાં કોઇપણ રીતે પછાત રહીશું નહિ.

૧૦. અફીણના વેપાર સંબંધી સરકારના હુકમ પ્રમાણે અમે વર્તશું; તે વિરૂદ્ધ અમે વર્તશું નહિ.

ઉપરવાડીઆ ગામના લોકો જે જમીન ખેડે છે તેની સલામી, વિઘોટી અને માલ વજે હંમેશના રીવાજ મુજબ ગામના પટેલ ને આપવામાં આવશે.

૧૧ અમે ગામ, સીમ તથા ખેતરમાં ચોરી કરશું નહિ અને લોકોને સહીસલામતી માટે રાહ આપશું અને તેના રક્ષણ માટે માણસો રાખશું. જે કોઇ સાહુકાર મુસાફર વિગેરે અમારી હદમાં થઇને પસાર થાય તેના સંરક્ષણ માટે અમે જોઇતાં પગલાં લેશું અને હાંસલ દાણ અને નાકા સંબંધી સરકાર જે ધારા બાંધે તે પ્રમાણે વર્તશું. જતા આવતા મુસાફરો વિગેરેને કોઇપણ રીતે અમે હેરાન કરશું નહિ અને સરકારી ધારા ધોરણ પ્રમાણે વર્તશું અને તેથી વિરૂદ્ધ કોઈ પણ રીતે વર્તશું નહિ.

આ પ્રમાણે અમે ઉપલી કલમો લખી આપીએ છીએ અને રાજીખુશીથી તથા પૂર્ણ હોંશીયારીથી કાયમની જામીનગીરી આપી છે. અમે તથા અમારા વંશ વારસો દર પેઢીએ જે કોઇ અમારી જાગીર ( જેઇગા ) ના માલિક હોય તે ઉપર લખેલ કલમો એકાજુતી ધુનીધર ધરધરાઉ પાળશું અને આમાં અમે કસુર કરશું નહિ. અમે જો તે પાળીએ નહિ તો તેને માટે વડોદરા શહેરના રહેવાસી રાવ જીવા જેમલસીંહને જામીન તરીકે રાખ્યા છે. તે દર પેઢીએ એકાજુતી ધુનીધર ધરધરાઉ ( ઉપરની કલમો ) પાળશે તથા પળાવશે અને તેને સંમતિ અપાણી છે અને તેના આડ જામીન તરીકે સીંઘ્રોટ પરગણાના ઠાકોર જાદવ અમરસીંહજી ગુલાબસીંહજી છે.

તે દર પેઢીએ એકાજુતી ધુનીધર ધરધરાઉ ઉપર લખેલ શરતો પાળશે તથા પળાવશે અને તેને સમંતિ અપાણી છે. આ બાબતમાં જો કોઇ પ્યાદો મોસલ તરીકે મોકલવામાં આવશે તો જમાન ધરધરાઉ શરતો પાળી આપશે અથવા પળાવી આપશે અને તેના ખર્ચ ખુટણ શાખે અપાવવામાં આવશે.

**સાદા.** આસો વદ ૫ સંવત ૧૮૭૮ વાર રવિવાર તા. ૩ જી નવેમ્બર ૧૮૨૨.
અત્ર મતુ.

વડોદરા નિવાસી રાઉ જીવાબારોટ જેમલસીંહજીની સહી ઉપર લખ્યા પ્રમાણે કાયમને માટે તથા દર પેઢીને માટે હું "ફેલ જામીન" થયો છું. ધરધરાઉ રીતે ઉપરની શરતો પાળીશ તથા પળાવીશ.

સાંપ્રોટ ગામના ઠાકોર જાદવ અમરસીંહજી ગુલાબસીંહજીની સહી ઉપર લખ્યા પ્રમાણે કાયમને માટે તથા દર પેઢીને માટે હું આડ જામીન થયો છું. ધરધરાઉ રીતે તે શરતો હું પાળીશ તથા પળાવીશ.

નીચેના મેગરજ તાલુકાના ગામો સાથે ઉપર મુજબ કરાર થયો છે તેનું વીગત વાર પત્રક.

| નંબર | | ગામનું નામ | નંબર | | ગામનું નામ |
|---|---|---|---|---|---|
| ૧ | મોજે | થલવાણી | ૧૪ | મોજે | ભાટુવાડા |
| ૨ | ,, | કુનેલ | ૧૫ | ,, | સોનપર |
| ૩ | ,, | જેસોદ્રા | ૧૬ | ,, | થેબોદ્રા મોટા |
| ૪ | ,, | રાજપુર | ૧૭ | ,, | ભીમપુર |
| ૫ | ,, | તુમાલીયા | ૧૮ | ,, | કુમરોડા |
| ૬ | ,, | ગુંડીયા | ૧૯ | ,, | પીસાલ |
| ૭ | ,, | થેબોદ્રા | ૨૦ | ,, | ખેરોથદુદા |
| ૮ | ,, | વાસના | ૨૧ | ,, | કટારા |
| ૯ | ,, | ભારાજ વલોણા | ૨૨ | ,, | બેલા |
| ૧૦ | ,, | રોણીઆ | ૨૩ | ,, | રાયાવાણા |
| ૧૧ | ,, | કોડવા | ૨૪ | ,, | સુરજદેરી |
| ૧૨ | ,, | થુડા મોટા | ૨૫ | ,, | સુલથાણા |
| ૧૩ | ,, | વાસાઇ | ૨૬ | ,, | સીંગાલ |
| | | | | | મુલદ |

## સને ૧૮૩૦ ની સાલનું ૧૬ કલમી જમાનીખત.

**શ્રી સરકાર ઑનરેબલ કંપની ઇંગ્રેજ બહાદુર વિ૦ આજમ કર્નલ મેએલ સાહેબ, આકટીંગ પોલીટીકલ એજન્ટ પ્રાંત ગુજરાત.**

જોગ લી૦ તાલુકે કટોસણના મકવાણા રાણાજી ભગવાનજી, તથા રાજાજી જીતાજી, તથા હીરાજી અદુજી, તથા માધુજી સબલાજી, તથા હઠીજી પબજી, તથા અનજી વીરમજી, તથા રામસંગજી કુંવરજી વિગેરે ભાઇ ભત્રિજા લોક વસ્તી વાડાવાસ, પલવાડબંધ તથા અમારા જીલ્લાના ધારાળા લોક, વાડાવાસ રૈયત લોક સુમસ્ત વગેરે ઝાંપલીબંધ તથા પલવાડબંધ સમસ્ત.

જત અમારા પાસે મુલક સિરસ્તા પ્રમાણે સરકારથી હુકમ ફરમાવ્યો: જે સરકાર હુકમ પ્રમાણે રૈયત રીતે રાસ્તી દુરસ્તીની ચાલથી ચાલવું. તે હુકમ મુજબ અમે કબૂલ કરી અમે અમારી રાજી રજાવંદી તથા અક્કલ હોંશીયારીથી જામીન તથા આડ જામીન તથા ફેલ જામીન તથા હાજર જામીન તથા માલ જામીન વગેરેની કલમબંદી સરકારમાં લખી આપીએ છીએ તે કલમોની વિગત:—

૧ મુલક મધે કોઇ ઠેકાણે ફેલ તથા ફીતુર તથા ચોરી ચખારી વગેરે બદફેલ કરીએ નહિં. તથા કરાવીએ નહિ. તથા સરકાર કમ્પની અંગ્રેજ બહાદુર તથા ગાયકવાડ સરકાર તથા રાજસ્થાન વિગેરે કોઇ તાલુકદારનો બહારવટીઓ કોળી તથા રજપૂત તથા સિપાઇ તથા કાઠી વિગેરે હરામખોર અપરાધી વિગેરેનો સંગ કરીએ નહિ. તથા કરાવીએ નહિ. તથા રહેણ રોટલો આપીએ નહિ. તથા હોકો પાણી પાઇએ નહિ. તથા અપરાધી હરામખોર વિગેરે અમારા ગામ મધે આવે તેને પકડી લાવી સરકારમાં સોંપીએ. તથા અમારી સરહદમાં આવતો જતો હોય તો તેને પછવાડે દોડો કરી પકડી લાવી સરકારમાં સોંપીએ: પછી સરકારથી હુકમ આવે તે પ્રમાણે ચાલીએ. કસી વાતે ફીસાદીને મદદ આપીએ નહિ. અગર તેના સંગી થયાનો મુદ્દો અમારે અંગ લાગે તો તેની ગુન્હેગારી સુદ્ધાં હુદા મુદાનો જવાબ કરીએ. ચોરટાનું પગલું અમારા ગામમાં અથવા અમારા સીમાડામાં આવે તો તેનો પગ બીજે ગામ કાઢીને તેને અંગ લગાડી આપીએ. ને હમારા ગામના ચોર હોય તો તેને પકડીને હાજર કરીએ ને ચોરીના માલનું વળતર કરી આપીએ તથા બીજા ગામ વાળાએ ચોરી ફેલ કર્યાની બાતમી માલુમ પડે તો તુરત સરકારમાં જાહેર કરીએ. ન કરીએ તો ગુન્હેગારીનો જવાબ કરીએ ને માર ખાય ને મારો પડે તો તે ગામવાળા સાથે તેના રણવટીઆનો દાવો કરીએ નહિ, તથા કરાવીએ નહિ.

૨. અમારા તાલુકાનાં ગામ તથા જમીન વિગેરેનો વહિવટ પુરવેથી સરકાર અમલની રજુવાતીથી રાખી હુકમને તાબે રહીએ, તફાવત કહીએ નહિ.

૩. સરકારનો ઘાસ દાણો તથા જમાંબંદી તથા ખીચડી વિગેરે વ્યાજબી જે હક્ક કરતા આવ્યા તેનો ઠરાવ સરકારથી જે પ્રમાણે ઠરાવી આપે તે કબૂલ છે, ને તે પ્રમાણે સાલ દર સાલ ભરતા જઇએ. સરકારનો હક્ક તથા જમીનદાર વિગેરેનું મામુલ દસ્તુર અમારા ગામ ઉપર છે તેની નીસા સાહુકારી સરકારમાં આપી છે, તે પ્રમાણે ચાલીએ, એમાં અજર ન કરીએ.

૪. કોઇ જમીનદારની સીમ તથા ગામ નાદાર જમીનદાર જાણી અમે દબાવ્યું હોય, તથા જબરજસ્તીથી લખાવી લીધું હોય, તે વ્યાજબી રાહથી સરકાર હુકમ કરે તો પાછું આપીએ, તથા કોઇનું ગામ તથા જમીન વા ગરાસ અમે કરજ આપીને લખાવી લીધું હોય, તે અમારા કરજના રૂપીઆ જે વ્યાજબી સાબુત થાય તેનો મારગ સરકારથી જે ઠરાવે તે અમારે કબૂલ છે, તે ગામની જમીન તથા ગરાસ ઉપર અમારો દાવો નથી. એ બાબત ગામવાળા મુખી તથા લોક

સાથે તકરાર કરીએ નહિ. ને આગળ ઉપર કોઇ લેણદેણ સારૂ કોઇ સાથે વાંધો પડે તો સરકારમાં વિનંતિ કરીએ ને સરકાર ઠરાવી આપે તે લેઈએ દેઇએ. એ ગામવાળા સાથે પરભારા ટંટા કરીએ નહિ, તથા ગામવાળા ઉપર પરભારૂ ખર્ચ પાડીએ નહિ; આગળ ઉપર કોઇનું ગામ તથા જમીન તથા ગરાસ સરકાર હુકમ સિવાય ઘરેણે તથા વેચાણ તથા બક્ષિસ લખાવી લઇએ નહિ.

૫. અમારા તથા અમારા ભાઇઆતમાં તથા તાલુકાનાં ગામોમાં પરસ્પરે કોઇ વાતે કજીઓ ટંટા કરીએ નહિ, તથા કરાવીએ નહિ. કદાપિ કોઈ વાતે કજીઆ ટંટા હોય તો સરકારમાં સંભળાવી હકીકત જાહેર કરીએ; પછી જે સરકારથી મારગ કાઢી આપે તે પ્રમાણે ચાલીએ. કોઈ વાતે પરભારૂં કાંઇ કરીએ નહિ. ને કોઇ ગામ કદી જમીનદારને પોતપોતામાં કજીઓ થાય ને મેળાવો કરે તો તે મેળાવામાં સામીલ થઇએ નહિ. સરકારનાં થાણાં હાલ છે ને આગળ ઉપર જે રહેશે. તે અમને હુકમ કરશે તે પ્રમાણે ચાલીશું, તફાવત કરીશું નહિ.

૬. અમારો વ્યાજબી હક્ક તથા ગીરાસ તથા વાંટો વોલ તથા દાણા તથા રખોપું, સદામતથી જે ચાલતું આવ્યું તે તથા કોઇ પાસે લેણું, સરકાર મહાલોમાં તથા તાલુકદાર જમીનદારના તાલુકામાં જે ઠેકાણે હોય તેની યાદ વિગતવાર સરકારમાં અમે લખી આપીએ. તેનો મારગ સરકારથી બાંધી આપે તે અમારા વંશપરંપરા ભાઇ ભત્રિજા સુદ્ધાં કબૂલ છે. જે પ્રમાણે સરકાર અપાવે તે કબૂલ કરી એસાન જાણી લઇએ ને સીમાડાની તકરાર કોઇ સાથે કદાપિ થાય તો તે વાત સરકારમાં જાહેર કરીએ. સરકાર વ્યાજબી જોઇને જે રીત ઠરાવે તે કબૂલ કરીએ.

૭. કોઇ જગાનો ગરાસીઓ અમારા ગામમાં આવી રહ્યો હોય અથવા આવીને રહે તેનો ગરાસ તથા રણવટીઓ તથા પસાયતું જે ઠેકાણે હોય તે ન ચાલે તો તે વાત સરકારમાં જાહેર કરીએ. પરભારો ટંટો તેને કરવા દેઇએ નહિ. એ વાતમાં તફાવત પડે અને તેનું નુકશાન થાય તો તેનો જવાબ અમે દઇએ અથવા તે ગરાસીઆને સરકારમાં સોંપીએ; ને રજપૂત તથા કોળી વિગેરે કોઇ અમારે ઘેર ચાકર હોય ત્યારે અથવા બરતરફ થાય ત્યારે અમારા ઉપર દાવો કરીને કોઇ ઠેકાણે ફીસાદ ન કરે તેવો તેનો બંદોબસ્ત કરીને રાખીએ કે મુદ્દાનો જવાબ કરીએ.

૮. મારગ રાહદારી વેપારી વગેરેને જતે આવતે કશી વાતે હરકત કરીએ નહિ. મારગની સલામતીનો જાપતો રાખીએ. કદાપિ અમારા સીમાડામાં નુકશાન થાય તો તે નુકશાન કરનારને કાઢી આપીએ ને મુદ્દાનો જવાબ કરીએ; ને કોઇ વેપારી પાસેથી સુદામત સિરસ્તા સિવાય ગદાઇ વિગેરે હક્ક જાસ્તી લેઇએ નહિ.

૯. સીબંદી સ્વાર પાલા સીધી તથા આરબ મકરાણી પરદેશી જે અમારી જગોમાં ચાકર હોય તેને બરતરફ કરીએ; ને આગળ ઉપર કોઇ પરદેશી સ્વાર પાલા ચાકર રાખીએ નહિ ને કોઇને રાખવા દઇએ નહિ. હવેથી રાખવાનું સાબૂત

થાય તો તેનો જવાબ ગુન્હેગારીનો અમે કરીએ, ને સરકાર જે સજા આપે તે અમારે કબૂલ છે.

૧૦. અમે અમારી બાપીતી જમીનથી અથવા ભાયાત ભાગથી કોઇને ગરાસ અથવા વાંટો તથા પસાયતું કરજમાં અથવા રણવટીઆમાં અથવા બક્ષિસ આપ્યું હોય તો તે કરજનો નિકાલ કીધા વિના તથા તેને બદલે બીજું આપ્યા વિના પાછું લેઇએ નહિ. ને અમારા ભાઇ ભત્રિજા વગેરેનો ગરાસ તથા આયંદે જીવક જમીન વિગેરે સુદામત ચાલતું આવ્યું તે ચલાવીએ તેમાં તફાવત કરીએ નહિ. એ બંને વાતમાં કદાપિ કોઇ તકરાર હોય તો સરકારમાં જાહેર કરીએ ને જે બાજબી રીતે હુકમ થાય તે કરીએ.

૧૧. સરકાર નીસબતનું હરેક કોઇ માણસ અથવા સરંજામ જાતે આવતે અમે અમારી હદમાં તેનો ચોકી પહેરાનો જાપતો રાખી ભોમિઓ તથા વળાવો મુલક સિરસ્તા પ્રમાણે આપી પોતાની હદપાર સુરક્ષિત પહોંચાડીએ. તફાવત કરીએ નહિ.

૧૨. અમારા ગામ મધે કોળી લોક ઘેર ઘોડાં રાખે છે. તે અમે સરકારમાં આવી જાહેર કરીએ, પછી જે સરકારથી આજ્ઞા આવે તે પ્રમાણે કરીએ. બાકીનાં ઘોડાંનો જે સરકારથી હુકમ આવે તે પ્રમાણે ચાલીએ. તફાવત કરીએ નહિ. સરકાર હુકમથી તફાવત કરીએ તો અમારાં ઘોડાં સરકારથી પડાવી લેઇ જાય, તો તે વાતે અમારે સરકાર સાથે કશી વાતે દરદાવો કરવો નહિ. જે રીતે સરકાર હુકમ આપે તે રીતે ચાલીએ, તફાવત કરીએ નહિ.

૧૩. આજમ કંપની સરકારની ખવાએશ પ્રમાણે અફીણ રાહદારી વેપારીના માલમાં અથવા જાહેર સરકાર પરવાના વિના તથા છાપ વિના છાનું લેઇ જવા પામે નહિ. એ વાતનો બંદોબસ્ત અમારી હદમાં પક્કો રાખીએ. ને છાનું અફીણ લેઈ જતો હોય તે પકડી તેની વાત સરકારમાં જાહેર કરીએ. અને અફીણના બંદોબસ્ત બાબત સરકારથી જે રીતે હુકમ આવે તે પ્રમાણે ચાલીએ.

૧૪. અમારા ગામ ઉપર સરકારનો મહેતો તથા સિપાઇ બંદોબસ્તની ઉસ્તવારી સારૂ આવી રહે તેને સરવે હેવાલ ગામનો હિસાબ વિગેરે સરકાર કાયદા મુઆફક લખાવીશું તેમાં વાંકું બોલીશું નહિ.

૧૫. પાછલી ચોરીઓ બાબત અમે કબૂલ કરીએ છીએ. જે કોઇ ચોરીનું પગલું અમારે ગામ આવ્યું હોય અથવા કોઇ મોહોરખાઇ ખરચી અમારા ગામના ચોર સાબૂત કર્યા હોય તો અથવા ચોરીનો માલ કોઇએ છતો કર્યો હોય તે વગેરે હરેક બાબતના ચોરીના મુદ્દા અમારે અંગ લાગે તો તે ચોરીનો માલ દામદીરમ સુધાં દરોબસ્ત આપીએ ને શ્રી સરકારના હુકમ પ્રમાણે ગુન્હેગારી સહીત જવાબ કરીએ તેમાં તફાવત કરીએ નહિ.

૧૬. ઉપર લખી કલમો સિવાય જે કાંઇ હુકમ સરકાર કરે તે મુજબ ચાલીએ ને

સરકારથી કોઇ લેણદેણુ વિગેરે હરેક વાતના કામની પુરસીસ સારૂ તથા સાક્ષી સારૂ હુકમ આવે તે આસામીને હાજર કરીએ.

એણી રીતે કલમો સોળ લખી આપી છે તે પ્રમાણે વંશપરંપરા રાસ્તી દુરસ્તીની ચાલથી ચાલીએ. તફાવત પડે તો સરકાર સજા આપે તે અમારે કબૂલ છે. આ કરાર નીભાવણી અમારૂ વતન ગરાસ તથા જમીન વિગેરે મિલકત અમારી જમાન છે. ને રાસ્તી દુરસ્તીના ફેલ જામીન તથા હાજર જામીન તથા માલ જામીન બારોટ જાલમસંગ કુબેરસંગ તથા હુરી હેમતસંગ રહેવાસી પાટણ તથા આડ જામીન મોજે પનાર તાલુકે ચુંવાલ પરગણે વીરમગામના પનારા માનાજી સામતાજી વિગેરે ગામ સમસ્ત આપ્યા છે તે ઉપર લખ્યા પ્રમાણે સાલ દર સાલ ચાલુ નીરંતર હુદા મુદાનો જવાબ ધરધરાઉ કરે કરાવે સહી.

સંવત ૧૮૮૬ ના શ્રાવણ વદી ૮ તા. ૧૧ ઑગસ્ટ સને ૧૮૩૦ ઇંગ્રેજી. મુ. પાલણપુર.

નોટઃ—આ જમાનીખતમાં મહીકાંઠાના તાલુકદારોની સહીઓ છે.

## સને ૧૮૬૨ માં ઈડરના રાજાને દતકની આપેલ સનંદ.

મહારાણીશ્રીની એવી ઇચ્છા છે કે હિંદુસ્તાનમાં જુદા જુદા રાજાઓ અને તાલુકદારો જે રાજ્ય કરે છે તેનાં રાજ્યો કાયમને માટે રહે અને તેઓનો મોભો ચાલુ રહે તે માટે આ ઇચ્છાની પરિપૂર્ણતાને માટે જો તમારે કોઇ વારસ ન હોય તો તમારો તથા તમારા રાજ્યના ભવિષ્યના રાજાઓનો હિંદુ રિવાજ પ્રમાણે તથા તમારા દેશના માણસોના રિવાજ પ્રમાણે દત્તક લેવાનો ધારો સ્વીકારી કાયમ રાખવામાં આવશે એવી તમોને ખાત્રી આપવામાં આવે છે.

જ્યાંસુધી તમારૂં કુટુંબ બ્રિટિશ સરકાર સાથેના કોલકરાર તથા સનદોની શરતોને માન આપશે અને તખ્તને વફાદાર રહેશે ત્યાંસુધી તમારો આ હક્ક લઇ લેવામાં આવશે નહિ એમ ખાત્રીથી સમજજો.

ફોર્ટ વીલીયમ. ( સહી )

તારીખ ૧૧ મી માર્ચ સને ૧૮૬૨. કેનીંગ.

ઉપર પ્રમાણેની સનદ ભાગવનગર તથા રાજપિંપળાને પણ આપવામાં આવી છે.

## ઈડર સ્ટેટ અને બ્રિટિશ સરકાર વચ્ચે થયેલ કરારનો તરજુમો ૧૮૭૪.

ઇડર દરબાર અને બ્રિટિશ સરકાર વચ્ચે થયેલ કરારની કલમો નીચે પ્રમાણે છે.

હાથમતી નદી અહમદનગરની નજીકમાં આવેલી છે. તેમાંથી નહેર કાઢવા સંબંધીમાં નામદાર સરકારનો ઠરાવ નં. ૩૫૦૯ તા. ૧૬-૧૨-૧૮૬૮ નો મળ્યો છે. જેમાં જણાવવામાં આવેલ છે કે નદીમાંથી બંધ બાંધવાની યોજના સંબંધી તથા ઇડરની હદમાં થઈને

નહેર બાંધવા સંબંધી ઇડરના મહારાજાની કબુલાત લેવી. આ બાબતમાં નીચે પ્રમાણે કરાર થયેલ છે.

૧. નદીમાં બંધ બાંધવા સારૂ નકશામાં ડ થી ક સુધી લાલ લીટીથી જગ્યા બતાવવામાં આવેલ છે ત્યાં બાંધવો. ઇન્જીનીઅરે પહેલાં બંધ બાંધવા સારૂ જગ્યા પસંદ કરતાં ઉપલી જગ્યા પસંદ કરવામાં આવેલ છે જે ૩૫૦ ફુટને છેટે પૂર્વ તરફ છે.

૨. ઉપર જણાવ્યા પ્રમાણે ડ, ક ની જગ્યાએ બંધ બાંધવાથી નદીનું બધુ પાણી એક ઠેકાણે ભેળું અટકી જશે જેથી મોજે પરણુદા અને ઇડરના બીજા ગામડાઓને અને સાબરકાંઠાના સાબર નદીના સંગમ સુધીના હાથમતી નદીના કાંઠા ઉપર આવેલા ગામડાઓને પીવાને તથા ખેતીના કામ વાસ્તે પાણી મળી શકશે નહિ. સરકારે તેટલા માટે ખેતી તથા પીવાના વપરાશ માટે જોઇતા પાણીની સગવડ સારૂ બંધની એક બાજુએથી પાણીનો એક રસ્તો રાખવાનું કબુલ કરેલ છે.

૩. ઇડરના કારભારીએ અહમદનગરની નજીકમાં નહેર બાંધવા બાબત કેટલાક વાંધા જણાવ્યા. સરકારને પણ લાગ્યું કે આ બાબતમાં દરબારની ઇચ્છા પ્રમાણે ઇડરની હદમાં થઇને નહેર બંધાય તો સારૂ. આ ઉપરથી ઇડર દરબારના કારભારીએ બીજી જગ્યાએ નહેર બાંધવાની મરજી જણાવી. જે જગ્યા નકશામાં બતાવવામાં આવેલ છે અને તે બાબત તપાસ કરતાં તે ઠેકાણે નહેર બાંધતાં ઘણી મુશીબત પડશે એમ જણાયું. આખરે નહેરની યોજના વાસ્તે એક લાઇન મુકરર કરવામાં આવી. જે નકશામાં સી. ઇ. એફ. થી બતાવવામાં આવેલ છે અને પ્રથમ જે ઠેકાણે નહેર બાંધવાની દરખાસ્ત કરવામાં આવી હતી તે ઠેકાણે મળશે. તે ઠેકાણેથી એફ થી જી સુધીની નિશાની નકશામાં કરેલ છે. ઇડરની હદ ત્યાંસુધી લંબાએલી છે. ઇન્જીનીઅરે પહેલાં આ જગ્યા નક્કી કરી હતી. ઇડરની હદ જી નિશાની આગળથી પુરી થાય છે.

૪. જમીનની હદ જે ઉપર બતાવવામાં આવેલ છે તે ઉત્તરથી દક્ષિણ તરફ છે તે લીટીના બે છેડાની વચમાં થઇને કેટલાક રસ્તા નીકળે છે તે રસ્તાને કોઇ જાતની હરકત ન થાય તેટલા સારૂ તે ઠેકાણે ત્રણ પૂલો બાંધવાનું નક્કી કરેલ છે અને તે પુલો બાંધવાની જગ્યા પોલીટીકલ એજન્ટ તથા ઇન્જીનીઅર મળીને નક્કી કરશે. આ પુલો સરકારના ખર્ચે બાંધવામાં આવશે.

૫. સરકારી તાબાના ગામના ખેડુતોને તેમની જમીન સારૂ જે પ્રમાણે પાણી આપવાનું નક્કી કરવામાં આવેલ છે તેજ પ્રમાણે દરબારની હકુમતી જમીનને માટે બાર મહીનામાં રબી, ખરીફ અને હુરી પાકની ૠતુઓમાં પાણી આપવામાં આવશે અને સરકારને તે બદલ કોઇ હક્ક અગર લવાજમ આપવામાં આવશે નહિ પણ પાણીના જથ્થાની બાબતમાં સરકાર તેઓના તાબાની જમીનને

માટે જેટલું પાણી આપશે તેટલુંજ પાણી દરબારી જમીન માટે આપવાનું નક્કી કરેલ છે.

૬. બંધ બાંધવાની યોજનાથી નદીમાં કેટલાક માઈલની અંદર પાણી ભેગું થાશે. આથી કરીને માણુસોને નદી ઉતરવામાં મુશ્કેલી પડશે અને ખેડાણ જમીન નદીમાં પાણીની અંદર દબાઈ જશે જેથી કરીને કાંઇક નુકશાન થાશે. આ બાબતમાં સરકારે કબુલ કરેલ છે કે જ્યાંસુધી નદી રેતી અને કાદવથી ભરાઇને અત્યારે જેમ ઉતરી શકાય છે તેવી રીતે ઉતરવાને લાયક ન થાય ત્યાંસુધી પોલીટીકલ એજન્ટના લખવા પ્રમાણે માણુસો, ઢોર, ગાડા વગેરેને લાવ લઇજા કરવા સારૂ ડબલ મછવા સરકારી ખર્ચે નીભાવવામાં આવશે. આથી કરીને મુસાફરોને આવવા જવાની અગવડો દૂર થશે.

જે ખેડાણુ જમીન નદીમાં પાણીની અંદર દબાઇ જશે તેની ઉપજ બાબત ધ્યાનમાં લેવામાં આવશે. તેનો અંદાજ કાઢવામાં આવશે અને એક વરસને હીસાબે જે રકમ થશે તે દર વરસે સરકાર તરફથી બદલા તરીકે આપવામાં આવશે અને આ પ્રમાણે જમીન રેતી અને કાદવથી પુરાઇ સુકી ખેડવા લાયક હાલની સ્થિતિ જેવી થશે ત્યાંસુધી તે આપવામાં આવશે.

૭. બંધ બાંધવાની યોજનાથી ઉપર બતાવ્યા પ્રમાણે નદીમાં પાણી ભેગું થાશે. ઈડર તાબાના ખેડુઓને તેમાંથી પાક ઉગાડવા સારૂ પાણી લેવાનો હક્ક રહેશે; પણ તે કેટલા પ્રમાણમાં અને કેવી રીતે લઇ શકશે તે બાબત ઉપર પાંચમા પેરીગ્રાફમાં બતાવવામાં આવેલ છે તે મુજબ લેવાની છુટ આપવામાં આવશે.

૮. જો ઉપર બતાવ્યા પ્રમાણે નદીમાં બંધ બાંધવામાં આવે અને તેથી નદીમાં ઘણું પુર આવે અને તેથી જો નુકશાન થાય તો જે નુકશાન થશે તેનો બદલો સરકાર તરફથી આપવામાં આવશે. જો નદીમાં અસલ પુર આવે અને તેથી કરીને કાંઠા ઉપર આવેલા ધોડા વગેરે ગામોના રહેવાસીઓના મકાનો ખસેડવાની જરૂર પડે તો ઇન્જીનીઅર જે પ્રમાણે અડસટો કરશે તે પ્રમાણે નુકશાની બદલ સરકાર તરફથી આપવામાં આવશે.

૯. ઇન્જીનીયરને રહેવાને માટે જમીનની જરૂર પડશે તેટલા માટે પાંચ વીઘા જમીન કાંઇ પણ કીંમત લીધા શીવાય દરબાર તરફથી આપવામાં આવશે અને તેના ઉપર બંગલો અગર તો જે કાંઇ મકાન બાંધવામાં આવશે તેનું ખર્ચ સરકાર આપશે.

૧૦. નહેરને વાસ્તે ઈડર સંસ્થાનની હદમાંથી ૧૦૦ વાર પહોળી જમીન આપવામાં આવેલ છે અને જમીનની લંબાઇ નકશામાં બતાવ્યા પ્રમાણે હાથમતી નદીની દક્ષિણ બાજુ સી થી શરૂ થઇને જી સુધીની છે. ઉપર બતાવેલ હદમાં દીવાની તથા ફોજદારી કેસોની તપાસ માટે ઇડર દરબાર તરફથી ઇડરના પોલીટીકલ એજન્ટ અગર આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટને સત્તા આપવામાં આવેલ છે અને બ્રિટિશ સરકારે આ સત્તા લેવાનું કબૂલ કરેલ છે અને ના. મુંબઇ સરકાર વખતો-

વખત જે હુકમો કરશે તે પ્રમાણે ઇડરના પોલીટીકલ એજન્ટ અને આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ સત્તા ભોગવશે.

સંસ્થાન ઈડર તારીખ ૨૦ માહે જુલાઇ સને ૧૮૭૪.

**મહારાણીજી હાલીજીશાની** સહી.

---

## બીજી નવેમ્બર ૧૮૮૧.

## નામદાર બ્રિટિશ સરકાર અને ઇડરના નામદાર મહારાજા વચ્ચેનો કોલકરાર.

---

મુંબાઇ ઇલાકાના **અમદાવાદ** જીલ્લાની અંદર આ સાથેના પરિશિષ્ટમાં બતાવ્યા મુજબના ગામો સને ૧૮૧૮ ની સાલથી આવેલા છે અને હજી પણ બ્રિટિશ ઇન્ડિઆનો એક ભાગ ગણાય છે; પરંતુ સદરહુ ગામોમાંથી રેવન્યુનો અમુક ભાગ ઈડર સ્ટેટને મળે છે અને સરકારની ઇચ્છાનુસાર ઇડર સ્ટેટ મારવાડની સરહદ ઉપર પોતાના સ્ટેટની અંદર જે મીઠું આવે છે તેની નુકશાની બદલ બ્રિટિશ સરકારે સદરહુ સ્ટેટને રૂ. ૧૬૦૦ ની વાર્ષિક રકમ બદલા તરીકે આપવાનું ઠરાવ્યું છે અને ઈડર સ્ટેટ અને બ્રિટિશ સરકાર સદરહુ ગામોની રેવન્યુમાં પોતાના હીત નોંખા કરવાની ઇચ્છા રાખે છે અને ઉપર કહ્યું તે મુજબ બદલા તરીકે જે રકમ આપવા ઠરેલ છે તેનો સમાસ કરવાનું ઠર્યું છે તેથી એવું ઠરાવવામાં આવે છે કે સાથેના પરિશિષ્ટ "એ" ભાગની અંદર જે ગામો બતાવેલ છે તેની ઉપજ ઈડર સ્ટેટ સરકારને બદલી આપે છે અને સરકાર એ પરિશિષ્ટના "બી" ભાગમાં બતાવેલા ગામોની ઉપજ ઇડર સ્ટેટને બદલી આપે છે અને માલીકે મુઆઝમ નામદાર મહારાણીના હુકમથી હિન્દુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર કહેલા પરિશિષ્ટોના "બી" ભાગની અંદર બતાવેલા ગામો ઈડર સ્ટેટને સુપ્રત કરવાનું મંજુર કરે છે.

હવે તેથી એવું ઠરાવવામાં આવે છે કેઃ—

૧. ઇડરના નામદાર મહારાજા સાથેના પરિશિષ્ટના "એ" ભાગની અંદર બતાવેલા ગામોમાં પોતાના હક્ક હીત અને ભાગ તમામ ઉપજ ગવર્નર જનરલ ઓફ ઇન્ડિઆ ઇન્ કાઉન્સિલને સુપ્રત કરી આપે છે.

૨. ઉપર મુજબ જે મંજુરી મળી છે તે આધારે ગવર્નર જનરલ ઓફ ઇન્ડિઆ ઇન્ કાઉન્સિલ ઈડરના નામદાર મહારાજા અને તેના વંશ વારસોને પરિશિષ્ટના "બી" ભાગની અંદર બતાવેલા ગામો પોતાના બીજા ગામો જે શરતે ધરાવે છે તે શરતને અનુસરીને સોંપી આપે છે અને સદરહુ ગામો ૧૮૮૧ ના નવેમ્બરની તા. ૨ જીથી બ્રિટિશ ઇન્ડિઆનો ભાગ મટીને ઇડર સ્ટેટના ગામો ગણાશે.

૩. ઇડરના નામદાર મહારાજા પોતે તેના વંશ વારસોની વતી કબુલ થાય છે કે આ ગામો જે તેમને સુપ્રત કરવામાં આવ્યાં તેમાં આજ દીવસ સુધી ચાલતા

આવતા હક્ક હિસ્સાનું પાલન કરશે તથા રક્ષણ કરશે અને ખાસ કરીને ગાબટ ગામની અંદર ગાબટના ઠાકોરના હીતનું પાલન કરશે.

અને પરિશિષ્ટ "એ" ના ભાગની અંદર જે ગામો બતાવવામાં આવ્યા છે તેમાં પુંસરી કરીને ગામ છે તે ગામની અંદર માનના ઠાકોરનું અમુક હીત સમાએલું છે; પરંતુ ઈડર સ્ટેટ તે હક્ક સરકારને સુપ્રત કરી આપે છે. આ ભાગની કીંમત વાર્ષિક રૂા. ૭૪૨ ગણી શકાય તેથી માનના ઠાકોરને પોતાના ભાગની નુકશાની બદલ ઈડર સ્ટેટે રકમ આપવી એ મુનાસબ છે.

૪. એ ઉપરથી એવું ઠરાવવામાં આવે છે કે પુંસરી ગામની અંદર માનના ઠાકોરના હવાલામાં જમીન છે જેની વાર્ષિક ઉપજ રૂા. ૭૪૨ કરતાં ઓછી નથી તેના બદલ ઇડર સ્ટેટ બંને પક્ષકારોને અનુકૂળ આવે તેવી રીતે કોઇપણ ગામની અંદર તેનો બદલો આપે અને ઇડર સ્ટેટને જે ગામો સુપ્રત કરવામાં આવે છે તે ગામની વાર્ષિક ઉપજ રૂા. ૬૭૨ જેટલી વધી જાય છે તેથી નામદાર સરકારને રૂ. ૬૭૨ ની રકમ વાર્ષિક ઇડર સ્ટેટે આપવાની કાંઇ પણ ગોઠવણ કરવી જોઇએ.

૫. વળી એવું ઠરાવવામાં આવે છે કે સદરહુ ગામોની રકમો જે અત્યાર સુધી વસુલ થઇ હોય તે ધ્યાનમાં લીધા સીવાય નામદાર સરકાર જે બદલો આપવા માગે છે તેમાંથી રૂા. ૬૭૨ ની વાર્ષિક રકમ ઇડર સ્ટેટમાં પોતાની ટ્રાંઝીટ જગાત અટકાવવાને ખાતર બદલા તરીકે ઠરાવવામાં આવી છે તેમાંથી વાળી લેવામાં આવશે અને સરકાર તે મુજબ તે વધારાના રૂા. ૬૭૨ પોતાના વસુલ થયા ગણાશે.

તા. ૨ નવેમ્બર ૧૮૮૧ મુ. ઈડર.

મે. **મેજર ચાર્લ્સ વુડ હાઉસ સાહેબની** ઇ. સહી.
પોલીટીકલ એજન્ટ મહીકાંઠા એજન્સી.
મહારાણી શ્રી **જાલીજીની** ગુજરાતી સહી.
ઈડરના નામદાર મહારાજાની વતી
મે. **રીપન** સાહેબની ઇંગ્રેજી સહી.
વાઇસરોય એન્ડ ગવર્નર જનરલ ઓફ ઇન્ડિઆ.

આ દસ્તાવેજ કલકત્તા મુકામે હિંદુસ્તાનના નામદાર ગવર્નર-જનરલ ઇન્ કાઉન્સિલે તા. ૬ ડીસેમ્બર ૧૮૮૧ ના રોજ મંજુર કરેલ છે.

મે. **ચાર્લ્સ ગ્રાન્ટ સાહેબની** ઇંગ્રેજી સહી.
ગર્વનમેન્ટ ઓફ ઇન્ડિઆના પરદેશ ખાતાના સેક્રેટરી.

## પરિશિષ્ટ.

**ના. ઇડરના મહારાજાની તરફથી તેમના માતુશ્રી મહારાણીશ્રી જાલીજી અને ના. બ્રિટિશ સરકાર તરફથી મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ મેજર ચાર્લ્સ વુડ હાઉસ સાહેબ વચ્ચે તા. ૨ માહે નવેમ્બર સને ૧૮૮૧ ના રોજ થયેલ કરારનું અનુસંધાન.**

### ભાગ એ.

ઈડરના ના. મહારાજાએ પોતાની અને તેમના વંશ વારસોની વતી ઇડર સ્ટેટના તાબાના ગામોના હક્ક હીત અને ભાગ તથા તેની ઉપજના ગવર્નર–જનરલ ઇન્ કાઉન્સિલને લખી આપેલ છે તે ગામોના નામનું લીસ્ટ.

૧. મોડાસા, ૨. હુરસોલ, ૩. ગંભીરપુર, ૪. ઉમેદની મુવાડી, ૫. ગુલાબની મુવાડી. ૬. સુલતાનપુર. ૭. પુંસરી.

### ભાગ બી.

ગ્રેટબ્રિટન અને આયરલેન્ડના રાણી અને હિંદુસ્તાનના મહારાણીના હુકમથી હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન્ કાઉન્સિલની મંજુરીથી હિંદુસ્તાનના ગવર્નર જનરલ ઓફ ઇન્ડિઆએ ઇડરના ના. મહારાજાને તથા તેમના વંશ વારસોને લખી આપેલ ગામોના નામ.

૧ ગાબટ, ૨, વાનીઆડ, ૩ બાયર, ૪ ચોઇલા.

મે. મેજર ચાર્લ્સ વુડ હાઉસ સાહેબની ઇંગ્રેજી સહી.
પોલીટીકલ એજન્ટ મહીકાંઠા.

મહારાણી શ્રી જાલીજીની ગુજરાતી સહી.
ઈડરના મહારાજાની વતી.

---

# રેવાકાંઠા.

---

## સુંથ.

## સુંથના રાજા સાથે તા. ૧૫ મી. ડીસેમ્બર ૧૮૦૩ ના રોજ કરેલું તહનામું.

---

ઇશ્વરને માનીને તથા સંપૂર્ણ ભરોસો રાખીને હું આ લખી જાહેર કરૂં છું કે ગુજરાત મહાવીશી તથા જીતેલા મુલકમાં બ્રિટિશ ફોજના સેનાધિપતી કર્નલ મરે સાહેબે ઑનરેબલ કંપની સરકાર તરફથી મને કરેલી ઘણી સંતોષકારક દરખાસ્તનો લાભ લેવાની ઇચ્છા હોવાથી અને મારી તથા ઑનરેબલ. કંપની સરકાર વચ્ચે હાલમાં જે મિત્રતાની ગાંઠ છે તે મજબુત કરવાને મેં તેની સાબીતી દાખલ ઑનરેબલ કંપની બહાદુર જેના રક્ષણ તળે ઇશ્વરેચ્છાએ મને મૂકેલ છે તેની સાથે નીચેના કરાર કરૂં છું.

### કલમ ૧.

હું જે ખંડણી દોલતરાવ સિંધીયા સરકારને ભરતો આવ્યો છું ( એટલે રૂ. ૨૭૦૦ ) તેટલીજ વાર્ષિક રકમ ભરવાનું પાવાગઢ તથા ઑનરેબલ કંપની બહાદુરના ખંડીયા રાજા તરીકે હું ચાલુ રાખીશ; પરંતુ જો ઑનરેબલ કંપની સરકારને ભવિષ્યમાં મને સદરહુ ખંડણી

ભરવામાંથી મહેરબાનીની રાહે મુક્ત કરવાની મરજી થાય, તો મારી રાજ્ય ભક્તિની નિશાની દાખલ સરકાર ફરમાવે તેટલું નજરાણું દર વરસ મારે નજર કરવું છે અને તે નજરાણું બીજી બધી બાબતની રકમના બદલામાં ગણવાનું છે અને જે મારે આપવાની ખંડણીની માફી જો નામદાર ગવર્નર જનરલ દર ઇજલાસ કાઉન્સિલ સાહેબ મંજુર રાખે તો જ્યાં-સુધી હું કંપની સરકારના લાભ નીમકહલાલીથી સાચવું ત્યાંસુધી સદરહુ માફી રદ થવાને પાત્ર ગણાશે નહી.

**કલમ ૨.**

ઇંગ્રેજના દુશ્મનો તે મારા દુશ્મનો છે એમ હમેશાં ગણવાને તથા અંતની ઘડી સુધી મારા દેશનું રક્ષણ કરવાને તથા મારા મુલકમાં થઇને જવાને પરદેશી રાજ્ય કોઇ દુશ્મની હલ્લો કરે તેની સામે થવાને તથા તેમ કરવામાં હું અગર મારી રૈયત જાત તથા મીલકતનું જે કાંઇ નુકશાન ભોગવીએ તો તેનું વલતર લેવાનો હક્ક છોડી દેવાને હું બંધાઉં છું.

**કલમ ૩.**

બ્રિટિશ સરકાર તરફ સ્નેહ ધરાવું છું તે ખાતર અગર મારા દુશ્મનો તરફથી જ્યારે મારા મુલક ઉપર પરદેશી લશ્કર ચડી આવવાની દેહેશત હોય ત્યારે તે દુશ્મનની સામે થવા મને શક્તિમાન કરવા ઑનરેબલ કંપની સરકાર તરફથી મને મદદ મળશે; પરંતુ જો એમ જણાય કે પાડોશની સરહદ ઉપર મારી કોઇ તોફાની રૈયતે નુકશાન કર્યું છે તેને સજા કરવા માટે તે ચઢાઇ થવાની છે તો જેને નુકશાન થયું હોય તેને સંતોષ થાય તે પ્રમાણે ઇલાજ લેવાને હું બંધાઉં છું.

**કલમ ૪.**

નામદાર બ્રિટિશ સરકારની મીલક્ત અને તેમના માણસો તેમના નોકરો અને રૈયત મારા પરગણામાં હાલ અથવા હવે પછી ગમે ત્યાં હોય ત્યાં તેમની સલામતી માટે સઘળે પ્રસંગે હું જવાબદાર થાઉં છું. અને તેમના સંબંધમાં અથવા તેમની નોકરીમાંના માણસોના સંબંધમાં જે કાંઈ સેવા બજાવી હોય તે માટે સરકાર પાસેથી બદલો લેવા હક્ક છોડી દઉં છું. પણ તેમની રૈયતના સબંધમાં વેપારીના માલનું રક્ષણ કરવા હું આ કરારથી બંધાઉં છું. તે માટે જુના રીવાજને અનુસરીને માલ ઉપર જકાત નાખી વસુલ કરવાનો મારો હક્ક રાખું છું.

મુકામ કાલીલાણુ. સહી. જે. મરે કર્નલ.

તા. ૧૫ ડીસેમ્બર ૧૮૦૩.

## લુંણાવાડા અને સુંથ.

### માનસીંગ પાટણકર સાથે તા. ૧૦ મી ઑગસ્ટ ૧૮૧૯ ના રોજ કરેલ દસ્તાવેજ.

માનસીંગ પાટણકરે સુંથ રામપુર અને લુણાવાડાનાં નાંનાં સંસ્થાનો પાસે તેના ખંડણીના હક્કનો વ્યાજબી નીવેડો લાવવાને મુહારાજા દોલતરાવ સિંધીયા તથા બ્રિટીશ સર-

કાર વચ્ચેના મિત્ર ભાવના સંબંધને લીધે બ્રિટિશ સરકારની મદદ વાસ્તે વારંવાર માગણી કરવાથી તથા સુંથ અને લુણાવાડાનાં સંસ્થાનો જે બંને અંદર અંદરના તોફાનથી એટલાં નબળાં પડયાં છે અને પરદેશી લશ્કરથી એટલાં હેરાન થયાં છે કે તદન નાબુદ થઇ જવાના જોખમમાં છે તે સંસ્થાનોની સુખ શાંતિ વધારવાને તથા વ્યવસ્થિત કારોબાર અને પરિણામે આબાદી લાવવાના હેતુથી બ્રીગેડીયર જનરલ સર જોન માલકમ સાહેબ માનસીંગ પાટણકરના વિચાર વાસ્તે નીચેની શરતો રજુ કરે છે અને તસલ્લી કરે છે કે આ શરતોથીજ બ્રિટિશ સરકાર તેના તરફથી દરમિયાનગીરી કરશે.

### કલમ ૧.

સુંથ તથા લુણાવાડાના સંસ્થાનોની વાર્ષિક ખંડણી જેમાં સુંથ બાબાશાહી રૂા. ૭૦૦૦ આપે છે ને લુણાવાડા બાબાશાહી રૂા. ૧૨૦૦૦ આપે છે તે બંને મળી કુલ રકમ રૂા. ૧૯૦૦૦) જ્યાંસુધી માહારાજા દોલતરાવ સિંધીયા માનસીંગરાવ પાટણકરને લેવાને અધિકાર આપે ત્યાંસુધી તેને સદરહુ ખંડણીની બ્રિટિશ સરકાર તસલ્લી આપે છે. આ ખંડણી વિક્રમાદિત્ય સંવત ૧૮૭૬ એટલે સને ૧૮૧૯-૨૦ ઇ. સ. થી શરૂ થશે. આ ખંડણીની કુલ રકમ રૂા. ૧૯૦૦૦ ની એ પ્રમાણે બે હફ્તે ભરવામાં આવશે. (૧) માહા સુદ પૂર્ણુ માસી એટલે ડીસેમ્બર ૧૮૧૯ ઇસ્વીમાં રૂા. ૯૫૦૦ તથા (૨) જેઠ સુદ પૂર્ણુ માસી એટલે એપ્રીલ ૧૮૨૦ ઇસ્વીમાં રૂા. ૯૫૦૦ અને લુણાવાડા સંસ્થાન પાસે સંવત ૧૮૭૫ એટલે સને ૧૮૧૮–૧૯ ઇસ્વીના વરસના ખંડણીના બાકી ના રૂા. ૭૦૦ જે વ્યાજબી રીતે નીકળતા હશે તો તેની પણ માનસીંગરાવ પાટણકરને બ્રિટિશ સરકાર તસલ્લી આપશે. આ બાકી રકમ હવે પછી કરાવ્યા પ્રમાણે હફ્તે આપવામાં આવશે; પણ તે દેવું પુરૂ કરવાની મુદત બે વરસ કરતાં વધારે રાખવામાં નહિ આવે.

### કલમ ૨.

માનસીંગરાવ પાટણકરે તેનું બધી જાતનું લશ્કર તથા તેના કારકુનો અને અમલદારો આ સંસ્થાનમાંથી તુરત ખસેડી લેવા અને તેણે ભવિષ્યમાં સીધી અગર આડકતરી રીતે સુંથને લુણાવાડાના કારભારમાં અગર રાજકાજમાં કાંઇ પણ બાનાથી દરમિયાનગીરી ચલાવવી નહિ.

### કલમ ૩.

માનસીંગરાવ પાટણકર લુણાવાડા પાસે ૭૦ તથા સુંથ પાસે જરગામ કે જે આજ ૪૦ વરસ થયાં તેમના કબજામાં છે એમ કબુલ કરવામાં આવ્યું છે તે હાલ માગે છે. તેના ઉપરના તેના સઘળા હક્ક સુંથ અને લુણાવાડાના રાજાઓની તરફેણમાં તેણે સોંપી પોતાનો હાથ ઉઠાવી લેવો.

ઉપરની કલમો આજ તા. ૧૦ ઓગષ્ટ સને ૧૮૧૯ ના રોજ કબુલ કરી નક્કી કરવામાં આવી.

# છોટાઉદેપુર

## છોટાઉદેપુરના રાજાએ સને ૧૮૨૨ના નવેમ્બરની તારીખ ૨૧ મી કારતક સુદ ૭ ના રોજ કરી આપેલ કરાર

ઉદેપુરના રાજા ઑનરેબલ કંપની સરકારના આશ્રય તળે ગાયકવાડ સરકારને દર વરસે ઘાસ દાણો આપવા તથા હવે પછી રીતસર અને નિયમસર નીચે લખી કલમો પ્રમાણે વર્તવા કબુલ કરે છે.

### કલમ ૧.

ઉપર દર્શાવેલ તાલુકાના ભીલ અગર કોળી ગાયકવાડ સરકારના સંખેડા યા તીલકવાડા યા બીજા કોઈ પરગણાં અથવા ઑનરેબલ કંપની સરકારના આશ્રય તળે આવેલા કોઈ તાલુકા યા શહેરને કોઇ વખતે કોઇ નુકશાન કરશે નહિ. આ કરાર સખત રીતે પાળવાનો છે અને કોઇ સમે લુટફાટ થાય તો તેના જવાબદાર ઉદેપુરના રાજા છે.

### કલમ ૨.

દુગણી તથા તોફાની મેવાસીઓ સરકારનો હુકમ નહિ માનનારા તથા બળવાખોરો, બહારવટીયા તથા આવા બીજા અપરાધીઓને આશરો આપવો નથી. તથા ઉદેપુર પરગણામાં ક્યાંય આસરો આપવા દેવાનો નથી તથા તેમને કોઇ રીતની મદદ આપવી નથી.

### કલમ ૩.

કોઇ ખાનગી કજીયા ચાલવા દેવામાં આવશે નહિ; પરંતુ જો કોઇ તાલુકદારને કોઇ જમીનદાર સાથે કાંઇ વાંધો હોય તો તે ઑનરેબલ કંપની સરકારને સોંપવામાં આવશે અને તેનો ઉપર તેમનો ઠરાવ છેવટનો ગણાશે.

### કલમ ૪.

ઉદેપુર તાલુકાના સઘળા જાહેર રસ્તા ઉપર જાનમાલનું રક્ષણ થાય તથા વેપારને કંઇ પણ હરકત ન આવે એમ બંદોબસ્ત રાખવામાં આવશે.

### કલમ ૫.

આ તાલુકા તરફથી સખત કરાર કરવામાં આવે છે કે સરકારના હુકમોને અનુસરીને કોઇ પણ મુસાફરી કરતા વેપારીના સામાનની અંદર ઑનરેબલ કંપની સરકારની મહોર અને પરવાના સિવાય અફીણ દાણ ચોરીથી લઇ જવા દેવામાં આવશે નહિ અને જો તે પ્રમાણે દાણ ચોરીથી લઇ જતું અફીણ પકડાશે તો તે અટકાયતમાં રાખી સરકારને ખબર આપવામાં આવશે અને તે ઉપર જે હુકમો મળે તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવામાં આવશે. ઉપર પ્રમાણે દસ્તાવેજની પાંચ કલમો કરી છે અને તે પ્રમાણે અમારે આયંદે વર્તવું છે અને આમાંથી એક કલમનો ભંગ થાય તો તેનો જવાબ દેવાને ઉદેપુરના રાજા બંધાયેલ છે.

## ઉદેપુરના રાજા રાવળ પૃથીરાજે સં. ૧૮૭૮ ના આસો સુદ ૧૦ તા. ૨૮ જુન ૧૮૨૨ ના રોજ સરકારને લખેલા કાગળનો તરજુમો.

હું મારી રાજીખુશીથી કબુલ કરી બંધાઉ છું કે દર વરસે ગાયકવાડ સરકારને આજ દીન સુધી વડોદરે ઘાસ દાણો ભરતો હતો તેમ દર વરસે રૂા. ૧૦૫૦૦) અંકે દશ હજાર ને પાંચસોની રકમ બ્રિટિશ સરકારની મારફત મારે ભરી આપવી છે. આ કરારમાં કોઇપણ ફેર પડવા દેવો નથી અને તાલુકા મોસુફને લગતી દરેક સારી નરસી બાબત બ્રિટિશ સરકાર ની મારફત કરવી છે અને હું કંપનીનો નોકર રહીશ આથી ઉલટું કાંઇ કરવામાં આવશે નહિ. આ ઉપર મારી સહી કરી છે.

## મહારાજા સીયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે મહારાવળ પૃથીરાજને બીજા આસો વદ બીજે સફર મહીનાની ૧૫ મી તારીખે ( તા. ૩૧ અકટોબર ૧૮૨૨ ઇસ્વી ) ના રોજ પરવાનો આપ્યો તેનો તરજુમો.

તમારી પાસે વડોદરા સરકારનું ઘાસ દાણાનું લેણું બાકી છે. અને બ્રિટિશ સરકારની દરમિયાનગીરીથી તથા વડોદરાના રેસીડેન્ડ મી. વીલીયમ સાહેબના વચ્ચે આવવાથી એવો કરાર કરવામાં આવે છે કે સદરહુ ઘાસ દાણાની વાર્ષિક રકમ રૂ. દશ હજારને પાંચસો નીચે લખ્યા પ્રમાણે કીસ્તે ભરજો અને જો કોઇ વખત તમને વરસ સારૂ ન પાકે અગર કાંઇ આસમાની સુલતાની નડે તો વડોદરા સરકારે જે પ્રમાણે કાઠીયાવાડ અને મહીકાંઠા સંબંધે કબુલત આપી છે તે પ્રમાણે તમને પણ રક્ષણ આપશે.

તેથી તમારા ઉપર કોઇ રીતે અન્યાય કરવાની કોશીશ નહિ થાય તેની ખાતર જમા રાખજો અને તમારા તાલુકાની સ્થિતિ સુધારવામાં ધ્યાન આપજો અને તમારા વકીલો, કારભારીઓ, ગોકુલ બક્ષી, સરદુરાય, દુબા, બાબા, ચેતર અને પુરૂદાસ વંદ્રાવન પારેખ તથા બીજા તમારા દરબારી કામ પ્રસંગે જ્યારે આવે જાય ત્યારે તમને કોઇ હરકત કે નુકશાન કરવામાં નહિ આવે અને આ રક્ષણ જે દર વરસ હમેશને વાસ્તે બંધનકર્તા છે તેને ઑનરેબલ કંપની સરકારની તસલ્લી છે.

ગાયકવાડ સરકારની બન્ને મહોરથી સહી.

# બારીયા.

## બ્રિટિશ સરકાર તથા બારીયાના રાજા મહારાજા પૃથીરાજ અને તેના વંશ વારસો વચ્ચે માર્ચ ૧૮૨૪ ( ઇસ્વી ) માં બ્રિટિશ સરકાર તરફથી કેપ્ટન એ. મેકડોનલ્ડ સાહેબે તથા બારીયાના રાજ તરફથી રાવળ જીજીભાઇએ કરેલ દસ્તાવેજ.

કલમ ૧.

રાજા પૃથીરાજે તેના રક્ષણના બદલામાં બ્રિટિશ સરકારને વાર્ષિક ખંડણી ભરવાને કબુલ કર્યું છે અને તેથી તે કબુલાત બર લાવવાને તે કાંઇ વીલંબ યા ઉડામણી કરશે નહિ.

કલમ ૨.

બારીયાના નાના સંસ્થાન ઉપર જે કરજ છે તે ધ્યાનમાં લઇને બ્રિટિશ સરકાર સંવત ૧૮૮૦ ( સને ૧૮૨૩-૨૪ ) થી સં. ૧૮૮૬ ( સને ૧૮૨૯-૩૦ ) સુધી ૭ વરસ સુધી વાર્ષિક રૂા. ૧૨૦૦૦ સલીમશાહી કબુલ કરશે.

કલમ ૩.

આ ખંડણીની કિસ્ત નીચે પ્રમાણે છે.

સંવત ૧૮૮૦ ના ( સન ૧૮૨૩-૨૪ ) ના સલીમશાહી રૂા. ૧૨૦૦૦. પહેલો હફતો સં. ૧૮૮૧ ના અસાડ શુદ ( જુલાઇ ૧૮૨૪ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

બીજો હફતો સંવત ૧૮૮૧ કારતક શુદ ( નવેમ્બર ૧૮૨૪ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

સંવત ૧૮૮૧ સને (૧૮૨૪-૨૫) ના સલીમશાહી રૂા. ૧૨૦૦૦. પહેલો હફતો સંવત ૧૮૮૨ ના અશાડ શુદ (જુલાઇ ૧૮૨૫ ઇસ્વી) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

બીજો હફતો સંવત ૧૮૮૨ ના કારતક શુદ ( નવેમ્બર ૧૮૨૫ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

સંવત ૧૮૮૨ ( સને ૧૮૨૫-૨૬ ) ના સલીમશાહી રૂા. ૧૨૦૦૦. પહેલો હફતો સંવત ૧૮૮૩ ના અશાડ શુદ ( જુલાઇ ૧૮૨૬ ઇસ્વી )માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

બીજો હફતો સંવત ૧૮૮૩ ના કારતક શુદ ( નવેમ્બર ૧૮૨૬ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

સંવત ૧૮૮૩ ( સને ૧૮૨૬-૨૭ ) ના સલીમશાહી રૂા. ૧૨૦૦૦. પહેલો હફતો સંવત ૧૮૮૪ ના અશાડ શુદ ( જુલાઇ ૧૮૨૭ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

બીજો હફતો સંવત ૧૮૮૪ ના કારતક શુદ ( નવેમ્બર ૧૮૨૭ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

સંવત ૧૮૮૪ ( સને ૧૮૨૭-૨૮ ) ના સલીમશાહી રૂા. ૧૨૦૦૦. પહેલો હફતો સંવત ૧૮૮૫ ના અશાડ શુદ ( જુલાઇ ૧૮૨૮ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

બીજો હફતો સંવત ૧૮૮૫ ના કારતક શુદ ( નવેમ્બર ૧૮૨૮ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

સંવત ૧૮૮૫ ( સને ૧૮૨૮-૨૯ ) ના સલીમશાહી રૂા. ૧૨૦૦૦. પહેલો હફતો સંવત ૧૮૮૬ ના અશાડ શુદ ( જુલાઇ ૧૮૨૯ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

બીજો હફતો સંવત ૧૮૮૬ ના કારતક શુદ ( નવેમ્બર ૧૮૨૯ ઇસ્વી ) માં રૂા. ૬૦૦૦ સલીમશાહી ભરવા.

કલમ ૪.

ઉપર લખી મુદત ખલાસ થયે ઉપજની રકમના પ્રમાણમાં ખંડણી વધારવામાં આવશે.

મહારાજ શ્રી પૃથીરાજ ગંગાદાસજી.
દા. રાવળ જીજીભાઇ.

રાવળશ્રી પૃથીરાજ
ગંગાદાસજી શ્રી રામના
નિરંતર સેવક.

ઉપર લખ્યું સહી.

નામદાર ગવર્નર જનરલ સાહેબ, બહાદુર દર ઇજલાસ કાઉન્સિલે તા. ૨૦ મી એપ્રીલ ૧૮૨૪ ના રોજ મંજુર કર્યું.

## ઑનરેબલ કંપની સરકાર વતી કેપ્ટન અલેકઝાન્ડર મેકડોનલ્ડ સાહેબ સાથે બારીયાના રાજા પૃથીરાજ અને કામદાર રાવળ જીજીભાઇએ કરી આપેલ લખત ૧૮૨૪.

હું મારી રાજીખુશીથી કંપની સરકારને મારા દેશના રક્ષણ વાસ્તે મારી સાથે રાખેલા ઘોડેસ્વાર તથા પાયદળ લશ્કરના ખરચ વાસ્તે દર મહીને રૂ. ૫૦૦ એટલે વાર્ષિક રૂ. ૬૦૦૦) ની રકમ ઠરાવેલી ટાંકાથી નીરાળી બીન કસુર આપવા બંધાઉ છું. આ રકમ ઉપરાંતમાં નક્કી કરેલ ટાંકા નિયમસર કિસ્ત પ્રમાણે ભરવામાં આવશે. ઘોડેસ્વાર તથા પાયદળનો માસિક પગાર રૂ. ૫૦૦) તા ૧ જાનેવારી ૧૮૨૪ થી એટલે સંવત ૧૮૮૦ થી શરૂ થાય છે. તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૮૨૪.

## બ્રિટિશ સરકાર અને બારીયા સંસ્થાન વચ્ચે તે સંસ્થાને આપવાની ખંડણી માફ કરવા બાબત થયેલા કલમબંધી ઠરાવ.

**ઉદ્દેશ—બારીયા** સંસ્થાન તા. ૨૦ એપ્રીલ ૧૮૨૪ ની તારીખના કોલકરારથી બ્રિટિશ સરકારને વાર્ષિક સલીમશાહી રૂ. ૧૨૦૦૦ ની ખંડણી આપવાને બંધાયેલું છે તેથી અને સદરહુ ખંડણી માફ કરવાને રાજા મહારાવળશ્રી **માનસીંગજી** એ બ્રિટિશ સરકારને અરજ ગુજારી તેનાં કારણો દર્શાવ્યા છે તેથી અને રાજાની અરજ અમુક શરતે માન્ય રાખવાની બ્રિટિશ સરકારની ખુશી છે તેથી આ હેતુસર એક બાજુ **બારીયાના** રાજા પોતાના તથા પોતાનાં વંશ વારસોના તરફથી મહારાવળશ્રી **માનસીંગજી** તથા બીજી બાજુ બ્રિટિશ સરકાર તરફથી રેવાકાંઠાના તે વખતના પોલીટીકલ એજન્ટ મે **એ. સી. લૉગન** સાહેબ વચ્ચે નીચેની કલમો થઇ છે જે બંને બાજુને કબુલ મંજુર છે.

**કલમ ૧.**

આખા **બારીયા** સંસ્થાનમાં ચીલા વેરો સદાને માટે કાઢી નાંખવામાં આવે છે અને જે માલ કાંઇ પણ વેપાર થયા વગર સ્ટેટની હદમાં આવી બહાર જાય છે તેના ઉપર આવક જાવક અગર કોઇપણ જાતની જકાત લેવામાં આવશે નહિ.

**કલમ ૨.**

**લીમ**ખેડા રેલ્વે સ્ટેશનથી **આલોદ** તરફનો **બારીયા** સંસ્થાનની સરહદ સુધીનો રસ્તો બ્રિટિશ સરકારના હવાલામાં રીપેર થવા તથા ચાલુ સ્થિતિમાં રહેવા વાસ્તે રહેશે. જ્યાંસુધી તે પાછો **બારીયા** સંસ્થાનને સોંપવાનો બ્રિટિશ સરકાર મુનાસબ ધારે ત્યાંસુધી રહેશે.

**કલમ ૩.**

ઉપર લખી કલમની અંદર વર્ણવેલા રસ્તા ઉપર બ્રિટિશ સરકાર બ્રિટિશ કાયદા પ્રમાણે ટોલ વસુલ કરશે અને તે ટોલ જેમ તેમને વ્યાજબી લાગશે તે દર પ્રમાણે લેશે અને આ રસ્તા ઉપર **બારીયા** સ્ટેટ તરફથી કોઇ પણ તરેહનો કર લેવામાં આવશે નહિ તથા બ્રિટિશ અધિકારીઓનો ટોલ તે રસ્તાના રીપેર અને નીભામણી ખર્ચ જેટલોજ લેવામાં આવશે.

કલમ ૪.

બારીઆ અસાડીનો રસ્તો અને ગોધરા દોહદ રસ્તાનો બારીયાનો ભાગ જે બીજી કલમમાં દર્શાવેલ ઝાલોદ લીમખેડા રસ્તાનો ભાગ નથી તે સઘળા આજદિન સુધી બ્રિટિશ સરકાર તરફથી નીભાવવામાં આવતા હતા તે હવે બારીયા સ્ટેટને સોંપવામાં આવે છે: પણ એવી શરતે કે પોલીટીકલ એજન્ટ સાહેબના સંતોષપૂર્વક તે રસ્તા રીપેર કરવા તથા નીભાવવા.

કલમ ૫.

બારીયા પબ્લીક વર્કસ ફંડ નામનું એક ફંડ બારીયા સ્ટેટે કાઢવું અને તેમાં આખા સ્ટેટમાંથી વસુલ થતા રસ્તાના ટોલ જમે કરવા તથા બારીયા સ્ટેટે વળી ૧૨૫૦૦ બાર હજાર પાંચસો કંપની રૂપીયાની રકમ સામાન્ય ઉપજમાંથી વાર્ષિક લવાજમ તરીકે આ ફંડમાં નાખવી.

કલમ ૬.

સદરહુ ફંડમાંથી દર વરસે ઝાલોદ લીમખેડા રસ્તા ઉપર બીજી કલમમાં જણાવ્યા પ્રમાણે લેવાતા ટોલની રકમ તે રસ્તો નીભાવવાના ખર્ચ કરતાં જેટલી ઓછી થાય તેટલી રકમ રૂા. ૧૫૦૦ સુધી બ્રિટિશ સરકારને બારીયા સ્ટેટે આપવી અને આ ફંડમાંથી ચોથી કલમમાં દર્શાવેલ રસ્તાનો પણ નીભાવ ખર્ચ કાઢવો.

કલમ ૭.

ઉપર લખ્યા ખર્ચ સદરહુ ફંડમાંથી આપ્યા પછી બાકી રહેતી રકમ ફક્ત બારીયા સંસ્થાનની રૈયત માટે ફાયદાકારક બાબતો જેવી કે રસ્તા, કુવા, તળાવ રેવન્યુ સરવે તથા સામાન્ય ઉપયોગનાં મકાનો બંધાવવા તથા સમરાવવામાં વાપરવાની છે.

કલમ ૮.

બારીયા સંસ્થાનની અંદર જ્યાં જ્યાં ટોલ લેવાનું હાલમાં શરૂ છે અગર હવે પછી ટોલ લેવામાં આવે ત્યાં રસ્તાના ટોલ સંબંધી બ્રિટિશ સરકારના કાયદા પ્રમાણે ટોલ લેવામાં આવશે.

કલમ ૯.

જે રસ્તા ઉપર ટોલ લેવાય તે રસ્તાના રીપેર ખર્ચ કરતાં વધારે ટોલ કોઇપણ વખત લેવામાં આવશે નહિ. જે રસ્તા ઉપર કાંકરી પાથરી સડક બાંધી હોય તથા પૂલો ચણેલા હોય તેવા રસ્તા ઉપરજ બ્રિટિશ કાયદામાં જણાવેલા પૂરા ભાવથી ટોલ લેવામાં આવશે અને જે રસ્તા કાંકરી પાથરી બનાવેલા હોય અને પૂલ વિનાના હોય અગર પૂલવાળા હોય ને કાંકરી પાથરી ન હોય તેવા રસ્તા ઉપર સરકારે કાયદામાં મંજુર કરેલા ભાવથી અરધા કરતાં વધારે લેવાશે નહિ. જે રસ્તા ઉપર કાંકરી પાથરી નથી તેમજ પૂલ બંધાયા નથી તેવા રસ્તા ઉપર ટોલ લેવામાં આવશે નહી. ૨૦ માઇલથી ટુંકા રસ્તા ઉપર બીજી વખત ટોલ લેવાશે નહિ. ટોલ લેવાની જગ્યા તથા તેના ભાવ જાહેરમાં બરોબર આવે તે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવશે.

કલમ ૧૦.

જ્યાંસુધી આ ઉપર લખી જુદી જુદી શરતો પાળવામાં આવે ત્યાંસુધી બારીયા સંસ્થાનને બ્રિટિશ સરકાર ખંડણી ભરવાની ફરજમાંથી મુક્ત કરે છે.

**કલમ ૧૧.**

તેજ શરતે બારીયા ખંડણી ફંડ બંધ કરવામાં આવે છે. પંચમહાલ પરગણામાંથી બારીયા સંસ્થાનની લેણી રહેતી ચોથ જે આજસુધી ખંડણી ફંડમાં જમા હતી.તે બારીયા સંસ્થાનને આપવામાં આવશે અને તેની સામાન્ય ઉપજમાં જમા થશે.

મુ. ગોધરા તા. ૧૨ સપ્ટેમ્બર ૧૮૯૨ ના રોજ ( આ લખત ) કરવામાં આવ્યું.

(સહી) માનસીંગજી પૃથીરાજજી.
બારીયાના રાજા.
(સહી) એ. સી. લૉગન.
પોલીટીકલ એજન્ટ.

નામદાર વાઇસરાય અને ગવર્નર જનરલ દર ઇજલાસ કાઉન્સિલ સાહેબે મંજુર કરી કબુલ રાખ્યું.

સીમલા. (સહી) એચ. એમ. ડુરાન્ડ.
તા. ૨૪ અકટોબર, હિંદુસ્થાન સરકારના પરદેશ ખાતાના
૧૮૯૨. સેક્રેટરી.

## રેવાકાંઠાના મેવાસીઓનો બંદોબસ્ત કરવાનો ગોઠવણ કરવા સંબંધી ગાયકવાડ સરકાર તરફથી આવેલ યાદીનો તરજુમો.

૧. પરગણામાં મેવાસી જમીનદારોની યાદી નીચે પ્રમાણે છે.

૧. સીનોર પરગણાની અંદર સનોર તથા માંડવા નંદેરીયા ને ચાંણોદનું અરધુગામ એ ત્રણ માંડવાનાં ગામોનો સમાવેશ થાય છે.

૨. સંખેડા પરગણામાં નસવાડી તેમાં ૧૨ ગામ ને ૪ નાનાં ગામડાં અને અગર તાલુકામાં અગર ને સીસાણા.

૩. તીલકવાડા પરગણું તેમાં કુમાવીસદારના પત્રક પ્રમાણે નવગામ—વજીરીયા, ઊંચાડ, ચુડેશ્વર, પલાસાણી, પરા, ભીલોડીયા, નળીયા, બાલોદરા, સીરળ.

૪. સાવલી પરગણું, આ પરગણાના કુમાવીસદારે ત્યાંના જમીનદારનું કે મેવાસી ગામનું પત્રક મોકલ્યું નથી. તેટલા વાસ્તે તે જ્યારે આવશે ત્યારે તેની અંદરના જમીનદારને મેવાસી ગામોનો આ ઠરાવમાં આવશે.

૫. દસગામ નામનાં ગરાસીયાનાં દસ ગામો.

મેવાસી જમીનદારોના ઉપર લખ્યાં ગામો વાસ્તે અથવા તપાસ ઉપરથી કાંઇ રહી ગયેલાં ગામ માલુમ પડે તો તેને વાસ્તે મતલબ જે ગામો જમીનદાર મારફત જુના વખતથી મુકરર મહેસુલ આપ્યા કરે છે તે સઘળાઓ વાસ્તે તેમના હક્કની ચોકસી કરવા સારૂ તથા તેમનો વધારે સારો વહીવટ કરવા સારૂ નીચેની કલમો કબુલ કરવામાં આવે છે.

### કલમ ૧.

જે કોઇ ગામમાં તલપત અને વાંટાની જમીન માલુમ પડશે અને જુના વખતથી જમીનદારની મારફત તેની મુકરર મહેસુલ અપાતી હશે તો એમ સમજવાનું છે કે ત્યાં તલપત જમીન હોવાના સબબથી તે ગામ સર કરવાનું છે.

### કલમ ૨.

જો કોઇ ગામમાં એમ માલુમ પડે કે તલપત જમીન જમીનદારે જુના વખતથી વાંટાની જમીન સાથે જોડી દીધી છે અને જુના વખતથી તેની વસુલાત એક રકમમાં આપવામાં આવેલ છે તો આવાં ગામ મેવાસીઓના કબજામાં રહેશે અને હવે પછીની મહેસુલની રકમ આ તજવીજ ઉપરથી નક્કી કરવામાં આવશે.

### કલમ ૩.

જે ગામો કુમાવીસદારે જમીનદારને ઇજારે આપ્યાં હોય. અને તે ઉપર વ્યાજબી હક્ક સિવાય તે રાખ્યાં હોય અને કુમાવીસદારે ઠરાવેલી મુકરર રકમ જમીનદાર ભરતા હોય તો તેવાં ગામો ગરાસીયાનાં નથી પણ સરકારનાં છે.

### કલમ ૪.

જો કોઇ ગામ ઘણા લાંબા વખતથી કોઇ જમીનદારના કબજામાં હોય અને આ ગામ તેના બાપદાદા અગર ગરાસીયાના ભોગવટામાં હોય તો આવા લાંબા કબજાના પરિણામે તે ગામ બાહાલ રાખવામાં આવશે અને હવે પછી આપવાની મહેસુલ ચાલતી તજવીજમાં નક્કી કરવામાં આવશે.

### કલમ ૫.

જો કોઇ ગામમાં જમીનદારના કબજામાં વાંટાની જમીન હોય અને ૪૦ કે ૫૦ વરસ ઉપરના વખતની સનદથી અગર આગલા રાજ્યની સનદથી તલપત જમીન પણ તે ભોગવતો હોય તો આવી સનદ રજુ કર્યાથી તે ગામ તે મેવાસીના કબજામાં રહેવા દેવામાં આવશે અને હવે પછી આપવાની વસુલાત ચાલતી તપાસમાં મુકરર કરવામાં આવશે. આ રીતે મેવાસી જમીનદારોની વસુલાત નક્કી કરવાની છે. અરધુ ચાણોદ ગામ જે સરકારે એક કુમાવીસદારના હવાલામાં સોંપ્યું છે તે હાલની માફકજ રહેશે.

મેવાસીઓ પાસેથી લેવાની વસુલાત નક્કી કરવામાં છેલ્લા દસ વરસની સરેરાશ મહેસુલ, ખરાજાત બાબત વિગેરે સુદ્ધાંત કાઢી જાથુની ખંડણી તરીકે ઠરાવવી; પરંતુ દસ વરસની સરેરાશ કાઢવામાં કોઇ દુકાળનું કે ચઢાઇનું વરસ ગણવું નહિ; કારણ કે જો તેમ કરવામાં આવે તો પછી ભવિષ્યમાં કોઇ ખરાબ વરસમાં છુટ આપી શકાય નહિ. આવી રીતે એજન્ટ સરકારની સલાહ લઇને સેટલમેન્ટ કરશે.

જ્યારે કોઈ જમીનદાર તદ્દન લાચાર થઇ ગયો હોય ત્યારે સરકારની સલાહ લઇને તેની સાથે પાંચ વરસનો કરાર કરવો અને તેમાં તેની શકિત અનુસાર નાંનાં ભરણાં ઠરાવી પાંચ વરસ પછી વ્યાજબી ખંડણી આપવાનું ઠરાવવું.

તેમ છતાં પણ જો કોઇ જમીનદારની એવી સ્થિતિ થઇ ગઈ હોય કે ઉપર કહેલ કલમોમાં તેનો સમાવેશ ન થાય તો સરકારની સલાહ લઇને આજુબાજુની સ્થિતિનો વિચાર કરીને હવે પછીની જાથુની મુકરર મહેસુલ વાસ્તે એજન્ટ સારામાં સારી ગોઠવણ કરશે.

જુદા જુદા પરગણાના મેવાસી જમીનદારો ઉપરના ઠરાવ અનુસાર કસીપણ કમી કર્યા વીના વાર્ષિક ખંડણી ભરવાના તેમના કુમાવિસદારોને વરસોવરસ જામીન આપશે અને તે નીચેની રીતે.

**પહેલી**—વજીરીયા **સીનોર માંડવા** અગર **નસવાડી**, **પલાસણી** ને દસ ગામ કુલ સાત ગામ જે આબરૂદાર જમીનદાર ઠાકોરનાં ગામો છે તે તથા બીજુ જે કોઈ ગામ આબરૂદાર ઠાકોરનું હોય તે હાલના સેટલમેન્ટ પ્રમાણે રેસીડેન્ટની મારફત વરસો વરસ કુમાવીસદારને વસુલાત આપશે.

**બીજુ**—નાના મેવાસી ગામોએ હાલના સેટલમેન્ટ પ્રમાણે ઠરાવેલ મહેસુલ કુમાવીસદારને ભરવી અને જો તેમાં કાંઈ વીલંબ થાય તો એજન્ટને એ વાત જાહેર કરીને તેની મારફત કુમાવીસદાર નાંણા વસુલ કરશે.

૨ મેવાસી ગરાસીઆઓ સાથે નીચેની કલમો પ્રમાણે બંદોબસ્ત કરવાનો છે.

(અ) જમીનદારોના પોતપોતાના ગામ ઉપર ગીરાસ વાંટા હક્ક અગર રખોપા વિગેરે જે કાંઈ હક્ક હોય તે હાલ નક્કી કર્યા પ્રમાણે સરકાર આપે જશે તેમાં વધારો કરવામાં નહિ આવે અને જો કાંઈ જુના અથવા નવા હક્ક માગવામાં આવશે તો જો તે છેલાં થોડાં વરસોમાં કાંઇ દાખલા સહિત હશે તો તેની તપાસ કરવામાં આવશે અને તેની બારીક ચોકસી કરીને એજન્ટ તેનો ઠરાવ આપશે; પણ જો દસ વરસ પહેલાંનો હક્ક હશે તો સરકાર પાસે તેનો જવાબ માગવામાં નહિ આવે અને જ્યાં જમીનદારને રખોપું મળે છે તે ગામનું તેણે રક્ષણ કરવાનું છે: અને જો ગામ ને કાંઇ નુકશાન થાય તો તેણે દેશના રીવાજ પ્રમાણે ભરી આપવું જોશે.

(બ) મેવાસી ગરાસીયાથી પરગણામાં ગામોનું રક્ષણ કરવાની ગોઠવણો.

( अ ) કોઇપણ મેવાસી જમીનદાર લુટારૂ અગર ધાડપાડુને આશરો આપશે નહિ અને જો કોઇ જમીનદારના ગામના ચોરા મુલકમાં કાંઇ લુંટફાટ કે તોફાન કરે અને તેથી નુકશાન થાય તો તે જમીનદાર તેને આશરો આપવાનો ગુન્હેગાર કોઇ દેશના રીવાજ પ્રમાણે આ થયેલા નુકશાનનો બદલો વાળી દેશે; પરંતુ જો તે એમ સાબિત ન કરી શકે તો તેણે વળતર આપવું પડશે.

(ब) ગીરાસના નામની જે રકમ હાલમાં આપવામાં આવે છે તે તેજ દરથી આપવામાં આવશે. તે બાબતમાં રૈયત ઉપર કાંઇ જુલમ કે દબાણ કરવું નહિ અને જો રૈયતને કાંઇ હેરાનગતી કરવામાં આવશે તો તેનું વળતર ભરી લેવામાં આવશે.

(क) જમીનદારનાં જે જે ગામોમાં કોઇ ગરાસીયા રહેતા હોય તેઓ ત્યાં ખુશીથી રહે અને ગીરાસ રણવટીઆ, વેચાણ અને પસાયતાના હક્ક હાલમાં ભોગવતા હોય તે ભોગવે; પરંતુ તેવાં બાનાથી તેઓએ વધારે માગણી કરવી નહિ અગર ગામને કાંઇ કચવાટ કે ભય આપવો નહિ અને જો કોઇ ગામને તેમના તરફથી કાંઇ નુકશાન કરવામાં આવે તો

જે જમીનદાર તેમનું રક્ષણ કરનાર હશે તેને તેનું વળતર આપવાને તથા અપરાધીઓને સોંપી દેવાને ફરજ પાડવામાં આવશે.

(ड) આજદિન સુધી મેવાસી ગરાસીયાઓ એક બીજા સાથે ખાનગી લડાઇઓ કરતા આવ્યા છે; પરંતુ હવેથી આવી રીતે તેઓએ ન કરવું અને આવી દુશ્મનાવટને લઇને સલાહસંપથી રહેતા ગામડાઓને કાંઇ પણ નુકશાન કરવા દેવામાં નહિ આવે. જાહેર સુલેહનો જરા પણ ભંગ થશે તો શિક્ષા થયા વિના રહેશે નહિ.

(ई) જો જમીનદારનાં ગામડાંના હરામખોર લોકો લુંટ કરવા ખાતર શાંત ગામડાઓમાં જશે ને કાંઇ કજીઆ થશે અને તેમાં કોઇ અપરાધીને નુકશાન થશે તો સ્વરક્ષણાર્થે ગામડાવાળાઓએ જે કર્યું હોય તે વાસ્તે તેઓ જવાબદાર નથી અને તેમના પાસેથી કાંઇ વળતર મળી શકશે નહિ.

(फ) જમીનદારો પોતપોતાના ગામોમાં રજપુત, કોળી અગર બીજા લોકોને રાખવા યા કાઢી મૂકવાને તથા તેમને પસાયતી જમીન યા માસિક પગાર આપવાને અગર પોતાના ગામમાં વસ્તીવાસ કરવા બોલાવવાને સ્વતંત્ર છે: પરંતુ જો કોઇ હરામખોર માણસને રજા આપે તો તેઓ છુટા રહેવાથી કોઇ આજુબાજુના શાંત પરગણાને નુકશાનકારક છે તેથી તેવા લોકોને રજા આપ્યા પહેલાં સારી ચાલ ચાલવાના ખેવડા જામીન લેવા જોઇએ. જો તેમાં ચુક કરવામાં આવશે તો અને તેઓ કોઇ લુંટફાટ કરશે તો જે જમીનદારની ગફલતથી આ થયું હોય તેને પરિણામનો જવાબદાર ગણવામાં આવશે.

૩. પરગણાનાં ઘણા એક ગામોની સરહદ જે હાલમાં લખાઇ આવી છે તે પ્રમાણે જારી રહેશે અને જો કદી કોઇ જગાપર જમીનદારને ને સરકારી ગામો ને સીમાડાનો વાંધો ઉઠશે તો તે બંને પક્ષકારોએ પોતાના દાવા એજન્ટને રજુ કરવા અને તે બારીક ચોકસી કરી તેનો ઠરાવ કરશે; પરંતુ જો તેઓ અરસપરસ મળીને પંચ નીમીને સલાહ સંપથી વાંધાનો નિવેડો ચાલશે તો આવી બાબતમાં એજન્ટને વચ્ચે આવવાની જરૂર રહેશે નહિ. સરકારી ગામ ઉપર જરા પણ નુકશાન કે જુલમ કરવા દેવામાં આવશે નહિ અને જો એમ જણાશે કે છેલ્લાં પાંચ દશ વરસમાં જમીનદારોએ સરકારી ગામોની જમીન પર પેશકદમી કરી છે યા પચાવી પડયા છે તો આવી પેશકદમી જતી કર્યામાં નહિ આવે અને જે ફરીયાદ દાવા હશે તે એજન્ટ પાસે મૂકવામાં આવશે.

૪. સરકારી મુલકમાં જમીનદારો હાલમાં જે વાંટાનો હક્ક ભોગવે છે તે તેઓ ભોગવે જશે તથા તલપત વિગેરેના સામા દાવા સબબ તેમને કાંઇ હરકત કરવામાં નહિ આવે; પરંતુ જે જે ગામો વાંટાની રકમ ભરતા હોય તે જેટલી જમીન ખરેખર ખેડાતી હોય તેટલી જમીન ઉપર ચાલતી આવતી રકમ પ્રમાણેજ ભરશે અને તેવા ભોગવટાની જમીન ઉપર સરકારની જે ફી હશે ને આજસુધી જેમ આપતા આવ્યા હોય તેમ આપવી અને સઘળી વાંટાની જમીન ઉપર એંડુ જે આજસુધી આપતા આવ્યા હશે તે પ્રમાણેજ આપવા

દેવામાં આવશે. જાસ્તી આપવા દેવામાં નહિ આવે અને ગરાસીયાઓ સરકારી ગામની રૈયતનું જે કરજ કરે અગર સરકારના ઉપર આધાર રાખતા જમીનદારનું કરજ કરે અગર વેપારી યા બીજા કોઇનું કરે તો તે પતાવવા ખાતર યા જાહેર ગુન્હાના વળતર તરીકે ગરાસીયા પોતાના વાંટાના હક્ક અગર વાંટા અથવા ગીરાસની ઉપજ લખી આપી શકશે. આ પ્રમાણે કરશે તે મંજુર કરી દેવામાં આવશે અને કાંઇ વાંધો લેવામાં નહિ આવે. આગલા રીવાજનો દાખલો કાયદા તરીકે માન્ય રહેશે અને જે બીજી રીતે સરકારી કુમાવીસદાર યા ગામડાના લોકોએ છેલ્લાં દસ વરસમાં જમીનદારની જમીન ઉપર પગપેસારો કર્યો હોય તો તેનો પુરાવો તેઓ દેખાડશે તો એજન્ટ સરકારની સલાહ લેઇને તે તેમને પાછી આપશે અને જો ઉપર લખ્યા પ્રમાણે કોઇ જમીનદારે પોતાનો ગીરાસ યા વાંટાનો હક્ક સરકારી રૈયતને લખી આપ્યો હશે અને હાલના કબજેદારોને હરકત ન કરતો હશે તો તે બાબત એજન્ટ ચોકસી કરશે ને તે બાબત ઠરાવ આપશે.

૫. જમીનદારો પોતપોતાના ગામમાં તેમની રૈયત ઉપર અમલ ભોગવે છે; પરંતુ જો તેઓ આબરૂદાર માણસોને યા શાહુકારોને યા બ્રાહ્મણોને અન્યાય કરવાના યા જુલમ કરવાના દોષીત ઠરશે તો રીવાજ પ્રમાણે તજવીજ કરી બંદોબસ્ત કરવામાં આવશે.

૬. જ્યારે જ્યારે આ સરદારની સ્વારી નર્મદાને કીનારે ધર્મની ક્રિયા કરવા જાય ત્યારે જમીનદારો તરફથી નજરાણું તથા ખાતર બરદાસ મળવાં જોઇએ. કદી કોઇ લાચાર સ્થિતિમાં આવી પડેલ હોય તો સરકાર તે ધ્યાનમાં લઇ ઓછું માગશે.

૭. હવેથી જમીનદારોને સરકારની મંજુરી સિવાય વેચાણ, પસાયતા અગર કોઇ બીજા નામથી જમીન મેળવવાની રજા નથી. મેવાસી ગરાસીયા તોફાની કોમ છે અને તેમનો વધારો ઇચ્છવા જોગ નથી. આ વાત સરકાર તરફથી સદરહુ ગામોને જાહેર કરવાની છે.

૮. જમીનદારો પોતાના ગામોમાં બ્રાહ્મણ, ભાટ અને બીજા ધર્માઉ સાધુ વિગેરેને પસાયતા અગર ધર્માદા આપવા કે લઇ લેવા સ્વતંત્ર છે; પરંતુ જુના વખતથી તેમને કાંઇ ધર્માદા મળ્યું હોય તે તેમના કબજામાંથી લઈ લેવાનું નથી.

૯. ચાણોદની અંદર અમુક બ્રાહ્મણો તથા બીજા વેપારીયો કઠિઆરાઓને ડુંગરમાં લાકડાં કાપવા મોકલવાનો રીવાજ છે અને તે લાકડાં તરાપામાં ઘાલીને નર્મદા નદીમાં થઇને લાવે છે. આ લાકડાં ઉપર મેવાસી લોકોએ વ્યાજબી જકાત સિવાય વધારે લેવું નહિ; કારણ જો વધારે જકાત લેવામાં આવે તો લાકડાં મંગાવાય નહિ અને આ સરકારને નુકશાન થાય તેટલા વાસ્તે આ બાબતમાં મેવાસી જમીનદારોને ચેતવણી આપવામાં આવે છે.

૧૦. રેવાકાંઠા મુલકગીરી જે એકાંતરે વરસે જમાબંધી વસુલ કરતી હતી અને જેમાં દરેક પ્રકારની ખરાજાત બાબતીનો સમાવેશ થઇ જાય છે તે આજદિન સુધી જેઓ આપતા આવ્યા છે તેમના ઉપર જાથુની ઠરાવવામાં આવશે. આ બાબતમાં લખીત પુરાવા જુદા રજુ કરવામાં આવશે.

૧૧. જો કોઇ મેવાસી જમીનદાર ફરજંદ વિનાનો હોઈ પોતાના વારસ તરીકે કોઇ બચ્ચાંને દત્તક લેવા ઇરાદો રાખતો હશે તો તે કાયદા અનુસાર તેમ કરે અને રીવાજ પ્રમાણે સરકારમાં ફી ભરે અને જ્યારે કોઇ જમીનદાર મરી જાય ત્યારે તેનો વારસ પછી તે સગપણમાં નજીક હોય કે છેટે હોય તે ચાલતા રીવાજ પ્રમાણે ગાદી પર આવે અને તેના રીતસર સરકારને ખબર દેવા.

૧૨. સાવલી પરગણાનો મુલક મીર કમીનુલદીન હુસેનખાનને તેના રસાલા વાસ્તે તેની જાગીર તરીકે આપેલ છે અને તીલકવાડાનું પરગણું રામરાવ અન્નાજીને તેની પાયગાને વાસ્તે જાગીર તરીકે આપ્યું છે. એ પ્રમાણે બન્ને પરગણાં સરકારે દુમાલામાં ખાસ કામ માટે આપેલાં છે. ભવિષ્યમાં મેવાસી સાથે સઘળો વહેવાર એજન્ટ મારફત કરવાની ગોઠવણ કરવા સબબ જાગીરદારો હવે પછી તે બદલવાની અરજ કરશે તો તે ઉપર ધ્યાન દેવામાં આવશે નહિ. આબરૂદાર જમીનદારોએ તેમની ખંડણી રેસીડેન્ટ મારફત આ જાગીરદારને આપવાની છે તથા નાકાના મેવાસી ગામો એ ઉપર દર્શાવ્યા પ્રમાણે આપવી છે.

# મેવાસ પરગણાનો બંદોબસ્ત.

## ગાયકવાડ સરકાર માટે મહેરબાન જે. પી. વીલોબી સાહેબે તીલકવાડાના મેવાસી બાજી દાઈમા તથા વજા દાઈમા (તેમના કુટુંબ, સગાં ને આશ્રિતો સહિત) પાસેથી સા. ૧૮૮૧ ના ફાગણ સુદ ૧૪ તા. ૧૮મી માર્ચ સને ૧૮૨૫ ના રોજ લીધેલા ફેલ જામીન દસ્તાવેજનો તરજુમો.

અમારી ગેરવર્તણુંક સરકારના ધ્યાન પર આવવાથી અમારા ઉપર એક ફોજ મોકલી અમોને શિક્ષા કરી છે. હવે સરકારે રહેમદીલીથી અમને અમારા ગામ ફરી વસાવવાને તથા આવંદે રૈયતની માફક સરકારના હુકમને તાબે રહી સારી ચાલથી ચાલવાને હુકમ કર્યો છે. આ હુકમને અનુસરીને અમે અમારી રાજીખુશીથી તથા અક્કલ હોંશિયારીથી નીચે પ્રમાણે કલમબંદી ઠરાવ લખી આપીએ છીએ.

### કલમ ૧.

અમે સરકારના મુલકમાં રૈયત તરીકે રહીશું અને અમારૂં કામકાજ સલાહસંપથી કરશું અને ગાયકવાડ સરકાર ઑનરેબલ કંપની સરકાર રાજપીપળા, છોટાઉદેપુર, ગઢ અગર કોઇપણ તાલુકદારની હદમાં રહેતા કોઇ માણસ સાથે કજીઓ નહિ કરીએ તેમ લુટફાટ નહિ કરીયે અને સરકારનાં હાલ જે થાણાં છે તે તથા પછી જે થાણાં નવાં મૂકાય તે સઘળાં થાણાંના હુકમને તાબે રહીને વર્તશું.

### કલમ ૨.

તીલકવાડાનાં સરકારી ગામો બાબત જે કાંઈ મહેસુલ બાકીમાં છે તે અમે આપશું અને વાર્ષિક રીવાજ પ્રમાણે સલામી અને બાબતો સિવાય ઉપરવાડીયા જમીન ઉપર દેશના રીવાજ પ્રમાણે કર આપીશું.

### કલમ ૩.

ગાયકવાડ સરકાર અને રાજપીપળાના મુલકમાં રહેતા માણસો પાસે અમારા વ્યાજબી હક જમીન અને જે કાંઇ લેણાં છે તેના લખીત હીસાબના કાગળ અમે વીલોબી સાહેબને આપેલ છે તે સંબંધી સરકાર ચોકસી કરી તેમને વ્યાજબી લાગે તેમ ઠરાવ કરે તે અમને

તથા અમારા વંશ વારસોને પેઢી દર પેઢી કબુલ છે. આ ઠરાવ પ્રમાણે અમે વર્તશું અને સરકાર જે અપાવશે તે લેશું.

**કલમ ૪.**

અમે કેટલાંક ગામમાં નાંણા ધીરી તેના બદલામાં ગરાસના દસ્તાવેજ લીધા છે. અમે કબુલ કરીએ છીએ કે સદરહુ ગીરાસ માથે અમને હક્ક નથી અને તજવીજ કર્યા પછી જેટલી રકમ આપવી વ્યાજબી ઠરે તે પાછી લેવા સરકાર જે ઠરાવ કરે તે અમને કબુલ છે. આજ દિનથી અમે સદરહુ ગામમાં લોકો સાથે આ બાબતમાં કાંઇ ફીસાદ કરશું નહિ. આયંદે કોઇ માણસની સાથે પૈસાની લેવડદેવડ સંબંધી કાંઇ વાંધો ઉઠે તો અમે સરકારને અરજી કરશું. તે બાબતમાં જે ઠરાવ કરશે તે પ્રમાણે ચાલશું. અમે ભવિષ્યમાં તે ગામોના લોકો સાથે કાં પરબારો વાંધો ઉઠાવશું નહિ અને સરકાર ઠરાવ કરી અમને અપાવે તે કરતાં વધારે લેશું નહિ, તેમજ કોઇપણ ગામ ઉપર કાંઇ ખર્ચ પરબારો અમારી મેળે કરશું નહિ.

**કલમ ૫.**

સરકાર અગર બીજા તાલુકદારના પરગણાની અંદર આવેલી જે જમીન યા ગામ અમે ગેરવ્યાજબી રીતે લઇ લીધાં છે એમ માલુમ પડે તો સરકારનો હુકમ થાય કે તરત અમારે તે પાછાં આપી દેવાં છે. આયંદે સરકારની રજા લીધા સિવાય કોઇપણ માણસની પાસેથી ગીરો, વેચાણ અગર બક્ષિસ તરીકે કોઇપણ ગામ જમીન પસાયતુ અગર ગીરાસ લેશું નહિ.

**કલમ ૬.**

ગાયકવાડ સરકારના તથા ઑનરેબલ કંપની સરકારના તથા રાજપીપળા અને બીજા તાલુકદારોના મુલકના બળવાખોરો અને જાહેર સુલેહનો ભંગ કરનારાઓનો અમે સંગ કરશું નહિ. અમે તેવાઓને આશ્રય આપશું નહિ, અગર અમારા પોતાના ગામમાં તેવા લોકોને રાખવા દેશું નહિ, તેમ તેવાઓને ખોરાક આપશું કે આપવા દેશું નહિ. જો બની શકશે તો અમે તેમને પકડી સરકારને સ્વાધીન કરી દેશું. ઉપર લખ્યા માણસોનો અમે સંગ કરીએ છીએ એમ સાબીત થાય તો તેમના ઉપર જે દાવા હોય તેના અમે જવાબદાર છીએ તથા તેમ કરવાને માટે દંડને પાત્ર થશું. કોઇ લુટારૂનો સગડ અમારા ગામમાં આવ્યો હોય તો તે સગડ અમે બીજા ગામ સુધીનો ગોતી કાઢશું અને તે સાબીત કરશું, નહિતર અમે તે અપરાધીને રજુ કરી ચોરેલી મીલકત પાછી અપાવશું.

**કલમ ૭.**

ઉપર લખ્યા કરાર બરોબર પાળવા વિષે સરકારને ખાત્રી આપવા ખાતર બાજી દાઇમા આજની તારીખથી પાંચ વરસ સુધી પોતાને ખર્ચે વડોદરામાં રહેવાને બંધાય છે. પાંચ વરસ દરમિયાન સરકારને ખાત્રી થાય કે અમે ઉપર લખ્યા કરાર પ્રમાણે ચાલીયે છીયે અને તેમાં કાંઇ ફેર પડતો નથી તો સરકાર આ જામીનને છુટો કરવા બાબતમાં જે હુકમ કરે તેને તાબે રહીને અમારે વર્તવું છે. આ કરારની શરત પ્રમાણે તે જામીન ( યા બાજુ ) તરીકે રહેશે.

ઉપર પ્રમાણે ૭ કલમનો ઠરાવ કરવામાં આવ્યો છે. જો આજ દિનથી તેમાં કાંઇ ફેર પડે તો સરકાર જે શિક્ષા કરે તે અમારે કબુલ છે. આ ઠરાવમાં અમારૂ વતન ને ગીરાસ જમીન છે. વડોદરા પરગણાના તાંજુલા ગામનો રહેવાસી રવજીબાવા ગેમલસીંગ બારોટ

ઉપર લખ્યા પ્રમાણે અમારી સારી ચાલના તથા અમારે જાતે હાજર થવાના જાથુના જામીન છે. તથા આ બાબતમાં આમોદ કસબાના રાણા અભેસીંગ અને વજીરીયાના રાઠોડ સાહેબખાન આડ જામીન. છે. ઉપર લખ્યા પ્રમાણે તેઓ ચાલશે ને અમને ચલાવશે અને અમારા ઉપર જેદાદ નીકળે તેના તેઓ જવાબદાર છે અને અમને પણ તેમજ જવાબદાર રાખશે.

(સહી) બાજી દાઈમા તરફથી આમોદના ઠાકોરના મહેતા.
,, વીજુ. ,, ,,
,, રવજી બારોટ.
,, રાણા અભેસિંગ દા. તેના કારભારી મહેતા હરીરામ.
દયારામ અને રાણા કેસરીસિંગ સુજાણસિંગ.
(સહી) સાહેબખાન વજીરીયાના ઠાકોર.

## શ્રી સરકાર ઑનરેબલ કંપની ઇંગ્રેજ બહાદુર તથા શ્રીમંત સેના ખાસખેલ સમશેર બહાદુર વિદ્યમાન આજમ જૉન વીલોબી સાહેબ બહાદુર આસીસ્ટન્ટ રેસીડેન્ટ વડોદરા.

જોગ લી૦ મોજે વજીરીયા પરગણે તીલકવાડાના રાઠોડ સાહેબખાન રહીમખાન વિગેરે ભાઇ ભત્રીજા સમસ્ત, ઝાંપલીબંધ, વાડાવાસ સુદ્ધાંત. જત અમારો ગેરચાલનો બોબાટ સરકારમાં જાહેર થયા ઉપર સરકાર સરંજામ આવીને અમોને નસીઅત કરી. હવે સરકાર મહેરબાન થઇને ગામમાં વસવાની આજ્ઞા કરી, જે સરકાર હુકમ પ્રમાણે રૈયત રીતે રાસ્તી ચાલવું તે હુકમ મુજબ કબુલ કરીને અમે અમારી રાજી રજાબંદીથી તથા અક્કલ હોંશીયારીથી આ જમીનખત સરકારમાં લખી આપીએ છીએ તેની કલમોની વીગત—

૧. સરકાર મુલકમાં રૈયત પ્રમાણે રહીને રાસ્તી દુરસ્તી પોતાનો બાજબી ધંધો કરીએ. ગાયકવાડ સરકારના મહાલોમાં તથા કંપની સરકારના મહાલોમાં તથા સંસ્થાન રાજપીપલા તથા ઉદેપુર તથા ઘડ વિગેરે તાલુકદારોના તાલુકામાં કોઇ સાથે ટંટો ફીસાદ કરીએ નહિ. સરકાર થાણાં હાલ છે ને આગળ ઉપર બીજાં જે રહેશે તે હમને હુકમ કરશે તે પ્રમાણે ચાલીએ—

૨. પરગણે તીલકવાડાની જમેબંદી ગાયકવાડ સરકારના ખાલસા ગામોનાં આંકડા જે વરસ જે થાય તે પ્રમાણે તથા ઉપરવાડીઆ જમીનની દાણ મહાલ સીરસ્તે ભરીએ તથા સલામી તથા બાબતી જે સાલાબાદ ભરતા આવ્યા તે પ્રમાણે સાલ દર સાલ ભરીએ—

૩. અમારો બાજબી હક્ક તથા જમીન તથા કોઇ પાસે લહેણું સરકાર મહાલ તથા રાજપીપલા પ્રાંતમાં જે ઠેકાણે છે તેની યાદ વીગતવાર આજમ જૉન વીલોબી સાહેબ આસીસ્ટન્ટ બહાદુરને અમે લખી આપી છે તેની તજવીજ કરેથી જે બાજબી સાચુ માલુમ થાય ને તેનો ભાગ જે રીતે સરકાર બાંધી આપે તે અમારે તથા

અમારી ઓલાદ વંશપરંપરા ભાઇ ભત્રીજા સુદ્ધાંત કબુલ છે; ને તે પ્રમાણે ચાલીએ ને સરકાર અપાવે તે લઇએ—

૪. અમે કેટલાક ગામમાં કરજ આપીને ગરાસ લખાવ્યો છે તે ગરાસનો દાવો નથી. અમારા કરજના રૂપીઆ વ્યાજબી જે સાબીત માલુમ થાય તેનો મારગ સરકાર જે ઠરાવશે તે અમારે કબુલ છે. એ બાબત ગામવાળા લોકો સાથે હવેથી અમે કાંઇ બોલીએ નહિ; ને આગળ ઉપર કદાપી લેણાદેણા બાબત કોઇ સાથે કાંઈ વાંધો પડે તો સરકારમાં વિનંતિ કરીએ; ને સરકાર જે હુકમ કરે તે પ્રમાણે ચાલીએ. પરભારા ગામવાળા સાથે ટંટો કરીએ નહિ; ને સરકારથી બંદોબસ્ત કરી આપે તેથી જાસ્તી લઇએ નહિ. કોઈ ગામ ઉપર પરભારૂ ખર્ચ પાડીએ નહિ—

૫. સરકાર મહાલ મધે તથા તાલુકદારોના તાલુકા વિગેરે મધે કોઇનું ગામ તથા જમીન અમે દબાવી હોય તથા પડાવી લીધી હોય તે જાહેર થાય; ને સરકાર હુકમ કરે તો પાછી આપીએ. આગળ ઉપર કોઇનું ગામ તથા જમીન તથા પસાવતુ તથા ગરાસ સરકાર હુકમ વીના ધરાણે તથા વેચાણ તથા બક્ષિસ લેઇએ નહિ—

૬. સરકાર ઑનરેબલ કંપની બહાદુર તથા સરકાર ગાયકવાડ મહાલોના તથા એ ઉભેતાં સરકારના તાલુકદારો સંસ્થાન રાજપીંપલા વીગેરે તાલુકાના અપરાધી બહારવટીયાના સંગી થઇએ નહિ. કોઇ હરામખોર ફીસાદને રાખીએ નહિ તથા ગામમાં કોઇને રાખવા દેઇએ નહિ તથા રાણ રોટલો આપીએ નહિ તથા આપવા દેઇએ નહિ. કોઇ કદાપી હાથ આવે તો પકડીને સરકારમાં સોંપીએ અગર કોઇ ફીસાદી બહારવટીઓ સંગી થયાનો મુદ્દો અંગ લાગે તો તેની ગુન્હેગારી સુદ્ધાંત જવાબ કરીએ; ને ચોરટાનું પગલુ અમારા ગામમાં આવે તો તેનો માગ આગલે ગામ કહાડીને તેને અંગ લગાડી આપીએ. નહિતર ચોરટાને હાજર કરીએ; ને ચોરીના માલનું વળતર કરી આપીએ—

૭. ગાયકવાડ સરકારનો ઘાસદાણો પરગણે તીલકવાડા કમાવીસદારની મારફતે તથા સરકાર સરંજામ રેવાકાંઠાની મુલકગીરી ચુકાતી સારૂ આવે તે વખત જે રીતે સાલાબાદ ભરતા આવ્યા તે પ્રમાણે નિરંતર ભરીએ તથા સંસ્થાન રાજપીંપળા વીગેરે બીજા સર્વે સંસ્થાનિકોના હક્ક સુદામત પ્રમાણે નિરંતર ભરીએ; ને સંસ્થાનિકને રજુ રહીએ—

એણી રીતે સાત કલમો લખી આપી છે એમાં તફાવત પડે તો હવેથી સરકાર જે સજા આપે તે અમારે કબુલ છે; ને એ કરારમાં અમારૂ વતન તથા ગરાસ જમાન છે તથા એ લખ્યા પ્રમાણે રાસ્તી દુરસ્તીના ફેલ જામીન તથા હાજર જામીન મોજે ગવાર પરગણે નાંદોદ તાલુકે રાજપીંપળાના બારોટ બાવાભાઇ રૂઘનાથદાસ આલુલીલા નિરંતર આપ્યા છે તથા આડ જમાન મોજે નણગામના રાઠોડ હાદમખાન મોટાબાવા તથા હીંમત હાજીબાવા આપ્યા છે. તે ઉપર લખ્યા પ્રમાણે પાળે પળાવે, હુદા મુદાનો જવાબ કરે કરાવે. સહી સંવત ૧૮૮૧ ના ચયતર વદી ૪ તા. ૭ એપ્રિલ સને ૧૮૨૫ ઈસ્વી. મુકામ તીલકવાડા—

| ૧ | અત્ર | મતુ |
|---|---|---|

૧ લા. બારોટ સાહેબખાન રહીમ ખાન વીગેરે ભાઇ ભત્રીજા સમસ્ત મતુ

||

૧. જામીન બારોટ બાવાભાઇ રૂઘનાથદાસ રહેવાસી ગવારના પરગણે નાંદોદના મતુ. અમે અમારી રાજી રજાવંદીથી ફેલ જામીન તથા હાજર જામીન ચાલુલીલા નિરંતર સાલ દર સાલના થયો છુ—

| ૧ | અત્ર | સાખ |
|---|---|---|

જમાનીદાર બારોટ બાવાભાઇ રૂઘનાથ ગુજરી ગયેલો છે. તેના વારસ દલપત પુંજાભાઇની અરજી તા. ૯ નવેમ્બર સને ૧૮૬૧ આવક દાખલના ૩૩૦૦ તા. ૧૪ નવેમ્બર ૧૮૬૧ ની આવી તેમાં આ જમાની રદ કરવાનું લખ્યાથી બાવાભાઇની જમાની રદ કરી છે. ને અરજી નીચે આજરોજ શેરો લખ્યો છે.

તા. ૧૪ નવેમ્બર સને ૧૮૬૧ બકલ સાહેબની ઇંગ્રેજી સહી.

## શ્રી રામજી.

લા. રાઠોડ અમદખાન મોટાબાવા તથા રાઠોડ હીંમતખાન દાજીબાવા વીગેરે ભાઇ ભત્રીજા સમસ્ત તથા અક્કલ હોંશીયારીથી તથા કંપની સરકાર તથા ગાયકવાડ સરકાર હરદો સરકારના તાલુકદાર સુધી ઉપર લખ્યા પ્રમાણે રાસ્તી દુરસ્તીથી પાળાપળાવવાના આડ જામીન ચાલુલીલા નિરંતર સાલ દર સાલના થયા છીએ તે હરદો સરકારમાં જવો જવાબ કરાવે તેવા ઉપર લખ્યા પ્રમાણે ધણી નહિ ચાલે તો અમો એકાજુતે એકેમને ધરધરાઉ જવાબ કરીએ. એ લખ્યુ સહી દસકત બાધરખાં મુકામ તીલકવાડા સંવત ૧૮૮૧ ચઈતર વદી ૪.

૧. નણ ગામના રાઠોડ આમદખાં મોટાબાવા તથા રાઠોડ હિંમત દાજીબાવા ઉપર લખ્યા પ્રમાણે આડ જામીન થયા છીએ.

મુકાબલ કારકુન સખારામ વીઆજી.

નકલરૂજુ ગણપતરાવ બાપુજી. કારકુન.

ખરી નકલ.

## શ્રી સરકાર શ્રીમંત ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તથા સરકાર ઑનરેબલ કંપની ઇંગ્રેજ બહાદુર વી. જૉન વીલોબી સાહેબ પોલીટીકલ એજન્ટ પ્રાંત રેવાકાંઠા તથા જીલ્લે પાવાગઢ.

જોગ લી. મોજે વજીરીયા પરગણે સંખેડાના તથા તીલકવાડાના ગામના રાઠોડ સાહેબખાન રહીમતખાન વીગેરે ભાઈ ભત્રીજા ગામ પરગામ હોય તે સુદ્ધાંત તથા ભાગદાર વીગેરે ગામ સમસ્ત, ઝાંપલીબંધ, વાડાવાસ, ધારાલા સુદ્ધાંત તથા ગામગામો મુવાડા વીગેરે પરવારા સુદ્ધાંત અમે અમારી રાજી રજાવંદીથી તથા અક્કલ હોંશીયારીથી આ જમાનીખત સરકારમાં નિરંતરનું લખી આપીએ છીએ તેની કલમોની વીગત—

૧. આથી પહેલાં શ્રી સરકારમાં લખત સંવત ૧૮૮૧ના ચૈત્ર વદી ૪ તા. ૭ એપ્રીલ સને ૧૮૨૫ની મીતીનું કરી આપ્યું છે તે બાહાલ છે તે પ્રમાણે ચાલીશું—

૨. મોજે મજકુર તથા બીજા ગામો તથા જમીનનો વહીવટ પુર્વેથી સરકાર અમલની રજુવાતી રાખી હુકમને તાબે રહીને જે રીતે અમે કરતા આવ્યા તે રૈયત પ્રમાણે રાસ્તી દુરસ્તીની ચાલથી કરીએ: ને સરકાર જમાબંદી તથા બાબતી તથા ઘાસદાણા વીગેરે વ્યાજબી હક્ક જે ભરતા આવ્યા તેનો ઠરાવ સાહેબશ્રીના હજુરમાં જે રીતે ઠરશે તે કબુલ છે; ને તે રીતે સાલ દરસાલ ભરતા જઇએ ને ઉપરવાડીઆ જમીનની દાણ તથા સલામી વાંટા વીગેરેની જે સાલબાદ ભરતા આવ્યા તે પ્રમાણે સાલ દર સાલ ભરીએ. ને હક્કદારનો હક્ક સદામત પ્રમાણે આપીએ—

૩. સરકાર મુલકમાં રૈયત પ્રમાણે રહીને પોતાનો વ્યાજબી ધંધો તથા ખેતીવાડી કરીએ; ને સરકાર મહાલોમાં તથા તાલુકદાર જમીનદારના તાલુકામાં તથા આપ આપમાં કોઈ સાથે વેર તથા ટંટો ફીસાદ કરીએ નહિ; ને સરકારના થાણાં હાલ છે ને આગળ ઉપર બીજાં જે રહેશે તે અમને હુકમ કરશે તે પ્રમાણે ચાલીએ—

૪. અમારો વ્યાજબી હક્ક તથા ગીરાસ તથા વાંટો તથા દાણ તથા રખોપુ સુદામતથી જે રીતે ચાલતું આવ્યું તે કોઈ પાસે લેણુ સરકાર મહાલોમાં તથા તાલુકદાર જમીનદારના તાલુકામાં જે ઠેકાણે હોય તેની યાદ વીગતવાર સાહેબ બહાદુરને સાહેબ બહાદુર જે રીતે બાંધી આપે તે અમારે વંશપરંપરા ભાઇ ભત્રીજા સુદ્ધાંત કબુલ છે; ને જે પ્રમાણે સરકાર અપાવે તે કબુલ કરી એશાન જાણીને લેઇએ; ને સીમાડાની તકરાર કોઈ સાથે કદાપી થાએ તો તે વાત સાહેબની હજુરમાં જાહેર કરીએ; ને સાહેબ વ્યાજબી જોઈ જે રીતે ઠરાવે તે કબુલ કરીએ—

૫. કોઈનું ગામ તથા જમીન તથા ગીરાસ અમે કરજ આપીને લખાવી લીધું હોય તે અમારા કરજના રૂપીયા જે વ્યાજબી સાબીત માલુમ થાય તેનો મારગ સરકારથી જે ઠરાવે તે અમારે કબુલ છે ને ગામ તથા જમીન તથા ગીરાસના ઉપર અમારો દાવો નથી. એ બાબત ગામવાળા મુખી તથા લોક સાથે કોઈ તકરાર કરીએ નહિ: ને આગળ ઉપર કોઈ લેણા દેણા સારૂ કોઈ સાથે વાંધો પડે તો સરકારમાં વિનંતિ કરીએ ને સરકાર જે ઠરાવી આપે તે લઈએ. ગામવાળા સાથે પરભારો ટંટો કરીએ નહિ ને સરકારથી ઠરાવી આપે તેથી વધતુ લેઇએ નહિ ને ગામ ઉપર પરભારૂં ખરચ પાડીએ નહિ—

૬. સરકાર મહાલો મધ્યે તથા તાલુકદાર જમીનદારના તાલુકા વિગેરે મધ્યે કોઇનું ગામ તથા જમીન અમે દબાવી હોય તથા પડાવી લીધી હોય તે જાહેર થાય ને સરકાર હુકમ કરે તો પાછી આપીએ; ને આગળ ઉપર કોઇનું ગામ તથા જમીન તથા પસાયતુ તથા ગીરાસ સરકાર હુકમ વીના ઘરાણે તથા વેચાણ તથા બક્ષિસ માંડી લેઇએ નહિ—

૭. સરકાર મહાલોના તથા તાલુકદાર જમીનદારના તાલુકાના અપરાધી બહારવટી-આના સંગી થઇએ નહિ અને કોઈ હરામખોર ફીસાદીને રાખીએ નહિ તથા ગામમાં કોઇને રાખવા દઇએ નહિ. કોઇ કદાપી હાથ આવે તો પકડીને સરકારમાં સોંપીએ અગર તેના સંગી થયાનો મુદ્દો અમારે અંગે લાગે તો તેની ગુન્હેગારી સુદ્ધાં ફુદામુદાનો જવાબ કરીએ; ને ચોરટાનું પગલું અમારા ગામમાં અથવા અમારા સીમાડામાં આવે તો તેનો માગ બીજે ગામ કહાડીને તેને અંગ લગાડી આપીએ; નહિ કાં ચોરટાને હાજર કરીએ ને ચોરીના માલનું વળતર કરી આપીએ. ચોર લોકોના સંગી થઇએ નહિ તથા ચોરવા જઇએ

નહિ તથા બીજા ગામવાળાએ ચોરી ફેલ કર્યાની બાતમી માલુમ પડે તો તુરત સરકારમાં જાહેર કરીએ. જાહેર ના કરીએ તો ગુન્હેગારીનો જવાબ કરી એને અમારા ગામનો કદાપી સરકાર મહાલ તથા તાલુકદારના ગામમાં ચોરી કરવા જાય તો જવાબ કરીએ ને માર ખાય; ને મારો પડે તો તેના રણવટીયાનો દાવો તે ગામવાળા સાથે કરીએ નહિ તથા કરવા દેઇએ નહિ—

૮. કોઈ ઠેકાણાનો ગીરાસીઓ અમારા ગામમાં આવી રહ્યો હોય અથવા આવી રહે તો તેનો ગીરાસ અથવા રણવટીઉ તથા વેચાણ તથા પસાયતુ જે ઠેકાણે હોય તે ન ચાલે તો તે વાત સરકારમાં જાહેર કરીએ, પરભારો ટંટો તેને કરવા દઇએ નહિ. એ વાતમાં તફાવત પડે ને નુકશાન થાય તો તેનો જવાબ અમે દઇએ અથવા તે ગીરાસીઆને સરકારમાં સોંપીએ; ને રજપુત તથા કોળી વીગેરે કોઇ અમારે ઘેર ચાકર હોય અથવા રાખીએ તે ચાકર હોય ત્યારે અથવા બરતરફી થાય ત્યારે અમારા ઉપર દાવો કરીને કોઇ ઠેકાણે ફીસાદ ના કરે તેનો બંદોબસ્ત કરીને રાખીએ નહિ કાં મુદ્દાનો જવાબ કરીએ--

૯. અમે અમારી બાપોતી જમીનથી અથવા ભાઇઆત ભાગથી કોઇને ગીરાસ અથવા વાંટા તથા પસાયતુ કરજમાં અથવા રણવટીઆમાં અથવા બક્ષિસ આપ્યું હોય તેના કરજનો નીકાલ કીધા વીના તથા તેની બદલી બીજુ આપ્યા વીના પાછુ લઇએ નહિ ને અમારા ભાઈ ભત્રીજા વીગેરેનો ગીરાસ તથા આએદો તથા ભાંયભાગુ વીગેરે જે સદામત ચાલતુ આવ્યું તે ચલાવીએ તેમાં તફાવત કરીએ નહિ. એ બંને વાતમાં કદાપી કાંઈ તકરાર હોય તો સાહેબના હજુરમાં જાહેર કરીએ ને જે વ્યાજબી રીતે હુકમ થાય તે કરીએ તથા અમારા ગામમાં કોઇ આબરૂદાર શાહુકાર તથા બ્રાહ્મણ વીગેરે ગરીબ લોક ઉપર ગેરવ્યાજબી ઉપદ્રવ કરીએ નહિ—

૧૦. માર્ગે રાહદારી વેપારી વિગેરે જતે આવતે કશી હરકત કરીએ નહિ; ને માર્ગની સલામતીનો જાપતો રાખીએ. કદાપી અમારા સીમાડામાં નુકશાન થાય તો તે નુકશાન કરનારને કહાડી આપીએ, નહિ કાં મુદ્દાનો જવાબ કરીએ; ને કોઇ વેપારી વિગેરે પાસેથી સદામત સીરસ્તા સિવાય ગદાઈ વિગેરે હક જાસ્તી લઇએ નહિ—

૧૧. સરકાર નીસબતનું હરકોઈ માણસ અથવા સરંજામ જાતે આવતે અમે અમારી હદમાં તેનો ચોકી પહેરાનો જાપતો રાખી ભોમિયો તથા વળાવો મુલક સીરસ્તા પ્રમાણે આપી પોતાની હદપાર સુરક્ષિત પહોંચાડીએ; તફાવત કરીએ નહિ—

૧૨. સીબંધી સ્વાર પાલા સીંધી તથા આરબ, મકરાણી, પરદેશી જે હાલ અમારી જગોમાં ચાકર હોય તેને બરતરફ કરીએ, ને આગળ ઉપર કોઇ પરદેશી સ્વાર પાલા સ્વાર ચાકર રાખીએ નહિ; ને કોઇને રાખવા દઇએ નહિ. હવેથી રાખવાનું સાબિત થાય તો તેનો જવાબ ગુન્હેગારીનો અમે કરી એને સરકાર જે સજા આપે તે અમારે કબુલ છે.—

૧૩. આજમ કંપની સરકારની ખાએશ પ્રમાણે અફીણ રાહદારી વેપારીના માલમાં અથવા ચામન સરકાર પરવાના તથા છાપ વિના છાનુ લઈ જવા પામે નહિ. એ વાતનો બંદોબસ્ત અમારી હદમાં પક્કો રાખીએ ને છાનુ અફીણ લઈ જતો હોય તો પકડીને તે વાત સરકારમાં જાહેર કરીએ; ને અફીણના બંદોબસ્ત બાબત સરકાર જે પ્રમાણે હુકમ કરે તે પ્રમાણે ચાલીએ—

૧૪. ઉપર લખી કલમો સિવાય જે કાંઈ હુકમ સરકાર કરે તે મુજબ ચાલીએ; ને સરકારથી કાંઈ લહેણા દેણા વિગેરે હરેક વાતના કામની પુરસીસ સારૂ તથા સાક્ષી સારૂ હુકમ આવે તે આસામીને હાજર કરીએ—

૧૫. અમારા ગામ ઉપર સરકારનો મહેતો તથા સિપાઇ બંદોબસ્તની ઉસ્તવારી સારૂ આવી રહે તેને સર્વે હેવાલ ગામનો હિસાબ વિગેરે સરકાર કાયદા માફક લખાવીશું તેમાં વાંકુ બોલશે નહિ.

૧૬. આ કરાર વંશપરંપરા નિરંતર ચાલવાનો છે વાસ્તે અમે કબુલ કરીએ છીએ જે અમારી પાછળ અમારો પુત્ર હોય તો સરકારમાં વિદીત કરી સરકાર હુકમ લેઇને અમારે ઠેકાણે વહીવટ કરેને કદાપી વારસ પુત્ર ન હોય તો દત્તક પુત્ર કરવો ધારીએ ત્યારે સરકારમાં અરજ કરી સરકાર હુકમ કરે તે પ્રમાણે ચાલીએ—

એણી રીતે કલમો ૧૬ સોળ લખી આપી છે તે પ્રમાણે વંશપરંપરા સસ્તી દુરસ્તીથી ચાલીએ. તફાવત પડે તો સરકાર જે સજા આપે તે અમારે કબુલ છે. આ કરારની નીભાવણીમાં અમારૂ વતન, જમીન તથા ગીરાસ વિગેરે મીલકત અમારી જમાન છે તે રાસ્તી દુરસ્તીના ફેલ જામીન તથા હાજર જામીન ઉપર લખ્યા પ્રમાણે મોજે તાંજલના પરગણે વડોદરાના બારોટ રાયજીબાપા ગેમલસંગ તથા કસબે સંખેડાના બારોટ વજુ કનકસંગ તથા આડ જમાન ચાલુ નીલ નિરંતર મોજે નસવાડી પરગણે સંખેડાના ઠાકોર જીતસંગજી રામસંગજી તથા મોજે ભીલોડીયા પરગણે તલકવાડાના ચાવડા દાજીબાવા નારસંગ તથા વોહોર પરગણે સંખેડાના રાઠોડ જેસંગ મોટાબાવાને આપ્યા છે તે પાળે પળાવે હુદા મુદાનો જવાબ ધરધરાઉ વંશપરંપરા કરાવે સહી.

તારીખ ૮ માહે એપ્રીલ સને ૧૮૨૬ ઈ. સંવત ૧૮૮૨ ના ચઇતર સુદી ૧.

૧ અત્ર મતુ ૧ અત્ર શાખ.

લી. રાઠોડ સાહેબખાન રહીમખાન મોજે વજીરીયા પરગણે સંખેડા તથા તલકવાડાના ગામનો ભાઇ ભત્રીજા વીગેરે ઝાંપલીબંધ ગામ સમસ્ત વાડાવાસ સુદ્ધાંત ઉપર લખ્યા પ્રમાણે મતુ સહી.

૧. જમાનીદાર રાવજી બાવા ગેમલસંગ રહેવાસી તાંજલના પરગણે વડોદરાના તથા બારોટ વજુ કનકશંગ સંખેડાના અમે અમારી રાજી રજાવંદીથી ઉપર લખ્યા

પ્રમાણે ફેલ જામીન તથા હાજર જામીન
ચાલુ નીરંતર સાલ દરસાલના થયા છીએ
તે સહી છે.





રાવજી બાવા
ગેમલસંગ.

**આડ જામીન.**

મોજે **નસવાડી** પરગણે **સંખેડાના** ઠાકોર **જીતસંગજી** **રામસંગજી** તથા મોજે **ભીલોડીયા** પરગણે **તલકવાડાના** ચાવડા **દાજીબાવા** **નારસંગ** તથા મોજે **વોહોરા** પરગણે **સંખેડાના** રાઠોડ **જેસંગ** **મોટાબાવા** જત અમો અમારી રાજી રજાવંદીથી તથા અક્કલ હોંશિયારીથી સરકારમાં ઉપર લખ્યા પ્રમાણે રાસ્તી દુરસ્તીથી પાળા પ્રાળવાના આડ જામીન ચાલુ નીલ નીરંતર સાલ દર સાલ વંશપરંપરાના થયા છીએ તે સરકાર જેવો જવાબ કરાવે તેવો ઉપર લખ્યા પ્રમાણે ધણી નહિ ચાલે તો અમો એકામતે એકાજુતે ઘરઘરાઉ જવાબ કરીએ એ લખ્યુ તે સહી.

૧. લા. મોજે **નસવાડીના** ઠાકોર **જીતસંગજી** **રામસંગજી** ઉપર લખ્યુ તે સહી.
૧. લા. મોજે **ભીલોડીયાના** ચાવડા **દાજીબાવા** **નહારસંગ** ઉપર લખ્યુ તે સહી.
૧. લા. મોજે **વોહોરાના** રાઠોડ **જેસંગ** **મોટાબાવા** ઉપર લખ્યુ તે સહી.

સહી 

મુકાબલ કારકુન-**સખારામ વીસાજી.**
નકલરજુ **ગણપતરાવ બાપુજી** **કારકુન.**
ખરી નકલ.

---

# બનાસકાંઠા

## પાલણપુર સિક્યુરીટી બૉન્ડ સંવત ૧૮૯૬.

**શ્રીમંત શ્રી સેના ખાસખેલ શમશેર બહાદર સાહેબ,**

**જોગ** બારોટ **દત્તરામ** જગા કસબે **ખેરાળુના** જત પોતાની રાજી રજામંદીથી તાલુકે **પાલણપુરના** દીવાન **પીરોજખાન** વગેરે એહની ફેલજમાની ચાલુ નીલા વંશપરંપરા સરકાર **પંત પ્રધાન સાહેબ** તથા સરકાર ગાયકવાડ સેના ખાસખેલ સાહેબ દુભાગા મુલુક દરોબસ્તની કીધી છે તેની વીગત.

૧. પરસ્પર કોઇ સાથે વેર કરવું નહિ તથા કોઈ બારવટીઓ, કોળી, ભીલ, રજપુત, સીપાઈ વગેરેમાંથી રાખવો નહિ તથા કોઇ પાસે ફેલ ફતુર કરાવવું નહિ તથા કોઇનો સીમાડો દબાવવો નહિ. જે કાંઇ સુદામતથી ચાલતુ આવે છે તે પ્રમાણે ચાલવું તથા કોઇ તાલુકા ગામ ગનાના ભાઇયાત ભાગદાર આવી ગામ ગોદ ધરતી માંડી આપે તો માંડી લેવી નહિ તથા પાછલા વેરનું દુ:ખ કોઈ ઉપર હોય તે કાઢવું નહિ તથા ચોર લોકોને. વાડે રાખવો નહિ, રાખે તો બંદોબસ્ત કરીને રાખવો. જે બીજા તાલુકા અથવા માર્ગમાં ચોરી કરે નહિ તથા કોઇ ગરજમંદ થઇ ગામ જમીન માંડવા આવે તો સરકારમાં વિનતિ કરી આજ્ઞાથી માંડી લેવું તથા કોઇને માંડી આપવું પડે તોપણ સરકારમાં સંભળાવી રજા લઇ માંડી દેવું.

૧. સરકારના અપરાધી હરામખોર શ્રીમંત પંત પ્રધાન સાહેબ તથા શ્રીમંત સેના ખાસખેલ સાહેબ તથા કંપની બહાદુરના હોય તેનો સંગ કરવો નહિ.

૨. સરકાર મહાલાત શ્રીમંત પંત પ્રધાન તથા સરકાર શ્રીમંત સેના ખાસખેલ તથા કંપની બહાદુરના મહાલમાં ચોરી વગેરે ફેરો ફેટી અથવા રાહદારીવાળાને હરકોઇ વેપારી વગેરે જતા આવતાને હરકત કરે નહિ. વેઠ બેગારી આપી પોતાની હદ-પાર કરી દેવા શાહુકાર તથા વટેમાગુનું નુકશાન જેની સીમમાં થાય તેનો જવાબ ગામવાળા કરે. જે તાલુકાના ગામે નુકશાન થાએ તેનો જવાબ તાલુકદાર કરે. એ બંદોબસ્ત પ્રમાણે અમારે તાલુકે મજકુર સંબંધે જવાબ કરવા અથવા ખરેખરા ચોર અંગે લગાડી આપવા.

૩. કોઇ જમીનદારની સીમ અથવા ગામ જબરદસ્તી દબાવ્યું હોય અથવા નાદાર જમીનદાર જાણી જબરદસ્તીથી લખાવી લીધું હોય તો વ્યાજબીની રીતે પાછું દેવું. આગળ ઉપર તે વાતનો તે સાથે દર દાવો નહિ. તાલુકે ઘડવાડાની જમાની વરસ ૧૦ દસ સુધીની પાળવી.

એણી વીગતે ઉપર લખ્યા પ્રમાણે ચાલુ નીલા જમીન થયા છઉં તે વંશપરંપરા પાળુ પળાતું સહી. એના ફેલ બાબત સરકારથી મહસલ આવે તો હોદા મુદાનો જવાબ સરકાર આજ્ઞા પ્રમાણે રોજ ખર્ચ મોહોસલી વગેરે સુધાં કરૂ કરાવું તેના આડજમાન આપ્યા છે સંવત ૧૮૬૬ કારતક સુ. ૧૩.

૧ અત્ર મતુ

૧ કસબે ખેરાળુના બારોટ દત્તરામ જગા
મતુ ઉપર લખ્યું તે સહી.

લા. બારોટ દત્તરામ જગા.
નકલ મુકાબલ કરનાર બળવંતરાવ રામજી.
ખરી નકલ.
સહી. લાલજી પરસોતમરાય.
નેટીવ આસીસ્ટંન્ટ ટુ ધી એજન્ટ.
ગવર્નર, જનરલ, બરોડા.

# વડોદરાની જમા સંબંધીનો કરાર.

## ઈ. સ. ૧૮૦૯ ના કરારનું ઈંગ્રેજીમાં ભાષાન્તર ઉપરથી ગુજરાતી ભાષાન્તર.

શ્રીમત સેના ખાસખેલ શમશેર બહાદુરને લખી આપવામાં આવે છે કેઃ-સંવત ૧૮૬૬ (ઇ. સ. ૧૮૦૯-૧૦) ની કાપણીની મોસમથી દસ વરસ સુધી પાલણપુર તાલુકાની જમાંબંધી સરકારને આપવાનું કબુલ કરવામાં આવ્યું છે. ઉપર જણાવેલી જમાંબંધીની રકમ ખરાજાત સાથે દર સાલ રૂ. ૫૦૦૦૧ ની મુકરર કરવામાં આવી છે અને તે રકમ ભરવા માટે મુકરર હપતા કરવામાં આવ્યા છે. એ પ્રમાણે હું વડોદરે જઈ દર સાલ હપતા ભરે જઇશ. વડોદરે જઇ વખતસર રૂપીઆ ભરી હપતા ભરૂં તો ઠીક હપતો પાક્યા પછી થોડા દિવસ પછી ભરાણું કરૂં તો દર માસે દર સેંકડે ૧ ટકા મુજબ વ્યાજ આપીશ. વિગત નીચે પ્રમાણે.

રૂ. ૫૦૦૦૧ એ પ્રમાણે સિક્કાઇ ચલણી રૂપીયા રોકડા નીચે મુજબ હપતાથી ભરવા. રૂ. ૨૫૦૦૧ અંકે રૂપીઆ પચીસ હજાર એક મહા સુદ ૨ ને રોજ ભરવા. રૂ. ૨૫૦૦૦ અંકે રૂપીઆ પચીસ હજાર ચૈત્ર સુદ ૨ ને રોજ ભરવા, એકંદર રૂ. ૫૦૦૦૧.

આ પ્રમાણે વરસો વરસ ઉપર લખ્યા પ્રમાણે હપતાથી રૂપીઆ ભરવામાં આવશે. એ ભરણું જાથું દસ વરસ સુધી કરવામાં આવશે. કોઇ હપતો ઠરાવેલી મુદતે ભરવામાં ન આવે તો ઉપર લખ્યા પ્રમાણે વ્યાજ આપવામાં આવશે. આ સિવાય સરકાર તરફથી મોસલ આવશે તેનું મોસલી ખર્ચ આપવામાં આવશે તથા કાસદનું કાસદ ખર્ચ પણ તેને આપવામાં આવશે. આ લખ્યું તે ખરૂં છે.

સંવત ૧૮૬૬ ના કારતક સુદ ૧૩ તા. ૧૯ નવેમ્બર સને ૧૮૦૯.

સહી. દીવાન ફીરોજખાનની સહી.

દા. જેઠા.

# રાધનપુર.

## ગાયકવાડ સરકાર અને સમી ને રાધનપુરના નવાબ શેરખાન બાબી બહાદુર વચ્ચે નામદાર સેના ખાસખેલ શમશેર બહાદુર આણંદરાવ ગાયકવાડે એ કામ માટે આપેલી સત્તાથી સખારામ મહાદેવ વડોદરાના રેસીડેન્ટ સાહેબ કેપ્ટન જેમ્સ રીવેટ કરનાકની સલાહથી સં. ૧૮૧૩ માં કરેલા કરારની શરતોનો ઈંગ્રેજી ઉપરથી ગુજરાતી તરજુમો.

કલમ ૧.

ગાયકવાડ સરકાર અને સમી રાધનપુરના નવાબ શેરખાન બાબી બહાદુર તેઓના વારસો તથા તેઓ પછી ગાદીએ આવનારાઓ વચ્ચે સદા દોસ્તી કાયમ રહે છે.

### કલમ ૨.

નામદાર નવાબ તેમના વારસો અને તેઓ પછી ગાદીએ આવનારાઓ બહારના સંબંધોમાં નામદાર કંપની સરકારની દરમિયાનગીરી નીચે ગાયકવાડ રાજ્યનું ઉપરીપણું કબુલ રાખવા અને ગાયકવાડ સરકારની જાણ અને મંજુરી વગર પરરાજ્ય સાથે કોઇપણ પ્રકારનો પત્ર વ્યવહાર ન રાખવો એમ બંધાય છે.

### કલમ ૩.

ગાયકવાડ સરકાર રાધનપુરના રાજ્યની અંદરખાનાની બાબતોમાં દરમિયાનગીરી કરશે નહિ પણ નામદાર નવાબ સાહેબે ગાયકવાડ સરકારનું ઉપરીપણું કબુલ કર્યું છે તે બદલ દર વરસે એક ઘોડો અને પોશાકની ભેટ ગાયકવાડની રાજધાનીમાં કંપની સરકારનો જે અધિકારી હોય તેની મારફત કરવા નવાબ સાહેબ કબુલ કરે છે.

### કલમ ૪.

જ્યારે કોઇ દુશ્મન રાધનપુરના મુલક ઉપર હુમલો કરે ત્યારે તેઓના મુલકનો બચાવ કરવા માટે નામદાર કંપની સરકારની સલાહથી ગાયકવાડ સરકાર પોતાની ફોજથી મદદ કરવા બંધાય છે; પરંતુ એથી સ્પષ્ટ સમજવાનું છે કે ગાયકવાડ સરકાર નવાબ સાહેબને તેમના રાજ્યની અંદરની વ્યવસ્થા રાખવા માટે મદદ આપવાને બંધાતી નથી પણ ફક્ત બહારના હુમલા સામે મદદ આપવાને બંધાય છે. એવા પ્રસંગે ગાયકવાડ સરકારને પોતાના લશ્કરની સામગ્રી તૈયાર કરવામાં જે ખર્ચ થાય તે નવાબ સાહેબ આપવાને બંધાય છે પણ તે લશ્કર બીજા કોઇપણ કામે રાધનપુર રાજ્યમાં પ્રવેશ કરશે નહિ.

મુકામ પાલણપુર નજીક તા. ૨૨ મી જીલ્હેજ ૧૨૨૮ હીજરી તા. ૧૬ મી ડીસેમ્બર ઈ. સ. ૧૮૧૩.

| શેરખાન બાબીની મોહોર |
|---|

તા. ૨૮ મી જાનેવારી સને ૧૮૧૪ ના રોજ નામદાર ગવર્નર જનરલ દર ઇજલાસ કાઉન્સિલે કબુલ કરી મંજુર રાખ્યો.

---

# થરાદ સ્ટેટ.

## તા. ૨૩ મી અગસ્ટ સન ૧૮૨૬ ની સાલમાં થરાદના વાઘેલા કરમસીંગે ઇંગ્રેજ સરકારને કરાર કરી આપ્યો છે.

અમારા પરગણામાં ખોસા, કોળી અને બીજાઓએ નુકશાન કરેલું તેમાંથી રક્ષણ થવાની અને અમારા પરગણાની આબાદી વધારવાની ઉમેદથી અમોએ નામદાર બ્રિટિશ સરકારને સંવત ૧૮૭૮ માં માહા સુદ ૧૫ મીતીનો કરાર કરી આપેલો તેના ત્રીજા પેરેગ્રાફમાં એવો ઠરાર કર્યો હતો કે ખોસા અને બીજા લુંટારાઓનાં ધાડાંથી બચાવ કરવા

માટે થએલા ખર્ચમાં અમારી શક્તિ પ્રમાણે નામદાર બ્રિટિશ સરકારની આજ્ઞાનુસાર અમે ચાલ્યા આવ્યા છીએ પણ હમણાં બ્રિટિશ સરકારે પોતાની મોટી ભલાઇથી એવા જરૂરી ખર્ચો અમારા તરફથી આપવાની ફરજ રદ કરવાની મહેરબાની અમારા લાભને અર્થે કરી છે તેથી અમે તેને માટે ઘણા આભારી થયા છીએ અને ભવિષ્યમાં નીચેની શરતોએ ચાલવા બંધાઇએ છીએ.

### કલમ ૧.

નામદાર બ્રિટિશ સરકાર સાથે આગળ કરેલા કરારમાંના ત્રીજા પેરેગ્રાફમાં અમારે રકમો ભરવા ઠરાવેલું તે ત્રીજા પેરેગ્રાફ સિવાયનો એ કરાર દરેક બાબતમાં પાળવા અને નામદાર બ્રિટિશ સરકારના નીમકહલાલ આશ્રિત તરીકે વર્તવા અમે બંધાઇએ છીએ.

### કલમ ૨.

બીજા પરગણાના કોળી રજપુતો અથવા હથીયારબંધ માણસો જેઓ સુલેહથી આવી અમારા તાલુકાઓમાં શાન્તિથી વસવા માગતા હોય તેઓને બ્રિટિશ સરકારને તેમના એ પ્રમાણે આપવાની ખબર આપ્યા સિવાય તેઓને રહેવાની અમો રજા આપીશું નહિ અને તેઓની સારી ચાલ માટે અને જ્યારે તેઓની જરૂર પડે ત્યારે હાજર થવાના બ્રિટિશ સરકાર જામીન માગે તો તેમના જામીન લઇશું અને જો તેમ કરવાને તેઓ કબુલ નહિ થાય તો અમે તેમને રહેવા દઇશું નહિ.

### કલમ ૩.

ઉપર કહેલા અમારા અને નામદાર બ્રિટિશ સરકાર તથા વડોદરા સરકાર વચ્ચેના કરાર અને પહેલાંનો જુનો કરાર થએલો છે તે હાલ સુધીની માફક પૂરેપૂરો અમલમાં રહેશે અને અમો તે પ્રમાણે દરેક બાબતમાં વર્તિશું.

### કલમ ૪.

અમારા પરગણામાં લુટારાઓને અથવા સુલેહનો ભંગ કરનારાઓને અમારા પરગણામાં અથવા અમારા તાબાની જાગીરોમાં રહેવાની પરવાનગી આપીશું નહિ. અને નામદાર બ્રિટિશ સરકાર અથવા વડોદરા સરકાર જ્યારે તેઓને માગશે ત્યારે તેઓ જો અમારા હાથમાં આવશે તો તેઓને અમે સોંપી દઇશું.

### કલમ ૫.

જ્યારે બ્રિટિશ ફોજ ચોરો, લુંટારાઓ અથવા ખોસાઓને ઝેર કરવા ચઢશે ત્યારે તે બ્રિટિશ ફોજની મદદમાં અમારી શક્તિ પ્રમાણે સ્વારો તથા પાયદળ તૈયાર કરીશું અને અમારા હોશીયારમાંના હોશીયાર માણસો જેઓ બ્રિટિશ સરકારના તાબામાં રહી હુકમ ઉઠાવે એવા હશે તેમને મોકલીશું અને અમારી ફોજનો સરદાર બ્રિટિશ ફોજના સરદારની સત્તા નીચે મૂકવામાં આવશે.

### કલમ ૬.

તાલુકદારો અથવા નાના ઠાકોરો કોઇપણ બાબત આપસ આપસમાં લડાઇઓ કરશે નહિ અથવા સામસામી કજીઆ કરી સુલેહનો ભંગ કરશે નહિ અને એવા કજીઆ ઉઠશે તો તે નામદાર બ્રિટિશ સરકારને જાહેર કરીશું અને તેમના અધિકારીનો ઠરાવ છેવટનો ગણાશે.

**કલમ ૭.**

ગીરાસ અથવા બીજા કોઇ હક્કો જબરાઇથી પડાવી લેવાને માટે કોઈ જાગીરદારની નબળાઇ અથવા ગરીબાઇનો અમે લાભ લઇશું નહિ. જ્યારે કોઇ ગામ અમારા તાબામાં રહેવા અથવા ખંડણી આપવા બંધાવા માગે ત્યારે સરકારને ખબર આપ્યા વગર તથા તેમની મંજુરી વગર તે ગોઠવણ કબુલ નહિ રાખવા અમે બંધાઇએ છીએ.

**કલમ ૮.**

અમારા ગામોમાં વસ્તા કોળીઓ, રજપૂતો અને બીજાઓ એટલે કે કોઇપણ વસનારાને બ્રિટિશ સરકારના અથવા ગાયકવાડ સરકારના અથવા બીજા તાબાનાં રાજ્યોના પરગણાઓમાં જઇ કોઇપણ રીતે ગેરકાયદે કૃત્યો કરવા દેવામાં આવશે નહિ અને તેઓની તેવી ખરાબ ચાલને માટે અમો જવાબદાર છીએ. આ મુજબની અમારા કરારની આઠ કલમો છે. અને તે પ્રમાણે અમો વર્તિશું અને અમો આ શરતોથી ઉલટા ચાલતા જણાઇએ તો જે દાવા થાય તે અમે ભરી આપીએ અને જે દંડ આપવા સરકાર ફરમાવે તે તેમના ઠરાવને તાબે થઇ અમો આપીએ.

**નોટઃ**—એજ મુજબના કરારો વાવ, વારાહી, દીઓદર, ચોરવાડ, સુઇગામ, ચારચટ, તેરવાડા અને ભાભરના સરદારો સાથે કરવામાં આવ્યા છે.

ઠાકોરો તાલુકદારોની સહીયો.

**નોટઃ**—ઉપર મુજબનાં ખતવાવ, વારાહી, દીઓદર, ચોરવાડ, સુઇગામ, ચારચટ, તેરવાડા અને ભાભરના ઠાકોરો પાસે લખાવી લીધેલાં છે.

# બ્રિટિશ જિલ્લા.

## નામદાર સરકાર જોગ અહીમાના ઠાકોર જોરભાઈ તરફનો બારોટે લખી આપેલ જામીન ખતનો તરજુમો—૧૮૧૧.

ના. કંપની સરકાર જોગ લખી આપનાર નડીયાદના બારોટ દલપત કરશનજી જત હું મારી રાજીખુશીથી નડીયાદ પરગણાના અહીમાના બારીયા જોરભાઇ ગુલાબશીંગ, તેના બધા ભાઇઓ અને સંબંધીઓ અને વળી તેની રૈયત અને રજપુતો, કોળીઓ અને સીપાઇઓ અને તે પાટીની બધી રૈયત સહીત હથીયારવાળા માણસો તેમજ વળી બાજીપુરામાં વસતી તમામ રૈયત, ગઢમાં વસતી તમામ રૈયતની વતી જામીન થાઉં છું. હું તેઓની સારી ચાલચલણ માટે તથા તેઓને હાજર કરવા બન્ને માટે જામીન થયો છું. જો તેઓ સુલેહ તથા કાયદાના ભંગ માટે તથા બીજાને ઉશ્કેરી આવા ગુન્હા કરાવે અગર તો ચોરી કરવા માટે, અથવા ચોરોને આસરો આપવા માટે અથવા આગ લગાડવા માટે અગર તો તેવા લોકોને કાંઇપણ ખોરાક પુરો પાડવા માટે અથવા તેઓને તેના ગામમાં રહેવા આપે અગર તો બીજા કોઇને હરકત કરે અગર તો તે પ્રમાણે કરાવશે અથવા જો કોઇ ઘોડેસ્વાર હથીયાર બંધ માણસ અગર તો ગામના બીજા માણસો ચોરની સાથે આવવા જવાના વા

માટે ગુન્હેગાર થાશે અને તેમ કરતા પકડાશે તો તેને માટે હું જવાબદાર થાઉં છું. જો ચોરનો સગડ એ ગામ આવે તો બીજા ગામ સુધી તેનો સગડ ગોતી આપીશ. જો સરકારના માણસ તેઓને પકડવા આવે તો અમે તેમની સાથે જાશું. અને ઘોડેસ્વાર અગર તો પેદલ માણસ જે હશે તેને અમે મદદ આપશું. સરકારના કોઇપણ ગુન્હેગારને અમે આશરો આપીશુ નહી. અગર તો કંપની બહાદુર અગર તો ગાયકવાડ સરકાર અને પેશ્વાની હદમાં કોઇપણ જાતનું ગેરકાયદે કૃત્ય કરશું નહિ અને અહીમાના રહેવાશી એવા કોઇપણ કૃત્ય અગર તો બખેડો કરશે તો અમે તેને સોંપી આપશું અને કોઇપણ માણસ વિરૂદ્ધ અદાલતની અંદર લુંટ, ખુન, કરજ અગર બીજા કારણસર જે ફરીયાદ નોંધવામાં આવશે અને તે બાબતમાં પ્રતિવાદી ઉપર જે મોસલ કરવામાં આવશે તો તે જાતે હાજર રહેશે અને તેમાં કોઇપણ જાતની અદાવત નહિ થાય અને જે કોઇ ખેતર ઘરેણે મૂકેલ હશે તેમાં પૈસા લઇ ખેતર છોડી આપશું અને સરકારની આવી જમીન કે જે આ ગામ અગર બીજા ગામોની શાન કે વેચાણ હશે ને ખેડાણ હશે તેના પર વિઘોટી અને સલામી વરસોવરસ ભરે જાશે. વળી સરકારની જમીન વેચાણ અગર તો ઘરેણે રાખશે નહિ. તે લોકો પોતાનો ગીરાસ અને માલમીલકત જે તેઓને રીતસર વારસામાં મળેલ હશે તે તેઓ સુખેથી ભોગવશે અને કાંઇ નવીન કરશે નહિ. આ શરતે હું કાયમનો જામીન થાઉ છું અને આ દસ્તાવેજને અનુસરીને સરકાર જે કાંઇ જવાબ માગશે તે હું મારી જાત મીલ્કતથી આપીશ.

ઉપરનો દસ્તાવેજ ખરો છે. કલવરના જશાભાઇ પુંજાજી આડ જામીન થયા છે અને તેને માટે તેની મીલ્કત પણ જવાબદાર છે. જામીન અને આડજામીન બંને આ દસ્તાવેજની શરતો પાળવા માટે સરખી રીતે જવાબદાર છે.

ઉપર લખ્યું તે સાચું છે. સંવત ૧૮૬૭ ના વૈશાખ શુદ ૩ તા. ૧૫-૪-૧૮૧૧.

(સહી) દલપત કરસનજી.

## કંપની સરકારને અહીમાના ઠાકોર જુસાભાઇએ લખી આપેલ જામીન ખતનો તરજુમો, સંવત ૧૮૬૭, ચૈત્ર વદ ૧૩-૧૮૧૧.

હું કલવરનો રહેવાસી બારીયા જુસાભાઇ પુંજાજી મારા હાથે લખી આપું છુ કેઃ— અહીમાના બારીયા જોરભાઈ ગુલાબશીંગ, તેના ભાઇઓ અને સંબંધીઓ, તેની પાટીની તમામ રૈયત સઘળા હથીયાર બંધ માણસો, તેની હદની અંદર રહેવાવાળા તમામ વતનીઓ કે જેની અંદર કોઈપણ જાતના અપવાદ સિવાય તમામ જાતના માણસોનો સમાવેશ થઇ જાય છે તે બધાની વતી હું આડ જામીન થાઉ છું કે જો અહીમાના બારીયા જોરભાઇ અગર તો તેની પાટીનો કોઇપણ માણસ જો કોઈપણ જાતનુ ગેરકાયદેનું કૃત્ય કરે અગર કોઇ પાસે એવું કૃત્ય કરાવે તો હું તરતજ તેઓને હાજર કરીશ અને હું તે ગુન્હાને માટે જવાબ પણ આપીશ. આટલા કારણને માટે હું સાલ૦ દર સાલ કાયમનું કંપની સરકાર બહાદુર સરકારને આ જામીની ખત લખી આપું છું. આ દસ્તાવેજની અંદર બાજીપુરામાં રહેતી તમામ રૈયતનો કાંઇ પણ અપવાદ સિવાય સમાવેશ થઈ જાય છે.

# કંઝરીનો બંદોબસ્ત.

**હાલોલ પરગણાના મેવાસી ગામ કંઝરીના માલેક ઠાકોર કેસરીસીંગ અભેસીંગ અને તેના કુંવર દીપસીંગે બ્રિટિશ સરકાર તરફથી રેવાકાંઠા પ્રાંત અને પાવાગઢ જીલ્લાના પોલીટીકલ એજન્ટ જે. પી. વીલોબી સાહેબની મારફત સરકાર અલીન્હા બાહાદુર ( દોલતરાવ સિંધીયાની સરકાર ) ને સં. ૧૮૮૨ ના મહા સુદ ૮ તા. ૧૫ મી ફેબ્રુઆરી ૧૮૨૬ ના રોજ સારી ચાલના લખી આપેલા મુચરકા એટલે ફેલ જામીન દસ્તાવેજનો તરજુમો.**

અમે અમારી રાજીખુશીથી દિલ કાયમ રાખી નીચેની કલમબંદી ઠરાવ સરકારને લખી આપીએ છીએ અને તે અમને, અમારા ભાઇઓને સગા કુટુંબીઓને તથા અમારા ગામના ઝાંપાની અંદર અગર ઝાંપા બહાર મુવાડાવાડા અગર પરાની અંદર રહેતા સર્વે રહેવાશી અથવા શસ્ત્રધારી સર્વેને બંધનકર્તા છે.

**કલમ ૧.**

સદરહુ ગામ ઉપર યા અમારા તાબાની જમીન ઉપર આજદીન સુધી જે સરકારનો અમલ ચાલ્યો આવ્યો છે તે અમલ તરફ અમો માન રાખીને તથા તેના હુકમને તાબે રહીને સલાહસંપથી રૈયતની માફક ચાલવું. જમાંબંદી બાબતી ધાસદાણા તથા તેવા બીજા વ્યાજબી હક્ક જે અમે આજદિન સુધી સરકારને આપતા આવ્યા છીએ તે બાબતમાં સાહેબ જે ઠરાવ કરે તે અમને કબુલ મંજુર છે અને તેને અનુસરીને દર વરસ ભરણું આપ્યા કરશું ઉપરાંત ઉપરવાડીયા જમીન એટલે બીજા ગામની જે જમીન ખેડતા હોઇએ તે જમીન ઉપર જે કર લેવાનો જુનો ચાલતો આવતો રીવાજ હોય તે પ્રમાણે કર અથવા અમારી વાંટાની તથા બીજી જમીન ઉપર જે સલામીની અમારી પાસે માગણી થાય તે અમે દર વરસે ભર્યે જઈશું તથા જુના રીવાજ પ્રમાણે હક્કદારોના હક્ક આપે જઇશું.

**કલમ ૨.**

સરકારના મુલકમાં અમે રૈયત માફક પોતપોતાનો ધંધા રોજગાર યા ખેતી તો કરીને રહેશું. અમે કોઇ જમીનદાર યા તાલુકદાર યા સરકારના મુલકમાં વસતા કોઇ માણસ સાથે દુસ્મન થઇને યા તકરાર કરીને યા કોઈ રીતે સુલેહનો ભંગ કરીને રહેશું નહિ. તેમ અમે આપસ આપસમાં વઢશું નહિ, યા વાંધા ઉઠાવશું નહિ. અત્યારે જે થાણા મૂકયાં છે તે તથા હવે પછી જે કાંઈ મૂકવામાં આવે તે સરકારના થાણાના હુકમને પૂરેપૂરૂ માન આપી અમે રેહેશું.

**કલમ ૩.**

અમારા સઘળા જુના અને વ્યાજબી હકો ગીરાસ વાંટા દાણા અને રખોપાની લાગત તથા કોઈ જમીનદાર યા તાલુકદાર યા સરકારના મુલકમાં વસ્તા કોઇ આસામી પાસે અમારા જે કાંઇ દાવા હોય તે અને તે કયે ઠેકાણેથી લેણા છે તે સઘળું વિગતવાર પત્રક કરીને અમે એજન્ટને રજુ કરશું. આ બધાની ચોકસી કર્યા પછી એજન્ટને શુદ્ધ ન્યાય પ્રમાણે જે વ્યાજબી લાગે તેવો ઠરાવ કરે તે અમને તથા અમારા વંશવારસોને કબુલ મંજુર

છે અને આ હક્કો જે ભાગ સરકાર અમને આપે તે અમો ઉપકારથી સ્વીકારશું. જો અમને કોઇની સાથે સીમાડાની તકરાર થશે તો તે અમે એજન્ટને એકદમ જાહેર કરશું અને એ બાબતમાં તેને વ્યાજબી ને ઠીક લાગે તેવો ઠરાવ આવે તે પ્રમાણે ચાલશું.

**કલમ ૪.**

જો અમે થાંલ ઉપર નાંણા ધીરીને કોઇ ગામ જમીન યા ગીરાસનો કબજો મેળવ્યો હોય તો આવા કરજનો જે ભાગ તેનો તપાસ કર્યા ઉપરથી વ્યાજબી નીકળતો. લાગે તેટલું કરજ ભરપાઇ કરવા સંબંધે સરકાર જે ઠરાવ કરે તે અમારે મંજુર છે. આવા ગામ જમીન યા ગીરાસ ઉપરના હક્ક અમે છોડી દઇએ છીએ અને તેના રહેવાસીયો યા માલીક સામે તે સંબંધમાં કાંઇ પરભારા વાંધા વષ્ટિ કરશું નહિ. જો હવેપછી અમારા કામકાજ વહેવારમાં કોઇની સાથે કાંઇ વાંધો ઉઠશે તો અમે સરકારને તે વાતથી વાકેફ કરશું અને તે જે ઠરાવ કરે તે પ્રમાણે ચાલવાને કબુલત આપીએ છીએ. અમે ગામડીયા લોકો સાથે પર-ભાર્યો કાંઇ વાંધો પાડશું નહિ તેમ સરકારે જે અપાવ્યું હોય તેથી વિશેષ માગશું નહિ. તેમ કોઇ ગામ માથે કાંઈ વધારાનો ખર્ચ નંખાવશું નહિ.

**કલમ ૫.**

અમે કોઇ ગામ યા જમીન ગેરવ્યાજબી યા જોરજુલમથી લઇ લીધી છે એમ સર-કારની જાણમાં આવે તો અમે સરકારનો હુકમ મળે કે તુરત તે પાછી સોંપી આપશું. હવે પછી અમે વેચાણ, ગીરો યા બક્ષિસથી કોઇ ગામ જમીન યા પસાયતા યા ગીરાસ અમારા નામ ઉપર ચડાવી લેવાનો દસ્તાવેજ પ્રથમ સરકારની રજા લીધા વગર કરાવશું નહિ યા લેશું નહિ.

**કલમ ૬.**

સરકારના યા કોઇ તાલુકદારના અથવા જમીનદારના મુલકના કોઈ અપરાધી યા બહા-રવટીયાનો અમે સંગ કરશું નહિ. અમે કોઇ ધાડપાડુને યા સુલેહનો ભંગ કરનારને આશરો આપશું નહિ. તેમ અમારા ગામમાં પણ કોઇ આશરો આપી શકશે નહિ. અમે તેમને ખોરાક યા ઉતારો આપશું નહિ તેમ કોઇને આપવા દેશું નહિ. કદાચ આવા લક્ષણનો કોઇ માણસ અમારા હાથમાં આવશે તો અમે તેને પકડીને સરકારને સોંપશું. જો અમે તેમની સાથે સંબંધ ધરાવતા હોઇએ એમ સાબિત થાય તો અમે તેમની જાતને વાસ્તે અને ગુન્હાને વાસ્તે જુમેદાર છીએ અને અમારે માથે જે દંડ કરો તે ઉપાડવા તૈયાર છીએ. જો અમારા ગામમાં યા સીમમાં કોઇ ચોરનો સગડ નીકળે તો અમે તે બીજે ગામ લઇ જઇશું યા ચોરી તેને માથે સાબિત કરશું. નહિતર અમે ચોરને રજુ કરશું. ને ચોરાયેલી મિલકત પાછી અપાવશું. અમે ચોરનો સંગ કરશું નહિ તેમ અમે ચોરી કરશું નહિ. જો કોઇ બીજા ગામે કાંઇ લુટફાટ યા ગેરવર્તણુંક કરી હોય તે અમારા જાણુવામાં આવે તો અમે તેથી સરકારને તુરત વાકેફ કરશું અગર તેમ કરવામાં કાંઇ ગફલત થાય તો અમારી ગફલતને વાસ્તે જવાબદાર રહેશું. ને દંડને પાત્ર થઈશું. કદાચ અમારા ગામનો કોઈ શખસ ચોરી યા બીજો ગુન્હો કરવા વાસ્તે સરકાર યા કોઈ તાલુકદાર યા જમીનદારની હદમાં જાય તો અમે તેના જવાબદાર છીએ અને જો તેમાં તે પકડાય યા કપાઇ જાય તો અમે તે ગામ ઉપર રણુવટીયાનો દાવો કરશું નહિ તેમ કોઇને તેવો દાવો કરવા દેશું નહિ.

કલમ ૭.

જો અમારા ગામની અંદર હમણાં વસતા અથવા પછી વસવા આવનાર કોઇ રજપુ-ના ગીરાસ, રણવટીયા, વેચાણ યા પસાયતા હક્કની કોઇ આડે આવે યા અટકાવ તો મે તેની હકીકત સરકારમાં જાહેર કરશું અને તે બાબતમાં તેને પરભાર્યો તોફાન કરતાં ટકાવશું. એમાં જો અમે કાંઈ ગફલત કરીએ અને કાંઈ નુકશાન થાય તો અમે તેને વાસ્તે જોખમદાર થઇએ છીએ અગર ગુન્હેગાર ગીરાસીયાને સરકારને સોંપી દેશું. હમણાં જે રજપુત કે કોળી અમારી નોકરીમાં હોય યા હવે પછી આવે તે સઘળા સાથે અમે એવા બંદોબસ્ત રશું કે તેઓ જ્યાં સુધી અમારી નોકરીમાં હોય ત્યાંસુધી અને અમારી નોકરીમાંથી કાઢી મૂકવા પછી અમારી પાસે કાંઇ હક્ક ધરાવતા હોય તેવા બાનાથી કાંઈ તોફાન કરી કે નહિ નહિંતર અમે તેના પરિણામ વાસ્તે જોખમદાર રહેશું.

કલમ ૮.

અમારી વડીલોપાર્જીત જમીન યા મિલકત અગર ભાઇનો ભાગ ગીરાસ વાંટા યા સાયતા હક્ક રણવટીયાના કરજે અદા કરવામાં યા બક્ષિસ આપીને અમે આપી દીધાં ય તો તે કરજનો વ્યાજબી નીવેડો લાવ્યા સિવાય યા વ્યાજબી અદલો બદલો કર્યા સિવાય પછી નહિ લેવાને અમે વચન આપીયે છીએ. જે ગીરાસ યા આયદા ( ખોરાકી વાસ્તે ખી કાઢેલી ) જમીન વિગેરે જુના રીવાજ પ્રમાણે અમારા ભાઇઓના અગર બીજા ણસોની હોય તેમાં પેશકદમી નહિ કરવા યા હરકત નહિ કરવા અમે બંધાઇએ છીએ. આ બાબત અમે કાંઇ ફેરફાર કરશું નહિ; પણ જો આ બેમાંથી એક બાબતમાં કોઇ તકરાર શે તો અમે એજન્ટને જાહેર કરશું અને તે સંબંધમાં ન્યાયપૂર્વક તેનો ઠરાવ ાપે તે કબુલ કરી તે પ્રમાણે વર્તશું. વળી અમે કોઇ આબરૂદાર સાહુકાર, બ્રાહ્મણ યા અમારા ગામમાં રહેતા કોઇ ગરીબ માણસને હેરાન કરશું નહિ યા જુલમ કરશું નહિ.

કલમ ૯.

અમારા મુલકમાં આવતા જતા કોઇ વેપારી યા મુસાફરને અમે કોઇ રીતે હેરાન હિ કરશું; પણ સરીયામ રસ્તા ઉપર બરોબર ચોકી પહેરા રાખશું. અમારી હદમાં કોઇને ઈ નુકશાન થાય તો અમે તે કરનાર માણસોને પકડી રજુ કરશું નહિંતર તેનો જવાબદાર શું. વેપારી પાસેથી જુના લાંબા વખતના રિવાજથી ચાલ્યા આવતા કર કરતાં વધારે ધાઇ યા કર લેશું નહિ. આ બાબતમાં અમે હવે કાંઇ તકરાર કરશું નહી.

કલમ ૧૦.

સરકારની નોકરી માંહેલા કોઇ શખસ યા કોઈ આશ્રિત યા સરકારના લશ્કરના રંજામના કોઈપણ માણસ જે અમારી હદમાં ઉતરે તેનું રક્ષણ કરશું અને તેને અમારી રહદ સુધી સહીસલામત લઇ જવાને વળાવો આપશું. આ બાબતમાં અમે મુલક સીરસ્તા માણે ચાલવામાં પછાત પડશું નહી.

કલમ ૧૧.

અમે અમારી નોકરીમાં જે કાંઇ–સીબંધી ઘોડેસ્વાર યા પાયદળ સીંધી, આરબ, મક-રાણી પરદેશી જે હોય તેને કાઢી મુકશું અને આવા કોઇ તરેહના પરદેશી સ્વાર યા પાય-દળ સીપાઇને અમારી નોકરીમાં રાખશું નહિ તેમ કોઇને રાખવા પણ દેશું નહિ. જો હવેથી

એમ સાબીત થાય કે અમે આ કરારથી વિરૂદ્ધ ચાલીયે છીએ તો અમે એમ કરવા વાસ્તે પોતાને જોખમદાર ગણીએ છીએ અને સરકાર દંડ યા જે શિક્ષા કરે તેને પાત્ર થઇએ છીએ.

કલમ ૧૨.

ઑનરેબલ કંપની સરકારની ઇચ્છાનુસાર અમે રજાચીઠી યા મહોરની છાપ સિવાય અફીણની આયાત યા નિકાશ ખુલ્લીરીતે યા છુપી રીતે કરવા દેશું નહિ. આ બાબતમાં અમે અમારી હદમાં પાકો બંદોબસ્ત કરશું અને જો અમને ગેરકાયદાનું અફીણ માલમ પડશે તો તે અમે પકડીને સરકારને જાહેર કરશું અને હવે પછી અફીણનો વેપાર નિયમીત કરવા વિષે સરકાર જે બંદોબસ્ત કરે તે પ્રમાણે અમે પણ વર્તશું.

કલમ ૧૩.

ઉપલી કલમો ઉપરાંત સરકાર અમને જે હુકમ ફરમાવશે તે પ્રમાણે વર્તશું અને કદાચ સરકારને કોઇ બાબત ચોકસી કરવાની હોય તેમાં કોઇની સાક્ષી જોઇતી હોય તો તે માણસને રજુ કરવાને અમે કબુલ છીએ.

કલમ ૧૪.

આ દસ્તાવેજ અમે બરોબર પાળીએ છીએ કે નહિ તેની તપાસ રાખવાને ખબર લખવા સરકાર તરફથી અમારા ગામમાં એક મહેતો ને પટાવાળો રાખવામાં આવે તો તેમને દરેક બનાવથી વાકેફ કરવા અને સરકાર જે હિસાબે વ્યાજબી રીતે માગે તે પ્રમાણિકપણે રજુ કરવા વચન આપીએ છઇએ.

કલમ ૧૫.

આ ઠરાવ અમને અને અમારા વંશ વારસોને પેઢી દર પેઢી હમેશને વાસ્તે બંધનકર્તા છે. તેટલા વાસ્તે અમે મરી ગયા પછી અમારી વાંસે અમારો દીકરો હોય તો તે સરકારની જાણ અને મંજુરી થયા પછી અમારી જાગીરની ગાદીએ આવશે એમ અમે કરાર કરીએ છીએ. અમારે વંશ વારસ ન હોય અને અમારે કોઇ દત્તક લેવા વિચાર થાય તો અમારી ઇચ્છા સરકારને જણાવશું અને આ બાબતમાં તેમના હુકમ પ્રમાણે વર્તશું.

આ પ્રમાણે અમે આ પંદર કલમનો દસ્તાવેજ કર્યો છે અને હમેશાં તેને અનુસરીને સલાહસંપથી રહેશું અને જો તેમાં કાંઇ કસુર આવે તો સરકાર જે શિક્ષા કરે તે કબુલ છે. અને બરોબર પાળવા બાબત અમે અમારા વતનની જમીન ગીરાસ બીજી મિલકત બાનામાં રાખીએ છીએ તથા અમે અમારી સારી ચાંલના તથા જાતે હાજર થવાના અને ઉપર લખ્યું તે પ્રમાણે ચાલવાના હાલોલ પરગણાના કંજરી ગામના રહીશ બારોટ હમીરસીંગ દેવીસીંગ તથા મેતા ભસીંગ કાલીદાસને જાથુના જામીન આપીએ છીએ અને વાંગધરા પરગણાના સુરનેજ ગામના માલેક પગી જીતસીંગ નતુભાઇ તથા તેજ પરગણાના બાકરોલ ગામના માલેક પગી નારણભાઇ ઉંદરસીંગને અને વડોદરા પરગણાના સાકરડા ગામના માલેક બારીયા ઉમેદસીંગને અમારા જાથુના આડ જામીન આપીએ છીએ. આ કરારનો તેમનો ભાગ તે પાળશે અને અમારી પાસે હમેશને વાસ્તે પળાવશે તેમાં તેમની મિલકત જવાબદાર છે.

(સહી) ઠાકોર કેસરીસીંગ અભેસીંગ.

( જે લખ્યું તે ખરૂં છે. )

પોતા વાસ્તે, પોતાના કુંવર દીપસીંગભાઇ અને આશ્રિત તથા તેના અમલ નીચેના સઘળા તરફથી જામીન થનાર બારોટનો મુચરકો.

અમે લખી આપીએ છીએ કે, અમે રાજીખુશીથી આ દસ્તાવેજ કરનાર પક્ષકારની સારી ચાલના જામીન થઇએ છીએ, તથા જાત મુચરકો આપીએ છીએ.

(સહી) બારોટ હમીરસિંગ દેવીસિંગ.
બારોટ મહેતા બસીંગ કાળીદાસ.
ગામ કંજરીના.

**આડ જામીન થનાર માણસોના મુચરકા.**

અમે અમારી રાજીખુશીથી અને દીલ કાયમ રાખીને હમેશને વાસ્તે વરસ દર વરસ અને પેઢી દર પેઢી ઉપર લખ્યું છે તે બરોબર પળાવવા અને સલાહસંપથી વર્તાવવા સરકાર પાસે આડ જામીન થઇએ છીએ. અમે તે પ્રમાણે વર્તશું અને તે પળાવશું. દસ્તાવેજમાં સહી કરનારે જે લખ્યું છે તે પ્રમાણે નહિ વર્તે અને સરકાર જે ખુલાસાવાર બદલો માગે તે ન આપે તો અમે દરેક અને બધા તેને વાસ્તે જવાબદાર છીએ અને તેમ કરવા માટે અમારી જામીનગીરી તરીકે અમારી મિલકતને ગિરાસ બાનામાં રાખીએ છીએ.

આ મજકુર સાચે સાચો છે.

(સહી) પગી જીતસીંગ પનુભાઇ સુરનેજના.
(સહી) પગી નારાયણભાઈ ઉદેસીંગ બાકરોલના
(સહી) બારીયા બાવાભાઇ ઉમેદસીંગ સાકરડાના.

**ગાજણાના તાલુકદાર દુધુખાંટ અને તેની કોળી રૈયત તરફથી લખી આપેલ જામીન ખતનો તરજુમો વૈશાખ સુદ ૭ સં. ૧૮૭૭ તા. ૯ મે ૧૮૨૧.**

હું મારી રાજીખુશીથી નીચે પ્રમાણેની કલમો પ્રમાણે ચાલવા કબુલ કરૂં છું.

**કલમ ૧.**

સંવત ૧૮૭૫–૭૭ સુધી ત્રણ વર્ષની દર સાલના રૂ ૪૦ લેખે રૂ ૧૨૦ જમાના સરકારના દેવા મ્હારે આપવા કબુલ છે.

**કલમ ૨.**

સન ૧૮૭૮ થી અને પછીથી ગાંજણાનો સરકારી હક્ક બીજા ગામોની પેદાશ પ્રમાણે લાવણી વિગેરે તપાસ જોઇ ઠરાવવામાં આવશે.

**કલમ ૩.**

સંવત ૧૮૭૫ થી તે આજસુધી મ્હારા ગામના કોળીઓએ ચોરેલો જેટલો માલ સાબીત થાય તે વાંધો અથવા ઢીલ કર્યા સિવાય હું આપવાને કબુલ છું.

**કલમ ૪.**

આજ દિવસ પછી નામદાર કંપનીના રાજમાં અથવા ગાયકવાડ તથા બીજા કોઇ દેશ કે ગામમાં ચોરી અથવા લુંટ મ્હારે કરવી નહિ અથવા કોઇ બીજાને પણ ચોરી

ગુન્હો અથવા ફીતુર કરવા દઉં નહિ. સરકારને નુકશાન જાય એવાં કોઇપણ કામમાં મ્હારે સામેલ થવું નહિ અને સરકાર જે જે માગણી મારા ઉપર કરે તે રૈયતની માફક તેનો જવાબ દેવો અને સરકારના અમલદાર જ્યારે બોલાવે ત્યારે હાજર થવું.

**કલમ ૫.**

ચોર અથવા લુંટારાઓની ટોળીમાં હું સામેલ થાઉ નહિ અને કોઇપણ પ્રકારે તેમને મદદ આપું નહિ અને મારા ગામ આગળ થઇને કોઈ ચોરો જાય તો તેમને પકડી સરકારને સ્વાધીન કરૂં અને મારા ગામ આગળ થઇને જાયતો તેનો જવાબદાર હું થાઉ. એ કારણસર જયાંસુધી મારી હદ પહોંચે છે ત્યાંસુધી હું ચોકી પણ રાખું. વળી અંગ્રેજ સરકાર ગાયકવાડ સરકાર અને બીજા કોઇનો ગુન્હેગાર મારા ગામમાં અથવા મારી હદમાં આવે તો તેને પકડીને હું સરકારને આપું. ચોરી કરવાને ચોરોની સોબતમાં મારે રહેવું નહિ અને બીજાં કોઇ ગામની ચોરીમાં મને ખબર મલતાં વારને સરકારને તરત જાહેર ન કરૂં તો હું ગુન્હેગાર ઠરી તેનો જવાબ દઉ.

**કલમ ૬.**

વેપારવણજનાં જનરાને હું હરકત કરીશ નહિ અને મારી શક્તિ પ્રમાણે રસ્તાનો પાકો બંદોબસ્ત રાખીશ અને મારી હદમાં કંઇ માલ ચોરાય તો મ્હારે ચોર પકડી આપવો અથવા માલ ભરી આપવો. ચોરની પગલી મારા ગામમાં અથવા મારી હદમાં નીકલે તો મારે પગલી આગળ કહાડી આપવી અથવા જવાબ દેવો.

**કલમ ૭.**

મારે ત્યાં કેટલા ઘોડા છે તે સરકારને જાહેર કરીશ અને સરકાર ફરમાવશે તેટલાજ હું રાખીશ. અને બાકીના વેચી દઇશ અને તે સીવાય વધારે રાખુ તો સરકાર તે લઇ લે અને તેના ઉપર અમારો કંઇ દર દાવો ચાલે નહિ.

**કલમ ૮.**

થાણદારના બધા હુકમ મ્હારે માનવા.

**કલમ ૯.**

ઉપલી કલમો સીવાય સરકાર જે જે હુકમ મોકલે તે હું બિનકસુર અથવા તકસીરે માનું. ગુન્હા બાબતમાં અદાલતમાં જે સરકારનો હુકમ આવે તે માથે ચડાવી ગુન્હેગારને સ્વાધીન કરૂં. ઉપર લખેલી ૯ કલમ મારે કબુલ છે.

(સહી) દુધુ ખાંટ વિગેરે.

**જામીન—ભાટ**કુલના બારોટ **ગીરધરવલદ** ગુલા. આડજામીન—**વાઘેરીઆ** અને **માલવણના તાલુકદાર ખાંટ સાહીબા વલદખુરા** આંત્રોલ **કુલાવલદ સુજી.**

**નોટ**:—ઉપર પ્રમાણે ખત **આંત્રોલ** ઠાકોરનું થયું છે એચીનસન્સ ટીટી. વૉ. ૬ આવૃતી ૪ થી પૃષ્ઠ ૩૧૯.

# વડોદરા રાજ્ય.

## અનોરીયાના કોળી તાલુકદારોએ બ્રિટિશ સરકારને લખી આપેલ જામીન ખતનો તરજુમો, જેઠ સુદ ૧ તા. ૧ જુન ૧૮૨૧.

અમો અનોરીયાના તાલુકદારો તથા રહેવાશીઓ નિચેની બાબત માટે લખી આપીએ છીએ અને જામીનગીરી આપીએ છીએ.

**કલમ ૧.**

સંવત ૧૮૭૬ ના ફાગણ સુદ ૪ ના રોજ વીજાપુરના કુમાવીસદાર જમાદાર યારૂએ અનોરીયાની જામીનગીરી લીધી તે સરકારમાં મોકલવામાં આવી, અને તે તારીખથી તે આજ દિવસ સુધીમાં જે બધી ચોરીઓ થયેલી પુરવાર કરવામાં આવશે અને અમારાથી જે જે નુકશાની થયેલ હશે તેનો કાંઇ પણ આનાકાની અગર તો બહાના વગર સંતોષકારક ખુલાસો આપવામાં આવશે.

**કલમ ૨.**

અને વળી આજથી ના. સરકારની ગાયકવાડની અગર તો બીજા કોઇની હુકમતમાં ચોરી, લુટફાટ અગર તો જાસ્તી કરશું નહિ કરાવશું નહિ. અગર તો નુકશાની અને જાસ્તી-વાળા કામમાં કોઇની સાથે ભળશું નહિ.

**કલમ ૩.**

અમો કોઇ લુટારૂઓની સાથે ભળશું નહિ અગર તો તેમને કોઇ જાતની મદદ આપશું નહિ અગર તો આપવાનો પ્રયત્ન કરશું નહિ અને જો કોઇ આવો માણસ અમારી હદમાં આવશે તો અમે તેને કેદ કરીશું અને અમારી હદમાં થઇને પણ જો કોઇ પસાર થાશે તો તેના જવાબદાર થાશું.

અમે અમારી હદમાં ચોકીયાતો રાખશું અને જો ના. સરકાર અગર તો ગાયકવાડના કોઇ ગુન્હેગાર અમારા ગામમાં આવશે અગર તો પસાર થાશે તો અમે તેમને પકડશું અને સોંપી આપશું. અમે હરામખોરોની સાથે ભળશું નહિ અને જો કોઇ બીજા ગામના કોળીઓએ લુંટ અગર ગુન્હા કર્યા બાબતના ખબર અમને મળશે તો અમે તે બાબત સર-કારને જાહેર કરશું અને જો આ પ્રમાણે અમારા તરફથી ખબર ન આપવામાં આવે તો અમને ગુન્હેગાર તરીકે તથા જવાબદાર ગણવા.

**કલમ ૪.**

અમને વેપારીઓને રસ્તામાં હેરાન ન કરવા તથા તેમની સહીસલામતીની ગોઠવણ પુરી પાડવા બંધાઇએ છીએ અને જો અમારી હદમાં કોઇપણ જાતનું નુકશાન તેમને થાય તો અમો હરામખોરોને પકડીને સોંપી આપશું. અગર તો તેટલી રકમની જવાબદારી આપશું. જો કોઇ ચોર અમારા ગામમાં હોવાની ખબર મળશે તો તેને પકડવાની તજવીજ કરશું અને જો તે પ્રમાણે ન થાય તો નુકશાની વાસ્તે વિલંબ અગર બહાના વગર જવાબદાર થશું.

**કલમ ૫.**

અમારા ગામમાં જેટલાં ઘોડાં હશે તેની ખબર અમે સરકારને આપશું અને સરકાર જેટલા રાખવા ફરમાવશે તેટલાજ રાખશું અને બાકીના વેચી નાખવામાં આવશે. જો તે કરતાં વધારે રાખીએ તો સરકાર તે ઘોડાંઓ જપ્ત કરે.

**કલમ ૬.**

અમે થાણદારના હુકમોને માન આપીશું.

**કલમ ૭.**

ના. સરકારની હદમાં અમારો જે ગીરાસ હોય તે પોષ વદ ૨ ના રોજ કલેક્ટર અગર તેમના એજન્ટ તરફથી અમને મળશે તે લેવા બંધાઇએ છીએ અને પટેલ તથા ખેડુતો પાસેથી ગીરાસ મળવાની માગણી કરશું નહિ અગર તો તેમને ખર્ચ કરાવશું નહિ. જો આથી વિરૂદ્ધ અમો વર્તીએ તો તેવી રીતે જે પૈસા મળ્યા હોય તે પાછા આપવા તથા સરકાર જે શિક્ષા ફરમાવે તે ઉઠાવવા કબુલ કરીએ છીએ.

**કલમ ૮.**

સરકારના બે માણસોના ખુન નવાગામની નજીકમાં કોઇ માણસોએ કરેલા છે તેમને ગોતી આપશું અને જો તેઓ અમારા ગામના હશે તો અમે તેને સરકારને સોંપી આપશું અને જો કોઇ બીજા માણસો તેમને શોધી કહાડે તો પણ તેને સોંપી આપશું.

ઉપરની કલમોમાં જણાવ્યા સિવાય વળી વધારે અમે કબુલ કરીએ છીએ કે સરકારના દરેક હુકમોને માન આપશું અને કોઇપણ જાતના ગુન્હા કરશું નહિ અને ગુન્હા તથા તકરારોના કેસોમાં અદાલત તરફથી જે જે હુકમો થાશે તેને માન આપશું અને ગુન્હેગારોને સોંપી આપશું.

અમે ઉપરની કલમોનો અમલ બરાબર પાળવાને બંધાઇએ છીએ.

**કાયમના જામીન**—માલ ફેલ તથા હાજર જામીન, બારોટ પથુ ગુમા, તથા માંતીજના વીરા ગુમા, વિજાપુરના પુજા પરગુનલ, કાયમના જમાન.

**આડ જામીન—માંદના નાથાજી સંભુ રાઠોડ અને સુત હાતુજી, મહુડીના ખાંટ ઉજમજી નુરીરજી ભાણજી, સંગપુરના ઠાકોર વખતાજી અનોપજી, લાકરોડાના ભવાનસીંગ સુમતાજી, વાઘપુરના સવાજી સુરતાજી.**

# મુલકગીરી બંદોબસ્ત પછી આપેલા પરવાના.

### ૧૬—પરવાનાનો તરજુમો

## આનંદરાવ ગાયકવાડ સેના • ખાસખેલ શમશેર બહાદુર તરફથી ધંધુકાના ગરાસીયા ચુડાસામાં વિગેરે જમીનદારો જોગ.

**ભાવનગર, લીંબડી** અને બીજા જબરા પડોશીઓના રાજાના જુલમોને લીધે ચાર વર્ષ ઉપર નામદાર મુંબાઇના ગર્વનરને તમે અરજ કરી તેઓના તાબામાં તમારાં ગામો આપવાને કહેલું અને તે બાબત તમારી વારેવારે આર્જવતા જોઇ ગર્વનર સાહેબે નામદાર કંપની તરફથી મી० મીગ્યુઅલ ડીલાઇમા ઇસ્યુ જાને નીચે લખેલા ગામો તમોએ આપવાને ઠરાવેલા તે બાબત તપાસ કરવાને મોકલ્યા. તેનાં નામ એટલે કેઃ—રાઇતુલા, ધોલેરા, ભીમતુલા,

**ભા**નધર, કુપરાલી અને આઠ ગામનો કસ્બો મળીને ગામ તેર તથા બીજા વિશેષ ગામો તે હવે પછી તમો કંપનીના તાબામાં આપો તે આ પ્રમાણે આપીને તમોએ અમને અરજ કરી તે ઉપરથી સરકાર તરફથી તમને આ પરવાનો કરી આપવામાં આવે છે કે ઉપર જણાવેલા પરગણામાં તમારી પોતપોતાની ભોંય ખેડ્યા બાદ તમારે ત્યાં સલાહસંપથી ઘર કરી રહેવું. ધંધુકા પરગણા બદલે પેશ્વાનો ખંડ્રગ અને સરકારની જમાંબંધી વખતે વખત ભરવી અને સરકાર તરફથી તમારા ઉપર કંઇ જુલમ થશે નહિ. નામદાર કંપની એ ગામના બંદોબસ્ત રાખશે, વસાવશે અને ખેડાવશે તથા બંદરોનો કારભાર તેઓના હાથમાં રાખશે અને તેમાં પોતાનો વાવટો ચઢાવશે માટે તમારે ખાતરજમા રાખવી અને હંમેશની દસ્તુર પ્રમાણે અને રીતી પ્રમાણે તમારે ચાલવું અને તે બાબત સરકાર તરફથી આ કોલ તમને આપવામાં આવ્યો છે.

જેઠ સુદી ૨ અથવા તા. ૨ જી જુન સને ૧૮૦૨.

**આબલીઆરાના** ઠાકોર **ભાથીજીને આણંદ**રાવ ગાયકવાડે આપેલો પરવાનો.

( મરાઠી અક્ષરે સહી. )

મોટો શિક્કો

**શ્રી મહાલશાકાન્ત.**

**આણંદરાવ** ગાયકવાડનું શીલ.

" શ્રી " રાવશ્રી **આણંદ**રાવ ગાયકવાડ સેના-ખાસખેલ શમશેર બહાદુર, વી. **આંબ**લીઆરાના **ભાથીજી** જત તમારી વર્તણુંકની યાદ અલાહીદી લખેલી છે તે પ્રમાણે તમે ચાલજો. સરકારથી તમને બાંહેધરી આજમ કુંપની અંગ્રેજ બહાદુર એમની આવી છે. તો તમે પોતાની જાગીર ઉપર આબાદ રહેજો. સંવત ૧૮૬૪ ના આસો સુદી ૧૫ દીને ( મરાઠી દસકતથી સને કરેલો છે. )

**મુરતબ સુદ.**

**ઇસ્ટ ઇન્ડિઆ કંપની તરફથી**

મેજરવૉકરનો શિક્કો

ખરો તરજુમો.

**જે. આર કારનેક.**

**ફર્સ્ટ આસીસ્ટન્ટ.**

## ઑનરેબલ કંપની તરફથી મેજર અલેકઝાંડર વૉકરનો, ભાવનગરના ઠાકોર રાવળ વખતસિંહ અને તેના દીકરા કુંવર વજેસીંહ ઉપરનો પરવાનો તા. ૮ મી નવેમ્બર સને ૧૮૦૮.

જત. ઈ. સ. ૧૮૦૭ ની તારીખ ૧ નવેમ્બર અગર સંવત ૧૮૬૪ ના કારતક સુદ ૨ ને રોજ ઑનરેબલ કંપનીને તમારી વાર્ષિક જમાંની રકમ આપવા બાબત તમોએ સરકારમાં દસ્તાવેજ કરી આપ્યું. જે દસ્તાવેજ સંવત ૧૮૬૫ નું વર્ષ અંદર ગણતાં દસ વર્ષે નવું થાય તેવું છે. માટે તમારે ખાતરી રાખી તમારા પ્રાંતની ખેતીવાડી ચલાવવી ને તમારાં દસ્તાવેજ મુજબ કીસ્ત પ્રમાણે જમાંબંદી અને ખરાજાતની રકમ નીચે લખ્યાં પરગણાં માટે આપવી.

| | |
|---|---|
| ૧ ઉમરાલા, લોલીઆણા | ૭ ,, વાઘનગર |
| ૨ તાલુકે મહુવા અને ભાવડ | ૮ મોજે નીલીગુદરણ, આસોદડ સેરઠી, આંબા વીગેરે ખારાપાટ તાબાના |
| ૩ તાલુકે સીહોર | |
| ૪ ,, તળાજા વીગેરે | ૯ તાલુકે ગઢડા અને ભીમડાદ |
| ૫ ,, જલાલપોર, માંડવા, ઢસા અને લાઠીઆ | ૧૦ મોજે રાજુલા |
| | ૧૧ તાલુકે સાવર–કુંડલા |
| ૬ ,, અજમેર | ૧૨ તાલુકે ગુંદાળું |

કોઇ વર્ષ કાંઇ ખરેખરી આફત આવશે તો તે વર્ષ માટે સરકાર વીચાર કરશે. તમોએ નિરંતર માટે ફેલ જામીન આપ્યા છે તે પ્રમાણે તમારે ચાલવું ને સરકારથી બધા યોગ્ય પ્રસંગે મદદ મળવા તસલ્લી રાખવી.

ઉપર કહેલી જમાંબંદી બાબત પેશ્વા કે ગાયકવાડ કાંઈપણ હરકત કરશે નહિ; ને કરશે તો તેનો કંપની જવાબ દેશે. તારીખ ૮ નવેમ્બર સને ૧૮૦૮.

( સહી ) એ. વૉકર.
રેસીડેન્ટ.

## ગાયકવાડ સરકાર તરફથી લવાડના જમીનદારને આપેલો પરવાનો. સને ૧૮૦૯.

નથુ જેતા, સુરતાનસિંગજી સરનાન, રૂપા ગુલજી, અજા જાલમ, પના સુજાન, ઉમા પના વગેરેને લખવાનું કે તમે સરકારના રાજ્ય ઉપર બહુ જુલમ કરવા માંડયો હતો તેથી તમને સજા કરી તમારૂં ગામ લવાડ સરકારે લઈ લીધું. તે ઉપરથી તમારે ચાર પાંચ વર્ષ સુધી ન્હાસેડામાં રહેવું પડયું અને તમને બહુ નુકશાન થયું; પરંતુ હાલ તમે તમારો રીવાજ બદલ્યો અને નામદાર ઇંગ્રેજ સરકારની મારફત સરકારમાં અરજી કરી તમારી ચુક કબુલ કરી માફી માગી તમે તમારી જગામાં પાછા રહેવાને કબુલ થઇ તમારી સારી ચાલના જામીન આપવાનું કહ્યું. એ મજકુર તમારી અરજીનો હોવાથી ઇંગ્રેજ સરકારની મરજી રાખી તથા દરબારની ખુશીથી લવાડની જગામાં તમને પાછા દાખલ કર્યા છે. ત્યાં

તમારે તમારા કુટુંબ સાથે નીરાંતથી રહેવું, પણ ત્યાં કિલ્લા બાંધવા નહિ, ખાઈ ખોદવી નહિ, અને ઝાડ ઝાડી વગેરે નકામા બચાવ કરવાના ઉપાય યોજવા નહિ. માજી ફતેસિંગરાવ બાબાસાહેબના વખતમાં જેટલો ગીરાસ તમને મળતો હતો તેટલો અસલ પ્રમાણે હાલ તમને મળશે. તે અસલ પ્રમાણે લઈ તમારે સરકારની ખેરખાહથી નોકરી કરવી. અને જામીનખત લખી આપી તમે જામીન અને આડ જામીન આપ્યા છે તે પ્રમાણે તમારે તમારી વર્તણુંક રાખવી, અને દર સાલના સરકારના ઘાસદાણા જમાંબંધી વગેરે બાબતો પરગણાના રિવાજ પ્રમાણે અને જમાંબંધીના સીરસ્તા પ્રમાણે આપ્યા જવી. તમે નાઠા ત્યારથી તે સંવત ૧૮૬૫ ની આખરે પાછા આવ્યા ત્યાંસુધી સરકારે ગીરાસ ઉઘરાવી લીધો છે અને એ બાબત કોઈને તમારે કંઇ હરકત ઉઠાવવી નહિ, એવો તમને હુકમ કરવામાં આવ્યો છે. તમારા ગિરાસ બાબત હજુ નક્કી આંકડો ઠરાવવાનો છે, અને તે જે ઠરશે તે પ્રમાણે ૧૮૬૬ ની સાલથી તમને મળશે અને વધારે મેળવવાને માટે તમારે રાજ્યમાં કાંઇ પણ ધાંધલ મચાવવી નહિ; અને તમે ઠરાવ પ્રમાણે ચાલશો એમ સમજી ઈંગ્રેજ સરકારના તરફથી આકિટંગ રેસિડેન્ટ કેપ્ટન જેમ્સ રીવેટ કારનેકની બાંહેધરી તમને આપી છે તથા સરકાર તરફનો કોલ પણ તમને મળેલો છે.

સંવત ૧૮૬૬ ( સને ૧૮૦૯–૧૦ ) કારતક વદી ૮ નવેમ્બર.

મુરતબ સુદ.

ઇસ્ટ ઇન્ડિઆ કંપની તરફથી આકિટંગ રેસિડેન્ટનો નાનો

સિક્કો.

# રાજપીંપળા.

## શ્રી મહાલશાકાન્ત.

## આણંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર તરફથી રાજગઢની રાજધાનીના રાણા કુંવર પરતાપસીંગને આપેલો પરવાનો—૧૮૧૦

સલામ બાદ—આપના પીતા રાજગઢના રામસીંગ સારૂ વર્તન રાખતા નથી અને પરિણામે ઘણા કજીઆ ચાલે છે અને આપનો વારસો આપના હાથમાંથી જતો રહેવાનો જોખમ છે. આ વાત ધ્યાનમાં લઈને રાજ્યનો વહિવટ કરવાને આપને સ્વતંત્ર અખત્યાર આપવાને બંદોબસ્ત કરવાનું સરકારે મુનાસબ ધાર્યું છે અને તે બાબત નિશ્ચય કરી આ પરવાનો આપને આપવામાં આવે છે. આપના પીતા રામસીંગ ખરાબ ચાલના માણસ છે

રાબ સલાહ ઉપર લક્ષ આપીને સંસ્થાનને જોખમમાં ઉતારી પાડે તેવા ઉપાયો
તે કારણથી આપને કુલ વહિવટ કરવાનો અધિકાર આપવામાં આવે છે તોપણ
ઘણું કામ કીસનદાસ બક્ષીથી કરવાનું છે અને તેની જાણ વિના આપે કાંઇ પણ
સાર્વજનીક કામ કરવું નહિ તેની સાથે આપે એવો બંદોબસ્ત કરવો કે રૈયત
ઉપર જુલમ અગર હેરાનગતી બીલકુલ થાય નહિ અને સરકારને તાબે રહી
ઠરાવ પ્રમાણે સઘળા હક્ક અને બાબતો સરકારને આપતા જજો.

ાપના રાજ પાસે મેરાલ નારાયણનું જે લેણું નીકળતું હોય તેનો પણ તમે ફડચો કરજો.

ાઇદીન જમાદાર તમારા સંસ્થાન તરફ સારી લાગણી ધરાવતો હોવાથી તમો
. તમારા રાજ્યની નોકરીમાં તેટલીજ રહેમદીલી અને રક્ષણ આપજો.

ાપના પિતાની જીવાંઇ બાબત તમો યોગ્ય ગોઠવણ કરજો અને તે ગડબડ ન ઉઠાવે
ાબસ્ત રાખજો.

પર લખેલી રીતે તમારે વર્તા કરવું. વહિવટમાં જરાપણ ગફલત રાખવાથી તમારી
ાશે નહિ. આ વાત ધ્યાનમાં રાખી સરકારના પત્ર પ્રમાણે ચાલજો અને સરકાર
કાંઇ પણ ગેરવ્યાજબી હેરાનગતી તમને ભોગવવી પડશે નહિ અને તે સંબંધમાં
અનુસરીને ઑનરેબલ કંપની સરકાર તરફથી મી. કરનાક સાહેબની બાંહેદરી
છીએ.

ાતી સંવત ૧૮૬૬ ના માહ વદ ૮ હીઝરી ૨૨ મી મોહોરમ સને ૨૭ ફેબ્રુઆરી
ઇસ્વી.

ુબઇ સરકારે આ ગોઠવણની બાંહેદરી આપવા કબુલ કર્યું; પરંતુ રામસીંગજી ગુજરી
આ સનદ ઉપર બાંહેદરી લખવાનો વખત આવ્યો નહિ.

## ીંપળાના મહારાણા વેરીસાલજી અને ઑનરેબલ કંપની સરકાર ફથી વડોદરાના રેસીડેન્ટ જેમ્સ વીલીયમ્સ સાહેબ વચ્ચે થએલો કોલકરાર સને ૧૮૨૧.

રાજાની
મહોર

કીકત નીચે પ્રમાણે છે.

મને ગાયકવાડ સરકાર પાસેથી મારા મુલકનો કબજો મળ્યો છે પણ મારી ખાત્રી
બ્રિટિશ સરકારની મદદ સિવાય હું તેનો બંદોબસ્ત કરી શકીશ નહિ તેટલા વાસ્તે
તથા મારા પિતા બંને રાજીખુશીથી બંધાઇએ છીએ કે, અમે ઑનરેબલ કંપની
ી સલાહ પ્રમાણે અમારા મુલકના સઘળા વહિવટનો બંદોબસ્ત કરીશું. સરકારની
રજી હશે તે પ્રમાણે હું કરીશ અને આ ઠરાવ પ્રમાણે મારા વંશ વારસો પણ ચાલશે.
વત ૧૮૭૮ ના અસુડી એટલે અશાડ મહીનાથી વરસ ગણતાં આસુ સુદ ૧૫
મી અકટોબર ૧૮૨૧ ઇસ્વી. ( રાજાની સહી )

# મુલકગીરી બંદોબસ્ત.

## પ્રકરણ ૧૦ મું.

**મુલકગીરી.** રાજાઓ એક દેશમાંથી બીજા દેશમાં પોતાની સત્તા જમાવવા તથા નવીન કર બેસાડવા નીકળે તેને મુલખગીરી યાને મુલકગીરી કહેવામાં આવે છે. મુલખગીરીનો વ્યાકરણ પ્રમાણે અર્થ× મુસાફરી, પ્રવાસ અને અટણ થાય છે.

ઐતિહાસીક દષ્ટીએ કિંમતી ગણી શકાય એવા લેખી પુરાવાના આધારે જોઈએ તો ઈ. સ. ૧૩૯૩ માં **મહમુદ** તઘલખ બીજાએ ગુજરાતમાં ફેરણી કરી અને મહીકાંઠા એજન્સીમાં આવેલા ઇડરના રાવ પાસે ખંડણી માગી. વળી **જફરખાન**ની પહેલાંના સુબેદારોએ **જુનાગઢ**, દેલવાડા અને **ઝાલાવાડ**ના રાજાઓ પાસેથી ખંડણી લીધી. એના પછી **અહમદ**શાહે **સોરઠ**ના ઠાકોરો પાસેથી ખંડણી લીધી. ઇડરના રાજ્યને કબજે રાખવા સુલતાન **અહમદે** ઈ. સ. ૧૪૨૭ માં **હાથમતી** નદીના કિનારે કિલ્લો બંધાવ્યો. ઈ. સ. ૧૪૩૨ માં સુલતાન **અહમદે** ડુંગરપુરના રાવળ પાસેથી ખંડણી લીધી તેમજ **બુંદી, કોટા** ઉપર પોતાનો લાગો બેસાડયો. ઈ. સ. ૧૬૧૬ માં **જહાંગીર** બાદશાહે **નવાનગર**ના જામ પાસેથી ૫૦ કચ્છી ઘોડા, સો મહોર અને રૂ. ૧૦૦ નજરાણું લીધું અને તેને પોશાક આપ્યો. જ્યારે બાદશાહ **અમદાવાદ** આવ્યો ત્યારે કચ્છના રાવ **ભારા**એ ૧૦૦ ઘોડા, ૧૦૦ અસરફી (સોનાનો દશ રૂપીયાનો શિક્કો) અને રૂ. ૨૦૦૦ નજર કર્યા. (રૂપીઓ એટલે હાલના આઠ આના તે દશ આનાનો મહમુદી રૂપીયો સમજવાનો છે.) એ રાવ ૯૦ વરસનો હતો અને આગળ તેણે કોઇપણ બાદશાહને આવું માન આપ્યું ન્હોતું તેથી બાદશાહે ખુશી થઈ પોતાનો ઘોડો, હાથી હાથણીનું જોડું, એક કટારી, હિરાની મુઠવાળી એક તરવાર અને કિંમતી હીરાની ચાર વીંટીઓ બક્ષિસ આપી હતી.

**દિલ્હી**ના બાદશાહો તથા **અમદાવાદ**ના સુલતાનોએ દેશના ઘણા ભાગમાં ખંડણીના લાગા બેસાડયા. ખંડણી લેવાતી તે પ્રદેશના ઉત્પન્ન પ્રમાણે નહિ પરંતુ જે કબુલાતે ખંડીયા રાજા તાબે થયા હોય તે પ્રમાણે લેવાતી. વળી એ ખંડણી ખુશીથી કે નિયમસર કોઇ ભરતું નહિ પણ બાદશાહ અગર સુલતાનની ફોજના દાબથી તે ઉઘરાવવામાં આવતી; ખંડણી ઉઘરાવવા ઘાણું કરી ખુદ સુલતાનની સ્વારી નીકળતી અને તે મુલકગીરી કહેવાતી.

**મોમીનખાને સિહોર**ના રાજા પાસેથી ખંડણી લીધી. ૧૭૪૪–૧૭૪૮ **સફદરખાન બીબી**એ **સાબરકાંઠા**ના ઠાકોરો પાસેથી ખંડણી લીધી. બાદશાહ **આલમગીર** બીજાના વખતમાં **કચ્છ**ના રાવ **લખપતે** કેટલાક કચ્છી ઘોડા તથા ગુજરાતના સારા બળદ બાદશાહને નજર કર્યા. તેના બદલામાં બાદશાહે તેને **મીરઝા** રાજાનો ઇલ્કાબ આપ્યો. મરેઠી સરદાર

× વી૦ રા૦ કૃત શબ્દાર્થ સીંધુ પૃ. ૨૫૦.

સદાશીવ રામચંદ્રે ઉમેટાના ઠાકોર પાસેથી ખંડણી લીધી. તેમજ વાડાસિનોર, લુણાવાડા, પાલણપુર, કટોસણ, લીંબડી અને બીજાં ઘણાં રાજ્યો પાસેથી ખંડણી લીધી. એ જોઇ કેટલાક નાના ઠાકોરોએ વગર માગે ખંડણી આપી દીધી. મરેઠી સુબેદાર આપાજી ગણેશે સને ૧૭૬૧ માં મહીકાંઠા એજન્સીમાં આવેલા લવાડ ગામથી ખંડણી માગતાં તે નહિ આપવાથી તથા સામનો કરવાથી લવાડના કોળી ગામને ઘેરો ઘાલી ગામ બાળી નાખ્યું.

ઇ. સ. ૧૭૫૯માં શદાશીવ રામચંદ્રે ધ્રાંગધ્રાના રાજા પાસે ખંડણી માગી. રાજા કિલ્લામાં પેસી ગયો. આખરે મરાઠાઓએ તેને કેદ પકડયો અને ૧૨૦૦૦૦ રૂપીયા લીધા વગર છોડવા ના પાડી. ઇ. સ. ૧૪૦૩–૧૫૩૦ એ દરમિયાન ગુજરાતના સુલતાનોએ અહમદનગર, ( દક્ષિણ ) બુરાનપુર, વરાડ, ગોંવલકોંડા અને બીજાપુરના રાજ્યકર્તાઓ પાસેથી ખંડણી લીધી. ઇ. સ. ૧૪૧૩–૧૪ × માં અમહદશાહે અસાવલના આશાભીલ ઉપર હુમલો કરી તેને હરાવી તે ગામનું નામ બદલી પોતાના નામ ઉપરથી તે ગામનું નામ અમદાવાદ પાડયું. ઇ. સ. ૧૪૫૪માં કુતબુદ્દીન શાહે હોજીકૂત્બ અથવા કાંકરીયું એ નામનું તળાવ અમદાવાદની દક્ષિણે એક માઇલ પર બંધાવ્યું. સુલતાન મહમદશાહે અમદાવાદથી દક્ષિણે ૧૮ માઇલ ઉપર વાત્રક નદીના કિનારે ઇ. સ. ૧૪૭૯ માં મહમુદાબાદ વસાવ્યું.

આ સ્થળો નક્કી કરવાનું કારણ શોધીએ તો એટલુંજ જણાય છે કે બાદશાહી મુકામ નજીકનો મુલક જલદી સર કરી શકાય. ઈ. સ. ૧૭૪૧ માં ફીદાઉદીનખાને મહીકાંઠા એજન્સીમાં આવેલા બાવીસી જીલ્લાના ડભોડાના કોળીઓ પાસે ખંડણી માગી પણ એમણે તોફાન મચાવાથી, ડભોડા ગામ બાળી નાખ્યું; ત્યાં થાણું મૂકી સાડંબા, વાડાસિનોર અને ઠાસરે ગયો.

મુસલમાન બાદશાહોના વખતમાં થતી મુલકગીરી દરમિયાન દક્ષિણમાં શિવાજી નામે બહાદુર અને નામાંકિત પુરૂષનો ઉદય થયો. શિવાજીને મોગલો સાથે દુશ્મનાવટ ચાલતી હતી તેથી તેના પ્રદેશની ઉપજમાંથી જેટલું લશ્કર તે રાખી શકે તે કરતાં વધારે લશ્કર રાખવાની જરૂર પડી. શિવાજી નાશિક જાત્રા કરવા જવાને બહાને ૪૦૦૦ વીણી કાઢેલા સ્વાર સાથે લઈ દક્ષિણથી ઉપડયો અને ઇ. સ. ૧૬૬૪ માં શિવાજીએ સુરત લુંટયું. અને અમદાવાદના સુબેદારની ફોજ મદદ કરવા આવે તે પહેલાં શિવાજી લૂંટ સાથે પોતાના રાયગઢના કિલ્લામાં જતો રહ્યો. જ્યારે આ લૂંટની વાત સુબા મહાબતખાનના જાણવામાં આવી ત્યારે તે શિવાજીની પુંઠ પકડવા સુરત આવ્યો. તેની સાથે સાણંદનો જાગીરદાર જગમાલ, ધોળકાનો હાકેમ, ઇડરનો સરદાર સાદીમલ તથા હાકેમ સૈયદ હુસનખાન, કડીના બસેં મોટા જાગીરદાર સાથે મહમદ અબીદ, ડુંગરપુરનો રાજા, વઢવાણનો સબળસિંગ, ઝાલાવાડના સરદારો, માંડવાનો મીયાં લાલ, અહમદનગરના તાબાના એલાવનો ઠાકોર, ઘોડાસરનો પૃથ્વીરાજ અને બેલપાડનો ઠાકોર એ વગેરે પોતપોતાના સરંજામ સાથે મહાબતખાનની મદદમાં હતા; પરંતુ સુરત આવતાં ખબર પડી કે શિવાજી દક્ષિણ ગયો છે તેથી સુરતમાં ત્રણ માસ મુકામ રાખી તે તરફના જમીનદારો પાસેથી ખંડણી લઇ મહા-

× આ સાલ શક ભરેલી છે. ફરીસ્તા ૧૪૧૨ની સાલ આપે છે અને મૈની અકબરી ૧૪૧૧ ની આપે છે.

બતખાન **અમદાવાદ** પાછો આવ્યો. ઇ. સ. ૧૬૭૦ માં **શિવાજી** ૧૫૦૦૦ માણસ સાથે **સુરત** ઉપર બીજીવાર ચઢી આવ્યો અને ઇંગ્રેજી કોઠીવાળા તેની સામે થયા છતાં ત્રણ દિવસ સુધી **સુરત** લૂંટયું અને લૂંટનો માલ લઇ ચાલ્યો ગયો. જે દેશ તેઓ લૂંટે તેને પોતાનો ખંડીયો ગણવો એ મરાઠાઓની રીત હતી અને એ રીતને અનુસરીને **શિવાજીએ** **સુરત** ઉપર પોતાનો ૧૨૦૦૦૦૦ રૂપીયાનો દાવો બતાવ્યો હતો.

ઇ. સ. ૧૬૯૯ માં પેશ્વા **બાલાજી** એ ગુજરાત અને **બાગલાનમાંથી** મરાઠાઓના હક્ક ઉઘરાવવાનું કામ શેનાપતી **ખંડેરાવ** ડાભાડે ને સોંપ્યું હતું. **નિઝામ** ઉલ મુલ્ક સાથે થયેલી **બાલાપુરની** લઢાઇમાં **દામાજી** ગાયકવાડ નામના **ખંડેરાવ** ડાભાડેના તાબાના એક અમલદારે કેટલી બધી બહાદુરી બતાવી કે ડાભાડેએ તેનું નામ **શાહુરાજા** આગળ રજુ કરી તેની કદર કરવા ભલામણ કરી. **શાહુરાજાએ** **દામાજી** ગાયકવાડને શમશેર બહાદુરનો ખિતાબ આપી ફોજમાં ડાભાડેથી બીજે હોદ્દે ચઢાવ્યો. **વડોદરામાં** રાજ્ય કરનાર ગાયકવાડ કુળનું નામ પહેલ વહેલું આ વખતે મોખરે આવેલું જણાય છે. થોડા દિવસે **દામાજીરાવ** ગુજરી ગયા અને તેમની જગ્યા તેમના ભત્રીજા **પીલાજીરાવને** મળી.

ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપક **પીલાજીરાવ** છે. **પુના** પાસે દાવડી ગામ જે ગાયકવાડ સરકારનું મૂળ સ્થાન છે, તેની તથા બીજાં કેટલાંક ગામની પટલાઇ તેમને, સેનાપતિ સાથે નોકરીમાં જોડાતા પહેલાં મળી હતી. **પીલાજીરાવને** પ્રથમ ૪૦-૫૦ ઘોડેસ્વારના ઉપરીપણાની જગા મળી હતી અને ખાનદેશમાં આવેલા **નવાપુરમાં** પહેલાં તેમણે પોતાનું થાણું કર્યું હતું; અને તે પછી **સોનગઢના** ડુંગર ઉપર થાણું રાખવામાં આવ્યું હતું તથા **સોનગઢને** ફરતો કિલ્લો બંધાવ્યો હતો. **ઈ. સ. ૧૭૩૪ માં શેરખાન બાબી પાસેથી વડોદરા લઈ લીધું. ત્યારથી આજ પર્યંત વડોદરા ગાયકવાડ સરકારને તાબે છે.** કેટલીક લડાઇઓ પછી **પીલાજીરાવ** કંથાજી કદમની ચોથમાં અરધના ભાગીયા થઇ પડયા અને તેની તકરારમાં એવું નિરાકરણ થયું કે " **મહીનદીની** પુર્વ તરફની ચોથ **પીલાજીરાવ** ગાયકવાડ લે અને પશ્ચિમ તરફની કંથાજીરાવ લે. **પીલાજી** ગાયકવાડને પાછળથી શમશેર બહાદુરના ઇલ્કાબ ઉપરાંત શેના ખાસખેલ " ની પદ્દી વધારી આપી. આ વેળા એવો ઠરાવ થયો કે ગુજરાતની ઉપજનો અરધો ભાગ **પીલાજીરાવ** ગાયકવાડ પેશ્વાની મારફત **સતારાના** મહારાજાને આપે અને ગુજરાત તથા **માળવામાં** એક બીજાની જાગીરોમાં કોઇ હાથ ઘાલે નહિ, ગુજરાતનો વહીવટ **ત્ર્યંબકરાવ** ડાભાડે ગુજરી જવાથી તેના બાળપુત્ર **જસવંતરાવ** વતી **પીલાજીરાવ** કરે એમ ઠર્યું. આ ઠરાવથી **પીલાજીરાવનો** ગુજરાતમાં પ્રવેશ થયો. આગળ જતાં **પીલાજીરાવે** મુસલમાનોનો ઘણો મુલક જીતી લીધો. એમને ગુજરાતના સુબેદાર **જોધપુરના** **મહારાજા** **અભેસિંહજીએ** ઇ. સ. ૧૭૩૨ માં દગાથી ડાકોરમાં મારી નંખાવ્યા.

**પીલાજીરાવના** મરણ પછી એમના પુત્ર **દામાજીરાવ** મુલકમાં ફેરી કરવા લાગ્યા. એમણે ગુજરાત અને કાઠીયાવાડમાં ચઢાઇઓ કરવા માંડી ઇ. સ. ૧૭૨૩ માં ગુજરાતમાંથી ચોથ અને સરદેશમૂખી મરેઠાઓએ પહેલ વહેલી નિયમીત રીતે લેવા માંડી. ઇ. સ. ૧૭૨૮ માં પેશ્વાને સરદેશમૂખી અને ચોથનો હક્ક મળ્યો. ઇ. સ. ૧૭૩૫ પછી ગાયકવાડ અને પેશ્વાએ એક સાથે મળી દેશ લુંટવા માંડયો. સને ૧૭૪૦ માં **સોરઠથી** પાછા આવ્યા પછી **અમદા-**

વાદમાં પોતાનો નાયબ મૂકી તેઓ દક્ષિણ ગયા. સને ૧૭૪૧ માં મરાઠાઓએ **ભરૂચને** ઘેરો ઘાલ્યો અને એજ વરસમાં ધોળકાની લડાઇમાં મરાઠાઓની હાર થઈ. ઈ. સ. ૧૭૪૭ માં ગાયકવાડને **સુરતની** ઉપજનો ત્રીજો હિસ્સો મળ્યો. ઇ. સ. ૧૭૫૪ માં મરાઠાઓએ **ખંભાતને** ઘેરો ઘાલ્યો અને તે પછી ૨૭ મી ફેબ્રુઆરી સને ૧૭૫૮ ના રોજ મરાઠાઓએ ફરીથી **અમદાવાદનો** કબજો લીધો.

આ પ્રસંગે એવું જાણવાની ઉત્કંઠા થાય કે પેશ્વા કોણ અને ક્યાંથી આવ્યા ત્યારે તે હકીકત જાણવી જરૂરની ધારી, એ તરફ નજર કરીએ તો જ્યારે સને ૧૬૭૪ ના જુન માસની ૬ઠી તારીખે **રાયગઢમાં શિવાજી** છત્રપતિનો રાજ્યાભિષેક થયો× ત્યારે **શિવાજીએ** પોતાના રાજ્યમાં જુદાં જુદાં ખાતાં ઉપર ખાતાવાર દિવાન નિમ્યા હતા તેમાં મુખ્ય દિવાન વાર્ષિક ૧૫૦૦૦ હોન પગાર આપવાના ઠરાવથી નિમવામાં આવ્યો હતો. **શિવાજીને** શરૂઆતથી ફારસી ભાષાનો ઘણો શોખ હતો. તેથી રાજભાષા ફારસી રાખી હતી. દિવાનને ફારસી ભાષામાં પેશ્વા કહેવામાં આવે છે તેથી તે વખતના દિવાનને પેશ્વાના નામથી ઓળખવામાં આવતા હતા. **શિવાજીએ** એવો ઠરાવ કર્યો હતો કે દિવાનગીરી **પેશ્વાઈ** કોઇ વખત કોઇને વંશપરંપરા આપવી નહિ. એટલું છતાં **શિવાજીના** પૌત્ર **શાહુરાજાએ** તે વખતના **પેશ્વાને** વંશપરંપરાની **પેશ્વાઇ** બક્ષિસ કરી. વળી પોતે આળસુ અને રંડીઓમાં મશગુલ રહેતો હોવાથી તે વખતના **પેશ્વા બાજીરાવને** તેણે સ્વતંત્ર રીતે રાજ્યની લગામ સોંપી દીધી.

**બાજીરાવના** હાથમાં રાજ્યનો વહીવટ આવ્યા પછી તેણે દરેક લડાઇઓ અને તહનામાં પોતાના નામથી કર્યાં એટલુંજ નહિ પણ **શિવાજી** અથવા તેના વંશજોનું નામ નિશાન રાખ્યું નહિ. એજ પેશ્વાના વખતમાં ગાયકવાડની ચઢતી થઇ તે એટલે સુધી કે પેશ્વાની બરોબરી એ ગાયકવાડનું રાજ્ય આવ્યું તોપણ પેશ્વાને લાંબી મુદત સુધી ગાયકવાડને ખંડણી આપવી પડી હતી. વળી અગાઉના વખતમાં સેના ખાસખેલ તથા સમશેર બહાદુરના જે ઇલ્કાબો અગાઉના રાજ્યકર્તાઓને મળ્યા હતા તે ઇલ્કાબો તે પછીના ગાદીએ આવનારાઓને જારી રાખવા માટે ગાયકવાડના કુટુંબીઓને લાખો રૂપીયાના નજરાણાં પેશ્વાને આપવાની જરૂર પડી હતી.

હવે પેશ્વા દિવાન મટી સરકારના નામે ઓળખાવા લાગ્યા અને પેશ્વા અને ગાયકવાડ વચ્ચે ગુજરાત દેશ સરખે ભાગે વહેંચાઇ ગયો તેની વહેંચણી નીચે મુજબ થઇ.

**પેશ્વાનો ભાગ‡**

સુરત અઠાવીશી પૈકી **હાંસોટ, અંકલેશ્વર, ઓરપાડ, સરભોડ, સુપા, પાંચોટ, વલસાડ, બુતસર, પારનેરા, વાંસદા, બુહારી, બારડોલી, બાલવડ,** અને **જકાત. કિંમત** સ્વરાજ ૮૧૫૫૦૦ **તથા મુગલાઇ** ૮૮૨૦૦ કુલ ૯૦૩૭૦૦ તેમજ રેવાકાંઠા **અને મહીકાંઠા** વચ્ચે ડભોઇ, દહાજબરે, **જંબુસર, સાવલી, આમોદ,** અને **બહાદરપુર** રૂા. ૭૧૫૦૦૦ **તથા મહી નદીની** ઉત્તરે દશક્રોઇ, **બોરસદ,** ધંધુકાનો અર્ધોભાગ **ખંભાતની** જકાતનો **થોડો ભાગ, થામણા, મહેમદાવાદ અને વિરમગામ** રૂા. ૮૫૦૦૦૦ કુલ એકંદર ૨૪૬૮૭૦૦.

---

× મરેઠી રીયાસત પૃ. ૫.

‡ **વડોદરા રાજ્યનો ઇતિહાસ ૧૯૨૬ પૃ. ૫૦-૫૧.**

### ગાયકવાડનો ભાગ.

વસઈ ૬૪૦૦૦. માંડવી ૩૦૫૦૦. તારકેશ્વર ૬૫૦૦. કામરેજ ૪૪૦૦૦. ચોર્યાસી ૧૩૭૫૦૦. બલેસર ૮૫૦૦૦. કડોદ ૫૦૦. ટેંબા ૫૦૦. તેલડી ૭૨૫૦૦. મરોલી ૪૨૫૦૦. ગલા ૫૯૦૦૦. નવસારી ૧૭૦૦૦. ગણદેવી ૬૫૦૦૦. બીસનપુર ૧૨૦૦૦. મહુવા ૪૧૦૦૦. અનાવલ ૩૦૦૦. ખડકે ૩૦૦૦. પાત મહાલી ૬૦૦૦. નસવેત ૩૦૦૦. રાજપીંપળા (પાંચ પ્રાંતસહીત) ૭૦૦૦૦. કુલ ૭૬૨૫૦૦ તથા પાંચ પ્રાંતોમાંથી (પંચમહાલમાંથી) આવતી જકાતમાં ૩૩૦૦૦. બ્યારામાંથી આવતી જકાત ૧૨૦૦૦. તથા રેવાની ઉત્તરે અને મહી નદીની દક્ષિણે આવેલા પ્રાંતોમાં જકાત સહીત. વડોદરા ૫૦૦૦૦૦. ભરૂચ ૨૨૫૦૦૦. કોરલ બંદર ૪૦૦૦૦. વાઘોડીયા ૨૫૦૦૦. સંખેડા ૨૫૦૦૦. કુલ ૮૧૫૦૦૦. તથા મહી નદીની ઉત્તરે રાસ્તી મહાલોમાં દશક્રોઇ પરગણું અને અમદાવાદની હવેલી અર્ધો અમદાવાદ શિવાય ૧૦-૦૦૦. અર્ધું પેટલાદ થાણા સહીત ધોળકા ૨૫૦૦૦૦. માતર ૫૦૦૦૦. નડીયાદ ૭૫૦ ૦. મહુધા ઉમરેઠ સાથે ૭૫૦૦૦. કુલ ૮૫૦૦૦. કુલ એકંદર ૨૪૭૨૫૦૦. આ ઉપરાંત ગાયકવાડને પોતાના કુટુંબના પોષણાર્થે સુરત અઠાવીશીમાં રૂ. ૩૦૦૫૦૦. ની કિંમતનાં નીચે મુજબ પરગણાં મળ્યાં હતાં. બ્યારા, ટેંબા, કડોદ, મોતા, કસા, રણોર, ચીખલી, વનવાડા, ધામેડ, વરીયાવ, સીનોર, અને તિલકવાડા.

આ પ્રકારની જુદા જુદા વખતે ઘણી વહેંચણીઓ થયા પછી ગાયકવાડ અને પેશ્વાનું લશ્કર પોત પોતાના મુલકમાં ખંડણી ઉઘરાવવા ફરતાં હતાં અને પોતાની શક્તિ પ્રમાણે કઢાવી શકાય તેટલી રકમ કઢાવતા. આ પ્રસંગે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે એક રાજ્યનું લશ્કર પોતાની ખંડણી ઉઘરાવવા પોતાના મુલકમાં નિકળે તે વખતે રસ્તામાં બીજા રાજ્યનો મુલક આવે અને રસ્તે ચાલતાં ત્યાં મુકામ કરવાની જરૂર પડે તો બીજા મુલકમાંથી તેઓ પોતાનાં ઘોડાં સારૂ ઘાસ અને ચંદી બળાત્કારે વસુલ લેતા અને જેઓ એક વખત આપે એટલે બીજા વરસે તેની પાસેથી એજ પ્રમાણે ઘાસચંદીનો લાગો લેતા. જે હક્કને ઘાસ-દાણા નામ આપવામાં આવ્યું છે. એટલે જે જગ્યાએથી હાલ ઘાસદાણાની રકમ વસુલ લેવામાં આવે છે તે ખરેખરી ખંડણી અથવા પેશકશી અથવા ટ્રીબ્યુટ નથી પરંતુ એ રકમ ઘોડાંની ઘાસચંદી બદલની છે. જ્યારે બંદોબસ્ત થયો ત્યારે એ રકમ પણ મુકરર કરવામાં આવી ને હાલ વસુલ લેવામાં આવે છે એટલે એ રકમ ટ્રીબ્યુટ જેવી થઇ ગઇ છે.

હવે મહાન વિષય એ રહે છે કે આ બધી હાલની સુખશાન્તિ મેળવી આપનાર અને દેશ ઉપર વિજય વાવટો ફરકાવનાર અંગ્રેજ એ કોણ અને ક્યાંથી આવ્યા એ જાણવું જરૂરનું છે. ગુજરાત સાથે અંગ્રેજ લોકોનો પહેલવહેલો સંબંધ સૈયદ મૂર્તજાની સુબેદારીના વખતમાં થયો. ઇ. સ. ૧૬૦૮ માં તેણે કેપ્ટન હોકીન્સને સુરતમાં માલ વેચવાની પર-વાનગી આપી. એ ઉપરથી સુરત સાથે વેપાર કરવાને ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ ૧૬૧૧ માં વહાણો મોકલ્યાં. ૧૬૧૨-૧૩ માં અંગ્રેજોએ સુરતમાં કોઠી ઘાલી. ૧૬૧૫ માં સર ટૉમસ-રોએ ભરૂચ, ખંભાત અને ઘોઘામાં કોઠીઓ ઘાલવાનો જહાંગીર બાદશાહનો પરવાનો મેળવ્યો, એટલુંજ નહિ પણ ૧૬૧૮ માં બીજા પણ કેટલાક હક્ક મેળવ્યા. આ સિવાય કેટલાક સ્થળે અંગ્રેજોએ વેપાર શરૂ કર્યો અને સને ૧૭૫૧ સુધી તેઓનું લક્ષ-માત્ર વેપાર તરફ હતું; પરંતુ ત્યારબાદ તેઓ રાજ્ય ખટપટમાં પડયા અને સન ૧૭૫૯ માં સુરતના

કિલ્લાનો કારભાર તેમને હસ્તક આવ્યો. સુરતની સત્તા અંગ્રેજ લોકોના હાથમાં આવેલી હોવાથી તેમણે સને ૧૭૭૧ માં ભરૂચ સામે ફોજ મોકલી અને છેવટ ૧૭૭૨ ના નવેમ્બરની ૧૮ મી તારીખે અંગ્રેજોએ ભરૂચ તાબે કર્યું.

+અંગ્રેજોનું લક્ષ બિન્દુ વેપાર લાઇન ઉપરથી ફરી રાજ્ય વહીવટ તરફ વળ્યું તેના પરિણામે એમણે કયા કયા મુલકો કોની પાસેથી કયારે મેળવ્યા એની સવિસ્તર વિગત વિસ્તારથી આ પુસ્તકના ૮ મા પ્રકરણમાં આપેલાં તહનામાં ઉપરથી જણાઇ આવે છે એટલે આ સ્થળે એ સંબંધીનું લંબાણ વિવેચન કરવું એ બીન જરૂરીયાત હોઇ અંગ્રેજોના ગુજરાતના સમાગમ તરફ દ્રષ્ટી કરવી યોગ્ય છે.

**મુલકગીરી વખતે દેશની સ્થિતિ.**

પેશ્વાએ અમદાવાદનો ઇજારો ગાયકવાડને આપ્યો હતો તેથી ગુજરાતનો ઘણોખરો મુલક ગાયકવાડને કબજે હતો તેથી એમનું લશ્કર ખંડણી ઉઘરાવા નીકળતું હતું તે ઘણા ભાગમાં થઇ મુસાફરી કરતું હતું અને ઘાસ-દાણો ઉઘરાવતું અને જે મુલક કબજે આવેલો ત્યાંથી ખંડણી ઉઘરાવતું. તેજ પ્રમાણે પેશ્વાનું લશ્કર કાઠીયાવાડ અને બીજા ભાગોમાં જતું. તે દરમિયાન એમના તરફનું સંકટ પણ રૈયતને વેઠયા વગર છુટકો ન્હોતો. વળી નજીકના મેવાસીઓની લૂટફાટનું તો કંઇ કહેવાનુંજ ન્હોતું. મરાઠાઓ કાઠીયાવાડમાં દાખલ થયા તે વખતે ત્યાંની વસ્તિ મોટે ભાગે “ભુમિયા” ( જમીનદાર ) અને રૈયત ( ખેડૂત ) લોકોની બનેલી હતી.

ભૂમિયો એકજ ગામનો મુખી રહેતો અથવા તો ઘણાં ઘણાં ગામો ઉપર સ્વતંત્ર અધિકાર ચલાવી શકતો ‘રૈયત’ લાંબા વખતથી ત્યાંજ ઘર કરી રહેલા ખેડૂતોની બનેલી હતી. લગભગ બધા ભૂમિયા ઉત્તર દિશામાંથી કે વાયવ્ય ખૂણામાંથી ઉતરી આવેલા પર-દેશીઓ પાટનગર અમદાવાદથી આવેલા મુસલમાન સાહસિકો હતા. લૂટ ચલાવવાનો અને ઢોર ચોરવાનો શોખ ધરાવતા કાઠીઓ કાંઠે રહેવાથી ભાંગફોડ કરવામાં અને ચાંચિયાપણું આદરવામાં સગવડ મળતી હોવાથી કાંઠે વસવાટ કરી રહેલા મિયાણા અને વાઘેલા એ સૌ પરદેશથી આવેલા હતા. જે આગેવાન બળવાન હોય તે પૂરતી સંખ્યામાં અનુયાયીઓ ભેગા કરીને પોતાના નબળા પાડોશીઓને સતાવતો. આખરે તેવા પાડોશીઓ તેની સાથે સલાહ કરતા, અને પોતાની જાતને બચાવવાના હેતુથી તેમજ બીજા લોકોની લૂટમાંનો પોતાનો ભાગ પડાવવાની દાનતથી તેઓ તેનું શરણ લેતા. વિસ્તાર પામતા એકાદ નાના રાજ્યમાં ઘણું ખરૂં એવું બનતું કે, રાજાના સંબંધી ‘ભાયાતો’ એટલી બધી લાગવગવાળા થઇ પડતા કે, આખરે તેઓ પોતે કંઇક અંશે સ્વતંત્ર થઇ બેસતા. આવાં રાજ્યોના રાજ-કારભારનો પાયો આમ લૂલો હોવાથી, કોઇ કરેલા નિયમને અનુસરીને નહિ, પણ ‘બળિયાના બે ભાગ’ એ ન્યાયે રાજ્યોના પરસ્પર સંબંધનો વ્યવહાર ચાલતો. સામાન્ય રીતે સર્વત્ર અણુવિશ્વાસનું વાતાવરણ જામી રહ્યું હતું. નબળાને ઓહિયાં કરી જઇને પોતાનું કામ પોતાના પાડોશીઓએ પોતાની માફકજ કાઢી લીધું છે. એમ દરેક ભૂમિયો સારી પેઠે સમજતો હતો. વળી પ્રસંગ આવે તેના પોતાના પ્રદેશની પણ એજ સ્થિતિ કરી મૂકવાને તે પાડોશીઓ સદા આતુર અને તૈયાર રહેતા હતા એમ પણ તે સારી રીતે સમજતો

+ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ. ૨૯૬.

હતો. પોતાની આસપાસનાં રાજ્યો વચ્ચે પોતાની અને પોતાના લશ્કરની સ્થિતિ જાળવી રાખવાને પૂરતું થઇ પડે તેટલું મહેસુલ જૂના રિવાજોના ધોરણે ઉપજાવવું એમાંજ એના રાજકારભારનું તત્વ સમાઇ રહેતું. કોઇ પરદેશી દુશ્મન ચઢી આવતો ત્યારે તેની સામે થવામાં સ્થાનિક ભૂમિયાઓ જરા પણ સહકાર કરતા નહિ. પોતાના લશ્કર સિવાય બીજા કોઇને નમતું આપવું નહિ, એમાંજ પોતાનું નાક રહે એમ મનાતું. પોતાના કુટુંબનું મન સંતોષાય તેટલું કર્યાનો સંતોષ પોતાને ન થાય ત્યાંસુધી દરેક ભૂમિયો પોતાની કને કરવામાં આવેલી માગણીની સામે થતો, અને પછી તો પોતાને કહેવામાં આવેલી શરતોને અનુસરીને તે પોતાના પાડોશીની કનેથી જોરજુલમથી નાંણાં પડાવવા દેતો અને એ રીતે તેના મુલકના ઉપર સત્યાનાશીનું મોજું ફરી વળવા દેતો.

† મહીકાંઠા એજન્સીમાં આવેલા આંબલીયારા ઉપર ગાયકવાડે હુમલો કર્યો, ત્યારે તે ૭૦૦૦ માણસના જમાવ સામે ત્યાંનો ઠાકોર ટકી રહ્યો હતો. હુમલો કરી કબજે કરવા જતાં કેટલાક કોળીઓ ભેગા થઇ સામા થયા અને તેથી હલ્લો કરનારા ઉભી પુંછડીએ નાસી છૂટયા; એટલુંજ નહિ પણ ચાર તોપો તથા તેમના સરદારોમાંના ચાર મુખ્ય સરદારો રણમાં મૂકીને હુમલો કરનાર ગાયકવાડનું લશ્કર ચાલ્યું ગયું. તેજ પ્રમાણે બીજા પ્રસંગે લવાડના માણસોએ ( જેમની સંખ્યા ૧૦૦૦ ની હતી તેમણે ) ગાયકવાડી લશ્કરનાં ૧૦૦૦૦ માણસોને એક લાંબી કોતરો વચ્ચેની નાળમાં થઇને વાત્રક નદીના ભાઠામાં ભોળવીને લેઇ ગયા. સામા કિનારાપર કોળીયોનાં થોડાં માણસોએ સામા થવાનો ડોળ કર્યો એટલામાં લશ્કરની પાછળથી છુપો હુમલો સાંકડી નાળમાં ગોળીબારથી શરૂ થયો. આખું લશ્કર એકદમ નાસી ગયું અને લશ્કરનો સરદાર પોતાના ઘોડાની ઝડપને લીધેજ મહામુશ્કેલીએ બચી ગયો. એજ રીતે સાબરમતીના કિનારે મજબુત કોતરોમાં આવેલા વરસોડા ગામે ગાયકવાડ સરકારના સવારોના ઘણા હલ્લાઓ પાછા હઠાવ્યા હતા. તેમજ ઘેરો ઉઠાવવાની તેમને ફરજ પડી હતી.

મરાઠાઓ ગુજરાતમાં દાખલ થયા તેની શરૂઆતમાંજ તેમણે સોરઠમાં પગ પેસારો કર્યો. મરેઠી લશ્કરની મુલકગીરી પદ્ધત એવી હતી કે, તેઓની મુસાફરી દરમિયાન તેમની મુસાફરીથી રૈયતને શું દુઃખ છે તેનું તેમને ભાન નહોતું. રસ્તે ચાલતાં ગમે તે ગામ આવે ત્યાં શીવરામ ગાર્દીનું થાણું અખંડ એવાતન કરીને પડતું અને મનમાનતી રકમ મળે ત્યારે જ ઉઠતું. એના માટે કહેવત પડી હતી કેઃ—" શીવરામ ગાર્દી જ્યાં પડયા ત્યાં એ માસને બાર દી. "

દરોડા પાડીને મહેસુલ ઉઘરાવવા સંબંધી આ ' મુલકગીરી ' નું મોજુ જ્યાં જ્યાં ફરી વળતું ત્યાં ત્યાં સત્યાનાશો ફરી વળતી. આવી મુલકગીરી દરમિયાન લુટફાટ, મારામારી, વગેરે થવાની ભરોંસાપાત્ર વાતો આજે પણ હયાતી ધરાવે છે. દાખલા તરીકે એમ કહેવાય છે કે, કૂચ કરતા જતા મરાઠા લશ્કરને બળતણ પૂરૂં પાડી શકાય તેટલા માટે ઘરોનાં લાકડાં આપી દેવાને સારૂ ભૂમિયાના હુકમથી કોઇ એક ગામ આખે આખું ખાલી કરવામાં આવ્યું હતું. ખરેખરા અથવા તો કહેવાતા પૈસાદાર માણસો પોતાની મિલકત સોંપી દેવાની આના-

† મુંબાઇ ગેઝીટીયર. ( કચ્છ, પાલનપુર, મહીકાંઠા ) વૉ. ૫ માં ઑનરેબલ એલ ફીન્સ્ટનની મીનીટ જૂઓ.

કાની કરતા તો તેમના ઉપર ધીમે રહીને જોરજુલમ ગુજારવામાં આવતો. યુરોપના મધ્ય-યુગના શરૂઆતના ઇતિહાસમાં ત્યાંના રાજાઓ આર્થિક મદદ મેળવવા માટે આવી પદ્ધતિનો ઉપયોગ કરતા એ કાંઇ અજાણ્યું નથી. સેનાપતિ **ખંડેરાવ** ડાભાડે અને તેના મદદગાર **દામાજી** ગાયકવાડ કાઠિઆવાડમાં **પ્રથમ મરાઠા** લશ્કર લઇ ગએલા એમ લાગે છે. **દામાજીના પુત્ર સિવાજીએ** કાંતાજી કદમે ૧૭૭૨ માં **સિરોહીના** ગોહેલોની સાથે યુદ્ધ કર્યું; પરંતુ **પિલાજીના** પુત્ર **દામાજીએજ** કાઠિયાવાડના મોટા ભાગને ખંડણી ભરતો કરી દીધો. ૧૭૫૨–૫૩ માં થએલા ભાગલાના કોલકરાર, અન્વયે આ ચઢાઇઓમાં પેશ્વાનો પણ ભાગ રહેતો તે વખતથી માંડીને અઢારમાં સૈકાના અંતભાગ સુધી પેશ્વાનાં અને ગાયકવાડનાં લશ્કર ભેગાં મળીને કાઠિયાવાડમાંથી ખંડણી ઉઘરાવતાં, અને ૧૭૯૯ થી ૧૮૧૪ સુધી ગાયકવાડ માત્ર પોતાનાજ લશ્કરની મદદથી બધી ખંડણી ઉઘરાવીને પછી તેમાંનો પેશ્વાનો ભાગ તેને સોંપી દેતા.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ઉપર જણાવેલા જુલમને લીધે મુલકગીરી ખંડણી તેના અસલ પ્રમાણ કરતાં ઘણી વધારવામાં આવી. ખરી રીતે જે ખંડણી કહેવાતી તે ઉપરાંત ઘાસદાણો અને ખરાજાત વિગેરે બીજાં ઘણાં નામથી મરાઠાઓ પૈસાની ઉઘરાત કરવા લાગ્યા. તેમાં ગાયકવાડના અમલદાર **શીવરામ** ગાર્દીની વસુલાતની તો કાંઇ હદજ ન્હોતી. ગીરાસીયાઓ ખંડણી, ઘાસદાણો, ખરાજાત અને બીજી બાબતીઓ આપતાં થાકે પરંતુ લેનાર તો આંખો મીંચીને જેટલું મોં આગળ મૂકયું તેટલું હોઇયાં કરી જાય તોપણ તે તો સદાનો ભૂખ્યોને ભૂખ્યોજ રહે. આ સ્થિતિ દેશની હતી. બીજી તરફ **ભાવનગરના** રાવળના જુલમનું કંઇ પુછવાનુંજ ન્હોતું; વળી **જુનાગઢના** નવાબની જોરતલબીનું જોર પણ જેવું તેવું ન્હોતું. તેથી એક બાજુ રૈયત ત્રાસી હતી ત્યારે બીજી બાજુ નાના જમીનદારો પણ ત્રાસ પોકારી ગયા હતા.

ખંડણી વસુલ કરવાની મરેઠાઓની રીત એવી હતી કે:– ત્રણ અથવા ચાર હજાર લુટારૂં ઘોડેસ્વારોની ટુકડીયો તોપો અથવા કાંપના સામાન વિના દેશના જે ભાગ અદ્યાપી રજપુત સરદારોના તાબામાં હતા તેમાં થઇને લુંટફાટ કરતી કુચ કરતી, અને સરદારોની કબુલ રાખવાની અથવા પોતાની અમલમાં લાવવાની શક્તિ પ્રમાણે પોતાની માગણીની રકમ નક્કી કરતી. મરેઠા સરદારોનો એવો નિયમ હતો કે બનતાં સુધી પોતાની ખંડણીની રકમ વધારવી, અથવા પોતાની પહેલાંના સરદારોની માગણીમાંથી તો પાછા હઠવુંજ નહિ, અને આ બીજા નિયમને તેઓ એટલા વળગી રહેતા કે ચડેલી ખંડણીની બાબતમાં વધારે નિયમસર શરતોથી બધી ખંડણીની સંપૂર્ણ ગોઠવણ કરવી તેના કરતાં પ્રથમના દરથી બે વર્ષની ખંડણી લેવાનું તેઓ વધારે પસંદ કરતા. તેજ પ્રમાણે બની શકે ત્યાંસુધી જરા પણ ખંડણીની ઉઘરાતની સામે થવું અને ન ચાલતાં તેમનાથી બની શકે તેટલી અનુકૂળ શરતો કરાવવી એ રજપુત સરદારોમાં આબરૂ ગણાતી. જે સરદારની પાસેથી ખંડણીની માગણી કરવામાં આવતી તેના મુલકની પાસે જ્યારે મરેઠી લશ્કર આવતું ત્યારે જમીનદારનો સામા થવાનો ઈરાદો ન હોય તો સર્વ વ્યાજબી માગણીઓ કબુલ રાખવાની જામીનગીરી આપે એવાં સાધનોની સાથે એક મુખત્યારને એકદમ મોકલવાની જમીનદારને ફરજ પડતી. તે ઉપરથી ચઢાઇ કરનાર લશ્કરના લૂંટફાટનાં કૃત્યોમાંથી તેની જાગીરનો બચાવ કરવામાં

આવતો; પણ જ્યારે તે સરદાર સામા થવાનો નિશ્ચય દર્શાવતો અથવા તો તાકીદથી સમાધાન કરવાની ઇચ્છા ન જણાવતો ત્યારે પીંઢારાઓ બધી બાજુએથી તૂટી પડતા અને ત્યારથી લશ્કરની કુચમાં દરેક જાતની લૂટ અને પાયમાલી કરવામાં આવતી. ખેતરોમાંથી તૈયાર થયેલા પાકનો ધાણ વાળવામાં આવતો, ગામડાં નિરંકુશપણે સળગાવી દેવામાં આવતાં તથા તેનો નાશ કરવામાં આવતો અને જ્યાંસુધી માગેલી ખંડણી આપવાનું સરદાર કબુલ ન કરતો ત્યાંસુધી કંઇપણ દયા બતાવવામાં આવતી નહિ.

મરાઠા સિવાય પીંઢારા તથા ગરાસીયા લોકો મારફાડ, લુંટફાટ તથા જુલમ કરવામાં બાકી રાખતા ન હતા. તેઓ ગમે તે વખત ધસી આવતા અને ગામ લૂંટી ચાલ્યા જતા. એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં પણ સલામતી ન્હોતી એકલદોકલ કોઇથી બહાર નીકળાતું નહિ અથવા સારૂં લુગડું પહેરી ફરાતું નહિ. હમેશાં સૌને પોતાની મિલ્કત છુપાવી રાખવી પડતી, સ્ત્રીઓની તથા આબરૂદારોની આબરૂ રહેવી મુશ્કેલ હતી. ઠગ લોકો અનેક પ્રકારની છેત્તરપીંડી કરી લોકોને ફસાવતા તથા મારી નાખી તેમનો માલ લૂંટી લેતા. ખાનદેશ તરફથી સને ૧૮૧૩ માં પીંઢારા નવસારી આવી કસ્બો લૂટી ચાલ્યા ગયા હતા. તેઓ જ્યારે ગામમાં ધાડ પાડતા ત્યારે અનેક પ્રકારનો જુલમ કરતા. લોકોને કાપી નાખતા, ઘરો બાળતા, સ્ત્રીઓની આબરૂ લેતા, ઘોડાઓનાં મોંઢાં આગળ અનાજની કોઠીઓનાં મોંઢાં ઉઘાડી નાખતા અને શાળ ઉપર વણવા ચઢવેલું કપડું તોડી ફાડીને ખરાબ કરી નાંખતા. એટલાથી પણ નહિ ધરાતાં નજરમાં આવે તે માલ લૂંટીને ચાલ્યા જતા.

ગરાસીયા જમીનદારોનો જુલમ આથી પણ જુદા પ્રકારનો હતો. તેઓ લોકોને છીંકતાં દંડતા એટલે કે ગમે તેવું ખોટુ બાનુ કાઢીને લોકની પાસેથી પૈસા મેળવતા અને તેમ કરી ગરાસ બંધાવી લેતા. કોઇ કોઇ વખત તો કોઇ સારા માણસના આંગણામાં ગમે તેવી ખરાબ ચીજ કે, કચરો ગરાસીયાઓ નાખી જાય. એ દુઃખ ઘરનો માલીક સહન કરે એટલું છતાં કચરો અથવા તેવી ચીજ ગરાસીયા એ નાખી હોય તે જેવીને તેવીજ સ્થિતિમાં ગરાસીયો બીજી વખત આવે ત્યાંસુધી સાચવી રાખવાની ઘરધણીને ફરજ પડતી હતી. ગરાસીયો જ્યારે પાછી લેવા આવે ત્યારે તેને તે પાછી આપવી પડતી; પરંતુ જો પાછી ન સોંપી શકાય તો ગરાસીયો તોફાન કરતો એટલે તે જે નુકશાની માગે તે આપવી પડતી. આવી સ્થિતિમાં પ્રજા ગરાસીયાઓથી પણ તદન ત્રાસી ગયેલી હતી.

**બ્રિટિશ સરકારની દરમિયાનગીરી અને બંદોબસ્ત.**

છેલ્લા કોલકરારોના આધારે બ્રિટિશ સત્તા રાણપુર, ઘોઘા અને ધંધુકામાં સ્થાપન થયાને થોડી વાર થઇ નહિ- એટલામાં ગોહેલવાડ અને સોરઠના કેટલાક નાના રાજાઓએ વડોદરાના રેસિડેન્ટને સને ૧૮૦૪ માં અરજ કરી મુલકગીરીની સામે થવાને મદદ માગી. તેઓએ જણાવ્યું કે જો અમારા અને અમારા કુંટુંબના હક્ક જાળવી રાખો તો અમારાં રાજ્ય બ્રિટિશ સરકારને આપી દઇશું. તેમણે જે શરતો જણાવી તે બ્રિટિશ સરકારને તે વખતે પસંદ પડે તેવી ન્હોતી તોપણ એ નાના રાજાઓની અરજ ઉપરથી એટલી અસર થઇ કે કાઠીયાવાડની હાલત તરફ મુંબાઇ સરકારનું ધ્યાન ખેંચાયું અને છેવટ સને ૧૮૦૭ ના એપ્રીલ મહિનાની ત્રીજી તારીખે વડોદરાના રેસીડેન્ટ કર્નલ વૉકરને કાઠીયાવાડ સંબંધી તપાસ કરવા જવાને હુકમ આપવામાં આવ્યો અને ખંડણી સંબંધી ગોઠવણ કરવાની ધારણા જણાવી.

એજ અરસામાં મોરબીના રાજમાં એક ઠેકાણે વિઠ્ઠલરાવની ફોજ પડી હતી ત્યાં થોડીક બ્રિટિશ ફોજ સાથે તેને મદદ કરવાને કર્નલ વૉકર ગયો. ગાયકવાડ તરફથી વિઠ્ઠલરાવે અને બ્રિટિશ સરકાર તરફથી કર્નલ વૉકરે એકેકી યાદી કાઠીયાવાડના સઘળા રાજાઓને મોકલી. આ સંબંધમાં બ્રિટિશ સરકાર કયા નાતાથી ભાગ લે છે તે સ્પષ્ટ જણાવેલું ન્હોતું. વિઠ્ઠલરાવે પોતાની યાદીમાં એમ જણાવ્યું હતું કે અમારી મદદે બ્રિટિશ સરકારની ફોજ આવી છે તોપણ જો તમારી મરજી હોય તો ખંડણી સંબંધી યોગ્ય ઠરાવ કરી આપીશું. કર્નલ વૉકરની યાદી વધારે લાંબી, વધારે સ્પષ્ટ અને જાણે પોતે વધારે સત્તાવાન હોઈ રાજાઓનો બચાવ કરવા આવ્યો હોય, એવી મતલબની હતી. પણ એટલા ઉપરથી ખંડણીની બાબતમાં બ્રિટિશ સરકાર કેવી રીતે કામ કરવા ધારે છે એ સમજવાને જમીનદારો શક્તિવાન ન્હોતા. બ્રિટિશ સરકારની વર્તણૂંક ખરેખર સ્વાર્થ વિનાની છતાં તાલુકદાર લોકો તેમના વિષે તેવો વિચાર કરવા લાગ્યા એ બાબત કર્નલ વૉકર પોતાના રિપોર્ટમાં લખે છે કે તાલુકદારો ઉપર મોકલેલા સરક્યુલર પત્રમાં લખેલી વાત સાચી છે એમ તેઓને લાગ્યું નહિ, અને ફોજ આગળ વધવા લાગી તેમ તેઓ તરેહવાર કહેણ કરાવવા લાગ્યા, તેથી સર્વના વિચાર જણાઇ આવ્યા કેટલાકોનો વિચાર લૂંટ કરવાનો અને તેવી લૂંટમાં ફોજને મદદ કરવાનો જણાવ્યો. વળી કેટલાકોએ કચ્છને સિંધ ઉપર એકઠા મળીને લૂંટફાટ કરવાનો અભિપ્રાય આપ્યો. કેટલાક એમ સમજ્યા કે ગાયકવાડનો હક્ક યુક્તિથી ખસેડી દઇને બ્રિટિશનો હક્ક સ્થાપી દેવાનો અમારો વિચાર છે, તેથી કંપનીની સત્તા પાળવાની ઘણીજ ખાત્રીપૂર્વક ઇચ્છા બતાવવા લાગ્યા, અને ગાયકવાડની સત્તા નહિ માનવાનો પ્રયત્ન કરતા જણાયા, તેમજ ગાયકવાડના પ્રમાણિકપણા ઉપર શક ઉત્પન્ન થાય એવી દગાઇ ભરેલી યુક્તિઓ કરવા માંડી. આવા તેઓના પ્રયત્નોની સામે તૈયાર થઇ રહે-વાની અને તેઓને તરતજ તોડી પાડવાની અગત્ય હતી. તેથી એમના મનને ખાસ ઉત્તમ અસર પેદા થાય એ તજવીજ કરવાની હતી.

ગાયકવાડની ફોજના સેનાપતિ વિઠ્ઠલરાવ દિવાને કર્નલ વૉકરને તેના પ્રયત્નમાં સારી મદદ કરી તેથી તરતજ ભુમીયાઓના મનને વિશ્વાસ આવવા માંડ્યો. એટલામાં કંદોરણાનો કિલ્લો તેના માલીક પાસેથી નવાનગરના જામે લઇ લીધો હતો તે બ્રિટિશ ફોજે પાછો લઇ તેના ધણીને સ્વાધિન કર્યો. આ બનાવ ઉપરથી ભોમીયાઓના વિચાર બીલકુલ બદલાઇ ગયા અને બ્રિટિશ સરકાર વ્યાજબીપણે વર્તી આપણને ન્યાય આપશે એમ ધારવા લાગ્યા.

કર્નલ વૉકરે જે તજવીજ કરી હતી તે ઉપરથી તેનું ધારવું એવું હતું કે ૨૯ મુખ્ય ઠાકોરો સાથે કરાર કરવો પડશે અને બાકીના ભાયાતોનો સમાવેશ તેમનામાં થઇ જશે; પણ ખંડણીની બાબત જ્યારે સારી પેઠે તપાસ કરવામાં આવી ને ભાયાતોના હક્ક જાણી લેવામાં આવ્યા ત્યારે તેને માલુમ પડયું કે ખંડણીની બાબત ઓછામાં ઓછા ૧૫૩ રાજા સાથે જુદા જુદા કરાર કરાવી લેવાની જરૂર છે. છેવટે એક મુખ્ય ધોરણે બધા સાથેના કરાર નક્કી કરી નાખવામાં આવ્યા. પાછલી વસુલ થયેલી રકમો બારીકાઇથી તપાસી લખ્યા. ખરાજાતમાં ઘણોજ ઘટાડો કરી પ્રત્યેક ભોમીયાની ખંડણીનો આંકડો નક્કી કરવામાં આવ્યો. ખંડણીની કબુલત સાથે સારી ચાલના પણ જામીન લેવામાં આવ્યા. ખંડણી મુકરર કરવાનો સબબ એટલોજ હતો કે જ્યારે ત્યારે ફોજને આખા પ્રાંતમાં લઇ જવાની જરૂર પડે નહિ; ને ખંડણી ભરનારા પાસેથી જબરજસ્તીથી વધારે લેવામાં આવે નહિ.

એ પ્રમાણે બે કરાર થયા ત્યારે ગાયકવાડ સરકારે ભોમીયાને એવો પરવાનો લખી આપ્યો કે ઠેરવેલી ખંડણી કરતાં તેની પાસેથી વધારે લેવામાં નહિ આવે. એ પરવાના ઉપર બીજી સહી બ્રિટિશ સરકાર તરફથી કર્નલ વૅાકરે કરી. મુકરર કરેલી ખંડણી દર વરસે ભરી દેવાને રાજાએ કરી આપેલો લેખ જેમ હમેશ વાસ્તે હતો તેમ બ્રિટિશ સરકારની જામીની પણ હંમેશને માટે હતી. ખંડણીનો આંકડો જો કે હંમેશને વાસ્તે ઠરાવેલો હતો તોપણ તે ભરવાનું જામીનખત દશ દશ વરસે નવું કરાવી લેવાનું ઠર્યું હતું.

એ પ્રમાણે બ્રિટિશ રેસીડેન્ટની દરમિયાનગીરીથી ખંડણીનો બંદોબસ્ત કરવાનું કામ ઘણી સારી રીતે પાર પડયું. જુલમ ભરેલી રીતે પૈસા કઢાવવાની રીત નાબુદ થઇ અને ખંડણીનો દર મુકરર થયો તેથી કાઠીયાવાડના તાલુકદારો રાજી થયા.

૧૮૦૪ માં પેશ્વાએ ગાયકવાડને દશ વરસના ઇજારો આપેલો તેની મુદતમાં આ વખતે સાત વરસ બાકી હતાં. તેથી આ વખતે કાઠીયાવાડની ખંડણી સંબંધી કરેલી નવી ગોઠવણની વાત પેશ્વાને જણાવવામાં આવી નહોતી. ૧૮૧૫ માં જ્યારે પુનાનો રેસીડેન્ટ ગાયકવાડને ફરીથી ઇજારો આપવાની તજવીજ કરતો હતો ત્યારે તેણે તૈયાર કરેલા ખરડામાં કાઠીયાવાડની ખંડણીનો નવો આંકડો પેશ્વાને બતાવ્યો. આ ખરડામાં એક વિલક્ષણ ભૂલ એ થઇ કે દશ વરસની મુદત માત્ર જામીનખતને માટે હતી તેને બદલે એમ લખાઇ ગયું કે દર દશ વરસે ખંડણીની નવી વ્યવસ્થા કરવાની છે. એ ઉપરથી પેશ્વા એ પોતાના તરફથી ખરડો રજુ કર્યો તેમાં એવી માગણી કરી કે દશ વરસની મુદત પૂરી થયા પછી કાઠીયાવાડની ખંડણીમાં વધારો કરી આપવો. વળી તેણે એવું માગણું કર્યું કે ખરાજાત બાબત ગાયકવાડે કેટલુંક વધારે ઉઘરાવ્યું છે તે પાછુ આપવું અને એમ માની લીધું કે કાઠીયાવાડના રાજાઓની ખંડણી આપવાને બ્રિટિશ સરકાર જામીન થયેલી છે. આ ખરડો પુનાના રેસીડેન્ટે કબુલ રાખ્યો નહિ અને બીજા ખરડા તૈયાર થતા હતા. એટલામાં ગંગાધર શાસ્ત્રિનું ખુન થયું; ને ૧૮૧૭ના જુનના કોલકરાર થઇ ગયા તેથી ગાયકવાડને પેશ્વાના હકનો ઇજારો અપાવવાની તજવીજ કરવાનું કંઇ કારણ રહ્યું નહિ.

૧૮૦૪ નો ઇજારો પુરો થયા પછી રાજાઓના માંહોમાંહેના ટંટાને લીધે તથા બાજીરાવના કારભારીઓની ઉશ્કેરણીને લીધે રાજાઓ ખંડણીની કે સારી ચાલની બાબતમાં ૧૮૦૭ના કોલકરાર પ્રમાણે ચાલ્યા નહિ. એ ઉપરથી ગાયકવાડ તથા બ્રિટિશ એ બંનેની ફોજે સાથે ચઢાઇ કરી. કાઠીયાવાડ સંબંધી કામકાજમાં પેશ્વા વારંવાર ડખલ કરતો તે નહિ કરવાને તેને વારંવાર જણાવવામાં આવતું, તે ઉપરથી પેશ્વાએ પોતાના તરફની ખંડણી ઉઘરાવવાનું માંડી વાળ્યું અને એમ જણાવ્યું કે તે ઉઘરાવી આપવાની જવાબદારી ગાયકવાડ તથા બ્રિટિશ સરકારને માથે છે. પછી તેણે લશ્કરી ખર્ચના બદલામાં કાઠીયાવાડની ખંડણી બ્રિટિશ સરકારને આપી દીધી. ૧૮૧૯ માં પેશ્વાઇ ગઇ ત્યારે પેશ્વાનો મુલક તથા ગુજરાતમાંના તેના સઘળા હક બ્રિટિશ સરકારને મળ્યા; અને ૧૮૨૦ માં ગાયકવાડે બ્રિટિશ સરકાર સાથે એવી ગોઠવણ કરી કે વડોદરા તાબાનાં પરગણાં સિવાય કાઠીઆવાડની તમામ ખંડણી બ્રિટિશ સરકારના મારફતે વસુલ કરી લેવી.

કાઠીયાવાડમાં થયેલા બંદોબસ્ત પ્રમાણે મહીકાંઠાનો બંદોબસ્ત કરવા રેસિડેન્ટ કર્નલ વૅાકરને વિચાર થયો, એ વિચાર સામે સીતારામ રાવજી અને બ્રિટિશ સરકાર વિરૂદ્ધના

ગાયકવાડના બીજા સલાહકારો સામે પડયા છતાં કાઠીયાવાડમાંથી પાછા આવ્યા પછી એટલે સને ૧૮૧૧-૧૨ માં કાઠીયાવાડના ધોરણે મહીકાંઠાના ઘાસદાણાનો બંદોબસ્ત કરવામાં આવ્યો.

કાઠીયાવાડના બંદોબસ્તનો જનરલ રિપોર્ટ કર્નલ વૉકરે બહાર પાડેલો તેજ મુજબ મહીકાંઠાનો બંદોબસ્ત વડોદરા રેસીડેન્સીના ફર્સ્ટ આસીસ્ટંટ લેફ્ટેનેન્ટ કર્નલ બેલેન્ટાઇને કરેલો. તેમણે પોતાનો રિપોર્ટ તા. ૧ લી અગષ્ટ સને ૧૮૧૩ નો તૈયાર કરેલો; પરંતુ તે રિપોર્ટ કે તેની નકલ મહીકાંઠા એજન્સી, વડોદરા રેસીડેન્સી અગર મુંબાઇના સેક્રેટરીએટનાં દફ્તરોમાંથી મળી આવતી નથી અને અસલ કાગળો ન સમજી શકાય એવી રીતે ગુમ થઇ ગયેલા છે. ( જુઓ ગરાસ મિનીટ પેરા ૮૧ ) તે ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું છે કે મહીકાંઠા સેટલમેન્ટ અને કાઠીયાવાડ સેટલમેન્ટ એકજ હેતુથી અને એકજ તરેહનાં ધોરણો ઉપર રચાયેલાં છે. તેથી તેજ ધોરણે અમલ કરવો. વળી ગવર્નમેન્ટ સીલેક્સન વૉ. ૩૭ પાને ૫૦૦—૫૦૨ માં જણાવ્યા મુજબના ફારમના નમુના મુજબ કાઠીયાવાડમાં જે પ્રમાણે ફેલ જામીન ખત હમેશના મહેસુલના કરારો અને દશ વરસની મુદતનાં જામીનખત લેવામાં આવ્યાં હતાં તે ફારમો મુજબ સને ૧૮૧૧ ના સપ્ટેમ્બર માસથી તે સને ૧૮૧૪ ના મે માસ સુધીમાં મહીકાંઠાના તમામ ઠાકોરોએ જાથુને માટે મહેસુલના કરારો અને એવાં જામીનખતો વિગેરે કરી આપેલાં છે. ×

ગુજરાત પ્રાંતના વડોદરા ખાતાના ફર્સ્ટ આસીસ્ટંટ પોલીટીકલ કમીશનરને લખેલા મુંબાઈ સરકારના તા. ૧૬-૪-૧૮૩૬ ના પત્ર નંબર ૬૫૩ માં જણાવ્યું છે કે મહીકાંઠાના ટ્રીબ્યુટદારો સાથે સને ૧૮૧૧-૧૨ ની સાલમાં કરેલું સેટલમેન્ટ હજુ કાયમ છે. +

કાઠીયાવાડની ખંડણી જમાંના નામથી ઓળખાતી; પરંતુ મહીકાંઠા અને રેવાકાંઠામાં જમાંબંદી શબ્દ ગામડાં સ્થાનિક અમલદારોને સલાહશાન્તિથી જે ખંડણી આપતાં તેને માટે વપરાતો હતો, અને જે ખંડણી મુલકગીરી લશ્કરનો સરદાર બળથી ઉઘરાવી લે નહિ ત્યાંસુધી ગામ આપતું નહિ તેને માટે ઘાસદાણો શબ્દ વપરાતો હતો. આ ઉપરથી સમજાશે કે જે ઘાસદાણો કાઠીયાવાડમાં વધારાની ઉઘરાત તરીકે લેવામાં આવતો હતો તે મહીકાંઠાના સરદારો પાસેથી ખરેખરી ખંડણી તરીકે જે ઘાસદાણો લેવામાં આવતો હતો તેના કરતાં જુદો હતો.*

મહીકાંઠાનું સેટલમેન્ટ એકંદર ૧૨૧ ઠાકોરો સાથે થયું હતું. એ પૈકી ૧૧ રજપુતો, ૭૯ કોળીઓ અને ૩૧ મકવાણા તથા બીજા મુસલમાનો હતા. આ પૈકી ૬૩ બ્રિટિશમાં રહ્યા અને ૫૮ ગાયકવાડને સોંપ્યા. †

કાઠીયાવાડ અને મહીકાંઠાની ખંડણી અને ઘાસદાણાનો બંદોબસ્ત કર્નલ વૉકર અને કર્નલ બેલેન્ટાઇને કર્યો; પરંતુ એક મોટામાં મોટી મુસીબત ખડી થઇ તે એ કે મહીકાંઠા અને

---

× રેસીડેન્ટ મી. મેલવીલનો મીમો પાને ૧૦૦ પુરવણી પત્રકમાં દાગેલા મહીકાંઠાના પોલી. એજન્ટનો પત્ર નં. ૬૪૪ તા. ૨૦ અગષ્ટ સને ૧૮૬૬.

+ વડોદરા સીલેક્સન નં. ૨ પા. ૪૭.

* ગીરાસ મેન્યુઅલ પૃ. ૧૧-૧૨.

† એલફીન્સ્ટનની મીનીટ મુંબાઇ ગેજીટીયર વૉ ૫.

કાઠીયાવાડમાં ઘણા તાલુકાઓમાં ગાયકવાડ સરકારની જમાબંદીનો હક્ક હતો. જમાબંદી (સરકારને કોઇપણ પ્રકારની સખતાઈ સિવાય મામુલી રકમ ખુશીથી દર વરસે ભરવામાં આવતી તે.) આ રકમ ઉઘરાવવા માટે રાવજી આપાજીનું લશ્કર કાઠીયાવાડમાં અને બાબા જમાદારની સરદારી નીચેનું લશ્કર મહીકાંઠામાં જતું હતું. આ મુસાફરી દરમિયાન રૈયતને અગાઉના વખતમાં જે દુઃખ અને સંકટો વેઠવાં પડતાં હતાં તે કાયમ ઉભાં રહ્યાં એટલુંજ નહિ પણ જમાબંદીમાં વધારો લેવા માંડયો અને એથી પણ ન ધરાતાં ઈંગ્રેજ સરકારે મુકરર કરેલી ખંડણી ઉપર પણ વધુ રકમ માગવાનું શરૂ થયું. આ વાત ઇંગ્રેજ સરકારના ધ્યાન ઉપર લાવવામાં આવી ત્યારે એમને ચિંતા થઈ કે જો એક મ્યાનમાં બે તરવાર રાખવામાં આવશે તો ઘણી જાતના ગુંચવાડા ઉભા થશે. માટે ખંડણી, ઘાસદાણો અને ગાયકવાડની જમાબંદી ઈંગ્રેજ સરકારે વસુલ કરી ગાયકવાડ સરકારને પહોંચાડવી અને ગાયકવાડનો પગ બંધ કરી દેવો. જો તે પ્રમાણે ગાયકવાડ સરકાર ખુશી બતાવે નહિ તો પછી નાઇલાજે સને ૧૮૦૭-૮ તથા સને ૧૮૧૧-૧૨ માં કાઠીયાવાડ અને મહીકાંઠાના તાલુકદારો બ્રિટિશ ગેરંટીના આપેલા પરવાના રદ કર્યા સિવાય છુટકો નથી.

આ હકીકત મુંબાઇના નામદાર ગવર્નર સાહેબ આગળ રજુ કરવામાં આવી અને તેઓ પણ આ મતને મળતા આવ્યા તેથી એ સવાલ તાત્કાલીક હાથપર લેવામાં આવ્યો. મુંબાઇના ગવર્નર લોર્ડ એલફીન્સ્ટન વડોદરે આવ્યા અને મહારાજા બીજા સયાજીરાવ સાથે મસલત કરી એક યથાવિધી કરાર તા. ૩ એપ્રીલ ૧૮૨૦ ના રોજ કરવામાં આવ્યો.×

આ કરારના આધારે મહીકાંઠા અને કાઠીયાવાડની સર્વોપરિ સત્તા ઈંગ્રેજ સરકારને મળી.

ઇંગ્રેજ સરકારના હાથ આવેલા નવા મુલકના બંદોબસ્ત અર્થે સને ૧૮૨૦ માં મહીકાંઠામાં પોલીટીકલ એજન્ટની નીમણુંક કરવામાં આવી અને તેજ પ્રમાણે ઇ. સ. ૧૮૨૨ માં કાઠીયાવાડમાં પણ પોલીટીકલ એજન્સી સ્થાપવામાં આવી.

સને ૧૮૩૦ માં વડોદરાના રેસીડેન્ટની જગા કમી કરવામાં આવી અને મિસ્તર વીલીયમ્સને તા. ૧ લી ડીસેમ્બર ૧૮૩૦થી ગુજરાતના પોલીટીકલ કમીશનર તરીકે નીમવામાં આવ્યો, અને તેને અમદાવાદમાં રહેવાનું ફરમાવવામાં આવ્યું. આ ગોઠવણ નામદાર ડીરેકટરોની કોર્ટે તેમના મુંબાઇ સરકાર ઉપરના તા. ૩૧ અકટોબર ૩૨ ના લખાણમાં દર્શાવેલ કારણોને લઇને નામંજુર કરી. ઇ. સ. ૧૮૩૫ની આખરના ભાગમાં હિંદુસ્તાનની સરકારની સંમતીથી વડોદરાના રેસીડેન્ટની નીમણુંક ફરીથી કરવામાં આવી અને તેનો મુકામ વડોદરામાં રાખવામાં આવ્યો.

મહીકાંઠાનો કારોબાર ૧૮૨૦ થી ૧૮૨૭ સુધી કર્નલ બેલેન્ટાઇનના હાથમાં રહ્યો. ત્યારબાદ ખર્ચને લઇને પોલીટીકલ એજન્ટની એ જગા કમી કરવામાં આવી. પંચમહાલ, રાજપીપળા અને મહીકાંઠા એજન્સીઓનો એકમાં સમાવેશ કરવામાં આવ્યો. તે પછી પણ બીજો ફેરફાર કરવામાં આવ્યો. સને ૧૮૨૯ માં મહીકાંઠામાં સાદરા મુકામે રહીને ત્યાં રાખવામાં આવેલ વડોદરાના લશ્કર ઉપર દેખરેખ રાખવા માટે એક અમલદારની નીમણુંક કરવામાં આવી. જેને અમુક રાજદ્વારી સત્તા સોંપવામાં આવી અને વડોદરા રેસીડેન્સીના

× આ કરાર આ પુસ્તકના કોલકરારના પ્રકરણમાં પુરેપુરો આપવામાં આવ્યો છે.

એક આસીસ્ટંટને દર વરસે મહીકાંઠામાં ખંડણી વસુલ કરવા માટે તથા તે પ્રાંતમાં સુલેહ શાન્તિ જાળવી રાખવા માટે મોકલવામાં આવતો.

સને ૧૮૨૫ માં રેવાકાંઠા અને પાલણપુરનો બંદોબસ્ત કરવામાં આવ્યો; પરંતુ રેવાકાંઠા એજન્સીના મેવાસ પરગણાના બંદોબસ્તના જામીનખતમાં જુદા પ્રકારની હકીકતો જણાવેલી છે. જે કોલકરારના પ્રકરણમાં આપેલી છે.

ઇ. સ. ૧૮૩૬ માં મહીકાંઠા એજન્સી ફરીથી સ્થાપવામાં આવી. *

સને ૧૮૧૧–૧૨નું મહીકાંઠા સેટલમેન્ટ અને સને ૧૮૦૭–૮નું સેટલમેન્ટ એકજ હેતુથી અને એકજ તરેહનાં ધોરણો ઉપર રચાયેલાં હતાં અને ઇંગ્રેજ સરકાર તરફથી પ્રત્યક્ષ લખીતવાર ગેરંટીના પરવાના આપવામાં આવ્યા હતા. આ સંબંધમાં તથા સેટલમેન્ટ અને તેની અમલ બજવણીના સંબંધમાં તેમજ બન્ને એજન્સીઓના રાજાઓ ઉપરની સત્તાઓના સંબંધમાં મુંબાઈ સરકારના ગુજરાતના પોલીટીકલ કમીશનર ઉપર નંબર ૫૪૪ તા. ૧૯ એપ્રીલ સને ૧૮૩૧ ના રોજના પત્રમાં નામદાર સરકારે જે હકીકત જણાવેલી છે તે કર્નલ વૉલેસ કૃત ગાયકવાડ અને તેમના ઇંગ્રેજ સરકાર સાથેના સંબંધ એ નામના પુસ્તકના ૪૦૨ થી ૬ સુધી છપાયેલી છે તે ઉપયોગી જાણી તેનું ભાષાંતર આ નિચે આપ્યું છે.

**ઇંગ્રેજી ઉપર.**

નંબર ૫૪૯ સન ૧૮૩૧.
**પોલીટીકલ ડીપાર્ટમેન્ટ.**
**ગુજરાતના પોલીટીકલ કમીશનર તરફ**
**કિલ્લે મુંબાઈ** તા. ૧૯ એપ્રીલ ૧૮૩૧.

સાહેબ,

કાઠીયાવાડ પ્રાંતનો રાજ્ય વહિવટ ચલાવવાના સંબંધમાં, તથા નાના સ્વતંત્ર રાજાઓ એક બીજાની હદમાં ગુન્હા કરે તથા રાજા શિક્ષા કરી શકે નહિ એવા જબરા અથવા વગવાળા માણસો ગુન્હા કરે તેવા કેસોમાં ન્યાયને માટે કેવી પદ્ધતિની યોજના કરવી તેના સંબંધમાં નીચે બતાવેલાં અવલોકનો તથા આજ્ઞાઓ તમને નિવેદન કરવા માટે મને રાઇટ ઑનરેબલ ગવર્નર સાહેબ ઇન્ કાઉન્સિલે આજ્ઞા કરી છે.

૨. સન ૧૮૦૭–૮ ની સાલમાં આપણે પહેલ વહેલા મધ્યસ્થ થયા ત્યારે એક ભાષણ દ્વારા આપણા લક્ષમાં જે ઉદ્દેશો હતા તે લેફટેનન્ટ કર્નલ વૉકરે પ્રસિદ્ધ કર્યા અને એવો ઢંઢેરો બહાર પાડયો કે આપણું મધ્યસ્થપણું રાજાઓની ખંડણીનું ભરણું એક સરખું થયા કરે તેનો બંદોબસ્ત કરવાનું હતું. રાજાઓના મુલક અથવા તેમની સ્વતંત્રતા ઉપર કાંઇ પણ દબાણ કરવાનો ઇરાદો છેજ નહિ. અને તે વખતે જેટલી જમીન કબજામાં હતી તથા જે અધિકારી તેઓ ભોગવતા હતા તેની વખતની સ્થિતિ માટે બાંહેધરી આપવામાં આવી હતી. તેની સાથે બ્રિટિશ તેમજ ગાયકવાડ એ બન્ને સરકારો કબુલ થયા હતા કે મુલક વધારવાની વલણથી અમે વેગળા રહીશું. તેમજ રાજાઓના હક્ક અથવા મુલકપર અમે દબાણ કરીશું નહિ.

* મહીકાંઠા સીલેક્શન પાનુ ૯–૧૦

૩. બાદ રાજાઓને જે યોજના કરવા માટે આ પ્રમાણે અભયવચનો અપાયાં અને સૂચના કરવામાં આવી તે યોજનાઓ તેમણે કરી એટલે અત્યારસુધી દર વરસે જે ઠરેલી રકમ તેઓ આપતા હતા તે રકમ આપવાને કબુલ થયા એક બીજા ઉપર જબરાઇના હલ્લા કરવાથી દૂર રહેવા માટે તથા પોતાની રૈયતના કૃત્યથી કોઇ રાજાને અથવા તેની રૈયત પૈકીના કોઇને જે જે નુકશાન થાય તે દરેક કૃત્ય સારૂ કંપનસેશન આપવા માટે પોતાની હદમાં ગુન્હેગારો આશરો લે તો તેની જવાબદારી માટે અને બીજાના મુલકમાં લૂંટ કરવા જનારા લુંટારાઓ પોતાના મુલકમાંથી પસાર થતા અટકાવવા માટે તેમણે જામીનખત કરી આપ્યાં.

૪. ઉપર જણાવેલા કરાર બરાબર પાળવામાં આવે એવી બાંહેધરી આપણે દરેક રાજાને આપી અને તેથી આપણને જ્યારે અરજ કરવામાં આવે ત્યારે એ કરારો પળાવવા માટે આપણે બંધાયલા છીએ.

૫. કેટલાંક નાના રાજ્યના ઠાકોરો પોતાના કરારો પાળવાને શક્તિમાન જો થયા હોત તો હાલ જે ગુંચવણો હયાતીમાં આવી છે તે ઉપસ્થિત થાત નહિ: કારણ જો તે પ્રમાણે થયું હોત તો આ દ્વિપકલ્પની આંતરિક શાન્તિ જાળવવાને તે કરારો બસ હતા. અને જો ઠાકોરોએ તે પ્રમાણે અમલ કીધો હોત તો ત્યાં સર્વ જગાએ શાંતિ તથા સલામતી સ્થાપવાને આપણને હરકત નડત નહિ. પરંતુ કેટલાક ઠાકોરોની નબળાઇના લીધે આ પદ્ધતિ અખંડ રાખવાને જે કેટલાક અંકોડા હતા તે અદૃશ્ય થવાથી શાંતિ તથા સલામતી સ્થાપવાની આપણી શક્તિ એટલે સુધી નબળી પડી ગઇ છે કે લુંટારાઓને શિક્ષા કરવાના પ્રયાસો નિષ્ફળ અને નકામા થઇ પડે છે.

૬. આ આફત માટે શું ઇલાજ લેવા એ બાબતે હીઝ લોર્ડસીપ-ઇન-કાઉન્સિલનું ગંભીર ધ્યાન રોકયું છે. નાના ઠાકોરોના ઓછામાં ઓછા બે તૃતીયાંશ ભાગની સ્થિતિ એવી છે કે તેઓ ગુન્હેગારોને સજા કરવાને અશક્ત છે: કારણ જો એમ કરવામાં આવે તો તે ગુન્હેગાર અથવા તેની જાત તરફથી તેના બદલાનાં (પ્રતિકારનાં) ઘાતકી કૃત્યો તરતજ થવા માંડે. તેના સામે પોતાનું રક્ષણ કરવા સારૂ આવા ઠાકોરો ઘણાજ અશક્ત છે. આમ થવાથી ગુન્હેગારોનો ઘણો ભાગ બચી જાય છે. એ વાત જ્યારે સ્પષ્ટ છે કે નાના ઠાકોરો જાહેર શાંતિ જાળવવા માટે એક બીજા સાથે કરેલા કરારો પાળવાને પ્રયત્ન કરે ત્યારે તેમના ગામોમાં એટલી બધી લૂટો થાય કે પોતાની ખંડણી ભરવાને તેઓ અશક્ત બની જાય, તેવા સમયમાં નાના ઠાકોરો એક બીજાને કરાર પાળવાને કહી શકે એ વાત વ્યર્થ છે. બીજી બાજુએ આ ઠાકોરો પોતાના તાલુકાનો વહિવટ કરવા અસમર્થ છે. એમ કારણ બતાવી તેમણે રાજ્ય કરવાનો હક્ક ખોયો છે. આવા સબબ ઉપર જો તેમનો તાલુકો ખાલસા કરવામાં આવે તો તે કૃત્ય આપણી બાંહેધરીના આશય વિરૂદ્ધ થાય. તેથી ઉલટુ આ ઠાકોરોમાં જે નિર્બળ હોય તેમને આવા પ્રસંગોમાં બ્રિટિશ સરકાર પ્રત્યેની પોતાની ફરજ બજાવવામાં આ ઠાકોરોને મદદ કરી શકે એવા રાજાને તેઓ અવલંબે એમ કરવામાં આવે તો તેમની સ્વતંત્રતાનો નાશ કરનારૂ નિવડે. તેમ છતાં પણ વહેલા કે મોડા આમાંનો એક અથવા બીજા ઉપાય લેવા પડશે. અથવા આપણો સર્વોપરી અધિકાર હોવાથી આ બધાં રાજ્યોની હદમાં ગુન્હેગારોને શિક્ષા કરવાનો આપણો અધિકાર બધી જગાએ બજાવવો જોઇએ. અને અમુક તાલુકાના ઠાકોરની નિર્બળતા અથવા રાજ્ય ચલાવવાની શક્તિના

અભાવને લીધે આવો અધિકાર બજાવવાની જરૂર ઘણી આવશ્યક જણાય ત્યારે તે અધિકાર એવી રીતે બજાવવો કે જેથી સાર્વજનિક શાંતિ મેળવી શકાય.

૭. આ રાજ્યો સાથે આપણા જે સંબંધો છે તેની વિલક્ષણતા આપણે આપેલી ગેરંટીની ફરજ અને ઉપસ્થિત થએલા પ્રસંગો માટે તાકીદે બધા ઉપરથી પ્રથમ જણાવેલા કેસોમાં આપણી ન્યાયના અધિકારની સત્તા બજાવવાની જરૂર ઉભી થાય છે. વળી આપણા પૂર્વગામીઓએ પણ જ્યારે જ્યારે સર્વલોકની શાંતિના રક્ષણ માટે આવો અધિકાર બજાવવાની જરૂર જણાઇ ત્યારે ત્યારે તેવો અધિકાર બજાવેલો છે.

૮. સ્પષ્ટ પુરાવા ઉપરથી એમ જણાય છે કે પાછલી સરકારે જ્યારે તેમ કરવાને પોતાના રાજ્યના કારણ માટે પોતાને ઠીક લાગતું ત્યારે કાઠીયાવાડના નાના ઠાકોરોને શિક્ષા કરવાનું નહિ કહેતાં તેવા ઠાકોરોના રાજ્યમાંની ગુન્હેગાર રૈયતને પોતાની સમક્ષ બોલાવતા તથા શિક્ષા કરતા અને આ બધા કેસોમાં સર્વોપરી રાજ્ય કરનારા રાજાના પ્રતિનિધિ સુબાની સમક્ષ ગુન્હેગારોને જ્યારે ઉભા કરવામાં આવતાં ત્યારે તેમની તપાસ કરવામાં આવતી અને જે ગુન્હેગાર જણાય તો તે (સુબા) ના નોકરો અથવા અધિકારીઓ દ્વારા તેમને શિક્ષા કરવામાં આવતી જેથી રાજાઓમાં વેર તથા પ્રતિકારના કારણભૂત જે આંતર કલહો ઉત્પન્ન થયા કરે છે તે થવા પામતા નહિ.

૯. કાઠીયાવાડમાં આપણા પહેલાં જે સરકારો હતી તે કેટલે દરજ્જે હદ વગરની સત્તા બજાવતી હતી તેનો ઇસારો કરતાં નામદાર કોર્ટ ઓફ ડાયરેક્ટરે પોલીટીકલ ખાતાના પોતાના તા. ૧૫ સપ્ટેમ્બર ૧૮૨૪ ના પત્રના ૭૨ મા પેરેગ્રાફમાં નીચે પ્રમાણે લખ્યું છે.

જો કે ફરજીયાત ખંડણી ભરે છે ખરા પણ બીજી રીતે કાઠીયાવાડના રાજાઓ સ્વતંત્ર છે એવો કર્નલ વૉકરનો અભિપ્રાય છે. તેને માટે અમારા ૪૨ મા પેરેગ્રાફમાં તમે શંકા લાવો છો અને તેમાં એમ જણાવ્યું છે કે ગાયકવાડ તેમજ બ્રિટિશ સરકારનો કાઠીઆવાડના રાજાઓ પર કેવા પ્રકારના અધિકાર છે તે બાબતમાં તપાસ થવી જોઇએ; પરંતુ એ વાત માટે તો શક છેજ નહિ કે મરાઠાના રાજ્યોને જે જે અધિકાર માગવાની સવડ જણાઇ તથા જે જે અધિકારો તે બળથી બજાવી શક્યા તે બધાજ તેમના અધિકાર હતા. સદરહુ પ્રદેશમાં શાંતિ જાળવવાનો હક્ક ( જે તમે તમારા પેરેગ્રાફ ૪૮ માં માની લ્યો છો તે ) આ જગાએ શક પડતો જણાય છે. અને તેનો પાયો શકવાળા દાખલાપર મંડાયલો છે. જો ધારેલા અધિકારથી અનુસરીને કર્નલ વૉકરે કામ કીધું તો તેથી કાંઇ એ અધિકાર ખરેખર છેજ એમ ઠરાવી શકાય નહિ. વાસ્તવ જે હકીકત હતી તે જોતાં મરાઠા રાજ્યો ખંડણી કરતાં કાંઇ વધારે માગતાં હતાં એજ વાત શંકા પડતી જણાય છે. એ દેશની સુલેહશાંતિ જાળવવા માટે તેઓ વચ્ચે પડતા અથવા ખંડણી જો બાકીમાં રહે તો તાલુકાઓને તેઓ જપ્તીમાં લેતા. એવું બતાવવાને કાંઇ પણ પુરાવો નથી. માટે જે તપાસ માટે સૂચના કરવામાં આવી છે તે તપાસનું સ્વરૂપ નીચે બતાવેલા ભાગમાં વહેંચાય એ જરૂરનું છે.

**સદરહુ રાજ્યો જે કાર્યો કરતાં તેટલુંજ અને તેથી કાંઇ વિશેષ નહિ કરવાનો અધિકાર તેમના તરફથી આપણને પ્રાપ્ત થયો છે કે કેમ ? અથવા આપણી રાજ્યનીતિમાં તથા તેમનીમાં જે તફાવત છે તેને અનુસરીને જુદા જુદા પ્રકારના ખાસ ઉદ્દેશો માટે તેજ સર્વવ્યાપક અધિકારનો ઉપયોગ કરવાનો હક્ક તેમના તરફથી પ્રાપ્ત થયો છે કે કેમ ?**

૧૦. બંદેગાન માનવંતા ગવર્નર સાહેબ–કાઉન્સિલસહ–એમ ધારે છે કે આ રજવાડાઓ ઉપર જે સર્વોપરી સત્તા છે તેણે તેની સાથેજ બાંહેધરીઓની શરતો પાળવા માટે જોઇએ તેટલો અધિકાર ધરાવવોજ જોઇએ. તેમજ કાઠીયાવાડના દ્વિપકલ્પની શાંતિ જાળવવાનો અધિકાર પણ તેણે ધરાવવો જોઇએ. બહારવટીઆ તેમજ બંડખોરોએ કરેલા જુલમો જેનું શાસન કરવાને દુઃખી થએલા લોક અશક્ત છે તે બહારવટીઆ તથા બંડખોરોને આવા જુલમો માટે શિક્ષા કરવા માટે સર્વોપરી સત્તાએ વચ્ચે પડવું જોઇએ. એ આ દેશને ચાલતો વહિવટ હતો અને તેને સારૂ આપણે બેરંટી આપી દીધી માટે હવે બીજો રસ્તો લેવો એ આપણી બાંહેધરીના શબ્દો તથા આશય વિરૂદ્ધ જવા જેવું ગણાય.

૧૧. લોકોના વિશ્વાસ માટે આપણને જે દરકાર છે તે આપણા પૂર્વગામીઓને પગલે જવાને આપણને ભલામણ કરે છે. ત્યારે આ રાજ્યોના સત્તા પ્રકારનો કડક અર્થ કરવાથી અને આપણી સત્તાનો ઉપયોગ તે પ્રમાણે થવાથી કોઇપણ પ્રકારે હરકત લેવાય તેમાંથી આપણે બચીએ તેમ નથી, તેથી તેમાંથી કેટલાક વિચારો બેશક ઉભા થાય છે.

૧૨. જ્યારે આપણે બાંહેધરી માટે વચન આપ્યું ત્યારે આ વીચારો ઉપસ્થિત થયા ન્હોતા એમ સંભવીત લાગે છે. અને જે ગોઠવણો આપણે કીધી તેમાં બેશક રાજાઓ એવી આશામાં સંમત થયા કે તેમના પ્રથમના ઉપરીઓએ જે પ્રમાણે વર્તન રાખેલું તેવુંજ આપણે રાખીશું. તદ્ ઉપરાંત ઠાકોરો દેશનાજ રાજાઓના અમલથી ટેવાયલા હતા અને તેઓ અજ્ઞાન હોવાને લીધે તેમને એવો ખ્યાલ કદી પણ આવેલો નહિ કે જો તેઓ પોતાના કરાર તોડશે તો પોતાનો તાલુકો ખાલસા થવાને પ્રાપ્ત થશે. કારણ હાલ જે નિયમ અમલમાં છે તે પ્રમાણે પોતાના કરાર નહિ પાળવાથી આવી ખાલસા થવાની સ્થિતિને તેઓ પાત્ર થાય છે અને તેમને હાલના અમલની ખરેખર સ્થિતિ જોતાં તેઓ પોતાના કરાર પાળવાને અશક્ત હોય અને તેમાંના ઘણા તો અશક્ત છે જ; પરંતુ એક વાતની તો હીઝ લોર્ડશીપને કાઉન્સિલસહ ખાત્રી થઇ છે કે લોકોની શાંતિ ઉપર જે ગજબો વારંવાર થયા કરે છે તેનો અંત લાવવા અત્યારસુધી આપણે જે કાંઇ કીધું છે તેથી વધારે બળથી જો આપણી સત્તા આપણે બતાવીશું નહિ તો આ પ્રદેશ હાલ છે તેવોજ હમેશાં લુંટારાઓથી રોકાયલો રહેશે અથવા તે ઠાકોરો એક પછી એક આપણી સાધારણ ખાલસા મુલકની રાજ્યપદ્ધતિના વમળમાં હોમાઇ જશે; અને આવો બનાવ બને એ મહેસુલની તેમજ રાજ્ય પ્રકરણની દ્રષ્ટિએ જોતાં તે અફસોસ કરવા જેવો ગણાય; અને તેમાંથી અનિષ્ટ ફળો ઉત્પન્ન થાય. જો આવી (તાલુકા ખાલસા કરવાની) પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો તેના આરંભ સાથેજ પશ્ચિમ તરફની સરહદના આખા ભાગ ઉપર એવી છાપ પડશે કે આવી રીતે દબાવી પડવાનો આપણો પ્રથમથી જે ઇરાદો હતો. જે બાજુના પ્રદેશ તથા લોકોનો સ્વભાવ એવો છે કે આવા રાજાઓ જેમની પેઢીઓ હિંદુસ્તાનના કોઇપણ વંશ કરતાં આગળના જમાનાથી રાજ્યસત્તા ભોગવતી આવેલી છે તેમના રક્ષક તથા તેમને પુષ્ટી આપનારા તરીકે આપણે ગણાઇએ એ ઘણુંજ જરૂરનું છે.

૧૩. આવા પરિણામમાંથી છુટી જવાનો કોઈપણ રસ્તો હીઝ લોર્ડશીપને (કાઉન્સીલસહ) જણાતો નથી. પછી તમે આખા કાઠીયાવાડને અંધાધુંધીમાં નાંખી દ્યો તો ભલે

અથવા આપણી ફરજોને બંધબેસતી તથા દેશની વાસ્તવિક સ્થિતિને અનુકૂળ અને તે દેશના રહેવાસીઓની રૂઢીઓ તથા સ્વભાવને અનુસરતો ખાસ અધિકાર દાખલ કરવાનો છે.

૧૪. ઉપરનાં કારણોથી બંદેગાન આલીજનાબ ગવર્નરે કાઉન્સિલસહ એવો ઠરાવ કીધો છે કે કાઠીયાવાડ પ્રાંતના ફોજદારી ન્યાયના વહિવટમાં પ્રત્યક્ષ વચ્ચે આવવાનો અધિકાર આપવાનો હુકમ કરવો અને તેથી તેઓ એવી આજ્ઞા કરવાની કૃપા કરે છે કે આપે કાઠીઆવાડની વરસમાં બે વાર ભેટ લેવી અને તે વખત ભારે ગુન્હા માટે જે ગુન્હેગારો પર આરોપ હોય જેવા કે લુંટ તથા ખુનના ગુન્હા અને જે નાના ઠાકોરો તેમને શિક્ષા કરવાને અશક્ત હોય તેવાની હદમાં કીધા હોય તેમની તપાસ આપણા અધ્યક્ષપણા નીચે બેસતી કોર્ટ જે તે પોલીટીકલ એજન્ટ જેમને આપના અધિકાર નીચે મૂકવામાં આવ્યા છે. તેની સમક્ષ લાવી તેમની તપાસ ત્રણ કે ચાર રાજાઓને એસેસર તરીકે બેસાડીને કરવી: અને ગુન્હેગારોને છોડવા અથવા સજા કરવી. (જેમ યોગ્ય જણાય તેમ). જે સજામાં દેહાંતદંડની શિક્ષા ફરમાવી હોય તે બધા કેસો ગવરમેન્ટની મંજુરી માટે મોકલી આપવા.

૧૫. મારી અગાઉના ગવર્નર સાહેબ (**સર જોન માલકમ**) ને આવા પ્રકારના મુકર્દમાના સંબંધમાં તે વખતના એકટીંગ પોલીટીકલ એજન્ટ (મી. બ્લેઇન) તથા જે દેશી ગૃહસ્થો તે પ્રદેશની ખરી પરીસ્થિતિથી તથા ત્યાંના રહેવાસીઓની ખાસીયતથી ઘણા માહીતગાર હતા તેમની સાથે લાંબો પત્રવ્યવહાર થયેલો; તો તેમને જણાવ્યું કે આ પ્રશ્ન ઉપર બધા એકજ મતના હતા અને આવા પ્રકારનો કાંઈ બંદોબસ્ત કીધા સીવાય આપણે દેશની સુલેહશાંતિ જાળવવાની આપણી બાંહેધરી પાળી શકીશું નહિ અથવા એ પ્રાંતના સુધારાને આગળ ધપાવી શકીશું નહિ એવો તેમને અભિપ્રાય થયો તે સાથે બધા સંમત થયા.

૧૬. ઉપરનાં અવલોકનો આપની સમક્ષ રજુ કરીને બંદેગાન ગવર્નર સાહેબ, કાઉન્સિલસહ આપને વિનંતિ કરે છે કે આ પદ્ધતિ જે દાખલ કરવાને હાલ મંજુરી આપવામાં આવે છે તેની વિગતો તથા રાજાઓની લાગણીઓ પર તેની અસર થઇ છે તે અને એ દ્વિપકલ્પમાં ગુન્હાઓ પર શી અસર થઇ તે જણાવનારો આપનો રિપોર્ટ વેળાસર મોકલી આપવા કૃપા કરશો.—વિગેરે.

**દેશી રાજ્યોની સત્તા.**

અગાઉના વખતમાં મુસલમાની રાજ્યો, પેશ્વા અને ગાયકવાડનાં લશ્કરો દેશમાં ખંડણી ઉઘરાવવા નીકળતાં અને આપનાર તથા લેનારની શક્તિ પ્રમાણે વસુલ કરતાં. એ વસુલાત શિવાય કોઇપણ રાજ્ય ખંડીયાં રાજ્યો ઉપર બીજી કોઇ જાતની સત્તાનો દાવો રાખતાં નહિ. આ બાબતના આધાર શોધીયે તો નીચે મુજબ દાખલા મળી આવે છે.

## બ્રિટિશ હદમાં આવેલા તાલુકા માટે.

લોર્ડ એલફીન્સ્ટને પોતાની મિનીટમાં લખે છે કે સઘળા જમીનદારો તેઓના વંશપરંપરાના જમીનના કબજા સાથે તે સંબંધીના હક્ક અને છુટ તેઓ ભોગવે છે. ગામોના ગરાસીયા માલીકો પોતાનો અને માલ મિલ્કતનો બચાવ કરવા માટે રજપુત અને બીજાઓને જમીન આપીને ચાકરીએ રાખે છે. ગામના હરેક કારીગરને જ્યારે જ્યારે ખપ પડે ત્યારે ત્યારે વેઠે બોલાવે છે. જે શખસની જમીન હોય તે ઉપરના ઝાડનાં ફળ તે ભોગવતો હોય તથાપી તે ઝાડ પડી જાય ત્યારે તેના ઉપર તેનો હક્ક થાય છે. લગ્ન કરવાં દેવા માટે

તેમનો ઠરાવેલો હક્ક આપવો પડે છે. અને તેમને ઘેર છોકરાં અવતરે ત્યારે પણ વધાઈ એકઠી થાય છે. રૈયતની પાસેથી તેમને જે ઉપજ મળે તેમાં તેઓ પોતાની મરજીમાં આવે તે પ્રમાણે વધારો ઘટાડો કરે છે.[1] ( આ નોટ બ્રિટિશ ડીસ્ટ્રીક્ટમાં આવેલા તાલુકાઓ માટે કરેલી છે )

વડોદરાના રેસીડેન્ટ કર્નલ વૅાકર પોતાના રિપોર્ટમાં નાપાડ ટપા વિષે લખે છે કે નાપાડ ટપામાં વીસ ગામો આવેલાં છે જેમાંનાં સાત ગામો મેવાસી લોકોથી વસેલાં છે. આ મેવાસી ગામો તેમજ વાંટાની જમીનો જમાં વેરો કે જે ઘાસદાણાના નામે ઓળખાય છે તેને માટેજ જવાબદાર છે.[2]

પેશ્વા સરકાર પાસેથી જે હક્ક કોલકરારોના આધારે અંગ્રેજ સરકારને મળ્યા તેજ હક્ક ઇંગ્રેજ સરકારે ભોગવવાના છે તે ઉપરાંત વિશેષ કાંઇ મળ્યું નથી. પેશ્વા સરકારે દેશી રાજ્યોમાં દિવાની ફોજદારી કંઇ સત્તા ભોગવી ન્હોતી.[3]

જેવી રીતે ઇંગ્રેજ સરકારને કાઠીયાવાડના રાજ કારભારમાં સને ૧૮૦૭ માં વચ્ચે પડવું પડયું તેજ પ્રમાણે પેશ્વા પાસેથી બ્રિટિશોએ મેળવેલા મુલકના તાલુકદારોના કારભારમાં વચ્ચે પડવાની જરૂર પડી હતી.[4]

વડોદરાના રેસીડેન્ટ સર જેમ્સ કર્નાક પોતાના રિપોર્ટમાં જણાવે છે કે ઇતિહાસ અગર દંતકથા ઉપરથી જે પુરાવા મળી આવ્યો છે તે ઉપરથી મારો મત એમ છે કે કાઠીયાવાડના સંસ્થાનિકો તેમનો રાજ્ય કારભાર ચલાવવામાં ગુજરાતમાં વારા ફરતી જેમણે સર્વોપરિ સત્તા મેળવી તેમનાથી સ્વતંત્ર હતા. વધારામાં વધારે તેમની તાબેદારી લશ્કરની હાજરીના ધાકને લીધે ફક્ત ખંડણી આપવાની હતી.[5]

વડોદરા રેસીડેન્ટ કર્નલ વૅાકર પોતાના રિપોર્ટમાં જણાવે છે કે બ્રિટિશ જીલ્લાની હદના ગીરાસીઆઓ રેવાકાંઠા અને મહીકાંઠાના મુલકગીરી ખંડણી ભરનારાના જેવાજ હોદ્દાવાળા છે. અને સંસ્થાનોની હકુમતમાં મરાઠાઓએ હાથ ઘાલ્યો ન્હોતો; તેથી તેઓને ઇંગ્રેજ સરકારના તાબાનાં એકદમ ગણી શકાય નહિ. સંસ્થાનિકો તેમની ખુશીથી ફક્ત ઇંગ્રેજ સરકારના રક્ષણ નિચે આવી શકે. તેમની મરજી વિરૂદ્ધ આપણા કાયદા તેમને લાગુ પાડવા એ ન્યાયનું થશે નહિ અને તેથી આપણું કાંઈ સાર્થક થતુ નથી. માટે દરેક સંસ્થાનિકે આપણને હકુમત સોંપવી જોઇએ તેથી આપણો પ્રથમ પ્રયત્ન એવો હોવો જોઈએ તે સંસ્થાનિકો પાસેથી અંગ્રેજ સરકારની હકુમત અને કાયદા કાનુનો કબુલ રાખ્યાનાં લેખી ખતો લેવાં.[6]

મુલકગીરી ખંડણીના એક પેટા પ્રકાર તરીકે ખરાજાત એટલે ઘાસદાણાની રકમ છે અને આ પ્રમાણેની સ્થિતિ ફક્ત કાઠીયાવાડમાંજ નહિ પણ અમદાવાદ, ભરૂચ, ખેડા, પંચમહાલ, મહીકાંઠા અને રેવાકાંઠા કે જેનો ગુજરાત દેશ બનેલો છે તેમાં જુદી જુદી જાતનો વહિવટ હતો. કોણ કોના તાબામાં એ પદ્ધતિ નક્કી કરવી ઘણું ગુંચવણ ભરેલું છે.[7]

---

૧ ફારબસ રાસમાળા ભા. ૨ પૃ. ૩૨૮.
૨ વૅાકર રિપોર્ટ પેરા. ૨૧.
૩ ગવર્નમેન્ટ સીલેક્સન નં. ૨૩ પૃ. ૭૯૮ પેરા ૮.
૪ રાસમાળા ભા. ૨ પૃ. ૨૭૦
૫ જેમ્સ કર્નાકનો રિપોર્ટ તા. ૧૪-૭-૧૮૧૪ પેરા ૪.
૬ વૅાકર રીપોર્ટ તા. ૧૮-૬-૧૮૦૪ પેરા ૧૪ તથા પીલ રિપોર્ટ પૃ. ૧૦,
૭ કર્નલ વૅાકરનો રિપોર્ટ પૃ. ૨૬૯.

## તાલુકદારોનો પોતાની પ્રજા અને ઇસ્ટેટમાં આવેલી મીલકત ઉપર બાદશાહી ( ધણીપણાનો ) હક્ક છે.

લોર્ડ એલફીન્સ્ટને પોતાની મીનીટમાં નીચે પ્રમાણે લખે છે. "તેઓના વંશપરંપરાના જમીનના કબજા સાથે તે સંબંધીના હક્ક અને છુટ તેઓ ભોગવે છે. ગામોના ગરાસીયા માલીકો પોતાનો અને માલ મીલકતનો બચાવ કરવા માટે રજપુત અને બીજાઓને જમીન આપી ચાકરીયે રાખે છે. ગામના દરેક કારીગરને જ્યારે જ્યારે ખપ પડે ત્યારે ત્યારે વેઠે બોલાવે છે જે શખસની જમીન હોય તે ઉપરના ઝાડના ફળ તે ભોગવતો હોય તથાપિ તે ઝાડ પડી જાય ત્યારે તેના ઉપર તેમનો હક્ક થાય છે. લગ્ન કરવા દેવા માટે તેમનો ઠરાવેલો હક્ક આપવો પડે છે અને તેમને ઘેર છોકરાં અવતરે ત્યારે પણ વધાઈ એકઠી થાય છે. રૈયતની પાસેથી તેમને જે ઉપજ મળે છે તેમાં તેઓ પોતાની મરજીમાં આવે તે પ્રમાણે વધારો કરે છે." (રા. મા. પા. ૩૩૨).

"ભાયાતને જમીન આપેલી હોય તેવે ઠેકાણે તેઓએ જમીનની ઉપજનો ભાગ તેમને લેવા દઇ રોકડ નાણાં (વેરો) પોતે લેવાનો ચાલ રાખેલો છે. ઘણું કરીને સર્વે ઝાડોની ઉપજ ઠાકોરને પળતી. ન ધણીયાતો માલ અને રખડતાં ઢોર પણ તેમનાંજ હક્કનાં હતાં. વેપારીના માલ ઉપર તેમનું નાકુ પહોંચતું. દારૂ વેચનાર ઉપર તેમજ ચામડાં રંગનાર તથા ચામડાં સાફ કરનાર ઉપર તેમનો વેરો હતો. તેમાં છેલ્લો લખેલો વેરો તો ગામના સર્વે ઢોરોના ચામડાં ઉખેડી લેવાની પરવાનગી આપવા બાબતના કરને માટે આપવો પડતો. લગ્ન ઉપરનો વેરો અડધા રૂપીયાથી બે રૂપીયા સુધીનો જુજ હતો. ફોજદારી ગુન્હાનો ઉપજેલો દંડ ઠાકોરને મળતો અને અદાલતની ફરીયાદમાં તો કેટલીક વાર અપાયેલા દાવાનો ચોથો ભાગ મળતો (જુઓ રા. મા. પા. ૩૩૩ ગુજરાતી).

"બીજી જમીન માફક ગામતળીયું પણ દરબારનીજ મીલકત છે. જ્યારે ખેડુત વીગેરે ગામ છોડી જાય ત્યારે તેના ઘરનો કાટમાલ દરબારનીજ મીલકત છે. દરબારની મરજી સિવાય કોઈપણ માણસ તેમના ગામમાં કોઇપણ જગો ધારણ કરી શકતો નથી. તાલુકદારો પોતાની મરજીમાં આવે તે દરથી પોતાની જમીન ખેડવા આપે તેવો તેમનો હક્ક છે. અને રૈયતનું ધારણુત્વ તાલુકદારની મરજીને આધીન છે. તાલુકદારી ગામમાં પોલીસ પટેલ તાલુકદાર નીમે અને તેનેજ કલેક્ટર સનદ આપે. જમીનનો કબજો રાખવા બદલ નજરાણું લેવાનો દસ્તુર છે." ( જુઓ અમદાવાદ ગેઝીટીઅર પા. ૧૮૪ તથા પી. રા. પા. ૧૩ )

"જે જમીન તાલુકદારે અગર તેના બાપદાદાએ આપી દીધી હોય તે સિવાય સઘળી ગામડાની જમીન તાલુકદારને ભાડું આપે છે. આપી દીધેલ જમીનના વર્ગમાંનો કેટલોક ભાગ દેવાલયમાં બ્રાહ્મણોમાં અથવા ચારણોને આપી દીધેલા છે; અને બાકીના ભાગનો ઉપયોગ ગામડાના નોકરો પગાર દાખલ લે છે અને તે ઘણી વખત વેરો અથવા સુખડી આપે છે. ભાડું આપતી ( દરબારી ) જમીનમાંથી ઘણું કરી તાલુકદારો પોતાના હાથમાં કાંઇક ભાગ રાખે છે અને તે પોતાના ખેડુતોને તેઓ ભાડે આપે છે. અને તે જમીનનો પટો લીઓથી કે લખીત શરતોથી ચોકસ થએલો હોતો નથી પણ વરસો વરસનો હોય એમ અનુમાન કરવામાં આવે છે. ખેડુતો કેટલીક વખત ખેતરનો કબજો મેળવવા સારૂ સુખડી આપે છે.

પરંતુ મોટી એસ્ટેટોને લઇને આ કામ અનિયમિત છે અને ઘણું કરી પૈસો કારભારીના ખીસ્સામાં જાય છે." ( જુઓ પી. રી. પા. ૨૩ )

"ગામડાની જગ્યા બાકીની જમીન માફક દરબારની મિલ્કત છે અને જ્યારે ખેડુત ગામ છોડી જાય છે. ત્યારે ઇમારતોના લાકડાંના ચોકઠાં ( જે ગામડાંની જમીન ઉપર ઘણું કરીને કાપેલાં હોય ) તે પણ દરબારની સુખડી ( દસ્તુરી ) છે. આ નિયમનો અપવાદ વારંવાર બ્રાહ્મણ વિગેરેની તરફેણમાં હોય છે. ( જુઓ. પી૦ રી૦ પા૦ ૨૨૭ )

અમદાવાદ ગેઝીટીયર પા. ૧૮૪ માં લખ્યું છે કેઃ—બીજી જમીન માફક ગામ તળીયું પણ દરબારની જમીબક્ત છે. જ્યારે ખેડુત વિગેરે ધારણ કરનારા ગામ છોડીને જાય ત્યારે તેના ઘરનો કાટમાલ દરબારની જમીબક્ત છે. દરબારની મરજી સિવાય કોઇ પણ માણસ તેમના ગામમાં કોઇ પણ જગો ધારણ કરી શકતો નથી. તાલુકદારો પોતાની મરજીમાં આવે તે દરથી પોતાની જમીન ખેડવા આપે એવો તેમનો હક્ક છે અને રૈયતનું ધારણત્ત્વ તાલુકદારની મરજીને આધીન છે ( પી. રી. પા. ૧૩) તાલુકદારી ગામમાં પોલીસ પટેલ તાલુકદાર નીમે અને તેનેજ કલેકટર સનદ આપે. જમીનનો કબજો રાખવા બદલ નજરાણો લેવાનો દસ્તુર છે.

## એજન્સીઓ માટે.

વડોદરાના રેસીડેન્ટ કર્નલ વૉકર પોતાના રિપોર્ટમાં લખે કે "કાઠીયાવાડના તાલુકા કબુલત પ્રમાણે ખંડણી આપે એ સિવાય તેઓ સ્વતંત્ર છે; અને બીજા રાજાઓ સાથે સંબંધ કરવા તેમને છુટ છે. તેઓ કોઇ જાતની નોકરી કરવા બંધાયેલા નથી અને પેશ્વા અથવા ગાયકવાડ પોતાની ખંડણી માગ્યા સિવાય કાઠીયાવાડમાં બીજી કોઇ જાતની સત્તાનો દાવો રાખતા નથી. *

## વડોદરાના રેસિડન્ટ મહેરબાન સર જેઈમ્સ કરનાકના જુલાઇ ૧૮૧૪ ના રિપોર્ટ માંહેથી ૪ થા તથા ૩૫ મા પેરેગ્રાફનો ઉતેખાબ.

૪ જેટલે દરજ્જે તવારીખને કે દંતકથાને પુરાવા તરીકે ગ્રહણ કરી શકાય તેટલે દરજ્જે મારો અભિપ્રાય એવો થાય છે કે એ બંને ઉપરથી એમ સાબીત થાય છે કે જે સત્તાઓએ ગુજરાતમાં ઉત્તરોત્તર સર્વોપરી સત્તા ભોગવેલી છે તેમના પ્રત્યે કાઠીયાવાડના રાજાઓ તેમનાં રાજ્યોની અંદરની કારકીર્દી સંબંધે હમેશાં સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહેલા છે. બહુમાં બહુતો તેમની તાબેદારી એટલે દરજ્જે રહી હતી કે જે સત્તાની સદ્દવૃત્તિ સંપાદન કરવામાં તેમને એવી રીતે મતલબ રહેલી હતી કે તેના સાથે દુસ્મનીનાં પરિણામની તેમને દહેશત રહે તે સત્તાની મીઠી નજર મેળવવાની ખાતર તેઓ ખંડણી ભરતા ( અને તે ખંડણી પણ લશ્કરની હાજરી રાખીને વસુલ લેવામાં આવતી હતી ).

* વૉકર રિપોર્ટ પાનુ ૭૨.

૩૫. કેફીઅતનો ઉપર પ્રમાણે ખ્યાલ કરતાં, અને મરાઠાઓએ એ પ્રાંત પ્રત્યેની પોતાની કારકીર્દીની રૂએ એ રાજ્ય સ્થાનોની સ્વતંત્રતા બહાલ રાખી હતી તે ઉપરથી, તેમજ અજ્ઞાનતા કે નબળાઇને લીધે કંઇ એવી મીઠી નજર તેમણે ધરાવી હતી એમ ન્હોતું. તેથી હવે એમ ન કહી શકાય કે જે બંધારણ જુનવટની રૂએ મંજુર રહેલું છે. જે બંધારણ મરાઠા રાજ્યનું વલણ પેશકદમી કરવાનું હતું છતાં ટકી રહેલું છે; અને જે બંધારણ મુલકને માફક થઈ રહેલું છે; અને તેની ઇચ્છાને અનુકૂળ છે તે બંધારણ તોડી પાડવા આપણને અધિકાર હોય.

## હેમીલ્ટન કૃત હિંદુસ્તાનના ઇતિહાસમાંથી ઇતેખાબ.

સને ૧૮૧૪ ની સાલમાં જ્યારે અહમદાવાદ સંબંધી ઇજારાની મુદત પુરી થઇ ચુકી અને ઇજારો ફરી પેશ્વાને આપવામાં આવ્યો ત્યારે પેશ્વાએ ચાર્જ લેવાને એવા અમલદારો મોકલ્યા કે જેનું વર્તન અત્યંત ગેરવાસ્તવિક હતું. વળી તેમણે એ પ્રાન્તના રાજાઓના કામકાજમાં દખલ કરવાનો એવો હક્ક સ્થાપન કરવા પ્રયત્ન કર્યો કે જે હક્ક રાજ્યનીતિમાં સામાન્ય ધોરણોની રૂએ મંજુર રહી શકે નહિ, કેમકે એ રાજાઓએ સૈકાઓ સુધી પોતાની અંદરની કારકીર્દીમાં સ્વતંત્રતા જાળવી રાખી હતી. હિંદુસ્તાનના કોઇપણ શહેનશાહે કદી પણ તેમને તાબેદારીમાં દાખલ કર્યા ન્હોતા, તેમ જમીનની પેદાશનો કંઈ પણ નિયમિત ભાગ તેમના મુલકમાંથી ખેંચ્યો ન્હોતો. આખર સંશય ભરેલું પરિણામ આવે તેવી કોઇ તકરારમાં ઉતરવા કરતાં નાણાનો બદલો કબુલ રાખવો એ વિશેષ ફાયદાવાળું તેમણે હમેશ માનેલું. આ સબબો ઉપરથી નામદાર બ્રિટિશ સરકારે વસાઇના કોલકરાર પહેલાંથી તથા કાઠીઆવાડ પેશકશીનું સેટલમેન્ટ થયા અવલ કાઠીયાવાડમાં પેશ્વા તરફથી જે સત્તા ભોગવામાં આવતી તે કરતાં કંઈબી વિશેષ સત્તા દાખલ કરવાની તેની હરેક કોશીશને નાબુદ કરી હતી. કાઠીઆવાડનાં રાજ્યસ્થાનો ઉપર થતી ચઢાઇ અટકાવવાની ખાતર મુલકગીરીના દાવાઓની અવેજીમાં જાથુને માટે ખંડણીનો આંકડો મુકરર થઇ ચુકેલો છે અને તેમણે જે ગોઠવણ સંબંધે સમ્મતી આપેલી તે ગોઠવણ પાળવા તેઓ તત્પર હોઇને તેમના વડીલો તરફથી તેમને પ્રાપ્ત થએલા માનમર્તબા તેમને સંપાદન કરવા નામદાર બ્રિટિશ સરકાર બંધાયલા છે.

## વડોદરાના રેસિડન્ટ સાહેબ તરફના નામદાર સરકારના તા. ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૧૫ ના લેટરમાંથી ઇતેખાબ.

નવાનગરના કે કાઠીયાવાડના બીજા કોઇ રાજ્યના અંદરના રાજ્યકારોભારમાં ત્યાંના રાજા તરફથી ખુલ્લી રીતે માગવામાં આવ્યા વગર દખલ લાવવા મહારાજા ગાયકવાડને કે નામદાર બ્રિટિશ સરકારને કશો હક્ક નથી.

## ામદાર માઉંટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટર્નના તા. ૯ મી જાનેવારી ૧૮૨૧ ના મિનિટના ૧૮ મા પેરેગ્રાફનો ઇંતેખાબ.

હરકોઇ રાજા તેના ભાયાત યા સગાઓમાં તેના તાલુકાની વહેંચણ કરીને પોતાના ાધનો ધુળધાણી કરી નાખે તેમ નહિ કરવા દેવા સરકારને સત્તા છે. એવા જે કરાર ાટે કર્નલ વૉકર સાહેબ આગ્રહ ધરાવે છે તે કરારને પણ આપણે અમલમાં મૂકી શકીએ. ણ હું નથી ધારી શકતો કે એમ આપણે કરીએ એ કોઇ પ્રકારે રાજ્યનીતિથી સંભવીત ણાય. તેમનો જન્મ થવાની સાથેજ જે હક્ક તેમને સંયુક્ત થાય તે તેમને ઇનકાર કરવામાં ાવે તો તેઓ સોવસા બહારવટીઆ થવાનો દસ્તુર માફકનો ઇલાજ હાથમાં લે, અને તેમ ાય તો તેમની સંખ્યા મુલકની સુલેહ માટે ઘણી ભયંકર થઇ પડે: બીજી મેર આ પેટા હેંચણોથી પેશકશીને સીધી રીતે દહેશત પેદા થતી નથી. કેમકે તાલુકાના ગમે તેવા ારીક હિસ્સા પડી જાય તોપણ દરેક આશામીએ પ્રથમની માફક તેની ઉપજના પ્રમાણમાં ' ખંડણી આપવી પડે છે. અમુક દરજ્જે તો આ પેટા વહેંચણો ઠીક છે, કેમકે તેથી રીને તાલુકદારો મોટી રકમની ખંડણી આપનાર રાજાઓમાંથી સરકારને હલકો કર આપ- ારા સાધારણ જમીનદારની સ્થિતિમાં આવી જાય છે. અલબત્ત રાજ્યસત્તાની પેટા વહેંચણ અટકાવવી એ મુનાસબ છે, પણ તેની સાથે એ પણ અવશ્યનું પરિણામ થાય છે કે જ્યારે ાઇ રાજા એટલો બધો નબળો થઇ જાય કે સુલેહ જાળવી ન શકે, તો તેમ કરવાની .રજ જરૂરના માનમર્ત્તબાની સાથે જનરલ સરકારને પસાર થવી જોઇએ.

## ામદાર કોર્ટ ઓફ ડીરેકટર્સના નામદાર મુંબઇ સરકાર તરફના તા. ૧૫ સપ્ટેમ્બર ૧૮૩૪ના ડિસ્પેચમાંથી ઇંતેખાબ.

સને ૧૮૦૭ ની સાલમાં કાઠીયાવાડમાં દરમિયાન આવવામાં કંપનીનો હેતુ જે વખતો ખતની મુલકગીરીથી દેશની આબાદી બરબાદ થતી હતી અને ખંડણીની રકમ મુલકગીરીના ખર્ચમાં ગળાત થઇ જતી હતી તે મુલકગીરી વગર ગાયકવાડ સરકારની રકમ ભરવા માટે જથુનો કરાર કરવાની રાજાઓને સમજુતી આપવાનો તથા પરસ્પર થતી પેશકદમી અને ટફાટવાળી થતી મુલકગીરી અટકાવવાની ખાતર બાંહેધરી લેવાનો હતો.......

૬૨. આપના ૪૦ મા પેરેગ્રાફમાં એવો અભિપ્રાય દર્શાવવામાં આવેલો છે કે આપણે ાકડવાનો ઘણામાં ઘણો સગવડ પડતો રસ્તો એ છે કે રાજાઓ પ્રત્યેના આપણા કોલકરાર જ્જડ રીતે પાળવા, અત્યંત સાવધાની સાથે જાહેર સુલેહ જાળવવી, અને તેના બદલામાં ેશકશી લેઇને આપણે સંતોષ માનવો.

૬૩. આપણો કોલકરાર સજ્જડ રીતે પાળવાની બાબતમાં યાદ રાખવું જોઇએ કે એ ાલકરારોના તત્ત્વમાં જે બાહ્ય રક્ષણનો સમાવેશ કરવામાં આવેલો છે તે રક્ષણ ઉપરાંત ' આસ્માની સુલતાની થાય ત્યારે " ખંડણીમાં મૂક્યા ખમત કરવા લખેલું છે. ખુદ જમીનને ખંડણીની હામીરૂપ ગણેલ નથી યા ગણવા ઉદ્દેશ રાખેલો નથી અને ન્યાય તથા રાજ્ય ારકીર્દીની ખાતર સ્થાપિત બંધારણો તથા રિવાજો અને હૈયાત સત્તામાં બને તેટલે દરજ્જે

દરમિયાનગીરી નહિ કરવા લખેલું છે.કદાચ આ ધોરણને લઇને કાઠીયાવાડમાં સુધારો દાખલ થવાની કે બ્રિટિશ સત્તા પરિપૂર્ણ રીતે સ્થાપન થવાની વકી ન રહે, તોપણ તે ઉપરથી એ ધોરણ ગ્રહણ કરવા આપણો વિચાર ન્યુન થઇ જતો નથી. અલબત્ત અમારી છેલ્લી ટીકા સાથે સંભવીત રહીને અમે ગરાસની પેટા વહેંચણમાં દરમિયાનગીરી કરવાની કશી ભલામણ કરી શકતા નથી.

રાજાઓ તેમના ઉપર પડેલી ખંડણી ભરતા છતાં બીજે રીતે સ્વતંત્ર હતા એવા કર્નલ વૉકર સાહેબના અભિપ્રાય વિષે આપના ૪૯ મા પેરેગ્રાફમાં સંદેહ ઉઠાવવામાં આવેલો છે. અને કાઠીયાવાડના રાજાઓ ઉપરના નામદાર બ્રિટિશ તથા ગાયકવાડની સરકારના સામાન્ય હક્કો વિષે તપાસ કરવા ઇન્સારો કરલો છે......

૪૮ મા પેરેગ્રાફમાં આપે મુલકની સુલેહ જાળવવાનો હકક માની લીધેલો છે તે અહીં સંશયયુક્ત જણાય છે. તેનો આધાર ( આયે ) સંદેહવાળા દાખલા ઉપર રાખેલો છે. જો કર્નલ વૉકર સાહેબે કોઇ કલ્પિત હક્ક ઉપર આધાર રાખ્યો હોય તો તે ઉપરથી એ હક્ક ખરો બની શકે નહિ. પરંતુ મરાઠા સરકારે વસ્તુતાએ ખંડણી કરતાં કંઇ વિશેષ કદી માગેલું હોય એ ઓછામાં ઓછું બોલીએ તો શકવાળું છે. એવો તો શો પુરાવો નથી કે મુલકની સુલેહ જાળવવા તેઓ કદી દરમિયાન આવ્યા કે ખંડણી વસુલ કરવાની ખાતર તેમણે તાલુકાઓ જપ્તીમાં લીધા. તેથી તપાસ એટલોજ કરવો રહે છે કે જે અમુક વ્યવસ્થા તેઓ કરતા એજ વ્યવસ્થા કરવાનો હક્ક આપણને તેમના પાસેથી પ્રાપ્ત થયો છે કે આપણી રાજ્ય કારકીર્દીથી જુદા જુદા અમુક હેતુ સંપાદન થાય તેવી રીતે એ જનરલ સત્તાનો ઉપયોગ કરવાનો હક્ક આપણને મળ્યો છે.

## ઓનરેબલ કોર્ટ ઓફ ડીરેકટર્સના નામદાર મુંબઇ સરકાર તરફના તા. ૨૦ જુલાઈ ૧૮૩૦ ના ૭મા નંબરના ડીસ્પેચમાંથી ૩ જા પેરેગ્રાફનો ઇંતેખાબ.

કાઠીયાવાડમાં જે હક્કો ઉપર આપણે કબજો ધરાવીએ છીએ તે સઘળા હક્કો પેશ્વા તથા ગાયકવાડ પાસેથી આપણે મેળવ્યા છે. પેશ્વા પાસેથી જીતની રૂએ અને ગાયકવાડ પાસેથી પરસ્પરના કરારોની રૂએ. આ હક્કોની મર્યાદા ખંડણી વસુલ કરવા જેટલે દરજ્જે એ ખંડણીની સહીસલામતિ માટે જે કંઇ સાધનો લેવાં જરૂરનાં લાગે તે લેવાની સત્તા સુધી બાંધવામાં આવી હતી. આ ઉપરાંત દરમિયાન આવવા આપણે માગ્યું ન્હોતું; અને આપણે એવો નિશ્ચય કર્યો હતો કે કાઠીયાવાડના ખંડણી ભરનારાઓને પોતપોતાના મુલકમાં રાજ્ય કારકીર્દીની સત્તાનો કુલ અખત્યાર ભોગવવાનો હક્ક ધરાવનાર સ્વતંત્ર રાજા તરીકે ગણાતાં ફક્ત આપણી પ્રજાને કે આપણા સાથે સલાહ રાખનારાઓને, કે પોતપોતાને તેઓ હેરાન ન કરે અને નિમેલી ખંડણી ગાયકવાડને તથા આપણને ભરે એટલું બંધન તેમના ઉપર રહે.

## નામદાર સરકારના પોલિટિકલ ખાતાના સેક્રેટરીના ગુજરાતના પોલિટિકલ કમીશનર તરફના તા. ૩૧ અકટોબર ૧૮૩૮ના ૨૦૯૬ નંબરના લેટરમાંથી ઇંતેખાબ.

× × × × ×

૮. નારૂકોટના નાયકડામાં નામદાર ગાયકવાડે કશો દખલ નહિ કરવો જોઇએ અને ભાણુપુરામાં તેમના તરફથી સ્થાપન કરેલું નાકુ તેમણે ઉપાડી લેવું જોઇએ એવી માગણી કરવાના નામદાર બ્રિટિશ સરકારના હક્ક વિષે કશો સંદેહ હોઇ શકે નહિ. પંચમહાલનો ચાર્જ સને ૧૮૨૬ માં મિ. વિલોબી સાહેબ પાસે હતો ત્યારે તેઓ સાહેબે કરેલા બંદોબસ્તનો સીધી રીતે ભંગ કરીને આવું થાણું સ્થાપન કરવા મહારાજા ગાયકવાડને કોઈ પ્રકારનો હક્ક ન્હોતો. એવું પગલું ભરવા સામે અવલથીજ અટકાયત થવી જોઇતી હતી: અને તેથી નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ ફરમાવે છે કે સદરહુ થાણું એક માસની મુદતની અંદર ખસેડવા મહારાજા ગાયકવાડને સુચના આપવી અને એ મુદત વિત્યા પછી સરકાર ને જાહેર કર્યા વગર એ થાણું ખસડવા ઇલાજ લેવા જોઇએ.

૯. નારૂકોટના અર્ધ પરગણાનું જાુગટા બારીયા તરફથી મહારાજા ગાયકવાડને થએલું દેવાણુ ભાગ્યેજ બહાલ રાખી શકાય. જે શરતોથી એ દેવાણ કરવામાં આવેલું તે શરતો પાળવામાં મહારાજા મોસુફ નિષ્ફળ થયા છે. વિશેષમાં નારૂકોટ ૧૮૨૬ ની સાલમાં નામદાર બ્રિટિશ સરકારની સત્તા નિચે આપેલું હોઈને ( જો કે એ સત્તાનો ઘણીજ અપૂર્ણ રીતે અમલ થયો હતો તોપણ ) એવા દેવાણને વાસ્તવિક ગણવા માટે સરકારની મંજુરીની જરૂર હતી. વળી એમ પણ જણાય છે કે એ દેવાણ રાજીખુશીથી થયું ન્હોતું, પરંતુ જે વખતે ત્યાંના રાજા તથા તેમની રાણી રોક્તમાં હતાં ત્યારે એ દેવાણ સંબંધે તેના પાસેથી લખાવી લેવામાં આવ્યું હતું. આ પ્રમાણે કેફીયત હોઈને મહારાજા ગાયકવાડ તેમના કહેવામાં આવેલા ખર્ચનો બદલો મળવા માગણી કરી શકે નહિ, કેમકે છેલ્લાં પાંચ વરસમાં પરગણાની અર્ધ ઉપજ તેમને મળેલી છે.

૧૦. ૧૬ મા પેરેગ્રાફના છેલ્લા ભાગમાં મિ. માલેટ સાહેબ જણાવે છે કે જાુગટા બારીયા જીકરવાળું દેવાણુ નામદાર બ્રિટિશ સરકારને ટ્રાન્સફર કરવા રાજી છે અને તેઓ સાહેબ ભલામણ કરે છે કે આ દરખાસ્ત કબુલ રાખવી જોઇએ. જો આ વાત મંજુર કરવામાં આવે તો મહારાજા ગાયકવાડને તેના ઉપરથી હાથ ઉઠાવી લેવામાં સરકારના હેતુનો અવશ્ય ખોટો અર્થ થાય, અને તેથી નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ વધારે મુનાસબ રસ્તો એ માને છે કે સરકારને થએલા ખર્ચની અવેજી તરીકે એ રાજા પાસેથી દર વરસ કંઇ વાસ્તવિક ખંડણી લેવી અને સવાલવાળા દેવાણની રેવન્યુ તેના બદલ થાલમાં (યા ગીરોમાં) રાખવી. પરંતુ આ પોઇંટ ઉપર મિ. માલેટ તેનો અભિપ્રાય સરકાર તરફ જણાવે એમ તેમને આપ સુચના કરશો.

### [ હકુમતવાળા ચ્ા·· તેમના તાલુકાના સંપૂર્ણ મુખત્યાર છે. ]

તાલુકા અથવા સ્ટેટ- ''ના રાજા બહારના કામકાજ સંબંધમાં સ્ટેટ અથવા
તો તાલુકાના સંપૂર્ણ મુખત્યા ''નો રેઝોલ્યુસન નં. ૧૨૯૦ ના તા. ૧૭-૨-૦૯
દરબાર ગઢ એસ્ટેટના મેનેજર. ગી. પૃ. ૧૫૮ )

## હિંદુસ્તાન ખાતાના નામદાર સેક્રેટરી ઓફ સ્ટેટસ ચાર્લ્સ વુડના હિંદુસ્તાનની સરકાર તરફના તા. ૧૬ ડીસેમ્બર ૧૮૬૪ના ૭૯ નંબરના ડીસ્પેચમાંથી ઈતેખાબ.

×× જેમ એ મુલકના અંદરના રાજ્ય કારોભારમાં સુધારો કરવાની મલિકા-માઆ-ઝમાની સરકારની ઇચ્છા છે, તેમ એ હેતુ નેટિવ એજન્સી દ્વારા બ્રિટિશ ઇનફ્લ્યુઅન્સથી પાર પાડવાની અને કાઠિયાવાડના રાજાઓને પ્રથમ અપાયલાં વચનોને અનુસરતાં શુદ્ધ બુદ્ધિનાં ધોરણોને અનુસરતો એ રાજ્યકારોભાર કરવાની સરકાર મોસુફની ધારણા છે. એવાં ધોરણોના સન્નિપાત ઉપર રચાયલું ધોરણ અર્ધા સૈકા કરતાં વધારે મુદ્દત થયાં જારી હોઇને મલિકા-માઆ-ઝમા સરકારની મંજુરી વગર તેનું અવલંઘન થવું જોઇતું ન્હોતુ.

મને એમ માનવાને કશું કારણ નથી કે એ મુલકમાં કામે લાગેલા બ્રિટિશ અમલદારોની સુલેહ ભરેલી વૃત્તિ અને ગંભીર ડહાપણની રૂઇએ મુંબાઇ સરકારનો હેતુ રાજાઓની સંમતિથી પાર ન પડે, અને તેથી મારી એવી ઈંતેજારી છે કે જે બંધારણ અને કામનો ક્રમ ઉત્તરોત્તર સરકારોએ પસંદ કરેલો છે તે ટકાવી રાખવો-જો કે હું એમ કહેવાને તત્પર નથી કે કેટલીક બાબતોમાં તે સુધારો કરવા જોગ નથી.

માલિકા-માઆ-ઝમાની સરકારની એવી ઇચ્છા છે કે રાજ્યસત્તાનો જે સુધરેલો આકાર આગલા વચનોને અનુસરીને જાળવી રાખવાની આપણી ફરજ છે તે ધ્યાનમાં લેઇને બ્રિટિશ સરકારની અને તેના અમલદારોની સત્તા લોકોના કલ્યાણ અર્થે વાપરવી; પરંતુ તે એવી રીતે કે કશી દહેશત કે ભય પેદા ન થાય તેમ રાજાઓનો મોભો કોઇ પણ પ્રકારે હલકો ન થઈ જાય. તેમની વફાદારી એવી છે કે જે વિષે કદી સંદેહ ઉત્પન્ન થઇ શકે નહિ, અને યોગ્ય રીતે એવી આશા રાખી શકાય તેવું છે કે ઘણે ખરે પ્રસંગે સુલેહ ભરેલી રીતે ગંભીર સલાહ આપવામાં આવે તો બ્રિટિશ સરકારના અમલદારો રાજાઓને સુધારાના કામમાં પોતાના મત ઉપર દોરવી શકે છે અને જે સુધારા દાખલ કરવાનું વાસ્તવિક જણાય તે સુધારા સીધી રીતે દાખલ કરનારા તરીકે તેમનેજ બનાવી શકે.

આ સિવાય ઘણા દાખલાઓથી સિદ્ધ થયું છે કે સરકારે દેશી રાજ્યોના અંદરના કારોબારમાં વચ્ચે આવવા ઇચ્છા બતાવેલી નથી.

**ખંડણીની વસુલાત.** ઇ. સ. ૧૮૦૭ માં કાઠીયાવાડનો ૧૮૧૧-૧૨ માં મહીકાંઠાનો ૧૮૨૫ માં પાલણપુર એજન્સીનો અને એજ વરસમાં રેવાકાંઠા એજન્સીનો મુલકગીરી બંદોબસ્ત થયા પછી ઘાસદાણા તથા ખંડણીની રકમો પદ્ધતસર વસુલ કરવા માટે જે તે સ્થળે યોગ્ય અમલદારો નીમવા તજવીજ થતી હતી તે દરમિયાન ખંભાતના નવાબ પાસેની ખંડણીનો સવાલ હાથ ધરવો બાકી રહ્યો હતો. ખંભાતના નવાબે ખંડણી ભરવાનું મુલ્તવી રાખ્યાથી રકમ ઉઘરાવવા સારૂ લશ્કર મોકલવાની પરવાનગી મુંબાઇ સરકારે ૧૮૧૪ માં આપી હતી [illegible] પ્રમાણે થતાં નવાબનાં ૧૭ ગામો કબજે કરવામાં આવ્યાં અને ચાર વરસ સુધી [illegible] વામાં આવ્યાં. એ ગામોનું મહેસુલ ૩ લાખ રૂપીયા જેટલું આવતું હતું. [illegible] એલફીન્સ્ટને એમ ઠરાવ્યું કે, ગાયકવાડ રૂ. ૨૫૦૦૦ જેટલી મોટી રકમ [illegible] હતા તોપણ માત્ર રૂ. ૪૨૦૦

વાર્ષિક ઘાસદાણા તરીકે નવાબે ગાયકવાડને આપવા. તે ઉપરથી ભવિષ્યમાં રકમ અપાય તેના બાંના તરીકે ગાયકવાડને રૂ. ૭૦૦૦૦ સોંપવામાં આવ્યા. એ રકમનું છ ટકા લેખે જે વ્યાજ આવતુ તે ખંડણી ભરવામાં વપરાતુ, અને પાછલી બાકીનો નિકાલ કર્યા પછી વધેલા ૩ લાખ રૂપીયા પૈકી રૂ. ૯૨૩૫૨–૧૨–૦ નવાબને પાછા આપી દેવામાં આવ્યા હતા. ત્યાર બાદ કબજે લઇ લીધેલાં ગામો નવાબને પાછાં સોંપી દેવામાં આવ્યાં હતાં.

જે સંસ્થાન ખંડણી તથા જે તાલુકા વગેરે ઘાસદાણાની રકમ ભરે છે તે સાથે કેટલીક જગાએ જમાંબંદીની રકમ પણ ભરવામાં આવે છે. એકલી જમાંબંદી ભરનારા તાલુકાઓ ગાયકવાડને હવાલે સોંપી દેવામાં આવ્યા; પરંતુ જે તાલુકાઓ ઘાસદાણા સાથે જમાંબંદી ભરે છે તે રકમ પણ મુકરર કરવામાં આવી છે તેથી એમ પ્રશ્ન થાય છે કે મુલકગીરી લશ્કર જ્યારે સત્તાબળે ઘાસદાણાની રકમ ઉઘરાવતું ત્યારે આવી જમાંબંદીની રકમ જમીનદારો પ્રાંતના કુમાવીસદારને અથવા ઇજારદારને સહેલાઈથી કેમ આપતા હશે એ વિચારવાનું રહે છે.

ઘાસદાણા સાથે જમાંબંધી ભરનારા તાલુકાઓનો તપાસ કરીએ તો મહીકાંઠા એજન્સીના માણસા, પેથાપુર, બાવીસી જીલ્લાનાં ગામ, કટોસણ જીલ્લાના તેજપુરા, મેમદપુરા, હેલોલી, નદાસા, જાકાસણા, ઈજપરા, સાંથળ; જોટાણા, મગુના, અજબપુરા અને એજન્સી તાબાના વાસણા. એ ગામો બેવડી રકમ ભરતાં હતાં. આ પ્રમાણે ઘાસદાણો જ્યારે બળજોરીથી વસુલ થતો ત્યારે જમાંબંદીની રકમ સહેલાઈથી કુમાવીસદારને કેમ અપાતી હશે એ વિચારવા જેવું છે. એને માટે એવું અનુમાન થઈ શકે છે કે જમાંબંદીની રકમ ભરવાવાળો વિભાગ ગાયકવાડ સરકારના સતત વહિવટવાળો હોઇ નજીકના જમીનદારોએ એ વિભાગ ઉપરની જમાંબંદીની રકમ ભરવા પોતે ઇજારો રાખ્યો હોય અને ઘણાં વરસો સુધી એ પ્રમાણે રકમ ભરવામાં આવી હોય. ઇજારા વહિવટ દરમિયાન ક્યા ભાગનું કેટલું મહેસુલ આવ્યું તેની સત્તાવાર નોંધ સરકારમાં આવી ન હોય અને પ્રાંતના ઇજારદારના નામે આખા પ્રાંતની ઇજારાની રકમ જમાં થઇ હોય. જ્યારે જમાંબંદીની રકમ ઈંગ્રેજ સરકારે મુકરર કરી ત્યારે અમુક જમીનદાર અમુક જમાંબંદી ભરે છે એટલી હકીકત ઇજારદાર તરફથી પુરી પાડવામાં આવતાં દસોટાથી કાયમી રકમ નક્કી કરવામાં આવી અને જાણે જમાંબંદીવાળી જમીનની માલકી પણ એજ જમીનદારની હોય એ પ્રમાણે આખા તાલુકાના એમને પરવાના આપવામાં આવ્યા છે. માણસા, પેથાપુર વિગેરે ગામોમાં વાંટા અને તળપદ જુદાં ગણાય છે. એ દાખલો ઉપરના અનુમાનને પુષ્ટી આપે છે. તળપદનો ભાગ એ જમાંબંદીવાળો અને વાંટાનો ભાગ એ ઘાસદાણાવાળો એટલે ખરેખર જોઇએ તો વાંટાનો ભાગ એજ જમીનદારની મિલ્કત છે. પરંતુ તળપદનો ભાગ સરકારી હોવા છતાં અને તેની જમાંબંદી કુમાવીસદાર તરફ ભરાવા છતાં સરકારી દફતર તૈયાર હોવાની ગેરહાજરીના સબબે સરકારી તળપદની જમીન પણ જમીનદારોને વાંટાની સાથે જોડી આપવામાં આવી છે અને જમાંબંદી તથા ઘાસદાણાની રકમ એકઠી કરી તેમાંથી શિરપાવની રકમ બાદ કરી બાકીની રકમ ખંડણી તરીકે વસુલ કરવામાં આવે છે. દાખલા તરીકે મહિકાંઠાના પોલી. એજંટ સાહેબે તા. ૭–૬–૮૦ થી રેસીડેન્સીમાં મોકલેલા પત્રક પ્રમાણે માણસાના ઘાસદાણાની રકમ રૂ. ૫૮૨૦–૦–૫ પૈકી શિરપાવના રૂ. ૨૩૨–૧૨–૬ કાપતાં રૂ. ૫૫૮૭–૩–૧૧ ઘાસદાણાના રહ્યા. તેમાં રૂ. ૫૯૩૩–૧૫–૭ જમાંબંદીના ઉમેરતાં રૂ. ૧૧૫૨૧—૩—૬ કલદાર થયા તે

ગાયકવાડ સરકારને દરવરસે ભરવામાં આવે છે, અને તેજ પ્રમાણે **પેથાપુર**, તથા બીજા તાલુકાઓના આંકડા મળી રહે છે.

**પાલણપુર** એજન્સી તાબાના **કાંકરેજ** જીલ્લામાં પણ **ઉણ, જાલગામ, થરા**, અને **રોનકપુર** સિવાય તમામ ગામો ઉપર ઘાસદાણા ઉપરાંત જમાબંદીની રકમ જુદી બતાવામાં આવી છે. વળી રેવાકાંઠા એજન્સીમાં **માંડવા** તાબાના **ભાલોઇરા** તથા **નંદેરીયા, સનોર** તાબાના **સનોર** તથા **પારાગામ, વજીરીયા** તાબાના **વજીરીયા** તથા **પ્રતાપપુરા**, અને **ભાદરવા** તાબાના **વાંકાનેર** તથા **માગસી** ગામ ઉપર જમાબંદીની રકમ હતી જે હાલ ઘાસદાણા સાથે ખંડણી તરીકે વસુલ લેવામાં આવે છે.

કાઠીયાવાડમાં જમાબંદીની રકમ નથી પરંતુ પેશ્વા અને ગાયકવાડ ખંડણી ઉઘરાવતા તે પૈકી પેશ્વાનું રાજ ખાલસા થવાથી પેશ્વાના ભાગની રકમ ઇંગ્રેજ સરકારને મળે છે. અને ગાયકવાડના ભાગની રકમ શ્રીમંત ગાયકવાડ સરકારને મળે છે. આ રકમ ઉપરાંત કાઠીયાવાડમાં કેટલાંક સંસ્થાનો ઉપર **જુનાગઢના** નવાબ સાહેબ તરફથી નાંખેલી "**જોર તલબી**" એ નામનો **હક્ક જુનાગઢ** સ્ટેટ લે છે. અને તે કરાર પ્રમાણે બ્રિટિશ સરકારને આપે છે. મહિકાંઠા એજન્સીમાં ઈડર રાજ્ય કેટલાક તાલુકા ઉપર "**ખીચડી હક્ક**" એ નામનો કર લેવો શરૂ કરેલો જે રકમ નક્કી થઇ નિયમસર ઈડર રાજને મળે છે.

આઠમા પ્રકરણમાં ગાયકવાડ અને પેશ્વાની ખંડણીની વહેંચણીમાં આવેલા તાલુકાઓનું લીષ્ટ ગાયકવાડની શને ૧૮૦૨ ની વહેંચણીના પત્રક મુજબ આપવામાં આવેલું છે. તેમાં જણાવેલા **ખેરડા, રાંણીયા, અલીણા**, ઠાસરા, નડીયાદનાં મેવાસીગામો, **મુડેલ, અડાલ, નિરકુંડા, છીપીયાલ**; કાકરખડ,**બગડોલ**, તથા રતનપોર એ ગામોને **ખેડા** જીલ્લામાં મૂકવામાં આવ્યાં છે.વળી **હરસોલ** તથા **પ્રાંતીજને અમદાવાદ** જીલ્લામાં અને **સારોદ ભરૂચ** જીલ્લામાં મૂકવામાં આવ્યું છે. જેથી ત્યાંની જમાબંદી અંગ્રેજ સરકાર તરફ ભરવામાં આવે છે. જેની તાલુકાવાર વિગત આગળ આપવામાં આવશે.

આ યાદીમાં બતાવેલાં **પાલણપુરની** હકીકત **પાલણપુર** એજન્સીના ટ્રીબ્યુટના પત્રકમાં જણાવવામાં આવશે તે સિવાય રેવાકાંઠા એજન્સી સ્થાપન થયા પછી **ઉમેટા, અનગઢ, રાયકા, દોડકા, ભાદરવા, વાડાશિનોર** વિગેરે ગામો મહીકાંઠામાંથી કહાડી રેવાકાંઠા એજન્સીમાં મૂકવામાં આવ્યાં એ તાલુકાઓ ઉપરની ખંડણીની રકમ રેવાકાંઠા એજન્સીના ટ્રીબ્યુટના પત્રકમાં જણાવવામાં આવશે. **લીબોદરા** પ્રથમ મહિકાંઠા એજન્સીમાં ગણવામાં આવતું હતું, અને જમાબંદીની રકમ રૂ. ૩૭૦ ની હતી એમ પત્રક ઉપરથી જણાય છે; પરંતુ એ તાલુકા ઉપર ઘાસદાણા અગર ખંડણીનો લાગો નહિ હોવાથી જમાબંદી ભરનારી જાગીર તરીકે ગાયકવાડ સરકારના હસ્તક મૂકવામાં આવી છે.

સિંધીયા સરકારની માલકીનાં **પાવાગઢ** પંચમહાલ ( **ગોધરા, દાહોદ, કાલોલ, હાલોલ** અને **ઝાલોદ**. ) **બારીયા, રાજપીંપળા** અને **છોટાઉદેપુર** રાજ્યોનો બંદોબસ્ત કરવા ઇંગ્રેજ સરકારે ઘાર્યું. ૧૮૨૫ માં રેવાકાંઠાના બંદોબસ્તમાં ફક્ત **સંખેડા** મેવાસ પુરતો બંદોબસ્ત થયો હતો. **ભાદરવા, ઉમેટા, રાયકા, દોડકા, અનગઢ** વગેરે તાલુકા બંદોબસ્ત વખતે મહીકાંઠામાં હતા તેથી મહીકાંઠાના જામીનખતમાં એમનો બંદોબસ્ત થયો હતો; પરંતુ એ સિવાયનાં રાજ્યો જે હાલ રેવાકાંઠા એજન્સીમાં છે એમનો બંદોબસ્ત થયો ન્હોતો તેથી

પંચમહાલ જીલ્લાના તાલુકદારો તથા રાજપીપળા, છોટાઉદેપુર વિગેરે સંસ્થાનોનો બંદોબસ્ત કરવા સને ૧૯૨૬ માં વડોદરાના રેસીડેન્ટના આસીસ્ટંટ મી. જે. પી. વીલોબીને રેવાકાંઠા તથા પાવાગઢના પોલીટીકલ એજન્ટ તરીકે મોકલવામાં આવ્યા. એમણે સને ૧૮૨૬ ના ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે પંચમહાલ જીલ્લાના કંઝરી તાલુકાનો બંદોબસ્ત કર્યો અને ત્યાંના ઠાકોરનું જામીનખત લેવામાં આવ્યું અને તેજ ધોરણે ઘણા ઠાકોરો તથા રજપીપળા, છોટાઉદેપુર, બારીયા, વગેરેનો બંદોબસ્ત કરવામાં આવ્યો. આ બધાં સંસ્થાન અને તાલુકા ભોપાવર એજન્સીમાં હતાં તે રેવાકાંઠામાં નાંખવામાં આવ્યાં. ૧૮૨૬ માં મી. વીલોબી રેવાકાંઠનો પહેલો પોલીટીકલ એજન્ટ નીમાયો. લુણાવાડા અને સુંથનાં રાજ્ય મહીકાંઠામાં ગણાતાં તે પણ આ અરસામાં રેવાકાંઠા એજન્સીમાં દાખલ કરવામાં આવ્યાં છેવટે ૧૮૨૯ માં રેવાકાંઠાના પોલીટીકલ એજંટની જગો કમી કરવામાં આવી અને ગુજરાતના પોલીટીકલ કમીશનરના હવાલામાં સોંપવામાં આવી; પરંતુ વખત. જતાં આ ફેરફારનું પરિણામ સારૂ આવ્યું નહિ. બ્રિટિશ સરકારનું નામનુંજ ઉપરીપણું રહ્યું અને કેટલાક તાલુકાઓએ મોટા મોટા ગુન્હા કરી તોફાન મચાવી મૂક્યું. છેવટે ઇ. સ. ૧૮૪૨ માં રેવાકાંઠાને માટે ફરીથી જુદા પોલીટીકલ એજન્ટની નીમણુંક થઇ. ઇ. સ. ૧૮૫૩ ના જુન માસની ૩ જી તારીખના નામદાર મુંબાઇ સરકારના હુકમના આધારે પંચમહાલ જીલ્લા માટે ઇલાયદા કલેકટરની નીમણુંક કરી. રેવાકાંઠા પોલીટીકલ એજન્ટ તથા પંચમહાલ કલેક-ટર એ બે હોદ્દાથી એકજ ઓફીસરે કામ કરવા ઠરાવ થયો અને તે રૂઇએ પંચમહાલ જીલ્લામાં આવેલા સંસ્થાન અને તાલુકાઓને તાલુકદાર તરીકે કબુલ કરવામાં આવ્યા.

ઘાસદાણા અને ખંડણીની મુકરરતા વખતે હિસાબ જોતાં માંડવા ( લાલના ) ઉપર કોઇનો ઘાસદાણા કે ખંડણીનો લાગો નહિ જણાયાથી તેને ગાયકવાડ સરકારના હસ્તક સોંપવામાં આવ્યો. જે તાલુકો કડી પ્રાંતના ( આતરસુબા ) તાલુકામાં આવેલો છે.

ખંડણીના મુકરરતા થયા પછી શ્રીમંત બીજા સયાજીરાવ મહારાજના વખતમાં કેટલીક અવ્યવસ્થાને લીધે ઇંગ્રેજ સરકાર તરફથી મહારાજા પાસે જુદા જુદા પ્રકારની અઠાવીસ માગણીઓ ૧૮૩૯ના માર્ચ માસની ૯ મી તારીખના હિંદી સરકારના હુકમના આધારે કરવા માં આવી. તે પૈકી ૨૬ મી માગણી એવી હતી કે મહીકાંઠા, રેવાકાંઠા અને કાઠીયાવાડમાંના ખંડીયાઓનાં રાજ્યોમાં દુષ્કાળ અથવા તીડ પડવાથી પાકને નુકશાન થાય કે એવી બીજી કોઇ આસમાની સુલતાની આવી પડે ત્યારે બ્રિટિશ અમલદારો પોતાને યોગ્ય લાગે એ પ્રમાણે જે માફી આપવાની ઠરાવે તે સયાજીરાવે કબુલ રાખવી. જ્યારે ૧૮૪૧ ના ફેબ્રુઆરી માસ-માં સર જેઇમ્સ કર્નાક વડોદરાની મુલાકાત લીધી તે વેળા. મહારાજાએ બીજી માગણીઓ સાથે ટ્રીબ્યુટવાળી માગણીઓ પણ કબુલ રાખી.

સંવત ૧૯૫૬ માં ભયંકર દુષ્કાળ પડયો તથા સંવત ૧૯૫૮ માં ઉંદરોએ પાકને નુક-શાન કર્યું ત્યારે ઘાસદાણાની રકમને માફી મળવા અરજ થતાં નામદાર મુંબાઇ સરકારે પો-તાના ઠરાવ નં. ૫૨૭૫ તા. ૧૨-૭-૧૯૦૦ થી એવી ભલામણ મંજુર કરી કે ખેડુ લોકો પાસેથી ખરાબ વરસના સબબે વેરો વસુલ થઇ શકશે નહિ અને હાલ આ રકમને તેકુબી આપવામાં આવે છે. પાછળથી બંને વરસોના ઘાસદાણાની અડધી રકમ માફ કરવામાં આવી હતી ( જુઓ નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ નં. ૮૫૮૫ તા. ૨૧-૧૨-૧૯૦૩.)

શ્રીમંત હાલના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ અને નામદાર વડોદરાના રેસીડેન્ટ સાહેબના રૂબરૂ વાટાઘાટ થઈ. તા. ૧૦-૧૧-૧૯૧૯ ના રોજ એવું નક્કી થયું છે કેઃ— દુષ્કાળના પ્રસંગે ખંડણીમાં છુટ આપવામાં આવે અને પાછળથી ઠાકોરો તેમનું બાકી મહેસુલ વસુલ કરે તો વસુલના વરાડે બાકી ખંડણી ભરવી જોઇએ.

નામદાર મુંબાઇ સરકારે પોતાના ઠરાવ નં. ૫૨૮ તા. ૨૨-૧-૧૯૦૧ થી ઠરાવ્યું છે કેઃ—જે ખંડણીની વસુલાત દુષ્કાળના લીધે બંધ કરવામાં આવી છે તેના ઉપર વ્યાજ લેવું નહિ અને જો ખંડણીની રકમ મુદતસર ભરવામાં ન આવે તો દર વરસે દર સેંકડે ૧૨ ટકા મુજબ વ્યાજ લેવા નામદાર મુંબાઇ સરકારનો પોલીટીકલ ખાતાનો ઑર્ડર નં. ૩૩૨૦ તા. ૨૪ એપ્રીલ સને ૧૯૨૦ નો થયો છે અને જો કંઇ ખાસ કારણથી ટ્રીબ્યુટની રકમ મોડી ભરાય તો તેના વ્યાજની રકમ માંડી વાળવા વ્યાજબી ગણાય તો પોલીટીકલ એજન્ટ સાહેબ નામદાર સરકારને કારણો સાથે લખી જણાવશે એમ ઠર્યું છે.

સંસ્થાન અથવા તાલુકાએ ભરવાની ખંડણી મુકરર થયેલી હોય અને દર વરસે બીન તકરારે તાલુકા તરફથી ભરવામાં આવતી હોય એ ખંડણીની રકમમાં સંસ્થાન યા તાલુકાના ભાયાતો પાસેથી જીવારકના પ્રમાણમાં ફાળે પડતી રકમ લેવા સંબંધી અને એમ કરી ખંડણીની રકમ પુરી કરવા તાલુકાએ ભાયાતો પાસેથી માગણી કર્યાનો અથવા તેવા કામે મદદ માટે પોલીટીકલ ઓફીસરોને અરજ કર્યાનો દાખલા કોઈ જગાએથી મળી આવતો નથી એટલું છતાં મહીકાંઠા એજન્સીમાં આવેલા માણસાના ઠાકોરે મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબને અરજ કરી કે તાલુકા ઉપર ઘાસદાણા જમાબંદીનો આંકડો કુલ જમીન ઉપર તથા વેરાની ઉપજ ઉપર, ને તેનાજ ઉપર અમારી ઠકરાતનું ખર્ચ, અને હવે વખતો વખત ભાયાતો થયા તેમને જીવારક આપવો જોઇએ, છતાં તેઓ આંકડાની મદદમાં કંઇ આપતા નથી અને નકરા થઇ પડયા છે તેથી તેમના જીવારકની જમીન ઉપર હક્ક બેસાડવા ધારૂં છું માટે તે દર શા મુજબ લેવા સલાહ આપો છો. આના જવાબમાં પોલીટીકલ એજન્ટ સાહેબે હુકમ નં. ૮૮૬ તા. ૧-૬-૧૮૭૧ થી જણાવ્યું કે **એવી રીતે તમો નવીન હક્ક કરી શકતા નથી.**

આ ઉપરથી નિર્ણય થાય છે કે તાલુકદારો પોતાના ભાયાતો ઉપર ચાલુ સીરસ્તા ઉપરાંત સરકારની પરવાનગી મેળવ્યા શિવાય નવીન કરી શકતા નથી. દરેક એજન્સીમાં સંસ્થાનો અને તાલુકાઓ તરફથી શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ તથા નામદાર ઇંગ્રેજ સરકાર તરફ અને બીજાં રાજ્યોને દર વરસ જે રકમ ભરવામાં આવે છે તેમાં વિગતવાર પત્રકો આ નીચે આપવામાં આવ્યાં છે.

# કાઠીયાવાડ.

## ટ્રીબ્યુટ યાને ખંડણી ભરનારાઓની નામાવળી.

### ( સેન્ટ્રલ ઇન્ડિયા સ્ટેટ એજન્સી. )

| સ્ટેટ યા તાલુકાનું નામ. | બ્રિટિશ સરકારની પેશકશી. | ગાયકવાડ સરકારની પેશકશી. | જુનાગઢ જોરતલબી. | અમદાવાદ સુખડી. |
|---|---|---|---|---|
| **ઝાલાવાડ પ્રાંત.** | | | | |
| ધ્રાંગધ્રા | ૪૦૬૭૧-૦-૦ | ૦ | ૪૦૦૬-૦-૦ | ૦ |
| લીંબડી | ૪૪૧૨૮-૦-૦ | ૦ | ૧૩૯૦-૦-૦ | ૧૫-૧૩-૦ |
| વઢવાણ | ૨૫૯૨૨-૮-૦ | ૦ | ૨૬૮૨-૦-૦ | ૮૭-૦-૮ |
| થાનલખતર | ૬૭૬૩-૦-૦ | ૦ | ૪૬૪-૦-૦ | ૧૨૪-૦-૦ |
| સાયલા | ૧૫૦૦૧-૦-૦ | ૦ | ૫૧૦-૦-૦ | ૦ |
| ચુડા | ૬૩૨૪-૦-૦ | ૦ | ૬૭૬-૦-૦ | ૧૪૩-૬-૫ |
| મુળી | ૭૫૦૧-૦-૦ | ૦ | ૧૮૫૩-૦-૦ | ૦ |
| બજાણા | ૭૮૮૦-૦-૦ | ૦ | ૦ | ૫૭-૧૦-૦ |
| પાટડી | ૩૨૧૯-૦-૦ | ૦ | ૦ | ૦ |
| વણોદ | ૧૯૫૩-૪-૦ | ૦ | ૦ | ૦ |
| રાઇ સાંકળી | ૫૫૬-૦-૦ | ૩૮૨-૦-૦ | ૦ | ૦ |
| રાજપુર | ૨૪૧૨-૦-૦ | ૦ | ૧૮૬-૦-૦ | ૦ |
| વડોદ | ૧૨૫૨-૦-૦ | ૦ | ૨૭૮-૦-૦ | ૦ |
| કેસરીયા | ૨૭૮-૦-૦ | ૦ | ૦ | ૦ |
| વણા | ૩૭૧૫-૦-૦ | ૦ | ૨૭૮-૦-૦ | ૦ |
| દુધરેજ | ૧૧૦૨-૦-૦ | ૦ | ૯૭-૦-૦ | ૦ |
| ખેરાલી | ૬૭૮-૦-૦ | ૦ | ૦ | ૦ |
| મુજપર | ૬૦૩-૦-૦ | ૦ | ૦ | ૦ |
| ગુંદીયાલા | ૧૪૦૮-૦-૦ | ૦ | ૦ | ૦ |
| દેવલીયા | ૪૬૭-૦-૦ | ૦ | ૫૬-૦-૦ | ૦ |
| ભલાલા | ૪૭૪-૦-૦ | ૦ | ૦ | ૦ |
| તલસાણા | ૯૧૩-૦-૦ | ૦ | ૧૩૯-૦-૦ | ૦ |
| પલાલી | ૩૫૭-૦-૦ | ૦ | ૪૬-૦-૦ | ૦ |
| ભથાણુ | ૬૪૧-૦-૦ | ૦ | ૬૦-૦-૦ | ૦ |
| તાવી | ૩૧૦-૦-૦ | ૦ | ૨૫-૦-૦ | ૦ |
| ભડવાણુ | ૯૯૮-૦-૦ | ૦ | ૮૩-૦-૦ | ૦ |
| ઝરમર | ૪૬૪-૦-૦ | ૦ | ૦ | ૦ |
| આપોદડ | ૧૩૮-૦-૦ | ૦ | ૦ | ૦ |
| પાલીયાદ | ૩૬૨-૦-૦ | ૦ | ૦ | ૦ |
| ચોટીલા | ૬૫૨-૦-૦ | ૦ | ૨૨૧-૮-૦ | ૨૪-૯-૪ |
| ભીમોરા | ૩૦૭-૮-૦ | ૦ | ૬૩-૮-૦ | ૦ |
| ચોબારી | ૧૫૪-૦-૦ | ૦ | ૪૫-૦-૦ | ૦ |
| આણંદપુર | ૭૦૫-૦-૦ | ૦ | ૨૦૫-૦-૦ | ૯૨૦-૦-૦ |
| સાંગોસરા | ૧૮૬-૦-૦ | ૦ | ૫૧-૦-૦ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| બામણબોર | ૭૬-૦-૦ | ૦ | ૦ | ૦ |
| મેવાસા | ૪૪૫-૦-૦ | ૦ | ૧૧૪-૦-૦ | ૦ |
| રાનપરડા | ૭૫-૦-૦ | ૦ | ૦ | ૦ |
| સમલા | ૯૫૯-૦-૦ | ૦ | ૧૦૪-૦-૦ | ૦ |
| અંકેવાળીયા | ૧૩૦૦-૦-૦ | ૦ | ૨૨૬-૦-૦ | ૦ |
| ભલગામડા | ૧૪૦૦-૦-૦ | ૦ | ૧૦૫-૦-૦ | ૦ |
| ઉંટડી | ૪૯૩-૦-૦ | ૦ | ૪૬-૦-૦ | ૦ |
| જાખણ | ૨૪૨-૦-૦ | ૦ | ૪૬-૦-૦ | ૦ |
| ખંભલાવ | ૭૩૦-૦-૦ | ૦ | ૧૩૯-૦-૦ | ૦ |
| ગેડી | ૧૨૦૦-૦-૦ | ૦ | ૧૩૯-૦-૦ | ૦ |
| કારોલ | ૭૦૩-૦-૦ | ૦ | ૯૩-૦-૦ | ૦ |
| સાઉકા | ૫૧૯-૦-૦ | ૦ | ૬૫-૦-૦ | ૦ |
| કુંથારીયા | ૧૪૯૧-૦-૦ | ૦ | ૨૦૮-૦-૦ | ૮૯-૧-૯ |
| દરોડ | ૩૬૬-૦-૦ | ૦ | ૫૦-૦-૦ | ૦ |
| કમાલપુર | ૭૭૬-૦-૦ | ૦ | ૦ | ૦ |
| ખાંડીયા | ૮૦૬-૦-૦ | ૦ | ૮૧-૦-૦ | ૧૩-૪-૨ |
| ચચાણા | ૩૧૮-૦-૦ | ૦ | ૦ | ૦ |
| છલાળા | ૯૭૧-૦-૦ | ૦ | ૭૮-૦-૦ | ૭૩-૪-૧૦ |
| કરમડ | ૧૪૦-૦-૦ | ૦ | ૩૨-૦-૦ | ૫૯-૬-૭ |
| વનાળા | ૩૯૬-૦-૦ | ૦ | ૦ | ૦ |
| ભોઇકા | ૧૭૫૯-૦-૦ | ૦ | ૨૭૯-૦-૦ | ૯૩-૩-૯ |
| દસાડા | ૧૨૯૬૮-૦-૦ | ૦ | ૦ | ૨૩-૪-૦ |
| પાલીયાદ | ૯૦૭-૦-૦ | ૦ | ૩૦૬-૦-૦ | ૦ |
| માત્રા-ટીંબા | ૨૯૦-૦-૦ | ૦ | ૭૨-૦-૦ | ૦ |
| ભારેજડા | ૯૪-૦-૦ | ૦ | ૦ | ૩૧-૧૨-૦ |
| સુદામડા-ધાંધલપુર | ૨૩૮૧-૦-૦ | ૦ | ૭૪૩-૦-૦ | ૦ |
| સેજકપુર | ૩૧૬-૮-૦ | ૦ | ૧૧૬-૦-૦ | ૦ |
| ઝીંઝુવાડા | ૧૧૦૭૩-૮-૦ | ૦ | ૦ | ૦ |
| **સોરઠ પ્રાંત.** | | | | |
| જુનાગઢ | ૨૮૩૯૪-૦-૦ | ૪૨૨૧૦-૦-૦ | ૦ | ૦ |
| પોરબંદર | ૨૧૨૦૨-૦-૦ | ૭૧૯૬-૦-૦ | ૫૦૧૬-૦-૦ | ૦ |
| | ૧૫૦૦૦ કસ્ટમ | | | |
| | ૩૬૨૦૨-૦-૦ | | | |
| માણાવદર-ગીદડ અને બાંટવા | ૨૯૬૪૨-૦-૦ | ૦ | ૦ | ૦ |
| જેતપુર-બીલખા | ૫૦૨૬૨-૦-૦ | ૧૧૯૦-૫-૦ | ૦ | ૦ |
| | | ૩૯૭૪-૮ જ. | | |
| વસાવડ | ૭૬૬-૦-૦ | ૦ | ૦ | ૦ |
| દેદાણ | ૦ | ૨૯૫૬-૦-૦ | ૦ | ૦ |
| વીંછાવડ | ૦ | ૦ | ૦ | ૦ |
| કનાર | ૦ | ૧૯૫-૦-૦ | ૦ | ૦ |
| કાથરોટા | ૦ | ૫૨-૦-૦ | ૦ | ૦ |
| ખીજડીયા-નાયાણી | ૦ | ૫૨-૦-૦ | ૨૪-૦-૦ | ૦ |
| ગરમલી મોટી | ૦ | ૧૯૬-૦-૦ | ૦ | ૦ |
| ગરમલી નાની | ૦ | ૧૯૪-૦-૦ | ૨૧-૦-૦ | ૦ |
| ગઢીયા | ૦ | ૨૭૪-૦-૦ | ૩૮-૦-૦ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ચરખા | ૦ | ૫૦૩—૦—૦ | ૨૩—૦—૦ | ૦ |
| ઢોલરવા | ૦ | ૧૦૩—૦—૦ | ૨૩—૦—૦ | ૦ |
| માનાવાવ | ૦ | ૧૪૯—૦—૦ | ૨૪—૦—૦ | ૦ |
| લાખાપાદર | ૦ | ૧૫૪—૦—૦ | ૦ | ૦ |
| મોનવેલ | ૦ | ૩૧૨—૧૫—૦ | ૦ | ૦ |
| વેકરીયા | ૦ | ૫૪—૧૨—૦ | ૧૯—૦—૦ | ૦ |
| વાઘાવડી | ૦ | ૧૩૫—૦—૦ | ૭૭—૦—૦ | ૦ |
| હાલરીઆ | ૦ | ૧૦૨—૦—૦ | ૦ | ૦ |
| સીલાણા | ૦ | ૧૦૨— —૦ | ૦ | ૦ |
| દહીડા | ૦ | ૦ | ૦ | ૦ |
| ગીગાસરાન | ૦ | ૦ | ૦ | ૦ |
| ઢસા | ૦ | ૦ | ૦ | ૦ |
| બગસરા | ૦ | ૨૫૫૪—૦—૦ | ૧૫૪૪—૦—૦ | ૦ |
| ઝામકા—વેલાણી | ૦ | ૧૮૫—૦—૦ | ૦ | ૦ |
| અમરેલી | ૧૬૨૧—૦—૦ | ૦ | ૭૪૯૨—૮—૦ | ૦ |
| **હાલારપ્રાંત.** | | | | |
| નવાનગર | ૫૦૩૧૨—૦—૦ | ૬૪૯૨૪—૦—૦ | ૪૮૫૭—૦—૦ | |
| મોરબી | ૯૨૬૩—૦—૦ | ૪૯૨૦૮—૦—૦ | ૩૦૮૮—૦—૦ | ૦ |
| ગોંડલ | ૪૯૦૯૬—૦—૦ | ૬૧૦૧૭—૦—૦ | ૬૦૮—૦—૦ | ૦ |
| વાંકાનેર | ૧૭૪૨૨—૦—૦ | ૦ | ૧૪૫૭—૦—૦ | ૦ |
| ધ્રોળ | ૦ | ૯૫૫૨—૦—૦ | ૬૭૯—૦—૦ | ૦ |
| રાજકોટ | ૧૮૯૯૧—૦—૦ | ૦ | ૨૩૩૦—૦—૦ | ૦ |
| વીરપુર | ૩૪૧૮—૦—૦ | ૦ | ૬૯૬—૦—૦ | ૦ |
| માળીયા | ૦ | ૧૧૮૨—૦—૦ | ૧૮૫—૦—૦ | ૦ |
| કોટડા—સાંગાણી | ૧૦૧૮૯—૦—૦ | ૦ | ૧૪૨૭—૦—૦ | ૦ |
| મેંગણી | ૩૪૧૨—૦—૦ | ૦ | ૦ | ૦ |
| કોઠારીઆ | ૯૪૮—૦—૦ | ૦ | ૨૯૮—૦—૦ | ૦ |
| ગવરીદડ | ૧૦૧૧—૦—૦ | ૦ | ૬૧૦—૦—૦ | ૦ |
| પાળ | ૧૨૫૩—૦—૦ | ૦ | ૩૯૪—૦—૦ | ૦ |
| ગઢકા | ૬૪૩—૦—૦ | ૦ | ૨૦૨—૦—૦ | ૦ |
| જાળીયા—દેવાણી | ૦ | ૧૧૮૧—૧૨—૦ | ૩૭૦—૦—૦ | ૦ |
| રાજપરા | ૨૯૨૨—૦—૦ | ૦ | ૨૪૧—૦—૦ | ૦ |
| ભાવડા | ૧૩૯૪—૦—૦ | ૦ | ૨૩૮—૦—૦ | ૦ |
| શાહપુર | ૪૬૪—૦—૦ | ૦ | ૧૪૬—૦—૦ | ૦ |
| ખીરસરા | ૨૩૬૬—૦—૦ | ૦ | ૩૫૦—૦—૦ | ૦ |
| વડાળી | ૨૪૬—૦—૦ | ૦ | ૭૮—૦—૦ | ૦ |
| ધ્રાફા | ૩૭૦૬—૦—૦ | ૦ | ૧૧૬૫—૦—૦ | ૦ |
| સીતોદડ—વાવડી | ૧૪૬૬—૦—૦ | ૦ | ૪૬૧—૦—૦ | ૦ |
| મુળીલાડેરી | ૧૨૭૯—૦—૦ | ૦ | ૧૭૫—૦—૦ | ૦ |
| અમરાપુર | ૫૧૧—૦—૦ | ૦ | ૦ | ૦ |
| લોધીકા | ૧૨૮૭—૦—૦ | ૦ | ૪૦૫—૦—૦ | ૦ |
| સીસાંગ—ચાંડલી | ૭૨૦—૦—૦ | ૦ | ૨૨૬—૦—૦ | ૦ |
| વીરવા | ૧૪૯—૦—૦ | ૦ | ૪૪—૦—૦ | ૦ |
| ફાકસીઆળી | ૮૪—૦—૦ | ૦ | ૨૭—૦—૦ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| મહુવા (નાના) | ૧૨૦—૦—૦ | ૦ | ૩૮—૦—૦ | ૦ |
| કોટડા-નાયાણી | ૦ | ૫૪૨—૦—૦ | ૧૪૫—૦—૦ | ૦ |
| કાનપુર-ઈશ્વરીયા | ૨૩૦—૦—૦ | ૦ | ૧૧૭—૦—૦ | ૦ |
| બલધોઇ | ૨૦૪—૦—૦ | ૦ | ૫૮—૦—૦ | ૦ |
| **ગોહેલવાડ પ્રાંત.** | | | | |
| ભાવનગર | ×૧૫૩—૦—૦ | ૩૫૮૧—૮—૦ | ૨૨૮૫૮—૦—૦ | ૦ |
| પાલીતાણા | ૦ | ૭૮૭૪—૦—૦ | ૨૪૯૦—૦—૦ | ૦ |
| વળા | ૦ | ૬૮૫૪—૦—૦ | ૨૩૪૮—૦—૦ | ૦ |
| જસદણ | ૭૬૯૪—૦—૦ | ૩૯૪—૦—૦ | ૨૫૭૨—૦—૦ | ૦ |
| લાઠી | ૦ | ૮૬૧—૦—૦ | ૧૧૪૬—૦—૦ | ૦ |
| છતરીયા | ૨૫૨—૦—૦ | ૦ | ૮૩—૦—૦ | ૦ |
| ખંભાલા | ૪૦૬—૦—૦ | ૦ | ૧૧૮—૦—૦ | ૦ |
| આંકડીઆ | ૧૨૯—૦—૦ | ૦ | ૨૫—૦—૦ | ૦ |
| નીલવલા | ૫૧૧—૦—૦ | ૦ | ૧૫૪—૦—૦ | ૦ |
| કમઢીઆ | ૩૭૭—૦—૦ | ૦ | ૦ | ૦ |
| કોટડા-પીઠા | ૪૮૫૦—૦—૦ | ૦ | ૭૨૮—૦—૦ | ૦ |
| ભડલી | ૧૧૦૧—૦—૦ | ૦ | ૨૫૬—૦—૦ | ૦ |
| કરીઆણા | ૮૫૦—૦—૦ | ૦ | ૩૦૭—૦—૦ | ૦ |
| લીંબડા | ૦ | ૯૩૪—૦—૦ | ૨૭૮—૦—૦ | ૦ |
| વાવડી-ધરવાળા | ૦ | ૧૨૯૬—૦—૦ | ૨૩૪—૦—૦ | ૦ |
| ભોજાવદર | ૦ | ૪૧૧—૦—૦ | ૧૩૯—૦—૦ | ૦ |
| સમઢીઆળા-છભાડીઆ | ૦ | ૧૮૯૧—૦—૦ | ૩૮૯—૦—૦ | ૦ |
| વાંગધરા | ૦ | ૭૯—૦—૦ | ૨૫—૦—૦ | ૦ |
| ખીજડીયા-ડોસાજી | ૦ | ૩૮૦—૦—૦ | ૪૭—૦—૦ | ૦ |
| ગઢુલા | ૦ | ૧૬૮—૦—૦ | ૨૮—૦—૦ | ૦ |
| કાટોડીયા-વાછાણી | ૦ | ૧૪૭—૮—૦ | ૨૮—૦—૦ | ૦ |
| સોનગઢ | ૦ | ૧૯૩—૦—૦ | ૬૯—૦—૦ | ૦ |
| પાંચવડા | ૦ | ૫૦૩—૦—૦ | ૩૭—૦—૦ | ૦ |
| ટોડા | ૦ | ૨૦૪—૦—૦ | ૨૮—૦—૦ | ૦ |
| વાવડી | ૦ | ૧૪૭—૮—૦ | ૫૬—૦—૦ | ૦ |
| રાસનાળ પીંપળવા | ૦ | ૨૯૮—૦—૦ | ૦ | ૦ |
| ચમારડી-વાછાણી | ૦ | ૦ | ૯૩—૦—૦ | ૦ |
| પછે ગામ-દેવાણી | ૦ | ૭૬૫—૦—૦ | ૬૭૯—.—૦ | ૦ |
| ચીત્રાવાવ | ૦ | ૨૧૨૩—૦—૦ | ૩૮—૦—૦ | ૦ |
| રામણકા | ૦ | ૪૯૧—૦—૦ | ૯૮—૦—૦ | ૦ |
| વડોદ | ૦ | ૫૭૪—૦—૦ | ૧૬૨—૦—૦ | ૦ |
| આલમપુર | ૦ | ૯૪૦—૦—૦ | ૧૬૨—૦—૦ | ૦ |
| ધોલા | ૦ | ૧૨૩૫—૦—૦ | ૫૯—૦—૦ | ૦ |
| ગઢાલી | ૦ | ૩૨૫—૦—૦ | ૩૦૧—૦—૦ | ૦ |
| સમઢીઆલા | ૦ | ૧૬૯૯—૦—૦ | ૦ | ૦ |
| રતનપુર-ધામણકા | ૦ | ૭૫૦—૦—૦ | ૧૫૩—૦—૦ | ૦ |
| દાઢા | ૦ | ૫૦૯૯—:—૦ | ૨૯૯—૦—૦ | ૦ |

× રૂ. ૫૨૦૦૦ જમાં રૂ. ૭૫૯૦૭ સબસીડી (જેમાં વઢાવના રૂ. ૬૯૧૫ નો સમાસ થાય છે.) કુલ રૂ. ૧૫૪૪૯૯—૮—૦

| | | | | |
|---|---|---|---|---|
| ઐયાવજ | ૦ | ૨૮૨—૦—૦ | ૮—૦—૦ | ૦ |
| રાણીગામ | ૦ | ૭૧૪—૦—૦ | ૦ | ૦ |
| ચાક | ૦ | ૩૯૪—૦—૦ | ૨૩—૦—૦ | ૦ |
| મોરચોપણુ | ૦ | ૧૫૪—૦—૦ | ૯—૦—૦ | ૦ |
| ગણુધાળ | ૦ | ૧૦૩—૦—૦ | ૮—૦—૦ | ૭ |
| જાળીયા–અમરાજી | ૦ | ૧૨૮—૦—૦ | ૮—૦—૦ | ૦ |
| રોહીસાળા | ૦ | ૧૦૩—૦—૦ | ૮—૦—૦ | ૦ |
| પાહ | ૦ | ૩૦૭—૦—૦ | ૧૨—૦—૦ | ૦ |
| બાડાનોતેસ | ૦ | ૧૦૩—૦—૦ | ૯—૦—૦ | ૦ |
| સવડીવદર | ૦ | ૫૨—૦—૦ | ૮—૦—૦ | ૦ |
| સનાળા | ૦ | ૩૦૭—૦—૦ | ૧૫—૦—૦ | ૦ |
| સમઢીવાળા | ૦ | ૫૧૦—૦—૦ | ૮—૦—૦ | ૦ |
| રાજપુરા | ૦ | ૨૫૬—૦—૦ | ૧૮—૦—૦ | ૦ |
| ચીરોડા | ૦ | ૧૨૩—૦—૦ | ૧૨—૦—૦ | ૦ |
| વજાનોનેસ | ૦ | ૩૧—૦—૦ | ૦ | ૦ |
| વડાળ | ૦ | ૧૫૪—૦—૦ | ૦ | ૦ |
| દેધરડા | ૦ | ૧૦૩—૦—૦ | ૦ | ૦ |
| જાળીયા–માનાજી | ૦ | ૩૧—૦—૦ | ૦ | ૦ |
| કાંઝરડા | ૦ | ૧૨૮—૦—૦ | ૦ | ૦ |
| ભંડારીયા | ૦ | ૩૦૭—૦—૦ | ૧૫—૦—૦ | ૦ |
| સાતાનોનેસ | ૦ | ૧૦૩—૦—૦ | ૬—૦—૦ | ૦ |
| જુનાપાદર | ૦ | ૪૨—૦—૦ | ૮—૦—૦ | ૦ |

નોટઃ—કાઠીયાવાડમાંથી ખંડણીની કુલ રકમ રૂ ૨૯૧૩૬૩–૧૨–૦ આવે છે, તે ઉપરાંત જેતપુર બીલખાવાળા તરફથી અમરેલીની જમાંબંદીના રૂ ૩૯૭૪—૮–૦ અને અમરેલી પ્રાંતમાં વડોદરા રાજ્યના વહિવટના ગામોમાંથી નીચેની વીગતે રૂ ૨૦૧૧૯ આવે છે. એમ અમરેલી પ્રાંત સર્વ સંગ્રહ પૃષ્ટ ૪૧ માં જણાવ્યું છે.

| | |
|---|---|
| ૭૮૭૩ | મોજે કોડીનાર |
| ૨૭૨૮ | મોજે ગાવડકા વગેરે ગામો |
| ૧૬૩૦ | કિલ્લે અમરેલી |
| ૧૭૨૨ | ટપ્પે ચાવડ |
| ૧૭૩૪ | ટપ્પે ચલાળા |
| ૫૬૩ | મોજે વાંકીયા |
| ૧૭૯ | મોજે કમીગઢ |
| ૨૬૪૯ | પરગણે ધારી |
| ૨૦૪ | મોજે નાગધરા |
| ૧૯૮ | મોજે ખીજડીયા ચારણ ટપ્પે દામનગર |
| ૧૦૨ | મોજે ખાખબાઇ |
| ૫૩૭ | મોજે ગીગાચારણ |
| ૨૦૧૧૯ | |

વધારામાં જણાવ્યું છે કે લાઠી દરબાર તરફથી પહેલાં ઘોડો ૧ આવતો હતો તેને બદલે હાલમાં રૂ ૫૦૦) રોકડા વડોદરે ભરવામાં આવે છે. (અમરેલી પ્રાંત સર્વ સંગ્રહ પૃષ્ટ ૪૨.)

# મહીકાંઠા.

| સંસ્થાન યા તાલુકાનું નામ. | શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ+ | ઇડરના રાજ્ય તરફ. | અન્ય સ્થળે ભરાતો હક. |
|---|---|---|---|
| ‡ઇડર | ૩૦૪૩૩—૧—૦ | ૦ | ૦ |
| | | ૧૧૫ વેરાબરની જાગીરના | ૦ |
| પોળ | ૦ | | |
| દાંતા | ૨૨૭૮—૦—૧ | ૫૧૪—૦—૦ | ૦ |
| માલપુર | ૨૫૬-૧૫-૧૦ | ૩૯૫-૧૧—૮ | ૪૩૦-૩-૫ મોડાસા |
| માણુસા | ૧૧૫૨૧—૪—૬ | ૦ | ૦ |
| મોહનપુર | ૪૬૧૦—૦—૫ | ૨૨૪૫—૦—૦ | ૦ |
| *કટોસણુ | ૬૩૯૧—૬—૫ | ૦ | ૦ |
| વરસોડા | ૧૫૩૬—૫-૧૦ | ૦ | ૦ |
| પેથાપુર | ૮૫૩૮-૧૩—૦ | ૦ | ૦ |
| રણાસણ | ૩૫૦—૧—૯ | ૩૪૯—૮—૮ | ૩-૭-૧ બ્રિટિશ |
| પુનાદરા | ૨૬૯—૩—૮ | ૦ | ૦ |
| ખડાલ | ૧૩૦૮—૭—૩ | ૦ | ૨૫૦-૦-૦ આતરસુંબા |

× વડોદરા રાજ્યમાં ભરવાની ખંડણી શિરપાવ બાદ જતાં મૂકવામાં આવી છે કડીપ્રાંત સર્વ સંગ્રહ પૃષ્ટ ૪૯.

‡ ઇડર રાજ્ય તરફથી ખંડણીની તપસીલ.

| | |
|---|---|
| ૨૦૮૮૬—૨-૧૧ | ઇડરના |
| ૪૪૨૩-૧૨-૧૦ | અમનગરના |
| ૧૫૮૩-૧૩—૮ | ટીંટાઇના |
| ૩૫૩૯—૩—૭ | મોડાસા |
| ૩૦૪૩૩—૧—૮ | |

* કટોસણુ તાલુકા તરફથી ભરાતી ખંડણીની તપસીલ.

| | |
|---|---|
| ૪૯૮-૧૧—૨ | કટોસણુના |
| ૬૦૧-૧૫—૪ | જાકાસણા |
| ૪૧૧—૪—૩ | નંદાસા |
| ૧૨૭-૧૫—૯ | ગમાનપુરા |
| ૨૨૮૦—૩—૮ | ઓટાણા |
| ૯૪—૦—૨ | અજબપુરા |
| ૨૩—૦—૬ | મુળાજીનાપરા |
| ૩૮—૯—૯ | ગોકળપુરા |
| ૧૭૧૫—૯-૧૦ | સાંથણુ |
| ૬૩૯૧—૬—૫ | |

| | | | |
|---|---|---|---|
| ઘોડાસર | ૨૫૭૭-૧૧—૧ | ૦ | ૪૮૮-૦-૮ ખેડા |
| ઇલાલ | ૧૮૦૬-૧૧-૧૦ | ૪૨૮—૫—૧ ઈડર<br>૧૬-૧૨—૨ અમનગર | ૦ |
| આંબલીઆરા | ૨૧૨-૧૩—૨ | ૦ | ૦ |
| સુદાસણા | ૧૦૧૩—૧—૧ | ૩૬૧—૪—૨ ઇડર | ૬૧-૦-૦ કુંચોડ |
| વલાસણા | ૧૬૩-૧૪—૧ | ૦ | ૭૫-૦-૦ મોઢવા |
| ડાભા | ૧૧૫—૬— ૨ | ૦ | ૫૩-૦-૦ આંબલીયારા |
| વાસણા | ૩૦૪૩—૦—૫ | ૦ | ૦ |
| રૂપાલ | ૧૧૧૮—૪—૭ | ૩૬૨—૧—૦ ઇડર | ૧૩૨-૦-૦ ટીટોઇ<br>૫-૦-૦ ચાંદરણી |
| દધાલીયા | ૬૭૬—૦—૧ | ૬૧૦—.૯—૫ ઇડર | ૦ |
| મગોડી | ૦ | ૯૩ – ૧-૧૦ ઇડર | ૪-૭-૯ નવા |
| સાઠંબા | ૨૮૯—૩—૮ | ૦ | ૫૬૧-૦-૦ વાડાસીનોર<br>૧૨૭-૦-૦ લુણાવાડા |
| રમાસ | ૧૧૪—૧—૭ | ૦ | ૦ |
| બોલુંદરા | ૦ | ૧૩૩-૧૪ – ૪ | ૦ |
| દેરોલ | ૪૯૭—૮—૨ | ૯૩—૧-૧૦ અમનગર | ૦ |
| ખેડાવાડા | ૨૯૩—૭—૩ | ૯૩—૧-૧૦ અમનગર | ૦ |
| કડોલી | ૪૯૭—૨—૮ | ૯૩—૧-૧૦ અમનગર | ૦ |
| વકતાપુર | ૧૦૮૪—૬—૫ | ૪૮૬—૦-૧૦ અમનગર | ૦ |
| પ્રેમપુર | ૧૮૧—૭—૯ | ૪૬—૮-૧૧ અમનગર | ૦ |
| દેધરોટા | ૬૭૮—૧—૬ | ૪૪—૭-૧૦ અમનગર | ૦ |
| તાજપુરી | ૬૭૮—૧—૬ | ૧૮૬—૩—૭ અમનગર | ૦ |
| હાપા | ૯૯૪—૧— ૮ | ૨૨૮-૧૩—૦ અમનગર | ૦ |
| સતલાસણા ચાંડપ સહીત. | ૨૭૪૮-૧૧ ૨ | ૧૧૬૩—૦—૨ ઇડર | ૦ |
| હડોલ | ૮૯—૬—૩ | ૪૧—૦—૦ ઇડર | ૦ |
| મગુના | ૮૭૩—૬—૪ | ૦ | ૦ |
| તેજપુરા | ૨૯૯—૭—૬ | ૦ | ૦ |
| વીરસોડા | ૫૨૩-૧૧—૬ | ૦ | ૧૨૦-૦-૦ પાટણ |
| પાલજ | ૩૬૫-૧૩—૨ | ૦ | ૦ |
| દેલાલી | ૨૫૧-૧૫-૧૦ | ૦ | ૦ |
| કમળપુરા | ૪૪- -૫-૧૦ | ૦ | ૦ |
| મેહમદપુરા | ૧૬૮-૧૧—૯ | ૦ | ૦ |
| ઇજપુરા | ૨૩૨—૩—૬ | ૦ | ૦ |
| રામપુરા | ૯૩ —૩—૨ | ૦ | ૫૦-૦-૦ પાટણ |
| ગાબટ | ૦ | ૪૩—૧– ૦ ઇડર | ૦ |
| ટીંબા | ૦ | ૫૮—૫-૧૦ ઇડર | ૦ |

| | | | |
|---|---|---|---|
| બારમુઆડા બાવીશી | ૬૫૪—૯—૧૦ | ૦ | ૦ |
| ઝેર | ૩૨૧—૨—૬ | ૦ | ૦ |
| નીરમાળી | ૫૦૫—૧૨—૪ | ૦ | ૦ |
| લવાડ | ૭૯૨—૬—૩ | ૦ | ૦ |
| સામેત્રી | ૪૯૧—૧૨—૨ | ૦ | ૦ |
| વડોદરા | ૨૭૧૪—૧૧—૧ | ૦ | ૦ |
| ખાનપુર | ૨૩૨૮—૩—૧૦ | ૦ | ૦ |
| કલ્યાણજીના મુઆડા | ૨૫૫—૧૧—૨ | ૦ | ૦ |
| રખીઆલ | ૯૮૮—૧—૧૦ | ૦ | ૦ |
| બારડોળી | ૧૨૦૨—૬—૯ | ૦ | ૦ |
| સાહેબજીના મુઆડા | ૨૬૬—૧૨—૨ | ૦ | ૦ |
| સળકી | ૪૮૮—૧૧—૧ | ૦ | ૦ |
| કડજોદરા | ૧૦૨૯—૯—૯ | ૦ | ૦ |
| લીહોડા | ૨૧૮૨—૧૩—૧૦ | ૦ | ૦ |
| સીયાવાડા | ૫૩૫—૯—૭ | ૦ | ૦ |
| ડભોડા | ૪૮૨૮—૮—૩ | ૦ | ૦ |
| હરસોલી | ૧૧૮૧—૧૦—૧૦ | ૦ | ૦ |
| હરખજીના મુઆડા | ૧૪૮૧—૦—૧ | ૦ | ૦ |
| અમરાજીના મુઆડા | ૧૬૯૦—૪—૬ | ૦ | ૦ |
| વટવા | ૬૩૫—૦—૪ | ૦ | ૦ |
| પોરડા | ૧૨૧૪—૧૪—૩ | ૦ | ૦ |
| કપરૂપુર | ૧૭૭૩—૧૦—૧૦ | ૦ | ૦ |
| મહીસા | ૩૭૬૮—૫—૨ | ૦ | ૦ |
| પાલુંદરા | ૧૪૬૬—૮—૭ | ૦ | ૦ |
| દાણા | ૬૦૫—૦—૯ | ૦ | ૦ |
| અગુથળા | ૫૯૭—૧—૫ | ૦ | ૦ |

નોટઃ—ખેડાના કલેકટર મારફતે તાલુકે બાર ગામ તથા તાલુકે આંત્રાલીના વટાવ જતાં રૂ. ૬૩૭૦—૩—૬ અને અમદાવાદના કલેકટર મારફત મોડાસા તથા પ્રાંતિજના ગામો અદલ રૂ. ૫૯૫૮—૧૨—૭ તથા સાણંદમાંથી રૂ. ૨૦૦—૨—૧૧ એ પ્રમાણે મહીકાંઠા એજન્સીમાંથી શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણાની તથા જમાબંદીની આવક કુલ૧૩૫૭૪૮—૩—૮ આવે છે એમ લખ્યું છે. કડી પ્રાંત સર્વ સંગ્રહ પૃષ્ટ ૫૦.

# રેવાકાંઠા.

| સંસ્થાન અથવા તાલુકાનું નામ | * શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ | અન્ય સ્થળે | રીમાર્કસ. |
|---|---|---|---|
| રાજપીપળા | ૫૦૦૦૦-૧૨—૩ | | |
| છોટાઉદેપુર | ૭૯૪૪-૧૫—૧ | | |
| લુણાવાડા | ૪૬૧૬—૨—૬ | ૯૨૩૦—૦—૦ | બ્રિટિશ સરકાર |
| વાડાસીનોર | ૨૮૪૬-૧૪—૯ | ૯૭૬૬—૦—૦ | સદર |
| સુંથ | ૦ | ૫૩૮૫— —૦ | સદર |
| ભાદરવા | ૮૯૪૩—૧—૩ | | |
| ઉમેટા | ૩૭૩૦-૧૨—૪ | | |
| નારૂકોટ | ૨૭-૧૧—૧ | | |
| માંડવા | તાબાના ગામો ઉપર દાખલ થયલા નીચે જણાવ્યો છે. | | |
| વજીરીયા | ૨૭૫૫—૬—૨ | ૩૦૮—૦—૦ | છોટાઉદેપુર |
| સનોર | ૫૯૮—૭—૬ | | |
| નસવાડી | ૧૨૬૨—૪-૧૧ | | |
| પલાસણી | ૧૫૮૧—૮—૭ | | |
| બીલોડીયા | ૧૮૨૧—૮—૮ | | |
| ઉચાદ | ૬૨૪—૯-૧૦ | | |
| નાણુગામ | ૯૭૭-૧૧—૧ | | |
| વાસન વીરપુર | ૨૬૪—૯-૧૦ | | |
| અગર | ૧૧૦-૧૨—૪ | | |
| વહોરા | ૬૩૪—૯-૧૦ | | |
| અલવા | ૪૭-૧૧—૧ | | |
| વાસન સેવડા | ૪૭૮—૭—૫ | | |
| ચોરાંગલા | ૬૭-૧૧—૧ | | |
| વનમાળા | ૯૬-૧૪—૯ | | |
| સીંધીયાપુરા | ૪૦—૦—૦ | | |
| બીહોરા | ૩૬—૨—૫ | | |
| વડીયા વીરમપુરા | ૭૪—૯-૧૦ | | |
| દુધપર | ૨૩—૧—૩ | | |
| રામપરા | ૯૫૮—૭—૫ | | |
| જીરાલ કાનસોલી | ૨૪૩-૧૩—૬ | | |
| ચુડેસર | ૨૩૧—૮—૭ | | |
| રેંગણ | ૩૪૨—૪-૧૧ | | |
| નાળીયા | ૨૫—૬—૨ | | |
| સીહોરા | ૩૬૧૬—૨—૬ | | |
| છાણીયર | ૨૫૭૧—૮—૭ | | |

* વડોદરા રાજ્યની ખંડણીનો આંકડો શિરપાવની રકમ બાદ જતાં એન ભરવાની રકમનો દાખલ કરેલ છે.

| | | |
|---|---|---|
| પાંડુ | ૩૪૦૪—૯—૧૦ | |
| મવલી | ૧૧૪૩—૧—૩ | |
| કનોડા | ૧૨૦૮—૭—૫ | |
| પોઇચા | ૧૧૩૯—૩—૮ | |
| ધરી | ૭૨૧—૮—૭ | |
| ઇટવાડ | ૪૫૩—૧—૩ | |
| ગોતરડી | ૩૧૭—૧૧—૧ | |
| અમરાપર | ૧૪૭—૧૧—૧ | |
| લીતર ગોડડા | ૧૪૯—૩—૮ | |
| વખતાપર | ૧૧૦—૧૨—૪ | |
| જેસર | ૧૧૦—૧૨—૪ | |
| મોકા પગીનું મુવાડુ | ૯૨—૪—૧૧ | |
| કસલા પગીનું મુવાડુ | ૪૬—૧૪—૯ | |
| રાજપુર | ૩૬—૨—૫ | |
| નાની વરનોલી | ૧૬—૧૪—૯ | |
| મોટી વરનોલી | ૭૪—૯—૧૦ | |
| જુમખા | ૩૬—૨—૫ | |
| નહારા | ૧૬—૨—૫ | |
| વરણોલ માળ | ૬૦—૦—૦ | |
| દોડકા | ૮૩૮—૧—૩ | |
| રાયકા | ૪૩૧—૫—૭ | |
| અનગઢ | ૧૩૨૪—૯—૧૦ | |
| ભાલોદરા | ૫૨૨—૪—૧૧ | |
| દેવળીયા | ૩૬—૨—૬ | |
| પારાગામ | ૭૧૩—૧—૨ | |
| જેમલપુર | ૫૮—૭—૫ | |
| કેસરપુર | ૬—૨—૬ | |
| વાસણા | ૩૮૦—૦—૦ | |
| પ્રતાપપુરા | ૩૧૩—૧૩—૬ | |
| સીસાળ | ૧૪—૩—૮ | |
| ગરોલ | ૧૯—૯—૧૦ | |
| રામપુરા | ૧૧૬—૨—૫ | |
| વાંકાનેર | ૫૪૨૩—૧—૩ | |
| વણીયાદ વાંટા | ૩૯—૩—૮ | |
| જીઆ તલાવડી | ૧૩૯—૩—૮ | |
| નીમણુ વાંટા | ૭૭—૧૧—૧ | |
| સીમળી વાંટા | ૯૬—૧૪—૧૦ | |
| નંદેરીયા | ૭૭૦—૦—૦ | |
| વડજ વાંટા | ૪૬—૧૪—૯ | |
| થાણે ૨૯ | ૧૦૨૭૦—૦—૦ | |

નોટ—આ ઉપરાંત મીયાગામ ઠાકોરના ઘાસદાણાના રૂ. ૬૭૬૯—૮—૯ ઈ. સરકારમાં બારોબાર વસુલ આવે છે. એ રીતે રેવાકાંઠાની કુલ ખંડણી રૂ. ૧૩૫૮૨૧—૯—૭ વડોદરા રાજ્ય તરફ ભરવામાં આવે છે.+

+. વડોદરા પ્રાંત સર્વ સંગ્રહ પૃ. ૮૫—૮૬—૮૭.

# પાલણપુર એજન્સી.

## ( બનાસકાંઠા. )

| સંસ્થાન યા તાલુકાનું નામ. | શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ | અન્ય સ્થળે | રીમાર્કસ. |
|---|---|---|---|
| પાલણપુર | ૩૮૪૬૧—૮—૮ | | |
| થરા | ૨૧૬૩—૨—૫ | | |
| ઉણુ | ૬૧૪—૬—૫ | | |
| વડા | ૯૧—૪-૧૦ | | |
| રાણકપુર | ૧૨૮—૩—૪ | | |
| ભલગામ ખેંગાર પુરા | ૯૩—૧—૪ | | |
| કંબોઇ | ૧૬૭—૭-૧૧ | | |
| ઝાબડીયા | ૧૧૭—૧૨-૪ | | |
| અરણીવાડા | ૨૨—૩—૬ | | |
| ભદ્રામલી | ૩૭-૧૨—૫ | | |
| ઉબરી | ૩૬૧—૨—૦ | | |
| ગુંદ્રાલી | ૫૮—૩—૧ | | |
| સીહોરી | ૧૪૨—૪—૦ | | |
| લુણુપુર | ૧૮૧-૧૦—૮ | | |
| સદરપુર | ૩૫—૫—૫ | | |
| સમૌ મોટોવાસ / સમો નાનોવાસ | ૨૭૮—૮-૧૦ | | |
| આંગનવાડા | ૧૭૩—૫—૫ | | |
| રાનેર | ૩૨૯—૫-૧૧ | | |
| ઇંદરમાણાં | ૩૫-૧૨—૨ | | |
| ખીમાણા ખોડલા | ૪૫—૨-૧૦ | | |
| કાકર | ૪૬—૮—૦ | | |
| મુડેઠા | ૩૫—૨—૯ | | |
| મુડેઠાની નેસ | ૬૨—૨—૧ | | |
| છત્રાલ | ૨૧-૧૧—૭ | | |

નોટ—શ્રીમંત ગાયકવાડ તરફ ભરવાની રકમ શિરપાવ કાપીને એન આંકડો મૂકવામાં આવી છે તે પ્રમાણે કુલ રકમ રૂ. ૪૩૭૦૩—૪—૧ આવે છે. ×

**બ્રિટિશ ગેરન્ટી અને ગેરન્ટીવાળી જમીન.**

મહીકાંઠાનું સેટલમેન્ટ ઇ. સ. ૧૮૧૧-૧૨ માં લેફ્ટેનેન્ટ કર્નલ બેલેન્ટાઇને કર્યું અને તેનો જનરલ રિપોર્ટ તા. ૧ લી અગષ્ટ સને ૧૮૧૩ નો અસલ અથવા તેની નકલ મહીકાંઠા એજન્સી, વડોદરા રેસીડેન્સી ઓફીસ, અગર મુંબાઇના સેક્રેટરીએટનાં દફતરોમાંથી મળી આવતી નથી. ( ગીરાસ મીમો. પેરા. ૮૧ ) પરંતુ સને ૧૮૦૭-૮ માં કર્નલ વૉકરે કરેલું કાઠીઆવાડનું સેટલમેન્ટ જે ધોરણે થયેલું તેજ ધોરણે મહીકાંઠાનું

× કડી પ્રાંત સર્વ સંગ્રહ પૃ. ૫૦

સેટલમેન્ટ ગણવા મુંબાઈ સરકારના ગુજરાતના પોલીટીકલ કમીશનર ઉપર લખાયેલા નં. ૫૪૯ તા. ૧૯–૪–૧૮૩૧ તથા નં. ૬૫૩ તા. ૧૬–૪–૧૮૩૬ થી ઠરેલું છે.[1] આ કારણસર મહીકાંઠાના સેટલમેન્ટના દસ્તાવેજો જડતા નથી તે કારણથી કોઇ પ્રકારની અડચણ પડથી નથી.[2]

જે સેટલમેન્ટ કરવામાં આવ્યું હતું તે વિષે કર્નલ વૉકરે સઘળા જમીનદારોને પ્રત્યક્ષ લખીતવાર ગેરંટી આપી હતી અને તેમાં ઇંગ્રેજ સરકારની જામીનગીરી જણાવી હતી. એ ગેરંટી નીચે કર્નલ વૉકરની સહી શિક્કા સાથેના ગાયકવાડ સરકારના નામથી પરવાના ( અગર સનદો ) આપવામાં આવેલી હતી.[3]

જુનાગઢ દરબારને આપેલો ગાયકવાડની સહી શિક્કા સાથેનો અને તેની નિચે કર્નલ વૉકરની સહી શિક્કા સાથેનો અસલ પરવાનો માંગરોલના કેસના કમીશનમાં જજોની રૂબરૂ રજુ કરવામાં આવ્યો હતો; અને તે બાબત કમીશનરોએ પોતાના તા. ૧૩–૮–૧૮૭૮ ના રોજના રિપોર્ટમાં જણાવેલી છે. તેમજ દેશાઇની વાડીને લગતા જેતપુર ભાગદારો વિરૂદ્ધ જુનાગઢના કેસમાં તે પરવાનો કોર્ટમાં રજુ થયો હતો.[4]

કાઠીયાવાડના ધોરણે મહીકાંઠામાં પણ દરેક તાલુકાને પરવાના આપવામાં આવ્યા હતા. વડોદરાના રેસીડેન્ટ કર્નલ વૉલેશ જે મહીકાંઠામાં ઘણી લાંબી મુદતસુધી પોલીટીકલ એજંટ હતા તે કહે છે કે મહીકાંઠાના ઠાકોરોના કબજા ભોગવટામાં જે જમીન હતી તે બાબતના પરવાના મારા જોવામાં આવેલા હતા.[5]

સેટલમેન્ટનો પ્રયોગ કાઠીયાવાડમાં સારી રીતે ચાલવાથી તે મહીકાંઠામાં દાખલ કરવામાં આવ્યો હતો.[6]

તાલુકાઓને આપેલી ગેરંટીમાં ભાયાતોના જીવારક પૈકીની એમના કબજાની અને માલકીની જમીનને હક્ક પહોંચે છે કે કેમ એ બાબતમાં જોઈએ તો નેક નામદાર ઇન્ડિયા ગવર્નમેન્ટે નામદાર મુંબાઇ સરકારને લખેલા કાગળ નં. ૧૫૫ આઇ.[7] તા. ૧૩–૧–૧૮૮૫ માં જણાવ્યું છે કેઃ—ટ્રીબ્યુટરી તાલુકદારોના તમામ હક્કોને તેમજ બ્રિટિશ સરકાર આ પ્રાંતમાં આવ્યા તે વખતે તેમના ભાયાતના કબજામાં જે મિલ્કત હતી તે તમામને બ્રિટિશ ગેરન્ટી પહોંચે છે. પછી તે જાગીર વડોદરાની હદમાં હોય કે બીજે હોય. આ બાબતમાં કાઠીઆવાડના પોલીટીકલ એજંટ મી. પીલ સાહેબે તા. ૧૦ અક્ટોબર સને ૧૮૭૭ ના રોજ નં.

---

૧ વડોદરા સીલેક્સન નં. ૨ પૃ. ૪૭.

૨ કાંઠા ગેરંટી કેસ મી. એસટર્નનું જજમેન્ટ પેરા. ૧૬૧.

૩ મી. એસટર્નનું જજમેન્ટ પેરા ૧૮૧. તથા એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ પાને ૩૭૯ ૩૮૦ માં આપેલા નમુના.

૪ ગવર્નમેન્ટ રેઝોલ્યુશન નં. ૪૨૫ તા. ૨૨–૧–૧૮૭૩.

૫ મી. મેલવીલનો મીમો પા. ૪૦ પેરેઆફ ૭૫.

૬ મુંબાઈ ગવર્નમેન્ટ રેકર્ડ નં. ૧૨ માં કેપ્ટન કોલીનો મહીકાંઠા ઉપરનો રિપોર્ટ. ૬ તથા એચીનસન્સ ટ્રીટી વૉ. ૬. પૃ. ૫૦૨.

૭ આ ઇંગ્રેજી કાગળનું ભાષાંતર આ બુકમાં બાંહેધરી ગીરાસના પ્રકરણમાં આપવામાં આવ્યું છે.

૪૧૯ નો રિપોર્ટ સરકારમાં કરેલો છે. તેમાં જણાવેલ છે કે:—ઈંગ્રેજી અમલદારો હમેશાં એમ સમજે છે કે શને ૧૮૦૮ માં કર્નલ વૅાકરે સેટલમેન્ટ કરેલું હતું તે વખતે કાઠીયાવાડના દરેક સંસ્થાનના અખંડીતપણાને ઈંગ્રેજ સરકારે બાંહેદરી આપેલી છે. સબબ તે વખતે દરેક રાજા અગર સંસ્થાનના ભાગ તરીકે જે મુલક ગણાતો હોય તે હમેશને માટે તેવા ભાગ તરીકે ગણાશે.

આવી ભાયાતી જાગીરો સેટલમેન્ટ પહેલાં ભાયાતે શી રીતે મેળવી હતી તે જોવાની જરૂર નથી. કારણ તેને મૂળ જાગીરોના એક ભાગ તરીકે ગણવી જોઇએ અને તેમ ગણતાં ભાયાતોની જાગીર ટ્રીબ્યુટદારની બાંહેદરીના પેટામાં આવી જશે. ×

આ ઉપરથી નક્કી થાય છે કે ભાયાતોએ પોતાની જાગીર ગમે ત્યાંથી મેળવેલી હોય તોપણ સેટલમેન્ટના પહેલાં જેનો જેટલો કબજો હોય તેટલી જમીનને મુખ્ય તાલુકાના પેટામાં બ્રિટિશ ગેરંટીનો લાભ મળે છે. જ્યારે મહીકાંઠાના ભાયાતોને એમના કબજાની જીવારકની જમીનને ગેરંટી આપવા સ્પેસીયલ સેટલમેન્ટ ઓફીસરના ઠરાવોની અમલ બજવણીનું કામ વડોદરા ગીરાસ ખાતાને સોંપવામાં આવ્યું ત્યારે વડોદરા રાજ્યની હદમાં આવેલી માણસાના ભાયાત નાથુસિંગજીના મહાડના નામે ચાલતી જમીન માણસા તાલુકા તરફથી જીવારકમાં આપવામાં આવેલી છે કે કેમ તેનો જવાબ લખવા ગીરાસ ખાતા તરફથી માણસા મેનેજર તરફ લખાણ આવતાં મેનેજરે પોતાના લખાણ નં. ૧૮૦૦ તા. ૪-૧૨-૧૮૯૦ થી જણાવ્યું છે કે:—આ બાબતમાં તપાસ કરાવતાં હાલ અહીંના દફતરે કોઇ લેખી દાખલો જીવારક આપ્યાનો જણાઇ આવતો નથી; અને અગાઉ તેવા દાખલા રખાયા હોય તેમ પણ જણાતુ નથી; પણ ભાયાતો તરફ જે જમીન જાગીર છે તે જીવારક સિવાય બીજી રીતે મેળવી છે એમ સાબીત કરવામાં ન આવે ત્યાંસુધી તે જીવારકની છે એમ અમે માનીએ છીએ.

નામદાર ઈંગ્રેજ સરકારનું આ મુલકમાં આવવું થયું હોય તે વખતે જે ભાયાતના કબજામાં જમીન હોય તે જેવીને તેવીજ સ્થિતિમાં રાખવા કાઠીઆવાડમાં આવેલા જાળીઆ તાલુકદારની તકરારના કામે નામદાર મુંબાઇ સરકારે પોતાના પોલીટીકલ ખાતાના નંબર ૫૧૯૩ તા. ૧ સપ્ટેમ્બર ૧૯૧૩ના ઠરાવમાં આ વિષય ઉપર સારૂ વિવેચન કરવાથી એ ઠરાવનો પરપટ આ નિચે આપવામાં આવે છે.

ખેંગારકા તાબાનાં બે ખેતરોને તથા તેમની પાછલ વરસોની દાણ જાળીયાને અપાવવા કાઠીયાવાડના ગવર્નરના એજંટે પોલીટીકલ પરચુરણ અપીલ નં. ૨૯ માં આપેલા ફેંસલા વિરૂદ્ધ ધ્રોળ સ્ટેટે કરેલી અપીલનું આ કામ છે.

ખેંગારકા ગામનાં બે ખેતરોની માલકી બાબત ધ્રોળ દરબાર તથા જાળીયા તાલુકદાર વચમાં ચાલતી તકરાર વિષેનો આ કેસ છે. આ ગામ ધ્રોળ દરબારે પોતાના ભાયાતોને બક્ષિસ આપેલું તેમાંનું અડધુ રાજ્ય સ્થાનિક કોર્ટે શન ૧૮૯૫ માં બહાલ રાખેલી ગોઠવણ પ્રમાણે ખાલસા થયું હતું. ખાલસા થયેલા આ ભાગની અંદર આવેલાં બે ખેતરો પર જાળીયાના તાલુકદારે દાવો રાખેલ છે તેના આધારમાં—

× છાપેલા ફેંસલાની અપેન્ડીક્ષને પાને ૬૦ મે નં. ૫૪૨૮ તા. ૨૪-૪-૧૮૮૫ નો વડોદરા સરકારનો પત્ર.

અ. સંવત ૧૭૯૪ પસાર થયેલા કહેવાના ગીરો દસ્તાવેજની નકલ અને

બ. શન ૧૮૩૧ થી શરૂ થતા કબજા બાબત પુરાવો બતાવે છે.

૨. જવાબદારે રજુ કરેલી ગીરો દસ્તાવેજની નકલ દાખલ થઇ શકે તેવી નથી એમ જણાવી તેને જ્યુડીસીયલ આસીસ્ટન્ટે કાઢી નાખી છે. જવાબદારે પોતાનો વહીવટ સાબીત કરવા રજુ કરેલા લેખોમાંના ઘણા ખરા આ કેસના લગતા નથી એમ તે અધિકારીએ ઠરાવ્યું છે; પણ તેમાંના ૭ લેખો જે શન ૧૮૩૧ થી શન ૧૮૪૫ સુધીના વરસોના છે તેના ઉપર આધાર રાખીને આ તકરારી ખેતરો અપીલવાળાના કબજામાં શન ૧૮૬૮ થી ચાલ્યાં આવે છે; તેમ છતાં સદરહુ આસીસ્ટન્ટે તે જવાબદારને આપવા હુકમ કર્યો છે.

૩. સરકારને એમ જણાય છે કે આ ફેંસલામાં કેટલીક મહત્ત્વની રાજકીય વિચારણાઓ ભૂલી જવામાં આવી છે. જ્યુડીસીયલ આસીસ્ટન્ટે એમ જણાવ્યું છે કે જવાબદારે શન ૧૮૩૧ થી પોતાનો વહીવટ હતો એવો સારો પુરાવો રજુ કર્યો છે. માટે સન ૧૮૦૭ પછી માલકીમાં ફેરફાર થયો એ વાત સાબીત કરવી એ અપીલવાળાની ફરજ છે. સન ૧૮૦૭માં કર્નલ વૉકરનું સેટલમેન્ટ થયું હતું તેથી ૧૮૦૭ ની સાલ તેણે બતાવી અપીલવાળા તે પ્રમાણે સાબીત કરી શક્યો નહિ તેથી જ્યુડીસીયલ આસીસ્ટંટે ધ્રોળ સ્ટેટના કારભારીનો ફેંસલો રદ કીધો અને જવાબદારનો દાવો કબુલ રાખ્યો. જો ખાનગી વ્યક્તિઓની વચમાં આવો કેસ હોત તો સદરહુ ફેંસલો વ્યાજબી ગણી શકાત પણ ભાયાતી ઇનામમાં ઠાકોરનો હમેશાં ઉત્તરાધિકારી તરીકે હક્ક છે. અને દરબારની અગાઉથી મંજુરી લીધા સિવાય કાંઇપણ ભાયાત પોતાની જમીનનો કોઈપણ ભાગ કાયમને માટે વેચી કે ગીરો મૂકી શકે નહિ; માટે જ્યારે જ્યારે કોઇપણ માણસ અથવા તાલુકદાર દરબાર ઉપર તેના ભાયાતે કરેલા વેચાણ કે ગીરો રૂઇએ દાવો કરે ત્યારે ત્યારે ઉપર જણાવેલી શરતો એવી ફરજ પાડે છે કે:—

(અ) સને ૧૮૦૭ અગાઉ આ જમીન અપાયલી એવો દસ્તાવેજ સાબીત કરી આપવાના બોજાની પતાવટ.

(બ) સદરહુ વરસ અગાઉથી અત્યાંરસુધીના ચાલુ કબજાનો પુરાવો.

(ક) સન ૧૮૦૭ પછી દરબારે આ ઇનામ બહાલ રાખ્યું છે એ વાત.

તે ધણીએ આ બાબતો સિદ્ધ કરવી જોઇએ.

૪. આવા કેસોમાં કર્નલ વૉકરના સેટલમેન્ટને મુદત ગણવા માટે એક છેડો તાણવામાં આવે છે અને જો બીજા સ્ટેટની હદમાં કોઇપણ તાલુકદાર સન ૧૮૦૭ માં અથવા ત્યાર અગાઉથી જમીનનો કબજો ધરાવતો હતો એમ સાબીત થાય તો તેનો કબજો કાયમ કરી શકાય. આ ગામની સ્થિતિ ભાયાતી છે એ લક્ષમાં રાખીને સન ૧૮૦૭ ની સાલ અથવા તે અગાઉથી અખંડ કબજો છે એ વાત સાબીત કરવાનો બોજો જવાબદારને માથે નાખવો જોઇતો હતો. અને જો એ પ્રમાણે તે સાબીત કરી શક્ત નહિ તો તેને પોતાનો કબજો છોડવો પડત.

૫. જવાબદારના કબજાની સાબીતી માટે જ્યુડીસીયલ આસીસ્ટન્ટે જે પુરાવો સ્વીકાર્યો છે, તેના વિરૂદ્ધ અનેક હરકતો છે. સન ૧૮૩૯ માં ધ્રોળના ઇજારદાર બાબુ વસીકર અને જાળીયાના તાલુકદારને તકરાર થઇ ત્યાર પછીના પુરાવાનો ઘણો ભાગ છે અને તેમાંથી ઘણામાં ઘણું જે નિકળે છે તે આટલુંજ છે કે સન ૧૮૩૦ પછી બે ગારશ ગામની કેટલીક

જમીનો જવાબદારના કબજામાં હતી. પોતાના દાવામાં જવાબદારે ૨૦૦ વીઘાં જમીન માટે માગણું કર્યું છે; પણ સામી બાજુએ સન ૧૮૪૬ ની સાલના એજન્સીના તુમાર તથા રિપોર્ટોમાં લખ્યા પ્રમાણે નં. ૩૦ તથા નંબર ૩૩ વાળાં બે ખેતરો ૮૬ વીઘાંનાં છે એમ ૧૮૫૮ માં બતાવેલું છે. પોતે જે ખેતરો પર હક્ક કરે છે તે ખેતરો આજ છે એવી ખાત્રી જવાબદારે કરી આપી છે એમ કદાચ કબુલ કરવામાં આવે તોપણ જવાબદારે આપેલા જવાબ સાથે જોડેલા પરિશિષ્ટ " સી " તથા " ડી " માં તેની કહેવાતી કબુલતો ઘણામાં ઘણું એટલુજ સાબીત કરે છે કે ખેંગારકા ભાયાતોએ કેટલાંક ખેતરો તેને ગીરો લખી આપ્યાં હતાં; પરંતુ આ વાત કર્નલ વૉકરના સેટલમેન્ટ અગાઉ બની હતી એવું સાબીત કરવાને કાંઇ પણ નથી; અને સેટલમેન્ટ પછીનું કાંઇ પણ વેચાણ ગીરો ધ્રોળ દરબારની મંજુરી સિવાય રદ બાતલ છે.

૬. આ કારણો માટે કાઠીયાવાડ ખાતેના ગવર્નરના એજન્ટનો ફેંસલો રદ કરવામાં આવે છે; અને ધ્રોળ સ્ટેટના કારભારીનો ફેંસલો પુનઃ પ્રતિપાદન કરવામાં આવે છે.

ખરી મતલબ.

( સહી ) ડબલ્યુ પી. કેવી.

કાઠીયાવાડ ખાતે ગવર્નરના એજન્ટના પર્સનલ આસીસ્ટન્ટ.

---

મહીકાંઠા અને રેવાકાંઠા વગેરે સંસ્થાનિકોની જમીન વડોદરા રાજ્યના મહાલોના ગામોની હદમાં હોઈ તેનો ઇન્ડિયા ગવર્નમેન્ટના નંબર થી મંજુર થયેલી કાનુનોના આધારે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફિસર સાહેબે તપાસ કરી. જેટલી જમીન એજન્સી હદના સંસ્થાનિકની વડોદરા રાજ્યની હદમાં નક્કી થઇ તેની ગેરન્ટી દરેક તાલુકાને સ્પેશીયલ સેટલમેન્ટ ઓફિસરે આપી. મુલકગીરી બંદોબસ્ત વખતે તાલુકાને ગેરન્ટીના જે પરવાના આપવામાં આવ્યા હતા. તેમાં આ જમીનનો સમાસ થઇ જાય છે એમ ગણવામાં આવ્યું. તે ધોરણે મહીકાંઠા એજન્સીમાં આવેલા માણસા તાલુકાના વડોદરા રાજ્યની હદમાં ૨૬ ગામે વાંટા હતા તે દરેક વાંટા માટે ગેરન્ટી (બાંહેધરી)ના પરવાના આપવામાં આવ્યા હતા.

આ વાંટાની જમીન આશરે વી. ૧૧૭૨૩ હતી; પરન્તુ તેનું ઉત્પન્ન બરાબર નહિ આવવાથી એ જમીન સરકારમાં લઇ કોથળી સાંથ બાંધી આપવા માણસાના મર્હુમ ઠાકોર રાજસીંહજીએ ઇચ્છા જણાવી. આ બાબતનો તપાસ કરવામાં આવ્યો અને માણસા ઠાકોરને દરસે રૂ. ૮૫૦૦ કોથળી સાંથ તરીકે આપી સઘળી જમીન, ગભાણ અને ચોરા સરકારમાં ખરીદી લેવા શ્રીમંત મહારાજા સાહેબે તા. ૧૫-૧-૧૮૮૯ના રોજ મંજુર કર્યું.

આ ઠરાવના આધારે રૂ. ૧૧૦૦૦ પાછલી બાકી બદલ તથા રૂ. ૩૦૦૦ ચોરા વગેરેના પરચુરણ હક્ક બદલ મળી કુલ રૂ. ૧૪૦૦૦ રોકડા આપવા મંજુર થયું તે આધારે તેમને તા. ૧૪-૯-૧૮૯૧ ના રોજ દહેગામ તીજોરીમાંથી આપવામાં આવ્યા અને દર વર્ષે કોથળી સાંથ તરીકે રૂ. ૮૫૦૦ આપવામાં આવે છે.

માણસા તાલુકાએ પોતાના બધા વાંટા રોકડ રકમ લઇ સરકારને આપી દીધા તેથી ભાયાતોના કબજે જે બાંહેધરીના વાંટાની જમીન છે તેના ઉપર તાલુકાનો રીવર્સનર રાઇટ પહોંચે છે કે કેમ ? એ સવાલ ઉભો થયો. એ સબંધમાં વડોદરા રેસીડેન્સી અપીલ નંબર

૩૬ સને ૧૯૦૭–૦૮ તથા અપીલ નંબર ૨૪+ સને ૧૯૦૯–૧૦ ના કામે ઠરાવ થયો કે:— "રાવળજીના સઘળા હક્કો ગયા છે તે પાછા સજીવન થઇ શકે નહિ, અને રીવર્સનરી હક્ક જતો રહેલો હોવાથી દાવો નિષ્ફળ જાય છે."

ગિરાસ કોર્ટના જાહેરનામા નંબર ૨ સને ૧૯૧૧–૧૨ માં એવું ઠરાવ્યું છે કે બાંહેધરીવાળી જમીન સંબંધે ભાયાતોને ગીરાસ કોર્ટમાં દાવો લાવવા જરૂર પડે તો મુખ્ય તાલુકદાર કે જેના પેટામાં બાંહેધરી ચલાવી હોય તેમને વાદી યા પ્રતિવાદીમાં જોડીને દાવો લાવવો; પરંતુ ભાયાત એકલા પોતાના નામથી દાવો લાવી શકે નહિ.

**માણસા** તાલુકાએ પોતાના વાંટા આપી દીધેલ હોવાના સબબે ભાયાતો ઉપરનો રીવર્સનરી રાઈટ ગુમાવ્યો છે. એવો રેસીડેન્સીથી ઠરાવ થયેલ હોવાથી **માણસાના** ભાયાતોને એ જાહેરાત લાગુ પડતી નથી એમ જણાવી સવાલ ઉપસ્થિત કરવાથી નામદાર વડોદરાના રેસીડેન્ટ સાહેબે પોતાના ઇંગ્રેજી મીમા નંબર ૧૧૪૧ તા. ૨૮–૮–૧૯૧૯ થી ઠરાવ્યું કે:— **માણસા** તાલુકાએ પોતાના વાંટા આપી દીધેલ હોવાથી ભાયાતોના વાંટા ઉપરનો તાલુકાનો રીવર્સનરી રાઇટ તાલુકાએ ખોયો છે. સબબ **માણસાના** ભાયાતોની કવચન ગેરન્ટી ડાયરેકટ ગેરન્ટી જેવી થાય છે, માટે ભાયાતોએ પોતાના દાવા પોતાના નામથી સીધા લાવવા છુટ છે અને તેમને જાહેરનામું લાગુ પડતું નથી."

આ ઠરાવના આધારે ભાયાતો તરફથી પોતાના નામથી ગીરાસ ખાતે દાવા અને અપીલો દાખલ કરવામાં આવે છે.

**સીધી લીટીના વારસ.**

કાઠિયાવાડ, **મહીકાંઠા** વિગેરે એજન્સીઓના સેટલમેન્ટ બ્રિટિશ સરકારની વિદમાને થયેલા હતાં. એ સેટલમેન્ટો વખતે જે તાલુકાઓએ સહી કરી હોય તેવી જાગીરના કોઇ તાલુકદારના સીધી લીટીના વારસના અભાવે તેની જાગીર તેમજ ભાયાતોમાં મૂળ ગિરાસ પામનાર જીવકદાર બીન ફરજન ગુજરી જાય તો તેના ગીરાસ તેના નજીકના ભાયાતો તરફ જાય કે મૂળ જીવક આપનાર સંસ્થાન તરફ જાય. એ સંબંધમાં થયેલા ઠરાવ આ સ્થળે ઉપયોગી જણાયાથી તેવા ઠરાવોની ટુંક નોંધ આ નીચે આપવી ઉચિત ધારી છે.

# લાઠીલીંબડા કેસનો ઠરાવ.

## ઇન્ડિયા ઓફિસ લંડન તા. ૧૨ ડીસેંબર સને ૧૮૬૫. ડીસ્પેચ નંબર ૩૯ મુંબઈ સરકાર તરફ.

૧ આપ નામદાર સાહેબની સરકારનો તા. ૨૨ જુલાઇનો ૩૩ નંબરનો લેટર કાઠીઆવાડમાં આવેલા **લાઠીના** ઠાકોર તથા તેના ભાયાત **લીંબડા** વચ્ચે **લીંબડા** તાલુકાના અમુક ગામો ઉપરના એ ઠાકોરના હક્કના સવાલ વિષે લાંબી મુદતથી ચાલતી આવેલી તકરારને લગતો છે.

+ ગિરાસનાં પ્રકરણમાં આ કેસનું પુરૂ જજમેન્ટ આપવામાં આવ્યું છે.

૨ આ કેસ ફરી સજીવન થયા ખાતે હું દિલગિર છું. આપ નામદારના જાણુવામાં છે કે આખેરીયત તરીકેનો માનવામાં આવેલો ઠરાવ નામદાર મુંબઇ સરકારે છેક સને ૧૮૫૮ ની સાલમાં કરેલો હતો અને તે સંપૂર્ણ વિચાર કરીને તે પછીના વરસમાં મલિકા માઆ-ઝમાની સરકારે બહાલ રાખ્યો હતો.

૩ આ ઠરાવ આપ નામદારે હાલ એવા સબબ ઉપરથી ફેરવ્યો છે કે આગઉ કરતાં હાલ વધારે સંભાળથી અને તસ્દીથી વિચાર કરવામાં આવ્યો છે અને " લીંબડા ગામ લાઠીના ઠાકોરને જાય અને ફતેસીંગની વિધવા ગુજરી જાય ત્યારે કાંપરડી ગામનો ઉત્તરાધિકાર ઠાકોરને મળે." એમ ઠરાવ કરવો એ દેશના રિવાજથી અને ન્યાય તેમજ ડહાપણનાં તત્વોથી તેમજ કર્નલ વૉકર સાહેબની પૉલિસી જે કે કાઠીઆવાડ માંહેની આપણી કારકીર્દીના આધારરૂપ હોવાનું કબુલ થયું છે તેથી વિશેષ અનુસરતો ગણાય.

૪. જો આ ઠરાવનું વ્યાજબીપણું સંપૂર્ણ રીતે સ્પષ્ટ હોત, જો તેની પુષ્ટિમાં આપ નામદાર તરફથી અને કાઠીઆવાડના આપના સ્થાનિક અધિકારીઓ તરફથી મૂકવામાં આવેલી દલીલો મારા દિલને વધારે નિર્ણયકારક લાગત તોપણ હિન્દુસ્થાનના અને વિલાયતના સત્તાધીશોએ કેટલાંએક વરસો ઉપર કરેલો ઠરાવ સ્ટેટ સેક્રેટરીને અને તેની કાઉન્સિલને અવલથી પુછ્યા વગર ફેરવવાની ગોઠવણ મંજુર કરવાને હું નાખુશ હોત. આવા ફેરફાર કરવાની અસર પ્રજાનાં દિલને અસ્થિર કરવાની અને કેટલેક ઠેકાણે એવી ઉમેદો ખડી કરવાની થાય કે જેના પરિણામમાં નાઉમેદીઓ અને સોવસા ગેરફતેહમંદ ઓફિસીઅલ તકરાર પેદા થતા તેને લગતાં ભારે નુકશાન થાય.

૫. પરંતુ કેસના ગુણદોષ વિષે આપે લીધેલા વિચારની પુષ્ટિમાં રજુ થયેલી દલીલોથી મને ખાત્રી થઇ નથી.

આપે મારા તરફ જે કાગળો મોકલ્યા છે અને જે નામદાર મુંબઇ સરકારે સને ૧૮૫૮ ની સાલમાં મોકલ્યા હતા તે સંભાળથી વાંચી જોતાં હું તો એવાજ નિર્ણય ઉપર આવું છું કે જે નિર્ણય કર્નલ લાંગ સાહેબે તા. ૨૬ એપ્રીલ ૧૮૫૮ ના તેના લેટરના એવા શબ્દોમાં જણાવ્યો હતો કે " લીંબડા કર્નલ વૉકર સાહેબના સેટલમેન્ટથી સને ૧૮૦૭-૮ માં હાલાવદો તાલુકો બન્યો હતો અને તેના તે વખતના કબજેદારોને એ અધિકારીએ તે સંબંધી ગેરંટી (બાંહેદરી) કરી આપી હતી અને આ હકીકત " જે આશામીઓને એ તાલુકાની ગેરંટી કરી આપી હતી તેમાંના કોઇના વારસ જ્યાં લગે હોય ત્યાં લગે તેમાં ભાગ મળવાના હરકોઇ બીજા દાવાને " પ્રતિબંધ થાય છે.

હાલ એવા વારસ અરજદારો છે, કે જેમની મારા નામ ઉપરની અરજી આપ બીડો છો. દરીઆફત કરવાનો સવાલ હાલ એ નથી કે લાઠી જેવી મોટી એસ્ટેટને તેના અસલ સમગ્રપણાથી કાયમ કરવી એ જનરલ સબબો ઉપરથી પસંદ કરવા યોગ્ય છે કે નહિ, પણ એવો સવાલ દરીઆફત માટે છે કે નામદાર બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓએ કેટલાંક વરસો ઉપર આપેલી ગેરંટી જે કે પછીથી આપની સરકારે તલા મલિકા માઆ-ઝમાની સરકારે બંને એ બહાલ રાખેલી તે હાલ નાબુદ ઠરાવવી અને તેને બાતલ યા ઇનકાર કરવી. હાલ મોકલવામાં આવેલું લખાણ ધ્યાનમાં લેતાં પણ મારો અભિપ્રાય એવો થાય છે કે બાંહેદરી આપવામાં આવી હતી. તેથી તા. ૧૪ જુલાઇ ૧૮૫૯ ના મારા લેટર દ્વારાએ

આપના તરફ લખી મોકલેલા એવા ઠરાવને હું વળગી રહું છું કે " કર્નલ વૉકર સાહેબે સને ૧૮૦૭–૮ માં લીંબડી તાલુકાને જે ગામો મૂળ જેને અપાયાં હોય તેના વારસો જ્યાં લગે હૈયાત હોય ત્યાં લગે તેમના કબજામાં રહેવા દેવાં જોઇએ, અને ( ઇજારેલા કે જે ઉપરના દાવાનું ધરમેળે સમાધાન થવાની વકી રાખવામાં આવતી હતી તે સિવાયનાં ) ગેરન્ટીમાં સમાયલાં ગામો લાઠી દરબારને પાછાં આપવાં જોઇએ. "

(સહી) સી. ગુડ.

## નં. ૬૦૮૯ પોલીટીકલ ખાતું તા. ૨૪ અકટોબર ૧૮૭૬.

### ( લીઆના કેસનો ઠરાવ. )

ઠરાવ. મી૦ કેડી સાહેબે આ કેસમાં જે પુખ્ત જ્યુડીશીઅલ ચોકશી કરેલી છે તે ઉપરથી સન ૧૮૬૪ માં જ્યારે કેસ તેમના હજુર મુકાયલો તે કરતાં તેના ગુણદોષ વધારે સંતોષકારક રીતે સમજવા સરકાર શકિતમાન થયેલા છે અને મી૦ કેડીએ કરેલો ઠરાવ મંજુર કરવામાં તેમને કશી અડચણ જણાતી નથી.

૨. સવાલ એ છે કે લીઆ ગામનું સને ૧૭૯૫ ની સાલમાં સાયલાના એક આગલા ઠાકોરે તેના ત્રણ ઓરમાન ભાઇને દેવાણ કર્યું તે દેવાણ ત્રણ ભાઇને ત્રણ ભાગનું પૃથક-પૃથક દેવાણ થયું હતું કે આખું ગામ ત્રણે ભાઇઓને મજમુમાં ઑપવામાં આવ્યું હતું. જો પ્રથમ કહ્યું તે પ્રમાણે હોય તો દરેક ભાગ જુદો જુદો પાછો લેવાનો ઠાકોરનો હક્ક થાય. જો પાછળ કહ્યું છે તેમ હોય તો ગામ માંહેનો કોઇ પણ ભાગ પાછો લેવાનો ઠાકોરનો હક્ક જ્યાં લગે ત્રણ ઓરમાન ભાઇ પૈકી એકનો પણ વારસ હૈયાત હોય ત્યાં લગે મુલતવી રહે.

૩. કેવી જાતનું દેવાણ કાઠીઆવાડના રજપુત રાજાઓના રિવાજને સહુથી વધારે અનુસરતું થઇ પડે એ વિષે શોધ કરવા જરૂર જણાતી નથી, કેમકે હાલના કેસમાં કેવું દેવાણ કરવાનો ઉપદેશ હતો તે વિષે ભરોંસા સાથે પુરાવા ઉપરથી અભિપ્રાય બાંધી શકાય છે.

૪. અસલ (મૂળ) દેવાણના શબ્દો બતાવવાને કંઇ લખત રજુ થયું નથી. પણ એમ બતાવવામાં આવ્યું છે કે દસ વરસ પછી એક નવું લખત થયું હતું જે કે હાલ પુરાવામાં છે; અને એ તો જાણવા જોગ છે કે આ અરસામાં ભાઇઓમાંનો એક એક દીકરાને મૂકીને અને બીજો ભાઇ વિધવાને મૂકી મરી ગયો હતો અને એકજ ભાઇ હૈયાત હતો છતાં બધા ત્રણે ભાઇઓના નામથી લેખ થયો હતો. આ નવો લેખ કરવાની જરૂરીઆત ભાઇઓ માંહેનો એક ગુજરી જતાં ગામ માંહેનો તેનો ભાગ પાછો લેઇ લેવા ઠાકોરે પ્રયત્ન કરવા ઉપરથી એક ભાઇ કલોજી બહારવટે ગયેલ તે ઉપરથી પેદા થઇ હતી; અને એતો યોગ્ય અનુમાન થઇ શકે છે કે મરનાર ભાઇનો ભાગ પાછો લેઇ લેવાનો હક્ક તે જાળવી શકે છે એમ જો ઠાકોરને લાગ્યું હોત તો જે ફોર્મ ઉપરથી સાફ રીતે એવું તર્ક બાંધી શકાય કે આખું ગામ ત્રણે ભાઇઓને મજમુમાં આપ્યું હતું તેવા ફોર્મમાં તે દેવાણ ચાલુ ન કરત.

૫. જેટલા વખતની ચડત ઉપજ આ ભાગોની ઠાકોરે લખી છે તેટલા વખતની ચડત વાદીને વ્યાજ વગર પાછી લેવા દેવી.

( સહી ) સી. ગોન, સેક્રેટરી નિસ્બત સરકાર.

## લીયા કેસનો ઠરાવ વીલાયત સરકારથી.

### નામદાર વિલીયમ સરકારના તા. ૩૧ જુલાઇ ૧૮૭૯ ના ૩૪ નંબરના. પોલીટીકલ ડીસ્પેચમાંથી ૩ જા પેરેગ્રાફનો ઈતેખાબ.

૩. એટલા માટે હું નામદાર મુંબાઇ સરકારના સને ૧૮૭૬ ના રેઝોલ્યુશનના લખાણ સાથે મળતો આવું છું. આપની સરકારે સને ૧૮૭૮ માં પાછળથી કરેલા હુકમો કે જેથી હાલના કબજેદારો બહારવટે ગયા હતા તે ઉપરથી લીઆનો આખો ગરાસ યા તેનો કંઇ ભાગ ખાલસા કરવા સંબંધી સાયલાના ઠાકોરનો દાવો નામંજુર કરવામાં આવેલો તે પણ હુ મંજુર રાખુ છું.

**( સંસ્થાન વાંકાનેર તાબે કેરાલા રાજાવડલાનાં બાઇઓની બે ગામોના કબજા બાબતની અપીલ ઉપર સરકારનો તા. ૧૧-૧૦-૮૪ નો ૫૪૦૪ નંબરનો ઠરાવ. )**

રેઝોલ્યુશન—આ કેસમાં એવા સવાલનો ચુકાદો કરવાની જરૂર નથી કે વિધવાને તેના ખાવીંદનો ગરાસ મળવા હક છે કે તાબાનો ગરાસ હોવાને લીધે વારસો ફક્ત મરદ વારસનેજ પહોંચી શકે છે.

૨. ગીરાસની વ્યવસ્થા વારસાનાં સાધારણ ધોરણ મુજબ થાય છે એમ દલીલ ખાતર માની લેતાં નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલને જણાય છે કે અરજદારના ખાવીંદ નારસીંગજીના મરણથી તેની આખી એસ્ટેટ જે કે કબુલ થયેલી રીતે વડીલોપારજીત અને અવિભક્ત છે તે ( નિર્વાહ માટેના તેની વિધવાના દાવાને કાયમ રાખીને ) તેના હૈયાત ભાઇ કુંભાજીને ગઇ. કુંભાજી ૧૮૭૯ માં તેમની પાછળ એક વિધવા અને દીકરી મૂકી મરી ગયા. તે પછી તરતજ તેની વિધવા ગુજરી ગઇ. પરંતુ દીકરી વખુબા તેમની પાછળ રહ્યાં અને હજી હૈયાત હોય એમ જણાય છે. કુંભાજીની એસ્ટેટ તેની વિધવાને ગઇ અને તેના મરણ પછી વખુબાને પહોંચી જેઓ બંનેનો અરજદારો જે કે કુંભાજીનાં ભાભીઓ થાય તેના કરતાં વધારે હકદાર. વારસ છે આમ લલુભાઈ વિરૂધ માનકુંવરબાઇના કેસમાં સાફ નિરાકરણ થયું હતું. ( ઇ. લો. રિ. ૨ મુંબઇ ૩૫૫ ) કે જેના ઉપર અરજદારો આધાર રાખે છે.

એ કેસના જજમેન્ટમાંથી જે વાક્યનો ફકરો તેઓ લે છે તે વાક્યમાં વધારે હક ધરાવનાર ખાસ વારસની ગેરહાજરીમાં સપીંડની વિધવાનો હક કબુલ રાખવામાં આવેલો છે. આ કેસમાં તો કુંભાજીની વિધવા અને દીકરી બંને વારસો છે.

૩ ઉપરનાં કારણોથી અપીલ રદ કરવામાં આવે છે.

( સહી ) જે. બી. રીચી, આકટીંગ ચીફ સેક્રેટરી
નિસ્બત સરકાર.

**ઇન્ડિઆ ઓફીસ, લંડન, તા. ૧૫ અકટોબર ૧૮૮૫ પોલીટીકલ નં. ૧૩.**

મુંબાઇના નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ તરફ.

નામદાર સાહેબ, કાઠીઆવાડમાં આવેલા **ભાડવાના** ભાયાત **સીસક**ના જાડેજા **નારસંગજીએ** મારા નામ ઉપર કરેલી અરજી તેના પેટાકાગળો સહીત રવાના કરવાનો આપની સરકારનો ગયા અગસ્ટની ૨૫ મી તારીખના ૩૦ નંબરનો લેટર મને મળ્યો છે. અને તે વિષે કાઉન્સિલમાં વિચાર કરવામાં આવ્યો છે. નામદાર મુંબઇ સરકારના તા. ૧૧ જુલાઇ ૧૮૮૪ ના ઠરાવથી અરજદાર તરફથી દાવો કરવામાં આવેલી અમુક જમીન ઉપરનો કબજો જાડેજા **ભાવસંગજી** અને ગોવીંદજીને બહાલ રાખવામાં આવેલો છે. તે ઠરાવ ઉપર તે અપીલ કરે છે.

૨. ગીરાસ લેનાર બિનફરજંદ ગુજરી ગયેથી ગીરાસ પાછો લેઈ લેવાની દેનારની સત્તા સંબંધી ધોરણ નામદાર મુંબઈ સરકારના તા. ૨૪ અકટોબર ૧૮૭૬ ના રેઝોલ્યુશન મુજબ અમલમાં આવે છે, કે જે રેઝોલ્યુશન હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી સાહેબે **લીઆના** કેસમાં તા. ૩૧ જુલાઇ ૧૮૭૯ ના રોજ બહાલ રાખેલો હતો. આ ઠરાવમાં એમ નિરાકરણ થયું હતું કે જે કેસોમાં ફટાયાને ગરાસ પૃથકપૃથક અપાયો હોય તે કેસોમાં દરેક પ્રસંગે ગીરાસ પાછો લેવા દેનારને અધિકાર છે; પણ જો મજમુ દેવાણ થયું હોય તો એવી રીતે મરણ પામેલા લેનારનો ભાગ હૈયાત ભાઇઓને અથવા તેમના વારસોને જવો જોઇએ.

૩. એટલા માટે હાલના કેસમાં મુખ્ય સવાલ એ છે કે તકરારી મિલ્કતનું દેવાણ મજમુમાં થયું હતું કે પૃથકપૃથક થયું હતું. આપ નામદાર ઇન્ કાઉન્સિલ એમ માનો છો કે તકરારી ગરાસ તેના બાપ અને કાકાને મજમુમાં અપાયો હતો એવી હકીકતનો વાદી કને એવો પુરતો પુરાવો નથી કે જે ઉપરથી તેના કાકાના ભાગ ઉપરનો તેનો દાવો વ્યાજબી ગણાય અને આપનો અભિપ્રાય એવો છે કે પુરાવાની તોલના જરા એથી વિરૂદ્ધના નિર્ણયના લાભમાં હોવાનું જણાય છે. કેસનો આ ખ્યાલ કાઠીઆવાડના આકટીંગ જ્યુડીશીઅલ આસીસ્ટંટ સાહેબના જજમેન્ટને અનુસરતો છે. અને તેને રાજ્યસ્થાનિક કોર્ટના અધ્યક્ષના સ્વતંત્ર અભિપ્રાયથી પુષ્ટી મળે છે, કે જેમણે આ તકરારના સંબંધમાં આ પ્રાંતમાં સ્થાનિક રિવાજનો તપાસ કરવાનું કામ પોતાના શિર ઉપર લેઈ આ જાતના કેસો ચલાવવા માટે આયંદેને વાસ્તે કીમતી સુચનાઓ નોંધેલી છે.

૪. આવી કેફીઅતને લીધે હું આપ નામદાર ઇન્ કાઉન્સિલના તા. ૧૧ જુલાઈ ૧૮૮૪ ના રેઝોલ્યુશનના મજમુન સાથે મળતો આવું છું અને ઇચ્છું છું કે અરજદારોને એ પ્રમાણે ખબર આપશો.

**હું છું ઈત્યાદી (સહી) રેંડાલ્ફ ચર્ચહીલ.**

---

બીજો એક અગત્યનો દાખલો મહીકાંઠા એજન્સીમાંથી મળી આવે છે. **જોધપુરના** મહારાજા **માનસિંહજી** ઇ. સ. ૧૮૪૩ માં પુત્ર સંતતી મુક્યા વગર મરણ પામ્યા. એ ગાદી માટે ઢોકળસિંહ નામના માણસે પોતાના હક્ક રજુ કરી ગાદીનો દાવો કર્યો; પરંતુ એ દાવો પોસાય તેવો નહિં હોવાથી ગાદી વારસનો તપાસ કરતાં ઈડરની ગાદી ઉપર મહારાજ **આનંદસિંહજી જોધપુરથી** ગયેલા અને **અમનગરની** જાગીર ઈડરમાંથી નીકળેલી હોઈ **અમનગરના** મહારાજા **તખ્તસિંહજી** કે જે **આનંદસિંહજીના** પૌત્ર **પ્રતાપસિંહજીના** કુંવર હતા એમને **જોધ-**

પુરની ગાદી માટે દત્તક નીમવામાં આવ્યા. મહારાજા તખ્તસિંહજી જોધપુરની ગાદીએ બેઠા અને પાછળથી અમનગરની જાગીર જોધપુર સાથે જોડી દેવા દાવો કર્યો. એ કામમાં ઈ. સ. ૧૮૪૮ ના એપ્રીલ માસની ૧૩ મી તારીખે હિંદુસ્તાનની સરકારે એવો નિર્ણય કર્યો કે અમનગરવાળા તખ્તસિંહજી જોધપુરવાળા કુટુંબમાં દત્તક થઈને ગયા, માટે ઇડરવાળી શાખા વડીલ હોવાથી અમનગરના હક્કદાર માલીક છે. તેથી અમનગર અસલની માફક ઇડર રાજ્ય સાથે જોડાઈ જવું જોઇએ, અને તે બંને ઉપર ઇડરના રાજાનો અધિકાર છે.

એવોજ બીજો દાખલો માણસા તાલુકાનો છે. માણસાના ઠાકોર ફતેહસિંહજી ગુજરી ગયા અને એમની પાછળ કુંવર નહિ હોવાથી નજીકના ભાયાત નાથુસિંહજીના મહાડમાંથી ભાયાત જોરાવરસિંહજીના કુંવર સબળસિંહજીને માણસાની ગાદી માટે દત્તક લેવામાં આવ્યા. સબળસિંહજી ગાદીએ આવ્યા બાદ એમના પિતા જોરાવરસિંહજી તેમજ એમનાં માતુશ્રી લાલબા ગુજરી ગયાં. જ્યારે લાલબા ગુજરી ગયાં ત્યારે જોરાવરસિંહજીના જીવકની મિલ્કત તાલુકામાં લેવા માણસના ઠાકોર રાજસિંહજીએ સને ૧૮૮૩ માં મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબ તરફ દાવો કર્યો. આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ સાહેબે અને છેવટ પોલીટીકલ એજન્ટ સાહેબે એવો ઠરાવ કર્યો કે સબળસિંહજી દત્તક નીમાઇને ગયા છે. તેથી એમના જીવકની મિલ્કત એમના નજીકના ભાઇઓને મળે: પરંતુ તાલુકો લઈ શકે નહિ. આ ઠરાવ ઉપર માણસા ઠાકોર તરફથી નામદાર મુંબાઇ સરકાર તરફ અપીલ થતાં નામદાર મુંબઇ સરકારે આ મિલ્કતના હક્કદાર માણસાના ઠાકોર છે એવો નં. ૧૬૫૪ તા. ૫–૩–૧૮૮૮થી ઠરાવ કરી પોલીટીકલ એજન્ટનો ઠરાવ રદ કર્યો. આ ઠરાવ ઉપર ભાયાતો તરફથી અપીલ થતાં વિલાયત સરકારે ઠરાવ્યું કે “દાવાવાળી જીવકમાં ઠાકોરના વડીલ સબળસિંહજી જેઓ પોતાના પીતા જોરાવરસિંગ સાથે સહભાગદાર હતા તેમ તેમના પૂર્વજ ફતેહસિંગની જગ્યાએ દત્તક તરિકે ગાદીનો વારસો મળવાથી સદરહુ જીવકમાં પોતાનો હક્ક ખોયો એમ કહેવામાં આવ્યું છે તે ખરૂ છે કે કેમ તેનો નિશ્ચય કરવો અને મહીકાંઠાના રિવાજ પ્રમાણે ભાયાત ગાદીના વારસ થવાથી ભાયાતોની જીવકમાં પોતાનો હિસ્સો હોય તે તમામ ખુવે છે એવું કહેવામાં આવ્યું છે. તેને પુષ્ટી મળે છે કે કેમ ? તથા ઉપર લખેલા બે પોઇન્ટ ઉપર જે અભિપ્રાય બાંધવામાં આવે તેને અનુસરીને આ અરજનું નીરાકરણ કરવું.”

વીલાયત સરકારના ઠરાવ પ્રમાણે રીતસર ચોકસી કરવામાં આવી અને તે ઉપરથી ભાયાતોના લાભમાં અને માણસા તાલુકા વિરૂદ્ધ નામદાર મુંબઇ સરકારે ઠરાવ નંબર ૨૬૭૨ તા. ૨૮–૪–૧૮૯૦ નો કર્યો તે ઠરાવનો સારાંશઃ—

સેક્રેટરી ઑફ સ્ટેટની તેમની અપીલમાં અપેલેન્ટો રીવાજના કાયદા ઉપર આધાર રાખે છે. આ વાત પ્રથમ તેમની સરકારમાં અપીલ કરેલી ત્યારે વિશેષે કરીને મૂકેલી નહિ. સબળસિંહજીને દત્તક લેવામાં આવ્યાથી તેનો જે કુટુંબમાં જન્મ થયેલો તેની વારસાઈ મિલ્કતમાં તેનો તથા વારસમાં હક્ક રહ્યો નહિ એમ તેઓ કહે છે; એટલુંજ નહિ પણ એમ કહે છે કે રિવાજ પ્રમાણે સબળસિંગજીને રાજ્યની ગાદી મળવાથી કે જે રાજ્યમાંથી તકરારી વારસાઇની મિલ્કત એક જીવક તરીકે પેદા થઈ હતી. તેથી તે જીવકમાં પણ તેનો ભાગ રહ્યો નહિ; અને તેથી તે જીવકસહ માલીકની બીજા ભાયાતોની ભાતૃકુટુંબના માણસો

તરીકે થઈ. આ રીવાજના નિયમ વિષે સેક્રેટરી ઓફ સ્ટેટે પુરાવો લેવા ફરમાવેલું અને તે પ્રમાણે કરવામાં આવેલું છે. એ પુરાવા ઉપરથી માણસામાં આવો રિવાજ હોવો જોઇએ એમ તો સાબીત થઇ શકતું નથી; પણ એથી એટલું તો પુરતું જણાય છે કે કોઇ-પણ રીવાજ ન હોવા કરતાં રીવાજ હશે એમ વધારે સંભવ જણાય છે. રીસ્પોડેન્ટના સાક્ષી પરમાનંદની સાક્ષી આ કામમાં વિશેષે કરીને ઉપયોગી થઇ પડી છે. કારણ કે તેના પુરાવાથી આજુબાજુના મુલકનો રીવાજ સ્થાપિત થાય છે; અને તેથી ગાદી ઉપર બેસવાથી જીવક જાય છે એમ જણાય છે. આ ઉપરથી જો કે દત્તકપણાથી નહિ પણ માત્ર ગાદી ઉપર બેસવાથી એમ ઠરાવવું જોઇએ કે સદર જીવકની મિલ્કતમાં ભાગ રાખવાનો સબળસિંગજીનો હક્ક રહ્યો નહિ. સરકારનો આગલો ઠરાવ રદ કરવો અને ભાયાતો જે હક્ક સ્થાપિત કરે છે તે હક્કના લાભમાં આ કેસનો ઠરાવ કરવો.

(સહી) લી. વૉર્નર.
સેક્રેટરી ટુ. ગવર્નમેન્ટ.

**જાગીરના વિભાગ.**

ઇન્ડિયન તહનામાથી તથા બીજા કોઇપણ સબળ કારણને લઇને બ્રિટિશ ઇન્ડિયાની અંદર જે જાગીરો સત્તાવાર રીતે મંજુર કરવામાં આવી હોય તો તે જાગીરના વિભાગ કરવાથી નામનો પણ કારોબાર ચાલી શકે નહિ એટલુંજ નહિ પરંતુ ખાનગી માણસોના પુત્રો કરતાં રાજાના પુત્રોની હાલત ઉતરતી જાય છે, તેથી કરીને તેવો રિવાજ બંધ કરવાને બ્રિટિશ સરકારે યોગ્ય વિચાર્યું છે. જાગીરોના વિભાગ કરવા કરતાં ફટાયાને ભરણપોષણ માટે જીવાઇ કરી આપવી એ વધારે પસંદ કરવા જેવું છે. આ કારણો ધ્યાનમાં લઇ ઈ. સ. ૧૮૫૦ માં મધ્ય હિંદુસ્તાનમાં એક રાજ્યના વિભાગ કરવા દેવા કોર્ટ ઓફ ડીરેકટર્સે ના પાડી હતી. વળી ઈ. સ. ૧૮૮૪ માં મહીકાંઠા એજન્સીમાં આવેલા કટોસણના રાજ્યના વિભાગ થતાં અટકાવવામાં આવ્યો હતો; પરંતુ ખાનગી મિલ્કતના સંબંધમાં મકવાણા કોમના રિવાજ પ્રમાણે કુટુંબનો પ્રધાન પુરૂષ ગુજરી જાય તો વહેંચણ કરવાનો તે કોમમાં પ્રચાર છે તે બ્હાલ રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે નામદાર મર્હુમ મહારાણી સરકારે એવો અભિપ્રાય બતાવ્યો હતો કે, જાગીરોના વિભાગ કરવા કરતાં ફટાયાને ભરણપોષણ માટે જીવાઈ કરી આપવી એ વધારે પસંદ કરવા જેવું છે. ×

**દેશીરાજ્યોનું પોતાના રાજ્યમાં જીંદગી પર્યંતનું હિત.**

ઇન્ડિયાનાં સમસ્ત રાજ્યોનું તેમના રાજ્યમાં જીંદગીપર્યંતનુંજ હિત હોવાથી તેઓ પોતાની જીંદગી ઉપરાંતને માટે પોતાના રાજ્યમાંથી કોઇને કાંઇ આપી શકે નહિ તેમ રાજ્ય ઉપર કરજનો બોજો નાંખી શકે નહિ એ ધોરણ તથા એક રાજ્ય બીજા રાજ્યને જાગીરનો કાંઇ ભાગ વેચાણ આપી શકે કે કેમ અને જે રાજ્યમાંથી એમના ભાયાતોને જીવારક મળ્યો હોય તે ભાયાતો પણ તેજ ધોરણે વર્તી શકે એવું ધોરણ ઠરેલું છે. એના માટે નામદાર સરકારથી થયેલા ઠરાવોનો સારાંશ તથા નંબરો આ નીચે આપવામાં આવ્યા છે.

× સી૦ લી. વૉર્નર કૃત હિંદુસ્તાનનાં રક્ષિત રાજ્યો. પૃ. ૩૦૪ થી ૩૧૨.

સાધારણ નિયમ એવો છે કે રાજાઓનું તેમના સ્ટેટમાં જીંદગી પર્યંતનું હીત છે અને જો તેઓ તેમના સંસ્થાનમાંનો કાંઇ પણ ભાગ એવી રીતે બીજાને આપવા માગતા હોય કે જે તેમના વારસોને બંધનકારક થાય તો તેમણે સરકારની મંજુરી મેળવવી જોઇએ. ( જુઓ કર્નલ લેંગની કાઠીયાવાડ એફેસની બુક ભાગ ૨ જો પાનું ૧૫—એચીનસન્સ ટ્રીટી ભાગ ૬) ઇ. સ. ૧૮૦૭ માં કર્નલ વૉકરની દરમિયાનગીરીથી રાજાઓએ ગાયકવાડને લખી આપેલ ફેલ જામીનખત, વળી જામ સાહેબને બે ગીરાસીયાઓનો ગીરાસ વેચેલો તે બાબતનો ૧૮૫૧ નો થયેલ સરકારનો ઠરાવ. પહેલા વર્ગના રાજાઓ પોતાની સ્થાનિક હકુમતને અડચણ ન કરે તેવી રીતે અને ખંડણી આપવામાં જોખમ અથવા મુશ્કેલી આવી ન પડે તે ધ્યાનમાં લઇને અમુક ભાગ આપી શકે. ( સર જેમ્સ પીલે મુંબઇ સરકારને લખેલ કાગળ નં. ૯૧ તા. ૪ માર્ચ ૧૮૭૫ )

( સરકારનો ઠરાવ નંબર ૨૬૯૩ તા. ૧૯–૬–૧૮૭૧ )

---

**જાખણ કેસ**—આ કામમાં નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કે કર્નલ વૉકર સાહેબની સેટલમેન્ટથી એકજ હકુમતમાંના એક ભાગદારને બીજાનો ભાગ વેચાતો લેવાને બાદ આવતો નથી. હિંદુ લૉ. મુજબ અવિભક્ત કુટુંબની સ્થાવર મિલ્કતનું સગાઓની સંમતી વગરનું વેચાણ કુટુંબના ફાયદા અગર સામાન્ય જરૂરીયાત માટે ન હોય તો ગેરકાયદેસર છે અને વેચાણ લેનારે પોતાના બચાવ માટે તે સંબંધે વ્યાજબી તપાસ કરી હતી એમ બતાવવું જોઇએ. ( સરકારી ઠરાવ નં. ૨૧૧૯ તા. ૯–૫–૧૮૭૯ )

ગમે તેટલા દૂરના સગા હોય તોપણ વારસા માટે હકદાર હોય તેવા મૂળ ગીરાસીયાને પોતાનો ગીરાસ બીજાને વેચાણ આપવા હક છે તોપણ ભાયાતના સંબંધમાં બક્ષિસ લેનારના બહારના વંશના ભાયાતોને તે હક મળી શકે નહિ અને તેથી તે વારસામાં ઉતરી શકે તેવો નથી. આ પ્રમાણે હોવાથી ગીરાસ પોતાના વંશની બહારના ભાયાતને વેચવાનો અધિકાર નથી.

જો આ અભિપ્રાય બરોબર ન હોય અને ભાયાતને આપેલ બક્ષિસ ભાયાત પોતાના વંશ બહારના ભાયાતને વેચી શકે તો પછી બક્ષિસ લેનાર ભાયાતના વારસના ભરણપોષણનો પાછો તાલુકદાર ઉપર બોજો પડે અને બક્ષિસ આપવાનો તમામ હેતુ અને રાજનીતિ વ્યર્થ થઇ પડે. અગ્રક્રિયાધિકારનો હક કોઇપણ પ્રસંગે ઉત્તરાધિકારના હકથી પ્રતિકુળ થઇ શકે નહિ. ( સરકારનો ઠરાવ નંબર ૩૬૧૩ તા. ૧૧–૭–૧૮૮૪ જાડેજા ડોસાજી ઉનડજી વિ૦ જાળીયા [illegible]માર ૧૮ કાઠીયાવાડ લૉ. રી. ૨૫૯ )

વળી એક કેસમાં મુંબાઇ સરકારે ઠરાવ્યું છે કે બીજા તાલુકાના તાલુકદારને ગરાસ વેચી શકાય નહિ. ( ઠરાવ નંબર ૬૪૦૦ તા. ૧૪–૧૦–૧૮૯૫ )

---

સરકારની સાધારણ રાજનીતિ અને એજન્સી કોર્ટોમાં અમલ કરવાની બે કલમોવાળી ઇન્ડિયા સરકારની જાહેર ખબર પ્રસિદ્ધ કરી છે. વારસના પૂર્વે થઇ ગયેલ ચીફ યા તાલુકદારે કરેલ દેવા માટે જો પોતે કબુલ ન કરે અથવા પોલીટીકલ એજન્ટ સરટીફીકેટ ન

આપે તો દાવો લાવી શકાય નહિ. બાકીની સત્તાના અમલમાં એજન્સી કોર્ટો કેસ હાથમાં લઈ શકે. ( ઠરાવ નંબર ૭૧૧૨ તા. ૨૬–૯–૧૯૦૦ )

---

જે કાયદાથી ખંડણી ભરનારા ચીફોને પોતાની જીંદગી કરતાં વધારે વખતના માટે પોતાની જાગીરને દેવાદાર કરવા પ્રતિબંધ છે. તે કાયદાનો અમલ કરવામાં પોલીટીકલ એજન્ટને વ્યાજબી ડહાપણવાળી સત્તા આપવામાં આવી છે, કારણ કે કેટલીક વખતે દેવું કરનાર ચિફના પોતાના જાતીકા ફાયદા માટે નહિ તેવાં અને જાગીર તથા કુટુંબના નિર્વિ-વાદ ફાયદા માટે હોય તેવાં અને જેના માટે ફક્ત પ્રથમ મંજુરી નહિ મેળવ્યાના કારણસર એ નહિ રાખવું તે ગેરવ્યાજબી છે તેવાં દેવાં કરવામાં આવેલાં છે; અને તેવું કરનાર ચીફની હયાતીમાં પાછાં આપી દેવામાં આવ્યાં નથી. ( ઠરાવ નંબર ૭૮૬૧ તા. ૩૦–૧૦–૧૯૦૦ )

---

ચીફો, જાગીરદારો અને તાલુકદારો પોલીટીકલ એજન્ટની મંજુરી સિવાય અને વારસોની કબુલત સિવાય પોતાની જાગીરને પોતાની હયાતી કરતાં વધારે વખતને માટે કરજદાર કરી શક્તા નથી. ( ઠરાવ નંબર ૬૧૯૩ તા. ૧૨–૮–૧૮૯૧, ૪૪૩૬ તા. ૧૬ ૭–૧૮૯૭ અને નંબર ૮૩૧ તા. ૭–૨–૧૮૯૯ ).

---

ચીફ અથવા તાલુકદારે જાગીરના અગત્યના અથવા ફાયદાના કામ માટે શુદ્ધબુદ્ધિથી કરેલ કરજ જાગીર સામે જોખમ થઇ શકે. ( ઠરાવ નંબર ૬૩૩૯ તા. ૧૭–૧૦–૧૮૮૫ તથા નં૦ ૩૩૪૭ તા. ૨૪–૯–૧૯૦૫ અને નં૦ ૬૫૮૩ તા. ૨૨–૧૧–૧૮૯૮ ).

---

સરકારે ઉપરાઉપરી ઠરાવ્યું છે કે ભાયાત અને વિધવાઓને સાર્વજનીક જમીનમાંથી ચીફ બીજાઓને આપે તો તે તેના વારસોને બંધનકારક નથી. ( ઠરાવ નંબર ૩૨૧૫ તાં. ૮–૫–૧૮૮૮ ).

---

નેક નામદાર હિંદી સરકારના નં. ૨૭૧૪ આઇ–એ તા. ૨૨ જુન સને ૧૯૦૦ થી મુકરર થયું છે. મેઇન હિંદુ લૉ ૪થી આવૃતી કલમ ૩૧૨ માં જણાવ્યું છે કે જમીન અથવા તેમની તરફથી કાંઈ આપ્યું હોય તો તે ફક્ત તેમની જીંદગી સુધી કાયમ છે અને પછી વારસની મરજી પ્રમાણે વ્યવસ્થા થઇ શકે છે. ઇ. લૉ. રી. ૫ અલ્હાબાદ પાને ૫૪૨ માં ઠરાવ્યું છે કે એક વેચી ન શકાય તેવા રાજ્યની જાગીરનો એક ભાગ તેના માલિક તરફથી પોતાની એક ઓરતને તેણીના પ્રત્યે પોતાના પ્યારની ખાતર હંમેશના માટે બક્ષિસ આપ્યો હતો. આ આપેલું રદ કરવાને તેના મોટા દિકરાએ દાવો કર્યો એવા કારણસર કે પક્ષકારો એક હિંદુ કુટુંબના માણુસો છે અને મીતાક્ષરા પ્રમાણે ચાલે છે તેથી કરી છોકરાને દાવો લાવવાને હક્ક હતો અને જરૂરના પ્રસંગ માટે આ જમીન અપાયેલી ન્હોતી માટે આપેલું રદ ગણ્યું હતું.

મહીકાંઠા એજન્સીમાં આવેલા ઘોડાસરના ઠાકોરે તેમનાં ઠકરાણીને પીપળીયું નામનું

ખેતર બક્ષિસ આપ્યું હતું. બક્ષિસ આપનાર ઠાકોર ગુજરી ગયા પછી ગાદીએ આવનાર ઠાકોરે એ ખેતર પાછું લેવા તજવીજ કરી. એ કામે મર્હુમ ઠાકોરનાં ઠકરાણીએ પોલીટીકલ એજન્ટને અરજ કરી, પોલીટીકલ એજન્ટે તા. ૩૦-૭-૮૯ ના રોજ નં. ૩૦૭૨ થી હુકમ કર્યો કે તાલુકદારોનો તાલુકા સાથે લાઇફ ટાઇમ ઇન્ટરેસ્ટ ( જીંદગી સુધીનો હક્ક ) રહેલો છે તેથી આપેલું રદ કરવામાં આવ્યું.

કાશી કરના હિંદુ લૉના મેન્યુઅલની કલમ ૧૬૯ માં બતાવ્યું છે કે મીતાક્ષરા પ્રમાણે જમીનદારોનાં કૃત અથવા કાંઇ આપવું તે ફક્ત જીંદગીસુધી કાયમ છે; અને તેજ પ્રમાણે કોર્ટ ઓફ ડીરેક્ટર્સના નં. ૧૦ તા. ૨૯-૩-૧૮૪૮ માં જણાવ્યું છે.

---

સરખા ભાગવાળા તાલુકદારો કાયદા અનુસાર ચીફ છે. અને વારસો નક્કી કરવાનું કામ સરકારનું છે. તેઓ જાતીકી ઇનસાફી સત્તા ભોગવતા નથી તેટલીજ હકીકત ઉપરથી તેમની "રાજદ્વારી સ્થિતિ" લેઇ શકતી નથી. તેઓ ખાનગી જમીનદારો નથી અને તેથી મરજી મુજબ તેમની મિલકતની વ્યવસ્થા કરી શકતા નથી. ( ઠરાવ નંબર ૫૮૬૬ તા. ૨૦-૮-૧૯૦૧ ).

---

સીવીલ પ્રોસીજર (જુનો) કલમ ૨૯૫ના છેલ્લા ભાગમાં સમજાવ્યા પ્રમાણે સર્વોપરી સત્તાના ચઢતા અધીકારના તાબામાં રહી ચીફ અને તાલુકદારો " ગવર્નમેન્ટ " ની સ્થિતિ ભોગવે છે. તેઓને ગવર્નમેન્ટના હક્ક અને ગુણો જુદી જુદી રીતના ફેરફાર સાથે સોંપવામાં આવ્યા છે. (ઠરાવ નંબર ૪૧૪૫ તા. ૧૦-૬-૧૯૦૧.)

---

બ્રિટિશ ખાલસા મુલકના તાલુકદારો માટે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબે તા. ૩૧-૭-૧૯૦૫ ના રોજ એક જાહેરનામુ કાઢેલું છે જે આ પુસ્તકના પાને ૧૧૨ ઉપર ફુટનોટમાં આપવામાં આવેલું છે તેમાં જણાવ્યું છે કે કોઇપણ તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી કે નાયકે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબની મંજુરી લીધા વગર પોતાની એસ્ટેટ અથવા તેનો કાંઇ ભાગ ગીરો કે વેચાણ કોઇ પણ શાહુકારને કરી આપેલો હોય અને તાલુકદાર ગુજરી ગયો હોય તો તે તેના વારસને બંધનકર્તા નથી અને ગુજરનારના વારસોને એસ્ટેટમાં પાછો લેવાનો હક્ક પ્રાપ્ત થાય છે.

વડોદરા રાજ્યમાં પણ નંબર ૧૯૮૭૨ તા. ૧૪-૧૦-૧૯૧૫ નું જાહેરનામુ નીકળેલું છે અને તેની પુરવણી તરીકે જાહેરનામુ નંબર ૧૯૩૩ તા. ૨૨ ફેબ્રુઆરી સને ૧૯૨૪ નું નીકળેલું છે જે આ પુસ્તકના આંકડીયા જાગીરના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. તે આધારે પણ જમીનદારોને પોતાની હયાતી ઉપરાંતના માટે કોઇને કાંઇ આપવા યા જાગીરને કરજના બોજામાં નાંખવા મનાઈ કરવામાં આવેલી છે.

---

**પોલીટીકલ દાવા.** એક સંસ્થાન સાથે બીજા સંસ્થાનને જમીનની તકરાર હોય અગર એક સંસ્થાનને પેશકશી, મુલકી હક્ક, હકુમત, કુટુંબનાં માણસોની જીવાઇ, બારવટીયા અગર ધાડપાડુઓએ કરેલી લૂંટનું વળતર, મુલક, સીમાડા, રાજદ્વારી

પટ્ટી અગર હક્ક વગેરે પ્રકારના દાવાને પોલીટીકલ દાવા કહેવામાં આવે છે. આવા દાવાઓને વ્યાખ્યા તથા તે દાવા સાંભળનારી કોર્ટો વિષે નામદાર મુંબાઈ સરકારે પોતાના ઠરાવ નંબર ૩૦૧૫ તા. ૯-૫-૧૮૯૨ માં જણાવેલું છે. કાઠીયાવાડ માટે સરકારના ઠરાવ નંબર ૩૯૪૯ તા. ૧૨-૭-૧૮૮૬ થી ધારાઓ મંજુર થયેલા છે.

સંસ્થાનિકો તથા ભાયાતોએ આવા દાવા પ્રથમ આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટની કોર્ટમાં દાખલ કરવા ઠરાવ્યું હતું; પરંતુ નામદાર મુંબાઇ સરકારે રાજ્ય પ્રકરણની તથા વ્યવહારી બાબતના તમામ કેસો ગમે તેટલી કિંમતના હોય તોપણ સ્ટેટ પ્રથમ દરજ્જે ચાલવા જોઇએ એમ ઠરાવ્યું છે. (સને ૧૯૧૫ નો સરકારી ઠરાવ.)

ઉપર પ્રમાણે ઠરાવ્યું છે તોપણ મહીકાંઠા એજન્સીમાં આવેલા વરસોડા તાલુકાના ભાયાત મકુજી અલુજીની નામદાર મુંબાઇ સરકારમાં ગયેલી અપીલના કામે સરકારે જે ઠરાવ કર્યો છે તે ભાયાતોના જીવારકની જમીનના પોલીટીકલ કેસો માટે ઉપયોગી ધારી મુંબાઇ સરકારના ઠરાવના આધારે મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબના ઇંગ્રેજી મીમાનો પરપટ આ નીચે આપ્યો છે.

નંબર એલ. એ. ડબલ્યુ. આઇ ૨૨.
**વરસોડાના ચાવડા મકુજી અલુજી.**
**સાદરા** તા., ૧૩ નવેમ્બર ૧૯૧૯.

મીમો—

વરસોડા ગામમાં તમારી પાસે કેટલીક ઇનામી જમીનો હતી. તે વરસોડા તાલુકાએ ખાલસા કીધી તે સંબંધમાં બંદેગાન આલીજીનાબ ગવર્નર સાહેબ અને પ્રેસીડેન્ટ ઇન્ કાઉન્સિલ એમને તમોએ તા. ૨૬ મી મે ૧૯૧૯ ની અપીલ કરેલી તે બાબતમાં નામદાર સરકારના હુકમને અનુસરીને તમને ખબર આપવામાં આવે છે કે નામદાર સરકારે તમારી અપીલ દાખલ કરી છે. અને આ કેસ તાલુકદાર પોલીટીકલ દાવા તરીકે તેના ગુણદોષ પર સાંભળે તેને સારૂ અપીલ પાછી મોકલવામાં આવી છે. આ જમીનો અથવા તેમાંની કોઇ જીવક જમીનો તરીકે પળે છે કે કેમ તેનો ફેંસલો પ્રથમ કરવામાં આવશે. પોલીટીકલ દાવામાં પ્રથમના મુદ્દા ઉપર જે ઠરાવ થાય તેના ઉપર જો અપીલ કરવામાં નહિ આવે અથવા અપીલ થાય તે છતાં તે રદ્દ કરવામાં આવે તો જે જમીનો જીવકની સાબીત થાય નહિ તે જમીનો બાબત તાલુકો એલીએનેશન રૂલો પ્રમાણે પોતાને યોગ્ય લાગે તેવી તપાસ કરશે. જે જમીનો જીવકની છે એમ પુરવાર થાય તે જમીનો તેજ પ્રમાણે તમને ચલાવવા માટે તાલુકો તૈયાર છે.

આ તાલુકો હાલ એજન્સીના વહીવટમાં છે તેથી મેનેજરે આ બાબતનો પોલીટીકલ દાવો મહીકાંઠાના આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટની કોર્ટમાં કરવો.

(સહી) **ડબલ્યુ. બીલ. લેફ. કર્નલ.**
પોલીટીકલ એજન્ટ **મહીકાંઠા.**

---

પોલીટીકલ કેસોના સંબંધમાં નામદાર મુંબાઇ સરકારે બાબતવાર વખતો વખત હુકમો કરેલા છે તે બધા હુકમો અને ઠરાવો પુરેપુરા આપવામાં આવે તો તે હુકમો પુરતુંજ

એક ઇલાયદુ પુસ્તક થઈ શકે. તોપણ ચાલતા વિષયને સંબંધકર્તા ઉપયોગી ઠરાવોના પરપટ આ નીચે આપ્યા છે.

પોલીટીકલ કેસમાં કાંઇ પણ ફી લાગતી નથી તેમજ આ દાવાને મુદતના ધારા લાગુ નથી. (ઠરાવ નંબર ૬૦૪૨ તા. ૫-૧૦-૧૮૮૫).

તાલુકદારો વચ્ચે વહેંચણુ કરાવવાના દાવાને પોલીટીકલ દાવો ગણવો. ( ઠરાવ નંબર ૭૫૫૫ તા. ૪-૧૨-૧૮૯૦).

જે ફરિયાદને પોલીટીકલ રીતે સાંભળીને ફેંસલ કરી છે તેમને સાધારણ દીવાની ફરિયાદ તરીકે ફરીને ચલાવી શકાય નહિ. (ઠરાવ નંબર ૨૪૨૦ તા. ૧૪-૪-૧૮૯૧).

કબજે આપવા અથવા સંભાળવાના સત્વર હુકમ વિરૂદ્ધ સરકારને અપીલ નથી. રીતસર દાવો તે ખરો ઇલાજ છે. જે કેસોમાં અપીલ ન હોય તે કેસોમાં પણ હકુમત વાપરવા ના પાડી હોય અથવા ખોટી રીતે વાપરી હોય તો ન્યાયની સૌથી મોટી ઑથોરીટી તરીકે સરકાર દરમિયાન આવી શકે. (ઠરાવ નંબર ૪૩૭ તા. ૨૧-૧-૧૮૯૨).

હકુમતને લગતા સવાલોને પોલીટીકલ રીતે સાંભળવા જોઇએ. સરકારની પૉલીસી તથા પક્ષકારોના હક્ક ધ્યાનમાં રાખીને તેમનો ફેંસલો કરવો. આવા કામોમાં કોર્ટ ફી લેવી નહિ. (ઠરાવ નંબર ૫૯૧૮ તા. ૨૫-૯-૧૮૯૪).

જે ફરિયાદોમાં પક્ષકારો તાલુકદારો હોય અને તેમના સ્ટેટની તકરાર હોય તેવી ફરિયાદોને પોલીટીકલ ગણવી. (ઠરાવ નંબર ૧૦૬૦ તા. ૧૧-૧૨-૧૮૯૭).

ગામ વહેંચણુ કરવાની ફરિયાદને પોલીટીકલ રીતે સાંભળવી. ( ઠરાવ નંબર ૨૬૭૬ તા. ૨૬-૪-૧૮૯૭ ).

સરકારના હુકમ સિવાય રીઝોઇન્ડર માગવાં નહિ. (ઠરાવ નંબર ૩૧૮૧ તા. ૧૮-૫-૧૮૯૭)

સરક્યુલર નંબર ૨૦૬૨ તા. ૧૬-૩-૯૮ માં "અપીલ" શબ્દ લખ્યો છે તેમાં દીવાની અને પોલીટીકલ કેસોને લગતી તમામ અરજીઓનો સમાવેશ થાય છે. ( ઠરાવ નં. ૩૬૧૩ તા. ૯-૬-૯૭).

એવું ઠરાવવામાં આવ્યું છે કે, જો કે ફરિયાદ પોલીટીકલ રીતે સાંભળી હોય તો પણ વગર અધિકારવાળા વાદીઓએ કોર્ટ ફી આપવી જ નહિ. ( ઠરાવ નંબર ૭૩૮૯ તા. ૨૮-૧૨-૧૮૯૮ ).

પોલીટીકલ કેસોમાં અને સીવીલ પ્રોસીજર કોડ નરમ રીતે લાગુ પાડ્યો હોય તે મુલકોમાં ગુજરી ગયેલ પક્ષકારના બદલામાં વારસ પોતાનું નામ દાખલ કરવા ચુક કરે તો દાવો બંધ પડ્યો ગણી કાઢી નહિ નાંખવો જોઇએ. આવી બાબતોમાં સાધારણ નોટીસ કહાડવી; અને ૭ માસની મુદત વીત્યા પછી મુદ્દાઓના ગુણદોષ ઉપર નીકાલ કરવો. ( ઠરાવ નંબર ૭૬૧૫ તા. ૧-૧૧-૧૯૦૧ ).

વાઘેલા ગોદડસીંગજી વિ૦ હુરનારાયણના કામમાં ઠરાવ્યું કે, જે જંગમ મિલ્કતના કેસની અપીલમાં નીચલી કોર્ટનો ઠરાવ પોલીટીકલ એજન્ટે સુધાર્યો હોય અથવા ફેરવ્યો હોય તેવા કેસો સિવાય બીજા કેસોમાં બીજી અપીલ થઈ શકે નહિ; તોપણ પોલીટીકલ નિબંધની સત્તાના અખત્યારમાં સરકાર વચ્ચે આવી શકે. ( ઠરાવ નંબર ૧૨૨૨ તા. ૧૬-૨-૧૯૦૩ ).

દાવો પોલીટીકલ આકારમાં દાખલ કર્યો અને એકવાર ઠેઠ સુધી તેવાજ દાવા તરીકે ચલાવ્યો હોય ત્યારે તેને પોલીટીકલ દાવો ગણવો. (ઠરાવ નં૦ ૮૮૩ તા. ૧૮–૧–૧૯૦૪)

સરકારનો ઠરાવ નંબર ૪૬૫૨ તા. ૨૬–૭–૧૯૦૪ પોલીટીકલ કેસોમાં જો કે સીવીલ પ્રોસીજર કોડની કાનુનો ભુમીયા તરીકે ઉપયોગની છે તોપણ કાયદેસર સ્થાપિત થયેલી કોર્ટોમાંના દીવાની દાવામાં તે જેટલે દરજ્જે ફરજીયાત છે તેટલી પોલીટીકલ કેસોમાં નથી. ભડવેલ કેસમાં વાદીએ વહેંચણ માટે દાવો કર્યો પણ બધા ભાગદારોને પક્ષકાર તરીકે મૂકયા નહિ. હુકમનામું સીવીલ પ્રોસીજર કોડ મુજબ જે ભાગદાર પક્ષકાર ન્હોતો તેના વિરૂદ્ધ બની શકે નહિ: પરંતુ પોલીટીકલ કેસોમાં પ્રોસીજરનો આભાસ ચાલે છે અને આખા કુટુંબ અથવા શાખાના પ્રતિનિધિ તરીકે એક યા બે મુખ્ય ભાગદારોને ઉભા રહેવાની પરવાનગી આપવામાં આવે છે.

કેસર જેઠા વિ. સાંતલપુરના તાલુકદારોના કામે નામદાર મુંબાઇ સરકારે ઠરાવ્યું કે:— આવા પોલીટીકલ દાવામાં સી૦ પ્રો૦ કોડ લાગુ પાડવા નહિ જોઇએ; અને પક્ષકારોની સુનાવણી કરીને કેસને પુરેપુરો તપાસી તેના ગુણદોષ ઉપર પોલીટીકલ એજન્ટે રિપોર્ટ કરવા. ( ઠરાવ નંબર ૬૩૩૦ તા. ૧૩–૧૦–૧૯૦૪ )

કાઠીયાવાડ, મહીકાંઠા વિગેરે એજન્સીઓમાં સંસ્થાન અને તાલુકાઓની વર્ગવારી તથા હકુમત મુકરર થયેલી છે; પરંતુ સરકારી લખાણમાં સંસ્થાન કોને લખવું અને તાલુકો કોને લખવો એ સંબંધમાં વિશેષ અજવાળુ પાડવા અને પોતાના તાલુકાને સરકારી લખાણમાં સરકારે સંસ્થાન લખવું એવા મહીકાંઠા એજન્સીમાં આવેલા માણસાના રાવળજીના મેમોરીયલ ઉપરથી નામદાર મુંબાઇ સરકારે પોતાના પોલીટીકલ ખાતાના ઇંગ્રેજી પત્ર નં. ૨૫૯૭ તા. ૧–૫–૧૯૨૪ થી ઠરાવ્યું છે કે માત્ર પહેલા અને બીજા વર્ગના ચીફ સ્ટેટ યા સંસ્થાન લખવું; પરંતુ ત્રીજા વર્ગના અને તેથી નીચેના વર્ગના સંબંધમાં તાલુકો શબ્દ વાપરવો જોઇએ. (એજન્સી સરક્યુલર નં. ૫૧૩ તા. ૨૭–૫–૧૯૧૪)

---

**પ્રજા પ્રેમ.**

કોઇ પણ રાજ્યકર્તાએ પોતાની પ્રજાનો પ્યાર મેળવવો એ રાજાની મુખ્ય ફરજ છે. જ્યાં પ્રેમ નથી ત્યાં પોષણ નથી, અને પોષણ નથી ત્યાં ઐક્ય નથી; અને જ્યાં ઐક્ય નથી ત્યાં પ્રજાધર્મ નથી. પ્રજા પોતાનો પ્રજાધર્મ ન બજાવે તો તેના પરિણામે રાજાને અનેક પ્રકારનાં સંકટો વેઠવાં પડે છે તે સંબંધમાં મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ મેજર મીક સાહેબે મહીકાંઠાના સંસ્થાનિકોની મિટીંગમાં કહાડેલા નિષ્પક્ષપાત અને ન્યાયી શબ્દો અને તે પછી બહાર પાડેલા મીમો નંબર ૫૮ રાજ્યકર્તાને ઉપયોગી હોઇ આ નીચે આપ્યો છે.

## [ મહીકાંઠા એજન્સીના પોલીટીકલ એજન્ટ મેજર મીકે તેમની હકુમતના તાલુકદારોના સંમેલનને સંભળાવેલા કિંમતી શબ્દો. ]

**ખેડુતોને કેળવણી આપો.**

આ સાલમાં પહેલા અને બીજા વર્ગનાં રાજ્યોને પોતપોતાની નિશાળો સોંપી દેવાની મેં ભલામણ કરી છે અને તે સરકારે કબુલ રાખી છે. તેને અંગે જે ફેરફાર તથા ઇન્સ્પેકટરના પગાર તથા ખર્ચની ફાળવણી નવેસરથી કરવી પડશે તે બાબતનો તમારે વિચાર કરવાનો છે. ઇડરને તો તેની

નિશાળો ઘણા વરસથી સોંપાએલી છે, અને તે રાજ્યમાંથી અત્રે કોઈ હાજર નથી, તેથી તે રાજ્યના સંબંધી હું કોઇપણ જાતની ટીકા કરતો નથી. દાંતા અને પોલનાં રાજ્યોમાં મોટે ભાગે ભીલ વસ્તી છે અને તેથી કેળવણીમાં બહુ પછાત છે, આથી હું ઉમેદ રાખું છું કે આ બન્ને રાજ્યો કેળવણીને આગળ ધપાવશે અને ઉદાર રાજનીતિથી કામ લેશે. ઘણી વખત તમે બધા એમ કહો છો કે અમારાં ગામડાંઓમાં ફક્ત ખેડુતોની વસ્તી છે અને તેથી ત્યાં નિશાળો ચાલી શકતી નથી: પણ હું ઘણે સ્થળે જોઉં છું કે ખેડુતો ખાનગી નિશાળોને પોતા થકી પોષી રહ્યા છે અને દર માસે છોકરા દીઠ રૂ. ૧) જેટલી મોટી ફી માસ્તરને આપે છે તેનું કેમ? ગામડાંઓમાં કેળવણીને ઉત્તેજન આપો કે જેથી કરી ખેડુતના દીકરાઓ ખેતીવાડીનું સારૂં જ્ઞાન મેળવી શકે. પોતાની ઉપજ ખર્ચનો બરાબર વહેવાર કરી શકે અને શાહુકારોના કર્જમાં ડુબી જાય નહિ.

**રૈયતને ત્રાસ ન આપો.**

'ખેડુતનું એક બંધુ તરિકે ભલું કરવા તરફ મનથી ખરી ઉલટ મેં ભાગ્યેજ તમારામાં જોઇ છે. એથી ઉલટું તેની પાસેથી અનેક રીતે પૈસા કઢાવવામાં આવે છે. પાર વિનાની વેઠ કરાવવામાં આવે છે, અને ઘણા સખ્ત કાયદા અને રીતરીવાજથી તેને વેઠવું પડે છે. સો વર્ષ પહેલાં ધાડાં પડતાં હતાં અથવા મુલ્કગીરીના સૈન્યોના જુલ્મ તેને સહેવા પડતા હતા તે હવે નથી રહ્યા. તમારા ખેડુતો પણ હવે દેખતા અને સમજતા થયા છે. તેથી દુનિયાના બીજા દેશોના ખેડુતોની માફક પોતાના હક્કોની માગણી કરે છે. આવે વખતે તમારા પોતાનાજ લાભની ખાતર આ માગણીઓનો તમારે સ્વીકાર કરવો જોઇએ. તમારી બધી આવક ખેડુતની મહેનતમાંથી જ આવે છે અને તે જ મહેનતને ઉત્તેજન આપી તમને વધારે આવક થાય તેને માટે તમે એક બે તાલુકદારો શિવાય બાકીના બધા કંઇજ કરતા નથી. જેને તમે વંશપરંપરાના રાજ્ય હક્ક કહો છો. પણ જેનાથી પ્રજાને ઝીણો માર પડે છે, અને જે કષ્ટો આપી તમારા મહેસુલી અમલદારો તમારી તિજોરી ભરે છે, તેવાં કષ્ટોને એકદમ બંધ કરો. રૈયતને કર ભરવાને જ સરજાયેલ યંત્ર તરિકે ન ગણી લો. તેમના તરફ ભ્રાતૃભાવથી વર્તો-તેમનું ભલું થશે તો તમારૂં ભલું થશે.

**કંગાલ ઢેડ ભંગીઓ.**

મેં ઘણી વખત જોયું છે કે એક ગામડામાં અરધી વસ્તી સારા ખાતાપીતા કણબીઓની હોય છે, પણ બાકીની અરધી તો અરધા ભૂખ્યા કંગાળ દેખાતા દરિદ્ર અને આવતી કાલે શું ખાશે તેની કાળજી વીનાના ઠાકરડાઓની હોય છે. આવા ઠાકરડાઓની સ્થિતિ સુધારવાને, તેમનું જીવન કણબીની ઉચ્ચતાએ લાવવાને માટે કેટલા દરબારો પ્રયત્ન કરે છે? મેં ગામડામાં ઘણી વખત જોયું છે કે બિચારા ઢેડ ભંગીઓને પીવાનું પાણી મળતું નથી, અને મળે છે ત્યારે અવાડાનું ગંદુ પાણી મળે છે અથવા માઇલ બે માઇલથી નદી નાળામાંથી ભરી આવવું પડે છે. આ ગરીબોને માટે તમે કાંઇ કરો છો? ખેડુતોને વાવવા માટે સારૂં બી હોતું નથી. ગમે તેવું ખરાબ બી વાપરે છે, તો તેને સારૂં બી પુરૂ પાડવા માટે અને એવી રીતે તમારી પોતાની ઉપજ વધારવા માટે તમે કાંઇ કરો છો!

'પણ આ ખારા સમુદ્રમાં એક મીઠી વીરડી છે. અને તે સુદાસણાના ઠાકોર સાહેબ છે. તે પોતાની રૈયતના દરેક માણસને જાતે ઓળખે છે અને તેમની

**વેચાણ તથા ગીરો હક્ક આપો.**

સાથે પિતાપુત્રનો નાતો રાખે છે. તેમણે પોતાના તાલુકાના ખેડુતોને જમીન ઉપર વેચાણ તથા ગીરો હક્ક આપ્યા છે, અને બીજી અનેક છુટછાટ આપીને તેમને સંતોષી અને સુખી બનાવ્યા છે. ઠાકોર સાહેબને તેમના ખેડુત પુષ્કળ ચાહે છે, અને તે સાથે પોતાની ઉપજ પણ હતી તેનાથી બેવડી કરી છે. બીજા એક ઠાકોર આ એજન્સીમાં છે, તેની જમીન બહુ ફળદ્રુપ છે અને તેની સીમમાં બે મોટી નદીઓ બારમાસી વહે છે. તેઓ નદીમાં પાણી ખેંચવાના પંપ મૂકીને જમીનમાં બગાયત કરી કરાવી શકે, અને પોતાની ઉપજ પણ બેવડી કે તેવડી કરી શકે. પણ તેમને તો આ બાબતમાં જરાએ રસ પડતો નથી. આપણે ત્યાં કુવા ખોદવાને ઉત્તેજન કેટલા દરબારો આપે છે ? આપણા તાલુકાઓ બધા નાના નાના છે, તેથી તાલુકદારો પોતે ખેડુતોની જોડે અંગત સમાગમમાં આવી શકે, તેમની જરૂરીઆતો હોય તે જાણી શકે, અને તેમના સુખદુઃખમાં ભાગ લઇ શકે. ખેતીવાડીમાં આજકાલની નવી નવી શોધો થઈ રહી છે, તે બધી તમો તાલુકદારોએ જાણી લઇ પોતપોતાના ખેડુતોને ઉપયોગી થાય તેવી કેળવણી તેમના બાળકોને આપવી જોઇએ.

**તગાવી નાણાં આપો.**

'હું તમને સલાહ આપું છુ કે સુદાસણાના ઠાકોરની માફક તમે સર્વે નવા નિયમો કરીને પોતપોતાના ખેડુતોને ગીરો વેચાણના હક્ક આપો. આમ કરવાથી તેઓ પોતાની જમીનમાં સારા સુધારા કરશે, અને તેથી રાજ્યની ઉપજમાં પણ વધારો થશે. કુવાઓ ખોદવાને સારી રીતે તગાવી નાણાં આપો. એથી કરીને દુષ્કાળ વખતે તેમને ભૂખે મરવું પડશે નહિ, અને તમારી ઉપજને ધક્કો પહોંચશે નહિ. સુદાસણાના ઠાકોર સાહેબનાં ગામડાંમાં દુકાળ શું છે તે કોઇને ખબર નથી, કારણ તેમણે પુષ્કળ કુવાઓ કરાવી આપ્યા છે, અને તેથી દુકાળના વરસમાં તેમના ખેડુતોને અને તેમને પોતાને ઓર વધારે ઉપજ આવે છે.

**અનિષ્ટ રીવાજ.**

છેવટે એક અનિષ્ટ રીવાજ આપણા તાલુકાઓમાં છે. તેના તરફ તમારૂં લક્ષ ખેંચુ છું. આ અન્યાયી અને અતિ સખ્ત રીવાજ એ છે કે જ્યારે કોઇ ખેડુત એક તાલુકાની હદ છોડીને બીજાની હદમાં વસવા જાય છે, ત્યારે તમે તે જનારની સર્વ માલમીલ્કત જપ્ત કરી લ્યો છો. આ રીવાજ જુનો હશે પણ ન્યાય અને મનુષ્ય હકકથી તદ્દન વિરૂદ્ધ છે. જુનો રિવાજ છે માટે તે ખરોજ છે એમ કહિ શકાય નહિ. આ કાયદાથી અનેક જાતના ખેડુત પર જુલમ થાય છે અને તે જુલ્મમાંથી બિચારા નાસી છુટી શકતા નથી. ખેડુતોને પોતાની જમીન અને ઘરબાર છોડીને બીજે વસવાની સ્હેજે તો ઇચ્છા થાય જ નહિ પણ તેને માથે આફત વરસતી હોય તોજ તે બીજે વસવા જાય. આ કાયદાથી જુલ્મીને વધારે જુલ્મી થવાનું સાધન મળે છે. સારા રાજ્યમાંથી નાસી છુટવાનું મન થાય જ નહિ. તમારૂં રાજ્ય સારૂં અને ન્યાયી હશે તો બહારના ખેડુતો ખેંચાઇને આવશે અને જમીન એક વીઘું પડતર રહેશે નહિ. હું ઇચ્છું છું કે આ અન્યાયી કાયદો તમે રદ કરી પ્રજાની આશિષ મેળવો.

ઇંગ્રેજી ઉપરથી.

**નંબર એલ. એ. ડબલ્યુ. ૫૮.**

**મહીકાંઠા એજન્સી.**

**સાદરા તા. ૫ અકટોબર ૧૯૨૬.**

તા ૩૦ મી સપ્ટેમ્બરને રોજ સાદરા મુકામે મળેલી ઠાકોરોની મિટીંગમાં સર્વાનુમતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે, પરાગંદી કાયદો જેના અન્વયે પરાગંદા થનાર શખસોની સ્થાવર મિલ્કત તાલુકામાં ખાલસા કરવામાં આવે છે. તે કાયદો રદ કરવાનું જાહેરનામું દરેક તાલુકદારે એકદમ કાઢવું. વળી એમ સર્વાનુમતે કબુલ કરવામાં આવેલું કે જે માણસો હદ છોડી બીજી જગાએ રહેવા જાય તે તમામને તે તે તાલુકામાં ચાલતી ઘરથારની રૂલોને અનુસરીને પોતાની મીલ્કત વેચી દેવાનો હક્ક આપવો. વિશેષમાં એવું પણ સર્વાનુમતે કબુલ કરવામાં આવ્યું હતું કે જે જે તાલુકાઓમાં લેખી ઘરથારની રૂલોનો સંગ્રહ નથી તે બધા તાલુકાઓએ આવી રૂલો તૈયાર કરવી તથા તેમને પ્રસિદ્ધ કરવી; અને તેમને ધારાની યાદમાં સામીલ કરવી તથા તેની એક નકલ એજન્સીમાં જાણ માટે મોકલવી. સુદાસણામાં જે રૂલો દાખલ કરવામાં આવી છે તેમને માર્ગદર્શક તરીકે સ્વિકારવા બધા ઠાકોરો સંમત થાય છે.

આ સંબંધમાં પગલાં લેવાને બધા ઠાકોરોને વિનંતિ કરવામાં આવે છે. જે એસ્ટેટો મેનેજમેન્ટમાં છે તેના મેનેજરોએ તાકીદે આનો અમલ કરવો. જે તાલુકદારોને જુરીસડીકસન ( અધિકારો ) નથી તેમના ઉપર આવો અમલ કરવા યાદી કાઢીને થાણદારોએ થાણા સરકલમાં આ ઠરવાનો અમલ કરવો. ×

**( સહી ) એ. એસ. મીક મેજર.**

પોલીટીકલ એજંટ મહીકાંઠા.

---

× પોલીટીકલ એજંટ સાહેબના વિચારને મળતા થઇ બધા તાલુકાએ આ બાબતના રૂલો ઘડી કોપી એજન્સીમાં મોકલી છે પણ આ બાબતમાં તા ૧-૮-૨૭ સુધી માણસા રાઓલજી પોલીટીકલ એજંટ સાહેબના મતને સંમત થયા નથી તેમ નિયમ પણ પ્રસિદ્ધ થયેલા જણાયા નથી.

# બાંહેધરી અને બીન બાંહેધરી જમીનની વ્યાખ્યા અને તેનું સ્પષ્ટિકરણ.



મહેરબાન રા. રા. કૃષ્ણરાવ વિઠ્ઠલરાવ ઉપલપ, બી. એ. એલ એલ. બી.
સર્વે અને સેટલમેંન્ટ સુપ્રીન્ટેંન્ડેંન્ટ અને
ગીરાસ અધીકારી વડોદરા રાજ્ય.

Lakshmi Art, Bombay, 8.

# બાંહેધરી અને બીનબાંહેધરી

## જમીનની વ્યાખ્યા અને તેનું સ્પષ્ટિકરણ.

## પ્રકરણ ૧૧ મું.

સત્તરમા સૈકામાં અને અઢારમા સૈકાની શરૂઆતમાં સમાજના બધા વર્ગોમાં સહી-સલામતી બદલ શંકાની લાગણી એટલી બધી પ્રચલિત થઇ ગઇ હતી

**બાંહેધરી એટલે શું.**

કે માણસો માણસો વચ્ચેનો મહત્ત્વનો વ્યવહાર ત્રીજા માણસની હાજરી વગર શરૂ કરી શકાતો નહિ કે પાર પાડી શકાતો નહિ. એ ત્રીજો માણસ બાંહેધરી આપતો કે કરેલી શરતનો અમલ થશેજ. રાજપૂત અને કોળી ગરાસિયાઓની પોતાની પ્રજા સાથેના બધા વ્યવહાર બદલ ઘણું ખરૂં ભાટો અથવા ચારણો બાંહેધરી આપતા. કોઈ શાહુકાર સાથે પટો કરવાનો હોય તો ગરાસિયો પોતાની શરત પાળે તે બદલ કોઇ ભાટ કે ચારણ જવાબદારી માથે લેતો. એ લોકો પૈકીનો કોઇ ઈસમ ખરેખરી કે માની લીધેલી ફરિયાદના કારણે હુલડ કરી ઉઠતો અને દેશને પાયમાલ કરવા લાગતો તો ભાટની દરમિયાનગીરીથી સમાધાન થઇ શકતું. ભાટ તે માણસને ખાત્રી આપતો કે તે પોતે તાબે થાય ત્યારે તેને કોઈપણ રીતે સતાવવામાં આવશે નહિ. વળી તેના બદલની પુર્નવ્યવસ્થા સંબંધી મસલત ચાલતી હોય તેનો નિકાલ આવે ત્યાંસુધી કાંઇ પણ કનડગત અનુભવ્યા વગર તે પોતે જઇ આવી શકે એવી જાતની પણ તે ભાટની બાંહેધરી આપવામાં આવતી. પોતાને સતાવવામાં આવશે નહિ કે પોતાની સાથે ગેરવર્તણુંક રાખવામાં આવશે નહિ એવી પાકી ખાત્રી થતી નહિ ત્યાંસુધી કોઇપણ આબરૂદાર વેપારી પરરાજ્યની હદમાં સ્થાયી થવાની હિંમત કરતો નહિ. સામાન્ય રીતે કહીએ તો કોઇ ભાયાતની પાસે ગામના કામે પટેલ આવ્યો હોય કે વસવાટ કરવા પરદેશી આવ્યો કે પાટનગરમાં બોલાવી મંગાવેલો ખેડુત આવ્યો હોય કે કિમતી માલ વેચવાને ફરતો વેપારી આવ્યો હોય પણ જ્યાંસુધી પોતાનું કામ પુરૂં થયે પોતાને બીન અડચણે જવા દેવામાં આવશે એવી પાકી ખાત્રી તેને થતી નહિ ત્યાંસુધી તે એવા ભાયાતની હજુરમાં કે સત્તા નીચે આવવાની હિંમત કરતો નહિ. આ પદ્ધતિ બાંહેધરીને નામે ઓળખાતી. **બાંહ** એટલે **હાથ** અને **ધરવું** એટલે **પકડવું** તે ઉપરથી **બાંહેધરી** "એટલે" **હાથ પકડવો તે** એવો અર્થ થાય છે. જે રાજ્યના રાજકાજનું દરેક કામ અમલમાં આવી શકે તે પહેલાં રાજ્યની પોતાનીજ પ્રજા પૈકીના કોઇએ તેની બાંહેધરી આપવી જોઇએ અને જેની પ્રજા તેને માટે બાંહેધરી આપીને તેની પોતાની શરતો અન્વયે વર્તવાને તેને ફરજ પાડી શકે એટલો વગ ધરાવે એવું રાજ્ય હયાતી ધરાવી શકે. એનો આપણા હાલના વિચારોની સાથે મેળ બેસીજ શકતો નથી તેમ

છતાં પણ વડોદરામાં એમજ હતું. એ વખતે તો રાજ્યના જીવનનો આધારજ એ પદ્ધતિ ઉપર રહ્યો હતો.

હિંદુ લોકોના વ્યવહારની એક જાણીતી ખાસિયત એ છે કે કોઇ વ્યવહારમાં ત્રીજા માણસને નાખી શકાય એમ હોય તો ફક્ત બે માણસ એકલાજ વ્યવહાર કરતા નથી. જુના વખતમાં ગેરબંદોબસ્ત ચાલતો ત્યારે કોઇ માણસને સરકારનો કે તેના પાડોશીનો ભરોંસો પડતો નહિ. કોળીને લૂંટારા રજપૂત સાથે કામનો પ્રસંગ આવે ત્યારે પોતાની જાત કે મિલકતનો કોઇને ભરોંસો પડે નહિ. તે ઉપરથી બાંહેધરી લેવાની રીત નિકળી, ને પછીથી બીજા લોકો સાથેના વ્યવહારમાં પણ પ્રસરી. ૧૯ મી સદીની શરૂઆતમાં એટલો બધો અણવિશ્વાસ ફેલાયો હતો કે ગાયકવાડ સરખો પણ પોતાની રૈયતમાંના કોઈની બાંહેધરી આપે તે સીવાય કોઇ તેની સાથે કરાર કરતુ નહિ. ગાયકવાડ નાંણા કરજે લેતા તેની બાંહેધરી આરબ જમાદારો કરતા. આરબ લોકોની બાંહેધરી કબુલ કરવામાં આવતી તેનું મુખ્ય કારણ એ હતું કે જેમાં તેઓ ઉભા રહ્યા હોય તેવા કરાર બળજોરથી પૂરા કરાવવાનું તેમનામાં સામર્થ્ય હતું. જેમ બીજે ઠેકાણે રાજદરબારી વિચાર ઉપરથી આરબ જમાદારોની બાંહેધરી લેવામાં આવતી તેમ કાઠીઆવાડમાં રાજદરબારી વિચાર ઉપરથી નહિ પણ ધર્મ તથા પરંપરાથી અપાતુ આવેલું માન એ બે વિચાર ઉપરથી ભાટ લોકોની બાંહેધરી લેવામાં આવતી.

દરેક રજપૂતને પોતાનો ભાટ હતો. વંશ સંબંધી કે વારસા સંબંધી બાબતમાં ભાટોનેજ પૂછવામાં આવતું. ભાટનો નાશ થાય તો તેની સાથે વંશાવળીનો નાશ થાય અને તેથી ઘણું નુકશાન થવાનો સંભવ રહે તેથી ભાટ ઘણો પવિત્ર અને કીંમતી ગણાતો. ભાટનું કામ પડે એવા રજપૂતોની સંખ્યા કરતાં પાછળથી ભાટની સંખ્યા એટલી બધી વધી પડી કે કેટલાક ભાટે નાણાની ધીરધારનું અને કેટલાકે ખેતીનું કામ કરવા માંડયું તોપણ ભાટ નામે ભરોંસો રાખવા જોગને તેના શરીર ઉપર કદી હાથ ઉગામાયજ નહિ એમ બધે મનાતું. ભાટની પેઠે ચારણો પણ મોટા મનાતા. તેઓની સંખ્યા કાઠીઆવાડમાં ઘણી છે ત્યાં તેઓ ગામ વસાવી ખેતીનું કામ કરતા હતા. એવું કહેવાય છે કે પ્રથમ રાજા ટોડરમલે રજપૂતોની તરફથી ભાટને જામીન દાખલ લેવાનો ધારો પાડયો. ઈ. સ. ૧૮૦૭ ની અગાઉ ભાટની જામીની વગર કોળી કે રજપૂત લોકો એક બીજા સાથે અથવા રાજ્ય સાથે નાંણા સંબંધી કંઇ પણ વ્યવહાર કરતા નહિ. ભાટ લોક જેટલી રકમના જામીન થતા તેટલી ઉપર સેંકડે ટકા લેતા નથી. તેઓ બહુ દોલતમંદ થયા હતા. જેના તેઓ જામીન થતા તેને તેઓએ સતાવ્યાના ઘણા દાખલા બનેલા છે. ઈ. સ. ૧૮૦૮ માં ભાવનગરના રાવળને પોતાના ભાટ જામીન સાથે તકરાર થઈ હતી તે ઉપરથી જે સત્તાધીશને તે ખંડણી આપતો હતો તે સત્તાધીશને અરજ કરી. તેણે ભાટની જામીનગીરીનું ખત રદ કરાવ્યું; અને પોતાની જવાબદારી ઉપર નવું ખત કરાવ્યું. આ દાખલા ઉપરથી જણાઇ આવે છે કે જેમ સુધારો, ઉદ્યોગ અને વેપાર વધતો જાય છે તેમ વહેમ ભરેલી જૂની રીતો નાબુદ કરવાનું વલણ પણ વધતું જાય છે.

ઈંગ્રેજ સરકારે વડોદરાના કેટલાક વેપારીઓ, પેઢીઓ અને અમલદારોને બાંહેધરી આપેલી અને તે અનુસાર શ્રીમંત સરકારને વર્તવાનું હતું. વડોદરા રાજ્યમાં બ્રિટિશની બાંહેધરી મેળવનાર સૌથી પહેલો નવસારીનો દેસાઇ મેરજી ખરસેદજી હતો. ઇ. સ.

૧૭૯૩ થી આ રવૈયો શરૂ થયો હતો. ઇ. સ. ૧૮૦૩ માં દયારામ ઝવેરીનું દેવું પતવવા માટે તથા એજ વરસમાં લશ્કરની ખાદ ખોરાકીનો હિસાબ ચોકખો કરવા શેઠ સાંમળ બહેચર તથા મૈરાળ નારાયણને અને ૧૮૦૭ માં પાછલી બાકી મૂકવવા માટે શેઠ મંગળ સખીદાસ, સાંમળ બહેચર, અરજુનજી નાથજી, પરભુદાસ શેઠ, હરીભક્તિ અને મૈરાળ નારાયણને બ્રિટિશ બાંહેધરી આપવામાં આવી હતી.×

આ સિવાય કેટલીક બાંહેધરી આપવામાં આવેલી તે પ્રમાણે સયાજીરાવ મહારાજાએ વચન નહિ પાળવાથી મહારાજાને ન રૂચે તેવી કેટલીક સલાહ આપવાની પ્રેસીડેન્ટને જરૂર પડી હતી. આખરે બ્રિટિશ સરકારને બાંહેધરીનો અમલ કરવો એ અગત્યનું હોવાથી શ્રીમંત ગાયકવાડ સરકાર પાસે તે બાંહેધરીનો અમલ કરાવવા મુંબાઇના ગવર્નર સર જૉન માલકમે સખત પગલાં લીધાં અને ઇ. સ. ૧૮૨૮ માં પેટલાદ, બહીયલ, કડી, ડભોઇ અને બહાદરપુર, શીનોર, અમરેલી સીયાનગર, કાઠીયાવાડની મુલકગીરી, મહીકાંઠા, રેવાકાંઠા અને બીજી આવક મળી રૂ. ૧૫૪૭૭૨૫ નો મુલક જપતીમાં લીધો. આ ગોઠવણ થયા પછી પાટણ, વિસનગર, વડનગર, વિજાપુર અને સંખોડા એ રીતે રૂ. ૪૦૯૪૫૧ નો મુલક ફરીથી વધારે જપતીમાં લીધો.+

આ સિવાય ઈ. સ. ૧૮૪૧ના ફેબ્રુઆરી માસની પહેલી તારીખના રોજ ૩૧ બાબતોથી ભરેલી એક યાદી રજુ કરવામાં આવી હતી અને કુલ ૨૮ માગણીઓ મુંબાઇના ગવર્નર સાહેબે શ્રીમંત મહારાજા પાસે કરી હતી અને જે મહારાજાએ કેટલીક બાબતમાં મરજીથી અને કેટલીક નામરજીથી પણ કબુલ કરી હતી.

કાઠીયાવાડનું સેટલમેન્ટ ૧૮૦૭માં, મહીકાંઠાનું સેટલમેન્ટ ૧૮૧૧-૧૨માં અને પાલણપુર રેવાકાંઠાનું સેટલમેન્ટ ૧૮૨૫માં થયું હતું અને તે સેટલમેન્ટ પાળવા પળાવવાને બ્રિટિશ સરકારે તાલુકદારોને લેખી પરવાના આપ્યા હતા; પરંતુ ઇ. સ. ૧૮૬૨માં ખંડેરાવ મહારાજાએ પોતાના રાજ્યમાં ઇનામ કમેટી નામનો કર નવીન કહાડયો અને તે બાંહેદરીવાળી તમામ જમીન તથા રોકડ હક્કો ઉપર નાખ્યો. ગામ ઉપરથી ગીરાસીયાઓને જે પરભારા હક્કો મળતા તે બંધ કર્યા, નવી સરવે કરાવી ( જેને જરીફ કહેવામાં આવે છે. ) કેટલીક ખાસ માલકીની અને ગીરાસની જમીનને સરકારી જમીન તરીકે દફતરમાં દાખલ કરી તે ઉપર પુરેપુરો આકાર ચઢાવી દીધો અને અનેક રીતે ગીરાસીયા તથા તાલુકદારને હેરાન કરવા માંડયા. તેથી તેઓએ પોકાર કર્યો અને સેટલમેન્ટ વખતે ઇંગ્રેજ સરકારે આપેલી બાંહેદરીની યાદ દેવરાવી.

મહીકાંઠા, રેવાકાંઠા અને પાલણપુરના પોલીટીકલ એજન્ટોએ સરકારના ધ્યાન ઉપર આ વાત મૂકી અને લખાપટી ચાલતાં નામદાર મુંબાઇના ગવર્નર સાહેબ બહાદુર રૂબરૂ પોલીટીકલ ઓફીસરો અને રેસીડેન્ટ સાહેબની કોન્ફરન્સ થઇ અને તે રૂએ મુંબાઇના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલે તા. ૧-૯-૧૮૭૭ના રોજ એક મીનીટ ઘડી કાઢી.

મુંબાઇ સરકારની મીનીટ સંબંધે વડોદરાના દીવાન રાજા સર ટી. માધવરાવે પોતાના વાંધાવાળું ૧૧૨ પેરેગ્રાફનું મેમોરીયલ નંબર ૧૦૯૨ તા. ૨૬-૧૦-૧૮૭૭નું રેસીડેન્સીમાં

× વૉલેસ કૃત ગાયકવાડનો ઇતિહાસ પૃ. ૫૦૪.
+ વડોદરા રાજ્યનો ઇતિહાસ ૧૯૨૬ પૃ. ૧૯૧-૧૯૨.

મોકલાવ્યું. જે કાગળો નેક નામદાર ઇન્ડિયા સરકારમાં જતાં તેનો પૂર્ણ વિચાર થઇ નામદાર ઇન્ડિયા સરકારે એક રૂલ તૈયાર કરી અને તે સરકારના કાગળ નંબર ૧૧૩૮ પી. તારીખ ૫ મી જુન સને ૧૮૭૮થી મંજુર કરવામાં આવી.

આ રૂલનો હેતુ સરકારી તથા બારખલી (ઠાકોરો ભાયાતો વગેરેની) જમીન નક્કી કરવાનો અને તેનો અમલ શી રીતે કરવો તે સંબંધેની હતી તેથી તેવા પ્રકાર નક્કી કરવા માટે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરની નિમનોક કરવા અને તેમણે કાનુનો પ્રમાણે કામની તજવીજ કરવા ઠરાવ્યું હતું તે રૂલો નીચે મુજબ હતી.

## વડોદરા રાજયના મુલક મધ્યે વાંટા તથા ગીરાસના હક્કના કામ સારૂ સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબ નીમાયલા છે તેઓએ શી રીતે અનુસરવું તેના નિયમો.

### નામદાર હિંદુસ્તાન સરકારે મંજુર કર્યાં છે. તા. ૫ જુન સન ૧૮૭૮ પત્ર નંબર ૧૧૩૮ પી.

**સ્પે. સે. ઓફીસર સાહેબે કયા કામની ચોકસી કરવી તે.**

(૧). **અ.** ગાયકવાડ સરકારના સ્વતઃ અમલ નીચે જે મુલકમાં નામદાર ઇંગ્રેજ સરકારની બાંહેધરીવાળા ગીરાસ તથા વાંટાના હક્ક તથા હિતને સંબંધ રાખતા તમામ દાવાનો ન્યાયપૂર્વક સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે નીકાલ કરવો. પરંતુ પહેલું તે દાવાઓ સને ૧૮૭૭ ના ડીસેમ્બર મહીનાની તા. ૩૧ મીએ અથવા તે પહેલાં વડોદરા સરકારમાં અથવા હરકોઇ બ્રિટિશ પોલીટીકલ અમલદાર રૂબરૂ કરવામાં આવેલા હોય તે અથવા બીજું દાવાનું કારણ સન ૧૮૭૫ ના ડીસેમ્બર માસની તા. ૩૧ મી અને સને ૧૮૭૭ ના ડીસેમ્બર માસની તા. ૩૧ ની વચ્ચે ઉત્પન્ન થયેલું હોય તો.

**બ.** રેવાકાંઠા, મહીકાંઠા, પાલણપુર તથા રાજપીંપળાના મુલક અથવા સંસ્થાનમાં તથા ખાનદેશમાં ડાંગના રાજાઓના ગામોમાં તથા પંચમહાલમાં તથા સુરત, ભરૂચ, અમદાવાદમાં તથા ખેડા જીલ્લામાં રહેનારા કેટલાએક લોકોનો ગાયકવાડ સરકારનાંજ સ્વતઃ અમલ નીચેના મુલકમાં નામદાર ઇંગ્રેજ સરકારની બાંહેધરી વગરના ગીરાસ તથા વાંટાના હક્ક અને હિતને સંબંધ રાખતા દાવા હોય તે તમામ દાવાનો પણ સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે ન્યાયપૂર્વક નિકાલ કરવો. ઉપલી રૂલમાં જે શરત દાખલ કરી છે તે શરત આ રૂલને પણ લાગુ પાડવી.

**સ્પે. સે. ઓફીસર સાહેબે કયા દસ્તાવેજ ઉપર આધાર રાખવાનો તે.**

(૨) રેવાકાંઠાના દાવાના સંબંધમાં સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે સને ૧૮૨૫ ની સાલમાં શ્રીમંત ગાયકવાડ સરકારે રેવાકાંઠાના મહેવાસી લોકોની બાબતમાં જે કલમબંદી અથવા બંદોબસ્તની કલમો કરેલી છે તે પ્રમાણે તથા તા. ૮ મી એપ્રીલ સને ૧૮૨૬ ના રોજ નં. ૧૫ અને ૧૬ કલમોના જામીનખતોને અનુસરી ચાલવું. કલમબંદીનો ઇંગ્રેજી તરજુમો જે સને ૧૮૨૫ થી વપરાય છે તેને ઘણું કરીને અનુસરીને એઓએ ચાલવું; પણ મૂળ જે ભાષામાં એ દસ્તાવેજો થયા છે, તે

જોવાથી જે કામમાં ખરો ઇન્સાફ સુગમ રીતે થાય એમ એઓ સાહેબને લાગે તો તેવા કામમાં પોતાના મનની ખાત્રી કરવા સારૂ તે મૂળ ભાષાના દસ્તાવેજો તેમણે જોવા.

(૩) **મહીકાંઠા** અને **પાલણપુરની** બાબતમાં શ્રીમંત ગાયકવાડ સરકારે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજનો **મહીકાંઠાના** સંબંધમાં બંદોબસ્ત કરેલો છે તે તથા સને ૧૮૩૦ ની સાલનું ૧૬ કલમી **મહીકાંઠાનું** જમાનીખત થયેલું છે તે પ્રમાણે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે વર્તવું.

(૪) શ્રીમંત ગાયકવાડ સરકાર અને રેવાકાંઠાના ગરાસીયા વચ્ચે સને ૧૮૨૫ ની સાલમાં જે બંદોબસ્ત થયો છે, તેને આધારે કોઈ પણ બ્રિટિશ અમલદારે જે દાવા ચુકવ્યા હોય અને તેના ફેંસલાની બજવણી થઈ હોય અને તે બાબતમાં કાંઇ અપીલ કરવામાં આવી ન હોય તો તે દાવા સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે ફરી સાંભળવા નહિ. કોઇ કામમાં ફેંસલાની હજુ બજવણી થઇ નથી અને તેમાં કંઈ દેખીતી ચુક થઇ હોય અને નામદાર ગવર્નર જનરલના એજન્ટ સાહેબનો પોતાની મેળે અથવા સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબના લખાણથી એવો અભિપ્રાય થાય કે, એ કામ ફરી સાંભળવું તો તે કામ ચલાવવું. જે કામોમાં અપીલો થઇ છે અને જે કામોની ચોકસી થઈ મુંબાઇ સરકાર તરફ ગયેલા છે, અને હજુ ચુકયા નથી તે સર્વ કામો તથા અપીલો સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબ તરફ મોકલાવવી, અને તેઓ સાહેબે પક્ષકાર અથવા તેઓના એજન્ટ રૂબરૂ તે કામની સુનાવણી કરી જે કંઈ જાસ્તી તપાસ કરવી જરૂર જણાય તે કરી નીકાલ કરવો.

**પાછલા ઠરાવો.**

(૫) રેવાકાંઠા, **મહીકાંઠા** અને **પાલણપુરના** રહેનારાઓના **વડોદરા** રાજ્યના મુલકમાં વાંટા તથા ગીરાસના હક્કના સંરક્ષણની બાંહેધરી જે લોકો સને ૧૮૨૫ માં રેવાકાંઠામાં અને સને ૧૮૨૦ માં **મહીકાંઠા** તથા **પાલણપુરમાં** રહીને શ્રીમંત ગાયકવાડ સરકારને ખંડણી ભરતા હતા તેઓએ અને વારસાઇના હક્કથી તેઓના વારસ થનારાઓને પહોંચે છે; પરંતુ ગીરાસ અને વાંટાના હક્ક હંમેશને સારૂ કોઇને ખરીદી વીગેરેના કારણથી હવાલે થયા હોય અને તે શખસને પોતાના બીજા હક્કો હોય ને તેને નીરાળી બાંહેધરી નહિ હોય તો તે શખસને બાંહેધરી પહોંચતી નથી.

**બાંહેધરી.**

(૬) ગીરાસ અથવા વાંટાની હક્કની બાંહેધરી જારી રાખવાની બાબતમાં બાંહેધરી ધરાવનાર કઇ જગ્યોએ રહે છે તે બાધ કરતા નથી.

(૭) **વડોદરા** રાજ્યના મુલકમાં ગીરાસ અને વાંટાના હક્કો જેઓને સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે બાંહેધરી છે તે હક્કો ઉપર નામદાર ઈંગ્રેજ સરકારની સંમતી સિવાય કાંઈ ખાસ કર અથવા ફી ઠરાવવામાં આવશે નહિ.

(૮) શ્રીમંત ગાયકવાડ સરકારના સ્વતઃ અમલના મુલકમાં ગીરાસ તથા વાંટાના હક્ક તથા હિત સંબંધી તથા બીજી કોઇપણ બાબતમાં નામદાર ઈંગ્રેજ સરકારની સ્પષ્ટ અથવા ગર્ભિત બાંહેધરી આજ લગી જે પ્રમાણે છે તે પ્રમાણે તેનું સંરક્ષણ તથા રાજ્યકીય નિબંધની ( Political supervision ) હવે પછી વડોદરાના નામદાર ગવર્નર જનરલના એજન્ટ સાહેબ તરફથી રહેવાની.

(૯) સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબનું કામ પુરૂં થયા વગર બાંહેધરીવાળા હક્કને લગતી હવે પછીની તકરારોની તજવીજ કરી ફેંસલ કરવાનો અધિકાર સ્વતંત્ર રીતે ગાયકવાડ સરકારના રાજ્યનો છે અને જે હક્કો સ્પષ્ટ રીતે અથવા ગર્ભિત રીતે બાંહેધરી-વાળા છે, તે હક્કોની બાબતમાં શ્રીમંત ગાયકવાડ સરકારના અમલદારોના કૃત્યોથી તે હક્કના માલીકોના હીતને કાંઇ નુકશાન પહોંચતું હશે તો તેવી બાબતમાં ગવર્નર જનરલ એજન્ટ સાહેબે પોતાનો અધિકાર વાપરવો.

**ખેડુત.** (૧૦) કોઇ ખેડુત વાંટાની અથવા ગીરાસની જમીન ખેડતો હોય અને શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યની તલપદ જમીન ખેડતો નહિ હોય તો તે ખેડુતની સાંથની બાબતમાં ગાયકવાડ સરકારે વચ્ચે પડવું નહિ, પણ તે ખેડુત પાસેથી રિવાજ પ્રમાણે ગાયકવાડ સરકાર તરફથી કાંઇ સાંથ લીધામાં આવ્યાનું સાબીત થાય તો તે પ્રમાણે તે લેવી.

(૧૧) કોઈ ખેડુત વાંટાની અથવા ગીરાસની જમીન ખેડતો હોય અને તેની સાથે બીજી તલપદની જમીન પણ ખેડતો હોય તો ગાયકવાડ સરકાર તે ખેડુતની પાસેથી લેવાની તલપદની સાંથ વધારી શકે; પણ તે વધારો એટલો હોવો ન જોઇએ કે જેથી કરીને તે ખેડુત નિર્ધન થઇ વાંટા અથવા ગીરાસની જમીનની સાંથ આપી શકે નહિ.

(૧૨) ગીરાસ તથા વાંટાવાળા અને શ્રીમંત ગાયકવાડ સરકારના વચ્ચે જે કબુલત થયેલી હોય તેમાં જે દર બતાવવામાં આવ્યા હોય તે દર કરતાં જાસ્તી દર એ લોકોએ પોતાના ખેડુત ઉપર બેસાડયો હોય અને તે દર ખેડુતોને નુકશાન થયા વગર લેતા આવ્યાનું વહિવટથી સાબીત થાય તો તે પ્રમાણે તેમણે લીધે જવું. પછી સદરહુ કબુલતમાં તે વિરૂદ્ધ શરતો હોય તો તેની હરકત સમજવી નહિ.

**મુદત.** (૧૩) દાવાનું કારણ ઉત્પન્ન થયા પછી પચીસ વર્ષ સુધી જે દાવા કરવામાં નહિ આવ્યા હોય તેવા દાવા દાવેદાર પોતાના હક્કનો ઇલાજ કરવાને યોગ્ય કારણથી બેસી રહ્યો હતો એવું ખાત્રીપૂર્વક સાબીત નહિ કરે તો તે રદ કરવા. રેવાકાંઠામાં સને ૧૮૨૫ પહેલાં ઉત્પન્ન થયેલી તકરારને લગતા દાવા તથા મહીકાંઠા તથા પાલણપુરમાં સન ૧૮૨૦ ની પહેલાં ઉત્પન્ન થયેલી તક-રારને લગતા દાવા ચાલશે નહિ; પણ આ નિયમ પાલણપુર સંસ્થાનને લગતી બાબતમાં પૂર્ણ રીતે લાગુ પાડવાનો નથી.

(૧૪) જમીનના ગીરાસ તથા વાંટાનો વારસો નજીકના અથવા દૂરના ખરા વારસોને અથવા ગાયકવાડ સરકારની સલાહથી લીધેલા દતપુત્રને પહોંચશે. રોકડ અથવા જણસમાં મળતી બાબતી ગીરાસ પામનાર લોકો ખંડણી ભરનાર હશે તો તેનો વારસો પણ એજ પ્રમાણે પહોંચશે. રોકડ અથવા જણસમાં મળતો ગીરાસ પામનારા લોકો ખંડણી નહિ ભરતા હોય તેઓનો વારસો છેલ્લો ખરા પ્રકારનો ભોગવટો કરનારના સીધી લીટીના પુરૂષ વારસોનેજ ફક્ત પહોંચશે; અને જ્યાં તેવા પુરૂષ વારસો નહિ હોય તેવા કામમાં રેવાકાંઠાની બાબતમાં જેઓ સને ૧૮૨૫ ની સાલમાં ભોગવટો કરતા હતા અને મહીકાંઠા અને પાલણપુરની બાબતમાં જેઓ સંને ૧૮૨૦ ની સાલમાં ભોગવટો કરતા હતા તેઓના સીધી લીટીના પુરૂષ વારસોને પહોંચશે. સદરહુ વારસો અગાઉનો લેખી પુરાવો રજુ નહિ કરે તો એ પ્રમાણે કરવું.

(૧૫) બાંહેધરીવાળા ગીરાસ તથા વાંટાના હક્કના તમામ વારસાની બાબતમાં વારસ દત્તકની રૂઇએ અથવા બીજી કોઇ રીતે નક્કી કરવાનો વખત આવે તો તે વખતે પોલીટીકલ એજન્ટ સાહેબે જે વારસો કબુલ કર્યા હોય તે સર્વે બહાલ રાખવા.

(૧૬) પ્રથમ આ પહેલાં થએલા દત્તની બાબત વખતસર નજરાણાની માગણી કરવામાં આવેલી, પણ તે અદા થઇ ન હોય એવા કામ સિવાયના કામમાં નજરાણો માગવો નહિ. એવી નહિ અદા થએલી માગણીના કામની ચોકસી સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર કરી તેનો નીકાલ કરવો.

(૧૭) જે કામોનો રૂલ ૧૪ માં બરોબર સમાસ થતો નથી; પરંતુ તેવા કામમાં ઘણી મુદતનો કબજો સાબીત થાય તો કબજેદારના લાભમાં નિયમોને અનુસરીને એક અથવા બે જીંદગીની લગી તેનો કબજો કાયમ રાખવાનો ઠરાવ રહેમ નજરે કરવાનો અધિકાર સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબને છે.

(૧૮) આ બધા હક્કો નિવારસી થાય અથવા કાંઇ કારણસર તે ડુબી જાય તો તે લેવાનો હકક ગાયકવાડ સરકારનો છે.

(૧૯) સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે મુકરદમા વાર ફાઇલ રખાવવી. દાવાની લેખી હકીકત આપવામાં આવી હોય તો તે અગર હજુ લગી આવેલી નહિ હોય તો દાવેદાર પાસે એવી લેખી હકીકત માગી કામમાં એમણે દાખલ કરવી. દરેક કામમાં એમણે દાવેદારને અથવા તેના નીમેલા મુખત્યારને સમન કરી બોલાવવો અને તેની જુબાની લેવી. દાવેદારની જુબાનીની નકલ તથા દાવાની અરજીની નકલ ગાયકવાડ સરકારના એજન્ટને આપવી, અને તે વિષે તે એજન્ટ પાસે જવાબ માગવો. જરૂર જણાય તો તકરારી જમીન આસપાસની જગ્યામાં જે પ્રમાણે માપ કરવાનું ધોરણ હશે તે ધોરણ પ્રમાણે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબ મપાવે જે પુરાવો લેવામાં આવે તેનું ટિપણ અથવા ટાંચણ એઓએ રાખવું. જે દસ્તાવેજો રજુ થાય તે અસલ અથવા તેની નકલ કામમાં દાખલ કરવી. ફેંસલનામું છેવટનો ઠરાવ તથા તે વિષેનાં કારણો તેઓ સાહેબે પોતાને હાથે લખવાં અને છેવટ ઠરાવની નકલ દાવેદારને તથા ગાયકવાડ સરકારના એજન્ટને આપવી.

**કામ ચલાવવાની રીત.**

(૨૦) દાવેદાર ગીરાસીયા વિગેરેના હિતના રક્ષણને સારૂ નામદાર મુંબઇ સરકારે એજન્ટની નિમણુંક કરી છે તેનું તથા શ્રીમંત ગાયકવાડ સરકારના એજન્ટનું કહેવું સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે હંમેશ સાંભળવું. દાવેદાર તરફથી દાવાની અરજીઓ કરવામાં આવી હોય તે દુરસ્ત કરવા અથવા તેની ગોઠવણ કરવા અને સાધારણ રીતે દાવેદારને મદદ કરવાને નામદાર મુંબાઈ સરકારે જે એજન્ટ નીમેલા છે, તેને સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે કહેવું; પરંતુ જુબાની લખી લેવાનું અથવા એવું બીજું કાંઇ કામ જે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબને પોતે કરવાનું છે તેવું કામ તે અમલદારને તેઓએ સોંપવું નહિ.

(૨૧) રૂલ ૧૯ માં "નીમેલા મુખત્યાર" કરીને લખ્યું છે તેનો અર્થ દાવેદારનો કોઇ સગો અથવા ભરોંસાદાર નોકર જેને મુખત્યારનામાથી યોગ્ય અધિકાર મળ્યો હોય તે સમજવો; પરંતુ એની અંદર વકીલનો ધંધો કરનારા માણસનો સમાવેશ થતો નથી અને

કોઇપણ કારણસર સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે પોતાની રૂબરૂ તેવા વકીલોને દાખલ કરવા નહિ.

(૨૨) નામદાર મુંબઇ સરકારે તથા શ્રીમંત ગાયકવાડ સરકારે જે એજન્ટો નીમેલા છે, તેઓ કોઈ સાક્ષીને રજુ નહિ કરી શકે તો જે જગ્યાએ તે સાક્ષી રહેતો હોય તે જગ્યાના મુખ્ય પોલીટીકલ અથવા એકઝીક્યુટીવ બ્રિટિશ અમલદારને લખી તેને બોલાવવાનો બંદોબસ્ત કરવો.

(૨૩) મુલક સિરસ્તા પ્રમાણે અથવા સાક્ષીદારની ન્યાત અથવા ધર્મની રૂઇએ જે સોગન તેના ઉપર બંધનકારક હોય તે સોગન સ્પે. સે. ઓફીસર સાહેબે આપવી. સ્પે. સે. ઓફીસર સાહેબની કોર્ટમાં કોઈએ ખોટી સાક્ષી આપવી હોય અથવા ખોટા દસ્તાવેજ સંબંધી કંઇ ગુન્હો કર્યો હોય તો તે બાબતનું ફોજદારી કામ સ્પે. સે. ઓફીસર સાહેબની પરવાનગી સિવાય ચાલશે નહિ, અને એવા કામોનો ઇન્સાફ જો ગુન્હો ગાયકવાડ સરકારની હદમાં બન્યો હોય તો ગવર્નર જનરલના આસીસ્ટન્ટ એજન્ટ સાહેબે કરવો; અને તેમ કરવા સારૂ તેઓ સાહેબને વડોદરા સરકાર તરફથી અધિકાર આપવામાં આવ્યો છે.

(૨૪) છેવટ હુકમ પહોંચ્યાની તારીખથી સાત દિવસમાં ફરી તપાસની અરજી કરવા બન્ને એજન્ટોને અધિકાર છે એને સારૂ પુરતું કારણ બતાવેથી સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે તે અરજી કબુલ કરવી.

(૨૫) ફરી તપાસમાં સ્પે. સે. ઓફીસર સાહેબ પોતાનો ઠરાવ બહાલ રાખે અથવા ફેરવે અથવા દુરસ્ત કરે પણ કંઇ મુદ્દાસર ફેરફાર કરવાનું એઓની નજરમાં આવે તો તેનાં કારણો દર્શાવવાં.

(૨૬) ન્યાયના કામ સંબંધી સ્પે. સે. ઓફીસર સાહેબ સ્વતંત્ર છે; પણ કોઈ મુકરદમા અથવા મુકરદમાઓની બાબતમાં ખરેખરી હકીકત જાણવા સારૂ જે કંઇ એકસ્ટ્રા જ્યુડીસીયલ ઇન્સાફને સારૂ બહારથી તપાસ કરવાની જરૂર તેમને જણાય તો તે કરવાને તેઓને પૂર્ણ છૂટ છે.

(૨૭) સ્પે. સે. ઓફીસર સાહેબના દરેક ફેંસલાથી એટલું માલમ પડવું જોઇએ કે એ ફેંસલામાં જે હક્ક બાબત નિરાકરણ થયું છે તે હક્કને નામદાર ઇંગ્રેજ સરકારની સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે બાંહેધરી છે કે નહિ અને છે તો કેટલી.

**અપીલ.** (૨૮) હકીકતની બાબતમાં સ્પે. સે. ઓફીસર સાહેબનો જે ઠરાવ થશે તે આખરનો સમજવો. પણ કાયદાની અથવા કાંઇ ધોરણની બાબતમાં તેના અસલ અથવા ફરી તપાસના ઠરાવ ઉપર અપીલ નામદાર હિંદુસ્થાન સરકાર એ કામ સારૂ જે અમલદાર નીમશે તેની આગળ ચાલશે.

(૨૯) સ્પે. સે. ઓફીસર સાહેબના જે ઠરાવ ઉપર અપીલ કરવાની હોય તે ઠરાવની સહી સાથેની નકલ અપીલ અરજી સાથે રજુ કરવી. પ્રથમ એ અપીલ સ્પે. સે. ઓફીસર સાહેબને આપવી અને તે સાથે એક અરજી રજુ કરવી કે એ અપીલ કાયદાની અથવા ધોરણની તકરાર ઉપર છે એવું સર્ટીફીકેટ તેઓ સાહેબ આપે. કાયદાની અથવા ધોરણની તકરાર ઉપર એ અપીલ છે એવું સર્ટીફીકેટ આપવાને એઓ સાહેબ ના પાડે તો તે પ્રમાણે ના પાડવાનાં કારણો એઓએ લખવાં. કાયદાની અથવા ધોરણની તકરાર ઉપર અપીલ

છે એવું એઓ સાહેબ સર્ટીફીકેટ આપે તો તે અપીલ સર્ટીફીકેટ સાથે વડોદરાના એજન્ટ ગવર્નર જનરલ સાહેબ તરફ મોકલાવવી કે તેઓ સાહેબ તેની નોંધ રાખી જે અધિકારી અપીલ સાંભળવા સારૂ નિમાય તેની તરફ મોકલે. જે કામમાં સ્પે. સે. ઓફીસર સાહેબ સર્ટીફીકેટ આપવાને ના પાડે તે કામમાં અપીલ કરનાર એજન્ટ ગવર્નર જનરલ સાહેબની મારફતે અપીલ અધિકારી તરફ સર્ટીફીકેટ નહિ આપવાના હુકમ વિરૂદ્ધ અપીલ મોકલે; અને અપીલ અધિકારીએ સર્ટીફીકેટ નહિ આપવા બાબતના સ્પે. સે. ઓફીસર સાહેબે જે જે કારણો બતાવ્યાં હશે તે વિષે વિચાર કરી કાયદાની અથવા ધોરણની તકરાર છે કે નહિ તેનો નિર્ણય કરવો.

(૩૦) અપીલ કરનાર પક્ષકારને અથવા તેના નીમેલા મુખત્યારને સ્પે. સે. ઓફીસર સાહેબના છેવટ ઠરાવ અસલ અથવા ફરી તપાસથી કરેલાની નકલ જે તારીખે મળે તે તારીખથી ૯૦ દીવસની અંદર અપીલ અરજી તેણે વડોદરાના એજન્ટ ગવર્નર જનરલ સાહેબ તરફ રજુ કરવી. કોઇપણ સબબસર આ નિયમમાં ફેરફાર થવો ન જોઇએ; અને આ નિયમની ખબર સ્પે. સે. ઓફીસર સાહેબે પોતાનો છેવટનો ઠરાવ અસલ અથવા ફરી તપાસની જાહેર કરતી વખતે પક્ષકારને યોગ્ય રીતે આપવી. સ્પે. સે. ઓફીસર સાહેબની રૂબરૂ જે તારીખે અપીલ અરજી આપવામાં આવે અને તે અરજી ઉપર સ્પે. સે. ઓફીસર સાહેબ જે તારીખે સરર્ટીફીકેટ આપે તેની વચ્ચેનો વખત જે જશે તે ઉપર બતાવેલા ૯૦ દીવસની ગણત્રીમાં મજરે મળશે.

**હક્ક ખરીદ કરવાની બાબત.**

(૩૧) કોઈ દાવામાં રોકડ અથવા અનાજના તોડે ગિરાસની હક્કની કીંમત દર વર્ષે રૂ. ૫ ની અથવા તેની અંદરની હોય અને સ્પે. સે. ઓફીસર સાહેબની નજરમાં તેની એકદમ ઉચક રકમ વીસ વર્ષના હકક જેટલી આપી ખરીદ કરી લેવાનું આવે તો તેમ કરવું. અને જીનસનો દર વરસનો હકક આપવાનો હોય તેના વજન અથવા તેની કીંમત બાબત કાંઇ હદ નહિ રાખતાં તેની રોકડ રકમ દર વર્ષે આપવાનો ઠરાવ પણ તેઓ સાહેબ કરી શકે.

**હુકમત.**

(૩૨) વડોદરા રાજ્યના મુલકમાં વાંટા છે તે ઉપર દીવાની તથા ફોજદારી હુકમત વડોદરા રાજ્યની છે. જે જગ્યાએ કંઇ થોડી હુકમત કોઇ જમીનદાર પોતે ચલાવતો હોય અથવા તેની તરફથી બીજો કોઇ ચલાવતો હોય અને વડોદરા સરકાર તે હુકમત તેટલી અથવા કમી તે જમીનદાર ખુદ તરફ રહેવા દેવાને રાજી હોય તો તે જમીનદારે તે અધિકાર વડોદરા સરકારની હુકમત નીચે ચલાવવો; અને એ સિવાયની બાકીની તમામ હુકમત વડોદરા રાજ્યની છે, પણ જમીનદાર પાસે જે હુકમત રહેવા દેવામાં આવે તે તેની તરફના બીજા કોઇ માણસે વડોદરા સરકારની સ્પષ્ટ સંમતી સિવાય વાપરવી નહિ.

(૩૩) કોઇ કામમાં જમીનદાર જાતે અથવા તેની તરફથી કોઇએ હુકમત વાપરી હોય અને તે જારી રાખવાની વડોદરા સરકારની મરજી ન હોય અથવા તે કમી કરવાની મરજી હોય તો જમીનદારની અથવા વડોદરા સરકારની માગણી ઉપરથી વડોદરા સરકાર તે હુકમત છીનવી લે, તેથી અથવા કમી કરે તેથી, જમીનદારને પોતાની દંડ વીગેરેની આમદાનીમાં જે નુકશાન પહોંચે તે વિષે વિચાર કરવાને અને તેનું કંપનસેશન બદલો એકદમ

એકી રકમે વાસ્તવિક સરાસરીથી વાર્ષિક રકમ જે જણાય તેના વીસપણુ જેટલું આપવાને, અથવા જમીનદાર, દરબારને જે ખંડણી દર વર્ષે ભરતા હોય તેમાંથી હંમેશને સારૂ ઉપર પ્રમાણે વ્યાજબી સરાસરીથી જે વાર્ષિક રકમ ગણાય તે બાદ કરવાનો ઠરાવ કરવાને એ રીતે બેમાંથી જે વાત જમીનદાર પસંદ કરે તે પ્રમાણે કરવાને અથવા કાંઇ પણ કંપનસેશન બદલે આપવું નહિ એમ ઠરાવવાને સ્પે. સે. ઓફીસર સાહેબને અધિકાર છે; પરંતુ જમીનદારની હુકમત લઈ લેવા અથવા કમી કરવાની બાબતમાં વડોદરા સરકારે પ્રથમથી એજન્ટ ગવર્નર જનરલ સાહેબની સંમતી લેવી જોઇએ.

(૩૪) દરેક તકરારી કામમાં સુદામતથી ( By Preuions custom ) રેવન્યુ મુલકી વહીવટ પુરો અથવા થોડો ઘણો વાંટાદાર તરફ છે કે નહિ તે સ્પે. સે. ઓફીસર સાહેબે નક્કી કરવું.

**રિપોર્ટ.**

(૩૫) સ્પે. સે. ઓફીસર સાહેબે વડોદરાનું હીસાબી વર્ષ જે તારીખ ૩૧ જુલાઇએ પુરૂં થાય છે તે આખેર પોતાના કામનો વાર્ષિક રિપોર્ટ નામદાર હિંદુસ્થાન સરકારની માહેતી સારૂ એજન્ટ ગવર્નર જનરલ સાહેબ તરફ મોકલવો અને તેઓ સાહેબ માસીક અથવા બીજાં પત્રકો સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબના કામને લગતા માગે તે પણ તેમણે મોકલવાં.

**સામાન્ય.**

(૩૬) તારીખ ૧ લી સપ્ટેમ્બર સન ૧૮૭૭ ના રોજના મુંબાઇના નામદાર ગવર્નર સાહેબની મીનીટમાં જે હુકમ કરેલા છે, અને તે મીનીટને લગતો તુમાર જેની બાબતમાં નામદાર હિંદુસ્થાન સરકારના નંબર પ૨૧ તારીખ ૨૮ ફેબ્રુઆરી સન ૧૮૭૮ નો પત્ર એજન્ટ ગવર્નર જનરલ સાહેબ ઉપર છેલ્લો આવેલો છે તેમાં જે હુકમો છે અને તે જેટલા સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબને લાગુ પડે છે તે હુકમો આ રૂલમાં દાખલ કરેલા છે એમ સમજવું; પરંતુ એ રૂલમાં સરકારના તમામ હુકમ આવ્યા છે એમ નથી. માટે સદરહુ તુમારમાં કોઇ બાબત લખાણ છતાં આ રૂલમાં તે વિષે કાંઈ નહિ હોય તો તે લખાણ જોવું જોઇએ.

નેક નામદાર ઇન્ડિયા સરકાર તરફથી મંજુર થઇ આવેલી કાનુનો પ્રમાણે તપાસ કરતાં સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબને કાનુનની કલમ ૫ વિષે શંકા થઇ અને એમનો મત એવો થયો કે ભાયાતો જેઓ ટ્રીબ્યુટ ભરતા નથી અને વાંટાની જમીન ધારણ કરે છે તેથી તે આપી દીધેલી જમીન ગણવી અને તેને બ્રિટિશ ગેરંટીનો લાભ મળે નહિ. આ ઠરાવથી તમામ ભાયાતોને નારાજ થવાનું કારણ મળ્યું અને જો ભાયાતની જમીનને ગેરંટી ન મળે તો વડોદરા રાજ્યના બીજા ખાતેદારો સમાન એમની ગણતરી થાય તેથી આ પ્રશ્ન નામદાર ઇન્ડિયા સરકાર આગળ રજુ કરવામાં આવ્યો.

હિંદુસ્તાનની સરકારે તેમની તરફ મોકલેલા પ્રશ્નને રાજ્યનીતિનો ન ગણતાં હકીકતનો ગણ્યો અને જણાવ્યું કે કોઇ અમુક જમીને પોતાનો બ્રિટિશ બાંહેદરીનો હક્ક સાબીત કર્યો છે કે નહિ તેનો નિર્ણય કોર્ટે કરવાનો છે. આ સંબંધમાં ઇન્ડિયા સરકારથી ઠરાવ નં. ૧૫૫ આઇ. તા. ૧૩ જાનેવારી ૧૮૮૫ નો થઈ આવેલો તેનું ભાષાંતર આ નીચે આપ્યું છે.

### ઇંગ્રેજી ઉપરથી.

* નં. ૧૫૫ આઇ.

**હિંદુસ્થાન સરકારના ઑફીસીયેટીંગ સેક્રેટરી તરફથી મુંબાઈ સરકારના ચીફ સેક્રેટરી તરફ.**

**ફ્રોર્ટ વુલીયમ (કલકત્તા)** તા. ૧૩ જાન્યુઆરી ૧૮૮૫.

સાહેબ,

મહીકાંઠાના ભાયાત જેઓ બ્રિટિશ સરકારની બાંહેધરી નીચે હોવાનો દાવો કરે છે તેમના હક્કની બાબતમાં આપના પત્ર નં. ૩૨૯૬ તા. ૨૪ જુન ૧૮૮૪ થી પુરા થતા પત્રવ્યવહારની પહોંચ કબુલ કરવા મને ફરમાન થયું છે.

૨. એમ માલુમ પડે છે કે મહીકાંઠા તેમજ બીજી જગાએ ગીરાસ તથા વાંટાના હક્ક માટે થયેલા દાવાઓના નિકાલ ન્યાયની પદ્ધતિથી કરવા સારૂ અમુક રૂલ્સ સને ૧૮૭૮ માં ઘડવામાં આવી હતી. મહીકાંઠા માટે સ્પેશીયલ સેટલમેન્ટ ઑફીસરને એવો હુકમ કીધો હતો કે તેમણે ગાયકવાડ સરકારને તા. ૩ એપ્રીલ ૧૮૨૦ નો કરારપત્ર તથા સન ૧૮૩૦ નું બાંહેધરી ખત આ બન્નેને અનુસરીને ચાલવું. પાંચમી રૂલમાં એવું ફરમાન હતું કે સન ૧૮૨૦ ની સાલમાં મહીકાંઠામાંથી જેઓ ગાયકવાડ સરકારને ખંડણી ભરતા હતા તેમને તેમજ વારસાની રૂઇએ જેઓ તેમના પછી તેમની જગાએ આવ્યા હોય તેમને બ્રિટિશ સરકારની બાંહેધરી લાગુ પડે છે; પરંતુ આ બાંહેધરીના અયોગ્ય વિસ્તાર (લાગુપણા) સામે સાવચેતી તરીકે એવું ઠરાવવામાં આવેલું કે ગીરાસ તથા વાંટાની જમીનો કાયમની વેચાણ રાખનારાઓ (પરાયા એટલે ભાયાત નહિ હોય તેવા) ને આ બાંહેધરી લાગુ પડશે નહિ પણ આવાં વેચાણવાળા લેનારાને જો તેમનો પોતાનોજ સ્વતંત્રપણે આવી બાંહેધરી માટે હક્ક હશે તો તેમને આ બાધ નડશે નહિ.

૩. મહીકાંઠાના ભાયાતોને આ બાંહેધરીમાંથી ઇરાદાપૂર્વક બાતલ કરવામાં આવ્યા છે અથવા બાતલ કીધાનું અનુમાન નિકાલે છે કે કેમ એ વાતનો નિર્ણય કરવા યોગ્ય સમયમાં સ્પેશીયલ સેટલમેન્ટ ઑફીસરોને હુકમ થયો. આ રૂલોનો અર્થ કરવામાં કેટલીક શંકા ઉઠવાથી આ પ્રકરણ હિંદુસ્થાન સરકારના ચુકાદા માટે હાલ મોકલવામાં આવ્યું છે. વડોદરા દરબારની તકરારો તા. ૧૬ મી મે ૧૮૮૪ ને રોજ દીવાન સાહેબે તૈયાર કરેલી યાદીમાં વિસ્તારપૂર્વક બતાવવામાં આવી છે. બીજી બાજુએ જે વિચારોને મુંબાઈ સરકાર માનપૂર્વક પુષ્ટિ આપે છે તે વિચારો મી. રીચીએ બધા મુદ્દાઓ વિષે ચર્ચા કરી બતાવ્યા છે. આ ગૃહસ્થને થોડાજ સમય ઉપર અપીલ કોર્ટના અધ્યક્ષ તરીકે બેસવાનો લાભ મળ્યો હતો. વડોદરા દરબારની દલીલો એવી છે કે આ સવાલનો નિર્ણય ભાયાતોની વિરૂદ્ધમાં થઇ ચુકેલો છે અને સન ૧૮૭૮ ની રૂલોમાં ઠરાવ કરી તેમને ઇરાદાપૂર્વક અને વ્યાજબી રીતે બાંહેધરીમાંથી બાતલ કરવામાં આવ્યા છે. બીજી બાજુએ મુંબાઈ સરકારને એમજ જણાય છે કે પાંચમી રૂલનો અર્થ વિચારી જોતાં ભાયાતી જાગીરો કાંઇ કાયમની પરાયાને વેચાણ થયેલી ગણી શકાય નહિ અને તેટલા માટે તે જાગીરોને બાંહેધરીમાંથી ખાસ કરીને બાતલ કરી નથી. નામદાર મુંબાઇના ગવર્નર સાહેબ ઇન્ કાઉન્સિલનો અભિપ્રાય એવો છે

કે બ્રિટિશ સરકારની બાંહેધરીનો આધાર સન ૧૮૨૦ ના કરારપત્રની શરતો, જેને વહિવટ પણ પુષ્ટી આપે છે, તેના ઉપર રહેલો છે અને ખંડણી ભરનારી જાગીરો જેમાંથી આ ભાયાતોની જાગીરો પ્રથમ છુટી પડેલી તેમને આપેલી બાંહેધરીમાંથી મહીકાંઠા ભાયાતો બાતલ છે એમ ઠરાવવામાં આવે તો એ વાત ગાયકવાડ સરકાર સાથે થયેલા કરારની શરતો વીરૂદ્ધ જવા જેવું થાય.

૪. આ સવાલનું મહત્ત્વ જે ખાસ ધ્યાનને પાત્ર છે તેવું ખાસ ધ્યાન ગવર્નર જનરલ સાહેબે કાઉન્સિલ સાથે આ સવાલને આપ્યું છે. આ સવાલ કે જે દેશી રાજ્યોના લાભોને બન્ને પક્ષની દૃષ્ટીથી અસર કરનારો છે તેની ચર્ચા દરમિયાન રાજ્યસાશન રીતની (પૉલીસી) તથા કાયમના હક્કની દલીલો મૂકવામાં આવી છે; પરંતુ હિંદુસ્થાન સરકારને એમ જણાય છે કે આ મુદ્દાને રાજ્યસાશન પદ્ધતિનો નહિ ગણતાં ખરી વાત શું છે તે લક્ષમાં લઇ તેનો નિકાલ કરી શકાય.

૫. આ દૃષ્ટિથી આ સવાલને જોઇને ગવર્નર જનરલ સાહેબ કાઉન્સિલ સાથે એવો ઠરાવ કરે છે કે ઉપરની રૂલો મહીકાંઠાના જે ભાયાતોની જાગીરો કાયમને માટે વેચાણથી પરાયાને હસ્તગત થઈ નથી તેવા ભાયાતોને બ્રિટિશ સરકારની બાંહેધરીમાંથી બાતલ કરવાનો અધિકાર આપતી નથી. શક પડતા મુદ્દાઓનો અર્થ કરવા સારૂ રૂલ. ૨૬ ને અનુસરીને મોકલવામાં આવેલો પત્રવ્યવહાર તથા તે ઉપરાંત સન. ૧૮૨૦ ના કરારપત્રનું તમામ ધોરણ એવા નિર્ણય ઉપર લાવે છે કે ૧૮૭૮ ની સાલની રૂલોનો હેતુ મહીકાંઠા ભાયાતોના હક્કને મર્યાદામાં મૂકવાનો ન્હોતો. અંગ્રેજ સરકારની બાંહેધરી માટે અમુક જાગીર પોતાનો હક્ક સાબીત કરી શકે છે કે કેમ એનો ચુકાદો આપવાનું કામ ઠરેલી કોર્ટનું છે; પરંતુ મહીકાંઠાના ભાયાતો, એક આખા વર્ગ તરીકે, બાંહેધરીમાંથી તેમજ વાંટા તથા ગીરાસના નિર્ણય માટે જે રૂલો છે તે રૂલોના લાભમાંથી બાતલ થતા નથી એ છેલ્લા નિશ્ચય ઉપર આવવાને કાંઇ પણ અડચણ ગવર્નર જનરલ સાહેબ કાઉન્સિલ સાથે જોતા નથી.

સાહેબ,
હું છું આપનો ઘણો તાબેદાર સેવક
( સહી ) **એચ. એમ. ડુરન્ડ.**
ઓફીસીયેટીંગ સેક્રેટરી નિસબત
હિંદુસ્થાન સરકાર.

ઉપરના ઠરાવના આધારે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરની ફરીથી નિમણુંક કરવાની જરૂર પડી અને દરેક કામમાં એ જમીન જીવકમાં મળેલી છે કે કેમ તેનો પુરાવો લેવાનું કામ શરૂ થયું. વળી જીવક મેળવનારે જીવક આપનાર દરબાર સાથેનો પોતાનો સંબંધ જારી રાખ્યો છે કે કેમ તથા તે સરદાર પ્રતી તાબેદારી જો નિકટ રીતે તથા સતત ચાલુ રહ્યાં હોય તો તે જમીનને ખંડણી ભરનારની પેટા બાંહેદરીનો હક્ક છે એવું નિર્ણય થયેલું હોવાથી અને મહીકાંઠા એજન્સીમાં આવેલા માણસાના અભેસીંગજીના મહાડના ભાયાતોનો કલોલ તાલુકાના કાંઠા ગામે વાંટો હતો અને તે વાંટાને ઇન્ડિયા સરકારની રૂલની કલમ ૫ પ્રમાણે ગેરંટી આપવાની સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે ના પાડેલી તે સામે ભાયાત તરફથી અપીલ નં. ૧૧૭ની દાખલ થયેલી અને તે સામે વડોદરા રાજ તરફથી ક્રોસ અપીલ નં.

૧૨૨ની દાખલ થયેલી તેથી તે કેસને ટેકસ કેસ ગણી જેટલી જાતના નિર્ણયો કરવા યોગ્ય લાગ્યા તેટલા નિર્ણયો કરવા માટે મહીકાંઠા એજન્સી, કડી, પ્રાંતના ઠાકોરો, કામદારો અને તેજ પ્રમાણે વડોદરા પ્રાંતના કેટલાક ઠાકોરો તથા કામદારોના જવાબ લેવામાં આવ્યા. તેમાં ભાયાતો ચાકરી કરે છે કે કેમ અને જાગીર જુદી પડી છે કે કેમ અને મૂળ તાલુકા તરફથી જીવારકમાં આપવામાં આવેલી છે કે કેમ તેનો તપાસ થયો.

માણુસા તાલુકાએ પોતાના તરફથી એવો પુરાવો રજુ કર્યો કે જે ભાયાતોને તાલુકા તરફથી જીવારકમાં જે ગામોના વાંટા આપવામાં આવેલા છે તેની યાદી તથા તાલુકાની હકીકતની સવિસ્તર યાદી મુલકગીરી બંદોબસ્ત વખતે સરકારમાં પુરી પાડવામાં આવી છે એમ કહી યાદની નકલ રજુ કરવાથી મહેરબાન સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે આ કેસના એકઝીબીટરમાં દાખલ કરેલી. × તેમજ મહીકાંઠા એજન્સીમાં પોલીટીકલ કેસ નં. ૩ ૧૮૯૮-૯૯ માં અપેન્ડીક્ષ જી થી દાખલ થયેલી તેથી તેની કોપી અભેસીંગજીના મહાડના ભાયાતો તરફથી અમને પુરી પાડવાથી તે આ નિચે આપવામાં આવી છે.

# માણુસા તાલુકાએ આપેલું કલમબંદી લીસ્ટ.

અં ૧૮૮. એકઝીબીટ નં. ૨

કાંઠા.

૧ તાલુકે માણુસા નીચે ગામડાની યાદી.

| ગામ. | જમીનનો રકમો. |
|---|---|
| ૧ તલ માણુસા | ૭૬૯૧ |
| ૧ મોજે છટાદરૂ | ૧૪૭૨ |
| ૧ મોજે પરબાપરૂ | ૧૧૯૦ |
| ૧ મોજે ઇન્દરપરૂ | ફાટી ગયું છે. |
| ૧ મોજે બાપુપરૂ | ૩૯૬ |
| ૧ મોજે ધોળો કુવો | ૪૩૨ |
| ૧ સબદલપુર એ બે ભેગાં છે | ૫૧૪ |
| ૧ મોજે રામપરૂ | ૨૨૬ |
| ૧ ફતેપરૂ | ૧૩૮ |

૮

એ ઉપર ગામ ખાલસે.

વાંટાના ગામની વિગત.

| | |
|---|---|
| ૧ ગામ સોજુ પ્રાંત કડી | ૧ કોડું |
| ૧ નારદીપર | ૧ પલીયર |

× મહીકાંઠા ભાયાત બાંહેધરી કેસ ઇંગ્લિશ બુક પેઇજ ૩૭.

૧ ઘેધું
૧ ગોલથરૂ ખેતર ૩
૧ ઇટલું ખેતર ૫
૧ બોરૂ
૧ વાઘોસણું
૧ સાબડી
૧ ચરાડું
૧ લાગણજ
૧ ખલોણા
૧ ચંડાવી
૧ સાંગણપર
૧ અંબાસણ
૧ ધોલાસણ
૧ ( ફાટી ગયું છે )

અમારા ભાયાતોના વાંટા છે તેની વીગત.

પ્રાં. કડી નીચે.

૧ ચેલાઊવા
૧ કીઓલ
૧ ભેસાણા
૧ ઉદલપર
૧ પુનાસણ
૧ ખેરવામાં વેચાણ જમીન

વાંટાના રૂપિયાનો આંકડો ઉઘડ આવે છે તે ગામ.

પ્રાંત કડી.

૧ આખજ
૧ માથાસું
૧ જેદાસા
૧ ખેરપર

ભાઇઓના ગામની નાથુભાઈના ભાડ વાંટો.

૧ અલાવું વાંટો
૧ કઇઓલ વાંટો
૧ ઘેધું
૧ સાલડી
૧ પારસા
૧ ખરણા
૧ વેડા
૧ સોજા
૧ નવું
૧ ઉનાવું
૧ લાખવું
૧ અલવું
૧ મબારકપર
૧ વાઘોસણ
૧ ચરાડુ
૧ ચરાડા
૧ બોરૂ
૧ સોલીઊ
૧ માણેકપર
૧ મકાખાડ

ભાઇ અનોપસીંગ.

૧ ગલથરૂ
૧ જામલા
૧ ધમેડું
૧ વાઘોસણું
૧ કોહુ
૧ સોભાસણું
૧ ખયણા
૧ સોજા
૧ ઘેંધુ
૧ મકાખાડ
૧ ભેસાણાનો વાંટો

રાવલ સાંતુજી

બોરૂ
સોજા
સોભાસણું
વેડુ
ઘેધુ

## રાવળ મોતીલાલ.

૧૫૫ જમીન વી. ૧૦૦ માણુસા, ખરવડાનો વાંટો તથા ગામડાંની જમીન આપી છે.
૧ ઈટાદરૂ ૧ પરબત ૫રૂ
રાવળ સરૂપાજીની યાદ નથી હાલ વરસોડે છે.

૧ તાલુકે માણુસાના મુખી ચાવડા સબલસીંગ હાલ છે તેની પાછલી વંશાવલીની વીગત.

| | |
|---|---|
| ૧ વજેરાજજી | ૧ પરથીરાજજી |
| ૧ વછેરાજજી | ૧ નારસીંગજી |
| ૧ અદેભાંણજી | ૧ ફતેસીંગજી |
| ૧ પૃથીરાજજી | ૧ સબલસીંહજી હાલ ગાદીએ |
| ૧ ઈન્દરભાંણજી | ૧ ભીમસીંગ કુંવર. |

એ રીતે હાલ યાદ છે બીજી પેઢીઓ વહીવંચા જગરૂપ. માલવામાં ગામમાં રહે છે તેને ચોપડે છે.

૧ તાલુકે મજકુરની સરહદની વીગત.

૧ ઊગમણી તરફ મોજે માણેકપુર તથા ગલથરૂ પ્રા. કડી ગાઉ ૧|–૧|| સુધી.
૧ પશ્ચિમ દિશાએ મોજે વેધુ પ્રા. કડીના તા. ઝામલા પ્રા. પેથાપુર એ ગામ ગાઉ ત્રણ ત્યાં સુધી.
૧ દક્ષિણ તરફ મોજે ઈટલું તા. લીંબદરૂ પ્રા. કડી ગાઉ ૩ સુધી હદ.
૧ ઉત્તર તરફ મોજે રીદરોલ પ્રા. વીજાપુર ગાઉ ૧|| સુધી હદ તા. સોલીકો પ્રા. કડી ગાઉ ૨||

---
૪

એ રીતે હાલ છે, જમીન ગોરાડ છે પત્થરની અગર કાળી જમીન બીલકુલ નહિ.
૧ તાલુકે માણુસાની ઉપજ ખરચની વીવસ્તા.

| જ | ઉ |
|---|---|
| ૧૩૮૦૬|| એકંદર ઉપજ | ખરચની વીગત ઉપજ મધ્યેથી વજા. |
| ૬૦૦૦) દાણાની ઉપજ મણ ૯૧૧૬ ને આશરે પરગણા સુધા તેના રૂપિઆ આપણુ કોઇ વરસ જેવો ભાવ તેવી ઉપજ ને વરસાદમાં દાણાની આમદાની. | ૨૦૯૪|| દાણા ખરચની વીગત |
| | ૩૭૫) ભોજન ખરચ દાણા મણ ૭૫૦ |
| | ૩૫૦) ઘોડારજીની ચંદી મણ ૭૦૦ |
| | ૩૦૦) ચાકર છોડીના કણેતાના મણ ૬૦૦ |
| ૭૫૮|| ગિરાસનો આંકડો કુલ તેની વીગત. | ૫૦) ધરમાદા બ્રાહ્મણને કણેતુ મણ ૧૫૦ |
| ૬૭૮) કડી પરગણાના | ૨૦) મીર આલેમજી ઢાઢીને મણ ૪૦ |
| ૨૦) પાટણ પરગણે | ૨૫) ચોમાસુ ઘોડાની ચાર મણ ૪ |
| ૪૪) વીસનગર ,, | ૪૫) વહુ માલપરીને કણેતું |
| ૧૬|| વીજાપુર ,, | ૨૦) દેવડા હેમતાજીને ચાકરીના |
| ૭૫૮|| | ૮૭|| સીપાઇઓને પેટીઆ ૧૦ આસરે મણ ૧૭૫ |

૩૫૨૦) માણુસાની તથા નાકાનીઉપજ
૬૫૦) નાકાની ઉપજ નીચે
લખ્યા ગામની
૧ ગલથરૂ ૧ ઈટાદરૂ
૧ માણુસા ૧ ઈટલા
તથા ધોળા કુવાને
વચ્ચે નાકુ ૧
૧ ઘમેડું

૫ તેની ઉપજ કુલ.
૨૦૦૦) વાણીયા મહાજનના ઉધડ
૩૦૦) સલામી ખેતરોની ૩૦૦
૫૦) ભાગીઆ વેરો
૨૫) બીલોની વરતણુના
૫૦) સથવારાની વરતણુના
૧૨૫) મહાજનના ઘી, તેલના
૨૫) ચોરીની બાબત
૭૫) મસવાડી ચીરડાના
૨૫) દરબારી દુકાનોનું ભાડુ
૩૫) કોઠારી અમીચંદના વેરાના
૩૫) કોઠારી ભુખણનો વેરા
૧૨૫) ફરાઇ

રૂ. ૩૫૨૦)
૧૨૦૦) મોજે છટાદરાની ઉપજ
૨૭૫) રજપૂત સીપા-
ઇની વરતણુ
૪૭) ખીચડીના
૮૭૮) વજેવેરો વગેરે પરચુરણ
૫૩) પરબત ૫રૂ
૩૦) ખીચડી
.૮) રાઇકાના
૧૫) વરતણુના
૫૦૦) ઇદરપરના
૨ાા રાઈકાના
૨૫) ખીચડીના
૪૭૨ાા વજે વગેરે વેરા સુધાં

૨૦) ઉટને દાણા મણ ૪૦
૧૦) લુગડાં ધોવાઇના ધોબીને
૯) ગાંયજાને પેટીયુ મણ ૧૮
૯) ઉંટ ચરામણુ પેટીયું મણ ૧૮
૧૫) વાસણુ કુંભારના તે બા.
પેટીઉ મણુ ૬૦
૯) ભટ જોતેશ્વરને નારદીપરનાને
વરખાસનના
૧૫) મહાદેવની પૂજાવાલાને મણુ ૩૦
૧૦૦) મહેમાન પરોણાને ચંદી તથા
ખર્ચ
૩૫) ગાડીના રખવાલવાલાને ઘોડા
ખરચના દાણા મણુ ૭૦
૫૦) વહુ માલપરીને વજેના અપાયછે.
મણુ ૧૦૦
૧૭૫) બાઇ ચંદુબા નાનીબા જણુ
૨ ને દાણા એમના બીજના
આવે તે આપવા
૧૦૦) વહુ પેવલાજીને ધરતીનો દાણો
મણુ ૩૦૦

રૂ. ૧૯૧૯ાા
૨૭૫) કરજ પેટે દરસાલ વખતચંદ
ખુસાલચંદને તથા ભાટને ભરાય
છે તે દાણાની વીગત ૧૬૨ાા મણુ
૩૨૫ વખતચંદને
૧૧૨ાા મણુ ૨૨૫ પારેખ સબલાભાઇને

૨૦૬૪ાા
૨૪૪૨) નગદી ખર્ચની તપસીલ
૧૦૦) ઠાકોરને લુગડાંના
૫૦) કુંવરને વસ્ત્રના
૧૭૫) અફીણુ ખર્ચ
૧૦૦) ચોરાના ખર્ચનું અફીણુ
૫૦) ચાકર સીપાઇને
૨૫) પરોણાને રૂ. ૨૫નું

૧૭૫

૪૦૦) મોજે સબદલપર તથા ધોળ કુવાની ઉપજ
 ૪૦૦) સબદલપર બીલની વરતણુના રૂ. ૧૪ તથા રૂ મોજે ધોળ કુવાની વરતણુના રૂ ૧૧ તથા બંને ગામના વજે વેરા વગેરે પરચુરણ રૂ. ૩૬૭)ને આસરે જુમલે રૂ. ૪૦૦)
૪૫૦) મોજે બાપુપરૂ
૭૫) મોજે ફતેપરૂ
૧૫૦) મોજે રામપરૂ
૭૦૦) પુંજાપરૂ
—— ——
૧૩૮૦૬॥ કુલ પેદાશનો આસરો

૭૫) વહુ વરોને લુગડાં
૨૦૦) સીપાઇને ૪ ને દરજ પગાર
૧૦૦) દાંગાની ભાટ ચારણુને
૧૫૦) ઘોડાની ચારના બારગીર સુધાં માસ ૮
૩૦૦) દરબારમાં ઘઉં, ચોખા, ગોળ, ખાંડ, સાકર, મીઠા વીગેરે
૫૦) વધારાના તથા કરકીયા એટલે પોતાની નાતમાં ચાંલ્લો સારો નરસો કરે તેના
૯૦) સદુબાને હાથવરો
૨૦૦) ઘી દરબાર વહુવરો ભોજાઇને
૧૦૦) તેલ મસાલ વીગેરે
૧૫) નાની વહુને તેલના
૧૦૦) પરોણા ખર્ચ
૨૫૦) જમાનીદાર બારોટ ગેમલસીંગ તથા લેહેણીઆત આવે જાય તેને ખર્ચના
૨૫) ઘોડાને મસાલો
૩૫) નવરાત્રી ખર્ચ
૭૫) દીવાળી ખર્ચ
૨૫) હુતાસણી ખર્ચ
૫૦) શ્રાદ્ધ સંવત્સરીના
૫૦) મહાદેવની પૂજાના તથા બ્રહ્મ ભોજન વીગેરેના
૨૫) શ્રાવણી પૂજન
૨૦) માતાનું વહોણ વલાવવાના તથા હવન ખર્ચના
૩૦) કાગળના ચોપડા ખર્ચ
૧૬) ચોકીવાળા માણસોને
—— ——
રૂ. ૨૪૨૨)

કુલ ૪૫૧૬॥ ખર્ચ દાણા તથા નગદી મળીને
૧૨૬૨૩। ૫૦ સરકાર ભરણું દર સાલ તેની વીગત
 ૬૨૫૦॥ ઘાસદાણો ગાયકવાડ
 ૬૩૭૨।॥ ૫૦ જમેબંદી કડીની
 —— ——
 ૧૨૬૨૩। ૫૦
—— ——
૧૭૧૩૯॥। ૫૦

એ રીતે કુલ ઉપજમાંથી ખર્ચ જાતાં બાકી રૂપીઆ ફાજલ ખર્ચ પડયા તે ઉપર લખી વીગત જોતા રૂ. ૩૩૩ા ૫૦ જાસ્તી ખર્ચ થાય છે એવું જણાય છે એ સિવાય નવાની સાંદાર શેઠ વખતચંદ તથા લખમણ રાવતા, જીભાઇ બારોટનો હીસાબ સં. ૧૮૭૮ થી લગાયત સંવત ૧૮૮૩ ના આસો વદ ૯ સુધી કરીને બાકી રૂ. ૩૮૬૬૨ાાા ૯૧ નીસરા તેના હીસાબની યાદ જુદી છે એ સિવાય જુના કરજની વીવસ્તા.

૧૦૪૦૦) શેઠ વખતચંદનું જુનું કરજ સં. ૧૮૬૭ તથા સં ૧૮૬૮–૬૯–૭૦માં જમાંબંદી તથા ઘાસદાણા મધે બાકી બાબત ઉપાડી સં. ૧૮૭૬ માં રૂ. ૧૭૦૦૦) બાકી કાઢી રૂ. ૧૧૦૦) દર સાલ પ્રમાણે કાંધુ કર્યું તે સં. ૧૮૮૨ સુધી આપ્યું છે પછી વરસ ૩ નો હીસાબ નથી થયો. રૂ. ૬૬૦૦) ભરાયા. બાકી રૂ. ૧૦૪૦૦) રહ્યા તે હીસાબે થયે ભરાશે.

૨૦૦૦) બારોટ આરત ગુલાબસંગ કડીના એમનું જુનુ કરજ સં. ૧૮૭૮ ની સાલ સુધીનું પાછલા સાલની જમેબંધી ભરવા માટે લીધા. ગામની ઉપજ કમી થઈ ત્યારે ઉપાડ કરેલો તે દેવા.

૫૦૦૦) બારોટ ગેમલસીંગ ગલાબસીંગ કલોલ પરગણે કડીનું દેવું રૂ. ૫૦૦૦) સં. ૧૮૫૮ થી સં. ૧૮૭૮ ના ગઇ સાલ દર સાલ જમેમાં ઉપજ ખુટતી ચાલી તેના અપાવેલા તેનો હીસાબ કરી સં. ૧૮૭૮ આખર બાકી કાઢી દર સાલ રૂ. ૩૫૦) પાકે કાંધું આપીએ છીએ.

૨૦૦૦) બારોટ બેચર ગેમલસંગ કલોલના તે ઠાકોર ફતેસીંગને હાથવરા ખર્ચ સારૂ આપેલા તે દેવા રહ્યા છે.

૨૦૦૦) પરચુરણ થોડી થોડી રકમો તેનો આસરો હાથવરા બાબત ઉપડેલાને બાકી દેવા.

૧૦૦૦) બારોટ કલા ચેલાજી કલોલનો તેના છે સં. ૧૮૬૩–૬૪ ની જમેમાં ભરવા ખોટને સબબે લીધા હતા તે.

૨૨૪૦૦)

૨૫૦૦) નવું કરજ ઠાકોરને હાથવરાના રૂ. ૨૫૦૦) ને આસરે વાણીઓ માણસાનો રહેનાર ભાઇચંદ તથા કસલો તથા દયારામ તા. કલોલનો બારોટ ચાંમલો એટલા જણ માગે છે હાથવરાનો ઠરાવ દર સાલ રૂ. પ્રમાણેની સાદાર સાથે છે તેથી દરસાલ રૂ. ને આસરે ખરચ વધુ થતાં ગયાં તેણે કરી સં. ૧૮૭૮ પછી કરજ થયું છે.

૨૪૯૦૦)

એ રીતે એકંદર કરજ નવું તથા જુનું થઇને રૂ. ૬૩૫૬૨ાાા ૯૧ સં. ૧૮૮૩ આખર.

**તારીજ**

| ગામના નામ | ઉપજનો આસરો |
|---|---|
| ૧ માણસા તલ ગીરાસ તથા નાકાં સુદ્ધાંત | ૧૦૨૭૮ાા |

| | | |
|---|---|---|
| ૨ | મોજે ઇટાદરૂ | ૧૨૦૦) |
| ૩ | પરબતપરૂ | ૫૩) |
| ૪ | ઈનદરપર | ૫૦૦) |
| ૫ | સબદલપરના ધોળ કુવો ગામ ૨ | ૪૦૦) |
| ૬ | બાપુપરૂ | ૪૫૦) |
| ૭ | ફતેપર | ૭૫) |
| ૮ | રામપરૂ | ૧૫૦) |
| ૯ | પુજાપરૂ | ૭૦૦) |
| | | ૧૩૮૦૬॥ |

૧ અમારૂં નવું લેણું કોઈ પાસે નથી

૧ અમારો ગીરાસ પરપરગણામાં છે તેની યાદ તપસીલથી જુદી ઉતારી રજુ કરી છે.

૧ અમારા ગામ તથા પરગણામાં પરપરગણાનો ગરાસ નથી.

૧ અમારા પરગણાના પાકની વીગત

**થી ચાલુ.**

૧ જવ, ૧ ઘહુ, ૧ ચણો, ૧ ઉનાળુ કાંગ,

**૧ ચાતુર માસ.**

૧ બાજરી, ૧ મઠ, ૧ મગ, ૧ અડધ, ૧ જીરૂ ૧ ચોળા, ૧ ગવાર, ૧ તીલ.

૩ રૂતુ

૧ અમારા પરગણામાં દેવસ્થાન છે તેની તપસીલ.

**માણુસામાં મંદીર છે તે**

૧ લક્ષ્મી નારાયણ

૧ રૂધનાથજી

૧ અંબાજીની વાવ છે ત્યાં દસરે જઇ પાડો ૧ ઠાકોર ચઢાવે છે.

૧ ભટનું મંદીર દેવી કંસારાની

૧ રામજી મંદીર

૧ મહાદેવ શ્રીધનાથ

૧ હનમાંન મહાદેવ શ્રીધનાથ ભેગા તથા બેચરાજી

૧ અપાસરો શ્રાવકનો

૧ લાલજી મંદીર દરબારના તેનું સ્થાનક જાની રાજારામને ઘેરછે.

૧ શ્રી કૃષ્ણ મંદીર

૧ ધોળેશ્વર મહાદેવ

૧ સ્વામી સહેઝાનંદનું મંદીરમાં પગલાં છે.

૧ પારસનાથનું દહેરૂ

૧ ભાગળ ઉપર સતીની દેરી છે.

**૧ મોજે ઈટાદરામાં.**

૧ નીલકંઠ મહાદેવનું દહેરૂ

૧ મોજે પરબત પરામાં હનમંતવીર

૧ એટલા દેવસ્થાનમાં ઠાકોર પોતે તો લક્ષ્મીનારાયણને માને છે એજ છે.

૧ તાલુકે મજકુરનું નામ માણુસા કહેવાય છે તે સં. ૧૫૮૨ ની સાલમાં વાવ ૧ માણુસાની દક્ષણાદી ભાગોળે દરવાજાના થડમાં કરી છે તે મધ્યે પત્થર ૧ ભીંતમાં ગોખલામાં લખીને ચોડયો છે તેમાં શાસ્ત્રી અક્ષર છે તેમાં પણ માણુસા નામ લખ્યું છે એ નામ સાથી થયું તે ખબર નથી.

૧ (એક લીટી ફાટી છે) છે તેની અરજી ૧ જુદી સરકારમાં આપી છે.
૧ ઠાકોર ગાદીએ બેસે તારે પરગણું સર્વ ભેલું કરી તેડાવીને સારો દીવસ જોઈને મોજે અંબાસણ પરગણે કડીમાં અમારો વાંટો છે તે પટેલના ઘરની કણબણ આવીને અંગુઠો પોતાનો વહાડીને રૂધીરનો ચાંલ્લો કરે એ રીતે છે. અસલ દસ્તુર પણ આ જના સમામાં નીપજી ન શકે, સબબ કંકુનો ચાંલ્લો કરી જાય તેને વસ્ત્ર જોડો ૧ તથા ચુડો દાંતનો પહેરાવે ને પછી ગાદીએ બેસી સર્વને શિરપાવ તથા અમલ કસુંબો પીએ તથા પાયઃ ને ઠાકોરને યથાશકિત હાથ ગરણું સર્વે કરી જાય તેની ઉપજ આશરે રૂ. ૩૦૦) આવે પ્રથમ જાસ્તી કરી રૂ. ૧૫૦૦) બે હજાર સુધી લેતા પણ હાલ રાસ્તીએ કરીને રાજીથી આપે તે લેવાય છે.

આ કેસમાં ચાકરીનો પ્રશ્ન હતો એ ચાકરી કેવા પ્રકારની તે વિષે તપાસ કરતાં મહેરબાન સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબની રૂબરૂ માણસાના જુના કામદાર રાજારામ ઘેલારામે તા. ૨૦ અકટોબર સને ૧૮૮૬ ના રોજ પોતાની જુબાની આપી છે તેમાં જણાવ્યું છે કે રાજપરૂ બાંધ્યું તે વખતે તથા ભીમપરૂ બાંધ્યું તે વખતે અને ઠાકોર રાજસીંગજી પરણ્યા ત્યારે ભાયાતો સાથે ગયેલા અર્થાત દરબારની સાથે એવા પ્રકારે દરબાર ખર્ચે માનમરતબાથી ભાયાત તરીકે જવું થાય તેને સરદાર ચાકરી કહેવાય એવો કામદારની જુબાનીમાંથી અર્થ નિકળે છે.

ઇન્ડિયા સરકારના હુકમ મુજબ સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર એફ. સી. ઓબીમન સાહેબે સઘળો તપાસ કર્યો અને ઘણાં પુસ્તકોનો આધાર લઇ આ કેસનું જજમેન્ટ સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર એચ. એફ. એસ્ટન સાહેબે તા. ૧૮ મી જુલાઈ ૧૮૮૮ ના રોજ આપ્યું જે ઘણુંજ ઉપયોગી હોઇ તથા ઘણા કેસોમાં તેનો આધાર લેવાતો હોવાથી તેનું ભાષાંતર આ નીચે આપ્યું છે.

# કોઠા ગેરન્ટી (બાંહેધરી) કેસ.

## સામસામી અપીલ નંબર. ૧૨૨-૧૧૭.

### અપીલ નંબર ૧૨૨

વડોદરા દરબાર.................................................એપેલેન્ટ.
રાવલ. જેઠીજી અભજી અને બીજા અભેસંગના મહાડના....રીસપોન્ડેન્ટ.

### અપીલ નંબર ૧૧૭

રાવળ. જેઠીજી અભજી અને બીજા..........................એપેલેન્ટ
વડોદરા દરબાર.................................................રીસપોન્ડેન્ટ

ખરો મહીકાંઠાનો બંદોબસ્ત-તેની તારીખ-ભાયાતોને આશ્રિતોને-રૈયતને-પ્રત્યક્ષ બાંહેધરી-બંદોબસ્ત એ હક્ક બાબતની તકરારોની મુદત-રૂલ ૧૩-ફેલ જમીનખતો-બાંહેધરી મુકરર

કરવાનું સાધન–જીવક–રાજકીય સંબંધ અને સત્તાનું તુટવું–હિન્દુસ્થાનની સરકારનો ઠરાવ–કાયમને માટે આપેલી જમીન રૂલ. ૫–તેનુ લાગુ થવું–ગામ વાંટા–"વડોદરા રાજ્યમાં" ભાયાતી જાગીરોમાં વધારો–બ્રિટિશ સરકારની લવાદી–સન ૧૮૨૦ નો કરાર–રૂલ. ૩–ચાકરીઆત–ધરમાદા અને બીજી પરહસ્તગત થયેલી જમીનો.

---

સન ૧૮૧૧–૧૨ ના બંદોબસ્તનાં ધોરણો, શરતો અને તેનો વિસ્તાર તપાસી ઠરાવ કરવામાં આવ્યો કે, **મહીકાંઠા**નો વાસ્તવિક બંદોબસ્ત સન ૧૮૧૧–૧૨ માં કરવામાં આવ્યો હતો. તે બંદોબસ્ત વખતે બ્રિટિશ સરકાર તરફથી ત્રિબ્યુટદારોને, પરોક્ષ નહિ, પણ પ્રત્યક્ષ, બાંહેધરી આપવામાં આવી છે. ત્રિબ્યુટદારોએ જે જે કરારો તે વખતે કર્યા છે, તે તે તેમને પોતાને માટે, તેમજ તેમના ભાયાત, આશ્રિત, અને તેમની જમીન જાગીરમાં રહેનાર રૈયતને માટે કર્યા છે; અને તેથી કરીને તેમના ભાયાત, આશ્રિત વગેરેના હક્ક, અધિકાર અને જમીન જાગીરની સાથે, તેમના પોતાના હક્ક અધિકાર અને જમીન જાગીરને, ગાયકવાડ સરકાર તરફથી કાંઇ અડચણ થાય નહિ એવી રીતની બ્રિટિશ સરકાર તરફથી બાંહેધરી મળી છે.

વળી **મહીકાંઠા**નો બંદોબસ્ત, સન ૧૮૧૧–૧૨ માં જે સ્થિતિ હતી તે સ્થિતિ ઉપર રચવામાં આવ્યો છે; તેથી કરીને બાંહેધરીવાળા હકકોની તકરારની તજવીજમાં રૂલ ૧૩ ના ખાસ ઠરાવોને બાધ ના લાગે એ પ્રમાણે, એ બંદોબસ્તના વખત (સન ૧૮૧૧–૧૨) ને એક મુદત તરીકે ગણવાનો છે.

વડોદરા રાજ્યમાં આવેલા ત્રિબ્યુટદારના વાંટા અને ગરાસ હકકોને બાંહેધરી છે, એ વાત ઉપરથી ગર્ભિત રીતે એમ ગણવાનું છે કે ત્રિબ્યુટદારના ઉપર આધાર રાખતા સર્વ જનોના જે હક્ક, બંદોબસ્તની તારીખે હતા, તે સઘળા હક્કના સમૂહનું, તેજ ત્રિબ્યુટદારની બાંહેધરીથી રક્ષણ થયેલું છે.

જ્યારે **મહીકાંઠા**ના અમુક ભાયાતની જાગીરને બ્રિટિશ સરકારની બાંહેધરીનો હક્ક છે કે કેમ, એવો સવાલ ઉઠે ત્યારે તેનો નિર્ણય કરવાને, એ કસોટી લાગુ કરવી જોઇએ કે, તેવી ભાયાતી જાગીર, એ મહીકાંઠાના ત્રિબ્યુટદારની સામાન્ય જાગીર અથવા જગાઓના ભાગ તરીકે ગણાતી હતી કે નહિ; અને એ વાત, હાલ જાગીર ધારણ કરનાર ભાયાતના પૂર્વે જે બંદોબસ્તમાં જે ભાગ લીધો હતો, એ વાતના પૂરાવાથી, તેમજ પોતાના તાલુકદાર અથવા ઠાકોરે જે જે કરારો કર્યા, તે કરારોથી તે બંધાયો હતો, તેથી અથવા તે તાલુકદાર કે ઠાકોર ઉપર તે આધાર રાખતો હતો, એ વાતના પુરાવાથી બતાવી શકાય છે.

જ્યારે કોઇ જીવકમાં આપેલી ભાયાતી જાગીર બાબતની તકરાર હોય, ત્યારે અનુમાન **એવું થાય છે કે, આ જાગીર** બંદોબસ્ત વખતે બાંહેધરીવાળી મૂળ જાગીરનો એક ભાગ હતો, **અને તેથી કરીને, જ્યાંસુધી વડોદરા** તરફથી વિરૂદ્ધ વાત સાબીત કરવામાં ના આવે ત્યાંસુધી, આ ભાયાતી જાગીરનું રક્ષણ મૂળ જાગીરની બાંહેધરીથી થએલું છે એમ ગણવું જોઇએ.

**વિરૂદ્ધ વાત એવી રીતે સાબિત થઇ શકે કે જીવક ગરાસ ઘણા જુના વખતમાં આપવામાં આવ્યો હતો, અને મૂળ જાગીર અને જીવક ગરાસ એ બંનેની વચ્ચે એટલી બધી જૂદાઇ થઇ ગઇ હતી કે, મહીકાંઠાનો બંદોબસ્ત કર્યો તે વખત પેહેલાંથી એ ગરાસની**

જાગીર ને મૂળ જાગીર સાથેનો રાજકીય સંબંધ તુટી ગયો હતો, અને જીવક આપનાર તાલુકદાર કે રાજાની તે જાગીર ઉપર બિલકુલ સત્તા રહી ન્હોતી. ( જુઓ મી. પીલ સાહેબે દુમાડ વાંટામાં કરેલો ઠરાવ. )

સંબંધ તુટયાની બીજી સાબિતી એ હોઇ શકે કે બંદોબસ્તની તારીખ પહેલાં એક વફાદારી (Allegiance) છોડી દઇ બીજી સ્વિકારી છે.

હિંદુસ્થાનની સરકારે બાંહેધરી બાબતનો એવી રીતે નિકાલ કરેલો જણાય છે કેઃ—મહીકાંઠાના ભાયાતોને, એક વર્ગ તરીકે, બાંહેધરીમાંથી, અથવા ગરાસ અને વાંટાના હકકોનો નિવેડો કરવાને કરેલી રૂલોના લાભમાંથી, બાતલ કરવામાં આવ્યા નથી.

વડોદરા રાજ્ય તરફથી એમ તકરાર બતાવવામાં આવે છે કે ભાયાતોને આપેલી જમીન કાયમને માટે પરહસ્તગત થયેલી છે. સર રિચર્ડ ટેમ્પલની મિનિટમાં "સ્વતંત્ર હક્કથી ખરીદ કરનાર" ને બદલે રૂલ ૫ માં કાયમને માટે "પરહસ્તગત થયેલી જમીન ધારણ કરનાર" એ શબ્દો લખેલા છે. આ ફેરફાર કરવાનો હેતુ ભાયાતોને બાંહેધરીમાંથી બાતલ કરવાનો નથી. પણ તેમાં બક્ષીસ, વેચાણ, વગેરે પ્રકારની જમીનનો સમાસ કરવાનો છે. વળી મેલવીલ સાહેબની ગરાસની મિનિટ, જેની સાથે વડોદરાના દિવાન મળતા આવે છે; તેની અંદર આવી જીવકમાં આપેલી જમીન, ખરેખરૂ જોતાં, જમીનદારોની મિલકત ગણેલી છે, તે કારણથી રૂલ. ૫ ભાયાની જાગીરોને લાગુ થઇ શકતી નથી.

વળી જ્યાં પરોક્ષ બાંહેધરી આપવામાં આવ્યાનું કહેવાય છે ત્યાંજ રૂલ. ૫ લાગુ થાય છે. પણ અહીં ત્રિબ્યુટદારના મુલક, હક્ક અને અધિકારને સને ૧૮૧૧-૧૨ માં પ્રત્યક્ષ બાંહેધરી આપવામાં આવી છે, તે મુલક હક્ક અને અધિકારના ભાગ તરીકે જે ભાયાતોની જાગીરો હોય તો, ભાયાતોને તેમની જાગીરો સાથે તેમના પોતાનાજ હક્કથી ( પ્રત્યક્ષ ) બાંહેધરી છે. વળી હિંદુસ્થાનની સરકારે ઠરાવ્યું છે કે, આવી જાગીરો હમેશને માટે પરહસ્તગત થયેલી નથી. તે કારણથી તેમને રૂલ. ૫ લાગુ થતી નથી.

"ગામો" "ગામના ભાગો," "મહીકાંઠા ત્રિબ્યુટદારના અથવા તેમના ભાયાતોના વાંટા," "વડોદરા રાજ્યમાં," વડોદરાના પ્રત્યક્ષ "વહિવટમાંના" વગેરે વચનોનો અર્થ સમજાવ્યો છે.

બાંહેધરીની તારીખ પછી ભાયાતી જાગીરોમાં જે વધારો થયો હોય તે બાબતમાં ઠરાવ્યું છે કેઃ—જેને માટે ત્રિબ્યુટદારને બાંહેધરી મળી છે અને જેનો સમાસ ત્રિબ્યુટદારની બાંહેધરીમાં થાય છે, તેવી જાગીરમાંથી વધારો કરવામાં આવ્યો હોય, તો તે વધારાને બાંહેધરી છે.

જે શખસને બાંહેધરી નથી, તે શખસ પાસેથી, વધારાની જાગીર મળી હોય તો તે વધારાને બાંહેધરી નથી.

પરંતુ આ ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે, એવી વધારાની જાગીર મેળવનારને તે જાગીર સંબંધી વડોદરા સરકાર તરફથી કાંઇ હક્ક કરવામાં આવે, તે હક્કની બાબતમાં બ્રિટિશ સરકારની લવાદી માગવાનો હક્ક નથી. તેવી જાગીર મેળવનાર જો કોઇ મહીકાંઠાનો જમીનદાર, કે રહીશ હોય તો તેને માટે સન ૧૮૨૦ ના કરારમાં બ્રિટિશ સરકારની લવાદી બાબતનો સ્પષ્ટ ઠરાવ છે, અને એ કરાર મુજબ, સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે રૂલ ૩ પ્રમાણે વર્તવાનું છે.

## પરહસ્તગત થયેલી જમીન વિષે.

વડોદરાની દૃષ્ટિએ જોતાં દરેક આખો વાંટો એ પરહસ્તગત થયેલો વહિવટ છે. તે ઉપરથી એમ નિકળે છે કે, તે વાંટાના પેટાની જમીન બીજા કોઇને આપી હોય, તો તેથી તે ગ્રહણ કરનારને તે જમીન નકરી ખાવાનો હક્ક મળે છે; પરંતુ તેથી આખા વાંટાનો વિસ્તાર કાંઇ ઓછો થતો નથી, અથવા તેવી આપેલી જમીન તલપદનો ભાગ થતી નથી, અથવા વાંટા ઉપર જે કર નાખવામાં આવતા નથી તે કર ભરવાને તે પાત્ર થતી નથી.

ચાકરીઆત, અને એવીજ બીજી આપેલી જમીન, વાંટાદારના તરફથી અપાઇ છે, પણ વડોદરા સંસ્થાન તરફથી અપાઇ નથી. તેવી જમીન જ્યાં પાછી લઇ શકાય છે ત્યાં વાંટાદારથી પાછી લઇ શકાય છે, પણ વડોદરા રાજ્યથી પાછી લઇ શકાતી નથી. આવી જમીનને બાંહેધરીમાંથી બાતલ કરવી, એ વાંટાની જાગીરના અંદરના વહિવટમાં હાથ નાખવા બરોબર છે. વાંટાના બાકીના ભાગનું રક્ષણ થાય, અને આવી જમીનનું રક્ષણ ન થાય એ કોઇ પણ સમજી શકાય એવા ધોરણ ઉપર બને નહિ.

ચાકરીઆત, અને ધર્માદા પસાયતાં, અને એવાજ રીતે અપાયલી બીજી જમીન, વાંટાદારના હાથ નીચે લઘુ ઉપભોગ પ્રકાર તરીકે રહી છે, કાંઇ વડોદરા નીચે રહી નથી. એવી જમીન આપવાથીજ વડોદરાને વાંટાની જાગીરના અંદરના વહીવટમાં હાથ ઘાલવાની સત્તા મળતી નથી, અને તેથી વાંટાદાર અને વડોદરા રાજ્ય એ બેની વચ્ચેના સંબંધમાં કાંઇ ફેરફાર થતો નથી.

એ ખુલ્લુ છે કે ગામના નોકરોને નોકરી બદલ કાઢી આપેલી ચાકરીઆત પસાયતા જમીન, રૂલ ૫ ની અંદર આવતી નથી, કેમકે રૂલ ૫ માં કહ્યા મુજબ તેવી જમીન કાયમને માટે કાઢી આપેલી નથી.

સાધારણ રીતે તમામ પરહસ્તગત થએલી જમીન વિષે.—ભાયાતોને જીવકમાં મળેલી જમીન હમેશને સારૂ પરહસ્તગત થયેલી નથી. આશ્રિતોને, ગામના નોકરોને, અને વાંટાની જાગીરના અંદરના વહીવટમાં આવી ગયેલા બીજા લોકોને કાઢી આપેલી જમીન બાંહેધરી-માંથી બાતલ થતી નથી. ઠાકોરના આશ્રિત નહિ એવા તલપદના લોકો અથવા એવાજ બીજા લોકો જેઓ ઠાકોર કે તાલુકદારની બાંહેધરીમાં આવી ગયેલા નથી, તેઓને કાયમને માટે જમીન આપી દેવામાં આવી હોય, તો તે જમીન બાંહેધરીમાંથી દૂર થાય છે, કેમકે એ જમીન વગર બાંહેધરીવાળા શખસને આપવામાં આવેલી એમ કહેવાય, અને તેથી કરીને તેનો સમાસ રૂલ ૫ માં થઇ શકે.

### દાવો.

દાવેદારો જેઓ માણસા ઠાકોરના ભાયાત છે, અને માણસાના કુટુંબના ભાયાત અભેસીંગના વંશજો છે, તેઓ એવી દાદ માગે છે કે ગાયકવાડી રાજ્યમાં આવેલા કાંઠા નામના ગામની સીમમાં અમારા ગરાસનાં ચાર ખેતરો છે, તેના સંરક્ષણને અર્થે બાંહેધરી છે એમ ઠરાવી આપો.

( ૧ ) બાંહેધરીના મુકરદમાઓમાં, નિયામક તરીકે ખપ લાગતા કેટલાક સાધારણ નિયમો આવી જાય, એવો એક દાખલારૂપ ફેંસલો કરવાના હેતુથી સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે આ કામમાં ગરાસ સંબંધી કેટલીક બાબતો, અથવા રીવાજો ઉપર પુરાવો

લઈ સ્પષ્ટ રીતે ઠરાવ્યું છે કે, સદરહુ કોઠાની હદમાં આવેલી જે જમીનની બાબતમાં બાંહેધરી માગવામાં આવે છે, તે જમીન મૂળ **અભેસીંગજી**ને જીવાઇમાં મળેલી જમીનનો એક ભાગ છે; અને તે અસલથી ( હમેશાં ) તેમના વારસના કબજા ભોગવટામાં ચાલતી આવેલી છે. પાનું ૧૨૯.

વળી આગળ ઉપર જણાવે છે કે ( પાનું ૧૩૦ ) સદરહુ જમીન ૧૦૦ અગર ૧૫૦ વરસ ઉપર સદરહુ **અભેસીંગ**ને (જીવાઇમાં) આપવામાં આવેલી હતી, અને તે ત્યારથી તેમના ( મૂળ જીવાઇદારના ) સીધી લીટીના વારસોના કબજા ભોગવટામાં ચાલતી આવે છે; તેઓ **માણસા** ઠાકોરની હદમાં રેહે છે અને તેમને સદરહુ ઠાકોરની સાથે નિકટનો સંબંધ છે; તેઓ પ્રસંગોપાત સદરહુ ઠાકોરની સરદારી ચાકરી બજાવે છે; અને સદરહુ તકરારી જમીન **માણસા**ની કલમબંધીમાં સ્પષ્ટ રીતે દાખલ થએલી છે; તેમ એવી રીતનો પુરાવ નથી કે જે જમીનની બાબતમાં બાંહેધરી માગવામાં આવે છે તે જમીનનો કોઇપણ ભાગ સદરહુ ભાયાતોએ પોતે સ્વતંત્ર મેળવેલો છે, અગર જાથુને માટે કદી બીજાને આપ્યો છે.

તેથી કરીને સદરહુ જમીન **માણસા**ના રાજ્યમાંથી હમેશને માટે જુદી પાડેલી નહિ પરંતુ અમુક શરતે જુદી પાડેલી (આપેલી) અને કોઈ અમુક વખતે તે જમીન **માણસા**ના રાજ્યમાં ભળવાનો સંભવ છે એમ ઠરે છે. સબબ મૂળ (**માણસાની**) જાગિરની બાંહેધરીથી આ જમીનને પણ બાંહેધરી માગવાનો અધિકાર છે.

(૨) **વડોદરા** દરબાર એજન્ટે તેમજ બ્રિટિશ ગરાસીયા એજન્ટે કબુલ કરેલું છે કે આ મુકરદમાની મીલકત (જમીન)ની બાબતમાં ધરમાદા, કન્યાદાન, અગર બીજી કોઇપણ રીતથી પસાયતા તરીકે કાંઇ પણ (જમીન) આપવામાં આવેલી નથી. તેમજ કોઇપણ ભાયાતે બીજી કોઇપણ રીતથી તે જમીન કોઇને લખી આપેલી નથી. આ કેસમાં એક ધ્યાનમાં લેવા લાયક બાબત એ છે કે **માણસા** ઠાકોરને અગર તેમની તરફથી કાંઈ હક્ક ધરાવનાર બીજા કોઈ શખસને પક્ષકાર કરવામાં આવેલા નથી, તોપણ સ્પેશિયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે કે આવી રીતે આપેલી (જમીન) બાંહેધરીમાંથી બાતલ થાય છે. સ્પેશિયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબ પોતાના ફેસલામાં પાને ૧૧૭ મે જણાવે છે કે "અમુક જમીન ધરમાદામાં આપેલી સાબિત થાય તો તેથી જાથુને માટે તે જમીન આપેલી ઠરે છે અને તેથી કરીને બાંહેધરીમાંથી બાતલ થાય છે." તેજ પેરેગ્રાફના પાછળના ભાગ ઉપરથી માલમ પડે છે કે ઠાકોરના હક્કો નહિ પણ ભાયાતોના હક્કો ઉપર લક્ષ રાખી તેમણે પોતાનો અભિપ્રાય દર્શાવેલો છે.

(૩) તે ફેંસલામાં વળી જણાવેલુ છે કે "ચાકરીઆત અને પસાયતામાં આપેલી જમીન જાથુને માટે આપેલી બેશક ઠરે છે, અને તે ઉપર ઠાકોરનો કાંઇ હક્ક રહેતો નથી," અને કન્યાદાનમાં આપેલી જમીનની બાબતમાં લખે છે કે "એકંદરે જોતાં મારો વીચાર એમ થાય છે કે કન્યાદાનમાં આપેલી જમીન જાથુને માટે લખી આપેલી ઠરતી નથી."

(૪) જીવાઇ સિવાયની બીજી કોઇ મીલકત (જમીન) કોઇ ભાયાતે મેળવેલી હોય તેને વિષે પણ સદરહુ સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે પોતાનો સાધારણ અભીપ્રાય જણાવેલો છે કે "જીવારક ગરાસનો ભોગવટો કરનાર કોઇ ભાયાત ઉપર જણાવેલી રીતો પૈકી કોઇપણ રીતથી સદરહુ ગરાસમાં કાંઈ વધારો કરે, અને જે એ વધારો બાંહેધરીવાળી જમીનનો

કોઇપણ ભાગ ના હોય, તો સદરહુ વધારાની જમીનની બાબતમાં બાંહેધરી માગવાને કોઇ-પણ રીતે દાવો કરી શકે નહિ. "......" જીવાઇદારની જે મીલકત બાંહેધરીનો દાવો કરી શકે તે મિલકત મૂળ ત્રિબ્યુટદારની જાગીરનો કોઇપણ વિભાગ હોવો જોઇએ, અને તે કદીપણ જાથુને માટે તેનાથી જુદી પાડેલી હોવી ન જોઇએ."

(૫) અપીલ નંબર ૧૨૨ માં વડોદરા દરબારે આ સાથે સામેલ રાખેલી તેમની અપીલની યાદીમાં અપીલ કરવાનાં ૧૫ કારણો જણાવેલાં છે પણ તે બધાને સંકોચી ભેગાં કરતાં ફક્ત એકજ કારણ અગર દલીલ થાય છે; તે એ છે કે, જે જમીન ભાયાતો જીવારક તરીકે ભોગવે છે તે જમીન ભાયાતોના કુલ માલકીપણાની છે, અને તેથી એમ ઠરે છે કે રૂલ. ૫ માં જણાવ્યા મુજબ તેઓને તે જમીન જાથુને માટે આપવામાં આવેલી. સબબ તે જમીન ઉપર બાંહેધરી પહોંચી શકતી નથી.

(૬) અપીલ નંબર ૧૧૭ માં મૂળ દાવેદારો માણસા ઠાકોરના કુટુંબના ભાયાત અભે-સીંગના વંશજો આ સાથે સામેલ રાખેલી તેમની અપીલની યાદીમાં અપીલમાં ઘણાંક કારણો જણાવે છે તેઓના નીચે મુજબ ટુંકામાં વર્ગ પાડી શકાયઃ—

**બાંહેધરીની બાબતમાં.**

(૧) સદરહુ ભાયાતની તમામ જાગીર બાંહેધરી આપવામાં આવી તે તારીખે હોય તેટલી બધી જાગીર, પછી ગમે તેવી રીતે મેળવેલી હોય તોપણ તેને બાંહેધરી પહોંચે છે.

(૨) ભાયાતો ને તેમના ઠાકોરની પેટા ગેરન્ટી યા બાંહેધરી ફક્ત નહિ પરંતુ તેમને અલાયદી અથવા અલગ ગેરન્ટી અગર બાંહેધરી હોવી જોઇએ.

**જમીન લખી આપવાના સંબંધમાં.**

(૩) ધર્માદા ચાકરીઆત અને પસાયતા જમીન આપવાથી તે જાથુને માટે આપેલી છે એમ ઠરતી નથી અને તેથી રૂલ ૫ મુજબ તે જમીન બાંહેધરીમાંથી બાતલ થતી નથી.

(૪) અમુક જમીન સળંગ વાંટામાં આવેલી હોય, અને તેને કુંદેલા કેસમાં અપીલ નંબર ૪૧ માં આ કોર્ટે કરેલો ઠરાવ લાગુ પડતો હોય, તો સદરહુ જમીન આપવાથી જો કે જાથુને માટે તે આપેલી છે એમ ઠરતુ હોય તોપણ તેને રૂલ ૫ નો બાધ લાગતો નથી.

# ઠરાવ.

(૭) દરબાર એજન્ટ અને બ્રિટિશ ગરાસીઆ એજન્ટની તકરારો સાંભળી કામના કાગળો તપાસી જોયા અને જે જે આધારનાં પુસ્તકો મળી આવ્યાં તે તમામ તપાસી જોયાં; તે ઉપરથી મુખ્ય તકરારો જે જે ફેંસલ થવા મૂકેલી છે તે તે ઉપર એકંદરે પહેલવેલો મારો વિશાળ ઠરાવ જાહેર કરૂં છું; અને ત્યારબાદ તે ઠરાવનાં કારણો સવિસ્તર હું જણાવીશ—સઘળા પક્ષકારોની ખાએશથી ગેરન્ટી (બાંહેધરી) અને જાથુને માટે જમીન આપવાની બાબતમાં ઉત્પન્ન થતા સવાલોને સારૂ એક આધાર રૂપ ફેંસલો કરવાના હેતુથી આ જજમેન્ટ કોઠા વાંટાની તકરારમાં ફેંસલો આપવા જેટલું જોઇએ તેના કરતાં ઘણું લાંબુ થએલું છે, કારણ કે કોઠા વાંટાની જમીનમાંથી કાંઇ પણ જમીન પસાયતા વીગેરેમાં આપેલી નથી.

## ગેરન્ટી યા બાંહેધરી.

(૮) હવે આપણે ગેરન્ટીના સાધારણ સવાલ વિષે લખીએ. પહેલ વહેલું એ જણાવવું જરૂરનું છે કે એ શબ્દને જુદા જુદા અર્થમાં વાપરવાથી ઘણો ગુંચવાડો થએલો છે. મુખ્ય પુરૂષે આપેલાં વચનો અગર કરેલા કરારના સંબંધમાં તેમજ ત્રાહિત પુરૂષોની વચ્ચે કરાવેલા ઠરાવ અગર કરાર યોગ્ય અમલમાં આવે તે કારણસર મધ્યસ્થે આપેલી ગેરન્ટી (બાંહેધરી) ના સંબંધમાં આ શબ્દ એકસરખી રીતે વપરાએલો છે, તે કારણથી, પ્રત્યક્ષ લખીત ગેરન્ટી આપવામાં આવેલી હતી કે કેમ, એ સવાલ જ્યારે જ્યારે ઉત્પન્ન થાય ત્યારે ત્યારે આપણે એ શબ્દ ઉપર કહેલા બીજા અર્થમાં ખરેખરી રીતે વાપરવાનો છે ( અને એ શબ્દનો યોગ્ય અને આ પ્રકરણને અનુસરતો અર્થ પણ એજ છે ). મૂળ ગેરન્ટીવાળા કરારોમાં વાપરેલો શબ્દ "બાંહેધરી" છે, કે જેનો અર્થ જામીનગીરી પણ થાય છે, જો કે બ્રિટિશ ગેરન્ટી અને બ્રિટિશ રક્ષણ સમાન અર્થે વપરાય છે તોપણ ગેરન્ટી એ શબ્દને "રક્ષણ" એ શબ્દના પર્યાય તરીકે ગણતાં તેનો અર્થ ઘણો ઓહોળો થાય છે.

(૯) આ જે નકામી ગુંચવણ દાખલ થઇ ગએલી છે તે ગુંચવણ દૂર કરવાને સારૂ ફક્ત આ તફાવત અગત્યનો છે, એટલુંજ નહિ પરંતુ મુખ્ય પક્ષકારો વચ્ચે કેવી તરેહનો ઠરાવ હતો તે મુકરર કરવામાં પણ એ ખંપ લાગે; અને તેથી કરીને ઉપરના કારણસર તેઓની વચ્ચે શી શી કબુલતો અગર કરારો થએલા છે તે આપણી રૂબરૂ આવે એટલે બસ છે. અમુક ત્રિબ્યુટદારો (ખંડણી ભરનારાઓ) અને ગાયકવાડ સરકારની વચ્ચે ઇંગ્રેજ સરકારે ભાંજગડમાં પડી જે કોલકરારો અગર ઠરાવો કરાવેલા છે તે કોલકરારની રૂહએ સદરહુ ત્રિબ્યુટદારોના કબજા ભોગવટાની જમીન વતન, અને તેમના હકો કેટલે દરજ્જે સુધી જાળવવા જોઇએ, એનો નિર્ણય કરવામાં એ જાણવું જરૂરનું છે કે સદરહુ કોલકરારનું ધોરણ કેવું હતું અને આ કોલકરાર કરવામાં ઇંગ્રેજ સરકારનો પ્રસિદ્ધ હેતુ કેવો હતો, તેમજ બાંહેધરીવાળી શરતો જે આ કોલકરારના પુરાવા તરીકેની છે તે શરતોમાં શી શી બાબતો આવેલી હતી.

(૧૦) અને જો કે આ બાબતનો આગળ ઉપર ઘણો સારી રીતે ખુલાસો થએલો છે, તોપણ આ ઠેકાણે હું જણાવું છું કે મહીકાંઠાના ત્રિબ્યુટદારો અને શ્રીમંત ગાયકવાડ સરકારની વચ્ચે મહીકાંઠાના સેટલમેન્ટ (બંદોબસ્ત) માં જે કોલકરારો થએલા છે તેને ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ ખુલ્લા શબ્દોથી બાંહેધરી આપેલી છે તેથી તેમાં કાંઇ વિધિપૂર્વક કરવામાં આવેલું છે કે નહિ એ બાબત ઉપર ઘણું લક્ષ આપવાની જરૂર નથી. જ્યારે એક વખત એ બાબત સાબિત થએલી છે કે એ સેટલમેન્ટ અમુક હેતુથી અગર અમુક નિયમો મુજબ ઇંગ્રેજ સરકારના હસ્તે થએલું છે, તો સદરહુ સેટલમેન્ટ ઇંગ્રેજ સરકારના હસ્તે થએલું છે, તેથી તેને ઇંગ્રેજ સરકારની જામીનગીરી છે, એ બીના સદરહુ સેટલમેન્ટ ના દસ્તાવેજમાં લખેલી હોય કિંવા ના લખેલી હોય, તોપણ સદરહુ સેટલમેન્ટના નિયમો ઉપરથી ઉત્પન્ન થતી ઇંગ્રેજ સરકારની જવાબદારી વગર બદલાએ એની એજ રહે છે.

(૧૧) જ્યારે મી. પી. એસ. મેલવીલ પોતેજ કહે છે કે ઇંગ્રેજ સરકારે ત્રિબ્યુટનો આંકડો મુકરર કર્યો, અને ત્રિબ્યુટદારો (ઠાકોરો) ના હક્કની સહીસલામતી સારૂ બંદોબસ્ત કર્યો (પેરેગ્રાફ ૧૦), ત્યારે મી૦ મેલવીલનો ઠરાવ કે—મહીકાંઠાના ત્રિબ્યુટદારોના વાંધા અને

ગાયકવાડી રાજ્યમાં આવેલા તેમના બીજા ગરાસ સંબંધી હકકોની બાબતમાં ઈંગ્રેજ સરકારની પ્રત્યક્ષ ગેરન્ટી નથી; પરંતુ તેમના હકકોની બાબતમાં એક માત્ર પરોક્ષ ગેરન્ટી છે. (ગરાસ મિનિટ. પેરા. ૬૧ થી ૮૨ અને પેરા. ૧૫૪)–આ ઠરાવ અગર અભિપ્રાય સને ૧૮૧૧–૧૨ ની સાલમાં થએલા મહીકાંઠા સેટલમેન્ટના હેતુ અને તેના ઠરાવો એક કોરે મૂકી જણાવવામાં આવેલો છે. સને ૧૮૧૧–૧૨ ની સાલનું સેટલમેન્ટ કે જેની અંદર ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ એક લવાદ અગર મધ્યસ્થ તરીકે કેટલાક કરારોને વિધિપૂર્વક ગેરન્ટી અગર બાંહેધરી આપેલી છે, તે સેટલમેન્ટની શરતો અગર તેના શબ્દો તપાસવાને બદલે મી. મેલવીલ સને ૧૮૩૦ ની સાલમાં મહીકાંઠાના ત્રિબ્યુટદારોએ પોતાની, પોતના ભાયાતોની, પોતાના આશ્રિતોની, અને પોતાની રૈયતની સારી વર્તણુકની બાબતમાં જે જામીનખત અગર દસ્તાવેજ ફક્ત મહીકાંઠાનેજ લાગુ થતી એક શરત તરીકે કરી આપેલો છે, તે દસ્તાવેજ ઉપર ઘણું ધોરણ રાખે છે; પણ આ દસ્તાવેજ તો સદરહુ સને ૧૮૧૧–૧૨ ના સેટલમેન્ટનો એક માત્ર પેટાકરાર છે; અને ગાયકવાડની સાથેના તા. ૩ જી એપ્રીલ સને ૧૮૨૦ની સાલના કોલકરાર કે જેની રૂહએ ઇંગ્રેજ સરકારનો મહીકાંઠા ત્રિબ્યુટદારો ઉપર અમલ બેઠો, તે કોલકરાર થયા પછીથી દશ વરસે સને ૧૮૩૦ની સાલમાં આ દસ્તાવેજ અગર જામીનખત લખાએલું હતું, અને તેથી કરીને ઈંગ્રેજ સરકારને સને ૧૮૩૦ ની સાલમાં જે જામીનખત કરી આપવામાં આવેલું હતું તેની બાબતમાં ગેરન્ટી (બાંહેધરી) આપવાનું કંઇ કારણ ન્હોતું.

(૧૨) અર્થાત કે સને ૧૮૩૦ નું મહીકાંઠાનું જામીનખત લવાદીથી અગર ભાંજગડથી થએલો કરાર ન્હતો. તે દસ્તાવેજમાં લખેલું છે કે " આ કરાર પ્રમાણે વર્તવાને માટે અમારાં વતન, ગરાસ, જમીન, અને બીજી મીલકત જામીન અથવા ખાત્રી તરીકે છે."

(૧૩) ઇંગ્રેજ પોલીટીકલ અમલદારોનાં કામકાજ અને તેમના અભિપ્રાય ઉપરથી એમ માલમ પડે છે કે મહીકાંઠાના ત્રિબ્યુટદારોને આપેલી ગેરન્ટી અગર બાંહેધરી " ગાયકવાડી હદમાં " આવેલી તેમની મીલકત અને તેમના હક્કો સુધી પોહોંચે છે. મી. મેલવીલના ગરાસ મીનીટમાં દાગેલા કેટલાક ફકરાઓ ઉપરથી આ બાબત વારંવાર પુરેપુરી સ્પષ્ટ રીતે માલમ પડે છે. પાને ૪૫ પેરેગ્રાફ ૮૦, પાને ૧૨૯ પેરેગ્રાફ ૨૧૨ માં મી. મેલવીલ લખે છે કે—" એ બાબત હું કબુલ કરૂ છું કે જુના અભિપ્રાયોની પુષ્ટીમાં મુંબઇ સરકારના અમલદારોની શી દલીલ છે તે સાંભળવાને મને લાભ મળેલો નથી...તેથી મારો અભિપ્રાય ભૂલ ભરેલો છે એમ મારી ખાત્રી થવાનો સંભવ છે."

(૧૪) ઇંગ્રેજ સરકારની લવાદી અગર મધ્યસ્થપણા નીચે થએલા સને ૧૮૧૧–૧૨ ના મહીકાંઠા સેટલમેન્ટ (બંદોબસ્ત)ની શરતો અને ઠરાવો તપાસ્યા શિવાય મુંબાઇ સરકારે ઠરાવ કરેલો હતો કે મહીકાંઠાના સંબંધમાં તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ની સાલમાં ગાયકવાડની સાથે કરેલા કોલકરારની અને સને ૧૮૩૦ની સાલનાં મહીકાંઠા જામીનખતની રૂહએ મહીકાંઠા અને પાલણપુરના ત્રિબ્યુટદારોના ગાયકવાડી રાજ્યમાં આવેલા વાંટા અને ગરાસ હક્કોની બાબતમાં પરોક્ષ ગેરન્ટી યા બાંહેધરી છે.—સર રિચર્ડ ટેમ્પલની મિનિટ તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૭૭.

(૧૫) વહિવટને સારૂ ઠરાવેલી રૂલો પૈકી રૂલ. ૩ માં કહે છે કે " મહીકાંઠા અને

પાલણપુરની બાબતમાં સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજ મહીકાંઠા સંબંધી ગાયકવાડની સાથે કરેલા કોલકરારને, અને સને ૧૮૩૦ ની સાલના મહીકાંઠા જામીનખતને અનુસરીને વર્તવું." આ રૂલ હોવાના કારણથી એમ નથી ઠરતું કે સને ૧૮૧૧-૧૨ ના મહીકાંઠા સેટલમેન્ટની શરતો બિલકુલ ધ્યાનમાં લેવી નહિ; કારણકે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજનો કોલકરાર જે હજુ સુધી ગાયકવાડને બંધનકર્તા છે તેમાં આ સેટલમેન્ટ સ્પષ્ટ રીતે સામેલ રાખેલું છે, અને તેથી કરી રૂલ ૩ માં પણ સદરહુ સેટલમેન્ટ વિચાર પર લેવાને સામેલ ગણેલું હોવું જોઇએ.

(૧૬) આ બાબતમાં જો કાંઈ શક લેવાનું કારણ હોત તો સ્ટેટ સેક્રેટરીના મુંબાઈ સરકાર ઉપરના પોલીટીકલ ડીસ્પેચ ( પત્ર નંબર. ૩૯ તા. ૧૩ ડીસેમ્બર સને ૧૮૬૫) ના લખવા મુજબ "ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ આપેલી બાંહેધરી રદ કરી તેને ગેરકાયદે ઠરાવવી" તે પેહેલાં આ બાબત વિષે મુંબાઈ સરકારને લખાણ કરી પુછવાની જરૂર પડત.

(૧૭) પરંતુ ઇન્ડિયા સરકારે આજ કામમાં એમ ઠરાવેલું છે કે "સને ૧૮૭૮ ની રૂલોનો હેતુ મહીકાંઠા ભાયાતોના હક્કોને સંકોચવાનો નથી.—" પત્ર નંબર ૧૫૫ આઇ તા. ૧૩ જાનેવારી સન ૧૮૮૫.

(૧૮) તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના ( બાંહેધરી વગરના ) કરારો અને સને ૧૮૩૦ ના ઠરાવોમાં જે પરોક્ષ ગેરન્ટી આપેલી કહેવામાં આવે છે, અને જેને રૂલ ૫ માં ગેરન્ટી તરીકે વર્ણવેલી છે, તે ઉપરાંત સને ૧૮૧૧-૧૨ ના સેટલમેન્ટથી પ્રત્યક્ષ ગેરન્ટી આપવામાં આવેલી છે કે કેમ, આ સવાલ ઘણોજ અગત્યનો છે. સર જોન માલકમ કહે છે "જ્યારે કોઇક કારણસર અમુક બાબતમાં ઈંગ્રેજ સરકારને વચ્ચે પડવું પડે અને તેમાં કાંઇક કરાર કરવામાં આવે, અગર બાંહેધરી આપવામાં આવે, તો તે કરાર અગર બાંહેધરીમાંથી કદી ખસી શકાય નહિ. ઈંગ્રેજ અમલદારની સહી અને શિક્કો ગમે તેવા શખસની જાગીર, હક્ક અને અધિકારને સારૂ તે ઘણીજ સરસ જામીનગીરી છે, એવી તે શખસના મન પર થયેલી છાપ અગર અસરને ચાલુ રાખવા ઉપરજ બેશક ઘણાં દેશી સંસ્થાનો અને સરદારો ઉપરનો આપણો અમલ આધાર રાખે છે. અને બીજી બાબતો કરતાં આ બાબતને વિષે આપણાથી સહીસલામતી સાથે જરા પણ ઉડાઉ જવાબ દેઇ શકાય નહિ, તો તેમાંથી ખસી તો બિલકુલ શકાયજ નહિ." ( માળવા બાબતનો રીપોર્ટ ).—

"સને ૧૮૧૮ની સાલમાં કરેલો કોલકરાર બરોબર રીતે અમલમાં આણવાની તે વખતે જેટલી જરૂરીયાતી હતી તેટલી જરૂરીયાત હાલ પણ છે."—એટકીસન્સ કોલકરારો વોલ્યુમ ત્રીજુ સુધારેલી આવૃતિ પાનુ ૩૯૮ મધ્યહિંદુસ્થાન.

(૧૯) તા. ૫ એપ્રીલ સને ૧૮૧૫ ને રોજ પેશ્વા સરકારે કોલકરારનો ખરડો જે રજુ કરેલો, ( એટકીસન્સ ટ્રીટીઝ વોલ્યુમ ૬) એપેંડીક્સ ( પુરવણી પત્રક ) નંબર. ૧૦ પાનું ૭૧-૭૨) તે ઉપરથી માલમ પડે છે કે સને ૧૮૧૧-૧૨ માં મહીકાંઠાના જમીનદારો પાસેથી કરાર કરાવી લેવામાં આવેલા તે કરારના અસલ કાગળો ગાયકવાડ સરકારને હવાલે કરી દેવામાં આવેલા હતા.

(૨૦) મી૦ મેલવીલે બનાવેલી "ગરાસ મિનિટ" જેના લખાણ સાથે વડોદરાના

દિવાન સાહેબ સાધારણ રીતે એકમત થયેલા છે. તેમાં ઉપર જણાવ્યા મુજબ ખુલી રીતે કહેલું છે કે, સને ૧૮૧૧-૧૨ ની સાલમાં ઇંગ્રેજ સરકારે વચમાં પડી "ઠાકોરોના હક્કની સલામતીને સારૂ બંદોબસ્ત કર્યો હતો." પાનું. ૩૩ પેરા. ૬૦ કાઠીયાવાડની માફક મહીકાંઠામાં દરેક ત્રિબ્યુટદારને ( અગર ત્રિબ્યુટદારોના દરેક સમૂહને ) ગાયકવાડ સરકારે ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિના સિક્કા અને રજુઆતની સહી સહિતના પરવાના અગર કૉલ આપેલા છે કે નહિ એ બાબત હું બરોબર રીતે મુકરર કરી શક્યો નથી. કર્નલ વૉકરે કાઠીયાવાડ સેટલમેન્ટના પોતાના રિપોર્ટમાં આ બાબત વિષે કાંઇ જણાવેલું નથી. તોપણ આવી તરેહના પરવાના અગર કૉલ કર્નલ વૉકરના સહી શિક્કા સહિતના ગાયકવાડ સરકારે કાઠીયાવાડમાં આપેલા હતા એ વિષે કાંઇ પણ શક નથી."—ગાયકવાડ સરીલેશન્સ વીથ ધી બ્રિટિશ ગવર્નમેન્ટ. ( ઇંગ્રેજ સરકાર સાથેના ગાયકવાડના સંબંધ ) પાનુ. ૧૩૨ મુંબાઇ ગવર્નમેન્ટ સીલેક્શન્સ વોલ્યુમ પાનુ.

(૨૧) સને ૧૮૧૧-૧૨ માં મહીકાંઠામાં જે કરારો કરવામાં આવ્યા, તેમાં કાઠીઆવાડમાં સને ૧૮૦૭-૮ ના બંદોબસ્ત વખત જે નમુનાનાં ફૈલ જામીનખતો, અને મહેસુલ સંબંધી કરારો કરવામાં આવ્યા હતા તેજ નમુનાનાં ખતો તથા કરારો કરવામાં આવેલા તેનો સમાસ થાય છે, આ બાબત વારંવાર આધારરૂપ દર્શાવવામાં આવેલી છે, અને એને વિષે કદી વાંધો પણ ઉઠાવવામાં આવેલો નથી. સબબ આ બંને જાતના કરારોને વિધિપૂર્વક ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિની બાંહેધરી આપવામાં આવી હતી.

(૨૨) જો કે મેજર બેલેટાઇનનો તા. ૧ અગસ્ટ સને ૧૮૧૩ નો મહીકાંઠા સેટલમેન્ટ વિષેનો રિપોર્ટ અને અસલ કાગળો ન સમજી શકાય એવી રીતે ગુમ થઇ ગયેલા છે, (જુઓ ગરાસ મીનીટ પેરા. ૮૧) તોપણ સને ૧૮૧૧-૧૨ ના મહીકાંઠા સેટલમેન્ટની અસર અને તેની મતલબ કેવી તરેહની હતી તે વાત જેટલાં મળી આવે તેટલાં સાધનોથી મુકરર કરવા પ્રયત્ન કરવાની હજુ જરૂર રહે છે; તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના ગાયકવાડ સાથેના કોલકરારમાંજ ઠરાવ છે કે મહીકાંઠા ત્રિબ્યુટ ( ખરાજાત સાથે ) સને ૧૮૧૧-૧૨ ની સાલના સેટલમેન્ટ (અગર તે સેટલમેન્ટના ધોરણ) મુજબ વસુલ કરવી.

(૨૩) વડોદરામાંના ઇંગ્રેજ અમલદાર ઉપર મુંબાઇ સરકારે લખેલા નંબર ૬૫૩ તા. ૧૬ એપ્રીલ સને ૧૮૩૬ ના પત્રમાં (વડોદરા સીલેકશન્સ વોલ્યુમ ૨ પાનુ ૪૭) બે વખત સખત શબ્દોમાં જણાવેલું છે કે "સને ૧૮૧૨ ની સાલનું મહીકાંઠાનું સેટલમેન્ટ સને ૧૮૦૭ ની સાલમાં કર્નલ વૉકરે કાઠીઆવાડમાં કરેલા સેટલમેન્ટના જેવુંજ છે." આ બાબત, અને ખાસ કરીને મહીકાંઠાના કરારોને ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ બાંહેધરી આપેલી છે, એ બીના ઉપર જણાવેલા આધારથીજ માત્ર સાબીત થાય છે, એટલુંજ નહિ પરંતુ બીજા કેટલાક આધારો છે ( જે આગળ બતાવવામાં આવ્યા છે ) તેમાં મુખ્યત્વે કરીને જ્યારે ગાયકવાડ પાસેથી અમદાવાદનો ઇજારો પાછો લેવાનો વિચાર કરવામાં આવ્યો ત્યારે પેશ્વા સરકારને કોલકરારનો ખરડો તા. ૧૫ મે સને ૧૮૧૫ ને રોજ મોકલવામાં આવેલો, તે ખરડો છે. (એટકીસન્સ ટ્રીટીઝ, કોલકરાર સંગ્રહ વોલ્યુમ. ૬ એપેન્ડીક્સ (પુરવણી પત્રક) નંબર ૬) સદરહુ ખરડાની પુરેપુરી હકીકત જાણવા સારૂ જુઓ, મુંબાઇ ગવર્નમેન્ટ સીલે-

કશન્સ વોલ્યુમ ૧૨ નવી આવૃતિ પાનુ ૨૮૦ અને મી. મોનસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનની તા. ૧૮ એપ્રીલ સને ૧૮૨૦, અને તા. ૨૧ ફેબ્રુઆરી સને ૧૮૨૧ ની કિંમતી મીનીટો.

(૨૪) સને ૧૮૧૧–૧૨ ના મહીકાંઠા સેટલમેન્ટને અને તેની મતલબ, અસર અને ધોરણની બાબત તપાસી જોતાં એ વાત સિદ્ધ થાય છે કે (રૂલ ૩ માં સને ૧૮૨૦ અને ૧૮૩૦ ની સાલના કરારો વિષે જે સુચના કરેલી છે, અને તે ઉપરથી રૂલ ૫ મુજબ પરોક્ષ ગેરન્ટીનું નિરૂપણ કરવામાં આવેલું છે એ બાબતને એક કોરે મૂકતાં ) સને ૧૮૧૧–૧૨ના મહીકાંઠા સેટલમેન્ટ મુજબ ત્રિબ્યુટદારોને ઇંગ્રેજ સરકાર તરફથી પરોક્ષ ગેરન્ટી નહિ પણ પ્રત્યક્ષ લખીતવાર ગેરન્ટી આપવામાં આવેલી છે; તથા સદરહુ ત્રિબ્યુટદારોએ પોતાના તરફથી, પોતાના ભાયાતો તરફથી અને પોતાના આશ્રિતો, અને પોતાના મુલકની રૈયત તરફથી, કોલકરાર કરેલા છે–અને તેઓની જમીન, હક્ક અને અધિકાર, તેમજ તેમના ભાયાતો, અને તેમની રૈયતના આવી તરેહના હક્કો, જે સને ૧૮૧૧–૧૨ માં જેવી સ્થિતિમાં હતા તેવીજ સ્થિતિમાં સહીસલામતીથી રહે, અને વડોદરા દરબાર તરફથી કાંઇ હુમલો, હરકત અગર પગપેસારો ના થાય તેને વાસ્તે ઇંગ્રેજ સરકારની તેમને બાંહેધરી મળેલી છે.

(૨૫) વળી ઉપરની બાબતથી એ સિદ્ધ થાય છે કે મહીકાંઠા સેટલમેન્ટ સને ૧૮૧૧–૧૨ ની સાલમાં મહીકાંઠાની જેવી સ્થિતિ હતી તેવીજ સ્થિતિને અનુસરીને બાંધવામાં આવ્યું હતું. સબબ કોઇપણ બાંહેધરીવાળા હક્કો અગર જમીનની બાબતમાં જે કાંઇ તકરાર ઉત્પન્ન થાય, તે વિષેની તપાસ કરતાં રૂલ ૧૩ માંના ખાસ ઠરાવોને અનુસરીને સદરહુ વખતની તેમના હક્કોની સ્થિતિ ધ્યાનમાં રાખવાની છે.

(૨૬) સને ૧૮૧૧–૧૨ નું મહીકાંઠા સેટલમેન્ટ અને સને ૧૮૦૭–૮ નું કાઠીયાવાડ સેટલમેન્ટ એકજ હેતુથી અને એકજ તરેહનાં ધોરણો ઉપર રચાએલાં હોવાથી મુંબાઇ સરકારના ગુજરાતના પોલીટીકલ કમીશ્નર ઉપરના નંબર ૫૪૯ તા. ૧૯ એપ્રીલ સને ૧૮૩૧ ના રોજના પત્રમાં જે હકીકત જણાવેલી છે તે કાઠીયાવાડના તેમજ મહીકાંઠાના ત્રિબ્યુટદારોને સરખી રીતે લાગુ પડે છે. તેમાં લખે છે કે–" તેઓની જાગીરો અને તેમની સત્તા જેવી સ્થિતિમાં તે વખતે હતાં, તેવીજ સ્થિતિમાં જાળવવાને બાંહેધરી આપવામાં આવેલી છે. અને તેની સાથે ઇંગ્રેજ સરકાર તેમજ ગાયકવાડ સરકાર સદરહુ ઠાકોરોના હક્ક દબાવીને અને તેમની જાગીરોમાં પગ પેસારો કરીને માતબર થવાની રીતિ છોડી દેવાને કબુલ થએલા છે. આ વચન ઉપર વિશ્વાસ રાખી સદરહુ ઠાકોરોએ તેમને સૂચવેલા કરારો કરેલા છે...... ઉપરની શરતો પુરેપુરી પાળવા પળાવવાને કેટલાંક સંસ્થાનોના સંબંધમાં આપણે જામીન થએલા છીએ, અને તેથી કરીને જ્યારે આપણી પાસે તે શરતોના સંબંધમાં તકરારો આવે ત્યારે તે શરતો પાળવા પળાવવાને આપણે બંધાએલા છીએ."–ગાયકવાડ એન્ડ હીઝ રીલેશન્સ વીથ ધી બ્રિટિશ ગવર્નમેન્ટ ( ગાયકવાડ અને તેમના ઇંગ્રેજ સરકાર સાથેના સંબંધ પાનું ૪૦૨—૬ ).

(૨૭) જે વખતે બ્રિટિશ ગેરન્ટી આપવામાં આવી હતી, તે વખતની સ્થિતિ ઉપર નજર કરતાં, પાછલા વખતમાં જ્યારે અંધેર મટીને સારી નિયમિત રાજ્યરીતી દાખલ થઇ, તે વખતને ધોરણ તરીકે લેતાં, ચાલુ કામોમાં જે અનિવાર્ય રીતે ગુંચવણ દાખલ થએલી છે, તે દૂર કરવાનું સહેલું થઇ પડે છે.

(૨૮) જે વખતે સેટલમેન્ટ કરવામાં આવ્યું તે વખતે ત્રિબ્યુટદારોના ખાસ કબજા ભોગવટામાં જે જે જાગીરો હતી તેની, અને તે જાગીરોના જે ટુકડાઓ કોઈ તાબાના આદમીઓના કબજા ભોગવટામાં હતા તે બેની વચ્ચે, ગેરન્ટીના સંબંધમાં તફાવત દર્શાવી શકાય છે, એવી રીતની વડોદરા સરકારની તકરારનો નિર્ણય કરતી વખતે, આ બાબત વિશેષ જરૂરની છે પણ, મહીકાંઠા સેટલમેન્ટ વખતે સદરહુ મુલકની જે સ્થિતિ હતી તેનો તપાસ કરીએ છીએ ત્યારે, આ તફાવત દર્શાવવો અગર આ તફાવત વિષે કાંઇ પણ તકરાર ઉઠાવવા દેવી એ અશક્ય છે.

(૨૯) સને ૧૮૧૧-૧૨માં મહીકાંઠા ત્રિબ્યુટદારોના કબજામાં જે ગામો હતાં તેમાં કેટલાંકને માટે તેઓને ફક્ત "ઘાસદાણો" એ નામથી ઓળખાતી ત્રિબ્યુટ (ખંડણી) આપવી પડતી ( અને કેટલાંકને સારૂ તો કાંઈ ત્રિબ્યુટ પણ નહિ હતી ); કેટલાક ગામને સારૂ 'ઘાસ દાણો અને જમાંબંદી' બંને આપવાં પડતાં, અને કેટલાકને સારૂ ફક્ત એકલી જમાંબંદી આપવી પડતી. ગામના અમુક ભાગ જે વાંટાના નામની ઓળખાય છે તેને વાસ્તે કેટલેક ઠેકાણે સલામી આપવી પડતી, અને કેટલેક ઠેકાણે કાંઇ પણ આપવું પડતું ન્હોતું, અને કેટલેક ઠેકાણે કાંઇક બીજી તરેહનો કર આપવો પડતો. ત્રિબ્યુટદારો પાસેથી 'ઘાસ દાણો' લશ્કરી ફોજની મદદથી લેવામાં આવતો. જે ગામોમાંથી જમાંબંદી અને સલામી વિગેરે કર અપાતા, તે ગામો, અને વાંટા ઉપર જલદી જઇ શકાય એવું હોવાથી, તથા તે ઝટ કાબુમાં લાવી શકાય એવું હતું, તેથી તેમનો આંકડો ગાયકવાડ સરકારના મહેસુલ ખાતાના અમલદારોને, અને સાધરણ રીતે ઇજારદારોને આપવામાં આવતો. આ જમીન ગાયકવાડી રાજ્યની જમીન ( પરગણાં ) સાથે સેળભેળ થએલી છે. આ પ્રમાણે જમાંબંદી આપનારાં ગામો અને વાંટાઓ ગાયકવાડી અમલ નીચે આવેલાં પરગણાંઓમાં પ્રથકપ્રથક પથરાએલા હતા, અને તે પછી 'ઘાસ દાણો' આપનાર ગામોનો સમૂહ આવતો.

(૩૦) સને ૧૮૨૦ ની સાલ સુધી 'ઘાસ દાણો' આપનારાં ગામો ઇંગ્રેજ સરકારના અમલદારોની પોલીટીકાલ દેખરેખ નીચે આવેલાં નહિ હતાં, તે અમલદારોની સત્તા મૂળ મહીકાંઠા પ્રાંતના મહેવાસી નામથી ઓળખાતાં ગામો, જેઓ ફક્ત ઘાસ દાણો અગર ઘાસ દાણો અને જમાંબંદી બંને ભરતાં હતાં, તે ગામો ઉપર થઈ, અને તે ગામોનો સમૂહ મળી મહીકાંઠા પ્રાંત બન્યો.

(૩૧) મહીકાંઠાના ઇંગ્રેજી અમલદારોનો પોલીટીકલ અગર રાજકીય અમલ જમાંબંદી ભરનારાં ગામો તથા ગામોના ભાગ ઉપર કેવી રીતે અને કેટલે દરજ્જે પ્રસર્યો, તે બાબત મહીકાંઠા (અને રેવાકાંઠા) ના પોલીટીકલ અમલદારો અને વડોદરાના રેસીડેન્ટ વચ્ચે ઊંચુ દીલ કરનારૂં લખાણ ચાલ્યું, અને તે દરમિયાન તકરારો ઉત્પન્ન થઇ, અને તેમાં ઇંગ્રેજ સરકારના સંરક્ષણ ( અગર ગેરન્ટી ) નું માગણુ કરવામાં આવ્યું, અને તે તકરારોના મોટા ભાગનો નીકાલ થયો નહિ, તેથી તથા મહીકાંઠાના ત્રિબ્યુટદારો, તેઓના ગરાસીઆઓ, અને ભાયાતો, તેમજ તેમના આશ્રિતોને ઇંગ્રેજ સરકારની મદદ માગવાનો હક્ક છે એમ ઠરાવ થયા તેથી સને ૧૮૭૮ ની સાલમાં સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરની નિમણુંક કરવામાં આવી હતી.

(૩૨) તોપણ એટલું જણાએલું છે કે, જમાંબંદી ભરનારાં ગામો અને વડોદરા

રાજ્યના પ્રત્યક્ષ વહિવટ નીચેના મુલકમાંના કેટલાંક ગામોના વાંટાઓની બાબતમાં, જ્યાં તેમની રૈયતની સલામતી કોઇ ભારે જમીનદાર અગર ઠાકોરના હવાલામાં, અગર હકુમત નીચે સંપૂર્ણ રીતે સોંપી દેવામાં આવેલી ન્હોતી, ત્યાં તેઓ (રૈયત) ની ઉપર વડોદરા રાજ્યના અમલદારો તરફથી કોઇ ખાસ કાયદો, અગર ખાસ કાયદાના સ્થાપિત થએલા કોઇપણ નિયમો ચલાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો ન્હોતો. જ્યુરીસડીક્સન (=હકુમત) જે બાબત હાલ ઘણી સારી રીતે સમજવામાં આવેલી છે તેનો તે વખતે કાંઇ ખ્યાલ પણ નહિ હતો. પોતાથી શ્રેષ્ટ જમીનદાર અગર રાજા ઉપરની પોતાની જાતીકી તાબેદારી ઉપરથી મુલકી હકુમત ઉત્પન્ન થઈ, અને તે ઉપરથી અમલ અગર રાજ્ય કરવાનો હક્ક પેદા થયો. આ પ્રમાણેના રાજ્ય પ્રકરણના પ્રયાસનું સને ૧૮૩૦ ની સાલનું મહીકાંઠા જામીનખત એક દાખલા રૂપ છે. વળી ઠાકોર અગર તાલુકદારોએ લખી આપેલાં જામીનખતોને તપાસી જોતાં માલમ પડશે કે, તેમાં સારી ચાલ બાબતની જામીનગીરી શિવાય બીજી ઘણી મતલબની હકીકત છે. સદરહુ જમીનદારના મુલકમાં સલાહસંપ રાખવાને, અને તેમાં થતો ગેરબંદોબસ્ત અટકાવવાને આ કરારો કરી લેવામાં આવે છે. તે જમાનીખતો ત્રિબ્યુટદારોના ભાયાતો, આશ્રિતો, અને રૈયતમાં સલાહસંપ જાળવવાની પૂર્ણ જવાબદારી તેમને (ત્રિબ્યુટદારોને) શીર નાખે છે. સબબ એ જમાનીખતો આ બાબતના સંબંધમાં તેમના ઉપર જે ફરજ નાંખે છે તે ફરજ પુરી પાડવાને જમીનદારોની તેટલે સુધીની હકુમત કબુલ કરે છે.

૩૩ ઈંગ્રેજ સરકાર વચમાં પડયા ત્યાર પહેલાં "ગુજરાતમાં મરેઠી રાજ્ય કોઇપણ વખત મજબુત પાયા ઉપર ન્હોતું." વૉટસન કૃત ગુજરાતનો ઇતિહાસ પાનુ ૧૫૧.

સને ૧૮૧૧-૧૨ ની સાલની સ્થિતિ વિષે જોતાં વડોદરાના રેસીડેન્ટ કર્નલ વૉલેસ લખે છે કે—"મુલક પર ચારે પાસ સ્વતંત્રતાનો જુસ્સો, ઉદ્ધતપણું, અને અંધેર પ્રસરી રહેતાં હતાં"—ગાયકવાડ એન્ડ હીઝ રીલેશન્સ વીથ બ્રિટિશ ગવર્નમેન્ટ (ગાયકવાડ અને તેમનો ઈંગ્રેજ સરકાર સાથેનો સંબંધ) પાનુ ૧૮૧.

"અત્યાર સુધીમાં મરેઠાઓ આખો પ્રાંત જીતી વળ્યા હતા.........જ્યાં લગણ તેઓને મહેસુલ પુરેપુરી મળતી ત્યાં લગણ તેઓ બીજા કશાની દરકાર રાખતા નહિ. રાજ્યકર્તા અને રૈયતની વચ્ચેની પરસ્પર ફરજ યા ધર્મનો તેઓના મનમાં કાંઇ પણ ખ્યાલ ન્હોતો, તેમજ જેઓ તેમના આશ્રય નીચે આવીને રહેતા, તેમનું રક્ષણ કરવાનું તેમનામાં કાંઇ અભિમાન પણ નહિ હતું. સર્વ વર્ગના સ્થાનિક સરદારો જેઓ મુગલ રાજ્યમાં કાયદાને આધિન થઇ માત્ર જમીનદાર તરીકે રહેલા હતા તેઓ દરેક ઠેકાણે માથાં ઊંચાં કરવા લાગ્યા અને રાજ્ય કરવાનું કામ જે તેમનું નહિ હતું તે તેઓ હાથમાં લેવા લાગ્યા. રાજ્યહક્કો પણ પાછા ચાલુ થયા, એટલુંજ નહિ પણ તેમાં ઘણો વધારો થયો અને તેઓ ખોટી રીતે વપરાવા લાગ્યા; અને ગ્રામ્ય જનસમૂહનું રાજ્યકર્તા તરફથી કાંઇ પણ રક્ષણ ન થવાથી, તેમ તેમની કાંઈ પણ દરકાર ન કરવાથી તેઓ પોતાના મૂળના બંધારણ ઉપર વળ્યા. સબબ એ ઉપરથી નાનાં નાનાં ઘણાં પ્રજાસત્તાક સંસ્થાનો ઉત્પન્ન થયાં અને તેઓએ નવીજ રાજ્ય રીતિ પકડી અને અમુક મુલકી રીત પણ દાખલ કરી. એજન પાનુ ૧૮૩.

"દરેક નાનો જમીનદાર પોતાની મરજીમાં આવે એ પ્રમાણે પોતાના પડોશના

જમીનદારની સાથે લડાઇ અગર સલાહ કરતો"—એટકીસન્સ ટ્રીટીઝ (સંધીસંગ્રહ) વોલ્યુમ ૬ પાનુ ૩૬૨.

"મરેઠાઓ ખાસ રીતે લશ્કરી પ્રકૃતિના હોવાથી વ્યવસ્થિત રાજ્યરીતિની તેઓ કાંઇ દરકાર રાખતા નહિ. પરંતુ જે જુજ દરકાર તેઓ રાખતા તે ફક્ત તેઓનાં લશ્કરને નીભાવવા ખાતરજ રાખતા. અમુક પ્રાંતો અગર પરગણાંઓ કેટલાંક વરસો સુધી તેમના પ્રત્યક્ષ અમલ નીચે રહ્યા પછીથી માત્ર રીતસર ન્યાય પ્રકરણ તેમાં દાખલ કરવામાં આવ્યું હતું, અને તે વખતે પણ ન્યાયનો અધિકાર જે અમલદારોના હાથમાં મહેસુલ ઉઘરાવવાનું કામ હતું તેમનેજ સોંપવામાં આવ્યો હતો." એજન પાનુ ૩૬૧.

સ્થાનિક અમલથી ઇલાયદો, ત્રિબ્યુટદાર ઠાકોર અથવા રાજાને વિષે પોતાની વતન સંબંધી તાબેદારીનો વિચાર જે વડોદરા રાજ્યમાં હાલસુધી રહેલો છે તે વિચાર મી. મેલવીલે પોતાના ગરાસ મીનીટને પાને ૫૭ મે, નંબર ૪૮૧ તા. ૨૮ ઓગસ્ટ સને ૧૮૬૫ના રોજનો વડોદરા રેસીડેન્ટનો પત્ર ટાંગેલો છે. તે પત્ર ઉપરથી માલમ પડે છે. "સબબ ગાયકવાડી રાજ્યના અમલદારો કરારીઆના ભાટને સ્થાનિક રીતે ગાયકવાડી રૈયત ગણે છે પણ તેઓ (કરારીઆના ભાટ) કબુલ કરે છે કે માંડવા અને સીનોરના ઠાકોરો જોડે અમારો પોતીકો સંબંધ છે, આવા વતન (Feudal) સંબંધી વિચારોથી યુરોપમાં જેમ એક વખત થતું તેમ અહીં પણ ઘણી મજબુત સત્તા ઉત્પન્ન થાય છે.

(૩૪) આ બાબતના ઇતિહાસ પ્રકરણના ભરોંસા લાયક જ્યાદે ફકરા અગર દાખલા આગળ ટાંકવામાં આવશે.

(૩૫) આ પ્રમાણે મહીકાંઠાના જમીનદારોનો ગાયકવાડી રાજ્યમાં આવેલા વાંટાઓ ઉપર મહીકાંઠા સેટલમેન્ટ કરવામાં આવ્યું તે વખતે કેવા પ્રકારનો અમલ યા હકુમત હતી એ વિષેનો બારીક ખ્યાલ કરવાનાં હવે આપણી પાસે સાધનો આવતાં જાય છે. એવે પ્રસંગે પોતાના વાંટાઓમાં જે દબાણ અગર પગ પેસારો કાંઇ કરવામાં આવે, તેની સામે પોતે પોતાના અખત્યારનાં સાધનો નહિ વાપરતાં પોતાના હક્કોનું ઇંગ્રેજ સરકાર રક્ષણ કરશે, એવી ખાત્રીથી સદરહુ જમીનદારોએ ઇંગ્રેજ સરકારના વચન ઉપર ભરોંસો રાખી કહેલી શરતો સ્વીકારેલી હતી.

(૩૬) ઘણાખરા ત્રિબ્યુટદારો વાસ્તવિક રીતે બોલતાં નાના નાના જમીનદારો છે, અને કેટલાક તો ફક્ત એકજ ગામના ધણી છે, અને એ યાદ રાખવું જોઇએ કે આ વાંટાઓ (મહીકાંઠા સેટલમેન્ટ થયું તે પહેલાં તેમની હદમાં જે વધઘટ થએલી તે લક્ષમાં રાખતાં) ગુજરાતમાં મુસલમાની અમલ બેસતાંમાં એટલે પહેલા અહમદશાહના વખતમાં સને ૧૪૨૦ ની સાલ પછીથી જમીનદારના વર્ગના વતનદારોને તેઓના પહેલાંના કબજાની જમીન અથવા ગામોમાંથી (ચોથ ભાગ અગર વાંટા) વંશપરંપરા પાછા આપવામાં આવેલા હતા—વોટસન કૃત ગુજરાતનો ઇતિહાસ પાનું

આ પ્રમાણે એ વખતથી ગામના "વાંટા" અને "તલપદ એ રીતના બે વિભાગ ગુજરાતમાં મુસલમાની અમલનાં ગામોમાં પડેલા હતા. તલપદ જમીન સરકાર ખાતે રહી હતી; પણ કેટલાક દાખલાઓમાં તો પાછળથી આ તલપદ જમીન પણ વાંટાના જમીનદારોએ બથાવી લીધેલી હતી.

(૩૭) વડોદરા તરફથી એવી તકરાર લેવામાં આવેલી નથી કે ત્રિબ્યુટદારોના પોતાના "વડોદરા" રાજ્યની અંદર આવેલા ગરાસ અને વાંટા સંબંધી હક્કોને બાંહેધરી આપવામાં આવેલી નહિ હતી. એવા હક્કોને બાંહેધરી છે એ વાત આધારપૂર્વક સ્થાપિત થએલી છે.

(૩૮) આવી ગેરન્ટી અગર બાંહેધરી ત્રિબ્યુટદારોનાજ ફક્ત માલકી હક્કોની બાબતમાંજ લાગુ થાય છે, એવી તકરારોને કોઈ તરેહનો આધાર નથી. જે વખતે સદરહુ સેટલમેન્ટ (બંદોબસ્ત) કરવામાં આવ્યું હતું, તે વખતની સ્થિતિ ઉપર વિચાર કરતાં એવો કોઇ પહેલાંનો સંભવીત દાખલો નથી, કે જે વડે મૂળ ત્રિબ્યુટદારો અને તેમના ભાયાતો અને બીજા આશ્રિતોના હક્કોની વચ્ચે આવી તરેહનો તફાવત ગણવાનો અગર રાખવાનો મૂળથીજ ઇરાદો હતો, એમ ઠરાવી શકાય. કરારો કરવામાં આવેલા અને તે મુજબ ગેરન્ટી આપવામાં આવેલી તેના સ્વરૂપ ઉપરથી અને ઇંગ્રેજ સરકારની બાંહેધરીના સંબંધની રાજનીતિ ઉપરથી આવી તરેહનું અનુમાન કરવાને કાંઇ પણ કારણ નથી. સદરહુ ત્રિબ્યુટદારોને રાજ્યકીય તેમજ માલિક તરીકેની સ્થિતિ પ્રાપ્ત થએલી છે. સદરહુ ગેરન્ટી અગર બાંહેધરી ત્રિબ્યુટદારો અને તેમના ભાયાતો આશ્રિતોની માંહોમાંહેની બાબતમાં આપવામાં આવેલી નથી; પરંતુ સદરહુ ત્રિબ્યુટદાર અને તેમના ભાયાતો અને આશ્રિતો એક તરફે, અને બીજી તરફે ત્રાહિત શખસોની બાબતમાં આપવામાં આવેલી છે—ત્રિબ્યુટદારોના વડોદરાના રાજ્યની અંદર આવેલા ગરાસ અને વાંટા સબંધીના હક્કોની બાબતમાં ગેરન્ટી આપવામાં આવેલી છે, એજ બાબત ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ત્રિબ્યુટદારોના તેમજ તેમના તમામ આશ્રિતોના હક્કો જે સદરહુ સેટલમેન્ટ કરતી વખતે હયાત હતા તે બધા એકંદર હક્કોની બાબતમાં એકજ પ્રકારની ગેરન્ટી લાગુ પડે છે–ત્રિબ્યુટદારની બાંહેધરી વાળી આખી જાગીરના આ માત્ર પ્રથમ ટુકડા છે, અને જ્યારે મહેવાસી ગામોની અંદર આવેલા આવા ટુકડા (ગરાસીઆના પેટા હક્કો) ગેરન્ટી અગર બાંહેધરીમાંથી બાતલ કરી શકાતા નથી, તો એવી બાંહેધરીવાળી જાગીરના ટુકડા (ગરાસીઆના પેટા હક્કો) વડોદરા રાજ્યની અંદર આવેલા હોય તેમને ગેરન્ટીમાંથી બાતલ કરવાને પણ કાંઇ કારણ નથી. કેમકે એ બાબત યાદ રાખવાની છે કે સદરહુ મહેવાસી ગામોને ઇંગ્રેજ અમલદારની દેખરેખ નીચે સને ૧૮૨૦ ની સાલ પછીથી રાખવામાં આવેલાં હતાં.

(૩૯) તેથી કરીને, જ્યારે સવાલ એ ઉત્પન્ન થાય કે અમુક મહીકાંઠા ભાયાતની જાગીર ઇંગ્રેજ સરકારની બાંહેધરીનો દાવો કરી શકે કે કેમ? ત્યારે જો તે જાગીર પેટા જમીનદારના કબજામાં ભોગવટામાં હોય તો, એ તપાસ કરવી જોઇએ કે સને ૧૮૧૧–૧૨ ની સાલનું મહીકાંઠા સેટલમેન્ટ (બંદોબસ્ત) કરતી વખતે સદરહુ જાગીર મહીકાંઠા ત્રિબ્યુટદારની સાધારણ એસ્ટેટ અથવા જાગીરનો કોઇ ભાગ હતો કે કેમ અને આ બાબત સાબીત કરવાને એવી તરેહનો પુરાવ જોઇએ કે, સદરહુ જાગીરના હાલાના કબજેદાર શખસના પહેલાનો જાગીરદાર સદરહુ સેટલમેન્ટમાં સામેલ હતો, અગર સેટલમેન્ટમાં આવી ગએલા મહીકાંઠા જમીનદારની સાથે કરવામાં આવેલા કોલકરાર, અથવા તે પછીથી થયેલા કરારો, તેને બંધનકારક હતા; અગર એવી રીતનો પુરાવ હોવો જોઇએ કે સદરહુ કબજેદાર શખસ મૂળના ત્રિબ્યુટદારનો આશ્રિત હતો, અને તેથી કરીને તેના હક્કો સદરહુ ત્રિબ્યુટદારે દર્શાવેલા હતા–આવી તરેહનો સંબંધ દર્શાવવાની બીજી રીત એ છે કે, એવી રીતનો પુરાવ

લાવવો જોઇએ કે સદરહુ તાલુકદાર અગર સરદારનો તેની પાસેથી કર લેવાનો હક્ક હતો અગર તેણે સદરહુ સરદાર અગર તાલુકદારની પોતાના ઉપરની સત્તા કબુલ કરેલી હતી; પરંતુ આવા પ્રકારના ઠરાવનું વર્ણન સંપૂર્ણ રીતે થઈ શકતું નથી.

(૪૦) જ્યારે કોઇ ભાયાતી જાગીર અમુક ત્રિબ્યુટદારના કુટુંબના કોઈ શખ્સને જીવાઇ બદલ કાઢી આપવામાં આવેલી હોય, ત્યારે અનુમાન એવું લેવાય છે કે, સેટલમેન્ટની તારીખે સદરહુ ભાયાતી જાગીર બાંહેધરીવાળી મૂળ જાગીરનો કોઇ ભાગ હતો. અને તેથી કરીને જ્યાં લગણુ વડોદરા સરકાર તરફથી કાંઈ વિરૂદ્ધ સાબીત ના કરવામાં આવે ત્યાં લગણ, આ ભાયાતી જાગીરને પણ મૂળની જાગીરની બાંહેધરી લાગુ પડે છે.

(૪૧) ઉપર જે વિરૂદ્ધ વાત સાબીત કરવાની કહી તે એવી રીતની કે સદરહુ જાગીર કાઢી આપવાનું કામ એટલા બધા જુના વખતમાં થએલું હોવું જોઇએ; અને એ જાગીર એવી સંપૂર્ણ રીતે નોંખી પાડેલી હોવી જોઇએ, કે વિરૂદ્ધમાં વધારે મજબુત પુરાવને અભાવે યોગ્ય રીતે એવા પ્રકારનું ઉલટું અનુમાન નીકળે કે મહીકાંઠા સેટલમેન્ટ કરવામાં આવ્યું ત્યારપહેલાં મૂળના સરદાર અગર ત્રિબ્યુટદારના કુટુંબ સાથેની તેઓ (ભાયાતો) ની તાબેદારી અથવા સંબંધ તુટેલો છે-અર્થાત કે, તે વખતે (સેટલમેન્ટ કરતી વખતે) સદરહુ ભાયાતે મૂળના ત્રિબ્યુટદાર અગર ઠાકોરની તાબેદારી કાઢી નાંખેલી છે. દાખલા તરીકે જુઓ અપીલ નંબર ૧૪ માં દુમાડ કેસનો, મી. પીલનો ફેસલો; તે કેસમાં જો કે એ બાબત ધ્યાનમાં લેવા લાયક છે કે જાગીર જુદી કાઢી આપ્યાની વાત સાબીત થઈ નથી એમ ઠરાવ્યું છે.

(૪૨) સંબંધ તુટેલો છે—એ બાબત સાબીત કરવાને બીજી રીતી એ છે કે સેટલમેન્ટ કરવામાં આવ્યું ત્યારપહેલાં રાજ્યભક્તિ અગર રાજ્યતાબેદારી ખરેખર રીતે છોડવામાં આવેલી હતી, એમ સાબીત કરવું જોઇએ; અને ગેરન્ટી યા બાંહેધરી આપવામાં આવી ત્યારપહેલાં આવી રીતે રાજ્ય તાબેદારી છોડવાથી મૂળ જાગીરને આપેલી બાંહેધરી ઉપર હક્ક કરતાં પેટા જાગીરદારો (ભાયાતો) કેવી રીતે અટકે છે, તેના દાખલા તરીકે સીરોહીના રાવના કેટલાએક સગાઓ જે હાલમાં પાલણપુરના દરબારના પેટામાં છે, તે દાગી શકાય. એટકીસન્સ ટ્રીટીઝ [ સંધીસંગ્રહ ] વોલ્યુમ. ૩ નવી આવૃતિ પાનું ૨૩૫.

(૪૩) પરંતુ હાલમાં એ સ્પષ્ટ રીતે સ્થાપિત થએલું છે કે, એક વર્ગ તરીકે મહીકાંઠાના તમામ ભાયાતોને, અને તેથી કરીને તેઓની જાગીરોને, ગમે તો તે વડોદરા રાજ્યમાં આવેલી હોય કીંવા બીજે કોઇ ઠેકાણે આવેલી હોય, તોપણ ઈંગ્રેજ સરકારની બાંહેધરી લાગુ પડે છે—આ બાબત વિષે આ ઠેકાણે વધારે વિવેચન કરેલું છે, કારણ કે વડોદરા એજન્ટની તકરારો ઉપરથી અને એ બાબત વિષે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર સાહેબના ફેંસલામાં સદરહુ બાબત ઉપર જે વિવેચન કરેલું છે તે ઉપરથી હજુ પણ એમાં કાંઈ શક હોય એમ જણાય છે.

(૪૪) તોપણ આજ કામમાં હિંદુસ્તાનની સરકારે એક એવો ઠરાવ કરેલો છે, જે વડે આધારપૂર્વક આ તકરારનો મારા ધારવા પ્રમાણે પુરતી રીતે નિવેડો થયેલો જણાય છે કે—“ ગરાસ અને વાંટાના હક્કોનો નિકાલ કરવા સારૂ જે રૂલો ઘડવામાં આવેલી છે તે રૂલોના કાયદામાંથી અગર બાંહેધરીમાંથી મહીકાંઠાના ભાયાતોને એક વર્ગ અથવા સમૂહ તરીકે બાતલ કરેલા નથી.”—હિંદુસ્તાનની સરકારનો પત્ર નંબર ૧૫૫ આ઼ાફ તા. ૧૩

જાન્યુઆરી સને.૧૮૮૫. આ રૂલોમાં વાંટા અને ગીરાસના હકકો કહેલા છે. તે વડોદરા રાજ્યની અંદરના હકકોજ છે.

(૪૫) સને ૧૮૧૧–૧૨ ની સાલના મહીકાંઠા સેટલમેન્ટની અસર અને તેના શબ્દાર્થ વિષે આટલું કહેવામાં આવેલું છે, તેમજ નં. ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ ના રોજના હિન્દુસ્થાન સરકારના પત્રમાં એક આધારરૂપ એવો ઠરાવ કરેલો છે કે એક વર્ગ તરીકે મહીકાંઠાના ભાયાતોની જાગીરો જે વડોદરા રાજ્યમાં આવેલી છે, તેને ઇંગ્રેજ સરકારની બાંહેધરી પહોંચે છે: કારણકે એક તરફ ગાયકવાડ સરકાર અને બીજી તરફ મહીકાંઠાના ત્રિબ્યુટદારોએ પોતાને માટે, પોતાના ભાયાતોને માટે, પોતાની રૈયતને માટે, અને બીજા આશ્રિતોને માટે, સને ૧૮૧૧–૧૨ ના મહીકાંઠા સેટલમેન્ટની શરતો કબુલ કરી તેમાં સામેલ રહેલા, તેથી તેઓ ઇંગ્રેજ સરકારની પ્રત્યક્ષ બાંહેધરીને માટે હક્કદાર છે. આટલું છતાં વડોદરા સરકારના એજન્ટની તકરાર કે જેના ઉપર તે એટલો બધો આધાર રાખે છે અને તે કારણથી જેની બાબતમાં સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરને વખતે વખતે ચાલુ હદ બહાર ઠરાવ કરવાની ફરજ પડેલી છે; પરંતુ જેની બાબતમાં ઉપર કહ્યા મુજબ હિંદુસ્થાન સરકારનો આધારરૂપ ઠરાવ થઈ ચુકેલો છે, તે તકરાર વિષે હવે બોલવાનું બાકી રહેલું છે—

(૪૬) વડોદરા સરકારના એજન્ટની તકરાર સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરની રૂબરૂ મૂકવામાં આવી હતી તે તકરાર એવી મતલબની છે કે—જીવકમાં કાઢી આપેલી જમીન જેને આપણે ભાયાતી જાગીરો કહીએ છીએ તે મૂળ જાગીરમાંથી જાથુને માટે અગર હમેશને માટે જુદી પાડવામાં આવેલી છે; હવે રૂલ. ૫. માં કહે છે કે "મહીકાંઠાના રહેવાશીઓના વડોદરા રાજ્યમાં આવેલા વાંટા અને ગરાસ હક્કો જાળવવાને સારૂ જે બાંહેધરી ઠરાવવામાં આવેલી છે તે બાંહેધરી જાથુને માટે બીજાને આપેલા વાંટા અગર ગરાસ હક્કોની બાબતમાં પહોંચતી નથી; પરંતુ જો તે વાંટા અગર ગરાસ હક્કોનેજ પોતાનેજ માટે સ્વતંત્ર બાંહેધરી હોય તો તે બાંહેધરીનો હક્ક કરી શકે છે", તેથી કરીને એમ ઠરાવવું જોઇએ કે વડોદરા રાજ્યમાં આવેલી ભાયાતી જાગીરોને રૂલ ૫. મુજબ ઈંગ્રેજ સરકારની બાંહેધરીમાંથી બાતલ કરવામાં આવેલી છે.

(૪૭) શરૂઆતમાં એ બાબત ઉપર ધ્યાન આપવાનું છે કે તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૭૭ ના રોજના મુંબઇના ગવર્નર સાહેબની મિનિટમાંના નીચે પ્રમાણેના શબ્દો " પણ વાંટાની જમીનને કોઈ ખરીદદારે સંપૂર્ણ હક્કથી ખરીદ કરેલી હોય તો તે જમીનની બાબતમાં (બાંહેધરી) લાગુ થતી નથી, પરંતુ જો તે જમીનને માટે અલાયદીજ બાંહેધરી તેના હક્કથી મળેલી હોય તો તે બાંહેધરીનો હક્ક કરી શકે"—આ શબ્દોને ફેરવી " જાથુને માટે જમીન ગ્રહણ કરનારને તે (બાંહેધરી) પહોંચતી નથી." આ શબ્દો વડોદરાના દિવાન સાહેબની ખાએશ ઉપરથી દાખલ કરવામાં આવ્યા હતા. આ પ્રમાણેનો ફેરફાર કરાવવામાં તેનો હેતુ એવો હતો કે વેચાણ સિવાય બીજી કોઇ રીતથી કોઇ શખસને એવી જમીન પ્રાપ્ત થઇ હોય તેને પણ આ મિનિટ લાગુ પાડવી; દાખલા તરીકે બક્ષીસથી જાથુને માટે કાઢી આપેલી જમીન અને ગીરોમાંથી છોડાવવાના હક્ક સિવાયની ગીરો જમીન જે વાસ્તવિક રીતે વેચાણ રૂપ છે, અને ગીરોવાળી જમીન જે લાંબો વખત જવાથી કાયમપણે જુદી પડેલી છે, તેવી

જમીનને બાંહેધરીમાંથી બાતલ કરવી—તા. ૨૦ અકટોબર સને ૧૮૭૭ ના રોજના નં. ૧૦૯૨ ના પત્ર સાથે મોકલેલા વડોદરાના દીવાનના મીમાનો પેરેગ્રાફ ૧૦૮ જુઓ.

(૪૮) એ ઠેકાણે એમ સુચવવામાં નથી આવ્યું કે, આ સુધારો અગર ફેરફાર ગરાસીઆઓની વિરૂદ્ધ તેમની ભાયાતી જાગીરોને લાગુ પાડવો—વળી મી. મેલવીલની ગીરાસ મિનિટ જે આ મુંબાઈ સરકારની મિનિટના સુધારા યા ફેરફારની પહેલાં તૈયાર કરવામાં આવી હતી, અને જેની બાબતમાં વડોદરાના દિવાને સાધારણ સંમત્તી આપેલી હતી, તે મિનિટમાં જમીનદારોએ પોતાના ભાયાતો અગર ગરાસીયા વર્ગને જે જમીન કાઢી આપેલી હોય તે જમીનની બાબતમાં સ્પષ્ટ રીતે કહેલું છે કેઃ—" ઉપર જે રીતી બતાવી તે રીતી મુજબ કાઢી આપેલી જમીન વાસ્તવિક રીતે મૂળ જમીનદારનીજ છે. " ગરાસ મિનિટ પાનું ૩૦ પેરેગ્રાફ ૫૬.

જો કે આ ટીકા ખાસ રીતે રેવાકાંઠાના ભાયાતોના સંબંધમાં કરવામાં આવેલી પરંતુ તે મહીકાંઠાના ભાયાતોની બાબતમાં પણ સરખીજ રીતે લાગુ પડે છે.

(૪૯) હવે બીજી બાબત ધ્યાનમાં રાખવાની છે કે, કલમ ૫ માં જે ગેરન્ટી અગર બાંહેધરી કહેલી છે તે પરોક્ષ યા આડકતરાની ગેરન્ટી છે. જે કલમ ૩ માં કહેલા સને ૧૮૨૦ અને સને ૧૮૩૦ ની સાલના ( બાંહેધરી વગરના ) કરારો ઉપરથી બનેલી છે; અને તે સને ૧૮૧૧–૧૨ ના સેટલમેન્ટમાં જે બાંહેધરીવાલા ઠરાવો જેની બાબતમાં ઈંગ્રેજ સરકારે બાંહેધરી આપેલી છે, તે ઠરાવોમાં કહ્યા મુજબની પ્રત્યક્ષ ગેરન્ટી નથી.

(૫૦) તેથી કરીને કલ. ૫ નો આધાર લેઇએ અને વળી તકરારની ખાતર કબુલ કરીએ કે ભાયાતોને જે ગરાસમાં જમીન કાઢી આપેલી છે તે મૂળ જાગીરથી જાથુને માટે જુદી પાડેલી છે, તોપણ સને ૧૮૧૧–૧૨ ની સાલમાં જે ત્રિબ્યુટદારોને પ્રત્યક્ષ ગેરન્ટી અગર બાંહેધરી આપવામાં આવેલી છે, તે ત્રિબ્યુટદારની જાગીરમાં અગર હક્કોમાં જો આવી જમીન યા પેટાજાગીરોનો સમાવેશ થએલો હોય, તો સદરહુ ભાયાતોને પોતાનાજ ઈલાયદા હક્કથી પોતાની જમીન યા જાગીરને માટે બાંહેધરી માગવાનો હક્ક છે. પછીથી તેમાંના દરેક ભાયાતને પોતાની જાગીરની બાબતમાં અરસપરસ કેવો સંબંધ હોય અગર તેમની દરેકની જાગીર ઉપર પોતપોતાનો કેવો અને કેટલો હક્ક હોય એ બાબત આપણે જોવાનું હાલ કાંઇ કારણ નથી. તેથી કરીને અમુક ભાયાતની જાગીરને ત્રિબ્યુટદારની પ્રત્યક્ષ ગેરન્ટી લાગુ પડે છે કે કેમ, એ બાબત મુકરર કરવાની રીત અમે ઉપર જણાવી ગયા છીએ. વળી પગ પેસારા અગર હેલા હરકતની સામે બાંહેધરી આપેલી ત્રિબ્યુટદારની સાધારણ જાગીરમાંના અમુક ભાગ ઉપર ગરાસીઆનો અમુક હકક છે એ બાબતને આ ઠેકાણે કાંઇ સંબંધ નથી.

(૫૧) પણ આ બાબત લગતું ઘણુંજ અગત્યનું એક પોઇન્ટ ( મુદ્દો ) આજ કામમાં હિંદુસ્તાન સરકારના એક ઠરાવથી કયારનું મુકરર થઇ ચુકેલું છે. જુઓ—અપીલ નંબર ૬૮ માં મી. રીચી સાહેબે કરેલું રેફરન્સ;—તા. ૧૬ મે સને ૧૮૮૪ ના રોજનો વડોદરા સરકારનો મીમો—મુંબઇ સરકારનો હિંદુસ્તાનની સરકાર ઉપરનો નંબર તા. ના રોજનો પત્ર;—અને હિંદુસ્તાનની સરકારનો નંબર ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ ના રોજનો પત્ર.

મહીકાંઠાના ભાયાતોને જે જાગીરો કાઢી આપવામાં આવેલી છે તે જાથુને માટે છે,

અને તેથી તેમને ઇંગ્રેજ સરકારની બાંહેધરીમાંથી બાતલ કરેલી છે આવી રીતની વડોદરાના વકીલની તકરાર ઉપરના આધારથી બંધ થએલી છે.

(૫૨) કારણ કે નંબર. ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ ના રોજના હિંદુસ્તાન સરકારના પત્ર આવતા પહેલાં ચાલેલા લખાણ ઉપર, અને ભાયાતોને કાઢી આપેલી જમીન અગર જાગીર હમેશને માટે કાઢી આપેલી નથી એવો મુંબઇ સરકારનો સ્પષ્ટ ઠરાવ, જે સદરહુ હિંદુસ્તાન સરકારના ઠરાવ થતા પહેલાં કરવામાં આવેલો હતો, તે ઉપર નજર કરતાં મને કાંઈ શક કહેતો નથી કે હિંદુસ્તાન સરકારના સદરહુ પત્રમાંથી નીચે ટાંકેલા ફકરામાં જે શબ્દો નીચે લીટી દોરેલી છે તે શબ્દો સુચના કરતા છે, પરંતુ બંધન કરતા નથી, સબબ તેથી એ તકરારનો સદરહુ ઠરાવથી નિર્ણય થઈ ગયેલો છે.

" ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલ એવો ઠરાવ કરે છે કે મહીકાંઠાના ભાયાતો **જેઓની જાગીરો કાયમને માટે છુટી પાડવામાં આવેલી નથી**, તેઓની જાગીરને ઇંગ્રેજ સરકારની બાંહેધરીમાંથી બાતલ કરવાને સદરહુ રૂલોથી અધિકાર મળતો નથી." હિંદુસ્તાન સરકારનો પત્ર નંબર. ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫.

(૫૩) આ પ્રમાણેની હકીકત હોવાથી એજ બાબત ઉપરનો મારો અભિપ્રાય અગત્યનો નથી, અને જો તે હું કદાચ જણાવું તોપણ તે વધારાનોજ છે; પણ આ બાબતને સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે ફરીથી સંપૂર્ણ રીતે તપાસપર લીધેલી છે, તેથી તે વિષે મારાં કારણો સહિત મારે મારો અભિપ્રાય જણાવવાની જરૂર છે. આ જાગીરો જાથુને માટે ઈલાયદી કાઢી આપવામાં આવેલી નથી, એવો સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે ઠરાવ કરેલો છે તેને હું મળતો આવું છું, અને તે બાબતનાં મારાં કારણો આ સાથેના મીમો (ટીપણ) માં જણાવ્યાં છે.

(૫૪) પણ સવાલ ( legal estate ) કાયદેસર જાગીરના સંબંધનો નથી; પરંતુ દરેક ભાયાતની જાતીકી સ્થિતિ અથવા પંક્તી ( status )નો છે. અને વળી લક્ષમાં રાખવાનું છે કે વડોદરાના પ્રધાનના અભીપ્રાય પ્રમાણે જો તે જાગીર જાથુને માટે ઈલાયદી કાઢી આપવામાં આવેલી હોય, તો તેને મૂળ જાગીરોના એક ભાગ તરીકે ગણવી જોઇએ અને તેમ ગણતાં ભાયાતોની જાગીર ત્રિબ્યુટદારની બાંહેધરીના પેટામાં આવી જશે (છાપેલા ફેંસલાની એપેન્ડીકસ (પુરવણી પત્રક)ને પાને ૬૦ મે નંબર ૫૪૨૮ તા. ૨૪ એપ્રીલ સને ૧૮૮૫ નો વડોદરા સરકારનો પત્ર.)

(૫૫) હવે પુરતી રીતે ખુલ્લુ થએલું છે કે અમુક પ્રકારની મીલકતમાં અમુક માણુસ અથવા અમુક વર્ગના માણુસોનો કાયદેસર કેટલો હક્ક ( legal estate ) છે તે વાત ધ્યાનમાં લેવાથી બ્રિટિશ સરકારની બાંહેધરી લાગુ થાય છે કે નહિ એ સવાલનો નિશ્ચયપૂર્વક નિર્ણય થઇ શકતો નથી. ત્રિબ્યુટદારોની બાબતમાં ઇંગ્રેજ સરકારના વચ્ચે પડવાથી જે સેલટમેન્ટ કરવામાં આવેલું છે તે સેલટમેન્ટનો હેતુ તેની સીમા, અને તેની બરોબર અસર, જ્યારે મુકરર થાય છે અને તે ઉપરથી એવી તકરારી બાબત, અગર સવાલ ઉત્પન્ન થાય કે–હેલો હરકત અગર પગ પેસારાની સામે ઇંગ્રેજ સરકારની બાંહેધરીવાળા ત્રિબ્યુટદારની જાગીર અગર જમીનનો અમુક જમીન કાંઈ ભાગ છે કે શી રીતે; અગર અમુક ત્રિબ્યુટદારે પોતાના ભાયાતો, પોતાના ગામના લોકો, પોતાની રૈયત અને બીજા આશ્રિતોના

તરફથી જે સઘળા હક્કોને માટે બાંહેધરી લીધેલી છે, તે હક્કોમાં સદરહુ શખસ (મજકુર જમીનના કબજેદાર) ના હક્કોનો સમાવેશ થાય છે કે કેમ;—આવા સવાલનો નિર્ણય કરતી વખતે દુમાડ વાંટાના કેસમાં મી. **પીલ** સાહેબના ઠરાવમાં કહ્યા મુજબ સેટલમેન્ટ કરતી વખતે હયાતીમાં હોય તે **તાબેદારી હકુમત** અને **સબંધનો** ખરેખરો આધાર લેવાનો છે; અને તે ઉપરથી સદરહુ સેટલમેન્ટમાં તથા તે વખતે આપેલી ગેરન્ટી યા બાંહેધરીમાં સદરહુ શખસોએ ભાગ લીધો હતો એમ યોગ્ય રીતે અનુમાન થાય છે, કારણકે જે મુખ્ય પુરૂષોને ગેરન્ટી આપવામાં આવેલી હોય તે મુખ્ય પુરૂષોએ જે જે હીત દર્શાવ્યાં હોય અગર તે પુરૂષોમાં જે જે હીતનો સમાસ થયો હોય તે તે હીતને માટે પણ ગેરન્ટી આપવામાં આવેલી હતી.

"સંબંધ" બાબતનો આ સ્વાલ એ પુરાવનો મુદ્દો છે; અને હિન્દુસ્થાનની સરકારે આ મુદ્દાનો નિર્ણય કરવાને દેખીતી રીતે કોર્ટને સોંપેલું છે. સબબ તેમાં એ મુકરર કરવાનું છે કે અમુક જાગીર ઇંગ્રેજ સરકારની બાંહેધરીનો હક્ક સાબીત કરી શકે છે કે કેમ; જુઓ નંબર ૧૫૫ આઇ. તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ નો હિન્દુસ્તાન સરકારનો પત્ર.

છેવટે જણાવવાનું કે આ વાંટાઓની ખુદ તવારીખ યા ઇતિહાસ ઉપરથી એટલી બધી સાબીતી મળે છે કે જે જમીન કોઇ વાંટાનો ભાગ કહેવાય છે તે જમીન મૂળ કોઇ જમીનદારની જાગીરનો કોઇક ટુકડો અગર ભાગ હોવો જોઇએ.

## કોઠા વાંટા ને બાંહેધરી પહોંચે છે.

(૫૬) અમુક જાગીર (જમીન) જેના સંબંધમાં આ કેસ ઉત્પન્ન થએલો છે તે ભાયાતી જાગીર હતી, અને તે **માણસા** કુટુંબની એક શાખાના પ્રતિનિધિ જેઓ આ કામમાં એપેલેન્ટો છે, તેઓના કબજા ભોગવટામાં ચાલુ આવતા છતાં મૂળની **માણસા** જાગીરના એક વિભાગ તરીકે ગણાતી બંધ પડેલી નહિ હતી. કારણકે એ જાગીર અગર જમીન મૂળથી જીવાઇ બદલ કાઢી આપવામાં આવેલી હતી. વડોદરા સરકાર તરફથી એવી હકીકત સાબીત કરી આપવામાં આવેલી નથી કે જેથી એવી રીતનું યોગ્ય અનુમાન લેઇ શકાય કે આ જાગીરે મૂળ જાગીરની તાબેદારી અગર શ્રેષ્ટતાનો સ્વીકાર છોડી દીધો હતો, અગર મૂળ ત્રિબ્યુટદારનો અને તેના ભાયાતી જાગીરોની વચ્ચેનો સંબંધ તુટેલો હતો. આથી ઉલટું સેટલમેન્ટ ઓફીસરે કારણો સહિત ઠરાવ્યું છે કે પુરાવ પરથી સંપૂર્ણ રીતે સાબીત થાય છે કે **મહીકાંઠા** સેટલમેન્ટ કરવામાં આવ્યું તે વખતે મૂળના ત્રિબ્યુટદારની તાબેદારી અને સદરહુ જાગીરની અને મૂળ જાગીરની વચ્ચેનો સંબંધ, ખરેખરી રીતે ચાલુ હતો. તે ઉપરથી સદરહુ સેટલમેન્ટ ઓફીસરનો ઠરાવ કે—હાલની તકરારી જાગીરને મૂળની **માણસાની** જાગીરની બાંહેધરી પહોંચે છે, તે ઠરાવ હવે મંજુર રાખવામાં આવે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે એપેલેન્ટની ભાયાતી જાગીરને પણ મૂળના ત્રિબ્યુટદારની જાગીરની બાંહેધરી પહોંચે છે.

(૫૭) આ કામમાં ઉપર "ગામો" "ગામના ભાગો" અને "ગાયકવાડી રાજ્યમાં આવેલા અગર ગાયકવાડી પરગણાના અમલદારોની પ્રત્યક્ષ દેખરેખ અગર વહિવટ નીચે આવેલા **મહીકાંઠા** ત્રિબ્યુટદારોના અગર તેમના ભાયાતોના વાંટાઓ"—એવા શબ્દો એમ વાપરેલા છે, એ ઉપરથી એમ કંઈ સમજવાનું નથી કે બાંહેધરીવાળા ત્રિબ્યુટદારોની જમીન

યા જાગીરો ઉપર ગાયકવાડી રાજ્યનો અમલ કેટલે દરજ્જે સુધી છે, એ વિષે હમારો કાંઇ પણ પ્રકારનો અભિપ્રાય અમે જણાવવા માગીએ છીએ. આવી બાબતો વિષે લખતાં ઉપર પ્રમાણેના શબ્દો વાપરવાની અવશ્ય જરૂર છે, કારણકે સને ૧૮૬૫ ની સાલમાં વડોદરાના રેસીડેન્ટે દર્શાવ્યું તે મુજબ ગયા ત્રીશ અગર ચાલીસ વરસ ઉપર "જ્યુરીસડીકશન" અગર હકુમત એ વિષેનો ખ્યાલ ગુજરાતના વતનીઓના મનમાં બીલકુલ હતોજ નહિ. ગરાસ મિનિટ પાનું ૫૭.

સંપૂર્ણ રાજ્યસત્તા અગર અમલની બાબતમાં મી. રીચી સાહેબે આજ કામમાં પોતાના કરેલા રેફરન્સ અગર લખાણમાં ( પત્ર નં. ૨૦ તા. ૮ ફેબ્રુઆરી સને ૧૮૮૪ માં ) કહે છે કે—"ગાયકવાડ તરફથી એમ કહેવામાં આવે છે કે અમારા મુલકમાં અમારી સંપૂર્ણ રાજ્યસત્તા અગર અમલ છે એ વાત અનુમાન તરીકે મજબુત જણાય છે પરંતુ દફતર ઉપર જે દલીલો છે તે ઉપર વિચાર કરતાં ઉપરના અનુમાન ઉપર કાંઈ ઝાઝું વજન રાખી શકાતું નથી. મહીકાંઠાના ગરાસીઆઓ ઉપર તેમની આવા પ્રકારની કહેવાતી રાજ્યસત્તા સને ૧૮૨૦ ની સાલમાં હતી નહિ, અને પાછળથી તેઓ કહે કે અમને એવી સત્તા મળેલી હતી, તો તે કહેવું એ ઇંગ્રેજ સરકારના બંદોબસ્ત વખતે, ઈંગ્રેજ સરકારના મધ્યસ્થપણાને ભુલી જવા બરોબર છે."—જે અમલદારો અગર અધિકારીઓ એવી તકરાર કરે છે કે શુદ્ધ ગાયકવાડી મુલકની રાજ્યસ્થિતિ કરતાં આવા વાંટાઓની રાજ્યસ્થિતિ તદન જુદીજ છે. તેજ અધિકારીઓ આવા વાંટાઓના સંબંધના ગરાસની બાબતમાં બોલતાં "વડોદરા રાજ્યમાં આવેલા"—એ શબ્દો વાપરે છે; તેથી કરીને આ દ્વીઅર્થી વાક્ય વાપરતાં ગુચવણ ના કરવા બાબત સંભાળ રાખવી જોઇએ. કારણકે આ ચાલતી તપાસપરથી એમ માલમ પડે છે કે સાધારણ વપરાતા શબ્દોને વાપરવામાં જો કાંઇ કાળજી ના રખાય તો માત્ર એક વાક્ય ઉપરથીજ નવા હક્કો ઉત્પન્ન થાય અને રાજકીય બાબતની અને ન્યાય પ્રકરણ બાબતની તકરારો તો પાછી ઉભીજ રહે.

## વૃદ્ધિ.

(૫૮) બાંહેધરી આપ્યાની તારીખ પછીથી ભાયાતી જાગીરમાં જે કાંઇ વધારો કરવામાં આવેલો હોય તેને બાંહેધરી લાગુ પડે છે કે કેમ ? આ સવાલ વિષે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે વિવેચન કરેલું છે.

(૫૯) આ કામમાં બે ઇલાયદા સવાલો અગર તકરારી મુદ્દાઓ આવેલા છે. તે એક બાંહેધરી, અને ઇંગ્રેજ સરકારનું મધ્યસ્થપણું. સેટલમેન્ટ થયાની તારીખ પછીથી અમુક જાગીરમાં કાંઇ વધારો કરવામાં આવેલો હોય, એટલાજ કારણથી એમ સિદ્ધ થતું નથી કે આવા વધારાની બાબતમાં ગાયકવાડ સરકારની સાથે ચાલતી તકરારના સંબંધમાં ઇંગ્રેજ સરકારના મધ્યસ્થપણાનો દાવો થઇ શકે નહિ. ઇંગ્રેજ સરકારની લવાદીનો હક્ક ઇંગ્રેજ સરકારના મધ્યસ્થપણાથી થયેલા બંદોબસ્તના સ્વરૂપ ઉપર આધાર રાખે છે અને ત્રિબ્યુટદારોએ તેમને જોઇતી દાદ તેમણે પોતાનેજ હાથે લેવી નહિ એવી તરેહનો કરાર કર્યો તે ઉપરથી તે લવાદી બાબતનું અનુમાન થાય છે.

(૬૦) વળી ગાયકવાડની સાથે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજ જે કોલકરાર કરવામાં આવેલો હતો, તેમાં પણ સ્પષ્ટ રીતે આ હક્ક સ્વિકારવામાં આવેલો છે. આ કોલ-

કરારમાં કહે છે કે-" સદરહુ પ્રાંતોમાં (કાઠીઆવાડ અને મહીકાંઠામાં) વસનારા લોકો અને જમીનદારો ઉપર ગાયકવાડ સરકાર કોઈપણ તરેહનો હક્ક અગર દાવો કંપની સરકારની લવાદી સિવાય કરી શકે નહિ. "-એટકીસન્સ ટ્રીટીઝ ( સંધી સંગ્રહ ) વોલ્યુમ. ૬ પાનુ. ૩૪૨.

(૬૧) અનઘડ કેસની અપીલ નંબર ૨૪માં મી. પીલ સાહેબે ઠરાવ કરેલો છે કેઃ- " અમુક યોગ્યતાવાળી સ્થિતિ પ્રાપ્ત કરેલી હોય તેના બળથી અમુક વર્ગના લોકોને બાંહેધરી લાગુ પડે છે, અને સદરહુ વર્ગના લોકોની તમામ જમીન જાગીરો, અને જમીન જાગીરોમાંના તેમના તમામ હક્કો, જે અમુક તારીખે ચાલુ હોય તે તમામને સદરહુ બાંહેધરી ઢાંકે છે. આ શખસોની જાગીરોનો મહેવાસી ભાગ સદરહુ તારીખથી ઇલાયદો પાડી ઇંગ્રેજ અમલદારોની ખાસ દેખરેખ નીચે રાખવામાં આવેલો છે, અને તેમની જાગીરોનો જે ભાગ વડોદરાના રાજ્યની અંદર આવેલો છે, તેની બાબતમાં વડોદરાના રાજ્ય તરફથી પગપેસારાની સામે બાંહેધરી યા જામીનગીરી આપવામાં આવેલી છે. અને આ બાંહેધરીનો કરાર પુરેપુરો વચમાં પડી અમલમાં લાવવા સારૂ ઇંગ્રેજ સરકારે એક અમલદાર નીમેલો છે. ઉપર જે ગેરંટી અગર બાંહેધરી લેવા લાયકની અમુક સ્થિતિ કહી તે રૂલ ૫ મુજબ વંશપરંપરાથી ત્રિબ્યુટદાર હોવાની છે. બાંહેધરીવાળા શખસની જાગીર એટલે જે કરારથી બાંહેધરી સ્થાપિત થઈ તે કરાર કરતી વખતે તેના વડીલોની જે જાગીર સદરહુ શખસના અધિકાર નીચે હોય, તે તમામ જાગીર છે. આવી જાગીરોનો સમૂહ ( જેમાં ટોડા ગરાસ વગેરે આવી તરેહના બીજા હક્કોનો સમાવેશ થાય છે. ) તે તમામ જાગીર ( જમીન અને હક્કો ) ને સદરહુ ગેરન્ટી યા બાંહેધરી તેના બહોળા અર્થમાં લાગુ પડે છે. "

(૬૨) આ ઠેકાણે ગુચવણ ઉત્પન્ન થતી અટકાવવા સારૂ જણાવવું જોઇએ કે ઉપરના ફકરામાં તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના કરારથી સ્થાપિત થયેલી જે ગેરન્ટી યા બાંહેધરી વિષે મી. પીલ સુચના કરે છે તે ગેરન્ટી સને ૧૮૧૧-૧૨ ના મહીકાંઠાના બંદોબસ્ત વખતે ખરેખર રીતે આપવામાં આવી હતી, અને તે વાત સદરહુ સને ૧૮૨૦ ના કરારમાં આ ફેંસલામાં બતાવ્યા પ્રમાણે આવી ગઇ છે.

(૬૩) પણ બાંહેધરીની તારીખ પછીથી જે વધારો કરવામાં આવેલો હોય તેની બાબતના સવાલના ખુલાસા માટે ઉપરનો ફકરો ટાંકવામાં આવેલો છે. ખુલાસો અગર જવાબ નીચે પ્રમાણે છે.—

જયારે કોઇ ત્રિબ્યુટદારની બાંહેધરીવાળી મીલકતનો કોઇ ભાગ બીજી બાંહેધરીવાળી મીલકતમાં ભળે છે, ત્યારે આ પ્રમાણેનો ભળેલો અથવા વધેલો ભાગ બાંહેધરીમાંજ આવી જાય છે. કારણકે તે વખત અમુક ભાગનો માલકી હક્ક એક બાંહેધરીવાળા શખસના કબજામાંથી માત્ર બીજા બાંહેધરીવાળા શખસના કબજામાં જાય છે. સબબ, આ પ્રમાણે બાંહેધરીવાળા શખસોમાં માંહેમાંહે મિલક્તની ફેરફારી થવાથી જમીનની બાંહેધરી જતી રહેતી નથી: સદરહુ વધેલો ભાગ એકંદરે બાંહેધરીવાળી જમીનના સમૂહ અગર વીસ્તારમાં તો રહે છેજ: અર્થાત કે મી. પીલના શબ્દોમાં આવી જાગીરોના અમુક ભાગ જે એક બાંહેધરીવાળા શખસના કબજામાંથી નીકળી બીજા બાંહેધરીવાળા શખસના કબજામાં જાય, તો તેથી સદરહુ ભાગ બાંહેધરીમાંથી છુટો પડતો નથી. અનગડ કેસ અપીલ નંબર ૨૪.— પરંતુ મહીકાંઠા સેટલમેન્ટ મુજબ બાંહેધરી આપવામાં ના આવેલી હોય એવા શખસની

પાસેથી, અગર બાંહેધરી વગરની જમીનમાંથી કાંઈ ભાગ આવવાથી બાંહેધરીવાળી જમીનમાં જ્યારે વધારો થએલો હોય-દાખલા તરીકે સને ૧૮૧૧-૧૨ ની સાલ પછીથી વડોદરા રાજ્યની કોઇ રૈયત પાસેથી તલપદ જમીનમાંનો કોઇ ભાગ ગીરો રાખેલો અગર વેચાણ રાખેલો હોય—ત્યારે આ પ્રમાણેના વધારાને સને ૧૮૧૧-૧૨ માં આપેલી બાંહેધરી પહોંચતી નથી એ ખુલ્લુ છે, તોપણ આ ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે જો સદરહુ વધારો ધારણ કરનાર મહીકાંઠામાં રહેનાર જમીનદાર અગર કોઇ ત્યાંનો વતની હોય, તો આવા વધારાની બાબતમાં ગાયકવાડ સરકારની સાથે ઉત્પન્ન થતી તકરારોમાં ઈંગ્રેજ સરકારની ભાંજગડ અગર લવાદી માગવાને તે હક્કદાર નથી—અર્થાત તે હકકદાર છે, કારણ કે તા૦ ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના ગાયકવાડ સરકારે કરેલા કોલકરાર, જે પ્રમાણે વર્તવાને સેટલમેન્ટ ઓફીસર રૂલ ૩ મુજબ બંધાએલા છે, તે કોલકરારમાં ઈંગ્રેજ સરકારની લવાદી બાબતનો ઠરાવ સ્પષ્ટ રીતે કરેલો છે—

### બીજાને આપેલી જમીન વિષે.

(૬૪) હવે અમે વડોદરા સરકારના પ્રતિનિધિ અગર એજન્ટની તકરાર વિષે વિવેચન કરીએ છીએ. એ તકરાર એવી છે કે કેટલાક વાંટાના વિભાગ, જે અમુક હક્કસૂચક નામથી ઓળખાય છે, અને જે નામ તે વિભાગની ઉત્પતિ બતાવી આપે છે, તે વિભાગ મૂળથી હમેશને માટેજ ઇલાયદા પાડેલા અગર આપેલા હતા, સબબ આ પ્રમાણે હમેશને માટે, જુદા પાડેલા વિભાગ અને વાંટાઓને, તેમને પોતાના હક્કથી ઇલાયદી બાંહેધરી મળેલી ન હોવાથી, ઈંગ્રેજ સરકારની બાંહેધરી લાગુ થઇ શકતી નથી.

(૬૫) આ તકરારનું ધોરણ રૂલ ૫ ના એક ભાગ ઉપર રહેલું છે, જેની બાબતનું વિવેચન પ્રથમ કરવામાં આવેલું છે; અને તે રૂલમાં કહે છે કે હમેશને માટે છુટા પાડેલા વાંટા અને ગરાસના હક્કદારોને, જે પોતાના ખાસ હક્કથી અલગ બાંહેધરી મળેલી ના હોય, તો તેમના ગાયકવાડી રાજ્યની અંદર આવેલા વાંટા અને ગરાસ હકકોને જાળવવા માટે (ઈંગ્રેજ સરકારની) બાંહેધરી લાગુ થતી નથી.

(૬૬) આ કોઠા કેસ કે જેની અંદર ચાલતા વિવેચન મુજબની ચાલુ આવેલી જમીન નથી, કે કેસમાંથીજ આ તકરાર અગર દલીલ ઉત્પન્ન થયેલી છે એમ નથી, પરંતુ આ દલીલની બાબતમાં આ કામમાં પુરાવ લેવાએલો છે અને તકરારો પણ સાંભળવામાં આવેલી છે, તે એવા હેતુથી કે આ બાબતમાં આ કેસ ઉપરથી એક કાયમને માટે ઠરાવ થઇ શકે; અને આવા ઠરાવને માટે ગાયકવાડ તેમજ ગરાસીયાના પ્રતિનિધિ અગર એજન્ટોએ પણ ખાએશ જણાવેલી હતી.

(૬૭) સેટલમેન્ટ ઓફીસરનો ફેંસલો (પાના ૧૧૬-૧૧૮) એકંદરે જોતાં એવો છે કે ધરમાદા આપેલી જમીન એ જાથુને માટે છુટી પાડેલી છે, અને તેથી ફરીને તેવી જમીનને બાંહેધરી લાગુ થતી નથી; તેમજ ચાકરીઆત અને પસાયતામાં કાઢી આપેલી જમીન ઉપર મુજબ જાથુને માટે છુટી પાડેલી ઠરે છે; અને કન્યાદાનમાં કાઢી આપેલી જમીન ઉપર મુજબ જાથુને માટે છુટી પાડેલી ઠરે છે કે કેમ એ બાબત શક પડતી છે. સાધારણ ગીરો મૂકેલી અને હંગામી વેચાણ કરેલી જમીન હમેશને માટે છુટી પાડેલી ઠરતી નથી—

(૬૮) આ ઠેકાણે પ્રથમ અગત્યની બાબત એ છે કે આગળ જણાવ્યા મુજબ એ

વાત ધ્યાનમાં લેવી જોઇએ કે રૂલ ૫ માં મહીકાંઠાની ગેરન્ટી યા બાંહેધરી વિષે જે કહેવામાં આવે છે, એ પરોક્ષ ગેરન્ટી છે, કે જે ગેરન્ટી તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ની સાલમાં કરેલા કોલકરાર અને સને ૧૮૩૦ ની સાલના મહીકાંઠા જામીનીખતથી ઉત્પન્ન થયેલી છે; પરંતુ સને ૧૮૧૧-૧૨ ની સાલમાં સેટલમેન્ટ કરતી વખતે જે પ્રત્યક્ષ ગેરન્ટી યા બાંહેધરી આપવામાં આવેલી છે તે બાંહેધરી એ નથી; તેથી કરીને જો રૂલ ૫ ની અસર એવી થાય કે સને ૧૮૨૦ અને સને ૧૮૩૦ ની સાલના દસ્તાવેજોની રૂઇથી સને ૧૮૧૧-૧૨ ની સાલમાં આપેલી ગેરન્ટીવાળી જમીનને અગર હકોને પરોક્ષ ગેરન્ટીમાંથી બાતલ કરવા, તોપણ જમીનદાર અને ગરાસીઆઓ તેમને પ્રથમ આપેલી પ્રત્યક્ષ ગેરન્ટી યા બાંહેધરી ઉપર હકક કરી શકે. કારણ કે હિંદુસ્થાન સરકારે એવો ઠરાવ કરેલો છે કે સદરહુ રૂલોનો હેતુ એવો નથી કે ભાયાતોના હકોને સંકોચવા.

જુઓ હિંદુસ્થાન સરકારનો પત્ર નંબર ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫.

વળી ઇંગ્રેજ સરકારે વાસ્તવિક રીતે જે બાંહેધરી આપેલી છે તે ખરેખર રદ કરવાને આ કોર્ટને બિલકુલ અધિકાર નથી.

(૬૯) બીજી વાત એ ધ્યાનમાં લેવાની છે કે, આ જુદી કાઢી આપેલી થોડી જમીનના કોઇ વિભાગને રૂલ ૫ મુજબ બાંહેધરીમાંથી બાતલ કરવામાં આવેલો છે એવું અનુમાન મહેસુલ ખાતાના અને કાયદા સંબંધીના શબ્દોને ભેળશેળ કરવાથી ઉત્પન્ન થએલું હોય એમ લાગે છે.

(૭૦) મહેસુલ ખાતાની દ્રષ્ટીથી જોતાં અમુક જમીન ( Alienated land ) બારખળી અગર બીજાને આપેલી, અને સરકારી કહી શકાય છે. બારખળીનો અર્થ એવો છે કે જેમાં પુરેપુરો આકાર લેવાનો સરકારનો હકક સંપૂર્ણ રીતે અગર થોડો ઘણો બીજાને આપવામાં આવેલો હોય. દાખલા તરીકે જુઓ મુંબાઈના લેંડ રેવન્યુ કોડની શરૂઆતમાં આપેલી વ્યાખ્યા, જ્યાં આવો હક્ક બીજાને આપ્યો છે એમ માની લીધાથી તાલુકદારી જાગીરોની બાબતમાં મહેસુલની ગોઠવણી સારૂ નવો કાયદો ઘડવાને સુચના કરવામાં આવેલી છે, કારણ કે તેમની બાબતમાં સરકારને પુરેપુરી માલકી મળેલી નથી, અને તેથી કરીને તેવી માલકી બીજા કોઈને સરકારે આપેલી હોઇ શકે નહિ. વળી જુઓ "ખાન બહાદુર પેસ્તનજી જહાંગીરજીનાં ગાયકવાડ સરકાર પ્રત્યેનાં ભાષણો." પાનું ૨.

વડોદરા રાજ્યની દ્રષ્ટીથી દરેક આખો વાંટો જોતાં દુમાલા જમીન છે ( Alienated land ) અને તે ઉપરથી એમ નિકળે છે કે આખા વાંટામાંથી જો કે મહેસુલ મૂક્ત અમુક પેટા દુમાલા જમીન બીજાને આપી શકાય, પણ તેથી કરીને આખા વાંટાના વિસ્તાર અગર ક્ષેત્રફળમાં ઘટાડો થઈ શકે નહિ. અગર આ પ્રમાણે છુટી આપેલી જમીન તલપદનો કોઇ ભાગ થઇ શકે નહિ, તેમજ વડોદરા સરકારના જે કરોથી વાંટાઓ મૂક્ત છે તે કરોને આવી જમીન પાત્ર થઈ શકે નહિ.

(૭૧) તોપણ ફુટેલા કેસ અપીલ નં. ૪૧ ના ફેંસલામાં મી. રીચી સાહેબે જણાવેલું છે કે ઉપર જણાવેલી દુમાલા જમીનના છુટક ટુકડાઓને બાંહેધરીમાંથી બાતલ કરવા એ વાસ્તવિક રીતે વાંટાના વિસ્તારમાંથી કાઢીને તલપદમાં ભેળવવા સમાન થાય છે.

(૭૨) કર્નલ ફ્રેઅર અને કર્નલ બારટને પોતાના સંયુક્ત રીપોર્ટમાં જણાવેલું છે કે—

"કોઇ પણ બીજાને આપેલી (અગર દુમાલા) જમીન જેને વિષે સ્પષ્ટ રીતે એવું અનુમાન થઇ શકે કે તે આવા વાંટાઓનો મૂળ કોઇ વિભાગ હતો તો તેવી જમીનને મૂળ વાંટાની હદની જમીન ગણવી જોઇએ." અને બંદોબસ્તની રૂએ જોઇએ તે મુજબજ આવી સૂચના કરવામાં આવેલી હતી. પેરા ૭૫ એપેન્ડીક્સ-ડબલ્યુ-ગરાસ મિનિટ.

(૭૩) અમદાવાદ જીલ્લાના તાલુકદારોની બાબતનો મી. પીલનો રિપોર્ટ પણ સારી રીતે આધારરૂપ લઇ શકાય. તાલુકદારોની સરવે (માપણી) ની બાબતમાં લખતાં મી. પીલ કહે છે કે—" તાલુકદારોના નોકરો અગર ગામના નોકરો (વસવાયાં વગેરે) ની જમીન ઇલાયદી મપાતી નથી કારણ કે આ જમીન આવા લોકોને તેમની નોકરીના રોકડ પગારના બદલામાં કાઢી આપેલી છે અને તે તેમની પાસેથી પાછી લેઇ શકાય એવી છે." ગવર્નમેન્ટ સીલેકસન્સઃ ૧૦૬ નવી આવૃત્તિ પાનું ૨૮.

(૭૪) આ નાના કાઢી આપેલા ટુકડા વાંટાદારોએ કાઢી આપેલા હતા અને તે વડોદરા સરકારે કાઢી આપેલા નહિ હતા; અને જ્યાં તે પાછા લઇ શકાય એમ છે, ત્યાં તે વાંટાદાર તેને પાછા લેઇ શકે પણ વડોદરા સરકાર તે પ્રમાણે પાછા લઇ શકે નહિ. તેથી જ્યારે અમુક વાંટાનો બાકીનો ભાગ બાંહેધરીથી રક્ષણ થએલો છે ત્યારે આ પ્રમાણે છુટી કાઢી આપેલી જમીનને બાંહેધરીમાંથી બાતલ કરવી એ વાંટાની જાગીરોના તેમના અંદરના વહિવટમાં દુર્ગ્રાહ્ય ધોરણથી વચ્ચે પડવા સમાન થાય છે.—

(૭૫) વળી જમીનદારો, ગરાસીઆઓ, અને તેઓના પેટા જમીનદારોના વાંટાના દરેક ભાગપરના કાયદેસર હક્કોના નેડા લેવા જેવું તે કૃત્ય થાય છે, જે કૃત્ય થવા દેવા તરફ સદરહુ રૂલ પહેલાં ચાલેલા લખાણપરથી એમ માલમ પડે છે કે હિંદુસ્થાન સરકારનું તેમજ મુંબાઇ સરકારનું વલણ થએલું હોય અથવા ઇરાદો થયો હોય એમ લાગતું નથી; અને તે કૃત્ય બીલકુલ જરૂરનું નથી કારણ કે વડોદરા સરકારની દૃષ્ટિથી જોતાં આખો વાંટો જેની અંદર આવી પ્રથક્પ્રથક કાઢી આપેલી જમીનનો સમાવેશ થાય છે, તે સુદ્ધાંત દુમાલા જમીન છે—જુઓ ખાન બહાદુર પેસ્તનજી જહાંગીરજી કૃત સેટલમેન્ટની બાબતમાં ગાયકવાડ સરકાર પ્રત્યે ચાલેલાં ભાષણોનો સારાંશ ૨૨-૨૫.

(૭૬) મી. રીચી સાહેબની રૂબરૂ સંખ્યાબંધ પહેલાંના દાખલાઓ અને ઉપર જણાવેલી કેટલીક દલીલો એવી રીતે મૂકવામાં આવેલી હતી કે કુઢેલા કેસ, અપીલ નંબર ૪૧, માં તે સાહેબે એવો ઠરાવ કરેલો છે કે અમુક પસાયતા જમીન જે ઉપર કહ્યા મુજબ કાઢી આપેલી થોડીક જમીન છે, તેનો સમાવેશ બાંહેધરીવાળા કુઢેલાના સળંગ વાંટામાં થાય છે, કારણ કે તે જમીનના ટુકડા સ્થાનિક રીતે આખા વાંટાના વિસ્તારમાં આવેલા છે. સદરહુ કામનું આખુ જજમેન્ટ અગત્યનું છે. પણ તે જજમેન્ટને તે અપીલના સંબંધમાં જોતાં એમ માલમ પડે છે જે પ્રમાણો તેમાં સ્થાપિત કરેલાં છે તે પ્રમાણો સળંગ વાંટામાં આવેલા અમુક ટુકડાને જેવી રીતે લાગું પડે છે તેવીજ રીતે અમુક વાંટાની સીમા પાસે આવેલા પ્રથક્પ્રથક એના ટુકડાને પણ લાગુ પડે છે.

(૭૭) વળી એમ જણાવીએ છીએ કે આજ બાબત વિષે વડોદરાના દિવાને કહેલું છે કે "બાંહેધરીના સવાલને અમુક જમીનની બાબતમાં સ્થાનિક હદની સાથે શો સંબંધ છે એ મને માલુમ પડતું નથી—" વડોદરાના પ્રધાનનો પત્ર નંબર ૩૩૧૨ તા. ૧૫ જાનેવારી સને ૧૮૮૬ નો છાપેલી અપીલની એપેન્ડીક્સ (પુરવણી પત્રક) પાને ૮૫.

(૭૮) ઉપર કહ્યા મુજબના કાઢી આપેલા નાના નાના જમીનના ટુકડાઓની બાબતમાં એક સાધારણ લાગુ પડતા નિયમની જરૂર છે; અને ત્રિબ્યુટદારોની અને તેમના ભાયાતોની જાગીરોમાં જે જે વધારા કરવામાં આવેલા હોય તે તે વધારાને ઇંગ્રેજ સરકારની બાંહેધરી લાગે છે કે કેમ એ સવાલનો નિર્ણય કરવાને આ જજમેન્ટમાં જે નિયમ કામે લગાડેલો છે તે નિયમમાંથી આ ઇચ્છિત નિયમ મળી આવે છે.

(૭૯) ઉપર જે આપણે સાધારણ નિયમ કહ્યો તે એ છે કેઃ—ત્રિબ્યુટદારની આખી જાગીરને બાંહેધરી આપવામાં આવેલી છે, તેથી જે જમીનનો વિસ્તાર (ત્રિબ્યુટદારની એક સાધારણ જાગીર તરીકે) તેના તાબામાં છે તે જમીનના વિસ્તારને બાંહેધરી લાગુ પડે છે; પરંતુ કાયદાના અર્થ મુજબ એક સાધારણ શખસના કબજા ભોગવટાની જમીનની માફક જે જમીન એવા ત્રિબ્યુટદારના ખાસ કબજા ભોગવટામાં હોય તેનેજ બાંહેધરી છે એમ નથી પરંતુ તેના તાબાની સઘળી જાગીરને બાંહેધરી છે.

(૮૦) અમુક જમીનના અમુક ભાગને વિષે અમુક માણસના કાયદેસર હક્ક (Legal estate) ના સ્વરૂપ ઉપરથી બાંહેધરીનો નિર્ણય થતો નથી. જો આપણે સદરહુ શખસની બાબતમાં નજર કરીએ તો સવાલ એ ઉત્પન્ન થાય છે કે—જે ત્રિબ્યુટદારને બાંહેધરી આપવામાં આવેલી છે તે ત્રિબ્યુટદારે તેના જે જે ભાયાતો, ગામના લોકો, રૈયત અને સાધારણ રીતે આશ્રિતોના હક્કોને સમૂહરૂપે બાંહેધરીની બાબતમાં દર્શાવેલા છે, તે તે વર્ગના લોકોમાં સદરહુ શખસનો સમાવેશ થાય છે કે કેમ ?—અને જો આપણે સદરહુ જમીનની બાબતમાં નજર કરીએ તો સવાલ એ ઉત્પન્ન થાય છે કે—જે વખતે અમુક ત્રિબ્યુટદારની એકંદર આખી જાગીરની બાબતમાં બાંહેધરી આપવામાં આવી તે વખતે સદરહુ જમીન એવી જાગીરનો કોઇક વિભાગ હતો કે કેમ ?

(૮૧) જ્યારે કોઇ જમીન ઉપર કહ્યા મુજબની જાગીરનો કોઈ ભાગ છે કે કેમ, એ બાબતની તકરાર ઉઠે, અને તે બાબતમાં એવી જાગીરનો વિભાગ હોવા વિષેનો પ્રત્યક્ષ પુરાવ મળી આવતો ના હોય, ત્યારે સદરહુ જમીન ઉપર, અગર જે શખસના ખરેખર કબજા ભોગવટામાં તે જમીન હોય તે શખસની ઉપર સદરહુ ત્રિબ્યુટદારનો દેખરેખનો અગર ઉપરીપણાનો સંબંધ અગર હક્ક હતો કે નહિ એ બાબત વિષે તપાસ કરવા પરથી એ તકરારનો નિકાલ થઇ શકે છે.

(૮૨) આ કાંઇ નવો નિયમ અથવા નવું પ્રમાણ નથી.

(૮૩) મહીકાંઠા સેટલમેન્ટના બાંહેધરીવાળા કરારોના હેતુ અને ધોરણ ઉપર લક્ષ નહિ આપતાં, મહીકાંઠાને લાગુ પડતી શરતો સને ૧૮૩૦ ની સાલના જામીનખત બતાવે છે, એ પ્રમાણે ધારવામાં આવ્યું, તેથી આ નિયમ અંધારામાં આવી ગયેલો છે તોપણ એ નિયમ સ્થાપિ કરવાને માટે ઇંગ્રેજ સરકારની બાંહેધરીને અમલમાં લાવનારા પોલીટીકલ ખાતાના અધિકારીઓ મૂળથી તકરાર કરતા આવેલા છે–કાઠીયાવાડ કે જ્યાંનાં સેટલમેન્ટની શરતો અને મહીકાંઠાના સેટલમેન્ટની શરતો એકજ પ્રકારની છે, ત્યાંના સેટલમેન્ટની બાબતમાં સ્ટેટ સેક્રટરીએ આ નિયમને સખત શબ્દોવડે પુષ્ટિ આપેલી છે.–વળી નંબર ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ના પત્રમાં હિંદુસ્થાનની સરકારે કરેલા ઠરાવ ઉપરથી પણ આ નિયમ અગર પ્રમાણ માલમ પડે છે.–વળી દુમાડ અને આનઘડના કેસોમાં પણ

મી. પીલ સાહેબે આ નિયમ સ્વિકારેલો છે. અને કુઢેલાના કેસમાં મી. રીચી સાહેબે આખા વાંટાની જમીનમાંથી છુટી કાઢી આપેલી જમીનના સંબંધમાં એ નિયમ વાપરેલો છે એવું નીચેના ફકરા ઉપરથી પુરતી રીતે માલમ પડે છે.–" બેદીલી અને તકરારનાં કારણો દૂર કરવાના હેતુથી બાંહેધરી આપીને સેટલમેન્ટ કરવામાં આવેલું છે. વાંટાદારના વડીલોની જાગીરમાંથી ગોર અગર નીમકહલાલ નોકરને કાઢી આપેલી જમીન રૂલ ૫ મુજબ વડોદરા તલપદમાં દાખલ કરવામાં આવેથી, તે જમીન ઉપર દેખરેખ રાખવાને અગર તે ઉપર કર બેસાડવાને અધિકારવાળા અમલદારોનું વાંટાની જમીન ઉપર જવું થાય એથી વાંટાદારો અને વડોદરા સરકારના અમલદારોની વચ્ચેનો સંબંધ જેટલો દોદળો થાય છે તેટલો બીજી કશી બીનાથી થતો નથી, પણ વિશેષમાં એવો નિયમ અગર પ્રમાણ સહીસલામતીથી સ્થાપિત થઇ શકે છે કે, આખા વાંટાની સળંગ જમીનમાંથી કાઢી આપેલા નાના નાના જમીનના ટુકડાઓની બાબતમાં એવું અનુમાન થાય છે કે અમુક વાંટાદાર, પોતે મૂળ વાટાંનો કબજેદાર, તેનો વહીવટ કરતો હોય તો, પોતે કાઢી આપેલી જમીનની ઉપર પોતાનો કેટલોક અખત્યાર છે અગર તે કાઢી આપેલી જમીનને પોતાની જમીનની સાથે કેટલોક સંબંધ રહેલો છે; આવા પ્રકારનો સંબંધ ઘણીક રીતે રહી શકે છે. જો કોઇ બ્રાહ્મણને આવી રીતે કાંઈ જમીન કાઢી આપેલી હોય તો તે વાત ખરી છે કે તે ગામને દેહેરે અગર તે જમીન-દારના કુટુંબના કલ્યાણને માટે તે ધર્મની કાંઇ ક્રિયા કરે છે અને તેના અવેજમાં તેને બીજો કાંઈ ખાસ બદલો મળતો નથી. પવિત્ર ગણાતી કોમને ધર્માદા તરીકે કાંઇ જમીન કાઢી આપેલી હોય, તો તે જમીનદાર માટે તે ધર્મ અગર પુન્યનું કામ ગણાય છે, અને તે પ્રમાણે હોવાથી તેનો લાભ તેને મળવો જોઈએ. મારી ધ્યાનમાં એમ આવે છે કે વાંટામાંથી ઉપર મુજબ કાઢી આપેલી જમીનનો ઉપભોગ કરનારા શખસો તેમજ બીજા ખેડુતો, ભાગ્યેજ કાંઇ અપવાદ સાથે, ગાદીએ બેસતી વખતે લગન વખતે, અને એવા સંસારીક પ્રસગે સીર-સ્તા મુજબની ભેટ તેમના ઠાકોર અગર રાજાને આપતા માલમ પડશે. વળી જો ગામની અંદર વાંટા અને તલપદનું ગભાણ જેમ ઘણી વખત જોવામાં આવે છે તેમ જુદુજ હોય તો ( વારંવાર એ વખત માલમ પડે છે ) વાંટામાંથી કાઢી આપેલી જમીન ભોગવનારા માણસો વાંટાના ગભાણમાં રહે છે, અને નવીન ઘર બાંધવાને માટે લીધેલી જમીનની કીંમત વાંટાદારને આપે છે, અને તેઓ વાંટાના પટેલની દેખરેખ નીચે રહે છે; આ અને બીજી આના જેવી કેટલીક હકીકતો ઉપરથી તેમનો અને તેમને જે વાંટાની જાગીરમાંથી જમીન મળી છે તે બેની વચ્ચેનો સંબંધ હમેશાં સાબીત થાય છે. " ( કુઢેલા અપીલ નંબર ૪૧)

(૮૪) તા. ૭ સપટેમ્બર સને ૧૮૨૫ ના રોજનું ગાયકવાડ સરકારનું મેમોરેન્ડમ જે રેવાકાંઠા સેટલમેન્ટના દસ્તાવેજોનો એક વિભાગ છે તેની અંદર આ પ્રમાણે આપેલી જમી-નના ટુકડાઓ ઉપર તેના જમીનદારની સત્તા કબુલ કરવામાં આવેલી છે, અને તેથી તેવી જમીનની બાબતમાં તેમના ઉપર કેટલીક ફરજો નાંખવામાં આવેલી છે—કલમ. ૮ માં કહે છે કેઃ—" બ્રાહ્મણ, ભાટ અને બીજા ભિક્ષુક વર્ગને પસાયતા બદલ કાઢી આપેલી જમીન-ની ઉપર તેમના જમીનદારોની સત્તા છે. પણ પહેલાંની કાઢી આપેલી જમીન અને ધર્માદા-માં આપેલી જમીન તેઓ કસુર સિવાય પાછી લેશે નહિ. " ગરાસ મિનિટ પાનું ૧૦, અને એપેન્ડીક્સ પાનું ૬.

(૮૫) વડોદરા રાજ્યના સેટલમેન્ટ ખાતાના મુખ્ય અધિકારી ખાન બહાદુર પેસ્તનજી જાહાંગીરજીએ શ્રીમંત ગાયકવાડ સરકાર પ્રત્યે કરેલાં ભાષણોની નોટમાં ( જેમાં મારી નજર તળે પાને ૨૫ મે આવેલું છે કે ગરાસ અને વાંટાની બાબતના જમીનદારોના હકક આ સૈકાની શરૂઆતમાં ઇંગ્રેજ સરકારની ભાંજગડ નીચે મુકરર કરવામાં આવેલા હતા, ) પસાયતાની વ્યાખ્યા એવી આપેલી છે કે " ગુજરાતમાં જુદા જુદા વર્ગના ગ્રામ્ય સેવકો યા નોકરો ને બારખલી અગર ધારા મૂક્ત કાઢી આપેલી જમીન, તેમજ ધર્માદા કાઢી આપેલી એવી જમીન " ( જુઓ પાને ૨૭ મે. ) આજ ભાષણોમાં આવી જમીનને સાફ બારખલી જમીન તરીકે ગણેલી છે.

(૮૬) જ્યારે ચાકરીયાત પસાયતાં અને ધર્માદા પસાયતાં અને આવા પ્રકારની બીજી કાઢી આપેલી જમીન તરફ ઉપભોગ પ્રકાર-( tenure ) તરીકે જોઈએ તો બધી બાબત વધારે સફાઈબંધ થાય છે. આ પ્રમાણે વાંટા નીચે લઘુ ઉપભોગ પ્રકાર તરીકે તેવા ઉપભોગ પ્રકારની હકીકતને તાબે થઇ તેવી જમીન વાંટાદારના હાથ નીચે રહે છે પણ વડોદરા દરબારના હાથ નીચે રહેતી નથી, તેથી કરીને આ પ્રમાણે વાંટામાંથી બાંહેધરીની તારીખ પહેલાં અગર પછીથી ઇલાયદી જમીન કાઢી આપવાથી સદરહુ વાંટાદાર અને વડોદરા દરબારની વચ્ચેનો સંબંધ બદલાતો નથી. સબબ આવા પ્રકારની જમીન કાઢવા પરથી વાંટાની જમીનના અંદરના વહિવટમાં વડોદરા સરકારને હાથ ઘાલવાનું કાંઇ કારણ ઉત્પન્ન થતુ નથી. અમુક ગામના નોકરો અગર ચાકરો અગર ધાર્મિક આશ્રિતોને તેમની પાછળની નોકરી તેમજ તેમની ભવિષ્યની નોકરી અગર ચાકરી બદલ તેમની જીવાઇને માટે અથવા બીજી રીતે તેમને વાંટાદાર અગર જમીનદાર પોતાની જમીનમાંથી જમીન કાઢી આપે એ વિષય એ સદરહુ વાંટાની જાગીરના ખાનગી વહિવટનો વિભાગ છે.

(૮૭) જ્યારે કાઢી આપેલી પસાયતા જમીન સળંગ વાંટાના વિસ્તારની અંદર આવેલી હોય ત્યારે, અને વાંટાની આથી સીમા તરફ આવેલી હોય ત્યારે, વાંટાદારની તે ઉપર કેવી અને કેટલી સત્તા છે, અથવા તેવી કાઢી આપેલી જમીનનો વાંટાની બાકીની જમીન જેમાંથી આવી જમીન કાઢી આપેલી છે, ( આ વાત કાઢી આપેલી જમીન ઉપરથીજ સિદ્ધ થાય છે ) તેની સાથે કેવા પ્રકારનો સંબંધ છે, તે એની વચ્ચેનો કાંઇ પણ તફાવત સુચવવામાં આવ્યો નથી. બાંહેધરી આપવામાં આવી તે વખતે કેવી સ્થિતિ હતી તે બાબત ઉપર અગર બાંહેધરીવાળા કરારોની શરતોની બાબત ઉપર આધાર રાખતી એકે તકરાર અગર દલીલ વડોદરા સરકાર તરફથી કરવામાં આવેલી નથી.

(૮૮) આ પ્રમાણે હોવાથી ફક્ત સવાલ એટલોજ રહે છે કે-બાંહેધરીવાળા સળંગ વાંટાની અંદર આવેલી પસાયતા જમીન જેટલે દરજ્જે વાંટાની જમીન ગણાય છે તેટલે દરજ્જે વાંટાની બહારની તરફ આવેલી એવી જમીન વાંટાની જમીન ગણાય છે, એમ દર્શાવતી ઘણી દલીલો જેનું વિવેચન કરવામાં આવ્યું છે, તે દલીલો ઉપર વજન રાખવામાં રૂલ ૫ મુજબ મને અટકાવ થાય છે કે કેમ ?

(૮૯) ચાલુ ચાકરીના બદલામાં ગામના નોકરોને કાઢી આપેલી ચાકરીઆત પસાયતા જમીનની બાબતમાં એ ખુલ્લું છે કે આવા પ્રકારની જમીનનો રૂલ. ૫ માં બીલકુલ સમાવેશ થતો નથી, કારણકે સદરહુ રૂલના અર્થ મુજબ એવી જમીન હમેશને માટે જુદી પાડેલી જમીન ઠરતી નથી.

(૯૦) પાછલી ચાકરી બદલ કાઢી આપેલી ચાકરીઆત પસાયતા જમીન અને ધર્માદા પસાયતા જમીનની બાબતમાં એમ ઠરાવવાની કાંઇ જરૂર નથી કે—એક તરફે ત્રિબ્યુટદાર અગર ભાયાત અને બીજી તરફે એવી જમીનનો ઉપભોગ કરનાર શખસોની દરમિયાન એ જમીન જાથુને માટે કાઢી આપેલી હતી, કીંવા જાથુને માટે કાઢી આપેલી નહિ હતી; કારણ કે આવા શખસોના હક્ક આ કામમાં દર્શાવવા તેમના તરફથી આ કામમાં કોઇને સામેલ કરવામાં આવ્યા નથી.

(૯૧) કલ. ૫ નો વડોદરા દરબાર તરફથી જેવો અર્થ કરવામાં આવે છે તેવા અર્થ ઉપર ધોરણ રાખતી દલીલ પહેલાં આખા વાંટાઓને બાંહેધરીમાંથી બાતલ કરવાના પ્રયત્નમાં વાપરવામાં આવેલી હતી, તેની તેજ દલીલ આ વિષયની બાબતમાં પણ વાપરવામાં આવે છે; પણ બાંહેધરી આપ્યાની તારીખે બાંહેધરીવાળા ત્રિબ્યુટદારની સામાન્ય જાગીરના વિભાગ તરીકે જે જે વાંટાઓ હતા, તે તે વાંટાઓની બાબતમાં સદરહુ દલીલ રદ ગયેલી છે; કારણકે સદરહુ બાંહેધરીવાળા જાગીરના કોઇપણ ભાગની અંદર વસનારા ભાયાતો અગર બીજા આશ્રિતોના હક્કનો સદરહુ બાંહેધરીમાં સમાવેશ થાય છે. વળી તેજ પ્રમાણે સદરહુ દલીલ બાંહેધરીવાળા વાંટાના કોઇ પણ ભાગની બાબતમાં પણ રદ જાય છે, કારણકે બાંહેધરીવાળા હકકોના વિભાગ તરીકે આવા વાંટાની અંદરના પેટા હકકોને ત્રિબ્યુટદારના હકકોને વાસ્તે આપેલી બાંહેધરી સરખી રીતે લાગુ પડે છે.

(૯૨) જ્યારે કેટલાક વર્ગના લોક, ભાયાતો, ગામના રહેવાશીઓ, રૈયત અને આશ્રિતો, જેઓના હકકોને એક સમૂહ તરીકે ત્રિબ્યુટદારે દર્શાવેલા છે, તેઓની બાબતમાં બહારથી થતી ઇજા અગર હેલો હરકતની સામે રક્ષણ કરવાને ઇંગ્રેજ સરકારની બાંહેધરી આપવામાં આવેલી છે, તો ચાકરીઆત અને ધર્માદા પસાયતા જેવી જમીન ભોગવતા લોકોના હકકો બાંહેધરી નીચે કેમ ન આવે તેનું કાંઇ કારણ આપવામાં આવતું નથી, તેમ કોઈ કારણ મુકરર થઇ શકતું નથી. જે વર્ગના લોકોના હક્ક તે વખતે ( બાંહેધરી આપતી વખતે ) દર્શાવવામાં આવેલા હતા, અને જેને આ પ્રમાણેનું રક્ષણ મળેલું છે, તે લોકો જે તે વખતે હયાત હતા તેટલાજ નહિ, પરંતુ તેમની પછી થનારા તેવાજ વર્ગના વંશજો જેઓ હાલ તેવીજ રીતની હકુમત નીચે પહેલાની માફક તેજ હકકો ભોગવે છે, અને જેઓનો સદરહુ ત્રિબ્યુટદારની સાથેનો સંબંધ પણ મૂળના જેવોજ છે, તે લોકો પણ છે.

(૯૩) જે પસાયતા જમીન ભોગવનારાઓએ મહીકાંઠા સેટલમેન્ટ થતા અવલ પોતાના હકકો મેળવેલા છે, તેઓના હકકોને ત્રિબ્યુટદારની બાંહેધરીવાળી જમીનના અમુક ભાગનાં ભોકતા તરીકેજ હોવાના કારણથી બાંહેધરી લાગુ થતી નથી; પરંતુ ત્રિબ્યુટદારના તાબાની અને તેના અધિકાર નીચેની જાગીરના કોઇ ભાગમાં તેમનું હીત હોવાના સબબથી તેઓ ત્રિબ્યુટદારની બાંહેધરી નીચે આવે છે, પણ માત્ર એવી જમીન તેઓને મળી તે વખતે બાંહેધરી હયાતીમાં ન્હોતી, તેથી એ જમીન મળી તે કારણથીજ તેઓ બાંહેધરીમાં આવ્યા એમ નથી.

(૯૪) સેટલમેન્ટ યા બંદોબસ્ત થયા પછી પસાયતામાં આપેલી જમીનની બાબતમાં જણાવીએ છીએ કે; જો આ પ્રમાણેની જમીન ભોગવનાર પ્રથમથીજ કોઇ ત્રિબ્યુટદાર અગર વાંટાદારના તાબા નીચે આવેલો હોય, અગર તેનો આશ્રિત હોય, અગર આવા

સંસ્થાનની સાથેના આ પ્રમાણેના સંબંધવાળો શખસ હોય, તો આગળ અમે જણાવી ગયા છીએ એ પ્રમાણે હેલો હરકત અગર પગપેસારાની સામે આવા શખસને તેના પોતાના હક્કથીજ ઇલાયદી બાંહેધરી મળે છે; અને આ પ્રમાણેની જમીન કાઢી આપવાનું કામ બાંહેધરીવાળા શખસોની અંદર અંદર થએલું છે એમ ઠરે છે, અને તેથી કરીને અનઘડ કેસના મી. પીલ સાહેબના ઠરાવ મુજબ બાંહેધરી મોજુદ રહે છે-"આ પ્રમાણેની જમીન યા જાગીર એક બાંહેધરીવાળા શખસના કબજામાંથી ખશી બીજા બાંહેધરીવાળા શખસના કબજામાં જવાથી તે બાંહેધરીમાંથી બાતલ થતી નથી." (અનઘડ કેસ અપીલ નંબર ૨૪)

(૯૫) અને જે શખસને મૂળથી જાગીર જોડે કોઈ પ્રકારનો સંબંધ ના હોય અગર જેને પ્રથમથી કોઇપણ પ્રકારની બાંહેધરી મળેલી ના હોય અને તેવા શખસને ઉપર કહેલી જાગીરમાંથી પસાયતા તરીકે જમીન કાઢી આપવામાં આવેલી હોય, તો જો આવા શખસને જે ચાકરી બજાવવાની હોય અગર જે કામ કરવાનાં હોય તે જો બાંહેધરીવાળા વાંટાના અંદરના વહિવટમાં આવી જતાં હોય, અને વાંટાદારના અમલ નીચે થતાં હોય તો તે શખસને બાંહેધરી મળે છે અને વાંટાદારની આ તાબેદારીનો સંબંધ કે જે વડે ઇલાયદી બાંહેધરી મળે છે તે સંબંધના અનુસંધાને તેની ચાકરી પેટે બદલો અગર પગાર આપવામાં આવે છે. કારણ કે ગામના નવા નોકરો જેઓને વાંટેદાર રોકડ પગાર યા મુસારો આપે છે તેઓ, જે બાંહેધરી વાંટાના અંદરના વહિવટમાં હેલોહરકત થતાં અટકાવવાને આપવામાં આવેલી છે, અને જેનો લાભ સદરહુ ત્રિબ્યુટદારના આશ્રિતોને તેમજ ત્રિબ્યુટદારને પોતાને મળે છે, તે બાંહેધરીમાં સમાન રીતે આવી જાય.

(૯૬) આ પ્રમાણે એ ખુલ્લુ માલમ પડે છે કે રૂલ. ૫ માં વાપરેલા શબ્દો-" જો તેઓને પોતાના હક્કથી સ્વતંત્ર અગર અલગ બાંહેધરી આપવામાં આવી ના હોય તો-" તેનો અર્થ વડોદરા દરબારની તકરાર મુજબ એવો થતો નથી કે-" જો તેઓના પોતાના હક્કથી આગવી બાંહેધરી આપવામાં ના આવી હોય તો. " કારણકે અમુક ત્રિબ્યુટદારની જાગીરમાં હીતવાળા દરેક શખસને માટે અગર એવા ત્રિબ્યુટદારના દરેક આશ્રિતને માટે પ્રથકપ્રથક અગર આગવી બાંહેધરી આપવામાં આવેલી નથી.

(૯૭) અર્થાત એ છે કે બાંહેધરીની તારીખ પછીથી વાંટાના, અગર તેવા વાંટાના કોઇપણ ભાગના, છુટા પડવાથી જે શખસને એ છુટી પાડેલી જમીન મળે, તેને જો પોતાના હક્કથી બાંહેધરી ના હોય, તો સદરહુ બાંહેધરીવાળી જમીન માત્ર મળવાથી ઇંગ્રેજ સરકારની ( જુદી ) બાંહેધરી મળતી નથી. આ પ્રમાણે જમીન મેળવનાર શખસ જો ઇંગ્રેજ સરકારની બાંહેધરીનો હકક કરે, તો તેણે એમ સાબીત કરી આપવું જોઇએ કે આ પ્રમાણેના બાંહેધરીવાળા વાંટા અગર વાંટાના કોઈપણ ભાગ જે તેના હાથમાં છે તેને બાંહેધરી છે. (પણ) તેના ભોક્તા તરીકે તે માત્ર (જુદી) બાંહેધરીનો દાવો કરતો નથી, પરંતુ તેને તે સિવાય બીજી રીતે બાંહેધરી માગવાનો હકક છે.

(૯૮) ત્રિબ્યુટદાર અગર વાંટાદારોના કોઇ આશ્રિત, અથવા વાંટાદાર યા ત્રિબ્યુટદારના અમલ અગર સત્તા નીચે આવેલો કોઇ શખસ સદરહુ બાંહેધરીવાળા ત્રિબ્યુટદાર અગર વાંટાદાર પ્રત્યે પોતાની તાબેદારી વડે ( પોતાના જમીનના માત્ર ઉપભોગ સાથે સંબંધ નહિ રાખતાં ) ઉપર જણાવેલી ઇલાયદી હકીકત હમેશાં સાબીત કરી શકશે; અને આ ઠેકાણે

એ ધ્યાનમાં રાખવાનું છે કે કાઢી આપેલી જમીનના પ્રકાર ઉપરથીજ કોઈ કોઇ વખત આશ્રિતપણું અગર તાબેદારી સાબીત થાય છે. દાખલા તરીકે ચાકરીઆત પસાયતા જમીન લેવી જોઇએ; પણ બાંહેધરી વગરનો શખસ જેવો કે તલપદવાળો યા ગાયકવાડ સરકારની કોઇ રૈયત, જે વાંટાદારની સત્તા અગર અમલ નીચે રહેતો નથી, તેવો શખસ પોતાને બાંહેધરીવાળા વાંટા અગર એવા વાંટાના કોઈપણ ભાગ પ્રાપ્ત થવાથી બાંહેધરી માગવાનો પોતાનો હકક સાબીત કરી શકશે નહિ; કારણ કે કોઇ બીજી જરૂરીઆતી શરતો સિવાય માત્ર એવી જંમીન પ્રાપ્ત થવાથી તેની જોડે બાંહેધરી ચાલી આવતી નથી.

(૯૯) જો રૂલ. ૫ ની તવારીખ યા ઇતિહાસ આપણે ફેર તપાસીએ તો આ બાબત વધારે સ્પષ્ટ થશે, કારણ કે આવી તપાસણી પરથી વળી માલમ પડે છે કે રૂલ. ૫ માં જે " કાઢી આપેલી જમીન " બાબતનું લખાણ છે તે કાઢી આપેલી જમીન મહેસુલ ખાતાના અર્થ મુજબ જમીનના જુજ હકકો નથી; પરંતુ સાધારણ રીતે માલકી હકક સહીત આપી દીધેલી જમીન છે.

સર રીચર્ડ ટેંપલની મિનિટ ( તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૭૭ ) માં શબ્દો એવા છે કેઃ—" જો તેમને તેમના પોતાના હકકોથી અલગ બાંહેધરી મળેલી ન હોય તો વાંટાની જમીનના કુલ માલકી હકકોના ખરીદદારોને તે બાંહેધરી લાગુ થતી નથી."

(૧૦૦) વડોદરાના દીવાન પોતાના મીમોના પેરેગ્રાફ ૧૦૮ માં કહે છે કેઃ-(જુઓ રૂલ કાંપાઇલેશન પાનું. ૨૦ ) " મારી એવી સુચના છે કે. ' વાંટાની જમીનના કુલ હકકથી ખરીદદાર' એ શબ્દોને ઠેકાણે ' વાંટા જમીન જે શખસોને જાથુને માટે આપવામાં આવી હોય, ' આ શબ્દો દાખલ કરવા. મારો હેતુ એવો છે કે વેચાણ સિવાય બીજી કોઇ રીતથી પણ જાથુને માટે આપવામાં આવેલી જમીનનો પણ એમાં સમાવેશ થવો જોઇએ. દાખલા તરીકે–બક્ષીસમાં આપેલી જમીન અગર કાયમનું યા રદ ન થઇ શકે એવું ગીરો જે ખરેખરૂ જોતાં વેચાણ તુલ્ય છે, અગર એવા પ્રકારનાં ગીરો છે કે જે કાળે કરીને હમેશનાં અગર કાયમ રૂપ થાય છે, અને એ પ્રમાણે બીજાં કેટલાંક.

(૧૦૧) મહેસુલ ખાતાની રૂઇએ જે જુજ ઉપભોગ પ્રકાર ( tenures ) તરીકે જમીન કાઢી આપવામાં આવે છે તેને આ ઠેકાણે કશો સંબંધ નથી. વાંટેદાર, જે વડોદરા સરકારની દૃષ્ટિથી જોતાં આખા વાંટાને દુમાલા જમીન તરીકે ધારણ કરે છે, તેની અને તેના હાથ નીચેની જમીનને મહેસુલ ખાતાના હક્ક મુજબ ધારણ કરનારા બીજા શખસોની વચ્ચેના કામકાજમાં હાથ ઘાલવા બાબતના હકક વિષે કાંઇ સુચના કરવામાં આવેલી નથી.

(૧૦૨) વડોદરાના દીવાને વાપરેલા શબ્દોને તેના સ્પષ્ટ અર્થમાં લેતાં એવો હેતુ નીકળે છે કે જે શખસને બાંહેધરીવાળા વાંટા અગર તેનો કોઇપણ ભાગ જાથુને માટે આપવામાં આવે તે શખસને જો બીજા કોઇ કારણસર બાંહેધરી મળેલી ન હોય, તો આવી જમીન પ્રાપ્ત થવાથીજ માત્ર ઇંગ્રેજ સરકારની બાંહેધરી મળે છે, એમ ધારીને આ પ્રમાણે હમેશને માટે એવા પ્રકારની જમીન આપી દેતાં અટકાવવાને કાંઇક ગોઠવણ કરવી.

(૧૦૩) અને રૂલ. ૫ માંના જે ભાગ વિષે આપણે હમણાં વિવેચન કરીએ છીએ તેમાં પણ આજ બાબત વિષેનું લખાણ છે; અને ચાલેલા તુમારો અગર લખાણ પરથી પણ એ પ્રમાણેજ માલમ પડે છે.

(૧૦૪) તેથી કરીને રૂલ. ૫ ના આ ભાગનો ખરો અર્થ એ છે કેઃ—જાથુને માટે કાઢી આપેલી જમીન, એટલે કે બાંહેધરીવાળો વાંટો અગર એવા વાંટાનો કોઇપણ ભાગ, જે શખસને બીજી કોઇ રીતથી બાંહેધરી મળેલી ના હોય તેવા શખસને હમેશને અગર જાથુને માટે માલકી હકક સહીત આપવાથી તેની સાથે તેને ઇંગ્રેજ સરકારની બાંહેધરી મળતી નથી.

(૧૦૫) દાખલા તરીકે, જો કોઇ બાંહેધરીવાળા વાંટાના કોઈપણ ભાગનો માલકી હક્ક વેચાણથી, બક્ષિસથી, અગર રદ ન થઈ શકે એવા ગીરોથી, કોઇ તલપદવાળા શખસને અગર વડોદરાની બીજી કોઇ રૈયત જેને બાંહેધરી આપવામાં આવેલી ના હોય તેવા શખસને માટે મળે, તો તે શખસ, આ પ્રમાણે જમીન તેને પ્રાપ્ત થવાથી, વડોદરા સરકારની તેની બાબતમાં હાથ ઘાલવાની સત્તા સામે બાંહેધરીનો હકક કરી શકે નહિ.

(૧૦૬) આ પ્રમાણે હોવાથી, સેટલમેન્ટ અગર બંદોબસ્ત થયા પછીથી વાંટાની અગર ભાયાતી જાગીરોમાં થએલા વધારા અગર ઉમેરાની બાબતમાં જે નિર્ણય ઉપર આપણે આવેલા છીએ તેથી ઉલટીજ બાબત વિષે આપણે આ જગાએ નિર્ણય ઉપર આવીએ છીએ; અને જે નિયમ અગર ધોરણ આપણે પકડીએ છીએ તે એ બંને બાબતોમાં સરખુજ છે. સને ૧૮૧૧-૧૨ ની સાલ પછીથી બાંહેધરી વગરના શખસો તરફથી જમીન મળવાથી બાંહેધરીવાળા વાંટાના વિસ્તારમાં વધારો થતો નથી; અને બાંહેધરી વગરના શખસોને આવા વાંટામાંના કોઇપણ ભાગને કુલ માલકી હકક સહીત જાથુને માટે કાઢી આપવામાં આવે તો તેથી આવા વાંટાના વિસ્તારમાં ઘટાડો થાય છે.

(૧૦૭) પણ ત્રિબ્યુટદારે દર્શાવેલા સઘળા શખસોના હકકોને એક સમૂહરૂપે બાંહેધરી લાગુ થાય છે, તેથી કરીને જે શખસોને આ પ્રમાણે દર્શાવવામાં આવેલા હોય તેઓ બાંહેધરી વગરના શખસો ગણાય નહિ.

(૧૦૮) સેટલમેન્ટ યા બંદોબસ્ત કર્યાની તારીખે ત્રિબ્યુટદારોની જે જાગીર હતી તે બાંહેધરીવાળી છે, અને તે પૈકી જે જમીન સને ૧૮૧૧-૧૨ ની સાલ પછીથી બાંહેધરી વગરના શખસોને સંપૂર્ણ હક્ક સહીત અને કાયમને માટે મળેલી નથી, તે સઘળી જમીન ઉપર કહેલી બાંહેધરીવાળી જમીનના વિભાગ છે.

(૧૦૯) જે સઘળા માણસોના હકકને બાંહેધરીની તારીખે સમૂહરૂપે દર્શાવવામાં આવેલા હતા, અને જે શખસોની અને અમુક ત્રિબ્યુટદારની વચ્ચેનો અમુક પ્રકારનો સંબંધ ચાલુ હતો—જેવા કે સદરહુ ત્રિબ્યુટદાર ઉપર તેના પેટા હકદારનું આશ્રિતપણું અગર તાબેદારી અથવા તેમની સત્તા નીચે હોવું—તેવા તમામ શખસો બાંહેધરીવાળા હતા; અને હાલમાં ઉપર કહેલા બાંહેધરીવાળા શખસોના જે વારસોનો ઉપર જણાવેલો બાંહેધરીવાળી જાગીર સાથેનો સંબંધ વાસ્તવિક રીતે બંધ પડેલો નથી, અને જેમના પ્રતિનિધીઓ હજુ સુધી સદરહુ ત્રિબ્યુટદાર અગર તેના પેટા હકદાર સાથેનો સંબંધ ઉપર પ્રમાણેનો કાયમ છે, તે સઘળાઓને પણ બાંહેધરી લાગુ પડે છે.

(૧૧૦) કન્યાદાન અગર દીકરીઓને સ્ત્રીધન તરીકે આપેલી જમીન મહેસુલ ખાતાના સંબંધમાં આપેલી જમીનના જેવી નથી; પરંતુ સમાન હક્કવાળા શખસોની વચ્ચેનું જમીનનું આપવું લેવું છે; તેવી જમીનની બાબતમાં અનઘડ કેસમાં કરેલો મી. પીલનો ઠરાવ લાગુ

પડે છે–" આવી ( બાંહેધરીવાળી ) જમીનના એક બાંહેધરીવાળા શખસના કબજામાંથી ખસી બીજી બાંહેધરીવાળા શખસના કબજામાં જવાથી તે જમીનને મળેલી બાંહેધરી બંધ પડતી નથી," અપીલ નંબર. ૨૪

(૧૧૧) આ જજમેન્ટમાં જે ઠરાવ કરવામાં આવે છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧૧૨) ગેરન્ટી યા બાંહેધરીની બાબતમાં પ્રત્યક્ષ અગર પરોક્ષ બાંહેધરીનો સવાલ ખરેખરા અગત્યના મુદ્દા ઉપરથી ધ્યાન ખસેડી દે છે. ખરેખરો મહીકાંઠા બંદોબસ્ત ( યા સેટલમેન્ટ ) સને ૧૮૧૧–૧૨ માં કરવામાં આવ્યો હતો, જે વખતે ઇંગ્રેજ સરકાર પહેલ-વહેલા મહીકાંઠાના ત્રિબ્યુટદારો અને શ્રીમંત ગાયકવાડ સરકારની વચ્ચે પડ્યા અને તેઓની ( મહીકાંઠા ત્રિબ્યુટદારોની ) જાગીરોની બાબતમાં ભરવાનો ત્રિબ્યુટ યા ટાંકો મુકરર કર્યો, અને રૈયતની સલાહશાંતિ તેમજ ઠાકોરોના અને જે શખસોના તરફથી સદરહુ ઠાકોરોએ આ કરાર કરેલા હતા તે સઘળાઓના હકકોને જાળવવા સારૂ બંદોબસ્ત કર્યો.

(૧૧૩) અને બંદોબસ્ત યા સેટલમેન્ટ વખતે કરેલા બાંહેધરી બાબતના કરારોમાં જો કે ( મી. મેલવીલ સાહેબે વાપરેલા શબ્દના અર્થ મુજબ ) પ્રત્યક્ષ ગેરન્ટી યા બાંહેધરી વાસ્તવિક રીતે આપવામાં આવેલી હતી, અને એ કરારો પાળવા પળાવવાની બાબતમાં ઇંગ્રેજ સરકાર બંને પક્ષકારો વચ્ચે જામીન થયેલા થતા, તોપણ ઇંગ્રેજ સરકારનું રક્ષણ એ ખરેખરી અને બંધનકારક બાંહેધરી છે. ઇંગ્રેજ સરકારે ભાંજગડમાં પડી પોતાને શીર કેટલીક જવાબદારી યા ફરજો ખેંચી લીધા બાબતની લેખી જામીનગીરી આપેલી છે એ બાબત કરતાં સદરહુ ભાંજગડથી ત્રિબ્યુટદારોને પોતાના રક્ષણને માટે પોતાને જાતે કાંઈ કરવાની જરૂર રહેતી નથી. એ બાબત ઉપરથી જ્યારે અરસપરસ રક્ષણ આપવાની ફરજ અને માગવાનો હકક વધારે સહેલથી ઉત્પન્ન થાય છે, ત્યારે રક્ષણ આપવાનું વચન સ્પષ્ટ છે કે ગર્ભિત છે એ બાબત વિષે જોવાની કાંઇ અગત્ય નથી.

(૧૧૪) તેથી કરીને, જો આપણે સદરહુ ભાંજગડને અગર સદરહુ બાંહેધરી બાબતના લેખી દસ્તાવેજને એક ધોરણ રૂપ લેઇએ, તોપણ એ બાબત સિદ્ધ થાય છે કે મહીકાંઠા ત્રિબ્યુટદારોના અને તેમના ભાયાતો, રૈયત, અને આશ્રિતો, જેઓના હકને સદરહુ ત્રિબ્યુ-ટદારે દર્શાવેલા છે તે સઘળા શખસોના તમામ હકકો અને જમીન અને અધિકારને સને ૧૮૧૧–૧૨ ની સાલમાં હયાત હતા તેમને સને ૧૮૧૧–૧૨ પછીથી ઇંગ્રેજ સરકારની બાંહેધરી યા રક્ષણ પહોંચે છે.

(૧૧૫) બાંહેધરીવાળા શખસો કોણ છે તે પ્રથમ જણાવવામાં આવેલું છે; અને બાંહેધરીવાળી જમીન એ છે કે જેનો કાયદેસર માલકી હક્ક, જે બંદોબસ્ત યા સેટલમેન્ટની રૂઇથી ત્રિબ્યુટદારોને રક્ષણ આપવામાં આવે છે તે બંદોબસ્ત યા સેટલમેન્ટ થયા પછીથી બાંહેધરી વગરના કોઇ પણ શખસને કાયમને માટે આપવામાં આવેલો નથી,

(૧૧૬) મહીકાંઠા ભાયાતો જેઓએ મહીકાંઠા સેટલમેન્ટમાં સામેલ થયેલા ઠાકોરોનું ઉપરીપણું કાઢી નાંખ્યું નહિ હતું, તેવા તમામ ભાયાતો તેમના બાપદાદાની જાગીરની બાંહેધરી નીચે આવી જાય છે. બાદ સને ૧૮૧૧–૧૧ ની સાલ પહેલાં તેઓએ પોતાની મિલકત શી રીતે મેળવેલી હતી તે બાબત જોવાની કાંઇ જરૂર નથી.

(૧૧૭) જાગીરોમાં ઉમેરો થએલો હોય તે જમીનની બાબતમાં —જો બાંહેધરીવાળા

શખસોની વચ્ચે બાંહેધરીવાળી જમીનની માલકીમાં ફેરફાર થયો હોય તો, તેવા ફેરફાર થયેલા ભાગપરથી બાંહેધરી જતી નથી. પરંતુ જો સને ૧૮૧૧-૧૨ પછીથી બાંહેધરી વગરના શખસ પાસેથી જમીન મળેલી હોય તો તેથી બાંહેધરીવાળી જમીનના વિસ્તારમાં વધારો થતો નથી. આ ઠેકાણે બાંહેધરી શબ્દ તેના ઘણા તંગ અર્થમાં વાપર્યો છે. જ્યારે નવો માલીક ઇંગ્રેજ સરકારના રક્ષણ નીચે છે, ત્યારે બાંહેધરીવાળા શખસને (નવા માલીકને) આ પ્રમાણે મળેલી જમીનની બાબતમાં ઇંગ્રેજ સરકારનું રક્ષણ શા સબબથી લાગુ ન પડી શકે તેનું મુકરર થઇ શકે એવું એકે કારણ નથી.

(૧૧૮) કાઢી આપેલી જમીનની બાબતમાં જણાવીએ છીએ કે જે ભાયાતોને જીવાઇ તરીકે જાગીર કાઢી આપવામાં આવેલી હોય છે તેઓ તે જાગીરને કાયમને માટે જુદી પાડેલી તરીકે ગ્રહણ કરતા નથી. પસાયતા, ધરમાદા, અને ચાકરીઆત અને એવા બીજા પ્રકારની જમીન, જે આશ્રિતો ગામે ચાકરો અને એવા બીજા શખસો જેઓ વાંટાની જાગીરના અંદરના વહિવટમાં સામેલ રહે છે તેવા શખસોને કાઢી આપેલી હોય, તેવી જમીન બાંહેધરીથી વિમુખ થતી નથી. આવા આશ્રિતોને કાઢી આપેલી જમીન મૂળના વાંટાના વહિવટનો એક વિભાગ છે, જે વાંટો વડોદરા રાજ્યના મહેસુલ ખાતાની દૃષ્ટીથી જોતાં એકંદરે એવા પ્રકારની કાઢી આપેલી જમીન છે; પણ જો વાંટાનો કોઇ વિભાગ કોઈ તલપદ રૈયતને અગર એવા બીજા કોઇ શખસ જે સદરહુ ઠાકોરને તાબેદાર ના હોય તેવા શખસને જાથુને માટે કાઢી આપવામાં આવેલો હોય તો તે જમીન પરથી બાંહેધરી જાય છે; કારણ કે તે પ્રમાણે થવાથી એ જમીન બાંહેધરી વગરના શખસને રૂલ. ૫ મુજબ આપેલી ઠરે છે.

(૧૧૯) એટલાં બધાં આધારનાં પુસ્તકો પરથી આ કામમાં હકીકત મેળવવાની જરૂર પડેલી છે કે દલીલો યા કારણોનો યોગ્ય અનુક્રમ રાખવા સારૂ અને જે પરીણામે ઠરાવ જણાવવામાં આવે છે, તે ઠરાવને સદરહુ કારણો અનુસરતાં કરવા સારૂ એક પુરવણી યા શેષસંગ્રહ (એપેન્ડીકસ) આ સાથે જોડવાની જરૂર પડેલી છે, જે આ જજમેન્ટનો એક ભાગ તરીકે છે. વડોદરા એજન્ટે તેમજ બ્રિટિશ ગરાસીઆ એજન્ટે ઘણી કુશળતાથી આ કેસમાં તકરારો જાહેર કરેલી છે.

| | |
|---|---|
| આ ફેંસલો આપ્યો તા. ૧૮ જુલાઇ સન ૧૮૮૮. (સહી) એચ. એફ. એસ્ટન. | તા૦ ૧૮ જુલાઇ સને ૧૮૮૮. (સહી) એચ. એફ. એસ્ટન. |

## અપીલ નંબર. ૧૧૭-૧૨૨ ના ફેંસલાના વિભાગ તરીકે આ બીમો ગણવો.

(૧૨૦) રૂલ. ૫ કે જેના ઉપર વડોદરા એજન્ટની તમામ તકરારો રહેલી છે, તે રૂલ તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૭૭ ના રોજની મહેરબાન મુંબાઇના ગવર્નર સાહેબની મિનિટના પેરેગ્રાફ. ૨૦ ઉપરથી ઘડી કાઢવામાં આવેલી છે; અને એ રૂલ ખરેખરી રીતે એ પેરેગ્રાફના એક ભાગનો શબ્દે શબ્દ ઉતારો છે પણ તેમાં-"વાંટા જમીનના કુલ હકકથી ખરીદદાર" એ શબ્દો ને ઠેકાણે "વાંટા અને ગરાસ જમીન જે શખસને જાથુને માટે કાઢી આપવામાં આવી હોય" એ શબ્દ મૂકવામાં આવેલા છે. આ ફેરફાર વડોદરાના દીવાનની

સુચના પરથી કરવામાં આવેલો હતો. તે પોતાના તા. ૨૬ અકટોબર સને ૧૮૭૭ ના રોજના મીમોના પેરેગ્રાફ ૧૦૮ માં ( રૂલ્સ કાંમ્પિલેશન યા રૂલસંગ્રહ પાને ૨૦મે) કહે છે કે;–" મારો હેતુ એવો છે કે વેચાણ સિવાય બીજી કોઇપણ રીતથી આપવામાં આવેલી જમીનનો પણ એમાં સમાવેશ થવો જોઇએ; દાખલા તરીકે, બક્ષિસમાં આપેલી જમીન અગર કાયમનું યા રદ ન થઇ શકે એવું ગીરો, જે ખરેખરૂ જોતાં વેચાણ તુલ્ય છે, અગર એવા પ્રકારનાં ગીરો કે જે કાળે કરીને હમેશનાં અગર કાયમનાં થાય છે, અને એ પ્રમાણે બીજાં કેટલાંક. "

(૧૨૧) ઈંગ્રેજ સરકારની બાંહેધરીની બાબતમાં સરકારે જે અર્થ લેવાનો છે તે અર્થને વડોદરાના દીવાનની સુચના લાગુ પાડવા પરથી એક પરિણામ એ થાય છે કે, જો કે રૂલો મુજબના દાવેદારોનો મોટો ભાગ જીવઇમાં કાઢી આપેલી જમીન ભોગવનારા ગરાસીઆઓ છે, અને જો કે આવી જીવઇની જમીન જાથુને માટે કાઢી આપેલી છે–એવા વડોદરા સરકારના અભિપ્રાય વિષે કાંઇ સુચના પ્રથમ કરવામાં આવેલી નહિ હતી, તોપણ આવા ભાયાતોના–તેમની જીવકને બાંહેધરી છે એ બાબતના તેમના–દાવાની સામે વડોદરા તરફથી સત્વર તકરાર લેવામાં આવી છે, તે તકરાર એવી છે કે ભાયાતોની જીવક જાગીરો જાથુને માટે કાઢી આપવામાં આવેલી છે, તેથી રૂલ. ૫ મુજબ જાથુને માટે કાઢી આપેલી જમીનને બાંહેધરી લાગુ થતી નથી.

(૧૨૨) સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર મી. રીડ સાહેબે આ તકરારને મંજુર કરી અને તેમણે ઠરાવ્યું કે હાલની તકરારી જમીનને રૂલ. ૫ મુજબ બાંહેધરી પહોંચી શકતી નથી; એ ઠરાવ ઉપર હાલના દાવેદારોએ આ કોર્ટમાં અપીલ નંબર ૬૮ દાખલ કરી હતી. મી. રીચી સાહેબે એ તકરારનો ચુકાદો કર્યો નહિ; પરંતુ આ બાબત વિષે સરકારના હુકમને માટે નંબર. ૨૦ તા. ૮ ફેબ્રુઆરી સને ૧૮૮૪ નો રિપોર્ટ કર્યો (આ અપીલની પુરવણી પાને ૩૧), અને તેમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો કે–"ન્યાયની રીતે જોતાં પણ આ ભાયાતોને ઈંગ્રેજ સરકારનું રક્ષણ માગવાનો હક્ક છે; અને સેટલમેન્ટ યા બંદોબસ્તના દેખીતા હેતુ પ્રમાણે આ જીવઇ જાગીરોને મૂળના ત્રિબ્યુટદારની જાગીરો સાથે સંબંધ રાખનારી જાગીરો ઠરાવી તે જાગીરોને મારા ધારવા મુજબ બાંહેધરી લાગુ પડવી જોઇએ."

(૧૨૩) તે પછી વડોદરા દરબારની તકરારો વડોદરા દિવાને તૈયાર કરેલા તા. ૧૬ મે સને ૧૮૮૪ ના રોજના મીમોમાં સંપૂર્ણ રીતે દર્શાવવામાં આવેલી છે.

(૧૨૪) મુંબાઈની સરકારે મી. રીચી સાહેબના અભિપ્રાયને પુષ્ટી આપી, અને હિન્દુસ્થાનની સરકારના છેલ્લા પત્ર નંબર. ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ ના શબ્દોમાં કહીએ તો એવું ઠરાવ્યું કે ભાયાતોની જાગીરો રૂલ. ૫ માં કહ્યા મુજબ "જાથુને માટે કાઢી આપેલી જાગીરો" નથી, અને તેથી કરીને સ્પષ્ટ રીતે બાંહેધરીમાંથી બાતલ થયેલી નથી.

(૧૨૫) ઉપરની બાબત વિષે હિન્દુસ્થાન સરકારને લખવા પરથી તેમણે કરેલો ઠરાવ જે તેમના પત્ર નંબર. ૧૫૫ આઇના પેરેગ્રાફ. ૪ અને ૫ માં જણાવેલો છે તે નીચે પ્રમાણે છે.

"૪—આ સવાલ અથવા મુદ્દાની બાબત જેટલી અગત્યની છે તેના પ્રમાણમાં તે ઉપર ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલે વિચાર કરેલો છે. બંને પક્ષકારોના સંબંધમાં દેશી રાજ્યોના હીતને લગતી બાબતમાં રાજનીતિની તેમજ હકકની દલીલો કાઉન્સિલની રૂબરૂ મૂકવામાં આવેલી છે; પણ હિન્દુસ્થાનની સરકારને એમ માલમ પડે છે કે આ સવાલને રાજ્યનીતિના સવાલ તરીકે ગણવાનો નથી, પણ એક હકીકતના સવાલ તરીકે ગણવાનો છે.

"૫—એ સવાલને આ રૂપે જોતાં ગવર્નર જનરલ ઈન્ કાઉન્સિલ ઠરાવે છે કે મહીકાંઠા ભાયાતો જેઓની જાગીરો કાયમને માટે છુટી પાડેલી નથી તેઓને બાંહેધરીમાંથી બાતલ કરવાને તે રૂલોથી અધિકાર મળતો નથી, જે તુમાર રૂલ ૩૬ મુજબ શક પડતી બાબતોના ખુલાસા સારૂ જોવો જોઇએ, તે તથા સને ૧૮૨૦ ની સાલના સેટલમેન્ટ યા બંદોબસ્તનાં ધોરણો ઉપરથી એમ પરિણામ નીકળે છે કે સને ૧૮૭૮ ની સાલમાં જે રૂલો કરવામાં આવેલી છે તેનો હેતુ મહીકાંઠા ભાયાતોના હકકોને સંકોચવાનો નથી. એ બાબત કોર્ટને મુકરર કરવાની છે કે અમુક જાગીર ઈંગ્રેજ સરકારની બાંહેધરી બાબત પોતાનો હકક સાબીત કરી શકે છે કે કેમ, પરંતુ ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલને એ પ્રમાણે ઠરાવવામાં કાંઇ મુસ્કેલ નથી કે મહીકાંઠાના ભાયાતોને એક સમૂહરૂપે બાંહેધરીમાંથી, તેમજ ગરાસ અને વાંટાની તકરારો મુકરર કરવાને ઘડી કાઢેલી રૂલોનો લાભ લેવામાંથી બાતલ કરેલા નથી."

(૧૨૬) ઉપરના પેરેગ્રાફ ૫ માં "જેઓની જાગીરો હમેશને માટે છુટી પાડેલી નથી" એ શબ્દોને હું અર્થસંકોચક નહિ પરંતુ અર્થસૂચક ગણું છું. અને તે મુજબ મુંબાઇ સરકારનો ઠરાવ સ્વીકારૂં છું.

(૧૨૭) આ કામમાં મુખ્ય સવાલ એ ઉઠાવેલો છે કે દાવેદારો જેઓ માણસા ઠાકોરના ભાયાતો છે તેઓના વડોદરા તાબાના કોઠા ગામમાં આવેલાં કેટલાંક ખેતરો ઉપરના હકકોને ઇંગ્રેજ સરકારની બાંહેધરી લાગુ પડે છે કે કેમ; પરંતુ ગરાસ અને વાંટા સંબંધીનાં આવાં બધાં કામોમાં કયા કયા હકકોને બાંહેધરી લાગુ પાડવી જોઇએ અને કેવા પ્રકારથી કાઢી આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી ગણાવી જોઇએ, જે કારણથી સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરને વર્તવા સારૂ ઘડેલી રૂલો પૈકી રૂલ ૫ મુજબ ઈંગ્રેજ સરકારની બાંહેધરીમાંથી બાતલ થઇ શકે, એ બાબતોને સારૂ સાધારણ નિયમો ઠરાવવાના હેતુથી આ કામમાં ઘણી લંબાણથી તપાસ ચલાવવામાં આવેલી છે.

(૧૨૮) આ કામમાં જે સવાલ ઉઠાવેલા છે તે અગત્યના છે તેનું કારણ એ કે રેવાકાંઠા, મહીકાંઠા, અને પાલણપુર રાજ્યમાંની રૈયતના વડોદરા રાજ્યની અંદર આવેલા વાંટા અને ગરાસ સંબંધીના હકકોનું (પોલીટીકલ એજન્ટથી થતું) રક્ષણ, અને તે ઉપર ત્યાંના પોલીટીકલ એજન્ટોની દેખરેખ, જે અત્યાર સુધી ચાલી આવે છે તે સદરહુ રૂલો પૈકી રૂલ ૮ અને ૯ મુજબ બંધ થશે; અને જ્યારથી સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરનું કામ બંધ પડશે ત્યારથી બાંહેધરી વગરના હકકોની બાબતમાં પછીથી ઉત્પન્ન થતી તકરારોની તપાસ કરવાની અને તેના ચુકાદા કરવાની હકુમત જાથુને માટે વડોદરા રાજ્યના વહિવટમાં સોંપી દેવામાં આવશે.

(૧૨૯) આ અને એવાં બીજા કામો કે જેમાં બાંહેધરી બાબતનો સવાલ ઉત્પન્ન

થએલો છે. તે કામોમાં બ્રિટિશ ગરાસીઆ એજન્ટે એવી રીતે તકરાર ચલાવેલી છે કે જાણે આ સેટલમેન્ટની બાબતની તપાસમાં એક માત્ર હુકમ લખવા પરથીજ કોઈપણ હકકની બાબતમાં અગર કોઈપણ પુરૂષને ઈંગ્રેજ સરકારની બાંહેધરી લંબાવી શકાય; પણ આ ભૂલનાં કારણોને પ્રકાશમાં લાવવા સારૂ જણાવીએ છીએ કે, જે જે બાબતોમાં મૂળથી બાંહેધરી આપવામાં આવેલી નથી, તે તે બાબતોમાં બાંહેધરી આપવી કે કેમ, એ બાબતનો સવાલ સરકારની મરજી મુજબ રાજનીતિને અનુસરીને ફેંસલ કરવાનો છે, સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરનું કામ એ છે કે અમુક હકકની બાબતમાં તેના દાવેદારોને પ્રથમથી બાંહેધરી આપવામાં આવેલી છે કે કેમ, એ હકીકતના મુદાપર તપાસ ચલાવવી અને એજ હકીકતના મુદાપર ફેંસલો આપવો. જ્યારે જ્યારે આ બાબતની તકરાર ઉઠે ત્યારે ત્યારે (આગળ વિસ્તારથી બતાવવામાં આવશે તે મુજબ) જે દસ્તાવેજોની અંદર બાંહેધરીનો ઠરાવ આવેલો છે તે દસ્તાવેજોની મતલબ જાણવી, અને દાવેદારો બાંહેધરીના ઠરાવમાં સામેલ રહેનારા શખસોના વારસો અગર પ્રતિનિધિ છે કે કેમ, અને જે હકક અગર દાવો હાલ કરવામાં આવે છે તે, અગર જે મૂળના હકક ઉપરથી હાલનો દાવો કરવામાં આવે છે તે મૂળના હકકો બાંહેધરીની તારીખે તેમને મળી ચુકેલા હતા કે કેમ, એ બાબતો જાણવાની તેમને (સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરને) જરૂર છે.

(૧૩૦) કોઠા ગામમાં આવેલાં ખેતરો ઉપરના દાવેદારના હકકોને ઈંગ્રેજ સરકારની બાંહેધરી છે એવી દાવેદારોની તકરારની સામે થતાં વડોદરાના એજન્ટે રૂલ. ૧ (અ) માં જણાવેલી બાંહેધરી જે દસ્તાવેજોમાં છે તે દસ્તાવેજોની શરતો ઉપર કાંઇ વિવેચન કરેલું નથી તેમજ બાંહેધરી આપ્યાની તારીખે દાવેદારોના સદરહુ જમીન (ખેતરો) ના કબજા ભોગવટાની સ્થિતિ બાબત કાંઇ તપાસ કરવાને ખાએસ બતાવેલી નથી, પરંતુ તેમણે પોતાની બધી તકરાર રૂલ ૫ ના એક ભાગ ઉપરથી લીધેલી છે, જે ભાગ મુંબાઇ સરકારની મિનિટ ઉપરથી ઘડી કાઢેલી રૂલોના અસલ ખરડામાં લીધેલા શબ્દોને ઠેકાણે વડોદરાના દીવાનની સુચનાથી દાખલ કરવામાં આવેલો હતો.

(૧૩૧) વડોદરાના એજન્ટની તકરાર એ હતી કે—ભાયાતોની જાગીરો મૂળ જાગીરમાંથી મળેલી છે, અને સદરહુ ભાયાતોને તેમની પોતાની જાગીરોની બાબતમાં કુલ અખત્યાર છે, તેથી એમ માલમ પડે છે કે તે જાગીરો જાથુને માટે જુદી પાડેલી હતી, અને તે કારણથી રૂલ ૫ મુજબ મૂળ જાગીરને મળેલી બાંહેધરીમાંથી તે જાગીરો બાતલ થએલી છે.

(૧૩૨) મૂળ જાગીરમાંથી ગરાસ તરીકે કાઢી આપેલી જાગીરમાં ભાયાતી જાગીર કેવા પ્રકારની છે, એ બાબત વિષે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે સંપૂર્ણ રીતે તપાસ ચલાવેલી છે, અને તેમના ઠરાવ આગળ ઉપર ધ્યાનમાં લેઇશું.

(૧૩૩) પરંતુ રૂલ ૫ ઉપર વડોદરાના એજન્ટની તકરાર જેટલે દરજ્જે રહેલી છે તે ઉપર હાલમાં અવલોકન કરવું બસ છે. હિંદુસ્થાનની સરકારે ઠરાવેલું છે કે મહીકાંઠાના ભાયાતોના હક્કો સંકોચવાનો સને ૧૮૭૮ ની સાલમાં કરેલી રૂલોનો હેતુ નથી. એ બાબત કોર્ટને મુકરર કરવાની છે કે અમુક જાગીર ઈંગ્રેજ સરકારની બાંહેધરી માટે પોતાનો હક્ક સાબીત કરી શકે છે કે કેમ; પરંતુ ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલને એ પ્રમાણે ઠરાવવામાં કાંઇ મુશ્કેલ નથી કે " મહીકાંઠાના ભાયાતોને એક સમૂહરૂપે બાંહેધરીમાંથી તેમજ ગરાસ

અને વાંટાની તકરારો મુકરર કરવાને થઈ કાઢેલી રૂલોનો લાભ લેવામાંથી બાતલ કરેલા નથી." (હિંદુસ્થાન સરકારનો પત્ર નંબર ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫.)

(૧૩૪) હિંદુસ્થાનની સરકારના આ ઠરાવની મતલબ એ છે કે, રૂલ ૫ જે જાથુને માટે કાઢી આપેલી જમીન ભોગવનાર શખસોની બાબતમાં લાગુ પડે છે, તે રૂલ ૫ નો ભાગ જે વડોદરા સરકાર તરફથી દલીલમાં મુકવામાં આવે છે, તે ઉપરથી ફક્ત એટલુંજ માલમ પડે છે કે, પોતાના હકકથી ઇલાયદી રીતે બાંહધરી વગરના શખસોને બાંહેધરીની તારીખ પછી જે વાંટા અને ગરાસની જમીન કાયમને માટે કાઢી આપવામાં આવે, તો આ પ્રમાણે કાયમને માટે જમીન ભોગવનાર બાંહધરીનો દાવો કરી શકે નહિ; અને જો ગરાસની જમીન બાંહેધરીની તારીખ પહેલાં કાઢી આપવામાં આવી હોય તો તેવી જમીન ઠાકોર અને તેના ભાયાતોની વચ્ચે જાથુને માટે કાઢી આપવામાં આવેલી હતી, એમ બતાવવાને પ્રયત્ન કરવો એ નકામો છે.

(૧૩૫) અર્થાત કે "જાથુને માટે કાઢી આપેલી જમીન ભોગવનારા શખસોને તે ( બાંહેધરી ) પહોચતી નથી." આવા કામમાં "પહોંચતી" એ શબ્દનો અર્થ ત્રિબ્યુટ આપનારાઓના વારસોના સંબંધમાં એવી મતલબનો જે શબ્દ વાપરેલો છે તેના સમાન કરવો જોઇએ; એટલે કે "ચાલુ રાખવી" એવો અર્થ કરવો જોઇએ. હિંદુસ્તાનની સરકારે લીધેલા અર્થ મુજબ સદરહુ રૂલ ૫ નો અર્થ નીચે પ્રમાણે થાય છે—"રેવાકાંઠા, મહીકાંઠા અને પાલણપુરના રાજ્યમાં વસનારી રૈયતના વડોદરાના રાજ્યની અંદર આવેલા વાંટા અને ગરાસ હકકોના સંરક્ષણાર્થે ઇંગ્રેજ સરકારની બાંહેધરી રેવાકાંઠાના જે શખસો સને ૧૮૨૫ ની સાલમાં, અને મહીકાંઠા અને પાલણપુરના રાજ્યના જે શખસો સને ૧૮૨૦ ની સાલમાં ગાયકવાડ સરકારને ત્રિબ્યુટ આપનાર ( ત્રિબ્યુટદાર ) હતા તેમને પહોંચે છે; અને તેમના વારસોના સંબંધમાં પણ લાગુ રહે છે; પરંતુ જે શખસો કાયમને માટે છુટી પાડેલી વાંટા અને ગરાસની જમીન ભોગવે છે તેઓને જો પોતાનાજ હકકથી ઇંગ્રેજ સરકારની સ્વતંત્ર બાંહેધરી મળેલી ના હોય તો તેઓના સંબંધમાં એ બાંહેધરી ચાલુ રહેતી નથી.

(૧૩૬) અમુક કેસની અંદર બાંહેધરીની હયાતીની બાબતમાં સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરને જે મુખ્ય બાબતોને વિષે નિર્ણય કરવાનો છે તે બાબતોને અંધારામાં નાખવી નહિ હોય તો કેવળ ઉપરની બાબતનો આજ ફક્ત સંભવીત અર્થ છે. અને ઇંગ્રેજ સરકારે શાં શાં વચનો આપેલાં હતાં, અને દાવેદારોના અમુક હકકોનું એ વચનોથી સંરક્ષણ થયેલું છે કે કેમ, એ બાબતો વિષે નિર્ણય કરવાનો સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરને અધિકાર આપેલો છે; ( અને એવોજ ઇરાદો હતો એમ જણાય છે ) અને એ નિર્ણય કરવામાં ત્રિબ્યુટદારો સાથે જે કોલકરારો અગર ઠરાવો કરવામાં આવેલા, અને જે જે વચનો આપવામાં આવેલાં તે તરફ તથા એ વચનો આપવામાં આવેલાં તે વખતની સ્થિતિ તરફ તે ઓફીસરને નજર રાખવાની છે; પરંતુ સને ૧૮૭૮ ની સાલમાં કરેલી રૂલોમાં વડોદરાના દીવાનની સુચના પરથી કરેલા ફેરફારથી મુકરર થતી ઇંગ્રેજી રાજ્યની શુદ્ધ બુદ્ધિ વિષેનો ઉત્પન્ન થતો સવાલ તેમને લક્ષમાં લેવાનો નથી.

(૧૩૭) આ કામમાં ભાયાતને આપેલી જમીન મહીકાંઠા બંદોબસ્ત અગર સેટલમેન્ટ પહેલાં ઘણા વરસ અગાઉ કાઢી આપેલી માલમ પડે છે, તેથી આ કોઠા કેસના સંબંધમાં

વડોદરા દરબારની જે દલીલ ગરાસમાં કાઢી આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી છે એ તકરાર ઉપરથી નીકળે છે, તે દલીલ બીલકુલ દબાઇ જાય છે; સબબ વડોદરા સરકારની આ દલીલ વિષે વિવેચન કરવાની કાંઈ જરૂર રહેતી નથી; પરંતુ મહીકાંઠા સેટલમેન્ટ યા બંદોબસ્તની તારીખ પછીથી ગરાસમાં કાઢી આપેલી જમીનના કામોમાં પણ આજ દલીલ રજુ કરવામાં આવે, અને ગરાસમાં આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી ઠરે છે, કે કેમ—એ સવાલ ઉપર આ કામમાં એક દાખલા રૂપ ઠરાવ કરવાની અરજ થઇ છે તેથી એટલે સુધી આ કામનું વિવેચન ચલાવેલું કે, જો આ વિષય ઉપર હજુ પણ તકરાર હોય તો આગળ ઉપર આપેલાં કારણો મુજબ હું બેધડક એમ ઠરાવું છું કે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે જે ઠરાવેલું છે કે આ પ્રમાણે કાઢી આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી નથી, એ વ્યાજબી રીતે ઠરાવેલું છે; પરંતુ મને એમ માલમ પડે છે કે આ બાબત વિષે વાંધો ઉઠાવી શકાય એમ નથી તેમ શક પણ લેવાય એમ નથી; અને હિંદુસ્તાનની સરકારે પણ એક આધારરૂપે આ પ્રમાણે ઠરાવેલું છે; કારણ કે હિંદુસ્તાન સરકારના પત્ર નંબર ૧૫૫ આઇ તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫ ના અવલ ચાલેલા તુમાર અગર લખાણ જ્યારે વાંચવામાં આવે છે ત્યારે તે પરથી એમ માલમ પડે છે કે મુંબાઇની સરકારે જે સ્પષ્ટ ઠરાવ કરેલો છે કે ભાયાતી જાગીરો રૂલ ૫ મુજબ જાથુને માટે જુદી પાડેલી નથી એ ઠરાવની બાબતમાં કાંઇ વાંધો અગર શક લઈ શકાય એમ નહિ હતું; અને જ્યારે ઉપર કહેલી તારીખના હિંદુસ્તાન સરકારના પત્રમાં એમ જણાવેલું છે કે આ તકરારને એક રાજ્ય પ્રકરણની નહિ પણ એક હકીકતની તકરાર તરીકે ગણવી, અને એ બાબત વિષે તેમાં મુંબાઇ સરકારના ઠરાવ વિરૂદ્ધનો અભિપ્રાય જણાવેલો નથી તે ઉપરથી સિદ્ધ થાય છે કે ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલે એવો ઠરાવ કર્યો છે કે ભાયાતો—**જેઓની જાગીરો કાયમને માટે છુટી પડેલી નથી** તેઓને બાંહેધરીમાંથી બાતલ કરવાને સદરહુ રૂલો પ્રમાણે અધિકાર મળતો નથી.'' નીચે લીટી દોરી દર્શાવેલા શબ્દોનો અર્થસૂચક જેવો હું લેઉ છું પણ સંકોચ જેવો નહિ; અને તે ઉપરથી મુંબાઇ સરકારનો ઠરાવ કાયમ રાખી એમ ઠરાવું છું કે ભાયાતી જાગીરો સદાને માટે છુટી પાડેલી નથી.

(૧૩૮) હિંદુસ્તાનની સરકારે ઠરાવેલું છે કે ભાયાતોને એક સમૂહરૂપે લેતાં તેઓને બાંહેધરીમાંથી બાતલ કરેલા નથી, અને તે ઉપરથી તેમણે એ બાબત મંજુર ગણી છે કે ઇંગ્રેજ સરકારની બાંહેધરી ફક્ત ત્રિબ્યુટદારોનેજ લાગુ પડે છે એટલુંજ નહિ; અને જ્યારે અમુક જાગીર પોતાનો બાંહેધરી માગવાનો હક્ક સાબીત કરી શકે કે નહિ—એ સવાલને એક પુરાવના સવાલ તરીકે ફેંસલ કરવાને સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરને સદરહુ ઉપર જણાવેલો પત્ર અધિકાર આપે છે, તો ફેંસલ કરવાનો સવાલ—અમુક ઠાકોરે પોતાના ભાયાતને આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી હતી કે કેમ—એ નથી પરંતુ સવાલ એ છે કે—જે ભાયાત બાંહેધરીમાં સામેલ હતો તેની જાગીરના કોઇપણ ભાગ તરીકે તકરારી જમીન યા જાગીર બાંહેધરીની તારીખે હતી કે કેમ.

(૧૩૯) આ બાબતને સઘળી તકરારથી એક વખત અલગ મૂકવાને માટે જો આ બાબતનો આધાર સહિત નિર્ણય થઇ ચુકેલો નથી તો, માણસા ઠાકોરના કુટુંબે તેના ભા-

ાને ગરાસમાં આપેલી જમીન જાથુને માટે કાઢી આપેલી નથી એમ શા વાસ્તે ગણવું ાં કારણો બતાવવાં જોઇએ.

(૧૪૦) અમુક ભાયાતના કબજા ભોગવટાની સાધારણ મીલકતની અને આવી (મૂળ ાર પાસેથી મળેલી) ભાયાતી કાયદેસર જાગીર ( legal estate ) ની વચ્ચે દેખીતો ાવત છે.

(૧૪૧) **માણસાની** જાગીર એક હિંદુ રજપૂત કુટુંબની છે, અને તેમાં જ્યેષ્ટ પુત્રને ીએ બેસાડવાનો રિવાજ ચાલે છે. આ જાગીર હિંદુ શાસ્ત્રમાં કહ્યા મુજબ એક રાજ્ય ને તેથી અવિભાજ્ય હોવાથી તેની વહેંચણી થઇ શકતી નથી. નાના દીકરાઓ અને ાનાં કુટુંબોનાં ભરણ પોષણને માટે વંશપરંપરાથી જે જમીન યા જાગીરો કાઢી આપવામાં વે છે તે ભાયાતી જાગીરો કહેવાય છે અને જો કે આ પ્રમાણે કાઢી આપેલી ગીરો જમીન અગર જમીન ઉપરના કોઈ પ્રકારના હક્ક રૂપે હોય છે, અને જેને યાતો પોતાનો ગરાસ કહે છે, તોપણ આ પ્રમાણે કાઢી આપેલી જાગીરો મૂળની ગીર યા રાજ્ય જે અવિભાજ્ય છે, તેને અગર તેના કોઈપણ ભાગને કાયદા ુબ અસર કરતા નથી. એક તરફથી જોતાં તેઓ મૂળ જાગીર ઉપર એક પ્રકારના જા તરીકે છે: અને બીજી તરફથી જોતાં મૂળ જાગીરની આવકમાંથી ઉપભોગ વાની આ એક રીત છે; કારણકે સદરહુ ભાયાતો રાજ્ય કુટુંબમાં જન્મેલા હોવાથી મૂળ ગીરની ઉપજમાંથી પોતાનું ભરણપોષણ થવાનો તેમનો હક્ક છે. તે ઉપરથી ભાયાતની ાદા મુજબ જાગીર તેઓના ભરણપોષણને માટે કાઢી આપેલી જમીનની ઉપજ ખાવાનો ાનો હક્ક એજ છે. આથી તેમને સદરહુ જમીનની બાબતમાં કોઈ પ્રકારનો કુલ માલકી પ્રાપ્ત થતો નથી, કારણકે તે જાગીર અવિભાજ્ય છે: અને તેથી કરીને ભાયાતોને ભરણ-ષણ બદલ કાઢી આપેલા મૂળ જાગીરના ટુકડાઓના પ્રથકપ્રથક માલકી હક્ક દરેક ભાયા-ા આપી તે જાગીરની તે પ્રમાણે વહેંચણ થઈ શકે નહિ. આ ઉપરથી એમ માલમ છે કે આ પ્રમાણે ભાયાતોને કાઢી આપેલી જમીન મૂળ જાગીરથી છુટી પાડેલી નથી. ાર અને તેના કુટુંબના બીજા શખસો વડીલોની આખી જાગારની ઉપજનો પ્રથકપ્રથક સમાન રીતે ઉપભોગ કરે છે: પરંતુ વાસ્તવિક રીતે જોતાં એ જાગીર વંશપરંપરા અવિ-ત રહે છે.

(૧૪૨) જો કે ભાયાતોને એક સમૂહરૂપે મૂળ જાગીરને આપેલી બાંહેધરીમાંથી બાતલ લા નથી, અને જો કે જે ધોરણ ઉપર દુમાડ કેસ ચુકવવામાં આવેલો છે તે ધોરણ બતની ગેરસમજ હજુ સુધી ચાલેલી માલમ પડે છે, તોપણ કેસમાં માનવંતા (ઑનરેબલ) . **પીલ** સાહેબના ઠરાવમાં બતાવ્યા પ્રમાણે એવા કેટલાએક દાખલા છે કે જેમાં કેટલાએક યાતોની અમુક જાગીરોને બાંહેધરી હોય નહિ. એ શીરીતે થએલું તે હવે જણાવવું જરૂરનું છે.

(૧૪૩) તોફાન અને લડાઇના વખતમાં ચાલુ રહેલી અને નવી બંધાએલી જાગીરોની બતમાં આપણને હવે કામ પડેલું છે. જે વખતમાં નવાં રાજ્યો ઉત્પન્ન થતાં હતાં અને નાં રાજ્યો વીખેરાઇ જઇ તુટી જતાં હતાં. તેવા વખતમાં ભાયાતોને આપેલી જાગીરના લાક દાખલાઓમાં મૂળની જાગીરની સાથેનો સંબંધ તુટી નવાં થતાં રાજ્ય જોડે સંબંધ ાતો. જ્યાં જ્યાં આવો સંબંધ તુટેલો નથી ત્યાં ત્યાં ભાયાતી જાગીરોના સંબંધમાં મૂળ

જાગીરના ઠાકોરને બેવડો હક્ક રહેલો છે. જ્યારે સ્વિકારાએલો સીધી લીટીનો કોઇ વારસ ના હોય તો તે જાગીર તેના (ઠાકોરના) તરફ પાછી વળે છે. તે (ઠાકોર) ગાદીનો પ્રતિનિધિ છે. અને તે છેલ્લા ભાયાતનો એક લોહીથી જોડાએલો પીત્રાઇ છે; અને એ જમીન યા જાગીર ભરણપોષણ બદલ કાઢી આપેલી, તેટલાંજ સબબથી જ્યારે તે કાઢી આપવાનો હેતુ બંધ પડે છે, એટલે કે જે કુટુંબને વાસ્તે તે જમીન કાઢી આપેલી હોય છે તે કુટુંબ જ્યારે નિર્વંશ થાય ત્યારે ઉપર મુજબ ઠાકોરના તરફ તે ભાયાતી જાગીર વળે છે. આ અર્થમાં જાગીર પાછી ફરે છે એમ કહી શકાય નહિ; પરંતુ જ્યારે તે ભાયાતી કુટુંબ હયાત હતું ત્યારે તે ભાયાતી કુટુંબથી મૂળ જાગીરપર પડતો બોજો માત્ર બંધ થયો છે. તોપણ ચાલુ ભાષામાં એમ કહેવાય છે કે ગરાસ હક્ક મૂળ જાગીરમાં પાછો ફરી મળે છે; આ પ્રમાણે કહેવાથી તેનો અર્થ એમ થાય કે, જે શખસને તે ગરાસ કાઢી આપવામાં આવેલો હોય તે શખસના સીધી લીટીના વારસોને અભાવે તેની જાગીર મૂળ જાગીરદારના પ્રત્યક્ષ વારસોને વારસામાં મળે છે. મૂળ કુટુંબની બીજી સમાન શાખાઓના શખસોને જીવાઇ બદલ ભાગ કાઢી આપવામાં આવેલો છે એ બાબત ઉપર લક્ષ આપીએ, અગર નાના દીકરાઓના વંશને જીવાઇ બદલ સદરહુ મૂળની જાગીર પર બોજો રાખવાનો રિવાજ હોય તે ઉપર લક્ષ રાખીએ, તોપણ એ દેખીતું છે કે, મૂળ જમીન ધારણ કરનાર શખસના કુટુંબના નિર્વંશ થયા પછી પણ એવા પ્રકારનો બોજો જો મૂળ રાજ્ય ઉપર ચાલુ રહે તો તે રાજ્ય ટકી શકે નહિ. આ કામમાં અમારો અંદર પેટે વારસાના સવાલની સાથે સંબંધ છે; અને એ બાબત કબુલ કરવામાં આવી છે (તેમજ સ્થાપિત થએલી છે) કે જે ભાયાતોને મૂળથી ગરાસ કાઢી આપવામાં આવેલો છે તે ભાયાતની સીધી લીટીના વારસો જો ના હોય તો આ દાવાવાળી ભાયાતી જાગીર માણસાના ઠાકોરને વારસામાં મળે છે.

(૧૪૪) પણ એમ અનુમાન થઇ ના શકે કે ઇતિહાસની એક બીના તરીકે, અને કલ્પના મુજબના કાયદાસર હક્કોથી અલગ, ભાયાતી જાગીરો અને મૂળની જાગીરની વચ્ચેનો સંબંધ એક રૂપ ચાલુ રહેતો હતો. ત્રિબ્યુટદાર અને ત્રિબ્યુટદારની વચ્ચે અને ગાયકવાડ અને ત્રિબ્યુટદારોની વચ્ચેના કામોમાં ઈંગ્રેજ સરકાર વચ્ચે પડયા તે તારીખે અમુક ભાયાતે જે પ્રમાણે કાઠીયાવાડમાં બેશક થયેલું હતું તે પ્રમાણે નવી જાગીર યા રાજ્ય સ્થાપ્યું હોય, અગર પોતાના કબજાની જાગીર જેના ઉપર તેઓનો ફક્ત ભોગવટાનો હક્ક હતો પરંતુ ઇલાયદો અને કુલ માલકી હક્ક નહિ હતો તે પોતાના કબજા ભોગવટામાં રાખી બીજા ઠાકોરની સાથે મળી ગયો હોય, એવો તર્ક થઇ શકે છે.

(૧૪૫) આવી હકીકતની દરમિયાન જ્યારે ચાલુ કબજા અને અધિકારને સહીસલામતી આપતી ઈંગ્રેજ સરકારની બાંહેધરી આપવામાં આવી હતી, ત્યારે કહેવાતા મૂળના ગરાસ ભોગવનારના વારસને અભાવે ગરાસના વારસાની બાબતમાં ઈંગ્રેજ સરકારે જે કરારો કરેલા છે તે મુજબ તેમજ ગરાસની બાબતમાં ચાલતા રિવાજ મુજબ ઈંગ્રેજ અમલદાર જ્યારે કોર્ટનો અધિપતી હોય ત્યારે વર્તવું જોઇએ. જ્યારે આ બે આધારો એક એકથી વિરૂદ્ધ પડે ત્યારે તે રાજ્યનીતિનો સવાલ થાય છે, અને જો કે જે તકરારી બાબતોના ન્યાય પ્રકરણ મુજબના ઠરાવો ઉપર સદરહુ રાજ્યનીતિનું ધોરણ રહેલું છે તોપણ તે વખતે તે સરકારના હુકમને આધિન થાય છે અને તેને ન્યાય પ્રકરણનો કોઇ કાયદો લાગુ થતો નથી.

(૧૪૬) આ પ્રમાણે હોવાથી તે ખુલ્લુ છે કે—અમુક ભાયાતની જાગીરને મૂળની જાગીરની બાંહેધરી પહોંચે છે કે કેમ—આ સવાલ ઉત્પન્ન થાય છે, ત્યારે તેના પુરાવાનો મુદ્દો જેની સાથે આપણે મુખ્યત્વે કરીને સંબંધ છે, તે એ પ્રમાણે એવો ખસુસ કરીને થતો નથી—કે મૂળ જાગીરના ઠાકારને સદરહુ ભાયાતી જાગીરમાં પશ્ચાત યાયિ વારસાનો હક્ક મળે છે કે કેમ (જો કે આવો હક્ક નિકટનો સંબંધ સાબીત કરવાને પણ પુરાવના એક ભાગ તરીકે થઇ પડે); પરંતુ મુદ્દો એ થાય છે કે બાંહેધરીની તારીખે ઠાકાર અને તેના ભાયાતની જાગીરોનો ઉપર કહ્યા પ્રમાણેનો સંબંધ ચાલુ હતો કે કેમ, અગર તેથી ઉલટું એવા પ્રકારની હકીક્ત છે કે કેમ, કે જેથી એમ માનવાને કારણ થાય કે સદરહુ ભાયાત પોતાના ઠાકારથી જુદો પડેલો છે અગર તેના અમલમાંથી તદન છુટો પડેલો છે.

(૧૪૭) જો કોઇ પણ ભાયાતે સેટલમેન્ટ યા બંદોબસ્ત થતા પહેલાં પોતાની જાગીર યા રાજ્ય સ્થાપ્યું હોય અગર પોતાની જાગીરપોતાને કબજે રાખી બીજા કોઇ ઠાકોર જોડે મળી ગયો હોય, તો એમ અનુમાન થાય કે—કાંતો તેને બીજી સ્વતંત્ર અગર ઇલાયદી બાંહેધરી મળી હોય અગર સદરહુ બીજા ઠાકોરને મળેલી બાંહેધરીમાં તે આવી જતો હોય; પરંતુ જ્યારે કોઈપણ ભાયાતે આ બન્ને કૃત્યો પૈકી એક કરેલું ના હોય, તેમ છતાં તે મુખ્ય અગર મૂળ જાગીરથી એવી રીતે છુટો પડેલો હોય કે એવું અનુમાન થઇ શકે કે તે ( ભાયાત ) અલગજ રહેલો છે, અને તેના ઠાકોરે પોતાને અને પોતાના ભાઇઓને માટે સેટલમેન્ટ યા બંદોબસ્ત કરેલો તેમાં તેને કોઇપણ તરેહનો સંબંધ યા નીસબત નથી; તો સેટલમેન્ટ વખતે આપેલી બાંહેધરીમાં તેને સામેલ ગણી શકાય નહિ, જો સેટલમેન્ટમાં ઉપરના પ્રમાણ મુજબ તેને કોઇ તરેહની નીસબત નહિ હતી. આવી બાબતનો દાખલો દુમાડ કેસ ઉપરથી મળી આવે છે.

(૧૪૮) તે ઉપરથી, જ્યારે એવો દાવો કરવામાં આવે કે અમુક જાગીરને બાંહેધરી પહોંચે છે અને તે જાગીર ત્રિબ્યુટદારની સાધારણ બાંહેધરીવાળી જગીરનો એક વિભાગ છે, ત્યારે મુખ્ય મુદ્દો અગર ઇસ્યુ એ નીકળે છે કે—જે માણસોના હક્કોને સેટલમેન્ટ યા બંદોબસ્તની વખતે ત્રિબ્યુટદારે દર્શાવેલા હતા, અને જેઓ તેથી કરીને ત્રિબ્યુટદારને આપેલી બાંહેધરી માગવાને પોતાના હક્કથી હક્કદાર થએલા છે, તે શખસોના દાવેદારો વારસો છે કે કેમ.

(૧૪૯) આ મુદ્દા કા ઇસ્યુમાં નીચેના સવાલો આવી જાય છે.

( अ ) બાંહેધરી એ શું છે ?

( ब ) તે ક્યારે આપવામાં આવી હતી ?

( क ) તે કોને આપવામાં આવી હતી ?

( ड ) તે કઇ કઇ મિલકતનું રક્ષણ કરે છે ?

(૧૫૦) મી. મેલવીલના મેમોરેન્ડમ (મીમો) ના પેરેગ્રાફ. ૬૦ થી ૮૨ સુધીમાં તપાસ ચલાવવા બાબતની જે રીત દર્શાવેલી છે તે રીતથી-આ મુખ્ય મુદ્દાની બાબતમાં જે ગડબડાટ દાખલ થઈ ગએલો છે તે ખુલો કરવાને વડોદરાના એજન્ટની તકરારો અને હિન્દુસ્થાનની સરકારનો ઠરાવ કે "સને ૧૮૭૮ માં બનાવેલી રૂલોનો મહીકાંઠાના ભાયાતોના

હક્કોને સંકોચવાનો હેતુ નથી." (પત્ર નંબર ૧૫૫ આઈ તા૦ ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૫) આ બે બાબતો મને સારી રીતે મદદ આપે છે.

(૧૫૧) સને ૧૮૨૦ સુધીમાં મહીકાંઠા સાથેના ઇંગ્રેજ સરકારના સંબંધની મુખ્ય ઐતિહાસિક બીના સહેલથી યાદ રહી શકે એવી છે. " ગાયકવાડના મુલકગીરી લશ્કરનો ફેલાવ અટકાવી તેઓની ત્રિબ્યુટ મુકરર કરી ઠાકોરોના હક્કોની સહીસલામતી બાબત બંદોબસ્ત કરવામાં પહેલવહેલાં સન ૧૮૧૧-૧૨ માં ઇંગ્રેજ સરકાર વચ્ચે પડયા. "—( મી. મેલવીલનો મીમો પેરેગ્રાફ. ૬૦ ) પણ તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ને રોજ ગાયકવાડ સરકાર સાથે કોલકરાર કર્યા પછી સને ૧૮૨૦ ની સાલમાં ખુદ મહીકાંઠાનો વહિવટ ઇંગ્રેજ સરકારે હાથમાં લીધો અને ત્યાં ઇંગ્રેજ સરકારની એજન્સી સ્થાપી.

(૧૫૨) તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ના રોજનો ઠરાવ અગર કોલકરાર એ વડોદરા દરબારના અભિપ્રાય મુજબ મહીકાંઠા સેટલમેન્ટ અગર બંદોબસ્ત થઇ શકે, પણ જે મહીકાંઠા સેટલમેન્ટ અગર બંદોબસ્તની બાબતમાં આપણને હાલમાં સંબંધ છે તે એ સેટલમેન્ટ નથી. આપણું સેટલમેન્ટ તે સેટલમેન્ટ પહેલાં આઠ વરસ ઉપર એટલે સને ૧૮૧૧-૧૨ માં જુદાજ પક્ષાકારોની વચ્ચે કરવામાં આવેલું છે. વળી તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ના ઠરાવ અગર કોલકરારમાં જણાવેલું છે કે સને ૧૮૧૧-૧૨ માં થયેલા મહીકાંઠાના સેટલમેન્ટ મુજબ ત્રિબ્યુટ વસુલ કરવાની છે; પરંતુ એ સેટલમેન્ટ કેવા પ્રકારનું હતું તે મુકરર કરવાને વાસ્તે બંને પક્ષકારો વચ્ચે થએલા કોલકરારોના દસ્તાવેજ અમારી પાસે હોવા જોઇએ; અગર જો એ દસ્તાવેજો માલમ ના પડે તો તે કરારોને બીજા દરજ્જાનો પુરાવ પણ હોવો જોઇએ.

(૧૫૩) મહીકાંઠા ત્રિબ્યુટદારો પાસેથી ઇંગ્રેજ સરકારે જામીનખતનો દસ્તાવેજ સને ૧૮૩૦ ની સાલમાં લખાવી લીધો છે એ દસ્તાવેજ મહીકાંઠાને લાગુ પડતી શરતો દર્શાવવાને સારૂ શી રીતે ઘણોજ અગત્યનો છે ( ગરાસ મીમો પેરા ૬૨ ) તે બાબત વડોદરા એજન્ટ સમજાવી શકતા નથી તેમ હું પણ તે બરાબર સમજી શકતો નથી.

(૧૫૪) મહીકાંઠા સેટલમેન્ટ બાબતના તા. ૧ અગષ્ટ સને ૧૮૧૩ના રોજના બેલેન્ટાઇનના રિપોર્ટની નકલ મહીકાંઠા એજન્સી, વડોદરા રેસીડન્સી ઓફીસ, અગર મુંબાઇના સેક્રેટેરીઅટનાં દફતરોમાંથી મળી આવતી નથી. એ બેશક કમનસીબ તેમજ તાજુબીની બાબત છે-ગરાસ મીમો પેરા. ૮૧. તેમજ બંને પક્ષકારોની વચ્ચે થએલા કોલકરારના તમામ કાગળો રાખી મૂકવામાં આવેલા નથી એ પણ સરખીજ રીતે કમનસીબની બાબત છે-ગરાસ મીમો ( એપેન્ડીક્સ ) પુરવણી પાનુ—

પરંતુ આ કમનસીબની વાત દૂર કરવાને સને ૧૮૧૧-૧૨ ની સાલમાં થયેલા કોલકરારના સ્વરૂપ અને પ્રકાર બાબત બીજા દરજ્જાનો પુરાવ લેવો જોઇએ; અને જ્યારે ગાયકવાડ સરકાર સાથેનો સંબંધ જુદાજ ધોરણ ઉપર આવી રહેલો હતો, અને ગાયકવાડ સરકાર અને ત્રિબ્યુટદારોની વચ્ચે ઇંગ્રેજ સરકારને બાંહેધરી તરીકે રહેવાને કાંઈ પ્રસંગ રહેલો ન્હોતો, તે વખતમાં સને ૧૮૩૦ ની સાલમાં મહીકાંઠા ત્રિબ્યુટદારો પાસેથી સારી ચાલ બાબતનું લેવાએલું જામીનખત, નહિ માલમ પડતા કાગળોને ઠેકાણે મૂકી દેવું ન જોઇએ.

(૧૫૫) સને ૧૮૧૧-૧૨ ની સાલમાં થએલા સેટલમેન્ટ યા બંદોબસ્તના કરારોમાં

ફક્ત સારી ચાલને માટે લેવાએલાં જામીનખત એકલાં ન હતાં પણ બીજા દસ્તાવેજો હતા અને તે કરારો એક તરફે ગાયકવાડ સરકાર અને બીજી તરફે ત્રિબ્યુટદારોની વચ્ચે કરવામાં આવેલા હતા, અને આ બે કરાર કરનારા પક્ષકારોની વચ્ચે ઈંગ્રેજ સરકાર જો એક મધ્યસ્થ તરીકે હતા, તો જેટલે દરજ્જે ત્રિબ્યુટદારોએ કરલી શરતને વાસ્તે ઈંગ્રેજ સરકાર ધણી (જામીન) હતા તેટલે દરજ્જે ગાયકવાડ સરકારે કરેલી શરતો પાળ્યા પળાવવાના તેઓ ધણી (જામીન) હતા. આ પ્રમાણે હોવાથી સવાલ એવો થાય છે કે સને ૧૮૧૧–૧૨ના કોલકરાર કેવા પ્રકારના હતા. મી. મેલવીલ તેના મીમોના પાના ૩૦ ના પેરેગ્રાફ ૬૦ માં કહે છે કે સને ૧૮૧૧–૧૨ માં ઈંગ્રેજ સરકારે ત્રિબ્યુટ ( ખંડણી ) નો આંકડો મુકરર કર્યો હતો; અને ઠાકોરોના હક્કોની સલામતી વાસ્તે પણ બંદોબસ્ત કર્યો હતો; પરંતુ સદરહુ હક્કોની સલામતી શી રીતે કરી હતી એ બાબત તપાસવાને કાંઈ પ્રયત્ન તે સાહેબે કર્યો નથી, તેમજ સને ૧૮૦૭–૮ માં કાઠીઆવાડ સેટલમેન્ટના કરારો કરતાં સને ૧૮૧૧–૧૨ માં થએલા મહીકાંઠા સેટલમેન્ટના કરારો રૂપમાં અથવા મતલબમાં જુદાજ હતા કે નહિ. એ વિષે પણ કાંઇ સૂચના કરેલી નથી.

(૧૫૬) સને ૧૮૦૭–૮ માં કાઠીઆવાડ સેટલમેન્ટ જે ધોરણ ઉપર કરવામાં આવ્યું હતું તે ધોરણ ઉપર મહીકાંઠા સેટલમેન્ટ જો કરવામાં આવેલું હોય તો મહીકાંઠાના કરારોનું સ્વરૂપ કેવું હતું તે મુકરર કરવામાં મહીકાંઠા સેટલમેન્ટ બાબતના અસલ કાગળો અને મેજર બેલેન્ટાઇનનો રિપોર્ટ માલમ પડતા નથી. તે કારણથી કાંઈ મુશ્કેલી રહેતી નથી; કારણકે કાઠીઆવાડ સેટલમેન્ટ બાબતનો પુરાવ પુષ્કળ અને સંપૂર્ણ છે, અને તે કારણથી આ ખામી દૂર થઈ શકે છે.

(૧૫૭) ગવર્નમેન્ટ સીલેકશન્સ વોલ્યુમ ૩૭ પાને ૫૦૦–૫૦૨ માં જણાવ્યા મુજબના ફારમો ( નમુના ) મુજબ કાઠીઆવાડમાં જે પ્રમાણે ફેલ જામીનખત, હમેશના મહેસુલના કરારો, અને દસવરસની મુદતનાં જામીનખત લેવામાં આવ્યાં હતાં તે ફારમો મુજબ સને ૧૮૧૧ ના સપ્ટેમ્બર માસથી તે સને ૧૮૧૪ ના મે માસ સુધીમાં મહીકાંઠાના તમામ ઠાકોરોએ જાથુને માટે મહેસુલના કરારો અને એવાં જામીનખતો વગેરે કરી આપેલાં છે.– મી. મેલવીલના મીમો પાને ૧૦૦ પુરવણી પત્રકમાં દાગેલા મહીકાંઠા પોલીટીકલ એજન્ટનો પત્ર નંબર. ૬૪૪ તા. ૨૦ અગસ્ટ સને ૧૮૬૬.

(૧૫૮) આ ઠેકાણે અમે જણાવીએ છીએ કે મહેસુલ બાબતના કરારોના દસ્તાવેજો જે કાઠીઆવાડમાં થએલા છે તે દસ્તાવેજોમાં “ કંપની સરકારની બાંહેધરી ” એ શબ્દોની નીચે કર્નલ વોકરની સહી છે.

(૧૫૯) કાઠીઆવાડમાં જે ધોરણો ઉપર કરાર કરવામાં આવેલા છે તે ધોરણ મુજબ ગાયકવાડ સરકારના અમલદારોને સાથે રાખી ત્રિબ્યુટ અગર ખંડણીનો આંકડો મુકરર કરવાને અને મુલકની સલાહશાંતિને માટે બંદોબસ્ત કરવાને સને ૧૮૧૧ માં કપ્તાન બેલેન્ટાઇનને મહીકાંઠામાં મોકલવામાં આવ્યો હતો–મી. મેલવીલના મીમાને પાને ૯૮ પુરવણી પત્રકમાં દાગેલા મહીકાંઠા પોલીટીકલ એજન્ટના પત્ર નંબર. ૧૧૯ તા. ૧૮ ફેબ્રુઆરી સને ૧૮૬૫.

(૧૬૦) સને ૧૮૧૧–૧૨ માં કર્નલ બેલેંટાઇને મહીકાંઠા પ્રાંતમાં બંદોબસ્ત કર્યો

ત્યારે કાઠીયાવાડના ત્રિબ્યુટદારો કનેથી કરાવી લીધેલા મહેસુલ ખાતાના કોલકરારો વગેરે મુજબ મહીકાંઠામાં પણ મહેસુલ ખાતાના કોલકરારો અને દસ વરસી જામીનખતો અને ફેલ જામીનના દસ્તાવેજો જે ચાર કલમના છે, તે લખાવી લેવામાં આવેલા હતા—વડોદરાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના નેટીવ આસીસ્ટંટના મીમોને પાને ૯૭ પુરવણી પત્રક (કે) અને મી. મેલવીલના મીમાનું પુરવણી પત્રક.

(૧૬૧) સેટલમેન્ટનો પ્રયોગ કાઠીઆવાડમાં સારી રીતે ચાલવા પરથી તે સને ૧૮૧૧–૧૨ માં મહીકાંઠામાં દાખલ કરવામાં આવ્યો હતો—મુંબાઈ ગવર્નમેન્ટના રેકર્ડ ( દફતર ) નંબર. ૧૨ માં કપતાન કીલીનો મહીકાંઠા ઉપરનો રીપોર્ટ પાનું. ૬

(૧૬૨) " જાથુને માટે બંદોબસ્ત યા સેટલમેન્ટનો પ્રયોગ કાઠીયાવાડમાં સને ૧૮૦૭ માં દાખલ કરવામાં આવ્યો હતો તે એ દેશને અને ત્યાંના લોકોને એટલો બધો ફાયદાકારક નિવડયો હતો કે મહીકાંઠામાં ગાયકવાડ સરકારના હક્કોની બાબતમાં પણ તે દાખલ કરવામાં આવ્યો હતો. "—એચીસન્સ ટ્રીટીઝ (સંધીસંગ્રહ) વોલ્યુમ. ૬ પાનુ. ૫૦૨

(૧૬૩) ગુજરાત પ્રાંતના વડોદરા ખાતાના ફર્સ્ટ આસીસ્ટન્ટ પોલીટીકલ કમીશનરને લખેલા મુંબાઇ સરકારના તા. ૧૬ એપ્રીલ સને ૧૮૩૬ ના પત્ર નંબર. ૬૫૩ માં (વડોદરા સીલેકશન્સ નંબર. ૨ પાને ૪૭ મે જે છાપેલો છે તેમાં ) જણાવ્યું છે કે મહીકાંઠાના ત્રિબ્યુટદારો સાથે સને ૧૮૧૧–૧૨ ની સાલમાં સેટલમેન્ટ હજુ કાયમ છે. પેરા ૬ મા તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના ગાયકવાડ સરકાર સાથેના કોલકરાર વિષે કહે છે કેઃ– " ઉપરના કોલકરારમાં જણાવેલું છે કે સને ૧૮૦૭–૮ માં કાઠીઆવાડના જમીનદારો સાથે અને સને ૧૮૧૧–૧૨ માં મહીકાંઠાના જમીનદારો સાથે કરેલા સેટલમેન્ટના ધોરણોને અનુસરીને ગાયકવાડને કાંઇ પણ ખર્ચ કરાવ્યા સિવાય ગાયકવાડની ખંડણી વસુલ કરાવી આપવાને ઇંગ્રેજ સરકારે કબુલ કરેલું છે. "

પેરા. ૭ માં કહે છે કે—" તમારે જાણવું જોઇતું હતું કે બંને પ્રાંતોના બંદોબસ્તની શરતો એકજ પ્રકારની છે. "

પેરા. ૯ માં કહે છે કેઃ—" સને ૧૮૧૧–૧૨ માં કરેલું મહીકાંઠા નું સેટલમેન્ટ સને ૧૮૦૭ માં કર્નલ વૉકરે કરેલા કાઠીયાવાડના સેટલમેન્ટને અનુસરતું છે. "

પેરા. ૧૮ માં કહે છે કેઃ—" કાઠીયાવાડમાં ખંડણીના આંકડાનો મોટો ભાગ માફ કરવાની અરજ કરવામાં આવી હતી, અને તે અરજ મંજુર કરવામાં આવેલી હતી. મહીકાંઠામાં જ્યાં કરારોને એક સરખાજ નિયમો લાગુ થાય છે અગર થવા જોઇએ ત્યાં પણ ( ખંડણી કમી કરાવવા બાબતમાં ) એવીજ આવશ્યક્તા છે. "

(૧૬૪) જ્યારે અમદાવાદ એટલે કે મહી નદીની ઉત્તરનો ગુજરાતનો પ્રદેશ જેનો ઇજારો ગાયકવાડ પાસે હતો તે પેશ્વા સરકારને પાછો આપવાનો ઠર્યો, ત્યારે પુનાના બ્રિટિશ રેસીડંન્ટ મી. એલફીન્સ્ટને તા. ૧૫ માર્ચ સને ૧૮૧૫ ને રોજ કોલકરારનો ખરડો પેશ્વા સરકારને રજુ કર્યો હતો તેની મતલબની નકલ એચીસન્સ ટ્રીટીઝ ( સંધીસંગ્રહ ) વૉલ્યુમ ૬ ના પુરવણી પત્રક નંબર. ૧૦ માં આપેલી છે. ( જુઓ તેજ વોલ્યુમના પુરવણી પત્રક નંબરઃ ૨૮ ) આ તકરાર અને તેનો નીવેડો જે સને ૧૮૧૭ ના કોલકરારથી કરવામાં આવ્યો હતો, તે વિષેની તવારીખ તે વોલ્યુમના પાનેઃ ૩૬૫–૩૬૬ માં જણાવેલી છે.

(૧૬૫) હાલની તજવીજ (કામ) માં સદરહુ કોલકરારનો ખરડો પણ ઘણો કીમતી થઇ પડે છે, કારણકે તેજ વખતનો તે કાગળ હોવાથી, અને તેમાં એ પ્રમાણે જણાવેલું છે કે કાઠીઆવાડમાં કરેલું જાથુનું સેટલમેન્ટ જે ધોરણો ઉપર કરવામાં આવેલું છે, તેજ ધોરણો ઉપર મહીકાંઠામાં પણ ગોઠવણ કરવામાં આવી છે, એટલાજ સબબથી તે કાગળ (ખરડો ) ઘણો અગત્યનો છે. સદરહુ ખરડામાં સ્પષ્ટ રીતે જણાવેલું છે કે " કાઠીઆવાડમાં ચાલતી સ્થિતિથી ગુજરાતના ઇંગ્રેજ સરકારના મુલક ઉપર થતી અડચણો દુર કરવાને વાસ્તે, તેમજ પોતાના મળતીઆઓને આશ્રય આપવાને વાસ્તે ઇંગ્રેજ સરકાર ગાયકવાડ સરકાર સાથે એક મત થએલા છે. અને એ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે કે સદરહુ સેટલમેન્ટ વખતે થયેલા દસ્તાવેજોનું વર્ણન માત્ર ત્રિબ્યુટદાર લોકોએ શું શું કરવાનું માથે લીધું હતું તે વિષેનો એક તરફી હેવાલ આપી કર્યું નથી. તે ખરડામાં કહે છે કે કાઠીઆ-વાડના ઠાકોરો જોડે ઓનરેબલ કંપની સરકારની બાંહેધરી નીચે ગાયકવાડ સરકારના પ્રધાને કોલકરાર કરેલા છે. * * * આવાજ પ્રકારની ગોઠવણ યા કોલકરારો મહીકાંઠામાં ઉપર-નાજ ધોરણ મુજબ પાછળથી કરવામાં " આવેલા હતા. "

(૧૬૬) આ કોલ કરારની પહેલી કલમ નીચે પ્રમાણે છેઃ—

" કલમ ૧—પેશ્વા સરકારની ખંડણી ઠાકોરો જો હરવરસે ના ભરે, તો ઓનરેબલ કંપની સરકારે ઠાકોરો પાસેથી દસ વરસની ખંડણીને માટે જામીન લીધા છે તેથી સદરહુ કંપની સરકાર તેઓના જામીન પાસેથી અપાવવાને દસ વરસ પુરાં થતાં સુધી બંધાય છે, અને પેશ્વા સરકારે સદરહુ ઠાકોરોની બાબતમાં વચ્ચે પડવાનું બિલકુલ બંધ કરવું, અને ઓનરેબલ કંપની સરકારે બાંહેધરી આપી જે કોલકરાર કરેલા છે તે પ્રમાણે બીન તકરારે વર્તવાને પેશ્વા સરકારે વચન આપવું."

(૧૬૭) કલમ. ૪ ના છેલ્લા ભાગમાં લખેલું છે કેઃ—"જ્યાં સુધી તે ખંડણી યોગ્ય રીતે ભરવામાં આવે ત્યાં સુધી પેશ્વા સરકાર કાઠીઆવાડમાં લશ્કર મોકલે નહિ અને ખાયદા કોલકરારમાં જણાવ્યા મુજબ ભોમીઆ ( જમીનદારો ) ના અસલના હકોને માન આપે. "

(૧૬૮) આ પ્રમાણે સને ૧૮૧૫ માં મુંબઇ સરકારના પ્રતિનિધિએ મહીકાંઠાનો બંદોબસ્ત કાઠીઆવાડના બંદોબસ્તના જેવોજ હતો એમ લખેલું છે એમ માલમ પડે છે, તેથી કરીને તેમાં સારી ચાલનાં અને ત્રિબ્યુટ આપવાનાં જામીન ખતો આવી જાય છે, એટલુંજ નહિ પરંતુ ભોમીઆઓ (જમીનદારો) ના અસલના હકો જેઓને કંપની સરકારે બાંહેધરી આપેલી હતી તે હકોને સહીસલામત રાખવા કરેલા કોલકરારો પણ સેટલમેન્ટમાં આવી જાય છે.

(૧૬૯) બીજો અગત્યનો દસ્તાવેજ, જેની અંદર મહીકાંઠાના કાયમના સેટલમેન્ટની બાબત જણાવેલી છે, તે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના મહીકાંઠામાં ગાયકવાડ સરકાર સાથે કરેલા કોલકરારનો દસ્તાવેજ છે, જેને રૂલ. ૩ પ્રસિદ્ધ કરે છે.

(૧૭૦) રૂલ. ૩ મુજબ આ કોર્ટ સદરહુ કોલકરાર પ્રમાણે ચાલવાને બંધાએલી છે, પરંતુ સદરહુ કલમમાં કાંઇ એમ કહેલું નથી કે, અમારે, તે કોલકરારની શરતોનો છે તેના કરતાં બોહોળો અર્થ કરવો, અગર તેના શબ્દો ઉપરથી જેટલો ભાવાર્થ નીકળી શકે તે

કરતાં તાણી વિષેશ ભાવાર્થ લેવો. સને ૧૮૧૧-૧૨ માં જે મહીકાંઠામાં જાથુને માટે બંદોબસ્ત અગર સેટલમેન્ટ (બ્રિટિશ સરકારની બાંહેધરી સાથેનું) કરવામાં આવ્યું હતું તે સેટલમેન્ટનો તે કોલકરાર કોઈ પ્રકારને વિભાગ નથી, તેમ એ એવો વિભાગ છે એવું કહેવામાં પણ આવ્યું નથી. આધાર અને પુસ્તકો ઉપરથી માલમ પડે છે કે સદરહુ સેટલમેન્ટના કોલકરારો આ પાછળના કરારો કરતાં ઘણાં વરસ અવલ કરવામાં આવ્યા હતા, અને એ સેટલમેન્ટના કોલકરારોમાં એક તરફે ગાયકવાડ સરકાર હતા અને બીજી તરફે પક્ષકાર તરીકે ત્રિબ્યુટદારો હતા, અને ઓનરેબલ કંપની સરકાર એ બેની વચ્ચે પંચાતી અગર ભાંજગડીઆ તરીકે હતી, અને એ કોલકરારની શરતો અને હેતુ, જેને ઓનરેબલ કંપની સરકારે બાંહેધરી આપેલી હતી, તે પાછળથી થયેલા કરારોની શરતો અને હેતુથી તદન જુદાંજ પ્રકારનાં હતાં. પ્રથમના કોલકરારની મતલબ અગર હેતુ એ હતો કે, ત્રિબ્યુટ અગર ખંડણીનો જાથુને માટે બંદોબસ્ત કરવો, અને સલાહ શાંતી રહે અને અસલના હકોને જાળવવા માટે ગોઠવણુ કરવી. હવે તા. એપ્રીલ સને ૧૮૨૦ ના રોજનો કરાર શ્રીમંત ગાયકવાડ સરકાર તથા ઇંગ્રેજ સરકારની વચ્ચે કરવામાં આવ્યો હતો અને તેની મતલબ અગર હેતુ એવો હતો કે મહીકાંઠા પ્રાંતનો અને કાઠીઆવાડમાં ગાયકવાડના ભાગનો વહિવટ ઈંગ્રેજ સરકારને સોંપી દેવો. એચીસન્સટ્રીટીઝ (સંધી સંગ્રહ) વોલ્યુમ. ૬ પાને ૩૬૫ અને ૫૦૨.

જુઓ વડોદરા વિભાગના ફર્સ્ટ આસિસ્ટન્ટ પોલીટીકલ કમીશનરના મુંબાઇ સરકારે લખેલા તા. ૧૬ એપ્રીલ સને ૧૮૩૬ ના રોજના પત્ર નંબર ૬૫૩ નો પેરેગ્રાફ ૪ અને અપીલ નંબર ૨૪ માં મી. પીલ સાહેબે કરેલો ઠરાવ. તેમાં જણાવે છે કે મહીકાંઠા અને કાઠીયાવાડમાં વસનારા જમીનદારો અને બીજા શખસો ઉપરના ગાયકવાડ સરકારના કોઇ પણ પ્રકારના હક્ક દાવાની બાબતને ઇંગ્રેજ સરકારની લવાદી નીચે સોંપી દેવાને કબુલ કરવામાં આવેલું છે; પરંતુ સને ૧૮૧૧-૧૨ ની સાલમાં મહીકાંઠામાં અને સને ૧૮૦૭-૮ માં કાઠીઆવાડમાં કરેલા સેટલમેન્ટ અગર બંદોબસ્ત ઉપર જ્યારે આવા દાવાઓ આધાર રાખે છે અને તે શરતોને બાંહેધરી આપવામાં આવેલી છે ત્યારે માત્ર આવા પત્ર ઉપરથી જ ફક્ત ફેંસલો આપવો એ કાંઇ જરૂરનું નથી. વળી તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના કોલકરારોમાં પણ જણાવે છે કે તે વખતે સને ૧૮૧૧-૧૨ ની સાલમાં મહીકાંઠામાં જાથુને માટે કરેલું સેટલમેન્ટ ચાલુ હતું અને તે બંધનકારક હતું.

(૧૭૧) મી. એચીસને વોલ્યુમ ૬ ને પાને ૩૪૨ મે સદરહુ ભાગનું ભાષાંતર નીચે પ્રમાણે કરેલું છે:-" કંપની સરકાર કબુલ કરે છે કે ખરાજાત સુધાંત ખંડણી જે સંવત ૧૮૬૪ સને ૧૮૦૭-૮ અને સંવત ૧૮૬૮ સને ૧૮૧૧-૧૨ ની સાલોમાં થયેલા બંદોબસ્ત યા સેટલમેન્ટથી મુકરર કરવામાં આવી છે, તે રકમ ગાયકવાડ સરકારને ખરચ કરાવ્યા સિવાય જમીનદારો ભરશે."

(૧૭૨) મહીકાંઠા ગવર્નમેન્ટ સીલેકશન વોલ્યુમ. ૧૨ નવી આવૃત્તી પાને ૨૫૮ માં આજ વાક્યનું ભાષાંતર નીચે પ્રમાણે કરેલું છે:—

" કાઠીઆવાડના જમીનદારો અને મહીકાંઠાના જમીનદારો સાથે અનુક્રમે સને ૧૮૦૭-૮ (સંવત ૧૮૬૪) અને સને ૧૮૧૧-૧૨ (સંવત ૧૮૬૮) ની સાલમાં કરેલા સેટલમેન્ટ યા

બંદોબસ્તના નિયમોને અનુસરીને ગાયકવાડ સરકારને કાંઇ પણ ખરચ કરાવ્યા સિવાય ગાયકવાડ સરકારની ખંડણી વસુલ કરાવી આપવાનો ઇંગ્રેજ સરકાર કરાર કરે છે."

(૧૭૩) અસલ મરેઠી ભાષામાં લખાએલા સદરહુ દસ્તાવેજની ખરી નકલ મેં મેળવેલી છે. અને બંને એજન્ટો કબુલ કરે છે કે નીચે પ્રમાણેનું તેનું ખરૂં ભાષાંતર (અર્થ) થાય છે–" ઉપર જણાવેલા પ્રાંત (કાઠીઆવાડ અને મહીકાંઠા) ના તાલુકદારો સાથે સંવત ૧૮૬૪ સને ૧૮૦૭–૮ અને સંવત ૧૮૬૮ સને ૧૮૧૧–૧૨ માં અનુક્રમે કરેલા સેટલમેન્ટ (બંદોબસ્ત) મુજબ થીમંત ગાયકવાડ સરકારને કાંઇ પણ ખરચ કરાવ્યા સિવાય ગાયકવાડ સરકારની ખરાજાત સુદ્ધાત ખંડણી જમીનદારો પાસેથી અપાવવાને ઇંગ્રેજ સરકારે કબુલ કર્યું છે. "

(૧૭૪) ઓનરેબલ મી. એલફીસ્ટને કોલકરાર કરવાનાં કહેણ ચલાવેલાં તેમાં આખરે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજનો સદરહુ કોલકરાર થયો હતો. સદરહુ મી. એલફીસ્ટન તા. ૧૮ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના પોતાના મીનીટમાં ( સેરામાં ) સદરહુ કોલકરારની બાબત વિષે લખતાં મહીકાંઠામાં જે પ્રત્યક્ષ બાંહેધરી આપવામાં આવેલી છે તે વિષે નીચે મુજબ સ્પષ્ટ રીતે જણાવે છેઃ–" મહીકાંઠામાં હકીકત ઘણી બાબતોમાં જુદાજ પ્રકારની છે. આપણી બાંહેધરીનું વચન જો કે આસીસ્ટન્ટ લેફ્ટેન્ટ બેલેન્ટાઇને સને ૧૮૧૧ ની સાલમાં, જ્યારે તેમને તે પ્રાંત ખાતે મોકલવામાં આવ્યા હતા, ત્યારે આપેલું હતું, તેમ છતાં હાલમાંજ તે પરેપુરૂ સ્વિકારવામાં આવેલું છે. અને એ સરત અગર કરાર ફક્ત દસ વરસની મુદતને માટે કરવામાં આવેલો હતો તેથી કરીને જો તેમાંથી છુટા થવાય એમ હતું તો પણ મને તે બાંહેધરીનો કરાર કાયમ કરવાનું ઘણે દરજ્જે પસંદ પડયું. " ગાયકવાડ એન્ડ હીઝરીલેશન્સ વીથ ધી બ્રિટિશ ગવર્નમેન્ટ ( ગાયકવાડ અને તેમનો ઇંગ્રેજી રાજ્ય સાથેનો સંબંધ ) પાનું ૨૭૪.

(૧૭૫) આ ઠેકાણે એ બાબત લક્ષમાં રાખવા જેવી છે કે સને ૧૮૨૦ ની સાલના એક વજનદાર આધાર તરીકે સ્પષ્ટ રીતે કહેલું છે કે—કાઠીયાવાડમાં જે ધોરણો ઉપર સેટલમેન્ટ કરવામાં આવેલું છે તેજ ધોરણો ઉપર મહીકાંઠામાં કાયમને માટે સેટલમેન્ટ કરવા સારૂ લેફ્ટેનન્ટ બેલેન્ટાઇનને ત્યાં મોકલવામાં આવેલો હતો, અને તે અમલદારે ઇંગ્રેજ સરકારની બાંહેધરીનું વચન આપેલું હતું. અને તે વચન પછીથી મંજુર કરવામાં આવ્યું હતું. જો આ આપેલું વચન મંજુર કરવામાં આવ્યું હતું, અને તે જાથુનું ઠરાવવામાં આવ્યું હતું, તો પછીથી કાંતો પ્રથમની ખંડણીને માટે કરેલો દસ્તાવેજ ફક્ત દસ વરસની મુદતને માટે કરવામાં આવ્યો હતો એમ જાણી ભુલથી મી. એલફીન્સ્ટન એમ સમજ્યા કે બાંહેધરી પણ ફક્ત દસ વરસની મુદતને માટેજ આપવામાં આવી હતી, અગર લેફ્ટેન્ટ બેલેન્ટાઇન જેમણે મહીકાંઠાનું કાયમનું સેટલમેન્ટ યા બંદોબસ્ત કરેલો હતો, તેમણે ખરેખર દસ વરસને માટેજ બાંહેધરીનું વચન આપેલું હતું, એ બાબત વિષે વિવેચન કરવું કાંઇ અગત્યનું નથી.

(૧૭૬) આ પ્રમાણે હોવાથી ફક્ત એકજ બાબત ઉપર ધ્યાન રાખવાનું છે કે, કેટલાક આધારોમાં જણાવ્યા મુજબ મહીકાંઠાનું સેટલમેન્ટ યા બંદોબસ્ત કાઠીયાવાડના સેટલમેન્ટમાં જણાવ્યા મુજબની સરતો ત્રિબ્યુટદારો જ્યાંસુધી પાળે ત્યાંસુધી બાંહેધરી ચાલુ રહેવાની હતી.

(૧૭૭) મહીકાંઠામાં પાળેલી બાંહેધરીનો સવાલ તે તે વખતના દસ્તાવેજો પરથી જોઇ તેને એક કોરાણે મુકતા અવલ એક વધારે પુરાવા યા સાબીતી મળી આવે છે તે એ કે-વડોદરાના રેસીડેન્ટ કર્નલ વોલેસ, જે મહીકાંઠામાં ઘણી લાંબી મુદ્દત સુધી પોલીટીકલ એજન્ટ હતા તે, કહે છે કે મહીકાંઠાના ઠાકોરોના કબજા ભોગવટામાં જે જમીન હતી તે બાબતના પરવાના મારા જોવામાં આવેલા હતા.—મી. મેલવીલનો મીમો પાને ૪૦ પેરેગ્રાફ. ૭૫.

(૧૭૮) વળી મોન્સ્ટુઅર્ટ એલફીન્સ્ટન પોતાની તા. ૨૦ ફેબ્રુઆરી સને ૧૮૨૧ની મિનિટ (નોંધ)માં જણાવે છે કેઃ-" મેજર બેલેન્ટાઇને સને ૧૮૧૩ની સાલમાં મહીકાંઠાના તમામ ત્રિબ્યુટદારો સાથે કરાર કરેલો છે. " વળી આગળ ઉપર કબુલ કરે છે કે મહીકાંઠાના બ્રિટિશ સરકારની મારફત કરારો કરવામાં આવ્યા હતા અને તે પાળવા જોઇએ.

(૧૭૯) સને ૧૮૨૦ પછી બીજા જામીન ખતો લેવાની જરૂરીયાત બતાવી તે અને તેથી કરીને જે વખતે બ્રિટિશ સરકારનું મહીકાંઠાના ત્રિબ્યુટદાર અને ગાયકવાડ સરકારની વચેનું મધ્યસ્થપણું મટી ગયું હતું, તે વખતે એજ માહાન આધાર રૂપ અમલદાર જણાવે છે કે ઠાકોર વગેરેના હક્કો ઉપર હુમલા થતા અટકાવવાની ફરજ છે.

(૧૮૦) કાઠીયાવાડમાં કાયમના કરેલા કરારની સરતો એચીસન્સ ટ્રીટીઝ (સંધીસંગ્રહ) વોલ્યુમ. ૬ ને પાને ૩૬૪ મે દર્શાવેલી છે, તેથી કરીને આ ઠેકાણે તેમનો ઉતારો કરવાની કાંઇ જરૂર નથી પણ તેમાં ચાર બાબતો ખાસ ધ્યાન આપવા લાયક છે.

(૧૮૧) પહેલી સારી ચાલ બાબતનાં જામીન ખતો મહેસુલ બાબતના કરારોથી તદન જુદાંજ હતાં અને સઘળા પક્ષકારોની જાગીર અથવા મુલકમાં સલાહ શાન્તિ જાળવવાના ખાસ હેતુથીજ લેવામાં આવેલાં હતાં.

બીજી—ઉપરની સરતો અગર કોલકરારો નક્કી કર્યા બાદ તે કોલકરારના દસ્તાવેજની ઈંગ્રેજ સરકારની બાંહેધરી સાથેની એક એક નકલ દરેક ઠાકોરને આપવામાં આવેલી હતી.

ત્રીજી—ગવર્નમેન્ટ ઝીલેકશન નંબર. ૩૪ માં વોકર સાહેબના રીપોર્ટમાં જણાવ્યા મુજબના દસ્તાવેજોમાં જો કે તે જણાવેલું નથી, તોપણ કર્નલ વોકરની સહી શિક્કા સાથેના ગાયકવાડ સરકારના નામથી પરવાના ( અગર સનંદો ) દરેક ઠાકોરને આપવામાં આવેલી હતી.

(૧૮૨) જુનાગઢ દરબારને આપેલો ગાયકવાડની સહી શિક્કા સાથેનો અને તેની નીચે કર્નલ વોકરની સહી શિક્કા સાથેનો અસલ પરવાનો માંગરોલના કેસના કમીશનમાં જડજોની રૂબરૂ રજુ કરવામાં આવ્યો હતો, અને આ બાબત કમીશનરોએ પોતાના તા. ૧૩ ઓગસ્ટ અને ૧૮૭૮ ના રોજના રીપોર્ટમાં જણાવેલી છે.

આવા પરવાનાનો નમુનો પણ ગવર્નમેન્ટ સીલેકસન્સ નંબરઃ ૩૭ ને પાને ૫૦૭ મે આપેલો છે. અને કાઠીઆવાડના તમામ ઠાકોરોને આવા પરવાના આપવામાં આવેલા હતા એ બાબત કર્નલ વોલેસે પોતાના " ગાયકવાડ એન્ડ હીઝ રીલેસન્સ " ને પાને ૧૩૨ મે જણાવેલી છે. એના છેલ્લા વાકયનો અર્થ એવો થાય છે કે " આ લેખ ઉપરથી ગાયકવાડ સરકારનો પવિત્ર શબ્દ આપવામાં આવે છે. " આ જગાએ દેશી શબ્દ " કોલ "વાપરવામાં આવ્યો છે.

(૧૮૩) તા. ૧૫ માર્ચ સને ૮૫ ને રોજ પુનાના રેસીડંડે પેશ્વા સરકારને કોલકરારનો

ખરડો જે રજુ કર્યો હતો, અને જેની ફક્ત મતલબ એચીસન્સટ્રીટીઝ ( સંધી સંગ્રહ ) ના વોલ્યુમ ૬ ના પુરવણી પત્રક ૧૦ ની અંદર આપેલી છે, તે ખરડાનું ભાષાંતર ગવર્નમેન્ટ સીલેક્સન્સ નંબર ૧૨ નવી આવૃત્તિને પાને ૨૮૦ મે જણાવેલુ છે. સદરહુ ખરડો નીચે પ્રમાણે છેઃ "તેથી કરીને સને ૧૮૦૭ ( સંવત ૧૮૬૩ ) ની સાલમાં જ્યારે કંપની બહાદુરનું અને ગાયકવાડનું લશ્કર કાઠીઆવાડમાં ગયું ત્યારે કંપની સરકારની બાંહેધરી સાથે ગાયકવાડે ત્યાંના જમીનદારોને કોલ આપ્યા, અને તેઓની પાસેથી તેમણે કરાર કરાવી લીધા, તે કારણથી તે પ્રાંતની ખંડણી અત્યાર સુધી બિન અડચણે અને દેશમાં ગડબડ થયા સિવાય વસુલ થતી આવેલી છે, અને તેથી કરીને દેશ આબાદ છે. પાછળથી આવીજ તરેહની ગોઠવણ મહીકાંઠામાં પણ કરવામાં આવી હતી."

(૧૮૪) લક્ષ આપવા લાયક ચોથી બાબત એ છે કે ગાયકવાડ સરકારે કરી આપેલા કોલકરારને પરેપુરા અમલમાં આણવાની બાંહેધરી તરીકે જે પ્રમાણે કર્નલ વોકરે સદરહુ દસ્તાવેજ ઉપર ગાયકવાડની સહી નીચે પોતાની સહી અને શિકકો કરી આપેલો હતો, તેવીજ રીતે ઈંગ્રેજ સરકારની લવાદીથી મુકરર કરેલી સરતોના જામીનખતો અને મહેસુલ બાબતના ઠરાવોના દસ્તાવજો, જે દરેક ઠાકોરે પોત પોતાની તરફથી ગાયકવાડ સરકારને કરી આપેલા હતા, તે તમામ દસ્તાવેજો ઉપર " ઓનરેબલ કંપની સરકારની બાંહેધરી " એ શબ્દો નીચે કર્નલ વોકરે પોતાની સહીને શિકકો કરી આપેલો હતો—એચીસન્સટ્રીટીઝ ( સંધીસંગ્રહ ) વોલ્યુમ ૬ પાને ૩૭૯—૩૮૦ માં આપેલા નમુના જુવો.

દરેક ઠાકોરને કરારના દસ્તાવેજની આપેલી નકલોના નમુના ઉપરથી માલમ પડે છે કે આ કરાર અને બાંહેધરી જાથુને માટે હતી, અને તે ઉપર કર્નલ વોકરની સહી અને શિકકો હતો.

(૧૮૫) સને ૧૮૦૭—૮ની સાલમાં કાઠીઆવાડમાં કર્નલ વોકરે આપેલી ઈંગ્રેજ સરકારની બાંહેધરી કેવા પ્રકારની હતી તે બાબતની હવે સંપૂર્ણ હકીકત આપણી પાસે આવેલી છે, અને તેથી કરીને ( આગળ કહ્યા મુજબનાં કારણોની ) સને ૧૮૧૧—૧૨ માં મહીકાંઠામાં મેજર બેલેન્ટાઇને આપેલી બાંહેધરી બાબતની હકીકત પણ આપણને મળી ચુકી છે.

(૧૮૬) તોપણ માળવા અને મધ્ય હિંદુસ્થાનના જમીનદારોની સાથેના આવા પ્રકારના ઈંગ્રેજ સરકારના સંબંધ વિષેના નીચેના ફકરા ઉપરથી પુરતી રીતે માલમ પડે છે કે બાંહેધરીના નમુના વિષેની વાત એટલી બધી કાંઇ અગત્યની નથીઃ—" બાંહેધરી અગર જામીનગીરીવાળા જમીનદારો અગર ઠાકોરોના કામ કાજમાં વચ્ચે પડવાનો ઈંગ્રેજ સરકારનો હક્ક જુદા જુદા પ્રકારનો હોય છે; કેમકે અસંખ્ય અને તરેહ તરેહના કોલકરારો ઉપર આ હક્ક આધાર રાખે છે. કારણકે કેટલાક કોલકરારો અગર સરતો ઉપરી રાજ્ય અને ઈંગ્રેજ સરકારની બાંહેધરીવાળાં કેટલાંક તેના પેટાનાં સંસ્થાનો વચ્ચે થયેલા હોય છે, કેટલીક સરતો ઈંગ્રેજ સરકારના અમલદારોએ પોતે અગર મોટા રાજ્યના રાજ્ય કરતાઓને પોતાની સાથે સામેલમાં રાખી દસ્તાવેજ અગર સનંદ રૂપે કરવામાં આવેલી હોય છે, અને કેટલેક ઠેકાણે ઉપરી રાજ્ય કર્તાએ માત્ર હુકમ અગર પરવાના કાઢેલા હોય છે અને તે પરવાના ઉપર બાંહેધરી અગર જામીનગીરી તરીકે ઈંગ્રેજ સરકારના અમલદારની સહી હોય છે. ઈંગ્રેજ સરકારને વચ્ચે મેળવ્યા સિવાય ઉપરી ઠાકોરોએ આપેલી જાગીરોની બાબતમાં

ઈંગ્રેજ સરકારને વચ્ચે પડવાનું કાંઇ કારણ નથી." એચીસન્સ ટ્રીટીઝ ( સંધી સંગ્રહ ) વોલ્યુમ ૩ પાને ૩૯૮ નવી આવૃત્તિ.

(૧૮૭) મહીકાંઠાના જમીનદારો પાસેથી લખાવી લીધેલા બાંહેધરીવાળા દસ્તાવેજોના અસલ કાગળોનું શું થયું તે બાબત ઉપર પ્રકાશ પાડવાને મી. એલફીન્સ્ટને રજુ કરેલા કોલકરારના ખરડાને બદલે પેશ્વા સરકાર તા. ૫ એપ્રીલ સને ૧૮૧૫ ને રોજ સુચવેલા ખરડાને લક્ષમાં લેવો જોઇએ. આ ખરડાના ઉપોદ્ઘાત ઉપરથી માલમ પડે છે કે તે મહીકાંઠાને તેમજ કાઠીઆવાડને લાગુ પડે છે. આ ખરડાની પહેલી કલમ નીચે પ્રમાણે શરૂ થાય છે:—"અમદાવાદ તાલુકાના માજીઇજારદાર ભગવંતરાવ ગાયકવાડે ઇંગ્રેજ સરકારની મારફતે ભુમિયા (જમીનદારો) ને લેખી કરારો કરી આપેલા, અને તેની સામે સદરહુ ભુમિયા યા જમીનદારો પાસેથી લેખી શરતો લખાવી લીધેલી તેના અસલ કાગળો મજકુર ભગવંતરાવ ગાયકવાડ પેશ્વા સરકારને આપે.—" એચીસન્સ ટ્રીટીઝ (સંધીસંગ્રહ) વોલ્યુમ ૬ પુરવણી પત્રક ૧૦.

(૧૮૮) હવે એ પુરતી રીતે ખુલ્લુ થાય છે કે સને ૧૮૧૧-૧૨) ની સાલમાં એલેન્ટાઇન સાહેબે કરેલો બંદોબસ્ત એ ખરેખરો મહીકાંઠાનો બંદોબસ્ત હતો અને તેમાં ગાયકવાડ સરકાર અને મહીકાંઠાના ત્રિબ્યુટદારોની વચ્ચે થયેલા બાંહેધરીવાળા કરારો આવી જાય છે, જે કરારોની બાબતમાં ઇંગ્રેજ સરકાર પાળ્યા પળાવ્યાના ધણી તરીકે વચ્ચે રહેલા હતા અને તેથી કરીને ત્રિબ્યુટદારોની તેમજ ગાયકવાડની જવાબદારી તેમને વહોરી લીધી હતી.

(૧૮૯) સને ૧૮૨૦ ની સાલમાં થએલું કહેવાતું સેટલમેન્ટ યા બંદોબસ્ત ઇંગ્રેજ સરકાર અને ગાયકવાડની વચ્ચેના માત્ર કોલકરારો સતા, અને તેમાં કોઇ પ્રકારની બાંહેધરી નહિ હતી, કારણકે તેમાં મધ્યસ્થ તરીકે કોઈ ત્રીજો પક્ષકાર ન્હોતો, અને તેથી ખરેખરી રીતે જોતાં તે બાંહેધરીવાળા કરારો કહેવાય નહિ. તે કોલકરારો મુજબ ઈંગ્રેજ સરકાર અને મહીકાંઠાનાં ત્રિબ્યુટદારોની વચ્ચેનો સંબંધ, તેમજ ઇંગ્રેજ સરકાર અને શ્રીમંત ગાયકવાડ સરકારની વચ્ચેનો સંબંધ છેક જુદાજ ધોરણો ઉપર ચાલુ થયો. કારણ કે તેથી કરીને ઇંગ્રેજ સરકાર ગાયકવાડ અને મહીકાંઠાના ત્રિબ્યુટદારોની વચ્ચે મધ્યસ્થ તરીકેજ માત્ર હતા તે મટીને મુખ્ય પક્ષકાર તરીકે થયા, તો પણ પ્રથમ મધ્યસ્થ તરીકે જે વચનો આપેલાં તે વચનોમાંથી મુક્ત થયા નહિ. ગાયકવાડ સરકારે તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ને રોજ કાઠીઆવાડ અને મહીકાંઠાના જમીનદારો અને બીજા પાસે ઈંગ્રેજ સરકારની લવાદી સિવાય કાંઇ પણ માગણુ કરવું નહિ એવા પ્રકારનો કરાર કરેલો છે તે કરાર ઉપરજ લક્ષ આપીએ તો સદરહુ જમીનદાર અને બીજાએ એ કરારના પક્ષકાર ન્હોતા તે કારણથી ઇંગ્રેજ સરકારને રાજનીતિ તરીકે દુરસ્ત લાગે તો ગાયકવાડ સરકારને તે કરારમાંથી મુક્ત કરી શકે છે, કેમકે એ કરાર કરતી વખતે ઈંગ્રેજ સરકારે માત્ર એ જમીનદાર અને બીજાઓના રક્ષણની વાત ફક્ત ધ્યાનમાં લીધી હતી પણ તેઓને એ બાબતમાં એ કરાર કરતી વખતે કાંઇ વચન આપ્યું ન્હોતું.

(૧૯૦) જો ઈંગ્રેજ સરકાર એક રાજનીતિની હકીકત તરીકે આ પ્રમાણે અપાતું રક્ષણ બંધ કરવાનો ઠરાવ કરે તો તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના ફક્ત કોલકરાર

ઉપરજ નજર રાખતાં તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના કરારમાં જણાવ્યા મુજબનું કાંઇ પણ વચન અગર કરાર ઈંગ્રેજ સરકારે તોડયો કહેવાય નહિ. પરંતુ ગાયકવાડ સરકાર અને ઈંગ્રેજ સરકારની વચ્ચેના તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના કોલકરારમાં સને ૧૮૧૧–૧૨ ની સાલમાં થયેલું સેટલમેન્ટ અગર બંદોબસ્ત મંજુર ગણેલો છે. અને તે એવા હેતુથી કે જે પ્રકારની માગણી કરતાં ગાયકવાડને જે સેટલમેન્ટથી અટકાવેલા છે, તે પ્રકારની માગણીમાંથી ત્રિબ્યુટદારોનું રક્ષણ કરવું અને તેની સાથે સને ૧૮૧૧–૧૨ ની સાલમાં એલેન્ટાઇન સાહેબે કરેલા સેટલમેન્ટથી કરેલા બાંહેધરીવાળા કરારો મુજબ આપેલાં વચનોને વળગી રહેવું. અને જો કે એ બાબતમાં કાંઈ લેખી વચન આપવામાં આવેલું નથી, તો પણ તેથી ઈંગ્રેજ સરકારને એક પ્રકારની ફરજ વધે છે કારણ કે સદરહુ ત્રિબ્યુટદારોને પોતાનું રક્ષણ નહિ કરવાને બાંધિ લેવામાં આવેલા છે.

૧૯૧ ઉપર જે ફકરાઓનો આધાર મેં દર્શાવેલો છે તે ઉપરથી પુરતી રીતે આધાર સહીત સાબીત થાય છે કે સને ૧૮૧૧–૧૨ ની સાલમાં એલેન્ટાઇન સાહેબે મહીકાંઠામાં કરેલું સેટલમેન્ટ યા બંદોબસ્ત, અને સને ૧૮૦૭–૮ ની સાલમાં કર્નલવોકરે કરેલું સેટલમેન્ટ એકજ પ્રકારનાં છે. અને તેથી કરીને મહીકાંઠા સેટલમેન્ટના દસ્તાવેજો જડતા નથી તે કારણથી કોઈ પ્રકારની અડચણ પડતી નથી, કારણ કે કાઠીઆવાડના સેટલમેન્ટના કરારો વીષે સારી રીતે માહીતી મળે છે.

૧૯૨ એમ દર્શાવવામાં આવેલું છે કે મહીકાંઠાના ત્રિબ્યુટદારો અને તેમના આશ્રિતો (ભાયાતો વગેરે) ને લાગુ પડતી શરતો સને ૧૮૩૦ નો સાલના જામીન ખતો ઉપરથી માલમ પડતી નથી, પરંતું તે શરતો સને ૧૭૧૧–૧૨ ની સાલમાં એલેન્ટાઇન સાહેબે કરેલા કરારના દસ્તાવેજોમાં આવેલી છે. અને તે કરારો મુજબ પરોક્ષ બાંહેધરી આપવામાં આવેલી છે એમ નહિ, પરંતુ જે પ્રમાણે મધ્ય હિન્દુસ્થાન, માળવા અને કાઠીઆવાડના ઠાકોરો અને જમીનદારોને જેવી ઈંગ્રેજ સરકારની પ્રત્યક્ષ બાંહેધરી આપવામાં આવેલી છે. તેવાજ પ્રકારની ( મહીકાંઠામાં પણ ) સ્પષ્ટ રીતે પ્રત્યક્ષ બાંહેધરી આપવામાં આવેલી છે. વળી એમ પણ દર્શાવવામાં આવેલું છે કે તા. ૧૬ એપ્રીલ સને ૧૮૬૩ ના રોજના પત્ર નંબર ૬૫૩ માં મુંબાઇ સરકારે એક આધારરૂપ જાહેર કરેલું છે કે "મહીકાંઠાનું સેટલમેન્ટ સને ૧૮૦૭ ની સાલમાં કાઠીઆવાડમાં કર્નલ વોકરે જે સેટલમેન્ટ કરેલું છે તેના સરખુજ છે" એ બાબતને પુષ્કળ પુષ્ટી મળેલી છે.

(૧૯૩) હવે બીજી બાબત ધ્યાનમાં લેવાની એ છે કે બાંહેધરીના દસ્તાવેજનો કેવો અર્થ કરવામાં આવેલો છે, અને ઉપર જે બીના ઉપરથી માલમ પડે છે કે કાઠીઆવાડમાં ત્રિબ્યુટદારોને આપેલી બાંહેધરીનો અર્થ, વિસ્તાર, અને તેની અસર, મહીકાંઠાના ત્રિબ્યુટદારો અને તેમના આશ્રિતોને આપેલી બાંહેધરીને બરોબર લાગુ પડે છે.

(૧૯૪) કાઠીયાવાડના સેટલમેન્ટ યા બંદોબસ્તનો હેતુ અને તેની રાજકીય અસર નીચે મુજબ લોર્ડ કલેરે તા. ૧૯ એપ્રીલ સને ૧૮૩૧ ના રોજના ડીસ્પેચ (પત્ર) નંબર ૫૪૯ માં દર્શાવેલી છે. (વાલેસ કૃત 'ગાયકવાડ એન્ડ હીઝ રેલેશન્સ વીથ ધી બ્રિટિશ ગવર્નમેન્ટ' પાને ૪૦૨):–" સને ૧૮૦૭–૮ માં પહેલ વહેલો જ્યારે આપણે ત્યાંના (કાઠીયાવાડના) કામમાં હાથ ઘાલ્યો ત્યારે કર્નલ વોકરે આવા સેટલમેન્ટનો હેતુ ત્યાંના જ-

મીનદારો જાહેરાત રીતે સમજાવ્યો અને તેમાં તેણે જણાવ્યું કે આ સેટલમેન્ટ યા બંદોબસ્તનો હેતુ એવો છે કે તેઓને આપવાનો ખંડણીનો આંકડો મુકરર કરી હમેશાં નિયમ પ્રમાણે તે ચાલુ રાખવો, અને તેઓના જમીનદારીના હક્કો ઉપર કોઇ પણ પ્રકારનું દબાણુ અગર પગ પેસારો થવા દેવો નહિ, અને તેઓની જાગીર અને સત્તા યા અધિકાર જેટલે સુધી તે વખતે હોય તેટલે સુધી કાયમ રાખવાને બાંહેધરી આપવામાં આવશે. આ પ્રસગે ગાયકવાડ અને ઇંગ્રેજ સરકાર બંને જણ એક મત થયેલા હતા કે ઠાકોરો યા જમીનદારોની જાગીરો અને હક્ક ઉપર પગ પેસારો કરી માતબર થવાની અને તે ઉપર દબાણુ કરવાની રાજ્યરિતી તદ્દન છોડી દેવી. આવાં ખાતરી પૂર્વકના વચનો ઉપર વિશ્વાસ રાખી સુચવેલી શરતો સદરહુ ઠાકોરોએ કબુલ કરેલી છે અને જામીનખતો લખી આપ્યાં છે તે એવા પ્રકારનાં કે અત્યાર સુધી જે ખંડણી અપાતી આવેલી છે તે ખંડણી નિયમસર દર વરસે આપ્યા જવી; અને એક બીજા સાથે માંહોમાંહે લઢાઇ ટંટા કરવા નહિ અને જો કરવામાં આવે તો જે ઠાકોરને અગર તેની કોઇ રૈયતને તે ટંટાથી કાંઇ નુકશાન થયું હોય તો તેને તે નુકશાન ભરી આપવું; પોતાના રાજ્યમાં કોઇ ગુનેગારને આશ્રય આપવામાં આવે તો તેને માટે તેણે જવાબદાર થવું; અને પોતાના રાજ્યમાં થઇને બીજાના રાજ્ય ઉપર ધાડુ પાડનારા લુટારાઓ અગર બહારવટીઆઓને જતાં અટકાવ્યા. આ શરતો બરોબર રીતે પાળવા પળાવવાના જામીન તરીકે પ્રથક પ્રથક સંસ્થાઓને આપણે બાંહેધરી આપેલી છે, તેથી કરીને જ્યારે આ શરતોની બાબતમાં આપણી રૂબરૂ ફરિયાદ કરવામાં આવે ત્યારે તે શરતો બરોબર અમલમાં આણવાને આપણે બંધાએલા છીએ ”

(૧૯૫) કાઠીઆવાડનાં પોલીટીકલ એજન્ટ મી. પીલ સાહેબે તા. ૧૦ અકટોબર સને ૧૮૭૭ ના નંબર ૪૧૯ નો રીપોર્ટ સરકારમાં કરેલો છે તેમાં જણાવે છે કેઃ—“ ઇંગ્રેજી અમલદારો હમેશાં એમ સમજે છે કે સને ૧૮૦૮ ની સાલમાં કર્નલ વોકરે સેટલમેન્ટ કરેલું હતુ તે વખતે કાઠીયાવાડના દરેક સંસ્થાનના અખંડિતપણાને ઇંગ્રેજ સરકારે બાંહેધરી આપેલી છે. સબબ તે વખતે દરેક રાજ્ય અગર સંસ્થાનના ભાગ તરીકે જે મુલક ગણાતો હોય તે હમેશને માટે તેવા ભાગ તરીકે ગણાશે. ”

(૧૯૬) કાઠીયાવાડના એક પ્રખ્યાત લાઠી લીંબડાના કેસમાં સવાલ એ હતો કે—મૂળ ધારણ કરનારના સીધી લીટીના વારસોના અભાવે અમુક ગામો જે વોકર સાહેબે સેટલમેન્ટ કર્યું ત્યાર પહેલાં ગરાસમાં કાઢી આપવામાં આવેલાં હતાં તે ગામો લાઠી સંસ્થાન ભેગાં ભળે કે લીંબડી સંસ્થાન ભેગાં રહે; સદરહુ ગામો સને ૧૮૦૭–૮ ની સાલમાં વોકર સાહેબના સેટલમેન્ટ વખતે લીંબડા સંસ્થાનમાં હતા. સેક્રેટરી ઓફ સ્ટેટ સર. સી. વુડ સાહેબે પોતાના તા. ૧૫ ડીસેમ્બર સને ૧૮૬૫ ના રોજના ડીસ્પેચ (પત્ર) નં. ૩૯ માં જણાવ્યું છે કેઃ “ વિચારમાં લેવા લાયક સવાલ એ નથી કે—સાધારણ નિયમો મુજબ લાઠી જેવાં મોટાં સંસ્થાનોને તેમના મૂળના વિસ્તાર પ્રમાણે હાલમાં લાવી મુકવાં જોઇએ કે કેમ; પરંતુ આજથી આશરે સાઠેક વરસ ઉપર ઇંગ્રેજ સરકારના પ્રતિનિધિએ બાંહેધરી જે આપી હતી અને જે ત્યાર પછીથી તમારી સરકારે તેમજ નામદાર મહારાણી સરકારે મંજુર કરેલી છે, તે બાંહેધરી રદ (બાતલ) ગણવી જોઇએ કે કેમ ”

આ રીમાર્ક સેક્રેટરી ઓફ સ્ટેટે કરેલી છે કારણકે કાઠીયાવાડમાં ઈંગ્રેજ સરકારે આપેલી બાંહેધરીને એક કોરાણે મુકીને આ બાબતના દાવાનું નિરાકરણ કરવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

(૧૯૭) વળી તા. ૧૫ માર્ચ સને ૧૮૧૫ ને રોજ મી. એલ્ફીન્સ્ટન સાહેબે પેશ્વા સરકારને જે કોલકરારનો ખરડો રજુ કરેલો હતો, અને જેની મતલબ એચીસન્સ ટ્રીટીઝ (સંધીસંગ્રહ) વોલ્યુમ. ૬ ના પુરવણી પત્રક નંબર. ૧૦ માં જણાવેલી છે, અને જેનુ પુરેપુરૂ ભાષાંતર મુંબઈ ગવર્નમેન્ટ સીલેક્સન્સ વોલ્યુમ. ૧૨ પૃષ્ટ ૨૮૦ મે છપાવેલું છે તે ઉપરથી માલમ પડે છે કે ઈંગ્રેજ સરકારે આપેલી બાંહેધરીનો તે વખતે કેવો અર્થ લેવાયો હતો. ભુમીઆ જમીનદારોને હેરાન કરી શકાય નહિ અને તેઓના મુળના રિવાજ મુજબ વર્તવાનું હતું. ઑનરેબલ ઈંગ્રેજ કુંપની બહાદુરની બાંહેધરી નીચે થયેલા દર ઠરાવો મુજબ પૂર્ણ રીતે વર્તવાનું હતું. ઉપર કહેલો આ કોલકરારનો ખરડો કાઠીઆવાડને તેમજ મહીકાંઠાને લાગુ પડે છે.

(૧૯૮) એવી તકરાર કરવામાં આવે છે કે શ્રીમંત ગાયકવાડ સરકાર અને તેમની અમુક વર્ગની રૈયતની વચ્ચેની બાંહેધરીમાં વધારો કરવાની પદ્ધતિ વિષે હાલમાં ઉપરી સત્તા તરફથી પસંદગી બતાવવામાં આવી નથી. ( ગાયકવાડ અને કેટલાક ત્રિબ્યુટદારોની વચ્ચે ) કોઇ બાંહેધરી વાસ્તવિક રીતે આપવામાં આવી છે કે કેમ—આ સવાલની તપાસમાં આવી દલીલ કાંઇ ખપ લાગતી નથી. આ સવાલના સંબંધમાં મધ્ય હિંદુસ્થાન અને માળવાના જે જમીનદારોની બાબતમાં ઈંગ્રેજ સરકારે બંદોબસ્ત કરેલો છે તે જમીનદારોની બાબતમાં મી. એચીસને નીચે પ્રમાણેની જે રીમાર્ક કરેલી છે તે રીમાર્ક બહુ અગત્યની છે.

"સરજાંનમાલકમના વર્ણન કરવા મુજબ આ બંદોબસ્તોનું પરીણામ એ થાય છે કે નાનાં નાનાં સંસ્થાનો અને ઠાકોરો ઉપરનો અમલ વાસ્તવિક રીતે ઈંગ્રેજ સરકારને શરણે કરવામાં આવ્યો છે, અને તેથી કરીને લડાયક વર્ગો ઈંગ્રેજ સરકારની સત્તા નીચે આણવામાં આવેલા છે, અને બલવંત્તર સત્તાનું પોતાનાથી ઉતરતાં સંસ્થાનોના કામકાજમાં નુકશાનકારક રીતે વચ્ચે પડવું બંધ પડયું છે. આ પ્રમાણે આપેલી બાંહેધરીથી વિરૂદ્ધ વર્તવાને કદી પરવાનગી આપી શકાય નહિ." સરજાંન માલકમ માળવા બાબતના પોતાના રિપોર્ટમાં જણાવે છે કે—"જ્યારે એવી હકીકત હોય કે તેવે વખતે ઈંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર પડે અને તેમાં ઈંગ્રેજ સરકારે બાંહેધરી આપેલી હોય તેવે પ્રસંગે આપેલી બાંહેધરીમાંથી કદી ખસી શકાય નહિ. ઈંગ્રેજ અમલદારોની સહી અને શિક્કો ગમે તેવા શખસને આપવામાં આવેલો હોય, તોપણ સદરહુ શખસની જાગીર હક્ક અને અધિકારને માટે ઘણી સરસ જામીનગીરી આપવામાં આવેલી છે એવી તે શખસના મનપર થએલી અસર અગર છાપ ચાલુ રાખવા ઉપરજ બેશક ઘણા દેશી સંસ્થાનો અને સરદારો ઉપરનો આપણો અમલ આધાર રાખે છે. અને બીજી બાબતો કરતાં આ બાબતને વિષે આપણાથી સહીસલામતી સાથે જરાપણ ઉડાઉ જવાબ દઇ શકાય નહિ તો તેમાંથી ખસી તો બિલકુલ શકાયજ નહિ, તો પણ ગરાસીઆઓના આગેવાનો જે ગભરાટ પેદા કરવાને શક્તિવાન હતા તે વાતની યાદદાસ્ત પાછળ ઘણાં વરસ સુધી સલાહ શાન્તિનો વખત ગત થયાને લીધે ભુસાઇ ગઇ ત્યારે ગરાસીઆઓના બાંહેધરીવાળા હક્કો વારંવાર નજર બહાર કાઢી નાખવામાં

આવે છે. ભયનાભાનની સાથે મોટાં સંસ્થાનો એ વાતપણ ભૂલી ગયા છે કે તેમની નાનાં રાજ્યો અને ઠકરાતો ઉપરની સત્તા તેમના કરતાં વધારે બળવાન સત્તાના બળથીજ સ્થાપન થઈ હતી. મોટાં રાજ્યોના હાથ નીચેનાં સંસ્થાનોના બાંહેધરીવાળા હક્કો ઉપર હુમલો કરવો અને ધીમે ધીમે તેઓને તદન પોતાના તાબામાં લાવી મેલવાં એવું સાધારણ મોટા સંસ્થાનો વાળાઓનું વલણ છે, બીજી તરફે બાંહેધરીવાળા ઠાકોરો ઈંગ્રેજ સરકારનું રક્ષણ અને પોતાનાથી શ્રેષ્ઠ સંસ્થાનોના અધિકારને લાગુ કરેલું જે બંધન તેના ઉપર આધાર રાખીને વારંવાર પોતે અમુક રીતે સ્વતંત્રતાનો દરજ્જો જે ધરાવવાને તેઓ હક્કદાર નથી તે ધારણ "કરવાનો પ્રયત્ન કરે છે." આ બંને પક્ષકારોને તેઓએ કરેલી શરતો પ્રમાણે વર્તાવવાનું કામ ઈંગ્રેજ સરકારના અમલદારોને ઘણું મુશ્કેલ લાગેલું છે, પરંતુ સને ૧૮૧૮ ની સાલમાં કરેલા કોલકરારો મુજબ બરોબર રીતે વર્તાવવાનું કામ જેટલું તે વખતે જરૂરનું હતું તેટલું હાલમાં પણ છે. એચીસન્સ ટ્રીટીઝ (સંધીસંગ્રહ) વોલ્યુમ ૩ (નવી આવૃતિ) પાનુ ૩૯૭.

(૧૯૯) ઉપર પ્રમાણે હોવાથી; તા. ૩ એપ્રીલ સને ૧૮૨૦ ના રોજના ગાયકવાડ સરકારના કરારની શરતો જે વડોદરા અને ઈંગ્રેજ સરકાર એ બંને પક્ષકારોની વચ્ચે કરવામાં આવી હતી, અને તેથી કરીને તેને ઈંગ્રેજ સરકારની બાંહેધરી લાગુ પડી શકે નહિ તે શરતો ઉપર, અને સને ૧૮૩૦ ની સાલનાં મહીકાંઠાનાં સારી ચાલ બાબતનાં જામીનખતો જે ઈંગ્રેજ સરકારના એક અમલદારને મહીકાંઠાનો અમલ ઈંગ્રેજ સરકારને મળ્યો ત્યાર પછીથી દસ વર્ષે લખી આપવામાં આવ્યાં હતાં, તે જામીનખતો ઉપર ફક્ત લક્ષ આપવાને બદલે બાંહેધરીવાળા કોલકરારો, જે વડે સને ૧૮૧૧–૧૨ ની સાલનું મહીકાંઠા સેટલમેન્ટ યા બંદોબસ્ત થયો હતો તે કોલકરારને તપાસી જોતાં એવો સિદ્ધાંત નીકળે છે કે સને ૧૮૧૧—૧૨ ની સાલના મહીકાંઠાના સેટલમેન્ટ યા બંદોબસ્ત મુજબ જે ત્રિબ્યુટદારો પોતાના તરફથી, પોતાના ભાયાતો તરફથી, અને પોતાના આશ્રિતો તરફથી કોલકરાર કરવામાં સામેલ હતા તેઓ તમામને ઈંગ્રેજ સરકાર તરફથી પરોક્ષ યા પેટા બાંહેધરી નહિ પયંતુ પ્રત્યક્ષ બાંહેધરી આપવામાં આવેલી હતી, અને સદરહુ ત્રિબ્યુટદારોના તેમના ભાયાતો અને આશ્રિતો સુદ્ધાંતનાઓની જાગીર હકકો અને અધિકાર જે સને ૧૮૧૧–૧૨ ની સાલમાં ચાલુ હતા તે તમામ ઉપર બીજા સત્તાવાળાઓ તરફથી થતા દબાણ અગર તેમાં થતા પગ પેસારાની સામે ઈંગ્રેજ સરકારની બાંહેધરી આપવામાં આવી હતી.

(૨૦૦) સને ૧૮૧૧–૧૨ ની સાલમાં જે હકીકત હયાતીમાં હતી તે ઉપર આધાર રાખી બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તે ઉપરથી અનુમાન થાય છે કે બાંહેધરીવાળા હક્ક અધિકાર અને જમીન જાગીરની તકરારોની ચોકસી કરતી વખતે તે વખતને મુદ્દત તરીકે ગણી ચોકસીની સીમા બાંધવી જોઇએ.

(૨૦૧) તો પણ સેટલમેન્ટ યા બંદોબસ્તની વખતે જે જે કબજા ભોગવટા હતા તે, અને કાઠીઆવાડમાં અને ગુજરાતમાં લાગુ પાડેલો નિયમ જે મી. પીલસાહેબે તે પ્રાંતનાં પ્રખ્યાત હુલિયાદ કેસમાં સમજાવેલો છે, તે નિયમની બાબતમાં અમે આ ઠેકાણે જણાવીએ છીએ કે સેટલમેન્ટ યા બંદોબસ્તની તારીખે ગીરોથી અગર બીજા કોઇ પ્રકારથી ટુક મુદ્દતને માટે મૂળ જાગીરમાં જમીનનો વધારો થયો હોય ( અને તે વધારાનો હંગામી પ્રકાર સેટલમેન્ટ થયા પછીથી કબુલ કરવામાં આવેલો હોય–જુઓ કાઠીઆવાડનો અધોઇ કેસ,

તો આ પ્રમાણે ટુંક મુદતને માટે કરેલો વધારો બાંહેધરીવાળી મૂળ જાગીરનો કોઇ પણ ભાગ ગણી શકાય નહિ.

(૨૦૨) મુંબઇ ગેઝેટીઅરમાં ( વોલ્યુમઃ ૫ પૃષ્ટઃ ૩૮૨ ) મહીકાંઠાના ઇતિહાસ સંબંધી ટાંચણમાં. " કુલ ગુંથણિયા મુલક." વિષે જે લખેલું છે તેના સંબંધમાં તા. ૨૧ ફેબ્રુવારી સને ૧૮૨૧ ના રોજની મી. એલફીન્સ્ટન સાહેબની મિનિટમાં નીચે પ્રમાણે વર્ણન આપેલું છેઃ—"મહેસુલ અને લશ્કરી હકુમત સંબંધી મહીકાંઠાના પ્રદેશની સીમા તે શબ્દના અર્થ મુજબ, મહી નદીને કાંઠે આવેલા મુલક સુધી નથી, પરંતુ ઉત્તર દીશાએ ૧૨૦ માઇલ દુર બનાસ નદી સુધી પોહોંચે છે; અને તે લત્તાના ગુજરાતના જે જે વિભાગોમાથી ગાયકવાડ સરકારની ખંડણી ઉઘરાવવાને લશ્કરની હાજરીની જરૂર પડે તેતે વિભાગો, એટલે કે ગુજરાત પ્રાંતના તમામ ઉત્તરના અને ઇશાન ખુણાના વિભાગોનો તેમાં સમાવેશ થાય છે.

"જો કે ચુંવાળનાં જંગલો અમદાવાદથી પશ્ચિમના ભાગમાંનાં જંગલો મહી નદીના કાંઠા ઉપર અને છેક વડોદરાની પડોશ સુધીમાં કેટલાંક ગામોનું રક્ષણ કરતાં હતાં, પરંતુ આ સપાટ પ્રદેશનો લગભગ બધો ભાગ મરેઠી રાજ્યની (?) હકુમત નીચે આણવામાં આવ્યો હતો જ્યાં નદી નાળાં ઘણાં આવવા માંડે છે ત્યાં તેના કીનારા ઉપરનાં કોતરો અને જંગલો ઘાડાં અને વિસ્તીર્ણ થતાં જાય છે, તેમ તેમ સ્વતંત્ર ગામો વારંવાર ઘણા જથાબંધ માલમ પડે છે, અને તે છેક ઇશાન ખુણામાં જંગલો અને ડુંગરોમાં ઇડર અને લુણાવાડાનાં સંસ્થાનો સુધી આ પ્રમાણે માલુમ પડે છે." આ જાતોમાં તેઓની સંખ્યાના પ્રમાણમાં સ્વતંત્રતા વધતી જાય છે; દક્ષિણ તરફના સપાટ પ્રદેશમાંના અને નદીઓની વચ્ચેના ખુલ્લા ભાગમાંના દરેક ગામમાં પોતાના અમલદારો વડે મરેઠા સરકારને ન્યાય પ્રકરણ ચલાવવાનો અધિકાર હતો; અને તે ગામોની જમીનની ઉપજમાંથી તે સરકારને અમુક હીસ્સો લેવાનો હક્ક હોવાથી તે ઉપજનો તે અમલદારો હમેશાં હિસાબ લેતા. અને બાકીનાં બધાં ગામો ખંડણી આપીને પોતાની સ્વતંત્રતાં જાળવી રહ્યાં હતાં. આવાં ઘણાં ગામો જેઓ તાબે થયેલા પ્રાંતની વચ્ચે નદીઓને કીનારે આવેલાં હતાં તેઓ દર વરસે નિયમસર પાસેના મુલકી અધિકારીને ખંડણી આપ્યાં જતાં પરંતુ જેઓ ઘણી મજબુત જગાએ આવેલાં હતાં, અને ઘણે દુર આવેલાં હતાં તેઓ, દોઢળુ લશ્કર તેમને ખંડણી ભરવાની જરૂર પાડે ત્યાં લગણ, ખંડણી આપતાં નહિ. જે ગામોએ ન્યાય પ્રકરણ અને પોતાની જમીનના પાકનું કળતર તેઓને (મરેઠાને) હાથે થવું સ્વિકારેલું હતું તે ગામો. "રૈયતી" કહેવાતાં. જેઓ ફક્ત ત્રિબ્યુટ અગર ખંડણી આપતાં તેઓ "મહેવાસી" કહેવાતાં. પરંતુ આ શબ્દ ઇડર અને લુણાવાડા જેવાં મોટાં સંસ્થાનોને લાગુ પડતો નથી. મુલકી અધિકારીને જે ખંડણી ભરવામાં આવતી તેને " જમાબંદી" કહેતા; અને જે ખંડણી લશ્કરની મદદ વડે વસુલ કરવામાં આવતી તેને "ઘાસ દાણો" કહેતા. ઘણાં મહેવાસી ગામો એવાં હતાં કે તેઓ નાની રકમ કુમાવીસદારને ભરવાને ખુશી હતાં પણ રકમની માગણી લશ્કરની હાજરી સિવાય આપવાનું કબુલ કરતાં નહિ. આવાં ગામો જમાંબંદી અને ઘાસદાણો બંને આપતાં હતાં; તેમાં જમાંબંદી મહેસુલ ખાતાના અધિકારીને દર વરસે ભરવામાં આવતી હતી, અને ઘાસદાણો તે કર ઉઘરાવવાને વારંવાર જે લશ્કર મોકલવામાં આવતું તેના સેનાપતિને ભરવામાં આવતો, તોપણ આ બંને સરખી રીતે ખંડણીજ છે અને તેમાંની એકે જમીનની ઉપજનો કરેલો ભાગ નથી.

ઉપર જણાવેલા તમામ ભેદ જે વર્ગને લાગુ પડે છે તે વર્ગના મરેઠી રાજ્ય સાથેના જુદી જુદી તરેહના સંબંધને અનુસરીને મૂળમાંથી પડેલા હતા; તેનુ મૂળનું કારણ તો જો કે હાલમાં નાબુદ થયેલું છે, તોપણ તે ભેદ હજુ સુધી રહેલા છે. ઘણાં ગામો જેઓને ગાયકવાડ સરકાર "રૈયત" કરી શક્યા હોત તે હજુ "મહેવાસી" રહ્યાં છે. અને જ્યાં મહેવાસી પોતાનો ઘાસદાણો કુમાવીસદારને આપવાને ખુશીથી તૈયાર રહેત ત્યાં અને જ્યાં કુમાવીસદારને આપવાની રકમ લશ્કરી અમલદારને આપવાની રકમ કરતાં ઘણી ભારે છે ત્યાં હજુ સુધી ઘાસદાણો લશ્કરી અમલદારને આપવામાં આવે છે. ઘાસદાણો કે જમાબંદી એ નામો મુકરર થયા પછી પણ ભરવાની રકમમાં વારંવાર વધારો ઘટાડો થતો, જો કુમાવીસદાર અગર લશ્કરી અમલદાર બળવાન હોય તો તે જમાબંદી અગર ઘાસદાણો વધારી દેતો, અને જો નબળો હોય તો પાછલી સાલ જે રકમ આપવામાં આવી હોય તેથી કાંઈ ઓછી રકમ લઇને બેસી રહેતો, તો પણ એકંદરે આપવાની રકમમાં જાથુ વધારો થતો. મહીકાંઠાની મહેસુલમાં ફક્ત ઘાસદાણાનોજ સમાસ થયેલો છે.

(૨૦૩) જે શખસોના હક્ક મુસલમાની રાજ્ય થતાં પહેલાંના ચાલુ હતા તેમને મુસલમાન તવારીખ લખનારાઓ જમીનદારો કહેતા:—(જુઓ વોટસન કૃત ગુજરાતનો ઇતિહાસ પૃષ્ઠ: ૯)

(૨૦૪) મોટા જમીનદારો જેઓ સંપૂર્ણ તાબેદારીને દુર કરવામાં ફત્તેહ પામ્યા હતા તેઓની પાસેથી ઉપર કહ્યા પ્રમાણે મુકરર કરેલી અમુક રકમ લેવામાં આવતી, અને એ રકમ વસુલ કરવાને મધ્ય સત્તાને હમેશાં લશ્કરની જરૂર પડતી. પણ શ્રેષ્ટ વર્ગના (હિંદુ વંશપરંપરાથી ચાલતા આવતા) નાના જમીનદારો જેઓની જાગીરો પ્રત્યક્ષ હકુમત નીચેનાં પરગણાઓની હદની અંદર આવેલી હતી, તેવા જમીનદારો ઉપરના સરકારના હક્ક મુકરર કરવાની બાબતમાં અહમદશાહના રાજ્ય (સને ૧૪૧૨–૧૪૪૩) સુધીમાં કાંઇપણ કરવામાં આવ્યું નહિ હતું. પરંતુ સને ૧૪૨૦ની સાલના અરસામાં જમીનદારોના તોફાનથી રાજ્યની સુલેહમાં એટલી બધી ગડબડ થઇ ગઇ હતી કે અમુક ખંડણી આપવાની અને અમુક લશ્કરી ચાકરી ભરવાની શરતે જમીનદારોને તેમના ગામની મૂળ જમીનમાંથી ચોથો ભાગ તેઓની વંશપરંપરાની જાગીર તરીકે તેમને પાછો આપવાને અહમદશાહે કરાર કર્યો હતો. આ પ્રમાણે છૂટો પાડેલો ભાગ "વાંટો" અગર હિસ્સો કહેવાવા લાગ્યો, અને બાકીની રહેલી જમીન રાજના અંગની જમીન અગર "તલપદ" કહેવાવા લાગી. આ વહિવટ કેટલાક વખત સુધી ચાલ્યો બાદ ત્રીજા મહમદશાહ (સને ૧૫૩૬–૧૫૫૩) ના વખતમાં સને ૧૫૪૫ માં વાંટાની જમીન સરકારી જમીન ભેગી મેળવી દેવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો; પરંતુ એ યોજનાથી ઘણી બેદીલી અને ગડબડ ઉત્પન્ન થવા લાગી તેથી કરીને અકબર બાદશાહે (સને ૧૫૫૬—૧૬૦૫) એ ગોઠવણ નામંજુર કરી, ને સને ૧૫૮૩માં સદરહુ પ્રાંતના બંદોબસ્ત તરીકે જમીદારોને તેમનો ચોથો ભાગ પાછો આપ્યો. આ ગોઠવણ હજુ સુધી એ પ્રમાણેજ ચાલુ છે, માત્ર મરેઠાઓએ ત્યાર પછીથી આ જમીન ઉપરની સલામીમાં કાંઇક વધારો કરેલો છે.

"અરાડમા સૈકાના પ્રથમના અડધ ભાગમાં ગુજરાતમાં મુસલમાની રાજ્યની પડતીના વખતમાં સરકારી ગામોમાં ભાગ ધરાવનારા ગરાસીઆ જેઓ હમેશાં પોતાના બળથી

પોતાની સત્તા વધારવાને તૈયારજ હતા તેઓએ પોતાના વધારે શાંત પાડોશીઓ, ખેડુતો, અને પોતાનાથી ઉતરતા વર્ગના જમીનદારો પાસેથી ઘણાક પ્રકારના કરો જબરજસ્તીથી લેવા માંડયા. આ કરો ગરાસ ( કોળીઓ ) વેળ ( જુલમથી કઢાવેલા પૈસા ) અથવા પાલ ( રક્ષણ ) ના નામથી તેમની ખાસ જાત ઉપરથી ઓળખવા લાગ્યા. તે કરો જે સ્થાપિત થએલું રાજ્ય કદી પોતાની પ્રજા ઉપર નાંખી શકે નહિ તેવા પ્રકારના હતા અને સરકારી જમીનના ખેડુતો પોતાના ઉપર થતા હુમલામાંથી બચવાને સારૂ નાના નાના લુંટારૂ ગરાસીઆઓને આપતા. " વોટસન કૃત ગુજરાતનો ઇતિહાસ પૃષ્ટ. ૯–૧૦

(૨૦૫) અરાડમા સૈકાની શરૂઆતથી ગુજરાતમાં અવ્યવસ્થા વધવા માંડી. પાયતખ્ત તરફથી કાંઇ પણ પ્રકારની મદદ આવશે એવી આશા ન હોવાથી સુબાઓ આગેવાન જમીનદાર વર્ગમાં બંદોબસ્ત રાખી શકયા નહિ, તેમ વધારે બળવાન થઇ પડેલાં સંસ્થાનો અને ઠાકોરો પાસેથી ખંડણી વસુલ કરી શકયા નહિ. અને નાના નાના કોળી અને રજપુત જમીનદારો તેઓના ઉપર સબળ રાજ્ય સત્તાનો કોઇ તરેહનો દાબ ન રહેવાથી લશ્કરી થાણાનો નાશ કરવા લાગ્યા અને (તેઓ) ગામની જમીનમાંથી સરકારી અગર રાજ્યભાગ પડાવી લેવા લાગ્યા, અને પાસેના વધારે શાંત પાડોશીઓ પાસેથી કર લેવા મંડયા, તો પણ પ્રાંત ઉપર મરેઠાઓની ખંડણીનો બોજો દર વરસે વધતો થવા લાગ્યો. મુસલમાની અમલનાં પાછલાં દસ વરસોમાં તો સુબાની સત્તા અગર અમલ એટલો બધો દબાઇ ગયો કે મીરાતે અહમદીનો ગ્રંથકાર લખે છે કે જ્યારે મોટા જમીનદારો ખંડણી આપવાની ના પાડતા ત્યારે તે વસુલ કરવાને સુબાનામાં કાંઈ પણ સત્તા નહોતી. "–વોટસન કૃત્ત ગુજરાતનો ઇતિહાસ પૃષ્ટઃ—૨૨

" વળી ઉપરની બીના ઉપરથી માલમ પડે છે કે ગુજરાતમાં મરેઠાઓનો અમલ કોઇ પણ વખતે પાકે પાયે હતો નહિ; અને જો બીજા અડધા સૈકા સુધી ઇંગ્રેજ સરકારે ગુજરાતમાં હાથ ના ઘાલ્યો હોત તો એમ લાગે છે કે વખતે ગુજરાતના ઠાકોરો ઉપર મરેઠી રાજ્યનું કોઈ તરેહનું દબાણ ના રહેત અને તેથી તેઓ પોતાની પૂર્ણ સ્વતંત્રતા પાછી ગ્રહણ કરત, અને ગાવકવાડના, જો કે મુલક તો નહિ પરંતુ, ખંડણી સંબંધીના હકો ઘણાક ઓછા થઇ જાત "–વોટસન કૃત ગુજરાતનો ઇતિહાસ પૃષ્ટ ૧૫૧

(૨૦૬) " વાંટો એટલે ભાગ અગર હિસ્સો. અને જો કે તે વાંટાઓ પૈકી કેટલીક જમીન સરકારને સલામી ભરે છે, તો પણ તે એક પ્રકારની નકરી જમીન છે. મુસલમાનોની જીત પહેલાં બધો મુલક રજપુત અને બીજાઓના કબજામાં હતો. મુસલમાનોએ આ લોકો પાસેથી જમીન પડાવી લીધી તેથી તેઓ લુટફાટ કરવા લાગ્યા. જીતનારાઓ આ લુટફાટ અટકાવવાને સત્તાવાન નહિ હતા; પછીથી આ લોકો સાથે સમાધાન કરવામાં આવ્યું, તેમાં એવી રીતે થયું કે દરેક ગામનો ¾ ભાગ મુસલમાન લોકોએ રાખ્યો તેનું તલપદ નામ રાખવામાં આવ્યું, અને બાકીનો ¼ ભાગ મુળના માલીકોને વાંટાના નામથી આપવામાં આવ્યો. આ સમાધાનથી તેઓ ( મુળના જમીનદારો ) લુંટ કરતાં અટકવાને અને તેમના ગામોનું રક્ષણ કરવાને અને ત્યાં બંદોબસ્ત રાખવાને કબુલ થયા. વાંટાની જમીન ધારણ કરનારાઓમાં ઘણાજ પુરાતની અને ઉમદા કુટુંબોનાં લોકો છે. આ જમીન કેટલેક ઠેકાણે આપી દેવામાં આવેલી છે, કેટલેક ઠેકાણે તેના પેટા ભાગો પડેલા છે અને કેટલેક ઠેકાણે

તે વેચી દેવામાં આવેલી. કેટલેક ઠેકાણે તો તલપદ જમીન ધારણ કરનાર સરકારી અધિકારીઓ કરતાં વાંટેદારો એટલા બધા જોરાવર થતા કે તેઓ વખતે તલપદની જમીન વાંટામાં ભેળવી દેતા, અને તેઓ બધી જમીનને વાંટાના નામથી ભોગવતા; વળી એવા કેટલાક દાખલા છે કે જે ઠેકાણે આ મૂળ માલીકોની મદદ સિવાય સરકારે પોતાની સત્તાથી વહિવટ ચલાવી લીધેલો છે. આવા દાખલાઓમાં સરકારે વાંટાની જમીન પાછી લઇ લીધેલી છે અને હાલમાં તે વાંટા જમીનના નામથી ઓળખાય છે.–" રોબર્ટસન કૃત ગુજરાતી મહેસુલ ખાતાના અને સરકારી કામકાજના શબ્દનો કોષ પૃષ્ટ. ૫૪ - ૫૫

૨૦૭ આ જગાએ લક્ષમાં રાખવું અગત્યનું છે કે આ કોષમાં પૃષ્ટ ૨૪–૨૫ મે તલપદમાંથી કાઢી આપેલી જમીન (Alienations)ના ભાગનું વર્ણન આપેલું છે, પરંતુ તેવીજ તરેહના વાંટામાંથી કાઢી આપેલા ભાગ ( Alienations ) નું વર્ણન આપેલું નથી, કેમકે આખો વાંટોજ ઉત્તમ પ્રકારના ધારણ કરનારની નકરી જમીન તરીકે કાઢી આપેલો (Alienated) ગણાય છે.

(૨૦૮) કર્નલ વોલેસ પોતાના "ગાયકવાડ એન્ડીઝરીલેશન્સ (ગાયકવાડનો ઈંગ્રેજ સરકાર સાથેનો સંબંધ)" નામના પુસ્તકમાં સને ૧૮૧૧–૧૨ ની સાલ વિષે નીચે પ્રમાણે લખે છે "થોડાંક વરસના અનુભવથી સાબીત થયું છે કે આ પ્રાંતમાં સર્વ ઠેકાણે બીન તાબેદારીનો ફાંકો અત્યંત પસરેલો છે.........મુકરર થયેલી સત્તાથી કેવી તરેહના ફાયદા થાય છે તે બાબત મોટા પ્રાંતના ખંડિઆ સંસ્થાનો પાસે માન્ય કરાવેલી છે, પરંતુ હજુ સુધી મુલકમાં ચારે ખુંણે સ્વતંત્રતા, ઉદ્ધતપલી, મગરૂબી અને અંધાધુંધીનો ફાંકો રહેલો છે." પૃષ્ટ ૧૮૧

"લોકોમાં ચાલતી આ વાત ખરી હોય કિંવા ખોટી હોય તોપણ તેથી દેશની સ્થિતિ અને રાજ્યાધિકારીનું બેદરકારપણું ઉઘાડું પડી આવે છે. ખરેખરી બાબત એ છે કે હજુ સુધીમાં મરેઠાઓ સદરહુ પ્રાંતમાં માત્ર ફરી વળેલા છે. તેઓએ મહેસુલ બાબતની એક રીત પસંદ કરેલી છે કે જે કાયમને માટે લશ્કરી કર લેવાની પદ્ધતિ કરતાં કાંઇ વધારે સારી નથી. જ્યાં સુધી તેઓ બીજા કશાની દરકાર રાખતા નહિ. રાજ્ય કર્તા અને જેઓની ઉપર રાજ્ય કરવામાં આવે છે તેઓ વચ્ચેનો અરસપરસનો સંબંધ અને ફરજ તેઓના ખ્યાલમાં પણ નહિ હતાં, તેમ જેઓ તેમના રાજ્ય નીચે આવી રહેતા, તેમનું રક્ષણ કરવાનું અભિમાન તેઓમાં હતું નહિ. તેનું પરિણામ એ થયું કે સઘળા વર્ગના દેશી સરદારો અને ઠાકોરો જેઓ મોગલ રાજ્ય નીચે માત્ર જમીનદાર તરીકે કાયદાને આધીન થઇ ગયા હતા તેઓ સર્વ ઠેકાણે માથાં ઉંચાં કરવા લાગ્યા અને જે રાજ્યે તેમને તજી દીધા હતા તે રાજ્યનાં કામો બથાવી પડવા લાગ્યા.

"જમીનદારી (રાજ્યકિય) હક્કો તાજા થયા, વધ્યા અને તેનો ખોટો ઉપયોગ થવા માંડ્યો, અને ગ્રામ્ય સમૂહો, પોતાનું રાજ્ય તરફથી રક્ષણ થતું નથી, અને પોતાની કંઇ દરકાર કરવામાં આવતી નથી એવું જાણી. પોતાની મૂળની રાજ્યપદ્ધતિ પકડવા લાગ્યાં અને તે ઉપરથી ઘણાં નાનાં ખંડીઆ પ્રજાસત્તાક રાજ્યો સંસ્થાનો તરીકે ઉત્પન્ન થયાં, અને તેઓએ અંદર ખાતાનો વહિવટ અમુક પ્રકારનો રાખીને બીજાં રાજ્યો પ્રત્યેની અમુક રાજનીતિ પકડી;" પાનું ૧૮૩.

"આપણું ( ઇંગ્રેજી ) રાજ્ય થતા પહેલાં દેશી રાજ્યોને જે જુજ તાબેદારીનું માન મળતું તે સહન કરીને આટલા લાંબા વખત સુધી બેસી રહેલાં તે વિષે મુંબાઇ સરકારે તે વખતે રિમાર્ક કરેલી છે." પૃષ્ટ ૧૮૭.

(૨૦૯) "મુલકગીરી કર અગર ખંડણી સાધારણ મહેસુલ કરતાં જુદાજ પ્રકારની છે કારણ તે ટાંકા જબરાઇથી કઢાવવાની રાજ્યની સત્તાના પ્રમાણમાં ઠરાવવામાં આવતા, પણ મુલકની ગુન્જાસના પ્રમાણમાં ઠરાવવામાં આવતા નહિ. જે જાગીર પાસેથી સદરહુ ખંડણી લેવામાં આવતી તે જાગીરની શક્તિ વિષે ખંડણી ઠરાવનાર સરકાર કાંઇ તપાસ કરતી નહિ—" એચીસન્સ ટ્રીટીઝ ( સંધીસંગ્રહ ) વોલ્યુમ ૬ પૃષ્ટ ૩૬૧.

"મરેઠી રાજ્ય ખાસ રીતે લશ્કરી પ્રકૃતિનું હોવાથી પોતાના લશ્કરના ગુજરાનનાં સાધનો જાળવવા ઉપરાંત વ્યવસ્થિત રાજ્ય સ્થાપવાની કંઈ દરકાર રાખતું નહિ; તેઓના પ્રત્યક્ષ અમલ નીચે કેટલાંક વરસ સુધી મુલક રહ્યા બાદ કોઇ એક પ્રકારનું નિયમીત ન્યાય પ્રકરણ સ્થાપવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો; અને તેટલી મુદતે પણ જે અધિકારીઓને મહેસુલ વસુલ કરવાનું કામ હતું તેમનેજ ઘણું કરીને સર્વ ઠેકાણે ન્યાય ચુકવવાનો અધિકાર આપવામાં આવ્યો હતો" એજન પૃષ્ટ. ૩૬૧.

"દરેક નાનો જમીનદાર પણ પોતાની મરજી પ્રમાણે પોતાના પાડોશીની સાથે સંધિ વિગ્રહ કરી શકતો" એજન પૃષ્ટ. ૩૬૨.

"બીજી તરફ કાઠીયાવાડમાં જ્યારે તે મુલક પેશ્વા અને ગાયકવાડના હાથ નીચે હતો ત્યારે તે વખતની રાજનીતિ મુજબ જે કરારો કરેલા છે તે કરારોથી તે વખતે જે સ્થિતિ હતી તે હંમેશને માટે કાયમ અથવા દૃઢ થઇ ગઇ છે" એજન પૃષ્ટ. ૩૬૩.

"સને ૧૮૦૭ ની સાલમાં કાઠીયાવાડમાં કરેલો બંદોબસ્ત ( સેટલમેન્ટ ) તે વખતની સ્થિતિને અનુસરીને કરવામાં આવ્યો હતો, અને એ વખતને કાઠીઆવાડમાં જમીન અને વંશપરંપરાના હક્કોની તકરારની બાબતમાં મર્યાદા તરીકે ગણવામાં આવે છે." એજન પૃષ્ટ ૩૬૫.

(૨૧૦) ઉપરની ટીકા ખસુસ કરીને કાઠીયાવાડના સંબંધમાં કરવામાં આવી હતી, પણ તે સને ૧૮૧૧-૧૨ માં કરેલા મહીકાંઠા સેટલમેન્ટ યા બંદોબસ્તને યોગ્ય ફેરફાર સાથે સરખી રીતે લાગુ પડે છે; કેમકે મહીકાંઠાનો બંદોબસ્ત કાઠીયાવાડમાં જે ધોરણો ઉપર બંદોબસ્ત કરવામાં આવેલો તેજ ધોરણો ઉપર થયેલો છે, અને કાઠીયાવાડમાં જે બાંહેધરી-વાળા કરાર કરવામાં આવેલા તેવાજ કરારો મહીકાંઠામાં પણ કરવામાં અવ્યા છે. આ વાત વારંવાર આધાર સાથે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

તા. ૧૮ મી જુલાઇ સને ૧૮૮૮. } (સહી) એચ. એફ. એસ્ટર્ન.
સી. એસ.

---

મહેરબાન એસ્ટર્ન સાહેબે કરેલા ઠરાવમાં ભાયાતોને મુખ્ય તાલુકદારના પેટામાં ગેરન્ટી નહિ પરંતુ ડાયરેકટ ગેરન્ટી હોવાનું ઠરાવવાથી તે ઉપર શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી અપીલ થતાં અપેલેન્ટ ઓફીસર કેન્ડી સાહેબે ડાયરેકટ ગેરન્ટી પુરતો ઠરાવ રદ કરી બાકીનો ઠરાવ કાયમ રાખ્યો; અને ભાયાતોને મુખ્ય ઠાકોરના પેટામાં બાંહેધરી છે એમ ઠરાવ્યું.

ઇન્ડિયા સરકારથી મંજુર થયેલી કલમોના આધારે બાંહેધરીવાળી તમામ જમીનના સંબંધે પોલીટીકલ એજન્ટોની દરમિયાનગીરી બંધ થઈ અને બાંહેધરીવાળી જમીન સંબંધ

તથા સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરોના ઠરાવની અમલ બજવણી કરવા એક કોર્ટ નવીન ખોલવાની જરૂર જણાઇ તેથી ગિરાસ કોર્ટ એ નામે એક કોર્ટ નવીન ખોલવામાં આવી અને તેના કામકાજની પદ્ધતિ માટે નીચે પ્રમાણે નિયમો મંજુર કરવામાં આવ્યા.

# ગિરાસ ખાતાની રચના અને કામ સંબંધી નિયમ.

કેટલાક એક કારણસર જુદુ ગિરાસ ખાતુ કાઢવાની જરૂર જણાયાથી એ ખાતાને સારૂ નિચે પ્રમાણેના નિયમો ઠરાવ્યા છે.

૧. ગિરાસ ખાતુ જેમ બને તેમ તાકીદે ઉભુ કરવામાં આવશે.

૨. એ ખાતાના ઉપરી તરીકે એક સારો લાયક અમલદાર નિમવામાં આવશે.

૩. હજુરના સેટલમેન્ટ ખાતાના તાબામાં એ ખાતુ રહેશે.

૪. ગિરાસના સંબંધમાં જે માણસો હાલમાં હજુર સેટલમેન્ટ ખાતામાં છે તે લોકો નવા ગિરાસ ખાતામાં રાખવામાં આવશે અને જે ફેરફાર અથવા વધારો જરૂર જણાશે તે કરવામાં આવશે.

૫. એ ખાતાનું મુખ્ય કામ નિચે પ્રમાણેનું છે:—

(×એ) જે જે દાવામાં ગિરાસ અથવા વાંટાના હકક વિષે તકરાર હશે તે દાવાની ચોકસી કરવી, અને નિકાલ કરવો. પછી એ તકરાર ગિરાસીયા અને સરકારના વચમાં હોય અથવા એક ગિરાસીઆ અને બીજા ગિરાસીયા અથવા એ સિવાય કોઇ બીજાના વચમાં હોય. સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર કીંગ એસક્વાયરના અધિકારનાં જે જે કામો છે તે કામો એ ખાતામાં લેવાના નથી.

(બી) હિતવાળા પક્ષકારો અરજી કરે અથવા નહિ કરે તોપણ બ્રિટિશ અમલદારો અથવા સરકારે આજ લગીમાં જે જે ફેંસલા કરેલા છે અથવા અત્યાર પછી સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર અથવા આ નિયમોને આધારે જે ગિરાસ ખાતુ સ્થાપવામાં આવે તેનો ઉપરી જે ફેંસલો કરે તેનો અમલ કરવો. ગિરાસ ખાતાએ જે જે ફેંસલાની બજવણી કરવાની છે તે બજવણીને લગતી સરવે બાબતનો તપાસ તથા નિર્ણય એ ખાતાના ઉપરી કરશે.

(સી) ઇનામી ગામોમાં સદરહુ પ્રમાણેના ઠરાવોનો અમલ કરાવવો તથા તે ઉપર નિઘેબાની રાખવી.

---

× ગિરાસ ખાતાના જાહેરનામામાં નં. ૨ સન ૧૯૧૧-૧૨ તા. ૨૬-૯-૧૯૧૧ ની કલમ ૩ ની પેટા રકમ ૪ ના આધારે ઉપરના નિયમ ૫ ની એ રકમ રદ થઇ નિચે પ્રમાણે ઠરાવ્યું છે.

શ્રીમંત સરકારના રાજ્યના કોઇ કૃત્યથી બાંહેધરીવાળા હકકને બાધ આવતો હોય તેવે પ્રસંગે જે દાવાઓમાં ફક્ત શ્રીમંત સરકારના રાજ્ય વિરૂદ્ધ દાદ માગવાની છે તેવા દાવાઓજ ગિરાસ કોર્ટમાં ચાલશે.

(ડી) ગિરાસ અને વાંટાના હકકનું સંપૂર્ણ રજીસ્ટર તૈયાર કરવું. ગામવાર એટલે ગામ દીઠ અને આશામીવાર એટલે આશામી દીઠ બાંહેધરીવાળા હકકનું અને વગર બાંહેધરીવાળા હકકનું જુદુ જુદુ રજીસ્ટર રાખવું.

(ઇ) ગિરાસના લગતા મુકરદમા બ્રિટિશ અમલદારે અથવા દરબારી અમલદારે ફેંસલ કરેલા હોય તે તમામના દફતરોની મીસલ કરવી. એવી રીતે કે ગિરાસ અને વાંટા રજીસ્ટરોમાં તે મુકદમાને લગતી નોંધો (દાખલા)નો પત્તો તે મુકરદમાથી માલમ પડે અને તે રજીસ્ટરો ઉપર કંઇ યોગ્ય શેરા કર્યાથી તે મુકરદમા તાકીદે શોધી કઢાય.

(એફ) જેટલું અને તેટલું કરીને એક સ્થાનિક તીજોરીમાંથી લોકોને તેઓના હકકના રૂપીયા આપવાની ગોઠવણ કરવી અને તે હકોના રૂપીયા બરોબર વખતસર અપાય એવો બંદોબસ્ત કરવો.

૬. સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર જે મુકરદમા પોતે ફેંસલ કરે તે મુકરદમાની અંદર હક્ક વિષેનો ઠરાવ પોતે કરે, ત્યારપછી તેણે પોતાની હજુરમાં દરબારના ગીરાસ એજન્ટ જે હોય તેની મારફત આ રૂલ પ્રમાણે સ્થાપન થયેલા ગીરાસ ખાતામાં મુકરદમા સોંપી દેવા અને તે ખાતાના ઉપરીએ સદરહુ ઠરાવો જો તે ઉપર અપીલ થઈ ન હોય તો તાકીદે બજાવવા; પરંતુ હજુરથી બીજી રીતનો હુકમ થયા સિવાય આપીલ કરવાની મુદત વિત્યા વિના કોઇપણ ઠરાવની બજવણી કરવામાં આવશે નહિ.

૭. હજુર સેટલમેન્ટ ખાતાની સલાહ પ્રમાણે ગીરાસ ખાતાના ઉપરીએ કેવી તરેહના રજીસ્ટરો રાખવાં તેમાં શી તપસીલ લખવી અને તેઓ શી રીતે રાખવાં વિગેરે બાબતનાં ફોર્મો તૈયાર કરવાં.

૮. ગીરાસ ખાતાના ઉપરીને પોતાની રૂબરૂના મુકરદમામાં યોગ્ય તજવીજ સારૂ તથા ખરા ઇન્સાફની ખાતર કમીશન કાઢવાની જરૂર જણાય તો પુરાવો લેવા તથા તે પુરાવો અભિપ્રાય સાથે મોકલવા સ્થાનિક કોર્ટો અથવા અમલદારો ઉપર કમીશન કાઢવાનો તેનો અધિકાર છે. વળી ઇન્સાફના હેતુને સારૂ સારી રીતે કેળવાયેલા માણસોના અથવા અમલદારના કાયદાની અથવા રીવાજની બાબતમાં અભિપ્રાય લેવાની સદરહુ અમલદારને જરૂર જણાય તો તે પણ લેવાની તેને છુટ છે.

૯. ગીરાસ ખાતાનો ઉપરી જે ફેંસલા કરશે તે ઉપર હજુરમાં સેટલમેન્ટ ખાતામાં અપીલ ચાલશે અથવા તે ફેંસલો હજુર ફરી તપાસમાં લઇ શકશે.

૧૦. બીજો હુકમ થતાં લગી સાધારણ દિવાની કોર્ટો જે મુકરદમાની અંદર ગીરાસના અથવા વાંટાના હક્કની તકરાર હશે તે મુકરદમા સેટલમેન્ટ ખાતાના હજુરની પરવાનગી વગર સાંભળશે નહિ.

૧૧. બાંહેધરીવાળા હક્કને લગતા મુકરદમાના ફેંસલા કરવામાં ગીરાસ ખાતાના ઉપરીએ સ્પે. સે. ઓફીસરને સારૂ જે નિયમો કર્યા છે તે નિયમોની મુખ્ય બાબતો પ્રમાણે ચાલવું. વગર બાંહેધરીવાળા હક્કને લગતા મુકરદમાની બાબતમાં સેટલમેન્ટ ખાતામાં હજુરથી જે નિયમો યા સુચના તેને આપવામાં આવે તે પ્રમાણે ચાલવું.

૧૨. બાંહેધરીવાળા ગિરાસીયાના હક્ક જાળવવા સારૂ ગવર્નર જનરલના એજન્ટના વચ્ચે પડવાના હક્કને આ નિયમોથી કાંઇ પણ હરકત થતી નથી.

# ગીરાસ અને રેસીડેન્સીથી થયેલા ઠરાવો.

**સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર મહેરબાન જે. કીંગ સાહેબના તા. ૧૬-૪-૭૮ના ઠરાવ નં. ૫ માંથી જરૂર પુરતો ઉતારો.**

**એપેલેન્ટ.................................માંડવાના બહાદુરસીંગ ગુલાબસીંગ.**

× × × ×

ખેડુતોની દાણની રકમ મુકરર કરવામાં આવેલી હોય તેટલા ઉપરથી તે કામનો ખેડુતે બદલવાનો અધિકાર માલ ધણીને છે. જો ખેડુ પોતાની રાજીખુશીથી દાણ ઉપરાંત માલ ધણીને દાણ ભરવાની સાથે અથવા દાણ ભરવાના દિવસે કાંઇ રકમ ભેટ આપે તો તે આપતાં તથા માલ ધણીને તે સ્વીકારતાં કોઇથી પ્રતિબંધ થઇ શકે તેમ નથી વિગેરે.

ઇંગ્રેજી ઉપરથી.

માંડવાના રાણા—

ખુમાનસીંગજી રાયસીંગજી ચોવાન.

કારવણમાં દાવા—

જુના માપનાં ૪૦૦ કુંભાં લેફટેનન્ટ સ્ટેસની સમક્ષ આ દાવો તા. ૧૧ સપ્ટેમ્બર ૧૮૭૨ ને રોજ કરવામાં આવ્યો હતો. રાણાની કાંઈ પણ જમીન કારવણમાં હોવાની મજમુનદારે સમુળગી ના પાડી હતી. તા. ૫ મી નવેમ્બર ૧૮૭૨ને રોજ રાણાએ નીચે પ્રમાણે કાગળો રજુ કીધા હતા.

૧. કારવણના પટેલોએ પોલીટીકલ એજન્ટને મોકલેલો તારીખ વગરનો કાગળ જેમાં ૨૧૦ કુંભાં તથા ૭૫ મોલ્લાં વાંટાની જમીન ધારણ કરનારાઓની "આસામીવાર" યાદી છે તેના પર મથાળુ " આ ગામમાં માંડવાના રાણાએ પોતાના વાંટામાંથી પસાયતાં આપેલાં તેની યાદી " એ પ્રમાણે છે. આ કાગળ શેરો નં. ૪૩૯૦ તા. ૨૫ અકટોબર ૧૮૭૨થી મળ્યો છે.

**નોંધ. ચાર વિઘાં પૈકી ત્રણ વીઘાં માટે આ છે.**

૨. ધર્માદા તથા દેવસ્થાન ઉપરાંત માંડવાના રાણાએ ૩૫૦ કુંભાં ચાકરીઆત પસાયતામાં આપેલાં છે એમ તલબની જપ્તીદારની રૂબરૂ પટેલો રણછોડ જીભાઇ, કેસર વરજભાઇ અને કેસર જેસંગ એમણે આપેલી જુબાનીઓ. વધારામાં તેઓ એમ જણાવે છે કે તેઓ જાતે

તેમજ જીઆતલાવડીનો હવાલદાર પાકની ચોરી કરતા; પરંતુ ૧૯૧૯ માં " હવાલદારી " નામનો નવો કર ગાયકવાડ સરકારે નાંખ્યો હતો.

કારવણમાં રાણાના વાંટાની જમીન કેટલી છે તે બતાવનાર યાદી રાણાના કારીભારીએ હાલ રજુ કરી છે.

| કુંભા | મોલાં | આના. | |
|---|---|---|---|
| ૨૪૦ | ૬ | ૪ | ૧૨૪ ખાતેદારોના કબજામાં છે. |
| ૧૨૫ | ૦ | ૦ | એ ભાગમાં મુબારકપુરાનો વજીફો. |
| | | | હરીભાઇની તલાવડી. ૧૧૦ } ૧૨૫ |
| | | | નાનો કિત્તો ૧૫ } |
| ૩૬૫ | ૬ | ૪ | જીઆતલાવડીના પણ તેમાંથી |
| ૩૨ | ૭૫ | ૦ | ઉપર કારવણનો તલાટી હવાલદારી લે છે. |

ડભોઈ રેલ્વે માટે (૨૪૧-૫૬-૪ પૈકી) ૨ કુંભાં ૬૫ મોલાં જમીન લેવાઇ છે તેનું કમ્પેનશેશન માગે છે.

વળી તે સંવત ૧૯૩૫ (સન ૧૮૭૮)નું એક ખાતુ રજુ કરે છે જેમાં જુદા જુદા પસાયતાવાળા પાસેથી રૂ. ૬૧ સલામી તરીકે લીધાનું બતાવ્યું છે, અને સંવત ૧૭૯૪ ના ૨ કાગળો જેમાંનો એક તો કારવણના પટેલ જીવણદાસ ઉપર રાણાનો હુકમ છે કે કારવણમાં રાણાનો વાંટો મીઆં મહમદને પાછો સોંપવો કારણ તે તેને આપેલો છે અને બીજો વહીવટદાર ઉપરનો કાગળ જેમાં પ્રથમના હુકમની મતલબ તેની જાણ માટે મોકલી છે.

સંવત ૧૯૭૪ સુધી રાણાનો વાંટો ત્યાં હતો એમ બતાવવાને આ કાગળો રજુ થયા છે. તે સિવાય તે એક કાગળનો કડકો રજુ કરે છે તેમાં ગામનું નામ લખેલું નથી પરંતુ તે હવાલદાર નારણે મુઠી ભેગી કરી તે કેટલી તે બતાવનારો હોય એમ જણાય છે.

| | | |
|---|---|---|
| } | ગામને માટે | ૩૭-૪-૦ |
| } | વાંટા માટે | ૧૮-૧૨-૦ |
| | | ૫૬-૦-૦ |

એમ કહેવામાં આવે છે કે આ કાગળ મોજે જીઆતલાવડી તથા કારવણ વાંટાના સંબંધમાં છે, અને તે એ બાબતનો હોય એમ ઘણુ ભાગે જણાય છે.

રાણાના દાવાના ત્રણ ભાગ પાડી શકાય.

૧. પોતાના ગામ જીઆતલાવડીનો અમુક જમીનનો ભાગ છે માટે તેને સારૂ તે દાવો કરે છે.

૨. તે કારવણ નામનો વાંટો ૨૪૦ કુંભાં ૬ મોલાં ૪ આના માટે તે દાવો કરે છે જેના ઉપર સલામી લેવાને તેને અધિકાર છે જેની તકરાર નથી. વળી તે કેટલીક હવાલદારી માટે માગણી કરે છે જેને માટે દરબારની તકરાર છે.

૩. મુબારકપુરમાંના ૧૨૫ કુંભાં માટે તે દાવો કરે છે. હું મુબારકપુરના દાવા સંબંધી પ્રથમ વિચાર કરીશ. તા. ૧ પહેલી જુન ૧૮૮૦ને રોજ કારભારીએ એમ કહ્યું કે રાણાએ આ જમીન જબુર પાટીના કેટલાક સૈયદોને ધર્માદા અથવા બક્ષિસ આપેલી; પરંતુ આ

બાબતમાં કાંઇ પણ પુરાવો મને જણાતો નથી. (જુઓ મૂળ કેસ ૧૫૪૦) કારભારી બક્ષિસનો ફારસી દસ્તાવેજ તા. ૨૫ રજબ ૧૦૮૮ નો રજુ કરે છે. આમાંથી એમ જણાય છે કે જીયાતલાવડી સુદ્ધાંત આખો કારવણ વાંટો બક્ષિસ કરવામાં આવ્યો હતો. કારણ એમાં જે રકબો બતાવ્યો છે તે ૭૫૬ કુંભાં અને ૫૨ મોલ્લાં છે. ગમે તેમ હો, પણ એટલું તો જણાય છે કે સૈયદોએ આ જમીનના ભાગ ઉપર મુબારકપુરાનું પરૂં વસાવ્યું; અને કદાચ સંવત ૧૭૯૪ ના કાગળો આનેજ લગતા હતા (જુઓ ઉપર)

આ વાત ગમે તેમ હોય પરંતુ રાણાએ સદરહુ ફારસી દસ્તાવેજની તારીખ પછી મુબારકપુરમાં કાંઇ પણ વહીવટ કીધાનું નિકળતું નથી. સંવત ૧૮૩૬ (ઇ. સ. ૧૭૮૦) માં આ ગામ સરકારી તરીકે દફતરમાં લખાયેલું છે–રાણાના પૂર્વજોની એક જાગીરનો ભાગ મુબારકવાળી જમીન હતી એમાં શક નથી; પરંતુ તે ઘણા સમય પર તેમના કબ્જામાંથી ચાલ્યું ગયું છે અને તેથી તેના ઉપરનો તેનો દાવો કાઢી નાંખવાને મને આનાકાની થતી નથી.

નંબર ૧. બાબત–આ યાદી મેં સંભાળપૂર્વક વાંચી છે. પોતાનો કેસ કેવી બેકાળજીથી રાણાનો કારભારી ચલાવે છે એ વાત તે યાદી સાબીત કરે છે. આ યાદીમાં જણાવેલાં ઘણાં ખેતરો તલપદની સીમનાં છે એ બાબત કોઇ તકરાર કરી શકે એમ નથી, અને દરબારના અધિકારીઓએ તેમને માટે કાંઇ પણ દર દાવો કીધો નથી. કારવણની સીમમાં દૂર આવેલાં ખેતરો પણ આવી જાય તેવો જીઆતલાવડીનો નકશો મેં તૈયાર કરાવ્યો છે માટે એ સ્પષ્ટ સમજવાનું છે કે એ નકશામાં જીઆતલાવડીવાળાં ખેતરો બતાવેલાં છે તેજ ખેતરો એ ગામનો ભાગ છે.

નંબર ૨ કારવણ વાંટો—આ જમીનોના સંબંધમાં પુષ્કળ પુરાવા નોંધ્યા છે. રાણાના કબજામાં જે મોટો વાંટો હતો તેના મૂળ ભાગ તરીકેનાં પસાયતાં તેમાં છે. આ પસાયતાં સલામી અથવા જુડી રાણાને આપતા હતા. આ સલામીનો દર ઠરેલો નથી. ઘણા કેસોમાં છે તેમ દર કુંભે રૂ. ૧) અથવા રૂ. ૨) નો દર જણાય છે, પણ જુદી જુદી પાટીના અથવા જુદા જુદા પટેલો ફરતો દર ભરતા હતા. સંવત ૧૮૫૬ ની સાલથી ઘણા વરસો સુધીના હેસાબ અમારી સમક્ષ છે. દરમાં ફેર પડતો પરંતુ ઘણાં વરસો સુધી રૂ. ૬૧ થી વધારે સલામી લેવાઇ નથી અને ભવિષ્યમાં આજ દર પ્રમાણે દર લેવાનો છે.

સન ૧૮૭૬ ના પત્રકમાં વારસ વગરની જમીન વાંટાના માલીકને પાછી મળવી જોઇએ એ સબબથી મોટી રકમનો દાવો કરવામાં આવ્યો હતો. આ દાવો હું કાઢી નાંખું છું. કારવણ વાંટો માંડવાના રાણાના નામ ઉપર દાખલ કરવો અને આ સાથે જોડેલા પત્રક "ઝ" માં બતાવેલા ઇસમો પાસેથી તે વાંટા બદલ દર સાલ રૂ. ૬૧ તેણે ઉઘરાવવા. હવાલદારી માટે તેનો દાવો ટકી શકે તેવો નથી એમ હું ગણું છું. આ પસાયતા જમીન પૈકી કેટલીક ઉપર જીઆતલાવડીના હવાલદારે મુઠી ઉઘરાવી હશે; પરંતુ પુરાવાનો મોટો ભાગ તો સ્પષ્ટ એવું સાબીત કરે છે કે સરકારી હવાલદારને આવી હવાલદારી આપવાનો રીવાજ સાબીત થઇ ચુક્યો છે.

સમાપ્તિમાં આ તપાસનાં પરિણામોનો હું ઉપસંહાર કરૂં છું.

૧. મુબારકપુરનો દાવો કાઢી નાંખવામાં આવે છે.

૨. જીઆતલાવડીની હદ તે ગામનો નકશો તૈયાર કરવામાં આવ્યો છે તે પ્રમાણે છે. જીઆતલાવડી ગામમાં વડોદરાના અમલદારોને કોઇપણ પ્રકારની ઉપજ લેવાનો કાંઇ પણ હક્ક નથી.

૩. લીસ્ટ "જ" માં બતાવ્યા પ્રમાણેનો ૨૭૦ કુભાં ૨ મોલ્લાં ૦ આનાનો કારવણનો વાંટો રાણાના નામ ઉપર દાખલ કરવાનો છે. સદરહુ લીસ્ટમાં બતાવેલી જમીન ઉપર રૂ. ૬૧ સલામી કોઇપણ રકમ બાદ કીધા સિવાય તેણે લેવાની છે; પરંતુ વાંટાની જમીનના ખાતેદારો પાસેથી હવાલદારી વિગેરેના રૂપમાં કાંઇ પણ વિશેષ લેવાનો તેને અધિકાર નથી.

મુકામ વગા.
તા. ૩ માર્ચ ૧૮૮૧.

ગેરંટી આપી છે.
(સહી) જી. બી. રીડ.
સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર.

---

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટ સાહેબની કોર્ટ.

### અપીલ નંબર ૩૦ સને ૧૯૦૩

**અપીલવાળા**..............................છત્રસિંગજી, છાળીયરના ઠાકોર.

**જવાબદાર**.........પટેલ બહેચર ત્રીકમ અને બીજા સાવલી તાલુકામાં વરસાડામાં ઠાકોરના વાંટાના ખેડુતો—

**વાંટાના પોતાના ખેડુતો પાસેથી થાણા ફંડ શેસ વસુલ કરવાનો દાવો.**

### ફેંસલો.

એમ માલુમ પડે છે કે નામદાર મુંબઈ સરકારે પોતાના પોલીટીકલ ખાતાના ઠરાવ નં. ૩૨૪૪ તા. ૭ જુન ૧૮૮૬ અન્વયે એવો હુકમ કીધો કે રેવાકાંઠાના તાલુકદારોએ ટ્રીબ્યુટ (ખંડણી) બાદ કરતાં પોતાની કુલ આવક ઉપર દર સેંકડે ૪½ ટકા પ્રમાણે થાણા ફંડસેસ ભરવો. આ ઠરાવ મારી સમક્ષ નથી; અને માત્ર છાળીયરના ઠાકોરના કથન પરથી હું તે ઠરાવ ટાંકુ છું; પરંતુ નામદાર મુંબઇ સરકારે એવો હુકમ કાઢેલો એ વાત માન્ય કરવી જોઇએ કારણ ઠાકોરે પોતાના થાણાદાર સાથે લાંબો પત્રવ્યવહાર આ વિષય ઉપર ચલાવેલો એમ તેમની ફાઇલો જોતાં સાબીત થાય છે. આ પત્રવ્યવહારનું પરિણામ એમ આવેલું માલુમ પડે છે કે ખાસ રેવાકાંઠામાંની જમીન તેમજ વડોદરા રાજ્યમાં તેની જે જે જમીન છે તે બધાંની કુલ ઉપજ ઉપર ઠાકોરને હુકમ થયા પ્રમાણેનો સેસ આપવો પડયો. ઠાકોર કબુલ કરે છે કે આના પરિણામે સન ૧૮૯૩ ની સાલથી આ સેસની રકમ પોતાને જમીનમાંથી મળી રહેવા માટે પોતાના તમામ ખેડુતો ઉપર જમીન મહેસુલની રકમના દર એક રૂપીએ એક આના પ્રમાણે નવો સેસ તેમણે લેવા માંડયો છે. વડોદરા રાજ્યના સાવલી તાલુકાના વરસાડા વાંટાના ખેડુતોએ આ નવા કર વિરૂદ્ધ વડોદરા ગીરાસ ખાતામાં વાંધો રજુ કીધો. તે પરથી મજકુર ખાતાએ રીતસર તપાસ કરી અને

તેમાં તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે આ કર નવીન હોવાને લીધે તે ૧૮૨૫ ની સાલની કલમબંદીના ઠરાવ વિરૂદ્ધ છે તેથી ગીરાસ ખાતાએ ઠાકોરને એવો હુકમ કીધો કે સન ૧૮૯૩ ની સાલથી આ કર પેટે જે રકમ લેવામાં આવી હોય તે તમામ પાછી આપી દેવી. આ હુકમ વિરૂદ્ધ ઠાકોર આ કોર્ટમાં બીજી અપીલ લાવ્યા છે એવી આશાથી કે આ સેસ વસુલ કરવાને તેમને અધિકાર મળે.

મારો એવો અભિપ્રાય સ્પષ્ટ છે કે એ તો કબુલ કરવામાં આવ્યું છે કે આ સેસ તદ્દન નવોજ છે, તો સન ૧૮૨૫ ની કલમબંદીના આર્ટીકલ ૪ ચાર પ્રમાણે તે ઉઘરાવી શકાયજ નહિ, માટે આ બાબતમાં નીચલી બે કોર્ટોના ઠરાવો હું બહાલ રાખું છું અને હુકમ કરૂં છું કે-ઠાકોરે વરસાડાના વાંટાના પટેલો તથા ખેડુતોને સદરહુ સેસ પેટે કેટલી રકમ પાછી આપવી તેનો આંકડો ઠાકોરના હિસાબ તથા જવાબદારોના હિસાબ મેળવીને નક્કી કરી બજાવણી પ્રોસીડીંગ વખતે નિકાલ કરવો.

વડોદરા તા. ૧૦ ઓકટોબર ૧૯૦૪. (સહી) **એચ. હેરિસન. કેપ્ટન.**

ફર્સ્ટ આસીસ્ટન્ટ રેસીડેન્ટ વડોદરા.

---

## ઈંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસિડેન્ટ સાહેબની કોર્ટ.

### અપીલ નંબર ૫૦ સન ૧૯૦૩-૦૪.

**અપીલવાળા ........................ ..................વરસોડાના ઠાકોર.**

**જવાબદાર..............................................વડોદરા દરબાર.**

---

**ગોઝારીઆ વાંટામાં દરજી પુંજા દલા તથા દરજી કેવળ પુંજાના ઘરનું લીલામ સીવીલ ડીક્રોની બજાવણી રૂઇએ થયેલું તે રદ કરવા દાવો.**

---

### ફેંસલો.

સન ૧૯૦૩-૧૯૦૪ ની અપીલ નં. ૪૬ માં આ કોર્ટે એવો ફેંસલો આપેલો કે સદરહુ દરજીઓનું તકરારી ઘર જે જમીન ઉપર છે તેના માલીક ઠાકોર છે. સીવીલ ડીક્રી બજાવતાં વરસોડાની સીવીલ કોર્ટોએ આ ઘર તથા તે નીચેની ઘરથાર હરાજ કીધાં અને તેના રૂ. ૧૦૦ ઉપજ્યા; આ તેમણે વ્યાજબી કીધું નથી. દરજીની ખાનગી મિલકત ઉપર તેમનો ગમે તેવો અધિકાર હોય પરંતુ ઠાકોરની બાંહેધરીવાળી જાગીર પર તેમનો કાંઇ પણ અધિકાર નથી.

આવીજ બાબતમાં ફેંસલા જે થયા છે તે આ છે—

છાળીયરના ઠાકોરના કેસમાં રેસીડેન્ટનો ફેંસલો ( ફાઇલ નંબર ૧૨૨૮ ) અને સન ૧૯૦૧-૧૯૦૨ ની નંબર ૨૦ વાળી અપીલમાં સીડન સાહેબનો ફેંસલો.

છાળીયરના કેસમાં નીચે પ્રમાણે ફેંસલો છે.—

" પરંતુ એ તો સાબીત થયું છેજ કે વાંટામાં રહેનાર કોઈ ઇસમ વારસ વગર ગુજરી જાય અથવા વાંટો મૂકી નાસી જાય તો તેનું ઘર ઠાકોરને પાછું મળે છે. આ વહીવટ જેમ છે તેમ ચાલુ રાખવો પણ એવી શરતે કે મરનાર અથવા નાસી જનારના લેણદારોનો આ મિલકત ઉપર જો કાંઈ દાવો હશે તો તેને આ વહીવટથી અડચણ આવશે નહિ.

૧૯૦૧-૧૯૦૨ ની અપીલ નંબર ૨૦ માં મી. **સીડન** સાહેબે આ ફેંસલાનું અનુકરણ કીધું છે; પરંતુ તેમણે એવો ફેસલો આપ્યો કે જો **માંડવાના** રાણા આ ઘરનો કબજો લે તો સદરહુ ઘર મૂકી નાસી જનારના લેણદારોને આ ઘરની કિંમત પુરતા તે જવાબદાર છે.

ઉપર ટાંકેલા કેસમાં સીવીલ કોર્ટો વચ્ચે પડી ન્હોતી; પરંતુ તેથી ઉલટુ આ કેસમાં તે કોર્ટો વચ્ચે પડી છે અને ડીક્રી બજાવણીના અમલ દરમિયાન ઉપરદળ તથા ઘરથાર બન્નેના રૂ. ૧૦૦) ઉપજ્યા છે. ઠાકોરની એવી મરજી હોય કે તેણે એ રકમ ન આપવી તો હું તે રકમ આપવા તેમને હુકમ કરી શકું નહિ; કારણ સીવીલ કોર્ટોએ ઠાકોરની માલકીનું પણ કાંઇક વેચી દીધું છે એટલે ઘરથાર વળી મી. **સીડન** સાહેબવાળા કેસમાં ખેડુત પરાગંદા થયેલો. તેથી ઉલટુ આ કેસમાં દરજી પરાગંદા થયો એવું સાબીત કરવામાં આવ્યું નથી. મી. **સીડન** સાહેબવાળા કેસમાં તેમજ આ કેસમાં ઉપરદળ વાંટાદારની માલકીનું ન્હોતું. બન્ને કેસ સરખાજ છે. આ કેસમાં ઠાકોર એવી દલીલ કરે છે કે દરજીઓ મારા વસવાયા છે અને પસાયતા જમીન પેટે નોકરી કરે છે અને મારી જમીનપર ઘર બાંધવાને તેમને મેં પરવાનગી આપી તેથી સને ૧૮૯૭ની રેવન્યુ રૂલોની કલમ ૧૨ પ્રમાણે સીવીલ કોર્ટોને આ કેસમાં અધિકાર નથી. આ દલીલ સંગીન છે એમ હું માની શકતો નથી. ઠાકોરની જમીનમાં સીવીલ કોર્ટો દરમિયાનગીરી કરી શકે નહિ; પરંતુ ખેડુતોની ખાનગી મિલકત જેવું કે ઘર જે તેમના એકલાજ ખર્ચે બાંધેલું હોય તે ઉપર સીવીલ કોર્ટોનો અમલ ચાલી શકે, માટે જે ઘર વાંટાની જમીન પર હોય અને જે ખેડુતની મિલકત હોય તેનું લીલામ સીવીલ કોર્ટો કરી શકે; પણ જે જમીન ઉપર તે બાંધેલું હોય તેનું લીલામ તે કરી શકે નહિ એવો ચુકાદો હું આપું છું. વાંટાનો રહીશ સીવીલ કોર્ટના હુકમનામા પેટે પોતાનું ઘર સીવીલ કોર્ટથી હરાજ થવાના ભયમાં હોય તેવા દરેક કેસમાં ઘરની કિંમતની પુરેપુરી રકમ પર્યંત હુકમનામા પેટે ભરપાઇ કરવાની ફરજ વાંટાદારને પાડવી એ વ્યાજબી ગણી શકાય એમ હું ધારતો નથી. એકલું ઘરજ સીવીલ કોર્ટ વેચી શકે નહિ અને હરાજી વખતે ઠાકોર માગણી કરી શકે અને પોતાની મરજી હોય તો તે ખરીદી શકે; પરંતુ જો તેમની મરજી ના હોય તો ખરીદ કરવા તેમને ફરજ પાડી શકાય નહિ. તેવા પ્રસંગે બીજો કોઇ શખસ ખરીદશે; પરંતુ ત્યારે ઘરથાર ઉપરની ઠાકોરની માલકીનો સ્વીકાર કરવોજ જોઇએ અને ખરીદ કરનારાએ ઘરથારના સંબંધમાં ઠાકોર સાથે ભાંજગડ કરી લેવી જોઇએ. વાંટાના માલીકને પોતાના ખેડુતો માટે સદરહુ ઘરથારની જરૂર જો નહિ હોય તો ઘરથાર માટે થોડી સલામી લઇને ખરીદદારને ઘરનો ઉપભોગ તે લેવા દેશે; પરંતુ જો એમ બને કે પોતાના ખેડુતો માટે વાંટાદારને એ જમીનની જરૂર હોય તો ખરીદ કરનારાએ તે ઉપરનું ઉપરદળ ઉઠાવી લેવું જોઇએ. આ કામમાં બીજો કોઇપણ હુકમ હું કેવી રીતે આપી શકું તે હું સમજી શકતો નથી. હરાજ થયા પછી વાંટાનો માલીક ઉપરદળ ખસેડવા આગ્રહ કરશે એ જાણીને હરાજીની કિંમતમાં લીલામ વખતે ઘટાડો થશે એમાં શક નથી. તેથી લેણદારને નુકશાન

થશે ખરૂં. વાંટાના ખાસ સત્તાપ્રકારના લીધે અને બાંહેધરીવાળા જમીનદારોના હક્કોને લીધે વાંટાના ખેડુતોને નાણાં ધીરવાં એ જોખમ ભરેલું છે. તે સત્ય ઘટનાની ઝાંખી પૈસા ધીરનારાઓને વહેલી કે મોડી થવાની જરૂર છે અને પોતાના વાંટાની જમીન પર આવેલા ઉપરદળની પુરેપુરી કિંમત બધાજ કેસમાં આપવાને વાંટાદારને ફરજ પાડવાનો હુકમ કરવાને હું માર્ગ જોતો નથી. છાણીયરવાળા કેસમાં એવું જણાવ્યું છે કે બાનવારસી અથવા પરાગંદા થએલા વાંટાના આસામીનું ઘર તેના માલીકના લેણદારોની બને તેટલી રકમ આપી દીધા પછી વાંટાદારની જાગીરમાં પાછું વળે છે. લેણદારોનું માગણું ચુકવવાને સીવીલ કોર્ટનો વહિવટ આવાજ પ્રકારનો એટલે ઉપરંદળ હરાજ કરવાનો છે. વાંટામાં વસતા રહેવાશી ઉપર વડોદરા રાજ્યની દિવાની હકુમત તેમની જાતની મિલકત ઉપર છે અને સીવીલ કોર્ટના હુકમનામાની બજાવણી આવી જાત મિલકત વેચવાનો સીવીલ કોર્ટને જે અધિકાર છે તેમાં હું વચ્ચે પડી શકતો નથી. જો વાંટાદારને ઘરની જરૂર હશે તો તે ખરીદ કરશે. વાંટાદાર જે ઘરથારનો માલીક છે તેના સંબંધમાં ખરીદદાર જો માલીક સાથે તોડજોડ નહિ કરે તો ઉપરદળ તેણે ખસેડવુંજ જોઇએ. આવા પ્રસંગ તે નિરર્થક નાશ ગણાય; પરંતુ વાંટાદારોના હક્કનું રક્ષણ બીજા કેવા પ્રકારે થાય તે હું જોઈ શકતો નથી.

ઉપરના કારણોથી એવો હુકમ કરવામાં આવે છે કે ગિરાસખાતાએ લાગતી વળગતી સીવીલ કોર્ટને એવી સમજુત આપવી કે જે હરાજી તેણે કરી છે તે રદ્દ કરવી. કારણ તે હરાજી કાયદા વિરૂદ્ધ છે. આ હરાજીની કોર્ટે ઘરથારની જમીન જે ઠાકોરની માલકીની છે તે પણ વેચી દીધી છે. વળી સીવીલ કોર્ટને એવી વિશેષ સમજુત આપવી કે તેણે માત્ર ઉપરદળનીજ ફરી હરાજી કરવી અને ગિરાસ ખાતાએ એ લક્ષમાં રાખવું કે હરાજીમાં ખરીદદાર જો ઠાકોર જાતે ન હોય તો તેણે ઠાકોર સાથે ઘરથારના સંબંધમાં સમજુત પર આવવું; અને જો તે સમજુત પર આવી ન શકે તો ઉપરદળ તેણે ખસેડીને ઠાકોરની જમીન દખલથી મૂક્ત કરી કે કેમ તે વિષે તે ખાતાએ ખાત્રી કરવી.

તા. ૨૬ ઓગષ્ટ ૧૯૦૫. (સહી) એચ. હેરિસન. કેપ્ટન.
ફર્સ્ટ આસીસ્ટંટ રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટ સાહેબની કોર્ટ.

### અપીલ નં. ૩૨ સન ૧૯૦૪ ની.

**અપીલવાળા..........................ભવાનસિંહજી સબળસિંહજી માણસાના**
**જવાબદાર..........................વડોદરા દરબાર.**

**બાઉન્ડરી કમીશનર સાહેબે પોતાનું ૧૫ વિઘાંનું ખેતર નામે ડમરાવાળું વડોદરા રાજ્યના ગળથરા ગામની સીમમાં મૂકેલું તેના કબજા હક્કનો તથા પાછલાં ચઢેલાં ગણોત મળવાનો દાવો.**

## ફેંસલો.

માણસા તથા વડોદરા વચ્ચે હદની તકરાર હતી તેનો ફેંસલો કેપ્ટન હન્ટર સાહેબે સન ૧૮૭૨ ની સાલમાં કીધો તે વખતે માણસા ઠાકોરની માલકીની કેટલીક જમીન તકરારી દાવાવાળી જમીન સુદ્ધાં વડોદરા રાજ્યની હદમાં મૂકી દીધી. તેને પરિણામે વડોદરા દરબારે આ ખેતર ખાલસા કીધું તથા તેને સરકારી તરીકે ગણવા માંડયું. તેથી માણસાના લોકોએ નામદાર સરકારને અપીલ કરી. તે પરથી નામદાર ઇન્ડિયા સરકારના હુકમ અન્વયે વડોદરા દરબારને એવી વિનંતિ કરવામાં આવી કે તેમણે આ લોકોની અરજના સંબંધમાં તપાસ ચલાવવી. પછી વડોદરાના ગિરાસ ખાતાએ આ કેસની તપાસ કરી, તેમાં તેને એમ જણાયું કે ગળથરા ગામના સરવે નંબરો ૨૪૪ તથા ૨૪૫ રકબો અનુક્રમે ૧૪ તથા ૧૦ વિઘાં, માણસાના ઠાકોરે સન ૧૮૭૦ ની સાલમાં અપીલવાળાને જીવાઈ તરીકે આપેલા. આ કારણથી એ ખાતાએ સદરહુ નંબરો તેના નામ પર ચઢાવ્યા; પરંતુ સન ૧૮૭૫ થી ૧૮૯૭ સુધી (બન્ને સાલ સુદ્ધાંત)નું જે ગણોત અટકેલું હતું, તેને સારૂ માત્ર રૂ. ૩૬૪–૫–૦ બાબાશાહી અપાવ્યા. તેનું કારણ એમ બતાવ્યું કે વડોદરા દરબારને ઉપર કહેલા વરસોમાં દર વિઘે માત્ર રૂ. ૧) પ્રમાણેજ ગણોત મળ્યું હતું. વળી એવો પણ હુકમ કીધો કે સદરહુ જમીન ખેડુતોના કબજામાં ચાલુ રહે.

૨. અપીલવાળાએ બે મુદ્દા ઉપર અપીલ કરી છે તે એ કે–જો તકરારી જમીન તેના પોતાના કબજામાં ચાલુ રહી હોત તેથી જે ગણોત તેને તેમાંથી ઉત્પન્ન થઇ શક્ત તેટલીજ રકમ ચઢેલા ગણોત તરીકે તેને મળવી જોઇએ એવી તેની માગણી છે; અને બીજી કે પોતાના ખેડુતોને બદલવાનો અધિકાર તેને પોતાને મળવો જોઇએ.

૩. હવે આ ચઢેલાં ગણોત શા દર પ્રમાણે ગણવાં જોઇએ તે બાબતમાં હું ગિરાસ ખાતાને મી. સીડન સાહેબે સન ૧૯૦૨–૦૩ ની સાલની નંબર ૩૫ ની અપીલમાં જે ફેંસલો આપ્યો છે તે જોવા કહું છું. એ વાંચતાં જણાશે કે તેઓ સાહેબ આ અપીલવાળાના મતને મળતા છે. આ કેસમાં જેમ બન્યું છે તેજ પ્રમાણે તે કેસમાં પણ ગરાસીઆએ એવી માગણી કરેલી. આ જમીનમાંથી દરબાર જે કાંઇ ઉત્પન્ન કરી શક્યા હોત તેટલુંજ મને અપાવો. વળી દરબારના ગેરવ્યાજબી પગલાથી એક અજ્ઞાન ગરાસીયાને નુકશાન થયેલું. તેવા સંજોગમાં કાયદા પ્રમાણે તેને જે કાંઇ મળવાનો હક છે તે હકમાં કાંઇ પણ પ્રતિબંધ ગરાસીયાની અરજી ઘડવામાં ભૂલ થવાને કારણે નડવો જોઇએ નહિ એવો અભિપ્રાય મી. સીડન સાહેબ ધરાવે છે, તે સાથે હું પણ મળતો છું.

૪. સન ૧૮૭૦ ની સાલમાં આ જમીન અપીલવાળાને જીવાઇ તરીકે મળી હતી. દસ્તુર મુજબ તેને એક વરસનો વજે મળ્યો હતો. એ સાલનો તેનો હિસાબ જોતાં જણાય છે કે તેને ૬૯ મણ તથા ૧૫ શેર દાણા મળેલા. બાકીના ૩ કે ૪ વરસ આ જમીન તેના કબજામાં રહી તે મુદતની બાબતમાં તે એવું કહે છે કે મેં આ જમીન એવી શરતે ખેડવા આપેલી કે તેનું જે ઉત્પન્ન થાય તેવો ½ ભાગ મને પોતાને મળે તથા બાકીનો ½ ભાગ ખેડનારને મળે. આવી ગોઠવણ થયાને લીધે તેનો હિસાબ રાખવામાં આવ્યો નથી.

પરંતુ સન ૧૮૭૨ માં બાઉન્ડરી કમીશનની સમક્ષ આજ ખેતર માટે સન ૧૮૩૬ થી ૧૮૬૫ સુધીમાં મળેલા વજેના હિસાબ માણસાના ઠાકોરે રજુ કીધા છે તે અને તે

હિસાબની યાદી જે પર કેપ્ટન હન્ટર સાહેબે સહી કીધી છે તે હિસાબો સારા ભાગ્યે મારા જોવામાં આવ્યા. હિસાબની યાદી જેવી જોઇએ તેવી ચોકસ છે માટે સદરહુ વરસોમાં આ ખેતરમાંથી ઠાકોરને જે સરાસરી ઉપજ આવેલી તેની સાથે સન ૧૮૭૦ ની સાલમાં અપીલવાળાને વજે મળેલો તે જો હું ગણું તો મને લાગે છે કે ચઢેલું ગણોત કેટલું થાય તેનો લગભગ ખરો ખ્યાલ આપણને મળી શકે. મણનો દર સરકારી રૂપીઆથી ગણી જોતાં મને એમ જણાય છે કે આ જમીનનું સરાસરી ઉત્પન્ન દર સાલ રૂ. ૪૦-૧૨-૦ કલદાર હતું; અને હું હુકમ કરૂં છું કે સન ૧૮૭૫ થી તે ૧૮૯૭ સુધી બન્ને સાલ સુદ્ધાંત ચઢેલા ગણોતનો આંકડો જે વડોદરા દરબારે અપીલવાળાને આપવાનો તે સદરહુ દર પ્રમાણે ગણીને આપવો.

૫. હવે કબજા હક્ક એટલે ખેડુતો બદલવાના અધિકારના સંબંધમાં એમ જણાય છે કે આવો અધિકાર જે ગરાસીઆઓને સન ૧૮૯૭ ની રૂલ પ્રમાણે રેવન્યુ અધિકાર આપવામાં આવ્યા છે તેમને છે.

હાલના અપીલવાળાને આવા અધિકાર રેવન્યુ પત્ર નંબર ૧૯૦ જી તા. ૧૯ જુલાઇ ૧૯૦૧ નો મિનિસ્ટર (દિવાન) ના ઉપર લખવામાં આવ્યો છે તેની રૂઇએ તેના બોરી વાંટામાં આપવામાં આવેલા છે તેજ પ્રમાણે ગળથરા ગામમાં આવેલી પોતાની જમીન માટે આવા અધિકાર તે શા માટે ન ભોગવે તેનું કાંઇ પણ કારણ જણાતું નથી માટે તે જમીન માટે પણ આવો અધિકાર હું તેને આપું છું.

આ ઉપરાંત તકરારી જમીન માણસાના ઠાકોરે અપીલવાળાને તા. ૧૫ અકટોબર સન ૧૮૭૦ ને રોજ કરી આપેલા જે દસ્તાવેજની રૂઇએ આપી તેમાં એવું સ્પષ્ટ લખેલું છે કે આ જમીન ઘરખેડ એટલે ઘેર ખેડવાની જમીનનો ભાગ છે: અને આવી જમીન જેની પાસે હોય તે દરેકને તેનો કબજા હક્ક પ્રાપ્ત છે.

ગળથરાના લોકો આ જમીન હમેશથી ખેડતા આવેલા છે. વળી સન ૧૮૯૭ ની સાલમાં વીજાપુર વહીવટદારે અપીલવાળાને મદદ કરીને ખેડુતો સાથે ગોઠવણ કરી આપાવેલી અને છેવટે આ ખેડુતોને કાઢી મૂકવા એ સખત થઇ પડશે એ બેશક બધું ખરૂં છે: પણ તેની સાથે એ વાત પણ ખરી છે કે જે લોકોએ દર વિઘે માત્ર રૂ. ૧)જ ઘણા વરસો સુધી આપેલો છે તેઓ ઘણો ત્રાસ આપ્યા સિવાય કાંઇ પણ વધારે આપવાના નથીજ અને આવો ત્રાસ હાલના ખેડુતોએ આ અપીલવાળાને આપેલો છે, અને વારંવાર વહીવટદારની મીઠી મદદ મેળવવાનું અપીલવાળાથી બની શકે નહિ. દરબારના કૃત્યથી જે ખેડુતોને સારાં ગબ્બર વરસો ઘણાં મળી ગયાં છે તેમને હું મદદ કરી શકતો નથી, અને પોતાની જમીનનું વ્યાજબી ગણોત મેળવવામાં અપીલવાળાને મારે મદદ કરવીજ જોઇએ. સન ૧૮૭૨ ની સાલમાં કેપ્ટન હન્ટર સાહેબની સમક્ષ વજેના જે હિસાબ રજુ કરવામાં આવેલા તે ચોકખી રીતે સાબીત કરે છે કે ઠાકોર પોતાના ખેડુત બદલતા હતા અને તેમજ કરવાનો અપીલવાળો જે સદરહુ જમીનનો હાલ માલીક છે તેને દરેક પ્રકારે હક્ક છે.

૬. દરબારે અપીલવાળાને રૂ. ૬૩૭-૭-૨ કલદાર આપવા જે રકમ તેઓએ પ્રથમ આપેલી રકમ તથા ચઢેલા ગણોત તરીકે આપવાની રકમનો તફાવત છે અને ગળથરાની

તકરારી જમીન એટલે સરવે નંબરો ૨૪૪ તથા ૨૪૫ રકઓ ૧૪ તથા ૧૦ વિઘાં તેનો કબજા હક્ક અપીલવાળાનો છે.

તા. ૯ સપ્ટેમ્બર ૧૯૦૪. } (સહી) એચ. હૅરિસન.
ફર્સ્ટ આસીસ્ટંટ ટુધી રેસીડન્ટ
વડોદરા.

---

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

---

### અપીલ નં. ૧૮ સન ૧૯૦૫-૧૯૦૬.

**અપીલવાળા**..................................**ભાદરવાના ઠાકોર.**
**જવાબદાર**....... ..................................**વડોદરા દરબાર.**

---

**પોતાના બીલગામના વંટામાંથી કાંસ માટે દરબારે ૨ વિઘાં ૧૧ ગુંઠા જમીન લીધેલી તેનું દર વિઘે રૂ. ૧૫ પ્રમાણે કંપનશેસન મળવાનો દાવો—**

---

### ફૅંસલો.

આ જમીન કાંસ માટે સન ૧૮૯૯ ના જાનેવારીમાં લેવામાં આવી હતી એ વાત કબુલ કરવામાં આવે છે માટે તે વરસ તેમજ ત્યારપછીનાં વરસો માટે તેનું કંપનશેસન આપવું જોઇએ. જે જમીન લેવામાં આવી છે તેનું ક્ષેત્રફળ ૨ વિઘાં ૧૧ ગુંઠા છે એમ કબુલ કરવામાં આવ્યું છે. આ બધી જમીન ભાદરવા ઠાકોરના બીલ ગામના વાંટાનો ભાગ હતી; પરંતુ, તે પૈકી માત્ર ૭ વસાની ઉપજ તેને મળતી. બાકી રહેલી ૨ વિઘાં અને ૪ વસા જમીન તેના પસાયતદારોના કબજામાં હતી તેથી હવે સવાલ માત્ર એટલોજ છે કે સદરહુ જમીન માટે કેટલી રકમ કોથળીસાંથ તરીકે વડોદરા રાજ્યે તેને આપવી જોઇએ. સદરહુ ગામમાં વડોદરા રાજયનો જે જમીનના આકારનો દર ચાલતો હતો તે દર પ્રમાણે રેવન્યુ અધિકારીઓએ સદરહ રકમ ઠરાવી હતી. રાજ્યનો આકાર દર વિઘે રૂ. ૩-૦-૦ સરકાર ચલણી કરતાં સહેજ ઓછો હતો. કાંસ માટે આ જમીન લેવામાં આવી તે અગાઉ આ જમીનમાંથી શું ઉત્પન્ન આવતું હતું તે નક્કી કરવાને અથવા સાબીત કરવાને રેવન્યુ અધિકારીઓ અથવા અપીલવાળાએ જરાપણ તસ્દી લીધી નથી. આને માટે બન્ને પક્ષકારનો વાંક હતો, કેમકે આવા કેસોમાં આ કોર્ટ કેવા ધોરણો પર કોથળીસાંથ અપાવે છે તે વડોદરા રાજ્યનું રેવન્યુખાતુ સારી પેઠે જાણે છે અને રાજ્યના અધિકારીઓ સમક્ષ આ જમીન કેટલી કીંમતની છે તેનો પુરાવો પોતે રજુ કરવો જોઇએ અને આ કોર્ટમાં આવતા સુધી તે વાત તેણે બાકીમાં રાખવી નહિ જોઇએ, એ વાત પણ અપીલવાળો જાણે છે. ગમે તેમ હોય પણ આ કેસનો નિકાલ કરવાનો તો છેજ, અને સદરહુ જમીનમાંથી

કેટલી ઉપજ આવી શકે તે આ કોર્ટે નક્કી કરવું જોઇએ અને તે રકમ કોથળીસાંથ તરીકે ઠરાવી આપવી જોઈએ.

૨. મેં ઉપર કહ્યું છે તેમ ઠાકોરને તો લેવાયલી જમીન પૈકી માત્ર ૭ વસાનીજ ઉપજ આવતી હતી. તે એમ બતાવે છે કે સન ૧૯૦૩ પહેલાં બીલ વાંટો ઇજારે અપાતો હતો. તેના પટેલો એવી જુબાની આપે છે કે ઇજારા પેટે તેઓ ૨૦૫ કુંભાંના રૂ ૨૦૨૫ બાબાશાહી દર સાલ આપતા. તે હિસાબે ગણતાં દર વિધે રૂ. ૪) બ્રિટિશ ચલણી થાય. સન ૧૮૯૬ ની સાલમાં થયેલું ગણુવટ જેમાં જણાવ્યું છે કે સદરહુ ખેતર જેમાં આ ૭ વસા આવેલા છે તે દર વિધે રૂ. ૪-૮-૦ બ્રિટિશથી સાંથવામાં આવેલું તે આ વાતને સાબીત કરે છે.

ઉપરના કારણથી આ સાત ૭ વસા જમીન માટે દર વિધે બ્રિટિશ રૂ. ૪) ના દર પ્રમાણે ઠાકોરને કોથળીસાંથ આપવી જોઇએ.

૩. હવે બાકી રહેલાં ૨ વિઘાં અને ૪ વસા તે પસાયતું છે. પસાયતદારો આ જમીન જાતે ખેડે છે; અને મારી સમક્ષ તેમણે જુબાની આપી છે કે સદરહુ જમીનમાંથી તેમને દર વિધે રૂ. ૪૦) અથવા તેથી વધારે ઉપજ મળે છે. તકરારી જમીન પસાયતદારો જાતે ખેડે છે તેથી આનું ગણોત કેટલું ગણવું તે બાબત પુરાવો રજુ થતો નથી. તેથી જે કાંઇ પુરાવો પડયો છે તે ઉપરથી મારે જે બની શકે તે વિચારવાનું છે. ઠાકોરે જે દર બતાવ્યા છે તેમજ રાજ્યનો જે દર આ ગામમાં ચાલે છે તેથી જણાય છે કે આ જમીન ઉત્તમ પ્રકારની છે. તેમાં ડાંગેર-બાજરી-તુવેર-કપાસ અને મઠનો પાક થાય છે. પસાયતદારોએ રજુ કરેલા પુરાવાથી જણાય છે કે અડધી ઉપજની કીંમત દર વિધે બ્રિટિશ રૂ. ૧૨-૦-૦ થાય અને અતિશયોક્તિ માટે આપણે તેમાંથી કાંઇ કમી કરીએ તેથી જો પસાયતદારના કબજાવાળી જમીનની દર વીધે રૂ. ૧૦) પ્રમાણે કોથળીસાંથ પોસાય એવી જો કિંમત આંકીએ તો આપણે સત્યથી દૂર નહિ જઇએ એમ હું ધારૂં છું. સોખડામાં આવાજ પ્રકારની જમીન માટે મેં એક તાજા કેસમાં રૂ. ૧૦ પ્રમાણે આપવા હુકમ કરેલો તેથી સદરહુ પસાયતાવાળી ૨ વિઘાં અને ૪ વસા જમીન માટે હું દર વિધે રૂ. ૧૦) ના દર પ્રમાણે કોથળીસાંથ ઠરાવું છું.

આ પસાયતદારો ઠાકોરના આશ્રિતો છે તેથી ઠાકોરનો મોભો ધ્યાનમાં લેઇને આ પસાયતાની જમીનની કોથળીસાંથ તેને આપવી એવો હું હુકમ કરૂં છું. આ કોથળીસાંથ પસાયતદારોને વહેંચી આપવાનું અથવા તેમને બીજી જમીન આપવાનું ઠાકોરે માથે રાખ્યું છે.

૪. હવે લેવામાં આવેલી જમીન પર જે ઝાડ છે તેમના સંબંધમાં એક પંચે તેમનાં લાકડાં તથા ફળની કિંમત આંકી છે. સરવે નં. ૧૦૭૪માં જે ચાર ૪ ઝાડ છે તે સિવાયનાં બધાં ઝાડનાં લાકડાં ખસેડવામાં આવ્યાં છે અને તે ચારનાં લાકડાં માટે ઠાકોરને કિંમત મળવી જોઇએ. માટે પંચે આ ઝાડનાં લાકડાંની કિંમત રૂ. ૧૩-૧૫-૧૦ ( બ્રિટિશ ) ઠરાવી છે તે રકમ ઠાકોરને આપવી જોઇએ.

હવે ઝાડના ફળના સંબંધમાં પંચવાળાએ જે સરાસરી દર સાલની ઉપજ નકકી કરેલી તેનાથી આઠ ગણી રકમ એક સપાટે આપવા સર સુબાએ ઠરાવ્યું છે. આ નિયમને આ કોર્ટ પણ અનુસરે છે. તેથી સરવે નંબર ૧૦૭૪ માં જે ઝાડ છે તેનાં ફળ માટે

રૂ. ૬–૯–૪ બ્રિટિશ તથા સરવે નંબરો ૧૦૫૭ તથા ૧૦૫૮ માં જે ઝાડ હતાં તેના ફળ માટે રૂ. ૮–૩–૮ ઠાકોરને મળવા જોઇએ. આ છેલ્લી રકમ ઠાકોરે બારોટ કાભાઇ સખીદાસને આપવી. કારણુ તે પસાયતદાર છે.

૫. ઉપસંહારમાં જણાવવાનું કે—

(અ) ૨ વિઘાં તથા ૪ વસા માટે સન ૧૮૯૯ની સાલથી શરૂ થાય તે પ્રમાણે દર વિઘે રૂ. ૧૦) ના દરથી બ્રિટિશ રૂ. ૨૨–૦–૦ કોથળીસાંથ તરીકે ઠાકોરને આપવા એવો હુકમ હું કરૂં છું અને તેણે તે રકમ પસાયતદારોને આપવી.

(બ) સરવે નંબર ૧૦૭૪ માંથી ૭ સાત વસા જમીન માટે દર વિઘે રૂ. ૪) બ્રિટિશના દરથી રૂ. ૧–૬–૫ કોથળીસાંથ તરીકે સન ૧૮૯૯ થી શરૂ કરી ઠાકોરને આપવા એવો હુકમ હું કરૂં છું.

(સી) સરવે નંબર ૧૦૭૪ માં રહેલાં ઝાડની કિંમત તરીકે રૂ. ૧૩–૧૫–૧૦ (બ્રિટિશ) ને તે ઉપરાંત સદરહુ ઝાડનાં ફળની વાર્ષિક કિંમતની આઠગણી રકમ રૂ. ૬–૯–૪ ઠાકોરને આપવા હુકમ કરૂં છું. આ ઝાડનાં ફળ તથા લાકડાંમાં જેટલો ભાગ ખેડુતને આપવાનો એ વાંટામાં જે વહીવટ હોય તે પ્રમાણે તેને ભાગ આપવાની ગોઠવણુ ઠાકોરે કરવાની છે.

(ડી) સરવે નંબરો ૧૦૫૭ તથા ૧૦૫૮ માં જે ઝાડ હતાં તેમની વાર્ષિક કીંમતની આઠ ગણી રકમ રૂ. ૮–૩–૮ (બ્રિટિશ) થાય તે પણુ ઠાકોરને આપવી. જેણે તે અવેજ બારોટ કાભાઇ સખીદાસને આપવાનો છે.

તા. ૧૪ ડીસેમ્બર ૧૯૦૫. } (સહી) એચ. હેરીસન કેપ્ટન.
ફર્સ્ટ આસીસ્ટન્ટ રેસીડન્ટ વડોદરા.

---

બરોડાના રેસીડેન્ટ સાહેબે વરસોડાના ઠાકોરની આજોલ અને ગલથરામાં તેના ભાયાતોને જીવાઇમાં મળેલી જમીનને કવરીંગ ગેરન્ટી આપવા ઠરાવ કરેલો તે ઠરાવનો ફેર તપાસ કરવા બરોડા દરબાર તરફથી કરવામાં આવેલી અરજ તેમજ વરસોડા ઠાકોર તરફથી લાછડી અને પડુસ્માના ભાયાતોને કવરીંગ ગેરન્ટી ન આપી તે ઠરાવની ફેર તપાસ કરવા કરેલી અરજ.

આ ત્રણે કામની હકીકત આ કામોમાં જે હુકમો કરવામાં આવ્યા છે તેમાં દર્શાવેલી છે. આ કામોના પક્ષકારોની હકીકત અમે સાંભળી લીધી છે.

મહીકાંઠાના કોઇ ખંડીઆની મળેલી ગેરન્ટીમાં તેના ભાયાતને જીવાઇમાં આપેલી જમીનનો સમાવેશ થાય છે કે કેમ તે સવાલ સને ૧૮૮૦ માં મી. પીલ સાહેબે ઓ. કે. નં. ૯૫૧ ના ડુમાડ વાંટાના કેસમાં સંપૂર્ણ રીતે ચર્ચ્યો છે. તેમાં તેમણે ઠરાવ્યું છે કે ભાદરવા ઠાકોરને જે ગેરન્ટી મળી છે તેમાં ડુમાડ વાંટાનો સમાવેશ થતો નથી તેનું કારણકે ૧૮૨૦ અગર તે અરસામાં ભાદરવા ઠાકોરની મીલકત સાથે ડુમાડ વાંટાનો શું સંબંધ હતો અને ડુમાડ વાંટો તે ભાદરવા ઠાકોરની મીલકત હતી અને નકકી થઇ શકયું નથી.

પછીથી મહીકાંઠા ભાયાત ગેરન્ટી કેસ સંબંધ જેનું વિવેચન જુદા જુદા કેસોમાં થએલું તે કરવામાં આવ્યું છે જેથી તે તમામનો તરજુમો કરવાની જરૂર નથી.

(૧) આજોલ ભાયાતને ગેરન્ટી આપી તે વિરૂદ્ધ બરોડા દરબારે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયામાં છેલ્લા હુકમ માટે અરજ કર્યો.

(૨) ગલથરાને જે ગેરન્ટી આપી તે વિરૂદ્ધ દરબારે ફેર તપાસનો અરજ કર્યો.

(૩) લાછડી ને પડુસ્માની બાબતમાં મે. શેઠજી સાહેબે ઠરાવેલું છે કે તે જમીન જીવાઇની છે; પરંતુ મૂળ વાંટેદાર ઠાકોર સથેનો તેમનો સંબંધ બંધ થયો છે એટલે કે મૂળ જાગીર સાથેનો સંબંધ તુટક થયો છે એટલે તેમને ગેરેન્ટી મળે નહિ. તે ઠરાવ વિરૂદ્ધ વરસોડા ઠાકોર ફેર તપાસનો અરજ કર્યો. તે ફેર તપાસ નામંજુર કરવામાં આવે તો કામ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆ તરફ મોકલી આપવા માગણું કર્યું.

આ બધા કેસો એકજ જાતના છે ફક્ત ફરક એટલોજ છે કે આજોલ વાંટામાં વરસોડા ઠાકોર રોકડા હકક લે છે. ત્રણે કેસોમાં જમીન જીવાઇ માટે આપી છે એમ પુરવાર થાય છે. ફક્ત સવાલ એટલોજ રહે છે કે તે કાયમની મુખ્ય જાગીરથી જુદી પડી ગઈ છે કે કેમ.

મી. કેનેડીનો અભિપ્રાય એવો છે કે સંબંધ પણ પુરતો અને તેવો સંબંધ તેમનોજ છે એમ માનવા પુરતી હકીકત છે.

બરોડા દરબારની તકરાર કે મૂળ જાગીરથી તકરારી વાંટા જુદા પડેલ છે તે લોકો વરસોડા નહિ રહેતાં બીજી જગાએ રહે છે વગેરે વગેરે. આ બધીજ તકરારો નામંજુર કરવામાં આવી છે અને ઠરાવ્યું છે કે આ તકરારોને કંઇજ વજન આપી શકાય તેમ નથી.

૧. ભાયાત લોકો વરસોડા છોડી બીજી જગ્યાએ રહેવા ગયા તેથી જે જમીન જીવાઇમાં આપી છે તે જીવાઇનીજ રહે છે. તેમાં બીજો કોઇ જાતનો ફેરફાર થઇ શકતો નથી અને તે ઉપરથી ઠાકોરનો રીવરસ નહિ હકક કમીજાસ્તી થતો નથી.

૨. જો વડોદરા દરબારની આ તકરાર માન્ય રાખવામાં આવે તો, તો પછી ઠાકોરનો રીવરસ નહિ હકકનો નાસ થાય છે. વડોદરા રાજ્યને ગમે તેવો કર નાખવાનો હકક મળે છે અને જમીન વગેરે ખાલસા કરવાનો હકક મળે છે તેવો હકક તમને કદી મળ્યો નથી એટલે વડોદરા દરબારને જે હકક કોઇ વખત હતો નહિ તે હકક તેમને પ્રાપ્ત થવા સરખુ થાય છે.

વળી દરબાર તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે તેમને તકરારી જમીન જીવાઇમાં મળેલી તે બદલાના દસ્તાવેજ આગળ આવતા નથી. તે બાબતમાં એટલુંજ કહેવું બસ થશે કે જે જાગીર ભાયાતોને જીવાઈમાં મળેલી છે તે જાગીર સેટલમેન્ટ વખતે મૂળ જાગીરનો એકભાગી હતી એવુંજ અનુમાન કરવું જોઇએ છીએ.

બરોડા દરબારના મુલકી ખાતાના કાગળોથીજ સદર જમીન નકરી વાંટાની છે એમ સાબીત થાય છે. વળી ઇનામ કમીટી વખતે પણ આ જમીન ઉપર ઇનામ કમીટી લેવાઇ નથી. વળી ૧૮૭૮ ની રૂલથી પણ એમ ઠરાવવામાં આવ્યું છે કે બાંહેધરી ધારણ કરનારની રહેવાના ઠેકાણા ઉપરથી બાંહેધરીને કંઇજ અસર થતી નથી.

સને ૧૮૯૩ સુધી આ જમીન બાંહેધરીવાળીજ માગવામાં આવી છે. જો કે ઉપર બતાવેલા નિયમ રેવાંકાંઠા પુરતો છે પરંતુ મહીકાંઠામાં પણ તેજ ધોરણ સર્વ સામાન્ય છે.

ડુમાડ કેસનો આધાર હાલના કેસને લાગુ પડી શકે તેમ નથી, કારણ તે કેસમાં મી. બીમન સ્પષ્ટ લખે છે કે જો તે જમીન જીવાઇ છે એમ સાબીત થયું હોય તો તે તેને બાંહેધરી આપત; પરંતુ તે હકીક્ત ચોકસ રીતે સાબીત થઇ નહોતી અને તેજ કારણથી ડુમાડને બાંહેધરી આપવામાં આવી ન્હોતી, કોઠા બાંહેધરી કેસનું અનુકરણ કરવું તેજ હરેક રીતે.

આ ત્રણે કેસો કોઠા કેસ જેવાજ છે. ફક્ત ફરક એટલોજ છે કે કોઠામાં ભાયાતો મૂળ જાગીર ઉપર રહેતા હતા ત્યારે આ ત્રણે કેસોમાં ભાયાતો બીજી જગ્યા ઉપર રહે છે. જ્યારે તે મહીકાંઠાના ભાયાત છે એમ સાબીત થયું છે અને તેમને મળેલી જમીન જીવારાનિ છે અને જ્યારે તેમણે તેમનો મૂળ જાગીર સાથેનો સંબંધ કાયમને માટે છોડી દીધો નથી તોપછી તેઓ કઈ જગ્યા ઉપર રહે છે તેમ કંઇજ મહત્વનો નથી. વડોદરા રાજ્યની હદમાં ઘણા લાંબા વખતથી રહે છે એ હકીકતથી તેઓ મહીકાંઠા ચીફના ભાયાત જો એ હકીકતને સંબંધમાં ન્યુનતા આપતી નથી, તેમજ તેથી તેમને જીવાઇમાં મળેલી જમીન બીજા પ્રકારની થઇ જતી નથી અને તેમનું વડોદરા રાજ્યની હદમાં રહેવાનું થવાથી તેમનો મૂળ જાગીર સાથેનો સબંધ કમી થતો નથી. ઉપરના કારણોને લઇને આ સવાલ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયામાં નિકાલ થવા મોકલાવવાની જરૂર જણાતી નથી અને તેથી બરોડા દરબારનું આવું માગણું નામંજુર કરવામાં આવ્યું છે.

મી. સડેને આ કેસોમાં ડુમાડ કેસનું અનુકરણ કર્યું છે પરંતુ તેના બદલે તેમણે કોઠા કેસનું અનુકરણ કરવું જોઇતું હતું એમ કહીને કોઠા ગેરેન્ટી કેસમાંથી ફકરો ટાંકી બતાવ્યો છે.

ઉપરની તમામ હકીકતનો વિચાર કરીને આજોલ અને ગલથરાના કામોમાં કરેલો હુકમ કાયમ કર્યો છે અને ફસ્ટ આસી. રેસીડેન્ટના પડુસમા લાછડી કેસમાં કરેલો ઠરાવ રદ કર્યો છે. વાંટાની જમીન ઉપર દર્શાવેલા ગામોની જે વરસોડા ઠાકોરના ભાયાતના નામ ઉપર ચાલે છે તેને કવરીંગ ગેરન્ટી છે એમ ઠરાવવામાં આવે છે અને જો ભાયાતો પાસેથી કંઇજ વસુલ લેવામાં આવ્યું હોય તો તે તેમને પરત આપવાનો હુકમ કરવામાં આવે છે. તા. ૨૭ ફેબ્રુઆરી. ૧૯૦૫.

---

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડન્ટ સાહેબની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૨૪ સન ૧૯૦૯-૧૦.

**અપીલવાળા..........................................માણસાના રાવળજી.**
**જવાબદાર..........................................વડોદરા દરબાર.**

### ભાયાતોને જીવાઇમાં આપેલા હરનાહોડા નામના ગામમાં વાંટાની જમીન વિગેરેને બ્રિટિશ ગેરંટી લાગુ કરવાનો દાવો.

હીઝ હાઇનેસ ગાયકવાડ સરકારના એક ખંડીઆ રાજ્ય માણસાના રાવળજીએ ગિરાસ આસીસ્ટન્ટની કોર્ટમાં તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૦૬ ને રોજ પોતાના ભાયાતો તરફથી એવો

દાવો કીધો કે હુરનાહોડા ગામમાં ભાયાતોને જીવાઇમાં આપેલી જમીનોને રક્ષણની ગેરન્ટી લાગુ કરવી. આ ગામમાં આવેલી ગિરાસની જમીનના સંબંધમાં રાવળજીએ અથવા તેના ભાયાતોએ સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરની કોર્ટમાં સને ૧૮૭૮ માં અથવા ત્યારપછી પણ કાંઇ પણ દાવો નોંધાવ્યો ન્હોતો. વડોદરા દરબારે પોતાનું લોકલશેસ ઉઘરાવવાનો આરંભ જે તારીખથી કીધો તે તારીખથી તેમજ આ જમીનમાં આવેલાં ઝાડ વેચવાનો ઇરાદો દરબારે કીધો તેથી આ દાવાનું કારણ ઉભુ થયું છે એમ કહેવામાં આવે છે.

ભાયાતો રાવળજીના ભાયાતો હતા અને તેઓએ રાવળજીના કુટુંબ સાથે સંબંધ સાચવવાનું ચાલુ રાખ્યું છે એ મુદ્દા સાબીત કરવા માટે રાવળજી તેમજ તેના ભાયાતોએ જે પુરાવો રજુ કીધો તે ગિરાસ આસીસ્ટન્ટે નોંધ્યો હતો.

આ કેસનો ફેંસલો આપતા પહેલાં નીચે બતાવેલા મુદ્દા લક્ષમાં લેવાને તથા નિર્ણય કરવા માટે જોઇન્ટ ગિરાસ આસીસ્ટન્ટે મુદ્દા કાઢયા હતા.

(૧) વડોદરા દરબારે સન ૧૮૯૨ ની સાલમાં વડોદરા રાજ્યમાં આવેલા તેના બધા વાંટા વાર્ષિક રોકડ રકમ આપીને ખરીદ કરી લીધેલા તે વાત લક્ષમાં લેઇને હાલનો દાવો દાવાવાળો લાવી શકે ?

(૨) તકરારી ગામને ભાયાતી ગણવું કે દકરાતી ?

(૩) સદરહુ ગામ દાવેદારે ભાયાતોને જીવાઇમાં આપેલું એ વાત શાબીત થઇ છે ?

(૪) આ કેસમાં શું હુકમ પસાર કરવો.

પહેલા મુદ્દાની બાબતમાં ગિરાસ આસીસ્ટન્ટે એવો ઠરાવ કીધો કે પોતાના વાંટાઓના મોંબદલા માટે રાવળજીએ જે કરાર કરી આપેલો તેની કલમ ૨ જોતાં એમ નીકળે છે કે પોતાના ભાયાતોને આપેલી જીવાઇની જમીન ઉપર રાવળજીનો જે ઉત્તરાધિકાર હતો તે વડોદરા દરબારે ખરીદી લીધેલો હતો. તેથી તેણે એવો ફેંસલો આપ્યો કે આ દાવો ચાલી શકે નહિ. પહેલા નંબરના મુદ્દા માટે સદરહુ અધિકારી ઉપર કહેલા નિર્ણય પર આવ્યો તેથી બાકીના ત્રણ મુદ્દાઓનો નિર્ણય કરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. તેથી રાવળજીએ પોતાના ભાયાતોને જીવાઇમાં આપેલી જમીન ઉપર રક્ષણની ગેરન્ટી લાગુ પાડવાનો કરેલો દાવો તેણે કાઢી નાંખ્યો. તે ઉપરથી માણસાના રાવળજીએ નીચેનાં કારણો બતાવીને સ્ટેટ સેટલમેન્ટ કમીસ્નરને અપીલ કરી.

(એ) આ કેસના બાકી રહી ગએલા મુદ્દાઓનો નિર્ણય નહિ આપવામાં નીચલી કોર્ટે ભૂલ કરી છે.

(બી) વડોદરા રાજ્યમાં પોતાના વાંટા ઉપરના જે હક્કો છે તેમનો મોંબદલો કરવા જે કરાર પોતે કરી આપેલો તેનો અર્થ કરવામાં ભૂલ થઇ છે.

(સી) જે વખતે અને જે અરસામાં સદરહુ મોંબદલો કરવામાં આવ્યો તે વખતે અને તે અરસામાં હુરનાહોડા ગામમાં પોતાના ભાયાતોના વાંટા ઉપર પોતાનો ઉત્તરાધિકારી તરીકેનો હક્ક છે કે નહિ તેનો નીકાલ યોગ્ય અધિકારીએ કરેલો ન્હોતો; અને જ્યારે તે પ્રશ્નનો નીકાલ થયો ન્હોતો ત્યારે તેણે પોતાનો ઉત્તરાધિકારી તરીકેનો હક્ક આપી દીધો હતો એમ કેવા પ્રકારે કહી શકાય તે પોતે સમજી શકતો નથી.

( ડી ) મોબદલાના સંબંધમાં જે લખાપટી ચાલી છે તેમાં કોઇપણ જગાએ એવું કહેવામાં આવ્યું નથી કે તેણે પોતાના ભાયાતોને આપેલા વાંટા ઉપરનો પોતાનો ઉત્તરાધિકારી તરીકેનો હક્ક છોડી દીધો છે.

( ઈ ) જો નીચલી કોર્ટે કરેલો અર્થ વ્યાજબી ગણવામાં આવે તો પોતાના ભાયાતોને આપેલી રક્ષણની ગેરન્ટી ઉડી જાય અને તેનું પરિણામ ખરાબ થાય. જો પોતાનો ઉત્તરાધિકાર રહેતો નથી તો રક્ષણની ગેરન્ટી પણ રહેતી નથી. આનું પરિણામ એ આવશે કે યોગ્ય અધિકારીઓએ આપેલા ફેંસલાઓનો અમલ બંધ પડી જશે.

(એફ) જે તુમારના ફકરાઓ ટાંકવામાં આવ્યા છે તે પોતાને આપવામાં આવ્યો નથી. તેથી તે સંબંધી ટીકા કરવાની સ્થિતિમાં તે નથી. નામદાર ઇન્ડિઆ સરકારે જે છેવટનો કરાર મંજુર કીધો તે કરારને આ પ્રશ્નનો નીકાલ કરવા સારૂ માર્ગદર્શક તરીકે લેવો જોઇએ. આ કરારમાં એવું કોઇપણ જગાએ બતાવેલું નથી કે પોતાના ભાયાતોના વાંટા ઉપરના પોતાના હક્ક તેણે છોડી દીધા છે.

( જી ) પોતાના સ્ટેટમાં આવેલી વજેદારીઆ, ચાકરીઆત તથા ધર્માદા જમીનોનું પત્રક જે રજુ કરવામાં આવેલું તેમાં ભાયાતોની જમીન દાખલ કરી નથી અને મોબદલામાં ઉપર બતાવેલી જમીનોનોજ સમાસ થાય છે.

(એચ) વળી કરારનામાનો પાંચમો પેરેગ્રાફ એમ બતાવે છે કે પોતાના વાંટાઓનો મોબદલો ભાયાતોની જમીનોને કોઇપણ રીતે અસર કરતો નથી.

(આઈ) બીજા નંબરનો મુદ્દો કાઢવામાં પોતાનો શો હેતુ હતો તેનો ઉલ્લેખ નીચલી કોર્ટે કીધો નથી માટે તેના ઉપર કાંઇ ટીકા તે કરી શકતો નથી.

( જે ) નંબર ૩ ના મુદ્દાના સંબંધમાં એ વાતતો પડેલા પુરાવાથી સાબીત થઇ છે કે હુરનાહોડા ગામ પોતાના ભાયાતોને જીવાઇ તરીકે આપવામાં આવ્યું હતું. અને ભાયાતોએ તેમનો સંબંધ પોતાની સાથે ચાલુ રાખ્યો છે.

માણસાના વાંટાઓના સંબંધમાં જે કોન્ફીડેન્શીયલ (ગુપ્ત) પત્રવ્યવહાર ચાલેલો તે વાંચ્યા પછી સ્ટેટ સેટલમેન્ટ કમીશ્નરે એવો નિર્ણય આપ્યો કે વડોદરા રાજ્યમાં અપીલવાળાના કોઇપણ ગિરાસની બાબતમાં કાંઇ પણ દાવો લાવવાનો અધિકાર તેને રહેલો નથી.

તે ઉપરથી માણસાના રાવળજીએ રેસીડેન્ટ સાહેબને અપીલ કરી છે. જે કારણો સ્ટેટ સેટલમેન્ટ કમીશ્નરને ત્યાં કરેલી અપીલમાં બતાવેલાં તેજ કારણો આ અપીલમાં બતાવ્યાં છે.

આ કામમાં નિર્ણય કરવાનો મુદ્દો એ છે કે વડોદરા રાજ્યમાં પોતાના ભાયાતોની જે જમીન છે તેના ઉપર ઉત્તરાધિકારી તરીકેના હક્કો માણસાના રાવળજીએ છોડી દીધા છે કેમ ? હીઝ હાઇનેસ ગાયકવાડ સરકાર તથા માણસાના રાવળજીની વચમાં જે કરારપત્ર સન ૧૮૯૨ ની સાલમાં નામદાર ઇન્ડિઆ સરકારે કરેલો તેના ૪ ચોથા પેરેગ્રાફમાં માણસાના રાવળજીએ જે જે ઇનામી જમીનોમાંથી પોતાના હક્કો છોડી દીધેલા તે બતાવેલાં છે. ભાયાતોની જમીન ઉપર ઉત્તરાધિકારી તરીકેના હક્ક, જે ઘણા મહત્વના છે તે

આ કલોઝમાં દાખલ કરેલા નથી; અને ઉપરથી જોતાં તો એમ જણાય કે આ હકકો રાવળજીએ જે હકકો વડોદરા દરબારને વેચી દીધા તેમાં આવી જતા નથી;' પરંતુ આ કરારપત્રના સંબંધમાં ચાલેલો તુમાર જોતાં એમ જણાય છે કે ભાયાતોની જમીનો સાચવવાની ગોઠવણ પ્રથમ કરીને વડોદરા રાજ્યમાં જ્યાં જ્યાં રાવળજીના વાંટા હતા તે બધા ઉપરનો તેનો હકક ખસેડવાનો તે કરારપત્રનો હેતુ હતો. આ કારણને લીધે તે કરારનામાના બીજા કલોઝમાં એવું ઘણું સ્પષ્ટ કરીને લખેલું છે કે વાર્ષિક રકમ લેવાના બદલામાં રાવળજીએ "વાંટા, ગિરાસ તથા દરેક પ્રકારની બીજી જમીનોમાં તેમજ તે ઉપરના પોતાના સઘળા હકકો અને હિતસંબંધો" કાંઈ પણ હકક રાખ્યા વગર છોડી દીધા છે. લખાણની ભાષા સ્પષ્ટ છે અને તેને માટે કાંઇ પણ ટીકાની જરૂર નથી.

આઠમા કલોઝમાં એવું લખાણ છે કે આ ગોઠવણથી રાવળજીના ભાયાતોની જમીનને કાંઇ પણ અસર થતી નથી. તે પરથી એવી દલીલ કરવામાં આવી છે કે રાવળજીના ઉત્તરાધિકારી તરીકેના હકકો હજી કાયમ છેજ; પરંતુ આ વાક્યનો હેતુ એવો છે કે ભાયાતોને ગેરન્ટી આપવામાં આવેલી. તેમની જમીનો પસાયતા જમીનોની માફક દરબારને હવાલે કરી શકાય નહિ. આ ભાયાતોના હકક સલામત રાખવાના હતા. એ કલોઝનો અર્થ એવો થતો નથી કે આ જમીનો ઉપર માણસાના રાવળજીના જે હકકો હોય તે પણ સલામત રાખવામાં આવ્યા છે. કલોઝ ૨ ની રૂઇએ રાવળજીએ પોતાના તમામ હકકો ખોયા છે, અને તે હકકો હવે પાછા સજીવન થઇ શકે નહિ.

ભાયાતોને જે ગેરન્ટી આપવામાં આવેલી તે ગેરન્ટી કાયમ છે અને મારૂં સમજવું એવું છે કે તેઓ પોતાને માટે હવે દાવા લાવી શકે.

ઉત્તરાધિકારી તરીકેના હકકો ચાલ્યા ગયા છે તેથી આ દાવો નિષ્ફળ જાય છે અને તે કારણથી આ અપીલ હું કાઢી નાંખું છું.

(સહી) એલ. ઇમ્પે. લેફ. કર્નલ.
તા. ૪ ઓગસ્ટ ૧૯૧૩.
ઓફીસીયેટીંગ રેસીડન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટ સાહેબની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૨ સન ૧૯૧૦-૧૧.

અપીલવાળા.........................................શનોરના રાણા.
જવાબદારો..............પટેલ કરસન લાલા વીગેરે રહેવાસી માલપુર.

**જવાબદાર ખેડુતો, અપીલવાળાની માલપુર ગામમાં ૨૧ કુંભાં જમીન ખેડે છે તેની આધ (અડધું ઉત્પન્ન) વસુલ કરવાનો દાવો.**

માલપુર ગામમાં શનોરના રાણાની માલકીની ૨૧ કુંભાં ગિરાસ જમીન છે. સન ૧૮૬૭ ની સાલમાં પત્રકમાં આ જમીન માટે સેટલમેન્ટ ઓફીસર કેપ્ટન વુડે હાઉસ

સાહેબે એવો શેરો કીધો કે રાણો દાણ તરીકે દર કુંભે રૂ. ૪ ) દર ત્રીજે વરસે લે, તથા કોઇ સાલમાં આધ (અડધી ઉપજ) પણ લે. આ વાંટા માટે સન ૧૮૬૭ થી ૧૯૦૯ સુધી દર સાલ દર કુંભે રૂ. ૨) પ્રમાણે મળ્યું હતું.

સન ૧૯૦૯ ના માર્ચ મહીનામાં ખેડુતો ઉપર રાણાએ એવી નોટીશ કાઢી કે સન ૧૯૧૦ ની સાલથી જમીનની અડધી ઉપજ લેવામાં આવશે. ખેડુતોએ રજીષ્ટર કાગળથી એવો જવાબ આપ્યો કે આધ લેવાને રાણાને હક્ક છે, એ વાતની અમે ના પાડીએ છીએ અને હાલ જે ધારો લેવામાં આવે છે તે ઉપરાંત કાંઇ પણ આપવા અમે ના પાડીએ છીએ—પોસ્ટમેન પાસેથી આ કાગળ લેવાની રાણાએ ના પાડી. તા. ૧૬ ઓકટોબર ૧૯૦૯ ને રોજ રાણાએ ખેડુતોને બોલાવ્યા સિવાય તથા તેમની ગેરહાજરીમાં એવો હુકમ કાઢયો કે તમારે આધ આપવી એવો હુકમ કરવામાં આવે છે. આ ઠરાવની ખબર ખેડુતોને આપવામાં આવી.. તેમણે સેટલમેન્ટ કમીશનરને અપીલ કરી. તે અધિકારીએ એવો ફેંસલો આપ્યો કે રાણાને આધ લેવાનો કાંઇ પણ હક્ક નથી. તેથી રાણાએ નીચેનાં કારણો બતાવી અપીલ કરી છે.

(૧) ખેડુતોએ સેટલમેન્ટ કમીશનરને કરેલી અપીલને મુદતનો બાધ છે કારણ તેણે કરેલા હુકમની ખબર તેમને ૧૯૦૯ ના નવેમ્બર માસમાં મળી હતી અને હુકમની નકલ મળવા તા. ૧૬ જાનેવારી ૧૯૧૦ ને રોજ તેમણે અરજ કરેલી જે નકલ તેજ તારીખે તેમને આપવામાં આવેલી અપીલની તારીખ ૯ ફેબ્રુઆરી ૧૯૧૦ છે.

(૨) માજી સેટલમેન્ટ કમીશનર સાહેબના ઠરાવનો અર્થ સેટલમેન્ટ કમીશનર સાહેબે એવો કીધો છે કે કેટલાક ખેડુતો દાણ આપે તથા કેટલાક ખેડુતો આધ આપે તે અર્થ બરાબર નથી.

(૩) સેટલમેન્ટ કમીશનરની દલીલ એવી છે કે જવાબદારોની પૈસા ભરવાની કસુર સિવાય હાલના વહિવટમાં કાંઇ પણ ફેરફાર કરી શકાય નહિ. તેનું કારણ એમ બતાવ્યું છે કે જો ખેડુતો દાણ આપે નહિ તોજ આધ વસુલ કરી શકાય એવો માજી સેટલમેન્ટ ઓફીસરે ઠરાવ કરેલો છે પણ તે દલીલ ટકી શકે એમ નથી.

(૪) સંવત ૧૯૨૨ એટલે સન ૧૮૬૬ થી તે સંવત ૧૯૪૪ એટલે સન ૧૮૮૮ સુધી દાણ ખેડુતોએ ભરી નહિ ત્યારે તેણે ખેડુતો બદલવા માટે અરજ કરી; પરંતુ તે સ્વીકારવામાં આવી નહિ. કારણ રેસીડન્ટ સાહેબને એવો વિચાર આવ્યો કે તેમ કરવાથી પાછલી ચઢેલી રકમ મળી શકે નહિ. પણ ખેડુતોને બદલવાનો હકક રાણાને નથી એ કારણથી અરજ કાઢી નાંખી ન્હોતી.

દાણ લેવાનો વહિવટ બદલવા સામે ખેડુતોએ જે વાંધો લીધેલો તે સ્વીકારવાની રાણાએ ના પાડી તે વાત તેમજ તેણે ખેડુતોનું કહેવું સાંભળવાને તેમને તક આપ્યા સિવાય એક તરફી ઠરાવ કરી દીધો. એ વાત તેની કોર્ટમાં કરેલાં પ્રોસીડીન્ગને રદ કરે છે. આ ખામીઓ સુધરી શકે એમ નથી અને સેટલમેન્ટ કમીસ્નરને જવાબદારોએ કરેલી અપીલને મુદતનો બાધ આવે છે કે કેમ એ વાતનો નિર્ણય કરવાની જરૂર હવે

રહેતી નથી. રેવન્યુ કામમાં રાણાની કોર્ટમાં પણ સીવીલ (દિવાની) કાયદાનો ચાલતો વહિવટ માન્ય રાખવો જોઇએ.

હવે જે વાસ્તવીક પ્રશ્નનો નિર્ણય કરવાનો છે તે એ છે કે સન ૧૮૬૭ ના સેટલમેન્ટ ઓફીસરના ઠરાવને અનુસરીને આ ખેતરોની અડધી ઉપજ લેવાને રાણાને છુટ છે કે કેમ? કારભારીએ એવી દલીલ કરી છે કે આ વાંટો સન ૧૮૮૮ થી ૧૯૦૪ સુધી જપ્તી વહિવટમાં હતો અને સન ૧૮૯૦ ની સાલમાં સેટલમેન્ટ કમીશ્નરને એવું જાહેર કરવામાં આવેલું કે દર કુંભે માત્ર રૂ. ૨) લેવાનો વહિવટ ચાલે છે, તેથી અડધી ઉપજ લેવાને રાણાના હકકને નુકશાન થશે. તે ઉપરથી એવો જવાબ મળ્યો હતો કે રાણાને અડધ ઉપજ લેવાનો હકક હશે તો જપ્તી વખતે ચાલતી ગોઠવણથી તે હકક ખોશે નહિ. આ જવાબ ન્યાયની કોર્ટનો ઠરાવ નથી; અને તે તકરારી પ્રશ્નને અસર કરતો નથી. તો આ કામના કાગળો જોતાં જણાય છે કે સેટલમેન્ટ ઓફીસરે જે મોઘમ ઠરાવ લખેલો તેનો પાયો ગામના પટેલે આ બાબતમાં પ્રથમ વહીવટ શું હતો તે બાબત જે રિપોર્ટ કરેલો તે રિપોર્ટ ઉપર હતો. મને તે ઉપરથી એમ સમજાય છે કે પટેલને કહેવાનો મુદ્દો એવો હતો કે રાણાએ દર કુંભે રૂ. ૨) પ્રમાણે ઉઘરાવેલું તથા કોઇકોઇ વાર આધ પણ લીધેલી, અને સેટલમેન્ટ ઓફીસરનો ઇરાદો એવો હતો કે રાણાને આ બે વહિવટમાંથી જે પસંદ પડે તે વહિવટ તેણે ચાલુ રાખવો. ગમે તેમ હોય પણ રાણાએ રોકડ વસુલ લીધું છે અને આ પ્રમાણે ૪૨ વર્ષ ચાલ્યા કરવાથી લાંબો કબજો થયે જે હકક ઉત્પન્ન થાય છે તે હકક હવે ખેડુતો માટે ઉત્પન્ન થયો છે. મારા અભિપ્રાય પ્રમાણે સેટલમેન્ટ ઓફીસરે જે પસંદગી આપેલી તે હવે લોપ થઇ ગઇ છે અને તેથી રાણો સદરહુ જમીનની અડધી ઉપજ લેવાનો દાવો લાવી શકે નહિ. રોકડ વસુલ જે ૧૮૬૭ માં નકકી કરવામાં આવેલું અને જે તેને મળે છે તેમાંજ તેણે સંતોષ માનવો જોઇએ. આ કારણથી અપીલ રદ કરવામાં આવે છે

વડોદરા. (સહી) એલ. ઈમ્પે. લેફ. કર્નલ.

તા. ૩૧ જુલાઇ ૧૯૧૩. રેસીડેન્ટ બરોડા.

## વડોદરા રેસીડન્ટની કોર્ટ.

ગિરાસ અપીલ નંબર ૪ સને ૧૯૧૩-૧૪.

એપેલેન્ટ.......................................વરસોડા ઠાકોર.

રીસ્પોન્ડન્ટ.......................................બરોડા દરબાર.

**દાવો આજોલ ગામમાં ઘરથાર વગેરેને બ્રિટિશ ગેરન્ટી મળવા બાબત.**

**મી. પટેલ દરબાર તરફથી અને કારભારી વેની ભાઇજી વરસોડા ઠાકોર તરફથી હાજર થાય છે.**

વરસોડા ઠાકોર ભાયાતનો આજોલનો વાંટો ઠાકોરની કવરીંગ ગેરન્ટી મેળવવા હકકદાર છે કે નહિ તે સવાલનો નિર્ણય વડોદરા રાજ્યની ગિરાસ કોર્ટને કરવાનો હતો અને

છેવટની અપીલ કોર્ટ તરીકે તે બાબત રેસીડેન્ટ પાસે આવે છે. કેસને લગતી બધી બાબતોનો વીચાર કરી રેસીડેન્ટ સાહેબે તા. ૨૭-૨-૧૯૦૫ ના રોજ ઠરાવ કર્યો કે ઠાકોરની કવરીંગ ગેરન્ટી આજોલ ગામને તેના ભાયાતોની જમીનને આપવી જોઇએ. ૧૯૦૭ ના ઓગસ્ટમાં ઠાકોરે વાંટાના ગભાણુને ગેરન્ટી મળવા દાવો કર્યાથી ગિરાસ આસીસ્ટન્ટે તે બાબતની તપાસ કરી નિર્ણય માટે નીચે મુજબનો મુદ્દો નકકી કરેલ.

તકરારી ગભાણુ (ગલથાણુ) અગર તેનો કંઈ ભાગ વાંટામાં છે અને ઠાકોરે જીવઇમાં તે આપેલ છે અને આપ્યો હોય તો જેટલો કામમાં પડેલ પુરાવાનો વિચાર કરી ગી. આ. ઠરાવ્યું કે ઘર નંબર ૪૦૧ થી ૪૧૧ અને ૪૧૩ ની જમીન માતા અને કુવાની આજુબાજુની જમીન તેમજ ખાંભેલ માતાની પશ્ચિમ બાજુની ખુલ્લી જમીન નકશામાં કાળી લીટીથી બતાવેલ ઠાકોરની માલકીની છે અને તેથી ગભાણુને તે ભાગને ગેરન્ટી આપવી જોઇએ. ઠાકોર સ્ટેટ સે. ક. ને અપીલ કરી. વીજાપુરના વહિવટદારને પણ વડોદરા રાજ્ય તરફથી સે. ક. ને અપીલ કરી. સે. ક. નીચેના મુદ્દા નિર્ણય માટે નકકી કર્યા.

૧. દાવો મુદત અંદર છે કે નહિ.

૨. દાવાને રેસ જ્યુડી કેસનો બાધ છે.

૩. આજોલનું ગામતળ હાલમાં બતાવવામાં આવે છે તે અગર તેનો કંઇ ભાગ મહીકાંઠા કલમબંદી વખતે અપેલેન્ટના વાંટાનો ભાગ હતો તેવું સાબીત કરવામાં આવે છે.

૪. આ કામમાં શું હુકમ કરવો યોગ્ય છે.

તેણે બધા મુદા અપેલેન્ટ ઠાકોરના વિરૂદ્ધ મૂકાયા તે ઉપરથી ઠાકોર સે. ક. ના ઠરાવ વિરૂદ્ધ રેસીડેન્સીમાં અપીલ કરી. વાંટાનો ગભાણુનો સવાલ પ્રથમ ઉભો કરવામાં આવ્યો ન્હોતો અને આ દાવો લાવવામાં આવ્યો ત્યાંસુધી તે બાબત કંઇ ઠરાવ થયો ન્હોતો.

આજોલ ગામમાં ૪૦૦ વિઘા તલપદની જમીન છે અને ૧૮૦૦ વિઘા વાંટાની જમીન છે. આ વિસ્તાર ઘણો મોટો છે અને ( નં. ૫ સને ૧૯૧૩-૧૪ )ની પ્રથમની અપીલમાં મેં રીમાર્ક કરેલ છે તે મુજબ ભાયાતોને ખેડાણ જમીનનો મોટો ભાગ આપવો તે બતાવે છે કે તેઓ ગામતળનો પણ પ્રમાણમાં તેટલોજ ભાગ તેમના ખેડુતોને અને વસવાયાને રહેવા માટે તથા ઢોરોને બાંધવા માટે ધારણ કરતા હોવા જોઈએ.

આ કેસમાં જે ઠરાવો રજુ કરવામાં આવેલ છે તેથી મને એમ માનવી તે કારણ મળે છે કે એક વખતે ગામતળનો મોટો ભાગ આ ભાયાતોના ગભાણુ તરીકે હતો. તલપદ પહેલો એ ગામમાં પાંચ બ્લોકો બનાવેલ છે જે તેઓ ભાયાતોની માલકીના અને જેથી વાંટા ગભાણુ તરીકે ગણાતા નકશામાં જે રાતી શાહીથી બનાવેલ છે. નકશામાં નિશાનથી જણાવેલ જમીન બાબત ગીરો ખત છે ઘર નં. ૩૨૭ થી ૩૩૦ ની જમીન વડોદરા દરબારની નથી અને તેવો બીજો પુરાવો બતાવી આપે છે, આમ છતાં પણ પચાસ વરસ અગાઉ વાંટાના ખેડુતોને આજોલ ગામમાંથી પાટણપરા ગામમાં તેમની જમીનથી વધારે નજદીક ખસેડવામાં આવ્યા હતા અને ખસવાથી વાંટા ગભાણુનું કંમ્પેક્ટપણું બેશક તુટી ગયું અને તેથી વાંટાની હદ નકકી કરવાનું મુસ્કેલ છે તેમના ખસવાથી ખાલી પડેલી જગ્યા ભાયાતો સાથે જેમને સંબંધ ન્હોતો તેમણે આવી પુરી દીધી. તેઓએ ભાયાતો પાસેથી

ખરીદ કરેલ અગર ઘર ભાડે રાખેલ આમ છતાં પણ તેમના ખસવાથી વાંટાના ખેડુતો માટે આજેલમાં જમીન રીઝવડ રાખવાની રહેતી નથી અને તેથી કેટલીક સરવે થઇ છે. ભાયાતો સિવાય બીજા વર્ગના લોકોની માલકીના ઘરોને ગેરન્ટી આપવા જેટલો મારા વિચાર મુજબ ભાયાતોને અને ગામના વસવાયા લોકોને હાલ સંબંધ નથી, ભૂતકાળમાં કદાચ હશે. હું ધારૂં છું કે ફક્ત ભાયાતોના કબજાના ઘરોને ગેરન્ટી આપવી જોઇએ અને ઘર શબ્દમાં ઢોરો માટેનાં છાપરાં અને ઉકરડાનો સમાવેશ થાય છે નંબર. ૧-૭-૮-૯-૩૪-૩૫-૮૨-૮૩-૮૪-૮૬-૮૭-૮૮-૧૧૩-૧૩૪-૧૩૫-૧૩૭-૧૮૧-૧૮૨-૧૮૩-૧૮૪-૧૮૫-૧૮૬-૧૯૦-૧૯૧-૧૯૪-૧૯૯-૨૦૦-૨૦૧-૨૦૨-૨૦૩-૨૦૫-૨૦૬-૨૦૭-૨૦૮-૩૯૩-૪૦૧-૪૦૨-૪૦૩-૪૦૪-૪૦૫-૪૦૬-૪૦૭-૪૦૮-૪૦૯-૪૧૦-૪૧૧-૪૧૨ અને ૪૧૩ નંબરોની ઘરોમાં રહીએ છીએ એમ હું માનું છું.

આ લીસ્ટ તદ્દન ખરૂં ન પણ હોય અને તેથી અમલ બજાવણી વખતે સુધારી શકાશે. ગામમાં ભાયાતોની માલકીના બીજા ઘર તથા જમીન અલબત તેમની ખાનગી મીલ્કત તરીકે રહેશે; પરંતુ તેને ગેરન્ટી આપવામાં આવતી નથી કારણકે ગેરન્ટી ફક્ત જે ઘરોમાં તેઓ રહે છે અને જે તેમની માલકીનાં છે તેનેજ આપવામાં આવે છે. આટલા પુરતી અપીલ મંજુર રાખવામાં આવે છે તા. ૨૭-૧-૧૯૧૬.

(સહી) એલ. ઇમ્પે.
રેસીડેન્ટ વડોદરા.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટ.

### ગીરાસ અપીલ નં. ૫ સને ૧૯૧૩-૧૪.

એપલેમેન્ટ.......................................વરસોડા ઠાકોર.
રીસ્પોડન્ટ.......................................બરોડા દરબાર.

દાવો—ગલથરા ગામના વાંટા ગમતતળને ગેરન્ટી મલવા બાબત.

ઠાકોરના કામદાર મી. કચરાચંદ અને ભાયાતના મુખતીઆર ભાઇજી હાજર છે.

મી. પટેલ ( બરોડા ) દરબાર તરફથી હાજર થાય છે.

શ્રીમંત ગાયકવાડ સરકારના ત્રિબ્યુટરી અને મહીકાંઠાના રહીશ વરસોડા ઠાકોરના ભાયાતોની ગલથરા ગામની જમીન ઠાકોરની કવરીંગ ગેરન્ટીમાં આવી જાય છે કે નહિ તે બાબતનો પ્રશ્ન સ્ટેટની ગીરાસ કોર્ટમાં ચુકાદા માટે ઉપસ્થિત થએલ અને છેવટની અપીલ કોર્ટ તરીકે આખરે રેસીડેન્ટ રૂબરૂ આપેલ હતો કેસને લગતી સઘળી બાબતનો સંભાળ પુર્વક વિચાર કરી રેસીડેન્ટે ઠરાવ્યું કે ગલથરા ગામમાં ભાયાતોને જમીન ધારણ કરતા હોય તેને વરસોડા ઠાકોરની કવરીંગ ગેરન્ટી ગણવી જોઇએ રેસીડેન્ટનો છેવટનો ઠરાવ તા. ૨૭ ફેબ્રુઆરી સને ૧૯૦૫ ની સ્થિતિનો છે.

૧૯૦૭ ના ઑગષ્ટ માસમાં વરસોડા ઠાકોર ગીરાસ આસીસ્ટંટની નોટીસ ઉપર લાવ્યા કે આ કેસમાં રેસીડેન્ટ સાહેબે કરેલ ઠરાવની અમલ બજવણીમાં વાંટા ગભાણુ વાંટાની

જમીનનો એક ભાગ હોવાના સબબથી વાંટા ગભાણની વાડાની અને ઉકરડાની જમીન પણ ગેરન્ટી સાથે ચલાવવી જોઇએ.

આ કામમાં ગીરાસ આસીસ્ટંટે નિર્ણય માટે નીચેના મુદ્દા નક્કી કર્યા હતા.

૧. ગલથરા કે જેને બ્રિટિશ ગેરન્ટી આપવામાં આવે છે તેમાં રહેતા ભાયાતોની વાંટાની જમીનમાં ગભાણ આવી જાય છે કે કેમ અને જો ન આવતું હોય તો હાલનો દાવો ચાલી શકે છે કે કેમ.

૨. ગલથરા ગામે જુદુ વાંટા ગભાણ છે કે કેમ ? અને છે તો કેટલા વિસ્તારમાં છે.

૩. જો જુદુ વાંટા ગભાણ છે તો તે બ્રિટિશ ગેરન્ટી મેળવવા તે હક્કદાર છે કે કેમ

૪. આ કામમાં શું હુકમ કરવો જોઇએ.

ઠાકોરે અને દરબારી અમલદારોએ રજુ કરેલ પુરાવો લઇ ઉપરના મુદ્દાનો ચુકાદો ગીરાસ આસીસ્ટંટે નીચે મુજબ કરેલ છે.

પહેલા મુદ્દાના સંબંધમાં તેણે ઠરાવ્યું છે કે મૂળ દાવો સીમની જમીનની માટે હતો અને ગભાણની જમીન માટે ન્હોતો કારણ તે ભાયાતોની તે વખતે તેમની જમીન ઉપર નાંખવામાં આવેલ નવીન હક્ક બાબત હતી. ગભાણ ભાયાતોના નામ ઉપર નથી. રેસીડેન્ટ સાહેબના ઠરાવથી ભાયોતાના નામ ઉપર જે જમીન હોય તે ચાલુ કરવા ઠર્યું છે. ગભાણ માટેનો દાવો ચાલી શકે તેમ નથી; કારણ કે તે નવો દાવો છે; અને માટે પહેલાં દાવો લાવવામાં આવ્યો નથી અને ધ્રમેડાના કેસમાં રેસીડેન્ટ સાહેબની કોર્ટની અપીલ નં. ૨૪ સને ૧૯૦૩-૪ ના કામમાં તેમણે ઠરાવેલ છે તે મુજબ આ દાવો લાવવા દેવો જોઇએ નહિ.

બીજા મુદ્દાના સંબંધમાં ઠરાવેલ છે કે દાવેદારની રજુ કરવામાં આવેલ મુખ જુબાની તેમજ દસ્તાવેજી પુરાવો એમ બતાવતો નથી કે આ ગામમાં જુદુ વાંટા ગભાણ છે. જ્યારે સામાવાલા તરફથી રજુ કરવામાં આવેલ પુરાવો નિશ્ચયાત્મક રીતે બતાવે છે કે જુદા વાંટા ગભાણ માટેનો દાવો ચાલી શકે તેવો નથી.

ત્રીજા મુદ્દાના સંબંધમાં તેમણે એવું ઠરાવ્યું છે કે પહેલા બે મુદ્દા દાવેદારની વિરૂદ્ધ ચુકવાયા છે એટલે તેની બાબત વિચાર કરવાની જરૂર રહેતી નથી.

આથી કરીને તેણે આ ગામડામાં જુદા વાંટા ગભાણ માટેનો ઠાકોરનો દાવો નામંજુર કરેલ છે.

ગીરાસ આસીસ્ટટના ઠરાવ ઉપર વરસોડા ઠાકોરે સ્ટેટ સેટલમેન્ટ કમીશનરને ત્યાં અપીલ કરી. સ્ટેટ સેટલમેન્ટ કમીશનરે નિર્ણય માટે નીચેના મુદ્દા નક્કી કર્યા હતા.

૧. દાવો મુદત અંદર છે કે કેમ.

૨. સીવીલ પ્રો. કોડના ૪૩ માં સેકસન નીચે આ દાવો આવે છે કે કેમ.

૩. ગલથરામાં જુદુ વાંટા ગભાણ હોવાનું સાબીત કરવામાં આવ્યું છે કે કેમ.

૪. આ કામમાં શું હુકમ કરવો જોઇએ.

તેણે એપલેમેન્ટ ઠાકોરના વિરૂદ્ધ સઘળા મુદ્દા ચુકવી નીચેની કોર્ટનો હુકમ કાયમ રાખી અપીલ નામંજુર કરેલ છે.

ઠાકોરે તે ઉપરથી નીચેના કારણો બતાવી સેટલમેન્ટ કમીશનરના ઠરાવ વિરૂદ્ધ રેસીડેન્ટના ત્યાં અપીલ કરી છે.

૧. નીચેની કોર્ટે તેને સંભળાવ્યા સિવાય મનસ્વી રીતે નક્કી કરી મુદ્દા કાઢયા છે.

૨. નવી બાબત ઉપર ઠરાવ આપવાનો નીચેની કોર્ટને અખીકાર નથી.

૩. એપલેન્ટ કોર્ટને નવા મુદ્દા, કાઢવાની જરૂર જણાય તો કાયદાના ધોરણ મુજબ નવા જુદા નકકી કરી તેના ઉપર આપવા કેસ મૂળ કોર્ટમા પાછો મોકલવો જોઇએ.

૪. નીચેની કોર્ટે દાવો મુદત બહાર ગણવામાં ભુલ કરી છે કારણ કે ગેરન્ટી માટેનો દાવો જેમાં તકરારી જમીન આવી જાય છે તેજ અમારા લાભમાં ચુકવાયો છે.

૫. હાલના કામને સીવીલ. પ્રો. કો. કલમ ૪૩ મી લાગુ પડતી નથી.

૬. આજોલ ગભાણુનો ઠરાવ હાલના દાવાને એ કરવીંગ તરીકે લાગુ પાડી શકાય નહિ.

૭. નીચેની કોર્ટે પુરાવાની યોગ્ય તુલના કરી નથી.

૮. નીચેની કોર્ટે બીજા લોકો તેમાં રહે છે તેથી વાંટા ગભાણ નથી એમ માનવામાં ભુલ.કરી છે.

૯. જ્યાં જ્યાં વાંટો હોય ત્યાં ગભાણ હોવુંજ જોઇએ એ હકીકત રેસીડેન્ટ સાહેબે ઘણા કેસોમાં કબુલ રાખેલ છે અને તે મુજબ ઠરાવો કરેલા છે અને પુરાવાનો બોજો દરબારને માથે નાંખ્યો છે.

૧૦ રાસમાળા અને મીરદે અહમદી જેવી બુકો તેમાં વાંટાનો વિષય સંપૂર્ણ રીતે ચર્ચાએલ છે તેને બાજુ ઉપર મૂકવામાં અને ઠાકોરના દાવા વિરૂદ્ધ તર્કવિર્તક કરી ઠરાવમાં નીચેની કોર્ટે ભુલ કરી છે.

૧૧. ધરોની, વાડાની, ઉકરડાની તેમજ ખુલ્લી જમીન ભાયાતોના કબજામાં હોય તે પ્રથમ દર્શનીક રીતે જીવારકનીજ છે.

૧૨. નીચેની કોર્ટે ઠાકોરે રજુ કરેલ મુખજુબાની તેમજ દસ્તાવેજી પુરાવા ઉપર ધ્યાન આપ્યું નથી.

૧૩. પઢીઆર લોકો તેઓ પહેલાં ગલથરામાં રહેતા હતા તેમણે હવે ગામ છોડયું છે. જો તેઓ ગામના મૂળ માલીક હોત તો તેઓ તેમ કરત નહિ.

૧૪. નીચેની કોર્ટે ઠાકોરે રજુ કરેલ દસ્તાવેજોનો અવલો અર્થ કરી તેની વિરૂદ્ધ અનુમાન કરેલ છે.

૧૫. નીચેની કોર્ટે સને ૧૮૦૬ના પઢીઆરોએ કરી આપેલ દસ્તાવેજનો ખોટો અર્થ કરી તેના ઉપરથી મનસ્વી રીતે કલ્પના કરી અનુમાન કરેલ છે.

૧૬ નીચેની કોર્ટે સને ૧૮૨૯નો દસ્તાવેજ જે બતાવે છે કે ગામની વસ્તી ઉપર પ્રથમ ભાયાતો અધિકાર ભોગવતા હતા અને અંદર અંદરની તકરારોની નિકાલ કરતા હતા તેનો ખોટો અર્થ કરેલ છે.

૧૭ બધા રજપુતો પોતાની વંશ અને ઉત્પતિ માટે એક સરખી રીતે મગરૂર હોય છે એમ નીચેની કોર્ટ માને છે તે ખરૂ નથી; કારણકે ઉંચ તેમજ નીચ જાતના રજપુતો હોય છે. અત્યારે પણ કેટલાક વરતંણીયા રજપુતો છે કે તેઓ નોકરી કરે છે અને તેના બદલામાં જમીન ભોગવે છે.

૧૮. ઠાકોરે પોતાના દાવાની પુષ્ટીમાં રજુ કરેલ પુરાવો મુસીકીમ છે. નીચેની કોર્ટે દરબારે રજુ કરેલ પુરાવા ઉપર અણઘટતું વજન મૂકવામાં ભુલ કરી છે.

૧૯. મોટા વાંટા ધારણ કરનારને ગરથાળ માટે કંઇ જમીન ન હોય તે માની શકાય તેવું નથી.

૨૦. નીચેની કોર્ટે રેસીડેન્ટ સાહેબે સને ૧૯૦૫ માં કરેલા ઠરાવ ઉપર કંઇ ટીકા કરવી જોઇતી ન્હોતી.

અગત્યના **લાંઘણજ** કેસમાં મી. **બીમ**ને અભીપ્રાય દર્શાવેલ છે તે ગભાણના દાવાને લાગુ પડે છે અને તેથી તેણે તે સીદ્ધાંતો દોરેલ છે તેની સાથે હું તદ્દન મળતો થાઉ છું. તેથી તેને અનુસરવા કરતાં કંઈ વધારે બહેતર હું કરી શકતો નથી તેણે (મી. **બીમ**ન) લખે છે કે "સાધારણ રીતે વાંટામાં વાંટાની ખેડુતોને રહેવા માટે તથા પાક એકડો કરવા માટે ગામની જમીનનો ભાગ પડત પ્રમાણ કરતો આવી જાય છે એમ ન હોયતો પછી વાંટાદાર સાથે તળપદના અમલદારોને સારી રીતે રાસ્તી ન હોય એમ માનીએ એટલે વાંટાની જમીન ખેડવાનું અને વાંટાનો પાક વાઢીને એકઠો કરવાનું તદ્દન અશકય નહિ તો છેવટે ગણું મુશ્કેલ થઇ પડે; પરંતુ જમીન એકસાઇન કરવી તે વાંટાનું એક મુખ્ય લક્ષણ હું ગણું છું. ખલવાડ અને ઘરો માટે જમીન કાઢી આપવી તે જરૂરનું છે અને ઠરાવ્યું કે જ્યારે જમીન આપવામાં આવેલ તે વખતે જે ઘરો ખેડુતોના કબજામાં હતાં તે જમીન સાથે આપવામાં આવ્યાં હતાં. આગળ જતાં તે ( મી. **બીમ**ન ) રૂલ ગુથવણીમાં અને કંપેકટ વાંટાની ફરક સંબંધમાં વિવેચન કરે છે અને બતાવે છે કે રૂલ ગુણણીયા વાંટામાં ઠાકોરનું હીત ફકત આ છુટાછુટી ઘરો તેના વાંટાના ખેડુતો માટે ખાસ રાખવામાં આવશે તેવી ખાતરી રાખવી. પરંતુ છે. મારા રૂબરૂના કેસમાં **વરસોડા**ના ભાયાતોના કબજામાં જે ઘરો છેં તે છુટા છુટા છે અને તેથી મારે ફક્ત ઘરવાળા આને ઉકરડા ભાયાતોના કબજામાંજ છે તેના સંબંધમાંજ કહેવાનું છે. પણ ગામની ખુલ્લી જમીન સંબંધમાંજ કહેવાનું છે પણ ગામની ખુલી જમીન સંબંધી કંઇ કહેવાનું નથી.

**પડુસમા, લાછડી, આજોલ** અને **ગલથરા** ગામોની **વરસોડા**ના ભાયાતોની જમીનના કેસમાં ભાયાતોના કબજાના ખેતરોને રેસીડેન્ટે તા. ૨૭–૨–૧૯૦૫ ના ઠરાવથી ગેરન્ટી આપેલી છે; અને તે ઠરાવમાં જે હકીકત લખેલ છે તે ઉપરાંત થઇ શકાય તેમ નથી. ખેડાણ જમીનને ગેરન્ટી આપવામાં આવ્યાથી **લાંઘણજ** કેસના રૂલીંગ અનુસાર ભાયાતોના કબજાના ઢોરો રાખવાના વાડાને ખાતર ભરી રાખવાની જમીન ઉકરડાને પણ જ્યાંસુધી એમ સાબીત કરવામાં નથી આવ્યું કે તેનો કબજો તેમણે જમીન તેમને મળ્યા પછી મેળવેલ છે ત્યાંસુધી ગેરન્ટ લંબાય છે. આ સાબીત કરવાનો બોજો દરબાર ( **વડોદરા** રાજ્ય) ના સીર છે. આ કેસમાં સં. ૧૯૯૮ તા. ચૈત્ર સુદ ૧૧ નો દસ્તાવેજ ચાવડા કસલાજી **જાલમજી** અને **તખતાજી** અને બીજાઓએ લખી આપેલ છે તે બતાવે છે કે સને ૧૮૫૨ની સાલમાં ઘર બાંધવા માટેની જમીન ખરીદ કરવામાં આવી હતી.

આ જમીન જીવાઇની જમીનનો ભાગ નથી તેથી તેના ઉપર બાંધવામાં આવેલ ઘરને ગેરન્ટી આપવામાં આવતી નથી. આ દસ્તાવેજ ભાયાતના કબજાના કયા ઘર સંબંધમાં છે તે નકકી કરવાનું કામ નીચેની કોર્ટનું છે.

ઉપરના કારણોસર હું અપીલ મંજુર રાખું છું અને ઠરાવું છું ( ધારૂ છું ) કે આ ગામમાં વરસોડાના ભાયાતોના ઘરો વાડા અને ઉકરડાને ગેરન્ટી આપવી જોઇએ. મારે

જીતાવવું જોઇએ કે આ ગેરન્ટી ખાનગી ઘરધણીના સાધારણ હક્કોમાં કંઇ ઉમેરો (વધારો) કરતી નથી પરંતુ તે જગ્યામાંથી તેમને કાઢી શકાય નહિ.

વડોદરા. તા. ૧૨ માહે માર્ચ સને ૧૯૧૫. } એલ. ઇમ્પે. લે. કરનલ. રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

**વડોદરાના રેસીડેન્સ સાહેબની કોર્ટ.**

**ગિરાસ અપીલ નંબર ૨ સન ૧૯૧૫.**

**અપીલવાળા**..........................................**શનોરના રાણા (રેવાકાંઠા)**
**જવાબદાર**..........................................**વડોદરા દરબાર.**

**નાના કરાડા અને વણીઆદના વાંટાઓની વચમાં આવેલી સીમાડા (હદ)ની જમીનના અડધા ભાગનો દાવો.**

વડોદરા રાજ્યમાં **સીનોર** તાબાના **વણીયાદ** ગામમાં અપીલવાળા ઠાકોરનો ગેરન્ટી-વાળો વાંટો છે. આ વાંટાની પૂર્વ દિશાની સરહદ પર **માંડવાના** રાણાનો નાના કરાલાનો વાંટો છે. દાવાવાળા વાંટાની સીમાઓ પર જે જમીન છે તે સંબંધમાં સન ૧૯૦૯ માં રેસીડેન્ટ સાહેબે નીચે જણાવેલો હુકમ પસાર કરેલો.

" પોઇન્ટ-પાંચ. સિમાડો એટલે વાંટાની સીમા પર આવેલી જમીન, જે વાંટા અને તલપદ એટલે બીજા ગામની વચમાં આવેલી છે તે પરના દાવાનો આધાર આવી બાબતમાં જે સરખે હિસ્સે ઉપભોગ કરવાનો છે આવી જમીન એકજ પક્ષકાર એકલોજ વાપરી શકે નહિ. તેમજ તેનો ઉપયોગ બીજા કોઇપણ કાર્ય માટે થઇ શકે નહિ. સિમાડા જમીન તરીકે રહેવીજ જોઇએ." (મીનીસ્ટર દીવાન સાહેબ)ને લખેલો પત્ર નંબર ૩૨૫ તા. ૬ સપ્ટેમ્બર ૧૯૦૦.

તા. ૮ જુલાઇ ૧૯૧૨ ને રોજ **શનોરના** રાણાએ ગિરાસ આસીસ્ટન્ટને અરજ કરી કે પોતાના વણીઆદ વાંટા અને તેનેજ લગતા નાના કરાલાના વાંટાથી વચમાં બન્ને વાંટાઓની જમીન ઉપર હદનિશાન ઉભાં કરવામાં આવ્યાં છે પણ બન્ને નિશાનોની વચમાં સિમાડા તરીકે જમીન રાખી મૂકવામાં આવી છે જેનો અર્થ એવો ગણાશે કે એ જમીન વડોદરા દરબારની છે. સદરહુ વચમાં રહેલા સિમાડાની અડધી જમીન પોતાની છે માટે તે વચમાં પડી રહેલી જમીનની મધ્યોમધ્ય તેનાં હદનિશાન બેસાડવાં એવી તેણે માગણી કરી—

રાણાની વિનંતિ ગિરાસ આસીસ્ટન્ટ સમજી શક્યા હોય એમ જણાતું નથી. અથવા સુનાવણી વખતે રાણાના માગણાથી નવી બીના ઉપસ્થિત થઇ અને તે મૂળ અરજીના ક્ષેત્રની બહાર જાય છે એમ કદાચ જણાયું હોય. ગિરાસ આસીસ્ટન્ટે એવો ફેંસલો આપ્યો કે રેસીડેન્ટ સાહેબના ઠરાવ પ્રમાણે વાંટાના સિમાડા પર જે પડતર હોય તેનો ઉપભોગ

તલપદ તથા વાંટા બન્ને જણાએ સરખોજ કરવો. બન્ને પક્ષકારો પૈકી કોઇએ તેનું ઉત્પન્ન એક બીજાથી ઇલાયદા લેવું નહિ. આ જમીન તલપદ તથા વાંટાના ઢોર માટે ગૌચર તરીકે વાપરવી. અને તે ઉપર જે ઝાડ હોય તેનું ઉત્પન્ન આવે તેનો નિકાલ રેસીડન્ટ સાહેબના સન ૧૯૦૦ ના ઠરાવ મુજબ મહાલના અધિકારીઓએ કરવો.

આ ફેંસલા વિરૂદ્ધ-રાણાએ સેટલમેન્ટ કમીશનરને અપીલ કરી.

સેટલમેન્ટ કમીશનરે અપીલ કાઢી નાંખી અને તે ઉપર એવો શેરો કીધો કે રાણાનું માગણું શું છે તે સમજાતું નથી અને અપીલ ગેરસમજુતને પરીણામે કરવામાં આવી છે.

તે ઉપરથી રાણાએ રેસીડેન્ટ સાહેબને નીચેનાં કારણો બતાવી અપીલ કરી છે—

(૧) અપીલવાળાનો દાવો ગેરસમજુતીથી આપવામાં આવ્યો છે એમ નથી.

(૨) રેસીડેન્ટ સાહેબના તા. ૬ સપ્ટેમ્બર ૧૯૦૦ ના ઠરાવના કલોઝ ૫ ના સંબંધમાં આ દાવો છે. ઉપરનો ઠરાવ વાંટા અને તલપદ એટલે વાંટો અને બીજું ગામ એમના સિમાડા બાબત હતો. પરંતુ આ કેસમાં તો એક વાંટો અને બીજો વાંટો એ બન્નેના સિમાડાની બાબત છે. જેવા સંબંધમાં મજકુર ઠરાવ થયો નથી.

(૩) મજકુર સિમાડાપર વડોદરા દરબારનો કાંઇપણ હક્ક નથી. અને તેને બન્ને વાંટાની હદ ઉપર આવેલો છે તેમના માલીકોની છે એમ જાહેર થવું જોઇએ.

અપીલવાળાની મૂળ અરજ એવી હતી કે સિમાડાનો જે ભાગ વણીયાદ વાંટાની તથા તેની સાથે નાના કરાલાના વાંટાની વચમાં છે તે બન્ને વાંટાઓને વહેંચી આપવો અને હદના પાળીઓની વચમાં જે સહીયારી હદ છે તે કાઢી નાંખવી ઉપર જે મૂળ ઠરાવ ટાંકેલા છે તેને અનુસરીનેજ આ અરજ છે એમ ચોકખી રીતે સ્પષ્ટ છે ગામની હદ જયાં જ્યાં હોય તે હદપર જમીનનો જે ટુકડો હોય તે ચરાઇ જમીન તરીકે રાખવી એવો હેતુ હતો, અને તેથી બન્ને વાંટાની એક જમીન ઉપર ખેડુતો દબાણ કરે નહિ તે સારૂ બન્ને ગામના હદના પાળીઆઓની વચમાં આ જમીન સ્થાનિક અધિકારીઓએ તદ્દન વ્યાજબી રીતેજ રાખેલી. તેની વહેંચણી બન્ને વાંટા વચ્ચે થાયજ નહિ.

તે જમીન ખુલ્લી રાખવાની છે. અને આવી ખુલ્લી જમીન બાબત જે દસ્તુરનો વહિવટ છે તે પ્રમાણે તે જમીનનો વહિવટ થશે. આ જમીનમાં જે ઘાસ-ફળ કે લાકડાં થાય તેની માલકી વડોદરા દરબારની નથી. અને તે દરબારના સ્થાનિક અધિકારીઓએ આવી માલકીનો દાવો કીધો છે એવી તકરાર પણ અપીલવાળાની નથી.

ઉપરનાં કારણોથી આ કેસમાં કાંઇ કરવાનું રહેતું નથી.

તા. ૨૦-૧૧-૧૬ (સહી) એલ. ઇમ્પે. લેફ્. કરનલ
રેસીડેન્ટ વડોદરા.

## ઇંગ્રેજી ઉપરથી.
## વડોદરા રેસીડન્ટની કોર્ટ

### ગિરાસ અપીલ નંબર ૪ સન ૧૯૧૫
### અપીલવાળા—રાણા ખુશાલસિંગજી કસળસિંગજી સનોર (સંખેડા મેવાસમાં)ના
### જવાબદારો—પટેલ માનસંગ હરિભાઈ વિગેરે રે. માલપુર

**માલપુર તાલુકે શિનોરમાં પોતાની ઘરખેડની જમીનનો કબજો પાછો મળવાનો દાવો.**

માલપુર ગામમાં ૮૮¾ કુંભાં જમીન રાણાની માલકીની છે આ જમીનના સંબંધમાં સેટલમેન્ટ ઓફીસરે સન ૧૮૬૭ માં એવું લખ્યું હતું કે જો રાણો આ જમીન ઘરખેડ તરીકે રાખે તો તેના ઉપર કોઇપણ જાતનો હક્ક વડોદરા દરબારે ઉઘરાવવો નહિ.

આ જમીન પોતાની ઘરખેડની છે. એ કારણ બતાવી આ વાંટાની જમીનનો કબજો પાછો મળવાના દાવા સન ૧૯૧૨ના અરસામાં ગિરાસ આસીસ્ટંટની કોરટમાં રાણાએ કર્યો. તે અધિકારીએ રાણાની વિરૂદ્ધમાં ફેંસલો આપવાથી રાણાએ સેટલમેન્ટ કમીશનરને અપીલ કરી. સદરહુ અધિકારીએ તા. ૧૬ જુલાઇ ૧૯૧૩ ને રોજ કેસ ગિરાસ આસીસ્ટન્ટને પાછો મોકલ્યો અને એવો હુકમ કીધો કે નીચે જણાવેલા મુદ્દા ( ઇસ્યુ ) ઉપર તેમણે પુરાવો લેવો તથા તે પુરાવા પર ફેંસલો આપવો—

> માલપુર વાંટાના ખેડુતોમાં આ જમીન વેચવાનો અથવા ગીરો મુકવાનો અથવા બીજી કોઈ રીતે તેનો નિકાલ કરવાનો વહિવટ ચાલ્યો આવે છે કે કેમ ? આવા પ્રકારના કોઇ કાર્ય બાબત કાંઇ હુકમનામાં સીવીલ કોર્ટનાં થયાં છે? આવાં કાર્ય કેટલાં જુનાં સાબીત થઇ ચુક્યાં છે અને ખેડુતોએ આવાં સાટાં કીધાં તેમાં રાણાની સંમ્મતિ હતી એવું માનવાને કાંઇ કારણ છે કે કેમ ?

ખેડુતોએ દસ્તાવેજી પુરાવો રજુ કીધો તે ઉપરથી ગિરાસ આસીસ્ટન્ટે તે મુદ્દાનો ફેંસલો તેમના લાભમાં આપ્યો. અને માલપુરના વાંટાની જમીન પાછી મળવાનો રાણાનો દાવો કાઢી નાંખ્યો.

સેટલમેન્ટ કમીશનરે ગિરાસ આસીસ્ટન્ટનો ફેંસલો બહાલ રાખ્યો.

સેટલમેન્ટ કમીશનરના ફેંસલાથી નારાજ થઇ રાણાએ રેસીડન્ટને અપીલ કરી તેમાં નીચે પ્રમાણે કારણો બતાવ્યાં છે—

(૧) પહેલાંના સેટલમેન્ટ ઓફીસરે ગરખેડનો હક્ક તેને આપેલો છે.

(૨) આ જમીન ગીરો કે વેચાણ કરવાનો હક્ક ખેડુતને નથી. અને આવાં કાર્ય તે લોકોએ પોતાની (રાણાની) સંમ્મતિ અથવા જાણ સિવાય કરેલો.

(૩) ગિરાસ આસીસ્ટન્ટના ફેંસલાથી અપીલવાળો જમીન પર પોતાની માલકીનો હક્ક છે તે ખુએ છે અને હવે તેનો હક્ક માત્ર તેના પર માત્ર રૂ. ૨—૪—૦ ઉઘરાવવાનો રહે છે,

(૪) ખેડુતોએ જે દસ્તાવેજ રજુ કીધા છે તે કલમબંદી તથા મૂળ ઠરાવના વરસો-
ની અગાઉની તારીખના નથી.

(૫) નીચલી કોર્ટે ખેડુતોએ સંવત ૧૯૩૮ માં કરી આપેલી કબુલીઅત રેસીડેન્સીમાં
તા. ૭ નવેમ્બર ૧૮૮૬ નો નંબર ૨ નો મોકલેલો કાગળ તેમજ ગિરાસ
આસીસ્ટન્ટનો ફેંસલો તા. ૭ નવેમ્બર ૧૯૦૫ નો અને નંબર ૪૧ તથા ૪૨ / ૦૫-૦-૬
અને ૧૫ ની અપીલોના કાગળો લક્ષમાં લીધા નથી.

સેટલમેન્ટ ઓફીસરના ફેંસલાથી એ તો સ્પષ્ટજ છે કે ઠાકોરને સન ૧૮૬૭માં આ જમીમને ઘરખેડની જમીન તરીકે બદલી નાંખવાના અને તે જમીન પોતાની જાતે ખેડવાનો હક્ક હતો. આવી પરિસ્થિતિ હોવાથી ખેડુતો મરજી આવે ત્યાં સુધીજ રાખી શકાય તેવા માણસો હતા. પરંતુ ત્યારપછી ખેડુતોએ પૈસા આપનારા ખેડુતો તરીકેનો હક્ક સંપાદન કીધેલો છે કારણકે ઠાકોરે સેટલમેન્ટ ઓફીસરે જે ગણોત મંજુર કીધેલું તેટલુંજ માત્ર ૪૦ વરસ સુધી વસુલ લીધા કર્યું છે. વળી ખેડુતોએ આ જમીન ગીરો મૂકી તથા વેચાણ આપી તેના વિરૂદ્ધ કાંઇ વાંધો લેવાયો નથી. આ કારણોથી ગિરાસ કોર્ટે આપેલા ફેંસલા સાથે મળતો આવું છું અને અપીલ કાઢી નાંખું છું.

તા. ૧ માહે ૧૯૧૬ (સહી) એલ. ઇમ્પી. લેફ. કરનલ.
રેસીડેન્ટ વડોદરા.

---

ઈંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડેન્ટ સાહેબની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૯ સન ૧૯૧૫

**અપીલવાળા**..........................................**શનોરના રાણા.**
**જવાબદાર**..........................................**વડોદરા દરબાર.**

### થુવાવી વાંટાની ગૌચર જમીનમાં થયેલાં ઝાડ પરનો દાવો.

થુવાવી વાંટામાં માંડવાના રાણાનો તથા શનોરના રાણાનો હિસ્સો ૫૫ ટકા તથા ૪૫ ટકા અનુક્રમે છે.

તા. ૨૩ અકટોબર ૧૯૧૪ ને રોજ શનોરના રાણાએ ગિરાસ આસીસ્ટન્ટને અરજ કરી કે આ વાંટાની ગૌચર (ચરાઇ) ની જમીનમાં જે બાવળનાં ઝાડ છે તેમની હરાજી કરવા પોતાના ૪૫ ટકા પુરતા હિસ્સા પર્યંત પરવાનગી આપો. તે અધિકારીએ તા. ૯ નવેમ્બર ૧૯૧૪ ને રોજ રાણાને એવો જવાબ આપ્યો કે ગૌચર એકલા વાંટાનુંજ નથી; અને તકરારી ઝાડોની ઉપજ સાર્વજનિક કામ માટે વાપરવાની છે.—

ગિરાસ આસીસ્ટન્ટના ઉપર પ્રમાણેના જવાબથી નારાજ થઈ રાણાએ તા. ૩૦ જાન્યુઆરી ૧૯૧૫ ને રોજ સેટલમેન્ટ કમીશ્નરને અપીલ કરી.

સેટલમેન્ટ કમીસ્નરે તા. ૭ જુન ૧૯૧૫ ને રોજ એવો ફેંસલો આપ્યો કે રાણાનો ૪૫ ટકા સુધીનો હિસ્સો માત્ર વાંટાની જમીનને લાગુ છે પરંતુ તકરારી ગૌચરને નહિ અને તે કારણથી અપીલ કાઢી નાંખી.—

રાણાએ હવે રેસીડેન્ટને અપીલ કરી છે. અને તેમાં નીચે લખેલાં કારણો બતાવેલાં છે.

(૧) સદરહુ ગૌચર પોતાની તેમજ માંડવાના રાણાએ એકલાઓનીજ સૈયારી મિલકત છે. અને તેના પર વડોદરા દરબાર તેમજ થુવાવી તળપદના લોકોનો કોઇપણ જાતનો માલકી હક્ક નથી.

(૨) સદરહુ ગૌચરમાં તળપદના લોકોને ઢોર ચરાવવાનો હક્ક છે તેટલાજ કારણથી તે લોકો આ ઝાડની ઉપજમાં ભાગ માગી શકે નહિ.

(૩) કુઢેલા વાંટા કેસમાં અપીલ નં. ૪૧ માં નામદાર રીચી સાહેબે જે ફેંસલો આપ્યો છે તે આ કેસને લાગુ પડે છે. તે વાંટાના ગૌચરમાંના ઝાડની માલકી એકલા વાંટાદારનીજ છે એમ ઠર્યું હતું.

(૪) તકરારી જમીનમાં પોતાનાં ઢોર ચરાવવા શિવાયનો બીજો કાંઇ પણ હક્ક તળપદના લોકોને સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે આપ્યો નથી.

(૫) આ ગૌચરની જમીનનો થોડોક ભાગ તથા કેટલાંક ઝાડ ડભોઈ રેલ્વે એ સંપાદન કરેલાં તેનું કંમપેનશેશન ઠાકોરોને આપવામાં આવેલું તળપદના લોકોએ તે બાબતમાં કાંઇ ફરીયાદ કરી નથી તેમજ કિમતમાં કાંઇ ભાગ પણ માગ્યો નથી.

(૬) થોવાવીમાં સરવે નં. ૪૬૪ જે ગૌચર છે તે વાંટા અને તળપદનો સૈયારો છે એમ જાહેર થયું છે. જેથી તેની ઉપજમાં ઠાકોરોનો ભાગ છે પરંતુ આ ગૌચરતો બન્ને ઠાકોરોની સ્વતંત્ર માલકી ગણવામાં આવ્યું છે તેથી તેની ઉપજ લેવાનો તેમને એકલાનેજ હક્ક છે.

(૭) માંડવાના રાણાની માલકીનું અંબુ ગૌચર છે તેના સંબંધમાં સેટલમેન્ટ ઓફીસરે એવો ઠરાવ કીધો છે કે તેની સંપૂર્ણ માલકી માંડવાના રાણાની છે તેની સાથે તેનો વહિવટ કરવાનો સંપૂર્ણ હક્ક તેમનોજ છે.

(૮) આ કેસમાં વડોદરા દરબારને કાંઇ હિત સંબંધ નથી અને કોઇ બીજો શખસ જો એમ કહે કે તેનો તેમાં મૂળથી ચાલતો આવેલો હક્ક છે તો તેણે અપીલવાળાપર તે બાબત દીવાનીમાં દાવો લાવવો જોઇએ.

(૯) અત્યાર સુધીમાં જમીનની ઉપજ સહીઆરી માલકીની જે કેસોમાં ગણવામાં આવી છે તે કેસો એવા હતા કે જેમાં આવી જમીન વાંટા તથા તળપદની સૈયારી માલકીની ગણવામાં આવેલી દાખલા માટે જુઓ ભાઇલી ગૌચર ( ઓ. સી, નં. ૮૯૫ ) અને આણુસદ વાંટાનો સરવે નં. ૧૫૭૬ ( ૯૦ સી, નં. ૮૯૬ ).

(૧૦) વરનામા વાંટાના કેસમાં ઠર્યું છે તે પ્રમાણે વાંટાદારની સ્વતંત્ર માલકીના ગૌચરમાં જે ઝાડ હોય તેમનું માલકીપણું વાંટાદારનુંજ છે.

(૧૧) વડોદરા રાજ્યના લેન્ડ રેવન્યુ કોડની કલમ ૨૨ ની પેટા રકમ ૨ માં એવું ઠરાવ્યું છે કે જમીન જે કાર્ય માટે ઇલાયદી કાઢવામાં આવી હોય તેજ કાર્ય

માટે તેમનો ઉપયોગ થવો જોઇએ. પરંતુ તે કલમ સરકાર કાંઇ પણ ઉપજ તેમાંથી લે તેની સામે બાધ કરતી નથી. માત્ર એવું સંભાળવાનું કે તેમ કરવાથી મૂળ હેતુનો ભંગ ન થાય. આ નિયમને અનુસરીને પણ આ જમીનમાં ઘાસ ઉપરાંત બીજી કાંઇ ઉપજ હોય તે લેવાને વાંટાદાર સામે વાંધો લેઇ શકાય નહિ.

(૧૨) અપીલવાળાએ નીચલી કોર્ટને અરજ કરેલી કે **માંડવાના** રાણાને દાવામાં પક્ષકાર તરીકે સામીલ કરવા તે અરજ સ્વીકારવામાં આવી ન્હોતી.

મૂળ અરજી ગિરાસ આસીસ્ટન્ટે પોતાના ઠરાવના ટેકામાં કશો પણ પુરાવો લીધા સિવાય કાઢી નાંખી. ઓફીસીએટીંગ સેટલમેન્ટ કમીશ્નરનો ઠરાવ સ્પષ્ટ રીતે ભૂલ ભરેલો છે. કારણ કે થોવાવીનો વાંટો **માંડવા** તથા **શનોર**વાળાનો સૈયારો છે એમ **માંડવા**એ કબુલ કરેલું અને ગૌચરની જમીનની વહેંચણી કરવાની બીલકુલ જરૂર નથી પરંતુ આવું કારણ બતાવીને બે સૈયારા ભાગદારો પૈકી એક જણ ઝાડ માટે દાવો લાવી શકે નહિ. જો કાંઇ પણ કૃત્ય કરવું હોય તો બન્ને જણાએ ભેગા થઈ તે કરવું જોઇએ. તે પ્રમાણે હવે કરવામાં આવ્યું છે અને બન્ને સહભાગીઆઓની એવી ઇચ્છા છે કે આ દાવાનો નિકાલ થવો જોઇએ.

તકરારી ગૌચર જરીફ નંબર ૫૨૨–૫૨૩–૫૨૪ નું બનેલું છે. સન ૧૮૫૧ માં વાંટાના લોકોએ એવી ફરીઆદો તરીકે તળપદના લોકોએ આ નંબરો પૈકી કેટલીક જમીન પર ખેડાણ કર્યું છે આ બાજુએ તળપદના લોકોએ એવું જાહેર કર્યું કે વાંટાના પટેલે ઘાસ માટે અમુક ભાગ અનામત રાખ્યો છે. તે ઉપરથી કેપ્ટન ફુલ જેમ્સ સાહેબે ગૌચરની જમીનની હદ નક્કી કરી ત્યારથી આ જમીન તે ગામના ઢોરની ચરાઇ માટે ઇલાયદી રાખવામાં આવી છે. સન ૧૯૦૦ માં **માંડવાના** રાણાને એમ કહેવામાં આવેલું કે કેપ્ટન ફુલ જેમ્સ સાહેબે જે સેટલમેન્ટ કીધું છે તેની રૂઇએ આ જનીનનો કોઇ પણ ભાગ તે ખેડી શકે નહિ. આ જમીન બાબતના જે કાગળો રજુ થયા છે તે ઉપરથી એતો સ્પષ્ટ જણાય છે કે આ જમીન વાંટાની માલકીની છે. પરંતુ તેમાં ચરવાનો હકક વાંટા તેમજ તળપદનાં ઢોરનો છે. ખરૂં જોતાં તળપદના લાભમાં જુના ઉપભોગનો હકક પ્રાપ્ત થયો છે અને આ હકકમાં હવે વચ્ચે પડી શકાય નહિ. આ ગૌચરનો કેટલોક ભાગ રેલ્વેના કામ સારૂ લેવામાં આવ્યો હતો અને તેનું કોમપેનસેશન વાંટાદારોને આપવામાં આવેલું એતો નિરવિવાદ છે. અમુક પ્રતિબંધ એ જમીનના માલીક વાંટાવાળાઓને છે. પરંતુ આ જમીન પર જે ઝાડ હોય તેમની વ્યવસ્થા તે પોતાની મરજી પ્રમાણે જો બન્ને તે વ્યવસ્થા માટે સમત્ત હોય તો શામાટે કરે નહિ તેનું કાંઈ પણ કારણ નથી. પરંતુ આ જમીનને એક જંગલ માટે રાખી તેના મૂળ પ્રયોજનમાંથી તેને બદલવાની રજા વાંટાદારોને આપી શકાય નહિ. કારણ તેથી ઘાસની ઉપજ ઓછી થાય તેઓ ઝાડ કાપી શકે તેમ વેચી શકે પણ ઝાડ તેઓ વાવી શકે નહિ. વળી વાંટાદારોએ આ કામમાં ભેગા મળીને કાર્ય કરવું, અને વેચાણની કિંમત વાંટામાં તેમનો ૫૫ ટકા તથા ૪૫ ટકા ભાગ છે તે પ્રમાણમાં વહેચી લેવી.

આ કારણથી અપીલ બહાલ રાખવામાં આવે છે.

તા. ૧૭ મે ૧૯૧૬

( સહી ) એલ. ઇમ્પે.

રેસીડેન્ટ વડોદરા.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલો નં. ૯ તથા ૧૧ સન ૧૯૧૬ ની.

અપેલેન્ટ........................................૧ વરસોડાના ઠાકોર.

| | | |
|---|---|---|
| પદુસ્માના | ૨ | ભાયાત બદુજી મુળુજી. |
| | ૩ | ,, અભુજી ખુશાલજી. |
| | ૪ | ,, છત્રુજી ખુમજી. |

રીસ્પોડેન્ટ........................................ વડોદરાના સરકાર

દાવો.

**લછડી તથા પદુસ્મા ગામોમાં કેટલીક જમીનને બ્રિટિશ ગેરંટી લાગુ કરવા બાબત. અપીલ નં. ૯ તથા ૧૧ માં ફેંસલો.**

સન ૧૯૧૬ ની અપીલ નં. ૧૦ જેનો નિકાલ મેં તા. ૨૪ જાન્યુઆરી ૧૯૨૨ ને રોજ કરેલો તેની માફક કરનલ **મીડ**ના તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૦૫ ના ઠરાવ ઉપર આ કેસો આધાર રાખે છે તે ઠરાવમાં તેમણે એવું ઠરાવેલું કે "વરસોડાના ઠાકોના ભાયાતોના નામપર જે ગામો દાખલ છે તે ગામોમાં આવેલી વાંટાની જમીનોનો સમાસ ઠાકોરને અપાયલી વ્યાપક ગેરન્ટીમાં થઇ જાય છે."

અપીલ નંબર ૯ તથા નંબર ૧૧ માં જે ભેદ છે તે આટલોજ છે કે નંબર ૯ વાળામાં બજાવણી કરવામાં આવેલી પણ કાંઇ તફાવતોને લીધે અમુક જમીનો બજાવણી કરીને ભાયાતોને આપવામાં આવેલી તે ગિરાસ આસીસ્ટન્ટના હુકમ અન્વયે દરબારે પાછી લેઇ લીધી. આ હુકમ એકતરફી થયો હતો એમ અપીલવાળા કહે છે.

પરંતુ એ વાત તો ચોકખી છે કે મૂળ કેસ મી **સીડ**નની સમક્ષ ચાલ્યો. તેણે તા. ૧ લી ડીસેમ્બર ૧૯૦૩ ને રોજ હુકમ પસાર કર્યો તે વખતે તેમજ આ કેસ કર્નલ **મીડે** ફરી તપાસમાં તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૦૫ ને રોજ લીધો તે વખતે ચોકસ કઇ જમીનોની તકરાર છે તે વિષે કાંઈ સવાલ ઉભો થયો ન્હોતો અને તેથી અપીલ નં. ૧૦ માં જેમ ઠરાવવામાં આવ્યું તેમ આ બે દાવા નવા છે અને તેમને પણ કાઢી નાખવા જોઇએ. આ ઉપરાંત બન્ને ફેંસલાઓ (મી. **સીડ**ન તથા કર્નલ **મીડ**ના) થી એ તો સ્પષ્ટ જણાય છે કે ઠાકોરે સન ૧૮૪૭ માં કરેલા દાવાઓની યાદી સાથે મેળવેલા તે ગામોનાં પાણીપત્રકો તથા જરીફ ખરડાઓને તેમણે આધાર મુલક ગણ્યા હતા અને કર્નલ **મીડ**ના હુકમમાં જે ઉલ્લેખ આપ્યો છે તે આ દસ્તાવેજોમાં ભાયાતોના નામ પર જે વાંટાની જમીનો છે તેનેજ લગતો છે.

કર્નલ **મીડ**નો ફેસલો જે દસ્તાવેજોના આધારે અપાયો છે તે દસ્તાવેજોથી આગળ જવામાં, અને સદરહુ ફેંસલો બરાબર હતો એમ કહીને જે પુરાવો આધારભૂત ગણાયલો તે સિવાયનો બીજો પુરાવો લાવી તેને આધારે તે ફેંસલાનો જુદો અર્થ કરવાનો પ્રયત્ન કરવાને, અને તેમ કરીને પાછલા તરસોમાં ચાલેલા તમામ કામકાજને માટે શંકા લાવવા માટે અપીલવાળાઓને બાધ આવે છે એમ હું ઠરાવું છું.

આ કારણોને લીધે હાલ રજુ થયેલા પુરાવાની આંકણી કરવાની કાંઇ જરૂર નથી. જો કે સાથે સાથે એમ પણ જણાવવું જોઇએ કે અપીલવાળાએ રજુ કરેલો પુરાવો, તેમના શિરપર પુરાવાના બોજાની જે જવાબદારી છે તેની પતવણી તેઓ બરોબર કરી શક્તા નથી.

આ કારણોથી આ બન્ને અપીલો હું કાઢી નાંખું છું અને બન્ને કેસોમાં નીચલી કોર્ટે જે હુકમો પસાર કીધા છે તે હું બરાબર રાખું છું.

વડોદરા તા. ૮ માર્ચ ૧૯૨૨. (સહી) એલ. એમ. ક્રમ્પ.
રેસીડેન્ટ વડોદરા.

## વડોદરા રેસીડન્ટની કોર્ટમાં

### ગિરાસ અપીલ નં. ૧૭ સન ૧૯૧૬ ની

**અપેલેન્ટ**.......................................૧ વરસોડાના ઠાકોર.

પદુસ્માના.
૨ ભાયાત બદુજી મુળુજી
૩ „ અજુજી ખુશાજી
૪ „ છગુજી ખુમજી.

**રીસ્પોન્ડેન્ટ**.......................................વડોદરા સરકાર.

**દાવો-પદુસ્મા ગામે ગભાણ વગેરેની જમીનોને બ્રિટિશ ગેરન્ટી લાગુ પાડવા માટે.**

### ફેંસલો.

પદુસ્મા ગામે ગભાણુ અને તેની લગતી જમીનોને બ્રિટિશ ગેરન્ટી લાગુ કરવાના આ દાવાના કામના કાગળો મેં વાંચ્યા છે તથા પક્ષકારોની દલીલો સાંભળી છે.

અપીલવાળાઓએ પદુસ્મા ગામની સીમની જમીનો માટે એક કેસમાં આવી ગેરન્ટી મેળવી હતી. આ કેસ રેસીડન્ટ (મી. મીડ)ની સમક્ષ પુરો થયો હતો. તેમણે તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૦૫ ને રોજ નીચે બતાવેલા શબ્દોમાં ફેંસલો આપ્યો હતો.

"વરસોડા ઠાકોરના ભાયાતોની વાંટાની જમીનો જે જે ગામોમાં છે તે બધીનો સમાસ ઠાકોરને જે વ્યાપક ગેરન્ટી આપવામાં આવી છે તેમાં થઇ જાય છે."

હવે એવી તકરાર કરવામાં આવે છે કે આ ગેરન્ટીમાં ગભાણુ વગેરે પણ આવી જાય છે.

જેના માટે તકરાર ઉપસ્થીત થઇ ન્હોતી તે બાબતનો સમાસ આ ફેંસલામાં થઇ શકે એવો અભિપ્રાય હું ધારી શકતો નથી માટે તે ફેંસલામાં ગભાણુ તથા તેને લગતી જમીનનો સમાસ થઇ ગયો નહોતો અને તેમનો સમાસ થતો હતો એમ ઠરાવી શકાય નહિ.

માટે આ નવો દાવો છે અને હવે નવો દાવો લાવી શકાય નહિ (જુઓ અપીલ નં. ૨૪ સન ૧૯૦૩-૦૪ ની)

આ કારણોને લીધે આ કામના ગુણદોષમાં ઉતરવાને મને કાંઇ જરૂર નથી.

માટે હું અપીલ કાઢી નાંખુ છું અને નીચલી કોર્ટનો ઠરાવ બહાલ રાખુ છું.

તા. ૨૪-૧-૧૯૨૨ (સહી) એલ. એમ. ક્રમ્પ
રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડન્ટ સાહેબની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૬ સન ૧૯૧૬

અપીલવાળા..............................વરસોડાના ઠાકોર

જવાબદાર.. ...(૧) પટેલ મોતી ભાઈચંદ વિગેરે રહેવાસી લાખવડ.

**લાખવાડના વાંટાના ગભાણમાં ઉકરડા, વાડા વિગેરે કરેલાં તેના માટે ભાડુ લેવાનો દાવો.**

મહેસાણા તાલુકામાં લાખવડ ગામે એક ગભાણની માલકી વરસોડાના ઠાકોરની છે, એમ કેપ્ટન હેરિસન ફર્સ્ટ આસીસ્ટન્ટે તા. ૨૯ જાન્યુઆરી ૧૯૦૫ ને રોજ સ્વીકારેલું તે પ્રમાણે તેનો કબજો વડોદરા દરબારે આપી દીધેલો. ત્યાર પછી ઠાકોરે એવી ફરિઆદ કરી કે આ બાબત તકરાર ચાલતી હતી તે દરમ્યાન તળપદના લોકોએ એ વાતનો લાભ લેઇ સદરહુ ગભાણપર દબાણ કીધું હતું તેથી તેણે દરબાર પાસેથી તેની ઉપજ મળવા દાવો કીધો. આ બાબતમાં કેટલોક પત્ર વ્યવહાર દિવાન સાથે ચલાવ્યા બાદ રેસીડેન્ટે ઠાકોરને (તા. ૧૩ મી એપ્રીલ ૧૯૦૯ ને રોજ એવો જવાબ આપ્યો કે વડોદરા દરબાર સામે તેનો દાવો ટકી શકે તેમ નથી પરંતુ જો તેમને એમ લાગે કે ગભાણનો કબજો કરનાર પાસે તેમનું અમુક લેણું નીકળે છે તો તેમણે દરેક સામે પગલાં લેવાં.) તે ઉપરથી ઠાકોરે ઓગસ્ટ ૧૯૦૯ માં જુદા જુદા ઇસમોએ સદરહુ ગભાણપર દબાણ કરવાનું કહેવામાં આવે છે તેમના પર ૨૬ વરસ (૧૮૮૧ થી ૧૯૦૭ સુધી) નું ભાડુ સદરહુ મુદત દરમ્યાન તે જમીનપર વાડા તથા ઉકરડા કરવાનું ભાડુ વસુલ કરવા ૨૦ દાવા માંડયા.

દાવાની કુલ રકમ રૂ ૫૦૧ છે.

ગિરાસ આસીસ્ટન્ટે આ દાવો કાઢી નાંખ્યો તેણે એવો ફેંસલો આપ્યો કે આ દાવો મુદત બહાર છે અને તેથી આ દાવો લાવવાને ઠાકોરને કાયદાનો પ્રતિબંધ છે એ ફેંસલામાં એમ પણ ઠરાવ્યું કે બધા જવાબદારો ઉપર કહેલી તકરારી મુદત દરમ્યાન જમીનનો અસ્ખલિત (એકધારો) કબજો ધરાવતા હતા એ વાત ઠાકોરે સાબીત કરી નથી. અને આ કબજો જે ઠાકોરની રજાથી થયા જેવો ગણાય તેના ભાડા માટે કાંઇ પણ દાવો ઉત્પન્ન થઇ શકે નહિ કારણ કે આ જમીનનું ભાડું લેવાનો પોતાનો ઇરાદો છે એવી ખબર ઠાકોરે સદરહુ જવાબદારોને આપી નથી.

આ ઉપર અપીલ સેટલમેન્ટ કમીશ્નરને કરવામાં આવી તેમણે ગિરાસ આસીસ્ટન્ટનો ફેંસલો બહાલ રાખ્યો અને વધારામાં એવું ઠરાવ્યું કે સદરહુ ગભાણ જ્યારે ઠાકોરને હવાલે કરવામાં આવ્યું તે વખતે ભાડા માટેનો દાવો ઠાકોરે કીધો નહિ તેથી ચઢેલું ભાડું મળવાનો દાવો હવે ચાલી શકે નહિ.

તે ફેંસલાપર ઠાકોરે રેસીડેન્ટને અપીલ નીચેના કારણો બતાવી કરી છે.—

(૧) નીચલી કોર્ટનો ફેંસલો ન્યાયના નિયમોને અનુસરીને નથી.

(૨) જવાબદારોએ દબાણુ કીધાની વાત કબુલ કરી છે તેમ છતાં પણ કોમપેન સેશન નીચલી કોર્ટે અપાવ્યું નહિ તેમાં તેની ભૂલ છે.

(૩) ઘર અથવા પડતર જમીન વગરહકકે કબજે કરનાર શખસ ભાડુ આપવાને બંધાયલો છે.

(૪) સદરહુ જવાબદારોનો કબજો ખંડીત હતો એ વાત સાબીત કરવાનો બોજો તેમના ઉપરજ છે.

(૫) જવાબદારો અપીલ કરનારના ખેડુતો નથી માટે સદરહુ ગભાણુ મફત વાપરવાનો તેમને હકક નથી.

(૬) મી. સીડન સાહેબનો ૧૯૦૬ ની થાલનો હુકકમ છેવટનો હતો.

(૭) ચરાડા (મૂળ નં. ૩૯૨૦) ના કેસમાં તેમજ ગોઝારીઆ કેસમાં (નંબર ૩૯૨૪) માલીકી બાબતનો ઠરાવ અપાયા પછી ચઢેલું ભાડુ આપવામાં આવ્યું હતું.

(૮) આમાં નિર્ણય કરવાના બે મુદ્દા છે. એક તો જવાબદારોનો કબજો હતો કે નહિ. અને બીજો જો કે હતો તો શું ભાડુ અપાવવું જોઇએ.

(૯) ભાડા માટે દાવા નોંધાવવા એવો હુકમ જે તારીખે થયો તે તારીખથી દાવાની મુદ્દત શરૂ થાય છે.

મુદ્દતના બાધના સંબંધમાં દાવાને બાધ આવે એવો પ્રતિબંધ ગિરાસના કેસમાં લેવાતો નથી. અને મુદ્દતનો બાધ ગણવો નહિ એવો વહિવટ એ ખાતામાં છે.

પરંતુ ન્યાયની દૃષ્ટિએ વિચાર કરતાં હું એમ ઠરાવું છું કે આ કેસ ટકી શકતો નથી. આ જમીન જે ઠાકોરની માલકીની ઠરાવી છે તે ગભાણપર જવાબદારો જે તલપદના છે તેમણે વાડા તથા ઉકરડા કરલા એમ કબુલ કરવામાં આવેલું છે આ ગભાણપર ઠાકોરે પોતાનો દાવો સન ૧૮૮૧ માં નોંધાવેલો. જવાબદારોના કબજામાં આ જમીનનો અમુક ભાગ હતો અને આ કબજા સામે વડોદરા દરબાર પર દાવો નોંધાવતી વખતે કાંઇપણ વાંધો ઠાકોરે નોંધાવ્યો નહોતો. વાંટાના પહેલોએ સને ૧૮૮૬ માં આપેલો જવાબ કે તલપદના લોકોએ જમીન વાપરે તેમાં હમારે વાંધો નથી. તે વરસોડાના કારભારીને વંચાવેલો તેણે તે સામે કાંઇ વાંધો લીધો ન્હોતો.

ભાડા માટે અગર નુકશાનની રકમ જવાબદાર પાસેથી વસુલ થવા સારૂ એ વાત સાબીત થવી જોઇએ કે અપીલવાળાએ આ કાયદા વિરૂદ્ધ દબાણ માટે વાંધો લીધો હતો તથા જવાબદારોને એવી તાકીદ આપી હતી કે જો તેઓ જમીનનો કબજો ચાલુ રાખશે તો તે કબજો તેમના જોખમે રહેશે. કબજો કરતી વખતે મુગો સ્વીકાર કરવો અને પછી સૂચના આપ્યા વગર નુકસાન માટે દાવો કરવો એ વ્યાજબી નથી. જવાબદારોને ખાલી કરવા હુકમ થતાં તેમણે જગા ખાલી કરી છે એ વાત સાબીત થઇ છે.

વાંટાના ખેડુતોએ ઉકરડા તથા વાડા કરવાને પરવાનગી માગેલી હતી તેમની પાસેથી ઠાકોર ભાડું માગતા નથી. તે ઉપરથી એવી દલીલ કરી શકાય કે જવાબદારોએ લાંબા સમય સુધી જમીનનો જે કબજો ચાલુ રાખ્યો તે ઠાકોરની મોઘમ પરવાનગીનો હતો.

આ કારણોથી અપીલ કાઢી નાંખવામાં આવે છે.

તા. ૮–૧–૧૯૧૭ (સહી) એલ. ઇમ્પી લેફ. કરનલ

આર ૧૯૫૦ ૩૮–૧–૧૭ રેસીડેન્ટ બરોડા.

## ઇંગ્રેજી ઉપરથી
## વડોદરાના રેસીડેન્ટ સાહેબની કોર્ટ

### ગિરાસ અપીલ નંબર ૧૫ સન ૧૯૧૬

અપીલવાળા.......................................વાસણાના ઠાકોર
જવાબદારો.......................................(૧) વડોદરા દરબાર
(૨) બાબાભાઇ હેમચંદ રે. દશેલાના.

**આ દાવામાં તકરારનો વિષય દસેલા ગામમાં વાંટા ગભાણમાં આવેલું એક ઘર છે.**

દશેલા વાંટા તેમજ તે સાથેના ગભાણના માલીક વાસણાના ઠાકોર છે, એમ કહેવામાં આવે છે કે તકરારી ઘરનો માલીક પ્રથમ હરીરામ નામનો માણસ હતો, જે વાંટાનો ખેડુત હતો. તે મરી ગયો, અને ઘર વારસામાં તેના ભાઇ ઉમેદરામને ગયું. તે ઘર ઉમેદરામે રૂ. ૩૦૦ માટે શાહ હેમચંદ ફતેચંદને વેચ્યું. ઉપર ટપકે જોતાં તમામ મિલકત એટલે ઉપર દળ તેમજ ઘરથાર વેચાણ કરવાનો ઇરાદો હતોઃ હરીરામ તેમજ ઉમેદરામ બંન્ને જણા વાંટામાં જમીન ધારણ કરતા હતા અને ખુલ્લી રીતે સામાન્ય રૈયત વારી પ્રકારથી જમીન ધારણ કરતા હતા. ૧૯૦૧ થી તે ૧૯૧૦ સુધી હરીરામ જમીનનું માગણું આપી શક્યો નહિ આ ગામમાં વાસણાના ઠાકોરને રેવન્યુ રૂલ્સ પ્રમાણેના બધા અધિકાર છે તે અધિકારની રૂઇએ સદરહુ ઘર હરીરામની બાકી પેટે જપત કરવાનો હુકમ સન ૧૯૧૨ માં તથા બાકી પેટે તેને હરાજ કરી વેચી નાંખવાનો હુકમ ૧૯૧૫ માં ઠાકોરે કાઢયો. તે પરથી વેચાણ રાખનારાએ આ હુકમ કાયદેસર નથી એવો વાંધો વડોદરા ગિરાસ કોર્ટમાં નોંધાવ્યો તેનું પરીણામ એ આવ્યું કે ઠાકોરનું કૃત્ય કાયદેસર નથી એમ ઠરાવી તે રદ કરવા હુકમ થયો.

ઠાકોરે હવે રેસીડેન્ટને અપીલ કરી છે આ અપીલ ૧૯૧૬ની સાલથી બાકીમાં હતી.

ઠાકોરનો દાવો એવો છે કે ઉમેદરામ વારસ વગર ગુજરી ગયો તેથી તે ઘર સંપૂર્ણ માલકી સાથે ઠાકોરને ત્યાં પાછું આવ્યું. આ બાબતમાં સેટલમેન્ટ કમીશનર કહે છે કે કાયદા પ્રમાણે યોગ્ય પગલાં લીધા સિવાય ત્રીજા માણસનો કબજો લેઇ લેવાનો અધિકાર ઠાકોરને નથી. એ મને વ્યાજબી લાગે છે પોતાનો હકક સંબંધ સાબીત કરવા માટે તેણે સીવીલ કોર્ટની મદદ માગવી જોઇએ રેવન્યુ રૂલ પ્રમાણે તેને જે અધિકાર છે તે સત્તાથી આ કેસમાં તેણે જે પગલુ ભર્યું છે. તેમ કરવાનો અધિકાર તેને આપતી નથી. આ કેસમાં રેસીડેન્સી વચમાં પડે તેવું કાંઇ પણ કારણ મને જણાતું નથી. સદરહુ ઘરમાં ઠાકોરનું શું હિત સંબંધ છે તે નકકી કરવાનું મારૂં કામ નથી. પરંતુ આ પુરૂ કરતા અગાઉ હું એટલું તો જણાવીશ કે ઉમેદરામ વારસ મુકીને ગુજર્યો હતો. વળી એમ પણ ધારી શકાય કે ખેડુતના જે કાંઇ હકક હોય તે વેચાણ રાખનારને ચાલુ રહે છે દરબારનો પ્રતિનિધિ એવી દલીલ કરે છે કે ગભાણ ખેડુતોનું છે. આ પ્રશ્ન ઉપર કાંઇપણ નિર્ણય આપી શકાય તેવું પુરેપુરૂં સાધન રેકર્ડ

પર નથી. મેં પ્રથમ જે કારણ બતાવ્યું છે એટલે કે આ મિલકત જપ્ત કરવાનો તેમજ તેને હરાજીથી વેચવાનો અધિકાર ઠાકોરને ન્હોતો તે કારણ સર ઠાકોર વિરૂદ્ધ આ અપીલનો નિર્ણય કરૂં છું. ઠાકોર તથા ત્રીજો પક્ષકાર એ બંન્નેમાંથી માલીક કોણ છે. એ પ્રશ્નનો આ કેસ છે અને તેથી તે કેસ સીવીલ કોર્ટમાં જવો જોઇએ. આ બાકી ઘણા વરસની હતી તેમજ સદરહુ વરસો માટે ઠાકોરની ત્રિબ્યુટમાં છુટ મુકવામાં આવી હતી તે વાત લક્ષમાં લેતાં ઠાકોરનું આ કૃત્ય ઘણું આપ ખુદીવાળું હતું એવી રિમાર્ક કરવાની આ તક હું લેઉ છું.

અપીલ કાઢી નાંખવામાં આવે છે.

તા. ૯ ડીસેમ્બર ૧૯૧૯ (સહી) ડબલ્યુ. પી. બારટન.

રેસીડેન્ટ વડોદરા

---

## ઇંગ્રેજી ઉપરથી.
## વડોદરાના રેસીડન્ટની કોર્ટમાં.

---

**ગિરાસ અપીલ નંબર ૫ સન ૧૯૧૭**

અપીલવાળા.... { સગીર વાંસીયા ઉમેદ ભુલાની વતી ઉકા પરતાપ, મગોબ તાલુકે ચોરાસીના.

જવાબદારો......(૧) વડોદરા દરબાર.

---

(૨) રૂસ્તમજી સોરાબજી ઉર્ફે બાવાભાઇ બના, નવસારીના.

**જવાબદાર નંબર ૨ વાલાએ લોકલસેસ તરીકે આપેલા રૂ. ૪૯-૮-૦ વસુલ કરવા માટે દાવો.**

---

## અપીલ નં. ૫ સન ૧૯૧૭ માં ફેંસલો.

આ કેસની મુખ્ય હકીકત એવી છે કે અમુક જમીન જે અમુક ગણોતે અપાયલી છે, તેના ખેડુતનો અપીલવાળો પ્રતિનિધિ છે. જમીન ગણોતે એવી શરતે અપાયલી કે ખેડુતે "સરકારી ફલસરી" ભરવાનો છે સરકાર માગણાની જે રકમ હોય તેને સારૂ ઉપર કહેલું વાકય સાધારણ રીતે વપરાય છે. વડોદરા સરકારનો ઇરાદો ચોકખો એવો હતો કે આ લોકલસેશ જમીનના માલીકપર નહિ પરંતુ ખેડુત ઉપર પડવો જોઈએ તેમજ તે સેસને લીધે ગિરાસ હક્કને કાંઇ પણ અસર થવી જોઇએ નહિ. ખેડુતે સેસ ભર્યો પરંતુ સેસની રકમ ગિરાસીઆને આપવાની રકમમાંથી બાદ કરી.

જવાબદાર ખેડુત એમ કહે છે જે મૂળ ગણોત પટ્ટો થયેલો તેમાંના એક પક્ષકાર પહાડસિંગ તેજુબાવાએ પાછળના પટ્ટામાં એવું કબુલ કર્યું છે કે સરકારધારો તેમજ સેસ તરીકે જે રકમ આપવામાં આવે તે મજરે ગણવી. (ગણોતમાંથી બાદ કરવી.) તેને આધારે હું આ સેસ કાપવા માગું છું.

અપીલવાળો કહે છે કે બીજાએ કરેલો કરાર મને બંધન કારક નથી.

આ સવાલ ચર્ચવા મારી ઇચ્છા નથી. ગિરાસીઆ અને વડોદરા રાજ્ય એ બન્નેની

વચમાં ગિરાસ હક્ક કેવા પ્રકારે સ્થિત છે તે મારે જોવાનું છે કારણ તે ગિરાસ હક્કજ ખેડુતોને ગરાસીયો આપી શકે. ગિરાસ હક્ક જે કાંઇ હોય તેમાં વડોદરા સરકાર વચ્ચે આવેલા હોય એમ જણાતું નથી.

જો કોઇ ગરાસીયો કોઇ ખેડુત સાથે કરાર કરે અને તેમાં એવું નકકી કરે કે રાજ્યના માગણા અથવા લોકલશેસન કરતાં ખેડુતે તેને વધારે આપવું અથવા ઓછું આપવું તો તે કરાર તે જમીનના માલીક તરીકે કરે છે અને ગિરાસ હકકના પામનાર તરીકે કરતો નથી. માટે ખેડુતને કાંઈ દાદ મેળવવી હોય તો તેણે સાધારણ સીવીલ કોર્ટમાં જવું જોઇએ. પરંતુ ગિરાસકોર્ટોની સમક્ષ આવવાનું નથી.

માટે અપીલ હું કાઢી નાંખુ છું. અને ગિરાસ અધિકારીનો ફેંસલો બહાલ રાખુ છું.

વડોદરા (સહી) એલ. એમ. ક્રમ્પ.
તા. ૨૮ માર્ચ ૧૯૨૨ રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૮ સન ૧૯૧૭

**અપીલવાળા......................વરસોડાના ઠાકોર શ્રી સુરજમલજી.**
**જવાબદાર..........................વડોદરા સ્ટેટ.**

**લોદ્રા ગામમાંથી ખોદી કાઢેલી જૈનદેવની મૂર્તિ પાછી મળવા બાબત દાવો.**

### ૧૯૧૭ ની અપીલ નં. ૮ માં ફેંસલો.

જો કે લોદ્રા જેવા ગામોમાં ઠાકોર રેવન્યુ અધિકાર બજાવે છે તોપણ વડોદરા દરબાર એઓ એક એવી સત્તા છે કે જેમાં રાજ્ય કર્તાના સર્વ સામાન્ય હકકો રહેલા છે. તેથી જમીનમાથી જે કાંઇ નિધિ મળી આવે તેની માલકીનો હકક વરસોડાના ઠાકોરનો છે. એમ ઠરાવી શકાય નહિ તેથી આ કેસનો નીકાલ વડોદરા રાજ્યના નિધિનિક્ષેપના કાયદાને અનુસરીને કરવો જોઇએ. ઠાકોરને જો કાંઈ પણ ગેર ઇન્સાફનું કારણ હોય તો તેમણે કાયદા પ્રમાણે આવા કામમાં સત્તા ધરાવનાર દિવાની કોર્ટ સમક્ષ પોતાનો દાવો રજુ કરવો.

વડોદરા. | (સહી) એલ. એમ. ક્રમ્પ.
તા. ૨૯ એપ્રીલ ૧૯૨૨ | રેસીડન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટ સાહેબની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૫૬ સને ૧૯૧૮.

ફેંસલો.

આ ઓફીસમાં ૧૧૪ ગિરાસ અપીલો બાકીમાં પડી રહેલી. મને જણાઈ તેમાં આ

કેસ તેમજ તેને લગતા પાંચ (૫) કેસો નંબર ૫૭–૫૮–૫૯–૬૦ અને ૬૧ આવી જાય છે. ગિરાસીઓએ અપીલો કરી છે. તેમાં બે મુખ્ય તકરારો જણાય છે.—

(૧) પોતાને બદલે પોતાના ખેડુતો રેવન્યુ આકારના દર રૂ ૧) એ એક આના પ્રમાણે લોકલસેશ ભરવાને પાત્ર છે.

(૨) વગર ખેડેલી જમીન જેમાં ખેડી શકાય તથા નહિ ખેડી શકાય તેવાં પડતર છે, ચરાઇની જમીન છે, સમશાનો છે, રસ્તાઓ છે, તળાવો છે તેના ઉપર લોકસેસ લેઇ શકાય નહિ.

કેસની સુનાવણીની શરૂઆતમાં પહેલી તકરાર અપીલવાળાએ છોડી દીધી અને એવું કબુલ કરવામાં આવ્યું કે સેસ ભરવાને માટે ગિરાસીઆ જવાબદારે છે. બીજી તકરારની બાબતમાં અપીલવાળાઓએ એમ પણ સ્વિકાર્યું કે પડતર જમીન તથા સાર્વજનિક કામ માટે જુદી કાઢેલી જમીન સિવાય તમામ જમીન ઉપર લોકલફંડ લેવાનો રાજ્યનો હકક છે. સ્ટેટ તરફથી જાહેરનામુ નંબર ૫ તા. ૧ ડીસેમ્બર ૧૯૧૫ જે ગિરાસ અધિકારીદ્વારા કાઢવામાં આવ્યું છે (જેનું ભાષાંતર એક્સ નિશાનીવાળું આ ફાઇલમાં દાખલ કરવામાં આવ્યું છે) તે જાહેરનામું પણ તેટલાનોજ દાવો કરે છે આ જાહેરનામું ઉપરનાજ અધિકારીએ નંબર ૨ તા. ૩૧ મે ૧૯૧૪ ને રોજ કાઢેલા જાહેર નામાને તેમજ સર સુબાએ કાઢેલા નંબર ૪૩ તા. ૫ જુન ૧૯૧૪ વાળાને રદ કરી કાઢવામાં આવેલું છે તે આ સેસમાંથી ચરાઇની જમીન, તળાવો, સ્મશાનો, રસ્તાઓ વિગેરેને બાતલ કરે છે. આ જગાઓ જો કે ગેરન્ટીવાળા ગરાસીઆ તથા ઠાકોરોના નામ પર ચઢેલી છે. તોપણ તે યોગ્ય હુકમ અન્વયે સાર્વજનિક કામ માટે જુદી કાઢવામાં આવી છે અને તેજ કામ માટે તેનો ઉપયોગ વાંટા તથા તળપદના લોકો તરફથી થાય છે. માટે ભવિષ્યમાં આવી તકરારો બની શકે તેટલી અટકાવવાના હેતુથી એવો હુકમ કરવાનું મને યોગ્ય જણાય છે કે વહીવટદારોએ દરેક કેસમાં અમુક પડતર સાર્વજનિક કામ માટે અર્પણ કરાયું છે કે કેમ તેનો નિર્ણય અપીલવાળાઓની હાજરીમાં કરવો અને ત્યાર પછી તેની માપણી કરી તેને જે તે વાંટાના દફતરમાં દાખલ કરવું અને તે લખાણની નકલ અપીલવાળાઓને આપવી.

ઉપર જણાવેલો હુકમ બધાજ કેસોને લાગુ પડે છે. પરંતુ આ કેસમાં નં. ૫૬ માં એક વધારાનો પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવ્યો છે તે એ છે કે અપીલવાળા એટલે પેથાપુરના કામદાર ઉપર લોકલ ફંડ સેસ વસુલ થવા બાબત જે નોટીસ ફી કાઢવામાં આવેલી તેની ફી રૂ ૦–૪–૦ તેની પાસેથી વસુલ કરવી કે કેમ? આ સ્ટેટમાં રેવન્યુ બાકીના માગણા માટે જે નોટીસ કાઢવામાં આવ છે તેની ફી તરીકે આવી ફી લેવાનો દસ્તુર છે. અપીલવાળો આને માટે સ્પષ્ટ રીતે જવાબદાર છે. એમ હું ઠરાવું છું. સ્ટેટ તરફથી આ સેસની માગણી થાય છે એ વાતની ખબર તેને મળી હતી ( જુઓ ૧૯૧૪ તથા ૧૯૧૫ નાં જાહેરનામાં. ) અને જો કે ત્યાર પછી થોડા વિલંબે માગણું કરવામાં આવ્યું હતું તો તે માગણું તેના જોખમે હતું કારણ સદરહુ રકમ તે અગાઉ તેણે ભરી ન્હોતી.

આટલી રિમાર્ક કરીને બધી અપીલો કાઢી નાંખવામાં આવે છે.

વડોદરા.<br>તા. ૨૫ એપ્રીલ ૧૯૨૧ } ( સહી ) ડી. બી. બ્લેકવે.<br>રેસીડન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટ.

### ગિરાસ અપીલ નં. ૮ સન ૧૯૧૬.

અપીલવાળા............................માંડવા તાલુકાના મેનેજર.
જવાબદારો................................(૧) વડોદરા સરકાર
.........(૨) દરજી જેઠા પરભુદાસ કારવણ તાબે વડોદરાના.

### જીઆતલાવડીના સરવે નં. ૩૩૩ થી ૩૩૫ ના સરવે નંબરો બાબત દાવો.

### ફેંસલો.

માંડવાના મેનેજરે એવો દાવો કરેલો કે જીઆતળાવડીના સરવે નંબરો ૩૩૩ થી ૩૩૫ ખાલસા કરવા જોઇએ ( એલીએનેસન ઇન્કવાયરી રૂલોની કલમ ૨૦ જુઓ ) કારણ કે જમીન ધારણ કરનાર નંબર ૨ નો જવાબદાર દરજી જેઠા પરભુદાસ ગામ છોડીને કારવણ રહેવા ગયો છે અને હવે તે નોકરી કરતો નથી. દરજીનું કહેવું એમ છે કે કારવણ રહું છું તોપણ જમીન મારા નામ ઉપર મારીમાં ચલાવવી જોઇએ. અપીલમાં ગિરાસ અધિકારીને એમ જણાયું કે નોકરી કરવાને જેઠો ખુશી છે. તેથી તેણે પ્રથમનો ફેંસલો બહાલ રાખ્યો તેના ઉપર માંડવાના મેનેજરે આ ઓફીસમાં અપીલ કરી છે.

આ કેસની ચર્ચામાં ઉતરતાં અગાઉ મારે એ પહેલુંજ કહેલું જોઇએ કે જેઠાનો બાપ પરભુદાસ નાગજી જીવતો છે તેમ છતાં આ જમીન જેઠાના નામ પર શામાટે ચલાવવી જોઇએ. પરંતુ આ સંબંધમાં કોઇપણ પક્ષકારો કાંઇ વાંધો લેતા નથી અને પરભુદાસ નાગજી જેઠાના ભેગોજ રહે છે તેથી તેને આ કેસની ખબર મળી હશે. માંડવાના મેનેજરે બે દલીલો બતાવી છે,

(૧) ચાકરીઆત જમીનો (એટલે ચાકરી કરવા બદલ આપવામાં આવેલી જમીન) નો સમાસ એલીએનેસન ઇન્કવાયરીમાં થતો નથી.

(૨) જવાબદાર જેઠો ગામમાં રહે નહિ ત્યાંસુધી તે નોકરી કરી શકે નહિ.

પહેલી દલીલ ઉઘાડી રીતે નિષ્ફળ જાય છે. એલીએનેશન ઇન્કવાયરી રૂલોની કલમ નંબર ૨ તથા ૬ તેમજ બીજી રૂલો ચાકરીઆત જમીનો બાબત વિવેચન કરે છે. હવે બીજી દલીલના સંબંધમાં માંડવા મેનેજર એમ કહે છે કે "પસાયતા ચાકરીઆત" જમીન મૂળતો ગામની નોકરી કરવા માટે આપવામાં આવેલી અને બક્ષીસ આપનારની તથા તેના કુટુંબની નોકરી માટે અપાયલી નહિ અને આ કથન ખોટું છે એમ કોઇ કહેતું નથી. હવે પ્રશ્ન એ ઉભો થાય છે કે ગામનોકર બહારગામ રહેતો હોય છતાં તે ગામની નોકરી બજાવી શકે? આ પ્રશ્ન એવો છે કે તેનો નિર્ણય દરેક કેસના ગુણદોષ વિચારી આપવો જોઇએ એક ગામ નોકર મૂળ ગામ છોડી નજીકના ગામમાં રહેવા જાય તેટલા પરથી તે મૂળ ગામમાં પોતાનો ધંધો ચલાવી શકે નહિ એમ કહેવાને હું તૈયાર નથી બીજી બાજુ જોતાં એ પણ સ્પષ્ટ છે કે જો તે દૂર રહેવાને જાય તો તે પ્રમાણે તે કરી શકે નહિ તેમજ

તેમ કરવાની તેની ઇચ્છા પણ થાય નહિ જો કે મોઢેથી ગમેતેવી તૈયારી કામ કરવાની તે બતાવે તો પણ પોતાનું કામ તે કરી શકે નહિ આ સંબંધમાં એક જોવા જેવું છે કે એલીએનેશન ઇન્કવાયરી ઓફીસર એમ કહે છે કે જવાબદાર જેઠો નોકરી કરે છે ત્યારે એથી ઉલટુ ગિરાસ અધિકારીને એમ જણાયું કે દરજી નોકરી કરવાને ખુશી છે તે ઘણીજ જુદી બાબત છે.

૧ એક ઇંચે એક માઇલના સ્કેલવાળા સરવે નકશામાં કારવણ ગામ જીઆતળાવડીથી સીધી લાઇનમાં ૨½ (અઢી) માઇલ દૂર બતાવેલું છે. મને એમ જણાય છે કે આટલો દૂર રહીને જેઠો જીઆતલાવડીના ગામ લોકોની નોકરી બજાવી શકે નહિ. એલીએનેશન ઇન્કવાયરી ઓફીસર તથા ગિરાસ અધિકારીઓએ કરેલા ઠરાવો હું ફેરવું છું. અને એવો હુકમ કરૂં છું કે જેઠા પરભુદાસ જો જીઆતલાવડીમાં રહેવાનું ફરી શરૂ કરવામાં ચુક કરે તો તેણે આ હુકમ તેને પહોંચ્યા પછી એ માસની અંદર બદલી દરજીએ ત્યાં રજુ કરવો. આ બદલીવાળાની પસંદગી ગિરાસ અધિકારી મંજુર કરે. આમ કરવામાં તે કસુર કરે તો જીઆતલાવડી સરવે નં. ૩૩૩ થી ૩૩૫ જે માફીમાં છે તે એલીએનેશન ઇન્કવાયરી રૂલોની કલમ ૨૦ પ્રમાણે ખાલસા કરવા. આ કેસ તા. ૧૫ જુલાઈને રોજ ફરી રજુ કરવો, અને તે તારીખ સુધીમાં ગિરાસ અધિકારી બદલી માટે દરજી તરફથી ગોઠવણ થઈ કે કેમ તે સંબંધમાં રીપોર્ટ કરશે એવી વિનંતી કરવામાં આવે છે.

૨૭ એપ્રીલ ૧૯૨૧ (સહી) ડી. બી. બ્લેકવે.
રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટ.

### ગીરાસ અપીલ નં. ૯ સને ૧૯૧૯.

અપીલવાળા.......................................માંડવા તાલુકાના મેનેજર.

જવાબદારો.................. { (૧) વડોદરા સરકાર.
(૨) ચાવડા બળવંતસિંગ ભગવાનસિંગ માંડવાના.

**જીઆતલાવડીના સરવે નંબર ૭૮ ૮૧-૧૦૭ ૧૧૪ થી ૧૧૮ અને ૪૪૫ને માટે દાવો.**

### ફેંસલો.

આ કેસની હકીકત એલીએનેશન ઇન્કવાયરી ઓફીસરના તા, ૨૩ ઓગસ્ટ ૧૯૮૧ ના ઠરાવ તથા ગિરાસ અધિકારીના તા. ૧૭ જુલાઇ ૧૯૧૯ તથા તા. ૧૮ જુલાઇ ૧૯૧૯ ના ઠરાવો પરથી સમજાય છે. અપીલવાળા એટલે માંડવા તાલુકાના મેનેજર પોતાની અપીલ બે મુદ્દાઓ પર લાવે છે તે એક એલીએનેશન ખાતાની તપાસ ચાકરીઆત ( નોકરી પરત્વેની) જમીનોને લાગુ પડતી નથી. અને અપીલવાળાને જવાબદારની નોકરીની જરૂર

નથી માટે તે જમીન ખાલસા કરવી જોઇએ. પહેલી તકરારના સંબંધમાં એમ જણાયું છે કે આ બાબતમાં આધાર તરીકે ટાંકેલી રૂલો ચાકરીઆત જમીનને સ્પષ્ટ રીતે લાગુ પડે છે. જુઓ રૂલ નંબર. ૨ તથા ૬ અને બીજીઓ.

બીજા મુદ્દાના સંબંધમાં પણ તેટલુંજ સ્પષ્ટ છે કે જ્યારે અમુક શખસને મારી જ-મીનની ઇનામ આપવામાં આવી હોય અને શરત એવી હોય કે ઇનામ પામનાર અને જે જમીન ધારણ કરનાર નોકરી કરવાને હજુ પણ ખુશી હોય તો તેની આવી નોકરીની જરૂર નથી એટલાજ કારણથી ખાલસા કરી શકાતી નથી.

આ કારણોથી અપીલ કાઢી નાંખવામાં આવે છે.

તારીખ ૨૭-૪-૨૧ (સહી) ડી. બી. બ્લેકવે.
રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી

## વડોદરા રેસીડેન્ટની કોર્ટ.

### ગિરાસ અપીલ નં. ૧૦ સન ૧૯૧૯

અપીલવાળા.............................માંડવા તાલુકાના મેનેજર
જવાબદાર.............................(૧) વડોદરા સરકાર
(૨) બાઈ સુરજ, ગીરજાશંકર જીભાઈની વિધવા, પીપળશાની

### ફેંસલો

આ અપીલ જીઆતલાવડીના સરવે નંબર ૮૯ વાળા ખેતર માટે છે. અને માંડવા તાલુકાના મેનેજરે જે એકજ પ્રશ્ન ઉઠાવ્યો છે તે એ છે કે નંબર ૨ ની જવાબદાર બાઇ સુરજને પોતાની હયાતી ઉપરાંત વધારે હિત હક્ક આ જમીનમાં છે કે કેમ ? મારી રૂબરૂ હાજર થએલા પક્ષકારો કબુલ કરે છે કે આ જમીન જાત ધર્માદા છે.

ગીરજાશંકરની વિધવા બાઈ સુરજ પોતાના સસરાના ભાઇ ( જે બંન્ને ગુજરેલા છે તે ) ના વારસ તરીકે દાવો કરે છે. પોતાની તેમજ અપીલવાળાની વચમાં બીજો આવાજ પ્રકારનો કેસ ( ગિરાસ અપીલ નં. ૨ સન ૧૯૧૯ ) માં તે બાઇએ એવું કબુલ કર્યું છે કે તેનો ધણી બીજી પણ વિધવા મૂકી ગયો છે. તો આ બીજી વિધવાએ જમીનમાં સુરજ સાથે સરખો ભાગ શા માટે નહિ લેવો તેનો ખુલાસો એલીએનેસન ઇનક્વાયરી ઓફીસર અથવા ગિરાસ અધિકારીના ઠરાવોમાં નથી.

ગિરાસ અધિકારીએ મેનેજરની તકરાર સ્વિકારવા માટે જે કારણો માટે ના પાડી તે એ છે કે એલીએનેસન ઇન્કવાયરી રૂલો તેમજ સ્ટેટની રૂલો વિધવાઓને વારસો મળવામાં પ્રતિબંધ કરતી નથી. અને "ધારણ કરનાર" એ શબ્દમાં પુરૂષ તથા સ્ત્રી બંન્ને સમાવેશ થાય છે. કયી ચોકસ રૂલ પરથી પોતાના મનમાં આ શબ્દ આવેલો છે તે રૂલ ગિરાસ

અધિકારી ટાંકી બતાવતા નથી. પણ એમ ધારવાને કારણ છે કે તે રૂલ શું છે, એમ તેમના કહેવાનો આસય હોવો જોઈએ.

આ રૂલ જે કાંઇ પણ પ્રતિબંધ સિવાય વારસો લેવાની રજા આપે છે તેનો હેતુ વધારે સ્પષ્ટ કરવાને માટે એલીએનેસન ઇન્કવાયરી રૂલોનો મુસદ્દો ઘડવા માટે જે પ્રકરણ ચાલેલું તેની ફાઇલ મેં જોઇ તો મને જણાયું કે ૩૬૭ મે પાને એમ લખાણ છે કે વાંટાદારોએ ઉતરાધિકારી તરીકે પોતાનો દાવો રજુ કરેલો અને મુસદ્દામાં ૨૪ મા નંબરની રૂલ ( જે હાલ ૨૩ મા નંબરની રૂલ છે તે ) માં નીચે જણાવેલો વધારાનો અપવાદ ઉમેરવા તેમણે સુચના કરેલી,

" પરંતુ વિશેષમાં એવું ઠરાવ્યું છે કે આ તપાસથી ઉતરાધિકારીના હક્કોને કોઈપણ પ્રકારે અડચણ આવશે નહિ. "

આ અપવાદ વિષે એજ પાના ઉપર પેનસીલ નોટથી નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. " તેમની ધારણ એવી છે કે જ્યારે ઈનામ ધારણ કરનાર છેલ્લો હોય એટલે તેણે દત્તક લીધો હોય નહિ અથવા વીલ ( વસીયત નામું ) કીધું ન હોય અથવા બીજી રીતે પોતાની મિલકતનો ( આ શબ્દ ઉકલતો નથી ) ને સંતોષ આપી શકે એમ નીકાલ કીધો નહિ હોય તો છેવટના ઇલાજ તરીકે દરબારની કોરટે ઠાકોરને છેલ્લા ઇનામ ધારણ કરનારનો વારસ ગણવો એટલે તેમનો હક્ક વડોદરા દરબાર કરતાં પહેલો હોવો જોઇએ. "

આના પરિણામે વાંટાદારો તથા ગરાસીઆઓના ઉતરાધિકારી તરીકેના હક્ક માટેની રૂલ ઇરાદા પુર્વક કાઢી નાંખવામાં આવેલી. અને " દેવસ્થાન, ધર્માદા, ચાકરીઆત અને પસાયતા ચાકરીઆત " જમીનોના સંબંધમાં રૂલોમાં ખાલસા કરવાનુંજ લખવામાં આવેલું ( જુઓ રૂલ ૨૦ તથા ૨૧) ઉપર જણાવેલા કોઇ પણ પ્રકારમાં " જાત ધર્માદાય " આવતું નથી. જેનો અર્થ રૂલની કલમ ૩ (જે) પ્રમાણે એવો થાય છે કે કોઇ પવિત્ર અથવા ધર્મનિષ્ટ માણસને ઇનામ આપેલી જમીન. આ પ્રમાણે મેનેજરના દાવાને પુષ્ટિ આપવાને એલીએનેસન ઈન્કવાયરી રૂલોમાં કાંઈ છેજ નહિ.

વડોદરા સ્ટેટ રૂલો પૈકી અમુક રૂલ પ્રમાણે ગરાસીઆની વિધવાઓનો વારસો તેમની જીંદગી સુધી મર્યાદીત થાય છે. એવી જીકર માંડવા મેનેજરે કરી છે પણ તે રૂલ તેણે ટાંકી બતાવી નથી. તેમજ વડોદરા સ્ટેટની રૂલો અથવા હિન્દુલૉ પ્રમાણે આ કેસનો નિકાલ થઇ શકે છે તેવું પણ સ્પષ્ટ તેણે બતાવ્યું નથી.

આ કારણોથી તની અપીલ સ્વિકારી શકાતી નથી. અને તે કાઢી નાંખવામાં આવે છે. પરંતુ એવી રિમાર્ક સાથે કરવાની છે કે સુરજની સોકય ઉજમના કાંઇપણ હકકોને આ ફેંસલાથી બાધ આવતો નથી.

તા. ૨૭ એપ્રીલ ૧૯૨૧

(સહી) ડી. બી. બ્લેકવે.
રેસાડેન્ટ વડોદરા.

## ઈંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૪૨ સન ૧૯૨૦.

**અપીલવાળા.........................................માંડવા તાલુકાના મેનેજર.**

**જવાબદાર...બાઇ અવલ, પટેલ ત્રિકમ ભીખાની વિધવા થુવાવી તાલુકે ડભોઈની.**

**થુવાવી વાંટાના સરવે નં. માટે દાવો.**

આ હુકમમાં અપીલો નંબર ૨૯-૩૧-૩૨-૩૫-૩૬-૩૭-૩૮-૪૨-૪૩-૪૪-૪૫-૪૬-૪૭-૪૮-૪૯-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭-૫૮-૫૯-૬૦-૬૧-૬૨-૬૩-૬૪-૬૫-૬૬ નો સમાસ થાય છે.

આ જમીન દાણીઆ ઠરાવવી એવી દલીલ પોતાની હતી તે આ બધા કેસમાં અપીલ વાળાએ પાછી ખેંચી લીધી છે.

આ કારણથી જમીન ધારણ કરનારાએ પોતાના સત્તા પ્રકારની રૂઇએ જે વ્યાજબી નોકરી બજાવવી જોઇએ તેમ બજાવતા પોતાની સ્વેચ્છાથી કલમ ૨૦ પ્રમાણે બંધ પડયા છે કે કેમ? તથા તેના પરિણામે તેમની જમીન ખાલસા થવાને પાત્ર થઇ છે કે કેમ? એ પ્રશ્નનું માત્ર હવે નિરાકરણ કરવાનું બાકી રહે છે.

અપીલવાળા એવી તકરાર લાવે છે કે બધા કેસોમાં નોકરી બજાવવાની ના પાડવામાં આવી હતી.

અપીલ નંબર ૪૨-૫૬-૫૭-૬૩ માં આ પ્રમાણે ના પાડવામાં આવેલી એવો પુરાવો નથી.

નંબર ૫૭ માં એમ કબુલ કરવામાં આવ્યું છે કે નોકરી કરવામાં આવે છે.

બાકીના કેસોમાં એકનું એકજ વાકય આવ્યા કરે છે. જેનો વાસ્તવ અર્થ એવો થાય કે " અમારે નોકરી કરવાની નથી." અથવા એથી વધારે ચોકખો અર્થ એવો થાય કે નોકરી બજાવવાનું અમારે માથે નથી. આ ઉપરથી અપીલવાળા એમ દલીલ કરે છે કે આવું કહેવું તે ભૂત-ભવિષ્ય અને હાલમાં પણ નોકરી કરવાની કાંઇ પણ ફરજ અમારી નથી. એમ ગણવા બરાબર છે. આ દલીલના વિરૂદ્ધમાં જવાબદાર એમ કહે છે કે હું જે કાંઈ કહું છું તે સત્યવાત જે હાલ છે તેજ કહું છું.

આ જો કે સદરહુ વાકયથી એમ અનુમાન થાય કે ભૂતકાળમાં આમ કરવાની ફરજ હતી. તોપણ તે ખાત્રી થાય તેવું સ્પષ્ટ નથી. અને આ કથન હાલ કેવી પરિસ્થિતી છે તે બતાવે છે. એમ હું ઠરાવું છું, વળી આ કેસમાં સ્વેચ્છાથી એટલે તેમના પોતાનાજ વર્તન રૂપી આરંભથી જમીન ધારણ કરનારા હવે નોકરી કરતા બંધ પડયા છે. એમ પણ સાબીત થતું નથી. માટે આ બધા કેસોમાં અપીલવાળાની દલીલ હું સ્વિકારી શકતો નથી.

માટે આ બધા કેસોમાં અપીલો હું કાઢી નાંખું છું. તથા નીચલી કોર્ટનો ફેંસલો બહાલ રાખું છું.

(સહી) એલ. એમ. ક્રમ્પ.
રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી,

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નં, ૪૭ સન ૧૯૨૧ ની.

અપીલવાળા.................................................ઉમેટાના ઠાકોર.
જવાબદાર..........................................ખત્રી દેવચંદ કુબેરદાસ.

કીનખ્લોડ ગામના કેટલાક સરવે નંબરની એલીએનેશન ઇન્કવાયરી (તપાસ) બાબતમાં દાવો.

### સન ૧૯૨૧ ની અપીલ નં, ૪૭ નો ફેંસલો.

આ કામમાં માત્ર એકજ પ્રશ્ન છે. એલીએનેશન ઇન્કવાયરી (ઇનામ સંબંધી તપાસ) ની રૂલો પ્રમાણે ઉતરાધિકારી તરીકેના ઠાકોરના હક્કો વડોદરાના ગિરાસ અધિકારીની સહીથી કાઢેલા ગિરાસ જાવક નંબર ૨૫૮–૭૬ તા. ૨ જાનેવારી ૧૯૨૦ નો રદ કરે છે કે કેમ?

હું એમ ઠરાવું છું કે જે કેસોમાં જીવાઇદારો જીવતા હોય તેજ કેસોને એ હુકમ ઘણે ભાગે લાગુ પડે છે. અને જો તે હુકમનો ઠાકોરના ઉત્તરાધિકારી તરીકેના હક્કોને પ્રતિબંધ કરવાનો આશય હોય તો તેટલે દરજ્જે એ હુકમ તેના અધિકાર વિરૂદ્ધ જાય છે. ( એટલે તેને એવો હુકમ કરવાનો અધિકાર ન્હતો ).

એટલા માટે હું એવું ઠરાવું કે ઇનામ પામનારનો પુરૂષવંશ ખલાસ થવાથી અને ઇનામ વેચાણ કરવાનો તેમને સ્વતંત્ર અધિકાર નહિ હોવાથી સદરહુ જમીન હવે પોતાની ઠકરાતના ભાગ તરીકે ઠાકોરને પાછી મળે છે.

વડોદરા
તા. ૭ નવેમ્બર ૧૯૨૨

(સહી) એલ. એમ. ક્રમ્પ
રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી

નં. ૧૪૫૭ વડોદરા તા. ૨૧--૨૩ જાન્યુઆરી ૧૯૨૨.

વડોદરા રાજ્યના દીવાન સાહેબ.
વડોદરા.

પ્રિય મી. મનુભાઇ—

પેથાપુરના ઠાકોરે ગિરાસ અપીલ નં. ૫ સન ૧૯૧૫ ની કરેલી તેમાં તા, ૭ જાન્યુઆરી ૧૯૨૨ ને રોજ મેં પસાર કરેલા હુકમમાંથી એ ઇતિખાપો હું આ સાથે મોકલું છું. આ કેસ રૂલો લગાડયા સિવાય ચરચવામાં આવ્યો હતો. અને મેં જે સુચના કરી છે તેનો સહાનુભૂતિવાળો વિચાર કરવાને તમે તૈયાર છો. એમ મારા સમજવામાં, આવ્યું છે. ફરી વિચાર કરતાં જો વડોદરા સરકાર મારા મતને મળતા આવવાનું ઠરાવે તો માત્ર

એટલુંજ કરવાથી કાર્ય સરશે. એટલે કે ગિરાસ અધિકારીને સૂચના આપવામાં આવે કે તેમની પાસેના ઠાકોરના હુકમ વિરૂદ્ધ જે ફરિઆદો આવે તેવા કેસોમાં તેમણે પક્ષકારોને એવો હુકમ આપવો કે ઠાકોરને અરજ કરો કે રેવન્યુ કોર્ટ તરીકે આપ કાયદેસર હુકમ પસાર કરો. જો આમ કરવામાં આવે તો ઠાકોરને એવું જણાશે કે તેનો દરજ્જો સ્વિકારવામાં આવે છે; અને એક અમલ કરવાના હુકમને બદલે એક રેવન્યુ કોર્ટના કાયદેસર તથા વિચાર કરી પસાર કરેલો હુકમ ગિરાસ અધિકારીની સમક્ષ બધા કેસોમાં રજુ થશે અને તે કેસનો નિર્ણય કરવામાં તે અધિકારીને લાભજ થશે.

હું છું આપનો
(સહી) એલ. ડબલ્યુ. કેમ્પ.
રેસીડેન્ટ.

હું મળતો થાઉં છું અને આપની સુચના પ્રમાણે અમલ કરવા ગિરાસ અધિકારીને સૂચના કરીશ જેથી અપીલની સુનાવણી અગાઉ ઠાકોરને ફરીઆદ થએલા હુકમને પોતાનું ન્યાયબુદ્ધિવાળું મત લગાવવા તક મળી શકે.

(સહી) મનુભાઇ એન.
દિવાન.

---

## ઈંગ્રેજી ઉપરથી.
## વડોદરા રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૫૫ સન ૧૯૨૨.

અપીલવાળા...... ......{ માણસા ભાયાત મૂળસિંગજી પ્રતાપસિંગજીની વતી કામદાર દામોદરદાસ રેવાદાસ માણસાના.

જવાબદાર......... .......પટેલ બાજી નરોતમ, વાઘોસણ તાબે કલોલના.

### વાઘોસણમાં એક ખેતર ખાલસા કરવાનો દાવો.

### ફેંસલો.

નીચલી કોર્ટોના કાગળો તથા ફેંસલા વાંચ્યા.

આ કેસ અપીલમાં એકજ પ્રશ્ન માટે આવેલો છે તે એ છે કે ઠાકોરના કામદારે કાઢેલો હુકમ તેને મળેલી સત્તા પ્રમાણે હતો કે કેમ ?

સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર અથવા અધિકારવાળા બીજા કોઈ અધિકારીએ જે ખેડુતોને કાયમના ખેડુત તરીકે ઠરાવ્યા ન હોય તેવા ખેડુતોને બદલવાનો અધિકાર સન ૧૮૯૭ ની રૂલની કલમ ૯ પ્રમાણે ઠાકોરને છે.

ખેડુત ગમે ત્યારે કાઢી શકાય એવો કદાચ ન હોય પરંતુ તેને કાયમનો ખેડુત ઠરાવવામાં આવ્યો નથી.

આ કારણથી સદરહુ ખેડુત મરજીમાં આવે ત્યારે કાઢી શકાય તેવો છેક કાયમનો છે એ વાતનો નિર્ણય નહિ આપતાં એવું ઠરાવું છું કે ઠાકોરનો હુકમ પોતાના અધિકારની અંદરનો હતો ( એટલે તે કાઢવાનો તેમને હકક હતો ) અને અપીલ હું સ્વિકારૂં છું.

જો ખેડુતને એમ લાગે કે તેને ન્યાય મળતો નથી તો તેણે પોતાનો હકક યોગ્ય કોર્ટમાં જઈ સાબીત કરી લેવો.

વડોદરા.
તા. ૧૫-૧૧-૧૯૨૨

( સહી ) એલ. એમ. ક્રમ્પ.
રેસીડેન્ટ વડોદરા.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટ.

### ગિરાસ અપીલ નંબર ૧૫૦ સને ૧૯૨૨.

અપીલવાળા............................................માંડવાના મેનેજર.
જવાબદાર................................................વડોદરા સરકાર.

**નાના કરાલા ગામની કેટલીક જમીન સાર્વજનિક કામ માટે સંપાદન કરેલી તેના કમ્પેનસેશન બદલ વાર્ષિક રોકડ હકક મળવાનો દાવો.**

### ફેંસલો.

આ કામમાં અપીલવાળો બે ખાસ દાદ માગે છે—

(૧) પોતાના વાંટામાંથી જે જમીન લેવામાં આવી છે તેને સારૂ નીચલી કોર્ટે અપાવેલી રોકડ રકમને બદલે કમ્પેનસેશન પોતાને વાર્ષિક રોકડ રકમના રૂપમાં મળવું જોઈએ કે જેથી પોતાનો ઉત્તરાધિકારી તરીકેનો હક્ક જળવાઈ રહે.

(૨) જે કમ્પેનસેશન આપવાનું મંજુર થયું છે તેમાં ૧૫ ટકાનો વધારો ઉમેરવો જોઇએ.

નં. ૧ ના સંબંધમાં જે કમ્પેનસેશન દર સાલ રોકડ હક્કના રૂપમાં આપવામાં આવે તો તેનો આંકડો રૂ. ૨૫) થી ઓછો થાય અને મારા પૂર્વગામી (મી ગ્લેન્સી) ના પત્ર નં. ૬૯૧૫ તા. ૨૮ એપ્રીલ ૧૯૨૩ થી અને દિવાન ( તેના પત્ર નં. ૧૧૬૦ ના પેરેગ્રાફ ૨ તા. ૧૭ ડીસેમ્બર ૧૯૨૪ ) એ એની વચમાં થએલી ગોઠવણ જેનો અમલ બીજો હુકમ થતા સુધી કરવાને ગિરાસખાતાને ફરમાન કરવામાં આવેલું, તે પ્રમાણે જે કેસમાં કમ્પેનસેશનની રકમ રૂ. ૨૫) થી ઓછી હોય તેમાં સામટી રકમ આપવાની છે. આ ફરમાનને અનુસરીનેજ નીચલી કોર્ટોના હુકમો અપાયલા છે અને જ્યાંસુધી અને જો આ ગોઠવણ રીતસરના હુકમથી રદ્દ થાય નહિ ત્યાંસુધી તથા તો નીચલી કોર્ટોના હુકમો વ્યાજબી છે અને આ કોર્ટે તેમને બહાલ રાખવા જોઇએ. આ પદ્ધતિ દાખલ કરતા અગાઉ ગિરાસીઆઓની સલાહ લેવામાં આવી ન્હોતી, માટે આ પદ્ધતિ લાગુ કરી શકાય નહિ એવો વાંધો અપીલવાળો કાઢે છે. મેં તેને એવી સલાહ આપી કે ગીરાસીઆઓએ આ પ્રશ્ન ભેગા થઇ એક સમૂહ તરીકે એક સામાન્ય પ્રશ્ન તરીકે ઉઠાવવો જોઇએ અને આ કેસની માફક એકજ ખાસ દાદની

અપીલમાં તે પ્રશ્નનું નિરાકરણ થઇ શકે નહિ અને તેને પરિણામે જો હાલની ગોઠવણ રદ થાય તો આ પોઇન્ટ આગળ લાવીને આ અપીલમાં થયેલો ફેંસલો ફેરવવા હુકમ મળવા બેશક તેને માર્ગ રહેશે. હાલ તો અપીલમાંની આ માગણી તો હું કાઢી નાખું છું.

હવે બીજી દાદના સંબંધમાં સદરહુ ફેંસલા પ્રમાણે અપાયલું કાંઇ પણ કમ્પેનસેશન અપીલવાળાએ લીધું નથી, તે કારણોથી ભાયાતોવતી ૧૫ ટકાનો વધારો અપાયલી રકમ ઉપરાંત માગવા માટે તેને કાંઇ પણ વાસ્તવિક આધાર નથી, કારણકે ભાયાતોને તો કમ્પેનસેશન અપાઇ ચુકયું છે, અને તેમને અપીલવાળા તરીકે અથવા જવાબદાર તરીકે અપીલમાં સામીલ કરવામાં આવ્યા નથી.

આ કારણોથી અપીલ કાઢી નાંખવામાં આવે છે.

**વડોદરા.**
તા. ૧૩ ફેબ્રુઆરી ૧૯૨૬.

(સહી) **ઇ. એચ. કીલી.**
રેસીડેન્ટ વડોદરા.

---

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નં. ૧૫૪ સન ૧૯૨૨ની.

**અપીલવાળા.......................................................માંડવાના મેનેજર.**
**જવાબદાર.......................................................વડોદરા સરકાર.**

### રેવન્યુ અધિકારની રૂઇએ કરેલા હુકમની બજાવણી માટે દાવો.

### ફેંસલો.

**માંડવાની** માલકીની અને જેની હાલ તકરાર છે તે જમીન મરનાર ઠકરાણીએ જીવાઇમાં આપી હતી. તે ઠકરાણીના મરણ પછી એ જમીન ખાલસે કરવાની ઇચ્છા **માંડવા** તાલુકાને થઇ અને તેવી મતલબની નોટીસ (જેની નકલ કાગળોમાં છે તે) ખેડુતો ઉપર જમીન ખાલી કરવા માટે કાઢવામાં આવી. આ હુકમ સન ૧૮૯૭ ની રૂલોની કલમ (૯) પ્રમાણે કાઢવામાં આવ્યો હતો. ખેડુતોએ ખાલી કરવાની ના પાડી. તે ઉપરથી રૂલની કલમ ૧૧ પ્રમાણે સદરહુ જમીનનો કબજો પાછો મેળવવાનાં પગલાં લેવાનો હુકમ તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૨૧ ને રોજ કાઢયો અને તે હુકમનો અમલ કરાવવામાં તે અશક્ત હોવાથી મેનેજરે પોતાના તા. ૨૯ એપ્રીલ ૧૯૨૨ ના પત્રથી હુકમની બજાવણી માટે વહીવટદારની મદદ માગી. વહીવટદારે મેનેજરના હુકમનો અમલ કરવા ના પાડવાનો હુકમ તા. ૩૧ માર્ચ ૧૯૨૨ નો કીધો. તેનુ કારણ એમ બતાવ્યું કે દાણ વધારવાના હેતુથી આ કેસ લાવવામાં આવ્યો છે, માટે ગિરાસ કોંનફરન્સ બાબતના જાહેરનામા નંબર ૨/૬૫ ના પેરા ૩ પ્રમાણે ખેડુતોને કાઢી શકાય નહિ, તેથી તાલુકાએ ગિરાસ અધિકારીને અપીલ કરી. તેણે પોતાના હુકમ તા. ૨૧ સપ્ટેમ્બર ૧૯૨૨ ના હુકમ, જેના પર આ અપીલ કરવામાં આવી છે તેથી વહીવટદારનો હુકમ રદ કર્યો અને મેનેજરનો હુકમ બહાલ રાખ્યો પણ તેમાં એવું ઉમેર્યું કે જો ખેડુતો કબજો છોડવાની ના પાડે તો વહીવટદાર તેમજ રેવન્યુ કોર્ટોને તે કબજો છોડા-

વવાનો અધિકાર નથી અને અપીલવાળાને સીવીલ કોર્ટોને અરજ કરવી પડશે. ગિરાસ અધિકારીના ફેંસલાનો આ ભાગ મારા પૂર્વગામીને પહેલી દૃષ્ટિએજ ખોટો જણાયો તેથી તેમણે તા. ૩૧ જુલાઇ ૧૯૨૩ને રોજ આ કામ દિવાન સાહેબ તરફ મોકલ્યું અને એવી સૂચના કીધી કે આ ભાગ ફરી વિચારમાં લેવા અધિકારીને કહેશો. દિવાને એવો જવાબ આપ્યો કે અધિકારીના હુકમનો આ ભાગ પોતે પણ બહાલ રાખે છે અને અધિકારીના હુકમના જે ભાગ મેનેજરનો ઠરાવ બહાલ રાખેલો તે પણ રદ કરવા જેવો છે. તેથી એ અપીલની સુનાવણી નિયમ પ્રમાણે કરવાને મુદત ઠરાવવાની જરૂર જણાઈ. આજ રોજ બન્ને પક્ષવાળાઓની તકરારો મેં સાંભળી છે.

તકરારની શરૂઆત કરતા અગાઉ જવાબદાર દરબારની વતી હાજર થનાર મી. ઉપલયને મેં પુછ્યું કે વહીવટદારે કરેલા હુકમને રદ કરનાર ગિરાસ અધિકારીના હુકમના વ્યાજબીપણા વિષે તમે કાંઈ તકરાર ઉઠાવવા માગો છો? અથવા તેમ કરવા સારૂ તમને કાંઇ હુકમ મળ્યા છે? તેણે તેમ કરવા અથવા એવા હુકમ મળ્યા વિષે ના પાડી.

અપીલવાળો રેવન્યુ મેનેજમેન્ટની કલમની રૂલ ૪ (૯) જે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર અથવા બીજા બ્રિટિશ અધિકારીએ કાયમ તરીકે ઠરાવ્યા ન હોય તેવા ખેડુતોને બદલવાનો અધિકાર હકુમત ભોગવતા ઠાકોરને આપે છે, તે પર આધાર રાખે છે. એ વાત તો આ કામમાં કબુલ રાખવામાં આવી છે કે સદરહુ ખેડુતોને કાયમી ખેડુત ઠરાવેલા નથી અને અપીલવાળો એવી દલાલ કરે છે કે આ હુકમ એ રેવન્યુ હુકમ છે અને તેથી તે રેવન્યુ કોર્ટો બજાવી શકે તેવો છે અને જો રાજ્યની રેવન્યુ કોર્ટોને પોતાને આવો અધિકાર ન હોય તોપણ આ રૂલોની રૂઇએ ઠાકોર તરફથી આવો અધિકાર તેમને મળ્યો છે એમ સમજવાનું છે અને તેઓ ઠાકોરના માત્ર સાધનભૂત બને છે. કારણ, રાજ્યના રેવન્યુ કોડ પ્રમાણે જે રૂલો બહાર પાડવામાં આવી છે તે રૂલો રેવન્યુ મેનેજમેન્ટ બાબતની આ રૂલો પણ તેમનામાં સામીલ કરે છે એમ જાણે ન હોય.

આ દલીલના જવાબમાં જવાબદાર દરબાર તરફથી મી. ઉપલય તા. ૨૪ અકટોબર ૧૯૨૩ ને રોજ અપીલ નં. ૧૫૧ તથા ૧૫૩ નો ફેંસલો મેં આપેલો છે, તેનો આધાર બતાવે છે; પરંતુ તે અપીલો આ કામને લાગુ પડતી નથી. તેમાં મારા ઠરાવમાં જે મુદ્દો સમાયો છે તે એ છે કે વધારેલી દાણ આપવાની ના પાડી ત્યારે કબજો છોડાવવા માટેની નોટીસો કાઢવામાં આવી હતી અને તેમાં મેં એવો ફેંસલો આપ્યો કે આવો હુકમ બજાવવા માટે કાંઈ પણ મદદ આપવાનો અધિકાર વહીવટદારને તથા કોર્ટોને પણ હોય એમ ધારવામાં આવતું નથી. અધિકારીનો ફેંસલો જોકે પહેલી નજરે અવળી અસર કરે તેવો છે, છતાં જવાબદાર કબુલ કરે છે કે દાણ વધારવા માટે મેનેજરે નોટીસ ખેડુતો પર કાઢયાનો કાંઇ પણ પુરાવો નથી. ખેડુતોનો કબજો છોડાવવાનો ઉઘાડો જણાય તેવો તથા માત્ર એકજ હેતુ એ છે કે આ જમીન ઠકરાણીને જીવાઇ તરીકે આપવામાં આવેલી. ઠકરાણી હવે ગુજરી ગઇ છે તેથી તાલુકો તેને ખાલસા કરવા માગે છે.

વળી મી. ઉપલય એટલે સુધી કહી નાંખે છે કે હકુમતવાળા ઠાકોરોને હંગામી ખેડુતો બદલવાનો અધિકાર રૂલની કલમ ૪ (૯) આપે છે. તે તો દાણ આપવામાં કસુર કરે તેવા કેસનેજ લાગુ પડે છે, તેથી આગળ નહિ દાણ ભરવામાં કસુર થાય ત્યારે કાયમના તથા

હંગામી ખેડુતોની વચમાં આવો તફાવત રાખવાની આવી દલીલ કબુલ રાખી શકતો નથી. હંગામી ખેડુતો સામે ઠાકોરને જે અધિકારો છે તેની આ પ્રમાણે અહીયાં પણ હદ બંધાઇ છે એમ ગણવામાં આવે તો રૂલ ૪ (૯) ઘડવાનું જે પ્રમાણે કબુલ કરવામાં આવ્યું તેજ પ્રમાણે જાણી બુઝીને એ જુદી જુદી રૂલની રકમો ઘડવામાં આવી હતી. તેમ કરવાનો શું હેતુ હતો?

બીજુ કારણ હકુમત વગરના ઠાકોરો માટે જે રૂલો છે અને જે માત્ર મહેસુલ તથા ગેરંટી અપાયલા હક્કો વસુલ કરવામાંજ લાગુ પડે છે તેમનો મુકાબલો આ રૂલો સાથે કરતાં એમ જણાય છે કે વસુલ આપવાની કસુરવાળા કેસો ઉપરાંત બીજા કેસોમાં પણ ખેડુત બદલવાનો અધિકાર હકુમતવાળા ઠાકોરોને આપવો એવો એ રૂલોનો હેતુ છે.

બન્ને પક્ષવાળાની તકરારોને સંભાળપૂર્વક લક્ષમાં લીધા બાદ મને જણાય છે કે આ કામમાં ગિરાસ અધિકારીએ આપેલો હુકમ બહાલ રાખી શકાય નહિ. નોટીસ આપ્યા બાદ ખેડુતો બદલવાનો અધિકાર રૂલની કલમ ૪ (૯) હકુમતવાળા ઠાકોરને આપે છે. આ ઠાકોર હકુમતવાળો છે, તેણે યોગ્ય નોટીસ આપી હતી. વધારેલી દાણ આપવાને ના પાડવાના પરિણામ તરીકે કાંઇ આ નોટીસ આપવામાં આવી ન્હોતી. માટે ઉપર જણાવેલી અપીલો નંબર ૧૫૧ તથા ૧૫૩ માં જે નિયમ મેં પ્રતિપાદન કીધો છે તે આને લાગુ પડતો નથી. માટે જો તેનો હુકમ કાયદેસર હતો તો સને ૧૯૦૭ ના જુલાઇમાં મળેલા કોનફરન્સ વખતે નંબર ૬ તથા ૧૧ ના મુદ્દાઓ વિષે જે ઠરાવો થયા તેને અનુસરીને વહીવટદારને પોતાનો હુકમ બજાવવા વિનંતિ કરવાનો અધિકાર અપીલવાળાને હતો. હુકમ કાયદા વિરૂદ્ધ ન્હોતો માટે તેનો અમલ કરવાને વહીવટદાર બંધાયલો હતો. કોર્ટોએ ઠરાવ્યું છે કે હુકમ તો કાયદેસરજ હતો. સ્પેશીયલ રેવન્યુ રૂલ્સ પ્રમાણે આ હુકમ પસાર કરેલો હોવાથી તેને રેવન્યુ હકુમત પ્રાપ્ત કરેલો હુકમ ગણવાનો છે અને તેવા હુકમ તરીકે રેવન્યુ કોર્ટો વડે તે બજાવી શકાય તેવો છે, માટે અપીલ મારે સ્વિકારવી જોઇએ અને ગિરાસ અધિકારીના હુકમના જે ભાગ સામે આ અપીલ છે તે ભાગ મારે રદ કરવો જોઇએ અને હું એવું ઠરાવું છું કે કબજો છોડાવવાને માટે મેનેજરે જે મૂળ હુકમ કરેલો તેનો અમલ કરાવવાને વહીવટદાર બંધાયલો છે.

**વડોદરા.**
તા. ૧૫ જાનેવારી ૧૯૨૪.

(સહી) **આર. એચ. કીલી.**
રેસીડેન્ટ વડોદરા.

## ઈંગ્રેજી ઉપરથી.
## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૧૫૫ સન ૧૯૨૨ની.

અપીલવાળા..................................................માંડવાના મેનેજર
જવાબદાર..................................................વડોદરા સરકાર.

જીઆતલાવડીમાં સાર્વજનિક કામ માટે સંપાદન કરાયલી કેટલીક જમીન માટે વાર્ષિક રોકડ રકમ મળવાનો દાવો.

### ફેંસલો.

આ કામમાં અરજદાર ત્રણ અરજો કરે છે.

૧ દરબારે સંપાદન કરેલી જમીન માટે નીચેની કોર્ટોએ જે સામટી રકમ ઠરાવી છે તેને બદલે તે વાર્ષિક રોકડ રકમ માગે છે.

૨ નીચલી કોર્ટોએ ખેડુતોને કાયમ ખેડુત તરીકે ગણ્યા છે તથા તેમને કમ્પેનસેશન આપ્યું છે તેના સામે તે વાંધો ઉઠાવે છે. બધું કમ્પેનસેશન પોતાનેજ મળવું જોઇએ.

૩ જમીન ફરજ પાડી લેવામાં આવી છે તેના અવેજમાં ૧૫ ટકા વધારો માગે છે જે આપવા ગિરાસ અધિકારીએ ના પાડી છે.

પહેલીના સંબંધમાં—જો વાર્ષિક રોકડ રકમના રૂપમાં કમ્પેનસેશન આપવામાં આવે તો તે દર સાલ રૂ ૨૫) થી કમી થશે. મારા પૂર્વગામી (મી. ગ્લેન્સી) (તેના પત્ર નંબર ૬૯૫૫ તા. ૨૮ એપ્રીલ ૧૯૨૩ થી) અને દીવાન (તેના પત્ર નંબર ૧૧૬૦ તા. ૧૭ ડીસેમ્બર ૧૯૨૪ ના પેરેગ્રાફ ૨ થી) એ બેની વચમાં થએલી ગોઠવણ જે પ્રમાણે વર્તવાને તુરત તો દીવાને ગિરાસ ડીપાર્ટમેન્ટને હુકમ આપેલા છે તેને અનુસરીને વાર્ષિક કંપનસેશનની રકમ જો રૂ ૨૫) કરતાં ઓછી થાય તો તેને સારૂ સામટી રકમ એક વેળાએજ આપી દેવાની છે. ગિરાસ કોર્ટોએ જે હુકમ કાઢ્યા છે તે આ ફરમાનને અનુસરીને છે અને જ્યાંસુધી આ ગોઠવણ રીતસર રદ ન થાય ત્યાંસુધી ગિરાસ કોર્ટોએ આપેલા હુકમ વ્યાજબી છે, અને તેમને આ કોર્ટોએ બહાલ રાખવા જોઇએ. આ વહિવટ દાખલ કરતા અગાઉ ગિરાસીઆઓની સલાહ કદી પણ લેવામાં આવી ન્હોતી. એ કારણ જણાવી આ ગોઠવણ લાગુ પાડવા સામે અપીલવાળો વાંધો ઉઠાવે છે. આ પ્રશ્ન બધા ગિરાસીઆઓએ એક સમુહ તરીકે સામાન્ય પ્રશ્ન તરીકે ઉપાડી લેવો જોઇએ; અને તેનું નિરાકરણ આવા પ્રકારની એક જ ખાસ અપીલમાં થઇ શકે નહિ એવી સલાહ મેં તેને આપી છે. જો આ પ્રમાણે સદરહુ ગોઠવણ રદ કરવામાં આવે તો આ અપીલમાં એ મુદ્દા ઉપર આપેલો ઠરાવ સુધારવા માટે પ્રયત્ન કરવા તેને બેશક છુટ છે. હાલ તો અપીલમાંનો આ મુદ્દો હું કાઢી નાખુ છું.

બીજી અરજના સંબંધમાં—ખેડુતોને કાયમી ખેડુત ઠરાવવામાં તથા તેના પરિણામે કમ્પેનસેશનનો અમુક ભાગ તેમને આપવામાં નીચલી કોર્ટો પોતાની ફરજથી આગળ ધપી

ગઇ છે એમ હું ધારૂં છું. ખેડુતોના સત્તાપ્રકારની વર્ગણી કરવી એ પ્રશ્નનો નિકાલ દિવાની કોર્ટોએ કરવાનો છે. તેટલા માટે અપીલનો આ મુદ્દો હું સ્વિકારૂં છું અને હુકમ કરૂં છું કે જ્યાંસુધી ખેડુતો દિવાની કોર્ટમાં જઇ તેઓને કાયમના ખેડુતો ગણવા જોઇએ એમ સાબીત કરી લાવે નહિ ત્યાંસુધી તેમને બદલે આ કમ્પેનસેશન અપીલવાળાને આપવું.

ત્રીજી અરજના સંબંધમાં—ગિરાસની જમીનો જેના સંપાદનને વડોદરાની જમીન સંપાદન કરવાની રૂલોની કલમ (૮ જી) લાગુ પડે છે તેમને માટે ૧૫ ટકા વધારો આપી શકાય નહિ, એવું કારણ બતાવી દરબારનો ગિરાસ પ્રતિનિધિ આ માગણી માટે સામો પડે છે. તે જણાવે છે કે સદરહુ રૂલ (૮ જી) ગિરાસ તથા વાંટાની જમીનોને લાગુ પડે છે, જેમાં ફરજીઆત સંપાદન માટે વધારો આપવાની ખાસ ગોઠવણ કરવામાં આવી નથી. આવા કેસોમાં ફરજીઆત સંપાદન માટે વધારાના ૧૫ ટકા આપવાનો કદીપણ ઈરાદો ન્હોતો. એ કલ્પનાના ટેકામાં તથા તેની વિરૂદ્ધમાં દલીલો છે; પરંતુ તે બધાનું કાળજીપૂર્વક તોલન કરીને હું એવા અભિપ્રાય ઉપર આવું છું કે જ્યારે કમ્પનસેશન સામટી રકમ આપવાનું રૂપ લે છે ત્યારે ૧૫ ટકા વધારો આપવો જોઇએ.

આ કોર્ટમાં સન ૧૯૧૭ ની અપીલ નંબર ૪ માં તા. ૨૬ ફેબ્રુઆરી ૧૯૨૬ ના પોતાના નિર્ણયપત્રમાં રેલ્વે કમ્પેનસેશન અધિકારીએ પણ આવોજ અભિપ્રાય લીધેલો છે અને તે કદી કોર્ટથી રદ થયેલો એમ જણાતું નથી; અને સન ૧૯૨૩ ની અપીલ નંબર ૧૫ માં પણ એવોજ અભિપ્રાય બાંધવાનો મારો હેતુ હતો. આ જે દરબારનો પ્રતિનિધિ એવી દલીલ કરે છે કે બજાર કિંમતના દરથી કમ્પનસેશન જેને માટે આપવાનું હોય તથા જમીનના આકાર પ્રમાણે જે જમીનનું કમ્પેનસેશન આપવાનું હોય તે બન્ને જમીનના ભેદ વિષે તે કેસમાં વાત હતી. તેમ છતાં પણ મારો હેતુ ઉપર પ્રમાણેજ તે કેસમાં હતો. તે અપીલમાં તા. ૩૧ માર્ચ ૧૯૨૫ ને રોજ આપેલા મારા હુકમનો ખરેખર ઇરાદો એવો હતો કે જે કેસોમાં એકજ રકમ કમ્પેનસેશન આપવાનું હોય અને તે ગમે તે રસ્તે ગણ્યું હોય તથા જે કેસોમાં કમ્પેનસેશન કોથળીસાંથનું રૂપ પકડે તે કેસોની વચમાં ભેદ ગણવો જોઇએ. પહેલા પ્રકારના કેસોમાં ફરજીઆત સંપાદન માટે ૧૫ ટકા વધારો કમ્પેનસેશન તરીકે આપવો જોઇએ એમ હું માનું છું, પણ બીજા પ્રકારના કેસોમાં આપવાનું નથી. એ કારણથી અપીલનો આ ભાગ હું સ્વિકારૂં છું.

વડોદરા.
તા. ૨૯ ફેબ્રુઆરી ૧૯૨૬.

(સહી) ઈ. એચ. કીલી.
રેસીડેન્ટ—વડોદરા.

## ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબરો ૨૧ સન ૧૯૨૩ તથા ૧ સન ૧૯૨૪.

અપીલવાળા.................................................શનોરના ઠાકોર.
જવાબદાર.......................................................વડોદરા સરકાર.

### કેટલીક ખરીદેલી જમીનની ગેરન્ટી ચાલુ રાખવા બાબત દાવો.

### ફેંસલો.

આ બન્ને કેસોની હકીકત તથા તેમાં જે કાયદાના પ્રશ્નો સમાયલા છે તે સરખાજ છે તેથી તે બન્નેના સંબંધમાં આ ફેંસલામાં વિવેચન કરવામાં આવશે.

માનપુર ગામમાં કેટલીક ગેરન્ટીવાળી જમીન છે, તેમાંથી થોડીક અપીલવાળા શનોરના ઠાકોરે વેચાતી લીધી છે. આ જમીન પોતાના નામ ઉપર ચઢાવવા માટે તેમજ તેની ગેરન્ટી પોતાને ચાલુ રાખવા તેણે ગિરાસ આસીસ્ટન્ટને અરજી કરી; પણ તે બન્ને કેસોમાં સદરહુ અધિકારીએ પોતાના હુકમ તા. ૬ જુન ૧૯૨૩ અને ૨૩ જુલાઇ ૧૯૨૩ ના અનુક્રમથી અરજીઓ કાઢી નાખી. તે ઉપર ઠાકોરે અધિકારીને અપીલ કરી. તેણે આસીસ્ટન્ટનો હુકમ બહાલ રાખ્યો. તેના ઉપર હવે ઠાકોરે આ કોર્ટને અપીલ કરી છે.

આજે મેં બન્ને પક્ષવાળાનું કહેવું સાંભળ્યું છે. બન્ને પક્ષવાળા કબુલ કરે છે કે જમીન વેચનારો ટ્રીબ્યુટ ( ખંડણી ) ભરતો નથી; અને તે જમીનની ગેરન્ટી સન ૧૮૭૮ માં પ્રથમના સેટલમેન્ટ ઓફીસરે આપી હતી. વળી એમ પણ કબુલ કરે છે કે વેચાણ રાખનાર ટ્રીબ્યુટ આપે છે. તેને પોતાના હકની રૂઇએ ગેરન્ટી છે જ અને તેથી જો આ સાટુ કાયદેસર છે એમ ઠરાવવામાં આવે ( અને જેમ ઠરાવવા સામે જવાબદારની તકરાર છે ) તો આ ઇનામ કાયમનું છે જ; અને તેથી સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરના વર્તન માટે સન ૧૮૭૮ ની જે રૂલો છે તેની કલમ ૫ માં આ કેસનો સમાસ થાય છે.

ગિરાસ આસીસ્ટન્ટે અરજી કાઢી નાખી. તેમાં માત્ર એટલાંજ કારણ બતાવેલાં કે સદરહુ જમીન ઠાકોરને નામે ચડાવવાથી તેની અસરો વ્યવહારમાં ઘણી દિશાઓમાં થશે. મને એમ જણાય છે કે આ ઠરાવ ઘણોજ અસંતોષકારક અને અધુરો હતો. પોતાના મગજમાં એમ આવે કે કાયદા તથા હક્કો અમલમાં મુકવાથી વ્યવહારમાં અગવડ ઉભી કરનારાં પરિણામો ઉત્પન્ન થશે. તેટલાજ ઉપરથી તે કાયદાનો અથવા હક્કનો અમલ કરવાની ના પાડવી એ કોર્ટોનું કામ નથી; પરંતુ અધિકારીએ જે વખતે નીચલી કોર્ટનો હુકમ બહાલ રાખ્યો તે વખતે આ બાબતમાં તે ઉંડો ઉતર્યો અને એવું બતાવ્યું કે ૧૮૨૫ ની કલમબંદી ની કલમ પ્રમાણે આ વેચાણ કાયદેસર નથી, કારણ તે કલમમાં નીચે પ્રમાણે ફરમાન છે—

" હવે પછી જમીનદારોએ સરકારના તાબાના મહાલોમાં સરકારની મંજુરી સિવાય નવી જમીનો વેચાણ વિગેરેથી સંપાદન કરવી નહિ. "

આ કેસમાં તેવી મંજુરી અપીલવાળાએ મેળવી નથી. આ કોર્ટમાં દરબાર તરફથી જે પ્રતિનિધિ હાજર છે તે આ દલીલ ઉપર આધાર રાખે છે.

તેથી આ કામમાં મુદ્દો એ છે કે આ કેસને સદરહુ કલમ લાગુ પડે છે; અને તે સાટુ રદ બાતલ કરે છે કે કેમ ? જો તે પ્રમાણે રદ કરતી હોય તો ગેરંટીના પ્રશ્ન વિષે ચર્ચા કરવાની જરૂર ઉભી થશે નહિ; પણ જો આ કોર્ટ એવું ઠરાવે કે આ સાટુ રૂલ તથા કાયદા પ્રમાણે છે તો દરબારનો પ્રતિનિધિ મેં ઉપર રિમાર્ક કરી તે પ્રમાણે કબુલ કરે છે કે ગેરંટી આ કેસમાં વેચાણ રાખનારાને મળી શકે.

અપીલવાળો એવી દલીલ કરે છે કે ઉપર કહેલી કલમ ૭ આ કેસમાં લાગુ પડતી નથી. કારણ વાંટાઓ તે સરકારી મહાલનો ભાગ નથી. આ દલીલના ટેકામાં તે ઘણી ખાત્રી આપે એવું કાંઈ પણ મને બતાવી શકતો નથી. આ રૂલ આ કેસને લાગુ નથી. તેને માટે બીજી દલીલમાં તે કહે છે કે છેલ્લા કલોઝમાં કહેલું છે કે " આ બાબતમાં સરકાર મહાલના ખેડુતોને પણ હુકમ આપશે " પરંતુ આવા હુકમો વાંટાદારોને કાઢવામાં આવ્યા ન્હોતા. તેથી તે કલમ તેમને લાગુ નથી એમ પોતે દલીલ કરે છે; પરંતુ મને એમ કહેવાનો પાયો આ પ્રશ્નની ગેરસમજમાંથી ઉત્પન્ન થયો છે, કેમકે વાંટાદારોને કાંઇ પણ હુકમો કાઢવાની જરૂરત ન્હોતી; કારણકે કલમબંદી તેમજ બાંહેધરીના દસ્તાવેજ વાંટાદારોને કાઢેલા હુકમો તથા તેનું અંગ હતાં. એ કલોઝનો અર્થ માત્ર એટલોજ થાય છે કે—

" આવાં સાટાં બાબત આ કલમોમાં જે હુકમ વાંટાદારોને પોતાને આપવામાં આવ્યો છે તેવાં સાટાં વિરૂદ્ધ ખેડુતોને ચેતવણી આપવા માટે ઇલાયદા હુકમો તેમને કાઢવા. વળી અપીલવાળો એવી પણ દલીલ કરે છે કે સદરહુ કલમમાં છેલ્લાની ઉપર જે કલોઝ છે તે એવું સાબીત કરે છે કે આ કલમ રૈયતવારી અથવા બીન વાંટાવાળી જમીનો સંપાદન કરવા સામે ઘડાયલી છે, કેમકે તે કલમનો હેતુ એવો હતો કે ગરાસીઆઓને આમ કરીને પોતાના અધિકાર વધારતાં અટકાવવા; પરંતુ બીજા ગરાસીઆ પાસેથી વાંટાની ઘણી જમીન ખરીદ કરી કોઇપણ ગરાસીઓ હદ કરતાં વધારે બળવાન થાય તેવો પ્રસંગ અટકાવવાની જરૂરત વડોદરા સરકારના લક્ષમાં હોય એમ પણ બનવા જોગ છે.

બીજા પક્ષ તરફ હવે જોતાં દરબારનો પ્રતિનિધિ રેવાકાંઠાના બાંહેધરીના બૉન્ડની કલમ ૬ બતાવે છે જે કલમબંધીની કલમ ૭ કરતાં પણ વધારે કડક છે. કેમકે તે કલમથી જમીનદારો એવી બાંહેધરી આપે છે કે સરકારની મંજુરી સિવાય કોઇ પણ મહાલનું ગામ અથવા જમીન અથવા પસાયતુ અથવા ગિરાસ તેઓ પોતાના લાભમાં લખાવી લેશે નહિ.

વળી કલમબંદીની કલમ ૪ માં " જમીનદારોના વાંટા જે સરકારના મહાલોમાં હોય " આવું વાક્ય મારા જોવામાં આવે છે, જે મારી સમજ પ્રમાણે એ વાત સ્પષ્ટ બતાવી આપે છે કે આ દસ્તાવેજોમાં સરકારી મહાલ એ શબ્દોનો અર્થ કરતી વખતે વાંટાઓને સરકારી મહાલોના ભાગ તરીકે ગણવાના છે. તેથી હું એવું ઠરાવું છું કે કલમબંદીની કલમ ૭ આ કેસને લાગુ છે અને તેથી તે કેસોમાં વડોદરા સરકારની મંજુરીની પ્રથમ જરૂર હતી.

આ સાટા માટે અપીલવાળાએ સરકારની મંજુરી મેળવી ન્હોતી એ વાત કબુલ રાખવામાં આવી છે; પરંતુ અપીલવાળો કહે છે કે આવાજ કેસમાં આવુંજ સાટું અધિકારીને સન ૧૯૨૧-૨૨ ની નંબર ૨૫ ની અપીલ થઇ તેમાં તે અધિકારીએ કબુલ રાખેલું તથા

તેની ગેરન્ટી ચાલુ રાખવામાં આવેલી, તે કેસ ઉપર અમો આધાર રાખીએ છીએ. આ બાબતમાં દરબારનો પ્રતિનિધિ કહે છે કે સદરહુ કેસમાં ગિરાસ આસીસ્ટન્ટનો હુકમ સ્પષ્ટ રીતે રૂલ વિરૂદ્ધ હતો; પરંતુ અપીલમાં તે હુકમ રાખતી વખતે તે હુકમ સુધારવાની તક અધિકારીને મળી ન્હોતી. કારણકે અપીલમાં જે કાંઇ પ્રશ્ન નિરાકરણ માટે તેની સમક્ષ આવ્યો તે એટલોજ હતો કે આ ગેરન્ટી ચલાવવી નહિ એવો હુકમ આપવામાં ગિરાસ આસીસ્ટન્ટ વ્યાજબી હતો કે નહિ, તેની કોર્ટમાં આ સાટુ કાયદેસર હતું કે કેમ, તે પ્રશ્ન માટે કોઇએ તકરાર ઉઠાવેલી ન્હોતી. પ્રતિનિધિ કબુલ કરે છે કે આ પ્રમાણે હતું તેમ છતાં પણ પોતાના હુકમમાં ખુદ્દ સાટુંજ રૂલ વિરૂદ્ધ છે એવી રિમાર્ક કરવાને તે અધિકારીને માર્ગ હતો; પરંતુ આ સાટુ રૂલને અનુસરીને છે અને તેથી તે કબુલ રાખવામાં આવે છે એ મતલબનો જે હુકમ પ્રથમ થયેલો તે રદ્દ કરવાને તેમને અધિકાર ન્હોતો, અને જો તેણે એવો હુકમ કીધો હોત તો અપીલવાળાએ સરકારની મંજુરી મેળવ્યા સિવાય આવાં સાટાંમાં નહિ ઉતરવાની કાળજી રાખી હોત. એ ઉપરાંત પ્રતિનિધિ એવું જાહેર કરે છે કે ઉપર કહેલી અપીલમાં અધિકારીએ જે ફેંસલો આપેલો ત્યારપછી હાલનું સાટું થયું હતું. તે વાત ધ્યાનમાં લેઇ દરબારની વતી એવી કબુલત આપવા પોતે ખુશી છે કે જો ઠરાવમાં એમ બતાવવામાં આવે કે હાલનો કેસ તો માત્ર ખાસ છે, અને તેને હવેથી દાખલા રૂપે ગણવામાં આવશે નહિ; અને ભવિષ્યમાં સરકારની મંજુરી મેળવ્યા વગર કીધેલાં આવાં સાટાં રદ્દ બાતલ ગણવામાં આવશે એવી શરતે આ સાટું કાયદેસર ગણવા દેવા હું કબુલ છું. મને લાગે છે કે આવી વાત અંગીકાર કરવી એ દરબારનું ઘણું વ્યાજબી વલણ છે.

હવે કેસનું સમાવર્તન કરીએ તો મને એમ જણાય છે કે ખરૂં કહીએ તો આ બન્ને કેસનાં સાટાં કલમબંદીની કલમ, તથા રેવાકાંઠા સીક્યુરીટી બોન્ડની કલમ ૬ અન્વયે નિષેધ થયેલાં હતાં (આવાં સાટાં કરવાં નહિ એવું ફરમાન હતું.) કારણકે તેમને માટે વડોદરા સરકારની પ્રથમ મંજુરી મેળવવામાં આવી ન્હોતી; પરંતુ ૧૯૨૧-૨૨ ની નંબર ૨૫ ની અપીલમાં થયેલો ફેંસલો જેના ઉપર અપીલવાળો આધાર રાખે છે તે તથા દરબારના પ્રતિનિધિએ જે દરખાસ્ત કરી છે તે બન્ને વિચારમાં લેઇને હું આ અપીલ સ્વિકારૂં છું; અને આ સાટાં રૂલ પ્રમાણે છે એમ ખાસ કેસ તરીકે જાહેર કરૂં છું; પરંતુ ભવિષ્યમાં આવી જાતના કેસોમાં તેમનું ખરાપણું દરબારની મંજુરી પ્રથમથી મેળવી નહિ હોય તો સ્વીકારવામાં આવશે નહિ. ખાસ આ કેસમાં ગેરન્ટી વેચાણ રાખનારને ચાલુ રહે તેની સામે દરબારના પ્રતિનિધિ વાંધો ઉઠાવતા નથી, માટે આ બન્ને કેસોવાળી જમીન વેચાણ રાખનારના નામ પર ચઢાવવી તથા ગેરંટી તેને ચાલુ રાખવી એવો હુકમ હું કરૂં છું.

વડોદરા.
તા. ૪ એપ્રીલ ૧૯૨૫.

(સહી) ઇ. એચ. કીલી.
રેસીડેન્ટ વડોદરા.

## ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નં. ૧૫૧ તથા ૧૫૩ સન ૧૯૨૩.

અપીલવાળા..................................માંડવા તાલુકાના મેનેજર.
જવાબદાર..............................ગિરાસ અધિકારી, વડોદરા સરકાર.

**રેવન્યુ રૂલોને અનુસરીને કુંવરપરામાં પોતાના બીથલી તથા દરીઆપુરના વાંટા બાબતમાં પસાર કરેલા હુકમની અમલ બજાવણી માટે દાવો.**

### ફેંસલો.

આ હુકમથી બે અપીલોનો એટલે ૧૯૨૨ ની નંબર ૧૫૧ તથા ૧૫૩ નો નિકાલ થાય છે. કારણકે તે દરેકમાં જે મુખ્ય મુદ્દા તથા તત્ત્વો સમાયલાં છે તે એકજ છે. જો કે તેમની વિગતમાં ફેર છે.

અપીલ નંબર ૧૫૧ માં હકીકત એવી છે કે માંડવા તાલુકાના દરીઆપુરા તથા બીથલીમાં વાંટા છે. તેના ખેડુતો ઉપર સદરહુ તાલુકાના મેનેજરે (અપીલવાળાએ) કેટલીક નોટીસો કાઢી હતી. આ નોટીસનો અર્થ એમ થાય કે વધારે ગણોત લેવા બાબતનું આ માગણું હતું. આ વધારો જો ખેડુતો ના આપે તો તેમનો કબજો લેઇ લેવામાં આવશે. એમ તેમની તાકીદ આપેલી. ખેડુતોએ વધારાનો દર આપવા ના પાડી.

તે ઉપરથી મેનેજરે તેમનો કબજો લેઇ લેવાનો ઠરાવ કીધો; પરંતુ પોતાના ઠરાવનો અમલ કરવાની પોતાનામાં શકતી નથી, એમ તેને લાગવાથી પોઇન્ટ નંબર ૧૧ બાબતમાં સન ૧૯૦૭ ના કોન્ફરન્સમાં જે સેટલમેન્ટ થયેલું તેને અનુસરીને પોતાના તા. ૧૧ માર્ચ ૧૯૨૧ તથા ૨૧ માર્ચ ૧૯૨૧ ના પત્રથી વહીવટદારની મદદ મળવા વિનંતિ કરી. એમ કહેવામાં આવે છે કે તે વખતે જે વહીવટદાર હતો તે મેનેજરના હુકમનો અમલ કરવાને તૈયાર હતો; પરંતુ ગિરાસ આસીસ્ટંટ તરફ લખાણ કરેલું હોવાથી થોડો વિલંબ થયો અને તે દરમિયાન તે વહીવટદારની બદલી થઇ ગઇ. તેના પછી જે વહીવટદાર આવ્યો તેણે તે પ્રકરણ ફરીથી ગિરાસ આસીસ્ટંટ તરફ મોકલ્યું. તેણે એવો હુકમ આપ્યો કે દરબારે જાહેરનામા નંબર ૨ બે સન ૧૯૦૯ નો અમલ કરવો; પરંતુ તેમ કરવાનું કારણ જો વહીવટદારને જણાતું નહિ હોય તો અમલ ન કરવો. પછી વહીવટદાર ઠરાવનો અમલ કરવા માટે જાતેજ તે જમીન પર ગયો; પરંતુ ત્યાં જે હકીકત તેની સમક્ષ રજુ કરવામાં આવી તેથી મેનેજરે પસાર કરેલા હુકમના વાસ્તવિકપણા માટે તેને ઘણો વહેમ પડયો. છેવટે તે એવા નિર્ણય પર આવ્યો કે સદરહુ હુકમનો અમલ પોતે કરી શકે એમ નથી.

મેનેજરે પછી ગિરાસ અધિકારીને અપીલ કરી. તેણે આ કેસમાં દાણનો આંકડો આગળના સેટલમેન્ટ ઓફીસરે બન્ને વાંટાના સંબંધમાં ઠરાવી દીધો હતો અને તેથી તે હવે વધી શકે નહિ એમ ઠરાવીને વહીવટદારનો હુકમ બહાલ રાખ્યો. આ હુકમ જેની તારીખ ૨૯ અગષ્ટ ૧૯૨૨ ની હતી તે પર મેનેજરે કોર્ટને અપીલ કરી છે.

આ અપીલોમાં દાણ વધારવાનો અધિકાર ઠાકોરને છે કે કેમ એટલોજ સવાલ નથી; પરંતુ તેની સાથે દરબારના અધિકારીઓ સન ૧૯૦૭ માં જે સેટલમેન્ટ થયું તેનો અમલ નહિ કરવાનો પ્રયત્ન કરે છે તથા તેમ કરી ઠાકોરોના રેવન્યુ અધિકારો ઓછા કરવાને મથે છે એવી છાપ પડી છે, તે બાબત પણ સમાયલી છે. આ જગાએ એવી વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે અપીલવાળો ( **માંડવાના** ઠાકોર ) તે જે ઠાકોરો રેવન્યુ બાબતમાં સંપૂર્ણ અધિકારો ભોગવે છે તેમાંનો એક છે. ( જુઓ સન ૧૮૯૭ ની રેવન્યુ મેનેજમેન્ટની રૂલ નંબર ૧ )

મુદ્દાનો પ્રથમ પ્રશ્ન એ છે કે **માંડવાના** મેનેજરે તા. ૧૧ માર્ચ ૧૯૨૧ અને તા. ૩૧ જાન્યુઆરી ૧૯૨૨ને રોજ પસાર કરેલા હુકમોનો અમલ કરવામાં મદદ મળવાને વિનંતિ કરેલી તેનો અમલ કરવા વહીવટદારે તા. ૩૧ માર્ચ ૧૯૨૨ ના રોજ બે પત્રો લખી ના પાડેલી, તેમ કરવામાં તે વ્યાજબી હતો કે કેમ ? પરિશિષ્ટ " બી " ( સન ૧૯૦૭ ના ગિરાસ કોનફરન્સ વખતે નક્કી થયેલા મુદ્દાઓની યાદી ) માંના ૧૧ મા મુદ્દા ઉપર જે નિર્ણય થયો હતો તેના ઉપર પોતાની અપીલનો આધાર અપીલવાળો રાખે છે, તેજ પ્રમાણે જવાબદાર એજ સેટલમેન્ટ ઉપર એટલે નીચેના શબ્દો ઉપર આધાર રાખે છે. " પરંતુ જો વહીવટદાર સાચી નિષ્ઠાથી એમ માને કે ઠાકોર અથવા ગરાસીઆએ પસાર કરેલો હુકમ કાયદેસર છે કે કેમ તે બાબત ગંભીર શક છે તો તેણે વિગેરે. " આ ઉપરથી એ સવાલ ઉપસ્થિત થાય છે કે વહીવટદારનાં કૃત્યનો ઉપર કહેલા શબ્દોમાં સમાસ થાય છે કે કેમ ? અમુક કેસોમાં ઠાકોરને દાણ વધારવાનો અધિકાર નથી એ સૂત્રના લાભમાં ઘણું કહેવાનું હોય છે એમ જાણીને વહીવટદારને આ બાબતમાં જે ગંભીર શક પડયો તેમાં તેની સાચી નિષ્ઠા હતી અને તેથી એ બાબતમાં જરૂરની સંક્ષિપ્ત તપાસ વિગેરે કરીને તેણે કાંઇ પગલું લીધું નહિ એ તેણે વ્યાજબી કાર્ય કીધું હતું એમ ગણી શકાય. અપીલ-વાળા એવી દલીલ કરવાને પ્રયત્ન કરે છે કે કોઇપણ પ્રકારની સંક્ષિપ્ત તપાસ કરવામાં આવી નથી; પરંતુ આ કામના કાગળો જોતાં જણાય છે કે આવી તપાસ કરવામાં આવી હતીજ. અપીલવાળો પછી એવી તકરાર કરે છે કે આવી તપાસ કરવાની છે તે બાબત તેને અગાઉથી ખબર આપવી જોઇતી હતી; અને તેને હાજર રહેવાની તક આપવી જોઇતી હતી. આ મુદ્દા પર કાંઇ સ્પષ્ટ હુકમ તથા ફેંસલા થયેલા જણાતા નથી; અને આ ખામીથી આ કેસ માર્યો જાય છે એમ જણાતું નથી; પણ મને લાગે છે કે ભવિષ્યમાં વહીવટદારે આવી તપાસ વખતે સામી બાજુને હાજર રહેવાની તક આપવી જોઇએ.

તેજ પ્રમાણે અપીલવાળા એવી દલીલ કરે છે કે વહીવટદારનો હુકમ કાયદા વિરૂદ્ધ હતો, કારણ ૧૧ મા પોઇન્ટના સેટલમેન્ટમાં ફરમાવ્યા પ્રમાણે ખેડુતોના જામીન લીધા નથી. આ કેસમાં વહીવટદારે કાંઇ પણ જામીન લીધા નથી; પરંતુ આ પ્રસંગથી એ ગફલતને લીધે અપીલવાળાનો કેસ માર્યો ગયો એવું કારણ થતું નથી અને તેથી એ હુકમ કાયદા વિરૂદ્ધ ગણવા જેવો નથી એમ હું ધારૂં છું.

ઉપરનાં કારણોથી હું એવું ઠરાવું છું કે વહીવટદારનું કૃત્ય પ્રમાણિક નિષ્ઠાવાળું હતું, અને મદદ આપવા તેણે ના પાડી. તે તેમજ સંક્ષિપ્ત તપાસ તેણે કરી તે બન્નેમાં તેનું કાર્ય વ્યાજબી હતું.

બીજો મુદ્દો એ છે કે વહીવટદારે કરેલો હુકમ તથા તે હુકમને બહાલ રાખવા ગિરાસ આસીસ્ટંટે કરેલો હુકમ કેટલે દરજ્જે વ્યાજબી છે તે નક્કી કરવાનું છે. અપીલવાળો એવી તકરાર કરે છે કે આ કેસ તો માત્ર ખેડુતો બદલવા બાબતનો છે. તેથી સન ૧૮૯૭ ની રૂલો ( રેવન્યુ મેનેજમેન્ટની રૂલો ) ની કલમ ૪ (૯) નીચે તે આવી જાય છે. તેથી વહીવટદાર મદદ આપવાને બંધાયેલો હતો. દાણ વધારવાનો હક્ક તથા વધારેલું દાણ આપવાને ના પાડવાથી ખેડુતનો કબજો છોડાવવાના હક્કોનો મહત્વનો પ્રશ્ન આજ જગાએ ઉભો થાય છે. કેમકે દાણ વધારવાની ઇચ્છા અને આવું વધારેલું દાણ આપવાને કબુલ થવા ના પાડવાથી તેનો કબજો છોડવવાની ઇચ્છિાઓમાંથી સીધી ખેડુત બદલવાની ઇચ્છા આ કેસમાં ઉત્પન્ન થઇ છે; અને ઠાકોરો ખેડુત બદલવાના બહાના પાછળ ચાલુ રૂલોનો ભંગ કરવાનું છુપાવે તેમ કરતાં તેમને અટકાવવા માટે અધિકારીઓ તેમજ કોર્ટોએ આવી જાતના દાખલામાં લક્ષપૂર્વક તપાસ કરવામાં તેઓ વ્યાજબી રાહમાં હતા. આ પ્રશ્ન કઠીણ છે. રેવાકાંઠામાં હાલ જે વહીવટ છે તેનો પાયો સન ૧૮૨૫ ની રેવાકાંઠાની કલમબંદીના ચોથી ૪ કલમમાં છે તે એવું ઠરાવે છે કે—

"બધી વાંટાની જમીનો પર સદરહુ જમીન ખેડનારા ખેડુતો જે (દાણ) અત્યાર સુધી આપતા આવ્યા છે તેટલુંજ તે જમીનો માટે આપવાનું છે અને તેમાં કાંઇ પણ વધારો કરવા રજા આપવાની નથી." ખેડુતોનો આ "મેગનાચાર્ટા" એટલે હકક આપનારો મહાન પટ્ટો છે. અપીલવાળો એવી દલીલ કરે છે કે સન ૧૮૯૭ ની રૂલોની કલમ ૪ (૯) એ આપેલો ખેડુત બદલવાનો હકક તેની સાથે દાણ વધારવાનો હકક પણ લાવે છે. બીજી રીતે જો ખેડુત દાણ ભર્યા કરે છે તો તે ખેડુતને કાઢી શકાતો નથી અને આવો ખેડુત સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર તરફથી કાયમના ખેડુત તરીકે જાહેર કરવામાં નહિ આવ્યો હોય, તેમ છતાં ધીમે ધીમે કાયમના ખેડુતની પંક્તિ સંપાદન કરે છે, અને રૂલ ૪ (૯) ના બીજા ફકરામાં કાયમના તથા વગર કાયમના ખેડુત વચ્ચેનો અંતર જણાવ્યો છે તે અર્થ વગરનો થઇ જાય; પરંતુ તે રૂલમાં તો એવું જણાવ્યું છે કે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે જે ખેડુતોને ખાસ કેસ તરીકે કાયમના ખેડુત તરીકે જાહેર કીધા હોય તેમનો કબજો છોડી શકાવાય નહિ ( માત્ર દાણ ભરવામાં કરેલી કસુર સિવાય ) એવો હકક તેમનેજ માત્ર આપવામાં આવ્યો છે; પરંતુ જે ખેડુતો લાંબા સમયના ભોગવટાથી અને અસ્ખલિત વહીવટથી આવી સ્થિતિએ પહોંચે તેમને આવો હક્ક તે રૂલ આપતી નથી; પરંતુ દાણ ભરવામાં કસુર ન કરનાર કાયમના ખેડુતોને જે હકકવાળી સ્થિતિ રૂલની કલમ ૪ (૯) એ બક્ષેલી છે, તેજ સ્થિતિમાં કલમબંદીનો કડક અમલ કરી સામાન્ય ખેડુતોને મૂકવાથી જમીનના મૂળ માલીકોને નુકશાન થાય છે, એવી જે દલીલ કરવામાં આવે છે તેમાં ઘણું વજુદ છે. સન ૧૮૯૭ ની રૂલના ભાગ ૨ ની ૮ મી રૂલમાં જે નિયમો છે તેમાં આ કેસને તાણીને લાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; પરંતુ આ રૂલો તો જે ઠાકોરોને કાંઇ પણ અધિકાર છે જ નહિ તેવાઓને લાગુ પડે છે. તેથી તે રૂલો આ કેસને લગતી હકીકતમાં આવે તેમ નથી; પરંતુ એ વાત બેશક ખરી છે કે કલમબંદીમાં કેટલાક નવા સુધારા ઘુસાડી દેવાનું વલણ જણાય છે. દાખલા તરીકે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરના વર્તન માટે મી. મેલવીલ સાહેબે સન ૧૮૭૮માં ઘડેલી રૂલોની કલમ ૧૨ માં નીચે પ્રમાણે લખેલું છે.

" જે ઠેકાણે ગિરાસ અને વાંટાની જમીનના માલીકોએ પોતાની તથા ગામકવાડ દરબારની વચમાં નક્કી થયેલા કરાર ઉપરાંત ખેડુતો પાસેથી દાણ વસુલ કીધી હોય અને જે ઠેકાણે આવું વસુલ લેવાનો વહીવટ છે એમ સાબીત થયું હોય અને ખેડુતોને કાંઈ અડચણ (ઇજા) વગર તે વસુલ થયાનું સાબીત થયું હોય તે ઠેકાણે સદરહુ કરારમાં એથી ઉલટુ લખાણ હોય તેમ છતાં પણ જમીનના માલીકો તેવી દાણ લેઇ શકે." અને વડોદરા દરબાર પણ એટલી હદ સુધી ગયા છે કે દરબારે તરફથી આવીજ જમીન માટે જે દર લેવાતો હોય તે દર સુધી સદરહુ જમીનદારોને દાણ વધારવાનો અધિકાર આપવો જોઇએ; પરંતુ આ ઘણા મહત્વના પ્રશ્ન સંબંધી વડોદરા દરબાર તથા રેસીડન્સીની વચ્ચમાં પત્રવ્યવહાર ચર્ચાના રૂપમાં હજી પણ ચાલે છે અને કલમબંદીએ સ્થાપેલા નિયમોમાં આવો ફારફેર કરી શકાય તે અગાઉ નામદાર ઇન્ડિયા સરકારમાં લખાણ કરવું પડશે.

વળી અપીલવાળાએ મી. કીંગ સાહેબે કરેલા કેટલાક ફેંસલા ટાંકી બતાવ્યા છે; પરંતુ આ પ્રશ્નને લાગુ થઇ શકે એવા ફેંસલાનું હાર્દ એવું છે કે હાલનાં અથવા નવા ખેડુતો જો પોતાની રાજીખુશીથી વધારેલી દાણ આપવા કબુલ થાય તો તેઓ તે પ્રમાણે આપી શકે; પરંતુ વડોદરા દરબાર વધારો વસુલ આપવામાં મદદ કરશે નહિ.

આ સર્વ હકીકતોને લક્ષમાં લેઇ હું એવા અભિપ્રાય પર આવું છું કે સદરહુ રૂલોમાં ફેરફાર કરવાનો તથા ચાલતો વહિવટ બદલવા માટે મુલત્વી રહેલા પ્રશ્ન (જેને માટે ઉપર કહ્યા પ્રમાણે હજી પણ ચર્ચા ચાલે છે) નું નિરાકરણ ચોક્કસપણે નામદાર ઇન્ડિયા સરકાર તરફથી કરવામાં આવે નહિ ત્યાંસુધી કલમબંદીમાં ઘડેલો નિયમ બહાલ રાખવોજ જોઇએ; અને ખેડુતોની મરજી વિરૂદ્ધ વાંટાની જમીનો ઉપર દાણો વધારવી જોઇએ નહિ, તથા વધારેલી દાણ આપવાને જે ખેડુતો કાળજી કરે નહિ, તેમનો કબજો છોડાવવા વહિવટદારોની મદદ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ નહિ.

આ કારણથી આ મુદ્દાનો નિર્ણય હું અપીલવાળાની વિરૂદ્ધમાં કરૂં છું.

એક ધોરણ જેમાં સમાયલું છે એવો મહત્વનો એક વિશેષ પ્રશ્ન આ કામમાં છે. મેનેજરે ખેડુતો ઉપર જે હુકમ કાઢયો તેમાં તેણે એમ જણાવેલું કે જો ખેડુતો આ હુકમથી નારાજ થતા હોય તો તેમણે ૯૦ દિવસમાં એ હુકમ વિરૂદ્ધ ગિરાસ અધિકારીને અપીલ કરવી. ખેડુતોએ આવી અપીલ કીધી નહિ, તે ઉપરથી અપીલવાળાઓ એવી દલીલ લાવે છે કે, આ કામમાં વધારે શંકા લીધા સિવાય વહિવટદારે મદદ આપવી જોઈતી હતી. આ દલીલના ટેકામાં અપીલવાળો ગિરાસ અધિકારીએ અપીલ નંબર ૧૫૪ માં તા. ૧૫ જુલાઇ ૧૯૨૨ ને રોજ જે ફેંસલો આપેલો તે ટાંકી બતાવે છે; પરંતુ તે ફેંસલા ઉપર કાંઇ પણ અપીલ કરવામાં આવી નહોતી. એ પ્રશ્નનો નિકાલ આ કોર્ટના કોઇપણ ફેંસલાથી થયો નથી. આવા કામમાં અપીલના પ્રશ્ન વિષે સન ૧૯૦૭ ના સેટલમેન્ટનાં પોઇન્ટ ૬ તથા ૧૧ માં લખાણ છે તેની પહેલી કલમ એવું ઠરાવે છે કે જો કોઇ ઇસમ ઠાકોર અથવા ગિરાસીઆના હુકમથી નારાજ થાય તો તેણે વડોદરા દરબારના સેટલમેન્ટ કમીશ્નરને અપીલ કરવી. કલમ ૨ માં એવું ફરમાન છે કે જો કોઇ ઇસમ વહિવટદારે કરેલા હુકમ અથવા તેણે લીધેલા પગલાંથી નારાજ થયો હોય તો તેણે પણ તેજ કોર્ટને અપીલ કરવી; પરંતુ પહેલી ૧ લી કલમ જે કેસોમાં ઠાકોર પોતાના હુકમનો અમલ કરી શકે તેવા કેસોને લગતી છે,

અને કલમ ૨ બીજી જે કેસોમાં ઠાકોર અમલ કરી શકે નહિ તેવા કેસોને લગતી છે. મને એમ જણાય છે કે અપીલ નં. ૧૫૪ માં ગિરાસ અધિકારીએ જે ધોરણ ઠરાવ્યું છે તે સંગીન છે; પરંતુ ઉપર કહેલી બે કલમો પૈકી કયી કલમમાં અમુક કેસનો સમાસ થાય છે તે બાબતમાં ખાસ કાળજી રાખવામાં આવે તોજ. આ કામમાં જ્યારે મેનેજરે ( અપીલવાળાએ) પોતાનો અસલ હુકમ પસાર કીધો ત્યારે આ કેસ કલમ ૧ માં ગયો, કારણકે પોતાના હુકમનો અમલ કરવામાં પોતાની શકતી નથી એવો તેણે સ્વીકાર કીધો ન્હોતો અને તે હુકમનો અમલ તેણે કીધો હોત અને તેથી નારાજ થયેલા ખેડુતો ૯૦ દિવસની અંદર અપીલ દરબારના સેટલમેન્ટ કમીશ્નરને કીધી ન હોત તો, આગળ ઉપર કોઇપણ દાદ મેળવવાનો હક્ક તેણે ગુમાવ્યો હોત; પરંતુ જે ક્ષણે મેનેજરે વહિવટદારની મદદ માગવાનો નિશ્ચય કીધો તેજ ક્ષણે પોતાના હુકમનો અમલ કરવામાં પોતાની શક્તીનો સ્વિકાર તેણે કરી લીધો, અને તેમ થવાથી આ કેસ કલમ ૧ એકમાંથી નીકળી જઇ કલમ ૨ બેમાં પડયો; અને વહિવટદારના હુકમથી જે પક્ષ નારાજ થયો તે મેનેજર હતો, અને ખેડુતો નહિ. આગળ અપીલ કરવાની કાંઇ પણ ફરજ ખેડુતોના શિરપર ન્હોતી. માટે આ મુદ્દાનો નિર્ણય પણ હું અપીલવાળાની વિરૂદ્ધ ઠરાવું છું.

અપીલ નં. ૧૫૩ માં પણ કુંવરપરા ગામના ઠાકોરના વાંટાના ખેડુતો ઉપર પણ આવીજ જાતની નોટીસ મેનેજરે કાઢી હતી. તેમણે વધારેલી દાણ આપવાની ના પાડી. તે ઉપરથી તેમનો કબજો છોડાવવા માટે મદદ માગવાની યાદી નં. ૭૩ તા. ૧૨ માર્ચ ૧૯૨૨ ની મેનેજરે વહિવટદારને લખી. તેનો વહિવટદારે તા. ૨૬ મે ૧૯૨૨ ને રોજ એવો જવાબ આપ્યો કે તા. ૨૨ જુલાઇ ૧૯૦૯ ને રોજ નં. ૨ નું જે જાહેરનામું નીકળ્યું છે તેની કલમ ૩ તેને દાણ વસુલ કરવામાં મદદ આપવાનો અધિકાર આપે છે; પરંતુ દાણ વધારવામાં આવેલી તે નહિ આપવાથી ખેડુતનો કબજો છોડાવવાનો અધિકાર તેને તે આપતી નથી. તે પરથી મેનેજરે ગિરાસ અધિકારીને અપીલ કરી. દરીયાપુર તથા બીથલીવાળી અપીલો જે કારણો માટે કાઢી નાંખવામાં આવેલી તેજ કારણો આપીને સદરહુ અધિકારીએ તે અપીલ કાઢી નાખી.

નં. ૧૫૧ વાળી અપીલમાં જે નિર્ણય કરવાના મુખ્ય મુદ્દા હતા તેજ મુદ્દા નિર્ણય માટે અપીલમાં પણ છે, અને તેથી મારો ઠરાવ એ બન્ને અપીલોને લાગુ થાય છે; પરંતુ આ અપીલમાં એક મહત્વનો ફરક છે. સન ૧૯૦૭ માં ૧૧ મા પોઇન્ટ ઉપર જે સેટલમેન્ટ થયું હતું તેને અનુસરીને વહિવટદાર મેનેજરના માગ્યા પ્રમાણે મદદ આપવાને બંધાયલો હતો અથવા તેમ ન બને તો જેમ બને તેમ જલદી સંક્ષિપ્ત તપાસ કરવાને તથા ત્યારપછી યોગ્ય હુકમ આપણને તે બંધાયલો હતો; પરંતુ તે બેમાંનું કાંઇ પણ તેણે આ કેસમાં કર્યું નથી; પરંતુ તેને બદલે તેણે આ વિષયમાં જુદાં જુદાં જાહેરનામાં તથા રૂલો છે તેને અનુસરીને ઠાકોરો તથા ગિરાસીઆઓને દાણ વસુલ કરવામાં મદદ કરવા ઉપરાંત બીજી કાંઇ પણ મદદ પોતાએ આપવાની છે કે કેમ એ ઘણા તકરારી સવાલનો કાયદેસુર સ્થાપિત કોર્ટની માફક ફેંસલો આપવાની ગંભીર જવાબદારી પોતાને માથે વહોરી લીધી. ગિરાસ અધિકારીએ પણ આ કેસનો નિકાલ કરવામાં વહિવટદારે જે કાળજી અથવા ખબડદારી બતાવેલી તેથી કાંઇ પણ વિશેષ કાળજીથી અથવા સામા મનુષ્યને ખાત્રી થાય તેવી રીતે

કરેલો જણાતો નથી. આ પ્રશ્નમાં તો તે કદી ઉતર્યોજ નથી; પરંતુ આ કેસ પણ દંરીયાપુર તથા બીથલીના કેસ જેવોજ બધી બાબતોમાં સરખોજ હોય તે પ્રમાણે સમજીને તેણે વહિવટદારના હુકમને બહાલ રાખ્યો છે. તેથી જે સ્થિતિમાં આ હુકમો છે તેજ સ્થિતિમાં તેમને હું બહાલ રાખી શકતો નથી. તેનાં કારણ-પહેલું એકે વહિવટદારે સંક્ષિપ્ત તપાસ કીધી નહિ. એ તેનું વર્તન કાયદા વિરૂદ્ધ હતું, અને બીજું કે તેણે ટાંકેલા દરબારના ગિરાસ ખાતાની રૂલની કલમ ૩ પ્રમાણે તેમજ તા. ૨૨ જુલાઇ ૧૯૦૯ ના નં. ૨ ના જાહેરનામા પ્રમાણે તેની ફરજો માત્ર દાણ વસુલ કરવા મદદ આપવામાંજ સમાયલી છે એવો નિર્ણય કાંઇ પણ ઉંડો વિચાર કીધા વગર ઉપર ટપકેજ તેણે આપી દીધો. તેમ કરવાને તે તેના અધિકારની બહાર ગયો હતો. કદાચ એવો સંભવ છે કે દાણ વધારવાના હુકમોમાં મદદ કરવાનો અથવા વધારેલી દાણ આપે નહિ તો કબજો છોડાવવામાં મદદ કરવાનો અધિકાર પોતાને નથી એમ તેની ખરેખર માન્યતા હોય; પરંતુ તેણે જે હુકમ કાઢયો છે તેની શબ્દ રચના ખરાબ છે, અને તેમાં એક મહત્વનું ધોરણ સમાયલું છે. તેમજ તે હુકમ ગિરાસ અધિકારીની કોર્ટે ખરૂં જોઇએ તો તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૨૨ ને રોજ બહાલ રાખ્યો છે, તેથી મારો મત એવો છે કે આ કોર્ટ આ મુદ્દા ઉપર વહિવટદારનો હુકમ બહાલ રાખતી નથી એવું મારે ઠરાવવું તે ઘણુંજ જરૂરનું છે.

તેમ છતાં પણ નં. ૧૫૧ ની અપીલનો નિકાલ કરતી વખતે જે કારણો આપવામાં આવ્યાં છે તે કારણો પ્રમાણે ખેડુતો ઉપર મેનેજરે કાઢેલો હુકમ બહાલ રાખવો એમ હું ધારતો નથી.

વડોદરા.　　　　　　　(સહી) ઇ. એચ. કીલી.
તા. ૨૪-૧૦-૧૯૨૩.　　　　રેસીડેન્ટ વડોદરા.

---

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૪ સન ૧૯૨૪ ની.

અપીલવાળા............................................ઉમેટાના ઠાકોર.

જવાબદાર................. { (૧) વડોદરા સરકાર.
(૨) પટેલ શિવાભાઇ રેવનદાસ કોશીંદ્રાના.

**દાવો—સન ૧૮૯૭ ની રૂલોની કલમ ૧ (૯) ને અનુસરીને વહિવટદારની મદદ સિવાય પસાર કરેલા હુકમની બજાવણી બાબત.**

### ફેંસલો.

આ કામમાં અપીલ કરનાર ઉમેટાના ઠાકોર છે. તકરારી જમીન તેમના કોશીંદ્રાના વાંટાની જમીનનો ભાગ છે, અને તે જમીન માટે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર મી. રીડે તેને ગેરન્ટી આપી હતી. આ જમીન પહેલાના કોઇ ઠાકોરે અમુક ભાયાતોને આપેલી. તેમણે

જવાબદાર નં. ૨ એટલે શિવાભાઇ રેવનદાસને ગીરો આપી. જે ભાયાતે જમીન ગીરો મૂકી તે વારસ વગર ત્યારપછી ગુજરી ગયો જેથી. તે અપીલવાળાને ત્યાં પાછી ફરી. તેણે જમીનની સાંથ માટે ગિરાસ ખાતાને અપીલ કરી અને ગિરાસ આસીસ્ટન્ટના હુકમો તા. ૩૧ જુલાઈ ૧૯૨૧ તથા ૩૧ અગષ્ટ ૧૯૨૧ તથા ૧ સપ્ટેમ્બર ૧૯૨૧થી સન ૧૯૧૭ સન ૧૯૧૮ તથા ૧૯૧૯ ના વર્ષો માટે દર વિઘે રૂ. ૫) ના દર પ્રમાણે સાંથ અપાવવા હુકમ થયો. આ હુકમ વિરૂદ્ધ પટેલે અધિકારીને અપીલ કરી. તેણે પોતાના તા. ૧ લી અકટોબર ૧૯૨૨ ના હુકમથી અપીલ કાઢી નાંખી.

પરંતુ સન ૧૯૧૯ ની સાલ પછી કાંઇ પણ ગણોત આપવાની પટેલે ના પાડી. તે ઉપરથી સન ૧૮૯૭ ની રૂલોની કલમ (૪) પ્રમાણે સન ૧૯૨૨ માં મળેલા રેવન્યુ અધિકાર પ્રમાણે આવો હુકમ કાઢી શકાય એમ ગણી આ જમીનનો કબજો ખાલસા કરવાનો હુકમ અપીલવાળાએ તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૨૩ ને રોજ પસાર કીધો અને રૂલની કલમ ૪ (૯) પ્રમાણે પટેલ ઉપર નોટીસ કાઢી કે તમારે જમીન ખાલી કરવી, જો નહિ કરો તો કબજો લેવા સખત ઉપાયો લેવામાં આવશે.

તેમ છતાં પટેલે કબજો છોડવા ના પાડી. તેથી ઠાકોરે તા. ૨૮ એપ્રીલ ૧૯૨૩ ને રોજ નવાખાલના તલાટીને હુકમ કાઢયો કે તમારે એ જમીનનો કબજો લેવો. તા. ૧૭ મી ૧૯૨૩ ને રોજ તલાટીએ રિપોર્ટ કીધો કે જમીનનો કબજો પંચની સમક્ષ લેવામાં આવ્યો છે, અને તે બીજાને ખેડવા માટે આપવામાં આવી છે. ઠાકોરના આ કાર્ય વિરૂદ્ધ પટેલે તા. ૬ અગષ્ટ ૧૯૨૩ ને રોજ અધિકારીને અપીલ કરી. અધિકારીએ પોતાના તા. ૩૧ ડીસેમ્બર ૧૯૨૩ ના હુકમમાં એમ ઠરાવ્યું કે ઠાકોરે કરેલું કામ અધિકાર વગરનું હતું. પોતાનાં કારણો તેણે સ્પષ્ટ રીતે લખ્યાં નથી; પરંતુ તેમનો એવો ભાવ નીકળે છે કે રૂ. ૫) ના દરથી આસીસ્ટન્ટે દાણુ આપવા હુકમ કર્યો, તેથી ઠાકોરે સંતોષ માનવો જોઇતો હતો; અને પટેલને જમીન બહાર કાઢવો ન્હોતો જોઇતો; પરંતુ આમાં બે મુદ્દા ભૂલી જવામાં આવ્યા છે.

(અ) સન ૧૯૧૯ ની સાલ પછી કાંઇ પણ દાણુ આપવાની પટેલે ના પાડી હતી.

(બ) ગમે તેમ પણ આસીસ્ટન્ટે તે દાણુ ત્રણ વરસ માટે ૧૯૧૭ થી ૧૯૧૯ સુધીની ઠરાવી હતી, અને ત્યારપછીના વર્ષ માટે તેણે કાંઇ કીધું નહિ, ત્યારે ઠાકોરે સ્વતંત્રપણે કામ કીધું.

આમ છતાં પણ જુદા જુદા ઠરાવોને આધારે અધિકારીએ એમ ઠરાવ્યું કે ગિરાસ કોર્ટે ગણોત ઠરાવેલું તેથી ખેડુતનો કબજો છોડાવવાનો તેમ બીજો ખેડુત દાખલ કરવાનો ઠાકોરને કશો અધિકાર ન્હોતો. તેથી આ બાબત એવી નથી કે જેનો સમાસ "ગિરાસીઆના અધિકાર" એ શબ્દોમાં થાય. તેથી જે રૂલ ઉપર ઠાકોર આધાર રાખે છે તે આ કેસને લાગુ પડતી નથી.

આ ઉપરાંત અધિકારીએ એમ પણ ઠરાવ્યું છે કે ઠાકોરનો હુકમ એવા પ્રકારનો ન્હોતો કે જેની "બજાવણી કરવાને તે શક્તિમાન હતો" અને આ કારણથી પણ જે રૂલનો આધાર ઠાકોર ગણે છે તે રૂલ લાગુ પડતી નથી. "હુકમો જેનો અમલ ગિરાસીઆઓ કરી શકે" એ શબ્દોની વ્યાખ્યામાં માત્ર એવા કેસોનોજ સમાસ થાય છે કે જેનો અમલ તોડજોડથી થઇ શકે એવો અભિપ્રાય તે અધિકારી ધરાવે છે, એમ તેના જજમેન્ટના એક ભાગમાંથી મને જણાય છે; પરંતુ આ અભિપ્રાય ખાસ બનેલી વાત ભૂલી જાય

છે તે એ છે કે કબજો છોડાવવા પટેલ ઉપર કાઢેલો પોતાનો હુકમ અમલમાં લાવવાને કાંઈ પણ સુલેહના ભંગ કીધા સિવાય ઠાકોર ફતેહમંદ થયો હતો અને તેથી ખરેખર જે હકીકત બની તે તો એમ સાબીત કરે છે કે ઠાકોરનો સદરહુ હુકમ એવા પ્રકારનો હતો કે " જેનો અમલ ગરાસીઆઓ કરી શકે. "

અધિકારીનો છેવટનો હુકમ એવો હતો કે—

૧. ઠાકોરે જમીનનો કબજો તા. ૬ મે ૧૯૨૪ પહેલાં પટેલને પાછો સોંપી દેવો.

૨. ગેરકાયદે કબજો છોડાવવા માટે પટેલે ઠાકોર પર સીવીલ કોર્ટમાં નુકશાનીનો દાવો કરવો.

૧૯૨૪ ના માર્ચમાં આ હુકમ ફરી વિચારમાં લેવા ઠાકોરે અરજ કીધી, પણ અધિકારીએ તા. ૨૯ માર્ચ ૧૯૨૪ ને રોજ તે કાઢી નાખી.

આ હુકમ વિરૂદ્ધ ઠાકોરે આ કોર્ટને અપીલ કીધી છે. તા. ૭ એપ્રીલ ૧૯૨૪ ની પોતાની અપીલની યાદીમાં ઠાકોરે પટેલને પક્ષકારમાં લીધો ન્હોતો. અપીલની પ્રથમ સુનાવણી તા. ૨૩ માર્ચ ૧૯૨૪ ને રોજ થઇ તે વખતે પટેલને પક્ષકાર તરીકે દાખલ કરવા મેં હુકમ કીધો. તા. ૨૧ ડીસેમ્બર ૧૯૨૫ ને રોજ બધા પક્ષકારોએ પોત પોતાની દલીલો મારી સમક્ષ પુરેપુરી કહી બતાવી. મારા મંદવાડને લીધે ફેંસલો આપવામાં ઢીલ થઇ છે.

પટેલ ( જવાબદાર નં. ૨ )ની સ્થિતિ વિષે એટલે તે માણસ ગીરોદાર છે અને ગીરો મૂકનારનો વંશ ઉચ્છેદ થયો છે, જેથી જમીન ઠાકોરને ત્યાં પાછી ગઇ છે, અને પટેલે ૧૯૧૯ થી કાંઇ પણ દાણ આપી નથી. એ બાબતમાં પ્રથમના મુદ્દા તરીકે બધા પક્ષકાર સંમત થાય છે.

હવે ફેંસલા માટે માત્ર મહત્વના જે ઇસ્યુ છે તે નીચે પ્રમાણે—

(૧) કબજો છોડવવા માટે નોટીસ કાઢવાને ઠાકોરને કાંઇ પણ હક્ક હતો કે કેમ ?

(૨) પોતાની નોટીસનો અમલ કરવા માટે રાજ્યના અધિકારીઓની મદદ માગવાને બદલે તેની બજાવણી કરવાનો અધિકાર તેને હતો કે કેમ ?

પહેલા ઇસ્યુ ( મુદ્દા ) સંબંધમાં ઉપર કહ્યા પ્રમાણે અધિકારીનો મત એવો છે કે આ કેસમાં દર વિઘે રૂ. ૫) પ્રમાણે દાણ ગિરાસ અધિકારીએ ઠરાવી હતી તેથી કરીને જુદી જુદી કોર્ટો તથા રેસીડેન્સી કોર્ટના ઠરાવોના આધારે કબજો છોડાવવાની નોટીસ કાઢવાનો કાંઇ પણ અધિકાર ઠાકોરને ન્હોતો; પરંતુ આ કામમાં પટેલ કાયમી ખેડુત નથી અને દાણ કોઇ સેટલમેન્ટ ઓફીસર અથવા ગિરાસ રેસીડેન્સી કોર્ટોએ ઠરાવી ન્હોતી. પટેલના વકીલે તેમજ દરબારના પ્રતિનિધિએ મારી સમક્ષ કબુલ કીધું છે કે આસીસ્ટન્ટનો હુકમ જેનો અર્થ અધિકારી એવો કરે છે કે દાણ કાયમની ઠરાવવામાં આવી હતી. તે હુકમે તો ત્રણ વર્ષ માટે એટલે ૧૯૧૭ થી ૧૯૧૯ સુધી દાણ આપવાને હુકમ કીધો, અને પટેલે ત્યારપછી કાંઇ પણ દાણ આપી નથી. અમુક ખેતરો માટે હુકમ કાઢયો હોય અને આ દાવો એ બેમાં મોટો ભેદ છે. આ દાવામાં આસીસ્ટન્ટે માત્ર ત્રણ વરસ (૧૯૧૭–૧૮–૧૯) માટે દાણ આપવાનો હુકમ પસાર કીધો એટલુંજ નહિ; પરંતુ ૧૯૨૦ તથા ૧૯૨૧ ની પછીની સાલો માટે પણ તેણે દાણનો દર ઠરાવી આપ્યો. રેસીડેન્સી અપીલો નંબર ૧૫૧ તથા ૧૫૩ માં પસાર કરેલા મારા હુકમોનો દાખલો અધિકારીએ ટાંકયો છે; પરંતુ જે કેસમાં ખેડુતની દાણ એકવાર ઠરી ચુકી છે, છતાં તેમાં વધારો કરવાના હેતુથી જે ઠાકોરો ખેડુતને કાઢવા પ્રયત્ન

કરે છે તેવા કેસોને એ હુકમ લાગુ પડે છે; પણ આ કેસમાં તો બન્ને પક્ષકારો કબુલ કરે છે કે કબજો છોડવવાનું ખરૂં અને એકજ કારણ એ હતું કે પટેલ આસીસ્ટન્ટે પોતાના તા. ૧૫ જાન્યુઆરી ૧૯૨૪ ના હુકમથી ૧૯૧૭ થી ૧૯૧૯ સુધી દાણનો જે દર ઠરાવેલો તે દર પ્રમાણે પણ દાણ ૧૯૧૯ પછી આપવાની ના પાડતો હતો.

આ કારણોથી હું એવું ઠરાવું છું કે આ મુદ્દા ઉપર અધિકારીનો ઠરાવ બહાલ રાખી શકાય તેવો નથી, અને કબજો છોડાવવાની નોટીસ કાઢવાનો હક્ક ઠાકોરને હતો.

હવે નંબર ૨ ના મુદ્દા વિષે રેવન્યુ અધિકાર ભોગવતા જે ઠાકોરો પોતાના હુકમોની બજાવણી કરવાને શક્તિમાન હોય તે ઠાકોરને તેમ કરવાની છુટ આપે છે. કેવા પ્રકારના હુકમોનો અમલ ઠાકોરો આ પ્રમાણે કરે તેની વ્યાખ્યા બાંધવાનો કાંઇ પણ પ્રયત્ન રૂલોએ કરેલો જણાતો નથી. તેથી મને તો એમ જણાય છે કે દરેક કામનો નિકાલ તેના ગુણદોષો ઉપર કરવો એ નિયમ હોવો જોઇએ. દાખલા તરીકે જો કોઇ ઠાકોર કાયદા વિરૂદ્ધના હુકમનો અમલ કરવા પ્રયત્ન કરે અથવા કાયદેસર હુકમ હોય તેમ છતાં તેના સામે બળથી અટકાવ થશે અને પરિણામે સુલેહનો ભંગ થશે એમ તે જાણતો હોય, તો તે પોતાના અધિકાર બહાર જાય છે એમ ગણવું; પરંતુ આ કામમાં તો જે ખરી હકીકત બની એટલે ઠાકોરના હુકમનો અમલ સુલેહના કાંઇ પણ ભંગ સિવાય અથવા તેવું કાંઈ પણ બન્યા સિવાય થયો હતો. તે એમ સાબીત કરે છે કે તે હુકમ એવા પ્રકારનો હતો કે જેની બજાવણી કરવાની તેનામાં શક્તિ હતી. આ કારણોને લીધે આ મુદ્દા ઉપર અધિકારીનો ફેંસલો હું બહાલ રાખી શકતો નથી, તેથી હું અપીલ સ્વીકારૂં છું, અને અધિકારીનો હુકમ રદ કરૂં છું.

વડોદરા. (સહી) ઈ. એચ. કીલી.

તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૨૬. રેસીડેન્ટ વડોદરા.

---

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૬ સન ૧૯૨૪ ની.

**અપીલવાળા.................................વરસોડાના મેનેજર.**

**જવાબદાર.................................વડોદરા સરકાર.**

**દાવો—પોતે હુકમ કીધા પ્રમાણે તલપદની હદમાં આવેલી મીલકતથી વાંટાદારની ઉપજ વસુલ કરવા બાબત.**

### ફેંસલો.

આ કામમાં ઉપસ્થિત થતો મુદ્દો એ છે કે—

પોતાની દાણો વસુલ કરવાના સંબંધમાં અપીલવાળાએ કરેલો હુકમ વાંટાની હદ

બહાર આવેલી મિલક્તને આ કેસમાં જવાબદાર ઠરાવી શકાય કે કેમ ?

મારો ઠરાવ હકારમાં છે.

ઠાકોર પોતાના વાંટાની હદમાં રેવન્યુ અધિકાર બજાવે છે. અને પોતાના ખેડુતો પૈકી બે આસામીઓ વાંટાની હદ બહાર રહે છે તેમની પાસેથી પોતાની લહેણી થએલી સાંથ વડોદરા સ્ટેટ રેવન્યુ કોડની કલમ ૧૧૬ (૨) ને અનુરૂપ વસુલ કરવા માટે આ કેસમાં વડોદરા સ્ટેટના રેવન્યુ અમલદારોની મદદ તે માગે છે. આ મદદ આપવાની તેને ના પાડવામાં આવી છે અને તેને દિવાની કોર્ટો બતાવવામાં આવી છે. મારા અભિપ્રાય પ્રમાણે માગેલી મદદ તેને આપવી ઘટતી હતી.

એ વાત કબુલ કરવામાં આવી છે. તથા જે કામોમાં દાણ નહિ ભરનારા ખેડુતો વાંટા બહાર રહેતા હતા તેમની પાસેથી વસુલ લેવા સારૂ આવી મદદ અગાઉ કેટલાક પ્રસંગોએ આપવામાં આવી હતી એ મુદ્દો સાબીત કરનારા કેસો ( જેની સામા વાંધો દરબારના ગિરાસ પ્રતિનિધિએ ઉઠાવ્યો ન્હોતો તે) રજુ કરવામાં આવ્યા છે; પરંતુ એ દલીલ કરવામાં આવી છે કે આવા ખેડુતો તળપદમાં રહેતા હતા. તળપદની જમીનોના તથા વડોદરા સ્ટેટના મુલકના બીજા ભાગો વચ્ચે ઝીણો ભેદ આવા કેસોમાં દોરી શકવાને હું અશક્ત છું. બધા કેસોનો અમલ એકના એકજ રેવન્યુ કાયદા તથા ધોરણો પ્રમાણે થાય છે, અને એક કેસમાં મદદ આપવી તથા બીજા કેસમાં ના પાડવી એ એક વાળના બે ચીરા કરવા જેવું (દૂધમાંથી પોરા કાઢવા જેવું ) જણાશે.

આ સંબંધમાં સન ૧૮૩૦ ના મહીકાંઠા સીક્યુરીટી બોન્ડનો ફકરો ૬ વાંચવો જોઇએ. તેમાં ગિરાસીઆઓ એવું વચન આપે છે કે અમે "સરકારી (ગાયકવાડી) મહાલોમાં અમારૂં જે લહેણું હશે" તેની ખબર સરકાર (એટલે વડોદરા સરકાર)ને આપીશું અને એ બાબતમાં સરકાર જે નિર્ણય આપે તે પ્રમાણમાં વર્તવાને અમે કબુલ છીએ. આ ફકરો હાલના કેસોમાં માગેલી મદદ મળવા સારૂ દાવો કરવામાં તેઓ વ્યાજબી રસ્તા પર છે એમ જણાવે છે.

આ ઉપરાંત એમ સ્મરણમાં રાખવું જોઇએ કે જે જમીનો માટે વડોદરા રાજ્યને ખંડણી આપવાને ગિરાસીઆઓ પાત્ર છે તથા જેના ભરણા માટે બ્રિટિશ સરકારે ગેરન્ટી આપેલી છે તે જમીનોનોજ આ વાંટાની જમીનો ભાગ છે. ખંડણી જે સાધનોના પ્રભાવે આખરે આપવામાં આવે છે તેનું મૂળ આ દાણો (સાંથો) છે. તેમને વસુલ કરવા સારૂ બરોડા સ્ટેટે મદદ કરવી જોઇએ એ વ્યાજબી છે. આ કેસ જો ગુંચવાડા ભરેલો હોત તો ઠાકોરને સીવીલ કોર્ટ બતાવવાનો રેવન્યુ અધિકારીઓને સંપૂર્ણ હકક હતો; પરંતુ આ કેસ ગુંચવાડા ભરેલો નથી અને દરબારનો પ્રતિનિધિ કબુલ કરે છે કે આ કેસ એવો નથી.

આ પ્રમાણે હકીક્ત હોવાથી હું ગિરાસ અધિકારીનો ઠરાવ રદ કરૂં છું તથા હુકમ કરૂં છું કે અપીલવાળા ગરાસીઆએ માગેલી દાદ તેને આપવી જોઇએ.

વડોદરા. }
તા. ૨૫ માર્ચ ૧૯૨૭. }

(સહી) આર. જે. સી બર્ક. લેફ્. કર્નલ.
રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૩ સન ૧૯૨૫.

અપીલવાળા.........................................માંડવાના મેનેજર.
જવાબદાર.........................................વડોદરા સરકાર.

**અંબાવ ગામમાં ઘરના ગભાણનું લીલામ સીવીલ કોર્ટે કરેલું તે સંબંધમાં દાવો.**

### ફેંસલો.

અપીલવાળા માંડવાના ઠાકોર ( જે પોતાના મેનેજર દ્વારા અપીલમાં આવે છે તે ) નો વાંટો અંબાવ ગામમાં છે. ઘરનું તકરારી ગભાણ ભીખા લહેરા નામના શખસને આપેલું. તેણે તેના પર ઘર બાંધ્યું. હવે તે ગુજર્યો છે. લહેણા પેટે મરનાર પર હુકમનામું થયેલું તે ચુકવવા માટે ડભોઇ મહાલની સીવીલ કોર્ટમાં તા. ૨૯-૨-૧૯૨૪ ને રોજ તે ઘરની હરાજી કરી. અપીલવાળાએ તા. ૧-૮-૨૪ ની તથા તા. ૧-૯-૨૪ ની બન્ને ગિરાસ કોર્ટોને અનુક્રમે અરજીઓ કરી કે, સીવીલ કોર્ટનો હુકમ રદ કરો અને વાંટાદાર તરીકે એ ઘરનો ઉત્તરાધિકારી તરીકે તેનો હક્ક છે એવી માગણી કરી. બન્ને ગિરાસ કાર્ટોએ તેની અરજી કાઢી નાખી. તેમના હુકમો વિરૂદ્ધ આ કોર્ટમાં હાલની અપીલ થઇ છે.

રેસીડેન્સી તરફથી દિવાન સાહેબને પત્ર નં. ૨૧૩ તા. ૫ જુન ૧૯૦૨ નો લખાયલો તેમાં બતાવેલા છાલીયરના ઠાકોરના કેસમાં જે મુદ્દાની તકરાર હતી તેવી તેમજ અને સને ૧૯૦૧-૦૨ની અપીલ નં. ૨૦માં ફર્સ્ટ આસીસ્ટન્ટના રેસીડેન્ટના હુકમથી જે કેસનો નિકાલ થયો તેના જેવાજ મુદ્દાની તકરાર આ કેસમાં પણ છે. તેમાં એવું ઠરાવેલું કે જો કે વાંટાદારને આવા પ્રકારના સંજોગોમાં ઘર પર ઉત્તરાધિકારી તરીકે હક્ક છે, તોપણ સીવીલ કોર્ટમાંથી ઘરના પાછલા માલીક પર પોતાના લેણા પેટે મેળવેલા હુકમનામાની રકમ ભરપાઈ કરી લેવા સારૂ લેણદારોનો હક્ક તે ઘર પર છે; પરંતુ આવા માગણા માટે વાંટાદાર તરીકે વાંટાદારના હક્ક તેમાં હોય તેનો ભંગ થવો જોઇએ નહિ. આ કેસમાં મને એમ જણાય છે કે અપીલવાળા માટે ખરો માર્ગ તો એ હતો કે વડોદરા સીવીલ કોર્ટના કાયદામાં ઠરાવ્યા પ્રમાણે સાધારણ અને રીતસર વાંધો તેણે બજાવણીના કામ વિરૂદ્ધ લેવો જોઇતો હતો અને તે બજાવણી થોડી કે પુરેપુરી સમાપ્ત થઇ જતા સુધી રાહ જોવી જોઇતી ન્હોતી. જો તેણે એમ કીધું હોત તો સન ૧૯૦૧-૦૨ની અપીલને ૨૦ વાળા કેસમાં ફર્સ્ટ આસીસ્ટંટ રેસીડેન્ટે નક્કી કીધા પ્રમાણે સીવીલ કોર્ટોએ જે હુકમનામા માટે દેવાદારનું ઘર હરાજ કરવાને હુકમ થયેલો તે બધું દેવું આપી દેવાની શરતે સદરહુ ઘર કબજે લેવાની વાંટાદારને તક આપી હોત; પરંતુ યોગ્ય વખતે વાંધો લેવામાં ગફલત કરી.

આ પ્રમાણે હોવાથી અપીલ સ્વિકારવાને હું તૈયાર નથી અને સંક્ષિપ્ત રીતેજ તેને કાઢી નાખુ છું; પરંતુ આ ઘરની ઘરથારમાં વાંટાદારના જે કાંઇ હક્ક વાંટાદાર તરીકેના છે તેનો ભંગ કોઇપણ પ્રકારે જે લેણદારે આ ઘરનો કબજો લીધો છે અથવા તેના કાયદેસર વારસો કરે તો અપીલવાળાએ આ કેસ ગિરાસ કોર્ટમાં લેઇ જવો. હુકમનામાની રૂએ ઠરેલા લેણદારનો હક્ક બેશક ઉપરદળજ છે. ઘરથાર પર તેમને કાંઇ પણ હક્ક નથી.

વડોદરા. } (સહી) ઈ. એચ. કીલી.
તા. ૫ જુન ૧૯૨૫. } રેસીડેન્ટ વડોદરા.

ઈંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

ગિરાસ અપીલ નંબર ૧૬-૧૭ અને ૨૮ સન ૧૯૨૫.

અપીલવાળા........................................માંડવાના મેનેજર.

જવાબદાર.......... (૧) અપીલ નં. ૧૬ માં સીમલીના કેટલાક માણસો અપીલ નં. ૧૭માં જીઆતલાવડીના કેટલાક માણસો અપીલ નં. ૨૮ માં વાડજના કેટલાક માણસો.
(૨) વડોદરા દરબાર.

દાણ વધારવાનો દાવો.

ફેંસલો.

બધા પક્ષકારો કબુલ થાય છે કે ત્રણ અપીલોનો એક સાથે સામટોજ નિકાલ થઇ શકે એવી સાંકળેલી છે અને તે બધીઓને માટે એકજ હુકમ થાય તેવા પ્રકારની છે.

આ ત્રણે અપીલના સંબંધમાં બધા પક્ષકારોને જે પોતાના પક્ષ બાબતમાં વિગતવાર કહેવાનું હતું તે બધું આજરોજ સાંભળ્યું.

બધા કેસમાં સામાન્ય હકીકત એ છે કે સિમલી તથા વાડજના વાંટાના તેમજ જીઆતલાવડી નામના વાંટાના ગામના ખેડુતો ઉપર માંડવાના મેનેજરે વધારેલું દાણુ આપવાની નોટીસો સન ૧૯૨૪ માં કાઢી. કેટલાક ખેડુતોએ વધારેલી દાણુ કબુલ રાખી-કેટલાકે મેનેજરને અપીલ કરી; પરંતુ તેમને એવી ધમકી આપવામાં આવી કે જો વધારેલી દાણુ નહિ આપો તો જમીનનો કબજો છોડાવવામાં આવશે. પછી તેમણે ગિરાસ અધિકારીને અપીલ કરી. કેટલાકે (એટલે જીઆતલાવડી વાળાએ) સીધી ગિરાસ અધિકારીને અપીલ કરી.

અપીલ નંબર ૧૬ તથા ૧૭ માં અધિકારીએ બન્ને અપીલો માટે તા. ૬ જુન ૧૯૨૫ ભેગો હુકમ આપ્યો. અપીલ નં. ૨૮માં તા. ૨૯ અગષ્ટ ૧૯૨૫ નો જુદો હુકમ પસાર કર્યો; પરંતુ તે ત્રણે કેસોમાં તેણે એવો ઠરાવ કીધેલો માલુમ પડે છે કે આમાં જે સામાન્ય પ્રશ્ન રહેલો છે તે એ છે કે ઠાકોરને દાણુ વધારવાના સામાન્ય હકક છે કે કેમ? અને ત્રણે

કેસોમાં તેણે એવું ઠરાવ્યું છે કે તેને (મેનેજરને) આવા પ્રકારનો કાંઇ પણ હકક નથી. આથી ઓછા મહત્વના પ્રશ્નો અપીલમાં ઉપસ્થિત થયા હતા; પરંતુ આજે બધાંની દલીલો સાંભળી લીધા પછી બધા પક્ષકારો નીચેના મુદ્દાઓ પર એકમત થાય છે.

એ કેસોમાં એટલું તો કબુલ કરવામાં આવે છે કે સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે આ જમીનોનો સત્તાપ્રકાર કેવી જાતનો છે તે ઠરાવ્યું ન્હોતુ, તેમજ તે દાણો તકરારી છે તે તેણે ઠરાવી ન્હોતી. વડોદરાની હાઇ કોર્ટેથી સન ૧૯૧૩ ના વોલ્યુમ ૨૩ ના પાન ૨૫૦ તથા ૧૯૧૮ ના વૉલ્યુમ ૨૮ ના પાન ૨૭૧ તેમજ બીજા પાનાઓ પર તથા ૧૯૨૦ ના વૉલ્યુમ ૨૯ ના પાના ૩૮૮ માં જે નિયમ ઠરાવવામાં આવ્યો છે, કે માત્ર લાંબા સમય સુધી એક સરખી દાણ આપ્યા કરે તે હકીકત એકલીજ આવી દાણ કાયમને માટે આપ્યા કરવાનો હકક ખેડુતને આપવાને બસ નથી; પરંતુ તે ઉપરાંત વહિવટ, વેચાણનો હકક, ખરેખર વેચાણ અથવા બીજાને આ જમીન આપ્યાનો તેમ તેના પર કાયમનાં મકાન બાંધવાનો વિગેરેના પુરાવાની જરૂર છે તે નિયમ બધા પક્ષકારો સ્વિકારે છે.

આ પ્રમાણે હકીકત હોવાથી બધા પક્ષકારો કબુલ થાય છે કે આ બધા કેસો જાણે એકજ હોય અને તેમનું નિયમન એક સામાન્ય ધોરણથી જાણે થઇ શકતું હોય, એટલે કે દાણ વધારવાનો સામાન્ય હકક ઠાકોરને હતો કે નહિ એમ ગણી તે બધાનો નિકાલ એક સરખી રીતે કરવાનો પ્રયત્ન કરવામાં અધિકારીની ભૂલ હતી, તથા દરેક કેસનો નિકાલ વડોદરા વરીષ્ટ કોર્ટના ઉપર ટાંકેલા ફેંસલાના હુકમોને અનુસરીને દરેક કેસના ગુણદોષ ઉપર તે અધિકારીએ કરવો જોઈતો હતો. દાણ કાયમની છે એમ સાબીત કરવાનો બોજો ખેડુતો ને શીર છે એમ પણ બધા પક્ષકારો કબુલ કરે છે.

ઉપર જણાવેલી કબુલતોના નિષ્કર્ષ તરીકે બધા પક્ષકારોએ વાત પણ કબુલ કરે છે કે પોતાની જમીનનો સત્તાપ્રકાર (એટલે દાણનો અમુક આંકડો આપવાનો હકક) કાયમનો છે એવો જે તેમનો દાવો છે તે સાબીત કરી લાવવા ખેડુતોએ દિવાની કોર્ટોમાં જવું જોઇએ; પરંતુ ગિરાસ કોર્ટોમાં તો નહિજ.

આ પ્રમાણે હકીકત છે, માટે હું બધી અપીલો સ્વિકારૂં છું, અને અધિકારીએ કરેલા ઠરાવ તથા કામો રદ કરૂં છું; પરંતુ તેથી કરીને દરેક કેસમાં ઠાકોરના પોતાના તેમજ ખેડુતોના પોતાના જે કાંઇ ખરેખર ચાલતા હકક હશે તેને કાંઇ હરકત આવશે નહિ.

પરંતુ આ કેસમાં ખેડુતોની મોટી સંખ્યા સમાયલી છે તેથી કોર્ટમાં જવાથી બન્ને પક્ષકારોને ત્યાંના ખર્ચોનો ભારે બોજો પડે તે વાત ધ્યાનમાં રાખીને ઠકરાતના વહિવટ કરનારાઓને હું એવી સખત ભલામણ કરૂં છું કે તેમણે કોર્ટમાં નહિ જતાં અંદર અંદર સમાધાન પર આવી જવા માટે દરેક પ્રકારનો પ્રયત્ન કરવો જોઇએ.

**વડોદરા.**
તા. ૧૮ ડીસેમ્બર ૧૯૨૫.

(સહી) **ઇ. એચ. કીલી.**
રેસીડેન્ટ વડોદરા.

## ઇંગ્રેજી. ઉપરથી.
## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નં. ૨૦ સન ૧૯૨૫.

અપીલવાળા..........................................ભાદરવાના ઠાકોર.
જવાબદારો..........................(૧) વડોદરા સરકાર
(૨) પટેલ પ્રાગદાસ ભવાન અને ૧૩ બીજા.

### આરોજ વાંટાની જમીન પર પુરો આકાર દાણ તરીકે લેવાનો દાવો.

### ફેંસલો.

ખેડુતોના વકીલો સુદ્ધાં બધા પક્ષકારો ફરી મારી સમક્ષ હાજર થયા. મેં તેમની તકરારો સાંભળી.

આ કેસની હકીક્ત ટુંકામાં નીચે પ્રમાણે છે.

વડોદરા રાજ્યમાં આસોદ ગામમાં ભાદરવા ઠાકોરની કેટલીક ગેરન્ટીડ વાંટાની જમીન છે. પ્રથમ તેનું માપ ૧૦ કુંભાંનું છે એમ અજમાસ હતી; પરંતુ એલીએનેસનની તપાસ વખતે આ જમીનનું ફરી માપ લેતાં તેનું ક્ષેત્રફળ ૧૮ વિઘાં ૧૬ વસા થયું. તે ઉપરથી ઠાકોરની મરજી એવી થઇ કે દાણ રૂ. ૧૧) હતી ( જેમાંના રૂ. ૧૦) ઠાકોરને તથા રૂ. ૧) કારભારીને જતો. જુઓ સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસર મી. રીડ સાહેબનો તા. ૬ જુલાઇ સન ૧૮૮૦ નો હુકમ. ) તે વધારીને રૂ. ૫૪-૧૦-૦ ની કરવી. પોતાને રેવન્યુ મેનેજમેન્ટના અધિકાર હોવાથી ઠાકોરે તે પ્રમાણે લેવાનો હુકમ કાઢ્યો; પરંતુ અમે તો કાયમના ખેડુતો છીએ, અને અમારે આપવાની દાણનો આંકડો સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે નક્કી કર્યો છે એમ કહી ખેડુતોએ વધારેલી દાણ આપવાની ના પાડી. તેથી ઠાકોરે ગિરાસ કોર્ટોમાં અપીલો કરી; પરંતુ ત્યાં આ દાદ નહિ મળવાથી તેણે હાલની અપીલ આ કોર્ટમાં કાઢી છે.

હવે એ મુદ્દાઓનો નિર્ણય કરવાનો છે.

(૧) મી. રીડ સાહેબના હુકમમાં જે આંકડો બતાવ્યો છે તે આંકડો ખેડુતની કાયમની સાંથનો હતો એવો અર્થ તે હુકમનો કરવો કે કેમ ?

(૨) જો નહિ તો આ દાણ વધારવાનો ઠાકોરને હક્ક છે કે કેમ ?

પહેલા મુદ્દાના સંબંધમાં જોઇએ તો મી. રીડ સાહેબના ખરેખર શબ્દો નીચે પ્રમાણે છે.

" માટે ભાદરવાના ઠાકોરને દર માસે રૂ. ૧૦) તથા તેના કારભારી કલ્યાણદાસ કાળીદાસને રૂ. ૧) દર સાલ જમીનની ઉધડ દાણ તરીકે ચલાવવા. "

અપીલવાળા એવી દલીલ કરે છે કે મી. રીડ સાહેબના હુકમમાં દાણની રકમ વિષે લખાણ છે તે હુકમ વખતે વાસ્તવ હકીક્ત જે હતી તે બતાવનારૂં કથન છે, અને તેનો અર્થ બીજો એથી વિશેષ થતો નથી. આવું અનુમાન કરવાનું કારણ તે એમ બતાવે છે કે, મુદ્દે વાત એમ છે કે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરની તપાસનો હેતુ દાણના આંકડા નક્કી કરવાનો અથવા ઠાકોર તથા તેમના ખેડુતોનો વચ્ચેના હક્કનો નિવેડો કરવાનો ન્હોતો; પરંતુ તે માત્ર એટલા પુરતો હતો કે અમુક જમીનો જેના ઉપર ઠાકોર દાવો કરે છે

તે તેની માલકીની છે કે કેમ અને તે જમીનો ગેરન્ટીમાં મૂકવા જેવી છે કે કેમ તે નક્કી કરવું અને પોતાની માલકીની માગણીના પુરાવા તરીકે જે દાણનો પ્રશ્ન ઉભો થયો હતો, વળી દાણની જે રકમ બતાવી છે તેનો ઇરાદો દાણ કાયમ માટે એકજ આંકડો છે એમ ઠરાવવાનો હતો એવું સાબીત કરવાને હુકમની શબ્દ રચનામાં બીલકુલ લેશમાત્ર પણ જણાતું નથી.

આ વિચાર સાથે હું મળતો આવું છું.

હવે બીજો પ્રશ્ન જેનો નિકાલ કરવાનું વધારે કઠીણ છે. તેના સંબંધમાં અપીલવાળાએ એવી દલીલ કરી છે કે રેવાકાંઠાના ખેડુતોના સંબંધમાં જે ઠરાવ છે કે તેમની દાણ વધારી શકાય નહિ તેવો ઠરાવ મહીકાંઠાના ખેડુતના સંબંધી કોઈપણ જગાએ કરવામાં આવ્યો નથી. જો કે ભાદરવા હાલ રેવાકાંઠામાં છે પણ પ્રથમ તે મહીકાંઠામાં હતું; અને તેણે મહી-કાંઠાના બીજા ઠાકોરોએ ૧૬ કલમોનો કરાર લખી આપેલો તેમાં ભાદરવાએ પણ સહી કરેલી છે, તેથી મહીકાંઠા એજન્સીની જાગીરોને જે રૂલો તથા કરારો લાગુ છે તેજ ભાદ-રવાને લાગુ છે. પોતાના ખેડુતોનાં ગણોત વધારવાના હકના વ્યાજબીપણા માટે ગિરાસ અધિકારી મરનાર મી. નિંબાલકરે સન ૧૯૧૭-૧૮ ની અપીલ નં. ૧૮ માં આપેલો ફેંસલો અપીલવાળો ટાંકી બતાવે છે. તે કેસમાં એવું ઠરાવ્યું હતું કે જો એવા પ્રકારનો ખાસ કરાર ન હોય અથવા સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે આ દાણ કાયમનીજ એવું જાહેર કીધું ના હોય તો દાણમાં વધારો કરી શકાય. એમ પણ બતાવવામાં આવ્યું હતું કે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરના કેસ નંબર ૪૫૦૦ કે જેમાં અધિકારીએ એક કુંભા દીઠ માત્ર ચાર આના જમીન દાણ તરીકે ઠરાવ્યા હતા, તેમાં સદરહુ કેસ ઉભો થયો હતો. ઉપરનો કેસ ખરી રીતે આ કેસને બરાબર મળતો છેઃ—

મને પણ એમજ જણાય છે.

બીજી બાજુએ દરબારનો પ્રતિનિધિ ઠાકોરના દાણ વધારવાના હક સામે વાંધો લે છે. તેનું કારણ એમ બતાવે છે કે (૧) જો સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરનો ઇરાદો દાણ કાયમની ઠરાવવાનો ન હોત તો તે આંકડાની રકમ ચોકખી લખત નહિ. આ પ્રમાણે તેણે બીજા આવીજ જાતના કેસમાં દાણની રકમ લખી નથી. (૨) રેવન્યુ મેનેજમેન્ટની રૂલની કલમ ૧૨ માં એમ કહે છે કે સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે જે બાબતનો નિર્ણય કરી દીધો હોય તે બાબતોમાં ફારફેર ઠાકોર કરી શકે નહિ. દાખલા તરીકે હાલના કેસમાં જેમ દાણ છે તેમ. (૩) મી. મેલવીલ સાહેબના મેમોરેન્ડમના પાના ૪૦ માં પેરા ૭૫માં લખ્યું છે કે "મહીકાંઠાના જમીનદારોનો દરજ્જો રેવાકાંઠાના જમીનદારોના દરજ્જા જેવોજ છે તેથી સન ૧૮૨૫ માં રેવાકાંઠા માટે જે એગ્રીમેન્ટ (કરાર) કર્યો છે તે એગ્રી-મેન્ટ તેમના તત્વો પુરતાં બધાંને ઘણે ભાગે લાગુ પડે છે એમ ગણી શકાય; પરંતુ તેમાં થોડા ફેરફાર સાથે તેમ ગણાય." તેથી કરીને જો રેવાકાંઠામાં દાણ વધારી શકાય નહિ તો તેજ ધોરણ મહીકાંઠાને લાગુ પડવું જોઇએ. (૪) સન ૧૯૨૨-૨૩ ની અપીલ નંબર ૧૯ માં કર્નલ ડમ્પી સાહેબનો ફેંસલો (જેનો આધાર મી૦ પટેલની ૧૯૨૫ની યાદી છે) એમ બતાવી આપે છે કે ભાદરવા ઠાકોરના ખેડુતો કાયમી ખેડુતો છે એમ ઠરી ચુકયું છે જ.

ઉપર કહ્યા ઉપરાંત બન્ને બાજુવાળાએ પોતપોતાના કેસના ટેકામાં બીજા ઘણા ફેંસલા ટાંક્યા છે; પરંતુ તેમાંનો એક પણ આ ચાલતા કેસને મદદગાર થઇ શકે તેમ નથી.

કારણ તે બધા કેસો ગમે તો જુરીસડીકસન વિનાના ઠાકોરોની બાબતમાં છે અથવા સન ૧૮૨૫ ની કલમબંદી અન્વયે રેવાકાંઠાના ફેંસલા છે. હવે જવાબદારોની દલીલો નંબર ૧ તથા નં. ૨ ના સંબંધમાં મારે જણાવવાનું કે આ બન્ને મુદ્દાનો ફેંસલો મેં નં. ૧ ના ઇસ્યુના નિર્ણયમાં આપેલો છે; અને તેમની દલીલ નંબર ૪ ની ખાત્રી કરે તેવી નથી. કારણ તેમને ટાંકેલા ફેંસલાઓમાં નિર્ણય ખેડુતનો કબજો છોડાવવા સબંધમાં હતા; અને તે વાત દાણ વધારવાની વાતથી તદ્દન નોખી છે. કારણકે કાયમના ખેડુતોની દાણમાં પણ કેટલાક પ્રસંગોમાં વધારો કરી શકાય. તેમની નંબર ૩ ની દલીલમાં ઘણું બળ છે એ ખરૂં; પણ અહીં પણ તે સૂત્ર સ્પષ્ટ નથી. કારણ તેમાં "થોડા ફેરફાર સાથે" એવું અપવાદ બતાવનારૂં વાક્ય છે અને દાણ વધારવાનો પ્રશ્ન આ પંકતીમાં આવી શકે.

સામટી રીતે જોતાં જો કે વસ્તુ સ્થિતિ બરાબર સ્પસ્ટ નથી તોપણ મારો અભિપ્રાય એવું વલણ લે છે કે પોતાના ખેડુતની દાણ વધારવાનો અધિકાર ઠાકોરને નથી એમ ખાત્રીપૂર્વક સાબીત કરવામાં આવ્યું નથી. અપીલવાળાને મેનેજમેન્ટના રેવન્યુ અધિકારો છે. એ વાત જોતાં એમ ઠરાવવુંજ જોઇએ કે તેને દાણ વધારવાનો અધિકાર છે. એ વાત સંભવિત છે કે ખેડુતો એટલે દાખલા તરીકે વહીવટ તથા લાંબા સમયનો તેવાજ પ્રકારનો હક્ક વિગેરેથી એમ સાબીત કરી શકે કે કાયમના ખેડુત તરીકે ગણવાનો તેમનો હકક છે; પણ તે સવાલનો વડોદરા રાજ્યની સીવીલ કોર્ટોએ નિર્ણય કરવાનો છે; પરંતુ મી. રીડ સાહેબના સન ૧૮૮૦ ના ઠરાવની અચોક્સ શબ્દ રચનાનો હેતુ એવો હતો કે તેણે લખેલી દાણની રકમ કાયમને માટે ઠરાવી હતી અથવા દાણની રકમનું નામ પાડયું તેટલાજ ઉપરથી તેનો અર્થ આવો થાય તેવું પરિણામ આવે છે, એમ આ કેસને માટે ઠરાવવું તે આ કોર્ટને માટે એક હાનિકારક દાખલો થઈ પડે.

આ કારણોથી હું અપીલ સ્વિકારૂં છું, અને ગિરાસ અધિકારીએ કરેલો હુકમ રદ કરૂં છું. અને હુકમ કરૂં છું કે આ ઠરાવથી પોતાને દાદ મળી નથી એમ જો ખેડુતો માનતા હોય તો તેમને સીવીલ કોર્ટમાં જવાની તથા ત્યાં જઇ પોતે કાયમના ખેડુતો છે તે તરીકે તેમની દાણમાં વધારો થઇ શકે નહિ એવું ઠરાવી આપનારો ફેંસલો મેળવવાની તેમને છુટ છે.

વડોદરા.
તા. ૨૩ એપ્રીલ ૧૯૨૬.

(સહી) એ. ડી. મેકફરસન. લેફ. કર્નલ.
રેસીડન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરા રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નં. ૨૨ સન ૧૯૨૫.

અપીલવાળા........................................માંડવાના મેનેજર.

જવાબદાર........................................વડોદરા સરકાર.

**દાવો—સીનોર તાલુકાના નાના કરાલા વાંટાના સરવે નંબરો ૧૫૭–૩૨૪ થી ૧૫૭–૩૧૫ માં થઇને જતો રસ્તો બંધ કર્યો છે તે બાબત.**

તા. ૨૩ એપ્રીલ ૧૯૨૬ નો કર્નલ મેકફરસન સાહેબનો રીમાન્ડ હુકમ વાંચ્યો. તેમજ ગિરાસ અધિકારીનો તે પછીનો ફેંસલો તથા પટેલ વિઠ્ઠલ ગીરધર તથા તેના વકીલે

રજુ કરેલો જવાબ વાંચ્યા. તા. ૨૩ એપ્રીલ ૧૯૨૬ ના પોતાના હુકમમાં કર્નલ મેકફરસન સાહેબે અભિપ્રાય બતાવ્યો છે કે આ રસ્તો રીતસર દુરસ્ત હાલમાં રાખવામાં આવતો હોય તેવો નથી; પરંતુ ગાડા ચીલા જેવો રસ્તો છે, અને રસ્તાવાળી તેમજ તે ખેતરોમાં તે પસાર થાય છે. તેના ઉપર જ્યારે ખેતીનું તુલ હોતું નથી ત્યારે તે વપરાય છે. તે અભિપ્રાય સાથે ગિરાસ અધિકારી પણ મળતા થાય છે, એમ તેમનો ઠરાવ જોતાં જણાય છે. આ હકીકત ધ્યાનમાં લેતાં તેમજ ગિરાસ અધિકારીએ પોતાના તા. ૨૦–૭–૨૬ ના ફેંસલામાં જે કારણો બતાવ્યાં છે એટલે:—

(૧) આ રસ્તો સરકારે બાંધેલો નથી.

(૨) તેનું ક્ષેત્રફળ કુલ રકબામાંથી બાદ થયું નથી એટલે તે રસ્તા તરીકે ગણાતો નથી.

તે કારણો તેમજ તે રસ્તો નકશામાં મીડાંવાળી લીટીઓથી દર્શાવવામાં આવ્યો છે તે ધ્યાનમાં લેતાં ગિરાસ અધિકારીએ પોતાના ઠરાવમાં આ રસ્તો કાયમનો નથી. આ તકરાર ખાનગી છે. જે ગામ લોકોની આપસઆપસમાંની છે, અને જો પટેલ વિઠ્ઠલ ગીરધર તથા બીજા એમ માનતા હોય કે આ રસ્તો વાપરવાને તેમને હક્ક છે, તો તેઓએ દિવાની કોર્ટમાં જઇ દાદ મેળવવી. એમ જે સદરહુ અધિકારી ઠરાવે છે તેની સાથે હું મળતો થાઉં છું. માટે તેનો ઠરાવ હું બહાલ રાખુ છું. અને માત્ર વિવેક ખાતર અપીલ સ્વિકારૂં છું.

વડોદરા. તા. ૪ અકટોબર ૧૯૨૬. (સહી) એચ. એચ. સ્ટ્રૉંગ. રેસીડેન્ટ વડોદરા.

ઇંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નં. ૨૭ સન ૧૯૨૫.

અપીલવાળા..........................................શિહોરાના ઠાકોર.
જવાબદાર..........................................પુરૂષોતમ નાથજી.

### એક પક્ષકારના મરણથી કરારનો અંત આવવાથી ખેતરનો કબજો પાછો મળવાનો દાવો.

પક્ષકારો હાજર છે. તેમની તકરારો સાંભળી. આ કેસની હકીકત નીચે પ્રમાણે છે.

રેવાકાંઠા પોલીટીકલ એજન્ટની હકુમત નીચે શિહોરા નામની જાગીરના ઠાકોરની વડોદરા રાજ્યના સાવલી તાલુકાના ચરણપુરા ગામમાં અમુક વાંટાની જમીન છે. આ જમીન ગેરન્ટીવાળી છે. આ જમીનનો એક ભાગ એટલે સરવે નં. (વીસ્તાર ૧૫ વિઘાં) કેટલોક સમય ગરબડ નાથજીના કબજામાં હતો. કહે છે કે ૪૦ વરસ તેના કબજામાં હતો. તેમાંનાં પાછલાં દસ વરસથી તો તેણે લખી આપેલા તા. ૧૬ મી મે ના ગણોતપટ્ટાના આધારે તેને કબજે હતો. આ ગરબડ નાથજી તા. ૧૨ જુલાઇ ૧૯૨૪ ને રોજ ગુજરી ગયો. તેના મરણ પછી તેના ભાઇ પુરૂષોતમ નાથજીએ (જવાબદારે) તેનો કબજો લીધો અને તે જમીન પોતાને નામે ચઢાવવાને એ સ્ટેટના મેનેજરને અરજ કરી, આમ કરવા મેનેજરે ના પાડી

અને તે બાબત રેવાકાંઠાના પોલીટીકલ એજન્ટને લખાણ કર્યું. તેણે એમ ઠરાવ્યું કે ગરબડ નાથજી પુત્ર સંતતિ મૂક્યા વગર ગુજરી ગયો, તેથી તેના મરણ સાથે પટ્ટો પુરો થયો તેથી અપીલવાળાને તે જમીન હરાજ કરવાને છુટ છે. તે હુકમના આધારે મેનેજરે જવાબદાર પર એવી નોટીસ કાઢી કે આ જમીનનો કબજો તમારે લેવો નહિ, તેમજ તે જમીન ખેડવા સારૂ બીજાના કબજામાં આપવી નહિ. આ નોટીસ મળ્યા પછી જવાબદારે ગિરાસ અધિકારીને અપીલ કરી. જેમાં એમ જણાવ્યું કે પોતે કાયમનો ખેડુત છે, તેથી મેનેજરને તેનો કબજો લેઇ લેવાનો કાંઇ પણ હક્ક નથી. વળી જવાબદારે તેજ વખતે ગિરાસ અધિકારીને બીજી અરજી આપી જેમાં એવી વિનંતિ કરી કે તેની જમીનની હરાજી મોકુફ રાખવા મેનેજર પર મનાઇ હુકમ કાઢવો જોઇએ. તે પ્રમાણે તેજ દિવસે તેવો હુકમ કાઢવામાં આવ્યો. તા. ૨૨ સપ્ટેમ્બર ૧૯૨૫ ને રોજ અધિકારીએ પોતાનો ફેંસલો આપ્યો; તેમાં એમ હતું કે જવાબદાર કાયમનો ખેડુત નથી, તેથી તે જમીન હરાજ કરવાને અપીલવાળાને છુટ છે; પરંતુ ગણુવટપટ્ટાની રૂઇએ તેમાં લખેલાં દસ વરસ પુરાં થતાં સુધી જમીનનો કબજો રાખવાને તેનો હક્ક હતો તેમ છતાં તેનો કબજો છીનવી લેવામાં આવ્યો છે, માટે અધુરી રહેલી મુદત માટે અપીલવાળાએ તેને કમ્પેનસેશન આપવું. એ દિવસ પછી મારો કબજો છોડાવ્યો નથી તથા હજીપણ કબજો મારોજ છે એવી અરજી જવાબદારે આપવાથી અધિકારીએ પોતાનો પ્રથમનો હુકમ સુધાર્યો, અને ફરમાવ્યું કે જમીન જવાબદારના કબજામાં રહેવા દેવી, તથા પટ્ટાની મુદત ખલાસ થતાં સુધી તેનું ઉત્પન્ન તેને લેવા દેવું. ઉપરના બન્ને હુકમોથી નારાજ થઇ અપીલવાળાએ હવે આ કોર્ટને અપીલ કરી છે. તેની મુખ્ય તકરારો નીચે પ્રમાણે છે.

(૧) બીજી વારનો હુકમ કોર્ટના અધિકાર બહાર છે. કારણ અધિકારીએ પ્રથમ જે હુકમ પસાર કર્યો તે હુકમ અપીલવાળાને નોટીસ આપ્યા સિવાય તે સુધારી શકે નહિ. આ તેનું કહેવું ખુલ્લી રીતે ખરૂં છે.

પહેલો હુકમ કાયદાની દ્રષ્ટિએ યોગ્ય ન્હોતો કારણ ગરબડ નાથજી સાથે થએલો કરાર તેના મરણ સાથેજ પુરો થયો અને જ્યાંસુધી જવાબદાર પોતાનો વારસો સીવીલ કોર્ટમાં જઇ સાબીત કરી નહિ લાવે તો, તથા ત્યાંસુધી તેને સદરહુ સ્ટેટ વારસ તરીકે સ્વીકારી શકે નહિ વળી અપીલવાળો એમ જણાવે છે કે મરનાર ગરબડ નાથજી પોતાની પાછળ એક વિધવા, બે દીકરીઓ અને ચાર ભાઇઓ મૂકી ગયો છે, એમાંનું કોઇપણ વારસ તરીકે જાહેર થાય. આના સંબંધમાં હું એટલુંજ કહેવાને જરૂરનું ધારૂં છું કે ગણોતપટ્ટો અથવા કરાર જે પોતાની તથા જે ગુજરનાર ગરબડ નાથજીની વચ્ચે થયો હતો તેના આધારે અપીલવાળો જવાબદારને કાઢી મૂકવા માગે છે. તે એક ખાનગી બાબત છે, જેમાં વડોદરા રાજ્યને કાંઇ પણ હિત સંબંધ નથી. તે કારણથી તેમજ બીજી બાજુએ જવાબદાર મર્હુમ ગરબડ નાથજીના વારસ તરીકે જમીન લેવાનો દાવો કરે છે તે પણ ચોકખી દિવાની-ખાતાની તકરાર છે એ વાત તો સ્પષ્ટજ છે. (જુઓ ૧૯૧૧ ના નં. વાળા જાહેરનામાના પેરેગ્રાફ (ફકરા) ૩ (૩) નું છેલ્લું ક્લોઝ. તેમજ સન ૧૯૧૭ ની અપીલ નં. ૫ માં તા. ૨૮ માર્ચ ૧૯૨૨ નું મી. કેમ્પ સાહેબનો ફેંસલો.) કે જ્યારે આ કેસ સદરહુ કોર્ટની સમક્ષ આવ્યો ત્યારે આ કેસનો પ્રકાર નક્કી કર્યા પછી તે કોર્ટે પક્ષકારોને સ્ટેટની દિવાની કોર્ટમાં જવા

કહેવું જોઇતું હતું. રૂલનો બીજો ભંગ જે મારે આ કેસના સંબંધમાં બતાવવાનો છે તે સદ્‌હુ સ્ટેટના મેનેજરે નોટીસ કાઢી તે બાબતનો છે. આ બાબતમાં આગળ પણ કહેવામાં આવ્યું છે જ. પ્રથમ તો નામદાર ઇન્ડિઆ સરકારે એવું ઠરાવ્યું છે કે વડોદરા રાજ્યમાં આવેલા વાંટાની જમીનના કેસો બાબતમાં રેવાકાંઠા તેમજ મહીકાંઠાના પોલીટીકલ એજન્ટોને કાંઇ પણ અધિકાર નથી, તેથી આ જમીનની હરાજી કરવાનો હુકમ મેનેજર પર કાઢવાનો અધિકાર રેવાકાંઠાના પોલીટીકલ એજન્ટને ન્હોતો. બીજું રેવાકાંઠાના પોલીટીકલ એજન્ટના હુકમની રૂઇએ મેનેજરે કબજો મેળવવાની જે નોટીસ કાઢી તે પણ તેના અધિકાર બહાર હતું. રેવન્યુ ખાતાના અધિકારો મેનેજર પોતાને છે માટે તેણે સન ૧૯૧૫ ના નં. ૫ વાળી અપીલમાં મી. કમ્પ સાહેબે કરેલા ફેંસલામાં ફરમાવ્યા પ્રમાણે ચોક્સ તપાસ કરીને પોતાના અધિકારની રૂઇએ પોતા કૃત્ય માટે કારણો બતાવીને અને રીતસરનો હુકમ નોંધીને નોટીસ કાઢવી જોઇતી હતી. આમાંનું કાંઇ પણ કરવામાં આવ્યું ન્હોતું. તેમજ આ ખામી માટે મેનેજરનું લક્ષ ગિરાસ અધિકારીએ તે તરફ દોર્યું નથી.

આ બધી વાતો લક્ષમાં લેઇને હું એવા અભિપ્રાયનો થાઉં છું કે અપીલવાળો પોતાનો કેસ પુરવાર કરવામાં નિષ્ફળ થયો છે તેથી અપીલ હું રદ્દ કરૂં છું. વિશેષમાં હું એવો પણ હુકમ કરૂં છું કે તકરારી જમીન લગભગ બે વર્ષથી જવાબદારના કબજામાં છે, માટે હવે અપીલવાળાની ઇચ્છા તેનો કબજો છોડવવાની હોય તો તેણે તેમ કરવાનો પોતાનો હક્ક રાજ્યની દિવાની કોર્ટોમાં સિદ્ધ કરવો જોઇએ.

વડોદરા.
તા. ૨૦ એપ્રીલ ૧૯૨૬.

(સહી) એ. ડી. મેકફરસન. લેફ. કર્નલ.
રેસીડેન્ટ વડોદરા.

---

અંગ્રેજી ઉપરથી.

## વડોદરાના રેસીડેન્ટની કોર્ટમાં.

### ગિરાસ અપીલ નંબર ૧ સન ૧૯૨૬.

અપીલવાળા........................................માંડવાના મેનેજર.

જવાબદાર........................................ (૧) વડોદરા સરકાર.
(૨) પટેલ છગન લલ્લુ.

---

### સીમલીની કેટલીક જમીનનો કબજો પાછો મેળવવાનો દાવો.

---

### ફેંસલો.

આ કામની મુખ્ય હકીક્ત ટુંકામાં નીચે પ્રમાણે છેઃ—

**સીમલીમાં** અપીલવાળા (માંડવાના રાણા) ની કેટલીક વાંટાની જમીન છે. સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે તા. ૧૯ માર્ચ ૧૮૮૪ ને રોજ તેનો તપાસ કરી તેને ગેરન્ટીવાળી જાહેર કરી હતી.

તકરારી જમીન જે આ વાંટામાં આવી છે તે, અહેચર નરોતમને સન ૧૯૦૯ માં ગણવટ કરી અપી ગણોતે આપેલી.

સન ૧૯૧૮ માં સદરહુ જમીન છગન લલ્લુભાઇ (જવાબદાર નં. ૨) ને વેચવામાં આવી. તેણે સદરહુ જમીન પોતાના નામે ચઢાવવા મેનેજરને સન ૧૯૨૪ માં અરજ કરી.

મેનેજરે પોતાના તા. ૧૯-૫-૨૫ ના હુકમથી (અ) નામે ચઢાવવા ના પાડી. તથા (બ) વેચાણ રાખનાર ( જવાબદાર નં. ૨ ) ને તે જમીન છોડી દેવા હુકમ કીધો. કારણ એમ જણાવ્યું કે ગણોતપટ્ટાની શરત પ્રમાણે આ જમીન વેચવાની વેચાણ આપનારને મના કરવામાં આવી હતી.

વેચાણ રાખનારાએ ગિરાસ અધિકારીને અપીલ કરી. તેણે પોતાના તા. ૧૨ માર્ચ ૧૯૨૬ ના હુકમથી અપીલવાળાનો હુકમ નામે ચઢાવવા બાબતનો બહાલ રાખ્યો; પરંતુ કબજો છોડવવા કરેલો હુકમ રદ કર્યો. તે પરથી અપીલવાળાએ છેલ્લા પોઇન્ટ (મુદ્દા) ની બાબતમાં આ કોર્ટને અપીલ કીધી છે.

મૂળ ખેડુત કાયમનો ખેડુત ન્હોતો. તે વાત વિષે તેમજ ગણોત સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે ઠરાવ્યું ન્હોતું. તે વાત તેમજ ગણવટની શરતોએ ખેડુતને જમીન વેચવાની મના કરી હતી તે વાતો વિષે કાંઇ તકરાર નથી; પરંતુ તકરારની બાબત એટલીજ છે કે આવા પ્રસંગોની વચમાં અપીલવાળાને વેચાણ રાખનારનો કબજો છોડાવવાનો અધિકાર છે કે નહિ અથવા ગિરાસ અધિકારીએ ઠરાવ કર્યા પ્રમાણે તેને સીવીલ કોર્ટમાં જવાની ફરજ છે કે નહિ?

અપીલવાળો પોતાના આધારમાં ગિરાસ કોન્ફરન્સનાં પ્રોસીડીંગની છાપેલી બુકના પાન ૧૫૯ તથા ૧૬૧ માં આપેલું પોઇન્ટ ૪ અને સન ૧૮૯૭ ની રૂલોની કલમ ૪ (૯) જેના આધારે તેણે સદરહુ હુકમ કાઢેલો તે, તથા ૧૯૨૨ ના રેસીડન્સીએ અપીલ નં. ૧૫૪ માં મેં જે ઠરાવ કરેલો તે બતાવે છે.

જવાબદાર નં. ૨ (વેચાણ રાખનાર) દલીલ કરે છે કે અપીલ નં. ૧૫૪ આ કેસને લાગુ પડતી નથી. કારણ તે કેસ એક ઠાકોર તથા ખેડુતની વચમાં હતો; પરંતુ આ કેસ એક ઠાકોર તથા સાપરાધ પ્રવેશ કરનારની વચમાં છે. કારણકે વેચાણ રાખનાર તો કાંઇ પણ વાસ્તવ હક્ક સિવાય જમીનનો કબજો કરેલો છે. કેમકે વેચાણ આપનારને વેચવાનો વાસ્તવ હક્ક હતોજ નહિ તથા રૂલ ૪ (૯) જેને અનુસરીને ઠાકોરે પોતાનો હુકમ કાઢયો છે તે રૂલ તો ખેડુતનેજ લાગુ પડે છે; પરંતુ સાપરાધ પ્રવેશ કરનારને લાગુ પડતી નથી. તે એવી દલીલ કરે છે કે મૂળથીજ ઠાકોરે જમીનનો કબજો લેતી વખતે વેચાણ રાખનારને કાઢી મૂકયો હોત અથવા તેને કબજો લેતાં અટકાવ્યો હોત તો ઠાકોરને તેમ કરવાને પોતાના હક્કની મર્યાદામાંજ હતો; પરંતુ જે ક્ષણે જમીનનો ખરેખર કબજો વેચાણ રાખનારે લીધો તેજ ક્ષણથી ઠાકોરને પોતાના રેવન્યુ અધિકારને રૂઇએ ખરેખરા સાપરાધ પ્રવેશ કરનારને કાઢી મૂકવાને વિશેષ હક્ક છેજ નહિ. તેણે સીવીલ કોર્ટમાં જવું જોઇતું હતું.

પરંતુ એતો તદ્દન સંભવીત છે કે આવી જાતનાં સાટાંમાં વેચાણ રાખનાર તરતજ કબજો લેવાની પેરવી કરેજ; અને તે પણ એ વાતની ગંધ જરાપણ ઠાકોરને જાય તેની આગમચથી અને આવા કેસોમાં જ્યાં દગલબાજી અથવા અકસ્માતથી કામ થયું હોય તેવા કામમાં ઠાકોરને કબજો કરનારને કાઢી મૂકવાને રેવન્યુ રાહે જે અધિકાર છે તે અધિકાર

તેનો લેઈ લેવા એવો હેતુ હોય એવો મને ખ્યાલ પણ આવી શકતો નથી. વેચાણુ રાખનારના કેસના આ ભાગના સંબંધમાં એ હતભાગ્યની વાત છે કે, તે સાપરાધ પ્રવેશ કરનારો છે. એ દલીલને પણ (જવાબદાર નંબર ૧) દરબારનો પ્રતિનિધિ ટેકો પણ આપતો નથી. એથી ઉલટું તે અધિકારીના હુકમ કે ઠાકોરે સીવીલ કોર્ટમાં જવું જોઇએ. કારણ કે વેચાણુ રાખનાર પ્રમાણિક નિષ્ઠાવાળો ખરીદદાર છે, તેણે પૈસા આપેલા છે અને તે તરીકે તેનો કબજો છે, અને તેથી કરીને સદરહુ જમીનપર તેનો હક્ક તથા સ્વામીત્વ માટે સીવીલ કોર્ટોમાં સામા થઇ નિર્ણય માગવાનો તેને હક્ક છે. કારણુ ગિરાસ કોર્ટો કરતાં તે કોર્ટોમાં આને સારૂ વધારે સારાં સાધન છે એવા હુકમને પુષ્ટિ આપે છે.

૧૯૨૫ ની અપીલ નં. ૨૫ માં લેફ. કર્નલ. મેકફરસન સાહેબે જે ફેંસલો આપેલો છે, તેનો આધાર દરબારનો પ્રતિનિધિ પોતાના લાભમાં બતાવે છે તે ફેંસલામાં શિહોરના ઠાકોરે ખેડુતનો કબજો છોડાવવા કરેલો બહાલ રાખવાની તે અધિકારીએ ના પાડી હતી, અને એમ જણાવેલું કે એ કેસ સીવીલ કોર્ટોએ નિકાલ કરવા જેવો હતો. સદરહુ ફેંસલા સાથે હું સંમત થાઉં છું કે નહિ તે બાબત કહેવાનું માગણું આ જગાએ મારી પાસે કરવામાં આવે એમ હું ધારતો નથી. કેમકે ગમે તેમ હોય તોપણ આ કેસ તેમજ ઉપર ટાંકેલી અપીલ બન્ને વાસ્તવરીતે એકજ પ્રકારની અપીલો મને જણાતી નથી. અપીલ નં. ૨૭ માં કબજો છોડાવેલો. ખેડુતે પોતાના ભાઇના કહેવાતા વારસ તરીકે જમીનનો કબજો લીધો હતો. પોતાના ભાઈના લાભમાં ૧૦ વરસ માટે ગણોતપટ્ટો થયેલો તેના આધારે તે જમીન તેના કબજામાં હતી, અને સદરહુ ૧૦ દસ વરસો પૈકી કેટલાંક વરસ હજી પુરાં થવાને સિલકમાં હતાં. તે કેસમાં વાસ્તવ મુદ્દો એ હતો કે અમુક કરારનો કાયદા પ્રમાણે અર્થ શો થાય ? તે પટ્ટામાં એવી ખાસ શરત ન્હોતી કે મૂળ ખેડુત વારસ મૂકીને મરી જાય તો તે જમીન ઠાકોરને ત્યાં પાછી જાય. આટલા માટેજ મૂળ ખેડુતના મરણથી સદરહુ કરાર રદ બાતલ થતો નથી. એ વાત દલીલ કરવા જેવી હતી અને મરનારનો ભાઇ હિન્દુ લૉ પ્રમાણે અથવા ચાલતી રૂઢી પ્રમાણે મરનારનો વારસ છે કે નહિ એ પ્રશ્ન ઘણો કઠીણુ હતો. એ પ્રશ્ન એવો હતો કે જેનો સીવીલ કોર્ટોથી સારી રીતે નિર્ણય કરી શકાય અને રેવન્યુ કોર્ટોથી નહિ. તેમાં એક બીજો પ્રશ્ન નિકાલ માટે હતો તે એ કે ગણોતપટ્ટાનાં દસ વરસોમાંથી જે બાકી રહેલાં છે તેટલાં વરસો સુધી ખેડુતનો કબજો છોડાવવો નહિ, એવો ગિરાસ અધિકારીએ કરેલો ઠરાવ વ્યાજબી હતો કે નહિ અને આ પ્રશ્નના સંબંધમાં લેફ. કર્નલ મેકફરસન સાહેબે તેનો ઠરાવ બહાલ રાખ્યો હતો.

પરંતુ આ કેસમાં હકીકત તદ્દન જુદાજ પ્રકારની છે. મૂળ ગણુવટમાં એવો નિઃશંક તથા ચોક્સ કરાર હતો કે આ જમીન વેચવાની અથવા ગીરો મૂકવાની મનાઇ કરવામાં આવે છે. તેમ છતાં જો તે શરતનો ભંગ કરવામાં આવશે તો તેની શિક્ષા તરીકે તેને જમીનમાંથી કાઢી મૂકવામાં આવશે. આ શરતનો ભંગ કરવામાં આવેલો તે બાબત કાંઇ તકરાર છેજ નહિં. તોપછી આવી ચોકખી તથા સાદી શરતનો અમલ કરવાનો ઠાકોરને રેવન્યુ અધિકાર હતો એમ હું ઠરાવું છું. વેચાણુ રાખનારની માલકી કાયદા પ્રમાણે ન્હોતી. તેથી તેનો કબજો પણુ કાયદા વિરૂદ્ધ હતો. કારણુ વેચાણુ આપવાનો હક્ક ખેડુતને હતોજ નહિ; ઠાકોરના વિરૂદ્ધ તેને કાંઇ હક્ક છેજ નહિ, તેથી જમીનનો કબજો છોડવા માટે ઠાકોરે તેને

નોટીસ આપી. તે કામમાં તે પોતાના રેવન્યુ અધિકારની રૂઇએ કામ કરતો હતો. કાયદામાં એક જુનું સૂત્ર છે કે "ખરીદદાર સાવધાન" તે સૂત્રનો વેચાણ રાખનારે અનાદર કીધો છે. વેચાણ આપનાર ઉપર દિવાની કોર્ટમાં નુકશાનીનો દાવો લાવવો એજ રસ્તો તેને માટે છે.

ઉપરના કારણોથી અપીલ હું સર્વાંશે સ્વિકારૂં છું અને ગિરાસ અધિકારીના ઠરાવના જે ભાગ ઉપર અપીલ થઇ છે તે ભાગ રદ કરૂં છું.

વડોદરા. (સહી) ઇ. એચ. કીલી.
તા. ૬ ડીસેમ્બર ૧૯૨૬. રેસીડેન્ટ વડોદરા.

## શ્રીમંત સરકાર વિદ્યમાન ગિરાસ અધિકારી વડોદરા રાજ્ય.

### ગિરાસ અપીલ નંબર ૧૮ સન ૧૯૧૭-૧૮.

**વિવાદી**—પા. ભુલા મથુર, આદર ધરમદાસ વગેરે ખેડુતો રે. ઉનાવા તાલુકે કલોલ. તરફે મુખત્યાર મો. ગણેશ લક્ષ્મણ કેમકર રે. વડોદરા.

**પ્રતિવાદી**—માણસા ભાયાત પ્રતાપસીંહજી જેઠુસીંહજી તરફે કુંવર મૂળસીંહજી પ્રતાપસીંહજી રે. માણસા તાબે મહીકાંઠા તર્ફે મુખત્યાર મી. જેઠાલાલ મુળજી વડોદરા.

**દાવો**—પ્રતિવાદીએ ઉનાવા વાંટાનો જમીનનો વિઘોટીનો વહીવટ બંધ કરી સંવત ૧૯૭૪ થી સઘળો વજેદારો આ જમીનના પાકનું કળતર કરવા અને પ્રથમના વહીવટ પ્રમાણે વજે ભાગ લેવામાં આવશે એવો કરેલો ઠરાવ રદ કરી વિઘોટી વહીવટ ચાલુ કરવા બાબત.

### કામની હકીકત.

પ્રતિવિવાદીએ મોજે ઉનાવા વાંટાનો માલકીનો જમીન વિઘા ૧૦-૧-૧૧ બદલ વિવાદો સાથે એકંદર ૧૭ ઇસમો વિરૂદ્ધ વાંટાની જમીનનો રૂા. ૦-૫-૦પ્રમાણે વિઘોટી ભરી ખાવેતર કરવા તે વહીવટ બંધ કરી સંવત ૧૯૭૪ની જગ્યાવાળા સઘળા વજેદારો આ જમીનના પાકનું કળતર કરાવી પ્રથમની માફક વજેનો ભાગ અપાવવાનો ઠરાવ તા. ૧૨-૬-૧૯૧૭ ના રોજ કરી આ ઠરાવ ઉપર વિવાદીઓને આ કોર્ટમાં અપીલ કરવા જણાવ્યાથી વીવાદીઓની અપીલ આવેલી છે. પ્રતિવીવાદીઓ પોતાના ઠરાવમાં નીચે પ્રમાણે હકીકત જણાવી ઠરાવ કર્યો છે.

આ જમીનનું પ્રથમ કળતર થતું હતું. પાછળથી કેટલાક કારણથી વિઘોટી બંધાઇ છે; પરંતુ કળતર સીસ્ટમ વખતે દરેક વિઘાંની જે ઉપજ આવતી હોય તેના કરતા તે પછીના વર્ષોમાં દાણાના ભાવના ફેરફારોના સબબે ઉપજ ઘણીજ ઓછી આવી, એટલુંજ નહિ પણ કુવેતર અને આકાસીયા જમીનનો દર એક સરખો નંખાયેલો હોવાથી તેમાં પણ વિશેષ નુકશાન પહોચેલું છે. આ મહાડના શ્રીમંત સરકારના ૨૧ ગામોમાં વાંટા છે. તેમાં હકકમાં હકેદાર ઉનાવામાંજ છે. બીજા ગામે રીવીઝન વખતે ફેરફાર થાય છે તે પ્રમાણે આ ગામે પણ હરકત નથી.

આ બાબત તમામ ખેડુતોના જુવાબ લેતાં વિઘોટી વહીવટ બદલવા તેઓ ખુશી નથી; પરંતુ જ્યારે શ્રીમંત સરકારના રાજ્યમાં પણ લાંબી મુદત પછી જમીનનો એકજ દર કાયમ રહેતો નથી ત્યારે આ તરફથી થયેલો ફેરફાર પણ ખેડુતોએ માન્ય રાખવો જોઇએ અને તે માન્ય રાખવાનો તેમની ઇચ્છા ન હોય તો જમીનની મહાદુરી આખી જમીન છોડી દેવી જોઇએ, રેવન્યુ રૂલ્સની કલમ ૪ પેટા રકમ ૯ થી ખેડુ બદલવાનો હુકમ છે.

ઉનાવા વાંટાની જમીન પાંચ રૂપીઆ વધારે દરની છે તેના બદલે ફક્ત પાંચ આના જેટલી જુજ રકમ ભરે તે હાલના પ્રસંગે કદી પણ બની શકે નહિ. એ વીગેરે કારણોથી પાંચ આના વિઘોટીનો વહીવટ બંધ કરી સંવત ૧૯૭૪ થી સઘળો વજેદારીઆ જમીનના પાકનું કળતર કરવામાં આવશે અને પ્રથમના વહીવટ પ્રમાણે વજે ભાગ લેવામાં આવશે એમ ઠરાવ્યું છે.

સદરહુ ઠરાવથી નારાજ થઇ વિવાદીઓએ આ કોર્ટમાં તા. ૯-૯-૧૭ ની વિવાદ અરજ કરી છે તેમાં નીચે પ્રમાણે કારણો જણાવેલાં છે.

ઓરીજીનલ કેસ નં. ૪૫૦૦ માં કરેલા ઠરાવ બદલવા પ્રતિવાદીને સત્તા નથી અને ૧૮૯૭ ના રૂલની કલમ ૪ ની પેટા કલમનો ભલતોજ અર્થ કરેલો છે. જ્યાંસુધી અમો વિઘોટી ભરીએ છીએ ત્યાંસુધી મહાદુરીનો પ્રશ્ન આગળ આવે નહિ, માટે થયેલો ઠરાવ રદ થવાને પાત્ર છે. વિશેષ હકીકત સુનાવણી વખતે જાહેર કરીશું વગેરે

આ કામની તારીખ આજરોજ હોવાથી કામની સુનાવણી થઇ. વિવાદી તરફે મુખત્યાર મી. કેમકર હાજર તથા પ્રતિવિવાદી તરફે મુખત્યાર મી. જેઠાલાલ હાજર કામના કાગળો જોયા તથા બંને પક્ષની દલીલો સાંભળી લીધી. આ કામે નિર્ણય કરવાની બાબત નીચે પ્રમાણે છે.

**મુદ્દા.**

(૧) પ્રતિવિવાદીને વિઘોટી બદલ કળતર પ્રમાણે લેવા ઠરાવ કરવાનો અધિકાર છે કે નહિ.
(૨) પ્રતિવિવાદીને ચાલતા આવેલા વિઘોટીના આકારમાં ફેરફાર કરવા સત્તા છે કે નહિ.
(૩) હોય તો તે કેટલે દરજ્જે અને શા પ્રમાણે અપાવવો જોઇએ.

**નિર્ણય.**

(૧) ના
(૨) હા.
(૩) વડોદરા રાજ્યમાં જે ગામમાં જમીન હોય તે ગામનાં વખતોવખત પ્રતિબંધી પ્રમાણે ઠરાવેલા આકાર પ્રમાણે અગર પ્રતબંધી થઇને હોય અગર ગિરાસીયા પોતાના ખર્ચે કરાવી ન લેતો ગામના વખતોવખત ઠરાવેલા સરાસરી આકાર પ્રમાણે.

**ઠરાવ તથા કારણો.**

બાંહેધરીના ઠાકોર ગિરાસીયા વગેરેને ચલાવવાનું મુલકી વહીવટ સંબંધી નિયમો સને ૧૮૯૭ માં થયેલો છે તેની કલમ ૪ નો પેટા રકમ ૧૨ માં ફરમાન છે કે ખેડુતોના હક્કને બાદ ન આવે તે રીતે પોતાના વાંટામાંની જમીનને યોગ્ય મુલકી વહીવટ થવા સારૂં જરૂરનો હોય એવો બંદોબસ્ત કરવાનો અધિકાર છે. આ અધિકારમાં નીચેના હકોનો એટલે જે બાબતમાં સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે અગર અગાઉના ગિરાસ સેટલમેન્ટ ઓફીસરોએ

અથવા તેમના જેવી સત્તા ભોગવનાર કોઇપણ બ્રિટિશ અમલદારે વીરૂદ્ધ ઠરાવ કરેલો હોય તે સિવાયના પ્રસંગે કળતર અગર બીજી ગણોત મુકરર કરવાની પ્રદ્ધતિ બદલીને વિઘોટી અથવા રોકડ રકમ ઠરાવના × × × × × × × સમાવેશ થાય છે.

આ કલમ પ્રમાણે જો કળતર ભાગબટાઇ, હોળબંદી વગેરે જુનો વહીવટ ચાલતો હોય તો તે બદલી હાલની સુધરેલી પદ્ધત પ્રમાણે વિઘોટી વહીવટ દાખલ કરવા સત્તા આપી છે; પરંતુ પ્રચલીત વિઘોટી વહીવટ હોય તે બદલી જુના કામમાં ચાલતો કળતરની કઢંગી અને ખેડુતોને આપદાકારક પદ્ધત દાખલ કરવા સત્તા આપેલી નથી એ પ્રતિવિવાદીએ સમજવું જોઇતું હતું. જો પ્રતિવિવાદીનો ઠરાવ કાયમ રહેતાં હાલના ઉંચા બજાર ભાવોનો લાભ લેઇ ફરી આખા દેશમાં ગિરાસીઆઓ તરફથી કળતર દાખલ કરવામાં આવે માટે એવો ઠરાવ નિયમ તથા ચાલુ સુધરેલ રાજનીતિથી વિરૂદ્ધ ગણવો જોઇએ, તેથી પ્રતિવિવાદીનો ઠરાવ રદ કરવા હુકમ કરૂ છું.

૨. આ કામે મહત્વનો પ્રશ્ન એવો ઉભો થાય છે કે ખેડુતો જે દર વિઘોટી આપતા આવ્યા છે તેમાં પ્રતિવિવાદી કંઇ ફેરફાર કરશે કે નહિ. નિયમ જોતાં એ બદલ જો કે કંઇ સ્પષ્ટ ખુલાસો નથી તોપણ આ કામે કોઇ સેટલમેન્ટ ઓફીસરનો એવો ઠરાવ થયો નથી કે આ ખેડુતો તથા તેમણે આપવાની વિઘોટીનો દર કાયમનો છે. એકજવાર આ કામ મે. સ્પેશીઅલ સેટલ. ઓફીસર સાહેબ તરફ ચાલ્યુ હતું. સરકાર હક્ક માટે તકરાર હતી જે પ્રતિવિવાદીના ઘેર લાભમાં ઠરાવવામાં આવી હતી. તે ઠરાવમાં ખેડુતો પ્રતિવાદીને તે સાલમાં શું આપતા એ બાબત નોંધેલી છે એટલે કે વિઘે ચાર આના અને એક આનો ખર્ચ બદલ. દલીલમાં પ્રતિવિવાદીએ તે વખતે એમ જાહેર કર્યું હતું કે વજેનો ⅓ ભાગ પ્રથમ એટલે સંવત ૧૯૨૨ પહેલાં લેવાતો અને તેવા દાખલા પણ × × કરી વજે પુરવાર કરવા તેઓ તૈયાર હતા; પરંતુ એ વજેના દાખલા માટે કોર્ટને કંઇ પણ ઠરાવ કરવો દુરસ્ત ન લાગ્યો.

ઠરાવમાં નિચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

The Girassia's existing mes having been settled by consent between the Girassia's the cultivators and having been paid without objection up to the present time it, is, not I think competent to the Girassia's now to call in questions the arrangement that has been made. Nor is there in my opinion any volid reason why the existing state of things should be interfered with:—

આ ઠરાવ સને ૧૮૮૩ એટલે સંવત ૧૯૩૯ એટલે જરીફ પછી ૧૭ વર્ષે થયો તેને આજે ૩૫ વર્ષ થયાં છે. આ તકરાર જ્યારે ઉપસ્થિત થઇ છે ત્યારે અમે પ્રતિવિવાદી તથા ખેડુતો વચ્ચે શું કરાર થયો છે તે જોવા માગતા બન્ને પક્ષ પાસેથી તે રજુ થતો નથી. વિવાદીઓ એમ સમજે છે કે મે. સ્પે. સે. ઓ. સાહેબે વિઘે પાંચ આનાનો કાયમને માટે ઠરાવ કરી આપ્યો છે. જો કંઇ ઠરાવ કરી આપ્યો હોય તો એટલોજ હતો કે ⅓ વજે જુની પદ્ધત પ્રમાણે ગિરાસીયા ખેડુત પાસેથી માગે તો ન આપવો અને જ્યારે ખેડુતો વગર તકરારે આપતા આવ્યા હતા તોપછી પોતાનો કરેલો ઠરાવ તે વખતના સંજોગોમાં ફેરવવા કંઈ કારણ જણાયું ન્હોતુ. ઉપર લખ્યાં પ્રમાણે તે ઠરાવને ૩૫ વર્ષ થઇ ગયા છે.

અનાજના ભાવમાં ઘણો વધારો થઈ ગયો છે અને વિઘે પાંચ આના વિઘોટી એટલી થોડી છે કે જે માટે પ્રતિવિવાદીને લાગ્યા વિના રહે નહિ. એનો ઇલાજ એટલોજ કે જો હમેશને માટે આ દર કાયમ ન થયો હોય તો તેમાં રીતસર વધારો કરવો. રેવાકાંઠામાં કેટલાક કામે વિઘોટી હંમેશને માટે સેટલમેન્ટ ઓફીસર સાહેબે નક્કી કરી છે ત્યાંપણ હાલના બજાર ભાવના લીધે ગિરાસીઆઓને નુકશાન જણાયું તથા સરકારે બીજો માર્ગ કાઢયો. તે એ કે જમીન તેમની કબુલતથી ખાલસા કરી કોથળીસાંથ બાંધી આપવી અને તેથી ગિરાસીઆઓએ આવા કામોમાં લાભ લીધો છે. કડી પ્રાંતના વાંટાઓ માટે કાયમની વિઘોટીના ઠરાવો થયા નથી. એવા કાયમના ઠરાવો કાંતો સેટલમેન્ટ ઓફીસર કરે કાંતો ઠાકોર પોતે કરે. આ કામે બન્ને પક્ષ વચ્ચે ઠરાવ થયો છે એમ ગ્રાહ્ય કરી મે. બોન્હી સાહેબ આલ્યા છે; પણ જેવી રીતે હાલ એ ઠરાવ આગળ આવતો નથી તેવી રીતે વખત પણ આગળ આવ્યો ન્હોતો એટલે એ હંમેશ માટે થયો છે એમ માનવું જરાક કઠણ છે. જ્યાં પરમેનન્ટ સેટલમેન્ટ થયું છે ત્યાં વખતોવખત વિઘોટીના દરમાં ફેર થતો નથી; પરંતુ રૈયતવારી પદ્ધત જ્યાં છે ત્યાં અમુક વર્ષ માટે સરકાર વિઘોટી ઠરવે છે. મુંબાઇ ઇલાકામાં વધારેમાં વધારે ૩૦ વર્ષના દાખલા છે. વડોદરા રાજ્યમાં તાલુકાવાર ઠરાવો ૧૦ થી માંડીને ૬૦ વર્ષ સુધી થયા છે. કડી પ્રાંતમાં ઘણા ભાગે પ્રથમ ૧૫ વર્ષના હતા તેને બદલે હવે ૩૦ વર્ષના ઠરાવો થયા છે. સરકારી જમીન કરતાં બારખલી જમીન ધારણ કરનારાઓ પોતાની જમીનની દાણ ઘણી સારી ઉપજાવે છે. બારખલી જમીનમાંજ સત્તાપ્રકાર છે તેમાં બાંહેધરી વાંટા સૌથી શ્રેષ્ટ છે છતાં જો સ્પષ્ટ લેખી કરારના અભાવે તેની દાણ રીતસર ઉપજાવવામાં ગિરાસીયાઓને સવડ ન રહે તો ખેડુતો સરકારને પણ યોગ્ય સલામી ભરે નહિ અને ગિરાસીઆઓને પણ યોગ્ય વિઘોટી ભરે નહિ, એવો પ્રકાર બને ત્યારે સરકાર વખતોવખત વિઘોટીમાં ફેરફાર કરે છે, ત્યારે ગિરાસીઆઓને કરવામાં કંઇ હરકત છે એમ અમને લાગતુ નથી. માત્ર તેવી વિઘોટી માફકસર અને સેટલમેન્ટમાં Adequate and equitable કહે છે તેવી હોવી જોઇએ. જ્યારે કરારના બદલે વિઘોટી લેવા અધિકાર ગિરાસીઆઓને આપ્યો છે અને તેમ કરવામાં લગભગ સરકારી વિઘોટી જેટલો આકાર તેઓ લઇ શકે છે તો જ્યાં વિઘોટી થોડી હોય ત્યાં લેખી કરારના અભાવે તેમાં કંઇક વધારો અમુક વર્ષ ગિરાસીયા કરી શકે એમ ઠરાવવું ગેર થશે નહિ, માટે ઠરાવવામાં આવે છે. આ કામે લેખી ઠરાવ નથી તેથી હાલ સુધી દર વિઘે લેવાતા આકારમાં ફેરફાર કરવા ઠરાવ કરવાનો પ્રતિવિવાદીને સત્તા છે. જો એ સત્તા એમને ન હોય તો ખેડુતોનું કાયમનું નુકશાન કરી જમીન સરકારમાં × × × તેઓ કોથળીસાંથ બાંધી લેશે. જેમાં ખેડુતોને કંઇ વિશેષ ફાયદો નથી. કેટલીક જમીન તેમની પાસેથી કાયમને માટે જવાનો સંભવ છે.

૩. હવે એ પ્રમાણે ફેરફાર કરી ગિરાસીયા વિઘોટી કેટલી વધારી શકે તે ઠરાવવાની જરૂર છે. જો તેમ ન કરવામાં આવે તો કોઇ લોભીયા ગિરાસીયા અગર તેમના કામદાર આડે રસ્તે આ ઠરાવથી દોરવાઇ જઈ એકના ચાર લેવા તૈયાર થશે, એનો અમને ભય રહે છે. તમામ ગિરાસીયા તથા ઠાકોરને ખબર હોવી જોઇએ કે શ્રીમંત ગાયકવાડ સરકારે જેના રાજ્યમાં એમના વાંટા છે અને જે રાજ્યના તેમના ખેડુતો રહીશ છે તે રાજ્યમાં પાછલાં બધા વહિવટો બંધ કરી વિઘોટી વહિવટ કાયમ કરવામાં આવ્યો છે. વિઘોટી કરતી વખતે

જેવી રીતે નામદાર બ્રિટિશ સરકારના રાજ્યમાં તપાસ કરી ઠરાવ કરવામાં આવે છે તેવી રીતે અમે તે પદ્ધતિથી આ રાજ્યમાં કરવામાં આવે છે, તેથી જો કાળ સંજોગોને અનુસરી શ્રીમંત સરકારના સ્તુત્ય ઠરાવો પ્રમાણે તેઓ ચાલશે તો તેઓને કોઇ પ્રકારની હરકત આવશે નહિ અને તેમના ખેડુતોને પણ ફરિયાદ કરવાનો માર્ગ રહેશે નહિ. શ્રીમંત સરકારનેજ એ જમીનો ઉપર સલામી આપે છે તે ઉપરાંત જે તે ગામના દર પ્રમાણે વિઘોટી ખેડુતો દર પ્રમાણે ગિરાસીઆઓને આપતાં કંઇ ગેર નથી. અત્રે કહેવાની જરૂર છે કે શ્રીમંત ગાયકવાડ સરકારે કૃપાવંત થઇ દર ઘણાજ માફકસર ઠરાવેલા છે. ખાતેદારો તથા બારખલી જમીન ધારણ કરનારાઓએ દર કરતાં બેથી ચારગણી વિઘોટી ગણોતીયા પાસેથી લે છે. જેવી રીતે ખાતેદાર દાણ ઉપજાવે તેવી રીતે સરકાર ઉપજાવે તો હાલ જે ઉપજ છે તે કરતાં બમણી તમણી ઉપજે; પણ એ રાજ્યનીતિ વિરૂદ્ધ હોવાથી તેમ કરવામાં આવતું નથી. નાની જમીન ધારણ કરનારાઓએ રાજ્યનીતિ અખત્યાર કરી શકે નહિ તેવી રીતે તેમના સ્વાર્થને પણ કંઇ મર્યાદા હોવી જોઇએ.

માટે એકંદર હકીકત ધ્યાનમાં લઇ એમ ઠરાવવામાં આવે છે કે પ્રતિવિવાદીની જમીન વિવાદીઓએ આ જમીનની પ્રતબંદી થાય તે પ્રમાણે ગામના મુખ્ય આકારને અનુસરીને દર વખતોવખત કરે તે પ્રતિવિવાદીને આપવી જોઇએ. એ પ્રતબંદી ગિરાસીઆના ખર્ચે તેમની માગણી ઉપરથી કરી આપવામાં આવશે: પણ જો તેમ કરવા પ્રતિવિવાદી કબુલ ન હોય તો અગર કબુલ હોય તો પ્રતિબંદી થતા સુધી ગામના વખતોવખતની સરાસરી દર પ્રમાણે જે વિઘોટી થાય તે તેમણે પ્રતિવિવાદીને આપવી. સરકારમાં જે હકક સરકારનો આવે છે તેમાં આ ઠરાવથી ફેરફાર થવાનો નથી એ કહેવાની જરૂર નથી. રીવીઝન સરવે દર લાગુ થતાં સુધી કળતર રૂ. ૧-૧૨-૦ એક રૂપીઓ બાર આના વિઘે લેવા.

ઠરાવ કરતી વખતે એમ જોવામાં આવ્યું કે તેમને આપેલો મુલકી અધિકાર માણસા રહી વાપરે છે તે પ્રમાણે આયેદે ન કરતા વાંટાની હદમાં રહી વાપરવો જોઇએ. ખેડુતો માણસા જવા ના પાડે તેમાં પ્રતિવિવાદીનું કંઇ ચાલે નહિ, માટે પ્રતિવિવાદીએ કરેલો ઠરાવ રદ્દ કરી વિવાદીઓએ શું વિઘોટી આયેદે આપવી તે ઉપર પ્રમાણે ઠરાવવામાં આવે છે. તા. માહે ફેબ્રુઆરી સને ૧૯૧૮ મુ. હારીજ.

(સહી.) જી. આર નિમ્બાલકર.
ગિરાસ અધિકારી.

## મહેરબાન ગિરાસ અધિકારી સાહેબ બહાદુરે ચુકવેલી ગિરાસ અપીલ નંબર ૨૫ સને ૧૯૧૭-૧૮ ના ઠરાવમાંથી ખપ પુરતો ઉતારો.

### ઠરાવ.

આજરોજ આ કામની સુનાવણી થતાં વિવાદીની તકરાર સાંભળી લીધી તથા મૂળ ઠરાવો ફાઇલોમાંથી કાઢી જોયા અને પાછળથી લખાપટી થઇ તે પણ જોઇ. ઠરાવો જોતાં ૪૪૪-૪૪૫ અને ૪૪૬ નંબરો ચલાવેલા છે, તેનો જે રકમ થાય તે વિવાદી માગે. જ્યારે મહાલમાં અમલ થવા કામ ગયું ત્યારે લખાપટીમાં જુદુ સ્વરૂપ આવી ૧-૧૪ નો એક

પૈકી નં. પાડી એ મૂળ ગિરાસીઆની જમીનમાં ન્હોતો; પણ ખરાબામાંથી દબાવેલો છે, એમ કહેવામાં આવ્યું. આ બરોબર થયું નથી. રા. ગિરાસ આસીસ્ટન્ટે પ્રથમ એ જમીન ગિરાસીઆની માની પાછળથી તકરાર આવી એટલે વાત ઉડાવી દીધી, એ પણ બરોબર થયું નથી. જો, ગિરાસીઓ જમીન દબાવતો હતો તો વખતોવખત મુલકી ખાતાએ પગલાં લેવાં હતાં. તેમ લીધેલ કાગળો ઉપરથી જણાતું નથી, માટે નીચલી કોર્ટનો ઠરાવ તથા મુલકી ખાતેથી પાડેલો જુદો નંબર રદ્દ કરી ઠરાવવામાં આવે છે કે એ જમીન ૪૪૪–૪૪૫–૪૪૬ ની હાલીમાજીના મેલથી જેટલી થાય તેટલી પાળવામાં આવે છે. તેનાં જે વિઘાં થતાં હોય, તેમ લત સમજવાની છે. જુદો નંબર પાડી ખેડ હક્કથી જમીન આપી હોય અને તેમાં મહુડાનું ઝાડ વેચ્યું હોય તો તે ઝાડના આવેલા પૈસા સાથે ખેડ હક્કની ઉપજેલી રકમ અને તે સાલથી સરકારમાં જે ઉપજ આવી હોય તે નક્કી કરી ગિરાસીઆને પરત આપવી એ ધોરણે તમામ કાગળોમાં દુરસ્તી કરવી. તા. ૨૨–૨–૧૯૧૯ મુ. **વિજાપુર.**

(સહી) **જી. આર. નિમ્બાલકર.**
ગિરાસ અધિકારી.

---

**૬ હુકમ નંબર ૩૨/૭૯ ×**

## બાંહેધરી ગિરાસ હક્કની બાબતમાં મહાલ અધિકારીઓની કેટલીક ગેરસમજ થતી અટકાવવા બાબત.

**સૂચના.**

૧. આ રાજ્યમાંના બાંહેધરીવાળા ગિરાસ સંબંધી વાંટાની જમીનના અંગે ગભાણની કેટલીક જમીન બાંહેધરીમાં ચલાવવાના ઠરાવ થયેલા છે, તેમજ લોદરા, જામળા, ચાંદીસણા એ આખા ગામો અને મોજી જીઆતલાવડી એ પણ કારવણનું પેટાપરૂ ગણી ચલાવેલું છે. મતલબ કે જે તે ગામ, ગભાણ અને જમીન જેના માટે થયેલા ઠરાવોને અનુસરી બાંહેધરીમાં ચલાવેલી છતાં કેટલીક વખતે મહાલોમાં કામ કરનારા માણસોની બદલી અગર બીજા કારણોથી કિંવા બાંહેધરી ગિરાસ સંબંધી નિયમ વટહુકમો બરાબર નહિ જોવાથી કેટલા પ્રશ્નો ઉપસ્થિત કરવામાં આવે છે, તેથી ગિરાસના કામમાં ઘણીજ લખાપટી વધે છે તે અટકાવવા માટે નીચે પ્રમાણે સૂચના કરવી જરૂરની છે.

૨. બાંહેધરીવાળા કેટલાક ઠાકોરોને સન ૧૮૯૭ ના નિયમ અનવયે બાંહેધરીવાળા વાંટા ગભાણ સંબંધી મુલકી અધિકાર આપવામાં આવ્યા છે તે આધારે તેમના નામે ચલાવેલી બાંહેધરીવાળી જમીન સંબંધી તજવીજ તેમણે કરવાની છે, અને તેમના ઠરાવ અગર હુકમથી નારાજ થનાર ઇસમે રીતસર આ તરફથી દાદ મેળવવાની છે. મહાલ અધિકારીઓએ ફક્ત બાંહેધરીમાં ચલાવેલી ગભાણની અંદર દીવાની ફોજદારી અને સાર્વભોમ સત્તા શ્રીમંત સરકારની હોવાથી ફક્ત બાંહેધરીમાં ચલાવેલી ગભાણ અગર જમીનની અંદર ધોરી

---

× આ દફ્તરી હુકમ રેસીડેન્ટ સાહેબે ગિરાસ અપીલ નંબર ૨૪ સને ૧૯૨૩ નો ઠરાવ કર્યો તેમાં માન્ય રાખ્યો છે.

રસ્તાઓમાં તેમ બીજી સાર્વજનિક સત્તા વિગેરે જેવી જમીનમાં દબાણ થાય, અસ્વચ્છતા થાય અગર બાંહેધરીવાળાઓએ આપેલી પરવાનગીથી મકાનો વિગેરે થતાં બાંધકામથી લોકોના આરોગ્ય રક્ષણને અને સાર્વજનિક હક્કને હરકત પહોંચતી હોય એટલા પ્રસંગોએ દરમિયાનગીરી કરવાની છે અને તેવા પ્રસંગે અટકાવ કરવા માટે બાંહેધરીવાળા તરફ લખી બંદોબસ્ત કરાવવો જોઇએ. જો મહાલ અધિકારીના લખાણ પ્રમાણે બંદોબસ્ત થયો નથી એમ તેમનું માનવું થાય તો તેમણે આ તરફ લખી મોકલવાનો વહિવટ રાખવો, એટલે જેવી રીતે મે. વરસોડા ઠાકોરના ચરાડા વાંટા ગભાણ અને મે. માંડવા રાણાના નાના ફુરાલાના વાંટાના ગભાણના કામે ગિરાસ કોર્ટે તપાસ કરી છેવટ નિકાલ કરી આપ્યો છે તેવી રીતે ગિરાસ કોર્ટથી તજવીજ થશે. પરંતુ બારોબાર મહાલેથી બીજી કાંઈ વ્યવસ્થા થવી જોઇએ નહિ.

૩. બાંહેધરીવાળા મુલકી અધિકાર ભોગવનાર ઠાકોરો, ભાયાતોએ શ્રીમંત સરકારની દિવાની ફોજદારી હુકમતને તાબે રહી વાંટા ગભાણની જમીન સંબંધી તેમને મળેલા સન ૧૮૯૭ ના મુલકી અધિકારના નિયમને અનુસરી બાંહેધરીવાળી ઠરેલી વાંટા ગભાણની જમીનમાં ઓટલા, મકાનો તથા એવા પ્રકારના બાંધકામો કરવાની આપતી વખતે રસ્તાઓનું તેમ સાર્વજનિક જમીનનું દબાણ નહિ થતાં લોકોના આરોગ્ય રક્ષણને તેથી હરકત નહિ આવે એટલા માટે બરાબર ચોકસી કરી પરવાનગી આપવાની છે અને આવી પરવાનગી આપતી વખતે તે સંબંધમાં કરેલા ઠરાવની નકલ જે તે સ્થળના રા. વહિવટદાર અગર મહાલકરી તરફ દીન ૮ માં મોકલવી. આ પ્રમાણે મહાલ અધિકારી તરફ ઠરાવની નકલ આવેથી તેમને ઉપરના પેરા બેમાં બતાવેલી બાબતોનું બરાબર નીરીક્ષણ કરી તેમને હરકત જેવું નહિ જણાય તો કામ નિકાલે રાખવું. જો મહાલ અધિકારીને કાંઇ વાંધા જેવું લાગે તો તરત તેમણે ઠાકોરને જણાવવું, ને તેમને કાંઇ હરકત હોય તો મહાલ સાથે વાટાઘાટ કરી નિકાલ કરી લેવો. જો તેમાં હરકત આવતી હોય તો ગિરાસ ખાતે લખવું.

૪ જો ઉપર પ્રા. ધોરણ રાખવામાં આવે તો આવા કામોમાં લખાપટી અને ગેર સમજ નહિ થતાં કામ સુરક્ષિત ચાલશે, માટે આવી બાબતમાં બાંહેધરીવાળા તરફથી તેમ મહાલ અધિકારી તરફથી તકરાર આવે યા સુચના મુજબ અમલ કરવાની તજવીજ ગિરાસ ખાતાએ કરવી જોઇએ.

પરવાનગીના સબબથી બાંહેધરીવાળા મુલકી અધિકાર ભોગવનાર તરફથી નિયમ અને વહિવટ વિરૂદ્ધ નજરાણા વિગેરે નવીન હક્ક લેવાની તજવીજ થાય તો તેવા પ્રસંગે તેમના ઠરાવ અગર હુકમથી નારાજ થનાર ઇસમને આ તરફ દાદ મેળવવા ઠરેલું છે એટલે તે માટે ફરી સુચના કરવાની જરૂર નથી. તા. ૨૬ જુલાઇ ૧૯૨૩.

( સહી ) **અનંતનારાયણ દાતાર.**
ગિરાસ અધિકારી.

# ગિરાસ ખાતાનાં જાહેરનામાં, વટહુકમો અને સરકયુલરો.

### હજુર કચેરી સરકયુલર નં. ૧ તા. ૩૧-૮-૧૮૭૭.

ગિરાસીઓ લુંટ, ચોરી વગેરે જબરીના ગુન્હા કરે તો ગિરાસ બંધ કરી શિક્ષા કરવા બાબત.

### સરકયુલર નં. ૯ તા. ૧૫-૧૨-૧૮૭૭.

દિવાની કોર્ટના હુકમનામાની બજાવણીમાં તોડા ગિરાસ જપ્ત ન કરવા બાબત.

### સરકયુલર નં. ૯ તા. ૧૭-૧૨-૧૮૭૮.

હજુર સેટલમેન્ટ ખાતાની પરવાનગી સિવાય ગિરાસ અગર વાંટા ઉપર હક્ક સ્થાપિત કરવાના દાવા દિવાની કોર્ટોમાં દાખલ નહિ કરવા બાબત.

### હુ. ક. સ. નં. ૭.

### સરકયુલર.

રેવાકાંઠા, મહીકાંઠા, પાલાણપુર વિગેરે ઠેકાણાના લોકોનો ગિરાસ, વાંટા વિગેરે હક્ક સંબંધી અરજીઓની બાબતમાં જે તે પ્રાંતના પોલીટીકલ એજન્ટ સાહેબની દરમિયાનગીરી ચાલતી હતી. તે હાલ ઇંગ્રેજ સરકાર અને ઇ. સરકારની વચ્ચે ઠરાવ થયો છે. તે અન્વયે બંધ થઇને એવું ઠર્યું છે કે એવી અરજીઓ હવે ગાયકવાડ સરકારના અધિકારીઓ તરફજ થવી. માત્ર ગિરાસીયાઓના હક્કના સંબંધના જુના કામોનો નિકાલ કરવા ગિરાસ સ્પે. સેટલમેન્ટ ઓફીસર નિમેલા છે તેમને ઠરાવી આપેલા આધકારીના સંબંધની જે અરજીઓ હશે તે તેમના તરફજ થશે. વડોદરા મધ્યે હજુર સેટલમેન્ટ ખાતામાં એક ગિરાસ ખાતુ કહાડવામાં આવ્યું છે. ત્યાં ઉપર લખેલા ગિરાસ વિગેરે સંબંધી બાંહેધરી હોય તેવા અને બીન ગિરાસીયા લોકોને કંઇ અરજી વિગેરે કરવી હોયતો તે કરશે અને ત્યાંથી તેનો નિકાલ થશે: પરંતુ એ સંબંધી કોઈ રેવાકાંઠા વિગેરેના ગિરાસીયા વહિવટદાર, નાયબ સુબા અગર સુબા તરફ અરજી કરે તો તે અરજી હજુર સેટલમેન્ટ ખાતામાં નિકાલને માટે હકીકત સુદ્ધાં તાકીદે મોકલી દેવી.

આ સિવાય રેવાકાંઠા વિગેરેના કોઇ ગિરાસીયાએ કંઈ જુદુ કામ કે જેનો સંબંધ મહાલમાંજ હશે તે બદલ મુલકી, જ્યુડીસીયલ, દિવાની, ફોજદારી અથવા પોલીસ અમલદાર આગળ અરજી કરે તો તે અરજીનો તપાસ કરી તાકીદે નિકાલ કરવો જોઇએ. સારાંશ કોઇ ગિરાસીયા વાંટા ગિરાસ વિગેરે હક્ક બદલ અરજી કરે તો તે અરજી સેટલમેન્ટ ખાતામાં હકીકત સાથે મોકલી દેવી અને કંઇ ઇતર કામ સંબંધી તે અરજી હોય કે જેનો નિકાલ

મહાલમાંથીજ થવાનો તેવી અરજી લઇને ગિરાસીયાને વિનાકારણ ખોટી, અગર હરકત ન કરતાં જલદી દાદ આપવી.

સદરહુ પ્રકારની બાબતમાં હજુરથી મહાલ વિગેરેના અધિકારીઓ તરફ જે હુકમો જશે તે જેઓ તેઓએ તાબડતોબ અમલમાં લાવવા.

જમીનદાર અને ગિરાસીયા લોકો સાથે તેઓની યોગ્યતા પ્રમાણે વર્તવું.

કોઇ જમીનદાર અથવા ગિરાસીયો નાની ઉમરનો હોવાથી અથવા બીજા કાંઇ કારણથી તેની એસ્ટેટનો વહિવટ કોઇ કરતા હશે અને તેઓએ તે કામને સારૂ નિમેલા કામદાર અરજી વિગેરે કરે તો તે કામદાર જમીનદાર તથા ગિરાસીયાનો મુખત્યાર છે એવું સમજવું.

જમીનદાર તથા ગિરાસીયા લોકોએ જે અરજીયો કરવાની તે જાતે અગર તેના મુખત્યાર અગર કામદારે કરવી જોઇએ. સરકારી અધિકારીએ જમીનદાર અને ગિરાસીયા અગર તેના કામદાર તરફ લખાણ કિંવા પુછપાછ કરવી હોય તો કોઇની દરમિયાનગીરી સિવાય કરવી.

રેવાકાંઠા તથા મહીકાંઠા તથા પાલણપુર ઇલાકાના જે જમીનદાર અને ગિરાસીયાના ઇ. સરકારના ખાસ અમલમાંના વાંટામાં અગર જમીનમાં કોઇ વહિવટ કરનાર હશે તો ઘણું કરી તેના તરફ ગાયકવાડ સરકારના અધિકારીઓએ લખાણ કરવાનો વહિવટ રાખવો. જમીનદાર વિગેરેને પત્ર લખતી વખતે તેના મરતબા પ્રમાણે લખતા જવું.

મૂળ ધોરણ એ છે કે બાંહેધરીવાળા જમીનદાર અને ગિરાસીયાના વાંટા, જમીન અને બીજા હક્કો જે આ સરકારને ખાસ હદમાં છે તે ઉપર મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબની દેખરેખ આજસુધી હતી તે હવેપછી નહિ રહેતાં મહેરબાન એજન્ટ ગવર્નર જનરલ સાહેબ વડોદરાની દેખરેખ થઇ છે.

સદરહુ બાંહેધરીવાળા જમીનદાર અને ગિરાસીયાના સદરહુ વાંટા જમીન તથા બીજા હક્ક સંબંધી તમામ ફરીયાદોની પ્રથમ ચોકસી કરી નિકાલ ઇ. સરકારના કામદાર કરશે; પરંતુ બાંહેધરીવાળા લોકો બદલ ઇન્સાફ બરોબર થવા સારૂ વડોદરાના એજન્ટ ગવર્નર જનરલ સાહેબ દેખરેખ રાખશે, માટે દરેક અધિકારીએ એ લોકોના કામમાં ખબરદારીથી તજવીજ રાખવી જોઇએ. એકાદ કામના કાગળ મહેરબાન એજન્ટ ગવર્નર જનરલ જોવા માગે તો તપાસમાં તે કામમાં દોષ મૂકવા જેવું કંઇ હોવું જોઇએ નહિ.

ઉપર લખ્યું છે તે ઉપરથી કામના નિકાલ સંબંધી તત્પરતા રાખવા વિષે વિગેરે જે પ્રકાર બતાવ્યો છે તે ફક્ત બાંહેધરીવાળા લોકોનેજ લાગુ છે એમ કોઇએ સમજવું નહિ. સરકારનો હેતુ સર્વેને દાદ મળવા વિષેનો છે. તથાપી બાંહેધરીવાળા વિષે મહેરબાન એજન્ટ ગવર્નર જનરલ સાહેબની દેખરેખ રહેવાની સબબ ખસુસ તે લોકોને સારૂ ઉપર લખ્યું છે.

તા. ૫-૧૧-૭૯. ( સહી ) ગજાનંદ કૃષ્ણ ભાટવડેકર.

સ. સે. કમીશ્નર.

## સે. ગી. જા. નંબર ૨૧૫.

### સરક્યુલર.

પરહદના ટ્રીબ્યુટ ભરનારા અગર બાંહેધરીવાળા ગિરાસીયા લોકો પોતાનો ગિરાસનો

અવેજ લેવા સારૂ જાતે નહિ આવતા પોતાના તરફથી કામદાર અગર મુખત્યારને મોકલી પૈસા લે છે. એવી રીતે પૈસા લઇ જનાર ઇસમ પ્રાસે યાદ અગર મુખત્યારપત્ર ઉપર તે લોક જે હદના રહેનારા હોય ત્યાંના પોલીટીકલ એજન્સીનાં કોઇ યોગ્ય અધિકારીની સહી હોય તો રોકડ ગિરાસ તુરત આપવો એવા મતલબનું સરક્યુલર નંબર ૩૮૭૯ તા. ૮ એપ્રીલ સન ૧૮૮૧ રોજ થયેલું છે.

ઉપરના સરકયુલર પ્રમાણે કોઇકોઇ જગોએ બરોબર અમલ થતો નથી અને ઠાકોર લોકો પોતાની સહીની યાદી સાથે કામદાર અગર મુખત્યારને મોકલે છે તે યાદી ઉપર એજન્સીના અધિકારીની સહીનો અક્ષેપ નહિ લેતાં ગિરાસના રૂપીયા આપવાનો વહિવટ કેટલાએક તાલુકામાં હોવાથી હાલ સરકયુલર કરવામાં આવે છે કે—

પરહદના ટ્રીબ્યુટ ભરનારા અગર બાંહેધરીવાળા ગિરાસીયા ઠાકોર લોક ગિરાસ લેવા જાતે ન આવતાં કામદાર અને મુખત્યાર મોકલે તો તેના સાથેની યાદી અગર મુખત્યારપત્ર ઉપર તેમના ખરાપણા વિષે જે હદમાંનો ગિરાસીયો અગર ઠાકોર રહેનારા હોય તે હદના પોલીટીકલ ખાતાના કોઇ યોગ્ય અધિકારી અથવા ઇંગ્રેજ સરકારના ખાલસા હદના રહેનારાને ખાલસાના યોગ્ય અધિકારીની સઇ હોવી જોઇએ એટલે તેવી સહી હોવા વગર રોકડ પૈસા આપવાનો વહિવટ જે ઠેકાણે હશે તે જગોએ બંધ કરવો. તા. ૨૭ ઓગસ્ટ સન ૧૮૮૫.

( સહી ) અંગ્રેજીમાં.
**આ. સેટલમેન્ટ કમીશનર.**

## સે. ગી. જા. નંબર ૧૨૬૭.

### જાહેરનામું.

આ રાજ્યમાં પરહદમાં રેહેનાર બાંહેધરીવાળા જમીનદાર તથા ગીરાસીયાઓના વાંટા ગિરાસ જમીન છે તેમાં ઉછેરેલાં ઝાડો ઉપર રસફળ બાબત તથા તે ઝાડો વાઢયાથી સુકાયાથી અથવા પડવાથી રાનવે કલમબંદીને આધારે જે હક્ક લેવાના તે શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઇ તા. ૪ માહે જાન્યુઆરી સન ૧૮૯૦ ના હુકમથી માફ કર્યા છે, માટે લાગતા વળગતા અમલદારો તથા લોકોને સદરહુ હુકમની માહિતી થવા સારૂ આ જાહેરનામું કાઢવામાં આવ્યું છે. તારીખ ૧૦ માહે જાન્યુઆરી સન ૧૮૯૦.

Sd/-Gajanand Krishna Bhatvadeker.
સેટલમેન્ટ કમીશ્નર.

## સે. ગી. જા. નંબર ૧૮૮.

### સરકયુલર.

ટ્રીબ્યુટરી ઠાકોરના રોકડ ગિરાસના રૂપીયા પોલીટીકલ એજન્સીના યોગ્ય અધિકારીની સહીનો કાગળ રજુ કરેથી આપવા વિષે પ્રથમ આ ખાતેથી સરક્યુલર નંબર ૩૮૭૯ તા. ૯–૪–૮૧ નો થયેલો છે તે ઉપરથી રૂપીયા લેવા આવનાર પાસેથી સ્ટાંપ કાગળ ઉપર

મુખત્યારપત્ર લેવામાં આવતાં નથી, તેજ પ્રમાણે ખેડુતોએ દાણ ન આપવાથી દાણ બાબત તપાસ કરી ખેડુ પાસેથી રૂપીયા વસુલ કરી ઠાકોરને આપવા ગિરાસ ખાતા તરફથી હુકમો આજમ વહીવટદારો ઉપર લખવામાં આવે છે તે ઉપરથી વસુલ થયેલા રૂપીયા મહાલમાંથી ઠાકોરના માણસને આપી તે બાબતનું વાઉચર નંબર ૩૦ નું મહેરબાન હજુર ઓડિટર સાહેબ તરફ આવ્યાથી તેઓ સાહેબે વડોદરા પ્રાંતના સુબા સાહેબ તરફ ઓડિટ કાઢી યાદી નંબર ૮૧૩ તારીખ ૧૨–૪–૯૦ ની લખેલી છે તેમાં સદર રૂપીયા ઠાકોરના મુખત્યારને અદા થયેલા છે. તે મુખત્યારપત્ર સાદા કાગળ ઉપર છે તો સ્ટાંપ નિબંધ પ્રમાણે સ્ટાંપ કાગળ ઉપર સહી નહિ લેતાં સાદા કાગળ ઉપર લેવા બાબત કાંઇ હુકમનો આધાર હશે તો તે બાબત ખુલાસો માગેલો છે તે લગત કામ ચાલી છેવટ મે. હજુર આસીસ્ટન્ટ સાહેબે નામદાર દિવાન બહાદુર દિવાન સાહેબ તરફ રજુ કરી હકીકત સમજાવતાં હુકમ થયા પ્રમાણે મે. રા. બા. મહાલા નિહાયના સર સુબા સાહેબ તરફ જા. નંબર ૨૦૦ તા. ૨૦–૮–૯૧ ના સેરાથી લખી મોકલ્યુ છે તે નીચે પ્રમાણે.

આ પ્રકરણ નામદાર દિવાન બહાદુર દિવાન સાહેબને રૂબરૂ સમજાવતાં હાલ નવીન સ્ટાંપ નિબંધમાં માફી વિષે ઠરાવવામાં આવ્યુ નથી; તોપણ ગેરન્ટીવાળા ગિરાસીયાના સંબંધમાં મુખત્યારપત્રને સ્ટાંપની હરકત નહિ લેવા વિષે પ્રથમ સરકયુલરથી જે ઠર્યું છે તો તેજ પ્રમાણે હાલ નવીન સ્ટાંપ નિબંધને અપવાદ સમજી સરકયુલર પ્રમાણે અમલ થવો જોઇએ એ પ્રમાણે રૂબરૂ હુકમ થયેલો છે.

ઉપર પ્રમાણે નકકી થયું છે તેનો દાખલો જેને તિજોરીમાંથી ટ્રીબ્યુટ ભરનારા ગેરન્ટી વાળા ઠાકોરોને રૂપીયા આપવાનો પ્રસંગ છે તેઓએ આ ઉપરથી દાખલો લેઈ તે પ્રમાણે અમલ કરવાની તજવીજ રાખવી. તા. ૨૨–૮–૯૧.

(સહી) ડાહ્યાભાઈ હરજીવનદાસ.
સે. ક. વતી.

## સે. ગી. જા. નંબર ૬૮૪.

### સરકયુલર.

રેવાકાંઠા, મહીકાંઠા, પાલણપુર વિગેરે ઠેકાણાના લોકોનો ગિરાસ વાંટા વિગેરે હકક શ્રીમંત ગાયકવાડ સરકારના ખાસ અમલમાં છે તે પૈકી જેમને નામદાર ઇંગ્રેજ સરકારની બાંહેધરી છે એવા લોકો તો ગિરાસ વાંટા વીગેરે હક્ક સંબંધેની અરજી બાબત વડોદરાના મે. એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ સાહેબ બહાદુરની દેખરેખ છે તેથી એવા લોકોની તકરાર આવે તે વખતે તેમનાં કામનાં નીકાલ સંબંધી તત્પરતા રાખવા વિષે હજુરથી સરકયુલર નંબર ૭ તા. ૫ માહે નવેમ્બર સને ૧૮૭૯ નો થયેલો છે.

ઉપર પ્રમાણે સરકયુલર થયા છતાં પણ બાંહેધરીવાળા ગિરાસીઆ લોકોને બરોબર દાદ મળતી નથી, એમ કેટલાક કામમાં જણાઇ આવ્યાથી ફરી આ સરકયુલર કરવામાં આવે છે કે પરહદના બાંહેધરીવાળા ગિરાસીઆ લોકોની તેમજ ટ્રીબ્યુટરી ઠાકોરો તરફથી કંઇ

પણ લખાણુ અથવા અરજીઓ આવે તે બદલ તાબડતોબ ચોકસી કરી તેના નિકાલ આજમ માહાલા નીહાયના વહીવટદારોએ કિંવા લાગતા વળગતા અમલદાર સાહેબોએ કરી તેની ખબર તેમને આપવાની તજવીજ થવી જોઇએ અગર નિકાલ કરવાને દેર થવા જેવું હશે તો તેવો જવાબ આપવાની તજવીજ થવી કે નાહક અસંતોષ થઇ ગાલ્લો કરવાને તેમને તક મળે નહિ.

ઉપર પ્રમાણે તજવીજ થવામાં ગફલત થઇ ઓભાટ આવશે તો તેની જવાબદારી જે તે અમલદાર ઉપર રહેશે. તારીખ ૬ ઠી માર્ચ સને ૧૮૯૫.

(સહી) ડાહ્યાભાઇ હરજીવનદાસ.
ગી. આ.

# ગિરાસીયાઓના અધિકાર સંબંધી નિયમ.

## વડોદરા રાજ્યમાં આવેલાં ગામ તથા વાંટાઓમાં બાંહેધરીવાળા ઠાકોર, ગિરાસીઆ વિગેરેઓએ ચલાવવાના મુલકી વહિવટ સંબંધી નિયમો.

( ઇન્ડિયા ગવર્નમેન્ટના નંબર ૩૧૦૩ આઇ. એ. તા. ૧૮-૮-૧૮૯૭ ના કાગળથી મંજુર થયેલા. )

૧ ભાદરવાના ઠાકોર.
૨ માંડવાના રાણા.
૩ છાલીયરના ઠાકોર.
૪ શણોરના રાણા.
૫ શીહોરાના ઠાકોર.
૬ નાહારાના બારીઆ.
૭ અગરના ઠાકોર. ‖
૮ ભીલોડીયાના ઠાકોર. ‖
૯ ઉમેટાના ઠાકોર. ‖
૧૦ વજીરીઆના ઠાકોર. ‖
૧૧ વરસોડાના ઠાકોર.
૧૨ વાસણાના ઠાકોર.
૧૩ પેથાપુરના ઠાકોર.
૧૪ વરસોડા નાના રાજ્યના ભાયાતો.
૧૫ માણસા પ્રતાપસીંગજીના મહાડના ભાયાતો
૧૬ † દાંતા.
૧૭ *વરસોડા ભાયાત કુમાર શ્રી જુવાનસીંહજી.

‖ અગર, ભીલોડીઆ, ઉમેટા, વજીરીઆના ઠાકોરોને મુલકી નિયમની કલમ ૪ ની પેટા કલમો ૧, ૨, ૩, ૪, ૭, ૮, ૯, અને ૧૨ અન્વયે અધિકાર આપવામાં આવેલો છે. નામદાર રેસીડેન્સીના ઈંગ્રેજી પત્ર નંબર ૧૩૮૧૧ તા. ૭-૭-૨૨ ઉપરથી મે. રા. રા. ગિરાસ અધિકારી સાહેબનું જાહેરનામુ ૩/૭ તા. ૧૩ જુલાઇ સને ૧૯૨૨ આજ્ઞાપાત્રકા ભાગ ૧ લો પાન ૧૩૯૯ તા. ૨૦-૭-૨૨.

† દાંતા રાણાજીશ્રીને મુલકી અધિકાર મળ્યો. રેસીડેન્સીનાં ઈંગ્રેજી પત્ર નંબર ૫૭ તા. ૧૪ ફેબ્રુઆરી સને ૧૯૧૪.

* વરસોડા ભાયાત કુમાર જુવાનસીંહજીને મુલકી અધિકાર મળ્યો. રેસીડેન્સીના ઇ. પત્ર નંબર ૯૯૯૨ તા. ૭-૮-૧૯૨૦

૧૮ × વરસોડા ભાયાત છત્રસીંહજી.
૧૯ ૧ માણસા ભાયાત, ભવાનસીંગજી સબળસીંહજી.
૨૦ + માણસા ભાયાત બહેરચસીંહજી જવાનસીંહજી.
૨૧ ÷ માણસા ભાયાત ગોપાળજી ગુલાબજી.

૧. ઉપર લખેલા ઠાકોર તથા બીજાઓ જેઓ પૂર્ણ મુલકી અધિકાર ભોગવે છે તેઓ વડોદરા રાજ્યમાં આવેલાં પોતાનાં ગામ, વાંટા, એસ્ટેટ, જમીન, ગભાણુ, વાડા, ઘર ઝાડ, વિગેરે ઉપર નીચે લખેલા તમામ મુલકી અધિકાર ચલાવશે.

૨. ઉપર લખ્યા સિવાયનો બીજો કોઇ બાંહેધરીવાળો ઠાકોર અગર ગિરાસીઓ ( જે આગલા રિવાજને આધારે અગર જે તેની સ્થિતિ આબરૂ તથા જમીન અગર મિલ્કતના વિસ્તારને લીધે આ અધિકાર મેળવવાને હકકદાર હશે ) તેને મુલકી વહીવટ ચલાવવાનો પૂરેપૂરો અથવા થોડો અધિકાર આપવો કે નહિ તે બાબતનો ઠરાવ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલે વડોદરા દરબારને તે સંબંધમાં જે કહેવાનું હશે તે ધ્યાનમાં લઇને કરવો.

૩. આ અધિકાર ખુદ ઠાકોરોએ અથવા ગિરાસીઆએ અથવા તેમના કામદારોએ અથવા તેમના એસ્ટેટ મુંબાઇ સરકારના રાજ્યકિય નિર્બંધ હેઠળ એજન્સીના વહીવટનાં હશે તો પોલિટિકલ એજન્ટે નિમેલા જપ્તીદારે અગર મેનેજરે ચલાવવા.

૪. મુલકી વહીવટ ચલાવવા સંબંધી અધિકાર નીચે પ્રમાણે છે.

(૧) જમીનનું મહેસુલ અગર ગણોત રોકડું અગર દાણાના રૂપમાં યોગ્ય રીતે આપવા બદલ વાંટાના ખેડુતો પાસેથી જામીન માગવાનો.
(૨) પાક કાપતાં અટકાવવાનો.
(૩) જે જમીનમાં પાક કાપેલો હશે તે જમીનમાંથી અથવા જે જગાએ તે રાખેલો હશે ત્યાંથી પ્રસંગ પ્રમાણે ઠાકોર અગર ગિરાસીઆની અગર તેના કામદાર અગર જપ્તીદાર અગર મેનેજરની પરવાનગી સિવાય તેને ખસેડવા નહિ દેવાનો.
(૪) પાક ઉપર ખેડુતને ખરચે રખેવાળો રાખવાનો.
(૫) મોસલ કરવાનો, પણ એવું ઠરાવ્યું છે કે આ પ્રકારે વસુલ કરવાની રકમ કોઈ-પણ એક બાબતમાં ૧૦ રૂપીઆ કરતાં વધારે હોવી ન જોઇએ.

---

× વરસોડા ભાયાત છત્રસીંહજીને મુલકી નિયમની કલમ ૪ ની પેટા રકમ ૧, ૨, ૩, ૪, ૭, ૮, ૯ અને ૧૨ અન્વયે અધિકાર મળ્યો. ગિરાસ ખાતાનું જાહેરનામું નંબર ૨/૭ તા. ૧૩–૭–૧૯૨૨ આ. ૫. પાન ૧૩૯૯.

૧ માણસા ભાયાત ભવાનસીંગજી સબળસીંગજીને બોરૂ ગામ પુરતો કલમ ૪ ની પેટા રકમ ૫–૬ સિવાયનો અધિકાર મળ્યો. રેસીડેન્સીનો ઇ. પત્ર નંબર ૧૯૦ તા. ૧૯–૭–૧૯૦૧.

+ માણસા ભાયાત બેચરસીંગજી જવાનસીંગજીને મુલકી નિયમની કલમ ૪ ની પેટા રકમ ૧, ૨, ૩, ૪, ૭, ૮, ૯ અને ૧૨ અન્વયે અધિકાર મળ્યો. ગિરાસ ખાતાનું જાહેરનામું નંબર ૩/૭ તા. ૧૩–૭–૧૯૨૨ આ. ૫. પાન ૧૩૯૯.

÷ માણસા ભાયાત ગોપાળજી ગુલાબજી કરસનસીંગજીના મહાડવાળાને મુલકી નિયમની કલમ ૪ ની પેટા રકમ ૧, ૨, ૩, ૪, ૭, ૮, ૯ અને ૧૨ અન્વયે અધિકાર મળ્યો. ગિરાસ ખાતાનું જાહેરનામું નંબર ૨/૯ તા. ૨૧–૭–૨૫ આ. ૫. પાન ૧૨૩૩.

(૬) મહેસુલ ન આપનારી નીચે લખેલી મિલકત સિવાયની મિલકત જપ્ત કરીને વેચવાનો.
(અ) ખેડુતનાં તેની સ્ત્રીનાં તથા છોકરાંનાં જરૂરીઆતી પહેરવાનાં કપડાં તથા બીછાનાં.
(બ) ખેતીવાડીનાં ઓજાર તથા ખેડુતને પોતાનું ગુજરાન ચલાવવા માટે જરૂરનાં હોય એવા ઢોર તથા બીના દાણા.
(ક) ખેડુતની માલકીનાં તથા તેના ભોગવટામાંના ઘર તથા બીજી ઇમારતોનો સામાન.

(૭) હપ્તાની રકમ તથા તે ભરવાની તારીખ ઠરાવવાનો અને મહેસુલ દાણાના રૂપમાં લેવાતું હશે તે બાબતમાં તેનું કળતર કરવાનો વખત ઠરાવવાનો અને ખેડુત પાસે કેટલા દાણા વિગેરે લહેણા નિકળે છે તે નક્કી કરવાનો.

(૮) રાજીનામુ આપવાની નોટીસો લેવાનો તથા રાજીનામાની તારીખ મુકરર કરવાનો.

(૯) યોગ્ય નોટીસ આપીને ખેડુત બદલવાનો; પરંતુ સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે અથવા સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરના જેવો જેણે અધિકાર ભોગવ્યો હોય એવા બીજા કોઇ બ્રિટિશ અધિકારીએ ખેડ હક્ક જાથુનો ઠરાવ્યો હોય તેવો તે પ્રસંગે તે (જાથુ ખેડ હક્ક ધરાવનાર) ખેડુત જો દાણ અથવા મહેસુલ ન આપે તોજ અને બીજા બધા ઉપાયો નિષ્ફળ જાય ત્યારપછીજ તેની પાસેથી કબજો લઇ લેવો જોઇએ.

(૧૦) બાંહેધરીવાળા વાંટા તથા ગામોમાં પટેલો મતાદારો તથા તલાટીઓ નિમવાનો તથા એવા સંબંધથી તેમને ભોગવવાની જમીન તથા લવાજમ નક્કી કરવાનો તથા તેમને નોકરી ઉપરથી દૂર કરવાનો તથા એવી જમીન વિગેરે પાછી લઇ લેવાનો.

(૧૧) ખેતરોની હદ બાબત પાણી જવાના માર્ગ બાબત સહીઆરા કુવામાંથી અથવા સહીઆરા પાણીના સાધનમાંથી પાણી વહેંચી લેવા બાબત તથા ખેડ હકકને લગતી બીજી સુલભ વાતો એટલે કે જેનો તળપદ સાથે કોઇપણ રીતે સંબંધ ન હોય તેવી વાતો બાબત પોતાના વાંટાના ખેડુતો વચ્ચેની તકરારોનો નિકાલ કરવાનો.

(૧૨) ખેડુતો હકકને બાધ ન આવે તે રીતે પોતાના વાંટા, જમીન, ગભાણ, ઝાડ, પસાયતા જમીન અને બીજી મિલકતને યોગ્ય મુલકી વહીવટ થવા સારૂ જરૂરનો હોય એવો બંદોબસ્ત કરવાનો આ અધિકારમાં નીચેના હકકનો એટલે જે બાબતોમાં સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસરે અગર અગાઉના ગિરાસ સેટલમેન્ટ ઓફીસરોએ અથવા તેમના જેવી સત્તા ભોગવનાર કોઇપણ બ્રિટિશ અમલદારે વિરૂદ્ધ ઠરાવ કરેલો હોય તે સિવાયને પ્રસંગે કળતર અગર બીજી રીતે ગણોત મુકરર કરવાની પદ્ધતિ બદલીને વિઘોટી અથવા રોકડ રકમ ઠરાવવા હક્કનો સમાવશ થાય છે.

ઠાકોરોએ તથા બીજાઓએ ઉપર લખેલા અધિકાર સિવાય બીજા જે અધિકાર તેઓએ હાલસુધી ચલાવ્યા હશે તે ચલાવ્યા કરવા જોઇએ.

૫. મહેસુલ નહિ આપનાર પોતાની પાસે માગવામાં આવેલી રકમ આપે એટલે અથવા માગેલી રકમ આપવા બદલ ઠાકોરને અથવા તેના કામદારને સંતોષકારક જામીન આપે એટલે બધા સખતાઇના ઇલાજો બંધ પડવા જોઇએ.

૬. સદરહુ માગેલી રકમ ખેડુત પાસેથી વસુલ ન થાય તો ઠાકોર તે રકમ મહેસુલના લહેણા તરીકે જમીન પાસેથી વસુલ કરવાને મુખત્યાર છે.

૭. જે નાના ગિરાસીઆ વિગેરે ઠાકોરના મુલકી વહિવટ નીચે વાંટા જમીન વિગેરે ધારણ કરતા હશે તેમણે પોતાનું ગણોત અથવા મહેસુલ વસુલ કરવા સારૂ મદદને માટે ઠાકોરને અરજ કરવી જોઇએ.

૮. મુલકી વહિવટ ચલાવનારા જે કોઇ ગિરાસીઆએ અથવા તેના કામદારે અથવા પોલીટીકલ એજન્ટ તરફથી નિમાયલા જમીદારે અથવા મેનેજરે અથવા તેના હુકમથી કામ કરનારા કોઈ માણસે તે અધિકાર ચલાવતાં શુદ્ધ બુદ્ધિથી જે જે કાયદેસર કામ કર્યું હશે તે માટે તેના ઉપર વડોદરા દરબારની પ્રથમ મંજુરી મેળવ્યા સિવાય ફોજદારી કોર્ટમાં અટકાવમાં લેવાશે નહિ અથવા ફરિયાદી ચાલશે નહિ અથવા દિવાની કોર્ટમાં દાવો ચાલશે નહિ. આ પ્રમાણે આપેલી મંજુરીની ખબર એજન્ટ ટુ ધી ગવર્નર જનરલને આપવામાં આવી, ને તે ( મંજુરી ) બહાલ રાખે નહિ ત્યાંસુધી ઉપર લખેલા આસામીઓ ઉપર કાંઇ પણ કામ ચલાવવું નહિ.

૯. વાંટા એસ્ટેટમાં ઠાકોર, ગિરાસીઆ વિગેરેના (ફક્ત) બાંહેધરીવાળી જમીન તથા તેના પાકનીજ બાબતમાં પોતાના ખેડુત ઉપરના ગણોત અથવા મહેસુલ સંબંધી દાવા એવી જમીન ઉપર નામદાર ગાયકવાડના જે હક્ક હોય તે બાદ કરીને બીજા બધા દાવા કરતાં શ્રેષ્ઠ ગણવા જોઇએ.

૧૦. ઠાકોરોએ પ્રોસેસો વિગેરે બજાવવા સારૂ પોતપોતાની ગોઠવણ કરવી જોઇએ અને વડોદરા રાજ્યમાં ચાલતો વહિવટ આ નિયમોના ઠરાવો પૈકી કોઇપણ ઠરાવથી વિરૂદ્ધ નહિ હોય તેટલે સુધી તેમણે તે પ્રમાણે સાધારણ રીતે ચાલવું જોઇએ. જે બાબતોમાં તેઓ પોતાના માણસોથી પ્રોસેસો બજાવી શકે નહિ તે બાબતોમાં તેઓ મદદને માટે મહેસુલ વસુલ કરવા સંબંધી નિયમોની રૂઇએ વડોદરા રાજ્યની મુલકી કોર્ટોને અરજ કરી શકશે.

૧૧. જે કોઇપણ ખેડુત અથવા શખસ ઠાકોરે ગિરાસીયા અથવા ભાયાત અથવા તેના કામદારે ઉપર પ્રમાણે આપેલા અધિકાર ચલાવીને કરેલા હુકમો માનશે નહિ અથવા એવા અધિકાર કાયદેસર રીતે ચલાવવામાં કાંઇ અટકાવ કરશે, તે ખેડુત અથવા શખસે ઠાકોર ગિરાસીયા અથવા ભાયાતને વત્તામાં વત્તા ૧૦) રૂપીયા સુધીનો દંડ આપવાને અને તે ગુન્હો ફરીથી કરવામાં આવે તો વત્તામાં વત્તા ૨૫) રૂપીયા સુધીનો દંડ આપવાને અગર સદરહુ હુકમ લહેણા થયેલા ગણોત અથવા મહેસુલ વસુલ કરવા બાબત ન હોય તે પ્રસંગે તે ગણોત અથવા મહેસુલની બમણી રકમ આપવાને પાત્ર થશે. આ દંડ જાણે મહેસુલ સંબંધી લહેણું હોય તે પ્રમાણે વસુલ કરવો જોઇએ.

૧૨. વાંટાની જમીનના પસાયતેદાર અથવા ગભાણુના કબજેદાર અથવા ખેડુત વિરૂદ્ધ દિવાની કોર્ટથી થયેલા કોઇ હુકમનામાંથી વાંટાદારના હક્કને બાધ આવશે નહિ.

## સામાન્ય નિયમો.

૧૩. જો કોઇ બાંહેધરીવાળા ગિરાસીઆ અગર ઠાકોરને તેના બાંહેધરીના હક્કમાં થયેલા કંઇ પગપેસારા બદલ ફરિયાદ કરવાનું કારણ હશે અગર એવા હક્ક અથવા વિશેષ અધિકારની બાબતમાં કંઇ બીજી ફરિયાદ કરવાની હશે તો તેણે તે સાદા કાગળ ઉપર

વડોદરા રાજ્યના ગિરાસ ખાતામાં કરવી જોઇએ અને તે ખાતાએ તે બાબતમાં બનતી તાકીદે તપાસ કરવી જોઇએ.

૧૪. જો ત્રણ માસમાં તેને ગિરાસ ખાતા તરફથી દાદ નહિ મળે અગર તે ખાતાએ કરેલા હુકમ અથવા ઠરાવથી તે નારાજ થાય તો તે ખાતા તરફથી તેને જે કંઇ હુકમ અગર જવાબ મળ્યો હશે તે અથવા તે ખાતાએ કરેલા ઠરાવની નકલ સામીલ રાખી તેને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલને અરજ કરવાની છુટ છે.

૧૫. એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ એમણે ( બાંહેધરીવાળા હકકોના સંબંધમાં ) હાલસુધી ભોગવેલી સત્તા ઉપરના નિયમોથી નિયમિત થાય છે એમ સમજવું નહિ.

True Translation.
Sd/–MIRZA. A. BAIG.
Oriental Translator
to Government.

# દાણ વસુલ કરવા સંબંધી નિયમ.

## બાંહેધરીવાળા ગિરાસીઆઓની નામદાર ગાયકવાડ મુલકમાં આવેલી વાંટાની જમીન વિગેરેનું ગણોત અગર મહેસુલ (અથવા બીજા બાંહેધરીના હક્ક) વસુલ કરવા સંબંધી વિશેષ નિયમો.

**ટીપ**—જે વાંટાની જમીન વિગેરે ઉપર બાંહેધરીવાળા ઠાકોર અગર ગિરાસીઆ પૂર્ણ મુલકી અધિકાર ચલાવતા નથી તે વાંટાની જમીન વિગેરેને આ નિયમ લાગુ પડશે.

૧. જમીનનું મહેસુલ ( અથવા બીજા બાંહેધરીના હકક ) વસુલ કરવા માટે સ્થાનિક મુલકી કોર્ટને અરજ કરવાની, તે જે સાલનું ગણોત અગર માગણું લહેણું થયું હશે તે સાલમાં કિંવા તે સાલ પુરી થયા પછી એક વર્ષમાં એટલે જે સાલનો દાવો હશે તે સાલ પછીના વર્ષની તા. ૩૧ મી જુલાઇને રોજ કિંવા તે પહેલાં અરજ કરવી જોઇએ ( એક વરસથી વધુ મુદતની દાણની બાકીના દાવા દિવાની કોર્ટમાં કરવા. ગિરાસ ખાતાનું જાહેરનામુ નંબર ૩/૬ તા. ૮–૨–૨૧ નું પ્રસિદ્ધ થયેલું. આ. પા. પાન ૧૧૨૮ તા. ૩–૩–૨૧ ઉપર છપાયેલું છે. )

૨ જો તે અરજીમાં એકજ ગામના એક ખેડુત કરતાં વધારે ખેડુતો સામેના દાવાઓનો સમાવેશ થતો હશે તો હાંસિયામાં બતાવેલા નમુનાનું પત્રક તેની સાથે સામીલ કરવું જોઇએ. અરજી સાથે દસ્તાવેજી પુરાવો તથા સાક્ષીદારોનાં નામની યાદ તથા બીજા જરૂરી કાગળો દાખલ કરવા જોઇએ.

| અનુક્રમ નંબર. | ખેડુતનું નામ. | દાવાની રકમ. | દાવાની ટુંકામાં હકીકત. |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |

**ટીપ**—"અરજી" આ શબ્દમાં યાદી અથવા રિવાજ પ્રમાણેનાં બીજાં લખાણોનો સમાવેશ થાય છે.

૩. અરજી કરવાની તે ખુદ દાવેદારે અથવા તેના કાયદેસર મુખત્યારે જાતે આપવી અથવા ટપાલ મારફત રજીસ્ટર કરાવી મોકલવી. સદરહુ મુખત્યારે મુખત્યારપત્ર અથવા જે હદમાં દાવેદાર રહેતો હશે તે જગાના અધિકારવાળા ઠાકોર એજન્સીના કોઇ અધિકારી (થાણુદારથી ઉતરતા દરજ્જાના નહિ હોય એવા) ની સહીનું સર્ટિફીકેટ રજુ કરવું જોઇએ.

૪. જે કોઇ અરજી બાબત ચોકસી કરવાની જરૂર નથી એમ કોર્ટને લાગે તે અરજી નામંજુર કરી તેની ખબર અરજદારને આપવાનો અખત્યાર છે; પરંતુ નામંજુર કરવાનું કારણ તે અરજી ઉપર લખવું અને અરજદાર તેની નકલ માગે તો તેને આપવી. જો કોર્ટ તે અરજી બાબત ચોકસી કરવાનું ધારે તો તેણે ચોકસીની તારીખ ઠરાવવી અને પ્રતિવાદીને તે તારીખની નોટિસ આ (નિયમોને જોડેલા નિશાની **અ** ના નમુના પ્રમાણે) આપવી. વળી ફરીયાદીને પણ તે તારીખની ખબર આપવી.

૫. નિશાની **અ** વાળી નોટિસ તથા બન્ને પક્ષના સાક્ષીદારોને બોલાવવાના સમન્સ વગર ખરચે કાઢવા તથા બજાવવા જોઇએ; પણ જે પક્ષકારે સાક્ષીદારોને બોલાવવાની દરખાસ્ત આપી હશે તેણે તેનું પોટગી ભથ્થુ આપવું જોઈએ.

૬. કલમ ૪માં લખ્યા પ્રમાણે નિમેલી તારીખે અથવા જે કોઇ બીજી તારીખ ઉપર સદરહુ મુકરદમો યોગ્ય કારણને લીધે મુલતવી રાખવામાં આવ્યો હોય તે બીજી તારીખે બન્ને પક્ષકારોનો પુરાવો લઇ અથવા પ્રતિવાદી ગેરહાજર હશે તો એકલા ફરિયાદી તરફનો પુરાવો લઇ અગર ફરિયાદી ગેરહાજર હોય અને પ્રતિવાદી કાંઇ પણ દાવો કબુલ કરે તો તે કબુલત નોંધી લઇ મુલકી કોર્ટે યોગ્ય ફેંસલો આપવો જોઈએ.

૭. નિમેલી તારીખે ફરિયાદી હાજર ન થાય અગર હાજર થઇને પુરાવો રજુ ન કરે તો તેની અરજી કાઢી નાંખવા કોર્ટ મુખત્યાર છે; પરંતુ અરજી કાઢી નાખ્યાની તારીખથી ૩૦ દિવસની અંદર ફરિયાદી હાજર થઇ નિમેલી તારીખે હાજર નહિ થવાનું યોગ્ય કારણ બતાવે તો કોર્ટે તે અરજી ફરીથી ફાઇલ ઉપર લેવી જોઇએ અને દાવો ફરીથી ફાઇલ ઉપર લીધાની ખબર પક્ષકારોને કલમ ૪ માં લખ્યા પ્રમાણે આપવી જોઇએ.

૮. ગિરાસીઆ તથા તેના ખેડુતની વચ્ચે કંઈ કરાર થયો છે એમ સાબિત થાય તો કોર્ટે તે કરાર પ્રમાણે ગણોત અપાવવાનો ઠરાવ કરવો જોઇએ. જો કંઇ કરાર નહિ થયો હશે તો વાંટામાં જે સિરસ્તો હશે તે પ્રમાણે ચાલવું. જો સિરસ્તો નક્કી થઇ શકતો નહિ હશે તો પડોશની તેવી જમીનના ગણોતનો આધાર લેવો. જે બાબતોમાં સ્પેશીઅલ સેટલમેન્ટ ઓફીસરે અગર પ્રથમના સેટલમેન્ટ ઓફીસરે એટલે આસીસ્ટન્ટ રેસીડેન્ટે ગણોત મુકરર કરેલું હશે તે બાબતોમાં મુલકી કોર્ટે ફક્ત તે મુકરર કરેલા ગણોત પુરતી મદદ આપવી.

૯. મુલકી કોર્ટે ગણોત અગર બીજું બાંહેધરીવાળું માગણું આપવા બાબત હુકમનામું કર્યા પછી તે વસુલ કરવા સારૂ મહેસુલ સંબંધી લહેણું વસુલ કરવા બાબતના ઠરાવ પ્રમાણે ઇલાજ લેવા જોઇએ; પણ તેના ખરચનો બોજો ગિરાસીઆના ઉપર પડવો ન જોઇએ.

૧૦. વડોદરા સરકારના લહેણા થયેલા ગણોત સિવાય ગિરાસીઆના તેમના ખેડુતો ઉપરના ગણોત અગર મહેસુલના દાવા બીજા સઘળા દાવા કરતાં શ્રેષ્ટ ગણાશે; પણ તેજ ખેડુતે ધારણ કરેલી બીજી સરકારી જમીન બાબત લહેણા થયેલા કાંઈ પણ ગણોત બદલ કાંઈ પણ રકમ આ નિયમો પ્રમાણે વસુલ થયેલા ગણોતમાંથી કાપી લેવામાં આવશે નહિ.

૧૧. ૧ લા નિયમમાં જેમનો સમાવેશ થતો ન હોય એવા પાછલી બાકી સંબંધી બધા દાવા આ નિયમો અમલમાં આવે તે તારીખથી એક વર્ષની અંદર મુલકી કોર્ટમાં દાખલ કરવા જોઇએ.

૧૨. અવલ મુલકી કોર્ટોએ કરેલા બધા હુકમો ઉપર તે હુકમની તારીખથી ૩૦ દિવસની અંદર અપીલ સુબા તરફ (સાદા કાગળ ઉપર) ચાલશે; પરંતુ ૧ લા નિયમ મુજબ કરેલી મૂળ અરજીની તારીખથી (સુબા તરફ અરજી કરવામાં અપેલેન્ટે લીધેલા દિવસ સિવાય) ૯૦ દિવસ પછી ગિરાસીઆને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ તરફ અપીલ કરવાની છુટ છે.

૧૩. અપીલ અરજી સાથે વડોદરાની કોર્ટોએ કરેલા હુકમોની ખરી નકલો મોકલવી જોઇએ. આ નકલ ગિરાસીઆઓને મફત આપવામાં આવશે. જુબાનીઓ અગર બીજા કાગળોની નકલો ગિરાસીઆએ પોતે કરી લેવી અથવા તેમને ખર્ચે ફી કારકુનોએ કરવી અને આવી જુબાનીઓ તથા કાગળોની ખરી નકલો ગિરાસીઆઓને ખરચે અરજીની તારીખથી દસ દિવસમાં કોર્ટે તેમને આપવી. નકલની લખામણી તથા મુકાબલ કરામણી બદલ ફી દર સો શબ્દે અથવા તેના કોઇપણ ભાગે દોઢ આના લેખે લેવી.

૧૪. એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ એમણે (બાંહેધરીવાળા હક્કોના સંબંધમાં) હાલસુધી ભોગવેલી સત્તા ઉપરના નિયમોથી નિયમિત થાય છે એમ સમજવું નહિ.

૧૫. આ નિયમો વડોદરા દરબાર વિરૂદ્ધના દાવાઓને લાગુ પડતા નથી, પણ ફક્ત ખેડુતો પાસેથી ગણોત વિગેરે વસુલ કરવાની બાબતોમાં લાગુ પડે છે.

## પરિશિષ્ટ આ.

# પ્રતિવાદીને ૪ થા નિયમ પ્રમાણે આપવાની નોટીસનો નમુનો.




ફરિયાદ નંબર.

________________ના વહિવટદારની કોર્ટમાં.

________________વાદી.

________________પ્રતિવાદી.

પ્રતિવાદી (આ ઠેકાણે નામ, ધર્મ, જાત, ધંધો તથા ઠેકાણું લખવું) ને માલુમ થાય જે ( આ ઠેકાણે વાદીનું નામ, ધર્મ, જાત, ધંધો તથા ઠેકાણું લખવું ) એ તમારા ઉપર (આ ઠેકાણે ફરિયાદ અરજીનો મજકુર લખવો ) આ કોર્ટમાં ફરિયાદ કરી છે, માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે ——————— ની ——— તારીખે ——— ક્લાકે સદરહુ વાદીને જવાબ દેવા સારૂ તમારે જાતે અગર યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારની મારફતે ——————— ગામમાં આ કોર્ટમાં હાજર થવું; અને તે તારીખે અરજીનો આખારનો નિકાલ કરવામાં આવનાર છે, વાસ્તે સદરહુ નિમેલે વખતે તથા જગાએ તમારા દસ્તાવેજ રજુ કરવા બાબત તથા તમારા સાહેદો હાજર કરવા બાબત તમારે તજવીજ કરવી જોઇએ, અને તમને ખબર આપવામાં આવે છે કે, ઉપર કહેલી વખતે તથા જગાએ તમો સદરહુ પ્રમાણે હાજર નહિ થશો તો, તમારી અથવા તમારા મુખત્યારની ગેરહાજરીમાં એ મુકરમો સાંભળીને તેનો ફેંસલો કરવામાં આવશે.

તારીખ ——— માહે ——————— સન ૧૮૯

સહી ———————————

**વહિવટદાર.**

**ટીપઃ**—તમારા સાહેદોને કોર્ટે સમન કરી બોલાવવા એવી તમારી ઇચ્છા હશે તો આમાં લખેલી તારીખની અગાઉ યોગ્ય મુદતમાં સમનો બજાવી શકાય એટલા વાસ્તે તમોએ વિલંબ ન કરતાં તે મતલબની કોર્ટને અરજી આપવી.

True Translation.
Sd/. MIRZA A. BAIG,
Oriental Translator
to Government.

---

## વટહુકમ નંબર ૪૩.

આ રાજ્યના બાંહેધરીવાળા (ગેરન્ટીડ) ઠાકોરો તથા ગિરાસીઆઓ તરફથી જે સરકારી લહેણું આવવાનું બાકી હોય તેને પેટે ઠાકોરોને તથા ગિરાસીઆઓને સરકાર તરફથી જે પૈસા આપવાના હશે છે તે મજરે લેવા નહિ જોઇએ; પરંતુ સરકારી જે લહેણું હશે તે વસુલ થવા વિષે ઇલાયદા તજવીજ કરવી જોઇએ અને તે લોકોનું જે સરકારમાં લહેણું હશે એટલે સરકારમાંથી તેમને જે પૈસા મળવાના હશે તે તેઓને સરકારના લહેણાનો અક્ષેપ ન લેતાં અદા કરવા જોઇએ. હજુર કચેરીનો ઇંગ્રેજી મેમો નંબર ૪૧૧૪ તા. ૨૨-૧૨-૧૮૯૯ નો આ તરફ આવ્યા ઉપરથી એક સરખો વહિવટ રહેવા માટે આ વટહુકમ કાઢવામાં આવ્યો છે, માટે તે પ્રમાણે અમલ કરવામાં લાગતા વળગતા અમલદારો તરફથી કસુર થવી ન જોઇએ. કસુર થયેથી સખત વિચાર કરવો પડશે. તા. ૨૮ ડીસેમ્બર સન ૧૮૯૯.

(સહી) **રામચંદ્ર વીઠોબા ધામણસ્કર.**
મા. સરસુબા.

---

શ્રી

## સો. ગી. જા. નંબર ૧૯૨૧.

### જાહેરનામું.

શ્રીમંત સરકાર ગાયકવાડ શેના ખાસખેલ સમશેર બહાદુર વિ. સરવે અને સેટલમેન્ટ કમીસ્નર (ગિરાસ શાખા).

આ જાહેરનામાથી સર્વે લાગતા વળગતા લોકોને ખબર આપવામાં આવે છે કે વડોદરા પ્રાંતમાં બાંહેધરીવાળી ગિરાસની જમીન ઉપરનો હવાલદારીનો હકક શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઈ તા. ૨૩ મી માહે ફેબ્રુઆરી સને ૧૮૯૯ થી બંધ કરવા આજ્ઞા કરી છે. સબબ હવે પછી એ પ્રાંતમાં બાંહેધરીવાળી ગિરાસની જમીન ઉપર હવાલદારી નામનો હકક લેવો નહિ. તા. ૧૯ જાન્યુઆરી સન ૧૯૦૦.

**બાંહેધરીવાળી ગિરાસની જમીન ઉપરનો હવાલદારીનો હુકમ માફ કર્યા બાબત.**

( ઈ. સહી ) ગુ. **રા. નિંબાલકર.**
એ. સરવે સેટલમેન્ટ કમીસ્નર.

---

## રેસીડેન્સીનો ઈંગ્રેજી લેટર નં. ૧૨૭/૧૭ તા. ૨૦-૫-૧૯૦૧.

ગિરાસ ખાતાના કામની નોટીસો વિગેરે જે તે લોકોને પહોંચાડવાની તજવીજ કલેક્ટર અમદાવાદ, કલેકટર ખેડા, કલેકટર ભરૂચ, કલેકટર સુરત તથા પોલીટીકલ એજન્ટ મહીકાંઠા, રેવાકાંઠા અને પાલણપુરે કરવા બાબત.

---

શ્રી

## સે. ગી. જા. નં. ૧૦૬૨.

ખાન સાહેબ ગિરાસ સબ આસીસ્ટન્ટ પ્રાંત.

અજ તરફે ગિરાસ આસીસ્ટન્ટના સલામ દીગર નામદાર દિવાન સાહેબને હજુર હુકમ નં. ૧૦ તા ૨૫-૧-૧૯૦૨ નો તા. ૩૦-૧-૧૯૦૨ ની આજ્ઞાપત્રિકા પાન. ૫૨૮ ઉપર પ્રસિદ્ધ થયો છે, તેમાં જે અરજીઓ સ્ટાંપ ઉપર લેવાતી હશે તે સિવાયની સરકારના હિતને સંબંધ કરતી અરજીઓ બાદ કરતાં બીજી બધી અરજીઓ એક આનાના સ્ટાંપ ઉપર લેવા ફરમાન છે.

બાંહેધરીવાળા ગિરાસ હક્ક સંબંધી બાંહેધરીવાળાઓની અરજીઓને તે હુકમ લાગુ નહિ પાડતાં સાદા કાગળ ઉપર લેવાની મંજુરી મળવા હજુરમાં ટીપણ કરવાથી હજુર હુકમ નં. ૮ તા. ૧૭-૩-૧૯૦૨ થી મંજુરી મળી છે. તેથી લખવાનું કે બાંહેધરીવાળા

હક્ક સંબંધીની અરજીઓ સ્ટાંપ કાગળ ઉપર લેવાની ગિરાસીઆને ફરજ નહિ પાડતાં સાદા કાગળ ઉપર લેવાનું જે પ્રમાણે ચાલે છે તે પ્રમાણે લેવાની તજવીજ રહેવાની થશે.

બાંહેધરીવાળી જમીનના ખેડુતનો વિગેરે કે જેની બાંહેધરી નથી તેઓ જે અરજીઓ કરે તે સાદા કાગળ ઉપર લેવાની નથી. તા. ૨૨ માર્ચ સન ૧૯૦૨.

(સહી) રા. હી. દેસાઇ.
ગી. આ.

## નેકનામદાર હિંદુસ્તાન સરકારે મંજુર કરેલા બાંહેધરીવાળી રોકડ નિમણુંકો અદા કરવા સંબંધી

# નિયમ.

### રેસીડેન્સીનો પત્ર નંબર ૨૦૪ તા. ૩૧-૫-૧૯૦૨.

૧. તા. ૧ ઓગસ્ટથી તા. ૩૧ જુલાઇ સુધીના વર્ષ બદલના બાંહેધરીવાળા ગિરાસીઆના સઘળા રોકડ હકકો ઘણું કરીને એકજ રકમમાં અદા કરવા.

૨. સામાન્ય રીતે દરેક વર્ષના ઓગસ્ટ મહિનામાં આવા હકકો અદા કરવા; પણ જો તે મહિનામાં હકક લઇ જવામાં ન આવે તો તે ત્યારપછીના નવેમ્બર, ફેબ્રુઆરી, અગર મે મહિનામાં અદા કરવા.

૩. હક્કદારોની અરજી નહિ આવ્યાથી અથવા તેમની બીજી ગફલતથી જે હકક ચઢી જાય તે હકક બાંહેધરીવાળા ગિરાસીઆના સંબંધમાં નીચેના ધોરણે અદા કરવો:-

(૧) ચાલુ વર્ષનો હકક પુરેપુરો.
(૨) પહેલા વર્ષનો ચઢેલો હકક પુરેપુરો.
(૩) બીજા વર્ષનો ચઢેલો હકક સેંકડે દસ ટકા કાપીને.
(૪) ત્રીજા વર્ષનો ચઢેલો હકક સેંકડે વીસ ટકા કાપીને.
(૫) ચોથા વર્ષનો ચઢેલો હકક સેંકડે ત્રીસ ટકા કાપીને.
(૬) પાંચમા વર્ષનો ચઢેલો હકક સેંકડે ચાળીસ ટકા કાપીને.

પરંતુ વાર્ષિક રૂ. ૫) કરતાં વધારે હોય નહિ એવા હકકોની ચઢેલી રકમમાંથી આ કલમ મુજબ કપાત કરવી નહિ.

૪. બાંહેધરીવાળા ગિરાસીઆનો જે હકક લેવા બદલ ૭ વર્ષ કરતાં વધારે વખત સુધી રીતસર અરજી કરવામાં આવી ન હોય તે હકક વડોદરાના મે. રેસીડેન્ટ સાહેબની સમ્મતિ મેળવ્યા બાદ રજીસ્ટરમાંથી કમી કરવો અને ચઢેલી તમામ રકમ બચત કરવી.

પરંતુ છેવટ અદા થયાની તારીખથી બાર વર્ષમાં આવો હકક મળવા દાવો કરવામાં આવે તો ચઢેલી રકમ ન આપતાં હકક ફક્ત ચાલુ કરવો.

( **સમજુતી**:-સં. ૧૯૫૨ સુધીનો ગિરાસ અદા થઇ ગયો હોય અને સં. ૧૯૫૩ થી બાકી હોય અને હકકદાર સં. ૧૯૫૯ માં હાજર થાય તો ચાલુ વર્ષ એટલે સં. ૧૯૫૮ ની સાલ બદલનો હકક પુરેપુરો આપવો; પહેલા વર્ષનો ચઢેલો હકક

એટલે સંવત ૧૯૫૭ ની સાલ બદલનો હકક પુરેપુરો આપવો; બીજા વર્ષનો ચઢેલો હક્ક એટલે સં. ૧૯૫૬ ની સાલ બદલનો હકક દસ ટકા કાપીને આપવો; ત્રીજા વર્ષનો ચઢેલો હકક એટલે સં. ૧૯૫૫ ની સાલ બદલનો હકક વીસ ટકા કાપીને આપવો; ચોથા વર્ષનો ચઢેલો હકક એટલે સં. ૧૯૫૪ ની સાલનો હકક ત્રીસ ટકા કાપીને આપવો; અને પાંચમા વર્ષનો ચઢેલો હકક એટલે સં. ૧૯૫૩ ની સાલનો હકક ચાળીસ ટકા કાપીને આપવો; જો સં. ૧૯૫૨ થી હકક અદા થવો બાકી હોય અને સં. ૧૯૫૯ માં હકકદાર હાજર થાય તો વડોદરાના મે. રેસીડેન્ટ સાહેબની સમ્મતિ મેળવ્યા બાદ તમામ સાલોની રકમ બચત કરી હકક નિમણુકમાંથી કમી કરવો. )

આ નિયમ નામદાર હિંદુસ્થાન સરકારે મંજુર કર્યા ઉપરથી રેસીડન્સીની સમ્મતિથી તરજુમો થયા મુજબ પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

શ્રી

## સે. ગી. જા. નંબર ૧૭૭૫.

### જાહેરનામું.

**ઉદ્દેશ.** પરહદના મહેવાસી ઠાકોરો તથા ગિરાસીયાના બાંહેધરીવાળા વાંટા તથા જમીન શ્રીમંત સરકારના રાજ્યમાં છે તે પૈકી ભાયાતો તરફ જીવાઇમાં તેમજ બાજે લોકો તરફ ઘણા જુના વખતથી પસાયતા જમીન પળે છે. ભાયાતો પોતાને મળેલી જીવાઇની જમીનને તેમજ પસાયતા ધારણ કરનાર પોતાની પસાયતા જમીનને પોતાની ખાનગી મીલકત સમજી મૂળ માલીકની સંમતિ વગર ગીરો વેચાણ કરે છે, તેથી ઠાકોરો તથા ગિરાસીયાઓ તરફથી હંરહમેશ તકરારો આવ્યા કરે છે. પસાયતા તેમજ જીવાઇ ધારણ કરનારનો નિર્વંશ થયેથી એવી જમીન મૂળ પસાયતા તથા જીવાઇ આપનારના વંશ તરફ જવાની છતાં પસાયતાદારો અને જીવાઇદારો ગેરસમજથી ગીરો વેચાણ કરે છે તે બરાબર નથી. સબબ હવે પછી એવી તકરારો ઉપસ્થિત થવા પામે નહિ એવા હેતુથી સર્વ લાગતા વળગતા લોકોને આ જાહેરનામાથી ખબર આપવામાં આવે છે કે.

**પસાયતા તથા જીવાઇની જમીન ગીરો વેચાણ કરવી નહિ.** ૨. હવે પછી કોઇપણ પસાયતાદારે તેમજ જીવાઇદારે પોતાની પસાયતા અથવા જીવાઇ પૈકી જમીન ગીરો વેચાણ કરવી નહિ, તેમજ કોઇપણ ઇસમે તેવી જમીન ગીરો વેચાણ રાખવી નહિ અને રાખશે તો તે વિષેની જવાબદારી પોતા તરફ રહેશે એટલું જ નહિ પણ પસાયતા તથા જીવાઇ ધારણ કરનારનો નીર્વંશ થયેથી તેના મૂળ માલીકના વંશજો તરફ સદર જમીન કાંઇ પણ બોજા વગર જશે.

૩. આ જાહેરનામાનો અમલ તા. ૧ મે સન ૧૯૦૪ થી થશે. તે અવલ વ્યવહારો

બદલ તકરાર આવેથી કામના ગુણ દોષ ઉપર નજરે નીકાલ થશે.

**જાહેરનામુ ક્યારથી અમલમાં આવશે તથા પાછલા વ્યવહારો બદલ ગુણદોષ ઉપર નિકાલ થશે.** તા. ૨૦ માહે એપ્રીલ સન ૧૯૦૪.

(સહી) **રામચંદ્ર નારાયણ આંબેગાવકર.**
ઈ. સરવે. સેટલ. કમીસ્નર.

---

શ્રી

# ગિરાસખાતુ.

---

## જાહેરનામું અંક ૨૬૭૬.

બાંહેધરીવાળા ગિરાસીઆઓની વડોદરા રાજ્યમાં આવેલી વાંટાની જમીન વગેરેનું ગણોત અગર મહેસુલ અગર બીજા બાંહેધરીના હક્ક વસુલ કરવા સંબંધી નામદાર હિંદુસ્થાન સરકારથી મંજુર થઇ આવેલા નિયમ તા. ૭ માહે એપ્રીલ સન ૧૮૯૮ ની આજ્ઞાપત્રિકા પાન ૨૧૬ થી ૨૧૯ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવેલા છે તે નિયમની કલમ ૯ માં " મુલકી કોર્ટે ગણોત અગર બીજી બાંહેધરીવાળું માગણું આપવા બાબત હુકમનામુ કર્યા પછી તે વસુલ કરવા સારૂ મહેસુલ સંબંધી લહેણું વસુલ કરવા બાબતના ઠરાવ પ્રમાણે ઇલાજ લેવા જોઇએ " વગેરે લખેલું છે; પણ તે વસુલ કરવા સંબંધીના આ રાજ્યના નિયમની ખબર એ ગિરાસીઆઓને નહિ હોવાથી તે બાબતમાં તે લોકોને ઘણી અડચણો પડે છે તે દૂર કરવાના હેતુથી એમ ઠરાવવામાં આવે છે કે, મુલકી કોર્ટે કરેલા હુકમનામા પ્રમાણે લેણું વસુલ કરાવી આપવા માટે ગિરાસીયાએ મુલકી કોર્ટમાં આ સાથે જોડેલા નમુના મુજબ દરખાસ્ત આપવી જોઇએ કે, તે ઉપરથી જે તે મુલકી કોર્ટ તરફથી હુકમનામાની રકમ વસુલ કરાવી આપવા વગેરે નિયમ પ્રમાણે તજવીત થશે.
તા. ૨૯ માહે એપ્રીલ સન ૧૯૦૫.

Sd/- G. R. NIBALKER.
ગિ. અધિકારી.

---

**શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન રાવસાહેબ વહીવટદાર સાહેબ તાલુકે      ની કોર્ટમાં નંબર      ના કામમાં થયેલા હુકમનામાની બજાવણી કરવા સારૂ દરખાસ્ત આપવાની તે નીચે મુજબ.**

| ફરિયાદનો અંક. | પક્ષકારોનાં નામ. | હુકમનામાની તારીખ. | હુકમનામા ઉપર વિવાદ થયો છે કે કેમ ? | હુકમનામુ થયા પછી પક્ષકારોની દરમિયાન કાંઇ નિકાલ થયો છે કે નહિ અને થયો હોય તો તેની તપસીલ. | પ્રથમ દરખાસ્ત કરી હોય તો ક્યારે. | હુકમનામાની રકમ અગર હુકમનામામાં બીજી દાદ અપાવી હોય તે. | ખર્ચ અપાવ્યો હોય તો તે ખર્ચની રકમ. | જે શખસની ઉપર હુકમનામુ અમલમાં લાવવું હોય તે શખસનું નામ. | મુલકી કચેરીએ કેવી રીતે મદદ કરવી તે વિષે માગણી. | રીમાર્ક્સ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | |

**ટીપ**—ઉપર લખેલો મજકુર અમારા જાણવા તથા માનવા પ્રમાણે ખરો છે. પ્રતિજ્ઞા લેખ જાણી બુજી ખોટો કરવો એ ગુન્હો છે એ અમો જાણીયે છીએ.

તા.

**દરખાસ્ત આપનારની સહી.**

શ્રી

## સે. ગી. બા. નં. ૩૨૬૮.

### વટહુકમ.

**માસીક પત્રકો મહાલેથી મોકલવા બાબત.**

ગિરાસ ખાતામાં, મહાલોમાંથી આવનારાં માસીક પત્રકો બરોબર મુદતસર આવતાં નથી. એક બે મહાલેથી નિયમસર પત્રકો આવે છે. પરગણામાં ફરતી વખતે મહાલોના ગિરાસની દફતરની તપાસણી વખતે પણ આ પત્રકો માટે રૂબરૂ અને લેખી ઘણી તાકીદો આપવામાં આવે છે છતાં આવતાં નથી. માટે દરેક મહાલના રા. સા. વહિવટ-

દારે દરેક મહીનાની તા. ૫ મી એ પત્રકો મોકલવા બંદોબસ્ત કરવો જોઇએ. તા. ૨૨ જુન સને ૧૯૦૫.

ઇ. સહી. ગુ. રા. નિંબાલકર.
હુ. ગિ. અધિકારી.

---

શ્રી

## હજુર ગિરાસ ખાતુ.

### સરક્યુલર નં. ૩/ ૧૯૦૫-૦૬.

**બાંહેધરીવાળા ગિરાસીઆના દાવાના કામમાં વકીલનો ધંધો કરનાર માણસને દાખલ કરવા નહિ.**

મહેરબાન સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબના અનુવર્તનને માટે સને ૧૮૭૮ ની સાલમાં નામદાર હિંદુસ્થાન સરકારે રૂલ મંજુર કરેલા છે તેની કલમ ૨૧ માં રૂલ ૧૯ માં નીમેલા મુખત્યાર કરીને લખ્યું છે તેનો અર્થ દાવેદારનો કોઇ સગો અગર ભરોંસાદાર નોકર જેને મુખત્યારનામાથી યોગ્ય અધિકાર મળ્યો હોય તે સમજવો; પરંતુ તેની અંદર વકીલનો ધંધો કરનારા માણસનો સમાવેશ થતો નથી, એ વીગેરે લખ્યું છે. છતાં એક કામમાં બાંહેધરીવાળા ગિરાસીઆના વિરૂદ્ધના દાવામાં વકીલનો ધંધો કરનારા માણસને દાખલ કર્યાનું જણાયાથી હુકમ કરવામાં આવે છે કે હવે પછી બાંહેધરીવાળા ગિરાસીઆના ગિરાસ તથા વાંટાની જમીનની તકરારના કામમાં કોઇપણ મુલકી કોર્ટમાં તથા ગિરાસ કોર્ટમાં કામ ચાલતું હોય તેવા પ્રસંગે હરકોઈ પક્ષકારના તરફથી મુખત્યાર નીમવાનો પ્રસંગ આવે તે વખતે ઉપલી સન ૧૮૭૮ ની સાલની રૂલની કલમ ૨૧ માં લખ્યા પ્રમાણે સર્વે લાગતા-વળગતા અમલદારોએ તજવીજ રાખવાની છે તારીખ ૧૯ સપ્ટેમ્બર સન ૧૯૦૫.

(ઇ. સહી) **સી. એન. સેડન.**
સરવે અને સેટલમેન્ટ કમીશ્નર ગિરાસ બ્રૅંચ.

---

### સરક્યુલર.

વડોદરા રાજ્યની હદમાં બાંહેધરીવાળા ગિરાસ તથા વાંટા ધારણ કરનાર ઠાકોરો ભાયાતો તથા ગિરાસીયા તે રાજના ગિરાસ સબ આસિસ્ટન્ટ, ગિરાસ આસિસ્ટન્ટ, સેટલમેન્ટ કમીશ્નર અગર બીજા કોઇ અમલદાર તરફ જે લખાણો કરે તેમાં "રાવ સાહેબ" "રાવ બહાદુર" "મહેરબાન રાવ બહાદુર" અગર બીજો કોઇ ઇલકાબ રાજ તરફથી તેમને આપવામાં આવ્યો હોય તે સદરહુ લખાણોમાં તેમણે હમેશાં લખવો જોઇએ. વડોદરા રાજ્યના ગિરાસ આસિ-સ્ટન્ટ તથા બીજા અમલદારો તરફ ગિરાસીયા જે લખાણો કરે તેમાં જેથી તે અમલદારોને માઠુ લાગે એવી કાંઇ પણ અસભ્ય ભાષા અગર ઇબારત લખવી નહિ.

૨. તોછડાઇ અગર અસભ્યતાથી આજસુધી આ દુનિયામાં કાંઇ પણ ફાયદો થયો નથી અને થશે નહિ. કોઇને તોછડાઇથી અગર અસભ્યતાથી લખવું એ ઉપરથી માત્ર લખ-નારની હલકાઇ જણાય છે.

૩. ગિરસીઆ તથા વડોદરા રાજ્યના ગિરાસ અને બીજા ખાતા વચ્ચે સંપૂર્ણ સરળતાથી અને સલાહસંપથી કામ ચાલે એવી રેસીડેન્ટ સાહેબની ઇચ્છા છે જેથી લાગતા વળગતા બધાને હમેશનો ફાયદો થાય એવી રીતે ગિરાસીયા તથા ગિરાસ ખાતા વચ્ચે એક બીજાનો વિશ્વાસ તથા સારી લાગણીની વૃદ્ધિ કરવા માટે હરેક પ્રયત્ન કરવો જોઇએ.

તારીખ ૧૨ માહે જુન સને ૧૯૦૬.

ખરી નકલ.

| | |
|---|---|
| (સહી) વાડીલાલ બાલુભાઈ.<br>નેટીવ આસિસ્ટન્ટ રેસીડેન્ટ વડોદરા. | Sd/- H. HARRISON CAPTAIN.<br>ફર્સ્ટ આસીસ્ટન્ટ રેસીડેન્ટ વડોદરા. |

---

## મીમો.

રેસીડેન્સી તરફથી એવી ફરીયાદો આવે છે કે ગિરાસખાતુ એક તરફી કામ કરે છે અને રેસીડેન્સીવાળા વિનંતિ કરે છે કે ગિરાસ ખાતાએ રીતસર સુનાવણી કરવી. આટલા માટે ગિરાસીયા તેમજ બીજા તરફથી જે અરજીઓ આવે તેમનો નિકાલ સુનાવણી પર લીધા પછી આપવો ? અથવા જો સુનાવણી કરવાની તો આવી અરજીઓ નિયમસર કેસોના રજીસ્ટરમાં ક્યારે દાખલ કરવી ? તથા તેની સુનાવણી ક્યારે (કેવા પ્રસંગોમાં) કરવી તે બાબતમાં કોઈ હુકમો કાઢવા જોઇએ.

૨. જ્યારે ગિરાસ આસીસ્ટન્ટને કોઇપણ અરજી કરવામાં આવે અથવા આ ઓફીસ મારફત નિકાલ સારૂ તેમને મોકલવામાં આવે ત્યારે તેની વ્યવસ્થા સ્પષ્ટપણે ત્રણે પ્રકારમાંથી એક પ્રકારે કરવી. પહેલો પ્રકાર કે આવી અરજી પરચુરણ અરજી તરીકેમાં આપે અને તેનો જવાબ એક વખત કરી શકાય, અથવા (બીજે પ્રકાર) રીતસર સુનાવણી કીધા સિવાય પણ તજવીજ કીધા બાદ તેનો જુવાબ કરી શકાય, અથવા (ત્રીજે પ્રકાર) તે અરજી સીવીલ કેસ તરીકે ગણી તેનો નિકાલ કરી શકાય.

૩. આયંદે (ભવિષ્યમાં) કોઈપણ અરજી અથવા ફરીયાદ મળે કે તરતજ ગિરાસ આસીસ્ટન્ટે જે ખાતા સાથે અરજીના વિષયનો સંબંધ હોય તે ખાતાનો (અને એક રૂલ તરીકે રેવન્યુ અથવા બહારખલી ખાતાનો) અભિપ્રાય નક્કી કરવો (જાણી લેવો) અને પછી ગિરાસીયાને જવાબ કરવો. જો આવો જવાબ ગિરાસીઆની વિરૂદ્ધમાં અપાયો હોય તો તે જવાબમાં અરજદારને ચોકખી ખબર આપવી કે તકરારી બાબતમાં દાવો નોંધાવાની અને તેમ જો તે કરશે તે કામ રીતસર સુનાવણી પર લેવામાં આવશે.

૪. જ્યારે આવો દાવો કરવામાં આવે ત્યારે ગિરાસ ઓફીસે જોવું જોઇએ કે તે રીતસર છે કે કેમ, તથા તેમાં દાવાનું કારણ બતાવ્યું છે કે કેમ, તથા શું દાદ જોઇએ છે, તે સ્પષ્ટપણે બતાવ્યું છે કે કેમ. દાદ જે માગતો હોય તે બાબત સ્પષ્ટપણે તેમજ ચોક્સ લખાણુ ના હોય તો તે દાવો ગિરાસીયાને પાછો મોકલવો અને તે બાબત તેને ખબર આપવી કે આમાં સુધારો કરીને પાછો મોકલવો.

૫. જો દાવા રજીસ્ટર સ્પષ્ટ હોય અથવા જે સુધારો કરી સ્પષ્ટ બનાવી હોય તો તે

રેગ્યુલર રજીસ્ટરમાં દાખલ કરવી અને તેને સુનાવણી આપવી. ગિરાસીઆને કહેવું કે આ બાબતનો પુરાવો ગિરાસ આસીસ્ટન્ટની કોર્ટમાં રજુ કરવો.

૬. સદરહુ રજીસ્ટરમાં કોષ્ટકો નીચે પ્રમાણે રાખવા જોઇએ.

(૧) અનુક્રમ નંબર.
(૨) દાવો દાખલ થયાની તારીખ.
(૩) પક્ષકારોનાં નામ.
(૪) કેવી દાદ માગો છો તેનું વર્ણન.
(૫) સુનાવણીની તારીખો.
(૬) શું ઠરાવ થયો તે.
(૭) ઠરાવની તારીખ.

વડોદરા.
તા. ૨૮-૧-૧૯૮૬.

(સહી) **સી. એન. સેડન.**
સરવે અને સેટલમેન્ટ કમીશ્નર.

વડોદરા સ્ટેટમાં સરવે થઇ ગઇ છે. આખા વાંટા સિવાયના ખેતરો સરવે નંબરથી ઓળખાય છે.

જે ખેતરોના રકબા તથા નંબરો જણાવવામાં આવેલાં છે તેમને માટે તેમના નંબરોજ બતાવવા પ્રથમ "આટલાં કુભાં" તથા "જરીફ નંબર અમુક" એમ કહેવાનો તથા લખવાનો જે સંશયાત્મક વહિવટ હતો તે હવે ચાલુ રાખવાની જરૂર નથી. ગિરાસ આસીસ્ટન્ટનું લક્ષ (ધ્યાન) આ બાબત ઉપર દોરવામાં આવે છે.

તા. ૨૨-૬-૧૯૮૬.

(સહી) **સી. એન. સેડન.**
સરવે અને સેટલમેન્ટ કમીશ્નર.

---

શ્રી.

## હજુર ગિરાસખાતુ.

### જાહેર ખબર નં ૧ સને ૧૯૦૬-૦૭.

ઇ. સરકાર તાબાનાં ગામો પૈકી કોઇપણ જમીન સાર્વજનિક કામ સારૂ લેવા તથા તેનું વૈતરૂ આપવા બાબત જે નિયમો પ્રસિદ્ધ થએલા છે તેમાં બાંહેધરીવાળા ગિરાસીઆની ગિરાસ તથા વાંટાની જમીન બાબત સ્પષ્ટ ખુલાસો નહિ હોવાથી એક કામમાં સવાલ ઉપસ્થિત થવાથી રેસીડેન્સી સાથે લખાપટી ચાલી. હાલમાં રેસીડેન્સીથી ઇંગ્રેજી પત્ર નંબર ૩૧૯ જી તા. ૧૨-૯-૧૯૦૬ નો આવેલો છે તેમાં નીચે પ્રમાણે લખેલું છે.

(અ) જરૂરના કામ પ્રસંગે બાંહેધરીવાળા ગિરાસીઆની ગિરાસ તથા વાંટાની જમીન સાર્વજનિક કામ સારૂ લેવામાં આવે તેની જાહેરાત રેસીડેન્સી કચેરીમાં તુરત આપવાની છે.

(બ) બીજા પ્રસંગે બાંહેધરીવાળા ગિરાસીઆની વાંટાની તથા ગિરાસની જમીન સાર્વજનીક કામ સારૂ લેવાનો પ્રસંગ આવે તે વખતે રેસીડેન્સીની પરવાનગી મેળવી પછી તે જમીન લેવાની છે.

ઉપર પ્રમાણે લખાઈ આવેલું છે માટે લાગતા વળગતા અમલદારો તરફથી એવી

હેધરીવાળી જમીન સાર્વજનીક કામ સારૂ લેવાનો પ્રસંગ આવે તે વખતે આ તરફ લખી કલવું એટલે રેસીડેન્સીની સમત્તી મેળવી લખવામાં આવશે. તા. ૮ અકટોબર સન ૧૯૦૬.

( ઇં. સહી. ) **સી. એન. સેડન.**
સરવે અને સેટલમેન્ટ કમીશ્નર,
ગિરાસ શાખા.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરાત નં. ૨ સન ૧૯૦૬–૦૭.

ઇ. સરકારના રાજ્યમાંથી રોકડ ગિરાસ નિમણુંક પામનાર તથા વાંટાની અને રાસની જમીન ધારણ કરનાર બાંહેધરીવાળા ઠાકોરો તથા ગિરોસીઆઓના દાવા ઉપરથી ારાસ ખાતેથી સરવે અને સેટલમેન્ટ ખાતાના ગિરાસ અપીલ દફતરેથી તથા રેસીડેન્સી રાસ કોર્ટથી જે ઠરાવો કરવામાં આવે છે તે ઠરાવો ફેર તપાસ ઉપર લેઇ સુધારો થઇ ો ઠરાવ થવા માટે જે અરજી કરવાની હોય તે જે તે ઠરાવની નકલ પહોંચેથી જેમણે મણે દિવસ ૯૦ ની અંદર કરવી જોઇએ.

આ જાહેરાત રેસીડેન્સી સાથે લખાપટી ચાલી, દિવસ ૯૦ ની મુદત મુકરર થયા બત ઇંગ્રેજી પત્ર નં. ૬૧૯ જી તા. ૨૧–૧૧–૧૯૦૬ નો હજુર ઇંગ્રેજી ઓફીસના શેરા ૨૩૫૫ તા. ૨૪–૧૧–૧૯૦૬ થી આવ્યા ઉપરથી લાગતા વળગતાઓની જાણ માટે સિદ્ધ કરવામાં આવે છે માટે તે પ્રમાણે વહિવટ રહેવો જોઇએ.

તા. ૧૫ ડીસેમ્બર સન ૧૯૦૬.

(સહી) **સી. એન. સેડન.**
સરવે અને સેટલમેન્ટ કમિશ્નર,
ગિરાસ શાખા.

---

શ્રી.

### સે. ગી. જા. નં. ૧૦૫/૬૪.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરાત નં ૧ સન. ૧૯૦૭–૦૮.

આથી લાગતા વળગતા અમલદારો વગેરેને જણાવવામાં આવે છે કે ઇ. સરકાર ાની હદમાં આવેલા જે જે ગામોમાં બાંહેધરીવાળા ઠાકોરો અગર ગિરાસીઆઓના થાબંધ વાંટા આવેલા હોય તે ગામ સંબંધીના સરવેના નકશા, ફીલ્ડ બુકો વગેરે કાગળો મુલકી ખાતાના દફતરમાંના કાગળો જોવા દેવા તથા તેમની નકલો આપવા સંબંધીના યમની બાબત " પ્રમાણે જોવા દેવાને પાત્ર હોય તે તે ઠાકોર અગર ગિરાસીઆને જોવા

દેવા અને નિયમ પ્રમાણે રીતસર ફી લેઇ નકશા સિવાયની ઇતર નકલો આપવાની તજવીજ કરવી. નકશાની નકલ માટે અરજી આવે તો હજુર ગિરાસ ખાતે મોકલવી અગર તે પ્રમાણે હજુર ગિરાસ ખાતામાં અરજી કરવા તે તે ઠાકોર અગર ગિરાસીઆને સમજુત આપવી. એ પ્રમાણે અરજી આવે યોગ્ય તે ફી લેઇ નકશાની નકલ ગિરાસીઆ અગર ઠાકોરને આપવાની તજવીજ ગિરાસ ખાતેથી થશે એમ થયા પછી ગિરાસીઆ અગર ઠાકોરનો કોઇપણ જમીન બાબત દાવો આવે તો કયા સરવે નંબર બાબત તેમનો દાવો છે તે ગિરાસીઆ અગર ઠાકોર તરફથી ચોક્સ ખાત્રી કરી લેઇ દાવો દાખલ કરવાની અગર તે ઉપરથી કાંઇ પણ તજવીજ કરવાની તે મહાલવાળા અગર બીજા અમલદારો વગેરે તરફથી થવી જોઇએ.

તારીખ. ૬ ઓગસ્ટ સન ૧૯૦૭.

( ઇ. સહી ) **સી. એન. સેડન.**
સરવે અને સેટલમેન્ટ કમીસ્નર
ગિરાસ શાખા.

---

શ્રી

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરાત નં. ૫ સન ૧૯૦૭-૦૮.

રેવાકાંઠા, મહીકાંઠાં તાબાની હદમાં રેહેનારા બાંહેધરીવાળા ગિરાસીઆ ઠાકોરો વગેરે તરફથી તેમના ગિરાસ વાંટા વગેરેની જમીન તથા રોકડ હકક બાબત વડોદરા રેસીડેન્સી કોર્ટમાં જે દાવાઅરજી વગેરે કરવામાં આવે છે તે ઉપર લાગતનો સ્ટાંપ વગેરે ચોડવાનો નામદાર હિન્દુસ્થાન સરકારના હુકમથી સન ૧૯૦૬ ના જાનેવારીથી વહિવટ ચાલુ થએલો તે બંધ કરી તે લોકોને સ્ટાંપની લાગતમાંથી મૂકત કરવામાં આવેલા હોવા બાબત નામદાર હિંદુસ્થાન સરકારનો ઠરાવ થઇને આવેલો છે.

૨. સદરહુ જાહેરાત રેસીડેન્સીથી ઇંગ્રેજી લખાણુ શેરા નંબરે ૩૬જી તા. ૧૪/૧૫-૨-૧૯૦૮ નું હજુર ઇંગ્રેજી ઓફીસરના શેરા નંબર એમ. ૩૫૧૯ તા. ૧૯-૨-૧૯૦૮ સાથે આવવાથી લાગતા વળગતાની જાણુ માહેતી માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તા. ૧૫ માર્ચ ૧૯૦૮ મુ. **થોવાવી.** ( ઇ. સહી ) ગુ .રા. **નિંબાલકર.**
સરવે અને સેટલમેન્ટ કમીસ્નર,
ગિરાસ શાખા.

---

## સરવે સેટલમેન્ટ ખાતુ ( ગિરાસ શાખા ) વડોદરા રાજ્ય.

### જાહેરનામું નંબર ૬/૬૪.

જે બીન ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીઆઓને આ રાજ્યમાંથી રૂપીઆ ૫ અને તે કરતાં કમી રકમનો રોકડ ગિરાસ મળે છે તેમને દર સાલ **રૂપીયા પાંચ તથા મળતી** રોકડ રકમના વીસપટ રૂપીયા આપી તેમના નામેથી

**તેની અદંરની રોકડ રકમના ખરીદીના પૈસા લઈ જવા બાબત.**

ગિરાસની દર સાલ મળતી રકમ કમી કરવા રેસીડેન્સીના પત્ર નંબર ૧૧૭/૧૯૦૭ ના આધારે અત્રેથી ઠરાવ કરી અમલ બજાવણીને વાસ્તે વિગતવાર હુકમો મહાલોમાં મોકલવામાં આવે છે માટે તેવા સર્વ ગિરાસીઆઓને આ જાહેરનામાથી ખબર આપવામાં આવે છે કે તેમણે તેમને જે મહાલમાંથી રોકડ રકમ મળે છે ત્યાંથી આવતા અગસ્ટમાં ખરીદીના પૈસા લઇ જઇ રીતસર પાવતી વિગેરે આપવાની તજવીજ થવી. તારીખ ૨ માહે જુલાઇ સને ૧૯૦૮.

(ઇ. સહી) ગુ. રા. **નિંબાલકર.**
સરવે સેટલમેન્ટ કમીસ્નર,
ગિરાસ શાખા વડોદરા રાજ્ય.

---

શ્રી.

**વટ હુકમ નંબર ૧.**

**માહાલની જંત્રીમાં તથા જમીન રજીસ્ટરમાં કમી જાસ્તી તપસીલ કરવા બાબત.**

બાંહેધરીવાળા રોકડ હક્ક બદલ દરેક મહાલે (**અમરેલી** પ્રાંત સિવાય) છાપેલી નિમનોકી જંત્રીઓ મોકલવામાં આવી છે અને તેજ પ્રમાણે બાંહેધરી વાળી જમીનનાં રજીસ્ટરો તાલુકાવાર (પેટામાં ગામ વાર) તૈયાર કરી દરેક મહાલે એક નકલ આપવામાં આવી છે. દર સાલ આ કાગળોમાં કમી જાસ્તી થાય તેની તપસીલ જંત્રી તથા રજીસ્ટર નીચે કરવી જરૂરની હોવાથી દરેક મહાલ તથા પેટા મહાલ અધિકારીને સુચના કરવામાં આવે છે કે, બાંહેધરી રોકડ ગિરાસની જંત્રીઓ તથા જમીનમાં રજીસ્ટરો જે મહાલમાં છે તેમણે જુલાઇ આખર કમી જાસ્તી થઇ હોય તો તેની તપસીલ તે નીચે કરવી અને તેનો દાખલો આ તરફ ગિરાસ શાખામાં મોકલવો. જમીનના રજીષ્ટરમાં જમીનનો આકાર દેખાડવામાં આવ્યો નથી, માટે બારખળી પત્રક ઉપરથી આકારનો દાખલો જમીનનાં રજીસ્ટરે રિમાર્કમાં નવીન આસન કરીને અગર અન્ય રીતે મહાલેથી રાખી લેવો. તા. ૨૩ જુન સન ૧૯૦૯.

(ઇ. સહી) ગુ. રા. **નિંબાલકર.**
જો. સે. કમીસ્નર ગી. આ.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતું.

**જાહેરનામું નં. ૨/૬૫.**

ગિરાસ સંબંધી કેટલીએક બાબતોનો વિચાર કરવાને તારીખ ૮ માહે જુલાઇ સન ૧૯૦૭ ને રોજ અને ત્યારપછી ગિરાસ કૉનફરન્સની બેઠકો થઇ હતી તેમાં કેટલીએક બાબતો સંબંધી આવેલા નિર્ણયોને ઈ સરકારની અનુમતિ મળવાથી, અને નામદાર હિંદુસ્તાન સરકારે અનુમોદન આપવાથી, તે બાંહેધરીવાળા ગિરાસીઆઓ અને લાગતા વળગતા વિગેરેની જાણ માટે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ—

**બાબત.**

૧. આ જાહેરનામાથી ૭ માસની અંદર બાંહેધરીવાળા ગિરાસીઆઓએ પોતાને યોગ્ય લાગતા હોય તેવા, અને જે ઇસમો ગિરાસ કોર્ટોમાં મુખત્યાર તરીકે કામ કરવા ખુશી હોય, તેવા ઇસમોના નામ મે. રા. બા. બારખલી અને ગિરાસ અધિકારી તરફ મોકલવાં. તેઓ આવેલાં નામ પૈકી ૭ ઇસમોને ગિરાસ કોર્ટોમાં મુખત્યાર તરીકે કામ ચલાવવાને પરવાનગી આપશે.

**૧. સન ૧૯૭૮ ના ગિરાસ અને વાંટા સંબંધીના નિયમની કલમ ૨૧ માં "અખત્યારવાળા મુખત્યાર" ની વ્યાખ્યા પુરતા ભાગમાં ફેરફાર કરવા બાબત.**

જો પસંદ કરેલા મુખત્યાર પૈકી કોઇ મુખત્યાર ગેરવર્તણુક ચલાવશે તો રા. બા. ગિરાસ આસીસ્ટન્ટ, મે. રા. બા. બારખલી અને ગિરાસ અધિકારી અથવા તેમનો અધિકાર ભોગવનાર બીજા અમલદાર તરફ તે હકીકત જાહેર કરશે અને તેઓ સાહેબ પરવાનગીવાળા મુખત્યારના લીસ્ટમાંથી તેનું નામ કમી કરી શકશે. આ મુખત્યારો રેસીડેન્સી ગિરાસ કોર્ટમાં પણ કામ ચલાવી શકશે.

પરવાનગીવાળા મુખત્યાર સિવાય બીજા માણસ મારફત ગિરાસ કોર્ટોમાં કામ ચલાવવા દેવામાં આવશે નહિ; પરંતુ જે ગિરાસીઆઓ પોતાનો સ્વતંત્ર કામદાર હમેશને માટે રાખે છે, તેવા ગિરાસીઆઓના કામ તેમના કામદારોજ ચલાવી શકશે તેવા ગિરાસીઆઓ પરવાનગીવાળા મુખત્યારને કામ ચલાવવા રોકી શકશે નહિ.

૨. ફેર તપાસ અને તપાસણી સંબંધી કરવાની અરજી ને મુદત સાત દિવસની હતી, તે વધારીને દિવસ ૯૦ ની કરવામાં આવી છે; પરંતુ કોઇપણ વિવાદ અથવા તો ઠરાવની ફેર તપાસની અરજી તેને વાસ્તે ઠરાવેલી મુદત વીતિ ગયા બાદ કરવામાં આવી હોય અને વિવાદી અગર અરજદાર કોર્ટની ખાત્રી કરી આપે કે, મુદત અંદર વિવાદ યા અરજી નહિ કરવાને પુરતુ કારણ હતું, તો તે દાખલ કરવા કોર્ટ મુખત્યાર છે.

**૨. સન ૧૯૭૮ ના ગિરાસ અને વાંટા સંબંધી નિયમની કલમ ૨૪ માં ઠરાવની ફેર તપાસ અને તપાસણી સંબંધી કરવાની અરજીની મુદત પુરતા ભાગમાં ફેરફાર કરવા બાબત.**

૩. જો મહેસુલી અધિકારવાળા ગિરાસીયાઓ પોતાના અધિકારમાં આવેલી બાબત સંબંધીના પોતાના ઠરાવનો અમલ કરી શકે એમ હોય, તો તેમણે તેમ કરવું. અને તેથી નારાજ થએલા પક્ષકારે આ રાજ્યના બારખલી અને ગિરાસ અધિકારી યા જે અમલદાર તેમના હોદ્દાનું કામ

**૩. મહેસુલી અધિકારવાળા ગિરાસીયા-**

**ઓએ પોતાના મહેસુલી અધિકારમાં કરેલા ઠરાવો વિરૂદ્ધ ભાયાતો, પસાયતેદારો, ખેડુતો વિગેરેની ફરિયાદો કોણે સાંભળવી તે સંબંધી.**

કરતા હોય તેમના તરફ ફરિયાદ કરવી. તેઓ લાગતા વળગતા ગિરાસીયા વિરૂદ્ધની ફરિયાદ સાંભળશે.

મહેસુલી અધિકારવાળા ગિરાસીયાઓ પોતાના હુકમનો અમલ કરી શકે તેમ ન હોય તો તેમણે રા. સા. વહિવટદાર તરફ મદદને વાસ્તે અરજ કરવી; અને તેઓ માગેલી મદદ આપશે; પરંતુ જો રા. સા. વહિવટદારને શુદ્ધબુદ્ધિથી ગિરાસીઆઓના ઠરાવના વ્યાજબીપણા સંબંધી ભારે શંકા ઉત્પન્ન થાય તો તેઓ સન ૧૮૯૭ ના નિયમની કલમ ૪ ની રકમ ૬ ના નિબંધને પાત્ર રહીને ગિરાસીયાઓને નુકશાન થવાનો સંભવ હોય તેવે પ્રસંગે તેમને તેવા નુકશાનમાંથી બચાવવાને જરૂર પુરતી મિલકત જપ્ત કરશે, યાતો યોગ્ય જામીન લેશે, અને જેમ બને તેમ જલદી તાંત્રિક ચોકસી કરી યોગ્ય તે ઠરાવ કરશે. જો જપ્ત કરેલી મિલકત નાશવંત હોય તો રા. સા. વહિવટદારને તે વેચી દેવાનો અને તેની ઉપજ અનામત રાખવાનો અધિકાર છે. રા. સા. વહિવટદારના હુકમથી જે પક્ષકાર નારાજ હશે તેને આ બાબતના અંક (૧) માં જણાવ્યા પ્રમાણે વિવાદ કરવાને હક્ક છે. જો ગિરાસીઆઓ મે. રા. બા. બારખલી અને ગિરાસ અધિકારી અથવા તેમનો અધિકાર ભોગવનાર બીજા અમલદારના ઠરાવથી નારાજ હશે તો તેમને મહેરબાન રેસીડેન્ટ સાહેબ તરફ વિવાદ કરવાને છુટ છે.

**૪. વાંટાદારોને સરકાર હકક ઉઘરાવવા દેવા અને તેમને ઇ સરકારના સ્થાનિક ખજીનાઓમાં ભરવા દેવા કે કેમ તે બાબત.**

૪. પટેલોએ ઉઘરાવીને મહાલમાં ભરેલા સરકાર હક્કના રૂપીઆ બદલ રા. સા. વહિવટદારે પટેલોને પહોંચ આપવી. સરકાર હક્ક ઉઘરાવનાર તલપદના પટેલો, અથવા વાંટાના પટેલો અથવા તલાટીએ, વાંટાદાર માગે તો તેને હિસાબ બતાવવો. અને ખેડુતોને પહોંચ આપવી; પરંતુ તેમ કરવાથી સરકાર હક્ક ઉઘરાવવામાં કાંઇ હરકત થવી જોઇએ નહિ. સરકાર હક્ક ચાલતા આવેલા વહિવટ પ્રમાણે પટેલોને ખાતે રાખવો. સરકાર હક્ક ઉઘરાવવામાં કાંઇ અવ્યવસ્થા હોય તો તે થતી દૂર કરવા વાંટાદાર ગિરાસખાતાની મદદ માગી શકશે. તેમજ વાંટાના પટેલોને દૂર કરી શકશે; પરંતુ આંકડાનું ભરણું કરવામાં કોઇ જાતની કસુર અથવા ખલેલ થયા સિવાય ઇ સરકાર તેમજ વાંટાદારો સરકાર હક્ક ઉઘરાવવાના ચાલતા વહિવટમાં ફેરફાર કરી શકશે નહિ. જો ઉપર લખ્યા પ્રમાણે આંકડાનું ભરણું કરવામાં કસુર અગર ખલેલ થશે તો આજસુધીના ચાલેલા વવિવટ મુજબ આંકડો વસુલ કરવાને સરકાર વ્યવસ્થા કરશે.

**૫. સન ૧૮૯૭ ના**

૫. મહેસુલી અધિકારવાળા ગિરાસીયાઓ નોટીસ ફી અને મોહોસલી લઇ શકશે; પરંતુ કોઇપણ એક કામમાં નોટીસ ફી અને મોહોસલી એ બન્ને મળીને રકમ રૂ. ૧૦) કરતાં વધારે થવી ન જોઇએ.

**મુલકી વહિવટ સંબંધીના નિયમમાં મહેસુલી અધિકારવાળા ગિરાસીયાઓને નોટીસ ફી લેવાદેવા બાબત રકમ ઉમેરવા સંબંધી.**

૬. મહેસુલી અધિકારવાળા ગિરાસીઆઓએ આ રાજ્યમાં ચાલતી નોટિસ, સુચનાપત્ર વિગેરેના નમુના વાપરવા; પરંતુ તેમાં તેમણે વાંધા ભરેલા શબ્દો દાખલ કરવા નહિ.

**૬. સને ૧૮૯૭ ના મહેસુલી વહિવટ સંબંધીના નિયમની કલમ ૪ રકમ ૯ માં અને કલમ ૧૦ માં કહેલા સુચનાપત્ર વિગેરેના નમુના બાબત.**

૭. ગિરાસ હક્કને નામદાર બ્રિટિશ સરકારની બાંહેધરી મળવા સંબંધી ગિરાસ કોર્ટમાં લાવવાના દાવાથી મુદત દાવાનું કારણ ઉત્પન્ન થયાની તારીખથી બાર વર્ષની ઠરાવવામાં આવે છે; પરંતુ જે દાવાઓના સંબધમાં દાવાઓનું કારણ ઉત્પન્ન થયાને બાર વર્ષ થઇ ગયાં છે; પરંતુ પચીસ વર્ષ થયેલાં નથી તે દાવાઓ આ જાહેરનામું પ્રસિદ્ધ થયાથી છ માસની અંદર લાવવાની પરવાનગી મહેરબાની દાખલ આપવામાં આવે છે. તે પછી મુદત બહારના દાવાઓ લેવામાં આવશે નહિ.

**૭. નામ. બ્રિટિશ સરકારની બાંહેધરી મેળવવાના દાવાઓ લાવવાની મુદત વીતી ગઇ છે કે કેમ તે સંબંધી.**

૮. સને ૧૮૯૭ ના નિયમની કલમ ૧૨ " વાંટાની જમીનના ખેડુત " એ શબ્દો પહેલાં " પસાયતેદાર અથવા ગભાણના કબજેદાર અથવા" એ શબ્દો ઉમેરવામાં આવે છે.

**૮. દિવાની કોર્ટોના હુકમનામા પેટે પસાયતા અને ખેડુના ખેડ હક્કની જમીન જપ્ત કરવા સંબંધી આ રાજ્યની દિવાની કોર્ટોની સત્તા નિયંત્રિત કરવા નિયમમાં કલમ દાખલ કરવા બાબત.**

૯. વાંટાની જમીનમાં નવીન પરાં વસાવતાં પહેલાં ગિરાસાઆઓએ ઇ સરકારની પરવાનગી લેવી જોઇએ.

**૯. વાંટામાં પુરતા ખેડુતોને અભાવે વાંટાની જમીનમાં નવીન પરાં વસાવવાને હરકત છે કે કેમ ?**

૧૦. સન ૧૮૯૭ ના નિયમની કલમ ૧૧ ની પહેલી અને ચોથી લીટીમાં ઠાકોર શબ્દ પછી " ગિરાસીઆ અથવા ભાયાત " શબ્દો ઉમેરવામાં આવે છે.

**૧૦. સન ૧૮૯૭ ના મહેસુલી વહિવટ સંબંધીના નિયમની કલમ ૪ ની રકમ (૧૨) માં "માજી" ( ફૉરમર ) અને "ગિરાસ સેટલમેન્ટ ઑફિસરો " એ શબ્દો દરમિયાન "બ્રિટિશ" એ શબ્દ ઉમેરવા બાબત.**

૧૧. સને ૧૮૯૭ ના મહેસુલી વહિવટ સંબંધી નિયમની કલમ ૮ માં " ફરીઆદ ચાલશે " એ શબ્દ પહેલાં " અટકાવમાં લેવાશે " એ શબ્દો અને તેજ કલમની ચોથી લીટીમાં " કામ કર્યું હશે " એ શબ્દો પહેલાં " કાયદેસર " એ પ્રમાણે શબ્દો ઉમેરવામાં આવે છે.

તા. ૨૨ જુલાઇ સન ૧૯૦૯.

**૧૧. સન ૧૮૯૭ ના મહેસુલી વહિવટ સંબંધીના નિયમની કલમ ૮ માં " કામ ચલાવવા ' એ શબ્દ પહેલાં " અટકાવમાં લેવા એ શબ્દો ઉમેરવા બાબત.**

**વડોદરા.**

V. A. MEHD.

Sd/- G. R. NIMBALKER,
જોઇન્ટ સેટલ. કમીશનર બારખલી
અને ગિરાસ અધિકારી.

શ્રી.

## હજુર ગીરાસ ખાતુ.

### જાહેરનામું નંબર ૧. સં ૧૯૬૬.

સન ૧૮૯૭ ના નિયમથી બાંહેધરીવાળા ઠાકોરો અગર ગિરાસીઆઓએ તેમના નામે ચાલતા ઈ. સરકારના રાજ્યમાં આવેલા વાંટામાં મુલકી અધિકાર ચલાવવાનો તે તેઓએ વાંટામાં ચલાવવાનો છે અને તે અધિકારની રૂઇએ જે કામો ચલાવવાનાં તે જે તે સ્થળે આ રાજ્યની હુકમતમાં રહીને ચલાવવાનાં છે, છતાં કેટલાક કામે એમ જણાયું કે આવાં કામો રેવન્યુ અધિકારવાળા ઠાકોરો અગર ગિરાસીઆઓ એજન્સીની હકુમતના પોતાના ગામોમાં ચલાવે છે અને ઇ. સરકારની રૈયતને ત્યાં બોલાવે છે, જેથી નાહક ત્રાસ થાય છે. આમ થવું ઇષ્ટ નહિ હોવાથી લગતા વળગતા વિગેરેને જણાવવામાં આવે છે કે, રેવન્યુ અધિકારવાળા ઠાકોરો વગેરેએ પોતાના વાંટા સંબંધીના રેવન્યુ અધિકાર આ રાજની હકુમતવાળાં ગામોમાં રહીને ચલાવવા અને લાગતા વળગતાઓને અન્ય હકુમતવાળાં ગામોમાં આયંદેથી નહિ બોલાવવાનો વહીવટ રાખવો.

તારીખ ૨૬ અકટોબર સન ૧૯૦૯.

( ઇ. સહી ) ગુ. રા. નિંબાલકર.
જોઈન્ટ સેટલમેન્ટ કમીસ્નર,
ગિરાસ અને બારખલી અધિકારી.

---

## ગિરાસ ખાતુ.

### વટહુકમ નંબર ૨ સ. ૧૯૬૬.

**બાંહેધરીવાળા ઠાકોરો તથા ગિરાસીઆ પાસેથી સોધાઈ ફી લેવી નહિ એવો હુકમ થયો છે.**

કેટલાંક ખાસ કારણોથી બાંહેધરીવાળા ઠાકોરો તથા ગિરાસીઆ પાસેથી સોધામણી ફી નહિ લેવા વિગેરે બાબલ અભિપ્રાયસહ હજુરમાં ટીપણ નંબર ૪ તા. ૩૦-૮-૯૯ નું સાદર કરવામાં આવેલું હક્ક અને તે ઉપર હું. નંબર ૯ તા. ૧-૧૧-૯૯ નો થયો છે તેમાં ખાતાની ભલામણ મુંજુર થઇ છે.

**એક સરખો વહીવટ રહેવા દરેક મહાલ અધિકારી વિગેરેને ખબર થવા હુકમ.**

૨. મહાલોના દફતરની તપાસણી કરતી વખતે તથા મહાલોમાં લેખી ખુલાસા આપ્યા છતાં હજુ કેટલાક મહાલોમાંથી એ સવાલ ઉત્પન્ન થાય છે અને તેથી ગિરાસીઆ તરફથી ગીલો આવે છે માટે બધા મહાલોમાં એક સરખો વહીવટ રહેવા હુકમ કરવામાં આવે છે કે, કોઇપણ બાંહેધરીવાળા ઠાકોર અગર ગિરાસીઆ પાસેથી તેમનાં બાંહેધરીવાળા હક્ક બાબત મહાલેથી કોઇ કાગળની નકલ આપવાના પ્રસંગે સોધાઇ ફી લેવી

નહિ. ખરી સહીની નકલ મળવા માગણી હશે તો ફક્ત લખામણી વિગેરે ફી નિયમ પ્રમાણે લેવા હરકત નથી. તા. ૫-૧૧-૦૯.

(દ. સહી) ગુ. રા. નિંબાલકર.

જો. સે. કમીશ્નર ગિરાસી અને બા. અ.

---

**વટહુકમ નં. ૩ સન ૧૯૦૯-૧૦.**

**ગિરાસ ખાતાના હુકમનો અમલ ન થવાથી રેવન્યુ ખાતેથી પ્રથમ આવેલો છે તે.**

ગિરાસ ખાતેથી જે હુકમો મહાલે જાય છે તેનો અમલ મહાલેથી બરોબર થતો નથી તેથી રેવન્યુ ખાતે હકીકત તૈયાર કરી તા. ૫-૯-૦૭ ના રોજ મોકલવામાં આવેલી તેથી માજી સરસુબા મે. દી. બા. સમર્થ સાહેબે તે હકીકત છપાવી દરેક મહાલે અમલ કરવા મોકલેલી છે.

**ફરી બીજી વખત રેવન્યુ ખાતેથી હુકમ થયો છે.**

(૨) આ હુકમ થયો છતાં પણ બરાબર અમલ ન થવાથી ફરીથી ગિરાસ ખાતેથી યાદી નં. ૯૪૫ તા. ૧૯-૧૧-૦૮ની રેવન્યુ ખાતે મોકલતાં ફરી મે. દી. બા. સમર્થ સાહેબ દા. હુકમ નં. ૧૩૩ તા. ૧૫-૧-૦૯ નો કરી તે છપાવી દરેક મહાલે મોકલ્યો છે.

**સાવલી, સીનોર, ડભોઈ, પાટણ, વિજાપુર અને ખેરાલુ.**

(૩) ઉપરના બે હુકમ થયા છતાં પણ બાજુએ બતાવેલા મહાલેથી હજુ બરોબર અમલ થતો નથી. રિકાર્ડની વ્યવસ્થા પણ ગિરાસ ખાતેથી હુકમ થયા પ્રમાણે રહેતી નથી. અને મહત્વનું રિકાર્ડ અવ્યવસ્થિત રાખે છે, જેથી સત્તાઇના ઇલાજ લેવાની જરૂર જણાઇ છે.

**હવે અમલ ન થયે સખ્તાઇના ઈલાજ લેવા બાબત.**

(૪) ચાલુ સાલે રા. બા. ગિરાસ આસીસ્ટન્ટ ડીસ્ટ્રીકટમાં ફરવા નિકળ્યા છે; ને મહાલની તપાસણી કરે છે. તેથી ચાલુ સાલે જે મહાલ તરફે રિકાર્ડની વ્યવસ્થા તથા અમલ બજાવણી વિગેરે ગિરાસના કામમાં સિથિલતા માલમ પડશે, તે મહાલના લાગતા વળગતા સરવે સરકારી નોકરોને માટે કાંઇ પણ સબબ ધ્યાનમાં લીધા સિવાય સખ્ત ઈલાજ લેવામાં આવશે. માટે જે તે મહાલે અધુરૂ કામ હોય તેમણે જેમ બને તેમ વેળાસર પુરૂ કરી નાખવું જોઇએ. તા. ૧૩ જાન્યુઆરી ૧૯૧૦.

(દ. સહી) ગુ. રા. નિંબાલકર.

જો. સે. કમી. ગિરાસ શાખા.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

**જાહેરનામુ નંબર ૪ સને ૧૯૦૯-૧૦.**

આ જાહેરનામાથી બાંહેધરીવાળા ગિરાસીયાઓ અને ઇતર સંબંધવાળા શખસોને

જણાવવામાં આવે છે કે, સને ૧૯૦૭ની ગિરાસ કૉન્ફરન્સમાં ઠર્યા પ્રમાણે અને આ. ખાતાના જાહેરનામાના નંબર ૨/૧૯૬૫ તા. ૨૨–૭–૧૯૦૯ ની કલમ ૧ પ્રમાણે નિચેના ૬ આશામીઓને ગિરાસ કોર્ટોમાં મુખત્યાર તરીકે કામ કરવાની પરવાનગી આપવામાં આવે છેઃ—

+૧ મગનલાલ વિશ્વનાથ વૈદ્ય. રે. વાસણા તાબે મહીકાંઠાના.

૨ મહેતા જેઠાલાલ મુળજી રે. ભાદરવાના.

૩ ભાઇજીભાઈ ફતેસંગજી રે. કરજણ તે હાલ વરસોડાના.

૪ અમૃતરાવ રામચંદ્ર દાતે રે. ચાંડોદના.

‡૫ છોટાલાલ બોગલદાસ રે. વડોદરાના.

૬ ગણેશ લક્ષ્મણ કેમકર રે. વડોદરાના.

એ સિવાય અન્ય શખસોને ગિરાસ કોર્ટોમાં મુખત્યાર તરીકે કામ ચલાવવા દેવામાં આવશે નહિ.

આ જાહેરનામાનો અમલ આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયા તારીખથી કરવામાં આવશે.

તા. ૫ માર્ચ ૧૯૧૦.

( દ. સહી ) ગુ. રા. નિંબાલકર.
જોઇન્ટ સેટલમેન્ટ કમીશ્નર ગિરાસ અને બારખલી અધિકારી.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરનામુ નં. ૨ સન ૧૯૧૦–૧૧.

આ જાહેરનામાથી સર્વ બાંહેધરીવાળા ગિરાસીયાઓને અને અન્ય લોકોને ખબર આપવામાં આવે છે કે, ગિરાસ કોર્ટમાં વિવાદ કરવાની મુદત દિવસ ૯૦ ની ઠરેલી છે. તે મુદત તપાસણી અરજ કરી હોય તો મૂળ ઠરાવ પહોંચ્યાની તારીખથી ગણવી કે આવી અરજીનું પરિણામ જણાય ત્યારથી ગણવી એવો એક કામમાં આજમ પેથાપુર મેનેજર તરફથી પ્રશ્ન ઉઠાવવામાં આવવાથી નિચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

જો તપાસણી અરજ યોગ્ય નહિ હોવાથી યા મુદત બહાર હોવાથી મૂળ ઠરાવમાં ફેરફાર કરવા કારણ નહિ હોવાથી અથવા તેવાજ અન્ય કારણથી નામંજુર કરવામાં આવશે તો વિવાદ કરવાની મુદત આવી અરજ ના મંજુર કર્યા તારીખથી ગણવામાં આવશે નહિ; પરંતુ જે મૂળ ઠરાવ સંબંધી તે અરજી કરવામાં આવી હશે તે મૂળ ઠરાવ પહોંચ્યા તારીખથી ગણવામાં આવશે.

---

+ મગનલાલ વિશ્વનાથ ગુજરી જવાથી એ જગાએ રા. બાળકૃષ્ણ ગણપતરાવ સાવંત. બી. એ. એલ. એલ. બી. નું નામ દાખલ થયું છે. જાહેરાત નંબર ૧૯ તા. ૧૭–૭–૧૯૨૫ આ. પ. પાન ૧૨૧૪.

‡ છોટાલાલ બોગલદાસ ગુજરી જવાથી એ જગાએ રા. દામોદરદાસ રેવાદાસનું નામ દાખલ થયેલું છે. જાહેરાત નંબર તા. ૨૨–૧૧–૨૧ આ. ૫ પાન ૪૭૦ તા. ૧–૧૨–૨૧.

ગિરાસ કોર્ટોએ તપાસણી અરજ નામંજુર કરવાની હોય તો તે પહોંચ્યા પછી એક માસ અંદર નામંજુર કરવાની હોય તો તે પહોંચ્યા પછી એક માસ અંદર નામંજુર કરી અરજદારને નોટીસથી ખબર આપવી.

જો એક માસની અંદર એવી તપાસણી અરજી નામંજુર કરી ગિરાસીયાને ખબર આપવા માટે નોટીસ મોકલવામાં આવી નહિ હોય તો તેવી અરજીના સંબંધમાં અપીલની મુદત જે દિવસે ગિરાસીયાને અરજ નામંજુર કર્યાની ખબર આપવા નોટિસ રવાના કરવામાં આવી હશે ત્યારથી ગણવામાં આવશે.

જો તપાસણી અરજ નામંજુર નહિ કરતાં મંજુર રાખવામાં આવી તે ઉપરથી નવીન ઠરાવ કરવામાં આવશે તો વિવાદ કરવાની મુદત આવી તપાસણી અરજ ઉપરથી કરેલો નવીન ઠરાવ પહોંચ્યા તારીખથી ગણવામાં આવશે.

ઉપર પ્રમાણે ઠરવાથી સર્વ બાંહેધરીવાળા ગિરાસીયા અને અન્ય લોકોએ ગિરાસના કામમાં ઉપરનું ધોરણ લક્ષમાં રાખી વિવાદ અને તપાસણી અરજીઓ કરવી.
તા. ૨૧ ફેબ્રુઆરી સન ૧૯૧૧.

(સહી) **વી. એ. એમ.**

(સહી) **જી. આર. નિંબાલકર.**
સ. સે. કમીશ્નર
ગિરાસ શાખા.

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરનામુ નં ૪ સન ૧૯૧૦-૧૧.

**બાંહેધરીવાળા ઠાકોરે આ રાજ્યમાં આવેલા તેમના વાંટામાંની બારખલી જમીનનો તપાસ ન કરવા બાબત.**

આ **શણોર** ઠાકોર તેમજ અન્ય કેટલાએક બાંહેધરીવાળા ઠાકોર તરફથી સીધી, યા આડકતરી રીતે તેઓના આ રાજ્યમાં આવેલા વાંટાઓની અંદરની બારખળી જમીનની તપાસ કરવામાં આવે છે એમ માલુમ પડ્યું છે, તેથી આ ઠાકોરો તથા અન્ય સર્વ લોકોની જાણ માટે આ જાહેરનામુ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે કે, બાંહેધરીવાળા વાંટાઓની અંદર આવેલી બારખલી જમીનનો તપાસ કરવાનો અધિકાર બાંહેધરીવાળા ઠાકોરોને નથી તેમજ તેવો તપાસ કરવાનો હક્ક તેમને સન ૧૮૯૭ ના નિયમથી મળેલા મુલકી અધિકાર અન્વયે પ્રાપ્ત થતો નથી; તેથી બાંહેધરીવાળા સર્વ ઠાકોરોને આથી જણાવવામાં આવે છે કે, તેમણે સીધી, યા આડકતરી રીતે બારખલી તપાસ કરવી નહિ; તેમજ બારખળી જમીન ધારણ કરનારાઓએ પણ આ ઠાકોરોના આવી તપાસ કરવાના પ્રયત્નોને માન્ય કરવા નહિ.

ઉપર પ્રમાણે સૂચના વિરૂદ્ધ જો કોઈપણ ઠાકોર તરફથી બારખલી જમીનની તપાસ કરવામાં આવશે તો તે માન્ય કરવામાં આવશે નહિ. **વડોદરા**, તા. ૨૬-૭-૧૯૧૧.

(સહી) **જી. આર. નિંબાલકર.**
સ. સે. કમીશ્નર
ગિરાસ અધિકારી.

(સહી) **વી. એ. એમ.**

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરનામુ નંબર ૨ સન ૧૯૧૧-૧૨.

ગિરાસ સંબંધી કેટલીએક બાબતોનો વિચાર કરવાને તારીખ ૮ જુલાઇ સને ૧૯૦૭ ને રોજ અને ત્યારપછી ગિરાસ કૉન્ફરન્સની બેઠકો થઇ હતી તેમાં જે બાબતો સંબંધી આવેલા નિર્ણયોને ઇ. સરકારે અનુમતિ અને નામદાર હિન્દુસ્તાન સરકારે અનુમોદન આપ્યું હતું તે તારીખ ૨૨ જુલાઇ સન ૧૯૦૯ ને રોજ આજ્ઞાપત્રિકા તારીખ ૨૯-૭-૦૯ પાન ૧૫૪૭ ઉપર જાહેરનામા નંબર ૨ સંવત ૧૯૬૫ થી બાંહેધરીવાળા ગિરાસીઆઓ અને લાગતા વળગતા અન્ય શખ્સોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. હાલમાં બારખલી તપાસ સિવાયની બાકી રહેલી બાબતો સંબંધી તેજ પ્રમાણે નિર્ણય આવવાથી તે બાંહેધરીવાળા ગિરાસીઆઓ અને અન્ય લોકોની જાણ માટે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆઓએ આ રાજ્યમાં આવેલા તેમના વાંટા યા ગિરાસની જમાન તથા રોકડહક્ક ગીરો, વેચાણ નહિ કરવા બાબત.**

૧. આ જાહેરનામું પ્રસિદ્ધ થયાની તારીખથી બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆઓને આ રાજ્યની હદમાં આવેલા તેમના બાંહેધરીવાળા વાંટા અથવા ગિરાસની જમીન અને રોકડ હક્ક પોતાની હયાતીથી વધારે મુદતને માટે ગીરો, વેચાણ કરવાનો અધિકાર નથી.

સબબ હવે પછી બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆઓએ આ રાજ્યમાં આવેલી તેમની વાંટા યા ગિરાસની જમીન અને રોકડહક્ક ગીરો, વેચાણ કરવા નહિ, તેમજ તેવી જમીન યા હક્ક કોઇએ ગીરો, વેચાણ રાખવા નહિ; તેમ છતાં જો કોઇ શખસ તેવી જમીન યા હક્ક ગીરો યા વેચાણ રાખશે તો તે ગીરો મૂકનાર યા વેચાણ આપનાર બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆની હયાતી પછી માન્ય રાખવામાં આવશે નહિ, અને તેવી જમીન યા હક્ક ગીરો યા વેચાણ કરનાર તે બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆની હયાતી પછી તેના વારસોને બિન બોજે પ્રાપ્ત થશે.

આ જાહેરનામું પ્રસિદ્ધ થયા પહેલાંના ગીરો, વેચાણને આ જાહેરનામું લાગુ થશે નહિ તેવાં ગીરો, વેચાણના નિકાલ તેમના ગુણદોષ ઉપર કરવામાં આવશે.

**બાંહેધરીવાળી ગિરાસની જમીનના**

૨. બાંહેધરીવાળા વાંટા અને ગિરાસની જમીન સંબંધી કબજાના દાવાઓ ચલાવવાનો અધિકાર આ રાજ્યની કોર્ટોને છે; પરંતુ ઇ સરકાર કેટલાએક પસંદ કરેલા અને એવો અધિકાર વાપરવા યોગ્ય જણાતા ઠાકોરો અગર તેમના કામદારોને બે ખેડુત ખેડુત વચ્ચેના કબજાના દાવાઓ આ

**કબજા સંબંધી દાવાઓના કામે ચલાવવાના અધિકાર બાબત.**

રાજ્યની સ્વાધિનતા નીચે આ રાજ્યના કબજા સંબંધીના કાનુનોને તે અનુસરીને સાંભળવાને ઇ સરકાર તરફ માગણી કરે અધિકાર આપવા વિચાર થશે.

**બાંહેધરીના વાંટા અને ગિરાસની જમીન તથા રોકડ-હક્ક સંબંધી દિવાની કોર્ટમાં દાવા લઈ જવા બાબત.**

૩. ખંડણીદાર તેમજ બિનખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીઆઓના અરસપરસ પોતાની વચ્ચેના તેમજ તેમની અને બિનબાંહેધરીવાળા શખસો વચ્ચેના દાવાઓ હવેથી ગિરાસ કોર્ટમાં ચાલશે નહિ. તેવા સર્વે દાવાઓ આ રાજ્યના કાયદા કાનુનોને અનુસરીને શ્રીમંત સરકારની સાધારણ દિવાની કોર્ટોમાં સાંભળવામાં આવશે. માટે આ જાહેરનામાની તારીખથી તેવા દાવાઓ તે કોર્ટોમાં લાવવા જોઇએ. શ્રીમંત સરકારના રાજ્યના કોઇ કૃત્યથી બાંહેધરીવાળા હક્કોને બાધ આવતો હોય, તેવે પ્રસંગે જે દાવાઓમાં ફક્ત શ્રીમંત સરકારના રાજ્ય વિરૂદ્ધજ દાદ માગવાની છે તેવા દાવાઓજ હવેથી ગિરાસ કોર્ટોમાં ચાલશે.

પરંતુ,

× (૧) હુજૂર અથવા હુજૂર આ બાબત જે અમલદારને અધિકાર આપે તેમની પ્રથમ લેખી પરવાનગી લીધા સિવાય કોઇપણ દિવાની દાવો ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીઆ વિરૂદ્ધ દિવાની કોર્ટમાં ચાલશે નહિ. આવી પરવાનગી આપતાં પહેલાં એવો દાવો આણવાને મે. રેસીડેન્ટ સાહેબની અનુમતિ મેળવવા આ રાજ્ય તરફથી તજવીજ કરવામાં આવશે.

(૨) નામદાર મુંબઇ સરકારે પોતાની રાજકીય દેખરેખ નીચેની મિલકત સંબંધી બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆનો જે વારસ કબુલ રાખ્યો હોય તે વારસના વારસ તરીકેના કાયદેસરપણા સંબંધી આ રાજ્યમાં આવેલી મિલકત માટે આ રાજ્યની કોર્ટો વાંધો ઉઠાવશે નહિ.

નામદાર મુંબઇ સરકારે કરેલા ઠરાવ નામદાર રેસીડેન્ટ સાહેબ ઇ સરકારને મોકલી આપશે; અને જ્યારે નાના ખંડણીદાર બાંહેધરીવાળા જમીનદારના વારસાઇના સબંધમાં મે. પોલિટીકલ એજન્ટ સાહેબ એમણે ઠરાવ કર્યો હશે ત્યારે આ રાજ્યની કોર્ટો, પક્ષકારોને મે. પોલિટીકલ એજન્ટ સાહેબના ઠરાવની નકલ રજુ કરવાની ફરજ પાડી શકશે.

(૩) જ્યારે ખાનગી શખસો બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીયાઓની બાંહેધરીવાળી પરચુરણ બાબતીઓ વિરૂદ્ધ વાંધો ઉઠાવે ત્યારે તેવી બાબતીઓ બદલ બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆઓએ તેવી બાબતો બદલ તે શખસ વિરૂદ્ધ શ્રીમંત સરકારના રાજ્યને પક્ષકારમાં દાખલ કરી, ગિરાસ કોર્ટમાં દાવો લાવવો જોઇએ. જો વાદી શ્રીમંત સરકારના રાજ્યને પક્ષકારમાં દાખલ કરવાનું ચુકી જાય તો ગિરાસ કોર્ટે પોતાની મેળે શ્રીમંત સરકારના રાજ્યને સહ પ્રતિવાદી તરીકે દાખલ કરવું.

---

× જાહેરનામા નંબર ૩. ૧૯૭૭ આ. ૫-પાન ૧૧૨૭ થી આ કલમ સુધારી છે.

* (૪) બાંહેધરીવાળા ગિરાસીઆઓની બાંહેધરીવાળી વાંટા યા ગિરાસની જમીનનું ગણોત વગેરે વસુલ કરવા સંબંધી સને ૧૮૯૭ ના વિશિષ્ટ નિયમની કલમ ૧ પ્રમાણે, એક વર્ષની મુદત વિત્યા પછી ગણોત વસુલ કરવા માટે જે અરજીઓ હાલ ગિરાસ કોર્ટમાં કરવામાં આવે છે તેવી અરજીઓ પાંચ વર્ષ સુધી તે કલમ અન્વયે ગિરાસ કોર્ટમાંજ લેવામાં આવશે, તે મુદત વિત્યા બાદ તેવી અરજીઓ ક્યાં કરવી તે સંબંધી યોગ્ય તે નિર્ણય કરવામાં આવશે.

પરંતુ આવી અરજીઓમાં દાવાનું કારણ "લહેણી થએલી ગણોતની રકમ ન આપવી" એટલુંજ હોવું જોઇએ. ગણોત વસુલ કરવાના દાવાને બહાને હક્ક સ્થાપન કરવાના દાવા અથવા બીજા કોઇપણ "કારણથી" ઉત્પન્ન થતા દાવા ઉપર જણાવેલા સને ૧૮૯૭ ના નિયમની કલમ (૧) પ્રમાણે ગિરાસ કોર્ટમાં ચાલશે નહિ.

ઉપરના ફેરફારથી ગિરાસ કોર્ટના કામને રચના સંબંધીના સને ૧૮૭૮ ના નિયમની કલમ ૫ (એ) રદ્દ કરી તેની જગોએ નીચે પ્રમાણે કલમ દાખલ કરવામાં આવે છે.

શ્રીમંત સરકારના રાજ્યના કોઇ કૃત્યથી બાંહેધરીવાળા હક્કોને બાધ આવતો હોય તેવે પ્રસંગે જે દાવાઓમાં ફક્ત શ્રીમંત સરકારના રાજ્ય વિરૂદ્ધ દાદ માગવાની છે તેવા દાવાઓજ ગિરાસ કોર્ટમાં ચાલશે.

**ભાયાતોએ કેવી રીતે દાવા લાવવા તે સંબંધી.**

૪. ગિરાસ કોર્ટોમાં ભાયાતોને દાવાઓ લાવવાનો અધિકાર નથી. તેમણે મુખ્ય ખંડણીદાર ઠાકોરો મારફતે દાવાઓ ગિરાસ કોર્ટોમાં લાવવા જોઇએ અને એવા દાવાઓમાં ઠાકોર સાથે વાદીમાં, અથવા પ્રતિવાદીમાં જોડાવું જોઇએ.

**વાંટાઓની ગેરવ્યવસ્થાને લીધે જપ્તી મૂકવામાં આવે તો ના. રેસીડેન્ટ સાહેબને ખબર આપવા બાબત.**

૫. ભાગદારોની અંદર અંદરની તકરારો હોય અને વાંટાઓની ગેરવ્યવસ્થા થતી હોય તેથી આ રાજ્ય તરફથી જો તેવા વાંટાઓ ઉપર જપ્તી મૂકવામાં આવશે તો તે બાબત તુર્ત નામદાર રેસીડેન્ટ સાહેબને ખબર આપવામાં આવશે.

તારીખ ૨૬ સપ્ટેમ્બર સન ૧૯૧૧.

V. A. M.

Sd/- G. R. NIMBALKER,
સરવે સેટલમેન્ટ કમીશનર.
વડોદરા રાજ્ય.

---

* જાહેરનામા નંબર ૩. ૧૯૭૭ ની કલમ ૧ થી આ કલમ આખી રદ્દ થઈ સુધારો થયો છે તે જાહેરનામું આ પ્રકરણમાં છાપેલું છે.

શ્રી.

# હજુર ગિરાસખાતુ.

## જાહેરનામું નંબર ૫ સન ૧૯૧૧-૧૨.

મે. સ્પે. સે. ઓફીસર તથા અન્ય ગિરાસ અધિકારી સાહેબોએ બાંહેધરીવાળા ગિરાસીઆઓને નામે જે જમીન ચલાવેલી છે તે પેટા હક્કદારોના હકોને બાધ વિના ચાલતા આવેલા વહીવટ પ્રમાણે ચલાવી છે, તેમજ કલમબંદી પ્રમાણે પણ આવા બાંહેધરીવાળા ગિરાસીઆઓએ જે પ્રમાણે તેઓ પોતાની જમીનનો વહીવટ કરતા હોય તે પ્રમાણે વહીવટ કરવા ઠરેલું છે. તેમ છતાં કેટલાએક કામમાં અમારા જોવામાં આવ્યું છે કે કેટલાએક ઠાકોરો વિગેરે મૂળથી ચાલતા આવેલા વહીવટમાં અથવા મુલ્કી વહીવટ સંબંધે નિયમ વિરૂદ્ધ ફેરફાર કરી પેટા હકકદારોના કે ખેડુતોના હક્કને નુકશાન કરનાર નવીન હક્ક દાખલ કરે છે અથવા તેમના હક્ક લઇ લે છે અથવા તેમના ઉપર પોતાના હક્કમાં વધારો કરે છે અને કેટલીએક વખત હકુમત અથવા દબાણથી તેમ કરવામાં તેમની સંમત્તિ પણ લે છે. તેથી આ જાહેરનામાથી સર્વ લાગતા વળગતા લોકોને જણાવવામાં આવે છે કે, બાંહેધરીવાળા ગિરાસીઆઓને તેમના આ રાજ્યમાં આવેલા વાંટા તથા ગિરાસની જમીનમાં અથવા મુલ્કી વહીવટ સંબંધે ચાલતા આવેલા વહીવટ અને ઠરાવો તથા નિયમ વિરૂદ્ધ કાંઇ પણ નવીન હક્ક દાખલ કરવા અથવા પેટા હક્કદારોના કે ખેડુતોના હક્ક લઈ લેવા કે તેમના ઉપરના પોતાના હક્કમાં વધારો કરવા હક્ક કે સત્તા નથી, તેમ છતાં જો તેમના તરફથી વિરૂદ્ધ વર્તન થાય તો લાગતા વળગતાએ આ તરફ તેની ખબર આપવી જોઇએ, મહાલ તથા ગામના સ્થાનિક અધિકારીઓએ પણ આ બાબત ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. હવેથી ગિરાસીઆ વિગેરેએ પણ આ હુકમ વિરૂદ્ધ વર્તન કરતું ન જોઇએ. જો તેમ કરવામાં આવશે તો તે રદ્દ સમજવામાં આવશે. તા. ૨૦ માહે જુલાઇ સન ૧૯૧૨.

(સહી) વી. એ. એમ.

(સહી) જી. આર. નિમ્બાલકર.
સરવે સેટલમેન્ટ કમીશ્નર.
ગિરાસ અધિકારી.

---

શ્રી.

## વટહુકમ નંબર ૧ સને ૧૯૧૨-૧૩.

એક કામમાં એમ જોવામાં આવ્યું છે કે, બાંહેધરીવાળા ઠાકોરો જેઓ આ રાજ્યમાં વાંટાઓ વિગેરે મીલકત ધારણ કરે છે તેઓ ગુજરી જાય છે તો તે બાબતની ખબર સ્થાનિક અમલદારોને પડતાં તેઓ મે. રા. રા. સુબા સાહેબ તરફ જાહેરાત મોકલે છે; પરંતુ ખાતામાં તેવી જાહેરાત આપતા નથી. બાંહેધરીવાળા ઠાકોરોનો મુખ્ય સંબંધ ગિરાસ ખાતા સાથે છે અને તેમના મરણ પછી તેમની બાંહેધરીની આ રાજ્યની હકુમતમાં આવેલી મીલકત સંબંધી જે કાંઇ પગલાં લેવાની હોય છે તે પણ ગિરાસ ખાતેથી લેવામાં આવે છે માટે આ વટહુકમ કરવામાં આવે છે કે—

હવે પછી જે કોઇ બાંહેધરીવાળા ઠાકોર જેઓ આ રાજ્યમાં વાંટાઓ વિગેરે ધારણ કરે છે તે ગુજરી જાય તો તે બાબત જે તાલુકાઓમાં તેઓ મીલકત ધરાવતા હોય તે તાલુકાના રા. વહિવટદારે તેમજ સંબંધ કર્તા અન્ય અધિકારી વર્ગે તુર્ત રા. રા. ગિરાસ. આસિસ્ટન્ટ અને અમોને જાહેરાત મોકલવી અને વારસ કોણ છે, કેટલી વયનો છે વિગેરે જે ખબર મળી આવે તે આપવી. તેવીજ રીતે કોઇ મીલકતના સંબંધી કાંઇ મહત્વનો ઇ સરકારના હિતસંબંધવાળો બનાવ બને તે બાબતની પોતાને ખબર મળે તે સારૂ જે ગામની હદમાં તેવી મીલકત આવી હોય તે ગામનો તલાટી પોતાને તુર્ત જાહેરાત આપે તેવો બંદોબસ્ત કરવો જોઇએ.

તેમજ સદરહુ ઉપર આવેલા રા. વહીવટદાર અને અન્ય અધિકારી વર્ગ આવા રાજદ્વારના પ્રસંગે જે દુરંદેશીપણું અને કાર્યદક્ષતા પ્રાધાન્યત જરૂરના છે તેનો સમયસર ઉપયોગ કરીને પોતાની યોગ્યતા જણાવવાને પશ્ચાત નહિ રહે એવી અત્રેથી સૂચના કરવામાં આવે છે. તેઓને બાંહેધરી ગિરાસ સંબંધે સર્વ ચાલુ નિયમો વટહુકમો અત્રેથી મળેલા છે જ.

તા. ૧૩ માહે ઓગસ્ટ સને ૧૯૧૨.

(સહી) **વી. એ. એમ.**

(સહી) **જી. આર. નિંબાલકર.**
સરવે સેટલમેન્ટ કમીશનર
ગિરાસ અધિકારી.



શ્રી.

## ગિરાસખાતે.

### વટહુકમ નં. ૨ સને ૧૯૧૨-૧૩.

**વટહુકમ કરવાનું કારણ**

૧. આ તરફથી જાહેરનામું નં. ૩/૧૯૧૧-૧૨ નું તા. ૧૫-૨-૧૯૧૨ ની આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયું છે તે આધારે કેટલાક મહાલોમાંથી અરજી સ્ટાંપ, પાવતી સ્ટાંપ, મુખત્યાર પત્રનો સ્ટાંપ અને દાણના દાવાની અરજીનો સ્ટાંપ લેવાનો વહીવટ શરૂ કરી બાંહેધરીવાળા ગિરાસીયા પાસેથી સ્ટાંપ લેવા માંડયો છે, તેથી ગિરાસીયાઓની અરજીઓ આવી છે અને તેમાં લીધેલા સ્ટાંપના પૈસા પરત મળવા માગણી કરેલી છે.

આ બાબત દફતરે તપાસ કરતાં બાજુ ઉપર બતાવ્યા પ્રમાણેની બાબતો વિષે હુકમો કહાડવામાં આવ્યા છે.

| વટહુકમ નંબર. | કયા ખાતાનો. | શી બાબત. |
|---|---|---|
| ૧. ૩૬ / ૨૦-૧-૧૯૦૩ | મુલકી ખાતાનો | પાવતી સ્ટેંપ નહિ લેવા બાબત. |
| ૨. હુકમ નંબર. ૮ / ૧૭-૩-૧૯૦૨ | ગિરાસ ખાતાને માટે | અરજી સ્ટેંપ નહિ લેવા બાબત. |
| ૩. ગિ. જા. નં. ૨૩૭૫ / ૧૮-૬-૧૮૯૮ | ગિરાસ ખાતાનો | દાણ વીગેરેની અરજીઓ સાદા કાગળે લેવા બાબત. ( દાણના દાવાની અપીલ અરજ પણ સાદા કાગળ ઉપર લેવા નિયમથી ઠરેલું છે ) |
| ૪. ગિ. જા. નં. ૧૮૮ / ૨૨-૯-૧૮૯૧ | ગિરાસ ખાતાનો | મુખત્યારપત્ર સાદા કાગળ ઉપર લેવા બાબત છે. તે સિવાય પણ ઠરેલું છે. |

૧ નં. ૧ નો હુકમ નં. ૬૨૬ તા. ૨૨-૧-૧૯૦૩ ની આજ્ઞાપત્રિકા ઉપર તથા નં. ૩ નો હુકમ આજ્ઞાપત્રિકા પા. ૬૮૩ ઉપર પ્રસિદ્ધ થયો છે અને હાલમાં નં. ૩ નું જાહેરનામું પ્રસીદ્ધ થવાથી ઉપરના હુકમો જ્યાંસુધી અમલમાં છે ત્યાં સુધી સ્ટાંપ લેવાતા નથી.

માટે લાગતા વળગતા અધિકારીઓએ ઉપર બતાવેલી બાબતના સ્ટાંપ બાંહેધરીવાળા ગીરાસીયા અગર ઠાકોરો પાસેથી લેવા નહીં. તા. ૧૫ ઓગસ્ટ સને ૧૯૧૨.

Sd/- G. R. NIMBALKER,
સરવે સેટલમેન્ટ કમીશનર

શ્રી.

## હુજુર ગિરાસ ખાતું.

### × જાહેરનામું નંબર ૩ સન ૧૯૧૧-૧૨.

બાંહેધરીવાળી જમીન અને રોકડ હક્ક સંબંધેના દસ્તાવેજો આ રાજ્યના કાયદા કાનુનો પ્રમાણે સ્ટાંપની લાગત અને નોંધાવવાને પાત્ર છે; પરંતુ તેવા દસ્તાવેજો યોગ્ય સ્ટાંપ ઉપર કરેલા અથવા નોંધાવેલા હોતા નથી. એમ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓએ કૃપાવંત થઇ તે સંબંધે નિચે પ્રમાણે ફરમાવ્યું છે.

**સ્ટાંપ અને નોંધણી બાબત.**

આ જાહેરનામાની તારીખ પછી આ રાજ્યમાં આવેલી બાંહેધરીવાળી જમીન યા રોકડહક્ક સંબંધી કરવામાં આવનાર સઘળા દસ્તાવેજો, આ રાજ્યમાં વખતોવખત અમલમાં હોય તે સ્ટાંપ તથા નોંધણીનિબંધ અન્વયે જે તે શખસે યોગ્ય સ્ટાંપ ઉપર કરી યોગ્ય સ્થળે નોંધાવવા જોઇએ.

જો આ જાહેરનામાની તારીખ પછી ઉપરોક્ત જમીન યા રોકડહક્ક સબંધીના દસ્તાવેજો, ઉપર પ્રમાણે યોગ્ય સ્ટાંપ ઉપર કરવામાં અથવા નોંધવવામાં કોઇ કસમ ચુકશે, તો તે સદરહુ નિબંધો પ્રમાણે સર્વ ગુન્હેગારીઓને પાત્ર થશે અને તેવા દસ્તાવેજો આ રાજ્યના કાયદા પ્રમાણે આ રાજ્યની કોઇપણ કોર્ટ અથવા કચેરીમાં પુરાવામાં ગ્રાહ્ય કરવામાં આવશે નહિ.

આ જાહેરનામની તારીખ પહેલાં બાંહેધરીવાળી જમીન યા રોકડહક્ક સંબંધી કરવામાં આવેલા દસ્તાવેજો, આ રાજ્યની કોઇપણ કોર્ટ અથવા કચેરીમાં પુરાવામાં અથવા તે સંબંધીના દાવામાં રજુ કરતાં પહેલાં આ રાજ્યના સ્ટાંપનિબંધ અન્વયે તે ઉપર પડતી લાગત સદરહુ નિબંધ પ્રમાણે જે તે શખસે તે મે. રા. રા. સુબા સાહેબ તરફ ભરી પુરતી લાગત ભર્યા બાબતં તે ઉપર શેરો કરાવી લીધેલો હોવો જોઇએ અથવા તે રજુ કરતી વખતે જે તે કોર્ટના અમલદાર તરફ આ રાજ્યના સ્ટાંપનિબંધ અન્વયે તે ઉપર પડતી લાગત ભરવી જોઇએ. જે અમલદાર તરફ તેવો દસ્તાવેજ રજુ કરવામાં આવે તેણે, તે લાગત લઇ તે ઉપર તે લાગત લીધા બદલ શેરો કરવો. જો તેવો કોઇ દસ્તાવેજ આ રાજ્યના નોંધણીનિબંધ અન્વયે નોંધવાને પાત્ર હોય તો, જે તે શખસે તે જે તે સ્થળના નોંધણી કામદાર પાસે પ્રથમ નોંધાવેલો હોવો જોઇએ; અથવા જે અમલદારના આગળ તે દસ્તાવેજ રજુ કરવાનો હોય તે અમલદાર આગળ આ રાજ્યના નોંધણીનિબંધ અન્વયે તે નોંધવા બદલની લાગત ભરવી જોઇએ.

સદરહુ પ્રમાણે લાગત ભર્યા પછી જો દસ્તાવેજ સાબિત થાય, તો જે અમલદારના આગળ તે રજુ કરવામાં આવ્યો હોય તેણે તે જે તે સ્થળના નોંધણી કામદાર તરફ નોંધવાને મોકલી આપવો. જો દસ્તાવેજ સાબિત ન થાય તો દસ્તાવેજ ઉપર તેવો શેરો કરવો.

જો બાંહેધરીવાળી જમીન યા રોકડહક્ક બાબતના આ જાહેરનામું પ્રસિદ્ધ થયાની

---

× નામદાર કાઉન્સિલ હુકમ નંબર A/૨ તા. ૨૮-૯-૧૬ નો થયો તેમાં પાછલા દસ્તાવેજો સ્ટાંપ અને રજીસ્ટર વગરનાં પુરાવામાં લેવા ઠર્યું છે.

તારીખ પહેલાંના કોઇ દસ્તાવેજ સંબંધી ઉપર પ્રમાણે તજવીજ કરવામાં નહિ આવે તો, તેવો દસ્તાવેજ આ રાજ્યના કાયદા પ્રમાણે આ રાજ્યની કોઇપણ કોર્ટ અથવા કચેરીમાં પુરાવામાં ગ્રાહ્ય કરવામાં આવશે નહિ. તા. ૧૯-૧૧-૧૯૧૨.

Sd/- G. R. NIMBALKER.

V. A. M.

સરવે સેટલમેન્ટ કમિશનર,
વડોદરા રાજ્ય.

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ,

### વટહુકમ નંબર ૧/૧૯૧૩-૧૪.

આ રાજ્યની કોઇપણ ન્યાયાધિશીથી થયેલા હુકમનામાની અગર હુકમની રૂઇએ કોઇ ગિરાસીયાની બાંહેધરીવાળી ગિરાસ અગર વાંટાની જમીનની હરાજી કરવી હોય અગર એવી કોઇ જમીનનો તે ગિરાસીઆ સિવાય બીજા કોઇને કબજો સોંપવો હોય તો હજુરથી પરવાનગી મેળવ્યા સિવાય તેવી જમીનની હરાજી કરવી નહિ અગર તેવી જમીનનો કબજો સોંપવો નહિ. એ બાબતનો વટહુકમ નંબર ૧/૧૯૦૫-૬ નો તારીખ ૧૦-૮-૫ નો આજ્ઞાપત્રિકા પાન ૪૨ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

બાંહેધરીવાળી જમીન સંબંધી કેટલાક પ્રકારના દાવાઓ સાધારણ દિવાની ન્યાયાધિશીઓમાં દાખલ કરવાનું ઠર્યાથી આ વટહુકમ નંબર ૧/૦૫-૦૬ નો રદ કરી નવીન વટહુકમ કરવાની આવશ્યકતા હોવાથી નેકનામદાર દિવાન સાહેબના મુ. ખુ. (ગિ. સા.) દિ. હુ. નંબર ૩૯ તા. ૬-૩-૧૪ ને અનુસરીને તે વટહુકમ રદ કરી નીચે મુજબ હાલ અજમાયસ દાખલ ત્રણ વર્ષને માટે ઠરાવવામાં આવે છે.

૧. બાંહેધરીવાળી ગિરાસની યા વાંટાની જમીન સંબંધી દિવાની કોર્ટમાં દાવો કરતી વખતે દાવેદારે દાવા અરજમાં અગર થયેલા હુકમ અગર હુકમનામાની રૂઈએ તેવી બાંહેધરીવાળી જમીનના સંબંધે દરખાસ્ત કરતી વખતે દરખાસ્ત કરનારે દરખાસ્ત અરજીમાં તે જમીન બાંહેધરીમાં કોને નામે ચાલે છે તે જણાવવું જોઇએ.

૨. આ રાજ્યની કોઇપણ ન્યાયાધિશીમાં થયેલા કોઇપણ હુકમ અગર હુકમનામાની રૂઇએ બાંહેધરીવાળી ગિરાસની અગર વાંટાની જમીન હરાજ કરવી હોય તો પક્ષકારે તેવી જમીન હરાજ કરવા દેવાની હજુરની પરવાનગી મેળવ્યા સિવાય કોઇપણ દિવાની ન્યાયાધિશીએ બાંહેધરીવાળી ગિરાસ અગર વાંટાની જમીન હરાજ કરવી નહિ.

૩. દિવાની ન્યાયાધિશી અગર અમલદાર તરફથી કોઇપણ પ્રસંગે બાંહેધરીવાળી ગિરાસ અગર વાંટાની જમીન જપ્તીમાં લેવામાં આવે તો અગર તે ઉપર જપ્તી મૂકવામાં આવે તે બાબત તાબડતોબ ગિરાસ ખાતાને ખબર આપવી.

૪. બાંહેધરીવાળી જમીન યા ગિરાસ સંબંધીજ ઠરાવ દિવાની ન્યાયાધિશીઓ તરફથી કરવામાં આવે તે ઠરાવની નકલ ગિરાસ ખાતામાં જે તે ન્યાયાધિશીએ દાખલાને વાસ્તે મોકલી આપવી જોઇએ.

૫. જાહેરનામું નંબર ૨ સને ૧૯૧૧–૧૨ ની કલમ ૩ ની પેટા કલમ ૧ માં હજુર અથવા હજુર આ બાબતમાં અધિકાર આપે તેમની પ્રથમ લેખી પરવાનગી લીધા સિવાય કોઇપણ દિવાની દાવો ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીયા વિરૂદ્ધ દિવાની કોર્ટમાં ચાલશે નહિ એમ ઠર્યું છે, તેથી તેવી પરવાનગી મેળવવાની અરજીઓ બીજો હુકમ થતાં સુધી મે. રા. રા. ગિરાસ અધિકારી સાહેબની તરફ કરવી જોઇએ. તેઓ આગળની તજવીજ કરી તેવી પરવાનગી આપશે અગર આપવાની ના પાડશે.

૬. જાહેરનામુ નંબર ૨ સને ૧૯૧૧–૧૨ ની કલમ ૨ માં પસંદ કરેલા અને અધિકાર વાપરવાને યોગ્ય જણાતા ઠાકોરો અગર તેમના કામદારોને બે ખેડુત ખેડુત વચ્ચેના કબજાના દાવાઓ આ રાજ્યની સ્વાધિનતા નિચે અને કાયદા કાનુનોને અનુસરીને ચલાવવાના અધિકાર માંગણી કરેથી આપવા વિચાર કરવાનું ઠર્યું છે. આ અધિકાર મળવા માંગણીની અરજીઓ પણ બાંહેધરીવાળા ઠાકોરોએ મે. રા. રા. ગિરાસ અધિકારી સાહેબ તરફ ગિરાસ ખાતામાં કરવી. તેઓ કરવા જેવી તજવીજ કરી તે અરજીઓ મે. રા. રા. વરીષ્ટ ન્યાયાધિના સર ન્યાયાધિશી સાહેબ તરફ મોકલશે અને તેઓ સાહેબ નિયમ પ્રમાણે આગળની તજવીજ કરી પરવાનગી આપશે, અગર પરવાનગી આપવાની ના પાડશે. તા. ૨૪ માહે માર્ચ સં. ૧૯૧૪.

( સહી ) **વી. એ. એમ.** ( સહી ) **જી. આર. નિંબાલકર.**

ગિરાસ અધિકારી વડોદરા રાજ્ય.

---

શ્રી.

## ગિરાસ કચેરી જા. નં. ૧૯૭૪ સં. ૧૯૭૦.

### જાહેરનામુ.

વડોદરા પ્રાંતમાં રવાનગી જકાતના બદલે કૉટનશેસ લેવાનું જાહેરનામુ નંબર ૫૮ તા. ૨૬–૪–૧૦ થી ઠરેલું છે અને સદરહુ કર બાંહેધરી જમીનને જાહેરનામુ નંબર ૧૦ તા. ૬–૯–૧૧ થી લાગુ કર્યો છે.

બાંહેધરીવાળી જમીનને આ હક્ક લાગુ કરવાથી બાંહેધરીવાળા ગિરાસીઆને નામે ચાલતી સર્વ પ્રકારની જમીન ઉપર હાલ તે લેવાય છે; પરંતુ ગોચર, તલાવ વિગેરે જે જમીન સાર્વજનિક ઉપયોગને માટે રાખવા ઠરાવ કરી ગિરાસીઆઓને ચલાવવામાં આવી છે તેવી જમીન ઉપર તે લેવો વ્યાજબી નહિ લાગવાથી અને કેટલાએક બાંહેધરીવાળા ગિરાસીઆઓ તરફથી આ સંબંધી અરજીઓ આવ્યા ઉપરથી બાંહેધરીવાળીજ જમીન ગોચર, તળાવ વિગેરે સાર્વજનિક ઉપયોગને વાસ્તે રાખવા ઠરેલું હોય અથવા જેનો ઉપયોગ ફક્ત સાર્વજનિક વાંટા તલપદના બન્નેને વાસ્તેજ થતો હોય તે જમીન કૉટનશેસમાંથી મુક્ત કરવી એવું ટીપણુ તા. ૧૦–૩–૧૪ નું સાદર કરતાં નામદાર કાઉન્સિલના તા. ૨૪–૩–૧૪ ના હુકમથી મંજુર થયેલું છે.

માટે આ જાહેરનામુ પ્રસિદ્ધ કરવામાં આવે છે કે ગિરાસીઆઓના નામે બાંહેધરીમાં ચાલતી જમીન પૈકીજ જમીન ગોચર, તળાવ, મસાણ, રસ્તા વિગેરે સાર્વજનિક ઉપયોગને

વાસ્તે ઠરેલું હોય અથવા જેનો ઉપયોગ ફક્ત સાર્વજનિક વાંટા તલપદના બન્નેને વાસ્તેજ થતો હોય. તે જમીન ઉપર કૅાટનશેસ લેવો નહિ એવી મતલબનો હુકમ થયો છે, માટે તે પ્રમાણે વહીવટ રાખવા દરેક લાગતા વળગતા અમલદારોના જાણ માટે તથા તે પ્રમાણે અમલ કરવા આ જાહેરનામુ પ્રસિદ્ધ કરવામાં આવે છે. તા. ૧૧ માહે મે સન ૧૯૧૪.

(સહી) (સહી) જી. આર. નિંબાલકર.
વી. એ. એમ. ગિરાસ અધિકારી.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરનામુ નંબર ૨ સન ૧૯૧૩-૧૪.

આ જાહેરનામાથી લાગલા વળગતા બાંહેધરીવાળા ગિરાસીયા તથા અન્ય લોકોને ખબર આપવામાં આવે છે કે આજસુધી બાંહેધરીવાળી ગિરાસ યા વાંટાની જમીન ઉપર લોકલ-શેસની રકમ લેવામાં આવતી નહોતી; પરંતુ હાલમાં બાંહેધરીવાળી જમીન ઉપર ભર આકારના દર રૂપીએ એક આના પ્રમાણે લોકલશેસ લેવાનો ઘ. સરકારનો હક્ક નામદાર હિન્દુસ્થાન સરકારથી માન્ય રાખવામાં આવેલો છે, તેથી તેવી જમીન ઉપર સદરહુ હક્ક ભર આકારના દર રૂપીએ એક આના પ્રમાણે લેવામાં આવશે. સબબ તે પ્રમાણે સદરહુ લોકલ શેસનો હક્ક જેણે તેણે ભરવા તત્પરતા રાખવી અને જો કોઇ તે પ્રમાણે ભરવા ચુકશે તો ઠરેલા ધોરણ પ્રમાણે તે વસુલ કરવામાં આવશે. તારીખ ૩૧ માહે મે સન ૧૯૧૪.

(સહી) (સહી) જી. આર. નિંબાલકર.
વી. એ. એમ. જોઇન્ટ સરસુબા અને ગિરાસ અધિકારી.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### વટહુકમ નંબર ૩ સંવત ૧૯૭૦.

**બાંહેધરીવાળી જમીનનાં નામફેર બાબત.**

જે બાંહેધરીવાળા ગિરાસીઓ ફક્ત જમીનજ ધારણ કરે છે તે લોકો જમીનના નામફેરના દાવાઓ તુર્ત કરતા નથી અને ઘણી બાંહેધરીવાળી જમીન નામ મોંબદલો થયા સિવાય લાંબી મુદત સુધી મૈયત ઇસમને નામે અગર મૂળ માલિકને નામે રહી જાય છે અને તેથી કામને કેટલીક અડચણ આવે છે એમ માલમ પડવાથી આ વટહુકમથી ખબર આપવામાં આવે છે કેઃ—

**મુલકી ખાતાએ કર-**

બાંહેધરીવાળો ઇસમ (ખાતેદાર) મૈયત થાય અથવા બાંહેધરીવાળી મિલકતનું કાયમનું સત્વાર્પણ થાય કે જમીન ધારણ કરનારે રા. રા. ગિરાસ આસિસ્ટન્ટ તરફ નામફેર કરવા રીતસર અરજીઓ કરવી; તેમજ તલાટીએ મહાલમાં

**વાની તજવીજ.** ખબર આપવી અને તે ઉપરથી મહાલેથી ગિરાસીઆને અ
કરાવી લેનારને નામફેર કરાવી લેવાની નોટીસ આપી
લખી મોકલવું. સબબ હવેથી દરેક મહાલેથી ઉપર પ્રમાણે વહીવટ રાખવો.
તા. ૧૪ માહે જુલાઈ સન ૧૯૧૪.

( સહી ) ( સહી ) જી. આર. નિંબાલ
**વી. એ. એમ.** ગિરાસ અધિકારી.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### વટહુકમ નંબર ૪ સન ૧૯૧૩-૧૪.

**વટહુકમ કરવાનું કારણ.** અત્રેના જાહેરનામા નંબર ૨ સન ૧૯૧૧-૧૨ માં જણાવ્યા પ્રમાણે બાં
ગિરાસીઆઓના અંદર અંદરના અને તેમની અને બિન બાં
શખસો વચ્ચેના દાવાઓ આ રાજ્યના દિવાની કોર્ટોમાં
કાયદા કાનુનો પ્રમાણે કરવાનું ઠરેલું છે; પરંતુ ખંડણીદાર બાં
ગિરાસીઆઓ વિરૂદ્ધ દિવાની કોર્ટોમાં દાવાઓ દાખલ કર
ગિરાસ ખાતા મારફતે રેસીડેન્સીની અનુમતિ મેળવવાની અપેક્ષા રાખેલી છે. આ
મેળવવા ઘણો કાળક્ષેપ થવાનો સંભવ છે અને આવી અનુમતિ મેળવતાં લાગે
મુદતના કાયદા પ્રમાણે જે દાવો લાવવાને ઠરેલી મુદતમાં મજરે આપવાની મુદતન
ઠરેલું નહિ હોવાથી અત્રેથી બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆ વિરૂદ્ધ દિવા
દાવો કરવા ગિરાસ ખાતા મારફતે રેસીડેન્સીની અનુમતિ મેળવતાં જે વખત લ
તે દાવો લાવવાની ઠરેલી મુદતમાં મજરે આપવા ટીપણ નંબર ૧૧ સંવ
તા. ૨૪-૪-૧૪ નું કરવામાં આવ્યું હતું તે ઉપર હુકમ નંબર ૩૧૨ સન ૧૯૧૩-૧
છે તે ઉપરથી આ વટહુકમ કરવામાં આવે છે કે—

**દાવા અરજી કર્યા પછી જે વખત લાગે તે જે તે દાવાને મુદતના કાયદા પ્રમાણે મુદત મજરે આપવી.** ૨. બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીઆ વિરૂદ્ધ દિવાની કોર્ટમાં દાવો કરવા રે
અનુમતિ મેળવવા ગિરાસ ખાતામાં જે તારીખે અરજી ક
તે દિવસથી તેજ તારીખે દાવો કરવાની પરવાનગી આપ
તે દીવસ સુધીમાં જેટલા દિવસ થાય તેટલા દિવસ મુદ
પ્રમાણે જે તે દાવો કરવાને વાસ્તે ઠરેલી મુદતમાં ગણવા નાં
તારીખ ૨૯ જુલાઇ સન ૧૯૧૪.

( સહી ) ( સહી ) જી. આર. નિંબાલ
**વી. એ. એમ.** ગિરાસ અધિકારી.

---

શ્રી.

# વરિષ્ટ ન્યાયાધીશી જાહેરાત નં. ૯ સન ૧૯૧૩-૧૪.

**તા. ૩ સપ્ટેમ્બર સને ૧૯૧૪ સં. ૧૯૭૧ આજ્ઞાપત્રિકા પાન. ૨૪૪ ઉપરથી ઉતારો.**

**બાંહેધરીવાળા ગીરાસીયાઓને વાંટાના ખેડુત ખેડુત વચ્ચેના કબજાના દાવા ચલાવવાનો અધિકાર આપવા બાબત.**

બાંહેધરીવાળા ગિરાસીઆઓને વાંટાના ખેડુત ખેડુત વચ્ચેના કબજાના દાવાઓ ચલાવવાનો અધિકાર મળવા બદલની માગણીઓ ગિરાસ ખાતાના જાહેરનામા નંબર ૨ સન ૧૯૧૧-૧૨ તથા વટ હુકમ નં. ૧ સન ૧૯૧૩-૧૪ ની કલમ ૬ અન્વયે મે. રા. રા. ગિરાસ અધિકારી સાહેબ મારફત તેમના અભીપ્રાયસહ આ તરફ આવ્યાથી તે બાબતમાં અત્રેથી ટીપણુ નં. ૧૪૨ સને ૧૯૧૩-૧૪ નું હજુરમાં સાદર કરતાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી હુ. નં. ૧૪૨ તા. ૧૫-૮-૧૪ થી અત્રેની ભલામણ મંજુર થઈ છે તે આધારે આ જાહેરાતથી જણાવવામાં આવે છે કે-

**કબજા ન્યાયાધીશીઓની તથા તેના ન્યાયાધીશીઓની નિમણુંકો.**

૨. નિચેના પત્રકના આસન ૨ માં બતાવેલા વાંટાઓમાં કબજા નિબંધની કલમ ૫ પ્રમાણે કબજા ન્યાયાધીશીઓ સ્થાપવામાં આવે છે. તથા સાદર નિબંધની કલમ ૬ પ્રમાણે આસન ૩માં બતાવ્યા પ્રમાણે તે કબજા ન્યાયાધીશીઓના ન્યાયાધીશો નિમવામાં આવે છે.

| અનુક્રમ નંબર | જે વાંટાઓમાં કબજા ન્યાયાધીશી સ્થાપવામાં આવે છે તે વાંટાઓનું નામ. | સદર કબજા ન્યાયાધીશીઓના ન્યાયાધીશનાં નામ. | રિમાર્ક |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| | **મે. ભાદરવા ઠાકોરનો.** | | |
| ૧ | મોજે ચાણસદ તા. પાદરાનો વાંટો | ભાદરવા મે. ઠાકોરના કારભારી રા. મણીશંકર પ્રભાશંકર | |
| ૨ | મોજે બીલ તા. વડોદરાનો વાંટો | | |
| ૩ | મોજે ભાયલી તા. વડોદરાનો વાંટો | | |
| ૪ | મોજે સમલાયા (મનોરપુરા શિવાય) તા. સાવલીનો વાંટો. | | |
| | **મે. સણોરના ઠાકોરનો** | | |
| ૫ | મોજે વણીયાદ તા. શિનોરનો વાંટો | શણોરના મે. ઠાકોરના પાટવી કુંવર વખતસીંહજી ખુશાલસીંહજી ઉર્ફે બાપુ સાહેબ. | |
| ૬ | મોજે થુવાવી તા. ડભોઇનો વાંટો | | |
| | **મે. પેથાપુરના ઠાકોરનો.** | | |
| ૭ | મોજે જામલા તા. કલોલનો વાંટો | પેથાપુરના મેનેજર રા. શિવલાલ રતનજી. | |
| ૮ | મોજે ચાંદીસણા તા. કલોલનો વાંટો | | |
| ૯ | મોજે ઉનાવા તા. કલોલનો વાંટો. | | |

૩. સદર અધિકાર નિચે બતાવેલી શરતોથી આપવામાં આવેલા છે.

**જે શરતોથી અધિકાર આપ્યા તે શરતો.**

૧ આ રાજ્યની ઇતર કબજા ન્યાયાધીશીઓની માફક આ ન્યાયાધીશીઓ કબજા નિબંધ, નિયમ વિગેરે પ્રમાણે કામો ચલાવશે; અને આ રાજ્યના જે જે અધિકારીઓને કબજા ન્યાયાધીશીઓની દેખરેખ, તાબો અને તપાસણી વિગેરે સંબંધી જે અધિકાર છે તે આ ન્યાયાધીશીઓ ઉપર પણ રહેશે.

૨ આ ન્યાયાધીશીઓ ફક્ત વાંટાની જમીનના ખેડુત ખેડુત વચ્ચેની તકરારો માટે સ્થાપવામાં આવેલી હોવાથી જે કામમાં સીધી કે આડકતરી રીતે વાંટાદારનો પોતાનો કે પોતાના વાંટાનો કાંઇ સંબંધ હોય તેવા કબજાના દાવા લેઇ નિકાલ કરવાનો અધિકાર તેઓને પ્રાપ્ત થાય છે એમ સમજવાનું નથી.

૩ આ રાજ્યના સ્ટાંપ, નોંધણી તથા ન્યાયાધીશીની લાગતનો નિબંધ વિગેરે કાયદા પ્રમાણે આ ન્યાયાધીશીઓએ આ રાજ્યની ઇતર કબજા ન્યાયાધીશીઓની માફક અમલ કરવો જોઇએ; તેમજ નોંધવહિઓ, હિસાબના ચોપડા વિગેરે દફતર રાખવા તથા મુદતબંદી પત્રકો મોકલવા વિગેરે સંબંધી આ રાજ્યમાં જે કાયદા, નિયમ તથા વટહુકમો વિગેરે થયા છે, અને હવે પછી થશે તે પ્રમાણે તેઓએ વર્ત્તવું જોઇએ.

૪ સદરહુ શરતોનો ભંગ થાય તો અગર કબજાનાં કામો સંતોષકારક ચાલતાં નથી એવું જણાઈ આવે તો તે કબજા ન્યાયાધીશી બંધ કરીને આપેલો અધિકાર પાછો ખેંચી લેવાને પાત્ર થશે. અને એવા પ્રસંગે વરિષ્ટ ન્યાયાધીશી જણાવે તે અધિકારીને દફતર સોંપવું જોઇએ.

૪ આ જાહેરાતનો અમલ જાહેરાત પ્રસિદ્ધ થયાની તારીખથી થવાનો છે, તો તે પ્રમાણે લાગતા વળગતાઓ તરફથી તજવીજ થશે.

**જાહેરાત પ્રસિદ્ધ થયા તારીખથી તેનો અમલ થશે.**

તારીખ. ૨૮ માહે ઓગષ્ટ સને ૧૯૧૪.

(સહી) **વાસુદેવ. જી. ભંડારકર.**
સર ન્યાયાધીશ વરીસ્ટ ન્યાયાધીશી.

---

શ્રી.

## હજુર ગિરાસ ખાતુ.

### જાહેરનામા નંબર ૩ સન ૧૯૧૫-૧૬.

આ જાહેરનામાથી બાંહેધરીવાળા ઠાકોરો ગિરાસીઆઓ તથા તમામ લાગતા વળ-

ગતાઓને જણાવવામાં આવે છે કે જાહેરનામા નંબર ૪ સન ૧૯૦૯-૧૦ પ્રમાણે ગિરાસ કોર્ટમાં મુખત્યાર તરીકે કામ કરવા ૭ મુખત્યાર નિમવામાં આવલા છે તે સિવાય વધારે બીજા બે લૉ ગ્રેજ્યુએટ રાખવા નામદાર રેસીડેન્સી સાથે લખાપડી ચાલી નક્કી થયું છે, તે પ્રમાણે અરજદારો પૈકી નીચે જણાવેલા બે ગૃહસ્થોને તમામ ગિરાસ કોર્ટોમાં મુખત્યાર તરીકે કામ કરવાની પરવાનગી આપવામાં આવે છે.

૧ મિ. ગંગાધર માધવ તામ્બે બી. એ. એલ. એલ. બી. રે. વડોદરા.

૨ મિ. કિસોરભાઇ અંબુભાઈ પટેલ બી. એ. એલ. એલ. બી. રે. વડોદરા.

તા. ૩૦ માહે સપ્ટેમ્બર સન ૧૯૧૫.

સહી વી. એ. એમ.

(સહી) જી. આર. નિમ્બાલકર, ગિરાસ અધિકારી.

---

શ્રી.

## જાહેરનામું નંબર ૫ સન ૧૯૧૫-૧૬

વડોદરા રાજ્યમાં આવેલી બાંહેધરીવાળી તમામ જમીન ઉપર લોકલસેસ લેવાનું જાહેરનામું આજ્ઞાપત્રિકા પાન ૧૭૨૬ ઉપર તારીખ ૩૧-૫-૧૪ ના રોજ પ્રસિદ્ધ કરવામાં આવેલું છે તે પ્રમાણે બાંહેધરીવાળી સર્વ પ્રકારની જમીન ઉપર હાલ લેવાનું શરૂ થયેલ છે; પરંતુ ગૌચર, તળાવ વિગેરે જે જમીન સાર્વજનિક ઉપયોગને માટે રાખવા ઠરાવ કરી ગિરાસીઆ અગર ઠાકોરોને ચલાવવામાં આવી છે તેથી જમીન ઉપર આ હક્ક લેવો વ્યાજબી નહિ લાગવાથી અને કેટલાએક બાંહેધરીવાળા ગિરાસીઆ તથા ઠાકોરો તરફથી આ સંબંધી અરજીઓ આવ્યા ઉપરથી બાંહેધરીવાળી જે જમીન ગૌચર, તળાવ વિગેરે સાર્વજનિક ઉપયોગને વાસ્તે રાખવા ઠરાવથી થયેલું હોય અને જેનો ઉપયોગ ફક્ત સાર્વજનિક કામે વાંટા તલપદના બન્નેના લોકોને વાસ્તેજ થતો હોય તેવી જમીન ઉપર લોકલસેસ ન લેવા ટીપણ તારીખ ૩૧-૭-૧૫ના રોજ નં. ૨૧ સં. ૧૯૭૧ નું સાદર કરતાં નામદાર કાઉન્સિલના તા. ૧૩ નવેમ્બર સન ૧૯૧૫ ના હુકમથી મંજુર થયેલું છે.

માટે આ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે છે કે ગિરાસીઆ તથા ઠાકોરોને નામે બાંહેધરીમાં ચાલતી જમીન પૈકી જે જમીન ગૌચર, તળાવ, મસાણ, રસ્તા વિગેરે સાર્વજનિક ઉપયોગને વાસ્તે રાખવા ઠરાવથી ઠરેલું હોય અને જેનો ઉપયોગ ફક્ત સાર્વજનિક કામે વાંટા તલપદ બન્નેના લોકો વાસ્તેજ થતો હોય તે જમીન ઉપર લોકલસેસ લેવું નહિ. માટે તે પ્રમાણે વહિવટ રાખવા લાગતા વળગતા અમલદારોની જાણ માટે તથા તે પ્રમાણે અમલ કરવા આ જાહેરનામુ પ્રસિદ્ધ કરવામાં આવે છે તારીખ ૧ માહે ડિસેમ્બર સન ૧૯૧૫.

સહી વી. એ. એમ.

(સહી) જી. આર નિમ્બાલકર, ગિરાસ અધિકારી.

શ્રી.

## ગિરાસ કચેરી, વડોદરા રાજ્ય.

### જાહેરનામુ નંબર ૮ સન ૧૯૧૫-૧૬ સંવત ૧૯૭૨.

**બાંહેધરીવાળા ઠાકોરો પોતાની બાંહેધરીવાળી સ્થિતિનો દુરૂપયોગ કરે છે તે નહિ કરવા બાબત.**

ભાયાતો, પસાયતેદારો વિગેરે બીન બાંહેધરીવાળા લોકોની જમીન રોકડ વિગેરે સંબંધી દાવાનો નિકાલ લાભમાં થયે દાવાવાળી મિલકતમાંથી અમુક ભાગ અથવા રોકડ રકમ લેવાની શરત કરી કેટલાએક બાંહેધરીવાળા ઠાકોરો દાવાઓ લાવે છે અને પોતાની બાંહેધરીવાળી સ્થિતિનો દુરૂપયોગ કરે છે એમ ઘણા લાંબા વખતથી અમારા જાણવામાં હતું; પણ તે સંબંધી ખાત્રીલાયક લેખી પુરાવો હાથ આવેલો ન હોવાથી ઉપાય લેવામાં આવ્યા ન્હોતા. હાલમાં મોજે **બીલ** તાલુકે **વડોદરાના** બારોટ **પરભુદાસ સખીદાસની** અરજી આ તરફ આવી છે. તેમાં આ **ભાદરવા** કારભારીએ આપેલા લેખી જવાબ ઉપરથી ચોક્કસ જણાય છે કે પસાયતેદાર વિગેરેના દાવા કરવા બદલ મે. **ભાદરવા** ઠાકોર તરફથી ચોથ ભાગ લેવામાં આવે છે.

**આવો દુરૂપયોગ કર્યાનું સાબિત થયે સરકારમાંથી યોગ્ય ઈલાજ લેવામાં આવશે.**

૨. આ પ્રમાણે ભાગ લેવાનો કરી દાવાઓ ઉપસ્થિત કરવા એ ગેરકાયદે છે અને બાંહેધરીનો દુરૂપયોગ કરવા જેવું છે એટલુંજ નહિ પણ તેથી મોટા દાવાઓ ઉપસ્થિત થાય છે. વિશેષમાં એમ પણ જણાય છે કે પસાયતેદારો, ભાયાતો વિગેરેને વળતર વિગેરે મળવાની રકમો જેના ઉપર ઠાકોરોનો ઉત્તરાધિકાર હોવાથી તે પસાયતેદાર ભાયાત વિગેરેને આપવાની શરતે ઠાકોરોને નામે ચલાવવામાં આવે છે તે ઠાકોરો પસાયતેદારો વિગેરેને પુરેપુરી અથવા વખતસર આપતા નથી એ બરોબર નથી.

સબબ આ જાહેરનામાથી લાગતા વળગતા સર્વને જણાવવામાં આવે છે કે ઉપર પ્રમાણેના કરાર ગેર સિસ્ત અને ગેરકાયદેસર ગણવામાં આવી સાબિત થયે સરકારથી યોગ્ય ઈલાજ લેવામાં આવશે. તારીખ ૧૯ માહે જાન્યુઆરી સન ૧૯૧૬ મુ **ચલાલાના થારી.**

| | |
|---|---|
| સહી | (સહી) જી. આર. નિંબાલકર. |
| **વી. એ. એમ.** | ગિરાસ અધિકારી. |

---

શ્રી.

## ગિરાસખાતું નંબર ૧ સં. ૧૯૭૭.

### જાહેરનામું.

**વિષયઃ**—રેવાકાંઠા તાબાના ઠાકોરો તેમ બાંહેધરીવાળા ગિરાસીઆઓએ પોતાના તાબાની કંટાળ વસ્તીને ધાડ, ખુન, ચોરી કરતા અટકાવવા બાબત.

હાલ વડોદરા પ્રાંતના કેટલાક કાંઠા નજીક આવેલા તાલુકાઓમાં ધાડ, ખુન, ચોરી,

લુંટ વિગેરે થાય છે અને કાંઠાના ઠાકોરો પોતાના તાબાના કંટાળ વસ્તીને તેવાં કામો કરતા અટકાવવાને પ્રયત્ન કરતા નથી તેથી રેવાકાંઠાના ઠાકોરો તથા અન્ય બાંહેધરીવાળા ગિરાસીઆઓને આથી જણાવવામાં આવે છે કે,

**રેવાકાંઠા તાબાના ઠાકોરો તેમ બાંહેધરીવાળા ગિરાસીઆઓએ વડોદરા પ્રાંતમાં ગામોમાં ધાડ ખુન, ચોરી, લુંટ વિગેરે થાય છે તેમ પરોક્ષ અથવા અપરોક્ષ રીતે હાથ નહિ રાખતાં કલમબંદી અન્વયે આવા પ્રયત્ન કરતાં પોતાના તાબાના લોકોને અટકાવવા બાબત.**

સન ૧૮૨૫ ની કલમબંદી અન્વયે રેવાકાંઠાના ઠાકોરો તથા અન્ય બાંહેધરીવાળા ગિરાસીઆઓ પોતે ધાડ, ચોરી, ચખારી તથા લુંટ વિગેરે નહિ કરવાને બંધાએલા છે એટલુંજ નહિ પણ તેવા કામો કરનારને આશરો નહિ આપવાને તેમજ પોતાના તાબાના ગિરાસીયા, કોળી વિગેરે કંટાળ વસ્તીને તેમ કરતા અટકાવી બંદોબસ્ત જાળવવાને બંધાએલા છે તેથી જો તેઓ તરફથી આ બાબત સખ્ત જાપ્તો રાખવામાં નહિ આવે, અને આવાં કામોમાં તેમનો પરોક્ષ અથવા અપરોક્ષ રીતે સંબંધ છે અથવા તો તેવા કામ કરનારને તેઓ આશ્રય આપે છે અથવા તો પોતાના તાબાના માણસોને તેમ કરતા અટકાવવા પુરતો બંદોબસ્ત કરતા નથી એમ જણાશે તો અન્ય ઉપાય લેવા ઉપરાંત આ રાજ્યમાંથી તેમને મળતો રોકડ ગિરાસ રખોવા વિગેરે આપવાનું બંધ કરી તેમની વાંટા ગિરાસની જમીનો જપ્ત કરવામાં આવશે.

તારીખ ૨૮ માહે ડીસેમ્બર સન ૧૯૨૦.

Sd/- G. R. NIMBALKER,
ગિરાસ અધિકારી.

---

શ્રી.

## હજુર ગિરાસખાતું.

### જાહેરનામું નં. ૩ સં. ૧૯૭૭.

**વિષયઃ**—બાંહેધરીવાળા ગિરાસિઆઓએ ગણોતના દાવા ગિરાસ કોર્ટમાં નહિ કરતાં સાધારણ દિવાની કોર્ટમાં કરવા બાબત.

સને ૧૯૦૭ ના ગિરાસ કોન્ફરન્સમાં ચર્ચાએલી કેટલીક અધુરી રહેલી બાબતોનો આખર નિર્ણય થવાથી બાંહેધરીવાળા ગિરાસીઆ તથા અન્ય લોકોની જાણ માટે અત્રેથી જાહેરનામું નંબર ૨ સને ૧૯૧૧-૧૨ તા. ૨૬ સપ્ટેમ્બર સને ૧૯૧૧ નું પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

સદરહુ જાહેરનામાથી કલમ ૩ પેટા રકમ ૧ માં કેટલીક ફેરફાર કરવાનું ઠર્યાથી તે રદ કરી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે.

**બ્રિટિશ રાજ્યની દિવાની કોર્ટોમાં દાવો કરતાં પહેલાં પરવાનગીની જરૂર છે તેમના વિરૂદ્ધ કોઇપણ દિવાની કોર્ટોમાં દિવાની દાવો ચાલશે નહિ.**

(૧) હજૂર અથવા હજૂર આ બાબત જે અમલદારને અધિકાર આપે તેમની પ્રથમ લેખી પરવાનગી લીધા સિવાય જે ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીઆના સંબંધમાં, બ્રિટિશ રાજ્યના દિવાની કામ ચલાવવાની રીતના નિબંધ ( સને ૧૯૦૮ નો નિબંધ ) ની કલમ ૮૬ પ્રમાણે બ્રિટિશ રાજ્યની દિવાની કોર્ટોમાં દાવો કરતાં પહેલાં ના. હિંદુસ્થાન સરકાર અથવા તો તેમણે અધિકાર આપેલા સ્થાનિક સરકારની પરવાનગીની જરૂર છે, તેમના વિરૂદ્ધ× કોઇપણ દિવાની કોર્ટમાં દિવાની દાવો ચાલશે નહિ.

તેમજ સદરહુ જાહેરનામાની કલમ ૩ ની રકમ ૪ રદ્દ કરી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

**બાંહેધરીવાળા ગિરાસીઆઓ તરફથી ગણોતના દાવા એક વર્ષ વિત્યા પછી ગિરાસ ખાતામાં થતા હતા તે દિવાની કોર્ટમાં કરવા બાબત.**

૪. આ જાહેરનામું પ્રસિદ્ધ થયાની તારીખથી બાંહેધરીવાળા ગિરાસીઆઓની બાંહેધરી વાંટા યા ગિરાસની જમીનનું ગણોત વિગેરે વસુલ કરવા સંબંધે સને ૧૮૯૭ ના વિશિષ્ટ નિયમની કલમ ૧ પ્રમાણે એક વર્ષની મુદત વિત્યા પછી ગણોત વસુલ કરવાની અરજીઓ જે આજસુધી ગિરાસ ખાતામાં કરવામાં આવતી હતી તે હવેથી ગિરાસ ખાતામાં નહિ કરતાં તે બાબતના દાવા શ્રીમંત સરકારના રાજ્યની સાધારણ દિવાની કોર્ટોમાં તે કોર્ટોના કાયદા કાનુનોને અનુસરીને તેવા દાવાઓ કરવાને માટે કાયદાથી ઠરેલી મુદત અંદર યોગ્ય સ્ટાંપ ઉપર કરવા. હવેથી બાંહેધરીવાળી વાંટા યા ગિરાસની જમીનનું ગણોત યા દાણ વસુલ કરવાના દાવા ગિરાસ કોર્ટોમાં ચાલશે નહિ.

**બાંહેધરીવાળા ગિરાસીઆના હક્ક વસુલ કરવા સંબંધી વિશેષ નિયમ પૈકી મજકુર રદ્દ કર્યા બાબત.**

ઉપર પ્રમાણે ઠરવાથી બાંહેધરીવાળા ગિરાસીઆઓની નામદાર ગાયકવાડ સરકારના મુલકમાં આવેલી વાંટાની જમીન વિગેરેનું ગણોત અગર મહેસુલ ( અથવા બીજા બાંહેધરીના હક્ક ) વસુલ કરવા સંબંધી વિશેષ નિયમની કલમ ૧ માં " તા. ૩૧ મી જુલાઇને રોજ કિંવા તે પહેલાં અરજ કરવી જોઇએ " એ શબ્દો પછીનો કલમના અંત સુધીનો મજકુર રદ કરવામાં આવે છે. તા. ૮ માહે ફેબ્રુઆરી સને ૧૯૨૧.

A. K. P.

Sd/- G. R. NIMBALKER,
ગિરાસ અધિકારી.

---

× ગિરાસખાતાના વટહુકમ નંબર ૪ તા. ૧૩–૫–૧૯૨૧ આ. પ. પાન ૧૪૪૬ થી સુધારો થયો છે કેઃ—" કોઇપણ દિવાની કોર્ટમાં દાવો " એવા શબ્દો છે તે રદ્દ કરી તેને બદલે " કોઇપણ દિવાની કોર્ટમાં બાંહેધરીવાળા વાંટાને ગિરાસની જમીન અથવા રોકડ ગિરાસ સંબંધી દિવાની દાવો. " એ પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે.

શ્રી

## ગિરાસખાતું.

### સે. ગિ, જા. નં. ૨ સં. ૧૯૭૭.

### જાહેરાત નંબર ૨ સં. ૧૯૭૭ તા. ૧૦ ફેબ્રુઆરી સન ૧૯૨૧.

**વિષય:**—રૂ. ૨૫ સુધી બાંહેધરી ગિરાસ હક્ક પામનાર ઇસમનું અંગુઠાનું છાપ લેવા બાબત.

**પાટણ મહાલેથી આવેલી સૂચના.**

૧. પરહદના ગિરાસીયા વિગેરેને મહાલોમાંથી ગિરાસની રકમ દરસાલ આ હદના ઇસમની ઓળખાણ લેવાઈ અદા કરવામાં આવે છે પણ મૂળ માણસ ઘણી મુદતથી મૈયત છતાં બીજાજ ઇસમો મૈયતના નામથી હાજર થઇ ઓળખાણ અપાવી પૈસા લઈ ગયેલા છે; માટે આ પ્રચારમાં ફેરફાર કરવાને સારૂ દરેક ઇસમનો અંગુઠાનો છાપ લેવા વગેરે બદલની રા. પાટણ વહિવટદારની સૂચના પ્રાંતના અભિપ્રાયથી વિચારમાં લેવા મા. સરસુબા કચેરીમાં આવેલી તે સૂચનાની નકલ આ તરફ શેરા નં. ૫ સં. ૧૯૭૭ તા. ૧૭-૧૨-૧૯૨૦ થી આવેલી છે તેથી ઠરાવવામાં આવે છે કે,

**રૂ. ૨૫ સુધી બાંહેધરી ગિરાસહક્ક પામનાર ઇસમનું અગુઠાનું છાપ લેવા બાબત.**

૨. મહાલેથી આવેલી સૂચના પ્રમાણે એકસહા હુકમ આપવો બરાબર જણાતું નથી; તોપણ જે બાંહેધરીવાળા ગિરાસીઆને રૂ. ૨૫ પચીસ કે તે કરતાં કમી હક્ક મળે છે તેમનો ગિરાસ અદા કરતી વખતે દરેક મહાલના વહિવટદાર તથા મહાલકરી એમણે ગિરાસની રકમ જેને અદા કરવામાં આવે તેને જાતે સહી કરતાં આવડતી હોય કે ન હોય તોપણ તેના અંગુઠાની છાપ લેવાનો વહિવટ રાખવો તે વગર હક્ક અદા કરવો નહિ. આથી ચહેરાનિશાન વગેરે જે અન્ય ખાત્રીના ઉપાય લેવામાં આવે છે તેમાં કમીપણું કરવાનું નથી.

તા. ૧૦ માહે ફેબ્રુઆરી સન ૧૯૨૧. Sd/- G. R. NIMBALKER,
ગિરાસ અધિકારી.

A. K. PATEL.

શ્રી.

## મહાલાનિહાય સરસુબા કચેરી.

### જાહેરનામા નંબર ૨૨ સં. ૧૯૭૭.

**વિષય:**—ગિરાસ ખાતેથી બાંહેધરી ગિરાસ વાંટાના ફેંસલ પત્રકો આવે તે પ્રમાણે લોકલસેસ વસુલ લેવા બાબત.

આ જાહેરનામાથી સર્વ તાલુકાના વહિવટદાર, મહાલકરીને ખબર આપવામાં આવે છે કે, બાંહેધરી વાંટાના ગિરાસની જમીનની પ્રથમ રેવન્યુ સરવે ન થતાં ગોળ માપણી થવાથી તેના ઉપરનું લોકલસેસ સરાસરી દર પ્રમાણે લેવામાં આવતું; પરંતુ હાલમાં બાંહેધરી

વાંટાની રેવન્યુ સરવે થયેલી છે અને તેના ફેંસલ પત્રકો મહાલે મોકલવામાં આવ્યાં છે છતાં હજુ પણ કેટલાએક મહાલેથી રેવન્યુ સરવે પ્રમાણે ઠરેલા આકાર ઉપર લોકલસેસ નહિ લેતાં પ્રથમ પ્રમાણે લોકલસેસ લેવામાં આવે છે એમ જણાય છે. એ બરોબર લાગતું નથી માટે સરવે ખાતેથી કાગળોમાં દુરસ્તી થઇ ફેંસલ પત્રક વિગેરે આવ્યાની અપેક્ષા ન રાખતાં ગિરાસ ખાતેથી ફેંસલ પત્રક આવે તે પ્રમાણે લોકલસેસ વસુલ કરવા તજવીજ કરવી અને પાછલી સાલના જમાબંદી કાગળોમાં સરાસરી દર ઉપર લોકલસેસ ગણી ઉપજ સાધવામાં આવી હોય તો તે રીતસર કેફિયત કરી માંડી વાળવા તજવીજ કરવી.

તા. ૧૫ માહે મે સને ૧૯૨૧. મુકામ **બિલીમોરા.**

Sd/- G. R. NIMBALKER.

મા. સરસુબા.

---

શ્રી.

## ગિરાસ કચેરી.

---

### વટહુકમ નંબર ૫ સં. ૧૯૭૭ સને ૧૯૨૦-૨૧.

**વિષય:**—પ્રથમના વટહુકમમાં ફેરફાર કરી નવેસર વટહુકમ પ્રસિદ્ધ કર્યા બાબત.

બાંહેધરીવાળી ગિરાસ યા વાંટાની જમીન સંબંધે દિવાની કોર્ટમાં દાવો કરવા વિગેરે સંબંધી અત્રેથી વટહુકમ નં. ૧ સન ૧૯૧૩-૧૪ તા. ૨૪-૩-૧૪ ના રોજ ત્રણ વર્ષને માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. સદરહુ ત્રણ વર્ષની મુદત પણ પુરી થવાથી તેનો અમલ બીજા ત્રણ વર્ષ જારી રાખવા અત્રેથી વટહુકમ નં. ૪ સન ૧૯૧૭-૧૮ નો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તેની મુદત પણ પુરી થવાથી તેના બદલે ફેરફાર કરી નવેસર વટહુકમ પ્રસિદ્ધ કરવા સારૂ આ કચેરીથી ટીપણુ નં. ૧૩ તા. ૩૧-૫-૨૧ નું કરવામાં આવેલું તે ઉપર નામદાર મંત્રી મંડળનો હુકમ નં. ૧૨/૫ તા. ૨૮-૬-૨૧ નો થયા આધારે જણાવેલા વટહુકમોમાં ફેરફાર કરી નીચે પ્રમાણે નવેસર વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૧. બાંહેધરીવાળી ગિરાસની યા વાંટાની જમીન સંબંધે દિવાની કોર્ટમાં દાવો કરતી વખતે દાવેદારે દાવા અરજીમાં અગર થયેલા હુકમ અગર હુકમનામાની રૂઇએ તેવી બાંહેધરીવાળી જમીનના સંબંધે દરખાસ્ત કરતી વખતે દરખાસ્ત કરનારે દરખાસ્ત અરજીમાં તે જમીન બાંહેધરીમાં કોને નામે ચાલે છે તે જણાવવું જોઇએ.

૨. આ રાજ્યની કોઇપણ ન્યાયાધીશીમાં થયેલા કોઇપણ હુકમ અગર હુકમનામાની રૂઇએ બાંહેધરીવાળી ગિરાસની અગર વાંટાની જમીન હરાજ કરવી હોય તો પક્ષકારે તેવી જમીન હરાજ કરવા દેવાની હજુરની પરવાનગી મેળવ્યા સિવાય કોઇપણ દિવાની ન્યાયધીશીએ બાંહેધરીવાળી ગિરાસ અગર વાંટાની જમીન હરાજ કરવી નહિ.

૩. દિવાની ન્યાયાધીશી અગર અમલદાર તરફથી કોઇપણ પ્રસંગે બાંહેધરીવાળી ગિરાસ અગર વાંટાની જમીન જપ્તીમાં લેવામાં આવે તો અગર તે ઉપર જપ્તી મૂકવામાં આવે તે બાબત તાબડતોબ ગિરાસ ખાતાને ખબર આપવી.

૪, બાંહેધરીવાળી જમીન યા ગિરાસ સંબંધી જે ઠરાવ દિવાની ન્યાયાધીશીઓ તરફથી કરવામાં આવે તે ઠરાવની એક નકલ ગિરાસ ખાતામાં જે તે ન્યાયાધીશીએ દાખલાને વાસ્તે મોકલી આપવી જોઇએ.

૫. આ ખાતેથી જાહેરનામું નંબર ૩ સં. ૧૯૭૭ નું આજ્ઞાપત્રિકા પાન ૧૧૨૮ તા. ૩–૩–૨૧ ઉપર પ્રસિદ્ધ થયેલું છે. તેની કલમ ૧ અને તેનો સુધારો આજ્ઞાપત્રિકા પાન ૧૪૪૬ તારીખ ૧૯–૫–૨૧ ઉપર પ્રસિદ્ધ થયો છે તેમાં જણાવ્યા પ્રમાણે ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીયા વિરૂદ્ધ દિવાની કોર્ટમાં દાવા કરતા પહેલાં હજુરની પ્રથમ લેખી પરવાનગી લીધા સિવાય દિવાની કોર્ટમાં બાંહેધરીવાળી ગિરાસ યા વાંટાની જમીન અથવા રોકડ બાબત દાવો ચાલશે નહિ.

૬. જાહેરનામું નંબર ૨ સન ૧૯૧૧–૧૨ ની કલમ ૨ માં પસંદ કરેલા અને અધિકાર વાપરવાને યોગ્ય જણાતા ઠાકોરો અગર તેમના કામદારોને એ ખેડુત ખેડુત વચ્ચેના કબજાના દાવાઓ આ રાજ્યની સ્વાધીનતા નીચે અને કાયદા કાનુનોને અનુસરીને ચલાવવાના અધિકાર માગણી કરેથી આપવા વિચાર કરવાનું ઠર્યું છે. આ અધિકાર મળવા માગણીની અરજીઓ પણ બાંહેધરીવાળા ઠાકોરોએ મે. રા. રા. ગિરાસ અધિકારી સાહેબ તરફ ગિરાસ ખાતામાં કરવી. તેઓ કરવા જેવી તજવીજ કરી તે અરજીઓ મે. રા. રા. વરિષ્ટ ન્યાયાધીશીના સર ન્યાયાધીશ સાહેબ તરફ મોકલશે અને તેઓ સાહેબના નિયમ પ્રમાણે આગળની તજવીજ કરી પરવાનગી આપશે અગર પરવાનગી આપવાની ના પાડશે.

ઉપર પ્રમાણે નવેસર વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે. માટે હવે એ પ્રમાણે લાગતા વળગતાએ અમલ કરવાની તજવીજ કરવી જોઇએ. તારીખ ૧૬ માહે જુલાઇ સને ૧૯૨૧.

A. K. PATEL. Sd/- G. R. NIMBALKER.
ગિરાસ અધિકારી.

## દફતરે હુકમ નંબર ૧૮/૭૮ સં. ૧૯૭૮.

મહેરબાન શણોર ઠાકોર એમણે તેમના આ રાજ્યમાં આવેલા વાંટા પૈકી કેટલાક વાંટાની જમીનના માપણીના નકશાની નકલ મળવા માગણી કર્યાથી તે તેમને આપવામાં આવતા, આ ખાતેથી શોધામણી ફી લેવામાં આવી. તે કામમાં લીધેલી શોધામણી ફી વટહુકમ નં. ૧૯/૨૧ વિરૂદ્ધ છે માટે તે પરત મળવા તેમની તકરાર રેસીડેન્સી સુધી જઈ છેવટ રેસીડેન્સીએ ઈંગ્રેજી પત્ર નં. ૧૫૯૩/૨૪–૧–૨૨ નું લખેલું નિકાલ થવા માટે આ તરફ આવેલું છે. તે ઉપરથી આવી બાબતમાં વારંવાર લખાપડી ચાલી તકરાર જારી રાખવી ઇષ્ટ નહિ લાગવાથી પ્રથમના ટીપણ તથા ઠરાવેલા ધોરણ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે–

આ બાબતમાં પ્રથમ આ ખાતેથી ટીપણ નં ૩૭ ૪–૨–૨૯ નું કરવામાં આવેલું તેમાં “ × × × બાંહેધરીવાળા ઠાકોરો તથા ગિરાસીયા લોકો પાસેથી શોધામણી ફી નહિ લેવી જોઇએ × × × ” એવો અભિપ્રાય આપેલો અને તે નામદાર દિવાન સાહેબે સરવે હુ. નંબર ૧–૬૧–૯૯ ના શેરાથી મંજુર કરેલો છે એટલુંજ નહિ પણ ફરી તકરાર આવવાથી વટહુકમ નં. ૧૯ ૨ ૨૬ તા. ૫–૧૧–૧૯૦૯ ને અત્રેથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, માટે ખાતાએ હવેથી આ પ્રસીદ્ધ થયેલા વટહુકમ પ્રમાણે બરાબર અમલ કરવો કે જેથી બાંહેધરીવાળાઓનો ગીલ્લો નહિ થતાં રેસીડેન્સીને પણ આ તરફ લખવાનું કારણ રહેશે નહિ.

ઉપરના હુકમ પ્રમાણે અમલ કરવાની હવેથી તજવીજ રહેવા ગિરાસના તમામ માણસોએ આ હુકમની માહેતી રાખવી. તા. ૧૧–૩–૨૨.

Sd/- G. R. NIMBALKER,
ગિરાસ અધિકારી.

---

શ્રી

## ગિરાસખાતું.

### વટહુકમ અંક ૫ સં. ૧૯૭૯ સન ૧૯૨૨–૨૩.

### વિષયઃ—વિવાદો બાબત.

**બાંહેધરીવાળા ઠાકોરોના મુલકી અધિકારમાં કરેલા હુકમો વિરૂદ્ધ વિવાદો કરવા બાબત.**

મુલકી અધિકાર ભોગવનારા બાંહેધરીવાળા ઠાકોરો, ગિરાસીઆઓ ગિરાસ વાંટાની બાંહેધરી જમીન બાબત સને ૧૮૯૭ ના મુલકી નિયમ અન્વયે ઠરાવો કરે છે. આ ઠરાવો વિરૂદ્ધ હિતસંબંધવાળાએ, રીતસર વિવાદ વિગેરે રસ્તે આ તરફ દાદ મેળવવા ઠરેલું છે; પરંતુ કેટલાંક કામે પોતાના ઠરાવનો અમલ મહાલ મારફતે કરી આપવા સદરહુ બાંહેધરીવાળાએ મહાલ સાથે લખાપડી કરે છે, અને મહાલ અધિકારી પોતાને યોગ્ય લાગે તે પ્રસંગે આવી જમીન સંબંધી હિતસંબંધ ધરાવનારાઓને હાજર રાખી રીતસર ચોકસી ચલાવે છે, તે ઉપરથી આ તરફ વિવાદ વિગેરેના રસ્તે દાદ મેળવવાનું પ્રયોજન નથી એવી આ લોકોની સમજ થઇ હોય એમ હાલ કેટલાંક કામોમાં જણાઇ આવ્યું છે.

**મહાલ અધિકારીઓએ પણ લોકોને સૂચના આપવા બાબત.**

૨ માટે ઉપરની બાબતમાં બાંહેધરીવાળાઓના ઠરાવ અગર હુકમથી નારાજ થનારા હિતસંબંધ ધરાવનાર ઇસમે ઠર્યા મુજબ મુદતમાં આ તરફ વિવાદ વિગેરે રસ્તાથી દાદ માગવી જોઇએ, તેમ નહિ કરવામાં આવે તો તેમની કોઇપણ પ્રકારની તકરાર આ તરફથી સાંભળવામાં આવશે નહિ. વિશેષમાં મહાલના અધિકારીઓ તરફ ઉપરની બાબતમાં કામ આવે ત્યારે તેવા હિતસંબંધવાળાઓને આ તરફ વિવાદ

વિગેરે કરવાની સૂચના આપવા મહાલના અધિકારીઓએ પણ અવશ્ય વહિવટ રાખવો જોઇએ.

ઉપર પ્રમાણે લાગતા વળગતાની જાણ માટે વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે માટે એ પ્રમાણે જેમણે તેમણે તજવીજ રાખવી. તા. ૨ સપ્ટેમ્બર ૧૯૨૨.

(સહી) કૃ. વી. ઉપલય.
ગિ. આ.

(સહી) ગુ. રા. નિંબાલકર.
ગિરાસ અધિકારી.

---

શ્રી

## ગિરાસ ખાતું.

### જાહેરાત અંક ૧૩ સં. ૧૯૭૯ સન ૧૯૨૨-૨૩.

**વિષય:**—બાંહેધરીવાળાઓ ગિરાસ હક્ક ભોગવનારા ખંડણી ભરનારાઓની યાદી.

સન ૧૯૦૭ ની ગિરાસ કૉન્ફરન્સમાં કેટલાક પ્રશ્નોની ચર્ચા થઈ તેમાં બાંહેધરીવાળા ખંડણી ભરનારા વિરૂદ્ધ જે દાવા દિવાની કોર્ટોમાં કરવાનું ઠર્યું તે માટે રેસીડેન્સી ઇંગ્રેજી પત્ર નંબર ૩૧૯ તારીખ ૧૦-૧-૨૧ નું આવ્યું છે તેમાં નીચે પ્રમાણે લખ્યું છે.

× × × ×

" Proviso (I) That no Civil Court shall entertain any Civil Suit regarding guaranteed Wantas and Giras land and Cash-Haks, against a tributary guaranteed Girassia, in whose case permission to sue is necessary in British India under Section 86 of the British Code of *Civil Procedure* without first obtaining the consent of His Highness' Government."

સદરહુ બદલ આ તરફથી જાહેરનામું નંબર ૩ સંવત ૧૯૭૭ નું આજ્ઞાપત્રિકા પાન ૧૧૨૮ તારીખ ૩-૩-૨૧ ઉપર તથા તેનો સુધારો પાન ૧૪૬૬ તા. ૧૯-૫-૨૧ ઉપર એ રીતે પ્રસિદ્ધ કરવામાં આવેલા છે એટલે તેનો અમલ થવાનો છે: પરંતુ બાંહેધરીવાળા ગિરાસ હક્ક પામનારા બાંહેધરીવાળા ખંડણીદારો કોણ છે, તેમના નામોની ચોક્સ યાદી અત્રે ઉપલબ્ધ નહિ હોવાથી રેસીડેન્સી સાથે લખાપડી થતાં, રેસીડેન્સી મારફત રેવાકાંઠા, મહિકાંઠા અને પાલણપુર તરફની યાદીઓ આવેલી છે તે ઉપરથી ઠર્યા પ્રમાણે ફક્ત જે ઇસમોના નામે આ રાજ્યમાં બાંહેધરીવાળી જમીન યા રોકડ હક્ક ચાલે છે તેઓનાં નામો લાગતા વળગતાની જાણ માટે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

---

## વડોદરા રાજ્યમાંથી બાંહેધરીવાળા ગિરાસ હક્ક ભોગવનારા બાંહેધરીવાળા ખંડણીદારોની યાદી.

| અનુક્રમ નંબર | સંસ્થાન ( અગર જાગીર ) નું નામ | ખંડણીદારનું નામ. | શેરો. |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| | | **રેવાકાંઠા.** | |
| ૧ | ભાદરવા | રણા રણજીતસિંગજી અમરસિંગજી | |
| ૨ | ઉમેઠા | ,, ગણપતસિંગજી રાયસિંગજી ( મૈયત ) | |
| | | **પાન્ડુ મેવાસ.** | |
| ૩ | શિહોર | ઠાકોર રણમલસિંગજી કરણસિંગજી | |
| ૪ | છાલીઅેર | ,, રામસિંગજી ઇંદ્રસિંગજી | |
| ૫ | મેખલી | માનસિંગજી દાનીભાઇ તરફે ગજાભાઇ માવસંગ | |
| | | સામનસિંગ ગંભીરભાઇ | |
| | | આદરસિંગ ગંભીરભાઇ | |
| ૬ | પોઇચા | ૧ ખુમાનસિંગજી હિમતસિંગજી | |
| | | ૨ હિમતસિંગ ગગાભાઈ | |
| | | ૩ હિમતસિંગ વાઘજીભાઇ | |
| | | ૪ ચંદ્રસિંગ રણછોડ | |
| | | ૫ જીવાભાઇ પરવતસિંગ ( જીણા-પરવત ) | |
| | | ૬ રૂપાલીઆ તે કાનભાઇ લાલભાઇની વિધવા | |
| ૭ | કનોડા | ૧ બારીયા દીપસિંગ મોચાભાઇ | |
| | | ૨ જીવાભાઇ શીવસિંગ | |
| | | ૩ ઠકરાણી બાઇ જીબા તરફથી ખોડાભાઇ ભીમસંગ | |
| | | ૪ ફતેહસિંગ કુબેરસિંગ | |
| ૮ | ઇટવાડ | ૧ પ્રતાપસિંગ જીણાભાઇ | |
| | | ૨ મોતીસિંગ અમરસંગ | |
| | | ૩ વજેસંગ ગલાબસંગ | |
| ૯ | ગતરડી | ૧ જીણાભાઇ પુંજાભાઇ | |
| | | ૨ દીપા સવા | |
| | | ૩ હાથી જેઠા | |
| | | ૪ ભીમસિંગ ભક્તિભાઈ સગીરના વાલી પાહાડસિંગ મોકમ | |
| ૧૦ | અમરાપુર | ૧ મોકમસિંગ ખાતુભાઇ | |
| | | ૨ પરબતસિંગ શિવસિંગ | |
| | | ૩ સોમાભાઇ રામાભાઇ | |
| | | ૪ અમરસિંગ ભુલાભાઇ | |
| ૧૧ | વખતાપુર | ૧ છત્રસિંગજી નવલસિંગજી તરફથી સોમસંગ મોનાભાઇ | |
| ૧૨ | ઝુમખા | ઠા. રાયસિંગ ચંદ્રસિંગ | |
| ૧૩ | મોટી વરણોલી | ઠા. રતનસિંગ ભગવાનસિંગ | |
| ૧૪ | નાહરા | ૧ બારિયા કાળુભાઇ જેસંગભાઇ | |
| | | ૨ અંદરસિંગ કલ્યાણસિંગ (મયત) | |
| ૧૫ | રાયકા | ઠાકોર નટવરસિંગજી મોતીસિંગજી | |
| ૧૬ | અનઘડ | ૧ હિમતસિંગ નાથુબાવા | |
| | | ૨ ખુમાનસિંગ માનસિંગ | |
| | | ૩ સામતસિંગજી હિમતસિંગજી | |
| | | ૪ કેસરીસિંગ પરવતસિંગ | |
| | | ૫ ફતેસિંગ મોતીસિંગ | |

| | | |
|---|---|---|
| | | ૬ ઉદેસિંગ મુળજી |
| | | **સંખેડા મેવાસ.** |
| ૧૭ | વાસણાસેવાડા | ઠા. ફત્તેમખાંનજી જોરાવરખાંનજી |
| ૧૮ | વજીરીયા | ઠા. કેસરખાંનજી કાળુબાવા |
| ૧૯ | માલોડીયા | ઠા. મોટાબાવા સોમબાવા |
| ૨૦ | „ | ઠા. મોતીસંગ હરીબાવા |
| ૨૧ | વાસણાવીરપુર | ૧ ઠા. ગંભીરસંગજી ભાઇબાવા |
| | | ૨ ઠા. જશવંતસિંગજી જોરાબાવા |
| ૨૨ | શણોર | ઠાકોર વખતસિંગજી ખુશાલસિંગજી |
| ૨૩ | માંડવા | રણા ખુશાલસિંગજી ( તરફે આ. માંડવા મનેજર ) |
| ૨૪ | કામસોલીતીરાલ | ૧ ઠા. મોટાબાવા હાશીમબાવા |
| ૨૫ | વોહોરા | ઠા. બાબરખાંનજી મોટાબાવા |
| ૨૬ | ઉચાદ | ઠા. મહુમદમિયા જીતામિયા |
| ૨૭ | અગર | ઠા. ગંભીરખાંનજી સરદારખાંનજી |
| ૨૮ | ચુડેસર | „ બાબરખાંન છીતાબાવા |
| | | કેશરખાંન રહીમખાંન |
| ૨૯ | નળીઆ | ૧ ઠા. ફતેખાંન આલમખાંન |
| ૩૦ | અલુવા | ૧ ખુશાલબાવા સરદારબાવા |
| ૩૧ | રામપુરા | ૧ છત્રસિંગજી કાળુબાવા |
| | | ૨ દાજીબાવા નાથુબાવા |
| | | ૩ માધવસિંગ નાથાબાવા |
| | | ૩ ખુશાલબાવા નોરાબાવા |
| | | ૫ પ્રભાતસિંગ મીઠાબાવા |
| | | ૬ હિંમતસિંગ માધવસિંગ |
| | | ૭ ભારતસિંગ ભીમસિંગબાવા |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | વીહોરા | | ઠા. હેમતખાંન સરદારખાંન |
| | | | **મહીકાંઠાના બાવીસી થાણા પૈકી.** |
| ૧ | કડજોદરા | | ઠાકરડા મોતીજી કાળુજી |
| | | | મતાદાર ભગવાનસિંગ અમરસિંગ |
| | | „ | હોમાજી લાલુજી |
| ૨ | પાલુંદરા | „ | હરીભાઇ બેચરજી (મૈયત) |
| | | „ | બાપુજી ગોબરજી |
| | | „ | ગોસા કેશરાજી |
| | | „ | પુંજાભાઇ હરીભાઇ |
| | | „ | મોતીજી બાપુજી |
| | | „ | અમરસિંગજી પહાડસિંગ |
| | | „ | ચાંદાભાઇ કસીભાઇ |
| ૩ | હરસોલી | „ | બેચરજી બાવાજી |
| ૪ | રટવા | „ | ગુલાબસિંગ અજુભાઇ |
| | | „ | રણછોડજી કુબેરજી |
| ૫ | ડભોડા | „ | રણછોડ સાલુજી |
| | | „ | થાનાજી વીસાજી |
| | | „ | દોલાજી મોડજી |
| ૬ | લવાડ | „ | હમીરજી ચંદરસંગ |
| | | „ | ફતેસંગ પથુભાઇ |
| ૭ | વડોદરા | „ | સુરાજી ગેંદાલજી |
| | | „ | બાપુજી અજુજી |
| ૮ | લીહોડા | „ | અમરસિંગ હરીભાઇ |
| ૯ | હરખજીનામુવાડા | „ | ઘુલાજી લાલુજી |
| | | „ | હજુરજી દેશલજી |
| ૧૦ | અમરાજીનામુવાડા | „ | રતનસિંગ જસુભાઇ |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | વાસણા | ઠાકોર બાપુસિંગજી તખતસિંગ | |
| | | **કટોસણ જીલ્લો.** | |
| ૧૨ | તેજપુરા ભાગદારો | ઠાકોર નાથુસિંગજી જેઠાજી | |
| | | " હીરાજી પ્રતાપસીંગ | |
| | | " ગોબરસિંગ પથાજી | |
| ૧૩ | કટોસણ તાલુકો | " તખતસિંહજી કરણસંગજી | |
| ૧૪ | છજપુરા ભાગદાર | " જેઠાજી ગોબરસિંગ ૨ ભા. | |
| | ૩ ભાગ | " મુળસિંગ માલાજી ૧ ભા. | |
| ૧૫ | મગુના ભાગદારો | " હરીસંગ રાજાજી ૧ ભા. | |
| | | " રતનસંગ ચંદનસંગ ૧ ભા. | |
| | | " ખેડાજી નાઢાજી ૧ ભા. | |
| | | " ગુલાબસિંગ ગોબરસિંગ ભા. ૧ | |
| | | " દેવીસિંગ માધુજી ૧ ભા. | |
| | | " દલપતસિંગ તખતસિંગ ૧ ભા | |
| | | " હમીરસિંગ મહાસિંગ ૧ ભા. | |
| ૧૬ | રામપુરા ભાગદાર | " બાવનસિંગ ઉદાજી | |
| ૧૭ | કસલાપુર ભાગદાર | " ગંભીરસંગ અદેસિંગ | |
| ૧૮ | વીરસોડા ભાગદાર | " ગંભીરસિંગ પ્રથારાજ ૨ ભા. | |
| | | " પરબતસિંગ અમરસિંગ ૧ ભા. | |
| ૧૯ | પાલજ | " દોલતસિંગજી પ્રતાપસિંગજી | |
| | | **નાની મારવાડ.** | |
| ૨૦ | વલાસણા | ઠાકોર હરીસિંગજી માનતસિંગજી | |
| ૨૧ | ગઢવાડા | સતલાસણા ઠાકોર તખતસિંગજી હરીસિંગજી | |
| | | ભાલુસણા ઠાકોર મુળસિંગ હરીસિંગજી | |
| ૨૨ | દાંતા | મહારાણાશ્રી હમીરસિંગજી | |
| ૨૩ | સુદાસણ | ઠાકોર પ્રથીસિંગજી તખતસિંગજી | |
| ૨૪ | હડોળ | ઠાકોર જવાનસિંગજી મુળસિંગજી | |
| | | **વાત્રક કાંઠા.** | |
| ૨૫ | આમલીઆરા | ઠાકોર કેશરીસિંગજી જાલમસિંગ | |
| ૨૬ | રમાસ | મીયા ઉદેસિંગ નાથુમીયાં | |
| ૨૭ | ઝેર | જમીમાં હોવાથી ( વાત્રક કાંઠા થાણાદાર ) | |
| ૨૮ | નીરમાલી x | | x ખંડણીની રકમની કે વડોદરાને તથા કુ માંડવાને ભરાય છે એમ લખાઇ આવેલું છે |
| ૨૯ | પુનાદરા | ઠાકોર શીવસિંગજી અભેસિંગજી | |
| ૩૦ | થોડાસર | ઠાકોર મહોબતસિંગજી | |
| ૩૧ | ખડાલ | મીયાશ્રી ફતેસિંગજી રાજુમીયાં | |
| ૩૨ | ડાભા | મીયા મહોબતસિંગજી ગુલાબમીયાં | |
| | | **સાબર કાંઠા.** | |

| | | |
|---|---|---|
| ૩૩ | વરસોડા | ઠાકોર સુરજમલજી (મૈયત) તરફે આ. વરસોડા મેનેજર |
| ૩૪ | દેરોલ | ઠાકોર રામસિંગજી માનસિંગજી |
| ૩૫ | કડોલી | ઠાકોર કુબેરસિંગજી ભવાનસિંગજી |
| ૩૬ | ખેડાવાડા | ઠાકોર બેચરસિંગજી વજેસિંગજી |
| ૩૭ | માણસા | રાવળજી શ્રી તખતસિંગજી |
| ૩૮ | પેથાપુર | ઠાકોર ફતેહસિંગજી ગંભીરસિંગજી |
| | | **પાલનપુરના કાંકરેજ થાણાં પૈકી.** |
| ૧ | શુકોલી | ૧ શંભુજી વજેરાજજી |
| ૨ | સમોળી | ૧ મોડાજી હાંશજી |
| | | ૨ ઓખાજી ભેમાજી. |
| ૩ | આંગણવાડા | ૧ ગંભીરજી બેચરજી |
| ૪ | સીહોરી | ૧ વાઘાજી લાલાજી |
| | | ૨ ચાંદાજી પ્રતાપજી |
| | | ૩ વેલાજી સરાજી |
| ૫ | વડા | ૧ હાથીજી અજબાજી |
| | | ૨ સુરજમલ બનાજી |
| | | ૩ રૂપસિંગજી જેસલજી |
| | | ૪ જોરાજી અદેસિંગજી |
| ૬ | રાનકપુર | ૧ ચંદાજી રામાજી |
| | | ૨ અખેરાજ હિંમતસિંગ |
| | | ૩ હીરાજી અદેસિંગ |
| ૭ | લુનપુર | ૧ માનાજી અભાજી |
| ૮ | સદરપુર | ૧ ગોબરજી સોનાજી |
| ૯ | અરણીવાડ | ૧ માહસિંગજી ઓઘારજી |
| | | ૨ પરમાજી હેમતાજી |
| ૧૦ | ડંઓદ | ૧ ગલાબજી હજૂરજી |
| | | ૨ આલાજી ગોબરજી |
| | | ૩ બેચરજી હરચંદજી |
| ૧૧ | થરા | ૧ ગોદડસિંગજી ગજસિંગજી |
| | | ૨ મદારસિંગજી સરદારસિંગજી |
| | | ૩ જસવંતસિંગજી સરદારસિંગજી |

**સમજુતી:**—૧ રેસીડેન્સી મારફત એજન્સિઓમાંથી આવેલા ઉપર બતાવેલા પત્રકોમાં કેટલાક ઇસમો મૈયત થએલા, તેમનાં નામો કમી કરી તેમની જગ્યાએ ગિરાસ હકમાં અત્રે જે નામો દાખલ કરેલાં છે તે ઉપરની યાદીઓમાં પ્રસિદ્ધ કરેલાં છે, અને કેટલાકના નામફેર મોબદલાનો તપાસ થવા ઉપર અગર દાવો થવા ઉપર બાકી છે, તેમના માટે નિકાલ થયે નામફેરનો દાખલો રાખવામાં આવશે.

૨. આ જાહેરનામા પ્રમાણે દિવાનીમાં દાવો કરવા પરવાનગી મળવાનો અરજ આવે આ આ તરફથી જે તે બાંહેયરીવાળા ખંડણીદાર ઇસમના બાંહેયરીવાળા ગિરાસ હક્ક બદલ ચોક્સ તપાસ કર્યા બાદ, પરવાનગી સંબંધી અમલની ત્રીત તજવીજ થવાની છે.

ઉપર પ્રમાણે જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવે છે માટે લાગતા વળગતાઓ તરફથી એ પ્રમાણે અમલ કરવાની તજવીજ થશે. ૨૨ ડિસેમ્બર સને ૧૯૨૨.

| | | |
|---|---|---|
| **બા. ગ. ગવારીકર.** | **દ. વી. ઉપલપ.** | **ગુ. રા. નિંબાલકર.** |
| સિરસ્તેદાર. | ગિરાસ આસિ. | ગિરાસ અધિકારી. |

શ્રી.

## મા. સરસુબા કચેરી, ગીરાસ શાખા.

### વટહુકમ અંક ૨૧ તા. ૮-૬-૨૬ સંવત ૧૯૭૯.

**વિષયઃ—**બાંહેધરીવાળા વાંટાઓની જમીન સંબંધી પાહણીપત્રક કરવા બાબત.

**બાંહેધરી વાંટાઓની જમીનના પાહાણીપત્રક શ્રીમંત સરકાર તરફથી કરવા વિષે.**

બાંહેધરીવાળા વાંટાઓની હાલની બારખળી તપાસમાં નંબરવાર માપણી થવાથી તેવા વાંટાઓની જમીનના પાહાણીપત્રકો કરવા પોતાનો હક્ક હોવા વિગેરે મતલબની બાંહેધરીવાળા તરફથી માગણી થએલી તે બદલ ના. રેસિડેન્સી વિવાદ નંબર ૩૭ સને ૧૯૧૮ ના કામે ના. રેસિડેન્ટ સાહેબે તા. ૪-૫-૨૩ ના રોજ ઠરાવ કર્યો છે તેમાં નીચે પ્રમાણે ધોરણ ઠરાવેલું છે તે જે તે મહાલના રા. વાહિવટદાર, મહાલકરી એમની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

" શ્રીમંત સરકારના રાજ્યમાંના ગામોમાં પાહાણીપત્રકો તૈયાર કરવામાં આવે છે, તેવીજ રીતે બાંહેધરીવાળા વાંટાઓની જમીનનાં પાહાણીપત્રકો કરવાનો શ્રીમંત સરકારના રાજ્યનો હક્ક માન્ય રાખ્યાથી તેપણ શ્રીમંત સરકારના રાજ્ય તરફથી કરવા જોઇએ, આથી વાંટાદારોને તેમના પોતાના ઉપયોગ માટે પોતાના વાંટાનાં પાહાણીપત્રકો કરવાનાં હોય તે હરકત જેવું નથી. "

ઉપર પ્રમાણે ઠરેલું છે માટે જે તે મહાલેથી એ પ્રમાણે અમલ કરવાથી તજવીજ થવી જોઈએ. તા. ૮ જૂન સને ૧૯૨૩.

| | | |
|---|---|---|
| **બા. ગ. ગ.** | **કૃ. વિ. ઉપલપ.** | **ગ. બ. આંબેગાંવકર,** |
| સિરસ્તેદાર. | ગિ. આ. | ગિ. અધિકારી. |

---

શ્રી.

## મા. સરસુબા કચેરી, ગિરાસ શાખા.

### વટહુકમ અંક ૨૨ સં. ૧૯૭૯ સન ૧૯૨૨-૨૩

**વિષયઃ—**બાંહેધરી વાંટાની બારખળી જમીનના સરકાર ભાગની રકમ ઉઘરાવવા તેમજ નામ મોબદલાની તજવીજ કોણે કેવા પ્રકારે કરવી તેનું ધોરણ નક્કી ક્યાં બાબત.

**બાંહેધરીવાળા તરફથી ઉપસ્થિત થયેલા બે પ્રશ્નો**

૧. વડોદરા રાજ્યમાં આવેલી બાંહેધરીવાળા ગિરાસ વાંટાની જમીનની બારખળી તપાસ ના. હિંદુસ્થાન સરકાર તરફથી મંજૂર થયેલા નિયમ અન્વયે થઈ છે. તેમાં શ્રીમંત સરકારના ભાગની ¾ ઠરેલી રકમ બારખળી તપાસમાં લાગુ કરેલા સેટલમેન્ટની રકમમાંથી શ્રીમંત સરકાર તરફથી વસુલ કરવામાં આવે છે અને બાંહેધરીવાળા ગિરાસિયા પોતાના ભાગની ¼ રકમ પોતે વસુલ કરી લે છે. આ પ્રમાણે વહિવટ ચાલતા બાંહેધરીવાળા તરફથી વડોદરા રેસિડેન્સીમાં નીચે પ્રમાણે બે પ્રશ્નો ઉપસ્થિત કરવામાં આવ્યા હતાઃ—

૧. બારખળી જમીન ઉપર લાગુ કરેલા સેટલમેન્ટની રકમમાંથી શ્રીમંત સરકારનો ¼ ભાગ પોતે ઉઘરાવી આપવા અને,

૨. બારખળી જમીનના નામફેર મોબદલા કરવાના હક્ક પોતાને મળવા બાબત.

૨. ઉપરના પ્રશ્નોની વાટાઘાટ રેસિડેન્સીમાં રૂબરૂમાં ચાલતા નીચે પ્રમાણે બાંહેધરી વાળાઓએ તા. ૧૫-૭-૨૧ ના રોજ કબુલાત આપેલી છે.

૧. ફક્ત નકરાં વાંટાના સંબંધમાં ઠાકોરોને સરકારનો ¼ હક્ક ઉઘરાવવાનો અધિકાર નીચેની શરતોએ વડોદરા રાજ્યે કૃપાવંત થઇ ઠાકોરોને આપવાનું કબુલ કર્યું છે.

**બાંહેધરીવાળાઓની રેસીડન્સીમાં થયેલી કબુલત તા.૧૫-૭-૨૧ની.**

૧. ઠાકોરોએ વડોદરા રાજ્યના રેવન્યુના પહેલા હપ્તા વખતે ઉપર બતાવેલા ¼ હક્કની રકમ મહાલમાં ભરી દેવી જોઇએ. સદર રકમ હજી વસુલ થઇ નથી એવું બ્હાનું માન્ય રાખવામાં આવશે નહિ.

૨. ઠાકોરોએ ¼ હક્ક કરતાં કંઇ જાદે રકમ વસુલ લેવી નહિ.

૩. ઠાકોરોએ ¼ હક્ક લીધા બદલની રીતસર છાપેલી પાવતીઓ જેને તેને આપવી.

૪. જ્યારે ¼ રકમ ભરવામાં ન આવે અથવા હક્ક ઉઘરાવવાના અધિકારનો દુરૂપયોગ થયો છે એમ જણાય ત્યારે ઉપર કહેલો અધિકાર પાછો લેઇ લેવામાં આવશે; પરંતુ તે બાબત ઠાકોરોને રેસિડેન્સીમાં વિવાદ કરવા હક્ક છે.

૨. **अ** વાંટાની બારખળી શરતી જમીનના સંબંધમાં તે જમીનના મોબદલા કરવાની સત્તા ઠાકોરોને આપી શકાય તેમ નથી; પરંતુ દરેક કામમાં ઠરાવ કરતાં પહેલાં ઠાકોરોની હકીકત સાંભળવામાં આવશે.

**ब** શરતી શિવાયની બીજી બારખળી જમીનના સંબંધમાં ઠાકોરોને વડોદરા રાજ્યના નિયમ પ્રમાણે વહિવટદારોને જે સત્તા બારખળી જમીનનો મોબદલો કરવાની આપેલી છે તેવી સત્તા નીચેની શરતોએ આપવામાં આવશે.

૧. ઠાકોરોએ મોબદલો કર્યાની ખબર મોબદલો કર્યાની તારીખથી દિન ૧૦ ની અંદર ગિરાસ આસિસ્ટન્ટને આપવી.

૨. જે પક્ષકાર ઠાકોરના મોબદલાના ઠરાવથી નારાજ હશે તેને ગિરાસ અધિકારી તરફ તપાસની અરજ કરવા હક્ક છે અને તેઓ સાહેબે તપાસમાં કરેલા ઠરાવ મોબદલાના દફતર પુરતો આખેરનો ગણાશે; પરંતુ નારાજ પક્ષકારને શ્રીમંત સરકારની દિવાની કોર્ટમાંથી દાદ મેળવવાનો હક્ક છે.

૩. જ્યાં ઠાકોર મોબદલો કરવા તદ્દન નાલાયક છે એમ જણાય અથવા તેમના તરફથી સત્તાનો દુરૂપયોગ કરવામાં આવે છે એમ જણાય, ત્યાં અધિકાર પાછો લેઇ લેવામાં આવશે; પરંતુ તે વિરૂદ્ધ ઠાકોરોને રેસિડેન્સીમાં વિવાદ કરવા હક્ક છે.

૪. બારખળી જમીનના નામફેર મોબદલાના નામે નિયમમાં ઠરાવેલી મુદત

અંદર અરજ નહિ કરવાથી દંડ લેવાના પ્રસંગે શ્રીમંત સરકારના રાજ્યના બારખળી જમીનના નામફેર મોંબદલાના નિયમ મુજબ બાંહેધરીવાળાઓએ વર્તવાનું છે.

૫. નિયમ પ્રમાણે શ્રીમંત સરકારના રાજ્યના સ્ટાંપનો ઉપયોગ કરવાની તજવીજ રાખવી.

**નામફેર મોંબદલાના પ્રસંગે આ રાજ્યના નિયમ પ્રમાણે દંડ લેવા તથા સ્ટાંપનો ઉપયોગ કરવા બાબત.**

૩. બાંહેધરીવાળાની કબુલાત થયા પછી રેસીડેન્સી સાથે લખાપડી ચાલતાં ઉપરની કબુલતની પેટા કલમ ૪–૫ એ બે વધારવામાં આવી તે સાથે તારીખ ૧૫–૭–૨૧ ના રોજ કોન્ફરન્સમાં થયેલી કબુલત મુજબ વર્તવા નામનાર રેસીડેન્સીએ છેવટ ઈંગ્રેજી પત્ર નંબર ૭૩૯૨ તારીખ ૮–૫–૨૩ થી અનુમતિ આપી અમલબજવણીની તજવીજ કરવા આ તરફ ભલામણ કરી છે.

**સલામીયા વાંટા બાબત સરકાર ભાગની રકમ ઉઘરાવવાનું ધોરણ.**

૪. સલામીયા વાંટા બાબત એમ ઠર્યું છે કે, બારખળી તપાસમાં આવેલા વાંટા જેના ઉપર મૂળથી સરકારની સલામી વિગેરે હક્ક હોય તેવા વાંટા ઉપરની બારખળી તપાસમાં લાગુ થયેલા સેટલમેન્ટની રકમ પૈકી, સરકાર ભાગની રકમ ઠાકોરોએ પોતે ઉઘરાવી આપવાની બાબતમાં કોઇ ઠાકોર તરફથી માગણી આવે તો તે ઠાકોર વાંટા ઉપર મૂળથી ઠરેલા સરકાર હક્ક સલામી વિગેરેની જવાબદારી લેવાનું કરે તો નકરાં વાંટાના સંબંધમાં ઠાકોરોની ઉપરની કબુલતમાં ઠર્યા મુજબ અનુભવ દાખલ ત્રણ વર્ષ માટે તેવા અધિકાર તેમને આપવા સારૂ યોગ્ય તે તજવીજ થવાની છે.

**નકરાં વાંટા ઉપરની સરકાર સલામી વિગેરે હક્ક વસુલ કરવાનું ધોરણ.**

૫. નકરાં વાંટા બાબત નકરાં ( rent-free ) વાંટાઓ કિયા કિયા છે, તેની યાદી આ સોબત રાખવામાં આવી છે. તેમાં જણાવેલા વાંટા પુરતો શ્રીમંત સરકારના ⅞ ભાગની બારખળી જમીન ઉપર લાગુ કરેલા સેટલમેન્ટની રકમ ઉઘરાવવાનો અધિકાર, મુલકી અધિકાર ભોગવનારા બાંહેધરીવાળા ગિરાસીયાઓને ઉપર જણાવેલી તારીખ ૧૫–૭–૨૧ ના રોજ તેમણે આપેલી કબુલતને અનુસરી આપવામાં આવે છે અને એ માટે એમણે એ કબુલત પ્રમાણે વર્તવાનું છે. એ નકરાં વાંટાઓની યાદીમાં જણાવેલા ( માણુસાના ભાયાતો શિવાય ) જે ભાયાતોના વાંટા હોય અથવા ભાયાતોની જમીન હોય અને તે ઠાકોરોની પેટાબાંહેધરીમાં ચાલતી હોય તેવા વાંટા અને જમીન માટે ભાયાતોની વતી જે તે ઠાકોરોએ ઉપર પ્રમાણે જવાબદારી પોતે લેવાની છે.

**મોંબદલાના કામે શરતી જમીન સિવા-**

૬. શરતી જમીન શિવાય બીજી બારખળી તપાસમાં આવેલી તમામ વાંટાઓની જમીનના નામ મોંબદલાના અધિકાર, મુલકી અધિકાર ભોગવનારા બાંહેધરીવાળાઓએ ઉપર જણાવેલી કબુલતને અનુસરી વાપરવાના હોઇ ઉપરની કબુલતની પેટા કલમ ૪–૫ માં જણાવ્યા પ્રમાણે સ્ટાંપ

યની જમીન માટે ઠરાવેલું ધોરણ. અને દંડની બાબતમાં આ રાજ્યના બારખળી જમીનના નામફેર મોબદલાના નિયમ પ્રમાણે તેમને વર્તવાનું છે.

ટીપઃ–શરતી જમીન સિવાયની એટલે જે જમીન ઉપર સેટલમેન્ટની રકમ લાગુ કરવામાં આવેલી છે, તેમાં ફેરફાર થઇ શકે નહિ એવી હોય તે.

**જાણ માટે પ્રસિદ્ધ કર્યા બાબત.** ૭. આ વટહુકમ બાંહેધરીવાળા ગિરાસીયાઓ હિતસંબંધ ધરાવનાર ઇસમો અને જે તે મહાલના રા. વહિવટદાર, મહાલકરી એમની જાણ માટે તથા તે પ્રમાણે અમલ થવા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**અમલ ક્યારથી કરવાનો તે.** ૮. આ વટહુકમનો અમલ તારીખ ૧ ઑગસ્ટ સન ૧૯૨૩ થી કરવાનો છે, તેથી એ તારીખ પહેલાંની ઉપરના ફકરા ૬ માં બતાવેલી જમીન સંબંધી નામફેર મોબદલા કરવાની અરજીઓ કરવી બાકી હોય તેવી અરજીઓ હિતસંબંધ ધરાવનાર ઇસમોએ આ વટહુકમનો અમલ કરવા ઠરાવ્યું છે તે તારીખ પછી ૬ ૭ માસની અંદર વાંટાદારો તરફ કરવી જોઇએ. તે મુદત વીતે દંડને પાત્ર થશે. તારીખ ૧૬ માહે જુન સન ૧૯૨૩.

| | | |
|---|---|---|
| બા. ગ. ગ. | કૃ. વિ. ઉપલપ. | ગણેશ બળવંત આંબેગાંવકર. |
| શિ. | ગિરાસ આસિ. | ગિરાસ અધિકારી. |

---

## વટહુકમ અંક ૨૨ સં. ૧૯૭૯ ના ફકરા ૫ માં બતાવેલાં નકરાં વાંટાઓની યાદી.

### વડોદરા પ્રાંત.

| તાલુકો. | ગામનાં નામ. |
|---|---|
| સાવલી. | વરસડા, નાની ભાડોલ, કસ્બે સાવલી, સમલાયા, આંકલીયા, સાંઢાસાલ, ધંતેજ, આસોજ. વાસણા કોતરીયા. |
| ભાદરણ. | કીનખલોડ, કોશીંદરા. |
| ડભોઇ. | નવી માંગરોળ, કારવણ, થુવાવી, અંબાવ, જીયાતલાવડી, વડજ. |
| વડોદરા. | દશરથ, વીરોદ, અકોટા, બીલ, ભાયલી. |
| પાદરા. | સોખડાખુર્દ, ચાણસદ. |
| તિલકવાડા. | કરનાળી. |
| શિનોર. | નાના કરાળા, વણીયાદ, મોલેથા, સીમલી, ટીંબરવા. |

### કડી પ્રાંત.

| | |
|---|---|
| દહેગામ. | ધણપ, વાસણ, છાલા, જાખોરા, ધનીઓળ, ચંદ્રાલા, ચેખલીરણી. |
| વિસનગર. | સદુંથલા. |
| કલોલ. | આઢીવાડા, નાદરી, બોરીજ, સરધાસન, વેડા વાણીયા, અલુવા. |

વિજાપુર. ગલથરા, અંબોડ, રંગપુર.

મહેસાણા. ચલુવા, પુનાસણુ, ખેરવા.

ઉપરના વાંટાઓ બારખળી તપાસમાં આવેલા અને તે મૂળનાં નકરાં છે. તારીખ ૧૬ માહે જુન સને ૧૯૨૩.

| | | |
|---|---|---|
| બા. ગ. ગ. | કૃ. વિ. ઉપલપ, | ગ. બ. આંબેગાંવકર, |
| સિરસ્તેદાર. | ગિરાસ આસિ. | ગિરાસ અધિકારી. |

નોટ:—

૧. કડી તાલુકામાં કઇયલ વાંટો નકરા વાંટા તરીકે દાખલ કર્યો. ગિરાસ ખાતાનો ઠરાવ. તા. ૧૫–૭–૨૩.

૨. દહેગામ તાલુકાના છાળા ઉપર સલામી હોવાથી નકરા વાંટામાંથી કમી કર્યો. તા. ૨૫–૭–૨૩.

૩. શિનોર તાલુકાના ટીંબરવા ઉપર ભાયાતનો મુલકી અધિકાર નથી માટે કમી કર્યું. તા. ૯–૭–૨૩.

૪. નારાના બારીયાના ગામોને પણ નં. ૨૨ નો વટહુકમ લાગુ નથી ઠરાવ. તા. ૨૫–૯–૨૩.

આજ્ઞાપત્રિકા પાન ૧૧૧૧ ઉપર છાપેલી જાહેરાતમાં જણાવ્યું છે કે નકરા વાંટા કીયા ગામમાં છે તે યાદી ઉપર જણાવેલી છે તેમાં તાલુકાના ક્રમમાં પાદરા છે તેના બદલે વડોદરા એમ સમજવું. તેમજ તાલુકાના ક્રમમાં પાદરાનાં ગામો સોખડાખુર્દ તથા ચાણસદ એ બે વધારાનાં દાખલ કર્યાં છે. તો તે લાગતા વળગતા તરફથી અમલ થવા આ દુરસ્તી પ્રસિદ્ધ કરવામાં આવી છે. તા. ૨૨ જુન સને ૧૯૨૩. એ પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે.

શ્રી.

## × ૬. હુકમ નંબર ૩૨/૭૯.

### બાંહેધરી ગિરાસ હક્કની બાબતમાં મહાલ અધિકારીઓની કેટલીક ગેરસમજ થતી અટકાવવા બાબત.

#### સુચના.

૧. આ રાજયમાંના બાંહેધરીવાળા ગિરાસ સંબંધી વાંટાની જમીનના અંગે ગભાણુની કેટલીક જમીન બાંહેધરીમાં ચલાવવાનો ઠરાવ થએલા છે. તેમજ લોદરા, જામલા, ચાદીસણા એ આખા ગામો અને મોજે જીઆતલાવડી એ પણ કારવણનું પેટા પરૂ ગણી ચલવેલું છે. મતલબ કે જેને ગામ ગભાણુ અને જમીન જેના માટે થએલા ઠરાવોને અનુસરી બાંહેધરીમાં ચલાવેલી છતાં કેટલીક વખતે મહાલોમાં કામ કરનારા માણસોની બદલી અગર કારણોથી કિંવા બાંહેધરી ગિરાસ સંબંધી નિયમ, વટહુકમો બરાબર નહિ જોવાથી કેટલા પ્રશ્નો ઉપસ્થિત

× રેસીડેન્સી અપીલ નંબર ૨૪ સને ૧૯૨૩ ના ઠરાવમાં આ હુકમ માન્ય રાખ્યો છે.

કરવામાં આવે છે. તેથી ગિરાસ કામમાં ઘણીજ લખાપડી વધે છે. તે અટકાવવા માટે નીચે પ્રમાણે સૂચના કરવી જરૂરની છે.

૨. બાંહેધરીવાળા કેટલાક ઠાકોરોને સન ૧૮૯૭ ના નિયમ અન્વયે બાંહેધરીવાળા વાંટા ગભાણ સંબંધી મુલકી અધિકાર આપવામાં આવ્યા છે. તે આધારે તેમના નામે ચલાવેલી બાંહેધરીવાળી જમીન સંબંધી તજવીજ તેમણે કરવાની છે અને તેમના ઠરાવ અગર હુકમથી નારાજ થનાર ઈસમે રીતસર આ તરફથી દાદ મેળવવાની છે. મહાલ અધિકારીઓએ ફક્ત બાંહેધરીમાં ચલાવેલા ગભાણની અંદર દીવાની, ફોજદારી અને સાર્વભોમ સત્તા શ્રીમંત સરકારની હોવાથી ફક્ત બાંહેધરીમાં ચલાવેલા ગભાણ અગર જમીનની અંદર ધોરી રસ્તાઓમાં તેમ બીજી સાર્વજનિક રસ્તા વીગેરે જેવી જમીનમાં દબાણ થાય, અસ્વચ્છતા થાય અગર બાંહેધરીવાળાઓએ આપેલી પરવાનગીથી મકાનો વીગેરે થતાં બાંધકામથી લોકોના આરોગ્ય રક્ષણને અને સાર્વજનિક હક્કને હરકત પહોંચતી હોય એટલા પ્રસંગોએ દરમિયાનગીરી કરવાની છે: અને તેવા પ્રસંગે અટકાવ કરવા માટે બાંહેધરીવાળા તરફ લખી બંદોબસ્ત કરાવવો જોઇએ. જો મહાલ અધિકારીના લખાણ પ્રમાણે બંદોબસ્ત થયો નથી એમ તેમનું માનવું થાય તો તેમણે આ તરફ લખી મોકલવાનો વહીવટ રાખવો એટલે જેવી રીતે મે. વરસોડા ઠાકોરના ચરાડા વાંટા ગભાણ અને મે. માંડવા રાણાના નાના કરાળાના વાંટાના ગભાણના કામે ગિરાસ કોર્ટે તપાસ કરી છેવટ નીકાલ કરી આપ્યો છે, તેવી રીતે ગિરાસ કોર્ટથી તજવીજ થશે: પરંતુ બારોબાર મહાલેથી બીજી કાંઇ વ્યવસ્થા થવી જોઇએ નહિ.

૩. બાંહેધરીવાળા મુલકી અધિકાર ભોગવનાર ઠાકોરો, ભાયાતોએ શ્રીમંત સરકારની દીવાની ફોજદારી હુકમતને તાબે રહી વાંટા ગભાણની જમીન સંબંધી તેમને મળેલી સન ૧૮૯૭ ના મુલકી અધિકારના નિયમને અનુસરી બાંહેધરીવાળી ઠરેલી વાંટા ગભાણની જમીનમાં ઓટલા, મકાનો તથા એવા પ્રકારના બાંધકામો કરવાની પરવાનગી આપતી વખતે રસ્તાઓનું તેમ સાર્વજનિક જમીનનું દબાણ નહિ થતાં લોકોના આરોગ્ય રક્ષણને તેથી હરકત નહિ આવે એટલા માટે બરાબર ચોકસી કરી પરવાનગી આપવાની છે: અને આવી પરવાનગી આપતી વખતે તે સંબંધમાં કરેલા ઠરાવની નકલ જે તે સ્થળના રા. વહીવટદાર અગર મહાલકરી તરફ દીન ૮ માં મોકલવી. આ પ્રમાણે મહાલ અધિકારી તરફ ઠરાવની નકલ આવેથી તેમને ઉપરના પેજ એમાં બતાવેલી બાબતોનું બરાબર નિરીક્ષણ કરી તેમને હરકત જેવું નહિ જણાય તો કામ નીકાલે રાખવું. જો મહાલ અધિકારીને કાંઇ વાંધા જેવું લાગે તો તુરત તેમણે ઠાકોરને જણાવ્યું ને તેમને કાંઇ હરકત હોય તો મહાલ સાથે વાટાઘાટ કરી નીકાલ કરી લેવો. જો તેમાં હરકત આવતી હોય તો ગિરાસ ખાતે લખવું.

૪. જો ઉપર પ્રા. ધોરણ રાખવામાં આવે તો આવા કામોમાં લખાપટી અને ગેર સમજ નહિ થતાં કામ સુરક્ષિત ચાલશે માટે આવી બાબતમાં બાંહેધરીવાળા તરફથી તેમ મહાલ અધિકારી તરફથી તકરાર આવે આ સૂચના મુજબ અમલ કરવાની તજવીજ ગિરાસ ખાતાએ કરવી જોઇએ.

પરવાનગીના સબબથી બાંહેધરીવાળા મુલકી અધિકાર ભોગવનાર તરફથી નિયમ અને વહીવટ વિરૂદ્ધ નજરાણા વીગેરે નવીન હક્ક લેવાની તજવીજ થાય તો તેવા પ્રસંગે તેમના

ઠરાવ અગર હુકમથી નારાજ થનાર ઇસમને આ તરફ દાદ મેળવવા ઠરેલું છે. એટલે તે માટે ફરી સૂચના કરવાની જરૂર નથી. તાં. ૨૬ જુલાઇ ૧૯૨૩.

**અનંત નારાયણ દાતાર.**
ગિરાસ અધિકારી.

શ્રી.

## મા. સરસુબા કચેરી ( ચિટણિશી શાખા. )

### વટહુકમ અંક ૬ સંવત ૧૯૮૦.

**વિષય:**—નકલ. મુલકી ખાતામાં તુરત નકલ મળવા અરજદાર તરફથી માગણી થયે રાખવાનું ધોરણ.

**તુરતનકલમળવાની માગણી થયે એવડી લખાઈ ફી લેવા બાબત.**

મુલકી ખાતામાં તુરત નકલ મળવા અરજદાર તરફથી માગણી થાય તો તેમને માગણી પ્રમાણે નકલ આપવા સંબંધમાં ધોરણ ઠરાવવા બદલ આ કચેરીથી ટિ. ઉ. અંક ૨૬૫ તારીખ ૨૧-૧૧-૨૩ નું સાદર કરવામાં આવેલું તે ઉપર ના. મં. મં. નો હુ. અંક ૧૬૮/૯૨ તારીખ ૧૮-૧૨-૨૩ નો નિચે મુજબ થયો છે.

" જે કાગળ તુરત મળી આવવા જેવો હોય તેની નકલ અરજદાર તુરત મળવા માગણી કરે એવડી લખાઇ ફી રજુ કરે તો તે લેઇ બનતાં સુધી તેને તેજ દિવસે પરંતુ ત્રણ દિવસ કરતાં વધુ નહિ એટલી મુદતમાં નકલ આપવા તથા એવડી ફી પૈકી અરધી રકમ નકલ કરનારને આપી બાકીની સરકાર ખાતે જમા કરવા બદલનું ધોરણ મુલકી ખાતા માટે લાગુ કરવા મંજુરી આપવામાં આવે છે. "

તો ઉપરના થયેલા હુકમ પ્રમાણે તજવીજ થવા આ વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે. તા. ૨૮ ડિસેમ્બર સન ૧૯૨૩.

| | | |
|---|---|---|
| **રા. ના. પા.** | **શં. કૃ. ના.** | **અનંત નારાયણ દાતાર,** |
| | ના. સરસુબા. | મા. સરસુબા. |

શ્રી.

## મા. સરસુબા કચેરી ( ગિરાસ શાખા ).

### જાહેરાત અંક ૧૭ સંવત ૧૯૮૦.

**વિષય:**—મુખત્યારપત્ર-ગિરાસની રકમો સરકારમાંથી આપવાના પ્રસંગે રા. રા. ગિરાસ આસીસ્ટન્ટ એમની સહીવાળા મુખત્યારપત્ર સ્વીકારવા બાબત.

ગિરાસીયાઓને આ રાજ્યમાંથી ગિરાસ હક્કની રોકડ રકમો અદા કરવાના પ્રસંગે જે

**ગિરાસ હક્કની રકમ લેવા માટેના ગિરાસીયાના મુખત્યાર પત્ર ઉપર રા. રા. ગિરાસ આસિસ્ટન્ટ એમની ખરાપણાની સહી કરવાનો અધિકાર આપ્યા બાબત.**

ગિરાસીયાઓને આ રાજ્યમાં મુખત્યારપત્ર કરાવી રજુ કરવાના હોય તો તેવા મુખત્યારપત્ર ઉપર સહીઓ કરવા નિયમથી જેમને અધિકાર છે તે ઉપરાંત રા. રા. ગિરાસ આસિસ્ટન્ટ એમને પણ, એ મુજબ અધિકાર મળવા આ ખાતેથી ટિપણ અંક ૭ તા. ૭–૪–૨૪ નું સાદર કરતાં તે સંબંધમાં નેક નામદાર દિવાન સાહેબ એમનો દિ. હુ. નં. ૬/૪ તારીખ ૧૯–૬–૧૯૨૪ નો નીચે પ્રમાણે થયો છે.

**હુકમ.**

ટ્રીબ્યુટ ( ખંડણી ) ભરનારા બાંહેધરીવાળા અગર બાંહેધરી વિનાના ગિરાસીયાઓ આપણા રાજ્યમાં આ રાજ્યના સ્ટાંપ ઉપર મુખત્યારનામું લખી આપે તો તે ખરૂં કરી લેવાનો અધિકાર હાલ છે. તે અમલદારો ઉપરાંત ગિરાસ આસિસ્ટન્ટને પણ ખરાપણાની સહી કરી આપવાનો અધિકાર ભલામણ પ્રમાણે આપવામાં આવે છે.

ઉપર પ્રમાણે હુકમ થયો છે તે આ રાજ્યના લાગતાવળગતા ખાતાના અમલદારો તેમ ગિરાસીયા વર્ગની જાણ માટે તથા એ પ્રમાણે અમલ થવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવે છે. તારીખ ૪ માહે જુલાઇ સન ૧૯૨૪.

કૃ. વિ. ઉપલપ.
ગિરાસ આસિસ્ટન્ટ.

**અનંત નારાયણ દાતાર.**
મા. સરસુબા
ગિરાસ અધિકારી.

---

શ્રી.

## ગિરાસ ખાતુ.

### જાહેરાત અંક ૬ સંવત ૧૯૮૪.

×**વિષયઃ—** બાંહેધરીવાળા વાંટાની બારખળી જમીનની તપાસ કરવા સંબંધી થએલા નિયમોમાં સુધારો કરવા બાબત.

આ ઉપરથી લાગતાવળગતા સર્વે લોકોની જાણ માટે જાહેર કરવામાં આવે છે કે, વડોદરા રાજ્યમાં જમીન ધારણ કરનારા કેટલાએક બાંહેધરીવાળા ખંડણીદાર તથા ગિરાસીઆઓની માગણી ઉપરથી, શ્રીમંત ગાયકવાડ સરકારે, નામદાર હિન્દુસ્થાન સરકારની સંમતિ

× બાંહેધરીવાળી જમીનના બારખલી તપાસના ધારા તા. ૩–૬–૧૫ ની આ. ૫. પાન ૧૮૯૨ થી પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકના પાન ૧૨૮ ઉપર છપાયેલા છે તેનો સુધારો તા. ૧૬–૮–૧૯૨૭ ના રોજ થયાથી આ. ૫ પાન ૧૩૩ ઉપરથી દાખલ કર્યો છે.

મેળવીને, વડોદરા રાજ્યમાંના બાંહેધરીવાળા વાંટાની બારખલી જમીનની તપાસ કરવા સંબંધી ચાલુ નિયમમાં નીચે પ્રમાણે સુધારા કરવાનું ઠરાવેલું છે.

કલમ ૩ ની રકમ ( ચ ) માં નીચેનો મજકુર ઉમેરવો.

ધર્માદા ચાકરીયાત જમીન નીચે બતાવેલા બે પ્રકારની છે.

(૧) જરૂરીયાત ચાકરી કરવા માટે આપેલી જમીન, તથા,

(૨) બીન જરૂરીયાત ચાકરી કરવા માટે આપેલી જમીન.

ચાકરીના પ્રકારના સંબંધમાં તેમજ તે ચાકરી કયા દેવસ્થાનમાં અથવા સંસ્થામાં કરવાની છે તે સંબંધે નિશ્ચિતપણું હોય એવી ધાર્મિક ચાકરી જે ધર્માદા જમીનના સંબંધમાં કરવાની હોય તે જમીનનો પહેલા પ્રકારમાં સમાવેશ થાય છે.

જે ચાકરીના સંબંધમાં તેના પ્રકાર વિષે નિશ્ચિતપણું ન હોય, તેમજ તે ચાકરી જે દેવસ્થાનમાં અથવા સંસ્થામાં કરવાની છે તે દેવસ્થાન અથવા સંસ્થા નિર્દિષ્ટ કરેલી અથવા જાણમાં ન હોય તે ચાકરી સંબંધી આપેલી જમીન બીન જરૂરીયાત ચાકરી માટે આપેલી ધર્માદા ચાકરીયાત જમીન છે એમ સમજવું.

જ્યારે "ધર્માદા ચાકરીયાત" એટલાજ શબ્દો વાપરેલા હોય ત્યારે તે શબ્દોમાં ઉપરની બન્ને પ્રકારની જમીનનો સમાવેશ થાય છે.

બારખળી તપાસ કરનાર અમલદારે ઉપર કહેલા ધોરણો પ્રમાણે કઇ ચાકરી જરૂરીઆત છે, અને કઇ ચાકરી બિન જરૂરીઆત છે તે ઠરાવવું.

કલમ ૩ ( જ ) માં નીચેનો મજકુર ઉમેરવો.

પસાયતા ચાકરીયાત જમીન નીચે બતાવેલા બે પ્રકારની છે.

(૧) જરૂરીયાત ચાકરી કરવા માટે આપેલી જમીન તથા,

(૨) બિન જરૂરીયાત ચાકરી કરવા માટે આપેલી જમીન.

પહેલા પ્રકારની જમીનમાં,

(૧) વાંટાના પટેલો. (૨) કુંભાર. (૩) ભંગી. (૪) સુતાર.

(૫) હજામ. (૬) રખા તથા વરતણીઆ, (૭) લવાર, અને (૮) ઢેડ.

લોકોએ ધારણ કરેલી જમીનનો સમાવેશ થાય છે.

બીજા પ્રકારની જમીનમાં, પહેલા પ્રકારમાં બતાવેલા લોકો શિવાય બીજા લોકોને આપેલી જમીનનો સમાવેશ થાય છે.

જ્યારે "ચાકરીયાત પસાયતા" એટલાજ શબ્દો વાપરેલા હોય ત્યારે તે શબ્દોમાં ઉપરની બન્ને પ્રકારની જમીનનો સમાવેશ થાય છે.

કલમ ૧૮ માં નંબર ૩ અને ૪ ના સામે.

"પસાયતા ચાકરીયાત" અને "ધર્માદા ચાકરીયાત" એ શબ્દો પછી "જરૂરીયાત ચાકરી કરવા માટે" એ શબ્દો દાખલ કરવા.

તેજ કલમમાં નંબર ૧૨ પછી નીચેનો મજકુર ઉમેરવો.

| નંબર. | જમીનનો પ્રકાર. | દર આકારના દર રૂપિયે આની. |
| --- | --- | --- |
| ૧૩ | બીન જરૂરીયાત ચાકરી કરવા માટે ધારણ કરેલી ધર્માદા ચાકરીયાત જમીન. | ૮ આની. |
| ૧૪ | (૧) બીન જરૂરીયાત ચાકરી કરવા માટે તળપદના પટેલોએ ધારણ કરેલી પસાયતા ચાકરીયાત જમીન. | ૧૨ આની. |
| | (૨) બીન જરૂરીયાત ચાકરી કરવા માટે તળપદના પટેલો શિવાયના ઇતર શખસોએ ધારણ કરેલી પસાયતા ચાકરીયાત જમીન. | ૮ આની. |

હાલની કલમ ૨૦ ના બદલે નીચે પ્રમાણે ૨૦ મી કલમ દાખલ કરવી.

"૨૦. જરૂરીયાત ચાકરી કરવા માટે આપેલી ધર્માદા ચાકરીયાત અને પસાયતા ચાકરીયાત અને જમીનના ધારણ કરનારા, તેમને આપેલી જમીનના સત્તા પ્રકારને લાયક એવી ચાકરી ન કરે તો તેમની પાસેથી તે જમીન પરત લઇ લેવાને પાત્ર થશે. આવી જમીનના ધારણ કરનાર પાસેથી જમીન પરત લઇ લેવામાં આવ્યા પછી તે જમીન વાંટાદારે પોતાના કબજામાં રાખવાની નથી, પણ ચાકરી માટે જુદી રાખવાની છે અને જે ચાકરી માટે સદરહુ જમીન મૂળથી જુદી રાખેલી હોય, તે ચાકરી કરવા કબૂલ હોય એવા શખસોને, મૂળ ધારણ કરનારની પાસેથી લઇ લેવામાં આવ્યાની તારીખથી છ મહિનાની અંદર આપવાની છે.

હાલની કલમ ૨૧ ના બદલે નીચે પ્રમાણે કલમ ૨૧ દાખલ કરવી.

(૧) દેવસ્થાન જમીન.

(૨) (અ) ધર્માદા ચાકરીયાત જમીન. } જરૂરીયાત ચાકરી કરવા માટે
(આ) પસાયતા ચાકરીયાત જમીન. } આપેલી.

આ બે પ્રકારની જમીનનું સ્વત્વાર્પણ આ નિયમો પ્રમાણે બારખળી તપાસ થયા પછી કરી શકાશે નહિ. એ તપાસ પછી જો એવી જમીનનું સ્વત્વાર્પણ કરવામાં આવશે, તો, દેવસ્થાન, ધર્માદાય ચાકરીયાત, તથા પસાયતા ચાકરીયાત જમીનના ધારણ કરનાર પાસેથી જમીન પરત લઇ લેવાને પાત્ર થશે. આવી રીતે પાછી લીધેલી દેવસ્થાન જમીન, જે દેવસ્થાનને મૂળ તે અર્પણ કરેલી હોય, તે દેવસ્થાનને આવશ્યક ધર્મક્રિયા તથા વિધી યોગ્ય રીતે કરવામાં આવે, એવી પુરતી શરતોથી, પાછી ફરીથી આપવામાં આવશે.

જે ધર્માદા ચાકરીયાત અને પસાયતા ચાકરીઆત જમીનના સંબંધમાં આ નિયમ અન્વયે બારખળી તપાસ થયો હોય તેવી જમીનને, તેમજ જે ધર્માદા અને પસાયતા ચાકરીયાત

જમીનના સંબંધમાં હવે પછી બારખળી તપાસ કરવામાં આવે તેવી જમીનને પણ, ઉપરના તમામ સુધારા લાગુ છે એમ સમજવું. તારીખ ૧૬ માહે ઓગષ્ટ સન ૧૯૨૭

**બા. ગ. ગવારીકર**

ગ. હ. — કૃ. વી. ઉપલપ,

ગિ. આ. — ગિરાસ અધિકારી.

---

**ભાયાતોનો રાજ્ય સાથે સંબંધ.**

હિંદુસ્તાનની અંદર જે દેશી રાજ્યો હસ્તી ધરાવે છે તે રાજ્યોમાં પાટવી કુંવર પોતાના પિતાની હાયાતી બાદ ગાદી આવે છે અને તે કુંવરથી નાના ભાઇઓને જીવારક આપવાનો રવૈયો છે. અગાઉના વખતમાં દરેક રાજાના કબજે બહોળા પ્રમાણમાં મુલક હતો તેવા પ્રસંગે ભાયાતને રાજ્યમાંથી અમુક પ્રાંત અથવા અમુક જથાબંધ ગામો જીવારકમાં આપવામાં આવતાં હતાં. જેના પરિણામે દેશી રાજ્યોની સંખ્યામાં મોટો વધારો થયેલો છે, કારણ નામદાર ઈંગ્રેજ સરકારનું આ મુલકમાં આવવું થયું અને જેમ જેમ દેશી રાજ્યો સાથે તહનામાં થતાં ગયાં તેમ તેમ તે જીવારકવાળાં ગામો પણ તહનામાના આધારે સીધાં ઈંગ્રેજ સરકારના રક્ષણમાં આવ્યાં. મુખ્ય જાગીરમાંથી જે જે ભાયાતો જુદા પડતા ગયા તેમ તેમ તે જાગીરમાંથી ઘટાડો થતો ગયો અને દીનપ્રતિદિન ભાયાતોની સંખ્યામાં વધારો થતાં તેઓને નિર્વાહનું સાધન પણ પુરતુ રહ્યું નહિ. જીવક મેળવનારને જીવક આપનાર મુખ્ય તાલુકા સાથે ઘાડો સંબંધ રાખવો પડે છે અને તેમને સરદાર ચાકરી કરવી પડે છે. જ્યારે ભાયાત પૈકી કોઇનો નિર્વંશ જાય ત્યારે જીવારક લેનારના મરણ બાદ તેનો જીવારક તાલુકામાં પાછો જાય છે: પરંતુ જીવારક મેળવનાર ભાયાતના વંશ પૈકીનો કોઇ ભાયાત કે જેણે પોતાના ભાયાત પાસેથી ભાગ તરીકે જીવારક લીધો હોય તેવા જીવકદારના મરણ પછી તેનો જીવારક તાલુકામાં જતો નથી; પરંતુ જીવારક આપનાર મુખ્ય ભાયાત તરફ જાય છે.

વાળા **મુળુજી નોંધણજી** વિ. વાળા **લખમણ અહેરામના** કામમાં નામદાર **મુંબાઇ** સરકારે તા. ૩૧–૧–૧૮૯૦ ના રોજ નં. ૭૩૨ નો ઠરાવ કર્યો છે તેમાં ઠરાવ્યું છે કે ઇ. લો. રી. ૧૦ મુંબાઇ ૩૭૩ થી ૩૭૯ વાળા કેસમાં તથા વેસ્ટ અને બુલર કૃત હિંદુ. લૉ. પૃ. ૧૩૮ નીચેની નોટ મુજબ ગિરાસીઆ કુંટુંબની નોખી નોખી વિભક્ત શાખાઓમાં વારસાનો સંબંધ ચાલે છે અને એક શાખા નાબુદ થયે બીજી રીતે થયેલી બીનવારસી મિલકતના ભાગના પ્રમાણમાં વારસો બીજી શાખાઓ લે છે. વળી સરકારના ઠરાવ નં. ૧૧૬૦ તા. ૨૦–૨–૧૮૯૧ માં પણ એવોજ ઉલ્લેખ છે.

હવે ભાયાતોના કબજે જે ગિરાસ હોય તેનો રીવરસનરી રાઇટ મુખ્ય તાલુકાનો છે, તેથી ભાયાતોના તમામ હક્કોનું રક્ષણ કરવાનું કામ જીવક આપનાર મુખ્ય તાલુકદારનું છે અને તે તાલુકદાર અથવા રાજા પોતાના ભાયાતના હક્કોની પુરતી સંભાળ રાખે તો પરિણામે રાજ્યનેજ ફાયદો છે. એટલું છતાં રાજ્યકર્તાઓ તરફથી તેવી રૂઢી રાખવામાં આવતી નથી અને કોઇપણ રીતે ભાયાતોના હક્કો નષ્ટ થાય, તથા એમને નુકશાન થાય અને ભાયાતોના સામે વખતોવખત નવા નવા કેસો ઉપસ્થિત કરી એમને નુકશાન તથા ખર્ચના બોજામાં ઉતારવાનો કેટલાંક રાજ્યો તરફથી પ્રયાસ ચાલુજ રહે છે; પરંતુ એના

પરિણામે રાજ્યના ભવિષ્યના હક્કને નુકશાન થાય છે અને સત્તાવાળી અપીલ કોર્ટો રાજ્યોના એવા વર્તન સામે ટીકા કરે છે. એના સંબંધમાં દાખલા જોઇએ તો વડોદરા રેસીડેન્સીએ ચુકાવેલી અપીલમાં તથા મહીકાંઠાના પોલી એજન્ટ સાહેબે ચુકાવેલી અપીલોના ઠરાવોમાંથી મળી આવે છે. તે ઠરાવોમાં કરેલી ટીકાના ભાગ પુરતા પરપટ આ નિચે આવ્યા છે.

"જોતાં વિચિત્ર લાગે છે કે આ કેસમાં માણસા દરબાર પોતેપોતાના હિત માટે ઉદાસિન રહેલ છે. આ જમીનમાં તેનું ઉત્તરાધિકારીનું હિત રહેલું છે. અને બનતા સુધી તેમણે પોતેજ આ જમીન સલામીને પાત્ર ન રહે તેમ કરવું જોઈતું હતું. ભાયાતોની સાથે તેને બનતું નથી તેથી તે પોતાનું હિત ભૂલી જાય છે અને તેમને તેમની મેળે લઢવા દે છે.

સને ૧૮૭૩ થી માણસાના ભાયાત પ્રતાપસીંગજી જેકુસીંગજીના પાનવાળા ખેતર ઉપર વાર્ષિક રૂ. ૭ ની સલામી તે નવો અને આધાર વિનાનો કર છે. એમ મને માલુમ પડે છે અને તે બંધ કરવો જોઇએ અને હું વળી હુકમ કરૂં છું કે સને ૧૮૭૩ થી આજ તારીખ સુધી લીધેલી રકમ દરબારે પાછી આપવી." +

આ બાબતના ગુણદોષ જોઉં તે પહેલાં મારે કહેવાનું એ છે કે માણસામાં દરબાર અને તેમના ભાયાતો વચ્ચેની સામાન્ય સ્થિતિ ઘણીજ અસંતોષકારક છે અને આ સ્થિતિ તરફ એજન્સી ઘણીજ કાળજી ધરાવે છે. કારણકે આવાજ પ્રકારની બીજી અપીલોમાં આ અપીલ સાથેજ દલીલો કરવામાં આવી છે. આવા પ્રકારના એક કેસનો નિકાલ મેં થોડાજ વખત ઉપર કર્યો છે અને આ બધા કેસોમાં મને ઘણોજ અસંતોષ થયો છે. હાલના જેવી સાદી તકરાર આઠ વરસ સુધી લંબાવવામાં આવી છે તે વાત માફીને પણ પાત્ર નથી.

આ બધા કેસોમાં દરબારે ભાયાતો ઉપર હુમલો કરેલો છે અને ભાયાતોની પરિસ્થિતિને ભય ઉત્પન્ન કરવામાં આવ્યો છે અને દરબાર જ્યાંસુધી છેવટનો નિકાલ કરે ત્યાંસુધી પોલીટીકલ કાયદાથી રાહત લેતાં ( કે જે તેમને કાયદાસર મળી શકે ) તેમને અટકાવવામાં આવ્યા છે. ×

નેકનામદાર ઇન્ડિયા સરકારથી સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબની નિમનોક થયેલી અને મહીકાંઠા, રેવાકાંઠા વગેરે જમીનદારોના વડોદરા રાજ્યની અંદર આવેલા હક્કોનો તપાસ કરવાનું એમનું કામ હતું. જ્યારે એ ખાતુ બંધ થયું ત્યારે તેમનાં અધિકારનાં કામો કરવા ગિરાસ ખાતાના મુખ્ય અધિકારીને સત્તા આપવામાં આવી. ‖

સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબોએ કરેલા ઠરાવોની અમલ બજાવણી કરવાનું કામ ગિરાસ ખાતાને સોંપવામાં આવ્યું. એ તપાસ વખતે પણ એમને બાંહેધરીનો પ્રશ્ન જોવાનો હતો તેથી એજન્સીના બંધારણ વખતે જે તાલુકાના કબજે જેટલી જમીન હોય તેને તથા ભાયાતોના કબજે જે જમીન હોય તે પૈકી જેટલી જમીન જીવારકની પુરવાર

+ વડોદરા રેસીડેન્સી અપીલ નંબર ૧૨ સને ૧૯૦૩ ઠરાવ તા. ૨૭-૪-૧૯૦૪

× મહીકાંઠા પોલીટીકલ અપીલ નંબર એલ. એ. ડબલ્યુ ૪-૨ સને ૧૯૨૬-૨૭ નું જજમેન્ટ.

‖ ગિરાસ કોન્ફરન્સ બુક પેઇજ ૨૧૪ તથા મે. સેડન સાહેબની નોટનું પાનું ૪૨૧. ગિરાસ અપીલ નંબર ૧૩ સને ૧૯૨૩-૨૪.

થાય તેને બ્રિટિશ બાંહેધરીનો લાભ આપવાનો હતો તેથી ભાયાતોની જમીન વિષે મુખ્ય તાલુકદારને પુછવામાં આવતું હતું કે અમુક ભાયાતના કબજે અમુક ગામે જમીન છે તે તાલુકા તરફથી જીવારકમાં આપવામાં આવી છે કે કેમ? ગિરાસ ખાતાના આ પ્રશ્નના જવાબમાં દરેક તાલુકા તરફથી પોતાના ભવિષ્યના હિત તરફ નજર રહી જવાબ આપવામાં આવતો હતો.

ઓરીજીનલ કેસ નંબર ૪૪૯૯ ના કામે ગિરાસ ખાતાએ માણસાના ઠાકોરને જ્યારે આ ખુલાસો પુછયો ત્યારે અગાઉના ઠાકોર સબળસીંહજીયે આપેલા કલમબંદી લીસ્ટમાં* જીવારકવાળી જમીનના ગામનું નામ આપ્યા છતાં જવાબ આપ્યો કે એ જમીન તાલુકા તરફથી ભાયાતને જીવારકમાં આપવામાં આવી નથી.

વળી મહીકાંઠાના પોલી. એજન્ટ સાહેબ રૂબરૂ ચાલતી એક એપીલના તપાસ વખતે માણસા રાવળજી સાહેબે એમ જણાવ્યું કે રાઓળ માધુસીંહજી જાલમસીંહજી એ અમારા ભાયાત નથી અને ભાયાત ન્હોય તેમને પોલીટીકલ અપીલ કરવા અધિકાર નથી. આ કામમાં પોલીટીકલ એજન્ટ સાહેબે ઠરાવ્યું કે.

"હાલ માણસા રાઓળજી અને તેના ભાયાતો વચ્ચે ઘણો વિખવાદ છે. આ કેસમાં રાવળજીએ નક્કીપણાથી કહ્યું છે કે જીવારકનો દસ્તાવેજ મને બંધનકર્તા નથી. બીજા શબ્દોમાં કહીએ તો તે કહે છે કે અપીલ કરનારાઓની અરજ તે કબુલ કરશે નહિ. એથી પણ આગળ જઇને લખીત વાર બતાવે છે કે રાઓલ માધુસીંગ અને બીજા અપીલ કરનારાઓ ભાયાતજ નથી. જ્યારે મેં રાઓલજીને ઓફીશીયલ રીતે ખબર આપી કે તેમની માન્યતા અને કહેલું એજન્સીનાં દફતર ખોટું પાડે છે ત્યારે રાઓલજી પોતાનું કારણ બદલી નાંખે છે અને ભાયાત છે એ હકિકત કબુલ કરે છે." +

**બીન બાંહેધરી.**

મહીકાંઠા અને રેવાકાંઠા એજન્સીના સંસ્થાનિકો તરફથી તથા એમના ભાયાતો તરફથી પોતાની જમીનોના હક્ક અને માલકીપણું નક્કી થવા સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબની કોર્ટમાં દાવા નોંધાવામાં આવેલા; પરંતુ જે જમીન એજન્સીના સેટલમેન્ટ વખતે તાલુકદારના કબજામાં હોય તે જમીન તેના તાલુકામાં આવી જાય છે એમ માની શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી બ્રિટિશ ઓફીસરોની સહીથી ગેરન્ટીના પરવાના આપેલા. એ જમીનને સ્પેશીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબની તપાસ વખતે બ્રિટિશ ગેરન્ટીના નવા પરવાના આપવામાં આવ્યા. પરંતુ એજન્સીઓના સેટલમેન્ટ પછી જે જમીન તાલુકદારોએ કોઇ પાસેથી ગીરો વેચાણ રાખેલી હોય તેવી જમીનને ગેરન્ટી આપવામાં આવી નહિ. તેજ ધોરણે એજન્સીના સેટલમેન્ટ વખતે મુખ્ય તાલુકાને ગેરન્ટીના આપેલા પરવાના પૈકી જે જમીન ભાયાતની જીવારકની ઠરી તે જમીનને તાલુકાના પેટામાં બ્રિટિશ ગેરન્ટીના લેખી પરવાના આપવામાં આવ્યા; પરંતુ એજન્સીના સેટલમેન્ટ પછી ભાયાતોના જીવારકની જમીન ઉપરાંત ગીરો

* આ બુકના પાન ૪૬૩.

+ મહીકાંઠા એજન્સી પોલીટીકલ અપીલ નંબર એલ. એ. ડબલ્યુ. ૪–૨ સને ૧૯૨૭–૨૮ નો ઠરાવ તા. ૧૬–૮–૧૯૨૭.

વેચાણ વિગેરે સબબોથી જમીન મેળવી હોય તેને ગેરન્ટી આપવામાં આવી નહિ; કારણ તે જમીન એજન્સીની સ્થાપના વખતે આપેલી બ્રિટિશ ગેરન્ટી વખતે મુખ્ય તાલુકદારના કે ભાયાતના કબજામાં ન્હોતી.

આવા પ્રકારે જમીનને ગેરન્ટી આપવામાં આવી નહિ. તે જમીન બીન બાંહેદરીમાં ગણાય છે. તોપણ ભાયાત અથવા ઠાકોરનો એ જમીન પરત્વેનો હક્ક નષ્ટ થતો નથી: પરંતુ એને વડોદરા રાજ્યના સ્થાનિક કાયદા લાગુ કરવામાં આવે છે. જ્યારે ગેરન્ટેડ જમીન માટે સને ૧૮૭૮ માં નેકનામદાર ઇન્ડિયા સરકારના નંબર ૧૧૭૮ તા. ૫ મી જુન સન ૧૮૭૮ ના પત્રથી મંજુર થયેલી કાનુનો × મુજબ અમલ થાય છે એટલે બાંહેધરી અને બીન બાંહેધરી જમીન વચ્ચે આકાશ અને જમીન જેટલો તફાવત છે. બાંહેધરી જમીન ઉપર કોઇપણ જાતનો નવિન કર નામદાર ઇંડિયા સરકારની પરવાનગી વગર નાખી શકાતો નથી, ત્યારે બીન બાંહેધરીવાળી જમીન ઉપર સ્થાનિક કાયદા પ્રમાણે જે તે વખતે રાજ્ય તરફથી થયેલા નિયમ પ્રમાણે અમલ થાય છે.

× આ પુસ્તકના પાને ૪૫૪ ઉપર છપાયેલી છે.



મહેરબાન ઠાકોરશ્રી તખ્તસિંહજી સાહેબ
સ્વસ્થાન કટોસણ–મહીકાંઠા.

Lakshmi Art, Bombay, *8*.

# રાજ્યોના ઇતિહાસ.

## મહીકાંઠા એજન્સી.

## પ્રકરણ ૧૨ મું.

### કટોસણ સંસ્થાન.

આ સંસ્થાનના રાજ્યકર્તા પ્રખ્યાત વિરપુરૂષ કેસર મકવાણાના વંશમાંથી ઉતરી આવેલા હોઇ તેઓ **મહીકાંઠા** એજન્સીના બંધાયેલા વર્ગ પ્રમાણે થર્ડ કલાસ ચીફની પદ્દી ભોગવે છે. **સીમા**—એની ઉત્તરે **મહેસાણા** તથા **ચાણસમા** તાલુકાની હદ, દક્ષિણે **વિરમગામ** તાલુકાની હદ, પૂર્વે **મહેસાણા** તાલુકો અને પશ્ચિમે **ચાણસમા** તાલુકો આવેલો છે.

આ સંસ્થાનનો **વિસ્તાર**—૧૦ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં ૯ ગામ એજન્સી માં અને ૨ ગામ ખાલસા મુલકમાં આવેલાં છે. **વાર્ષિક પેદાશ**–રૂ ૫૦,૦૦૦ ને સુમારે થાય છે. તેમાંથી રૂ ૪૯૮–૧૧–૨ કટોસણના દરસાલ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસ-દાણા બદલ ભરવામાં આવે છે. **જમીન તથા નિપજ**–જમીન સપાટ છે, તેમાં બાજરી, જુવાર, મગ, અડદ, તુવેર, તલ, વાજીયા, ઘઉં, સરસવ, બંટી, વરી, કોદરા, અને કપાસ નિપજે છે. **મુખ્ય નદી**—રૂપેણ છે. એ **શિરોઇ**ના ડુંગરમાંથી નીકળી આ સંસ્થાન તાબાના ગમાનપુરા ગામ ઉપર થઇ કચ્છના રણમાં સમાઇ જાય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને કોળી લોકોની છે. **મુખ્ય ગામ** (૧) કટોસણ. એ સંસ્થાનની રાજ્યધાનીનું ગામ છે. તેમાં ઠાકોર સાહેબના મહેલ સુંદર બાંધણીના જોવામાં આવે છે. ગામમાં ગુજરાતી નિશાળ, બ્રાંચપોષ્ટ ઓફીસ, જૈન દેરાસર, મહાદેવનું દેવાલય, વગેરે પુરાતની જગો જોવા લાયક છે. (૨) ઝોટાણા. એ કટોસણથી ચાર માઇલના અંતરે આવેલું છે. એમાં ગુજરાતી નિશાળ, બ્રાંચપોષ્ટ ઓફીસ, જૈન દેરાસર, મહાદેવનાં દેવાલય, રામાનંદી તથા રાધાવલ્લભી સંપ્રદાયનાં મંદીરો, જીનીંગ ફેકટરીઓ, પાકાં પ્રેસ વગેરેથી ગામનો સુંદર દેખાવ દ્રષ્ટિગોચર થાય છે. મેસાણાથી કાઠીયાવાડનો સબંધ બાંધનારી જે રેલવે લાઇન **વિરમગામ** જાય છે તે આ ગામની પૂર્વ દીશાએ થઇને જાય છે. ત્યાં રેલવે સ્ટેશન અને તાર ઓફીસ છે. (૩) **સાંથળ.** આ ગામ કટોસણથી ત્રણ માઇલના અંતરે છે. તેમાં કટોસણ જીલ્લાના એજન્સી થાણદાર તથા પોલીટીકલ સબ ઇન્સપેકટરની ઓફીસો છે. ગામની અંદર ગુજરાતી નિશાળ અને બ્રાંચપોષ્ટ ઓફીસ છે. આ ત્રણે ગામોમાં વાણીયા, બ્રાહ્મણ, પાટીદાર વિગેરે ઉજળી વર્ણની સારી વસ્તી છે. તેમાં ઝોટાણા ગામે વેપાર ઘણો સારો ચાલે છે અને તે વેપારનું એક મથક થઇ પડયું છે. (૪) ધનપુરા–કટોસણની દક્ષિણ બાજુએ આવેલું છે. એમાં ઠાકોર સાહેબની ઓફીસ ઉપરાંત નીચે મુજબ કોર્ટો છે અને તેઓના સત્તાવાળાઓને નીચે મુજબ સત્તા છે.

એજન્સી સરકયુલર નંબર એ. ડી. એમ. ૩૩૩ તા. ૭–૭–૧૯૨૭ ના આધારે થયેલી ગોઠવણ.

૧. **હજુર કોર્ટ**—

૧ સીવીલમાં અપીલ કોર્ટ.

૧ ક્રીમીનલમાં ફ. ક. મેજીસ્ટ્રેટના અધિકાર ઉપરાંતના કેસ.

૩ તાબાના માજીસ્ટ્રેટના ઠરાવ ઉપર અપીલ.

૨. **કારભારીની કોર્ટ—**

૧ સીવીલમાં રૂ ૧૦૦૦ ઉપરાંતના દાવા.

૨ ક્રીમીનલમાં ફ. ક. મેજીસ્ટ્રેટનો પાવર;

૩. **ન્યાયાધીશ કોર્ટ**—

૧ સીવીલમાં રૂ ૧૦૦૦ સુધીના દાવા.

૨ ક્રીમીનલમાં સે. ક. મેજીસ્ટ્રેટનો પાવર.

**ઓફીસરો.**

૧ મી. **શંકરલાલ ડી. સવાદીયા.** જ્યુડીશીયલ સેક્રેટરી.

૨ મી. **મનસુખરામ કેવળદાસ** શાહ. કારભારી.

૩ **નાનચંદ ટી.** શાહ ન્યાયાધિશ.

આ ઉપરાંત સ્ટેટના ખર્ચથી ચાલતી એક ડીસ્પેન્સરી છે. કલોલ **બ**હુચરાજી રેલવે ઉપર આ ગામ આવેલું હોઇ ત્યાં સ્ટેશન અને તાર ઓફીસ છે.

**ઇતિહાસ**—સતયુગમાં **માર્કન્ડ** ઋષિએ એક વખત યજ્ઞ કરવાનું કામ શરૂ કર્યું, પરંતુ દૈત્યોએ યજ્ઞમાં વિઘ્ન કરવાથી તે દૈત્યોનો નાશ કરે તેવો એક પુરૂષ ઉત્પન્ન કરવાની **માર્કંડ** ઋષિને ઉત્કંઠા થઈ; તેથી તેમણે પોતાના મુખમાંથી એક પુરૂષ ઉત્પન્ન કર્યો. આ પુરૂષે સઘળા દૈત્યોનો નાશ કર્યો અને યજ્ઞ પરિપૂર્ણ થયો. આ પુરૂષ મુખમાંથી નિકળ્યો તેથી તે મુખવાન કહેવાયો, જેને આગળ જતાં અપભ્રંશથી લોકો મુખવાનને બદલે મકવાણા કહેવા લાગ્યા. આ મુખવાનને ઋષિએ ઉત્તરમાં કુન્તલપુરનું રાજ્ય આપ્યું. તે તેણે પોતાના બળથી ઘણુંજ વધારી દીધું. કેટલીક પેઢી ત્યાં થયા પછી ગાદી ત્યાંથી ઉઠાવી કચ્છમાં **કિરંતિ** ગઢ અગર કેરા કોટમાં રાજ્યધાની કરી. કેટલાંક વરસો ગયા પછી **કિરંતિ** ગઢમાં **વિહાસ** નામે મકવાણો રાજ્ય કરતો હતો. જેના વખતમાં ગુજરાતનું રાજ્ય સોલંકી લોકોના તાબામાં હતું. ભાટ લોકો કહે છે કે જ્યારે **વિહાસ** અંત્યવસ્થાએ પહોંચ્યો, ત્યારે તેનો જીવ કેમે કરી જતો ન્હોતો, ત્યારે તેના દીકરા **કેસરે** પુછ્યું? બાપા, તમારો જીવ કેમ જતો નથી? **વિહાસે** કહ્યું **સમૈયા (સમીનગર)** નામના શહેરમાં મારો શત્રુ **હમીર** સુમરો રાજ્ય કરે છે. તેના તબેલામાં ઉછરેલા ૫૨૫ ઘોડા લાવી મારા તેરમાને દિવસે ભાટ લોકોને દાનમાં આપવાનું પાણી આપે તો મારો જીવ મુક્ત થાય. **વિહાસના** ભાઈ ભત્રિજા સર્વે પાસે ઉભા હતા, તેમાંથી કોઇએ જવાબ આપ્યો નહિ, ત્યારે **કેસર** પોતે બાળક હોવા છતાં આગળ આવી પોતાના બાપના **હાથમાં** પાણી આપ્યું અને કહ્યું કે, બાપા, હું તમારો હુકમ બજાવીશ. તે સાંભળતાં વારજ **વિહાસ** દેવલોક પામ્યો. તેરમાને દહાડે **કેસરે** શોગ ઉતારી પોતાનાં સગાંઓને પોતાની સાથે **સમીનગર** આવવા તેડાવ્યાં, ત્યારે કેટલાક તો બોલી ઉઠયા કે, કોઇ

તારી સાથે મરવા નહિ આવે. કેસર તેની કંઇ પણ દરકાર નહિ કરતાં પોતાના કૌવત ઉપર ભરોંસો રાખી એક મોટો પચાસ શેરનો ભાલો અને તિરકામઠું લઇ ઘોડા ઉપર સ્વાર થઇ **સમીનગર** તરફ ચાલ્યો. **સમીનગરથી હુમીરના** ઘોડા લાવી ભાટ લોકોને દાનમાં આપી તેણે પોતાનું વચન પાળ્યું. ભાટ લોકોના કહેવા પ્રમાણે તે આટલો તો નાનો હતો કે તેનાં હથિયારો તેના ગોઠણ નીચે લટકતાં હતાં. વળી તેના હાથ એટલા બધા લાંબા હતા કે તેના ઢીંચણથી પણ નીચે સુધી પહોંચતા હતા.

કેટલાક દિવસ પછી કેસરે જોશીને તેડાવી પૂછ્યું કે મારૂં આયુષ્ય કેટલું છે? જોશીએ જન્મોતરી જોઇ કહ્યું કે તમારૂં મોત ટુંક મુદતમાં છે. ત્યારે કેસરે વિચાર્યું કે જો હું ઘરને ખૂણે મરીશ તો કોઇ જાણશે નહિ; પરન્તુ જો લડાઇમાં મરીશ તો મારૂં નામ પ્રસિદ્ધ થશે. એવું વિચારી તે પાછો **સમીનગર** ગયો. **મેની** નદી ઉપર **હુમીરનાં** સાતસેં ઉંટ સૂનાં ચરતાં હતાં, તે લાગ જોઇ સઘળાં ઉંટ **કિરંતિ** ગઢ હાંકી લાવી તેણે ભાટ લોકોને દાનમાં આપ્યાં. **સમીનગરથી હુમીરનું** લશ્કર ચઢી આવ્યું નહિ તેથી કેસરે સિંધમાં ત્રીજો ફેરો કર્યો. **સમીનગર** તે ગયો તે દિવસ દસેરાનો તહેવાર હતો, તેથી **હુમીરની** વહુ દીકરીઓ વિગેરે બૈરાં ગાડીમાં બેસી શહેલ કરવા સારૂ વાડીમાં જવા બહાર નિકળ્યાં હતાં; તેવામાં કેસરે જઇને તેઓમાંથી ૫૨૫ સુમરીઓને પકડીને પોતાની સાથે **કિરંતિગઢ** લાવ્યો. **હુમીરે** પોતાના કારભારીને **કિરંતિગઢ** મોકલી કહાવ્યું કે એ **હુમીરની** વહુ દીકરીઓ છે, તમને લાયક છે કે જેમ બાપ દીકરીને ઘેરથી વળાવે એમ નજરાણા સહિત તમારે પાછી વિદાય કરવી. કેસર હસીને બોલ્યો કે પોતાની મિલકત કોઇ આપે નહિ; એ બૈરીઓ તો હમારી વહુઆરૂઓ છે. આ સાંભળી કારભારી **સમીનગર** તરફ પાછો ગયો. કેસરે **કિરંતિગઢમાં** જેટલા પોતાના સગા હતા તેટલાને તેડાવી દરેકને એકેકી સુમરી આપી, અને ચાર પોતે રાખી પોતાના જનાનખાનામાં વધારો કર્યો. **હુમીર** તથા કેસરને આ બાબત દશ બાર વર્ષ સુધી તકરાર ચાલી, તેટલામાં કેસર અને તેના ભાઇઓને સુમરીઓના પેટનાં અઢાર છોકરાં થયાં. છેવટ **હુમીરે** કહેવરાવ્યું કે હું તારી સાથે લડવા આવું પણ **કિરંતિગઢની** જમીન ખાર વાળી છે, ત્યાં મારા લશ્કરને ખાવાનું શું મળે? કેસરે જવાબ લખ્યો કે હું તારા લશ્કર સારૂ ૧૦૦૦ વિઘાં જમીનમાં ઘઉં વવરાવીશ. **હુમીર** લશ્કર લઇ **કિરંતિગઢ** આવ્યો અને લડાઇ થઇ. તેમાં ઘણા રજપૂતો તથા કેસર પોતાના ભાઇ ભત્રિજા સહિત મરણ પામ્યો. માત્ર તેના ત્રણ દીકરા (૧) **હુરપાળ**, (૨) **વિજયપાળ** અને (૩) **શાન્તાજી** બચી ગયા. **કિરંતિગઢનો** નાશ થયો અને સુમરીઓ પોતાના ધણીની સાથે બળ મૂઇ. **હુરપાળ** નાશીને **અણહીલવાડ પાટણ** આવ્યો, જ્યાં તેનો મસીઆઇ ભાઇ **કરણ** સોલંકી રાજ્ય કરતો હતો તેને ત્યાં આવી **હુરપાળ** રહ્યો.

કરણની રાણી કુલાદેવીને બાબરો ભૂત નડતો હતો; તેને **હુરપાળે** દૂર કર્યાથી તેની પ્રખ્યાતિ થઇ અને કરણની રાણીએ **હુરપાળને** પોતાના ભાઇ પ્રમાણે ગણ્યો. એ વિષે ભાટ લોકો એવી વાર્તા કહે છે કે કરણની રાણી કુલાદેવીને બાબરો ભૂત નડતો હતો તેની સાથે એક દિવસે રાત્રે **હુરપાળે** લડાઇ કરીને ભૂતને વશ કર્યો, અને તેની પાસે વચન લીધું કે "મારે કાંઇ કામ પડે ત્યારે તારે હાજર થઇ બતાવેલું કામ કરવું." આ પ્રમાણે બાબરાને હરાવ્યા પછી **હુરપાળને** ભૂખ લાગવાથી તે બે બકરાં લઇ સ્મશાનમાં ગયો, ત્યાં

એક મુડદાની ચિત્તા બળતી હતી તેમાં તેને શેકી પોતે ભક્ષ કરવાનો વિચાર કર્યો. એવામાં સ્મશાનની ભૈરવી દેવીએ હાથ લાંબો કરી ભક્ષ માગ્યું. જો કે હરપાળ આ વખતે ઘણોજ ભૂખ્યો હતો તોપણ પોતાની ક્ષત્રિવટ સાચવવાને તેણે તે ભક્ષ દેવીને આપ્યું. દેવી તે ખાઇ ગઇ અને ફરીથી હાથ લાંબો કર્યો. શૂરવીર હરપાળે તરતજ તરવારવતી પોતાની જાંગ ચીરી તેમાંથી માંસનો લોચો કહાડી દેવીના હાથમાં મૂક્યો. દેવી બહુજ પ્રસન્ન થઇ અને કહ્યું કે "માગ માગ જે માગે તે આપું." હરપાળે કહ્યું કે મારે ઘેર પધારો. દેવી વચને બંધાયેલી તેથી હરપાળની સાથે પરણી અને તેની સ્ત્રી થઇને રહી. આવી દંતકથા છે; પરન્તુ ઇતિહાસ કર્ત્તાઓએ શક્તિદેવી સોલંકી જાતની રાજકન્યા હતી એમ કહે છે.

બીજે દિવસે રાજા કરણ દરબાર ભરી કચેરીમાં હરપાળના કામની ઘણી તારીફ કરતાં તેના બદલામાં જે માગે તે આપવાને વચને બંધાયો. આ ઉપરથી વીચાર કરી હરપાળે માગ્યું કે, હું એક રાતમાં જેટલાં ગામે તોરણ બાંધું તેટલાં ગામો મને આપવાં. કરણે એ વાત કબૂલ કરી, તેથી હરપાળ પોતાને મુકામે ગયો. બનેલી વાત શકિતદેવીને કહ્યાથી દેવી અને બાબરા ભૂતે મળી એ કામ માથે લીધું, સવાર થતા સુધીમાં (એક રાતમાં) ૨૩૦૦ ગામે તોરણ બાંધ્યાં. એમાં પહેલું તોરણ પાટડી ગામે, અને છેલ્લું તોરણ દીગડી ગામે બાંધ્યું હતું. સવારમાં ઉઠી કરણ રાજાએ સાંઢણી સ્વારોને તપાસ કરવા સારૂ મોકલ્યા. તેઓ ખાત્રી કરી પાછા આવ્યા તો તેવીસેં ગામે તોરણ બાંધેલાં જણાયાં. કરણે પોતાના વચન પ્રમાણે તેવીસેં ગામો હરપાળને સ્વાધિન કર્યાં. સૌથી પહેલું તોરણ પાટડી ગામે બાંધ્યું હતું માટે હરપાળે તેને રાજ્યધાની ઠરાવી રાજ્ય કરવા માંડયું. સઘળાં ગામો જતાં રહેવાથી કરણ ઉદાશ થયો; પરન્તુ તેની રાણી ફુલાદેવી હરપાળ પાસે ગઇ. તેને હરપાળે બ્હેન કહી બોલાવી હતી તેથી પૂછ્યું કે બ્હેન શા કામે આવ્યાં? તેણીએ કહ્યું કે "ભાઇ પાસે કાપડું લેવા આવી છું." આ વખતે હરપાળે તેને ભાલનાં ૫૦૦ ગામ કાપડામાં પાછાં આપ્યાં.

હરપાળ પોતાની રાજ્યધાની પાટડીમાં ઘણું ખરૂં રહેતો હતો. પ્રતાપ સોલંકીની કુંવરી જે શક્તિદેવીના નામે હરપાળને પરણી હતી તેના પેટનાં તે રાણીને ૪ છોકરાં (ત્રણ કુંવર અને એક કુંવરી) થયાં હતાં. આ છોકરાં એક રોજ પાટડી દરબારમાં રમતાં હતાં, તેવામાં દરબારનો ગાંડો હાથી છુટયો હતો તે તેમને પકડી લેવાની તૈયારીમાં હતો. શકિતદેવી જે આ વેળાએ બારીએ બેઠાં હતાં ત્યાંથી તેમણે પોતાનો હાથ લાંબો કરી છોકરાંને ઝાલી ખસેડી લીધાં. આ ઉપરથી તેમના વંશજો "ઝાલા" ની જાતથી ઓળખાવા લાગ્યા. એજ વખતે એક ચારણના છોકરાને ટપલી મારી ખસેડી લઇ તેનો જીવ ઉગાર્યો હતો, તેથી તેના વંશના હાલ ટાપરીઆ ચારણ કહેવાય છે.

હરપાળ ગૂજરાતમાં આવ્યો ત્યારે તેના ભાઇ વિજયપાળ તથા સાન્તાજી એ બે પણ સાથે આવ્યા હતા. તેમાંના વિજયપાળના વંશજ ઈલોલમાં આજે પણ છે. તેમજ સાન્તાજીના વંશજ હાલ કટોસણની ગાદીએ રાજ્ય કરે છે.

સાન્તાજી પછી એમના વંશમાં કેટલીક પેઢીએ ખાનાજી નામે પુરૂષ થયો. એ ખાનાજી ઘણોજ ચંચલ, બાહોશ અને શિવભકત હતો. તેણે સાંથળથી દક્ષિણ બાજુએ જંગલની અંદર ઉજળેશ્વર મહાદેવનું દેવળ હતું ત્યાં જઇ લાગટ બાર વર્ષ ખરા દીલથી શંકરની પૂજા

કરી. મહાદેવે પ્રસન્ન થઇ એક રાત્રે **ખાનાજી**ને સ્વપ્નામાં ફરમાવ્યું કે હું તારી સેવાથી પ્રસન્ન થયો છું. પરમ દિવસે હું તને મળીશ. તારી જે ઇચ્છા હોય તે માગજે. આજ્ઞા આપી શંકર અંતરધ્યાન થયા પછી ત્રીજા રોજે તેઓ શંકરની પૂજા કરવા ગયા; પરંતુ આપેલા સ્વપ્ના પ્રમાણે દર્શન નહિ થવાથી નિરાશ થઇ દેવળની બહાર આવી ઉભા અને ચોમેર તપાસ કરતાં એક માણસ લીલાં વસ્ત્ર પહેરી માળા ફેરવતો બેઠેલો જોયો, તેથી તેઓ તેની પાસે ગયા. આ માણસે **ખાનાજી**ને જણાવ્યું કે તું કોને ખોળે છે. હું શાહ **મદાર** પીર છું. શંકરે તને જે સ્વપ્નું આપ્યું હતું તે સારૂ તેમણે મને મોકલ્યો છે. હિંદુ અને મુસલમાન ધર્મમાં કાંઇ ભિન્નતા નથી, બન્નેનાં સિદ્ધાંત એકજ છે માટે કંઇ પણ સંકોચ વગર તું મારી પાસે બેશ. **ખાનાજી**એ ઓલીઆ પાસે જઇ તેની સેવા કરવા માંડી. ઓલીઆએ પ્રસન્ન થઇ પોતાની પાસેથી× ભાલો, શેલી, અને એક કડું એ ત્રણે ચીજો **ખાનાજી**ને આપી ફરમાવ્યું કે તને ત્રણ ચીજો આપું છું તે લઇ તું **અમદાવાદ** જા. **અમદાવાદ**માં કાળો ભીલ નામે એક લૂટારો રાજ્યમાં ઘણોજ ત્રાસ આપે છે તેને તું આ ભાલાવતી મારજે. તેથી ખુશી થઇ **અમદાવાદ**નો બાદશાહ તારી નોકરીની કદર બુજશે: પરંતુ તારે નીચેની શરતો ધ્યાનમાં રાખવાની છે. તે એ કેઃ—

૧. આજથી તારે અને તારા વંશજોએ ડુક્કરનું માંસ તથા મુડદાલ માંસ (મુસલમાનના હાથે હલાલ કર્યા સિવાયનું) ખાવું નહિ: અગર જો મારી ના છતાં કોઇ ખાશે તો તેનું સત્યાનાશ જશે.

૨. તું મારાં વચન સંભારી ચાલીશ તો તું તથા તારા વંશજો સુખી થશો.

૩. ચૈત્રસુદ ૧૨ ને દિવસે હું તને મળ્યો તેની યાદગીરી કાયમ રાખવા માટે દર વર્ષે એજ દિવસે મારા નામથી ૧૧ મણ લોટ વાપરજે.

૪. તારા વંશજો દર વર્ષે ૧૧ મણ લોટ મારા નામથી વાપરે એવો બંદોબસ્ત કરજે.

૫. તારી રાજ્યધાની **સાંથળ** બદલી હવેથી કટોસણ કરજે.

આ નિયમ પાળવાથી તારા પછીના તારા વંશજો પણ તારા જેવા પરાક્રમી નીવડશે. આટલું બોલી શાહ **મદાર**પીર અલોપ થઇ ગયા. **ખાનાજી** હર્ષભેર પોતાને ઘેર આવી પીરની આપેલી ત્રણે વસ્તુઓ લઇ ઘોડેસ્વાર થઇ **અમદાવાદ** જવા રવાના થયા.

ગૂજરાતની ગાદીએ (**અમદાવાદ**માં) **મહમદ બેગડો** નામે બાદશાહ રાજ્ય કરતો હતો. તેની સત્તા આખા ગૂજરાતમાં પ્રસરી હતી. ફક્ત નહિ જેવાં રજપૂત રાજ્યો સ્વતંત્ર હતાં. કાળો ભીલ નામે બહાદુર લૂંટારો ગૂજરાતના ડુંગરોમાં રહી પોતાની સાથેના સંખ્યાબંધ ભીલોની મદદવડે સંખ્યાબંધ ગામો લૂંટતો, એટલુંજ નહિ પરંતુ **અમદાવાદ** શહેરમાં દિવસની વખતે લૂંટ ચલાવતો. તેને પકડવાને બાદશાહે ઘણા ઇલાજ લીધા છતાં તે બાહોશ લૂંટારો પકડાયો નહિ, તેથી કાળા ભીલને પકડી લાવવા અગર મારી નાંખી તેનું માથું લાવી રજુ કરનારને યોગ્ય ઇનામ આપવાનું જાહેરનામું કહાડવામાં આવ્યું. ઇનામ મળવાની આશાએ ઘણા શરવીરો કાળા ભીલને પકડવા બહાર પડયા હતા. તેઓએ પોતાના અમુલ્ય પ્રાણ ખોયા છતાં કોઈ ફત્તેહમંદ થઇ શક્યું નહિ. આવા બારીક સમયમાં **ખાનાજી** **અમદાવાદ** આવી તુરત બાદશાહને સલામ કરવા ગયા. બાદશાહને પણ શાહ **મદાર** પીરે સ્વપ્નામાં કહ્યું

× પીરની આપેલી ત્રણ ચીજો પૈકીનું એક કડું હાલ પણ ઠાકોર સાહેબ પાસે મોજુદ છે.

હતું કે " ખાનાજી નામનો એક રજપૂત ઠાકોર તારી પાસે આવશે અને તે મારા વચનથી કાળા ભીલનો નાશ કરશે. મેં તેને શેલી, ભાલો અને કડું આપેલ છે એ નિશાનીએ તું તેને ઓળખી લેજે." ખાનાજીને જોતાંજ બાદશાહે એમને ઓળખ્યા અને યોગ્ય સન્માનથી એમને પોતાની પાસે રાખ્યા.

થોડા દિવસ ગયા નથી એટલામાં પોતાની સાથે સંખ્યાબંધ લૂંટારૂ ભીલોને લઇ કાળો ભીલ શેહેરમાં દાખલ થયો, અને ખુલ્લી રીતે શહેર લૂંટવા માંડયું. મહમદશાહને ખબર મળ્યાથી લૂંટારૂઓ ઉપર જવાને ખાનાજીને ફરમાવ્યું. તેથી તેઓ ત્યાંથી નીકળી પીરની આપેલી વસ્તુઓ લઇ ઘોડેસ્વાર થઇ શહેરના જે ભાગમાં કાળો ભીલ લૂંટ ચલાવતો હતો તે તરફ બાદશાહી લશ્કર સાથે જવા નીકળ્યા. લૂંટવાળી જગાએ પહોંચતાંજ પોતાના માણસોથી કાળા ભીલને ઓળખી લઇ ખાનાજીએ શાહ મદાર પીરના આપેલા ભાલાવડે કાળા ભીલનો પ્રાણ લીધો અને ઘોડેથી નીચે ઉતરી તરવાર કહાડી માથું કાપી લઇ તોબરામાં નાંખી પોતાના મુકામે ચાલ્યા ગયા.

પોતાનો સરદાર કાળો ભીલ મરાયાથી તેના સાથીઓ નાશી ગયા અને બાદશાહી લશ્કરે કાળા ભીલના ધડના ટુકડે ટુકડા કરી નાંખ્યા. ઇનામની આશાએ લશ્કર બાદશાહ પાસે આવ્યું અને કાળા ભીલને મેં માર્યો એમ સર્વેએ એક સાથે કહેવા માંડયું. બાદશાહ સમજુ હોવાથી લશ્કરી માણસો પાસે કાળા ભીલનું માથું માગ્યું; પરંતુ માથું ખાનાજી પાસે હોવાથી તેઓ કંઇ બોલી શકયા નહિ. દરમિયાન ખાનાજીએ બાદશાહને સલામ કરી કાળા ભીલનું માથું રજુ કર્યું, તે જોઇ મહમદશાહ ઘણોજ ખુશી થયો અને જે માગે તે આપવાનું વચન આપ્યું. ખાનાજીએ કટોસણની આજુબાજુના ૮૪ ગામો માગ્યાં જે તુરત વેળા આપવામાં આવ્યાં; તેથી તેઓ અમદાવાદથી નીકળી સાંથળ ગામે આવ્યા અને પીરના આપેલા હુકમ પ્રમાણે પોતાની રાજ્યધાની સાંથળમાંથી ઉઠાવી કટોસણ કરી. ૮૪ ગામો ઉપર બાદશાહી સત્તા નીચે રાજ્ય કરવા લાગ્યા.

ખાનાજી પછી કટોસણની ગાદીએ દશમી પેઢીએ જસવંતસિંહજી નામે પુરૂષ થયા. એમના વખતમાં બે મુખ્ય બનાવ હતા. (૧) ઇ. સ. ૧૬૫૭ માં જ્યારે દિલ્લીનો બાદશાહ શાહજહાન મરણ પથારીએ પડયો ત્યારે તેના ચાર શાહજાદા (૧) દારા, (૨) સુજા, (૩) ઔરંગજેબ અને (૪) મુરાદ, એઓના રાજ્યના લોભે પક્ષ પડયા. ઔરંગજેબે મુરાદનો પક્ષ પકડયો, ત્યારે બીજી તરફ દારા અને સુજા હતા. આ ખટપટમાં ઔરંગજેબની જીત થવાથી તેણે પોતાના બાપ શાહજહાંનને તથા પોતાના ભાઇ મુરાદને કેદ કરી પોતે હિંદુસ્તાનનો બાદશાહ કહેવડાવવા લાગ્યો. મદદની આશાએ સુજા બંગાળામાં ગયો અને દારા ગૂજરાતમાં આવ્યો; પરન્તુ ઔરંગજેબના નહિ વેઠી શકાય એવા જુલમથી ગૂજરાતમાં દારાને કોઇ સંઘરી શકયું નહિ તેથી તે નિરાશ થઇ કટોસણ આવ્યો. તેને ઠાકોર જસવંતસિંહજીએ ઘણા આદર સતકારથી રાખ્યો. દારા એક માસ રહી ઔરંગજેબના ભયથી કટોસણ છોડી ચાલ્યો ગયો. દારા કટોસણથી ગયા પછી ઔરંગજેબનાં માણસો તેને પકડવા આવ્યા; પરંતુ તે ત્યાં મળ્યો નહિ તેથી તેઓ પાછા ગયા.

જોધપુરના પોળ બારોટજી દ્વારકાંની યાત્રાએ જતા હતા. એમણે કટોસણમાં મુકામ કર્યો, તે વાત ઠાકોરના જાણવામાં આવ્યાથી તેઓ મળવા માટે બારોટના મુકામે ગયા. મુલા-

કાત વખતે કસુંબો કહાડવામાં આવ્યો. તે પ્રથમ ઠાકોરે પીવો; પરંતુ જ્યારે બારોટને આપવામાં આવ્યો ત્યારે એમણે એવું કારણ બતાવી કસુંબો પીવા ના પાડી કે જે રાજા મને ૧ા સવા શેર સાચાં મોતી આપે તેના હાથનો કસુંબો હું પીઉં છું. આવો મારો હમેશનો નિયમ છે. જસવંતસિંહજી તે પ્રમાણે કબુલ થયા છતાં બારોટે જણાવ્યું કે જ્યાંસુધી મોતી મેં નજરે જોયાં નથી ત્યાંસુધી મને ખાત્રી થાય નહિ. તેથી ઠાકોરે તેજ વખત પોતાના દરબારમાંથી મંગાવી ૨ાા શેર સાચાં મોતી બારોટને આપી કસુંબો પાયો. બારોટ ખુશી થયો અને એ દિવસ દરબારમાં મેમાન તરીકે રાખી યોગ્ય શીખ આપી વિદાય કર્યો.

જસવંતસિંહજીના મરણ પછી **હરખાનજી, નારણજી, રામસિંહજી**, અને **અજબસિંહજી** એ નામે અનુક્રમે ગાદીએ બેઠા. ઠાકોર **ખાનાજીના** વખતમાં રાજ્ય તાબાનાં ૮૪ ગામો છતાં તે વધી **અજબસિંહજીના** વખતમાં ૨૫૦ થયાં.

કટોસણની ગાદીએ **રામસિંહજી** પછી એમના કુંવર **અજબસિંહજી** ઉર્ફે **અજબાજી** અને **અગરસિંહજી** ઉર્ફે અગરાજી એ બન્ને ભાઇઓએ સંપીને રાજ્ય ચલાવ્યું. એમની બહાદુરી. લડાયક શકિત, કીર્તિ, માન. આબરૂ અને ઉદાર દીલવાળી સખાવતોના દાખલા શોધીએ તો એની બરોબરી ભાગ્યેજ બીજા મળી શકે. એમના રાજ્ય વૈભવ સંબંધે એમ કહેવામાં આવે છે કે:-× " દરબારમાં નોબતો ગડગડતી હતી; ભોંય ઉપર પાણીના છંટકાવ થયા હતા. ઘણા ઠાકોર હાથ જોડીને શરણ માગતા ત્યાં આવ્યા હતા. ઇંદ્રની પેઠે કાનાજીના વંશવાળાની આગળ છત્રીસે વાજાં વાગતાં હતાં: તેના મુખ આગળ વિદ્વાનો વેદ ભણતા હતા. પરોણાઓને સાકર, તથા બકરાઓનું અને ભુંડનું માંસ પુરૂ પાડવામાં આવ્યું. નિત્ય નિત્ય અફીણ અને કેસરના કસુંબા ઘુંટાવા લાગ્યા. **અજબાની** આગળ નાચ થવા લાગ્યા: સદાય તે રંગરાગમાં રમવા લાગ્યો; સરણાઇઓ વાગવા માંડી; ઝુલતા હાથીઓની પેઠે ગાનારા ઠેકાણે ઠેકાણે ગાવા લાગ્યા; પૈસો ખર્ચવામાં ઠાકોર **બળીરાજાના** જેવો ઉદાર હતો; તેના રસોડામાં દુધપાક અને અમૃત સરખાં ભોજન થવા લાગ્યાં; તેના ઘર ઉપર ધર્મની ધ્વજા ઉડવા લાગી; ચુંવાળનો ધણી આવો હતો. તેનો હુકમ પાદશાહ ઉપર પણ હતો. ઓ **જસાના** પુત્ર ? " હિંદુઓના અને સીમાના પિતા, તું સૂર્ય સરખો મકવાણો સારો ઉઠયો. તારો ભાઇ **અગરેશ** ઓછો પ્રખ્યાત ન્હોતો; એ ભાઈઓ લોકોના મનમાં **દશરથના** પુત્રોનું સ્મરણ કરાવે છે. " આવી ભાટ લોકો સ્તુતિ કરતા.

તેઓ જરીયાન અને રેશમી પોષાક પહેરતા ઇ. સ. ૧૭૪૭ માં જ્યારે અગનોતરો દુકાળ પડયો ત્યારે એમની ઉદાર મદદ માટે ભાટ લોકોએ એ વેળા સારૂ વર્ણન કર્યું છે, અને તે મનન કરવા યોગ્ય હોવાથી આ નિચે આપ્યું છે.

+ "પૃથ્વી દુઃખી થવા લાગી, રાજા ખાધા વિના રહ્યા; રાવને રાણાને એક દાણો આપવાનો રહ્યો નહિ, ધણી અને ધણિયાણી એક બીજાને છોડીને ગયાં, માબાપે પોતાનાં છોકરાં તજી દીધાં; ધર્મ કરવાનું બધા ભુલી ગયા; સદાવ્રત ભાંગી પડયાં, કૂવા તળાવમાંથી પાણી સુકાઇ ગયાં, આકાશમાંથી એક ફોરૂં પણ પડયું નહિ. દરેક ગામડેથી આવી ખબરો આવી પહોંચી, અને જ્યારે આખો દેશ ભીખારી થઇ ગયો, ત્યારે કાનાના વંશવાળાએ પોતાની

× રાશમાળા ભાગ ૨ જો પૃ. ૧૨૭

+ રાશમાળા ભાગ ૨ જો પુષ્ટ ૧૨૮.

ધર્મની ધજા ઉડાડી; તેને પોતાના કોઠાર ઉઘાડા મૂક્યા; અને જ્યારે બીજા રાજાઓએ પોતાના ગામમાં પેસવા દેવાનું બંધ કર્યું ત્યારે અજએશે સર્વનો સત્કાર કરવા માંડયો. સ્વર્ગનો ઇંદ્ર કોપાયમાન થયો પણ પૃથ્વી ઉપરનો આ ઇંદ્ર તો પ્રસન્ન રહ્યો. તેણે દેશમાંથી કાળને હાંકી કહાડવાનો પ્રયત્ન કર્યો."

એમની બહાદૂરી વિષે ભાટ વર્ણન કરે છે કેઃ—અજબોજી આખા જગતનો જીતનાર હતો, શાહુ રાજાની દક્ષિણી ફોજને હરાવી, દિલ્હીની ફોજને પણ હરાવી, ગામે ગામ તેણે ત્રાસ બેસાડયો, હરરોજ લુટફાટ કરવામાં તેણે કીર્તિ મેળવી. વીસરોડીયા, પનારા, પરતોલીયા અને અર્ધાં લુગડાં પહેરેલાં એવા ગામડાના ઘણા એક આગેવાનો તેના અમીર હતા. આ વેળાએ કડીનાં આબુખાન અને લેંબો કરીને બે મુસલમાન અમલદાર હતા. તેઓ દેશના ઉપર જુલમ કરતા હતા. તેઓએ અજબાની અને અગરાની કીર્તિ સાંભળી ત્યારે કટોસણ લખી વાળ્યું કેઃ—અમારે તાબે થઇને અમને ખંડણી આપો. અજબાએ આ સમાચાર સાંભળ્યા એટલે કોપાયમાન થયો ને સંદેશો કહેવા આવનારને કતલ કરતો હતો, પણ અગરાએ તેને વારી રાખ્યો. તેઓએ પોતાના દિવાન મદનશાહના દિકરા દીપચંદને તેડાવ્યો, અને તેની પાસે તરકડાઓને કોપ ઉપજે એવો ઉત્તર લખાવ્યો, તેમાં કેસર તથા કિર્તિગઢના અધિપતિઓનાં પરાક્રમનું પણ સ્મરણ કરાવ્યું મ્હોટી મ્હોટી દાઢીવાળા અભિમાન ભરેલા મુસલમાનો એકઠા થયા. તેમને ડાંગરવા આગળ પોતાનો મુકામ નાખ્યો. એ સમાચાર જ્યારે કટોસણ પહોંચ્યા ત્યારે અજબાએ પોતાના ભાયાત મેઘરાજ, જગતો, અને સુરજમલ એઓને બોલાવ્યા. તેમાં જેતલ હતો, તેની તરવાર તો કોઇ દિવસ ભાગી ન હતી. અગરાએ મૂછે હાથ નાખીને તેમને ભાષણ કર્યું: ભાયાતોએ સોગન ખાઇને કહ્યું કે અમે અમારો ભાયાતપણાનો ધર્મ બજાવીશું. વિક્રમસી કવિએ કહ્યું કે વાહ! વાહ! હું તમારી હિંમત જોઇને ખૂશી થયો: એમ કહીને તેણે સાંથળના શાંતાજી, હરખા સવાઇ અને કાનો એ આ દીને તેઓના બાપનાં વખાણ ગાઇ સંભળાવીને તેમને શૂર ચઢાવ્યું. ઘણા કોળી એકઠા થયા, તેઓ ખભે ભાથા બાંધીને ધનુષ્યના ટંકાર કરતા આવ્યા: કેટલાક સ્વાર હતા, કેટલાક પાળા હતા અને કેટલાક રાતના સિપાઇ હતા. જકાણાના માણસો લઇને જોરો અને જસો આવ્યા; અગરજાનો હેમો આવ્યો: મરતોલીનો માનો પણ ત્યાં આવ્યો અને બીજા બહુ જણા આવ્યા.

જ્યારે અગરેશે અજબાને ઉશ્કેર્યો ત્યારે તેઓની સાથે દિવસે લડતા હતા તેમ રાત્રીની વેળાએ પણ શત્રુની ઉપર વાઘની પેઠે તૂટી પડયા. શેષનાગ ધ્રુજવા લાગ્યો. પર્વતને પર્વત મળે તેમ હિંદુ મુસલમાનો સામે મળ્યા; લોહીની નદીઓ વહેવા લાગી; આવે પ્રસંગે શિવ સહાય આવીને ઉભા રહે છે તેમ વીર, ભૂત, રાક્ષસ વિગેરેને લઇને આવ્યા. સૂર્યે પોતાના ઘોડા ખેંચી રાખ્યા તેથી તેનો રથ ખમચાયો. અપ્સરાઓ અને હોરિયો હિંદુ અને મુસલમાનોને પોતાના દૈવી મુકામે લઇ જવાને આવી. આબો અને લેંબો નાશી જવાને પાછા ફર્યા નહિ; પણ તરવારોવાળા ક્ષત્રિઓની સાથે લડયા.

અજબાએ એકે એક તંબુમાં ખાતર પાડયું; પૈસો અને ઘરેણાં હથિયાર અને લુગડાં સર્વે તે લઈ ગયો. એ પ્રમાણે બે પ્રકારે શત્રુને ઘા વાગ્યા; અને ખાવાને કાંઇ રહ્યું નહિ એટલે થોડા ઘણા બચત રહેલા સ્વાર અને પાળા સહિત પોબાર ગણી ગયા.

આ પ્રમાણે તેમની સ્થિતિ થઇ ગઈ તેથી વરસોડાનો ઠાકોર વચ્ચે પડયો, એટલે મુસલમાન રાજી થયા, અને જે વિષેનો વાંધો હતો તેનો ઠરાવ કરી દઇને કજીઓ પતાવી દીધો.

દિલ્હી શહેનશાહ તરફથી ગુજરાતના બંદોબસ્ત માટે એક સુબો અમદાવાદમાં રહેતો હતો, તેણે બાદશાહી હુકમનો અનાદાર કર્યાથી તેને દૂર કરવાની શહેનશાહને જરૂર જણાઇ; તેથી જોધપુરના મહારાજા વખતસિંહજી તથા એમના ભાઈ અભયસિંહને ગુજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યા. મહારાજા વખતસિંહજીએ અમદાવાદના સુબાને પકડી કેદ કર્યો; પરંતુ તે વાત ગુજરાતના મહેવાશી સરદારોને અણગમતી થઇ પડી તેથી એમણે મહારાજા વખતસિંહજી સામે બંડ ઉઠાવ્યું. સુબાને કેદ કર્યા પછી વધારાનું લશ્કર જોધપુર રવાના કર્યું હતું, તેથી બંડ વખતે એમની પાસે નહિ જેવું લશ્કર હોવાથી બંડખોરોને દબાવી દેવાનું અને પોતે સુખરૂપ જોધપુર પહોંચવાનું જોખમ ભર્યું જણાયું. દિલ્હીનું લશ્કર તુરત વેળા આવી શકે એમ નહિ હોવાથી એમણે નજીકના કોઇ બળવાન દેશી રાજ્યની મદદ મેળવવાનું યોગ્ય વિચાર્યું. આ હકીકત વરસોડાના ઠાકોર સાહેબના જાણવામાં આવ્યાથી એમણે મહારાજા વખતસિંહજીને જણાવ્યું કે આપની મદદમાં આવવાને ગુજરાતમાં જો કોઇ શુરવીર સરદાર હોય તો તે કટોસણના અજબસિંહજી છે. માટે જરૂર હોય તો આપ તેમને બોલાવો. મહારાજા વખતસિંહને વરસોડાના ઠાકોરનું કહેવું વાસ્તવિક લાગ્યાથી એમણે ઠાકોર અજબસિંહજીને મદદે બોલાવ્યા. તેઓ ૧૨૦૦ ઘોડેસ્વાર તથા પેદલ લશ્કર અને પોતાના ભાઇ અગરસિંહજીને સાથે લઇ અમદાવાદ ગયા અને હુલડખોરોને સમજાવી શાન્ત પાડી પોતાના લશ્કર સાથે મહારાજા વખતસિંહજીને તથા અભયસિહજીને નિર્વિઘ્ને મારવાડમાં આવેલા પાલી શહેર સુધી પહોંચાડયા. આ કિમતી મદદના બદલામાં જોધપુર મહારાજાએ અભયસિંહજીને પાલખી, છત્રી અને મશાલ બક્ષીસ કરી. અજબસિંહજીની કીર્તિ વિષે ભાટ લોકોએ નીચે મુજબનો એક દોહરો કહ્યો છે, જે આજ પણ કટોસણની આજુબાજુના ભાટ ચારણોના મોંથી સાંભળવામાં આવે છે.

દોહરો.

સુબો અમદાવાદરો, જોધણાકો રાય;
વખતો, અભો, વોળાવીયા, નખતો અજબ ન જાય.

રાધનપુરના નવાબ સાહેબે કટોસણના ઠાકોર અજબસિંહજી અને ઈલોલના ઠાકોરને ઇડર ઉપર સ્વારી કરવાની મદદ આપવા બોલાવ્યા. અગર જો કે ઇડર ઉપર સ્વારી કરવાની મદદમાં જવા એમની બીલકુલ ખુશી ન્હોતી તોપણ રાધનપુરના નવાબના અતિ આગ્રહથી તેઓ મદદે ગયા. ઈડરનો કિલ્લો મજબૂત, લશ્કર કેળવાયેલું અને સરદાર પટાવતો બહાદુર લડવૈયા હોવાથી એ લડાઇમાં રાધનપુરનું લશ્કર હાર્યું અને નવાબને ઇડરના લશ્કરે પકડી કેદ કર્યા, તેથી એમને ગમે તેવી શરતે સમાધાની કરવાની જરૂર જણાઈ.

ઈલોલના ઠાકોર અમરસિંહજી અને કટોસણના ઠાકોર અજબસિંહજીએ વચ્ચે પડી આ લડાઇનું સમાધાન કર્યું. એમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે " રાધનપુર નવાબ ઈડર મહારાજાને એક લાખ રૂપિયા દંડ આપે અને તે રકમ વળતા સુધી બન્ને સરદારો ઇડર મહારાજા પાસે હાજર રહે. " રાધનપુરના નવાબને ઉપરની શરતથી છોડવામાં આવ્યા છતાં એમણે છ માસ સુધી રૂપિયા ભર્યા નહિ તેથી પોતાની જામીનગીરી પાળવા કટોસણ

ઠાકોરે રૂ. ૬૦,૦૦૦ તથા ઇંલોલ ઠાકોરે રૂ. ૪૦,૦૦૦ પોતાના તાલુકાની ઉપજમાંથી વસુલ આપી પોતાના મૂલકમાં આવ્યા.

ઠાકોર **અજબસિંહજી** નિર્વંશ મરણ પામ્યા પછી એમના ભાઇ **અગરસિંહજી** ગાદીએ બેઠા. એમને (૧) **સૂરજમલજી**, (૨) **સુજાજી**, (૩) ઇજાજી, (૪) **સુરતાજી** અને (૫) **અદાજી** એ નામે પાંચ કુંવર હતા. એમાંના **સૂરજમલજી** પાટવી હોવાથી **અગરસિંહજી**ના મરણ પછી ગાદીએ બેઠા. **સુજાજી**ને **મેમદપુરા**, ઇજાજીને ઇજપુરા, **સુરતાનજી**ને **રાણીપુરા** અને **અદાજી**ને **પાલજ** ગિરાસમાં આપ્યું. **ચુંવાળ**માં આવેલા **ભંકોડા**, છનિયાર, દેકાવાડા અને કુકવાયના સરદારોએ ખંડણી નહિ ભરવાથી **વડોદરા**ના મહારાજા **ફતેસિંહરાવે** એ સરદારો ઉપર ચઢાઈ કરી. ગાયકવાડી લશ્કર ગામ લૂંટશે અને પોતાના સંબંધીઓ હેરાન થશે એવું સમજી એમને મદદ કરવા **કટોસણ**ના ઠાકોર **સુરજમલજી**એ ગાયકવાડ સરકારના લેણા રૂ. ૫૫,૦૦૦ પોતે ભર્યા, તેથી મહારાજા **ફતેહસિંહરાવે** ખુશી થઇ **સુરજમલ**ને શીરપાવ આપ્યો. એમના મરણ પછી એમના કુંવર **બનેસિંહજી** ગાદીએ બેઠા.

ગાયકવાડ સરકાર તરફથી એમના ભાઇ **મલ્હારરાવ** જે કડીમાં રાજ્ય કરતા હતા, તેમણે **બનેસિંહજી**ની બાલ્યાવસ્થા અને રાજ્યમાં ચાલતી અંધાધુંધીનો લાભ લઇ **કટોસણ** અને તેના તાબાનાં ગામો લઇ લીધાં, એટલુંજ નહિ પરંતુ પોતાના લશ્કર પાસે **કટોસણ** ગામ લૂંટાવી દીધું, ત્યારથી **કટોસણ** ગામ વેપાર રોજગારથી પાયમાલ થયેલું તે આજ સુધી પણ પ્રથમ સ્થિતિએ પહોંચ્યું નથી.

જ્યારે **મલ્હારરાવે** **કટોસણ** ઉપર ચઢાઇ કરી, ત્યારે બાળકુંવર **બનેસિંહજી**ને તેમના મોશાળ મોકલી દેવામાં આવ્યા હતા. ત્યાં તેઓ મોટી ઉમ્મરના થયા પછી પોતાનાં ગામ પાછાં આપવા એમણે મલ્હારરાવને કહેવરાવ્યું; પરંતુ તેમણે ગામો પાછાં આપવા મરજી નહિ જણાવ્યાથી **ભંકોડા**ના ઠાકોર **ભુપતસિંહ** સાથે **બનેસિંહજી** બહારવટે નીકળ્યા. એમણે **મલ્હારરાવ**ના રાજ્યમાં એટલો ત્રાસ પોકરાવ્યો કે આખરે **મલ્હારરાવ**ને **બનેસિંહજી** સાથે સલાહ કરવાની જરૂર જણાઇ. એકસંપી કોલકરારોના આધારે ૪૨ ગામ **મલ્હારરાવે** પાછાં આપ્યાં; તેમાંથી આ ગામો પાછાં મેળવવાની મદદ કર્યાના બદલામાં **બનેસિંહજી**એ એમના ભાયાતોને ૨૪ ગામો આપ્યાં.

ઠાકોર **બનેસિંહજી** ઇ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યા. એમને કંઇ સંતાન નહિ હોવાથી એમના ભાઇ **ભગવાનસિંહજી**ના કુંવર **રાણાજી** ૧૬ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠા. આ વખતે એમની પાસે ૧૮ ગામો હતાં, તેમાંથી એમની બાળવયનો લાભ લઇ ૭ ગામ ગાયકવાડ સરકારે લઇ લીધાં, ત્યારથી ૧૨ ગામ એને કબજે રહ્યાં.

ઠાકોર **રાણાજી**એ પોતાની ૨૦ વર્ષની ઉમ્મરમાં એજન્સિઅધિકારીઓને વખતોવખત જોઇતી મદદ આપી; તેથી પોલિટિકલ એજન્ટ મી. **ઑટ્રામ**, મી. **ફોર્બસ**, કર્નલ **વાઇટ લૉક** અને મેજર **બ્લાક** વગેરે તમામ ઓફિસરો **રાણાજી** પ્રત્યે ઘણા પ્યારની નજરથી જોતા હતા.

ઇ. સ. ૧૮૪૫ માં **પાટણ**ના વેપારીનો એક લાખ રૂપિયાનો માલ **અમદાવાદ**થી **પાટણ** જતાં **ચુંવાળ** પરગણાના કોળી લોકોએ લૂંટી લીધાથી તે કામની બ્રિટિશ સરકારે તપાસ ચલાવી; પરંતુ મુદ્દા માલ કે તહોમતદારો હાથ નહિ લાગ્યાથી રાણાજીને મદદ માટે

બોલાવવામાં આવ્યા. એમણે એ બાબત જાતે તપાસ કરી સઘળો મુદ્દા માલ પકડી અમદાવાદના તે વખતના કલેકટર સાહેબને સોંપ્યો, તેથી કલેકટર સાહેબ ઘણાજ ખુશી થઇ રાણાજીની કિમતી સેવા નામદાર મુંબઇ સરકારમાં જણાવ્યાથી નામદાર સરકારે એક કિમતી રાઇફલ (બંદુક) રાણાજીને બક્ષિસ આપી હતી.

સિંધી બહારવટિયા ગૂજરાતમાં ધાડ પાડી ત્રાસ વર્તાવતા હતા. તેમને ઇ. સ. ૧૮૫૫ માં રાણાજીએ પકડી મહીકાંઠાના તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ વાઇટ લૉકને સોંપ્યાથી એમણે ઠાકોર રાણાજીની કિમતી સેવા સરકારમાં જાહેર કરી, તેથી નામદાર સરકારે આ મદદની કદર પિછાની રૂપાની કારીગરી સાથેના બે તમંચા રાણાજીને આપવા મોકલ્યા, જે પોલિટિકલ એજન્ટ સાહેબે ઘણા માનની સાથે રાણાજીને આપ્યા હતા. ઈ. સ. ૧૮૫૭ ના મોટા બળવા વખતે એજન્સિએ રાણાજીની મદદ માગી હતી, જે આપ્યાથી બળવો સમ્યા પછી ઇ. સ. ૧૮૫૯ માં જ્યારે મુંબઇના ગવર્નર લોર્ડ એલફિન્સ્ટન સાહેબ બહાદુર અમદાવાદ પધાર્યા ત્યારે એમણે પોતાના સ્વહસ્તે એક સુંદર સફેદ અરબી ઘોડો કિનખાબના સાજ સાથે રાણાજીને ભેટ આપ્યો હતો.

ઇ. સ. ૧૮૬૩ માં જ્યારે શ્રીમંત ગાયકવાડ સરકાર ખંડેરાવ મહારાજ પોતાના રાજ્યમાં મુસાફરીએ નીકળ્યા ત્યારે તે પ્રસંગનો લાભ લઇ પાટણ મુકામે મહારાજા ગાયકવાડને કટોસણ પધારવા રાણાજીએ વિનંતિ કરી. તે ઉપરથી શ્રીમંત સરકારે બહુચરાજી થઇ કટોસણ પધારવા ખુશી જણાવી. સ્વારી સહિત પધાર્યા. રાણાજીએ ત્રણ દિવસ સુધી મહારાજા ખંડેરાવની ઘણીજ કિમતી નોકરી ઉઠાવી અથાગ માન આપ્યું એટલુંજ નહિ; પરંતુ હદ ઉપરાંત ખર્ચ કરી દરબાર ભર્યો અને મહારાજાને ઘટિત નજરાણો કર્યો. કોઇ દિવસ મહીકાંઠાના સરદારો તરફથી નહિ મળેલું એવું અસાધારણ માન મળવાથી મહારાજા ખંડેરાવ ઘણા ખુશી થયા અને રાણાજીને પોશાક, છત્રિ, મશાલ, પાલખી વગેરે ઇનામ અને પાટવી કુમાર કરણસિંહજીને સોનાનાં કડાં બક્ષિસ કર્યાં તથા તે ઉપરાંત કડી મહાલમાંથી દર વર્ષે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી કટોસણ દરબારને રોકડ રકમ રૂ. ૧૦૦ ની મળે એવો લેખ કરી આપ્યો, તે પ્રમાણે આજ સુધી મળ્યે જાય છે.

ઠાકોર રાણાજીને ધર્મ ઉપર ઘણીજ આસ્થા હતી. એમણે પોતાના રાજ્યમાંથી ઘણી જમીન ધર્માદા દેવસ્થાનો જેવાં કેઃ–ડાકોર, કડી, અમદાવાદ, ગોસાંઇજીના મંદિરમાં વગેરે જગાએ શ્રીકૃષ્ણાર્પણ કરેલી છે, તેમજ પોતાના તાલુકાનાં દેવસ્થાનો પેટે પણ જમીન, કૂવા વગેરેની ગોઠવણ કરી આપેલી છે. એક વખત તેઓ સાદરે કામ પ્રસંગે ગયેલા ત્યાં કસાઇઓ ગાયો મારવા લઇ જતાં જોયા ઉપરથી એમણે પોતાના પદરથી રૂપિયા આપી કસાઇઓ પાસેથી ૩૬ ગાયો છોડાવી હતી.

રાણાજી ૫૧ વર્ષ રાજ્ય ભોગવી ઇ. સ. ૧૮૬૯ માં સ્વર્ગવાશી થયા. એમના મરણ પછી પાટવી કુંવર કરણસિંહજી ગાદીએ બેઠા. એમનો જન્મ સંવત ૧૯૦૪ ના આસો વદી ૭ ( ઇ. સ. ૧૮૪૮ ) ના રોજ થયો હતો. ઇ. સ. ૧૮૬૦ માં એમણે એજન્સિના સદર સ્ટેસન સાદરામાં તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ વાઇટ લૉકની દેખરેખ નીચે વિદ્યાભ્યાસ શરૂ કર્યો હતો, વળી એજન્સિઓફિસરોની અમૂલ્ય પ્રીતિ સંપાદન કર્યાથી એમના પિતાના મરણ પછી તુરતજ એમને રાજ્યાધિકાર સોંપવામાં આવ્યો. રાજ્યની

લગામ હાથમાં લીધા પછી એમણે પોતાના પિતાની માફક રાજ્યનો બંદોબસ્ત રાખ્યો હતો. નામદાર મર્હુમ મહારાણીના બીજા કુંવર ડયુક ઑફ એડિનબરો જ્યારે મુંબઇ આવ્યા ત્યારે પોલિટિકલ એજન્ટની ભલામણથી ઠાકોર કરણસિંહજીએ નામદારની મુલાકાત માટે મુંબઇ ગયા હતા.

ઈ. સ. ૧૮૭૪ માં અદાજી ભુપતજી નામે પ્રખ્યાત બહારવટીઓ આજુબાજુનાં ગામોમાં ઘણો ત્રાસ આપતો હતો. તેને ઠાકોર કરણસિંહજીએ જાતે પકડી તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ લીજીટને સ્વાધિન કર્યાથી પોલિટિકલ એજન્ટ સાહેબ તરફથી ઘણું સારૂં સર્ટીફિકેટ આપવામાં આવ્યું હતું. ઠાકોર કરણસિંહજીને પોતાના પિતાની માફક ધર્મ ઉપર ઘણી પ્રીતિ હતી. તેઓ હમેશનો કેટલોક વખત નિયમિત રીતે દેવપૂજા ને ઇશ્વરભકિતમાંજ ગાળતા અને બાકીના વખતનો રાજ્યના કામોમાં ઉપયોગ કરતા. હથિયાર વાપરવાં, લાકડીના પટા ખેલવા તથા બંદુકવડે નિશાન તાકવાં એનો એમને ઘણો શોખ હતો.

ઘોડાને કેળવણી શી રીતે આપવી, તેમને કેમ ઉછેરવા વગેરે બાબતની પોલિટિકલ એજન્ટ સાહેબો તરફથી એમને સૂચનાઓ મળતી, તે સૂચનાઓ ધ્યાનમાં રાખી એમણે કિમતી ઘોડા ઉછેરાવી તૈયાર કર્યા. જ્યારે ઇ. સ. ૧૮૮૨ માં ઉત્તર પ્રાંતના કમિશ્નર ઑનરેબલ મી. સેપર્ડ સાહેબની દેખરેખ નીચે ડાકોરમાં ઘોડાનું મોટું પ્રદર્શન ખુલ્લું મૂકાયું ત્યારે તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ વુડહાઉસ સાહેબની સૂચનાથી તે પ્રદર્શનમાં ઠાકોર કરણસિંહજીએ પોતાના ઘોડા મોકલી આપ્યા અને પ્રદર્શનકમિટીના મેમ્બર થઇ કમિશ્નર સાહેબ પાસે હાજર થયા, ત્યાં બીજા ઘોડાઓ કરતાં આ ઘોડા સર્વોત્તમ ગણાયા હતા.

ઇ. સ. ૧૮૮૨ માં વડોદરાના હાલના મહારાજા શ્રીમંત સયાજીરાવ મહારાજ પોતાના મૂલકમાં ફરવા નીકળ્યા હતા, તે પ્રસંગનો લાભ લઇ ઠાકોર કરણસિંહજીએ પોતાના તાલુકાના નંદાસા ગામે મહારાજા સાહેબની મુલાકાત લીધી હતી. મહારાજાની સ્વારી બહુચરાજી માતાએ પધારતાં ઠાકોર કરણસિંહજીને મહારાજાએ ચામર બક્ષિસ કર્યો હતો.

ઠાકોર શ્રી કરણસીંહજીની ચાલાકી, ઉજ્વળ કીર્તિ અને સદ્ગુણો જોઇ એમને સારી પદ્વીએ ચઢાવવા મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ કર્નલ સ્કોટ સાહેબની ઇચ્છા થઇ અને તેમણે નામદાર મુંબાઇ સરકારમાં રિપોર્ટ કર્યો. જે ઉપરથી નામદાર સરકારે કવર કરી ઠાકોર શ્રી કરણસીંગજી મહીકાંઠા એજન્સીના સ્ટેટોના બાંધેલા વર્ગ પ્રમાણે ચોથા કલાસના તાલુકદારની પંકતિમાં હતા તે ફેરવી એમને ત્રીજા વર્ગના તાલુકદારની પંકિતમાં મૂકયા બદલ નામદાર મુંબાઇ સરકારે ઠરાવ કરેલો તેની ખબર મહીકાંઠાના તે વખતના પોલિટિકલ એજન્ટ સાહેબે આપી. જે ઇંગ્રેજી કાગળનું ગુજરાતી ભાષાંતર આ નિચે આપ્યું છે.

**સરકાર ઠરાવ નં. ૬૮૭૦ તા. ૨૬ અકટોબર ૧૮૮૭ ના પેરા ૨ તથા ૩ નો ઇંતેખાફ.**

× × × ×

**૨ પોતાની હદમાંથી પસાર થતા માલ પર લેવાતુ દાણ કાઢી નાંખવાની શોભાપ્રદ નીતિ કટોસણ તેમજ........ના ઠાકોરોએ ગ્રહણ કરી છે તેની પિછાન તરીકે સદરહુ ઠાકોરોને ચોથા કલાસમાંથી ચઢાવી ત્રીજા કલાસમાં મૂકવા માટેની ભલામણ વિષે હાલ ગવર્નર તથા**

કાઉન્સીલે વિચાર ચલાવ્યો છે. વળી આ ઠાકોરો પોતાના તાલુકાઓનો રાજ્ય કારભાર ચલાવવામાં માનને પાત્ર થયા છે અને બીજા પ્રસંગોએ પણ તેઓ સરકારની પ્રશંસા મેળવી ચુક્યા છે. ઠાકોરોના જુદા જુદા વર્ગ પાડવામાં આવ્યા ત્યારપછી આ ઠાકોરોની ઉપજ વધી ગઇ છે તથા તેમને માટે અંગત પદ્વીની માગણી કરવામાં આવી છે તેને સારૂ તેઓ સારી રીતે યોગ્ય છે એવી ખાત્રી સરકારને થઇ છે.

૩ આ કારણોને લીધે તેમજ કટોસણના તથા ....... ના ઠાકોરોએ બધી દિશામાં સારૂ ચારિત્ર્ય બતાવી આપ્યું છે તેની તથા એક હદમાંથી બીજી હદમાં પસાર થવા માલ પરનું દાણ કાઢી નાંખવાની સરકારની ભલામણ જે ઉત્સાહથી તેમણે સ્વિકારી છે તેની ખાસ કરીને ઉંચી કદર ગવર્નર તથા કાઉન્સીલ કરે છે તેના પુરાવા તરીકે કટોસણના તથા...... ...ના ઠાકોરોને તેમની હયાતી સુધી મહીકાંઠાના થર્ડ ક્લાસ ઠાકોરોની હકુમત ઇનાયત કરવાની તેઓ મહેરબાની કરે છે.

ખરો ઇતેખાક

(સહી) ડબલ્યુ. સ્કોટ કર્નલ,

એકટીંગ પોલીટીકલ એજન્ટ મહીકાંઠા.

---

ઠાકોર કરણસિંહજી ૩૧ વર્ષ રાજ્ય ભોગવી સંવત ૧૯૫૬ ના શ્રાવણ વદી ૬ ને ગુરૂવાર તા. ૧૫ મી ઓગષ્ટ સને ૧૯૦૦ ના રોજ ભગવતસ્મરણ કરતા સ્વર્ગવાસી થયા. એમના પછી પાટવી કુંવર તખ્તસિંહજી ગાદીએ બેઠા. તેઓ કટોસણના હાલના ઠાકોર સાહેબ છે. એમનો જન્મ ઇ. સ. ૧૮૭૦ ઉર્ફે સંવત ૧૯૨૭ ના માગશર માસમાં થયો હતો. એમણે રાજકોટ રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કરી કેળવણી લીધી છે. ત્યાંના પ્રિન્સિપાલ મી. ચેસ્ટર મેકનોટન, વાઇસ પ્રિન્સિપાલ મી. તરખડ અને બીજા માસ્તરોની એમણે સારી પ્રીતિ મેળવેલી છે. કૉલેજ છોડતી વેળા એમને બન્ને પ્રિન્સિપાલોએ ઘણાંજ ઉત્તમ સર્ટિફિકેટો આપ્યાં છે. જેથી સઘળા ઓફિસરો એમનાપર ઘણાજ ખુશી રહે છે. એમના પિતા તરફથી એમને નાનપણથીજ વિદ્યાભ્યાસ અને અંગકસરત ઉપર પૂરતું લક્ષ અપાયલું હોવાથી તેઓ સઘળી બાબતોમાં સારૂં જ્ઞાન ધરાવે છે. તેઓ માત્ર ત્રણ વર્ષ રાજકુમાર કૉલેજમાં રહ્યા તે દરમિયાન એમણે અથાગ શ્રમ વેઠી એટલી ટુંક મુદતમાં ૨૫ ઇનામ મેળવ્યાં. રાઇટિંગમાં, શારિરીક અંગકસરતના ખેલોમાં અને એથેલેટિક સ્પોર્ટસમાં કૉલેજમાં અભ્યાસ કરતા રાજકુમારોમાં સરસાઇ મેળવી છે. એમ ખુદ પ્રિન્સિપાલ મી. મેકનોટન સાહેબ પોતાના સર્ટિફિકેટમાં જણાવે છે. એમના નાનાભાઇ બહેચરસિંહજી અને નાહારસિંહજીએ સાદરા સ્કૉટ કૉલેજમાં વિદ્યાભ્યાસ કર્યો છે.

ઠાકોરશ્રી તખ્તસિંહજી એમના પિતાશ્રીના મરણ પછી ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરી માસની ૧૫ મી તારીખના સરકારી ઠરાવ નંબર ૩૩૯ ના આધારે ગાદીએ બેઠા. તાલુકાની લગામ પોતાના હાથમાં લીધા પછી એમણે યુવાવસ્થામાં લીધેલી ઉત્તમ કેળવણીનો સદુપયોગ કર્યો અને પોતાની રૈયતને નિર્મળ ન્યાય આપ્યો તેથી જો કે એમને ગાદીએ આવ્યાને માત્ર એકજ વર્ષ થયું હતું તોપણ એમના ન્યાયની પીછાન કરવા નામદાર મુંબાઇ સરકારને તથા

મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબને ઇચ્છા થઇ તેથી એમને આસીસ્ટન્ટ શેશનજડજ જેટલી પદ્વી આપવા ફરમાન થયું અને એ બાબત નિચે મુજબ નામદાર મુંબાઇ સરકારનો પત્ર મળ્યો.

**ઇંગ્રેજી ઉપરથી.**

**પોલીટીકલ ડીપાર્ટમેન્ટ.**

**મુંબઇ કેસલ.** તા. ૧૮ ડીસેમ્બર ૧૯૦૨.

**કટોસણના ઠાકોર તખ્તસિંહજી તરફ.**

મારા મિત્ર,

તમારી પદ્વીનાં કર્તવ્યોમાં તમારી એક સરખી પરાયણતા વિષે તેમજ તમારા સ્ટેટના ઉજ્વલ તથા બાહોશ રાજ્ય કારભાર વિષેના મહીકાંઠાના પોલીટીકલ એજન્ટના આનંદ આપનારા રિપોર્ટો ઉત્તર ભાગના કમીશ્નર દ્વારા મને મળ્યા છે અને તેથી મને ઘણો આનંદ થયો છે.

૨ મને લાગે છે કે આવા રિપોર્ટોની સરકારની કદર બતાવવા માટે ઉત્તમ રસ્તો તો એજ છે કે તમારા રાજ્યની અંદર સરકારની જે ઉપરી તરીકેની હકુમત છે તેનો અમલ યોગ્ય દરજ્જે પાછો ખેંચી લેવો. તેથી તમને જણાવવાને મને આનંદ થાય છે કે આ ખરીતો તમને પહોંચે તે તારીખથી જે ફોજદારી કેસોમાં સાત વર્ષ ઉપરાંતની સખત કેદના તથા રૂ ૧૦,૦૦૦ ના દંડની શિક્ષા થઇ શકે તે શિવાયના ફોજદારી કેસો તમારા તાલુકાના છે. તે એજન્સી કોર્ટો સાંભળશે નહિ તથા જે દિવાની દાવાઓ રૂ ૨૦,૦૦૦ ઉપરાંતના છે તે શિવાયના તેઓ સાંભળશે નહિ. ઉપર કહેલી હદોની અંદરના કેસો અંગત કદર તરીકે તમારા નિકાલ માટે સરકારની મરજીમાં આવે ત્યાંસુધી રહેવા દેવામાં આવશે.

તમારા સુખની દરેક ઇચ્છા સાથે હું છું.

તમારો દિલોજાન

( સહી ) **નોર્થકોટ.**

અમદાવાદ જીલ્લાના વીરમગામ તાલુકાના સુવાળા ગામે કટોસણ તાલુકાની દુમાલા જમીન છે. તે જમીન સંબંધે મુંબાઇ લેન્ડ રેવન્યુ કોડના આધારે ઠાકોરશ્રી તખ્તસિંહજીને નામદાર મુંબાઇ સરકારે સને ૧૯૦૫ માં કેટલીક સત્તા આપી છે એ બાબતમાં નામદાર સરકાર તરફથી નિચે પ્રમાણે હુકમ મળ્યો છે.

**ઇંગ્રેજી ઉપરથી.**

**મહીકાંઠા એજન્સીમાંના કટોસણના ઠાકોર તખ્તસિંહજી કરણસિંહજી.**

તમારા પર મુંબઇના ગવર્નર તથા કાઉન્સીલ મુંબઇના આકટ ૫ મા એટલે લેન્ડ રેવન્યુ કોડની રૂઇએ મળેલા અધિકારને અનુસરીને નિચેના અધિકાર ઇનાયત કરવાની મહેરબાની કરે છે.

(અ) જમીન મહેસુલ અથવા દાણુ તમારી જે લહેણી હોય તે ભરી દેવાના જામીન માગવાનો, અને જો જામીન ન આપે તો, તો કલમ ૧૪૧ થી ૧૪૩ પ્રમાણે જે પૂવોપાય લેવાને કલેકટરને અધિકાર છે તે લેવાનો અધિકાર.

(બ) ઉપર જણાવેલી જમીન મહેસુલ અથવા દાણ ભરવામાં જે કસુર કરે તેમની મિલકત જપ્ત કરવાનો અધિકાર.

આ અધિકાર આ અધિકારપત્રમાં બતાવેલા ગામમાં સદરહુ કોડમાં બતાવેલી વિધિ પ્રમાણે બજાવવાનો છે.

તમારા ઉપર એનાયત કરેલા અધિકારો જે ગામને લાગુ પડે છે તેની વિગત નિચે પ્રમાણે:-

**અમદાવાદ** જીલ્લામાં **વિરમગામ** તાલુકાનું **સુંવાળા.**

ઉપર જણાવેલા અને આપેલા અધિકારો ઉપર કહેલા ગવર્નર અને કાઉન્સીલની મરજી હશે ત્યાંસુધી તમને આપેલા છે એમ સમજવું તથા તેઓ પાછા લેઇ શકે એવી શરતે અપાયા છે.

બંદેગાન અલીજનાબ હઝરત.

રેવન્યુ ડીપાર્ટમેન્ટ.
**કિલ્લે મુંબાઇ.**
તા. ૪ અગસ્ટ ૧૯૯૫.

ગવર્નર અને કાઉન્સીલના હુકમથી
(સહી) × × ×
**સેક્રેટરી નિસબત સરકાર.**

---

કટોસણ તાલુકાનાં દુમાલા ગામ **અમદાવાદ** જીલ્લાના **વિરમગામ** તાલુકામાં આવેલાં છે તે ગામો **સુંવાળા** અને **સુજપુરા** માટે ઠાકોરશ્રી **તખ્તસિંહજીને** ઑનરરી માજીસ્ટ્રેટની સત્તા નામદાર **મુંબાઈ** સરકારે આપી એ બાબત **અમદાવાદ** જીલ્લાના કલેકટર સાહેબે લખાણ નં. ૨૨૩૮ થી ખબર આપી તેમાં નિચે મુજબ જણાવવામાં આવ્યું છે.

**ઇંગ્રેજી ઉપરથી.**

**હુકમ.**

નામદાર સરકારના જાહેરનામા નં. ૭૯૮૧ તા. ૧૧ જુલાઇ ૧૯૧૧ ના સંબંધમાં ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૨ (૧) અન્વયે **અમદાવાદના** ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ એવું ફરમાવવાની મહેરબાની કરે છે કે નિચે બતાવેલા ઑનરરી મેજીસ્ટ્રેટોએ તેમના નામની સામે બતાવેલા સ્થાનિક વિસ્તારમાં સદરહુ કોડ પ્રમાણેના પોતાના અધિકારો બજાવવા જોઇએ.

× × × × × × × × × ×

| | |
|---|---|
| કટોસણના ઠાકોર **તખ્તસિંગજી કરણસિંગજી.** | ૧ **સુજપુરા.** ૨ **સુંવાળા.** |

× × × × × × × × × ×

(સહી) **એચ. એમ. પેઇન્ટર.**
ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ.

નંબર એમ/૨૨૩૮ સન ૧૯૧૧.

ખરો ઇંતેખાફ રવાના સલામ સાથે જાણ થવા તથા અમલ થવા સારૂ કટોસણના ઠાકોર તરફ.

(સહી) **એચ. એલ. પેઇન્ટર.**
ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ.

ઇ. સ. ૧૯૧૧ માં નેક નામદાર શહેનશાહ બહાદુર પંચમ જોર્જનો કોરોનેશન દરબાર દિલ્હીમાં ભરવામાં આવ્યો તે વખતની ખુશાલીમાં આ તાલુકાને નેક નામદાર ઇન્ડિયા સરકારે કાયમપણે ત્રીજા વર્ગમાં મૂકયો અને તે બાબત મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબે ઠાકોરશ્રી તખ્તસિંહજીને નિચે મુજબ ખબર આપી.

**ઇંગ્રેજી ઉપરથી.**

નંબર ૭૫૭૧ સન ૧૯૧૧.
**મેજર જી. ડબલ્યુ. બી. મેરીવેધર.**
**પોલીટીકલ એજન્ટ મહીકાંઠા તરફથી.**
**કટોસણ ઠાકોર તરફ.**
**મહીકાંઠા પોલીટીકલ એજન્સી.**
**સાદરા.** તા. ૧૫ ડીસેમ્બર ૧૯૧૧.

સાહેબ,

તા. ૨૯ જુન ૧૯૧૦ ના તમારા પત્રના સંબંધમાં નામદાર સરકારના હુકમ અન્વયે ઘણા આનંદ સાથે તમને ખબર આપવાનું માન મળે છે કે કોરોનેશન વખતે નામદાર ઇન્ડિયા સરકારે મહીકાંઠા એજન્સીમાં આવેલા કટોસણ તાલુકાને તેની પ્રથમની પદ્દી ત્રીજા કલાસની હતી તેમાં તેને પાછું મૂકવાની મંજુરી આપવાની મહેરબાની કરી છે.

૨ નામદાર ઇન્ડિયા સરકારના ઉપર જણાવેલા હુકમો ચાલતા મહીનાની ૧૨ મી તારીખે સાદરા મુકામે કોરોનેશન દરબાર ભરવામાં આવેલો તે વખતે મેં પ્રસિદ્ધ કર્યા હતા.

૩ નામદાર સરકારે જે પ્રતિષ્ઠા તમને ઇનાયત કરી છે તેને માટે ખરા દીલથી હું તમને અભિનંદન આપું છું.

સાહેબ,
આપના નમ્ર સેવક થવાનું માન છે
જેને,
( સહી ) ડબલ્યુ. **મેરીવેધર,**
પોલીટીકલ એજન્ટ મહીકાંઠા.

---

ઠાકોરશ્રી તખ્તસિંહજીને નામદાર સરકારે જેમ જેમ એમની કદર પીછાની વખતોવખત જુદા જુદા પ્રકારની સત્તાઓ આપી તેમ તેમ એમણે ઘણાંજ બાહોશીભર્યાં ઉત્તમ કામો કર્યાં અને તે સાથે પોતાની પ્રજાની પણ ઉત્તમ પ્રકારે પ્રીતિ સંપાદન કરી, જેની નોંધ દરેક વખતે પોલીટીકલ એજન્ટ સાહેબો લેતા ગયા એનું પરિણામ એ આવ્યું કે એમને લખાણુની રૂઢીમાં જાહેર બાન દોસ્તાન ઠાકોર પછી શ્રી શબ્દ વધારી લખવા મંજુર કર્યું અને તેની ખબર પોલીટીકલ એજન્ટ સાહેબે એમને આપી તથા સર્વની જાણ માટે સરક્યુલર કર્યો. વળી એમના ઠરાવો ઉપરની અપીલો સાંભળવાનું બંધ કરવામાં આવ્યું અને તેની ખબર ઠાકોર શ્રી તખ્તસિંહજીને પોલીટીકલ એજન્ટ કર્નલ બીલ સાહેબ તરફથી આપવામાં આવી. વળી એજન્સી સરક્યુલર નંબર એ. ડી. એમ. ૪૫૦ થી મહીકાંઠા એજન્સીના તમામ અખત્યારવાળા સ્ટેટ અને તાલુકા કે જેમના ઠરાવ ઉપરની અપીલો એજ-

ન્સીમાં સાંભળવામાં આવતી હતી તે બંધ કરવામાં આવી, એથી પણ આ તાલુકાને સારો લાભ મળ્યો.

ઠાકોર શ્રી તખ્તસિંહજીની મહીકાંઠા એજન્સીની અંદર ન્યાયની પદ્ધતિ નિહાળી. એથી ખુશી થઇ નામદાર મુંબાઇ સરકારે એમને અમદાવાદ જીલ્લામાં આવેલાં એમનાં ગામો માટે ફોજદારી વિશેષ સત્તા આપી આનંદ પ્રદર્શિત કર્યો. જે હુકમો આ નિચે આપવામાં આવ્યા છે.

**સરકયુલર મુ. જા નં. ૨૦૫૫/૧૯૧૨-૧૩.**

નામદાર સરકારનો પોલિટિકલ ખાતાનો અંગ્રેજી પત્ર નં. ૮૫૧૪ તા. ૨૭-૧૧-૧૯૧૨નો મહેરબાન દોસ્તાન કટોસણ ઠાકોરને એજન્સી લખાણની રૂઢીમાં " મહેરબાન દોસ્તાન ઠાકોર શ્રી " એ પ્રમાણે લખવા મંજુર થયેલ છે, માટે આ સરકયુલરની એક એક નકલ મે. આસીસ્ટન્ટ સાહેબો આજમ થાણદારોને જાણવા તથા અમલ થવા તથા અખત્યારી સ્ટેટો તથા તાલુકાઓ તરફ જાણવા માટે મોકલાવવી. તા. ૩ માહે ડીસેમ્બર સને ૧૯૧૨. મુ. **રણાસણ.**

Sd/-N. S. COGHILL. MAJOR,
પોલિટિકલ એજન્ટ મહીકાંઠા.

મુ. જા. નં. ૨૧૦૧.

જાણવા સારૂ રવાના મે. દો. ઠાકોર શ્રી. તા. કટોસણ તરફ તા. ૫ યા કે ડીસેમ્બર સં. ૧૯૧૨ મુકામ **બાકરોલ.**

Sd/-N. S. COGHILL. MAJOR,
પોલિટિકલ એજન્ટ મહીકાંઠા.

---

**ઇંગ્રેજી ઉપરથી**

નંબર ૮૨૯૪ સન ૧૯૧૨.
**મહીકાંઠા પોલિટિકલ એજન્સી.**
**મુકામ બાકરોલ.** તા. ૪ ડીસેમ્બર ૧૯૧૨.

**યાદી:—**

કટોસણના ઠાકોરના પત્ર નં. ૬૦, તારીખ વગરનો, તેના સંબંધમાં ઠાકોરને જણાવવાનું કે કટોસણના ઠાકોરને " મહેરબાન દોસ્તાન ઠાકોર શ્રી " લખવાનું નામદાર સરકારે મંજુર કીધું છે.

આ ખબર પહોંચ્યાની તારીખનો રીપોર્ટ આ ઓફીસને કરશો.

(સહી) **એન. એસ. કોગહીલ. મેજર**
પોલીટીકલ એજન્ટ મહીકાંઠા.

---

**ઇંગ્રેજી ઉપરથી.**

નંબર એ. ડી. એમ. ૧૧૫.
**કટોસણના ઠાકોર તરફ**
**સાદરા.** તા. ૨૪ જુલાઈ ૧૯૧૯.

**યાદી:—**

(૧) તમને ખબર આપવામાં આવે છે કે ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ર૬૦ માં જણાવેલા ગુન્હાઓ અને (૨) સઘળા દિવાની મુકર્દમાઓ, જે તમે ચુકવ્યા હોય તેમના સંબંધમાં

મહીકાંઠાના પોલિટિકલ એજન્ટને અપીલ સાંભળવાના જે અધિકારો છે તેમજ ઉત્તર ભાગના કમિશ્નરને ફરી તપાસ પર લેવાના જે અધિકારો છે તે તમામ પાછા ખેંચી લેવાની મંજુરી આપવાની નામદાર સરકારે મહેરબાની કરી છે.

૨ આ હક્કો અંગતયાનના ચિન્હ તરીકે તમારી જીંદગી સુધીજ બક્ષવામાં આવેલા છે તેની નોંધ લેશો.

(સહી) ડબલ્યુ. બીલ. લેફ. કર્નલ.
પોલિટિકલ એજન્ટ મહીકાંઠા.

---

## ઈંગ્રેજી ઉપરથી.

નંબર એ. ડી. એમ. ૪૫૦.

**મહીકાંઠા પોલીટીકલ એજન્સી.**

**સરકયુલરઃ—** **સાદરા.** તા. ૧૬ નવેમ્બર ૧૯૨૬.

આ એજન્સીના ચીફ અને તાલુકદારોની જાણ માટે જાહેર કરવામાં આવે છે કે દિવાની તેમજ ફોજદારી કેસોમાં આ એજન્સીમાં આવેલાં સ્ટેટો તથા તાલુકાઓની કોર્ટોએ પસાર કરેલા ફેંસલા તથા હુકમો ઉપર અપીલ સાંભળવાના અધિકાર મહીકાંઠાના પોલિટિકલ એજન્ટને આપેલા છે તે પાછા ખેંચી લેવા સારૂ સમ્મત થવાની નામદાર સરકારે મહેરબાની કરી છે. હવે પછી સ્ટેટો તેમજ તાલુકાઓ પોતાને જે દિવાની તથા ફોજદારી અધિકારો છે તે પોલિટિકલ એજન્ટને ત્યાં રીતસર અપીલ ગયા સિવાય તેઓ બજાવશે. અને આવી બાબતમાં પોલિટિકલ એજન્ટની સત્તા તેના પોલિટિકલ હોદ્દાની રૂઇએ સામાન્ય દેખરેખ માટેનીજ રહેશે. પોલો તેમજ દાંતાની કોર્ટો જ્યારે દેહાંતદંડની શિક્ષા કરે ત્યારે તેને સારૂ પોલિટિકલ એજન્ટની બહાલી લેવી પડે છે તે બહાલી આપવાના પોલિટિકલ એજન્ટના અધિકારનો પણ આ પાછું ખેંચી લેવાના કાર્યમાં સમાસ થાય છે. હવે આવી બહાલી લેવાની જરૂર રહેશે નહિ.

૨. વિશેષમાં નામદાર સરકારે વળી એવો ઠરાવ કર્યો છે કે જે સ્ટેટો તથા તાલુકાના ઠાકોરોને દિવાની કેસોમાં રૂ. ૧૦૦૦૦ ની કીંમતના દાવા સાંભળવાનો અધિકાર છે તથા ફોજદારી મુકર્દમાઓમાં ત્રણ વર્ષની સખત કેદ તથા રૂ. ૫૦૦૦ દંડની શિક્ષા કરવાનો અધિકાર છે તેમનાં ન્યાયનાં દફતરો પોલિટિકલ એજન્ટે હવે પછી તપાસવાનાં નથી.

(સહી) એ. એસ. મીક. મેજર
પોલિટિકલ એજન્ટ મહીકાંઠા.

---

## ઈંગ્રેજી ઉપરથી.

**જાહેરનામું.**

**હોમ ડીપાર્ટમેન્ટ.**

**જંજીરે મુંબઇ.** તા. ૧૭ ડીસેમ્બર ૧૯૨૬.

**અમદાવાદ જીલ્લો.**

૧

નંબર પી. ૧૪ (એ) ૧–નીચે બતાવેલા પત્રકના કોષ્ટક ૨ માં નામ બતાવવામાં આવ્યાં

છે તે સદ્‌ગ્રહસ્થોને સન ૧૮૯૮ ના ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૨ ની રૂઇએ પોતાને મળેલા અધિકારો બજાવીને ગવર્નર અને કાઉન્સીલ ઑાનરરી મેજીસ્ટ્રેટો બીજો હુકમ થતા સુધી નીમવાની મહેરબાની કરે છે અને દરેક સદ્‌ગૃહસ્થને કોષ્ટક ૩ માં તેના નામ સામે જણાવેલા અધિકારો તથા કોષ્ટક ૪ માં જણાવેલા જીલ્લાની હદમાં આપવાની મહેરબાની તેઓ કરે છે.

પગારદાર મેજીસ્ટ્રેટો સિવાયના ઉપર જણાવેલા અથવા બીજા ગૃહસ્થોને સન ૧૮૯૮ના ક્રીમીનલ પ્રોસીજર કોડની કોઇપણ કલમ અન્વયે અગાઉના કોઇ જાહેરનામાથી અમદાવાદ જીલ્લામાં મેજીસ્ટ્રેટ તરીકે અપાયલા સઘળા અધિકારો, જે આ જાહેરનામાથી ચાલુ રાખવામાં આવ્યા નથી તે, સદરહુ કોડની કલમ ૪૧ (૧) અન્વયે પાછા ખેંચી લેવામાં આવે છે.

| જીલ્લાની અંદર અનુક્રમ નંબર | મેજીસ્ટ્રેટનું નામ તથા હોદ્દો. | કેટલે દરજ્જે મેજીસ્ટ્રેટ તરીકેના અધિકારો. | જે જીલ્લામાં મેજીસ્ટ્રેટ તરીકે અધિકાર બજાવવાના તેનુ નામ. |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| × × | × × | × × | × × |
| × × | × × | × × | × × |
| ૩ | તખ્તસિંગજી કરણસિંગજી મહીકાંઠામાં કટોસણના ઠાકોર | ફર્સ્ટ ક્લાસ તા. ૧૮૯૮ નો આક્ટ ૫ જે ૧૯૨૩ ના આક્ટ ૧૮ થી સુધર્યો છે તેની કલમ ૧૪૩ ૧૪૪, ૧૯૦ (૧) (અ. તથા બ.) પ્રમાણેના જાદે અધિકારો. | અમદાવાદ જીલ્લો. |

કટોસણ સંસ્થાનને ત્રીજા વર્ગમાં મૂકવામાં આવેલું અને તે પછી એમને આસીસ્ટન્ટ જડજની બરોબરીનો અખ્તાર આપવામાં આવ્યો ત્યારથી આ સંસ્થાનના તાબામાં ન્યાયાધિશની કોર્ટ નવીન ખોલવામાં આવેલી છે એથી કામકાજના સંબંધવાળાઓને કામની સારી સગવડ થયેલી છે.

વીરમગામ તાલુકાની અંદર આ સંસ્થાન તાબાના બીજાં ગામો આવેલાં છે. (૧) સુંવાળા વાર્ષિક ઉપજ રૂ. ૬૫૦૦ આવે છે અને તેની જમાંબંદી રૂ. ૯૪૫ બ્રિટિશ સરકારમાં ભરવામાં આવે છે. (૨) સુજપુરા ઉપજ રૂ. ૧૫૦૦ અને તેની જમાંબંદી રૂ. ૪૫૫ બ્રિટિશ સરકારમાં ભરવામાં આવે છે.

મહીકાંઠા એજન્સીમાં આ સંસ્થાનને મળેલા અધિકારો ઉપરાંત અમદાવાદ જીલ્લાના ઑાનરેરી મેજીસ્ટ્રેટ તરિકેનો અધિકાર છે.

આ સંસ્થાનને શ્રીમંત ગાયકવાડ સરકારના કડી પ્રાંતના મહાલોના ગામો ઉપરના ગિરાસ વિગેરેના રૂ. ૨૧૧-૧૦-૬ દર વરસે કડી મહાલ તીજોરીથી મળે છે.

# પેથાપુર સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા વાઘેલા જાતના રજપુત છે.

**સીમા**—આ તાલુકાની ચારે દિશાએ કડી પ્રાંતના કલોલ તથા દહેગામ પરગણાના ગામોની હદ લાગે છે. આ તાલુકાનો વિસ્તાર ૧૧ ચોરસ માઇલ જમીનનો છે તેમાં ત્રણ ગામ અને ૩૯૩૮ માણસની વસ્તી છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૩૫૦૦૦ ને સુમારે થાય છે તેમાંથી રૂ. ૮૫૩૮-૧૩-૦ × ગાયકવાડ સરકારને ઘાસદાણા બદલ ભરવામાં આવે છે. **જમીન તથા નિપજ**—આ તાલુકાની જમીન સપાટ છે તેમાં બાજરી, મઠ, મગ, તુવેર, કપાસ વગેરે અનાજ પાકે છે. **લોક તથા ભાષા**—વસ્તિ મુખ્યત્વે વાણીયા, બ્રાહ્મણ, રજપુત, પાટીદાર, ભાવસાર, ખત્રી અને કોળી લોકોની છે. **મુખ્ય ગામ-પેથાપુર** એમાં ઠાકોર સાહેબનો દરબાર ગઢ, ૫ર દેરડીનું જૈન દેરાસર, રામજી મંદીર, રાધાવલ્લભી મંદીર, સ્વામી નારાયણનું મંદીર, મહાદેવનાં દેવાલયો, ગુજરાતી નિશાળ, ઈંગ્રેજી નિશાળ કન્યાશાળા, લાયબ્રેરી, સબ પોષ્ટ ઑફીસ અને શ્રીમંતોનાં મકાનો ભપકાબંધ બાંધણીનાં જોયા લાયક છે. આ ગામે એક ડીસ્પેન્સરી તથા કેટલાંક ખાનગી દવાખાનાં છે. સાબરમતી નદીના પશ્ચિમ કિનારા પર આ ગામ આવેલું છે અને નદીના કિનારા પર ખાખચોકનું મંદીર તથા સુખડનાથ મહાદેવનું દેવાલય અને જગા પુરાતની હોઇ જોવા લાયક છે.

**ઇતિહાસ**—પાટણના રાજા કરણ વાઘેલાનું રાજ્ય મુસલમાનોએ જીતી લીધુ. તે સમયે એટલે સુલતાન અહમદશાહના વખતમાં વાઘેલા વંશમાં મહીપને જેતો અને વરસિંહ એ નામે બે કુંવર હતા. તેઓ બાદશાહ સામે બહારવટે નિકળ્યા હતા. એક વખત અમદાવાદમાં બાદશાહની બેગમો અને બીજી મુસલમાન સરદારોની સ્ત્રીઓ પાંચસ ગાડી અને બીજાં માણસો સાથે દર શુક્રવારે સરખેજ પાસે મુકરબે જતી હતી, તે મુજબ એક શુક્રવારે મકરબે ગયાં અને રીવાજ પ્રમાણે સાથેના માણસોને દૂર છેટે બેસાડેલાં. આ સમયનો લાભ લઈ મકરબામાં ગયેલી બેગમો વગેરેને જેતો અને વરસિંગ એમણે પોતાની સાથેના રજપુત સરદારોની મદદથી પકડી લીધી. બેગમોએ તેમને પુછ્યું કે તમે કોણ છો? જવાબમાં જણાવામાં આવ્યું કે જેતો અને વરસિંહ. અમારા બાપદાદાનો ગિરાસ બાદશાહે લઈ લીધો તેથી હવે અમોએ મરવાનો નિશ્ચય કર્યો છે. તમારી ગાડીઓ હવે અમે જવા દઇશું નહિ. આ ઉપરથી બેગમોએ ગિરાસ પાછો અપાવવા વચન આપ્યું.

બેગમોએ પોતાના ઉપર આવેલા સંકટની તથા જેતો અને વરસિંગે કરેલી મદદની બાદશાહને ખબર આપી. જે ઉપરથી બાદશાહે એમને પોતાની પાસે બોલાવી અંતઃકરણથી પોતાનો ઉમળકો બતાવ્યો અને એમને અપૂર્વ માન આપ્યું. આ તકનો લાભ લઇ બાદશાહનો પોતાના ઉપરના પ્યારનો વધારો થવા પોતાની બેન લાલા જે અતિ રૂપાળી હતી તેને બાદશાહ વેરે પરણાવી. આથી બાદશાહ ઘણોજ ખુશી થયો, અને તેમને કલોલનાં

× ગાયકવાડ સરકારના ઘાસદાણાની રકમ ઉપર બતાવેલા આંકડા પ્રમાણે મુકરર થયેલી છે; પરંતુ તાલુકાની સ્થિતિ અને ઉપજના પ્રમાણમાં ઘણો હોવાથી હાલ ઉપજના સેંકડે ૩૫ ટકાના હિસાબે ઘાસદાણાની રકમ લેવાય છે.



મહેરબાન ઠાકોરશ્રી ફતેસિંહજી સાહેબ
તાલુકા પેથાપુર–મહીકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

૨૫૦ ગામ અને **સાણંદ**નાં ૨૫૦ ગામ ગિરાસમાં આપ્યાં. × **જેતાજી**એ **કલોલ**નાં ૨૫૦ ગામ લીધાં અને **વરસિંહે** +**સાણંદ** તાબાનાં ૨૫૦ ગામ લીધાં.

કલોલની શાખાવાળા **જેતાજી**ના વંશમાં [૧]**આનંદદેવ** એ કલોલના રાજા હતા, એમના કુંવર **રાણકદેવ**ને **રૂપાલ**નો ગિરાસ હતો. એમના મરણ પછી એ ત્રણ પેઢીએ **સામંતસિંહજી** નામે રાજા થયા, એમના કુંવરો વચ્ચે **રૂપાલ** તાબાનાં ગામોની વહેંચણ થઇ; તેમાં **વજેકરણજી** પાટવી હોવાથી [૨]**રૂપાલ**ની ગાદીએ બેઠા. નાના કુંવર **સોમેશ્વર**ને પોતાના પિતાના ગિરાસમાંથી **કોલવડા** વગેરે ૧૪ ગામ આપ્યાં. **સોમેશ્વર**ના પૌત્ર **ચાંદાજી**ને **હિમળાજી** નામે કુંવર હતો. એ **હિમળાજી**ના મામા **પેથુજી**ના તાબામાં આ વખતે **સાબરમતી** નદીના કિનારા ઉપરનું [૩] **સોખડા** ગામ હતું. **હિમળાજી** કેટલાક લશ્કરી સાહિત્ય સાથે એક વખતે **સોખડે** ગયો અને પોતાના મામા **પેથુજી**ને મારી તેનું **સોખડા** ગામ લઇ લીધું. **પેથુજી**ની રાણી પોતાના સ્વામીની પાછળ સતી થઇ. તેણીના કહેવા પ્રમાણે **હિમળાજી**એ પોતાના મામાનું નામ કાયમ રાખવા માટે તેના નામ ઉપરથી **સોખડા** નામ ફેરવી તે ગામનું નામ **પેથાપુર** રાખ્યું. ઇ. સ. ૧૪૪૫.

**પેથાપુર** તાલુકો મેળવનાર **હિમળાજી** એ **જેતાજી**થી દશમી પેઢીએ હતા. એમના પછી **કિરતાજી** અને **દુદાજી** અનુક્રમે ગાદીએ બેઠા. છેલ્લા **દુદાજી**એ ઈડર ઉપર ચડાઇ કરી, તેમાં પોતાનાં ૭૦૦ માણસો સાથે તે માર્યા ગયા. એમને (૧) **વાઘજી**, (૨) **વરજાંગજી**, (૩)

× **જેતાજી**ના ફટાયા કુંવર **લુણકરણજી**ના વંશજો હાલ **રેવાકાંઠા** એજન્સિમાં **ભાદરવા** સ્ટેટની ગાદીએ રાજ્ય કરે છે. (ભારત રાજ્યમંડળનું પૃષ્ટ ૧૧૭ જુઓ)

+ **સાણંદ**ના વાઘેલા ઠાકોર **કોઠ**માં રહે છે, **સાણંદ** તથા **કોઠ** એ બંને ગામ હાલ **અમદાવાદ** જીલ્લામાં છે. **કોઠ** દરબારનો હાલ પણ **સાણંદ**માં વાંટો છે.

૧. **આનંદદેવ**ના પાટવી કુંવરના વંશમાં ઇ. સ. ૧૭૨૮ સુધી **કલોલ**નું રાજ્ય રહ્યું: પરન્તુ છેલ્લા રાજા **ભગવતસિંહજી**એ **કલોલ** ખોઇ અને પોતે **લીંબોદરે** જતા રહ્યા. તેમના વંશવાળા હાલ **લીંબોદરા**નો ભોગવટો કરે છે, અને આજ પણ પાટવીપણાનો દાવો રાખે છે. આ ગામ હાલ ગાયકવાડી કડી પ્રાંતમાં છે.

૨. **રૂપાલ**ના **વજેકરણજી**ના પાટવી કુંવર **ભીમજી**એ ઇડર સંસ્થાનમાં જઇ **પોસીના** અને **હુડાદ**ના પટા મેળવ્યા. તેમજ નાના કુંવર **વણોજી** **સાબરમતી** નદીના કિનારા ઉપરના **અલવા** ગામમાં જઇને રહ્યા. તેમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. આ ગામ હાલ ગાયકવાડી કડી પ્રાંતમાં છે.

૩. **સોખડા** નામ સુખડીઆ મહાદેવના નામ ઉપરથી પડયું. એના સંબંધમાં એવું કહેવાય છે કે **સોખડા** ગામ વસ્યું તેની સાથે તે ગામની ઇશાન કોણમાં **સાબરમતી** નદીના કિનારા ઉપર મહાદેવનું એક દેવળ બંધાવ્યું, અને તેમાં શિવલિંગ પધરાવ્યું. મહાદેવની પ્રતિષ્ઠા થયા પછી ત્યાં કોઇ પતવાળો રાજા આવી ચઢયો. તેણે મહાદેવનાં દર્શન કર્યાં અને નદીમાં સ્નાન કર્યું તેથી તે રાજાનું પત ગયું; અને તેનું શરીર સુખડ જેવું થયું. તે ઉપરથી મહાદેવનું નામ પ્રથમ જે સહનાથ મહાદેવ રાખેલું તે ફેરવી સુખડીઆ મહાદેવ રાખ્યું, અને તે ઉપરથી તે ગામનું નામ પણ સોખડા પાડયું. જેને હાલ પેથુજીના નામ ઉપરથી **પેથાપુર** કહે છે.

વેરીસાલજી અને (૪) રણમલજી એ નામે ચાર કુંવર હતા. એમાંના વાઘજી ગાદીએ બેઠા. એમને (૧) વિરમજી, (૨) વજેરાજજી, (૩) સરતાનજી અને (૪) ભુપતસિંહજી એ નામે ચાર કુંવર હતા. એમાંના વાઘજીના મરણ પછી પાટવી કુંવર વિરમજી ગાદીએ બેઠા. એમના વખતમાં મુસલમાનો સાથે વિગ્રહ થયો, તેમાં પેથાપુર તદ્દન ઉજડ થઇ ગયું; પરન્તુ વિરમજીના મરણ પછી પાટવી કુંવર જેચંદજી ગાદીએ બેઠા. એમણે મહમદબેગડા સાથે સલાહ કરી; ને તેની મદદવડે ગામ ફરીથી આબાદ કર્યું. એમના પછી સાર્દુલજી, રાયસિંહજી અને સુજાજી એ નામે અનુક્રમે ગાદીએ બેઠા. સુજાજીને (૧) પુંજાજી, (૨) બળભદ્રજી અને (૩) રામાજી એ નામે ત્રણ કુંવર હતા. એમાંના સુજાજીના મરણ પછી એટલે ઇ. સ. ૧૬૫૬ માં પુંજાજી પેથાપુરની ગાદીએ બેઠા. બળભદ્રને પેંડાડા અને રામાજીને બીજો ગિરાસ મળ્યો. પુંજાજી પછી રણછોડજી, સજાંણસિંહજી, હઠીસિંહજી, વખતસિંહજી, અદેસિંહજી, કિશોરસિંહજી, ફતેસિંહજી. પૃથીસિંહજી અને હિમતસિંહજી એ નામે અનુક્રમે ગાદીએ બેઠા. છેલ્લા ઠાકોર હિંમતસિંહજી ઘણાજ બુદ્ધિશાળી અને ચતુર હતા. એમના મરણ પછી કુંવર ગંભીરસિંહજી ગાદીએ બેઠા.

જ્યારે ઠાકોર હિંમતસિંહજી દેવલોક પામ્યા, ત્યારે કુંવર ગંભીરસિંહજી કિશોર વયના હતા, તેથી તેમને સાદરા તાલુકદારી સ્કૂલમાં અને પછી રાજકોટની રાજકુમાર કૉલેજમાં કેળવણી આપવામાં આવી. જ્યારે તેઓએ લાયક ઉમરના થઇ જોઇતી કેળવણી સંપાદન કરી કૉલેજ છોડી પેથાપુર આવ્યા, ત્યારે એટલે સને ૧૮૯૨ ના નવેમ્બર માસની ૨૧ મી તારીખે તેમને તખ્તનસીન કરવામાં આવ્યા. તેઓ કાઠિયાવાડ એજન્સિમાં આવેલા ચાસકા તાબે ચુડાના ભાયાત કસીભાઇની દીકરી બાઇ રાજબા સાથે પરણ્યા હતા. ઠાકોર ગંભીરસિંહજી ટુંક મુદત રાજ્ય ભોગવી સંવત ૧૯૫૧ ના આસો સુદી ૧૧ તા. ૨૯ મી સપ્ટેમ્બર સને ૧૮૯૫ ના રોજ સ્વર્ગવાશી થયા.

જ્યારે ઠાકોર ગંભીરસિંહજી સ્વર્ગવાશી થયા, ત્યારે તેમનાં ઠકરાણી બાઇ રાજબા પોતાના પિયર ચાસકા ગામે હતા. ત્યાં તેમને સંવત ૧૯૫૧ ના આસો સુદી ૧૫ એટલે સને ૧૮૯૫ ના અકટોબર માસની ૩ જી તારીખે એક કુંવરનો જન્મ થયો. તે ખબર મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ સાહેબને આપવામાં આવ્યાથી એમણે કુંવરના ખરાપણા માટે ઘટિત તપાસ કરાવી સરકારમાં લખી મોકલતાં નામદાર મુંબઇ સરકારે પોતાના ઠરાવ નંબર ૨૪૫ તા. ૧૦ મી જાન્યુઆરી સને ૧૮૯૬ ના આધારે તે કુંવરને પેથાપુરની ગાદી માટે મંજુર કરવામાં આવ્યા. એમનું નામ ફતેસિંહજી રાખવામાં આવ્યું.

કુમાર ફતેસિંગજી લાયક ઉમરના થયેથી એમને સાદરા સ્કોટ કૉલેજમાં કેળવણી લેવા દાખલ કરવામાં આવ્યા. જ્યાં તેમણે ગુજરાતી અને ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવ્યુ અને તે પછી પોલિટિકલ ઓફીસમાં રહી રાજ્યના કામોનો અનુભવ મેળવ્યો. જ્યારે તેઓ લાયક ઉમરના થયા ત્યારે એટલે સને ૧૯૧૮ ના નવેમ્બર મહીનાની પહેલી તારીખે તેમને પેથાપુરની ગાદીએ તખ્તનશીન કરવામાં આવ્યા.

એમનું લગ્ન ઝાલાવાડ પ્રાંતમાં આવેલા ભડકવા તાલુકાના ઠાકોરનાં કુંવરી વેરે થયું છે. એમને એક આસરે ૭ વર્ષની ઉમરના કુંવર છે.

આ તાલુકો મહીકાંઠા એજન્સીમાં બાંધેલા વર્ગ પ્રમાણે ચોથા વર્ગમાં છે તેથી ચોથા



મહેરબાન ઠાકોરશ્રી મહોબતસિંહજી સાહેબ
તાલુકા ઘોડાસર—મહીકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

વર્ગના તાલુકદારની સત્તા ભોગવે છે. આ ઉપરાંત વડોદરા રાજ્યના ૧૯ ગામે બાંહેધરી વાંટાની જમીન છે અને તે સંબંધે એમને સને ૧૮૯૭ ના નિયમ મુજબ પૂર્ણ મુલકી અધિકાર મળેલો છે. તેમજ ગિરાસ ખાતાના જાહેરનામા નંબર. ૨ સને ૧૯૧૧-૧૨ માં જણાવ્યા મુજબ વાંટાના ખેડુ ખેડુ વચ્ચેના કબજાના દાવા ચલાવવા કબજા ન્યાયાધિશીનો અધિકાર વડોદરા રાજ્ય વરિષ્ટ ન્યાયાધિશી તરફથી મળેલો છે.

ઠાકોરશ્રી ફતેસિંહજી વિદ્વાન તથા બુદ્ધિશાળી છે. એમની રૈયત ઉપર એમનો સંપૂર્ણ પ્રેમ છે તેથી રૈયત વફાદારીથી વર્તે છે. વળી છેલ્લા ત્રણ વર્ષથી ઇન્સાફી કામ જાતે કરે છે તેથી કોઇના ઉપર જુલમ અથવા કોઇ કેસને અન્યાય થવાનું કારણ મળતું નથી.

# ઘોડાસર સંસ્થાન.

આ સંસ્થાનના રાજ્યકર્તા ડાભી જાતના રજપૂત ગણાય છે. **સીમા**—આ તાલુકાની ઉત્તરે બાવીશી જીલ્લાનાં ગામ, દક્ષિણે અહેમદાવાદ તાલુકો, પૂર્વે અહેમદાવાદ અને કપડવણજ તાલુકો અને પશ્ચિમે કડી પ્રાંત તાબાનો દહેગામ તાલુકો આવેલો છે.

આ તાલુકાનો **વિસ્તાર**—૧૬ ચોરસ માઇલ જમીનનો છે, તેમાં પંદર ગામ અને ૫૨૧૮ માણસની વસ્તી છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૪૨૦૦૦ ને સુમારે થાય છે. તેમાંથી શીરપાવ કાપી કલદાર રૂ. ૨૫૭૭-૧૧-૧ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણાના તથા રૂ. ૪૮૮-૦-૮ બામણોલી ઉપરના ઉધડ આંકડાના ખેડા કલેકટર સાહેબ તરફ ભરવામાં આવે છે. **જમીન** તથા **નિપજ**—જમીન સપાટ છે. તેમાં બાજરી, જુવાર, બાવટો, કોદરા, ડાંગર, કપાસ, તલ અને તમામ જાતનાં કઠોળની નીપજ થાય છે. **મુખ્ય ગામ—ઘોડાસર.** એ તાલુકાની રાજ્યધાનીનું ગામ વાત્રક નદીના પશ્ચિમ કિનારાપર આવેલું છે. તેમાં ઠાકોર સાહેબને રહેવાના મહેલ સુંદર બાંધણીના નજરે પડે છે. ગામની અંદર ગુજરાતી નિશાળ, પ્રાઇવેટ ઇંગ્રેજી નિશાળ, કન્યાશાળા, દવાખાનુ, પોસ્ટ ઓફીસ, રામજી મંદિર, ગોસાઇજી મહારાજનુ મંદિર, ખોડિયાર માતાનુ મંદીર, મહાદેવનું દેવાલય અને શ્રીમંતોના ઘરોની રચના સારી જણાય છે. **રેલવે**-વડોદરા રેલવેના અહેમદાવાદ સ્ટેશનથી આ ગામ સાત માઇલના અંતરે છે. **હુળદરવાસ**—આ ગામ ઘોડાસરથી ઇશાન કોણમાં ચાર માઇલના અંતરે છે. આ ગામમાં ગુજરાતી નિશાળ, કન્યાશાળા, પોસ્ટ ઓફીસ, પ્રાઇવેટ ઈંગ્રેજી સ્કુલ, રામજી મંદીર, ગોસ્વામી મહારાજનું મંદીર, મહાદેવનું દેવાલય, ગૌશાળા, ધર્મશાળા અને શ્રીમંતોનાં મકાન ભપકાબંધ બાંધણીનાં જોવા લાયક છે. ગામની પૂર્વ બાજુએ વાત્રક નદીના પૂર્વ કિનારા પર ભૃગૃઋષિનું અને પશ્ચિમ કિનારાપર પરાસર ઋષિનું એ રીતે બે દેવાલય પુરાતની જોવા લાયક છે. ગામથી ઉત્તર બાજુએ બામણોલનો તુટી ગયેલો કિલ્લો છે તે કિલ્લાનો આગલા દરવાજાનો ભાગ હુરદરવાસની હદમાં છે. તે પુરાતની કામ ઘણુ જોવા લાયક છે. ઘોડાસરની હદમાં જાલમપુરા ગામે ઢેસકર માતાનો મોટો મેળો દરસાલ ભાદરવા સુદી ૧૩ ના રોજ તથા હુળદરવાસમાં ભૃગૃઋષિ અને પારાસર ઋષિનો દર સાલ જન-

માષ્ટમી તથા શીવરાત્રીએ મેળો ભરાય છે. ઘોડાસર તાબામાં ૧૫ ગામ હકુમતિ છે અને તે ઉપરાંત નિચે પ્રમાણે વાંટા છે.

| | ગામનું નામ. | તાલુકાનું નામ. | જમીન. |
|---|---|---|---|
| | | | એકર ગુઠા. |
| ૧ | **નવાગામ અને દોલતપુરા** | **અહેમદાવાદ** | ૧૧૮૬–૨૫ |
| ૨ | **કુણાવાંટો** | ,, | ૭૬૫–૨૮ |
| ૩ | **સસકા** | ,, | ૧૦૦–૩૧ |
| ૪ | **જીઝર** | ,, | ૮–૧૪ |
| ૫ | **સરસવણી** | ,, | ૪૦—૬ |
| ૬ | **મહીજડા** | **ધોળકા** | ૩૪—૬ |
| ૭ | **ચલીદરા** | ,, | ૦–૨૧ |
| ૮ | **ચવળજ** | દહેગામ | વી. ૨૫—૪ |
| ૯ | **રણોદરા** | દહેગામ | ૧૫—૧ બાંહેધરીવાળી જમીન. |

આ તાલુકાને સરકાર તીજોરીથી દર વરસે નિચે મુજબ ગિરાસની રકમ મળે છે. રૂ. ૧૬૬૧, ગિરાસના, રૂ. ૨૨૭૭ નાકાચીલાના અને રૂ. ૯ કોથળીસાંથના.

**ઈતિહાસ**—આ તાલુકાના ઇતિહાસ સંબંધી એમ કહેવાય છે કે **અયોધ્યાના** મહારાજા શ્રી **રામચંદ્રજીનાં** પત્નિ **સીતા** જ્યારે એમના પુન્ય ગુરૂ **વાલ્મિક** ઋષિ પાસે રહેતાં હતાં ત્યારે એક વખતે **સીતા** પોતાના કુંવર **લવને** ઘોડીઆમાં સુવાડી નદીપર પાણી ભરવા ગયાં. ત્યાં એક વાંદરી પોતાના બચ્ચાને છાતીએ દબાવી નદીમાં પાણી પીતી હતી. તે જોઇ **સીતાજીએ** તે વાંદરીને કહ્યું કે તું કેવી મુરખી છું. કે આ બાળ બચ્ચું કદી છાતીએથી છુટી નદીમાં પડી જશે તો તેનો પ્રાણ જતાં કેટલી વાર લાગશે? માટે જો ડહાપણ હોય તો તેને નીચે મૂકી પછી પાણી પી. આ સાંભળી વાંદરી બોલી. બ્હેન! હું તો મુરખી ને ગાંડી છું તેથી છાતીએ બચ્ચું વળગાડી પાણી પીઉં છું, પણ તું તારા બાળ કુંવરને ઘોડીઆમાં સુનું મૂકીને આવી છું તેને કોઇ જન જનાવર લઇ જશે તો તું શું કરશે? મારૂં બચ્ચું તો મારી છાતીએજ છે ને તે પડી જવાનું નથી. આ સાંભળી **સીતાજીએ** વિચાર કર્યો કે વાંદરીએ મને મહેણું માર્યું, પણ તે ખરૂં છે, માટે હવે કુંવર **લવને** કદી પણ વિલો ન મૂકવો. આવો વિચાર કરી બીજા બેડા વખતે **લવને** ઘોડીઆમાંથી કહાડી પોતાની કમ્મરે બેસાડી પાણી ભરવા આવ્યાં. આ વાતની **વાલ્મિક** ઋષિને ખબર નહિ હોવાથી થોડીવારે તેઓ **લવને** હિંચકો નાંખવા ગયા, પણ **લવને** ઘોડીઆમાં જોયો નહિ તેથી કોઇ જર તેને લઇ ગયું હશે અને **સીતા** આવેથી મને શ્રાપ દેશે એવો મનમાં વિચાર થવાથી કડાબની સળી લાવી ઘોડીઆમાં મૂકી મંત્ર ભણી એક અંજળી ભરીને પાણી છાંટયું, એટલે એક પુત્ર તેમાં પ્રગટ થયો અને પછી હિંચોળવા માંડયો.

થોડીવારે **સીતા** પાણી ભરીને આવ્યાં અને બેડું નીચે ઉતારી **લવને** ઘોડીઆમાં સૂવાડવા જાય છે તો તેમાં બીજો પુત્ર દીઠો; તેથી ઋષિને પૂછયું કે આ કોણ છે? ઋષિ કહે, તારો પુત્ર **લવ** છે, બીજું કોણ હોય? **સીતાજીએ** કહ્યું, તે તો મારી પાસે છે. પછી

ઋષિએ સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું અને કહ્યું કે હવે આ પુત્રને પણ તારે તારા પુત્ર સમાન ગણવો. તેનું નામ હું કૂશ રાખું છું. તેમજ તે ડાભમાંથી ઉત્પન્ન થયો, તેથી તે **ડાભીરજપૂત**ની જાતથી ઓળખાશે.

**રામચંદ્રજી**[1] પછી વડા કુંવર **લવે રાવિ** નદીના કિનારે પોતાના નામ પરથી **લાહોર** શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી અને **કૂશ** અયોધ્યાની ગાદીએ બેઠા. કૂશ પછી એ વંશમાં કેટલીએક પેઢીએ **ગંગરખ** થયા. તેમના પછી વીસમી પેઢીએ **બળદેવરખ** થયા, અને તેમના પછી કુંવર **ઇંદ્રિદમન** ગાદીએ બેઠા. એમણે **જગન્નાથ**નાં પ્રસિદ્ધ દેવળ બંધાવ્યાં. ઇંદ્રદમન પછી ૪૬ મા રાજાના બીજા કુંવર **કેમકુરૂએ** પોતાને સંતાન નહિ હોવાથી **હિમાલય** પર્વત ઉપર જઇ તપ કર્યું. ઘણાં વર્ષ સુધી તપ કર્યા છતાં દેવી પ્રસન્ન થયાં નહિ તેથી છેવટે તેઓ પોતાની જાતનું બળીદાન આપવા તત્પર થઇ પોતાની તલવાર વડે કમળ-પૂજા કરવા માંડી. એટલ દેવીએ પ્રસન્ન થઇ વરદાન માગવાનું જણાવ્યાથી એમણે પુત્ર માગ્યો. દેવીએ રાજાના શરીરમાંથી કમળપૂજા કરતાં લોહીનું ટીપું પડયું હતું તે ઉપર અમૃત છાંટયું, એટલે તેમાંથી દેવીના પ્રતાપે એક પુત્ર પ્રગટ થયો. એ પુત્ર આગળ જતાં **બિરસિંહ** નામે પ્રખ્યાત થયો. તેના વંશજો "બુંદ" એ શબ્દ ઉપરથી આજ પણ 'બુંદેલા" ને નામે ઓળખાય છે. તેમજ દેશનું નામ પણ તે ઉપરથી "બુંદેલખંડ" પડયું.

૬૦ મા રાજા **પ્રતાપરૂદ્ર** ગાદીએ આવ્યા. એમના વંશજ **વેગડજી** બુંદેલખંડમાં ગિરાસ વિનાના થવાથી વધૂ ગિરાસની આશાએ ગુજરાતમાં આવ્યા. આ વખતે ગુજરાતમાં **પાટણ**ની ગાદીએ સોલંકી વંશનો **સિદ્ધરાજ જયસિંહ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે મહાપ્રતાપી અને પુન્યશાળી હોવાથી એની પાસે કાંઇ આશ્રય મળશે એમ ધારી **વેગડજી** **સિદ્ધરાજ** પાસે આવ્યો. **સિદ્ધરાજ**ની સારી નોકરી બજાવ્યાથી એમને ૮૪ ગામ સાથે ડાંગરવા તાલુકો જાગીરમાં આપ્યો. તેથી તે કુટુંબ સાથે ડાંગરવે આવી ત્યાં રાજ્યગાદી કરીને રહ્યા.

વેગડજી પછી **નાગદેજી, કિંગોળજી, વજેસિંહજી, નાગજી, સારંગજી, વિરમજી, માંડણજી,** અને **મયાજી** એ નામે અનુક્રમે રાજાઓ થયા.

**મયાજી** ડાંગરવાની ગાદીએ હતા તે દરમિયાન એટલે ઇ. સ. ૧૪૧૦ થી ઇ. સ. ૧૪૪૧ સુધી **અમદાવાદ**ની ગાદીએ સુલતાન **અહમદ** ( પહેલો ) હતો, તેણે **મયાજી** પાસેથી ડાંગરવા તાલુકો લઇ લીધો. આથી **મયાજી** એક સાધારણ સ્થિતિમાં આવી પડયા; પરંતુ રાજ્ય જવાથી તેઓ બિલકુલ નહિ ડરતાં પોતાની જાત હોંશિયારીથી નવું રાજ્ય શોધવા નીકળ્યા. તેઓ **ડાંગરવે**થી નીકળી **સરખદ**× ગામમાં આવ્યા. પોતાના વડીલો દેવીના ઉપાશી હતા, તે પ્રમાણે એમણે દેવીની સ્તુતિ કરી. દેવીએ પ્રસન્ન થઇ સ્વપ્નામાં દર્શન આપી કહ્યું કે તું આગળ ચાલ અને જ્યાં મારો રથ અટકે ત્યાં તું મુકામ કરજે, ત્યાં તને નવું રાજ્ય મળશે. બીજા રોજ સવારે માતાજીનો રથ લઇ તેઓ **સરખદ**થી નીકળી **હુળદરવાસ** ગામ નજીક **વાત્રક** નદીને કિનારે **ભૃગુઋષિ** મહાદેવ આગળ આવતાં માતાજીનો રથ અટકયો તેથી એમણે ત્યાં મુકામ રાખ્યો અને ત્યાં મકાન બાંધીને રહ્યા.

---

૧ સૂર્યવંશી પહેલા રાજા **મનુ**ના દીકરા ઇક્ષ્વાકુની રાજ્યધાની **અયોધ્યા**માં હતી. તે કૂળમાં મોટા મોટા નામિચા રાજાઓ થયા. તેમાં સૌથી શ્રેષ્ઠ સત્તાવનમી પેઢીએ રાજા શ્રી **રામચંદ્રજી** થયા.

× આ ગામ હાલ ખેડા જીલ્લાના કપડવણજ તાલુકામાં છે.

આ વખતે **ભર**કુંડામાં **ભાંણુ** રાઠોડ નામે રાજા રાજ્ય કરતો હતો તે **અહમદશાહ** બાદશાહ સામે બહારવટે હતો તેથી તેને પકડવા શાહે ઢંઢેરો ફિરાવ્યો હતો; **મયાજી**ની ઉત્કંઠા **ભાંણુ** રાઠોડને પકડવાની થઇ તેથી તેને પકડવાના ઉપાયો શોધતા હતા. એ વાત **ભાંણુ** રાઠોડના જાણવામાં આવ્યાથી **મયાજી**ને મારી નાંખવાનો **ભાંણુ** રાઠોડે વિચાર કર્યો. પોતાની મુરાદ બર લાવવા એણે **મયાજી**ને પોતાને ત્યાં જમવા નોંતર્યા; પરંતુ આ વાતમાં દગો છે એમ **મયાજી**ને જણાયાથી એમણે તુરત **ભાંણુ** રાઠોડને પકડયો અને તેનો ૧૨૫ ગામનો તાલુકો લઇ લીધો, એટલુંજ નહિ પણ **ભાંણુ** રાઠોડને પકડી **અહમદશાહ** પાસે **અમદાવાદ** લઇ ગયા. બાદશાહે ખુશી થઇ **ભાંણુ** રાઠોડને મારી **ભર**કુંડાનું રાજ્ય **મયાજી** સ્વાધીન કર્યું. ( ઇ. સ. ૧૪૩૮ ) સંવત ૧૪૯૪ ના ભાદરવા વદી ૮.

આ જીત મેળવ્યા પછી તેઓ મોટી **અડ**બોલી ગામે આવ્યા અને ત્યાંના **માનસિંહ** બારૈયાને મારી મોટી **અડબોલી મયાજી**એ લઇ લીધું.

**મયાજી**ના મરણ પછી એમના કુંવર **રામસિંહજી** ગાદીએ બેઠા. એમને બે ભાઇ હતા તેથી રાજ્યની વહેંચણ થતાં એકને **છીં**પીઆલ વગેરે ૯ ગામ અને બીજાને **સત**રૂંડા વગેરે ૧૨ ગામ જીવકમાં આવ્યાં. **રામ**સિંહજીના મરણ પછી **હરખાજી, કરસનજી, સુંદરજી, પ્રાથરાજજી, ચંદ્રભાણજી, અજબસિંહજી, પૃથિરાજજી ( બીજા )**, અને **દાદાસાહેબ** એ રીતે અનુક્રમે રાજાઓ થયા. એમાંના **સુંદરજી**એ **ભર**કુંડેથી ગાદી ઉઠાવી **મયાજી**એ **પ્રથમ** જ્યાં મકાન બાંધી **ભૃગુઋષિ** મહાદેવ આગળ મુકામ કર્યો હતો ત્યાં **સુંદ**રપુરા ગામ આબાદ કરી પોતાની રાજ્યધાની કરી રહ્યા. પરંતુ એ ગામ આગળ જતાં ઉજડ થવાથી **ઘોડાસર**માં ગાદી લાવ્યા. એમના વખતમાં નવિન ગિરાસ અને ઘણા ગામે વાંટા બંધાયા. ધોળકાના **મલાવ** તળાવને કિનારે જેટલી ધોબીને ધોવાની શિલાઓ હતી તે દરેક શિલા દીઠ રૂ. ૧-૦-૦ મુજબ કર, તેમજ **ચવળજ, રણોદરા, કુણા, રાસકા ઝીંઝર, મહીજડા, અલીંદ્રા હાથનોલી** અને **સરસવણી** ગામે વાંટા મેળવ્યા. **નવાગામ** અને **દોલત**પુરા એ બે ગામ આખાં કબજે લીધાં. એટલુંજ નહિ પણ ઘણાં ગામો ઉપર પોતાનો ગિરાસ હક્ક ચાલુ કર્યો. જે ગીરાસની રકમ પ્રથમ દરસાલ તે ગામે જઇ વસુલ કરવામાં આવતી; પરંતુ ઇ. સ. ૧૮૧૮ માં ગુજરાતનો પેશ્વાનો ભાગ ઇંગ્રેજ સરકારને મળ્યો તેથી ઇંગ્રેજ સરકારને નવો મળેલો મુલક **મહીકાંઠા**ના મેવાશી મુલકની લગોલગ આવ્યો; તે કારણથી સુલેહ જાળવવા તથા મુલકના બંદોબસ્ત માટે સરકારે એક જવાબદાર થવાની અગત્ય જણાઇ. ગાયકવાડ સરકાર તે પ્રમાણે કરવા અશકિતવાન હોવાથી ૩ જી એપ્રિલ સને ૧૮૨૦ ના રોજ થયેલા કરારની રૂઇએ **મહીકાંઠા**નો વહિવટ ઇંગ્રેજ સરકારને સ્વાધિન કર્યો. આથી બંદોબસ્ત રાખવા અને કરારની શરતો અમલમાં લાવવા માટે ઇ. સ. ૧૮૨૧ માં એક પોલિટિકલ એજન્ટની નિમણોક થઇ. તે વખતથી ગિરાસની રકમ બારોબાર વસુલ કરવાનું બંધ કરી બ્રિટિશ ટ્રેઝરીમાંથી આપવા હુકમ કર્યો, તે અદ્યાપિ પર્યંત મળે છે.

ઠાકોર **દાદાસાહેબ**ના મરણ પછી એમના પાટવી કુંવર **જાલમસિંહજી** ગાદીએ બેઠા. એમના વખતમાં રાજ્યની સ્થિતિ સારા પાયાપર આવી. એમણે પોતાના નામપરથી **જાલમ**-

× આ મકાનના પાયા અદ્યાપિ મોજુદ છે તે જગ્યા જુની મેડીઓને નામે ઓળખાય છે.

પુરા ગામ વસાવ્યું. એમને જસબા નામે એક કુંવરી હતાં. તેને વડોદરાના મહારાજા ફતેસિંહરાવ વેરે પરણાવ્યાં હતાં; પરંતુ મહારાજા ફતેસિંહરાવ તુરત એટલે ઇ. સ. ૧૭૮૯ ના ડિસેમ્બર માસની ૨૧ મી તારીખે હવેલીના માળની સીડીએથી ઉતરતાં પડી જવાથી મરણ પામ્યા તેથી બાઇ જસબા વિધવા થયાં. એમને કાંઇ સંતાન ન્હોતું.

ઇ. સ. ૧૮૧૧-૧૨ માં લેફ્ટેનેન્ટ કર્નલ એલેન્ટાઇન બચા જમાદારની સામે મહીકાંઠાની ખંડણીનો બંદોબસ્ત કરવા આવ્યા ત્યારે આ તાલુકા તરફથી પ્રથમના દર વર્ષમાં ભરવામાં આવેલી ખંડણીની સરેરાશ કાઢી રૂ. ૩૫૦૧ બાબાસાઇ નક્કી કર્યા, જેમાંથી રૂ. ૧૫૦ શિરપાવના પાછા આપવાનો ઠરાવ થયો.

ઠાકાર જાલમસિંહજીના વખતમાં ઘોડાસર તાલુકાને મહીકાંઠામાંથી બદલીને ખેડા જીલ્લા નીચે મૂકયો. તે પછી ખેડા જીલ્લાના પૂર્વ વિભાગના મેજીસ્ટ્રેટ કેપટન રોબર્ટસન સાહેબે ઈ. સ. ૧૮૧૯ ના મે માસની ૨૨ મી તારીખે ઠાકાર ઉપર એક કાગળ લખ્યો છે. તેમાં લખ્યું છે કે “ તમે ફોજદારી કામ વંશપરંપરાથી કરતા આવ્યા છો, તે પ્રમાણે કરે જજો. ” આ ઉપરથી જણાય છે કે ફોજદારી અખતિયાર તેઓ લાંબી મુદ્દતથી ભોગવે છે.

જાલમસિંહજીના મરણ પછી દલપતસિંહજી અને અજબસિંહજી અનુક્રમે ગાદીએ બેઠા. ઠાકાર અજબસિંહજીએ પોતાનો તાલુકો ખેડા જીલ્લેથી કહાડી મહીકાંઠા નીચે મૂકવાને હદ ઉપરાંત પ્રયાસ કર્યા હતા, તેમજ મહીકાંઠાના સમગ્ર રાજાઓએ ઘોડાસરને ખેડા નીચેથી કહાડી મહીકાંઠા નીચે મૂકવાને ઇ. સ. ૧૮૪૫ ના ફેબ્રુઆરી માસની ૨૮ મી તારીખે નામદાર મુંબાઇ સરકારને એક લંબાણ અરજી કરી હતી.

ઠાકાર અજબસિંહજીએ પોતાના નામપરથી અજબપુરા નામનાં બે ગામ નવીન વસાવ્યા હતાં. એમને (૧) રતનસિંહજી, (૨) ચંદ્રસિંહજી, (૩) સરદારસિંહજી અને (૪) ગુલાબસિંહજી એ નામે ચાર કુંવર, તથા (૧) સુરજબા, (૨) બાઇજીબા અને (૩) અમૃતબા એ નામે ત્રણ કુંવરીઓ હતી. એમાંનાં સુરજબાને કાઠિયાવાડમાં આવેલા માળિયા સંસ્થાનના જાડેજા રજપુત ઠાકાર મુળુજી સતાજી વેરે તથા બાઇજીબાને ગાજણાના ગોહેલ રજપુત ઠાકાર હિંમતસિંહજી વેરે અને અમૃતબાને દેવગઢ બારૈયાના ચૌહાણ રજપુત રાજા વેરે.

કર્નલ વૉકર સાહેબે કાઠીયાવાડ એજન્સીનો મુલકગીરી બંદોબસ્ત કર્યા તે પછી એટલે સને ૧૯૦૭ પછી પહેલો બંદોબસ્ત સને ૧૯૦૮ માં ઘોડાસર ના ઠાકાર અજબસિંગજી સાથે થયો હતો. એમણે કાઠીયાવાડના ધોરણે જામીનખતમાં પહેલી સહી કરી હતી. જેથી જ્યારે મહીકાંઠાનો બંદોબસ્ત ૧૯૧૧-૧૨ માં કર્નલ એલેન્ટાઇન સાહેબે કર્યો ત્યારે મહીકાંઠાનાં જામીનખતમાં ઘોડાસર ઠાકારની સૌથી પહેલી સહી થયેલી ગણવામાં આવી હતી.

પેશ્વા પાસેથી અમદાવાદનો પહેલો ઇજારો પૂરો થયો. ત્યારે ગાયકવાડ સરકારે પેશ્વાને મોકલવા સને ૧૮૦૨ માં કાઠીઆવાડ અને મહીકાંઠાની વહેંચણી સંબંધીની યાદ ત્યાર કરેલી તેમાં ઘોડાસરને ગાયકવાડના ભાગમાં મૂકી એને મહીકાંઠામાં ગણેલું અને સને ૧૮૦૨ માં જામીનખત લેવાએલાં એટલું છતાં આગળ જતાં ઘોડાસરને ખેડા જીલ્લા પેટાનું ગણવામાં આવ્યું અને ખેડા જીલ્લાના કલેક્ટર સાહેબની દેખરેખમાં રહ્યું. દરમિઆન ઇ. સ. ૧૮૫૦ એટલે સંવત. ૧૯૦૬ ના ફાગણ સુદી ૧૨ ને શનિવારના રોજ અજબસિંહજીના બીજા કુંવર ચંદ્રસિંહજીનું ખૂન થયું. તે ખૂનનો આરોપ તેમના ભાઇઓ અને રાજ્યનાં બીજાં

માણસો ઉપર આવવાથી તેનો તપાસ ચાલતાં કેટલાકને જન્મપર્યંત કાળાપાણીની સજા થઇ. ચંદ્રસિંહજીનાં વિધવા ઠકરાણી સુળબા જેઓ ચંદ્રસિંહજીના મરણ વખતે સગર્ભા હતાં એમણે સંવત ૧૯૦૬ ના શ્રાવણ સુદી ૧૫ ના રોજ એક કુંવર ને જન્મ આપ્યો. એમનું નામ સુરજમલજી પાડયું. ત્યારપછી ઇ. સ. ૧૮૫૫ ઉર્ફે સંવત ૧૯૧૧ ના ફાગણ સુદી ૭ ના રોજ ઠાકોર અજબસિંહજી મરણ પામ્યા એમના પછી સુરજમલજી ગાદીએ બેઠા.

ઠાકોર અજબસિંહજીના મરણ વખતે કુંવર સુરજમલજી સગીર વયના હોવાથી તાલુકો ખેડા જીલ્લાના કલેકટર સાહેબે જપ્તીમાં લીધો અને સુરજમલજીને કેળવણી આપવાની શરૂઆત થઇ. જપ્તી દરમીઆન તાલુકાના સર્વે ગામોની સરવે કરાવવામાં આવી અને એક બાજુ આ તાલુકો ખેડા જીલ્લામાં રહેવો જોઇએ કે મહીકાંઠામાં મૂકવો જોઇએ એ સવાલ નામદાર મુંબઇ સરકારમાં ચર્ચાઇ રહ્યો હતો એવામાં ઠાકોર સુરજમલજીએ પોતાનો તાલુકો ખેડાજીલ્લા નીચેથી મહીકાંઠા એજન્સી નીચે મૂકવા સરકારને અરજ કરી. જે અરજ વખતસરની હોઇ નામદાર મુંબઇ સરકારે પોતાના રેવન્યુ ખાતાના ઠરાવ નંબર ૪૩૪૬ તા. ૧૧ મી ડીસેમ્બર સને ૧૮૬૮ થી ઘોડાસર તાલુકાને હમેશના માટે મહીકાંઠામાં મૂકયો. અને તેથી તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૬૮ થી ઘોડાસર તાલુકાને મહીકાંઠા સાથે સંબંધ જોડાયો.

ઘોડાસર તાલુકો મહીકાંઠા એજન્સીના વહિવટમાં આવ્યા પછી ઠાકોર સુરજમલજીને તાલુકાની સુપરત કરવામાં આવી. તેઓ ઘણાજ બુદ્ધિશાળી અને વિદ્વાન હતા. એમના વખતમાં ઘોડાસર અને હુળદરવાસમાં નિશાળો સ્થાપી છે. ઠાકોર સુરજમલજીને (૧) દાદા સાહેબ તથા (૨) રતનસિંહજી એ નામે બે કુંવર અને (૧) ગજરાબા, (૨) રૂપાળીબા અને (૩) મોતીબા એ નામે ત્રણ કુંવરીઓ હતી. એમાંનાં ગજરાબાને ઠાકોર સુરજમલજીએ સેરખીના પરમાર રજપુત ઠાકોર કેશરીસિંહજી સાથે પરણાવ્યાં હતાં. ઠાકોર સુરજમલજી ૧૪ વર્ષ રાજ્ય કરી સને ૧૮૮૩ના જાન્યુઆરી માસની ૫ મી તારીખના રોજ મરણ પામ્યા. એમના પછી નેક નામદાર ઇન્ડિયા સરકારના ઠરાવ નંબર ૪૮૩ તા. ૨૪–૨–૧૮૮૩ ના આધારે નામદાર મુંબાઇ સરકારના ઠરાવ નંબર ૧૧૨૩ તા. ૬ માર્ચ સને ૧૮૮૩ ના આધારે એમના પાટવી કુંવર દાદાસાહેબ ગાદીએ બેઠા.

ઠાકોરશ્રી સુરજમલજીના મરણ વખતે ઠાકોર દાદાસાહેબ કિશોર વયના હતા, તેથી તાલુકો એજન્સી મેનેજમેન્ટમાં લેવામાં આવ્યો અને એમને રાજકોટ રાજકુમાર કૉલેજમાં વધુ કેળવણી માટે દાખલ કરવામાં આવ્યા. દાદાસાહેબનો જન્મ તા. ૧૩–૧૧–૧૮૬૮ ના રોજ થયો હતો. આ વખતે એમની ઉમ્મર ૧૫ વર્ષની હતી તેથી ટુંક મુદત રાજકુમાર કોલેજમાં કેળવણી લઇ ૧૮૮૬ થી મહીકાંઠાના આસીસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ સાહેબ સાથે રહી વહિવટી કામની માહેતી લીધી અને સને ૧૮૮૯ ના જાન્યુઆરી માસની ૨૪ મી તારીખના રોજ એમને ઘોડાસરના ઠાકોર તરીકે તખ્તનશીન કરવામાં આવ્યા.

ઇ. સ. ૧૮૯૦ માં ઠાકોર દાદાસાહેબે એમનાં બેન રૂપાળીબાને ભરૂચ જીલ્લામાં આવેલા સારોદ સંસ્થાનના ગોહેલ રજપુત ઠાકોરશ્રી ગણપતસિંહજીના પાટવી કુંવર ભગવાનસિંહજી વેરે ઘોડાસર જાન તેડી હાથે વાળે પરણાવ્યાં હતાં.

મહીકાંઠાના તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ હુન્ટર સાહેબે સને ૧૮૯૨ માં ઘોડાસર તાલુકાને ફરીથી ખેડા જીલ્લામાં ટ્રાન્સફર કરવા સરકારમાં દરખાસ્ત કરી; પરંતુ તે



મહેરબાન ઠાકોરશ્રી પૃથ્વીસિંહજી સાહેબ
તાલુકા સુદાસણા મહીકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

દરખાસ્ત નામંજુર થઇ. ઠાકોર દાદાસાહેબે એમનાં બીજાં બેન મોતીબાને તા. ૧૫ મી જુલાઇ ૧૯૦૧ ના રોજ કાઠીયાવાડ એજન્સીમાં આવેલા પાલીતાણાના ઠાકોરશ્રીના ભાયાત જાળીયાના ઠાકોર ભાવસીંગજી વેરે ઘોડાસર જાન તેડી હાથે વાળે પરણાવ્યાં હતાં.

ઠાકોર દાદાસાહેબ ૨૩ વર્ષ રાજ્ય કરી સને ૧૯૧૨ ના મે માસની ૧૪ મી તારીખે દેવલોક પામ્યા. એમને કુંવર નહિ હોવાથી એમના પછી એમના ભાઇ રતનસિંહજીના કુંવર મહોબતસિંગજી નામદાર મુંબાઈ સરકારનો તા. ૨૭–૭–૧૯૧૨ ના હુકમથી ગાદીએ બેઠા. તેઓ ઘોડાસરના હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોરશ્રી દાદાસાહેબના મરણ વખતે કુંવર મહોબતસિંગજી કિશોર વયના હતા તેથી તાલુકો એજન્સી મેનેજમેન્ટમાં લેવામાં આવ્યો અને કુંવર મહોબતસિંગજીને કેળવણી લેવા સાદરા સ્કોટ કોલેજમાં દાખલ કરવામાં આવ્યા; જ્યાં એમણે ઉત્તમ પ્રકારની કેળવણી લીધી એટલુંજ નહિ પણ એજન્સી ઓફીસર સાહેબોની સારી પ્રીતી સંપાદન કરી. જ્યારે તેઓ લાયક ઉમ્મરના થયા ત્યારે એટલે તા. ૧૭ મી જાન્યુઆરી સને ૧૯૨૫ ના રોજ મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ મેજર મીક સાહેબે ઘોડાસર પધારી ભવ્ય દરબાર ભરી એમને તખ્તનશિન કર્યા.

ઠાકોરશ્રી મહોબતસિંજીનો જન્મ તા. ૩–૧૧–૧૯૦૪ ના રોજ થયો હતો. એમનું લગ્ન ખેડા જીલ્લાના આણંદ તાલુકામાં આવેલા અહીમાના ઠાકોર સાહેબનાં કુંવરી વેરે થયું છે.

ઘોડાસર તાલુકો મહીકાંઠા એજન્સીના બાંધેલા વર્ગ પ્રમાણે ચોથા ક્લાસમાં છે અને તેથી એક વર્ષની સજા કરવાનો રૂ. ૫૦૦) સુધી દંડ કરવાનો અને રૂ. ૨૫૦૦ સુધીના દાવા સાંભળી ઇન્સાફ કરવાની સત્તા હતી અને તે ઠરાવ ઉપર પોલિટિકલ એજન્ટ સાહેબની કોર્ટમાં અપીલ થઇ શકિત હતી; પરંતુ હાલમાં નામદાર સરકાર તરફથી નવીન સ્કીમ મંજુર થઇ, તેમાં ઉપરના અધિકાર પરત્વે ચલાવેલાં કામોના ઠરાવો ઉપર અપીલ ચાલી શકશે નહિ એમ ઠર્યું છે. વળી ચોથા ક્લાસના તાલુકદારોને એજન્સીથી પ્રથમ આજમ શબ્દ વાપરી લખવામાં આવતું હતું તેના બદલે એજન્સીથી મહેરબાન શબ્દ વાપરી લખવા ઠર્યું છે; એટલુંજ નહિ પણ ઠાકોર શબ્દની પાછળ શ્રી શબ્દ લખવા સરકારથી મંજુર થયું છે.

જીલ્લાની હદમાં કેટલાક ગામે આ તાલુકાના વાંટાની સનદીયા જમીન છે. તે પૈકી નવા ગામ, શીહુજ અને કુણા વાંટા માટે મુંબાઇના લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૮ ના આધારે નામદાર મુંબાઇ સરકારે અધિકાર આપેલો છે, તેમજ ચવડાજ અને રણોદરા વાંટાની જમીન બ્રિટિશ બાંહેધરીમાં ચાલે છે.

# સુદાસણા સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા દાંતાના રાજ્યથી ઉતરી આવેલા પરમાર જાતના રજપુત છે.

**સીમા**—એની ઉત્તર તથા પશ્ચિમે દાંતાનું રાજ્ય છે, તથા પૂર્વ અને દક્ષિણે કડી પ્રાંતના ખેરાળુ તાલુકાની ગદ લાગેલી છે.

આ તાલુકાનો વિસ્તાર ૩૨ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં ૨૨ ગામ અને ૫૯૦૭ માણસની વસ્તિ છે. **વાર્ષિક પેદાશ**–રૂ. ૩૦૦૦૦ ને સુમારે થાય છે. તેમાથી રૂ. ૧૦૧૩–૧–૧ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણાના, રૂ. ૩૬૧–૪–૨ ઈડર મહારાજાને ખીચડી હક્કના અને રૂ. ૬૧–૦–૦ કેંચોળ ભરવામાં આવે છે. જમીન ડુંગરવાળી છે અને તેમાં બાજરી, જવ, ઘઉં, તલ, ચણા વિગેરે પાકે છે. વસ્તિ મુખ્યત્વે કરીને વાણીયા, બ્રાહ્મણ, રજપુત અને કોળી વગેરેની છે. **મુખ્ય ગામ**—સુદાસણા. એમાં દરબારી મહેલ, ગુજરાતી નિશાળ, જૈન દેરાસર વિગેરે કેટલીક નામાંકિત જગાઓ છે,

**ઇતિહાસ**—દાંતાના મહારાણા પુંજાજીને માનસિંહ અને અમરસિંહ નામે બે કુંવર હતા. એમાંના માનસિંહને ગજસિંહજી અને જસવાજી નામે બે કુંવર થયા. ગજસિંહજી દાંતાની ગાદીએ હતા ત્યારે જસવાજીને રાણપુર ગામ જીવકમાં આપ્યું હતું. આ સમયે સુદાસણા માનસિંહના ભાઇ અમરસિંહના કબજે હતું એટલુંજ નહિ પણ જસવાજીનું રાણપુર પણ પોતાને તાબે કરવા ઇચ્છતો હતો. પોતાની મુરાદ બર લાવવા એણે રાણાજી ઉપર ચઢાઇ કરી અને ત્યાંનાં ઢોર ઘણીવાર વાળી લાવતો. એક વખત ભેંસો વાળી ત્યારે જસવાજીએ કહ્યું કે મારે દુધ ખાવાની ભેંસ હતી તે તો તમારે લેવી જોઇતી ન્હોતી ત્યારે અમરસિંહે જવાબ આપ્યો કે રાણપુરમાં પાડા ઘણા છે માટે ઉપયોગમાં લેજો. આ ઉપરથી જસવાજીએ દાંતે આવી રાણાજીને આ વાત કરી અને પૂર્ણ દીલગીરી બતાવી. રાણાજીએ ગઢીઆ અને મહેવાસીઓને ઉશ્કેરી અમરસિંહ સામે મોકલ્યા. તે ઉપરથી તે લોકોએ સુદાસણાનાં ઢોર પકડયાં. તે ઉપરથી અમરસિંહે તેની પૂઠ પકડી અને ભેંસો પાછી વાળી; પરંતુ એક માણસનો બળદ આવેલો નહિ હોવાથી તેણે અમરસિંહને મેણુ માર્યું, તેથી અમરસિંહ ફરીથી મહેવાસીઓની પાછળ ગયો; પરંતુ બળદ ભડકીને નાઠો તેથી અમરસિંહને વિચાર થયો કે ભડકેલો બળદ મૂકીને જઇશ તો લૂટારૂ લઇ જશે અને મારા માથે મેંણુ રહેશે તેથી તેણે બળદને બંલમ મારી જીવથી મારી નાખ્યો.

અમરસિંહ એક વખત પોતાના મિત્ર ચીત્રાસણીના ઠાકોરને મળવા ગયેલો તે વખત તેની સાથે એક મીર હતો. અમરસિંહે મીરને કહ્યું કે બહારવટીઆ લોકોનો ત્રાસ છે અને તું મારી સાથે નભી શકીશ નહિ માટે પાછો જા, મીરે માન્યુ નહિ. જ્યારે રાધનપુરના બાબીના ઘોડા ફેરો કરવા આવેલા તેમની સાથે મોજે પલખડી ગામ આગળ અમરસિંહને ભેટો થયો તે વખતે મીર બુમ પાડવા લાગ્યો, તેની મદદે અમરસિંહ આવ્યો ત્યાં તેની છાતીમાં ગોળી વાગવાથી મરણ પામ્યો.

અમરસિંહના કુંવર હડીયાજીના મરણ પછી તેનો કુંવર ખુમાનસિંહ માત્ર ૧૮ મહીનાનો હતો તેથી જસવાજીએ સંવત ૧૯૨૦ માં સુદાસણા પોતાના કબજે કરી લીધું. હડીયાજીની ઠકરાણીએ આ હકીકત રાણાજીને જાહેર કરી ત્યારે તેને મોજે અડરણ આપ્યું. ત્યાં તેનો વંશજ આજે પણ છે.

જસવાજીને સુદાસણા મળ્યું તે પછી તેમને સરદારસિંહ, ધનરાજજી, અજબાજી, નાથુજી અને જોહાજી એ નામે પાંચ કુંવર થયા. એમાંના પાટવી સરદારસિંહ સુદાસણાની ગાદીએ બેઠા. અજબાજી તથા ધનરાજજીને દાંતાના રાણાજીએ મોજે એલાણા ગામ આપ્યું. નાથુજી તથા જોરાજીને જસવાજીનું વસાવેલું જસપર મળ્યું. જ્યારે સરદારસિંહ ગાદીએ

બેઠા ત્યારે રાણા ગજસિંહજીની વૃદ્ધ ઉમર થયેલી; પરંતુ એમને કુંવર થયેલો નહિ હોવાથી રાણાજીએ સરદારસિંહને ખોળે લીધો તે પછી રાણા ગજસિંહને પૃથ્વીરાજ નામે કુંવર થયો. ગજસિંહના મરણ પછી સરદારસિંહે દાંતાની ગાદીના વારસા માટે દાવો કર્યો. એ બદલ તેને વસઇ, ડાવેલ, ડાલીસણા અને બીજાં કેટલાંક ગામ આપીને સમાધાન કર્યું.

સરદારસિંહને ઉમેદસિંહ, ચંદ્રસિંહ, વખતસિંહ, સરતાનસિંહ અને પ્રતાપસિંહ એ નામે પાંચ કુંવર હતા. જ્યારે સરદારસિંહે ટીંબા ઉપર ચઢાઇ કરી ત્યાંનાં ઢોર વાળ્યાં તથા બાન પકડયાં, ત્યારે ટીંબાથી મદદ આવી અને લઢાઈ થઇ, તેમાં કુંવર ઉમેદસિંહ કામ આવ્યો. સરદારસિંહના કુંવર સરતાનસિંહજીને ×ડાલીસણા ગામ જીવારકમાં મળ્યું હતું. સરદારસિંહના મરણ પછી તેનો પૌત્ર અમરસિંહ ગાદીએ બેઠો. એના વખતમાં ગાયકવાડી ફોજ ખંડણી ઉઘરાવવા આવેલી તેને અમરસિંહે નસાડી. તેમાં ફોજનાં કેટલાંક માણસો મરાયાં હતાં. અમરસિંહ પછી ફતેસિંહ તથા મહોબતસિંહ અનુક્રમે ગાદીએ આવ્યા. એના વખતમાં એટલે સંવત ૧૮૬૦ ઇ. સ. ૧૮૦૪ માં ગાયકવાડની ફોજ લઇ હાકાજી આવ્યો. તેની સાથે લડાઇ થતાં ગાયકવાડી ફોજનાં ૬૦ માણસ મરાયાં અને એમનો વિજય થયો.

મહોબતસિંહને હરિસિંહ, રતનસિંહ, પરબતસિંહ અને મોકમસિંહ એ નામે ચાર કુંવર હતા. હરિસિંહ ચાર વરસ રતનસિંહે બે વરસ ગાદી ભોગવી અને તે મરણ પામતાં તેનો દિકરો ભુપતસિંહ ગાદીએ બેઠો. તે પણ એક વરસ જીવી મરણ પામ્યો તેથી મહોબતસિંહજીના ત્રીજા કુંવર પરબતસિંગજી ગાદીએ બેઠા. તેઓ ઇ. સ. ૧૮૮૫ ના જાન્યુઆરી માસની ૩૧ મી તારીખે મરણ પામ્યા તેથી એમના કુંવર તખ્તસિંહજી ગાદીએ બેઠા. તેઓ પંદર વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૯૦૦ ના માર્ચ માસની ૯ મી તારીખે દેવલોક પામ્યા. એમના પછી પાટવી કુંવર પૃથીસિંહજી સરકારી ઠરાવ નંબર ૫૪૭૩ તા. ૧૯-૭-૧૯૦૦ ના આધારે ગાદીએ બેઠા. તેઓ સુદાસણાના હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોર શ્રી તખ્તસિંહજીના મરણ સમયે કુવર પૃથીસિંહજી કીશોર વયના હતા તેથી તાલુકો એજન્સી મેનેજમેન્ટમાં લેવામાં આવ્યો અને કુવર પૃથીસિંહજી સાદરા સ્કૉટ કૉલેજ માં કેળવણી લેતા હતા ત્યાં તે કેળવણી એમણે પુરી કરી અને તે પછી એજન્સી ઓફીસરો સાથે રહી રાજ્ય વહીવટ અને હકુમતની ઉત્તમ જ્ઞાન મેળવ્યું. તેઓ ભણવામાં ચાલાક અને બોલવામાં છટા ભરેલું ભાષણ કરતા હતા તેથી એજન્સી ઓફીસરોનો એમના પ્રત્યે ઘણો પ્રેમ હતો. ઇ. સ. ૧૯૦૨ ના સ્કૉટ કૉલેજના ઇનામના મેળાવડા વખતે પોલીટીકલ એજન્ટની હાજરીમાં મેવાડના નામાંકિત અને કલંકરહિત મહારાણા પ્રતાપનો પાઠ લઇ પ્રતાપ રાણા તરિકેનું વિદ્વતા ભરેલું બોધદાયી ઉત્તમ ભાષણ આપ્યું હતું. જે સાંભળી પોલીટીકલ એજન્ટ સાહેબ અને એમનો સ્ટાફ તથા સમસ્ત કુમાર વર્ગને ઘણોજ હર્ષ થઇ એકે અવાજે તાળીયોના ગડગડાત કરી મૂકયા હતા.

કુમાર પૃથીસિંહજી લાયક ઉંમરના થવાથી નામદાર મુંબાઈ સરકારના ઠરાવ નં. ૧૫૨૦ તા. ૨૩-૨-૧૯૦૬ ના આધારે તા. ૧૫-૩-૧૯૦૬ ના રોજ એમને સુદાસણાની ગાદીએ

× ડાલીસણા ઠાકોરને સુદાસણાના ભાયાત તરીકે મંજુર કરી એમને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટની તથા દિવાનીમાં રૂ ૨૫૦ સુધીના દાવા સાંભળવાની સત્તા સુદાસણાના ઠાકોર સાહેબે આપી છે. એજન્સી સરકયુલર નં. ૧૭૫૦ તા. ૩-૭-૧૮૯૦.

તખ્તનશીન કરવામાં આવ્યા. ગાદીએ આવ્યા પછી એમણે રાજ્યમાં ઘણાજ સુધારા કર્યા. ઇ. સ. ૧૯૧૨ માં પ્રાગંદા સંબંધીના ધારા કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યા, અને તેની કોપી એજન્સીમાં મોકલવામાં આવી. આથી સુદાસણા તાલુકાની રૈયતને ઘણોજ ફાયદો અને સંતોષ થયો. આ હકીકત પોલીટીકલ ઓફીસરોના ધ્યાન ઉપર લાવવામાં આવી, તે ઉપરથી એમને સંતોષ થતાં નામદાર સરકારને પત્ર લખી સુદાસણાની આબાદી અને ઠાકોર સાહેબના કિંમતી રાજ્ય વહીવટની ખબર આપી. જે ઉપરથી નામદાર સરકારે આપેલી મંજુરીના આધારે પોલી. એજન્ટે પોતાના સરક્યુલર નંબર ૨૫૫૬ તા. ૧૫-૧૨-૧૯૧૧ ના આધારે એમને પાંચમા કલાસમાંથી એકદમ ત્રીજા કલાસના તાલુકદારની સત્તા આપી એટલુંજ નહિ પણ થોડા દિવસે એમને ચોથા કલાસના તાલુકદાર તરીકે ગણી કલાસ ચઢાવવામાં આવ્યા. જેના માટે નામદાર મુંબાઈ સરકારના હુકમથી એજન્સીથી જાહેરાત નંબર એ. ડી. એમ. ૧૫૭ તા. ૨૧-૧૧-૧૯૧૯ ની નીકળી હતી.

ઠાકોર શ્રી પ્રથીસિંહજીનો રાજ્ય વહીવટ મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબોએ પ્રસંસનિય ગણ્યો છે. સને ૧૯૨૬ની કેળવણી ખાતાના એજન્ટની મિટિંગ વખતે મહીકાંઠાના હાલના વિદ્વાન પોલીટીકલ એજન્ટ મેજર એ. એસ. મીક સાહેબે મહીકાંઠાના તાલુકદારોને સંભળાવેલા કિંમતી શબ્દો+ જોઇએ તો તેમાં પણ ઠાકોરશ્રીનાં વખાણ કરી એમની માફક વર્તવા સર્વને ભલામણ કરેલી છે. જ્યારે હાલના ઠાકોરશ્રીએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી ત્યારે તાલુકાની ઉપજ વાર્ષિક આશરે ૯ થી ૧૦ હજાર આવતી હતી, તેના બદલે હાલ રૂ. ૩૦,૦૦૦ ઉપરાંત ઉપજ આવે છે, એટલું છતાં ઠાકોર સાહેબ વિરૂદ્ધ રૈયતની કોઇપણ પ્રકારની ફરિયાદ એજન્સીમાં નથી એમ પોલીટીકલ એજન્ટ સાહેબ પણ ખુશીથી કબુલ કરે છે.

ઠાકોરશ્રી પ્રથીસિંહજીને નહારસિંહજી નામે એક ભાઇ છે તેઓ રાજ્યના કામે ઠાકોર સાહેબની ઘણી સારી મદદ કરે છે. ઠાકોરશ્રી પ્રથીસિંહજીને કુંવર છે અને તે કેળવણી લે છે.

# સાઠંબા તાલુકો.

આ તાલુકો મહીકાંઠા એજન્સીમાં આવેલા વાત્રક કાંઠો એ વિભાગમાં આવેલો છે. **સીમા**—એની ઉત્તર, દક્ષિણ, અને પશ્ચિમે અમદાવાદ જીલ્લાના મોડાસા તાલુકાની હદ તથા પૂર્વે વાડાશિનોર રાજ્યની હદ આવેલી છે. આ તાલુકાનો **વિસ્તાર**—૧૮ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં ૨૨ ગામ અને ૩૫૪૯ માણસની વસ્તિ છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૪૫૦૦૦ ને સુમારે આવે છે. તેમાંથી રૂ. ૨૮૯-૩-૮ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણાના; રૂ. ૫૬૧-૦-૦ વાડાશિનોર અને રૂ. ૧૨૭-૦-૦ લુણાવાડા સંસ્થાનને મળી રૂ. ૯૭૭-૩-૮ દર વર્ષે ભરવામાં આવે છે. **જમીન તથા નિપજ**—આ તાલુકાની જમીન સપાટ છે. તેમાં બાજરી, જુવાર, કોદરા, તલ; ડાંગર અને બીજું કઠોળ પાકે છે. **લોક તથા ભાષા**—વસ્તિ મુખ્યત્વે કરીને

+ આ પુસ્તકના પાને ૪૪૬ ઉપર છાપેલા છે.



મહેરબાન ઠાકોરશ્રી રતનસિંહજી સાહેબ.
તાલુકા સાઠંબા–મહીકાંઠા

Lakshmi Art, Bombay, 8.

વાણિયા, બ્રાહ્મણ, પાટીદાર અને ઠાકરડાની છે. **મુખ્ય ગામ—સાઠ**ંબા. એ તાલુકાની રાજધાનીનું ગામ છે. એમાં ઠાકોર સાહેબનો મહેલ, રામજી મંદીર, મહાદેવનાં દેવાલય, જૈન દેરાસર, મુસલમાન મસજીદ, ગુજરાતી નિશાળ, મોસ ગર્લ સ્કુલ, લાયબ્રેરી, ધર્મશાળા, બ્રાંચ પોસ્ટ ઓફીસ અને ગામની ભાગોળે એક જુની વાવ છે. તેના જીર્ણ લેખ ઉપરથી જણાય છે કે એ વાવ સંવત ૧૧૫૧ ના મહા સુદી ૨ ના રોજ બંધાવેલી છે. **રેલવે—**ગુજરાત રેલવેના કપડવણજ સ્ટેશનથી આ ગામ ૧૮ માઇલના અંતરે છે.

**ઇતિહાસ**—આ તાલુકાના ઇતિહાસ સંબંધી એમ કહેવાય છે કે કેસર મકવાણાના કુંવર **હ**રપાળને ૧૨ કુવર હતા, તેમાંના (૧) **સોઢો** (૨) **માંગુ** અને (૩) **શેખરો** એ નામે ત્રણ **શક્તિ**દેવીના પેટના હતા. **સોઢો પાટડી**ની ગાદીએ (હાલ **ધ્રાંગધ્રા**) બેઠા. **શેખ**રાને **સચાણા** તથા **ચોરવડોદરા**નો ગિરાસ મળ્યો અને **માંગુ**ને **જાંબુ**નો ગિરાસ મળ્યો. તેના વંશજ હાલ **લીં**બડીના ઠાકોર સાહેબ છે.

**માંગુ**જીને (૧) **મ**ધુપાળ ઉર્ફે **મુ**ંજપાળ અને (૨) **પ્રથિવતજી** એ નામે બે કુંવર હતા. તેમાંના **મ**ધુપાળ **લીં**બડીની ગાદીએ બેઠા અને પ્રથિવતજી પછી સોળમા રાજા **વણવિરજી**ને ઇ. સ. ૧૨૯૭ માં **દિલ્હી**ના શહેનશાહ **અલાઉદ્દીન** ખીલજીએ **પાટડી**માંથી હાંકી કાઢયાથી તેઓ **ચાંપાનેર**ના તે વખતના રાજા **જ**યસિંહ ઉર્ફે **પતાઇ** રાઓળની નોકરીમાં રહ્યા. **પતાઈ** રાઓળની સારી નોકરી બજાવ્યાના બદલામાં એમને **બારી**યાની જાગીર આપી હતી.

**મ**હમદ બેગડાએ **ચાંપાનેર**નું રાજ્ય ઇ. સ. ૧૪૮૯ માં **પતાઇ** રાઓળને મારી લઇ લીધું. તે વખત **સાઠ**ંબામાં રાઓળ રજપુત બે ટુકા જાતના રાજ્ય કરતા હતા. તેમની પાસેથી **સાઠ**ંબાના કસ્બાતી મુસલમાનોએ જોરજુલમથી **સાઠ**ંબાનું રાજ્ય લઇ લીધું. આ મુસલમાનોમાં આગેવાન **મુલીમીયાં મ**હમદખાં તથા **અ**હમદખાં નામના માણુમો હતા. આ વખત **સાઠ**ંબા ગામમાં વેપાર પુર દોરદમામથી ચાલતો હતો. ગામમાં ૬૦ ચોરા હતા અને વસ્તિનો વિશેષ ભાગ નાગર અને ખડાયતા વાણિયાનો હતો. **સાઠ**ંબામાં મુસલમાનોનો અમલ જામ્યા પછી તેઓ રૈયત ઉપર એટલો બધો જુલમ ગુજારવા લાગ્યા કે રૈયતની ઇજત આબરૂ જાળવવાને સમર્થ રાજ્યની મદદની જરૂર પડી. પોતાના ઉપર આવી પડેલુ અનહદ સંકટ ટાળવા રૈયતના આગેવાનો **મ**હમદશાહ બાદશાહ પાસે ગયા. જૂલમી મુસલમાનોને સીધે રસ્તે રાજ્ય કારવાની સૂચના આપવા અને ન માને તો પકડી લાવવા બાદશાહે પોતાના અમીરોને મોકલ્યા; પરંતુ મુસલમાનોના અનહદ બળ આગળ એમનું કાંઇ ચાલી શકયું નહિ, અને તેઓ પાછા આવ્યા. બાદશાહ વિચારમાં પડયો અને જે કોઇ **સાઠ**ંબાના મુસલમાનોને જીતે તેમને ત્યાંનું રાજ્ય બક્ષિસ આપવાનું વચન આપ્યું; પરંતુ કોઇની હિંમત ચાલી નહિ. દરમિયાન **વણ**વિરજીના વંશજ **ચુડાજી**એ બાદશાહી હુકમ માથે ચઢાવ્યો. બાદશાહની રજા લઇ તેઓ **સાઠ**ંબે આવ્યા અને મુસલમાનોને હરાવી **સાઠ**ંબા કબજે લઇ **મ**હંમદશાહ પાસે હાજર થયા; તેથી બાદશાહે એમને **સાઠ**ંબા પરગણું બક્ષિસ આપ્યું તેથી **ચુડાજી સાઠ**ંબાની ગાદીએ બેઠા. ઇ. સ. ૧૪૯૦.

**ચુડાજી** શિકારના શોખી હતા. તેથી એક દિવસ શિકાર માટે લાંબી મુસાફરીએ નિકળ્યા. **સવરાજપુર** જે કે હાલ **ગાધરા** તાબામાં છે ત્યાં પહોંચતાં પાણીની તૃષા લાગવાથી **સવરાજપુર**ના મુખી **શવર મીરાજી**ને ઘેર જઇ પાણી પીધું. પાણી પીધા પછી

માલુમ પડયું કે તે ઘર રજપૂતનું નથી પણ બારૈયા જાતના ઠાકરડાનું છે. **ચુડાજીના** મનને ઘણો ખેદ થયો અને આખરે તેઓના વંશજોને કન્યા આપવા લેવાનો વહિવટ કોળીઓમાં ચાલતો થયો. એમના પછી આઠમી પેઢીએ **સરદારસિંહજી** ગાદીએ બેઠા. એમના વખતમાં **વાડાશિનોર** તથા **સાઠંબા** સાથેના કેટલાક હક્ક સંબંધી દાવાનો નિર્ણય થયો. તેમાં **સાઠંબા** તાલુકો વાડાશિનોર રાજ્યને દર વર્ષે રૂ. ૫૬૧-૦-૦ બાબાસાઇ આપે એવો ઠરાવ થયો. આ ઠરાવ મુજબ ચાલવા **સાઠંબા** અને વાડાશિનોરની સામસામી કબુલતો થઇ હતી. આ કબુલતોમાં તા. ૧૮-૮-૪૬ ના રોજ **સરદારસિંહજીએ** અને તા. ૩૧-૧-૫૩ ના રોજ **વાડાશિનોરની** સઇ થઈ હતી.

ઠાકોર **સરદારસિંહજી** સંવત ૧૯૨૩ માં મરણ પામ્યા. એમના પછી એમના કુંવર **અજબસિંહજી** ગાદીએ બેઠા. એમનો જન્મ સંવત ૧૯૦૦ માં થયો હતો. તેઓ ઇ. સ. ૧૮૯૦ ના ફેબ્રુઆરી માસની ૨૨ મી તારીખે દેવલોક પામ્યા. એમના પછી કુંવર **વજેસિંગજી** સંવત ૧૯૪૬ ના વૈશાખ વદ ૭ તા. ૩-૫-૧૮૯૦ ના રોજ ગાદીએ બેઠા. તેઓ બુદ્ધિશાળી અને હિંમતવાન હતા. એમણે એજન્સી ઓફીસર સાહેબોની પ્રીતિ સારી મેળવી હતી. સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે ગરીબોને રાંધેલું અનાજ તથા ખેડુતોને તગાવી આપી ઉદાર મદદ કરી હતી. તેઓ તા. ૨૨ મી અકટોબર સને ૧૯૧૮ રોજ દેવલોક પામ્યા. એમના પછી કુંવર **રતનસિંગજી** ગાદીએ બેઠા. તેઓ હાલના ઠાકોર સાહેબ છે. એમનો જન્મ તા. ૧૧-૫-૧૯૦૦ ના રોજ થયો હતો. ઠાકોર શ્રી **વજેસિંગજી** દેવલોક પામ્યા પછી નામદાર મુંબાઇ સરકારના પોલિટિકલ ડીપાર્ટમેન્ટના ઠરાવ નંબર ૧૩૧૬ તા. ૨૪-૨-૧૯૧૯ ના આધારે તા. ૧૪-૫-૧૯૧૯ ના રોજ **મહીકાંઠા** એજન્સીના સદર સ્ટેશન **સાદરામાં** પોલિટિકલ એજન્ટ કર્નલ **બીલ** સાહેબે વિદ્વતા ભર્યું ભાષણ કરી ઠાકોર શ્રી **રતનસિંહજીને** **સાઠંબા** તાલુકાની ગાદીનો રાજ્યાભિષેક કર્યો હતો.

ઠાકોર શ્રી **રતનસિંગજીને સુરસિંહજી** નામે એક કુંવર છે. એમનો જન્મ તા. ૨૬ સપ્ટેમ્બર સને ૧૯૨૦ ના રોજ થયો છે. ઠાકોરશ્રી **રતનસિંગજીએ સાદરા** સ્કોટ કોલેજમાં ઉત્તમ કેળવણી લીધેલી છે. એમણે **સાઠંબામાં** રૂ. ૪૦૦૦ ના ખર્ચથી કન્યાશાળાનું સરસ મકાન બંધાવ્યું છે અને **મહીકાંઠાના** માજી માનવંતા પોલિટિકલ એજન્ટ મહેરબાન કર્નલ **મોસ** સાહેબના માનાર્થે એ કન્યાશાળાનું નામ " મોસ, ગર્લસ્કુલ " રાખવામાં આવ્યું છે. આ તાલુકાના **અડીપુરા** ગામે પણ એક ગુજરાતી નિશાળ ખોલવામાં આવી છે.

**સાઠંબા** તાલુકો પ્રથમ **મહીકાંઠા** એજન્સીમાં બંધાયેલા વર્ગ પ્રમાણે ૫ મા વર્ગમાં હતો; પરંતુ ઠાકોર શ્રી **રતનસિંગજી** એ લીધેલી ઉત્તમ કેળવણીના પ્રતાપે તાલુકાનો રાજ્ય વહીવટ સારો જોઇ નામદાર સરકારે આ તાલુકાને ૪ વર્ગમાં મૂકયો છે, તેથી ઠાકોર શ્રી રતનસિંગજી ચોથા કલાસના રૂલિંગ ચીફની સત્તા ભોગવે છે.



મહેરબાન ઠાકોરશ્રી બાપુસિંહજી સાહેબ
તાલુકા વાસણા–મહીકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

# વાસણા.

અહીંના રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ જાતના રજપુત છે. **સીમા**—ઉત્તરે **મહીકાંઠા** એજન્સીનું હેડક્વાટર **સાદરા** કેમ્પ, જે **વાસણા** તાલુકાની હદમાં છે અને તેની આગળ તથા દક્ષિણ તથા પૂર્વે **દહેગામ** તાલુકાનાં ગામ અને પશ્ચિમે **સાબરમતી** નદીના સામા કિનારે કલોલ તાલુકાનાં ગામો આવેલાં છે.

આ તાલુકાનો **વિસ્તાર**—દશ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં ૬ ગામ અને ૩૭૮૨ માણસની **વસ્તિ** છે. **વાર્ષિક પેદાશ**-રૂ. ૨૭૦૦૦ ને સુમારે થાય છે તેમાંથી રૂ. ૩૦૪૩-૦-૫ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણા બદલ ભરવામાં આવે છે. **જમીન તથા નિપજ**—આ તાલુકાની જમીનનો ભાગ સપાટ છે. તેમાં બાજરી, જુવાર, મગ, મઠ, અને બીજું કઠોળ નિપજે છે. **લોક** તથા **ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને **વાસણા** અને **સાદરા**માં વાણિયા, બ્રાહ્મણ, રજપુત, ભાવસાર વગેરેની અને બીજાં ગામોમાં કોળી-ઓની છે, અને તેઓ ગુજરાતી બોલી બોલે છે. **મુખ્ય ગામ**-(૧) **વાસણા**. એ આ તાલુકાની રાજ્યધાનીનું ગામ છે. તેમાં ઠાકોર સાહેબને રહેવાનો મહેલ સુંદર બાંધણીનો જોવામાં આવે છે. ગામની અંદર એક ગુજરાતી નિશાળ છે અને તેની સાથે એક બ્રાન્ચ પોષ્ટ ઓફિસ છે. ગામની પૂર્વ બાજુએ ખાકચોકનાં બે મંદીર છે. આ ગામ **સાબરમતી** નદીના પૂર્વ કિનારાપર આવેલું છે. (૨) **સાદરા**. એ ગામ **વાસણા**ના ઠાકોર સાહેબના તાબામાં છે. તેની અંદર રાધાવલ્લભી મંદીર, મહાદેવનું દેવળ અને નદીના કિનારા ઉપર જક્ષણી માતાનું પ્રસિદ્ધ ધામ છે. જક્ષણી માતાનું દેવળ પ્રથમ નાનું હતું; પરંતુ **મર્હુમ** ઑનરેબલ રા. બા. **રણછોડલાલ છોટાલાલ** સી. આઇ. ઇ. એ ઇ. સ. ૧૮૯૪ માં પોતાના ખર્ચથી આ તાલુકાની મદદ લઇને સુંદર બાંધણીથી બંધાવ્યું છે તે જોવાલાયક છે. અહીં દર સાલ ભાદરવા માસના બીજા રવિવારે મેળો ભરાય છે. તેમાં લગભગ દશ હજાર ઉપરાંત માણસનો જમાવ થાય છે. આ ગામની ઉત્તર બાજુએ બાદશાહી વખતનો જુનો અને મજબૂત એક કિલ્લો **સાબરમતી** નદીના કિનારા ઉપર છે. જ્યારે ઇ. સ. ૧૮૧૧-૧૨માં **મહીકાંઠા**ની ખંડણીના બંદોબસ્ત માટે **લેફટેનેન્ટ કર્નલ બેલેન્ટાઇન સાદરા**માં આવ્યા, ત્યારે તેમણે તે કિલ્લામાં પોતાને રહેવા માટે એક ભભકાબંધ બંગલો બંધાવ્યો હતો અને **વાસણા**-ના ઠાકોર સાહેબ પાસેથી જમીન લઇ તેમાં એક બજાર બંધાવ્યો, તથા લશ્કરને રાખવા મકાનો વગેરેની ગોઠવણ કરી; જે આગળ જતાં **સાદરા**ની છાવણીને નામે ઓળખાવા લાગી. હાલ તે જગ્યાએ એક બજાર છે તેમાં પોલિટિકલ એજન્ટ સાહેબનો બંગલો, સીવીલ હોસ્પીતાલ, ફીમેલ હોસ્પીતાલ, ફેરીસ પ્રીવીલિયન, વિક્ટોરિયા મેમોરિયલ અને ફ્રીરીડિંગ રૂમ, જ્યુબિલી કલોક ટાવર, બ્લેક ગુજરાતી નિશાળ, ઇંગ્રેજી નિશાળ, કન્યાશાળા, લીજેટ રાજસ્થાનિક હોલ, પોષ્ટ અને તાર ઓફિસ, ભાઉ સિંધિયાની ધર્મશાળા, સરકારી ધર્મશાળા, પોલિસ ચોકી, ફુટ અને મૌન્ટેન્ડ પોલિસની લાઇનો (જનરલ જેલ), તેમજ ગામથી થોડે છેટે આસીસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ સાહેબનો બંગલો તથા તેની પાસે મહીકાંઠાના રાજવંશીઓના ખર્ચે બંધાવેલી રૅકોટ કૉલેજ અને બજારની અંદર આ એજન્સિના કેટલાક રાજવંશીઓના

ઉતારા વગેરેથી બજારની રચના ઘણીજ સારી જણાય છે. બજારની અંદર બહુચરા માતાનું મંદીર,વેરાઇ માતાનું મંદિર, ગુસાંઇજીની બેઠક અને વિઠ્ઠલનાથજીનું મંદીર છે. બજારની અને કિલ્લાની જમીનનું ભાડું રૂ. ૨૫૦ દર વર્ષે સરકાર તરફથી **વાસણા**ના ઠાકોર સાહેબને આપવામાં આવે છે. **સાદરા** બજારનું ક્ષેત્રફળ ૧ ચોરસ માઇલ જમીનનું છે, તે બ્રિટિશ સરકારના તાબામાં છે.

**ઈતિહાસ**—મારવાડમાંના **મંડોર**થી ગાદી ઉઠાવી ઇ. સ. ૧૪૬૧ માં **જોધપુર**માં લાવનાર **જોદ્ધો** થયો. તેના નાના ભાઈ **ભાંખરજી દિલ્હી** શહેનશાહની નોકરીમાં રહેતા હતા. **રૂમ**ના બાદશાહ સાથે **દિલ્હી** શહેનશાહને લડાઇ થઇ તેમાં **ભાંખરજી** વિજય પામવાથી તે નોકરીની કદર બુઝી તેમને ૩૬૦ ગામનું **પ્રાંતિજ** પરગણું બક્ષિસ આપ્યું. **પ્રાંતિજ**માં રાજ્યગાદી કર્યા બાદ એમણે **પ્રાંતિજ** ગામની નજીકમાં એક તળાવ બંધાવ્યું. જેને હાલ "ભાંખરીયું તળાવ" કહેવામાં આવે છે.

**ભાંખરજી**ને બાર કુંવર હતા. તેમાંના પાટવી કુંવર **બાલોજી**એ મારવાડનો પોતાનો મૂળ ગિરાસ સંભાળી ઝાલોરી પરગણાના **મોકલસર**માં રાજ્યગાદી સ્થાપી. તેમના વંશજો **"બાલાવત"** શાખાથી ઓળખાય છે. બીજા કુંવર કટારમલના કુંવર **દુધાજી**એ ઇ. સ. ૧૫૯૨ માં **છાળા** નામના ચૌહાણ રજપુતોને મારી તેમનો ૨૭ ગામનો પટ્ટો લઈ લીધો. **દુધાજી** પછી **દેવીસિંહજી, કહાનસિંહજી, માંડણસિંહજી,** અને **ભાથીસિંહજી** એ નામે અનુક્રમે ગાદીએ બેઠા. **ભાથીજી**ના વખતમાં **દિલ્હી** શહેનશાહના શાહજાદા સાથે લડાઈ થઇ તેમાં શાહજાદો મરણ પામ્યો. એ ખુનસથી **દિલ્હી**ના બાદશાહે **છાળા** અને **પ્રાંતિજ** પરગણાનાં ગામો લઇ લીધાં.

ઘણી મહેનતે મેળવેલો ગિરાસ જવાથી **ભાથીસિંહજી** નિરાશ થઇ ગયા અને યુક્તિથી તે ગામો મેળવવાનો વિચાર કર્યો. પોતાથી બની શકે એટલો પ્રયત્ન કર્યા છતાં ધારેલી મુરાદ બર નહિ આવવાથી તેઓ બહારવટે નિકળ્યા અને **અમદાવાદ**ના વેપારીઓને લૂંટવા માંડ્યા, તેથી **અમદાવાદ**ના તે વખતના બાદશાહી પ્રતિનિધિને **ભાથીસિંહજી** સાથે સલાહ કરવાની જરૂર પડી. આ સલાહમાં **છાળા** પરગણું **ભાથીસિંહજી**ને પાછું સોંપવામાં આવ્યું અને સલાહના કોલકરારો થયા.

**ભાથીસિંહજી**ને (૧) **કલ્યાણમલજી**, (૨) **મુકનદાસજી** અને (૩) **સુરસિંહજી** એ નામે ત્રણ કુંવર હતા. જ્યારે **ભાથીસિંહજી** મરણ પામ્યા ત્યારે રાજ્યની વહેંચણ થઇ. તેમાં કલ્યાણમલજીને **વાસણા**, મુકનદાસજીને **અલવા** અને સુરસિંહજીને **ભુંડીયા** ગિરાસમાં મળ્યાં. આ ઠરાવથી **કલ્યાણમલજી**એ **વાસણા**માં ગાદી સ્થાપી. ઇ. સ. ૧૬૨૯.

કલ્યાણમલજી પછી **શેરસિંહજી, ડુંગરસિંહજી, રાજસિંહજી, ચંદ્રસિંહજી, કહાનસિંહજી, દોલતસિંહજી,** ( પહેલા ), **ભગવતસિંહજી, કિશોરસિંહજી,** અને **દોલતસિંહજી** ( બીજા ) અનુક્રમે ગાદીએ બેઠા.

ઇ. સ. ૧૮૧૧-૧૨ માં **મહીકાંઠા**ની ખંડણીના બંદોબસ્ત માટે લે. કર્નલ **બેલેન્ટાઇન મહીકાંઠા**માં આવ્યા. એમણે **મહીકાંઠા** માટે સરકારના પ્રતિનિધિનું સદર સ્ટેશન **સાદરા**માં રાખવાનું નક્કી કર્યાથી બ્રિટિશ કેમ્પ બંધાઇ શકે એટલી જમીન અને **સાદરા**ની હદમાં **સાબરમતી** નદીના પૂર્વ કિનારા પર આવેલો કિલ્લો અમુક ભાડું લઇ સરકારના હસ્તક સોંપવા

ઠાકોર **દોલતસિંહજીને** કહેવામાં આવ્યું, જે માગણીનો એમણે સ્વીકાર કર્યો અને જોઇતી જમીન માત્ર રૂ. ૨૫૦ ના વાર્ષિક ભાડાથી આપવાની ઇ. સ. ૧૮૪૩ ના નવેમ્બર માસની ૨૫ મી તારીખના રોજ કબુલત આપી.

ઇ. સ. ૧૮૬૦ માં આસિસ્ટન્ટ પોલિટિકલ એજન્ટનો બંગલો બાંધવા સારૂ છાવણીની નજીકની વિઘાં ૧૯-૧૮-૧૫ જમીન માત્ર રૂ. ૧૦ વાર્ષિક ભાડું લેવાના ઠરાવથી એમણે બ્રિટિશ સરકારને આપી.

ઠાકોર **દોલતસિંહજીના** કુંવર **ખુમાનસિંહજી** એમની હયાતિમાંજ ગુજરી ગયા હતા, તેથી **દોલતસિંહજી** ઇ. સ. ૧૮૭૫ માં દેવલોક પામ્યા પછી **ખુમાનસિંહજીના** બાળકુંવર **તખ્તસિંહજી** ગાદીએ બેઠા.

ઠાકોર શ્રી **તખ્તસિંહજીની** બાલ્યાવસ્થામાં એમનાં માતુશ્રી **નવજીબા** કે જેઓ રાજ્યકાર્યમાં પુરાં અનુભવી હતાં એમણે એજન્સીમાં જાહેર કર્યું કે મારા તાલુકા ઉપર કુંવરની સગીર ઉમ્મર દરમિયાન જપતી રાખવાની જરૂર નથી અને મારી દેખરેખમાં તાલુકાનો કામદાર વહીવટ ચલાવશે. માટે મારા નામથી વહિવટ ચલાવવા પરવાનગી આપો. બાઇશ્રી **નવજીબાની** માગણી પોલિટિકલ એજન્ટ સાહેબે માન્ય રાખી અને સરકારમાં લખતાં નામદાર **મુંબાઇ** સરકારે પોતાના ઠરાવ નંબર ૫૪૯૩ તા. ૨૯-૯-૧૮૭૭ થી પોલિટિકલ એજન્ટ સાહેબની માગણી માન્ય રાખી તથા જપ્તી રાખવામાં આવી નહિ; પરંતુ જ્યારે **નવજીબા** દેવલોક પામ્યાં ત્યારે તાલુકો નિયમસર એજન્સી જપ્તીમાં લેવામાં આવ્યો.

ઠાકોર શ્રી **તખ્તસિંહજીએ** પ્રથમ **સાદરા** સ્કૉટ કૉલેજમાં અને તે પછી રાજકોટ રાજકુમાર કૉલેજમાં કેળવણી લીધી હતી. એમને ઇંગ્રેજી ભાષાનું સારૂ જ્ઞાન હતું, અને નામદાર **મુંબાઇના** ગવર્નર સાહેબ બહાદુરના સ્વહસ્તે સને ૧૮૮૭ માં એમને **ગુડકોન્ડક્ટ પ્રાઇઝ** મળ્યું હતું.

કૉલેજ છોડયા બાદ **મહીકાંઠાના** આસીસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ સાહેબ સાથે રહી એમણે રાજ્ય પ્રકરણી વિષયોનું જ્ઞાન મેળવ્યું હતું અને ઇ. સ. ૧૮૯૬ ના જુલાઇ માસની ૯ મી તારીખે એમને તખ્તનશિન કરવામાં આવ્યા હતા.

ઠાકોર શ્રી **તખ્તસિંહજી** તા. ૧૦ નવેમ્બર સને ૧૯૧૭ના રોજ દેવલોક પામ્યા. એમના પછી એમના કુંવર **બાપુસિંહજી** ગાદીએ બેઠા. તેઓ **વાસણાના** હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોર શ્રી **તખ્તસિંહજીના** મરણ સમયે કુમાર **બાપુસિંહજીની** ઉમ્મર ૨૧ વર્ષની હતી તેથી એમને તાલુકાની સુપ્રત કરવા પોલિટિકલ એજન્ટ સાહેબે સરકારમાં ભલામણ કરી અને સરકારી ઠરાવ નંબર ૯૬૪ તા. ૬ ફેબ્રુઆરી સને ૧૯૧૮ ના આધારે એમને તા. ૨૬ એપ્રીલ સને ૧૯૧૮ ના રોજ તખ્તનશિન કરવામાં આવ્યા.

ઠાકોર શ્રી **બાપુસિંહજીનો** જન્મ સને ૧૮૯૬ ના સપ્ટેમ્બર માસની ૧૯ મી તારીખે થયો હતો. એમણે **સાદરા** સ્કૉટ કૉલેજમાં ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે. પોતે વિદ્વાન હોઇ જ્યુડીશીયલ કામ જાતે કરે છે. ઇંગ્રેજી જ્ઞાન ઉંચા પ્રકારનું હોઇ ઇંગ્રેજ ઓફીસરો સાથે ઇંગ્રેજીમાં છુટથી વાત કરી શકે છે. તેમજ સારી રીતે લખી વાંચી જાણે છે. એમનો કેળવણી પ્રત્યે પ્રેમ છે અને તેની નિશાની તરીકે **વાસણા** સ્કુલમાં ભણતા છોકરાઓની ફી માફ કરવામાં આવી છે. એમને ગાદીએ આવ્યાને ટુંક સમય થયો દરમિયાન

પોતે એ ગામ નવિન આબાદ કર્યા છે અને ખેતી ઉપર પુરતું ધ્યાન આપે છે. લોકો ઉમંગથી જમીન વાવેતર કરે છે તેથી તાલુકાની ઉપજ પ્રથમ રૂઇથી ૧૨ હજાર આવતી હતી તેના બદલે હાલ રૂ. ૨૭૯૦૦ ના સુમારે ઉપજ આવે છે. એમના જ્યુડીશીયલ ઠરાવો ઉપર એજન્સીમાં અપીલ સાંભળવામાં આવતી હતી તે નામદાર સરકારે બંધ કરી છે તેથી તાલુકા તરફથી કોઇપણ કામે આપેલો ફેંસલો આખરનો ગણાય છે. પાંચમા વર્ગના તાલુકદારને એજન્સીથી **આજમ** શબ્દ વાપરી લખવામાં આવતું હતું તે બંધ થઈ નામદાર સરકારે **મહેરબાન** શબ્દ વાપરી લખવા ઠરાવ્યું છે.

કડી પ્રાંતના **દહેગામ** તાલુકામાં ૧૩ ગામે અને **કલોલ** તાલુકામાં ૧ ગામે આ તાલુકાના બાંહેધરી ગિરાસના વાંટા છે અને તેના ઉપર સને ૧૮૯૭ના નિયમ મુજબ મુલકી પૂર્ણ અધિકાર **વાસણા** ઠાકોર સાહેબને આપવામાં આવેલો છે.

# રૂપાલ તાલુકો.

અહીંના રાજ્યકર્તા **મહીકાંઠા** એજન્સીમાં આવેલા **મોહનપુરના** ઠાકોર સાહેબના કુટુંબી રહેવર જાતના રજપુત છે. **સીમા**—એની ઉત્તર તથા પૂર્વે ઈડર રાજ્યની હદ અને દક્ષિણ તથા પશ્ચિમે **મોહનપુર** તાલુકાની હદ આવેલી છે.

આ તાલુકાનો **વિસ્તાર**—૧૬ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં ૧૧ ગામ અને ૩૩૦૯ માણસની વસ્તિ છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૫૦૦૦ ને સુમારે થાય છે તેમાંથી રૂ. ૧૧૧૮–૪–૭ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણા બદલ તથા ઈડર મહારાજાને ખીચડી હક્કના ભરવામાં આવે છે. જમીન ડુંગરવાળી છે. કેટલોક ભાગ સપાટ છે તેમાં બધી જાતનું અનાજ પાકે છે. **મુખ્ય ગામ**—રૂપાલ. તેમાં ઠાકોર સાહેબનો દરબાર, ગુજરાતી નિશાળ, બ્રાંચ પોષ્ટ ઓફીસ, ધર્મશાળા, જૈન દેરાસર, રામજી મંદીર અને ગામની ભાગોળે દરબારી એક સુંદર બગીચો છે. તેમાં દેવીની ચમત્કાર મૂર્તિ છે. એ સ્થળે દેવળ બંધાવામાં આવ્યું છે અને તેના આગળ એક કુંડ છે તેમાં સજીવન પાણી રહે છે.

**ઇતિહાસ**—**આબુ** અને **ધાર** ઉપર ઉદયાદિત્ય નામે પરમાર રાજા રાજ્ય કરતો હતો. તેણે એક વખતે **આબુ** ઉપરના **અચળેશ્વર** મહાદેવની પિંડીનો તાગ લેવાનો નિશ્ચય કરી ૭ મહિના સુધી પાણીની નહેરો ચલાવી; પરન્તુ તાગ આવ્યો નહિ. આખરે મહાદેવે સ્વપ્નું આપ્યું કે તું ચહાય એટલા ઉપાય કરીશ તોપણ તને તાગ મળશે નહિ; પરન્તુ કામદુર્ગા ગાય એ લિંગ ઉપર દોવરાવજે, તેથી એ ખિલશે પણ તારૂં રાજ્ય અહિ રહેવાનું નથી. આ સ્વપ્નાથી રાજાએ **ઝાલોરના** રાજા **સામંતસિંહ** દેવડાને બોલાવી તેને પોતાની કુંવરી પરણાવી અને **આબુગઢ** કન્યાદાનમાં આપી દીધો. પછી રાજાએ પોતે પોતાની **ધારાનગરીમાં** જઇ રાજ્યધાની કરી. આ પ્રમાણે રાજાએ **આબુ** આપ્યો પણ એ વાત તેમના સવાસો ફટાયાઓએ કબુલ રાખી નહિ અને તેઓ બોલ્યા કે અમે તો મરતાં સુધી **આબુ** છોડીશું નહિ, એમ કહી ત્યાંજ રાજ કરવા લાગ્યા. તેમના વંશમાં **જેતસિંહ** પરમાર થયા. કેટલીક મુદતે **ઝાલોરના** **સામંતસિંહ** દેવડાના વારસાએ વિચાર કર્યો કે કાંઇક યુક્તિ કર્યા સિવાય **આબુ**



મહેરબાન ઠાકોરશ્રી હમીરસિંહજી સાહેબ
તાલુકા રૂપાલ-મહીકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

કબજે થાય એમ નથી, માટે તેમણે સર્વ ફટાયાના વંશને આમંત્રણ કહેવરાવ્યું કે અમારી સવાસો કન્યાઓ અને તમારા સવાસો વર એઓનાં લગ્ન કરવાનાં છે, માટે તમો સર્વે વરને લઇ આબુગઢની તળેટીમાં આવજો. તે મુજબ સવાસો વર તળેટીમાં આવ્યા, તેમાંના એક અવચળસિંહને શિકારનો ઘણો શોખ હોવાથી તેઓ પાછળ રહ્યા, ને રાજા સુદ્ધાંત ૧૨૪ વર દેવડા રજપૂતને ત્યાં પરણવા ગયા; પરન્તુ દગામાં બધા માર્યા ગયા.*

અવચળસિંહ શિકાર રમી ચાર ઘડી રાત્રી ગઇ તે વખતે પરણવા જવા માટે આગળ ચાલવા લાગ્યા. એટલામાં એ જગામાં એવો શબ્દ સંભળાયો કે "રહેવર" એટલે પરણવા જનાર વર તું રહે. આ સાંભળી અવચળસિંહ ત્યાંજ ઉભા રહ્યા અને બરાબર સાંભળ્યું તો ફરી એ વખત ઉપર પ્રમાણે શબ્દ સંભળાયો. તેથી આસપાસ તપાસ કરતાં મહાદેવનું લિંગ નજરે પડયું અને મહાદેવ પ્રસન્ન થઇ બોલ્યા કે ૧૨૪ વર પરણવા ગયેલા તેમને દેવડાએ કપટ કરી મારી નાંખ્યા છે માટે હવે તું ત્યાં જઇશ નહિ. આ સાંભળી અવચળસિંહે આગળ જવાનો વિચાર માંડી વાળ્યો અને મહાદેવજીના વચન પ્રમાણે પોતે પરમાર રજપૂત કહેવાતા હતા તે નામ ફેરવી " રહેવર રજપૂત " એ નામ ચાલુ કર્યું. સંવત ૧૨૮૨ ના વૈશાખ વદી ૨ ને રવિવાર (ઇ. સ. ૧૨૨૬).

દેવડા રજપૂતોએ આબુનું રાજ્ય કબજે કર્યાથી અવચળસિંહ મહાદેવનાં દર્શન કરી ત્યાંથી નીકળી રોહીડાના ઘાંટામાં આવી રહ્યા. આ વખતે હુડોલના ઠાકોર પાસે એક વાણિયો કારભારી હતો તેને એક ખુબસુરત કન્યા હતી, તે કન્યાનું હુડોલના ઠાકોરે માગું કર્યાથી તુરત તો તેનાથી ના કહેવાઇ નહિ; પરન્તુ હા પાડી થોડી મુદ્દત માગી, અને તે મુદ્દત મળી ત્યારે તે ત્યાંથી નીકળી પોતા ઉપર આવી પડેલું દુઃખ ટાળવા માટે અવચળસિંહ પાસે આવ્યો અને સઘળો વૃત્તાંત કહ્યો. અવચળસિંહે તેને હિંમત આપી અને પોતાનો સરંજામ લઇ હુડોલ આવી ત્યાંના ઠાકોરને મારી હુડોલ પોતાને હસ્તક લીધું. હુડોલ સર કર્યાથી એમણે પોતાની બહાદુરીથી પાટણ સુધી ગિરાસ કર્યો અને તાલુકો સારી આબાદી ઉપર લાવી મૂકયો. ત્યારબાદ તેમની પાંચ પેઢી સુધી હુડોલની ગાદી તેમના હસ્તક રહી.

જ્યારે અવચળસિંહે હુડોલના ઠાકોરને માર્યો, ત્યારે તેની એક ઠકરાણી હુડોલથી નાસી અમદાવાદ પાસે અસારવા ગામે જઇને રહી હતી, તેને અસારવે ગયા પછી પાંચ માસે કુંવરનો જન્મ થયો; તેના વંશજો પાસે પ્રથમના કારભારી કે જેની પાસે હુડોલના ઠાકોરે કન્યાનું માગું કરેલું, તેના વંશજો રહેતા હતા; તેઓએ ભીલોના જમાવ સાથે હુડોલ ઠાકોરના વંશજને અસારવેથી લાવી તેમની મદદવડે અવચળસિંહના વંશજ કસનદાસ રહેવરને હુડોલમાંથી નસાડયા, અને હુડોલ તેમણે કબજે કર્યું. આથી કસનદાસે ઇડરના રાવની નોકરી સ્વીકારી. આ વખતે ઘોરવાડામાં રતનો ધ્રુએલ નામનો માણસ રાજ્ય કરતો હતો અને તેના તરફની ઈડરના રાવને વખતોવખત ઘણીજ હરકતો વેઠવી પડતી હતી; પરન્તુ તેને પકડવાની કોઇને હિંમત ચાલતી ન્હોતી. આ વાત જ્યારે કસનદાસના જાણવામાં આવી

* સવાસો વર પરણવા જતાં મરાયેલા તેમાંનો એક બચીને ચંદ્રાવતી નગરીમાં ગયેલો, ત્યાંથી ઝાલોદ આવ્યો અને ત્યાંથી પોતાની રાજ્યગાદી સુંથમાં કરી રહ્યો; તેના વંશજો હાલ સુંથમાં રાજ્ય કરે છે. ( મુંબાઇ ગેઝેટિયર ભાગ ૬ ના પૃષ્ટ ૧૩૩ માં સુંથની હકીકત જુઓ.)

ત્યારે તેમણે રાવ પાસે રજા માગી અને ઘોરવાડે આવી રતના ધુએલને મારી ઇડર જઇ રાવને જાહેર કર્યું. આ ઉપરથી રાવે ખુશી થઇ તેમને ઘોરવાડાપટો ૨૪ ગામ સાથે બક્ષિસ આપ્યો, જેથી તેમણે ઘોરવાડામાં પોતાની રાજ્યગાદી સ્થાપી.

કેસનદાસના ભાઇ હરીસિંહે મોહનપુર તથા રણાસણ અને આજુબાજુના ગામોના લોકો ઇડરના રાવને હેરાન કરતા હતા તેમને દબાવી દેવાથી તેમને હાથરોલ સાથે ૨૨ ગામનો પટો કાઢી આપ્યો, ત્યારથી મોહનપુર તાલુકો સંપાદન કરનાર મૂળ પુરૂષ હરીસિંહજી ગણાયા. એમના પછી પબાજી અને સીહાજી એ રીતે અનુક્રમે ગાદીએ બેઠા. એમાંના સીહાજીને (૧) હીંગોળજી અને (૨) જોધસિંહજી એ નામે બે કુંવર હતા. તેમાંના સીહાજીના મરણ પછી પાટવી હીંગોળજી ગાદીએ બેઠા. તેઓ ૬૦ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યા. તેવામાં વાંસવાડાના રાજાજી ઉપર બાદશાહી ફોજે છાપો માર્યાથી વાંસવાડાની મદદે જવા ઇડરના રાવે હીંગોળજીના કુંવર રાજાસિંહને કહેવરાવ્યું; પરન્તુ તે વેળાએ તેઓ કાચી ઉમરના હોવાથી તેમના કાકા જોધસિંહને વાંસવાડે મોકલ્યા. ત્યાં બાદશાહી ફોજ સાથે લડતાં કામ આવ્યાથી તેમના કુંવર ગંગદાસે ઇડર દરબાર પાસે જાગીરની માગણી કરી, આ ઉપરથી હાથરોલ પટામાંથી તેમને નીમે હિસ્સો કાઢી આપ્યો અને હીંગોળજીના કુંવર રાજસિંહજીએ રણાસણ આબાદ કરી ત્યાં જુદી ગાદી સ્થાપી.

ગંગદાસજી હાથરોલમાં રાજ્ય કરતા હતા, તેવામાં ઇડર અને સિરોહીના રાજ્ય વચ્ચે સીમાડાની તકરાર પડવાથી લડાઇ થઇ. તે લડાઇમાં ઇડર તરફથી ગંગદાસને મદદમાં બોલાવેલા તેથી તેઓએ લડાઇમાં જતાં મરણ પામ્યા. એમને (૧) મુનદાસ, (૨) કુબેરદાસ અને (૩) મકનસિંહજી એ નામે ત્રણ કુંવર હતા. એમાંના મુનદાસજીએ મોહનપુર આબાદ કરી ત્યાં રાજધાની કરી અને કુબેરદાસને રૂપાલ ગિરાસમાં આપ્યું.

રૂપાલ નજીક કાજણ નદીના ગોઝારીઆ ધરામાં કેવનગામના કેટલાક ભીલ લોકો માછલાં મારતા હતા, તે ખબર કુબેરદાસને મળવાથી પોતાના ભાઇ મકનસિંહજીને સાથે લઇ તેઓ તે લોકોને પકડવા ગયા. ભીલ લોકો સામા થવાથી કુબેરદાસે તે પૈકીના ૧૮ ને જીવથી માર્યા, કેટલાક જખમી કર્યા અને બાકીના નાશી ગયા. એમને રણાસણ તથા મોહનપુરના સરદારોની મદદવડે કુબેરસિંહજીએ પકડી કેવનગામ કબજે કર્યું, અને એજ જગોએ રૂપાલ ગામ ફરી વસાવ્યું. લોકો નવિન ઘર બાંધતા હતા તે દરમિયાન વડનગરથી સલાટ લોકોની જાન રૂપાલમાં આવી; તે સલાટોને દબાણ કરી રોકયા અને તેમની પાસે રૂપાલને ફરતો કમર સુધીનો પથ્થરનો કિલ્લો ચણાવી લીધો.

કુબેરસિંહજી ઇ. સ. ૧૭૩૬ માં મરણ પામ્યા. એમના પછી ભાથીજી, લાલસિંહજી અને અગરસિંહજી અનુક્રમે ગાદીએ બેઠા. છેલ્લા અગરસિંહજીના વખતમાં પ્રાંતિજ પરગણાના લોકોએ રૂપાલ અને તેની આજુબાજુનાં ગામોમાં લૂંટ કરવાથી સરડોઇના ઠાકોર હિંદુસિંહજીની મદદવડે એમણે ઘાંધવાસણા અને આડાગામ કબજે કર્યાં, ત્યારથી ત્યાંના વાંટામાં સરડોઇ અને રૂપાલનો નિમોનિમ ભાગ ચાલતો થયો.

ઇ. સ. ૧૭૯૪ માં અગરસિંહજીના મરણ પછી એમના કુંવર ફતેહસિંહજી ગાદીએ બેઠા. એમના વખતમાં મહીકાંઠાના ઘાસદાણાના આંકડાનો બંદોબસ્ત થયો. તેમાં મુકરર થયેલો આંકડો ભારે પડતો છે એમ ફતેસિંહજીને લાગ્યું તેથી એ આંકડામાંથી અમુક રકમ

કમી કરવા એમણે પોલિટિકલ એજન્ટને જાહેર કર્યું; પરંતુ તેમાં તેઓ ફાવી શકયા નહિ તેથી બહારવટે નીકળ્યા અને લૂંટનો ધંધો ચાલુ કર્યો. પરિણામ એ થયું કે ઘાસદાણાની રકમ રૂ. ૧૨૫૧ મુકરર થયા હતા તેમાંથી સરકારે રૂ. ૪૫૧ કમી કર્યા. ઇ. સ. ૧૮૨૮ માં ઈડરના મહારાજા ગંભિરસિંહજીએ રૂપાલ પટાનું કીડી ગામ માર્યું તે ઉપરથી ફતેસિંહે પોલિટિકલ એજન્ટ મેજર મૈલ્સ આગળ ફરિયાદ કરી. પોલિટિકલ એજન્ટે તપાસ કરી ઈડર મહારાજાએ નુકસાની ભરી આપવી. હુકમનામાનો આંકડો ઘણો મોટો હતો તેથી ઈડરમાં કહેવત ચાલી કે "**કીડીનો કુંજર થયો.**" હુકમનામાના રૂપીયા ભરાયા ન્હોતા તે દરમિયાન મહારાજા ગંભિરસિંહજી મરણ પામ્યા તેથી ફતેસિંગે ફરીથી બહારવટે નીકળવાનો વિચાર કર્યો અને ઈડરની હદનું એક બાન પકડવું ધાર્યું કે જે છોડાવતાં સારી રકમ મળે. આ પ્રસંગે ઇડરના કારભારી ખેમચંદનો ભાઇ અખેચંદ જે વેપારી હતો તે અફીણ તથા કાપડ વિગેરે માલ લઇને પ્રતાપ ગઢથી ઇડર જવા નિકળ્યો. તેની સાથે બંદુકવાળા દશ સીપાઇ હતા તે સાથે રૂપાલમાં મુકામ કર્યો. ઈડરના કારભારીના ભાઇ તરીકે ઠાકોર ફતેસિંગજીએ તેની મેમાનગીરી કરી જાફત આપી અને સીપાઇઓને વહેલા જમાડી માલ સાથે વિદાય કર્યા. અખેચંદને જણાવવામાં આવ્યું કે તમે અમારા મેમાન છો તેથી અમે તમને ઠેઠ પહોંચાડીશું. જમી પરવાર્યા પછી પોતાના દશ સ્વાર સાથે ઠાકોર મેમાનને વિદાય કરવા તૈયાર થયા. પોતે ધારેલા કામને યોગ્ય એવી જગ્યાએ આવી પહોંચ્યો ત્યારે તુરત પોતાના પરોણાને કેદી બનાવી દીધો. તેને એક ગાઢા જંગલમાં લઇ ગયા અને ત્યાં કેદી તરીકે રાખ્યો. અખેચંદે કહ્યું મને છોડો તો હું તમને માગો તેટલા રૂપીયા આપુ; પરંતુ ફતેસિંગે જણાવ્યું કે મારે તમારા રૂપીયાની જરૂર નથી; પરંતુ તમારા ભાઇ ઇડરના કારભારી છે તેમની મારફત અમારા હુકમનામાના રૂપીયા અપાવો અથવા એ રૂપીયા આપતા સુધી ખીચડી હક્કના રૂપીયા ઇડર રાજ્ય અમારી પાસે માગે નહિ એવો બંદોબસ્ત કરાવી આપો. અખેચંદે સિંહના પંજામાંથી છુટવાની આશાએ પોતાના ભાઇને ભલામણનો પત્ર લખ્યો; પરંતુ તેને જવાબ મળ્યો કે ઇડર ઉપર ઇંગ્રેજ સરકારની જામી છે તેથી મારાથી કંઇ બની શકે તેમ નથી. ઠાકોરે અખેચંદ ઉપર જુલમ ગુજારવાની શરૂઆત કરી ખોરાક આપવો બંધ કર્યો એટલુંજ નહિ પણ કાનમાં દારૂ ભરી સળગાવ્યો આથી કંટાળી એણે મુડેટીના ઠાકોર સુરજમલજીને બોલાવ્યા. અખેચંદના ભાઇએ સુરજમલને ભલામણ કરી કોઇપણ તજવીજે પોતાના ભાઇને છોડાવવા આગ્રહ કર્યો. આ પ્રસંગે ઇડર જીલ્લાના વાવડીના ભીલો સાથે ફતેસિંગને અદાવત હતી કારણ એમણે વાવડીના ઘણા ભીલોનાં ખૂન કર્યા હતાં, તેથી વાવડીના ભીલોને પણ તક મળી છે એમ સમજી સુરજમલની ભલામણને માન આપી ફતેસિંગની શોધે નિકળ્યા. બીજી તરફ આ વિચારની ખબર ફતેસિંગને મળી તેથી તેમણે પણ ઘણી સીરબંધી ભેગી કરી. એક વખત સુરજમલ અને માણસો જ્યાં અખેચંદને રાખેલો ત્યાં આવી પહોંચ્યા. તે વખતે અખેચંદ માટે રાખેલો બ્રાહ્મણ રસોયો એક ઉંચા ટેકરા ઉપર ચઢી તપાસ કરતો હતો એ દરમિયાન સુરજમલે ગોળી બહાર કર્યા તેથી બ્રાહ્મણના પગે ગોળી વાગી અને ફતેસિંગનો નોકર એક ભિલ માર્યો ગયો. ફતેસિંગને આ ખબર પડતાં અખેચંદને એક ખાડામાં બેસારી જમૈયો કાઢી તેના ઉપર ચઢી બેઠો અને જો કંઇ પણ શબ્દ બોલે તો તુરત મારી નાખવાની દેહેશત બતાવી તેથી કોઇ બોલી શકયું

નહિ. આ ઉપરથી એ જગ્યાએ કોઇ નથી એમ સમજી સુરજમલ અને તેનાં માણસો પાછાં ફર્યાં.

ફતેસિંગે એકઠી કરેલી સીરબંધીના માણસોએ પોતાનો ચઢેલો પગાર મળવા ફતેસિંગ પાસે માગણી કરી; પરંતુ પગાર આપવા જેટલી પૈસાની સવડ નહિ હોવાથી તેમણે કેટલાંક ગામ લૂટયાં તોપણ પુરૂ થઈ શકયું નહી તેથી ફતેસિંગે વેપારીઓના કેટલાક પોઠી લુટી લીધા. એને તે માલ બાંખોડના એક બ્રાહ્મણના ઘરમાં ભર્યો. દરમિયાન સુરજમલે એકાએક ચઢી આવી બાંખોડ ગામ લૂંટયું. તેમાં ફતેસિંગે બ્રાહ્મણના ઘરમાં ભરેલો માલ હાથ લાગ્યો જે માગતાં બ્રાહ્મણની સ્ત્રીએ સુરજમલ ઉપર ત્રાગુ કર્યું અને રૂધીર છાંટવા તૈયાર થઇ તેથી સુરજમલની સાથેના રજપુતો પાછા પડયા અને એ માલ જતો કરી બીજો માલ લૂંટી લઇ ચાલ્યા ગયા.

ફતેસિંગને સીરબંધીનો પગાર દેવો હતો તેથી ગામો લૂટવાનું જારી રાખ્યું અને ઇડરનાં ગામો ઉપર ચીઠ્ઠીઓ લખી સીધુ, ઘાસ, અફીણ, તમાકુ અને શેરડી વગેરે મંગાવા લાગ્યો અને ગામવાળા ન આપે તો ગામ લૂંટવા માંડયાં.

ઇ. સ. ૧૮૩૪ માં ગુજરાતમાં દુષ્કાળ પડયો ત્યારે બ્રિટિશ સરકારે ઠાકોર ફતેસિંગને મદદમાં બોલાવ્યો; પરંતુ તેઓ ગયા નહિ તેથી તે કસુર બદલ ઘાસદાણાની પ્રથમ કમી કરેલી રકમ ફરીથી પુરી લેવા ઠરાવ થયો.

આંબલીઆરાના ઠાકોર નાથુસિંહજીની બીજી રાણીએ દત્તક લીધેલા છોકરાનો કાયદેસર હક્ક ડુબાવીને પોતે ગેરકાયદે દત્તક લીધેલા છોકરાને ગાદી અપાવવા કોશિષ કરી; પરન્તુ તેમાં ફતેહ પામી નહિ. તેથી તે સાઠંબાના ઠાકોર અને બીજા સરદારોને લઇ નાશી ગઇ. સાઠંબા ઠાકોર અને બીજા સરદારોએ તેણીનો પક્ષ કર્યો ત્યારપછી તરતજ ઠાકોર ફતેસિંહજી અને એમના કુંવર હિંમતસિંહજી તેણીને મળ્યા. અગર જો કે ફતેસિંહજી ઈડર સામે બહારવટે થોડા વખત ઉપર નીકળેલા હતા અને તેમણે લોકોને ઘણાજ પીડયા હતા તે છતાં ઇંગ્રેજ સરકારે ઘણીજ રહેમિયત અને ક્ષમતાથી તેમના અપરાધોની દરગુજર કરી તેમની જાગીર વગેરે પાછી સોંપી હતી, તોપણ આ પ્રસંગ મળતાં તેઓ બાપ દીકરો બન્ને જણ આ બંડમાં સામેલ થયા હતા. બહારવટીઆ ઉપર સરકારના લશ્કરે હુમલો કર્યો અને ઘણાજ જુજ નુકસાનના ભોગે બળવાખોરોને તદ્દન વિખેરી નાંખ્યા. આંબલીઆરાનાં ઠકરાણી, તેનો દત્તપુત્ર અને રૂપાલના ઠાકોરના કુટુંબને પકડવામાં આવ્યું. એ વર્ષે ફતેસિંહજી પકડાયા નહિ. વાંકાનેર અને ટોડાના ઠાકોરોએ મઉની ઠકરાણીને પણ તેમના કારભારીઓ સાથે ખટપટ કરીને પોતાના કૂળને બટ્ટો લગાડયો હતો, અને તેને મારી નાંખી હતી તેની ઇંગ્રેજ સરકાર માફી આપે, એવી આશાથી આ ઠાકોરો રૂપાલ ઠાકોરને પકડવા ઉશ્કેરાયા અને તેઓએ છાપો મારી તેમને પકડયા. હિંમતસિંહજીને પકડી અમદાવાદની જેલમાં રાખ્યા, ત્યાં તેઓ સંવત ૧૮૯૯ ના જેઠ સુદ ૧૪ ના રોજ મરણ પામ્યા. પોતાના પિતાનું મરણ થયા પછી ફતેસિંહ પણ સંવત ૧૯૦૦ ના કારતક વદી ૮ ના રોજ મરણ પામ્યા.

હિંમતસિંહજીના કુંવર પ્રતાપસિંહજીને રૂપાલની ગાદી મળી. તેઓ ત્રણ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૮૪૭ માં મરણ પામ્યા. એમના પછી એમના કુંવર માનસિંહજી (ઇ. સ. ૧૮૪૭) સંવત ૧૯૦૩ ના અષાડ સુદ ૧૦ ના રોજ ગાદીએ બેઠા. તેઓ ૫૪ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૮૯૬ ના જૂન માસની ૬ ઠ્ઠી તારીખે મરણ પામ્યા. એમના પછી એમના કુંવર હમીરસિંહજી ગાદીએ બેઠા, તેઓ રૂપાલના હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોર માનસિંહજીના મરણ બાદ તાલુકાનો વહીવટ ઠાકોર હમીરસિંહજીને સોંપવામાં આવ્યો હતો; પરંતુ હકુમતી કામ સાબરકાંઠા થાણદારને સોંપવામાં આવ્યું હતું અને વહીવટી કામ એજન્સી રૂઢીને અનુસરીને કરવા હુકમ થયો હતો; પરંતુ ઠાકોર હમીરસિંહજીએ પ્રસંસનીય વહીવટ ચલાવ્યાથી નામદાર મુંબાઈ સરકારના ઠરાવ નંબર ૬૨૬૪ તા. ૧૦-૯-૧૯૧૩ ના આધારે એમને પાંચમા ક્લાસના તાલુકદારની પુરી સત્તા આપવામાં આવી હતી.

તા. ૪-૯-૧૯૧૩ ની રાત્રે રૂપાલથી ત્રણ માઇલ દુર હુદર ગામે ભાયાત નવલસિંહજીને કોઇ બદમાસે ખૂન કર્યું. એની તપાસ દરમિયાન ખૂન કરાવ્યાનો આરોપ ઠાકોર હમીરસિંગજી ઉપર પોલીસ તરફથી નાખવામાં આવ્યો. આ બાબતનો કેસ પોલીસ તરફથી મહીકાંઠાના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી પોલીટીકલ એજન્ટની કોર્ટમાં કમીટ કરવામાં આવ્યો. ત્યાં તા. ૧૧-૧૧-૧૩ થી તા. ૨૯-૧૧-૧૩ સુધી કેસ ચાલ્યો. તેમાં ઠાકોર તરફથી ધારાના હીમાયતી તરીકે બારીષ્ટર મી. એલ. એમ. વાડીયા, મી. હરીલાલ નાથાભાઇ પારેખ, મી. ભોગીલાલ ધીરજરામ લાલા તથા એજન્સી વકીલો મી. ચતુરભૂજ માણકેશ્વર ભટ અને મી. ન્યાલચંદ લક્ષ્મીચંદ સોનીને રોકવામાં આવ્યા હતા. આ કેસ શેશન કમીટ કરવામાં આવ્યો; પરંતુ નામદાર મુંબાઇ સરકારે કેસનો તપાસ કરવા માટે એક કમિશન નીમ્યું જેમાં કાઠીયાવાડના જ્યુડીસીયલ આસીસ્ટન્ટ મી. એલ ગ્રેહામ, હાલાર પ્રાંતના પોલીટીકલ એજન્ટ મી. હેરોન્ડ અને રેવાકાંઠા એજન્સીમાં આવેલા રાજપીંપળાના મહારાણા શ્રી છત્રસિંહજી સાહેબ નિમાયા હતા. સરકાર તરફે કેસ ચલાવવા સુરતના ગવર્નમેન્ટ પબ્લીક પ્રોસીક્યુટર મી. ચુનીલાલ ગાંધી અને મી. ડી. પી. દેરાસરી બારીસ્ટર હાજર થયા હતા જ્યારે ઠાકોર તરફથી મુંબાઇના બારીસ્ટર મી. ડી. બીનીંગ તથા વકીલો મેસર્સ હરીલાલ નાથાભાઇ પારેખ, ભોગીલાલ ધીરજરામ લાલા, કુલશંકર સુંદરલાલ દેશાઇ મી. ચતુરભુજ માણકેશ્વર ભટ, મી. ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની, અને મી. ફતેચંદ રામચંદ હાજર રહ્યા હતા. આ કેસ તા. ૧૭ મી જાનેવારી ૧૯૧૪ થી શરૂ થયો હતો અને તા. ૨૮-૧-૧૪ના રોજ પુરો થયો હતો. તે દરમિઆન મૂળ તપાસ શરૂ થયા વખતથી આખર સુધી વિદ્વાન વકીલોએ તથા ઠાકોરના કામદાર મી. દામોદરદાસ રેવાદાસ આ પુસ્તકના લેખક એમણે બાહોશીથી કિંમતી સેવા બજાવી કેસ નીર્જીવ કરી મૂક્યો હતો; પરંતુ પોલીટીકલ કારણોને લીધે નામદાર મુંબાઇ સરકાર નેકનામદાર ઇન્ડિયા સરકારના હુકમના આધારે બીજો હુકમ થતા સુધી ઠાકોરને તાલુકાના ખર્ચે ઠાકોર તરીકે યરોડા સેન્ટ્રલ પ્રીઝનમાં રાખવા હુકમ કર્યો હતો તે આધારે એમને તા. ૨૪-૧૦-૧૯૧૪ ના રોજ યરોડા મોકલવામાં આવ્યા અને તાલુકો કેસની શરૂઆત વખતે એટલે તા. ૨-૧-૧૯૧૪ થી એજન્સી મેનેજમેન્ટમાં લેવામાં આવ્યો હતો. તે પ્રમાણે વહીવટ ચાલુ રહ્યો.

તા. ૨૪ ડીસેમ્બર સને ૧૯૨૪ ના રોજ ઠાકોર હમીરસિંહજીને નામદાર સરકારના હુકમથી યરોડાથી મૂક્ત કરવામાં આવ્યા અને થોડા દિવસ માણસામાં રહી હાલ રૂપાલ દરબારમાં રહે છે અને તાલુકા ઉપરથી મેનેજમેન્ટ ઉઠાવવા અને ઠાકોરને અખત્યાર સાથે તાલુકો સોંપવા સરકારમાં લખાણ ચાલે છે.

હુદર અને ગોકળપુરા ગામ એજન્સી થાણાની હકુમતમાં હતાં તે રૂપાલ તાલુકાની હકુમતમાં મૂકવામાં આવ્યાં છે અને રૂપાલ મેનેજરને તાલુકાનો પુરો પાવર આપવામાં આવ્યો છે તેથી તે ગામોની હકુમતનું કામ પણ તેઓજ સંભાળે છે.

# રેવકાંઠા એજન્સી.

## વજીરીયા સંસ્થાન.

આ સંસ્થાન રેવાકાંઠા એજન્સીના **સંખેડા** મેવાસમાં હેરણ નદીના દક્ષિણ કિનારાથી દોઢ માઇલ ઉપર આવેલું છે.

આ સંસ્થાનનો **વિસ્તાર**—૨૧ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં ૨૧ ગામ અને ૫૩૯૫ માણસની વસ્તિ છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૫૦,૦૦૦ ને સુમારે થાય છે. તે પૈકી આબકારી, ઓપીયમ, ગાંજો, ભાંગ અને જંગલ વગેરેની પરચુરણ ઉપજ રૂ. ૧૨૦૦૦ ને સુમારે આવે છે અને બાકીના રૂ. ૩૮૦૦૦ રેવન્યુ ઉપજના આવે છે. એ પૈકી રૂ. ૩૭૫૪ -૯-૧૦ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણાના ભરવામાં આવે છે. તેમજ રેવાકાંઠા મેવાસ એડમીનિસ્ટ્રેશન ફંડ ખાતે રૂ. ૨૧૩૫ ભરવામાં આવે છે. શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ ઘાસદાણાની જે રકમ ભરવામાં આવે છે તે પૈકી રૂ. ૧૨૭ સીહાસાઇના કુંપની રૂ. ૯૬-૧૪-૦ શીરપાવના પાછા મજરે મળે છે.

**જમીન** તથા **નિપજ**—પૂર્વ અને અગ્નિકોણના ભાગની જમીન ઝાડી અને ડુંગરવાળી છે. જ્યારે પશ્ચિમ અને ઉત્તર ભાગની જમીન સપાટ તથા ફળદ્રુપ છે. જંગલમાં ડુંગરના ત્રણ વિભાગ છે. જેમાંનો એક ડુંગર વિજય માતાવાળો બીજો ગાડાવાળો અને ત્રીજો રોજીયો યાને લામ ડુંગરના નામથી ઓળખાતો ડુંગર છે. આ ત્રણ ડુંગર પૈકી લામ ડુંગરીનું જંગલ રૈયતને આટકાટી માટેના ઉપયોગ સારૂ રખાયલુ છે. બાકીના ત્રણ ડુંગરો રીજવર્ડ તરીકે રહે છે. જેમાં સાગ, કદમ, ખેર, ટીમરૂ, સાદડ, ચારોલી, વિગેરે ઝાડો થાય છે. સિવાય ગાડા ડુંગરમાં પત્થરની ખાણ છે જેમાંથી દળવાની ઘંટીઓ, કુંભીયો વિગેરે ચીજો બને છે. ડુંગરોનાં અમુક ભાગમાં વાઘ, જરખ વિગેરે જંગલી જાનવરો નજરે પડે છે. શીકારના શોખીનો કોઇકોઇ વખત આ જંગલમાં શીકાર માટે ઉતરી આવે છે. સપાટ જમીનમાં બાજરી ડાંગેર, તુવેર, મગ, મઠ, જુવાર, તલ, દીવેલી અને ઘણે ભાગે કાનમી કપાસની પેદાશ થાય છે.

**મુલકના વિભાગ**—આ સંસ્થાનના ત્રણ ટપા બનાવવામાં આવેલા છે (૧) **વજીરીયા** ટપો, (૨) ગમોડ ટપો અને (૩) **બોર** તળાવ ટપો. એ રીતે વિભાગ કરી ત્રણે ગામો ગોઠવવામાં આવ્યાં છે. આ ઉપરાંત **વડોદરા** રાજ્યના ડભોઇ મહાલમાં **નડા**, **અબીપરા**, ફરતી કોઇ અને કુકડ ગામે બાંહેધરી વાંટાની જમીન છે.

**લોક સ્થિતિ**—આ સંસ્થાન તાબામાં જે વસ્તિ છે તે પૈકી તળ **વજીરીયામાં** બ્રાહ્મણ, વાણીયા, મુસલમાન, રજપૂત, અને ઇતર લોકો વસે છે. વેપારી વર્ગને એમના ધંધાના કામે જોઇતી સગવડતા અને સાધનો રાજ્ય તરફથી પુરાં પાડવાના પરિણામે વાણિયા અને બ્રાહ્મણો શ્રીમંતોની સ્થિતિએ પહોંચ્યા છે. એટલુંજ નહિ પણ વેપાર ઘણોજ સારા પાયા ઉપર કરી શકે છે. **મુખ્ય ગામ અને કેળવણી**—**વજીરીયા**. એ રાજ્યની રાજ્યધાનીનું મુખ્ય ગામ છે. એમાં ઠાકોર સાહેબના મહેલ સુંદર બાંધણીના જોવાલાયક છે. એ ઉપરાંત દવાખાનું, નિશાળ, પોસ્ટ ઓફીસ, ધર્મશાળા, બગીચો, રેસ્ટહાઉસ અને ટેનીશગ્રાઉંડ વગેરે સ્થળો રમણીય અને પુરતી સગવડતા વાળા છે. સિવાય **બોર**તળાવ ગામે પણ ગુજરાતી



મહેરબાન ઠાકોરશ્રી કેસરખાનજી સાહેબ
સ્વસ્થાન વજીરીયા-રેવાકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

નિશાળ છે. જલોદરા ગામે નદીના કિનારા પર હવા ખાવાનું ઉત્તમ સ્થળ છે. તેમજ ત્યાં એક મુસાફરી બંગલો બંધાવેલો છે તેથી તે ગરમીની મોસમમાં હવા ખાવા માટે પ્રખ્યાત થયેલાં સ્થળોની ગરજ સારે છે. તળવજીરીયાનાં હવાપાણી આ મેવાશમાં ઉત્તમ ગણાય છે. વળી લોકોના ઉપયોગ સારૂ પુરતા પ્રમાણમાં કુવાઓ છે અને તે પાણી નિર્ગુણી છે. **રેલવે**—વજીરીયાથી **ચાંદોદ** રેલવે સ્ટેશન સાત માઇલના અંતરે તેમજ **સંખેડા બાદરપુર** સ્ટેશન આઠ માઇલના અંતરે અને ડાંટોલી સ્ટેશન પાંચ માઇલના અંતરે છે.

**ઈતિહાસ**—**મહેમદાવાદના બાદશાહ મહમદ**+**બેગડાએ ચાંપાનેર** ઉપર ચઢાઇ કરી સને ૧૪૮૪ ના નવેમ્બર માસની ૧૭ મી તારીખના રોજ **પાવાગઢના પતઇ** રાવળને મારી **ચાંપાનેરનો** કિલ્લો સર કર્યો તે વખતે જે યોદ્ધાઓ મરતાં રણમાંથી બચી ખસી આવેલા તે પૈકી આ સંસ્થાનના મૂળ પુરૂષ રાઠોડ કોમના રાજપૂત હતા તેઓ **ચાંપાનેરથી** નીકળી અહિં આવી વસ્યા હતા; પરંતુ બાદશાહી અમલમાં ઇસ્લામી ધર્મ પળાવી મુસલમાન બનાવ્યા ત્યારથી તેઓ મોલેસલામ મુસલમાન તરીકે ઓળખાય છે. આ સંસ્થાનના અગાઉના ઠાકોર-માંના છેલ્લા ઠાકોર **બાપુસાહેબ** નામે હતા. તેઓએ સંસ્થાનનો વહીવટ માત્ર ૭ માસ સુધી કર્યો હતો; પરંતુ તે દરમિયાન તેઓ ઘણી કરજાળ સ્થિતિમાં આવી ગયા હતા. વળી **વડોદરાની** એક ખુબન નામની જાહેર રંડીના પ્યારમાં પડેલા હોવાથી તથા બીજી કેટલીક વ્યાધીઓની પીડાથી તેઓ સને ૧૮૬૬ માં બીન પુત્રે મૈયત થયા હતા. એમનાં લગ્ન **અલવા**-ના ઠાકોરની દિકરી ગુલાબબા સાથે થયાં હતાં. **બાપુસાહેબના** મરણ પછી પોતાને સારો દિવસ છે એમ ગુલાબબાએ અફવા ચલાવી પ્રસંગ જોઈ એક દિકરો ઉભો કીધો. આ બીના જાહેરમાં આવી અને નજીકના ભાયાત **નહારખાં** ગુલાબખાંએ એજન્સીમાં ફરિયાદ કરી. જે ઉપરથી તપાસ ચાલતાં ઉભો કીધેલો દિકરો બનાવટી જણાઇ આવ્યો તેથી સરકારે ખોટો ઠરાવી **બાપુસાહેબના** પછી ગુલાબખાંના દિકરા **કાળુબાવાને** ગાદીના વારસ ઠરાવ્યા; પરંતુ તેમનું મન સ્થિર નહિ હોવાને લીધે એવો ઠરાવ થયો કે એમને દિકરાનું ફરજન થાય તો તે આ સંસ્થાનનો ગાદી વારસ ગણાય; આ ઠરાવના પરિણામે સંસ્થાન ઇ. સ. ૧૮૬૮ માં એજન્સી મેનેજમેન્ટમાં લેવામાં આવ્યું.

ઠાકોર **કાલુબાવાનાં** ઠકરાણી **નાનીબાએ** તા. ૧૭-૧૦-૧૮૭૬ સંવત ૧૯૩૨ ના કારતક સુદી ૧ ના શુભ દીને ( બેસતા વર્ષે ) પુત્ર રત્નને જન્મ આપ્યો. એમનું નામ **કેસરખાનજી** રાખવામાં આવ્યું. જેઓ **વજીરીઆના** હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોર સાહેબ **કેસરખાનજીને** સરકારે ગાદી વારસ ઠરાવ્યા અને તેઓની ઉંમર વિદ્યાભ્યાસ કરવા લાયકની થઇ એટલે તેઓને **રાજકોટ** રાજકુંમાર કૉલેજમાં મૂકવામાં આવ્યા. જ્યાં પુરતી કેળવણી લઇ પાંચ વરસ વીત્યા બાદ તેઓ સંસ્થાનમાં આવ્યા. જ્યાં જમિઑફીસમાં ઑફીસીયલ કામ શીખવવામાં આવ્યું. પોતે જન્મથીજ ચંચળ અને ચાલાક હોવાથી ટુંક મુદતમાં રાજ્ય પ્રકરણી કામોની સંપૂર્ણ માહેતી લીધી એથી એમની લાયકાત જોઇ એજન્સીએ કંટ્રોલ ઉઠાવી લીધું અને સંસ્થાન તેઓના હસ્તક સોંપવામાં આવ્યું.

---

+ ઇ. સ. ૧૪૭૬ માં **મહમદે જુનાગઢના રા' મંડલીક** પાસેથી **જુનાગઢ** જીતી લીધું ત્યારપછી આ બીજો ગઢ **ચાંપાનેર** જીતવાથી બે ગઢ જીત્યા તેથી એનું નામ "**મહમદ બેગડો**" એવું પડ્યું હતું.

આ શુભ પ્રસંગની ક્રિયા કરવા રેવાકાંઠાના તે વખતના પોલીટીકલ એજન્ટ મહેરબાન ડબલ્યુ ડોટરેટ સાહેબ બહાદુર તથા હજુર ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ સાહેબ મણીભાઇ હુરીભાઇ તેમજ ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ માણેકલાલભાઇ વિગેરે ઑફીસર સાહેબોએ વજીરીએ પધારી તા. ૯-૧૦-૧૮૯૬ ના રોજ હાલના ઠાકોર સાહેબ કેસરખાનજીને રાજ્યાભિષેક કર્યો, ત્યારથી તેઓ આજ પર્યંત બત્રીસ વર્ષ થયાં રાજ્ય અમલ ચલાવે છે. હાલ તેમની ઉમરનું ૫૧ મું વર્ષ ચાલે છે. એમનું પ્રથમ લગ્ન આ મેવાસના વાસણુ સેવડાના ઠાકોર સરદારખાનજીનાં કુંવરી સાથે થયું હતું અને તે પછીનાં લગ્ન ખાટા આસીતરાના ઠાકોરનાં કુંવરી સાથે થયાં છે. વાસણુવાળાં ઠકરાણી મૈયત થયાં છે. તેમને સાહેબખાનજી નામે કુંવર અને એક કુંવરી છે. કુંવરનો જન્મ તા. ૧૩ મી માર્ચ સને ૧૯૦૨ ના રોજ થયો હતો. તેઓ ભવિષ્યના રાજ્યકર્તા છે. એમણે રાજકોટ રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કરેલો છે.

ખાટા આસીતરાવાળાં ઠકરાણીને બાપુસાહેબ તથા અમીદખાનજી એ નામના બે કુંવર છે એ બન્ને રાજકુંમારોએ વઢવાણ કેમ્પની તાલુકદારી ગિરાસીયા કૉલેજમાં વિદ્યાભ્યાસ કરેલો છે.

મર્હુમ ઠકરાણીના કુમાર શ્રી સાહેબખાનજી તથા કુંમાર શ્રી બાપુસાહેબનાં લગ્ન વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં આવેલા માંડવા સંસ્થાનના મીયાં શ્રી પીરૂમીયાંની કુંવરીઓ સાથે થયેલાં છે. તથા તે બન્ને કુવરીઓને બે કુંવરો છે. એમાંના એકનું નામ મહમદખાનજી સાહેબખાનજી અને બીજાનું નામ એહમદખાનજી બાપુસાહેબ છે. એમાંના નાના કુમારશ્રીનાં લગ્ન ખાટા આસીતરાના ઠાકોરશ્રીનાં કુંવરી સાથે થયેલાં છે.

વજીરીઆ સંસ્થાનના હાલના ઠાકોરશ્રી કેસરખાનજી સાહેબ ગાદીએ બેઠા પછી એમનું મન રૈયતની આબાદાની વધારવા તથા વેપાર ઉદ્યોગની ખીલવણી કરવા અને પ્રજાહીતના કામોમાં ઉદાર મનથી મદદ આપવા તરફ લાગ્યું. એવામાં સંવત ૧૯૫૬ નો ભયંકર દુષ્કાળ પડયો તે તકે પોતાની રૈયતને તન, મન, ધનથી મદદ આપવા જે ઉત્કંઠા હતી તે બર લાવવાનો અણધાર્યો અને અમુલ્ય પ્રસંગ આવેલો જોઇ એમણે એ સાલનું સંસ્થાનનું તમામ મહેસુલ માફ કર્યું એટલુંજ નહિ પણ દુષ્કાળમાં પીડાતા માણસોને મદદરૂપ થવા વજીરીયામાં એક અનાથગૃહ કાઢવામાં આવ્યું જેનો લાભ સંખ્યાબંધ ગરીબો લેતા હતા.

ખેડુતો અને તેમનાં જાનવરોના નિભાવ માટે તગાવી આપવામાં આવી હતી. જે કામો માટે એકંદર રૂ. ૨૧૦૦૦-૦-૦ ખર્ચ માટે કાઢવામાં આવ્યા હતા અને રૈયતના નિભાવ માટે ત્રણ ઠેકાણે રીલીફ કામો ખોલવામાં આવ્યાં હતાં. સંખેડા મેવાસમાં મહેસુલની માફી અને ખર્ચ માટે આવા કામે મોટામાં મોટી રકમ કાઢનાર વજીરીઆ સંસ્થાનના ઠાકોર સાહેબજ છે.

મહાન યુરોપી વિગ્રહ દરમિયાન નામદાર બ્રિટિશ સરકાર તરફે વફાદારીથી પ્રેરાઇ ઠાકોર સાહેબે રૂ. ૧૫૦૦૦ ની સંસ્થાન તરફની અને રૂ. ૨૦૦૦૦ રૈયત તરફથી મળી કુલ રૂ ૩૫૦૦૦ (પાંત્રીસ હજારની) લોન લીધી હતી અને તેમ કરી આખા મેવાસમાં બ્રિટિશ સરકાર તરફે વફાદારીનો અગ્રેસર ભાગ લીધો હતો એટલુંજ નહિ પણ વિગ્રહના અંગની કેટલીક સંસ્થાઓના ફંડમાં અવરનવર સારી રકમોનો ઉદાર ફાળો આપ્યો હતો, તેમજ રીક્રુપ મોકલવામાં પણ આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

શ્રીમાન્ ઠાકોરશ્રી કેસરખાનજી સાહેબનાં આવાં લોકહિતનાં કામો તેમજ બ્રિટિશ

સરકાર તરફની વફાદારી અને રાજ્ય વહીવટની નિર્મળ કારકીર્દી ધ્યાનમાં લઈ નામદાર હિંદુસ્તાનની સરકાર તરફથી સને ૧૯૧૧ માં કોરોનેશન મેડલ મળેલો છે, તેમજ તા. ૧-૧-૧૯૧૫ ના રોજ કૈસ-રે-હિંદ સીલ્વર મેડલ મળેલો છે. એ આપવાની શુભ ક્રિયા તા. ૨૬ જુન સને ૧૯૧૫ ના રોજ મુંબાઇના ગવર્નર નામદાર લોર્ડ વીલીંગ્ડન સાહેબ બહાદુરે પુનામાં રીસેપસન દરબાર ભરી કરી હતી. આવુ અત્યુત્તમ માન મેવાસના ઠાકોરોમાં ફક્ત વજીરીયાના ઠાકોર સાહેબ એકલાજ મેળવવા ભાગ્યશાળી થયા છે.

વજીરીઆમાં એક સ્ટેટ ડીસ્પેનસરી ખોલવામાં આવી છે તેના નિભાવ માટે સંસ્થાન તરફથી રૂ. ૨૯૦૦૦ ની ગર્વનમેન્ટ લોન લેવામાં આવી છે. જેના વ્યાજમાંથી દવાખાનાના ખર્ચનો નિભાવ થાય છે. આ દવાખાનાનો લાભ બહારગામના દરદીઓ પણ વિશેષ પ્રમાણમાં લે છે. ડીસ્પેનસરીથી આસરે દોઢ માઇલ સુધી પાકી સડક બંધાવવામાં આવી છે અને તે સડકની બન્ને બાજુએ લીંમડાના એક સરખી હારમાં સુંદર વૃક્ષો આવવાથી એનો સુંદર દેખાવ દ્રષ્ટીગોચર થાય છે.

સંસ્થાન તરફથી એક ગેસ્ટહાઉસ બાંધવામાં આવ્યું છે. તથા તેને જોડીને એક ટેનીસ ગ્રાઉન્ડ પણ બનાવવામાં આવ્યું છે. વળી મુસાફરો અને ફકીરો માટે સગવડવાળી એક ધર્મશાળા બંધાવવામાં આવી છે. રાજ્ય મહેલને લગતો એક નાનો પણ સુંદર બગીચો બનાવવામાં આવ્યો છે અને તેમાં પણ એક ગેસ્ટહાઉસ બાંધવામાં આવ્યો છે.

આ સંસ્થાન રેવાકાંઠા એજન્સીના મુકરર થયેલા કલાસોમાં પાંચમા કલાસમાં મૂકાએલું છે અને સને ૧૯૨૫ થી રેવાકાંઠાના મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબ બહાદુરના સીધા ચાર્જમાં રાખવામાં આવ્યું છે. રેવન્યુ સત્તા પૂર્ણ રીતે છે તેથી તેને લગતી કાનુનો તથા રૂલો સંસ્થાન તરફથી વખતોવખત અમલમાં મૂકી શકાય છે. ફોજદારીમાં ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટનો પાવર જેને અંગે બે વર્ષ સુધીની કેદ તથા રૂ. ૨૦૦૦ સુધી દંડ કરવા અધિકાર છે અને દિવાનીમાં રૂ. ૫૦૦૦ સુધીના દાવા સાંભળી તેનો ઇન્સાફ કરવાની સત્તા છે. આ સંસ્થાનમાં ઠાકોર સાહેબની હજુર કોર્ટ ઉપરાંત એક ન્યાયાધિશ કોર્ટ છે. એ ન્યાયાધિશને ફોજદારીમાં સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટનો પાવર અને દિવાનીમાં રૂ. ૫૦૦ સુધીના દાવાઓ લઇ તેનો ઈન્સાફ કરવાની સત્તા છે. ન્યાયાધિશના અધિકાર પરત્વેના ઠરાવ ઉપરની અપીલ સંસ્થાનની હજુર કોર્ટમાં થઇ શકે છે અને તેનો ઠાકોર સાહેબ જાતે ઇન્સાફ આપે છે અને ન્યાયાધિશના અધિકાર ઉપરાંતના કેસો ઠાકોર સાહેબ સાંભળી તેનો ઇન્સાફ આપે છે. જ્યારે ફર્સ્ટ કલાસના પાવર ઉપરાંતના કેસો રેવાકાંઠા એજન્સીની સેશન કોર્ટમાં જાય છે.

વડોદરા રાજ્યની હદમાં જે વાંટાઓ આવેલા છે તે વાંટા પુરતા નેકનામદાર ઇન્ડિયા સરકારના ઠરાવ નંબર ૩૧૦૩ તા. ૧૮-૮-૯૭ ના આધારે મંજુર થયેલા અધિકાર બાબતની કાનુનોની કલમ ૪ ની પેટા રકમ ૧-૨-૩-૪-૭-૮-૯ અને ૧૨ મુજબ વડોદરા રેસીડેન્ટસીના ઇંગ્રેજી લેટર નંબર ૭-૬-૧૩૯૧૧/૧૯૨૨ ના આધારે ગિરાસ ખાતાનું જાહેરનામું નંબર ૨/ ૧૩-૭-૨૨ નું નીકળેલું તે પ્રમાણે અધિકાર મળેલો છે.

# ઉચાદ સંસ્થાન.

આ સંસ્થાન રેવાકાંઠા એજન્સી તાબાના "સંખેડા મેવાસ" એ નામના જીલ્લામાં આવેલું છે.

આ સંસ્થાન તાબામાં ૮½ ચોરસ માઇલ જમીન અને ૧૨ ગામ છે. તેમાં ૨૩૩૦ માણસની વસ્તી છે. જમીનનો કેટલોક ભાગ ડુંગરી અને કેટલોક સપાટ છે. વસ્તી મુખ્યત્વે કરીને કોળી લોકોની છે. આ સંસ્થાનની ઉપજ સુમારે રૂ. ૨૫૦૦૦ થાય છે. તેમાંથી રૂ. ૬૨૪-૯-૧૦ શ્રીમંત ગાયકવાડ સરકારને ખંડણી બદલ ભરવામાં આવે છે. **મુખ્ય ગામ**-(૧) ઉચાદ. તેમાં ઠાકોરનો દરબાર અને થોડાક વાણીયાઓની તથા બીજી મુસલમાન વીગેરેની વસ્તી છે. (૨) **વાડીયા** ગામે **સં**ખેડા મેવાસના થાણદારની ઓફીસ, દવાખાનુ, **સં**ખેડા મેવાસ પોલીસ સ્ટેસન, ગુજરાતી નિશાળ, પોષ્ટ ઓફીસ અને શાહુકારોની વસ્તી છે.

**ઇતિહાસ**-આ સંસ્થાનનો પાછલો ઇતિહાસ મળી આવતો નથી; પરંતુ એટલું જણાય છે કે ઇ. સ. ૧૪૮૪ માં **ચાંપાનેર**નું રાજ્ય તુટયા પછી આ સંસ્થાનના મૂળ પુરૂષ અહીં આવી વસ્યાનું જણાય છે. અહીંના ઠાકોર પ્રથમ દાયમા જાતના રજપૂત હતા; પરંતુ મુસલમાન બાદશાહોના વખતમાં તેઓ ઇસ્લામ ધર્મ સ્વીકારી મુસલમાન થયા, તેથી તેઓ હાલ "મોલેસલામ" એ ઉપનામથી ઓળખાય છે. અને છેલ્લા ઠાકોર **જીતામીયાં** પ્રકાશમાં આવ્યા છે.

ઠાકોર **જીતામીયાં બાધરબાવા** જુના અનુભવિ અને ઉદાર દીલના હતા, એટલુંજ નહિ પણ ઇસ્લામ ધર્મ ઉપર એમની પુર્ણ શ્રદ્ધા હોઇ એ નીમિત્તે ઉમંગથી ખર્ચ કરતા હતા. રૈયત ઉપર એમનો પૂર્ણ પ્યાર હતો અને તેટલેજ દરજ્જે એમની રૈયત એમને ચાહતી હતી. સંસ્થાનના નોકરો પ્રત્યે એમને પૂર્ણ વિશ્વાસ હતો.

ઠાકોર **જીતામીયાં** સને ૧૯૧૫ ના જુન માસની ૨૪ મી તારીખે મરણ પામ્યા. એમના પછી એમના કુંવર **મહંમદમીયાં** ગાદીએ બેઠા. તેઓ ઉચાદના હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોર શ્રી **મહંમદમીયાં**નાં લગ્ન આ એજન્સી અંદરના **વજીરીયાના** ઠાકોર સાહેબ શ્રી **કેસરખાનજી** તથા **અગર**ના ઠાકોર સાહેબ શ્રી ગંભિરખાનજીનાં કુંવરીઓ સાથે થયાં હતાં. ઠાકોર **મહંમદમીયાં**ને રેવાકાંઠા એજન્સીમાં થયેલા બંદોબસ્ત પ્રમાણે ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટની સત્તા છે.

# ચોરાંગલા સંસ્થાન.

આ સંસ્થાન રેવાકાંઠા એજન્સીના **સં**ખેડા મેવાસ પરગણામાં આવેલું છે. એનો **વિસ્તાર**-૧૬ ચોરસ માઇલ જમીનનો છે અને તેમાં ૨૦૪૫ માણસની **વસ્તી** છે. **વાર્ષિક પેદાશ**-રૂ. ૧૬૦૦૦ ને સુમારે થાય છે. તેમાંથી રૂ. ૬૭-૧૧-૧ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણા બદલ ભરવામાં આવે છે. જમીન સપાટ છે. તેમાં તમામ પ્રકારનું અનાજ પાકે છે.



મહેરબાન ઠાકોરશ્રી મહંમદમીયાં સાહેબ
સ્વસ્થાન ઉચાદ-રેવાકાંઠા.

Lakshmi Art, Bombay, 8.

**મુખ્ય ગામ**—**ચોરાંગલા**. એમાં ઠાકોરશ્રીનો દરબાર અને મહાદેવનું દેવાલય છે.

**ઈતિહાસ**—એવું કહેવાય છે કે **પાલણસિંહજી ગઢ ગાગરણ** છોડીને **ચાંપા** ભીલને મારી **ચાંપાનેર** વસાવી ત્યાં રહ્યા અને ઇ. સ. ૧૩૦૦ થી **પાવાગઢ** ઉપર કિલ્લો બંધાવી ત્યાં રાજ્યધાની કરી. તેમનાથી ૧૧ મી પેઢીએ **પતાઈ** રાજા થયો. એની પાસેથી **મહમદ બેગડાએ પાવાગઢ** જીતી લીધું અને **પતઇ** કામ આવ્યો. એને **ગુલાલસિંગજી, રાયસિંગજી** અને **લાખોજી** એ નામે ત્રણ કુંવર હતા. એમાંના ગુલાબસિંગજીને મુસલમાની ધર્મ સ્વીકારવા આગ્રહ કરવાથી તેણે પોતે આપઘાત કર્યો અને **લાખોજી** પૂર્વમાં નાસી ગયો. **રાયસિંગજીના** કુંવર **પૃથ્વીરાજજી** અને **ડુંગરસિંગજી** એમાંના **ડુંગરસીંગજીએ બારીયામાં** રાજ્યધાની કરી અને **પૃથ્વીરાજજીએ મેવાસ** વિભાગ સર કરી ૭૦૦ ગામ સર કર્યાં. એમના પૌત્ર **લખધીરજીને રાયસીંગજી** અને **ત્રંબકજી** નામે કુંવર હતા. તેમાંના **હમીરસિંગજીએ** ગઢ **મોહણનો** ગઢ બંધાવ્યો અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. અને **ત્રંબકજીના** પાટવી કુંવર **પ્રતાપસીંગજીને છોટા ઉદેપુર** મળ્યું અને બીજા કુંવર **ઉદયસિંહજીને ચોરાંગલા** મળ્યું.

**ચોરાંગલાની** ગાદીએ **ઉદયસીંગજી** પછી **લખધીરજી, પૃથ્વીરાજી, હિંમતસીંગજી, નહારસીંગજી, ભાવસીંગજી,** અને **હરીસીંગજી** ઉર્ફે **મોટા બાવા** અનુક્રમે ગાદીએ આવ્યા. છેલ્લા **મોટાબાવા** નીરસંતાન ગુજરી જવાથી **દેરોલીના** ભાયાત **જસવંતસીંગજીના** વંશના **રામસીંગજી** સંવત ૧૯૦૫ માં ગાદીએ આવ્યા. તેઓ સંવત ૧૯૫૭ માં ગુજરી ગયા. એમના પછી એમના કુંવર **છત્રસિંહજી** ગાદીએ બેઠા. તેઓ **ચોરાંગલાના** હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોરશ્રી **છત્રસિંહજીને** બે કુંવર અને બે કુંવરીઓ છે. પાટવી કુંવર **સરૂપસીંગજી** તથા નાના કુંવર **જસવતસીંગજી** બન્ને કેળવણી લે છે. મોટાં કુંવરી **ચતુરકુંવરબાનું** લગ્ન કાઠીયાવાડ એજન્સીમાં આવેલા **વળા** તાલુકાના કુંવર સાથે થયેલું હતું. બીજાં કુંવરી **ઉમેદકુંવરબાનું** લગ્ન **વડોદરા** રાજ્યમાં આવેલા કલોલ તાલુકાના **લીંબોદરા** સંસ્થાનના ઠાકોરશ્રી **જગતસીંગજી** સાથે થયેલું છે.

આ તાલુકાના તાબામાં આઠ ગામ છે; અને ચાર જીવકદાર ભાયાતો છે. એમને અગાઉના વખતમાં જીવારકમાં ગામો આપવામાં આવેલાં છે; પરંતુ ભાયાતી ગામોમાં મુખી પટેલ નીમવાની અને કમી કરવાની સત્તા તાલુકાની છે. વળી ભાયાતો સરકારી દરબારી કામે તાલુકાને વખતોવખત જોઇતી મદદ આપે તથા તાલુકાના હુકમને માન આપે એવો એજન્સીથી ઠરાવ નં. ૧૨૧૮ તા. ૧૪-૩-૮૮ નો થયેલ છે. વળી આ બાબતમાં ભાયાતોએ ઉઠાવેલી તકરાર ઉપરથી નામદાર **મુંબાઇ** સરકારે ઠરાવ નંબર ૧૧૯ તા. ૩૦-૯-૧૯૧૪ થી ઠરાવ્યું છે કે ભાયાતો **ચોરાંગલા** તાબાના છે અને થયેલા હુકમ પ્રમાણે વર્તવાને બંધાયેલા છે. વળી ભાયાત બીનફરજંદે ગુજરી જાય તો તેની કુલ જીવાઇની જમીન વિગેરે દરબાર ખાલસા કરી શકે છે. આવી બાબતમાં દાખલો જોઇએ તો **અમરોલી** ગામના ભાયાત **સોમબાવા** નિર્વંશ ગુજરી જવાથી નામદાર **મુંબાઇ** સરકારે પોતાના ઠરાવ નંબર ૩૬૭૪ તા. ૩૦-૧૧-૧૮૬૪ થી આ હક્ક તાલુકાનો ઠરાવેલો છે અને તે બાબત **રેવાકાંઠાના** પોલિટિકલ એજન્ટ સાહેબ તરફથી હુકમ નંબર ૩૭૧૫ તા. ૨૯-૧૨-૧૮૬૪ નો આવ્યો હતો. વળી ભાયાતી ગામના ડબામાં નિવારસી જાનવર આવે તે પણ વ્યવસ્થા થવા **ચોરાંગલા** તાલુકે મોકલવા અને ઉપજેલ રકમમાંથી ચોથ ભાગ તાલુકાએ લઇ ત્રણ ભાગ ભાયાતને

આપવા ઠરેલું છે ( જુઓ હુકમ નં. ૭૧ તા. ૨૦–૩–૧૮૮૮ ) ભાયાતો તાલુકા ઉપરની ઘાસદાણાની રકમ પેટે ફાળો આપે છે તેની વિગત રૂ. ૧૪–૯–૧૦ દરોલી રૂ. ૧૫–૬–૨ વડદલા રૂ. ૨૫–૬–૨ ગોકળપુર રૂ. ૭–૧૧–૧ સેર એડા પાસેથી લેવામાં આવે છે. વળી ભાયાત તરફથી રૂ. ૧૩–૧–૩ નજરાણા તરીકે પણ લેવામાં આવે છે.

જ્યારે મોટાબાવાના કુંવર રામસીંગજીને દત્તક લેવામાં આવ્યા ત્યારે તે દત્તક નામદાર મુંબાઈ સરકારે પોતાના ઠરાવ નંબર ૧૬૮૫ તા. ૧૩–૯–૧૮૫૦ થી એ દત્તક મંજુર કર્યું હતું.

હાલના ઠાકોરશ્રી છત્રસિંહજી રામસીંગજી ચૌહાણ જાતના રજપુત છે. તેમનો જન્મ તા. ૯ જુન ૧૮૮૦ ના રોજ થયો હતો અને તા. ૫–૩–૧૮૮૧ એ ગાદીએ આવ્યા હતા. દરમિયાન તાલુકો એજન્સીના વહિવટમાં રહ્યો હતો. જ્યારે તેઓ લાયક ઉમ્મરના થયા ત્યારે ગાદીએ આવ્યા હતા. ઠાકોરશ્રી છત્રસિંહજી ચાલાક બુદ્ધિશાળી અને અનુભવી છે. સ્વભાવ શાન્ત અને મિલનસાર છે. તેમની રૈયતની આબાદાની માટે તેઓ પુરતી કાળજી રાખે છે તેથી લોકોનાં મન શાંત રહે છે.

# ભરૂચ જીલ્લો.

## આમોદ સંસ્થાન.

આ સંસ્થાન ભરૂચ જીલ્લાના આમોદ પરગણામાં આવેલું છે. ત્યાંના રાજ્યકર્તા મોલેસલામ કોમના છે અને તે ઠાકોર સાહેબ લખાય છે.

આ સંસ્થાનની ઉપજ રૂ. ૧૩૦૦૦૦ ની થાય છે. એમાંથી બ્રિટિશ સરકારને કે બીજી કોઈ જગ્યાએ કંઇ રકમ કોઇ પ્રકારની ભરવામાં આવતી નથી. જમીન સપાટ અને ફળદ્રુપ છે. તેની સાથે જમીનના સુધારા પરત્વે રાજ્યકર્તાની જાતી દેખરેખ હોવાથી જમીનનો કસ ઘણોજ ઉત્તમ પ્રકારનો છે. વળી ખેડુતોને કુવા બનાવાના કામે તથા બીજા જરૂરના કામે રાજ્ય તરફથી કિમતી મદદ આપવામાં આવે છે, તેથી ખેડુતો ઉત્સાહથી બહોળા પ્રમાણમાં વાવેતર કર છે. એમાં મુખ્ય વાવેતર કપાસનું હોય છે. મુખ્ય ગામ–આમોદ, એ ભરૂચ જંબુસર રેલ્વે ઉપર આવેલું હોઇ આમોદનું રેલ્વે સ્ટેશન છે, તેથી તૈયાર થયેલો માલ પણ વખતસર રેલ્વે ઉપર ચઢી શકે છે. આમોદમાં ઠાકોર સાહેબના મહેલ ઉંચી જગ્યાએ ઉંચી બેસણીના ભપકાબંધ અને જોવા લાયક છે. આખા મહેલની અંદર રંગબેરંગી આરસ જડેલો છે અને મહેલને વિજળી લાઇટથી સણગારવામાં આવેલો છે. નજીકમાં ઑફીસ માટે સુંદર મકાન બાંધવામાં આવ્યું છે, જ્યાં એસ્ટાબ્લીસમેન્ટના નોકરો અને સ્ટેટ મુખ્ય કારભારીની બેઠક છે. વળી તે ઑફીસ સાથે રાજમહેલનું ટેલીફોનથી જોડાણ કરવામાં આવ્યું છે. તેથી હરવખત ઑફીસથી ખુલાસા મેળવવાની સારી સગવડ છે, એટલુંજ નહિ પણ કોઇપણ બહારના માણસને ઠાકોર સાહેબની મુલાકાત લેવી હોય તો મુખ્ય કારભારી ટેલીફોનથી રાજમહેલમાં ખબર આપે છે અને તે ખબર મળતાંજ ઠાકોર સાહેબ મુલાકાતનો લાભ આપે છે. આમોદમાં વાંટો અને તળપદ એવા બે વિભાગ છે. એમાં તળપદનો વિભાગ બ્રિટિશ સરકારના તાબે હોવાથી ત્યાં મામલતદાર કોર્ટ તથા પોલીસ સબ ઇન્સપેકટરની ઑફીસ છે એ



મહેરબાન સરદાર ઠાકોર સાહેબ શ્રી નાહારસિંહજી સાહેબ
સ્વસ્થાન આમોદ-જીલ્લા ભરૂચ.

Lakshmi Art, Bombay. 8.

સિવાય એક મંદીર મહાદેવનું દેવાલય અને બાદશાહી વખતની એક મસજીદ છે. **આમોદમાં મુખ્ય વસ્તિ**—વાણીયા, બ્રાહ્મણ, પાટીદાર, મુસલમાન અને ઠાકરડાઓની છે. આ સિવાય રેલ્વે સ્ટેશન, તાર ઓફીસ તથા એક સબ પોષ્ટ ઓફીસ છે.

**ઈતિહાસ**—વહીવંચાના ચોપડાઓ પરથી એમ જણાય છે કે યાદવ વંશનો **રાહચંદ** નામનો રાજા પ્રથમ થઇ ગયો. **જુનાગઢ** પાસે **વંથલી** નામના ગામમાં તે રાજ્ય કરતો હતો. રાજાએ માતા દુર્ગા ભવાનીની ઉપાસના કરી અને એવું વરદાન માગ્યું કે મને લાંબુ આયુષ્ય તથા શૂરા યોદ્ધાનું બળ આપો. માતાજીએ આવું વરદાન આપ્યું. દેવીશ્રીએ પોતાના હાથમાંનું કંકણ ઉતાર્યું અને તે રાજાના હાથ પર ચઢાવી દીધું. આની અસર એવી થઇ કે રાજાનું શરીર સામંત ( શૂરા યોદ્ધા ) જેવું થઇ ગયું અને તે દિવસથી તે "ચુડાસમા" કહેવાવા લાગ્યો.

આ રાજાના વંશમાં રાવ **ગાંગેવ** થઇ ગયો. તેણે **ભરાસુર** દૈત્યને મારી નાંખ્યો અને **જુનાગઢ** જીતી લીધું. **જુનાગઢના** રાજાને તેણે જીત્યો હતો અને તેની કુંવરી **મેઘનંદાને** તે પરણ્યો.

પોતાના મુલકમાં એ ઉપરાંત તેણે મોટા મોટા વધારા કીધા. તેના દીકરા **રા'ખેંગારે** ગુજરાતના પ્રસિદ્ધ રાજા **સિદ્ધરાજ** સાથે ઘણા વર્ષ સુધી બહાદુરીથી યુદ્ધ કીધું, ત્યારપછી થોડાં વર્ષ વીત્યાબાદ **ખેંગારના** ભાઇ **ચંદ્રચુડના** કુટુંબમાં **રા'ખેંગાર ઉર્ફે ઘરીયાજી** જન્મ્યો. આ બીજા **રા'ખેંગારના** સંબંધમાં **સૌરાષ્ટ્રના** ઇતિહાસના વૉલ્યુમ ૧ ના પાનાં ૨૩૦–૨૩૧ માં લખાણ છે. તેના કુટુંબનું પેઢીનામું પણ આપેલું છે.

આ **રા'ઘરીઆજીને** ઘણા કુંવરો હતા. તેમાં **જેસંગજી** તથા **રતનસંગજી** પણ હતા. **જેસંગજી જુનાગઢની** ગાદીએ બેઠો. **રા'ઘરીઆજીએ મેવાડના** રાજા **જેચંદ** દલપાંગળા (વળી ગયેલા) ને હરાવી તેનું રાજ્ય લઇ લીધું, અને **જુનાગઢ** આવ્યા પછી પોતાના દીકરા **રતનસીંગને મેવાડની** ગાદીપર બેસાડયો. વિક્રમ સંવત ૧૨૧૭.

પરંતુ તેનાં પરાક્રમો એટલેથીજ અટક્યાં નહિ. થોડા વરસમાંજ (૧૨૨૫–૧૨૪૦ વિ.સં.) તેણે પોતાનું રાજ્ય (૧) **દેવગઢ** (૨) **ચંદા** (૩ **હુદ્દા** અને (૩) **સગરમાં** સ્થાપ્યું. આ બધાં રાજ્યો હાલ પણ હયાતીમાં છે. ત્યારપછી બાર કે તેર પેઢીએ **મેવાડના રતનસિંહજીના** વંશમાં પ્રખ્યાત **દુલારાણાનો** જન્મ થયો.

એના સમયમાં **દિલ્હીના અલ્લાઉદીન ખીલજીએ મેવાડ** પર ચઢાઇ કરી અને તેની પાસેથી તે રાજ્ય લેઇ લીધું. વિક્રમ સંવત ૧૩૨૧ ના ચૈત્ર સુદી સાતમે તે દક્ષીણમાં **મુંગીપોર પાટણ** ગયો. ત્યાં તે દેશના રાજા **ભીમસિંગજી ગોહલની** કુંવરી સાથે તેનું લગ્ન થયું.

ગોદાવરીના પવિત્ર તટ ઉપર યાત્રા કરીને તે એવાજ પવિત્ર આશયથી **નર્મદાના** કાંઠે **ભરૂચ** ગયો. તે સમયમાં એ સ્થાનમાં એક ભીલ રાજા રાજ્ય કરતો હતો. એમ બન્યું કે **બુવા** નામના ગામમાં એક બ્રાહ્મણની કન્યા ઘણી રૂપાળી હતી. ભીલરાજા તેનાથી મોહિત થયો અને તેના લગ્ન માટે માગણી કરી. આ માગણીથી પ્રથમ તો તે બ્રાહ્મણને ભય થયો; પરંતુ જ્યારે તેણે સાંભળ્યું કે એક રજપુત રાજા **ભરૂચમાં** આવ્યા છે ત્યારે તે તેની પાસે ગયો અને તેનું શરણ માગ્યું. ક્ષત્રીય તરીકે બ્રાહ્મણનું રક્ષણ કરવાની ફરજને સાચી કરીને **દુલારાણો ભરૂચથી બુવા** ગયો. તે ભીલ રાજા સાથે લડયો તથા તેને તથા **રઘાના** ભીલને તથા તેની જાતના બીજા ૧૧૪૫ જણને મારી નાંખ્યા; અને આ પ્રમાણે વિક્રમ સંવત ૧૩૨૨ ના મહા

સુદી ૧૦ અને ગુરૂવારે બુવાના રાજ્યની સ્થાપના થઇ. આ રાજ્યને તાબે ૨૪૨ ગામ હતાં. આ ગામ હજી પણ છે. અને તે આમોદની દક્ષીણે આશરે બે માઇલ પર છે.

થોડા વખત પછી દુલારાણાના કુંવર પ્રતાપસિંહજીએ બુવાથી ચાંચવેલ પર ચઢાઇ કરી અને ત્યાંના ભીલરાજા ચંદ્રભાણને મારી વિક્રમ સંવત ૧૩૩૨ ના ચૈત્ર વદમાં રવીવારને દીવસે પોતે તે રાજ્યનો રાજા થયો. તેણે ત્યાં ઘણાં વર્ષ રાજ્ય કર્યું અને તેણે હરિસીંગ નામનો કુંવર હતો.

મધ્ય રાજધાનીથી પોતાનો વિજય હરિસીંગજીએ બધી દિશાઓમાં ફેલાવ્યો. અને પૂર્વમાં ઉજ્જન સુધી તથા દક્ષિણમાં નવસારી તા. ગણદેવી સુધી તે ખંડણી વસુલ કરતો હતો. તે સમયમાં રાજપીપળામાં ભાણા ઠાકોર નામનો રાજા રાજ્ય કરતો રતો. હરિસીંગજી એ તેને તાબે કીધો, અને તેને કેદી તરીકે ચાંચવેલ આણ્યો. અને જ્યારે તેણે એવી શરત કબુલ કીધી કે દરસાલ દશેરાના દિવસે બે ઘોડા, બે સોનાનાં કડાં, પાંચ તલવારો, પાંચ ઢાલો તથા પાંચ જંજાલો (એક જાતની બંદુક) ખંડણી તરીકે આપ્યા કરશે, ત્યારે તેને છોડી દીધો; પછી હરિસીંગના માંડલીક તરીકે તેને તેની ગાદી પાછી આપવામાં આવી.

હરિસીંગજીનો સોભાગ્યચંદજી નામનો દીવાન હતો. આ દીવાનને રાજા સાથે અણબનાવ થવાથી તે પીરમગઢના રાજા મુખડાજીને ત્યાં ગુસ્સામાં જઇ રહ્યો. તેણે મુખડાજીની નોકરી કેટલાંક વર્ષ કીધી પણ તેને મુખડાજી સાથે પણ તકરાર થઇ તેથી મુખડાજીએ તેનો દંડ કીધો અને તેને કેદમાં નાખ્યો. આ બનાવની ખબર હરીસીંગજીને થઈ, તે ઉપરથી પોતાના નોકરને છોડાવી લાવવા ૧૮૦૦૦ રજપુતોનું લશ્કર લેઇને હરીસીંગજી ત્યાં ગયો. ગોહીલ મુખડાજીને હરાવ્યો અને તેને કેદ કરી ચાંચવેલ લાવ્યો. સોભાગચંદજીને ફરી પોતાની નોકરીમાં લીધો. મુખડાએ વચન આપ્યું કે દરસાલ એક ઘોડો, ૪૫ સોના મહોરની કીમતનું કડું, સાત ભેંસો, તથા બનાતનાં ૮૦ ઘોડાનાં ખોગીરો દશેરાના દીવસે ખંડણી તરીકે હું હરીસીંગજીને આપીશ ત્યારે તેને છોડયો. હરિસીંગજીની ઉન્નતિ કેટલે સુધી થઇ હતી તેના ખ્યાલ માટે એટલું જણાવવાનું કે વિ. સં. ૧૩૬૨ માં તેને ત્યાં ૭૨ હાથી હતા.

ચાંચવેલ ગામ કદમાં તેમ મહત્વમાં હાલ નાનું થઇ ગયું છે. તોપણ તે વાગરા તાલુકામાં છે; પણ તેમાં હાલ પણ પ્રથમના રાજાઓનું મકાન છે તે રાજગઢ કહેવાય છે; અને એ ગામની દક્ષિણમાં હાલ પણ એક દરવાજાની કમાન છે. જે હરિસીંગજીના મહેલનું એક અવશેષ છે એમ ખુલ્લું જણાય છે.

મેજર મોનીયર વુલીયમસે આ ગામ સંવત ૧૮૭૫–૧૮૭૬ એટલે ઇ. સ. ૧૮૧૮–૧૯ માં જોયું હતું અને તેનું વર્ણન પોતાની પ્રખ્યાત મીનીટમાં તેણે આપ્યું છે.

હરિસીંગજીના દીકરા ભીમસીંગજીએ પણ ચાંચવેલમાં રાજ્ય ચલાવવાનું ચાલુ રાખ્યું પણ તેના ભાઇ રાજસીંગજીએ પાવાગઢની બીજી બાજુ એક દોડમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. પોતાને તાબે તેણે ૮૪ ગામ જીતી લીધાં અને કાઠીયાવાડમાં તેણે રહેઠાણ કીધું. જ્યાં તેના વંશના હાલપણ મળી આવે છે.

ભીમસીંગજીના વંશમાં રાઘવદેવજી થયો, તેના દીકરા સારંગદેવજીએ વિક્રમ સંવત ૧૩૫૭ થી ૧૩૯૨ સુધી રાજ્ય કર્યું. તેનો કુંવર કલ્યાણસંગજી તેનો કુંવર દેવકરણજી (વિ. સં. ૧૪૪૨). તેના પછી ગુગાવજી, બલ્લાલદેવજી (૧૪૭૪ વિ. સં.), અમરસંગજી, સતાજી,

**કુંભરાજાજી, હુરીસીંગજી, જાલમસીંહજી** (વિ. સં. ૧૪૮૧), **શિઆજી, પરતાપસીંહજી,** અને **સરદેવજી** એ ક્રમમાં એક પછી એક થયા.

**સતાજી**એ પોતાની ગાદી **આમોદ**માં સ્થાપી (વિ. સં. ૧૪૯૨) અને પોતાના નાના ભાઇ **સરદેવજી**ને **દહેજ**ની ગાદીએ બેસાડયો. જેના વંશમાં **દહેજ**ના તથા **જણીયાદરા**ના હાલના ઠાકોરો ઉતરી આવેલા છે. **મિરાતે અહમદી**નો લખનાર **આમોદ** વિષે લખે છે અને તે એવું જણાવે છે કે **આમોદ**ને "મુકાબલાબાદ" કહેતા હતા. **સતાજી** પછી **બનબીરજી, હુરીસીંગજી, બેંગારજી, મહીપાલજી, સારંગજી** (વિ. સં.૧૫૩૧), **મલ્લરાણા** અને **નાગરાણા** એ બધા અનુક્રમે ગાદીએ આવ્યા. છેલ્લા બતાવેલા રાજાને ગુજરાતના રાજા **મહમદ** બેગડાએ **અમદાવાદ** આમંત્રણ કર્યું. તે બળવાન રાજા સાથે દોસ્તી થવાથી **નાગરાણા**એ વિક્રમ સંવત ૧૫૪૨ ના વૈશાખ સુદી ૧૨ અને ગુરૂવારે (ઇ. સ. ૧૪૮૬માં) મુસલમાની ધર્મ અંગીકાર કીધો. ખાસ કૃપાના ચિન્હ તરીકે **મહમદ** બેગડાએ તેને "ખાન"નો ઇલકાબ આપ્યો અને તે દિવસથી તેના વંશજો મોલેસલામ ગરાસીયા કહેવાયા. તે સમયમાં ગુજરાતનો આ બાજુનો ભાગ ગુજરાતના બાદશાહે મોકલેલા વાઇસરોય (પ્રતિનિધિ)ના તાબામાં હતો તે **વડોદરા**માં રહેતો. અને ભરોસા તથા અધિકારની આ જગા ઉપર બાદશાહનો મોટો દીકરો **મુજફ્ફરશાહ** ઉર્ફે **ખાલીલશાહ** હતો. **મુજફ્ફરશાહે આમોદ**માં હીજરી સન ૯૧૧ માં (વિ. સં. ૧૫૪૯ માં) જુમા મસીદ બંધાવી તેના ઉપર લેખ કોતરેલો છે તેનાથી આ વાત સાબીત થાય છે. **મિરાતે સિકંદરી** આ વિષય ઉપર કાંઇ વિશેષ પ્રકાશ નાંખે છે. કારણ તેના પાન ૧૩૫ ઉપરથી એમ જણાય છે કે આ **ખાલીલશાહ હુરીબાઇ** રાણીનો દીકરો હતો. **હુરીબાઇ** ઉપર કહેલા **નાગરાણા**ની કુંવરી હતી. પોતાની મસજીદના સ્થાન માટે **ખાલીલશાહે આમોદ** શા માટે પસંદ કીધું. તેનું કારણ આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ એટલે **આમોદ** પોતાના દાદાની રાજધાની છે.

ઘણો સમય ગયા પછી **નાગરાણા**ના વંશમાં **ભારમલજી** અને **વાઘજી**નો જન્મ થયો. **વાઘજી**ને **કેરવાડા** આપવામાં આવ્યું. તેના વંશજો **કેરવાડા**માં હાલમાં પણ કર્તાહર્તા છે અને **ભારમલજી આમોદ**માંજ રહ્યા.

પોતાના મામાના ગામ **નાપાડ**માં **ભારમલજી** હતા, ત્યારે તેમના પિતા ગુજરી ગયા. આ સમયમાં આ જીલ્લામાં પેશ્વાનો અધિકાર સર્વ શ્રેષ્ઠ હતો. પોતે **આમોદ**ની ગાદીનો હક્કદાર વારસ છે, એમ **વાઘજી**એ અરજ કરી. તે ઉપરથી પેશ્વાના અધિકારીએ તેને **આમોદ** માટે સનદ કરી આપી; પરંતુ પાછળથી **ભારમલજી**એ જાહેર કીધું કે પાટવી કુંવર તો હું છું માટે મારો હક્ક છે. પછી **આમોદ** તેને આપવામાં આવ્યું અને **વાઘજી**ને **કેરવાડા** અને તેના તાબાના ગામોમાં પાછા જવું પડયું. તેણે પોતાની જુદી ગાદી ત્યાં જમાવી અને **કેરવાડા**ના હાલના ઠાકોરોને ડંકા નિશાનનો જે હક્ક છે તેનું કારણ તેજ છે.

આ નિશાન તથા વાવટાના કપડાંનો રંગ પીળો છે જેથી જણાય છે કે આ ગાદી પેશ્વાના સામ્રાજ્ય નીચે સ્થપાયલી હતી. પેશ્વાના લશ્કરનાં નિશાનના વાવટાઓનો રંગ પીળો છે.

એથી ઉલટું **આમોદ**ના ઠાકોરો પુરાતનકાળથી પોતાના નિશાનોના તથા ડંકાની ખોળના કપડાનો રંગ કાળોજ રાખી રહ્યા છે. કારણ કાળો રંગ જાદવ વંશનો છે. જેના વંશમાં ઉતરેલા **આમોદ**ની ગાદીવાળા પોતાને ગણે છે.

ભારમલજી આમોદમાં રહ્યો તેનો હામોજી, જેસંગજી, અને ગજાજી એમ ત્રણ કુંવર થયા. સૌથી મોટો કુંવર આમોદની ગાદીએ બેઠો અને ગજાજીને આમોદ તાલુકાનું ખાદીપુરા ગામ આયદા તરીકે અપાયું.

આ પ્રસંગને લીધે ખાદીપુરા ગામ ગજાપુરા કહેવાયું આ ગામ આમોદની હદમાં આવેલું છે હાલ તે ઉજજડ છે.

ગજાજીના વંશજો હાલ આમોદમાં રહે છે. જેસંગજીને પાંચ દીકરા હતા. તેમાંના સૌથી મોટા સારંગજીને આમોદની ગાદી મળી. બાકીનાને તેમના ગુજરાન માટે જમીન આપવામાં આવી જે આયદા કહેવાય છે. આ દીકરાઓ પૈકી ચાહડા રાણા વગર વારસે ગુજરી ગયો તેથી તેને આપેલી જમીનો ગાદીમાં પાછી ભળી ગઇ. ત્રીજા દીકરા એગારજી અને ચોથા દીકરા જીતસીંગજીના વંશજો હાલ વાગરા તાલુકાના પહાજ ગામમાં છે. પાંચમા દીકરા દલપતજીને ભડકોદરા તથા બીજા ગામોમાં જમીન આપવામાં આવેલી અને તેના વારસો આમોદ તથા કેરવાડામાં મળી આવે છે.

સારંગજીના સૌથી મોટા દીકરા દુલાજીના મરણ પછી તેનો બીજો દીકરો વિ. સં. ૧૭૮૦–૮૧ માં ગાદીએ બેઠો. મરણ વખતે તેની પાછળ કાંઇ સંતાન હતું નહિ તેથી તેના ભાઇ જીતસીંગને ગાદી મળી. તેને બે કુંવર હતા. હિંમતસિંગજી અને જીતસિંહજી તેમાંના મોટાને વિ. સં. ૧૮૦૯–૧૦ માં ગાદી મળી.

આ રાજા પોતાની વિદ્વતા તથા હોંશિયારી માટે પ્રખ્યાત હતો. તેના વખતમાં આમોદ માં ઘણા સંસ્કૃત પંડીતો તથા શાસ્ત્રીઓ હતા. એ ઉપરાંત ત્યાં ઘણા કુશળ બારોટો હતા. તેમાંના એક કવિ જસુરામને હાલ પણ બધા યાદ કરે છે. વ્રજભાષામાં રાજનીતિ ઉપર તેણે ગ્રંથ રચ્યો છે. જે રાજાઓ તેમજ બીજાને ઘણો ઉપયોગી તથા જ્ઞાન આપનારો છે. આમોદનો મોટો ભાગ વાંટામાં વસતો હતો. આ રાજાના દરબારમાં અગીઆર સરદારો હતા. જેમને પાલખીમાં ફરવાનો ખાસ હક્ક હતો. તેમનાં કુટુંબનાં નામ રાવળજી, ચકલીઆ, વાંસીયા વીગેરે હતા. હિંમતસીંગજીએ એક પરૂં વસાવ્યું અને તેને પોતાના નામ પરથી હિંમતપરા નામ આપ્યું.

વાંટાની હદમાં દક્ષિણ બાજુએ ધનાજી ખાડામાં હાલ તે છે તેજ પ્રમાણે તેના કાકા માલરાણાના વખતમાં માલપરૂ વસાવેલું. આમોદ વાંટામાં રબારીવાડા પાસે હાલ તે છે. હિંમતસિંગજી વિ. સં. ૧૮૪૧ માં ગુજરી ગયો. તે સંતાન વગર ગુજરી ગયા તેથી તેનો ભાઇ દીપસિંગજી વારસ થયો. એમ કહેવામાં આવે છે કે હિંમતસિંગજીના વખતમાં ભરૂચનો માજી નવાબ મોજુજખાન લશ્કર લેઇને આમોદ આવ્યો. આમોદ પરગણા ઉપર પેશ્વાએ નવો કુમાવીશદાર નીમ્યો હતો તેને કેદ કીધો. નવાબના હાથીની આગળ રાખીને કેદી તરીકે આ અધિકારીને પગે ચાલતો આમોદના બજારમાંથી લેઈ જતા હતા ત્યારે તેણે આજે બને છે તે પેશ્વા સરકારને અપમાન અપાય છે. અને આવું અપમાન ઠાકોરે સહન કરવું જોઇએ નહિ એવું હરિસિંગજીને કહેવડાવ્યું. તે ઉપરથી હરિસિંગજી એકદમ ત્યાં ગયો અને કુમાવીસદારની બેડીયો કઢાવી તેને છુટો કરાવ્યો.

દિપસિંગજી વિ. સં. ૧૮૪૮ માં ગુજરી ગયો તેને ત્રણ દીકરા હતા. જેમાંનો સૌથી મોટો અભેસિંગજી ઉર્ફે અઝીમ–ઉદ્દીન ખાનસાહેબ ગાદીએ બેઠો. છત્રસિંગજી અને ગુલાબસિંગજીએ તેના નાના ભાઇઓ હતા. જેમને પોતાના ગુજરાન માટે રૂ. ૧૫૦૦ ની આવક વાળી જમીન વિ. સં. ૧૮૫૦ માં મળી.

છત્રસિંગજીને કાનપુરીઆ અને બીજાં ગામ મળ્યાં અને ગુલાબસિંગજીને નાડા અને બીજાં ગામ મળ્યાં.

ગુલાબસિંગજી સંતાન વગર ગુજરી ગયા તેથી તેમની જમીનો વિ. સં. ૧૯૨૭ માં ગાદીમાં પાછી આવી.

અભેસિંગજીના સમયમાં વિ. સં. ૧૮૭૭ ( ઈ. સ. ૧૮૨૧ ) ઑનરેબલ મોન્સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન મુંબઇનો ગવર્નર હતો. તેમણે કરેલી ગુજરાતની મુસાફરી દરમિયાન આમોદ તાલુકાના સરભાણ ગામે તેમનો તંબુ ઠોકવામાં આવ્યો. તેમની મુલાકાત લેવાની ઇચ્છા મહારાણા અભેસિંગને થઇ. ગવર્નરની મુલાકાતનો સમય સાંજના ૪ (ચાર) અને ૫ (પાંચ) ની વચમાં હતો; પરંતુ અભેસિંગજી ચુસ્ત પવિત્ર મુસલમાન હતો. તેને ખંભાતના શ્રદ્ધાળુ નવાબ મોમીનખાન જે તેની ફોઇ લાડુબા સાથે પરણ્યો હતો તેની સાથે દોસ્તી બંધાવાથી તેણે સાંજના ચાર વાગ્યા પછીનો સમય ઇશ્વર પ્રાર્થના અને ભક્તિમાં ગાળવામાં પોતાના જીવનનો નિયમ કરી દીધો હતો. ગવર્નરની મુલાકાતનો સમય તેને અનુકૂળ ન્હોતો, અને પોતાના કર્તા પ્રત્યેની સેવામાં સાંસારિક સ્વાર્થોને તે આડે આવવા દે તેવો તે ન્હોતો. તેથી આવી મુલાકાતનું માન તેણે જતું કર્યું; પરંતુ ગવર્નર ટંકારીઆ ગયો ત્યાં તેમની પાછળ તે ગયો. ત્યાં પણ એજ મુશ્કેલી ફરી ઉભી થઇ અને તેનું પરિણામ પણ તેવુંજ નિરાશાજનક આવ્યું. છેવટે મહારાણાની આવી આદર્શ પવિત્રાઇની મી. એલ્ફીન્સ્ટનના પર લાભકારક અસર થવાથી મુલાકાતના કલાકના સંબંધમાં તેણે પોતાના નિયમને તેના માટે બદલ્યો, અને સંગ ગોવાલી નામના ગામમાં બપોરના ૧૨ અને ૨ ની વચમાં એક દીવસે તેની મુલાકાત લીધી. અભેસિંગે તેને એક ઘોડો નઝર તરીકે અરપ્યો, અને તેના બદલામાં તેને પોતાને તથા તેના ભાઇઓ છત્રસિંગજી તથા ગુલાબસિંગજી તથા તેના ભત્રીજા જસવંતસિંગજીને ખીલાતો આપવામાં આવી.

આ રસમય બનાવ સંસ્થાનના પ્રધાન રાણા તખતસિંગજીના જણાવવા પ્રમાણે બતાવવામાં આવ્યો છે. તખતસિંગજી હજી પણ જીવે છે અને તેઓ ૯૦ વરસની માનનીય ઉમ્મરે પહોંચ્યા છે.

અભેસિંગજી વિ. સં. ૧૮૮૧ માં ગુજરી ગયો અને પ્રથમ તો તેના ભત્રીજા જસવંતસિંગજીને ગાદીનો કબજો સોંપવામાં આવ્યો. કેમકે એવું કહેવામાં આવતું હતું કે તેનો પોતાનો દીકરો જીતસિંગજી બનાવટી હતો; પરંતુ પાછળથી પોતે મહારાણાથીજ પેદા થયેલો કાયદેસર વારસ છે, એવો પોતાનો દાવો જીતસિંગજીએ સાબીત કરવાથી તથા મુંબઇ સરકારે તેને કાયદેસર વારસ સ્વિકારવાથી વિ. સં. ૧૮૮૩ ના અસાડ વદી ૧૧ ને રોજ તે આમોદની ગાદીએ બેઠો. જીતસિંગજી વિ. સં. ૧૯૦૫ ના ચૈત્ર માસના અરસામાં ગુજરી ગયો તેના પછી તેનો દીકરો દીપસિંગજી તેનો વારસ થયો; પરંતુ તે વિ. સં. ૧૯૦૭ ના આસો સુદી ૧૩ ને રોજ વાડીયામાં મરી ગયો.

પરંતુ કેટલાક દગાખોર માણસોએ તેના મરણની વાત છુપાવવાનો પ્રયત્ન કીધો; પરંતુ તેના વારસ છત્રસિંગજીએ તેમની ખટપટ ઉઘાડી પાડી, અને પોતાનો દાવો મુંબઇ સરકારમાં નોંધાવ્યો.

તેની અરજીના સંબંધમાં તપાસ ચાલતી હતી તે દરમિયાન કમનસીબે છત્રસિંગજી વિ. સં. ૧૯૦૮ ના ભાદરવા સુદ ૬ છઠને દિવસે ગુજરી ગયો. તેના મરણ પછી તેના કુંવર જસવંતસિંગજીએ સરકારમાં અરજી કીધી કે દીપસિંગજી ગુજર્યો નથી. એવું જાહેર કરવાને અને તેની જગાએ વડોદરાના વહોરા મલેકભાઇ સેખભાઇનો દીકરો શાભઈ જેને રૂ. ૭૦૦ માટે ગાયકવાડ બળવંતરાવ આનન્દદેવ મારફત વેચાતો લીધો હતો. જે ગાયકવાડ જીતસિંગજીની માસીનો દીકરો હતો. તે શાભઇને દીપસિંગજી તરીકે ઉભો કરવાની ખટપટ મરનાર ઠાકોર જીતસિંગજીની હિન્દુ રાણી તખતબાના બાપ ભાઇબા હુમીરજી, રાણી સરદારબા, દેસાઇ લક્ષ્મીરામ હરરાય, બાળમુકુંદ પ્રાણનાથજી, મજમુદાર સદાશીવલાલ, દ્વારકાંદાસ આનંદરાય, અને બીજા નોકરો કરે છે.

આ અરજી થયા પછી જસવંતસિંગજીના દીકરા ફતેસિંગજી બ્રિટિશ સરકાર તથા ગાયકવાડ સરકારની કોર્ટમાં દાવા કીધા અને તે દાવા વિ. સં. ૧૯૦૭ થી વિ. સં. ૧૯૧૧ સુધી પહોંચ્યા. પરિણામ હીઝ હાઇનેસ ગણપતરાવ ગાયકવાડને ખાત્રી થાય તેમ સાબીત કરવામાં આવ્યું કે દીપસિંગજી ગુજરી ગયો છે. અને શાભઇ વહોરા મલેકભાઇનો દીકરો છે.

આ ફેંસલો થયા પછી સદરહુ રાજદ્રોહીઓ વિરૂદ્ધ બ્રિટિશ સરકારની કોર્ટમાં ફરિઆદ કરવામાં આવી. અને તે કેસ ભરૂચના ડીસ્ટ્રીકટ મૅજીસ્ટ્રેટ મી. જેનકીન્સ તથા આસીસ્ટન્ટ સેસન જજ મી. મેકરાયરની સમક્ષ ચાલ્યો. ડીસ્ટ્રીકટ મૅજીસ્ટ્રેટે તેમને ગુન્હેગાર ઠરાવ્યા અને તેનો ફેંસલો સુરતના સેશન જજે વિ. સં. ૧૯૧૧ માં બહાલ રાખ્યો. આ લાંબા તથા દુઃખભર્યા કેસની લાંબી વિગત " કાવતરાનો કેસ " નામના ચોપાનીઆમાં આપેલી છે.

આ બધું ચાલતું હતું તે દરમિયાન ખરો વારસ કોણ તે વાતનો નિર્ણય થવો બાકી હતો. અને ગાદી સરકાર જપ્તીમાં હતી; પરંતુ જ્યારે મહારાણા જસવંતસિંગજી છત્રસિંગજીએ પોતે કાયદેસર વારસ છે એમ સાબીત કર્યું, અને કોર્ટોએ તેને વારસાનું સર્ટિફિકેટ આપ્યું. ત્યારે તેના બાપદાદાની ગાદી તેને સોંપવાનો ઠરાવ બ્રિટિશ સરકારે કીધો. અને ભરૂચના કલેકટરે સન ૧૮૫૮ ના જાન્યુઆરીના પોતાના પત્રથી આમોદ મામલતદારને હુકમ કીધો કે મહારાણાને તેના બાપદાદાની ગાદીપર બેસાડવો.

આ વાત વિ. સં. ૧૯૧૪ ના ફાગણ વદી ૬ અને શનીવારે બની; પરંતુ જસવંતસિંગજી વિ. સં. ૧૯૧૭ ના ભાદ્રપદના શુક્લપક્ષમાં ગુજરી ગયો. તેઓ બે કુવર પાછળ મૂકી ગયો. મોટો ફતેસિંગજી અને નાનો અભેસિંગજી. ફતેસિંગજી આમોદનો ઠાકોર થયો અને અભેસિંગજીને ચાંચવેલ વિગેરે ગામોમાંથી રૂ. ૧૫૦૦ ની આવકનો આયદા આપવામાં આવ્યો. મહારાણા ફતેસિંગજી વિ. સં. ૧૯૧૭ માં ગાદીએ બેઠા. તેમને પાંચ કુંવર હતા. સૌથી મોટા ઇશ્વરસિંગજી, હરિસિંગજી, છત્રસિંગજી. બાપુસાહેબ, અને હુમીરસિગજી.

એ જાણવા જેવું છે કે આ ગાદીના વારસા માટે બે વખત તકરાર ઉઠેલી. એકવાર મહારાણાશ્રી અભેસિંગજીના વખતમાં અને ફરી તેમના દીકરાશ્રી જીતસિંગજીના વખતમાં. આમાંની પ્રથમ તકરાર ઉભી થઇ તે સમયમાં પેશ્વા સરકારનું રાજ્ય આ પ્રાંતમાં સર્વોપરી હતુ. અભેસિંગજીને ઘણી પત્નીઓ હતી તેમાંની એક રજપુતાણી હતી તેનું નામ પરતાપબા હતું. તેને તખતબા નામની બેન હતી. તેનું લગ્ન શ્રી આનંદરાવ ગાયકવાડ ઉર્ફે અબા સાહેબ સાથે થયું હતું. તેનું લગ્ન થયા બાદ થોડા સમય પછી તેને દીકરો થયો. જીતસિંગજી;

પરંતુ અભેસિંગજીએ તેને પોતાના દીકરા તરીકે ગણવાની ના પાડી. તેથી પરતાપબાએ ગાયકવાડના લશ્કરની મદદ માગી અને તેની બેન તખતાબાના લાગવગથી આવી મદદ તેને મળી. પરતાપબાએ આમોદ પર લશ્કર સાથે ચઢાઇ કરી; પરંતુ અભેસિંગજી પાસે યુદ્ધ માટેની સામગ્રી ન્હોતી તેથી દારૂ તથા ગોળીઓનો મોટો જથો ખરીદ કરવો પડયો. આ બધુ તેને મળી શકત નહિ; પરંતુ પેશ્વાના કુમાવીસદાર વિષ્ણુપંત મામાએ તેને જબરી મદદ કરી. હિન્દુસ્તાનમાં બ્રિટિશ સરકારે જ્યારે બધા લોકોનાં હથિયાર લેઇ લીધાં અને શસ્ત્ર રાખવાની મના કરી તે સમયે ઉપર કહેલા દારૂગોળાના અમુક ભાગ મહારાણાશ્રી જીતસિંગજીના સમય સુધી આમોદ દરબારમાં હતો, અને તેને બ્રિટિશ સરકારે પોતાને સ્વાધીન લીધો હતો. આ બધી તૈયારીઓ બન્ને બાજુ તરફથી થયા પછી વિ. સં. ૧૮૭૩ માં સખત લડાઇ થઈ તેમાં પરતાપબાની જીત થઇ અને તેણે જીતસિંગજી સાથે આમોદમાં પ્રવેશ કીધો, અને ગાયકવાડના તમંચી નામના સીદી જમાદારના હાથ તળે પચાસ સ્વારો જીતસિંગજીના અંગ રક્ષક તરીકે મૂક્યા.

આ બનાવ પછી થોડા સમયમાં અંગ્રેજ સરકારનું ગુજરાતમાં સર્વોપરી રાજ્ય થયું. અને જંબુસરના તે સમયના કુમાવીસદારની મદદથી અજેસિંગજીએ આમોદનો કબજો લીધો.

ખોરાકી માટે વાડીયા ગામ જીતસિંગજીની માને આપીને તેનું સમાધાન કરવામાં આવ્યું. ત્યારપછી તે બાઇ હમેશાં શાંતપણે તે ગામમાંજ રહી; પરંતુ આ લડાઇના કારણથી સ્ટેટની માલકીનાં ઘણાં દફતરો તથા મહત્વના દસ્તાવેજોનો નાશ થઇ ગયો.

જીતસિંગજીના વખતમાં ગાદીને પુષ્કળ કરજ થયું હતું અને વાંટાની ઘણી જમીનો તેના પરિણામે જસવંતસિંગજીના વખતમાં ગીરો મૂકાઇ હતી. સ્ટેટની આવક ઘટીને ૨૬૦૦૦ ની થઇ ગઇ હતી. આગળ થોડા સમય પછી તેના દીકરા મહારાણાશ્રી ફતેસિંગજીએ તે વખતના સુરતના કલેક્ટર **ટી. સી. હોપ** સાહેબને એવિ વિનંતિ કરી કે ઇન્ડિયા સરકાર પાસેથી ૫ પાંચ ટકા વ્યાજે મને ધીરાવો ( ઈ. સ. ૧૮૬૯ ).

આમ તજવીજ કીધા છતાં પણ કરજ તો અપાયાંજ નહી તેથી મી. **જે. બી. રીચી** સાહેબે સન ૧૮૬૯–૭૦ માં સરકારને રિપોર્ટ કર્યો અને ૧૮૭૧ નો ૧૫ મો આકટ પસાર કરાવ્યો, અને આ પ્રમાણે બધું કરજ આપી દેવાયું. આ એસ્ટેટ સન ૧૮૭૧ થી ૧૮૮૮ સુધી મેનેજરના હસ્તક ૧૭ વર્ષ સુધી રહ્યું.

આ જપ્તી દરમિયાન પોતાના વાર્ષિક રિપોર્ટમાં તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર ખાન બહાદુર પેસ્તનજી જહાંગીરે એમ જણાવ્યું કે ગાદીપર બેસનાર મોટા ભાઇ પાસેથી નાના ભાઇઓ આયદા તરીકે કેટલી જમિન માગી શકે તે નક્કી કરવાની જરૂર છે. આ ઉપરથી મુંબઇ સરકારે ભરૂચના તે સમયના કલેકટર મી. વુઇન્ટરને હુકમ કીધો કે તમારે વિષયપર ઠાકોરને લખવું. પછી આ બાબતમાં મી. વુઇન્ટર તથા ખા. બ. પેસ્તજીની વચમાં પુષ્કળ લખાપડી ચાલી; પરંતુ કુંવર હરિસિંગજીની દુરાગ્રહી આડાઇને લીધે એ બાબતનું કાંઇ સંતોષકારક પરિણામ આવ્યું નહિ.

પરંતુ આ બન્ને ગૃહસ્થોની સારી સમજ પરિણામે ફલીત થઇ અને તે ગૃહસ્થોએ ઠાકોરને આ બાબતમાં ન્યાય કરવાને અમીન ( પંચ ) નીમવાથી આયદા જમીનો કેટલી આપવી તે તેમણે નક્કી કર્યું અને પોતાનો ફેંસલો સુરતના ફર્સ્ટ ક્લાસ સબ જડજને ત્યાં ફાઇલપર

મૂકાવ્યો તે ઉપરથી તે કોર્ટે હુકમનામું કરી આપ્યું. ગાદીના વારસ ઈશ્વરસિંગજી ૧૮૯૬ ના ડીસેમ્બરની ૩૦ તારીખે ગુજરી ગયા. પોતાની પાછળ નહારસિંગજી તથા જીતસિંગજી નામના બે કુંવર મૂકી ગયા. પ્રથમના નહારસિંગજી મોટા દીકરાના પણ મોટા દીકરા હોવાથી ગાદીના ચાલુ વહીવટ પ્રમાણે તથા પ્રથમના દાખલાઓ પ્રમાણે ગાદીએ આવનાર પાટવી પ્રથમ થયા અને પછીથી ઠાકોર થયા.

ગાદીના પાટવી મોટા દીકરા ઇશ્વરસિંગજીનું મરણ તા. ૩૦ ડીસેમ્બર ૧૮૯૬ ને રોજ થયા બાદ ઠાકોરના નાના દીકરા હરિસિંગજીએ એમ માન્યું કે હું ઠાકોર ફતેસિંગજીની ગાદીનો પાટવી છું તેથી મહારાણા ફતેસિંગજીના મોટા દીકરાનો મોટો દીકરો જીવતો હતો તેમ છતાં ઉપર જણાવ્યા પ્રમાણે તેણે દાવો કીધો, અને તકરારો ઉઠાવી, જે પાંચ વરસ ચાલી. મહારાણા ફતેસિંગજી જેમની ઉમ્મર ૭૭ વરસની હતી તેમણે સન ૧૯૦૧માં પોતે વૃદ્ધ થવાથી તથા પોતાના પૌત્રના માર્ગમાં ભવિષ્યમાં કાંઇ અડચણો આવે નહિ એ હેતુથી ઠકરાતનો કબજો તે પૌત્રને સોંપી દીધો, અને હાલના સત્તાધારી ઑનરેબલ સરદાર નારસિંગજીને આમોદના ઠાકોરની ગાદીએ બેસાડયા. માન આપવા યોગ્ય વૃદ્ધાવસ્થા છતાં વૃદ્ધ ઠાકોરનું આરોગ્ય ઉત્તમ હતું. ચસમાની મદદ સિવાય વાંચી તથા લખી શક્તા અને ઘોડે બેસીને બહાર હરી ફરી પણ શક્તા હતા; પરંતુ વિ. સં. ૧૯૫૭ થી સંસાર વ્યવહારના કાર્યથી તેઓ તદ્દન અલગ રહેતા હતા. તેઓ સન ૧૯૦૯ ના ફેબ્રુઆરીમાં ગુજરી ગયા. હાલના ઠાકોર સાહેબ મહારાણા નારસિંગજી ઇશ્વરસિંગજીનો જન્મ સન ૧૮૭૭ ના એપ્રીલની તા. ૪ અને સોમવારે થયો હતો. પોતાના પિતાના તે ત્રીજા પુત્ર હતા. તે સમયમાં પણ એવુંજ ચાલતું કે જમીનદાર અમીર વર્ગના નબીરાઓના શિક્ષણ પર વિશેષ લક્ષ જુના જમાના પ્રમાણે આપવામાં આવતું નહિ; પરંતુ તરૂણ કુંવર નારસિંગજીની બાબતમાં એવું બન્યું નહિ. તેમને સાત વર્ષની ઉમરે આમોદ લોકલબોર્ડની પ્રાઠમીક શાળામાં મૂકવામાં આવ્યા. જ્યાં ગુજરાતીનાં બધાં ધોરણો પુરાં કર્યા તેમજ અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ સંપાદન કર્યું. પોતાની શાળાની કારકીર્દીમાં તેમણે અભ્યાસક તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી. તેમના ઘરના શિક્ષણને પણ વિસારવામાં આવ્યું ન્હોતું. ઘેર તેમને ધર્મનું તથા નીતિનું શિક્ષણ અપાયું. આખું કુરાન તે ભણ્યા અને કેટલાંક ઉર્દુ પુસ્તકો વાંચ્યાં. આટલું થયા પછી તેમના શિક્ષણમાં આસરે દશ મહિનાનો ખાળો પડ્યો. કારણકે આમોદમાં અંગ્રેજી હાઇસ્કુલ ન્હોતી. આ ગાળામાં તેમનું લગ્ન સોળ વર્ષની ઉમરે ખેડા જીલ્લાના આણંદ તાલુકાના નાપાડના ઠાકોર ભારતસંગ બનાજીની દીકરી સાથે સંવત ૧૯૪૯ ના ફાગણ વદી ૭ મે થયું; પરંતુ વધારે ભણવાનો સ્વભાવથીજ તેમને શોખ હોવાથી તેમજ વિશેષ જ્ઞાન તથા માહીતી મેળવવાની તેમની ઇચ્છા હોવાથી જીલ્લાના મુખ્ય સ્થળ ભરૂચ વધારે અભ્યાસ કરવા જવાનો તેમણે આગ્રહ કીધો. તેમની ઇચ્છા માન્ય કરવામાં આવી; અને ભરૂચ હાઇસ્કુલમાં તેમને દાખલ કીધા. ત્યાં એક વર્ષમાં અંગ્રેજી ચોથું ધોરણ માન સાથે તેમણે પસાર કીધું; પરંતુ કમનસીબે એમ માલમ પડયું કે તેમની આંખની શક્તિ નબળી છે. તે સમયમાં મુંબઇના પ્રખ્યાત ડાકટર મેકોનકીની સલાહ આ બાબતમાં લેવામાં આવી. તેણે એવો અભિપ્રાય આપ્યો કે આંખની દ્રષ્ટિ ઘણીજ નરમ છે, અને સલાહ આપી કે નિશાળનું શિક્ષણ છોડી દેવું જોઇએ. કારણ તે સખત અભ્યાસ માથા પર લાદે છે. આ પ્રમાણે જાહેર શાળાના

શિક્ષણના લાભો બળાત્કારે છોડી દેવાની ફરજ પડી; પરંતુ જે શિક્ષણ મળેલું હતું તે જોઇએ તેટલું નહિ જણાયાથી અભ્યાસ ઘેર ચાલુ રાખવો એ ઇચ્છવા યોગ્ય છે એમ વિચાર થયો. તેથી **વડોદરા** રાજ્યના ડાયરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન (મુખ્ય વિદ્યાધિકારી) રાવબહાદુર **હરગોવનદાસ દ્વારકાંદાસ** કાંટાવાળાની ભલામણ ઉપરથી **વડોદરા** રાજ્યના નાયબ દિવાન તથા પછી **વડોદરા** રાજ્યના દિવાન રાવબહાદુર (હાલ સર) **મનુભાઇ નંદશંકર** મહેતા એમ. એ. એલ. એલ. બી. એમણે સુરતના એક નાગર ગૃહસ્થ મી. **નંદમુખરામ હરીરતનરામને** **આમોદ** ઠકરાતના યુવાન વારસના શિક્ષક તરીકે પસંદ કીધા. તેમની પાસે ઠાકોરે ત્રણ વરસ અભ્યાસ કીધો. જે મુદતમાં તેમની માનસિક શક્તિઓનો ઘણોજ વિકાસ થયો. તેનાં સારાં પરિણામો તેમની યશસ્વી જાહેર કારકીર્દી તથા આદર્શ ખાનગી જીવનમાં પ્રત્યક્ષ થયાં છે. ત્યારપછી પોતાના સ્ટેટના કારભારના સંબંધમાં આંતરિક માહીતી પોતાના પિતામહની દેખરેખ નીચે સંપાદન કરવા તરફ તેમનું લક્ષ ગયું. આ કાર્ય તેમણે પાંચ વર્ષ (૧૮૯૬ થી ૧૯૦૧ ઇ. સ.) કીધું. ઉપર જણાવ્યું છે કે આ વર્ષમાં પોતાના પિતામહની હયાતીમાંજ ઠાકોર સાહેબને પોતાના બાપદાદાની ગાદી પર અભિષેક કરવામાં આવ્યો. પિતામહ ત્યારપછી પ્રાચીન આર્ય રિવાજ પ્રમાણે વાનપ્રસ્થમાં ગયા. સન ૧૯૦૦–૧૯૦૧ ના મહાન દુષ્કાળ જેની પાછળ ઉંદરોની આફતને લીધે બીજો દુષ્કાળ પડયો તેને લીધે સ્ટેટની આર્થિક સ્થિતિ આબાદ ન્હોતી. એ કારણથી પોતાના વહીવટનાં પ્રથમનાં વરસો (૧૯૦૩ થી ૧૯૦૮ ઈ. સં.) સ્ટેટની સંપત્તિ સંભાળવા તથા તેની આર્થિક સ્થિતિ સુધારવા તથા મુલકનું ભલું કરવામાં ગાળ્યાં. સ્ટેટનું દેવું ૧૨૨૦૦૦ નું થઇ ગયું હતું. તથા ગણોતની બાકી ૧૬૧૧૯૨ હતી. કાળજીપણે મચ્યા રહીને તથા કાર્ય કરીને આ આખી પરિસ્થિતિને પહોંચી વળ્યા. બધું દેવું વાળી દેવામાં આવ્યું તથા ઓછામાં ઓછી રૂ. ૮૦૦૦ ની દાણ ખેડુતોના ઉત્તમ હિતાર્થે માફ કરવામાં આવી. આનું પરિણામ એ આવ્યું કે સ્ટેટ હાલ આબાદ સ્થિતિમાં છે.

ઑનરેબલ સરદાર **નારસિંગજી** ઇશ્વરસિંગજી સઘળી સાર્વજનિક બાબતોમાં ભાગ લેતા આવ્યા છે. મ્યુનીસીપાલીટીમાં તથા લોકલબોર્ડ તથા જીલ્લાના કાર્યમાં તેઓ સક્રિય ભાગ લે છે. જેના તે અગ્રણી મેમ્બર છે. **આમોદ** કસ્બાની વસ્તી ૪૦૦૦ માણસોની છે. તેનો ત્રીજો ભાગ ખેતી કરનારો છે. મ્યુનીસીપાલીટીનો વહીવટ એવા પ્રકારનો બોજો છે કે જે વાસ્તવે ખેતી કરનારા ભાગ્યેજ ઉપાડી શકે એવી ખાત્રી થવાથી તેમણે એ પ્રશ્ન ઉપાડયો અને જીલ્લાના અધિકારીઓ તેમજ સરકારની સમક્ષ એ વાત મૂકી અને એ બોજામાંથી કસ્બાને મુક્ત કરવામાં તે વિજયી થયા.

હાલના ઠાકોર સાહેબ ઑનરેબલ **નારસિંગજી** ઈશ્વરસિંગજીએ ગુજરાતના તાલુકદારો તથા સરદારોની અડચણોના સંબંધમાં ભારે સેવાઓ કરી છે. તારીખ ૧૨ અકટોબર ૧૯૦૭ ની તારીખે મુંબઇ સરકારને અરજપત્ર કરીને ગુજરાતના તાલુકદારોના હક્ક સરકાર પાસે તેમણે કબુલ કરાવ્યા. ગુજરાતના સરદારોનો રાજ્ય પ્રકરણમાં મોભો નક્કી કરાવવામાં તેમણે કાંઇ સ્વલ્પ ભાગ લીધો છે એમ નથી, અને જ્યારે મોરલી–**મી**ન્ટોના સુધારાની યોજના પ્રમાણે ગુજરાતના તાલુકદારોનું મતાદાર મંડળ ગોઠવવાનું હતું ત્યારે સરદારો તથા તાલુકદારોનું પત્રક તૈયાર કરવામાં તેમણે સરકારને મદદ કરી હતી. નવા સુધારા પ્રમાણે ગુજરાતના તાલુકદારોને મુંબઇની કાયદા બાંધનારી કાઉન્સિલમાં એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક મળ્યો

છે, અને મતાદાર મંડળની પસંદગી આમોદના જુવાન ઠાકોર સાહેબ પર પડી એટલે તીવ્ર રસાકસી થયાં છતાં પણ ૩૨ વરસની ઉમ્મરે મોટી થયેલી કાયદા બાંધનારી કાઉન્સિલમાં ઠાકોર સાહેબને સ્થાન મળ્યું. કાઉન્સિલમાં ગયા પછી તેમણે ભરૂચ-જંબુસર રેલ્વેની યોજના સરકારના લક્ષ પર વારંવાર આણી હતી. આ યોજના લાંબા સમયથી સરકારના વિચાર માટે પડી રહી હતી. છેવટે તે સેક્રેટરી ઓફ સ્ટેટ પાસે મંજુર કરાવી.

હાલના ઠાકોર સાહેબને એક કુંવર નામે જસવંતસીંગજી તથા ચાર કુંવરીઓ તથા એક ભાઇ નામે જીતસીંગજી છે. જે સોળ વરસનો છે તથા કાઠીયાવાડમાં ગોંડલમાં ગરાસીયા સ્કુલમાં અભ્યાસ કરે છે. આ સાલમાંજ ઠાકોર સાહેબ ઉત્તર હિન્દુસ્થાનની મુસાફરી કરી આવ્યા. તે દરમિયાન તેમણે આઠ દિવસ અલ્લાહાબાદમાં પ્રખ્યાત સંગ્રહસ્થાન જોવામાં ગાળ્યા. ત્યાં તેમને ઘણું જોવાનું મળ્યું, અને ખેતીની જે વૈજ્ઞાનિક પદ્ધતિઓ તેમણે સંગ્રહ સ્થાનમાં જોઇ તે જો પોતાના સ્ટેટમાં દાખલ કરવામાં આવે તો પોતાના સ્ટેટની ખેતી અતિશય સુધરે એમ તેમની માન્યતા થઇ. આ હેતુ લક્ષમાં રાખીને તેમણે પોતાના કારભારી મી. હરીલાલ નાનાભાઇને અને પાંચ ખેડુતોને આ નવી પદ્ધતિઓ શિખવા માટે તથા ખેતીનાં હાલનાં નવી પદ્ધતિનાં ઓજારો ખરીદવા માટે મોકલ્યા.

ઠાકોર સાહેબ મુસલમાન હોવાથી આમોદની ગરીબ મુસલમાન વસ્તીની સ્થિતિ સુધારવાને ઘણું કરે છે. તેઓને મફત પ્રાથમિક ભણતર મળે તેને સારૂ તેમણે સાધનો કરી આપ્યાં છે. જેનો લાભ તે ગામના ગરીબ મુસલમાનો લે છે. ભરૂચની અંજુમાને ઇસ્લામ જેણે મુસલમાનોના હૃદયમાં કેળવણી માટે ભારે રસ ઉત્પન્ન કર્યો છે તેના પણ ઠાકોર સાહેબ મેમ્બર છે.

સને ૧૯૨૭ ના જુલાઇ માસની આખરે આખા ગુજરાત અને કાઠીયાવાડમાં અતિવૃષ્ટિનું તોફાન થયું. તે પ્રસંગે આમોદ વિભાગમાં બધી જગ્યા કરતાં વરસાદ તોફાન સાથે વધુ પ્રમાણમાં પડવાથી તથા નજીકની ઢાઢર નદીમાં રેલ આવવાથી આમોદ સંસ્થાનને ઘણું નુકશાન થયું હતું. આ તોફાનના પ્રસંગે આમોદ સંસ્થાનના ઠાકોર સાહેબે પોતાની અને નજીકની બ્રિટિશ રૈયતના રક્ષણ અર્થે અથાગ શ્રમ વેઠયો હતો, એટલુંજ નહિ પણ ગરીબોના નિભાવ માટે ઉદાર દીલથી કિંમતી મદદ તાત્કાલિક આપી હતી.

રેલ સંકટમાં આપતીમાં આવેલો પ્રદેશ જાતે નિહાળવા મુંબઇના નામદાર ગવર્નર સાહેબનું ભરૂચ જીલ્લામાં પધારવું થયું. તે પ્રસંગે તા. ૯-૯-૨૭ ના રોજ નામદાર ગવર્નર સાહેબ બહાદુરનું આમોદમાં પધારવું થયું હતું અને આમોદ સંસ્થાનની હદમાં થયેલું નુકશાન નિહાળી નામદાર ગવર્નર સાહેબ ઘણા દીલગીર થયા હતા. તથા તે સાથેજ આ સંકટ વખતે આમોદ સંસ્થાનના ઠાકોર સાહેબે રેલ સંકટના કામે કરેલી મદદ ધ્યાનમાં લઇ નામદાર ગવર્નર સાહેબે પોતાનો સંતોષ બતાવ્યો હતો એટલુંજ નહિ પણ આમોદ સંસ્થાનના ઠાકોર સાહેબશ્રી નહારસિંહજી સાહેબ સાથે લંચ લઇ તે નામદાર રાત્રે ૧૦॥ વાગે ઉપડી ગયા હતા.

હાલના ઠાકોર સાહેબને ઑનરરી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટની સત્તા આપવામાં આવેલી છે તેમજ તેઓ બ્રિટિશમાં ફર્સ્ટ કલાસ સરદારની પદ્દી ભોગવે છે.



મહેરબાન ઠાકોરશ્રી ઉદયસિંહજી સાહેબ
સ્વસ્થાન સારોદ–જીલા ભરૂચ.

Lakshmi Art, Bombay, 8.

# સારોદ સંસ્થાન.

આ સંસ્થાન **ભરૂચ** જીલ્લામાં **જંબુસર** પરગણામાં આવેલું છે. તેના રાજ્યકર્તા જાતના ગોહીલ રજપુત છે અને તે ઠાકોરની પદ્દીથી ઓળખાય છે.

આ સંસ્થાન તાબાની **જમીન** સપાટ અને કેટલીક વાંગ્રાં કોતરવાળી છે. સપાટ જમીનમાં તમામ જાતના અનાજનું વાવેતર થાય છે. તેમાં **મુખ્ય પેદાશ**—કપાસની છે. આ સંસ્થાનની ઉપજ રૂ. ૩૦૦૦૦ ના સુમારે થાય છે. **મુખ્ય ગામ—સારોદ.** એ **મહી** નદીના પૂર્વ કિનારા પર આવેલું છે. એમાં બ્રાહ્મણ, વાણીયા, રજપુત, પાટીદાર અને ઇતર લોકોની વસ્તી છે. **મહી** નદીના કિનારા ઉપર ઠાકોર સાહેબનો **મહેલ** સુંદર બાંધણીનો જોવામાં આવે છે અને તે નદીના કિનારા પર હોઇ તથા **ખંભાત**નો અખાત નજીક હોવાથી દરરોજ **મહી** નદીમાં દરીયાની ભરતી આવે છે તેથી હવા ખુશનુમા આવે છે. તેમજ ભરતીનો દેખાવ સુંદર નજરે પડે છે. **ખંભાત** શહેર અખાતના કિનારા પર હોઇ આ મહેલ ઉપરથી **ખંભાત** શહેરનો કેટલોક ભાગ નજરે પડે છે. તેમજ રાત્રે **ખંભાત**ના રાજમહેલ તથા **સારોદ**ના રાજમહેલ ઉપરના દિવા એક બીજા જોઇ શકે છે. **ભરૂચ-જંબુસર** રેલ્વેનું **જંબુસર** સ્ટેશન **સારોદ**થી સાત માઇલના અંતરે છે.

**ઇતિહાસ**—ઇ. સ. ૭૭ માં **સાલીવાહન** નામે રાજા દક્ષિણમાં **પેઠણ** નગરમાં થઇ ગયો. એના વંશમાંથી ગોહીલોની ઉત્પત્તિ થયાનું ઇતિહાસો ઉપરથી જણાય છે. **સાલીવાહન** પછી કેટલીક પેઢીએ તેમના વંશજોએ **મારવાડ**માં આવીને **લુણી** નદી ઉપરના જુના **ખેર**-ગઢના ભીલ રાજા **ખેડવા** પાસેથી રાજ્ય જીતી લીધું. અને ત્યાં તેમના વંશજોએ વીસ પેઢી સુધી રાજ્ય ચલાવ્યું; તેમાંના છેલ્લા રાજા **મોહોદાસ** ઉપર **કનોજ**ના છેલ્લા રજપૂત રાજા **જયચંદ** રાઠોડનો પૌત્ર **સીઓજી** ચઢી આવ્યો. તેણે **મોહોદાસ**ને માર્યો તેથી **મોહોદાસ**નો પુત્ર **સેજકજી** ગોહીલોની ટોળી સાથે ઇ. સ. ૧૨૫૦ ના અરસામાં **સૌરાષ્ટ**માં આવ્યો. આ વેળા **સોરઠ**માં રા'**મહીપો** ઉર્ફે **મહીપાળ** નામે રાજા રાજ્ય કરતો હતો તેના કુંવર **ખેંગારે** **સેજકજી**ને આશરો આપ્યો અને **સાપુર**ની આસપાસનાં ૧૨ ગામનો પટો કરી આપ્યો. **સેજકજીએ** પોતાની કુંવરી **વાલમ** કુંવરબાને **મહીપાળ**ના કુંવર **ખેંગાર** સાથે પરણાવી.

**સેજકજી**ના પૌત્ર **મોખડાજી**એ **વાળા** રજપૂતો પાસેથી **ભીમડાદ** અને કોળીઓ પાસેથી ઉમરાળા જીતી લીધાં. વળી કોળી લોકો પાસેથી **પીરમ** બેટ જીતી લઇ ત્યાં પોતાનું રહેઠાણ કર્યું. ઘોઘા જીત્યાની ખબર **દિલ્હી**ના પાદશાહ **જુમ્માખાન**ને થવાથી તે ગુજરાતમાં આવ્યો અને **મોખડાજી** ગોહીલ સાથે લડાઇ કરી. આ પ્રસંગે સંવત ૧૩૫૬ ના માગશર સુદી ૨ ને દીને ગોહેલ **ગોડમલજી** ઉર્ફે **જીતુજી** **પીરમ**થી **કાશી**ની જાત્રાએ ગયા હતા, ત્યાંથી પાછા વળી **ભરૂચ**માં મુકામ કર્યો. ત્યાં **કાવી**ના બ્રાહ્મણ **કીરપાશંકરે** **ગોડમલજી**ની પાસે આવી જણાવ્યું કે **સારોદ**નો **સીધલ** ભીલ અમારી કન્યા માગે છે અને અમારા ઉપર **જુલમ** કરે છે. તમે ક્ષત્રિ છો, ગૌબ્રાહ્મણની રક્ષા કરવી એ ક્ષત્રિઓનો ધર્મ છે, માટે અમારી રક્ષા કરો. આ સાંભળી **ગોડમલજી** તૈયાર થયા અને મનની સાથે વિચાર કર્યો કે આવા અણીના પ્રસંગે બ્રાહ્મણને મદદ કરવી એ મારો ધર્મ છે અને હું જાત્રાએ નિકળ્યો છું તેવા

અવસરે આવો ઉત્તમ પ્રસંગ ફરીને મળશે નહિ એમ વિચારી સંવત ૧૩૫૬ ના આસો સુદી ૧ ને દિવસે **સારોદ** આવી **મહી** નદીના કિનારે મુકામ કર્યો અને **સીધલ** ભીલ સાથે યુદ્ધ કરી તેને તથા તેની સાથેના ૭૦૦ ભીલને માર્યા. આ પ્રસંગે **સીધલ**ની સ્ત્રી સતી થવા તૈયાર થઇ. આ ખબર દરબારના જાણવામાં આવી ત્યારે તેઓ **સીધલ**ની સ્ત્રીને પગે લાગ્યા અને જણાવ્યું કે માજી શ્રાપ દેશો નહિ; જ્યારે તમારો ભીલ બ્રાહ્મણની કન્યા લેવા તૈયાર થયો ત્યારે કન્યાના શીયળના રક્ષણ અર્થે અમે તેને માર્યો છે એટલુ છતાં અમે તમારા ભીલનું નામ અમર રાખીશુ. આ બનાવ પછી **સારોદ**ની ગાદી માટે ગોહેલ બદલી **સીંધા** નામ રાખ્યું અને કાવીના બ્રાહ્મણ **કીર**પાશંકરને કારભારી તરીકે નીમી સંવત ૧૩૫૬ ના આસો સુદ ૧ ને સોમવારે **સારોદ**માં ગાદી સ્થાપી.

આ પ્રસંગે **સારોદ**ના તાબામાં **સામોદ**, કાવી, કેરા વિગેરે ૨૫ ગામો ખાલસાની હદનાં તથા ૭ ગામ **વડોદરા** રાજ્યની હદમાં અને ૭ ગામ **ખંભાત** સ્ટેટની હદમાં હતા.

ગોડમલજીના કુંવર **વીરસિંગજી** અને તેમના પછી **સુરજમલજી** ગાદીએ આવ્યા. એમની અને **મહમદશાહ** પાદશાહ વચ્ચે લડાઈ **થઈ**. તેમાં **જંબુસર** તાલુકાના આખા ગામમાંથી વાંટા રહેવા દઇ બાકીની જમીન ખાલસા કરી. એમના પછી કેટલીક પેઢીએ **ભગવાનસિંગજી** સંવત ૧૮૪૬ ના આસો સુદી ૭ ના રોજ ગાદીએ આવ્યા અને તે પછી **બહેચરસીંગજી**, **હિંમતસીંગજી** અને **ગણપતસીંગજી** અનુક્રમે ગાદીએ આવ્યા. **ગણપત**-સિંગજી સંવત ૧૯૬૮ માં ગુજરી ગયા. એમને **ભગવાનસીંગજી** અને ઉદયસાંગજી એ નામે બે કુંવર હતા. એમાંના **ભગવાનસીંગજી** પોતાના પિતાની હયાતીમાં એટલે સને ૧૮૯૧ માં ગુજરી ગએલા હોવાથી બીજા કુંવર **ઉદયસીંગજી** સંવત ૧૯૬૮ ના ફાગણ વદી ૮ ના દિવસે **સારોદ**ની ગાદીએ તખ્તનશીન થયા. તેઓ **સારોદ** એસ્ટેટના ઠાકોર સાહેબ છે. ઠાકોરશ્રી ઉદયસિંહજી પોતાના સંસ્થાનના કામે જાતે પુરતુ ધ્યાન આપે છે તેમજ બ્રિટિશ ઑફીસરોની પ્રીતિ સંપાદન કરવાથી એમને ગુજરાતના સરદારોમાં ફર્સ્ટ કલાસ સરદારનું માન તા. ૭ મે ૧૯૧૨ ના ઠરાવથી આપવામાં આવ્યું છે. તેમજ એમને ક્રિમીનલ પ્રોસીજર કોડ કલમ ૧૭૪-૧૯૦ પેટા કલમ ૧ એ. બી પ્રમાણેની સત્તા આપવામાં આવેલી છે. (જુઓ **બૉમ્બે** સીવીલ લીષ્ટ ૧૯૨૭ પાનું. ૨૦૫. )

# ખેડા જીલ્લો.

## જનોડનું રાજ્ય.

આ સંસ્થાન **ખેડા** જીલ્લાના **ઠાસરા** તાલુકામાં **મહી** નદીના પશ્ચિમ કિનારા પર આવેલું છે.

**સીમા**—એની ઉત્તરે **લુણાવાડા**નું રાજ્ય, દક્ષિણે **ઠાસરા** તાલુકો, પૂર્વે **પંચમહાલ** જીલ્લો ને પશ્ચિમે **વાડાસીનોર**નું રાજ્ય આવેલું છે.

આ સંસ્થાનનો વિસ્તાર બીજા ગામો સાથે ૨૫ ચોરસ માઇલ જમીનનો છે. તેમાં વસ્તી ૩૩૦૯ માણસની છે. **વાર્ષિક પેદાશ**-રૂ. ૨૫૫૯૧૧ ની સુમારે જંગમ સિવાયની થાય છે. તેમાંથી રૂા. ૧૭૦૭-૮-૧૧ બ્રિટિશ સરકારને જમાંબંદીના ભરવામાં આવે છે.



મહેરબાન ઠાકોરશ્રી નટવરસિંહજી સાહેબ
સ્વસ્થાન જનોડ–જીલા ખેડા.

Lakshmi Art, Bombay, 8.

**જમીન** તથા **નિપજ**—અહીંની જમીન કાળી અને ગોરાડુ છે. એમાં મુખ્ય નિપજ જુવાર, બાજરી, મકાઇ, કપાસ અને તમાકુની થાય છે. મહી નદીનો પટ ઘણો પહોળો હોઇ તેમાં પણ ઘણી જાતનું વાવેતર થાય છે. **ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને વાણીઆ, બ્રાહ્મણ, પાટીદાર, રજપુત અને કોળની છે, અને તેઓ ગુજરાતી બોલી બોલે છે.

**મુખ્ય ગામ**—જનોડ છે. તેમાં દરબારી બંગલા, ગુજરાતી નિશાળ, કન્યાશાળા, બ્રેન્ચ પોસ્ટ ઑફીસ કેદારેશ્વર મહાદેવનું દેવાલય અને બીજાં મંદિરો વિગેરે સારી બાંધણીનાં છે.

**ઈતિહાસ**—સોલંકી રજપુતની સોળ શાખાઓ પૈકી અહીંના રાજ્યકર્તા વીરપરા સોલંકી જાતના રજપુત છે.

કનોજના સોલંકી વંશના ભૂવનાદીત્ય રાજાનો કુંવર રાજ્ય અણહિલપુર પાટણના સામંતસિંહ રાજાની બેન લીલાદેવી સાથે પરણ્યો હતો. તેનાથી મુળરાજ નામે કુંવર થયો. તેણે રાજ્ય મેળવવા માટે પોતાના મામા સામંતસિંહજી ચાવડાને મારી નાખી તેનું અણહિલપુરનું રાજય લઇ લીધું. ભાટ લોકોના કહેવા પ્રમાણે એ મુળરાજનો વંશજ ધવળદેવ સોલંકી પ્રથમ ઇ. સ. ૧૧૦૪ માં ધોળકે અને પછી ઇ. સ. ૧૧૩૪માં ×કાલરીગઢ જઇ રહ્યો. ત્યાં તેના વંશજોએ કેટલીક પેઢી સુધી રાજ્ય ભોગવ્યું. પછી તેના પ્રપૌત્ર વિરભદ્ર કાલરી છોડી *વીરપુર આવ્યો, અને ત્યાંના ઠાકોર વિરા બારીઆને મારી નાંખી ઇ. સ. ૧૨૨૫ માં તેનું રાજ્ય લઇ ત્યાં એણે પોતાની ગાદી સ્થાપી. ત્યારથી તેઓનો વંશ વીરભદ્રસિંહજીના નામ ઉપરથી વીરપુરા સોલંકીના નામે ઓળખાયો. વીરભદ્રના વંશજ કીકાજી વીરપુરની ગાદીએ બેઠો અને બીજા ભાઇઓ વધુ ગિરાસ મેળવવા બહાર નિકળ્યા. તેમાંના એકે જનોડનું રાજ્ય મેળવ્યું. વળી ઇ. સ. ૧૭૦૦ માં લુણાવાડાના ગાદીના તે વખતના મહારાણા શ્રી અખરાજસિંહજી અપુત્ર હોવાથી વીરપુર તાબાના ગંધારી ગામેથી કુંભારાણાને લુણાવાડાની ગાદીએ બેસાડયા અને તેમના ભાઇ જનોડની ગાદીએ ગયા.

સંવત ૧૮૫૯ ઇ. સ. ૧૮૦૨-૩ માં† કાઠીયાવાડ અને મહીકાંઠાની વહેંચણી પેશ્વા અને ગાયકવાડ વચ્ચે થઇ. તેમાં અલીના ઠાસરા રૂ. ૩૧૦૦ ગાયકવાડના ભાગમાં આવ્યા અને તે ભાગ મળ્યા પછી સને ૧૮૧૭ ના નવેમ્બર મહીનાની છઠ્ઠી તારીખની ૧૧ મી કલમની ગાયકવાડ અને ઇંગ્રેજ વચ્ચે થએલી ટ્રીટીના આધારે ગાયકવાડ સરકારે ઠાસરા પરગણું ઈંગ્રેજ સરકારને આપ્યું, તેથી જનોડ તાલુકો પણ જે ગાયકવાડ સરકારના વહીવટમાં હતો તે ઈંગ્રેજ સરકારના બ્રિટિશ વહીવટમાં આવ્યો. જેથી હાલ આ તાલુકો ઠરેલી જમાબંદી બ્રિટિશ સરકારને ભરે છે.

જનોડનું રાજ મેળવનારના વંશજ ઠાકોર સાહેબ **પૃથીરાજસિંહજી**ની કાર્કિર્દી દરમિઆન તેઓને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો ફોજદારી અધિકાર હોઇ તેઓએ ચલાવેલો રાજ્ય વહીવટ નમુનાદાર નીવડેલો હતો. તેઓ તા. ૨-૧૧-૧૯૦૮ ના રોજ અપુત્ર દેવલોક પામ્યા. જેથી જનોડની ગાદી માટે મર્હુમ ઠાકોરશ્રી પૃથીરાજસિંહજીનાં વિધવા ઠકરાણી શ્રી કેસર

---

× બહુરાજથી ઉત્તરે ત્રણ માઇલને અંતરે પાલનપુર એજન્સીના કાંકરેજ તાલુકાની દક્ષિણ સીમાએ આવેલું છે.

* એ ગામ વાડાસીનોરનાં રાજ્યનું છે.

† એચીનસન્સ ટ્રીટ્રી વૉ. ૬ પુરવણી નં. ૨.

કુંવરબા તથા માજી રાજબાએ મર્હુમ ઠાકોરશ્રીની ઇચ્છા અનુસાર મર્હુમ ઠાકોરશ્રીના ભાયાત લુણાવાડા સંસ્થાનના મહારાણાશ્રી **સર વખતસિંહજી** સાહેબ કે. સી. આઇ. ઇના પાટવી કુમારશ્રી **રણજીતસિંહજી**ના વચેટ કુમારશ્રી **નહારજી** સાહેબ કે જેઓ તે વેળા લગભગ ત્રણ વરસની ઉમરના હતા. એમને તા. ૨૬ ડીસેમ્બર સને ૧૯૧૦ ના રોજ શાસ્ત્રોક્ત વિધીથી **જનોડ**માં ખાસ મેળાવડા સનસુખ દત્તક લીધા.

કુમારશ્રી **નહારસિંહજી જનોડ**ની ગાદીએ દત્તક નીમાયા એથી તેમનું મૂળ નામ બદલી **નટવરસિંહજી** રાખવામાં આવ્યું છે. એમનો જન્મ ઇ. સ. ૧૯૦૮ ના અગષ્ટ મહીનાની ૭ મી તારીખે **લુણાવાડા**માં થયો હતો. દત્તકના સમયે તેઓ કીશોર વયના હોવાથી **જનોડ** સંસ્થાન મહેરબાન તાલુકદારી સેટલમેન્ટ ઑફીસર સાહેબના વહીવટમાં મૂકવામાં આવ્યું. જ્યારે કુમારશ્રી ૧૮ વર્ષની ઉંમરના થયા ત્યારે તાલુકદારી સેટલમેન્ટ ઑફીસર સાહેબે પોતાનું વાલીપણું ઉઠાવી લીધું, અને પુખ્ત ઉમરના થતાંસુધી એ સંસ્થાન **લુણાવાડા** સ્ટેટના પાટવી કુમારશ્રી **રણજીતસિંહજી** સાહેબ કે જેઓ કુમારશ્રી **નટવરસિંહજી**ના જનક પિતાશ્રી થાય એમના વાલીપણામાં સોંપવામાં આવ્યું.

કુમારશ્રી **નટવરસિંહજી** હાલ **લુણાવાડા**માં પોતાના પિતાશ્રીના રાજમહેલમાં એમના દ્વીતીય કુમાર તરીકે રહે છે અને એમને રાજ્યના કુંવર તરીકે **લુણાવાડા** રાજ્ય તરફથી બીજા ચાલુ ખર્ચ ઉપરાંત દર માસે રૂ. ૩૦૦) પૉકેટ ખર્ચના મળે છે. કુમારશ્રી **નટવરસિંહજી** સાહેબે ગુજરાતી કેળવણી ઉપરાંત **અજમેર મેયો** કૉલેજમાં તથા **અમદાવાદ** ગુજરાત કૉલેજમાં ઉત્તમ પ્રકારની ઇંગ્રેજી કેળવણી લીધેલી છે.

**હળવદ**નું રાજ્ય મેળવનાર પ્રખ્યાત **હરપાળ** મકવાણાના કુંવર જેઓને ગાંડા હાથીની હડફેટમાં આવતા **શક્તિદેવી**એ ઝીલી લીધેલા અને જે ઉપરથી ઝાલા રજપુત તરીકે પ્રખ્યાતીમાં આવેલા **હરપાળ**ના બીજા કુંવર **માંગુજી**ના વંશજ **લીંબડી** સંસ્થાનના મહારાજા ઠાકોર સાહેબના ભાયાત **દેવળીઆ** તાલુકદાર રાણાશ્રી **જોરાવરસિંહજી** કેસરીસિંહજી કે જેઓ હાલ **ભાવનગર** રાજ્યના પોલીસ કમીશ્નર સાહેબ છે એમનાં કુંવરીશ્રી **દેવકુંવરબા** વેરે **જનોડ**ના હાલના દરબારશ્રી **નટવરસિંહજી**નું લગ્ન સને ૧૯૨૬ માં **ભાવનગર** મુકામે રાજરીત પ્રમાણે થયું છે.

કુમારશ્રી **નટવરસિંહજી**નાં લાડીજીને પણ દર માસે રૂા. ૨૦૦) બીજા ચાલુ ખર્ચ ઉપરાંત પૉકેટ ખર્ચ બદલ **લુણાવાડા**ના સ્ટેટથી મળે છે.

# ખેરડા સંસ્થાન.

આ સંસ્થાન **ખેડા** જીલ્લાના **આણંદ** પરગણામાં આવેલું છે. એના સંસ્થાનિક પરમાર જાતના રજપુત છે. એના તાબામાં **ખેરડા**, **રાજુપુરા** તથા **વાવનાપુરા** એ નામે ત્રણ ગામ અને તે ઉપરાંત **વાસદ**, **આંકલાવડી**, **વેરા**, **સારસા** અને **ખાનપુર** ગામે વાંટા છે. આ ગામે સંસ્થાનની ઉપજમાં બે ભાગ છે. (૧) **હિંમતસિંગજી તખ્તસિંગજી** અને (૨) **છત્રસિંગજી માધવસિંગજી**, **હિંમતસિંગજી**ના ભાગમાં રૂ. ૧૪૯૨૫ ની ઉપજ આવે છે અને તેમાંથી રૂ. ૨૨૧૦–૫–૯ બ્રિટિશ સરકારને જમાબંદીના અને રૂ. ૪૪–૪–૧૦ **વડોદરા** રાજ્યને



મહેરબાન ઠાકોરશ્રી છત્રસિંહજી સાહેબ
સંસ્થાન ખેયડા જીલ્લા ખેડા.

Lakshmi Art, Bombay, 8.

ભરવામાં આવે છે. જ્યારે ઠાકોરશ્રી છત્રસિંગજીને રૂ. ૧૫૭૦૬ રૂપીયાની ઉપજ આવે છે તેમાંથી રૂ. ૧૯૫૦–૧૩–૬ બ્રિટિશ ગવર્નમેન્ટને જમાંબંદીના ભરવામાં આવે છે.

ઠાકોરશ્રી છત્રસિંહજીને આણંદ તાલુકા તીજોરીથી દર વર્ષે રૂ. ૧૫૭૧ ગિરાસના અને રૂ. ૪૩ કોથળીસાંથના મળે છે એટલુંજ નહિ પણ વડોદરા પ્રાંતના પેટલાદ મહાલ તીજોરીથી દર વરસે રૂ. ૧૩૩–૧૫–૦ ગિરાસ મળે છે.

અહીંની જમીન કેટલીક સપાટ અને કેટલીક મહી નદીના વાંધાં કોતરવાળી છે. સપાટ જમીનમાં બાજરી, કોદરા, બાવટો, તુવેર, મગ, મઠ વગેરે અનાજ પાકે છે મુખ્ય ગામ–ખેયડા. એમાં ૫૦૦ ઘર અને ૧૫૦૦ માણસની વસ્તિ છે. ગામની અંદર ઠાકોરશ્રીનો દરબાર, સરકારી ગુજરાતી નિશાળ તથા વાણીયા, બ્રાહ્મણ, રજપુત, ડાકરડા વગેરે લોકોની વસ્તી છે. આ ગામ વાસદ રેલ્વે સ્ટેશનથી ૭ માઇલને અંતરે મહી નદીના પશ્ચિમ કિનારા પર આવેલું છે.

**ઇતિહાસ**—એવું કહેવાય છે કે સોઢા પરમારો સિંધના થરપારકર દેશમાંથી કાઠીયાવાડની અંદર મુળી ગામે આવી વસ્યા હતા. એમાંના એકનું નામ લખધિરજી હતું અને બીજાનું નામ હાલોજી હતું. એક સમયે બાદશાહી લશ્કર રાણીસર લૂટવાને આવ્યું. એમણે ગામ લૂટયા પછી હુમલો કરનારાઓ રણીયા ગઢવીને તેના કબીલા સહીત બાંધીને ગામના બીજા લોકો સુદ્ધાંત લઇ ચાલ્યા. રણીયા ગઢવીએ જણાવ્યું કે મને કબીલા સાથે છોડો તો માગો એટલી ખંડણી આપુ. બાદશાહી લશ્કરે જવાબમાં જણાવ્યું કે તને પકડયા પછી તારી પાસે પૈસા કયાંથી હોય. ગઢવીએ યાચના કરી કે મારા માદળીયામાંથી એક ચીઠી નીકળી છે તે ઉપરથી મારા બાપદાદાએ ધન કયાં દાટયું છે તે મને સમજાયું છે, તેથી માગો તે રકમ આપવા હું હિંમત ધરૂ છું. આ ઉપરથી એક લાખ રૂપીયાની માગણી થઇ અને જાપતા સારૂ પાંચસેં માણસ ગઢવી સાથે મોકલ્યાં. ગઢવી ત્યાંથી આગળ ચાલ્યો અને એક કીચડવાળી જગ્યાએ એ લશ્કરને લઈ ગયો ત્યાંથી લશ્કરને દાવ ચુકાવી પોતાનો ઘોડો મારી મૂકી વઢવાણના રાજાના આશ્રય નિચે આવ્યો. વઢવાણના રાજાએ મદદ કરવા હા પાડી; પરંતુ મુળીના પરમારોની મજબુત મદદ સિવાય કામ સરશે નહિ, માટે પ્રથમ એમની પાસે જવા જણાવ્યું. રણીયો ગઢવી મુળીના શૂરા પરમારો પાસે આવ્યો અને વિનંતિ કરી કે મને તથા મારા કબીલાને મુસલમાનો પકડીને લઇ જાય છે. માટે તમે મારૂ રક્ષણ કરો; હું જાતનો ગઢવી છું તેથી તમારી મદદ માગવા મારો હક્ક છે અને આવા પ્રસંગે તમારૂ શૂરાતન પ્રકાશમાં લાવવાની તમારી ફરજ છે. આટલુ કહેતાં લખધીરજી ઉઠયો અને બાદશાહી લશ્કર સાથે ભેટો કર્યો. લશ્કરના વડાની સાથે લખધીરજીને ઝપમઝપા થઈ અને પરિણામે બન્ને એક સાથે મરાયા. બાકીનું લશ્કર નાસી ગયું અને ગઢવીનો કબીલો છુટો થયો. આથી સર્વત્ર એમની બહાદુરીનાં વખાણ થયાં અને આજસુધી મુળીના પરમાર તેમની હિંમતને લીધે પ્રખ્યાત છે. લખધીરજી પછી મુળીની ગાદીએ રામોજી આવ્યા. એમના વંશજ વાસદ આવ્યા અને તે ભાગ્યા પછી વેરા વસાવ્યું અને તે દાનમાં આપી દીધા બાદ ખેરડા વસાવ્યું. પાટવીની નાની ઉંમરના લીધે ભાયાત પોતાના કાકાએ જીવારક બદલ ભાગ લીધો ત્યારથી બે ભાગ શરૂ થયા તોપણ સત્તા વડીલ ભાગમાં રહી છે.

હાલના ઠાકોરશ્રી છત્રસિંહજી સંસ્થાનનો વહિવટ કરે છે. પોલીસ પટલાઇનો હક્ક તેમજ ડંકા, નિશાન, ચોપદાર વિગેરેનો હોદ્દો ઠાકોરશ્રી છત્રસિંહજીના વંશમાં વંશપરંપરાથી

ચાલતો આવેલો છે. ઠાકોર છત્રસિંહજી રાજપુત મહાસભાના પોતે મેમ્બર છે. વળી તેઓ ગુજરાત કાઠીયાવાડ અને કચ્છ ગિરાસીયા એસોસીએશનમાં મેમ્બર હોઇ ત્યાંના પ્રેસીડેન્ટ મહેરબાન કુમાર હુરભમજી સાહેબનું સર્ટીફીકેટ મેળવેલું છે. એટલુંજ નહિ પણ સંસ્થાનના સારા વહીવટ બદલ ખેડા જીલ્લાના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર રા. બા. કેશવલાલભાઇએ સર્ટીફીકેટ આપ્યું હતું. વળી ઠાકોરશ્રી છત્રસિંહજીની લાયકાત માટે ઑનરેબલ રાજા કુશળ-પાસિંગજી કે જેઓ નેક નામદાર વાઇસરોયની કાઉન્સીલના મેમ્બર હતા તેમણે તથા બદાઉજીલાના ડેપ્યુટી કલેકટર સાહેબે ઉત્તમ સર્ટીફીકેટો આપ્યાં હતાં. ઠાકોરશ્રી છત્રસિંહજી એ એમનાં બેનને વાંસવાડાના મહારાવળજીશ્રી સંભુસિંગજી સાથે પરણાવ્યા હતાં. સરકારની જમાંબંદીમાં સરકારને યોગ્ય લાગે ત્યારે વધારો કરી શકે એવો અમદાવાદ જીલ્લામાં રિવાજ છે તે પ્રમાણે ભરૂચ અને ખેડા જીલ્લામાં બની શકતું નથી એટલે તે બે જીલ્લામાં જે જમાંબંદી કાયમ થયેલી હોય તેજ હંમેશાં ચાલુ રહે છે. જ્યારે ઇ. સ. ૧૮૦૨ પેશ્વાએ ગુજરાતનો ગાયકવાડ સરકારને ઇજારો આપ્યો ત્યારે ગાયકવાડ સરકાર અને પેશ્વા સરકારના ભાગનું પત્રક તૈયાર થયેલું તે જોતાં જણાય છે કે ખેરડા, ભાદરવા, રાણીયા, અલીના ઠાસરા વિગેરે મહીકાંઠાની ખંડણીમાં દાખલ કરવામાં આવ્યાં હતાં અને ખેરડા ગાયકવાડ સરકારના ભાગમાં મૂકી ખેરડા તાલુકાને ગાયકવાડ સરકાર તરફ વાર્ષિક ભરવાની રકમ રૂ. ૧૪૦૧ બતાવી હતી. જ્યારે ખેડા જીલ્લાના તાલુકાઓ ગાયકવાડ સરકારે ઇંગ્રેજ સરકારને લશ્કરી ખર્ચના બદલામાં આપ્યા ત્યારે આ તાલુકાઓ બ્રિટિશ હદના ગણાયા.

ઠાકોર છત્રસિંહજી સંસ્થાનના કામે પુરતું ધ્યાન આપે છે સરકારી લખાણમાં એમને મહેરબાન ઠાકોર સાહેબ કરીને લખવામાં આવે છે, અને તેઓ ખેડા જીલ્લાના સંસ્થાનિકોમાં ત્રીજી ખુરશીનું પોતાને માન હોવાનો દાવો રાખે છે.

# કુણા સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા સોલંકી જાતના રજપુત છે. આ સંસ્થાનના તાબામાં કુણા, બોરીયાવી, અરેરા, વરસોલા, દેવકી, વણસોલ, કાછઇ, મોદજ, અને રાસકા ગામે વાંટાથી જમીન છે. એ પૈકી કેટલીક જમીન જીવાઈમાં, દેવસ્થાન ધર્માદામાં તથા તેવા બીજા કામે પળે છે. સંસ્થાન તાબાની જમીનનું ઉત્પન્ન રૂ. ૧૭૧૮૦ આવે છે તથા રૂ. ૨૭ ગિરાસના આવે છે. એમાંથી રૂ. ૨૭૮૭-૧૪-૬ બ્રિટિશ સરકારને જમાંબંદીના ભરવામાં આવે છે. તમામ વાંટા એક આંકડીયા સનંદીઆ છે. એ જમીનનું મહેસુલ વિઘોટીના રૂપમાં લેવામાં આવે છે. ખેડુતો મરજીપૂર્વકના એક સાલી ગણાય છે. ઝાડની માલકી ઉપર ખેડુતોનો હક્ક માનવામાં આવતો નથી. જમીન સપાટ અને કેટલીક વાંધાં કોતરવાળી છે. સપાટ જમીનમાં બાજરી, વાવટો, કોદરા, કઠોળ વગેરે ઉપજે છે. મુખ્ય ગામ—કુણા. એ વાત્રક નદીના પશ્ચિમ કિનારા પર આવેલું છે. અમાં ઠાકોર સાહેબનો દરબારગઢ સુંદર બાંધણીનો પુરતી સગવડતાવાળો છે. આ ગામ અહેમદાવાદ રેલવે સ્ટેશનથી ૭ માઇલના અંતરે છે.



મહેરબાન ઠાકોરશ્રી મુળસિંહજી સાહેબ
સંસ્થાન કુણા–જીલા ખેડા.

Lakshmi Art, Bombay, 8.



મહેરબાન ઠાકોરશ્રી દીપસિંહજી સાહેબ
સ્વસ્થાન લીમડી–જીલ્લા પંચમહાલ

Lakshmi Art, Bombay, 8.

**ઇતિહાસ**—આ સંસ્થાનના મૂળ પુરૂષ દળકદે ટાંકહોડેથી આવી સંવત ૧૧૦ માં મયા ભીલને મારી ગૌજરા નામના મહાદેવને નામે ગોધરા ગામ વસાવી ત્યાં પોતાની ગાદી સ્થાપી તે વખતે એમના તાબામાં ૨૨૦૦ ગામ હતાં. જ્યારે મયા ભીલને માર્યો ત્યારે તેની સ્ત્રી સતી થઇ અને તે વેળા પોતાના ધણીનું નામ રાખવા વચન માગ્યાથી એના માનની ખાતર સોલંકી રાણાના બદલે મહીડા રાણા કહેવાયા. કેટલીક પેઢીએ વાચકદેવજી ગાદીએ હતા. એમણે સંવત ૧૧૮૦ માં ૧૩૨ ગામની બાકરોલમાં ગાદી સ્થાપી અને ત્યાંથી કુણા તથા નાપા એ રીતે બે ગાદીઓ સ્થાપવામાં આવી. તે વખતે દરેકને ભાગ ૬૬ ગામ આવ્યાં તેથી તે વખતથી તેઓ છાસટીયા રાણા કહેવાયા.

સંવત ૧૫૪૧ માં મહમદ બેગડાના વખતમાં જમીનદારોને વાંટા કાઢી આપ્યા. ઠાકોરશ્રી મુળસિંગજી એમના પિતાના મરણ પછી કુણા સંસ્થાનની ગાદી પર આવેલા છે. આ સંસ્થાન કરજના સબબે સરકારી મેનેજમેન્ટમાં હતું અને મેનેજમેન્ટ દરમિયાન એમના પિતાશ્રી મરણ પામ્યા હતા એ વખતે ઠાકોર સાહેબ મુળસિંગજીની ઉંમર માત્ર નવ વરસની હતી; પરંતુ કરજ વળી ગયા બાદ સને ૧૯૧૪ માં એમને સંસ્થાનની લગામ સોંપવામાં આવી. તેઓ જન્મથીજ બુદ્ધિશાળી, વિવેકી અને ચાલાક હોવાથી એમણે જીલ્લાના ઑફીસરોની પ્રીતિ સંપાદન કરી એટલુંજ નહિ પણ જમીન સુધારવા તરફ પુરતુ લક્ષ આપ્યું. જેના પરિણામે સંસ્થાન સારી આબાદી પર આવ્યું. કરજ વળતાની સાથે રાજગઢીનું મકાન ભપકાબંધ બંધાવામાં આવ્યું અને કેટલાક નવીન કુવા ખેડુતોને કરી આપ્યા. એમને સેકન્ડ ક્લાસના સરદારનું માન મળેલું છે, તેમજ લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૮ પ્રમાણે કમીશનની તેમજ કલમ ૧૪૧ થી ૧૪૩ સુધીના પૂર્વોપાય લેવાની સત્તા છે. વળી તેઓ ઑનરરી થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટની સત્તા ભોગવે છે, તેમજ તેઓ તાલુકા લોકલ બૉર્ડના વાઇસ પ્રેસીડેન્ટ અને જીલ્લા લોકલ બોર્ડના ચુંટાયેલા સભાસદ છે. સને ૧૮૯૮–૯૯ ના પ્લેગ વખતે કરેલી કિંમતી મદદના બદલામાં નામદાર સરકારે સર્ટીફીકેટ ઑફ મેરીટ એનાયત કરેલું છે. એમને સરકારી લખાણમાં ગુજરાતના સેકન્ડ ક્લાસ સરદાર તરીકે મહેરબાન શબ્દ વાપરી લખવામાં આવે છે.

# પંચમહાલ જીલ્લો.

## લીમડી સંસ્થાન.

આ સંસ્થાન પંચમહાલ જીલ્લાના ઝાલોદ પરગણામાં આવેલું છે અને અહીંના રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ જાતના રજપુત છે. **સીમા**—આ સંસ્થાનની આજુબાજુ ઝાલોદ તાલુકાના ગામોની હદ લાગે છે તેમજ વાયવ્ય કોણમાં સંત સ્ટેટની હદ લાગે છે અને નૈરૂત્ય કોણમાં બારીયા સ્ટેટની સરહદ લાગે છે.

આ સંસ્થાન તાબામાં નવગામ તથા ૧૬ નાનાં મુવાડાં છે. જમીનનો એકંદર રકમો ૨૧૦૦૦ એકર જમીનનો છે. એની **વાર્ષિક ઉપજ**–રૂ. ૨૪૦૮૦ ની થાય છે. એમાંથી લોકલશેશ સાથે રૂ. ૫૭૬૪–૧–૦ બ્રિટિશ સરકારને જમાબંદીના ભરવામાં આવે છે. આંકડા-

ની રકમમાં **લીમડી**ના ભાયાતો ફાળો આપે છે તે ઉપરાંત રૂ. ૧૧૦૫ **લીલ**વાની જાગીર તરફથી આ સંસ્થાનમાં ભરવામાં આવે છે. **જમીન** અને **નિપજ**—આ સંસ્થાન તાબાની જમીન સપાટ છે. તેમાં મકાઇ, ડાંગર, ઘઉં, ચણા, વટાણા વગેરે તમામ જાતના અનાજનો પાક થાય છે. અને બહાર ગામ ખાતે **દાહોદ**ના રેલવે સ્ટેશન મારફતે જાય છે. **મુખ્ય ગામ—લીમડી.** એમાં ઠાકોર સાહેબનો દરબારગઢ, પોસ્ટ ઑફીસ, ગુજરાતી નિશાળ, કન્યાશાળા, ધર્મશાળા અને મુસાફરી બંગલો છે. ગામની અંદર વાણીયા, બ્રાહ્મણ, મોડીયા, સોનાર, વોહોરા વગેરે કોમના વેપારીઓ અને કેટલાક ઠાકરડા કોમના લોકો વસે છે. **દાહોદ**થી **ઝાલોદ** જનારી મેટલરોડ સડક આ ગામની ભાગોળે થઇને જાય છે. **દાહોદ** રેલવે સ્ટેશનથી આ ગામ ૧૮ માઇલના અંતરે છે; પરંતુ દરરોજ ઘોડાગાડીઓ અને ગાડાં **દાહોદ** જાય છે એટલે રેલવેની મુસાફરને અડચણ પડે તેમ નથી.

**ઈતિહાસ:**—રાઠોડોએ ઇ. સ. ૧૪૦૨ માં **નાગોર** ખોયું. તે પછી રાવ **રણુમલ**ના ૨૪ કુંવર પૈકી વડા કુંવર **જોધા**એ ઇ. સ. ૧૪૫૯ માં કોઇ યોગીની સલાહથી એક નવા શહેરનો પાયો નાંખ્યો, અને તેનું નામ પોતાના નામ ઉપરથી **જોધ**પુર પાડયું. (સંવત ૧૫૧૫ નો જેઠ માસ.) **મંડોર**થી રાજ્યગાદી ઉઠાવી ઇ. સ. ૧૪૬૧ માં **જોધ**પુરમાં લાવ્યા. રાઠોડના વંશજો એટલા બધા વધી ગયા કે તેમનામાં દેશનો ઘણો ભાગ વહેંચાઇ ગયો. આથી તેમને નવો મુલક મેળવવાની જરૂર જણાઇ. રાવ **જોધા**ને ૧૬ કુંવર હતા. એ પૈકીના **સાંતલે પોકર્ણ**થી પાંચ મૈલને અંતરે કિલ્લો બાંધી તેનું નામ **સાંતલ**મેર પાડયું અને **સહરાઇ** જાતના લોકોના ખાન સાથે લડતાં મરાયો. **દુદો** એ **મેરતીયા**ના મેદાનમાં જઇ વસ્યો. તેના વંશજો મેરતીયા કહેવાયા. તેઓ **મારવાડ**માં પ્રખ્યાત તલવારીયા ગણાય છે. એ **દુદા**ની પ્રખ્યાત કુંવરી **મીરાં**બાઈ **મેવાડ**ના રાણા કુંભા સાથે પરણી હતી. × **વીકા**એ પોતાના કાકા **કાંદલ** સાથે ઉત્તરમાં જઇ નવો મુલક મેળવી ત્યાં પોતાનું નોખું રાજ્ય સ્થાપ્યું. તે હાલ **વિકાનેર**ને નામે ઓળખાય છે. **જોધા**નો પાટવી કુંવર **સુરજમલ જોધા**ના મરણ પછી ઈ. સ. ૧૪૮૯ માં ગાદીએ બેઠો.

**જોધા**ના કુંવર **બરસિંહજી**એ સંવત ૧૫૧૮ માં **રીઆ** તથા **મેડતા** પરગણાનો કબજો લીધો અને **રીયા**માં પોતાની રાજધાની કરી. **બરસિંહજી** પછી અનુક્રમે **શીહાજી** અને **જસવંતસિંહજી**, **રીયા**ની ગાદીએ થઇ ગયા. **જસવંતસિંહજી**ને ત્રણ કુંવર હતા. (૧) **રામસિંહજી**, (૨) **સંગતસિંહજી** અને (૩) ઉદેસિંહજી. એમાંના **રામસિંહજી**નો વંશ **ઝાબુવે** ગયો, **સંગતસિંહજી**નો વંશ **લીમ**ડી આવ્યો, અને ઉદેસિંહજીનો વંશ **ગોલાણે** ગયો.

સંવત ૧૭૦૯ માં રાઠોડ **શીવસિંહજી**એ **લીમ**ડી ગામ વસાવ્યું. એ વખતે **લીમડી** તાબામાં ઘણાં ગામો હતાં. મુસલમાની રાજ્ય સત્તાનો સૂર્ય અસ્ત પામતાં આ મુલક સિંધીયા

× **કુંભોરાણો** જાતે પણ કવી હતો. રાસમાળા ભાગ ૧ લો પુષ્ટ ૬૦૩ નીચે આપેલી ફુટ નોટ ઉપરથી એમ જણાય છે કે ઉદયપુરના કવી **શામળદાસ**ના અભિપ્રાય પ્રમાણે **મીરાં**બાઇ **કુંભારાણા**ની રાણી ન હતી પણ **કુંભારાણા**ના કુંવર **સાંગા** રાણાના પુત્ર **ભોજરાજજી**ની રાણી થાય. આ **ભોજરાજજી** કુંવર પદેજ દેવ થયા હતા તેથી **મીરાં**બાઈ બાળ વિધવા હતાં અને તે **મેવાડ**ના ઠાકોર **વિરમદેવ**ની પુત્રી અને **અકબર** સામે થનાર **ચિતોડ**ના **જયમલ**ની બેહેન થાય. આ બે હકીકત ઉપર ઘણો ફેર પડે છે.

સરકારના હસ્તક આવ્યો. **સીવસિંહજી**ના પૌત્ર **અનોપસિંહજી** લૂંટ કરવામાં સામેલ હોવાનો શક બતાવી એ કારણસર **લીમડી** સંસ્થાન ઉપર ગ્વાલીયર રાજ્યના સુબાએ જપ્તી મૂકી. ત્યારબાદ ઠાકોરશ્રી **અનોપસિંહજી** સાથે સુબાને સલાહ થવાથી **ટાંડીવરોડ** ગામ ખાલસા કરી બાકીનાં ગામો સર્વ પ્રકારના હક્ક સાથે ઠાકોરશ્રી **અનોપસિંહજી**ને સોંપી જપ્તી ઉઠાવી. આ વખતે આ ગામો ઉપરનો દિવાની ફોજદારી તથા તમામ પ્રકારનો અધિકાર આ સંસ્થાનના હસ્તક હતો; પરંતુ એ દરમિયાન તા. ૧૨ મી ડીસેમ્બર ૧૮૬૦ ના કોલકરારથી × **પંચમહાલ** જીલ્લો બ્રિટિશોને સોંપવામાં આવ્યો ત્યારે આ સંસ્થાન સિંધિયાની હકુમતમાંથી નિકળી ઇંગ્રેજ સરકારના રક્ષણમાં આવ્યો.

જ્યારે **પંચમહાલ** જીલ્લો બ્રિટિશોને બીજા મુલકના બદલામાં મળ્યો ત્યારે આ સંસ્થાન ઉપર સિંધિઆ તરફની જપ્તી હતી; પરંતુ બ્રિટિશ વહીવટમાં આવ્યા પછી જપ્તી ઉઠાવવામાં આવી અને ઠાકોરશ્રી **હરનાથસિંગજી**ને **લીંમડી** સંસ્થાન સોંપવામાં આવ્યું; પરંતુ હકુમતી સત્તા જે લાંબી મુદતથી ભોગવતા હતા તે સત્તા આપી નહિ. **હરનાથસિંગજી** થોડા દિવસ રાજ્ય ભોગવી ગુજરી જવાથી **પંચમહાલ** જીલ્લા તરફથી સંસ્થાન ઉપર જપ્તી રાખવામાં આવી. સંવત ૧૯૨૯માં ઠાકોરશ્રી **અમરસિંહજી**ને તાલુકો સોંપ્યો. આ સમયે દાણની ઉપજ સંસ્થાનમાં લેવા છુટ આપી; પરંતુ તે પછી બ્રિટિશ સરકારે આ જીલ્લાના ગામોમાંથી જુદી જુદી જાતના લેવાતા વેરા માફ કર્યા તે વખતે દાણ સંસ્થાનમાં લેવા મનાઈ કરી; વળી આ સંસ્થાનની હદમાં અફીણનો પાક થતો હતો તે બંધ કરી તેની ઉપજના નુકશાન પેટે કમ્પનસેશન આપવા ઠરાવ થયો તે પ્રમાણે દર વરસે રૂ. ૧૦૦૦ જમાબંદીની રકમમાંથી કાપી લેવામાં આવે છે. ઠાકોરશ્રી **અમરસિંગજી**ને (૧) **દીપસિંહજી**, (૨) **લક્ષ્મણસિંહજી**, (૩) **ભારતસિંહજી** અને (૪) **ભેરૂસિંહજી** એ નામે ચાર કુંવર હતા. તેથી **અમરસિંહજી**ના મરણ બાદ પાટવી **દીપસિંહજી** ગાદીએ બેઠા. તેઓ **લીમડી**ના હાલના ઠાકોર સાહેબ છે. બીજા ભાયાતોને જીવારક આપવામાં આવેલો છે.

ઠાકોર સાહેબ **દીપસિંહજી** બુદ્ધિશાળી અને વિવેકી છે. એમનું લગ્ન **મહીકાંઠા** એજન્સીમાં આવેલ **રૂપાલ** તાલુકાના હાલના ઠાકોર સાહેબશ્રી **હમીરસિંગ**નાં બેન સાથે થયેલું છે. એમને પાટવી કુંવર આસરે અઢાર વર્ષની ઉંમરના છે. આ સંસ્થાનના ભાયાતોને જે જીવારક આપવામાં આવેલો છે તે જીવારકની જમીન ભાયાતોને ગીરો વેચાણ કરવાનો હક્ક નથી એટલુંજ નહિ પણ જમાબંદીમાં ભરવાની રકમના આંકડાનો ફાળો પણ એમની પાસેથી લેવામાં આવે છે. ગુજરાતના તાલુકદારો માટે જે તાલુકદારી એક્ટ થયેલો છે તેના ધોરણે આ સંસ્થાનનો વહીવટ ચાલે છે. આંકડાની ઠરેલી રકમમાં વધઘટ થતી નથી. ઠાકોરશ્રી **દીપસિંગજી**ને સેકન્ડ કલાસ સરદાર બનાવવામાં આવ્યા છે. એ બાબતની **મુંબાઇ** સરકારની સનંદ નં. ૪૨૮૫ તા. ૨૮-૭-૧૪ ના **મુંબાઇ** સરકારના કાગળ સાથે એમને મળી છે અને તેથી એમને "મહેરબાન" સરદાર "ઠાકોર સાહેબ" એ એડ્રેસથી લખાય છે.

---

× **પંચમહાલ** એટલે ગોધરા, **દાહોદ**, **ઝાલોદ**, **હાલોલ** અને કાલોલ એ પાંચ મહાલને જોઇન્ટ કરી એ જીલ્લાનું નામ **પંચમહાલ** રાખવામાં આવ્યું છે. **દાહોદ**નું મૂળ નામ **દોહદ** એટલે સિંધિઆ અને બ્રિટિશનો મુલક બતાવનાર દીએટ રૂપે **દાહોદ** તાલુકો છે.

# ગોલાણા તાલુકો.

અહીંના રાજ્યકર્તા રાઠોડ જાતના રજપુત છે. આ તાલુકો પંચમહાલ જીલ્લાના ઝાલોદ પરગણામાં આવેલો છે. **સીમા**—આ તાલુકાની ઉત્તરે તથા પૂર્વે ઝાલોદ તાલુકાનાં ગામ, દક્ષિણે દાહોદ તાલુકાનાં ગામ અને પશ્ચિમે બારીયા સંસ્થાનની સરહદ લાગેલી છે.

આ તાલુકામાં નાનાં મોટાં ૨૦ ગામો છે અને તેનો કુલ રકબો ૧૦૫૦૦ એકર જમીનનો છે. એની **વાર્ષિક ઉપજ**-રૂ. ૮૬૦૦ થાય છે. એમાંથી રૂ. ૧૮૧૬ બ્રિટિશ સરકારને જમાંબંદીના ભરવામાં આવે છે. અહીંની જમીન સપાટ છે. એમાં તમામ પ્રકારનું અનાજ તથા કઠોળ પાકે છે. **મુખ્ય ગામ**—ગોલાણુમાં ઠાકોર સાહેબનો દરબારગઢ, અને કુલ ૧૩૯૨ પુરૂષ તથા ૧૪૦૧ સ્ત્રી મળી ૨૭૯૩ માણુસની વસ્તિ છે.

**ઇતિહાસ**—આ પુસ્તકમાં **લીમડી** સંસ્થાનના રાજ્યનો ઇતિહાસ લખવામાં આવ્યો છે. એમાં જસવંતસિંગજીના ત્રીજા કુંવરના વંશજ ગોલાણે ગયા ત્યાંસુધીની હકીકત આવી ગઇ છે.

સંવત ૧૭૦૯ ઠાકોરશ્રી **માધવસિંગજીએ** ગોલાણામાં રાજ્યધાની બાંધી. આ વખતે મુસલમાન રાજ્યની સત્તા હતી તે સત્તા નષ્ટ થઇ. આ મુલક ગ્વાલીયર સરકારના તાબામાં આવ્યો. એમના તાબામાં પંચમહાલ જીલ્લો રહ્યો ત્યાંસુધી આ તાલુકાના ગામો ઉપરનો ફોજદારી દિવાની વિગેરે હક્ક અહીંના ઠાકોર સાહેબ ભોગવતા હતા; પરંતુ ઇ. સ. ૧૮૬૦ મોબદલાના સબબે પંચમહાલ જીલ્લો ઈંગ્રેજ સરકારને સોંપવામાં આવ્યો ત્યારે નવા બંધારણને અનુસરી હકુમતી સત્તા સરકારમાં રાખવામાં આવી.

સંવત ૧૭૦૯ માં માધવસીંગજીને ગોલાણા મળ્યું. એમના પછી **ફતેસિંગજી, જોરાવરસિંગજી, ખુમાનસિંગજી, સરૂપસિંગજી, પરતાપસિંગજી, નાથુસિંગજી** અને **ઉમેદસિંગજી** અનુક્રમે ગાદીએ બેઠા. **નાથુસીંગજીના** મરણ પછી આ તાલુકો જપ્તીમાં હતો. તે પછી સંવત ૧૯૩૦ માં જપ્તી ઉઠાવી ઉમેદસીંગજીને તાલુકો સોંપ્યો. ઉમેદસીંગજી પછી **ભેરૂસીંગજી** ગાદીએ આવ્યા અને તેમના મરણ પછી એમના ભાઇ **જોરાવરસીંગજીના** કુંવર **સંભુસીંગજી** ગાદીએ બેઠા તેઓ ગોલાણાના હાલના ઠાકોર સાહેબ છે. જ્યારે અફીણનો બંદોબસ્ત થયો ત્યારે આ તાલુકાના નુકશાન પુરતુ એમને સરકારથી કંપનશેશન આપવા ઠરાવ થયા મુજબ રકમ એમને મળે છે. ઠાકોરશ્રી **સંભુસીંગજીની** ઉંમર હાલ ૧૯ વરસની છે તેથી એમનાં માતુશ્રીના નામથી તાલુકાનો વહીવટ ચાલે છે.

ગુજરાતના તાલુકદારોમાં **અમદાવાદ** જીલ્લાનો વહીવટ જુદા પ્રકારનો છે. એ સિવાય બીજા જીલ્લાના તાલુકાઓની જમાંબંદીની રકમમાં દર વરસે ફેરફાર થતો નથી અને ગુજરાતના તાલુકદારો માટે જે તાલુકદારી એક્ટ નામદાર સરકારથી મંજુર થયેલો અમલમાં છે તે ધોરણે આ તાલુકાનો વહીવટ ચાલે છે. ઠાકોરશ્રી **સંભુસીંગજીએ** ગોધરા તાલુકદારી સ્કુલમાં ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે અને પોતે ચાલાક તથા બુદ્ધિશાળી છે.



મહેરબાન ઠાકોરશ્રી શંભુસિંહજી સાહેબ
સ્વસ્થાન ગોલ્લાણા-જીલા પંચમહાલ.

Lakshmi Art, Bombay, 8.

# લીલવા તાલુકો.

અહીંના ઠાકોરશ્રી રાઠોડ જાતના રજપુત છે. આ તાલુકો **પંચમહાલ** જીલ્લાના **ઝાલોદ** પરગણામાં આવેલો છે. અહીંની જમીન સપાટ છે તેમાં બધી જાતનું અનાજ પાકે છે. આ તાલુકાને **વાર્ષિક ઉપજ**—રૂ. ૫૫૦૦ ની થાય છે. તેમાંથી રૂ. ૧૧૦૩–૨–૦ બ્રિટિશ સરકારને જમાંબંદી બદલ ભરવા માટે **લીમડી** સંસ્થાનને ભરવામાં આવે છે. પૈકી રૂ. ૯૬૧–૨–૦ સરકારમાં જમે થાય છે. **મુખ્ય ગામ**–**લીલવા** છે, એમાં ઠાકોરનો દરબાર અને ૧૧૮ ઘર ૨૮૩ પુરૂષ ૨૯૨ સ્ત્રી મળી ૫૭૫ માસણુની વસ્તી છે તેમજ ડુંગરી ગામે ૧૨૫ ઘર અને ૭૫૯ માણુસની વસ્તી છે.

**ઇતિહાસ**—આ પુસ્તકમાં **લીમડી** સંસ્થાનનો ઇતિહાસ લખવામાં આવ્યો છે તેમાં સંવત ૧૭૦૯ માં **સીવસિંગજીએ લીમડી** આવી રાજધાની કરી ત્યાંસુધીની હકીકત આવી ગયેલી છે. **સીવસિંહજી** પછી **લીમડીની** ગાદીએ **જુજારસિંહજી, હુરનાથસિંહજી, હિંમતસિંહજી, માનસિંહજી, રામસિંહજી,** અને **મોકમસિંહજી,** અનુક્રમે ગાદીએ બેઠા. છેલ્લા **મોકમસિંહજી** નીરસંતાન ગુજરી જવાથી **જુજારસિંહજીના** બીજા કુંવર **અનોપસિંહજી લીમડીની** ગાદીએ બેઠા. એમને પાંચ કુંવર હતા. એમાંના પાટવી **ધીરજસિંહજી લીમડીની** ગાદીએ બેઠા અને ચોથા કુંવર **મકનસિંહજીને** લીલવા મળ્યું. **લીમડીની** ગાદીએ **ધીરજસિંહજી** પછી ડુંગરસિંહજી, ગુલાબસિંહજી અને **હુરનાથસિંહજી** ગાદીએ બેઠા. છેલ્લા **હુરનાથસિંહજી** નીરસંતાન ગુજરી જવાથી એમના ભાઇ **અમરસિંહજી લીમડીની** ગાદીએ બેઠા અને ત્રીજા ભાઇ **તખ્તસિંહજીને** જીવારક મળ્યો. **અમરસિંહજી** પછી ઠાકોરશ્રી **દીપસિંહજી લીમડીની** ગાદી ઉપર હાલ છે.

**મકનસિંહજી** ને **લીલવા** મળ્યું. એમના વંશમાં હાલ **લીલવાની** જાગીર ઉપર **કેશરીસિંહજીના** કુમાર **રણજીતસિંહજી** રાજ્ય કરે છે. એમના તાબામાં ૨ ગામ છે અને તેઓ પોતાની જાગીરના સુધારા માટે પુરતુ ધ્યાન આપે છે.

# અમદાવાદ જીલ્લો.

## રૂદાતલ તાલુકો.

અહીંના ઠાકોર ઝાલા મકવાણા કોમના છે. આ જાગીર **અમદાવાદ** જીલ્લાના **વીરમગામ** તાલુકામાં આવેલી છે. એના તાબામાં ચાર ગામ પૈકી ત્રણ ઉજ્જડ અને એક વસ્તિવાળુ છે. જમીન સપાટ છે. એમાં બધી જાતનું અનાજ પાકે છે. **વાર્ષિક ઉપજ**—રૂ. ૬૦૦૦ ની આવે છે તેમાંથી દર વરસે રૂ. ૧૬૮૫ બ્રિટિશ સરકારને જમાંબંદીના ભરવામાં આવે છે. **મુખ્ય ગામ–રૂદાતલ.** એમાં ઠાકોરનો દરબાર, ગુજરાતી નિશાળ, રામજી મંદીર અને જૈન દેરાસર છે. વસ્તી મુખ્યત્વે કરીને વાણીયા, બ્રાહ્મણ, પાટીદાર, ગરાસીયા અને ઠાકરડાઓની છે. ગામથી પૂર્વ બાજુએ એક મોટુ તળાવ છે, જેનું પાણી બારે માસ ચાલે છે. વિશેષ ખુબી એ છે કે ઢોરને એ તળાવમાં પાણી પીવાની છુટ નથી. એના માટે બીજુ તળાવ છે

અને તેમાં પાણી ન હોય ત્યારે કુવાના પાણીથી ઢોરનો નિભાવ થાય છે. મોટા તળાવની લગોલગ એક કુવો છે તેની અંદરનું પાણી તળાવના પાણીના લેવલ પ્રમાણે રહે છે જેથી પીવાના કામમાં એ કુવાનું પાણી વપરાય છે. તળાવમાં પાણી ઓછુ થાય તેના પ્રમાણમાં કુવાનું પાણી નીચું ઉતરે છે. **વીર**મગામ, **મ**હેસાણા રેલ્વેનું **વે**લડા રેલ્વે સ્ટેશન **રૂ**દાતલથી પાંચ માઇલ દુર છે અને **કલોલ બહુ**ચરાજી રેલ્વેનું **ભોય**ણી સ્ટેશન છ માઇલ દુર થાય છે.

**ઇતિહાસ**—**કિ**રંતીગઢના **કે**શર મકવાણાને **હ**રપાળ, **વિ**જયપાળ અને **સાં**તાજી એ નામે ત્રણ કુંવર હતા. તેમાનાં પાટવી **હ**રપાળ **પા**ટડીની ગાદીએ બેઠા. જે ગાદી હાલ **ધ્રાં**ગધ્રામાં છે. **વિ**જયપાળના વંશજો કે **મ**હીકાંઠા એજન્સીમાં આવેલા ઈલોલ વિગેરેની જાગીરો મેળવી અને **સાં**તાજીના વંશજોએ **મ**હીકાંઠા એજન્સીમાં આવેલા કટોસણ સંસ્થાનની ગાદી મેળવી ત્યાંસુધીની હકીકત આ પુસ્તકમાં કટોસણ સંસ્થાનનો ઇતિહાસ લખવામાં આવેલો પાને ૬૮૭ માં છપાયેલો છે તે વાંચક વર્ગના ધ્યાન ઉપર હશે.

**હ**રપાળને બાર કુંવર હતા. એમાંના **સો**ઢો, **માં**ગુ, અને **શે**ખરો તથા એક કુંવરી **શ**ક્તિદેવીના પેટે જન્મેલા હતા. **શ**ક્તિદેવીના બાળક ઝાલા કહેવાયા અને બીજી રાણીથી થયેલા કુંવર મકવાણા કહેવાયા. **શ**કિતદેવી ઇ. સ. ૧૧૧૫ માં મરણ પામી ત્યારપછી **હ**રપાળ **થ**રપારકરના **સો**ઢા રજપુતની કુંવરી **રા**જકુંવરબા સાથે પરણ્યા. તેને નવ કુંવર થયા હતા. **હ**રપાળ પછી પાટવી **સો**ઢોજી **હ**રપાળની ગાદીએ બેઠા. **માં**ગુજીને **જાં**બુનો ગિરાસ મળ્યો; એમના વંશજો હાલ **લીં**મડીમાં રાજ્ય કરે છે; **સે**ખરાજીને **સ**માણા અને **ચો**ર **વ**ડોદરાનો ગિરાસ મળ્યો. એમના વંશજો હાલ **ચો**ર **વ**ડોદરા અને **સા**ણંદમાં વાંટાદાર છે. **સો**ઢાને ત્રણ કુંવર હતા. એમાંના ત્રીજા **વ**ણવીરજી પછી **મેઘરાજજી, માનસિંગજી, જેતસિંગજી, જસમાલજી, અભીરાજજી, અખેરાજજી, પૃથીરાજજી, ગમાનસિંગજી, મોકોજી, અજોજી,** અનુક્રમે થયા. એમના ઉપર મુસલમાનની લશ્કરે હુમલો કર્યો. એ લઢાઇમાં ૩૧ ગરાસીયા દરબારો મરણ પામ્યા અને એ તમામના પાળીયા **ના**યકપુરની ભાગોળે રોપાવ્યા. લશ્કર પાછુ ગયું તે પછી **અ**જાજી શિકારે ગયા અને **સાં**થળ નજીક **ન**થાવડી **ત**લાવડી પાસે **મ**હાદેવનું દેરાસર છે ત્યાં મુકામ કર્યો. વાઘના શિકારે જતાં **મે**સરા ગામમાં ઘોડો થાકી ગયો અને એમને પણ પાણીની ઘણી તૃષા લાગી. **મે**સરા ગામમાં **એ**ગોળ મેવાસાની દીકરી **રા**જલબાઈનું ઘર સુંદર જોઇ રજપુતાણીનું ઘર ધારી પાણી પીવા માગ્યું, જે એમને તુરત આપવામાં આવ્યું. પાણી પીધા પછી કોમ વિષે પુછતાં રજપુતનું ઘર જણાયું નહિ અને **રા**જલબાઇ કે જે કુંવારી હતી તે નમી પડી અને પ્રાર્થના કરી કે હું આપને શોધતી હતી અને ઇશ્વરે મારી લાજ રાખી. અનાયાસે આપને મેળવ્યા છે માટે મારૂ પાણીગ્રહણ કરો. આ ઉપરથી **આ**જોજી **રા**જલબાઇ સાથે પરણ્યા અને પોતાની રજપુત ખોઇ બેઠા. સંવત ૧૩૩૨. **આ**જોજી **એ**ગોર **મે**હરયાની ફોજ લઇને **રૂ**દાતલમાં આવ્યા અને ત્યાંના ચાવડા ગરાસીયાને મારીને ત્યાંનું રાજ્ય લઇ લીધું અને **રૂ**દાલતમાં રાજ્યધાની સ્થાપી.

સંવત ૧૩૪૨ માં તમામ વસ્તી ગામમાં વસાવી તેઓ ગુજરી ગયા. એમના પછી એમના પાંચ કુંવર પૈકી પાટવી **અ**ખેરાજજી ગાદીએ આવ્યા; પરંતુ એક પછી એક ચારે ભાઇ મરણ પામવાથી પાંચમા **અ**ભેરાજજી ગાદીએ આવ્યા. એમના પછી **અ**ભેસીંગજી,

**પ્રતાપસિંગજી, મયોજી** અને **મંગુજી** ગાદીએ આવ્યા. **મંગોજીને** ચાર કુંવર હતા. એમાંના છેલ્લા ખેતાજીના દિકરા **રાણોજી** ગાદીએ આવ્યા. એમના પછી **વીહોજી, ઠાકોરજી, સવસિંગજી, કેસરસિંગજી, સુરસિંગજી, ચેલોજી, દયાળજી, મુળોજી અને જામોજી** અનુક્રમે થયા. મુળાજી ને **જામોજી, રામોજી, મોકોજી, જેહોજી** અને ગજોજી એ નામે પાંચ દિકરા હતા. એ પૈકી **રામાજીના વક્તાજી, હાથીજી, રામાજી, માધાજી,** અને **રંગીતસિંગજી** થયા અને પાંચમા ગજાજી પછી **જીતોજી, જોધાજી, ડોસાજી, ખાનજી,** અને **છત્રસિંહજી** થયા. છેલ્લા **છત્રસિંગજી,** હાલ **રૂદાતલની** જાગીર સંભાળે છે અને **રામાજીના** વંશજ **રંગીતસિંગજી** એમને પુરતી મદદ આપે છે. બન્નેના સંપ સારો છે, અને હળીમળીને વહિવટ ચલાવે છે. વળી **રંગીતસિંગજી** જાતે ચાલાક અને બુદ્ધિશાળી હોવાથી સરકારી ઓફીસરોની એમણે પ્રીતિ સંપાદન કરી છે એટલુંજ નહિ પણ બહારથી હાલના મુસાફર અને પરોણાઓનો પણ સારો સત્કાર થાય છે. નાની જાગીરોમાં આવી સગવડ હોય એ સ્તુતિપાત્ર છે.



# ગુજરાત બ્રિટિશ જીલ્લાનાં એસ્ટેટોની હકીકતનું પત્રક.

| નંબર. | તાલુકાનું નામ. | ઠાકોરનું નામ. | હાલનો દરજ્જો. | કુલ ગામ. | ઉપજ. | જમાબંદી. | રિમાર્ક્સ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | | **ભરૂચ જીલ્લો.** | | | | | |
| | | **આમોદ તાલુકો.** | | | | | |
| ૧ | આમોદ | નહારસીંગજી ઇશ્વરસીંગજી | ઠાકોર સાહેબ ફર્સ્ટ ક્લાસ સરદાર | ૨, તથા વાંટા. | ૧,૩૦,૦૦૦ | ૦ | ઑનરરી ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ |
| ૨ | કેરવાડા | ભા સાહેબ ઉર્ફે દુલાબાવા રાયસિંહજી | ઠાકોર સાહેબ ફર્સ્ટ ક્લાસ સરદાર | વાંટાની જમીન. | ૧,૦૦,૦૦૦ | ૦ | ઑનરરી ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ |
| ૩ | માતાર | ચંદ્રસીંગજી હિંમતસીંગજી | ઠાકોર સાહેબ ફર્સ્ટ ક્લાસ સરદાર. | ૧, ગામ વાંટા. | ૧૮,૦૦૦ | ૦ | |
| | | **વાગરા તાલુકો.** | | | | | |
| ૧ | દેઝ | મહેરામણસિંહજી હમીરસિંહજી | ઠાકોર સાહેબ | વાંટાની જમીન. | ૧૪,૦૦૦ | ૦ | |
| ૨ | જણીયાદરા | ભા સાહેબ જીતસિંગજી સોમસિંગજી | ઠાકોર સાહેબ | વાંટાની જમીન. | ૧૮,૦૦૦ | ૦ | |
| | | **જંબુસર તાલુકો.** | | | | | |
| ૧ | સારોદ | ઉદયસિંગજી ગણપતસિંગજી | ઠાકોર સાહેબ ફર્સ્ટ ક્લાસ સરદાર | વાંટાની જમીન. | ૩૦,૦૦૦ | ૦ | ઑનરરી થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ |

## ખેડા જીલ્લો.

### ઠાસરા તાલુકો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | જનોડ | નટવરસિંગજી પૃથીરાજસિંગજી | ઠાકોર | ૧ | ૨૫૫૯૧ | ૧૭૦૭—૮-૧૧ | બ્રિટિશ સરકાર |
| ૨ | સોનીપુર | રણજીતસીંગજી જુવાનસીંગજી | ” | ૩ | ૧૫૯૪૫ | ૩૩૫૮—૦—૦ | ” |
| ૩ | ચીતલાવ | ફતેહસિંગજી નાથુબાવા | ” | ૧ | ૬૪૫૦ | ૩૭૪—૦—૦ | ” |
| ૪ | રાણીયા | ગણપતસિંગજી જસવંતસિંગજી | ” | ૧ | ૩૬૨૭ | ૧૨૯૪—૦—૦ | ” |
| ૫ | જોરાપુરા | નાથુબાવા ભીમસિંગજી | ” | ૧ | ૬૪૯ } | | |
| | | રામસિંગજી દુલાબાવા | | | ૭૪૬ } | ૪૨૧—૦—૦ | ” |
| ૬ | કોટ | કેશરીસિંગજી પર્વતસિંગજી | ” | ૧ | ૨૨૦૦ } | | |
| ૭ | લીંડોળા | ચંદ્રસિંગજી છત્રસિંગજી | ” | ૧ | ૧૪૧૬ } | ૮૪૦—૦—૦ | ” |
| ૮ | જેતાપુરા | ગણપતસિંગ ભીમસિંગ | ” | ૧ | ૨૫૫૪ } | | |
| ૯ | મીઠાપુરા | અમરસિંગ રામસિંગ | ” | ૧ | ૨૪૨૦ } | ૫૭૫—૦—૦ | ” |

### બોરસદ તાલુકો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઉમેટા | રામસિંગજી રાયસિંગજી | ઠાકોરશ્રી | ૧૪ વાંટા | ૮૦,૦૦૦ | ૨૭૦૮—૭—૩<br>૩૮૪૬—૨—૬<br>૨૧૨૧-૧૩—૦ | બ્રિટિશ સરકાર<br>બરોડા ટ્રીબ્યુટ<br>જમાબંદી બરોડા } રેવાકાંઠા એજન્સીનો અપત્યારી તાલુકો. |
| ૨ | દેવાણ | નહારસિંગજી મહેરામણસિંગજી | ઠાકોરશ્રી સેકન્ડ ક્લાસ સરદાર | ૨ | ૨૨,૦૦૦ | ૨૮૩૫—૮-૧૧ | બ્રિટિશ સરકાર |
| ૩ | ભાંણપુરા | દેવીસિંગજી તખતસિંગજી | તાલુકદાર | ૧ | ૩૦૦૦ | ૧૧૧૬—૫-૧૧ | ” |
| ૪ | બેટાસીવાંટા | ગણપતસિંગજી રાયસિંગજી | ” | ૧/૨ | ૮૫૦૦ | ૭૪૭—૧૦—૯ | ” |
| ૫ | સદર | તખતસિંગજી રાયસિંગજી | ” | ૧/૨ | ૫૨૦૦ | ૭૪૭-૧૦—૮ | ” |
| ૬ | ગાજણા | મહેરામણસિંગજી હુંમતસિંગજી | ” | ૧ | ૮૪૨૦ | ૬૬૬—૮—૩ | ” |
| ૭ | કાનવાડી | મોકમસિંગ ગણેશસિંગ વગેરે ભાઇઓ | ” | ૦ | ૫૮૦૦ | ૧૩૬૪—૮—૪ | ” |
| ૮ | બેટાસી બારીયાભાગ | ગુલાબસિંગ પરભાતસિંગ વિગેરે | ” | ૦ | ૨૬૦૦ | ૯૫૫-૧૧—૨ | ” |

૯૬

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | નાયાવાંટો | રાયસિંગ ફતેસિંગે વિગેરે | તાલુકદાર | ૦ | ૨૧૮૦૦ | ૧૩૨૭-૧૦-૧૧ | બ્રિટિશ સરકાર |
| ૧૦ | સાલોલ | ચંદ્રસિંગ લક્ષમણસિંગ વિગેરે | " | ૦ | ૭૨૫૦ | ૧૯૧૯-૧૩-૧ | " |
| ૧૧ | દેવાણવાડી | માનસિંગ કાભાઈ | " | ૦ | ૧૬૦૦ | ૫૭૪-૫-૧૧ | " |
| ૧૨ | કનકાપુરા | કાભાઇ ગંભીરસિંગનાં વહુ અચરતબા વિગેરે | " | ૦ | ૨૨૭૫ | ૭૧૭-૪-૬ | " |
| ૧૩ | કઠાણાવાંટો | ખેડભાઇ અભેસિંગ વિગેરે | " | ૦ | ૧૫૨૦૦ | ૨૦૯૫-૧૧-૯ | " |
| ૧૪ | કઠાણા તલપદ | લાલભાઇ અભેસિંગ વિગેરે | " | ૦ | ૩૦૦૦ | ૮૪૧-૧૪-૧ | " |
| ૧૫ | આદલપુર | હિંમતસિંગ ફતેસિંગ વિગેરે | " | ૦ | ૪૧૦૦ | ૮૬૦-૭-૪ | " |
| | | **મહેમદાવાદ તાલુકો.** | | | | | |
| ૧ | કુણા | મુળસિંગજી ઉર્ફે દાદા સાહેબ જીઆવા | ઠાકોર સેકન્ડ ક્લાસ સરદાર | ૮ ગામે વાંટા | ૧૭૨૬૭ | ૨૭૮૭-૧૪-૬ | બ્રિટિશને આનરરી થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ. |
| | | **માતર તાલુકો.** | | | | | |
| ૧ | ઉતેળીયા | સુરસિંગજી દાજીરાજ | ઠાકોર શ્રી ફર્સ્ટ ક્લાસ સરદાર | ૩ | ૧૦૦૦૦ | ૩૫૦૦-૦-૦ | " |
| ૨ | બરોડા ગામ | ફત્તેસિંગ સીવાસંગ વિગેરે | ગરાસીયા | ૧ | ૩૪૦૦ | ૧૪૦૦-૦-૦ | " |
| | | **આણંદ તાલુકો.** | | | | | |
| ૧ | વલાસણ | જેઠીસિંગ અમીરભાઇ અને કુબેરભાઇ જીભાઇ | તાલુકદાર | ૧ | ૮૦૦૦ | ૪૪૨-૯-૬ | " |
| ૨ | નાપાડવાંટો | બળવંતસિંગ ઉદયસિંગજી | સરદાર | ૧૮ | ૧૫૦૦૦ | ૧૩૮૯-૦-૦ | બ્રિટિશને |
| ૩ | માગર | રાયસિંગજી ઇદ્રસિંગજી અને કેસરીસિંગ ગમાનસિંગ | " | ૩ | ૨૫૦૦૦ / ૨૦૦૦૦ | ૩૦૬૩-૧૨-૬ | " |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ અમા | છત્રસિંગ ચંદ્રસિંગ અને પૃથીરાજ જસવંતસિંગ | તાલુકદાર | ૫ | ૨૦૧૪<br>૧૧૧૯૧ | ૩૫૪—૧—૦<br>૮૪૯—૩-૧૦ | ,, |
| ૫ ખેરડા અને રાજપુરા | છત્રસિંગ મથુરસિંગ અને હિંમતસિંગ તખતસિંગ | ,, | ૧૧ | ૧૫૭૦૬<br>૧૪૮૨૫ | ૧૯૫૦-૧૩—૬<br>૨૨૧૦—૫—૯<br>૪૪—૪-૧૦ | બ્રિટિશ<br>,,<br>બરોડા |
| ૬ ખેરવાડ | માધવસિંગનાં ઠકરાણી ચંદાબા, મનુભાઇ ફતેસિંગ, ઉદેસિંગ તખતસિંગ | ગરાસીયા | ગામ નથી | ૫૪૦૦<br>૬૦૦૦<br>૩૨૦૦ | ૧૧૮૫-૧૪—૮ | બ્રિટિશ |
| ૭ પરતાપપુર | જીભાઇ જામભાઈ અને બીજા સાત | ,, | ૦ | આંકડો નથી | ૫૭૧—૯—૮ | ,, |
| | **કપડવણજ તાલુકો.** | | | | | |
| ૧ ભરકુંડા | લલ્લુભાઇ માધવભાઇ વિગેરે | તાલુકદાર | ૧ આંકડીયા જાગીર | ૨૫૦૦ | ૧૨૪૬—૫—૦ | બ્રિટિશ |
| | **પંચમહાલ જીલ્લો.** | | | | | |
| | **ઝાલોદ તાલુકો.** | | | | | |
| ૧ લીમડી | દીપસિંગજી અમરસિંગજી | તાલુકદાર અને સેકન્ડ ક્લાસ સરદાર | ૯ | ૨૪૦૮૦ | ૫૭૬૪—૧—૦ | બ્રિટિશ |
| ૨ ગોલાણા | સંભુસિંગજી જોરાવરસિંગજી | તાલુકદાર | ૫ | ૮૬૦૦ | ૧૮૧૬—૦—૦ | ,, |
| ૩ લીલવા | રણજીતસિંગજી કેસરીસિંગજી | ,, | ૨ | ૫૦૦૦ | ૯૬૧—૨—૦ | ,, |
| | **હાલોલ તાલુકો.** | | | | | |
| ૧ કંઝરી | ફતેસિંગજી દીપસિંગજી | ફર્સ્ટ ક્લાસ સરદાર | ૨૪ | ૨૫૯૭૦ | ૪૦૮૬—૦—૦<br>૨૧૪૪ જમાંબંદી | ,, |
| ૨ ભમરીયા સોનીપુર | છત્રસિંગજી કુંવર સાહેબ | ,, | ૫૧ | ૩૫૯૫૧ | ૧૪૧૧—૦—૦<br>૬૬૧-૮જમાંબંદી | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | સીવરાજપુર | કેસરીસિંગજી વજેસિંગજી | ઠાકોર | ૨ | ૩૯૫૫૭ | ૨૫૪—૦—૦ | બ્રિટિશ |
| | | **કાલોલ તાલુકો.** | | | | | |
| ૧ | ડેરાલ | ભારતસિંગજી માધવસિંગજી | મેવાસદાર | ૧ | ૬૦૦૦ | ૨૧૭૫—૦—૦ | સદર મારફત બરોડા |
| ૨ | ચાસળા | હિંમતસિંગજી સરદારસિંગજી વગેરે | ,, | ૧ | ૨૪૦૦ | ૧૬૬૮—૦—૦ | ,, |
| ૩ | ભુખી | પ્રેમા મૈજી વિગેરે | ,, | ૧ | ૯૧૫ | ૬૨૯—૦—૦ | ,, |
| ૪ | ફતેસરી | ખુમાનસિંગજી ભીમસિંગજી | ,, | ૧ | ૧૫૦ | ૧૦૫—૦—૦ | ,, |
| ૫ | રાયણ | સાભાઇ બાપુજી વિગેરે | ,, | ૧ | ૩૩૩ | ૧૬૧—૦—૦ | ,, |
| ૬ | ઇંગવી | ચંદ્રસિંગજી નારણ વિગેરે | ,, | ૧ | ૨૮૦૦ | ૧૯૨૫—૦—૦ | ,, |
| ૭ | કાંનડ | કાળા સદભાઇ | ,, | ૧ | ૨૪૦૦ | ૧૩૦૦—૦—૦ | ,, |
| ૮ | નારણપગી ના મુવાડા | પરભાતસિંગજી વજેસિંગજી | ,, | ૧ | ૭૧૮ | ૫૬૪—૦—૦ | ,, |
| ૯ | ચડાદરા | રામસિંગજી રતનસિંગજી વિગેરે | ,, | ૧ | ૧૬૦૦ | ૧૨૦૦—૦—૦ | ,, |
| ૧૦ | પારૂણા | સામંતસિંગજી માલજી વિગેરે | ,, | ૧ | ૬૦૦ | ૨૬૩—૦—૮ | ,, |
| ૧૧ | રીઠીયા | રામસિંગજી રતનસિંગજી વિગેરે | ,, | ૧ | ૨૨૬ | ૮૬—૦—૦ | ,, |
| ૧૨ | ગાજાપુરા | વજેસિંગજી ભવાન | ,, | ૧ | ૧૯૬ | ૪૫—૦—૦ | ,, |
| ૧૩ | એધીયા | કેસરીસિંગ ચમપાભાઇ વિગેરે | ,, | ૧ | ૪૦૦૦ | ૨૭૦૦—૦—૦ | ,, |
| ૧૪ | અંબાલાંણા | ગારભાઇ દયાળભાઇ વિગેરે | ,, | ૧ | ૨૩૭ | ૧૮૩—૦—૦ | ,, |
| ૧૫ | કારેલી | ભારતસિંગ અજેસિંગ | ,, | ૧ | ૯૮૧ | ૩૩૦—૦—૦ | ,, |
| ૧૬ | ચલાલી | દેશાઇ સીવરાય સંતોકરાય તથા સાભાઇ અદાભાઇ | ,, | ૧ | ૧૬૬૭ | ૫૧૩—૦—૦ | ,, |
| ૧૭ | વીટોજ | ચંદ્રસિંગ ભકતાભાઇ વિગેરે | ,, | ૧ | ૬૯૫ | ૨૯૬—૦—૦ | ,, |
| ૧૮ | ભાદરોલી ખરદ | ખટુભાઇ ખોડભાઇ વિગેરે | ,, | ૧ | ૭૬૪ | ૪૪૨—૦—૦ | ,, |
| ૧૯ | બોડીદ્રા | એોતાભાઇ બાપુભાઇ વિગેરે | ,, | ૧ | ૧૬૬૧ | ૧૧૨૩—૦—૦ | ,, |
| ૨૦ | બલીદરા | સાભાઇ ભાવા વિગેરે | ,, | ૧ | ૫૭૯ | ૪૬૩—૦—૦ | ,, |
| ૨૧ | ચેડાલ | કાનાભાઇ ફુલાભાઇ વગેરે | ,, | ૧ | ૮૪૮ | ૬૫૫—૦—૦ | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨ | અનપુર | બેચરભાઈ ભાવસિંગ | મેવાસદાર | ૧ | ૯૭૫ | ૪૨૩—૦—૦ | સદર મારફત બરોડા. |
| | | **ગોધરા તાલુકો** | | | | | |
| ૧ | આશીવડી | કુબેરસિંગ બાપુજી | " | ૧ | ૨૫૦૦ | ૫૨૫—૦—૦ | બ્રિટિશ મારફત બરોડા |
| ૨ | માણીપ | ભારાતસિંગ બાપુજી વિગેરે | " | ૧ | ૩૦૦ | ૧૦૦—૦—૦ | " |
| ૩ | નાથુજીના મુવાડા | જેસિંગભાઇ ભંસભાઇ વિગેરે | " | ૧ | ૫૫૦ | ૨૩૭—૦—૦ | " |
| ૪ | બોરડી | માધવસિંગ જેષસિંગ વિગેરે | " | ૧ | ૧૬૫૦ | ૩૮૦—૦—૦ | " |
| ૫ | મેલાલ | રાયાસંગજી નહારસિંગજી | " | ૨૭ | ૩૬૬૩૩ | ૭૧૨૩—૮—૦ | " |
| ૬ | મેત્રાલ | અજીતસિંગજી રણજીતસિંગજી | " | ૧૭ | ૧૭૪૦૦ | ૨૮૦૦—૦—૦ | " |
| ૭ | વાલ્લણપુર | દોલતસિંગજી બિહારસિંગજી | " | ૪½ | ૯૦૦૦ | ૨૦૦૦—૦—૦ | " |
| ૮ | વાડી | ઠકરાણી અમરતબા ઓફ ભવાન-સિંગજી અજબસિંગજી વિગેરે | " | ૨½ | ૭૫૦૦ | ૨૬૫૦—૦—૦ | " |
| ૯ | વંઉલી | સરદારભાઇ દાંનભાઈ | " | ૧ | ૪૧૦૦ | ૧૨૫૦—૦—૦ | " |
| | | **દાહોદ તાલુકો** | | | | | |
| ૧ | ઢાંકા | વજેસિંગ જોરાવરસિંગજી | સેકન્ડ ક્લાસ સરદાર | ૨૩ | ૧૮૦૦૦ | ૮૦૦૦—૦—૦ | બ્રિટિશને |
| ૨ | કટવાડા | માનસિંગજી મોકમસિંગજી | પટાદાર | ૮ | ૭૫૦૦ | ૪૩૫૦—૦—૦ | " |
| ૩ | સંદવાંણા | નહારસિંગજી હિંમતસિંગજી | " | ૬ | ૬૬૧૬ | ૪૨૫૩—૦—૦ | " |
| | | **અમદાવાદ જીલ્લો.** | | | | | |
| | | **સાણંદ તાલુકો** | | | | | |
| ૧ | સાણંદ | જયવંતસિંગજી રણમલસિંગજી | ઠાકોર સાહેબ ફસ્ટ ક્લાસ સરદાર | ૧૨ | ૨૦૦૦૦૦ | ૧૪૫૦૦—૦—૦ | બ્રિટિશ ગવર્નમેન્ટ ઑનરરી થર્ડ ક્લાસ મજીસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | અકરાનાં | જીવણસિંગ જેઠીભાઈ | તાલુકદાર | ૩ | ૧૫૦૦૦ | ૩૦૦૦-૦-૦ | બ્રિટિશ |
| ૩ | ઉતેળીયા | સુરસિંગજી હાજીરાજ | ,, | ૩ | ૧૫૦૦૦ | ૪૦૦૦-૦-૦ | ,, |
| ૪ | ચેખલા | જીવાભાઇ તખતસિંગ | ,, | ૨ | ૯૦૦૦ | ૯૭૨-૦-૦ | ,, |
| ૫ | ઉલુપર | ફતેસિંગ રાયસિંગજી | ,, | ૨ | ૧૫૦૦૦ | ૫૯૨૧-૦-૦ | ,, |
| ૬ | મખીઆવ | ફુલસિંગજી રામસિંગજી | ,, | ૨ | ૧૫૦૦૦ | ૩૦૦૦-૦-૦ | ,, |
| ૭ | વીંછીયા | હલુભાઇ તોજાભાઇ | ,, | ૨ | ૮૦૦૦ | ૧૦:૦-૦-૦ | ,, |
| ૮ | ગરોડીયા | ગુપતસિંગ સેવાજી | ,, | ૧ | ૩૦૦૦ | ૪૪૦-૦-૦ | ,, |
| ૯ | ગોધાવી | લખુભાઇ કાલુભાઇ | ,, | ૧ | ૯૦૦૦ | ૧૭૬૦-૦-૦ | ,, |
| ૧૦ | કાનેટી | પરભાતસિંગ જાલમસિંગજી | ,, | ૧ | ૪૦૦૦ | ૬૯૪-૦-૦ | ,, |
| ૧૧ | ખેડા | અનેસિંગ જીવાભાઇ | ,, | ૧ | ૬૦૦૦ | ૪૬૧-૦-૦ | ,, |
| ૧૨ | કંડાલ | પરભાતસિંગ સધુભા | ,, | ૧ | ૭૦૦૦ | ૧૫૦૦-૦-૦ | ,, |
| ૧૩ | લાખંબા | જાલમસિંગ હરભમજી | ,, | ૧ | ૩૦૦૦ | ૩૧૦-૦-૦ | ,, |
| ૧૪ | લાડેરીયાલ | ધીરુભા લાલસિંગજી | ,, | ૧ | ૩૦૦૦ | ૮૦૦-૦-૦ | ,, |
| ૧૫ | વાસણાજાવા | મોતીભાઇ સલતાનજી | ,, | ૧ | ૫૦૦૦ | ૬૭૦-૦-૦ | ,, |
| | | **ધોળકા તાલુકો.** | | | | | |
| ૧ | કોઠ | જસવંતસિંગજી રણમલસિંગજી | ઠાકોર | ૧૧ | x | ૩૦૬૩૬-૦-૦ | ,, |
| ૨ | ગાંગડ | સાહેબસિંગજી જુવાનસિંગજી | ,, | ૧૩ | x | ૨૧૮૭૭-૦-૦ | ,, |
| | | | | | નોટ-મહેરબાન :ધોળકા મામલતદાર તરફથી આવેલા પત્રકમાં ઉપજ જણાવી નથી તેથી આંકડા દાખલ કર્યા નથી. | | |
| ૩ | લતીબખાનજી એસ્ટેટ. ધોળકા | પ્યાર મહમદખાનજી લતીબખાનજી | તાલુકદાર | ૫ | x | ૫૧૧૫-૦-૦ | બ્રિટિશ |
| ૪ | એસ્ટેટ જુમાખાનજી ધોળકા | શેર જુમાખાનજી શેર મહમદખાનજી | ,, | ૩ | x | ૧૨૮૫-૦-૦ | ,, |
| ૫ | ઉતેળીયા | સુરસિંહજી હાજીરાજજી | ફર્સ્ટ ક્લાસ સરદાર | ૮ | x | ૨૭૦૬-૦-૦ | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૬ | મોટીબોરૂ | ઉમેદસિંગજી હરીસિંગજીનાં વિધવા બહુજી લાલબા | તાલુકદાર | ૧ | x | ૨૫૧૪-૦-૦ | બ્રિટિશ |
| | મોટીબોરૂ | જયવંતસિંગજી રણમલસિંગજી | ,, | ૧ | x | ૧૭૬૭-૦-૦ | ,, |
| ૭ | છબાસર | શીવસિંગજી બાવાજી તથા ગોવિંદસિંગ | ,, | ૧ | x | ૧૯૫૦-૦-૦ | ,, |
| ૮ | દુમાલી | જયવંતસિંગજી રામસિંગજી વગેરે | ,, | ૧ | ૧૦૪૦ | ૬૫-૦-૦ | ,, |
| ૯ | ધીંગડા | જીવાભાઇ વખતસિંગ વિગેરે | ,, | ૧ | x | ૧૮૨૯-૦-૦ | ,, |
| ૧૦ | સવાણી | મુળાસંગજી રાયસિંગજી વિગેરે | ,, | ૧ | x | ૯૬૬-૦-૦ | ,, |
| ૧૧ | લોબ્યા | સુરસિંગજી હાજીરાજજી વગેરે | ,, | ૧ | x | ૧૨૫૨-૦-૦ | ,, |
| ૧૨ | વહુહા વાંટો | ગલાબસિંગ દેવીસિંગ | ,, | ૧ | x | ૪૪૦-૦-૦ | ,, |
| ૧૩ | આંબલીયારા વાંટો | તુથુભાઇ હાજીભાઇ | ,, | ૧ | x | ૫૧૦-૦-૦ | ,, |
| ૧૪ | ચંડીસર વાંટો | ગગુભા જસવંતસિંગ વિગેરે | ,, | ૧ | x | ૨૦૧૦-૦-૦ | ,, |
| | | **ધંધુકા તાલુકો.** | | | | | |
| ૧ | કાંફ | મનહરસિંગજી અગરસિંગજી | ,, | ૭ | ૬૦૦૦૦ | ૧૫૯૮૧-૦-૦ | ,, |
| ૨ | ડેરડી | હીરભાઇ બાપુરાજ વિગેરે | ,, | ૧ તથા ૮ ગામ ભાગ | ૪૦૦૦ | ૧૪૦૦-૦-૦ | ,, |
| ૩ | લીંબડી સ્ટેટ | દોલતસિંગજી જસવતસિંગજી | ઠાકોર સાહેબ. | ૨૮ | ૧૫૦૦૦૦ | ૮૫૦૭-૧૧-૩ | બ્રિટિશ કાઠીયાવાડ એજન્સી જ્યુરીસડીક્સનલ ચીફ. |
| ૪ | ગઢીયા | નથુભાઇ વલીભાઇ | તાલુકદાર | ૧ | ૪૦૦૦ | ૫૮૩-૦-૦ | બ્રિટિશ |
| ૫ | ગોરૈયા તથા નાના માત્રા | આલાહરસુર ખાચર જસદણ સ્ટેટ | ઠાકોર સાહેબ | ૨ | ૮૦૦૦ | ૩૯૭-૦-૯ | ,, કાઠીયાવાડ એજન્સી જ્યુરીસડીક્સનલ સ્ટેટ |
| ૬ | વળા | ભગવતસિંગજી | ,, | ૧ | ૩૫૦૦ | ૭૯૭-૦-૦ | બ્રિટિશ કાઠીયાવાડ એજન્સી જ્યુરીસડીક્શનલ સ્ટેટ. |
| ૭ | વાંકાનેર | અમરસિંગજી બનેસિંગજી | હીઝ હાઇનેસ રાજસાહેબ | ૧ | ૨૦૦૦૦ | ૫૩૦૧-૦-૦ | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | ભીમનાથ | મહંત દયાળગરજી ગજરાજગરજી | ઇનામદાર | ૨ તથા બીજા ગામોમાં જમીન છે. | ૫૦૦૦૦ | ૧૮૧-૪-૦ ૭૮૯-૦-૦ | સલામી ૫ ૨ જમાબંદી |

## પ્રાંતિજ તાલુકો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | આંતરોલી પુંજાજીનો વાસ | બાપુસિંગજી હરીસિંગજી | આંકડેદાર | ૬ | ૮૦૦૦ | ૫૩૩-૬-૦ | |
| ૨ | આંતરોલી દોલજીનો વાસ | ગંભીરસિંગ લાલસિંગજી | ,, | ૧૦ | ૮૦૦૦ | ૧૧૨૯-૭-૦ | |
| ૩ | સોગપુર | વજેસિંગજી મોતીસિંગજી | ,, | ૧ | ૧૨૦૦ | ૨૩૩-૧૨-૦ | |
| ૪ | રોજડ | શીવસિંગજી લાખસિંગજી અને બીજાઓ | ,, | ૩ | ૧૨૦૦ | ૧૪૭-૧૧-૦ | |
| ૫ | અણીયોલ | રૂપસિંગજી માધવસિંગજી વિગેરે | ,, | ૬ | ૪૩૦૦ | ૭૪૩-૧૨-૦ | |
| ૬ | પડુસણ | જવાનસિંગજી માનસિંગજી | ,, | ૫ | ૨૦૦૦ | ૪૨૫-૦-૦ | |
| ૭ | બડોદરા | જવાનસિંગજી ફતેસિંગજી બીજાઓ | ,, | ૭ | ૨૫૦૦ | ૯૫૬-૪-૦ | |
| ૮ | ઉજેડીયા | કોદરજી રણછોડજી વિગેરે | ,, | ૩ | ૧૮૦૦ | ૯૫૬-૪-૦ | |
| ૯ | નવાવાસ | ભવાનસિંગજી ગંભીરસિંગજી | ,, | ૨ | ૬૦૦ | ૨૬૫-૧૨-૦ | |
| ૧૦ | બોરીયા | અભુભાઈ જવાનસિંગ અને બીજાઓ | ,, | ૨ | ૧૩૦૦ | ૩૭૧-૧૪-૦ | |
| ૧૧ | બોરાજીના મુવાડા | રણછોડજી ગોકાજી વિગેરે | ,, | ૫ | ૧૬૦૦ | ૪૭૮-૨-૦ | |
| ૧૨ | મોયદબાપુજીનો વાસ | બેચરસિંગજી માનસિંગજી | ,, | ૨ | ૨૨૦૦ | ૭૦૧-૧૦-૦ | |
| ૧૩ | મોયદરૂપજીનો વાસ | રામસિંગજી નાથુસિંગજી | ,, | ૧ | ૪૫૦૦ | ૧૦૬૨-૮-૦ | |
| ૧૪ | ઓરણ | અસકરઅલી લાલમીયાં સૈયદ | ,, | ૫ | ૮૦૦૦ | ૨૫૨૦-૧૪-૦ | ગુજરાતના સેકન્ડ ક્લાસ સરદાર મંજુર થયા તા. ૨૧-૯-૯ તથા થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ ઑનરરી. |
| ૧૫ | ચાંદપુર | જવાનસિંગ સવજી | ,, | ૧ | ૧૫૦ | ૪૧-૭-૦ | |
| ૧૬ | રૂપાલ | જવાનસિંગ નારાજી | ,, | ૧ | ૫૦૦ | ૨૧૨-૮-૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭ | બાદરની મુવાડી | ફતેસિંગ માનસિંઘજી | આંકડેદાર | ૧ | ૨૦૦ | ૧૦૬-૪-૦ |
| ૧૮ | માંનાની મુવાડી | ગમજી કુબેરજી | ” | ૧ | ૧૦૦ | ૩૭-૩-૦ |
| ૧૯ | કેસરપુર | લાલસિંગ હેમતાજી | ” | ૧ | ૪૫૦ | ૧૫૯-૬-૦ |
| ૨૦ | ઝાલાના મુવાડા | કાંનાજી વીસાજી | ” | ૧ | ૩૦૦ | ૧૮૫-૧૫-૦ |
| ૨૧ | મુદાસણ | લાલુજી તખાજી વિગેરે | ” | ૧ | ૫૦૦ | ૩૭૧-૧૪-૦ |
| ૨૨ | ઇદરાજપુર | છગાજી માંકજી | ” | ૧ | ૨૫૦ | ૬૨-૧૧-૦ |
| ૨૩ | ભાહીયા | સીવસિંગ રાણજી | ” | ૧ | ૪૫૦ | ૨૧૨-૮-૦ |
| ૨૪ | દેવાસણાં | કસુજી ગોબરજી | ” | ૧ | ૧૦૦ | આંકડો કેસપુરમાં આવી જાય છે. |
| ૨૫ | દલાની મુવાડી | મોતીસિંગ અમરસિંગ | ” | ૧ | ૪૫૦ | ૪૨૫-૦-૦ |
| ૨૬ | પોયડા | અમરાજી રાંણાજી | ” | ૧ | ૩૦૦ | ૧૩૭-૧-૦ |
| ૨૭ | સદાની મુવાડી | ઉમેદસિંગ માલજી | ” | ૧ | ૪૫૦ | ૪૨૫-૦-૦ |
| ૨૮ | અદની મુવાડી | બેચરસિંગ કુબેરજી | ” | ૧ | ૩૦૦ | ૧૮૫-૧૫-૦ |
| ૨૯ | પુનાદરા | નાથુજી ખાતુજી | ” | ૧ | ૪૦૦ | ૧૫૯-૬-૦ |
| ૩૦ | દોલતાબાદ | હીરસિંગ ગલાબસિંગ | ” | ૧ | ૬૦૦ | ૪૭૮-૨-૦ |
| ૩૧ | ગામડી | ગમીરજી કાળુજી | ” | ૧ | ૨૫૦ | ૧૫૯-૬-૦ |
| ૩૨ | સીતવાડા વસ્તાજીનો વાસ | પુજાજી રણછોડજી | ” | ૧ | ૪૭૦ | ૪૨૫-૮-૦ |
| ૩૩ | સીતવાડા મેરાજીનોવાસ | માધુજી કાળુજી | ” | ૧ | ૨૫૦ | ૨૦૧-૧૪-૦ |
| ૩૪ | વાઘપુર | તખતસિંહજી જેઠુસિંગજી | ” | ૩ | ૪૦૦૦ | ૧૫૪૪-૧૪-૦ |
| ૩૫ | મોકાની મુવાડી | દલજી બદસિંગજી | ” | ૧ | ૩૦૦ | ૫૨-૨-૦ |

## વિરમગામ તાલુકો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ભડોણા | મહેરૂભા ગંભીરસિંગ | ઠાકોર | ૧૨ | ૪૦૦૦૦ | ૭૪૯૯-૧૦-૦ | |
| ૨ | દેકાવાડા | ગંભીરસિંગ ભગવાનસિંહ | ” | ૧૧ | ૩૧૦૦૦ | ૩૭૫૦-૦-૦ | |
| ૩ | કુંકવાવ | સુલજી કુભાજી | ” | ૮ | ૨૫૦૦૦ | ૩૭૫૦-૦-૦ | |
| ૪ | છત્રીયાર | હેમતસિંગ અમરસિંગ | ” | ૭ | ૩૦૦૦૦ | ૩૦૦૦-૦-૦ | |
| ૫ | ઉકરડી | ખોડાજી બેચરજી | ” | ૪ | ૬૦૦૦ | ૮૦૦-૦-૦ | |
| ૬ | રૂદાતલ | છત્રસિંગ ખાનજી | ” | ૪ | ૬૦૦૦ | ૧૬૮૫-૦-૦ | |
| ૭ | સદાતપુરા | સુરજમલ અદેસિંગ | ” | ૩ | ૩૦૦૦૦ | ૨૫૦૦-૦-૦ | |
| ૮ | સીનાજ | ગંભીરસિંગ સુરાજી | ” | ૩ | ૭૦૦૦ | ૮૪૫-૦-૦ | |
| ૯ | ડાંગણા | દોલજી અભેસિંગ | ” | ૨ | ૫૦૦૦ | ૮૫૦-૦-૦ | |
| ૧૦ | પનાર | તખતસિંગ સામતસિંગ | ” | ૩ | ૧૦૦૦૦ | ૬૭૫-૦-૦ | લેન્ડ રેવન્યુ કોડ કલમ ૮૪ મુજબના પૂર્વોપાય લેવાની સત્તા છે. |
| ૧૧ | ભગાપુરા | દીપસિંગ હિમતસિંગ | ” | ૪ | ૧૫૦૦૦ | ૮૪૫-૦-૦ | |
| ૧૨ | વીઠલપુર | સરદારસિંગ બેચરજી | ” | ૧ | ૧૦૦૦૦ | ૧૦૦૦-૦-૦ | |
| ૧૩ | તેલાવી | દોલતસિંગ પરતાપસિંગ | ” | ૧ | ૨૦૦૦ | ૭૧૦-૦-૦ | |
| ૧૪ | સુજપુરા | તખતસિંગજી કરણસિંગજી કટોસણ ઠાકોર સાહેબ | ” | ૧ | ૧૨૦૦ | ૪૫૫-૦-૦ | મહીકાંઠા એજન્સીમાં થર્ડ ક્લાસ તાલુકદાર પરમેનન્ટ ફર્સ્ટ ક્લાસનો પાવર ઑનરરી આસીસ્ટંટ સેસન જજનો પાવર તથા જીલ્લાના ગામ માટે ઑનરરી ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટનો પાવર. |
| ૧૫ | નાંની રાતઇ | કલ્યાણસિંગ જવાનસિંગ | ” | ૧ | ૨૦૦૦ | ૩૦૦-૦-૦ | |
| ૧૬ | મોટી રાતઇ | નાથુજી જેઠાજી | ” | ૧ | ૩૦૦૦ | ૫૨૫-૦-૦ | |
| ૧૭ | જેઠીપુરા | અગરસિંગજી સવજી | ” | ૧ | ૧૦૦૦ | ૩૫૦-૦-૦ | |
| ૧૮ | બાંટઇ | તખતસિંગ ગુલાબસિંગ | ” | ૧ | ૧૫૦૦ | ૫૯૦-૦-૦ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | અમરપુરા | પરબતસિંગ જગતસિંગ | ,, | ૧ | ૧૦૦૦ | ૪૦૦-૦-૦ | |
| ૨૦ | ભટારીયા | પરબતસિંગ જગતસિંગ | ,, | ૧ | ૧૦૦૦ | ૪૨૫-૦-૦ | |
| ૨૧ | ડાભસર | જગતાજી જેઠાજી | ,, | ૧ | ૨૦૦૦ | ૭૧૦-૦-૦ | |
| ૨૨ | અબાસણા | કરણસિંગ થાનાજી | ,, | ૧ | ૨૦૦૦ | ૬૫૦-૦-૦ | |
| ૨૩ | ફતેપુરા | વખતસિંગ લાલજી | ,, | ૧ | ૨૦૦૦ | ૨૫૦-૦-૦ | |
| ૨૪ | ઝીજવા | દોલાજી અભેસિંગ | ,, | ૧ | ૩૦૦૦ | ૬૭૫-૦-૦ | |
| ૨૫ | ગુજાલા | અખાજી લાલજી | ,, | ૧ | ૫૦૦૦ | ૧૦૦૦-૦-૦ | |
| ૨૬ | તનમનીયા | પરભાતસિંગ કરણસિંગ | ,, | ૧ | ૧૫૦૦૦ | ૧૦૦૦-૦-૦ | |
| ૨૭ | ડેરવાલા | બાપુભા મહોબતસિંગ | ,, | ૧ | ૧૭૦૦૦ | ૧૨૦૦-૦-૦ | |
| ૨૮ | મોઢવાણા | માલુભા સીવસિંગજી | ,, | ૧ | ૮૦૦૦ | ૬૩૦-૦-૦ | |
| ૨૯ | ઢાંચી | માલુભા સગરામજી | ,, | ૧ | ૬૦૦૦ | ૬૦૦-૦-૦ | |
| ૩૦ | રાંણી | કાળુભા પાડખાનજી વિગેરે | ,, | ૧ | ૧૦૦૦ | ૫૧૦-૦-૦ | |
| ૩૧ | રણોદ | કાલુભા પાડખાનજી વિગેરે | ,, | ૧ | ૨૦૦૦ | | |

## ધોળકા તાલુકો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | કુઠા | વામનરાવ શીવપ્રસાદ દેશાઇ | તાલુકદારી | ૧ | ૧૩૦૦ | ૫૯૫-૦-૦ | |
| ૨ | રાજપુરા | ભાવસંગ દેશાભાઇ અને બીજાઓ | ,, | ૨ | ૧૮૦૦ | ૯૪૧-૦-૦ | બ્રિટિશને |
| | | | | | | ૩૬-૧-૦ | ગાયકવાડને |
| ૩ | મલેકવદર | દેશાભાઇ પ્રાગજીભાઇ વિગેરે | ,, | ૧ | ૬૦૦ | ૨૭૨-૦-૦ | |
| ૪ | સાણોદર | જુવાનસિંગ બાપુભાઈ અને બીજા | ,, | ૧ | ૫૦૦૦ | ૧૪૬૯-૮-૦ | બ્રિટિશ |
| | | | | | | ૨૮-૮-૦ | ગાયકવાડ |
| ૫ | પડવા | વસ્તાભાઇ માંનાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૨૫૦૦ | ૧૧૩૦-૦-૦ | બ્રિટિશ |
| | | | | | | ૪૭૯-૧૨-૦ | ગાયકવાડ |
| ૬ | મોરચંદ | પીજાભાઇ ભઉજીભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૬૦૦૦ | ૧૫૨૫-૦-૦ | બ્રિટિશ |
| | | | | | | ૧૯૭-૬-૦ | ગાયકવાડ |
| ૭ | ભવાનીપુરા | ભાવસંગ ગગાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૭૫૦ | ૨૯૬-૦-૦ | બ્રિટિશ |
| | | | | | | ૧૩-૩-૦ | ગાયકવાડ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | ઓડરકા | માધવસીંગ મગાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૧૪૦૦ | ૫૯૩-૨-૦<br>૧૦૨-૨-૦ | બ્રિટિશ<br>ગાયકવાડ |
| ૯ | મનીલા | વાઘજીભાઇ ગાંડાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૬૦૦ | ૨૧૦-૦-૦ | |
| ૧૦ | ભાણખેલ | મુળાભાઇ રાહાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૧૦૦૦ | ૫૧૪-૦-૦<br>૧૦૮-૨-૦ | બ્રિટિશ<br>ગાયકવાડ |
| ૧૧ | કુકડ | રાંણાભાઇ ખોડાભાઇ અને બીજાઓ | ,, | ૫ | ૭૦૦૦ | ૨૧૯૫-૦-૦ | |
| ૧૨ | સારવદર | જુવાનસંગ પરતાપસંગ અને બીજાઓ | ,, | ૧ | ૮૦૦ | ૩૩૨-૦-૦ | |
| ૧૩ | લાકડીયા | જતાભાઇ કસીયાભાઈ અને બીજાઓ | ,, | ૧ | ૨૦૦૦ | ૮૧૦-૦-૦ | |
| ૧૪ | બ્રાહમનીયા | ભાવસીંગ ગજાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૧૨૦૦ | ૧૨૯-૦-૦ | |
| ૧૫ | નાનાખોખરા | હરીસંગ હમેસીંગ અને બીજાઓ | ,, | ૧ | ૧૮૦૦ | ૬૧૭-૦-૦ | |
| ૧૬ | પીપરલા | ભાવસિંગ મામભા અને બીજાઓ | ,, | ૧ | ૬૦૦ | ૧૯૨-૦-૦ | |
| ૧૭ | પનાલા | ગોદડભાઇ હમીરભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૫૦૦ | ૮૩-૦-૦ | |
| ૧૮ | માલપુર | દેવીસિંગ અગરસિંગ અને બીજાઓ | ,, | ૧ | ૧૫૦૦ | ૫૮૪-૦-૦ | |
| ૧૯ | નવાગામનાના | ખોડાભાઇ હરીભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૧૨૦૦ | ૪૬૬-૦-૦ | |
| ૨૦ | તગડી | માનસિંગજી નાથુભાઇ સરદાર | ,, | ૨ | ૨૦૦૦૦ | ૨૬૧૯-૦-૦ | |
| ૨૧ | કામલેજ | વખતસિંગજી સેસરાજજી વળાના ઠાકોર સાહેબ | ,, | ૫ | ૧૫૦૦૦ | ૩૧૧૩-૦-૦ | સેન્ટ્રલ ઇન્ડિયા સ્ટેટ એજન્સી જ્યુરીસડીક્સનલ ચીફ. |
| ૨૨ | વલકડ | પ્રેહ્‌લાદસિંગજી પ્રતાપસિંગજી લાઠી ઠાકોર સાહેબ ( માયનોર ) | ,, | ૪ | ૨૫૦૦૦ | ૩૩૯૭-૦-૦ | ,, |
| ૨૩ | ખારી | કૃષ્ણકુમારસિંગ ભાવસિંગજી ભાવનગર મહારાજા સાહેબ (માયનોર) | ,, | ૩ | ૨૩૦૦૦ | ૧૬૪૧-૦-૦ | સેન્ટ્રલ ઇન્ડિયા સ્ટેટ એજન્સી ફર્સ્ટ ક્લાસ સ્ટેટ. |
| ૨૪ | મગલાના | બાલાજી અમરસિંગ અને બીજાઓ | ,, | ૨ | ૧૧૦૦૦ | ૧૨૨૭-૦-૦ | |
| ૨૫ | ઉપરલા | પ્રહ્‌લાદસિંગજી પ્રતાપસિંગજી લાઠી ઠાકોર સાહેબ અને બીજાઓ | ,, | ૨ | ૧૯૦૦૦ | ૩૧૦૦-૦-૦<br>૧૬૦૩-૯-૦ | બ્રિટિશ<br>ગાયકવાડ |
| ૨૬ | અવાણીયા | મહોબ્બતસિંગ ગજાભાઇ અને બીજાઓ | ,, | ૧ | ૧૭૦૦૦ | ૨૦૮૫-૦-૦<br>૮૪-૬-૦ | બ્રિટિશ<br>ગાયકવાડ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૭ | ભાવદર | અમુભાઇ કુસલસિંગ અને બીજાઓ | ” | ૧ | ૯૦૦ | ૧૪૦-૦-૦ | |
| ૨૮ | ભોજપુરા | જોરસિંગ છાયાભાઇ અને બીજાઓ | ” | ૧ | ૮૦૦૦ | ૯૯૬-૦-૦ | બ્રિટિશ |
| | | | | | | ૭-૧૪-૦ | ગાયકવાડ |
| ૨૯ | ધરૂપકા | જાહાભાઇ જગાભાઇ અને બીજાઓ | ” | ૧ | ૧૧૦૦ | ૧૮૩-૦-૦ | |
| ૩૦ | જુનાજાળીયા | ભવાનસિંગ અભેસિંગ બીજાઓ | ” | ૧ | ૧૦૦૦ | ૭૬-૦-૦ | |
| ૩૧ | કાનકોટ | રતનસિંગ ભગવતસિંગ બીજાઓ | ” | ૧ | ૫૦૦૦ | ૬૨૦-૦-૦ | |
| ૩૨ | ખાંભા | ભુપતસિંગ હમીરસિંગ બીજાઓ | ” | ૧ | ૨૫૦૦ | ૩૨૦-૦-૦ | |
| ૩૩ | મામસા | જનુભાઇ દેવીસિંગ અને બીજાઓ | ” | ૧ | ૯૦૦ | ૨૧૦-૦-૦ | |
| ૩૪ | નવાજાળીયા | ભવાગનસિંગ ભાથુભાઇ બીજાઓ | ” | ૧ | ૧૫૦૦ | ૧૫૭-૦-૦ | |
| ૩૫ | સમઢીયાળા | જનુભાઇ દેવીસિંગ બીજાઓ | ” | ૧ | ૪.૦૦ | ૨૮૧-૦-૦ | |
| ૩૬ | સાર | ખોડાભાઇ દેવાભાઇ બીજાઓ | ” | ૧ | ૧૫૦૦ | ૨૨૪-૦-૦ | |
| ૩૭ | સામપુરા | કાનુભાઇ ભાખરભાઇ બીજાઓ | ” | ૧ | ૪૫૦૦ | ૬૨૨-૪-૨ | |
| ૩૮ | ભડલી | ઉમેદસિંગ બાવાજી અને બીજાઓ | ” | ૧ | ૩૦૦૦ | ૩૫૦-૦-૦ | |
| | | **મોડાસા તાલુકો.** | | | | | |
| ૧ | અમોદરા | સુરાજી જેસિંગજી વિગેરે | મેવાસદાર | ૧ | ૧૩૦૦ | ૩૫૦-૦-૦ | |
| ૨ | દેરોલ | કલાજી ભક્તિજી બીજાઓ | ” | ૧ | ૧૨૦૦ | ૫૦૦-૦-૦ | |
| ૩ | ગાજણ | મલુજી વાઘાજી | ” | ૧ | ૩૦૦ | ૭૨-૦-૦ | |
| ૪ | ઇદરાણ | જવાનજી હાથીજી | ” | ૧ | ૧૮૦૦ | ૬૫૦-૦-૦ | |

**નોટ:—**

એજન્સી નીચેના રાજાઓ અને તાલુકદારોનું ખુરશીની બેઠકનું લીસ્ટ મંજુર થયેલું હોય છે તે પ્રમાણે બ્રિટિશ જીલ્લાના એસ્ટેટોના રાજ્યકર્તાઓની દરબાર પ્રસંગની બેઠકનું લીસ્ટ થયેલું હોય તે મોકલી આપવા અમે ઉત્તર વિભાગના મહેરબાન કમીશ્નર સાહેબ બહાદુરને અરજ કરી હતી, તેના જવાબમાં તેઓ સાહેબના હજુરથી અમારા તરફ ઇંગ્રેજી મીમો નંબર ટી. એસ. ઓ. ૫૪૪ તા. ૨૫-૫-૧૯૨૭ નો આવ્યો તેમાં જણાવ્યું છે કે:-ગુજરાતના તાલુકદારો માટે તમે માગો છો તેવું લીસ્ટ થયેલું નથી તેથી મોકલ્યું નથી.

ઉપર પ્રમાણે જવાબ આવવાથી ઉપરના પત્રકમાં કોઇપણ જાતનો અનુક્રમ રાખ્યા સિવાય મામલતદાર સાહેબો તરફથી ભરાઇ આવેલાં પત્રકો મુજબ દાખલો લીધો છે.

# વડોદરા રાજ્ય.

## લીંબોદરા સંસ્થાન.

આ સંસ્થાન શ્રીમંત ગાયકવાડ સરકારના કડી પ્રાંત તાબાના કલોલ મહાલની અંદર આવેલું છે. એના રાજ્યકર્તા વાઘેલા જાતના રજપુત છે અને તે " ઠાકોર " કહેવાય છે.

**સીમા**—એની ઉત્તર તથા પશ્ચિમે **મહીકાંઠા** એજન્સીમાં આવેલા **માણસા** તાલુકાની હદ, પૂર્વે કલોલ તાલુકાની અંદર આવેલો **અલુઆ** તથા **વિજાપુર** તાલુકામાં આવેલો **માણેક-**પુર તાલુકો અને દક્ષિણે કલોલ મહાલનાં ગામોની હદ લાગે છે.

**આમજા** જે કલોલ તાલુકાની હદમાં આવેલું છે તેની કુલ રેવન્યુ સત્તા અહીંના ઠાકોર સાહેબની છે, તેમજ કલોલ મહાલના હેડ ક્વાટર કલોલમાં $\frac{1}{4}$ ભાગનો ૨૦૦૦ વિઘાંનો વાંટો છે તેમજ કલોલ મહાલના **રેગુચા**, છત્રાલ, **બીલેશ્વરપુરા**, **ધાનોટ**, **પરતાપપુરા**, **બાળવા**, ઇટલા, **વાસણ**, **અલુઆ**, અને ગોળથરા ગામે વાંટા છે. વળી કલોલ વાંટાની હદમાં સંવત ૧૯૭૦–૭૧ માં **દોલતપરૂ** એ નામે એક નવીન પરૂ વસાવામાં આવ્યું છે. તે ઉપરાંત **અમદાવાદ** જીલ્લાના ઉત્તર **દશક્રોઇ** તાબાના **અડાલજ** ગામ ઉપરના ગિરાસના રૂ. ૪૪ દર વરસે **દશક્રોઇ** તાલુકા તીજોરીમાંથી મળે છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૨૨૦૦૦ ના શુમારે થાય છે. એમાંથી શ્રીમંત ગાયકવાડ સરકારને ગામો બદલ કાયમ આંકડો ભરવામાં આવે છે. **જમીન તથા નીપજ**—અહીંની જમીન સપાટ છે. એમાં બાજરી, કઠોળ, કપાસ, એરંડા, તમાકુ, ઘઉં વગેરે પાકે છે. કુલ જમીન આશરે ૮૦૦૦ વિઘાં છે. વસ્તિ સુમારે ૩૦૦૦ માણસની છે. **મુખ્ય ગામ-લીંબોદરા.** તેમાં ઠાકોર સાહેબનો દરબાર સુંદર બાંધણી-નો પુરતી સગવડતાવાળો છે. દિવાનખાનાના હોલનાં ૨૦૦ ખુરશી એક સાથે ગોઠવી શકાય એવી સગવડ છે, તેમજ હિંદના ઘણા રાજાઓના સુંદર ફોટા ગોઠવવામાં આવ્યા છે તેથી જોનારને આનંદ રહે છે. ગામની અંદર ગુજરાતી નિશાળ, કન્યાશાળા, રામજી મંદીર, મહાદેવનું દેવાલય, જૈન દેરાસર, અને બ્રાન્ચ પોસ્ટ ઓફીસ છે. વસ્તીમાં મુખ્યત્વે વાણીયા, બ્રાહ્મણ, રજપુત, પાટીદાર અને ઠાકરડાઓની છે. **લીં**બોદરાની પૂર્વ બાજુએ ભાગોળમાં કલોલ **વિજાપુર** રેલવે સ્ટેશનનું **લીં**બોદરા સ્ટેશન અને તાર ઑફીસ છે.

**ઇતિહાસ**—એવું કહેવાય છે કે એક વાર પૃથ્વી અસુરોનાં દુષ્ટ કર્મથી ઘણો ત્રાસ પામી **બ્રહ્મા** પાસે ગઇ, અને તેમને વિનંતિ કરી કે મારાપર વસનારા દુષ્ટ રાક્ષસોનો સંહાર કરે તેવો કોઇ વીર પુરૂષ ઉત્પન્ન કરો. આ વખતે બ્રહ્મા સૂર્યની પૂજા કરતા હતા, તેમણે હથેળીમાં જળ લઇ સંકલ્પ કરી એક ક્ષત્રિ ઉત્પન્ન કર્યો, અને તેને આજ્ઞા આપી કે તમે મૃત્યુ લોકમાં જઈ અસુરોનો નાશ કરો. આ પ્રમાણેની આજ્ઞા મુજબ **બ્રહ્માજીની** હથેળી-માંથી એ પુરૂષ ઉત્પન્ન થયો માટે તેનું નામ **ચાલુક્યદેવ** પડયું, અને તે સૂર્યનાં કિરણોથી પેદા થયો માટે સૂર્યવંશી ગણાયો. એના વંશમાં કેટલીક પેઢીએ **સોલંકદેવ** નામે રાજા થયા, તેમના વંશના સોલંકી રજપૂત કહેવાયા. તેમનાથી કેટલીક પેઢીએ **વિરધ્વજ** નામે રાજા થયા, તેમને બે કુંવરો હતા, (૧) **વિલગર** દેવ અથવા **વાઘ્ન** દેવ અને (૨) **શુકદેવ.** તેમાંના **વાઘ્ન** દેવના વંશજો વાઘેલા કહેવાયા, અને **શુકદેવના** વંશજો સોલંકી કહેવાયા.



મહેરબાન ઠાકોરશ્રી જગતસિંહજી સાહેબ
તાલુકા લીંબોદરા-પ્રગણે-કલોલ-રાજ્ય વડોદરા.

Lakshmi Art, Bombay, 8.

આ પ્રમાણે આ રાજ્યના મૂળ પુરૂષ **વાઘ્ન** દેવ વાઘેલા ગણાયા. એ બહાદુર ક્ષત્રિની જન્મભૂમિ ગુજરાતમાં હતી, ત્યાંથી તે પોતાના ભાઇ **શુકદેવ**ને રાજ્યપાટ સોંપી પોતાની મોટી ઉમ્મરે યાત્રા કરવાના હેતુથી પૂર્વમાં ગયા, અને **કાશી**, **પ્રયાગ**, ગયાજી વગેરે પવિત્ર ધામોમાં યાત્રા કરી **ચિત્રકોટ**માં આવ્યા, ત્યાં નજીકના મુલક ઉપર તે વખતે **કનકદેવ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **રત્નમતિ** નામે એકજ કુંવરી હતી, તે તેણે **વાઘ્નદેવ**ને ઉંચા કુળનો શૂરવીર રજપૂત જાણી પરણાવી. પોતાને બીજું કંઈ સંતાન નહિ હોવાથી સઘળું રાજપાટ **વાઘ્નદેવ**ને સોંપી પોતે યાત્રા કરવા ચાલ્યો. વાઘ્નદેવે ત્યાં જાથુનો નિવાસ કર્યો, અને પોતાના પરાક્રમ વડે ઘણો મૂલક જીતી લીધો. તેમણે પોતાની નજીકમાં આવેલા મંદ રઘુવંશી રાજાનું રાજ્ય જીતી લઇ તેનો મૂલક ખાલસા કરી તે રાજાને રહેવાને માટે **પાથરકચ્છાર**નો કિલ્લો આપ્યો. **વિંધ્યાચળ** ઉપરના પ્રાંતોના રાજાને વશ કરી ત્યાં પોતાનો અમલ બેસાડયો. એ વેળા એ દેશનું નામ "**ભાઠ**" કહેવાતું તે ફેરવીને પોતાના પરાક્રમી વંશના નામપરથી તેનું નામ "**વાઘેલખંડ**" પાડયું; તે અદ્યાપિ સુધી પ્રસિદ્ધ છે. એ રાજાને રાણી **રત્નમતિ**થી પાંચ કુંવર થયા. (૧) કરણદેવ, (૨) કંધરદેવ, (૩) **સુરતદેવ**, (૪) **સોહાગદેવ** (૫) **સામદેવ**. તેમાંના **સુરતદેવ** પોતાના વડીલોની જન્મભૂમિ ગુજરાતમાં પાછા આવ્યા.

જ્યારે ઇ. સ. ૯૪૨ માં ચાવડાવંશની સમાપ્તિ થઈ, ત્યારે **અણહીલપુર**ની ગાદીએ સોલંકી કે ચાલુક્યવંશના રાજાઓ આવ્યા. તેમાંના છેલ્લા રાજા જ્યારે નબળા પડી જવા લાગ્યા ત્યારે વાઘેલા કુળની બીજી શાખા જોર પર આવી.

**સુરતદેવ**ના વંશના **અર્ણોરાજ** નામે શૂરા વાઘેલાએ રાજ્યનો બચાવ કરવામાં **પાટણ**-ના મહારાજાને સારી મદદ કરી હતી. એના કુંવર **લવણપ્રસાદ**ને **ભોળા ભીમ**દેવે પ્રધાન ઠરાવ્યો; પરન્તુ પાછળથી રાજા અને પ્રધાનની વચ્ચે અણબનાવ થયો. **લવણપ્રસાદે** પોતાના રાજાની સામે બંડ ઉઠાવ્યું, તે એટલે સુધી કે રાજ્યના દક્ષિણ અને નૈઋત્ય ભાગનો, એટલે **સાબરમતી** અને **નર્મદા**ની વચ્ચેનો મૂલક તથા **ધોળકા** અને **ધંધુકા** પરગણાનો કબજો કરી રાણા **લવણપ્રસાદે** પોતાની રાજ્યધાની **ધોળકા**માં કરી. એને **વિરધવળ** નામે પરાક્રમી કુંવર હતો, તેણે પણ **ખંભાત**, **ગોધરા**, વગેરે જીતી રાજ્યમાં વધારો કર્યો. **વસ્તુપાળ** અને **તેજપાળ** નામે જગપ્રસિદ્ધ શ્રાવક વાણિયા **વિરધવળ**ના મંત્રી હતા. તેઓ લડવૈયા અને રાજકારભારમાં ચતુર હતા. રાણા **વિરધવળ**નું મરણ ઇ. સ. ૧૨૩૯ કે ૪૦ માં થયું. એને (૧) **વિરમદેવ**× અને (૨) **વિશળદેવ** નામે બે કુંવરો હતા. વડાકુંવરને પોતાના પિતા અને તેના કારભારી જોડે અણબનાવ હતો, તેથી તેને **વિરમગામ**માં રાખ્યો હતો. રાણાનું મરણ થતાં તેણે ગાદીનો દાવો કર્યો. **વસ્તુપાળે** **વિશળદેવ**ને ગાદીએ બેસાડી **વિરમદેવ**ને હરાવી મારી નંખાવ્યો. ભાઇ તરફનો ભય ગયા પછી નવા રાણાએ વાણિયા મંત્રિ પાસેથી વજીરાત લઇ એક **નાગડ** નામે બ્રાહ્મણને સોંપી. ઈ. સ. ૧૨૪૪ માં તેણે **અણહીલવાડ** ઉપર સ્વારી કરી, ત્યાંના નબળા મહારાજા **ત્રિભુવનપાળ**ને કાઢી મૂકી આખી ગુજરાતનું ધણીપણું હાથમાં લઇ પોતે **મહારાજાધિરાજ**ની પદ્વી ધારણ કરી. પોતાના રાજ્ય ઉપર હુમલા કરનારા શત્રુ-ઓને તેણે હરાવ્યા. **કર્ણાટક**ના મહારાજાએ પોતાની કન્યાને માટે સ્વયંવર રચ્યો. તેમાં તે કુંવરીએ મહારાજા **વિશળદેવ**ને વરમાળા પહેરાવી.

× **વિરમદેવે** પોતાના નામ ઉપરથી **વિરમગામ** વસાવ્યું.

આ પરાક્રમી મહારાજા **વિશળદેવ** ઇ. સ. ૧૨૬૨ માં દેવલોક પામ્યા. એમના પછી **અર્જુનદેવ, સારંગદેવ અને કરણઘેલો** એ નામે અનુક્રમે રાજાઓ **અણહીલવાડની** ગાદીએ બેઠા. એમાંના છેલ્લા રાજા કરણઘેલાના વખતમાં ઇ. સ. ૧૩૦૪માં **દિલ્હીના** સુલતાન **અલ્લાઉદ્દીને** પોતાના ભાઇ **અલફખાન** તથા વડાવજીર **નસરતખાનને** મોટી ફોજ સાથે ગૂજરાત જીતવા મોકલ્યો. આ વેળાએ કરણઘેલો નાશી દક્ષિણ તરફ **બાગલાણના** પહાડોમાં ભરાઇ પેઠો.

મુસલમાન લશ્કરે કરણની રાણીઓને પકડી દિલ્હી મોકલી દીધી. તેમાંની **કમળાદેવી** કે જે ઘણીજ રૂપવંતી હતી તે બાદશાહની માનીતિ બેગમ થઇ પડી. કમળાદેવીને **દેવળદેવી** નામે એક કુંવરી હતી, તે કરણની સાથે હતી; તેને કમળાદેવીએ પોતાની પાસે લાવવા બાદશાહને સમજાવ્યાથી બાદશાહે દક્ષિણમાં લશ્કર મોકલ્યું. આ વેળા કરણ પોતાના નબળા બચાવમાં મુસલમાની ફોજ સાથે લડયો તેમાં તે હાર્યો અને દેવળદેવીને લઇ ફોજ પાછી **દિલ્હી** ગઇ. વાઘેલો મહારાજા કરણ ડુંગરો અને ઝાડીના મૂલકમાં અથડાઇ કુટાઇ મરણ પામ્યો.

કરણને **સારંગદેવ** તથા **વરસિંહ** એ નામે બે કુંવરો હતા. તેમાંના **સારંગદેવને** તેના બાપના વખતમાં **ભીલડી** જીલ્લાનાં ૬૫૦ તથા **વરસિંહને સરધાર** જીલ્લાનાં ૬૫૦ ગામ મળ્યાં હતાં. જ્યારે કરણે ગૂજરાતનું રાજ્ય ખોયું ત્યારે એ બે કુંવરોને માટે શું થયું તે જણાયું નથી. હાલ જે **ભીલડીઆ** અને **સરધાર** શાખાના વાઘેલા કહેવાય છે તે આ બન્ને ભાઇના વંશના હોવા જોઇએ.

ઇ. સ. ૧૩૦૪ માં ગુજરાતના વાઘેલા રાજ્યની આખર આવી અને મુસલમાની અમલ થયો ત્યારે ગુજરાત ખાતે દિલ્હીના બાદશાહ તરફથી સુબેદાર એ દરજ્જાના અમલદાર વહિવટ કરતા હતા. છેલ્લા સુબેદાર **જાફરખાંએ** પોતાના બેટા **મહમદશાહ** (પહેલો) ને ઇ. સ. ૧૪૦૩ માં ગુજરાતનો સ્વતંત્ર બાદશાહ ઠરાવી દિલ્હીનું ઉપરીપણું કહાડી નાખ્યું. **મહમદશાહ** પછી **મુજફરશાહ** ( પહેલો ) અને તેના પછી **અહમદશાહ** ( પહેલો ) ઇ. સ. ૧૪૧૧ માં ગુજરાતનો બાદશાહ થયો, તેણે ઇ. સ. ૧૪૪૧ સુધી એટલે મરતા લગી રાજ્ય કર્યું.

કરણવાઘેલાએ પોતાનું ગુજરાતનું રાજ્ય ગુમાવ્યા પછી તેના વારસોએ મુસલમાની રાજ્ય સામે બહારવટા ચાલતાં રાખ્યાં. **અહમદશાહના** વખતમાં વાઘેલા વંશમાં **મહીપનો જેતો** અને **વરસિંહ** એ નામે બે કુંવર હતા. તેઓ બાદશાહ સામે બહારવટે નીકળ્યા. **અણહીલવાડની** પાસે **થળ** પરગણામાં **ભીલડીગઢ** અને **સરધાર** નામના બે ગામમાં તેઓએ પોતાના કુટુંબને મૂકી **અમદાવાદની** આસપાસ ૧૫૦ ઘોડા સાથે ફેરા કરવા માંડયા. તેઓ દિવસે અને રાત્રીએ **અમદાવાદનાં** ગામો લૂટી બાન પકડી જઇ રાડ પોકરાવા લાગ્યા. આથી બાદશાહે તેમને પકડવાને ઘણી મહેનત કરી, પણ કાંઇ વળ્યું નહિ. આખરે તેમને કોઇ ખાવાનું ન આપે એવો બંદોબસ્ત કર્યાથી બન્ને ભાઇઓને ઘણું દુ:ખ વેઠવું પડયું; એટલુંજ નહિ પણ એમના સ્વારોમાંથી પણ કેટલાક નોકરી છોડી દઈ જતા રહ્યા. એક વખત બન્ને ભાઇઓ **અમદાવાદ** અને **કડી** વચ્ચેના રસ્તા ઉપર **સામતેજ** ગામ નજીક **નાશમદ** ગામના તળાવ કાંઠે રાતની વખતે ઉતર્યા હતા, તે વખત મોટે પરોઢીએ તે ગામનો એક **અખો ભંડારી** નામનો રજપુત ખાતરનું ગાડું ભરી ખેતરમાં જવા નીકળ્યો. **અખો** ગાડા સહિત તળાવ આગળ થઇ નીકળ્યો, તે જોઇ

એક વાઘેલાનું માણુસ જે રસ્તા ઉપર હતું તે છપી ગયું. અખાનું ગાડું તેનો જે ખેડુત હાંકતો હતો તેણે આ બનાવ જોઈ પોતાના ધણીને કહ્યું કે ઘણું કરી બહારવટીઆ આ તળાવ ઉપર આવ્યા છે, તેથી આપણે જલદી નીકળી જઇએ તો સારૂં. આ સાંભળી અખે કહ્યું તું બિહીશ નહિ, તેઓમાં કોઇ મારા જેવો રજપૂત નથી. જો મારા જેવો તેમના સંગમાં હોત તો ગયેલો ગિરાસ ત્રણ દિવસમાં પાછો વાળ્યો હોત. વાઘેલાનો જે માણુસ સંતાએલો હતો, તેણે આ વાત સાંભળી તુરત ત્યાંથી ઉઠી પોતાના સરદારને કહી. ત્યારે તેઓએ અખાને પાસે તેડાવ્યો, અને પૂછ્યું કે તે શું બોલ્યો ? આ વખતે અખાએ ધાર્યું કે મેં તો મારો બચાવ કરવાને અર્થે નાહક ફુલ મારી; પરન્તુ હવે મારે ના ન પાડવી. જો હું ના કહીશ તો મને તેઓ માર્યા સિવાય રહેશે નહિ. આવો મનમાં વિચાર કરી તે બોલ્યો કે હા સાહેબ, તમારી સાથે જે મારા સરખો રજપૂત હોય તો તમો તમારો ગિરાસ ત્રણ દિવસમાં પાછો મેળવી શકો. આ સાંભળી વાઘેલા જેતાજી અને વરસિંહે કહ્યું કે બહુ સારૂં, આ ઘોડા ઉપર ચઢી બેશ. જે માગીશ તે તને આપીશું. અખો તેમની સાથે ગયો. આ વખતે અમદાવાદમાં બાદશાહની બેગમો અને બીજી મુસલમાન સરદારોની સ્ત્રીઓ પાંચસેં ગાડી અને બીજાં માણુસો સાથે દર શુક્રવારે સરખેજ પાસે મુકરબે જતી હતી તે મુજબ તે રોજ શુક્રવાર હોવાથી તે ઓરતો સરખેજ જવા નીકળી હતી. તેઓમાં એવો રીવાજ હતો કે સાથેનાં માણુસો થોડેક દૂર રહેતાં અને ઓરતો એકલી કબર પાસે જતી. આ વાતની અખાને ખબર હોવાથી તેણે જેતા તથા વરસિંહને કહ્યું કે આ બેરીઓને તમે જ્યાંસુધી નહિ પકડો ત્યાંસુધી તમને તમારો ગિરાસ હરગીજ નહિજ મળે. પછી શુક્રવારને દિવસે તાકડો જોઈ તે ઓરતોની ગાડીઓ વાડીમાં પેઠી કે રજપૂતોએ તેઓને ઘેરી લીધી. બેગમોએ તેમને પૂછ્યું કે તમે કોણ છો ? જવાબમાં તેમણે કહ્યું કે જેતો અને વરસિંહ. અમારા બાપદાદાનો ગિરાસ બાદશાહે લઇ લીધો તેથી હવે અમોએ મરવાનો નિશ્ચય કર્યો છે. તમારી ગાડીઓ હવે અમે અહીંથી હાંકી જઇશું. બેગમો આ સાંભળી ખેદ પામી અને બોલી કે જો તમે અમારી આબરૂ લેશો તો અમારે મરવું પડશે, અને જો અમોને સહીસલામત શહેરમાં પહોંચાડશો તો તુરત તમારો ગિરાસ તમને અપવાવવા બંદોબસ્ત કરીશું, એમ કહી ખુદાના સોગન ખાધા, એટલે સવારો પાછા ગયા. જ્યારે બેગમો સાથેનાં માણુસોએ વાઘેલાને દીઠા ત્યારે તેઓએ તેમની પાછળ જવા માંડ્યું; પરન્તુ બેગમોએ તેમ કરવાને ના કહ્યું. હુરમ શહેરમાં જઇ બાદશાહથી રીસાઈ બેઠી. બાદશાહે જ્યારે રીસાવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે પોતાને વિતેલી સઘળી હકીકત બાદશાહને જાહેર કરી, અને કહ્યું કે મેં તેમને મારો કોલ આપ્યો છે; માટે તમારે તે બન્ને ભાઇઓને તેડાવી તેમનો ગિરાસ તેમને પાછો આપવો જોઇએ. જો તેઓ અમારી ગાડીઓ લઇ ગયા હોત તો શું બાદશાહી આબરૂ રહેત ? આ સાંભળી બાદશાહે પોતાના કારભારી માણેકચંદ અને મોતીચંદને તેડવા સારૂ મોકલ્યા. તેઓ પારડી નજીક ધોળી વાવ પાસે આવ્યા. જ્યાં આગળ રાહ જોવા માટે બેગમે જેતા અને વરસિંહને ભલામણ કીધી હતી. આ બન્ને કારભારીને બન્ને ભાઇઓએ પૂછ્યું કે અમે તમારી સાથે આવીએ; પરન્તુ કુમી ત્યાં આવ્યા બાદ બાદશાહ અમને કેદ કરે તો તેને માટે શી ખાતરી ? આના જવાબમાં કારભારીઓએ જણાવ્યું કે આ બાબતમાં અમો અમારી જાતના જોખમે જામીન થઇએ છીએ. આ ઉપરથી વાઘેલા શૂરવીરો કારભારીની સાથે અમદાવાદ આવ્યા.

અમદાવાદ આવ્યા તે વખતે સાંજ પડી ગઈ હતી અને દરવાજા પાસે આવતાં દરવાજા નજીક એક ઓરતને બેઠેલી જોઇ. તેને જોઇ બાદશાહી કારભારીઓને પૂછ્યું કે આ ઓરત શી નાતની છે ? જવાબમાં કારભારીઓએ જણાવ્યું કે વાણિયા અગર બ્રાહ્મણ હશે. જેતાજીએ પૂછ્યું, ત્યારે તમે શી નાતના છો ? કારભારીએ કહ્યું, અમે પણ વાણિયા છીએ. આ સાંભળી વરસિંહે જેતાજીને કહ્યું કે " આ કારભારીઓ તો જે બૈરી ખુલ્લે દહાડે ઉઘાડા મોઢે બેસે છે તેના દીકરા છે અને બાદશાહ કબી આપણને દગો કરી કેદ કરશે તો તેઓને શું શરમ પહોંચશે ? માટે પાછા જઇએ તો ઠીક. " આવો વિચાર કરી કારભારીઓને કહ્યું કે અમો તમારી જામીનગીરી ઉપર ભરોંસો રાખી શકતા નથી, એમ કહી ત્યાંથી નીકળી તેઓ ધોળી વાવે આવ્યા. કારભારીઓએ આ વાત બાદશાહને જાહેર કરી, તે ઉપરથી તેણે પોતાના અમીરોને મોકલ્યા. તેઓ જઇ વાઘેલાઓને વચન આપી તેડી લાવ્યા. તેઓ શહેરમાં આવતા હતા. ત્યાં એક સાંકડો રસ્તો આવ્યો તે રસ્તે થઇ સામી બાજુએથી પઠાણની એક દીકરી મોંપર બુરખો નાંખીને આવતી હતી. સામેથી અમીર ઉમરાવો અને વાઘેલાને આવતા જોઇ પોતાના ઉપર કોઇની દ્રષ્ટિ ન પડે એવા હેતુથી બીજો માર્ગ શોધવા લાગી; પરન્તુ જ્યારે એકે રસ્તો ન સૂઝયો ત્યારે તે નજીકના એક કૂવામાં કૂદી પડી. સામી બાજુએથી આવતા અમીરોએ તે દીકરીને કૂવામાંથી બહાર કાઢી અને જેતાજીએ તેને કૂવામાં પડવાનું કારણ પૂછ્યું, તેના જવાબમાં તેણે જણાવ્યું કે હું મોગલની દીકરી છું. અને આપ મોટા માણસોની સામે થઇને ચાલવું એ ઘણું શરમ ભરેલું હું માનું છું અને મને એકે રસ્તો ન સૂઝયાથી હું નાઇલાજે કૂવામાં પડી હતી. આ સાંભળી જેતાજી અને વરસિંહે વિચાર કર્યો કે આવી ઓરતોના દીકરાની જામીન-ગીરીનેજ ખરી જામીનગીરી જાણવી.

મોગલ કન્યા રસ્તે પડયા બાદ તેઓ બાદશાહની હજુરમાં આવ્યા. જ્યાં તેમને યોગ્ય સન્માનથી બેસાડી તેમનાં જુનાં કપડાં ઉતરાવી બાદશાહે નવાં કપડાં પહેરવા આપ્યાં. વાઘેલા જેતા અને વરસિંહે બાદશાહી પ્યાર મેળવવા માટે પોતાની બ્હેન લાલા જે અતિ રૂપાળી હતી તેને બાદશાહ વેરે પરણાવી. આથી બાદશાહ ઘણોજ ખુશી થયો, અને તેમને કલોલનાં ૫૦૦ ગામ આપી પૂછ્યું કે તમો આ ગામો શી રીતે વહેંચી લેશો. બન્ને ભાઇઓએ જણાવ્યું કે મોટો ભાઈ બેવડો ગિરાસ લે અને નાનાભાઇને એક ભાગ મળે એવો અમારો વહિવટ છે, તે પ્રમાણે લઇશું. બાદશાહે જણાવ્યું કે તમો બન્નેએ એક સરખું દુઃખ વેઠયું છે માટે બન્નેએ એક સરખે ભાગે વહેંચી લેવું જોઇએ. આ ઉપરથી વરસાએ કલોલને ૨૫૦ ગામ લીધાં તેના વંશના પાટવીપણાનો દાવો રાખે છે અને એ વંશમાંથી આ સંસ્થાનના રાજ્યકર્તા ઉતરી આવેલા છે. નાના ભાઇ જેતાને સાણંદનાં ૨૫૦ ગામ મળ્યાં, એ બેમાં નાના મોટાના ભેદ એટલો રાખ્યો કે મોટાને મીઠા પાટનો ભાગ મળ્યો ને નાનાને ખારાપાટનો મળ્યો. પણ જતે દહાડે નાનાની ભોંયમાં સારા ઘઉં પાકવા માંડયા અને મોટાના ભાગમાં તેવો કિંમતી પાક ઉતર્યો નહિ.

જેતાના વંશજો અમદાવાદ જીલ્લાના સાણંદની ગાદી ઉપર રાજ્ય કરે છે. પાટવી વિરસિંહને સુડાજી અને લુણકરણજી એ નામે બે કુંવર હતા. એમાંના લુણકરણજીના વંશમાં ૩૯ મી પેઢીએ રેવાકાંઠા એજન્સીમાં આવેલા ભાદરવા સંસ્થાનના રાજ્યકર્તા છે. સુડાજીના

કુંવર **આણંદ** દેવજીને **સબળસીંગજી** તથા **રાણકદેવજી** એ નામે બે કુંવર હતા. એમાંના **રાણકદેવજી**ના વંશજ **મહીકાંઠા** એજન્સીમાં આવેલા **પેથાપુર** સંસ્થાનના ઠાકોર સાહેબ છે અને **રાણકદેવજી**થી ૧૫ મી પેઢીએ **બળીભદ્રસિંહજી**ને **પેંડાયલા** મળેલું તથા ૧૬ મી પેઢીએ **બળીભદ્રસિંહજી**ના ભાઇ **પુંજસિંહજી**ના દિકરા **કેસરીસિંહજી**ને **લેંકાવાડા** મળેલું તથા એમના બીજા ભાઇ **કરશનસિંહજી**ને **બાસણ** મળેલું. **પુંજસિંહજી**ના મોટા ભાઇ **રામસિંગજી** પછી ૧૩ મી પેઢીએ **પેથાપુર**ના હાલના ઠાકોર સાહેબ છે.

હવે **વિરસિંહજી**ના પૌત્ર **આણંદદેવજી**ના પાટવી **સબળસિંહજી** કલોલની ગાદીએ હતા. **સબળસિંહજી** પછી **લુણકદેવજી, સંગજી,** ને **લખમણસીંગજી, મોકલસિંહજી, કરણસિંહજી, મુળરાજજી** અને **મહીપસિંહજી** અનુક્રમે થયા. **મહીપ**ને **વિરસીંગ** અને **અજીત્રસીંગ** એ નામે બે કુંવર થયા. એમને મુસલમાનો સાથે લડાઇમાં ઉતરવાનો પ્રસંગ આવ્યો. એ લડાઇમાં **વિરસિંગ** મરાયો. એમનાં પતિવ્રતા રાણી રૂડબાઇએ પતિ ઉપરના પોતાના અખંડ પ્રેમથી એમના કલ્યાણ અર્થે **અડાળજ** (**અમદાવાદ** જીલ્લાના દશક્રોઈ તાલુકામાં છે) ગામની ભાગોળે પાંચ લાખ ટકા ખરચી એક ભવ્ય સુશોભિત વાવ બંધાવી. સંવત ૧૫૫૫ ના મહા સુદી ૫ ને બુધવારે પુરી કરી. જે વાવ એકલા ગુજરાતમાંજ નહિ પણ દૂર દેશાવર સુધી અતિ પ્રખ્યાત છે. વળી **અડાળજ**ની વાવ એ નામ જગ મશહુર હોવાથી ઘણા લોકો જોવા જાય છે.

**અડાળજ**ની વાવમાં એક લેખ છે તે વાંચતાં સંવત ૧૫૫૫ ટંકા ૫૦૦૧૧૧ એ વગેરે લખેલું છે. **વિરસિંહ**ના દેવલોક પામવાથી તેમના ભાઇ **જેતસિંહજી** કલોલની ગાદી ઉપર બેઠા; એમણે પોતાના ભાઈ **મંગળદેવજી**ને ગોધાવી, **ચેખલા**, ગરોડીઆ, **પલોડીઆ, મનીપુર**, ગતરાડ, **નાદ્દજ** અને **ભુવાલડી** વગેરે બાર ગામ આપ્યાં.

કરસનસિંહજી પછી એ ગાદીએ **આશાજી, પરતાપજી, છાંદાજી, ભાણજી, પરતાપસિંહજી, રાજસિંહજી,** અને **સુરસિંહજી** એ નામે અનુક્રમે ગાદીએ બેઠા. **સુરસીંગજી**ને **અમદાવાદ**ના સુબા સાથે લડાઇમાં ઉતરવાનો પ્રસંગ આવ્યો. એ લડાઇમાં **સુરસીંગ** હાર્યો અને તાલુકો સુબાએ લઇ લીધો; જેથી તેમને બહારવટે નિકળવાની જરૂર પડી. બહારવટા દરમિયાન એમણે સુબાને ઘણી વખત મુશ્કેલીમાં લાવી મૂકયો તેથી એમને પકડવા માટે ભારે રકમનાં ઇનામનાં જાહેરનામાં કાઢવાની જરૂર પડી. ઇનામની લાલચથી લલચાઇ દ્રીડજનો એક રજપુત કે જે **સુરસિંહ**નો આશ્રિત હતો, અને માન ભરેલી રીતે ઘણો બદલો મળ્યો હતો એટલુ છતાં નિમકહરામ માણસની ગરજ સારી **સુરસિંહ**ને પોતાના ઘેર પ્રીતિથી જમવા નોતરી સુબા પાસે પકડાવ્યો; પરંતુ એને પકડતાં તે બાદશાહી લશ્કરના સામે થયો તથા કેટલીક ફોજનો સંહાર કરી પોતે લઢતાં કપાઇ મુવો. એમના કુમાર **જગતસિંહજી**એ પણ પોતાના પિતાનો ટેક સાચવી બાદશાહ સામે બહારવટુ ચાલુ રાખ્યું. આખરે કંટાળીને સલાહ માટે **જગતસિંહ**ને **અમદાવાદ** તેડાવ્યો અને કલોલનો ¼ ભાગ તથા કેટલાંક ગામો અને વાંટાઓ આપી સલાહ કરી.

**જગતસિંહે** મળેલા રોટલાથી સંતોશ માન્યો અને તાલુકો નવેસર આબાદીમાં આણ્યો. **જગતસિંહજી**ના મરણ પછી એમના પાટવી કુંવર **ભગતસિંહજી** ગાદી ઉપર બેઠા. તેમણે રાજ્યગાદી **કલોલથી** બદલવા વિચાર કર્યો. આ સમયે **લીંબોદરા** આંજણા કણબી લોકોના

તાબામાં હતું. એમના ઉપર ચઢાઇ કરી એ ગામ જીતી લીધું. લીંબોદરા ગામે દરબારગઢનાં સુંદર મકાનો બંધાવ્યાં એટલુંજ નહિ પણ બ્રાહ્મણ, ભાટ અને ચારણોને કેટલીક જમીન બક્ષિસ આપી. ભગતસીંગજી પછી સંવત ૧૭૯૯ માં અનોપસીંગજી ગાદીએ બેઠા એમના પછી સંગરામસીંગજી, દોલતસીંગજી, સબળસીંગજી અનુક્રમે ગાદીએ આવ્યા. સબળસીંગજીનાં કુંવરી ઉમેદબાને સુંથના મહારાણા ભવાનસીંગ સાથે પરણાવ્યાં હતાં. સબળસીંગજી અપુત્ર ગુજરી જવાથી તેમના ભાઇ નથુભાઇના પાટવી કુંવર જાલમસીંગજી ગાદીએ બેઠા. એમને મુળસીંગજી દલેલસિંહજી અને કસળસિંહજી એ નામે ત્રણ કુંવર હતા. એમાંના મુળસીંગજી પોતાના પિતાના મરણ પછી ગાદીએ બેઠા. એમના પુત્ર હમીરજી પોતાના પિતાની હયાતીમાં ગુજરી ગયા હતા તેથી મુળસીંગજીના મરણ બાદ એમના બીજા ભાઇ દલેલસિંહજીના પાટવી કુંવર કુબેરસિંહજી ગાદીએ બેઠા. કુબેરસિંહજીનાં બેન કેશર કુવરબાને ઝાબુવાના મહારાજા ગોપાલસીંગજી સાથે સંવત ૧૯૩૬ માં પરણાવ્યાં હતાં. કુબેરસિંહજીને દોલતસીંગજી અને માનસીંગજી નામે બે કુંવર હતા. કુબેરસિંહજી સંવત ૧૯૪૮ ના ભાદરવા વદી ૧૩ ના રોજ દેવલોક પામ્યા. એમના પછી એમના પાટવી કુંવર દોલતસિંહજી ૧૬ વરસની ઉંમરે ગાદીએ બેઠા તેઓ ઘણા ચાલાક અને ભણવામાં વિશેષ રસ લેનારા હતા. એમને સાદરા સ્કોટ કોલેજમાં મૂકવામાં આવ્યાં. જ્યાં તેમણે જરૂરની કેળવણી લીધી. ગાદી ઉપર આવ્યા પછી એમણે વડોદરા રાજ્યના ઓફીસરોની પ્રીતિ સંપાદન કરી એટલુજ નહિ પણ હાલના શ્રીમંત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ હંમેશાં એમને મુલાકાત આપતા અને ઘણી વખત રૂબરૂ બોલાવી કડી પ્રાંતની કુશળ ખબર પુછતા. એમને શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટનો પાવર તથા દિવાનીમાં કેટલીક સત્તા આપી હતી. (જાહેરાત નં. ૪૪૫ તા. ૩૦–૧૧–૧૯૦૮) તેઓ સને ૧૯૧૨ ના ફેબ્રુઆરી માસની ૨૩ મી તારીખે પોતાની ભર જુવાનીમાં દેવલોક પામ્યા. એમના પછી એમના ભાઇ માનસિંહજી ગાદી ઉપર બેઠા. એમનો જન્મ સંવત ૧૯૬૨ માં થયો હતો. એમના વખતમાં સરકારી કામ સંબંધી કેટલાક મહત્વના પ્રશ્નો ઉત્પન્ન થયા હતા; પરંતુ શાન્તીમય કામ લેવાથી ઘણા કેસોમાં એમના લાભમાં ચુકાદા થયા હતા. લીંબોદરામાં રહેનાર રાવળીયા લોકો ઉપર લાંબી મુદતથી તાલુકાનો વેરાનો કર હતો. આ કર જુનો હોવા છતાં ઠાકોરશ્રી માનસીંગજીએ પોતાના દયાળુ સ્વભાવને વધુ દઢ બનાવવા એ વેરો માફ કર્યો હતો. વળી કલોલ મહાલ ફોજદારી ન્યાયાધિશીની યુગલમાં બેસવા પુરતો ઓનરરી માજીસ્ટ્રેટનો પાવર એમને મળ્યો હતો. મર્હુમ ઠાકોરશ્રી દોલતસીંગજીનાં બે કુંવરી હતાં. એમાંનાં મોટાં કેશર કુંવરબાને પાલણપુર એજન્સી તાબાના વાવ સંસ્થાનના રાણા શ્રી હરિસિંહજી વેરે લીંબોદરા મુકામે હાથેવાળે પરણાવ્યાં હતાં. એ લગ્નની ધામધુમ સંવત ૧૯૭૧ ના મહા સુદી ૫ ના રોજ થઇ હતી. એમાં ઠાકોરશ્રી માનસીંગજીએ છુટા હાથે ખર્ચ કર્યું હતું. ઠાકોરશ્રી માનસિંગજી તા. ૨૩–૩–૧૯૨૩ ના રોજ દેવલોક પામ્યા. એમના પછી એમના પાટવી કુંવર જગતસિંહજી ગાદીએ બેઠા તેઓ લીંબોદરા સંસ્થાનના હાલના ઠાકોર સાહેબ છે.

ઠાકોરશ્રી માનસિંહજી દેવલોક પામ્યા ત્યારે ઠાકોરશ્રી જગતસિંહજીની ઉમર ૧૭ વર્ષની હતી તેથી થોડી મુદત તાલુકો સરકારના વાલીપણામાં રહ્યો. એમનો જન્મ તા. ૨૦–૩–૧૯૦૬ના

રોજ થયો હતો. એમણે ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે એટલુંજ નહિ પણ એમણે વડોદરા રાજ્યના માન્યવંતા ઑફીસરોને પોતાની વિદ્વતાનું ભાન કરાવ્યું તેથી એમના સદ્‌ગુણોથી આકર્ષાઇ માત્ર ટુંક મુદતમાં એટલે તા. ૨૬ માર્ચ સને ૧૯૨૪ ના રોજ સરકાર વાલીપણું ઉઠાવી લઇ સંસ્થાનની લગામ એમને સોંપવામાં આવી. સંસ્થાનની લગામ પોતાના હાથમાં આવ્યા પછી એમણે જાગીરમાં ઘણા સુધારા કર્યા.

મર્હુમ ઠાકોરશ્રી દોલતસિંહજીનાં બીજાં કુંવરી જસવંત કુંવરબા તથા પોતાનાં ચાર બહેન મળી પાંચ બાઇઓને પરણાવવાની ફરજ એમના માથે આવી પડી; પરંતુ એથી નહિ ડરતાં પોતાના કાકાની દીકરી જસવંત કુંવરબાને સુથ રામપુરના મહારાજાના ભાયાત હીરાપુરા ઠાકોરશ્રી બળવંતસિંહજી વેરે સંવત ૧૯૮૨ ના અશાડ સુદી ૨ ના રોજ લીંબોદરા મુકામે હાથેવાજે પરણાવ્યાં.

લીંબોદરા તાલુકો હાલ વડોદરા રાજ્યના કડી પ્રાંત તાબાના કલોલ તાલુકામાં ગણવામાં આવે છે; પરંતુ અગાઉનો ઇતિહાસ જોતાં જણાય છે કે પેશ્વા પાસેથી અમદાવાદનો ઈજારો ગાયકવાડ સરકારને મળેલો તે પહેલાં ઇજારાની મુદત પુરી થતાં ગાયકવાડ સરકારે કાઠીયાવાડ તથા મહીકાંઠાની વહેંચણીની યાદ સને ૧૮૦૨ માં કરેલી તે યાદ જોતાં લીંબોદરા તે વખતે મહીકાંઠામાં ગણવામાં આવ્યું હતું અને તે વખતની લીંબોદરાની જમાંબંદીનો આંકડો રૂ. ૩૭૦ નો બતાવેલો છે.×

આ પ્રમાણે એક વખત મહીકાંઠામાં દાખલ થયા પછી કેવા કારણસર એજન્સીના કંટ્રોલમાંથી જુદું પાડવામાં આવ્યું તે સમજી શકાતું નથી; પરંતુ એવું અનુમાન થાય છે કે કર્નલ બેલેન્ટાઇને જે વખતે મહીકાંઠાના તાલુકદારોનાં જામીનખત લીધાં અને મહીકાંઠાની સુલેહશાંતીનો બંદોબસ્ત કર્યો તે વખતે આ તાલુકા તરફથી કર્નલ બેલેન્ટાઇન આગળ કોઇ હાજર થયેલું નહિ. દાખલા તરીકે અંબોડ વરસોડા અને માણસા એ ત્રણ ભાયાત તે પૈકી અંબોડ પાટવી હોવા છતાં મહીકાંઠાના બંદોબસ્ત વખતે હાજર થયેલું નહિ તેથી તે વડોદરા રાજ્યની હદમાં રહ્યું અને વરસોડા તથા માણસાએ જામીનખત આપ્યાં તેથી તેઓ એજન્સીની હકુમતમાં દાખલ થયા.

જે સંસ્થાન, તાલુકા એજન્સીમાં દાખલ થયા તેમને એજન્સીના બંધારણ મુજબ અધિકાર મળેલો છે; પરંતુ જેઓ મૂળ એજન્સી તાબાના છતાં વડોદરા રાજ્યમાં રહ્યા એમને વડોદરા રાજ્યના ધારાધોરણોના અનુભવનો પ્રસંગ આવ્યો. તોપણ આ સંસ્થાન ઉપર શ્રીમંત સરકારની પૂર્ણ કૃપા છે અને કોઇ જાતની નવીન હરકત ઉભી થઇ નથી. વળી એક કામે કાઉન્સીલ ઓર્ડર નંબર A/૨ તા. ૧૬–૨–૧૯ માં પણ જણાવ્યું છે કે "આ ઠાકોર મહીકાંઠા એજન્સીમાં દાખલ થયેલા તાલુકા જેવા જે મોભાવાળા છે તેઓને ઉતારી પાડવા એ બરાબર નથી.

આ સોનેરી શબ્દો ગ્રહણ કરવા જોગ છે અને શ્રીમંત સરકારની આ તાલુકા પ્રત્યે એવી ઉચ્ચ ભાવના છે તો કોઈ શુભ પ્રસંગે આ તાલુકો વધુ નહિ તો વરસોડા, પેથાપુર જેટલો અધિકાર ભોગવવાને પણ ભાગ્યશાળી નીવડશે. અને એના માટે વડોદરા રાજ્યના માન્યવંતા ઓફીસર સાહેબોના ધ્યાન ઉપર પણ લાવવામાં આવ્યું છે.

---

× એચીન્સન્સ ટ્રીટી વૉ. ૬ પુરવણી પત્રક નંબર ૨.

ઠાકોરશ્રી **જગતસિંહજી** સાહેબનું લગ્ન રેવાકાંઠા એજન્સીમાં આવેલા **ચોરાંગલા** સંસ્થાનના ઠાકોરશ્રી **છત્રસિંહજી**ના કુંવરી કુમુદ કુંવરબા સાથે સંવત ૧૯૮૧ ના મહા સુદી ૧૫ ના દીને સારી ધામધુમથી હાથેવાળે થયેલું છે. ઠાકોરશ્રી જગતસિંહજીને કોઇ જાતના વ્યસનનો શોખ નથી તેથી શરીર તંદુરસ્ત રહે છે એટલુંજ નહિ પણ પ્રમાણીકપણે રાજ્ય વહીવટ પોતે ચલાવે છે એથી એમની પ્રજા એમના ઉપર પૂર્ણ પ્રેમની લાગણીથી જુવે છે.

## આગલોડ સંસ્થાન.

આ સંસ્થાન **વડોદરા** રાજ્યના કડી પ્રાંતમાં આવેલા **વીજાપુર** તાલુકામાં આવેલું છે. અહીંના રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ રજપૂત કોમમાંથી ઉતરી આવેલા છે અને તે ઠાકોર કહેવાય છે.

**સીમા**—એની ચારે દીશાએ **વીજાપુર** પરગણાનાં ગામો આવેલાં છે. એની **વાર્ષિક ઉપજ**—રૂ. ૨૫૦૦૦ ને સુમારે થાય છે. એમાંથી રૂ. ૫૪૦૦ દર વર્ષે શ્રીમંત ગાયકવાડ સરકારને કાયમી આંકડા બદલ ભરવામાં આવે છે. **જમીન** તથા **નિપજ**—અહીંની જમીન કેટલીક સપાટ, કેટલીક ગોરાડુ અને કેટલીક વાંધાં કોતરવાળી છે. સારી જમીનમાં બાજરી, કઠોળ, કપાસ, તલ અને તમામ જાતનું ધાન્ય પાકે છે. **વસ્તી**–મુખ્યત્વે કરીને વાણીયા, બ્રાહ્મણ, ભાવસાર, સોની, સુતાર, અને ઇતર લોકોની છે. આ સંસ્થાન તાબામાં **આગલોડ**, **જયપુર**, કમાલપુર, ગુંદરીસણ અને ગણેશપુરા મળી પાંચ ગામો છે. એની કુલ વસ્તી આશરે ૫૦૦૦ માણસની છે. આ ઉપરાંત **લાડોલ**, ખરોડ, **જંત્રાલ**, **પામોલ**, **માલોસણ**, **તાતોસણ**, ગુંછડી, ડેલીસણા, **અબાસણ**, **બામણવા**, **મલાવ** અને **તળ વીજાપુર** કસબામાં તથા કરબટીયા તાબે **ખેરાળુ** અને ગોઠવા તાબે **વીસનગર**માં વાંટાની જમીન છે. **મુખ્ય ગામ–આગલોડ**. એ ગામ **સાબરમતી** નદીના પશ્ચિમ કિનારા પર ઉંચાણવાળી જગાએ આવેલું છે. ગામની અંદર દરબારી રાજગઢી, મગરવાડીયા **વિરેશ્વર** મહાદેવનું દેવાલય, રામજી મંદીર, બાલાજીનું મંદીર, રાધેશ્યામ મંદીર, જૈનધર્મનાં બે દેવાલય, ધર્મશાળાઓ, ગુજરાતી નિશાળ અને બ્રાંચ પોષ્ટ ઓફીસ છે. વળી તે ઉપરાંત **સહેજાતખાન** પીરની દરગા છે. **આગલોડ** ગામમાં છીંપા લોકો રંગાટીનું કામ વખાણવા લાયક કરે છે અને તેની પ્રસિદ્ધીને લીધે તે દેશાવર ખાતે જાય છે. ગામની કુલ વસ્તી આસરે ૧૫૦૦ માણસની છે એમાં મુખ્ય વાણીયા, બ્રાહ્મણ અને ભાવસાર લોકોનાં મકાન સારી બાંધણીના છે.

**ઇતિહાસ:**—ઇ. સ. ના બારમા સૈકાના છેલ્લા ભાગમાં **કનોજ**માં **જયચંદ્ર** રાઠોડ નામે રાજા રાજ્ય કરતો હતો. **શાહાબુદ્દીન** ઘોરીએ ઇ. સ. ૧૧૯૩ માં **પૃથુરાજ**ને **પાણીપત**ના મેદાનમાં હરાવ્યો અને હિંદુ રાજ્યની આખર આણી; ત્યારપછી એણે ભારે લશ્કર સાથે કનોજ પર ચઢાઇ કરી. મુસલમાની લશ્કરનું બળ વધુ પ્રમાણમાં જોઇ **જયચંદ્ર** પોતાની રાણીઓ, કુંવરીઓ વગેરે મુસલમાનોના હાથ ન જાય એવા હેતુથી ચિતા ખડકી બાળી મૂકયા, અને પછી યાહોમ કરી લશ્કરમાં તુટી પડતાં તમામ રજપૂતો માર્યા ગયા. આ પ્રસંગે પોતાની હાર થવાથી તે નાસતાં ગંગા નદીમાં ડુબી મૂઓ.



મહેરબાન ઠાકોરશ્રી પ્રતાપસિંહજી સાહેબ
તાલુકા આગલોડ પ્રગણે વિજાપુર—રાજ્ય વડોદરા.

Lakshmi Art, Bombay, 8.

જયચંદ્રને (૧) સીઓજી, (૨) આઇતરામ અને (૩) જેતાજી એ નામે ત્રણ પૌત્ર હતા. તેઓ પોતાની સાથે ૨૦૦ માણસો લઇ ચાલી નીકળ્યા. વીકાનેરથી વીસ માઇલ છેટે આવેલા કોલુમન્દમાં ત્યાંના સોલંકી જાતના રાજાને ત્યાં તેઓ નોકર રહ્યા. કોલુમન્દના રાજાને પડોશની લડાયક જાત સાથે વિગ્રહ ચાલતો હતો તે લડાઇમાં આઇતરામ માર્યો ગયો. આ કનિષ્ટ બનાવના બદલા તરીકે કોલુમન્દના રાજાએ સીઆજીને પોતાની બહેન પરણાવી અને પુષ્કળ ધન આપ્યું. સીઓજીએ દ્વારકાં તરફ જઇ લાખા ફુલાણીને માર્યો, ત્યાંથી પાછા વળતાં મેહવોમાં ડાભી રજપુતો રાજ્ય કરતા હતા તેમને ઉજાણીમાં જમવા બોલાવી લુણી નદીના કિનારે દગાથી માર્યા. એ પછી સાચોરના દેવડા, ઝાલોરના સોનીગરા, સીંધલના સંકલા, અહીતના મોહીલ, અને જુના ખેરગઢના ગોહેલોનો નાશ કરી લુણી નદીની રેતાળ ટેકરીઓ માંહેલી ખેડની જમીનમાં તેમણે પોતાનો વિજયધ્વજ રાખ્યો. એ વખતે પાલી તથા તેની આજુબાજુનો મુલક પાલીવાળ જાતના બ્રાહ્મણ સરદારોને હસ્તક હતો. તેમની ઉપર મેર તથા મીણા જાતના લોકો વારંવાર હુમલો કરી તેમને કનડતા હતા. આથી તેમણે શીઓજીની મદદ માગી. સીઓજીએ તેમને હાંકી કહાડ્યા, અને તેમાંના કેટલાંકનો નાશ કર્યો. પછીથી તે બ્રાહ્મણોએ હુમલો કરનારાના ભયને લીધે સીઓજીને જમીન આપી પાલીમાં વસાવ્યા અને પાછળથી બ્રાહ્મણોના એક આગેવાનને મારી સઘળો મુલક પોતાને સ્વાધીન કરી લીધો અને રાવની પદ્દી ધારણ કરી પાલીમાં રાજ્યધાની કરી.

સીયાજીને અસોધામ, સોનીંગ અને જગમાલ એ નામે ત્રણ કુંવર હતા. એમાંના અસોધામને સીયોજીની ગાદી મળી. સોનીંગ અણહીલવાડ પાટણના રાજાની નોકરીમાં રહ્યો. તેને ત્યાંના રાજાએ કડી પ્રાંતનું સામેત્રા ગામ ઇનામમાં આપ્યું હતું. ઇડરનો ભીલ રાજા સામળીઓ સોડ પોતાના નાગર કારભારીની રૂપવંતી કન્યા રૂપાળીબાનું અણછાજતી રીતે માગુ કરવાના સબબે લગ્નની ધામધુમમાં છેતરાયો અને નાગર કુમારીકાના રક્ષણ અર્થે સામેત્રીવાળા સોનીંગજીએ તેને માર્યો અને ઈડરનું રાજ્ય લઇ લીધું. એના વંશજોમાંના છેલ્લા રાવ ચંદ્રસિંહજીએ ઇ. સ. ૧૭૨૦ માં પોતાના સસરાને મારી પોળોની ગાદીએ બેઠા. એમના વંશજો હાલ પોળોમાં રાજ્ય કરે છે.

પાટવી અસોધામના વંશજો જોધપુર, ઇડર, વિકાનેર, રતલામ અને સીરોહીના રાજ્યકર્તા છે. અસોધામ પાલીની ગાદીએ હતો ત્યારે પોતાના ભાઇ સોનીંગજી કયી સ્થિતિએ છે તેનો તપાસ કરી લાવવા જયચંદના પૌત્ર અને પોતાના કાકા જેતાજીને મોકલ્યા. એમણે કેટલાક દેશો જોયા. ફરતાં ફરતાં સીતવાડા ગામ કે જે હાલ અમદાવાદ જીલ્લાના પ્રાંતિજ તાલુકામાં આવેલું છે ત્યાં આવી પહોંચ્યા. તે વખતે મધ્યાનકાળનો સમય હતો અને તાપથી તથા મુસાફરીથી શરીર આકુળવ્યાકુળ થઇ ગયુ હતું તેવા સમયે ગામની અંદર એક સ્વચ્છ ઘર જોઇ એક સોળ વરસની કન્યા પાસે પાણી માગ્યું. જે તુરત આપતાં પાણી પીધુ અને કંઇક શાન્તી વળતાં વહેવારીક વાતો ચાલવા માંડી અને કઇ કોમના રજપુતનું આ ઘર છે તેમ પુછતાં કન્યાએ સવિનય જણાવ્યું કે અમો ખાંટ નામના ગરાસીયાનું આ ઘર છે. જેતાજીએ વિચાર્યું કે રજપુત ગરાસીયામાં ખાંટ શબ્દ હોય નહિ અને મેં નાત

જાત પુછ્યા સિવાય પાણી પીધું, હવે હું મારા દેશમાં જાઉ અને મારા ભાઇઓને શું મોં બતાવું. આવો વિચાર કરી મનની સાથે અપસોસ કરવા લાગ્યા. ખાંટની કન્યા અને તેની મા મનમાં આ ભેદ સમજી ગયાં અને વિચાર્યું કે આ કોઇ મહાન રાજવી છે. વળી ઉત્તમ કુળનો રજપુત છે. આપણા ઘરનું વગર વિચારે પાણી પીધું છે તેથી તેના મનને દીલગીરી થાય છે; પરંતુ આપણે તો આજે સોનાનો સૂર્ય ઉગ્યો. આપણી સાત પેઢીની કમાણીનું ખર્ચ કરીએ તોપણ આવું તો શું પણ એથી હલકુ રજપુતનું ઘર આપણને મળે નહિ. આવો મન સાથે વિચાર કરી જેતાજીને એમની જાત અને કુળ પૂછ્યું. એમણે જણાવ્યું કે મારવાડમાં પાલી શહેરના મહારાજા મારા ભત્રિજા છે અને હું મારા બીજા ભત્રિજાની શોધમાં નિકળ્યો છું. ખાંટની સ્ત્રીએ જણાવ્યું કે હું તમને વધાઈ આપુ; પરંતુ આપે પણ વધાઇ જોગ અમને ઇનામ આપવું પડશે.

ખાંટની સ્ત્રીએ આગળ ચાલતાં સોનીંગજીને સામેત્રી મળ્યું અને ઇડરના ભીલરાજા સામળીયા સોડને મારી તમારા ભત્રિજા સોનીંગજી ઇડરની ગાદીએ બેઠા છે. આ ખબર સાંભળી જેતાજી ઘણા ખુશી થયા અને આજસુધી કરેલી મુસાફરીનું સાર્થક થયું એમ માની હાસ્ય વિનોદથી વાત કરવા લાગ્યા. એ દરમિયાન ખાંટ ઠાકોર જાતે ઘેર આવ્યો અને બનેલી હકીકતથી વાકેફ થયો. આ વખતે જેતાજી એક ઢોલીયા ઉપર બેઠા હતા તેમને જોઇ પોતે ઘણો રાજી થયો અને જણાવ્યું કે અમારાં પૂર્ણ ભાગ્ય કે આપનાં પગલાં અમારે ઘેર થયાં. આટલું કહેતાં ખાંટની સ્ત્રી જેતાજી પાસે આવી અને વિનંતિ કરી કે સરદાર આપના ભત્રિજાની વધાઇ બદલનું ઇનામ અમારૂ બાકી છે; પરંતુ મારવાડ દેશથી આપ તો એકલા પધાર્યા છો માટે હવે આપની પાસે જે હોય તે ઈનામ આપો. જેતાજીએ જણાવ્યું કે તમે ખુશી થઇ માગો. ખાંટની સ્ત્રીએ વિનંતિ કરી કે મારી દિકરી સોળ વરસની ઉમરની દેવકન્યા સમાન છે અને જે એક વખત આપના માગ્યાથી આપને પાણી પાઇ ચુકી છે માટે તેનું પાણી ગ્રહણ કરો. આ ઉપરથી જેતાજીએ ખાંટ કન્યા સાથે લગ્ન કર્યું.

એક રાત્રે આ બાઇને સ્વપ્ન આવ્યું કે શરીરના આંતરડાના બે ભાગ થયા અને તે સાબરનદીના બે કિનારામાં રોપાયા. જાગૃતવસ્થામાં આવતાં તેણે એ વાત પોતાના સ્વામીને કહી તેથી એમણે તે પછી તેને ઉંઘવા દીધી નહિ. સવાર થતાં નાહીને નિત્ય કામ કરતાં થોડા દિવસે તેને બે પુત્ર થયા. અગસ્તપુરી એ નામનું પ્રખ્યાત ગામ સિદ્ધરાજ જયસિંહે બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ આપેલુ હતું એ ગામમાં વાણીયા, બ્રાહ્મણ, સુમરા જાતના મુસલમાન અને બીજા હિંદુઓની વસ્તી હતી. સમય જતાં જેતસિંહના કુંવર મોટા થયા. એવામાં અગસ્તપુરીમાં મુસલમાનોએ ગૌવધ કર્યો. એ હિંદુઓના જાણવામાં આવ્યું તેથી તેઓ સુમરા જાતના મુસલમાન આગેવાન પાસે ગયા અને ફરીથી ગામની અંદર આવો બનાવ ન બને તેના માટે બંદોબસ્ત કરવા જણાવ્યું; પરંતુ એમણે કંઇ વાત ધ્યાનમાં લીધી નહિ તેથી ધર્મના રક્ષણ માટે મદદ આપવા સીતવાડા ગામે અગસ્તપુરીના બ્રાહ્મણો જેતાજીના કુંવર જીવાજી પાસે ગયા અને સઘળી હકીકતથી વાકેફ કર્યા. રાઠોડના વંશના જેતાજીના પુત્ર જીવાજીનું લોહી ઉકળ્યું અને અગસ્તપુરી આવી સુમરા જાતના મુસલમાનોને હાંકી કાઢ્યા અને પ્રથમથી કરેલા ઠરાવ પ્રમાણે ૧૦૦૦ વિઘા જમીન ઉપર બ્રાહ્મણોનો કાબુ રાખી બાકીનો ભાગ જીવાજીએ પોતાના કબજે લીધો અને નવીન મેળવવામાં

આવે તે તમામ જમીન જીવાજીની માલકીની ગણવા બ્રાહ્મણો સાથે ઠરાવ થયો. તે ઉપરથી અગસ્તપુરીમાં પોતાની રાજધાની કરી અને પહેલ વહેલું આ ગામ જીત્યા તેથી આગલુ ગામ ઓળખાવાના બાને એનું નામ આગલોડ પાડયું. આ વખતે આગલોડના તાબામાં ઘણાં ગામો હતાં. એમાંનું ફેલુ ગામ જીવાજીના બીજા કુંવરને સંવત ૧૫૭૫ માં મળ્યું. પાટવી કુંવરના વંશમાં સંવત ૧૭૬૭ માં અરજણસીંગજી ગાદીએ આવ્યા. એમના દિકરા હાથીજીએ હાથીપુરા ગામ વસાવ્યું અને તે પહેલાં અરજણસીંગજીના બીજા કુંવરને રામપુર કોટ જીવારકમાં આપવામાં આવ્યું હતું. હાથીસીંગજી સંવત ૧૮૦૫ થી ૧૮૪૪ સુધી ગાદી ઉપર રહી મરણ પામ્યા. એમના પછી ફતેસિંગજી ગાદીએ આવ્યા. એમને ફતેપુરા ગામ વસાવ્યું જે હાલ ઉજ્જડ છે. તેઓ માત્ર ચાર વર્ષ રાજ્ય વહીવટ કરી ગુજરી ગયા. એમના પછી એમના કુંવર રામસીંગજી સંવત ૧૮૪૮ માં ગાદીએ આવ્યા અને સંવત ૧૮૭૫ માં ગુજરી ગયા. એમના પછી હરિસીંગજી ગાદીએ આવ્યા. તેઓ સંવત ૧૮૮૫માં ગુજરી ગયા. એમને પ્રતાપસિંહજી અને ટીંટાજી ઉર્ફે ફતેસીંગજી એ નામે બે કુંવર હતા.

આ બધા રાજ્યકર્તાઓમાં હાથીસિંહજી અને પ્રતાપસિંહજીની યસસ્વી કીર્તિ પ્રસંસનિય છે. હાથીજીએ પોતાના બાહુબળે ઘણી જમીન મેળવી હતી. આગલોડ રાજ્ય ગઢી નજીકમાં બે દરવાજા બંધાવ્યા હતા. વળી પોતાના વડીલોની ચાલતી આવેલી જાગીરોના ગામોમાં વસ્તીનો પૂર્ણ પ્રેમ મેળવી વસ્તીનો વધારો કર્યો હતો. તેઓ દાન કરવામાં મસહુર હતા. તેની સાથેજ લડાયક શૂરા યોદ્ધાની ગરજ સારે તેવા હતા. એમના વખતમાં આગલોડ, હાથીપુરા, ગણેશપુરા, કમાલપુર અને ગુદરાસણનો સ્વતંત્ર ઉપભોગ થતો હતો, તેમજ ઘણા વાંટા હતા. પ્રતાપસિંહજી ઘણો બળવાન પુરૂષ હતો. એના વખતમાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી આગલોડ ઉપર વિજાપુરમાં આરબ સીપાઇઓનું થાણુ રાખવામાં આવ્યું હતું. આ બાબતમાં પ્રતાપસિંગજીએ મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ સાહેબને તથા વડોદરા રેસીડેન્ટ સાહેબને પોતાના ઉપર થયેલી સખ્તાઇની ફરીયાદ કરી હતી. શ્રીમંત બીજા સયાજીરાવ મહારાજાના વખતમાં બ્રિટિશ સરકારને પોતાનું માન અને ચારિત્ર જાળવવા ખાતર શ્રીમંત મહારાજા પાસે કેટલીક માગણી કરવાની જરૂર પડવાથી તા. ૧ લી અકટોબર સને ૧૮૩૮ ના રોજ તે માંગણીઓ કરવામાં આવેલી; પરંતુ તે માંગણીઓનો મુદ્દત દરમિયાન સ્વીકાર નહિ થવાથી તા. ૧ નવેમ્બર સને ૧૮૩૮ ના જાહેરનામાથી પેટલાદ ઉપર બ્રિટિશ સરકાર તરફથી જપ્તી મૂકવામાં આવેલી. *

આ માગણીઓ પૈકી ૧૧ મી માગણી એ હતી કે, રણશીપુર ઉપર ૧૮૩૭ માં થયેલા હલ્લાને વખતે પકડાયેલા કેદીઓને સોંપી દેવા, **આગલોડના ભાયાત પ્રતાપસિંહની માગણીઓ બ્રિટિશ સરકારને સોંપી દેવી,** અને જે સીંધી સરદારો પાસે ૧૮૩૭ માં વિજાપુરનો કબજો હતો તે સરદારોને બરતરફ કરવા. ( તા. ૧ લી ૪ થી અને ૨૬ મી જાન્યુઆરી ૧૮૪૦ ના રોજ એ માગણીઓનો અમલ કરવામાં આવ્યો.×

આ ઠરાવોથી પ્રતાપસીંગજીને બ્રિટિશ સરકારે આગલોડ સંસ્થાન માટે ગેરન્ટી આપી હતી અને એમનું જામીનખત પણ બ્રિટિશ એજન્ટ રૂબરૂ થયું હતું. આ જામીનખતમાં આડ

* વડોદરા રાજ્યનો ઇતિહાસ (૧૯૨૬ પૃ. ૨૦૫.

× વડોદરા રાજ્યનો ઇતિહાસ (૧૯૨૬) પૃ. ૨૧૨.

જામીન તરીકે **મહીકાંઠા** એજન્સીમાં આવેલા **આંબલીયારા**ના ઠાકોરે પોતાની સહી કરી હતી. જ્યારે સને ૧૯૦૮ ના અકટોબર માસની ૮ મી તારીખે **આંબલીયારા** ઠાકોર **ભાથીજી**નું જામીનખત થયું તેમાં **પ્રતાપસિંગજી**ના કાકા **રામસીંગજી**એ પોતાની સહી આડજામીન તરીકે કરી હતી.×

ઠાકોરશ્રી **પ્રતાપસીંગજી**ના ભાઇ ટેટાઇ ઉર્ફે **ફતેસીંગજી**ને **હાથીપુરા** ગામ સંવત ૧૯૦૩ માં જીવારકમાં આપવામાં આવ્યું હતું. **પ્રતાપસીંગજી** સંવત ૧૯૦૩ માં મરણ પામ્યા. એમના પછી એમના કુંવર **પૃથીસિંહજી** ગાદીએ આવ્યા. તેઓ ૧૯૦૩ થી ૧૯૨૮ સુધી ગાદી ભોગવી મરણ પામ્યા. આ વખતે એમના કુંવર **જસવંતસિંહજી**ની ઉમર બે વરસની હતી તેથી જાગીર સરકારના વાલીપણામાં રહી. તે પછી લાયક ઉંમરના થયે તેઓ ગાદીએ બેઠા અને સંવત ૧૯૪૪ માં દેવલોક પામ્યા. એમના પછી એમના કુંવર **બાપુસિંહજી** ગાદીએ આવ્યા. આ વખતે પણ **બાપુસિંહજી** કીશોર વયના હોવાથી જપ્તી ચાલુ રહી. એમનું લગ્ન જપ્તી વખતમાં **મહીકાંઠા** એજન્સીમાં આવેલા **આંબલીયારા**ના ઠાકોરશ્રી **જાલમસીંગજી**નાં કુંવરી **ગલભાબા** સાથે સંવત ૧૯૫૭ ના જેઠ સુદી ૮ ના રોજ થયું હતું. આ વખતે તાલુકા ઉપર જપ્તી હોવાથી સરકાર હુકમથી મહેરબાન નાયબ સુબા સાહેબ જાતે જાનમાં ગયા હતા અને રાજરીત પ્રમાણે લગ્નની ધામધુમ ભપકાબંધ કરવામાં આવી હતી. જ્યારે **બાપુસિંગજી** લાયક ઉંમરના થયા ત્યારે એમને ગાદીની સુપરત કરવામાં આવી. તેઓ સંવત ૧૯૭૫ માં ગુજરી ગયા. એમના પછી એમના કુંવર **પ્રતાપસીંગજી** ગાદીએ બેઠા. તેઓ **આગલોડ**ના હાલના ઠાકોર સાહેબ છે.

જ્યારે ઠાકોરશ્રી **બાપુસિંહજી** ગુજરી ગયા ત્યારે કુમાર **પ્રતાપસિંહજી** ૧૨ વરસની ઉંમરના હતા, તેથી તાલુકો સરકાર વાલીપણામાં ગયો હતો. એમનો જન્મ સંવત ૧૯૬૩ ના વૈશાખ સુદી ૧૦ ના રોજ થયો હતો અને જપ્તી દરમિયાન એમનું લગ્ન **મહીકાંઠા** એજન્સીમાં આવેલા **હાપા** તાલુકાના ઠાકોરશ્રી **વખતસિંહજી**નાં કુંવરી **બજાબા** સાથે થયું હતું. જ્યારે ઠાકોરશ્રી **પ્રતાપસિંહજી** લાયક ઉંમરના થયા ત્યારે એટલે સંવત ૧૯૮૧ ના જેઠ સુદી ૯ ના રોજ એમને પુરતા ઠાઠથી **આગલોડ**ની ગાદીએ બેસાડવામાં આવ્યા. ગાદીએ આવ્યા પછી એમને રાજ્ય વહીવટમાં ઘણા સુધારા કર્યા અને વહીવટી કામની સંપૂર્ણ માહેતી લીધી. જેના બદલામાં શ્રીમંત સરકારે કૃપાવંત થઇ મુલકી પૂર્ણ અધિકાર આપ્યો, એટલુંજ નહિ પણ **વિજાપુર** મહાલ ફોજદારી ન્યાયાધિશીની યુગલમાં બેસવાની એમને પરવાનગી મળી. એમણે ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યું છે તેમજ ઇંગ્રેજી પાંચ ચોપડીઓનું જ્ઞાન મેળવ્યું છે તેથી દરેક કામ પોતે જાતે ખંતથી કરે છે અને તેથી રાજ્યના ઑફીસરોની પ્રીતિ મેળવે છે.

---

× આ બુકનું પેઇજ ૩૨૪.



મહેરબાન ઠાકોરશ્રી રામસિંહજી સાહેબ
તાલુકા બાકરોલ-પ્રગણે સાવલી વડોદરા રાજ્ય.

Lakshmi Art, Bombay, 8.

# બાકરોલ સંસ્થાન.

આ સંસ્થાન **વડોદરા** રાજ્યના **વડોદરા પ્રાંત**ના **સાવલી** તાલુકાની અંદર આવેલું છે. અહીંના રાજ્યકર્તા ગોહેલ રજપુત કોમમાંથી ઉતરી આવેલા છે, અને તેઓ ઠાકોરની પદ્દીથી ઓળખાય છે.

**સીમા**—એની ઉત્તર અને પૂર્વે **પંચમહાલ** જીલ્લાનો **કાલોલ** તાલુકો, પશ્ચિમે **વડોદરા** પ્રાંતનો **સાવલી** તાલુકો અને દક્ષિણે **પંચમહાલ** જીલ્લાનો **કણઝરી** તાલુકો આવેલો છે. **વાર્ષિક પેદાશ**–સુમારે રૂ. ૧૫૦૦૦ની થાય છે. એમાંથી મહેરબાન **જે. બી. વિલોબી** સાહેબના બંદોબસ્ત પ્રમાણે રૂ. ૧૪૪૨ શ્રીમંત ગાયકવાડ સરકારને ઘાસદાણા બદલ ભરવામાં આવે છે. આ સંસ્થાનનો **વિસ્તાર**–૧૦૦૦૦ પાકા વિઘાનો છે. તેમાં **વસ્તિ**-આશરે ૨૫૦૦ માણસની છે. **જમીન** તથા **નિપજ**-જમીન સપાટ છે. તેમાં બાજરી, ડાંગર, જુવાર, કપાસ અને કઠોળ નિપજે છે. વસ્તિ મુખ્યત્વે કરીને વાણીયા, બ્રાહ્મણ, રજપુત, ધારાળા અને પાટીદાર કોમની છે. **મુખ્ય ગામ**-**બાકરોલ**. એમાં દરબારી રાજગઢી, સરકારી નિશાળ અને **વડોદરા ગોધરા** કોર્ડ રેલ્વેનું ફ્લગ સ્ટેશન છે. વળી આ તાબાના **રતનપુરા** ગામે પણ પ્રાથમિકશાળા છે અને બન્ને શાળાઓમાં થઇ ૨૨૫ છોકરાઓ કેળવણી લે છે. આ સંસ્થાનના તાબામાં ૭ ગામ છે, અને જમીન રસાળ છે.

**ઇતિહાસ**–ગોહિલ રજપુતો **વિક્રમાદિત્ય**ની ઉપર જય મેળવનાર **સાલીવાહન**નાથી ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલા છે. પ્રથમ એમનું રહેઠાણ **મારવાડ**માં **લુણી** નદીને કાંઠે **વાલોતરા**ની પશ્ચિમમાં દશ માઇલને છેટે જુના **ખેરગઢ**માં હતું. તેમણે ત્યાંના મૂળ રહેવાશી ભીલ રાજા **ખેડવા**ની પાસેથી જુનુ **ખેરગઢ** લીધું ને ત્યારપછી ૨૦ પેઢી સુધી તેમના હાથમાં રહ્યું; પછી ત્યાંથી તેમને રાઠોડોએ કહાડી મૂકયા.

આ વેળા ગોહેલ **મોહોદાસ** ગોહેલોનો અગ્રેસર હતો. એના કુંવર **ઝાંઝરસિંહને સેજક** નામે પુત્ર થયો એ ઘણો બળવાન અને રાજ્ય નિપૂણ હતો. એણે પોતાની કુંવરી **વાલમ** કુંવરબાને **જુનાગઢ**ના રાવના કુંવર **ખેંગાર**ને પરણાવી. આથી તેને કેટલાંક ગામો **જુનાગઢ**ના રાવે આપ્યાં તેથી **સાપર**ની પાસે એક શહેર વસાવી તેનું નામ **સેજકજી**એ પોતાના નામ ઉપરથી સેજકપુર પાડયું.

**સેજકજી**ના ભાઇઓ તેમને આપેલાં ગામમાં જુદે જુદે ઠેકાણે વસ્યા. **સેજકજી**ની પછી તેનો વડો પુત્ર **રાણોજી** ગાદીએ બેઠો. નાના **શાહાજી**ને **સારંગજી** હતા. તેમને **માંડવી**ને **હુરથીલા** મળ્યાં. તેમનાં **ગારીયા ધાર** ને **લાઠી** એવાં બે કુળ થયાં. **સેજકજી**ના પૌત્ર **રાણાજી** ગોહેલના પછી તેનો કુંવર **મોખરોજી** ગાદીએ બેઠો, તે તેના વંશમાં મહા પરાક્રમી હતો. " **પીરમનો** રાજા " એવું કીર્તિવંત પદ મેળવી લેનાર તે પહેલોજ હતો. તેણે ઉમરાળા, **ભીમડાદ**, **માંડલગઢ**, **નિતીયાળુ** અને **ખંભાત**ના અખાતની સામાન્તર લીટીમાં તેના પાણીની અને **પાલીતાણા**ના પર્વતની વચ્ચે છે તે માંહેલી બળવાન જગ્યા કબજામાં લેવાનું **મોખરાજી** ગોહેલે પહેલુંજ પરાક્રમ કર્યું; પણ તેની ખરેખરી અગત્યની જીતતો **ઘોઘા** અને **પીરમ**ની હતી.

**પીરમ**ના બેટની અને ગોહેલવાડની વચ્ચે ત્રણ માઇલ પહોળાઇની એક ખાડી છે તે મધ્યમાં સુમારે ૬૦ વામ ઉંડી છે. **મોખડાજીએ પીરમ**માં ઇ. સ. ૧૩૦૯ થી ૧૩૪૭ સુધી રાજ્ય કર્યું. તેને બે કુંવર હતા એમાંના પાટવી ડુંગરસિંહજી **ઘોઘા**માં રાજ્યગાદી કરી રહ્યો અને બીજો કુંવર **સમરસિંહજી રાજપીંપળે** ગયો. એના વંશજ હાલ **રાજપીંપળા** રાજ્યના રાજ્યકર્તા છે. ડુંગરસિંહજી પછી ૧૪ મો પુરૂષ **ભાવસિંહજી** થયો. એણે ઇ. સ. ૧૭૦૩માં **ભાવનગર** વસાવ્યું અને ત્યાં ગાદી સ્થાપી, એના વંશજ **રૂડજી**ના કુંવર **વીહલજીએ બાકરોલ** ગામે કરણ નદીના કાંઠા ઉપર શ્રી**હુરિસિદ્ધી** માતાજીની પ્રતિષ્ઠા કરી, **બોરીયા** નામે શહેર વસાવી ત્યાં ગાદી સ્થાપી. નદીના ધોવણથી ખોદાણ થતા જુના પાયા હાલપણ દષ્ટિગોચર થાય છે. એ શહેર સારી વસ્તિવાળુ હશે એમ એ ઉપરથી જણાય છે.

જ્યારે **મહમદ બેગડા**એ **પાવાગઢ** ઉપર ચઢાઇ કરી ત્યારે **વીહલજી** ગોહેલ ૨૦૦ હથીયાર બંધ માણસોની મદદ સાથે **મહમદ બેગડા**ની તેહનાતમાં હાજર રહ્યા હતા. એ નોકરીની કદર કરી **દિલ્હી** શહેનશાહે એમને પોતાની હજુર બોલાવી લશ્કરના ઉપરીના પદ્દી સાથે જાગીર આપી પાઘડી બંધાવી હતી. **વિહલસિંહ** પછી કરમસિંહ **જુજારસિંહ** અને **રામસિંહજી** ગાદીએ આવ્યા. **રામસિંહજી**એ **બાકરોલ**ના પરમારો સાથે લડાઇ કરી સંવત ૧૭૫૪ માં **બાકરોલ** સર કર્યું અને **બોરીયા**ની સાથે જોડાયુ તેથી **બોરીયા બાકરોલ**ના નામે ઓળખાયુ જેનો આગળ જતાં અપભ્રંસ થઇ હાલ **બોડી બાકરોલ** કહેવાય છે.

સંવત ૧૭૦૭ ના અરસામાં **પેશ્વા**નું લશ્કર આ મુલકમાં આવવા લાગ્યું. એણે કેટલીક લૂંટો ચલાવી અને તે સાથે **ખંડેરાવ** દાભાડેએ ગુજરાત પર સ્વારી કરી ખંડણી ઉઘરાવી. સંવત ૧૭૩૦ માં **દામાજીરાવ** ગાયકવાડે ખંડણીનો દરોડો પાડયો અને **પીલાજીરાવે વડોદરા**ની આસપાસનો મુલક જીતી લીધો. સિંધીયા સરકારના મુલકની કિનાર ઉપર આ સંસ્થાન આવેલું હતું. એક બાજુ સિંધીયાનો મુલક અને બીજી બાજુ ગાયકવાડ સરકારનો મુલક એ બેને જુદા પાડનાર તરીકે **બાકરોલ** દુભેટ ઉપર હતું, અને બન્ને રાજ્યો સાથે વફાદારીથી વર્ત્યું હતું. સિંધીયા સરકારનો અહીંના રાજ્યકર્તા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો જેથી **બાકરોલ**ની આસપાસનો કેટલોક મુલક રક્ષણ માટે સિંધીયા તરફથી **બાકરોલ**ના રાજ્યકર્તાની સુપ્રતમાં રાખવામાં આવ્યો હતો.

ઇ. ૧૮૦૨ માં શ્રીમંત ગાયકવાડ સરકાર અને **પેશ્વા** વચ્ચે કાઠીયાવાડ તથા **મહી**કાંઠા, અને રેવાકાંઠાની ખંડણીની વહેંચણી થઇ. તેમાં આ સંસ્થાનની ખંડણી શ્રીમંત ગાયકવાડ સરકારના ભાગમાં ગણવામાં આવી હતી. ×

સિંધીયા સરકારની મારફત ઘાસદાણાની રકમ શ્રીમંત ગાયકવાડ સરકારને ભરવામાં આવતી હતી; પરંતુ સંવત ૧૭૯૩ માં **વાઘોડીયા** મહાલ સિંધીયા સરકારે શ્રીમંત ગાયકવાડ સરકારને વેચાણ આપ્યો ત્યારથી ઘાસદાણાની રકમ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ બારોબાર ભરવામાં આવે છે.

શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ ઘાસદાણાની રકમ રૂ. ૫૫૧ દર વરસે ભરવામાં આવતી હતી; પરંતુ શ્રીમંત સરકાર **ખંડેરાવ** મહારાજાએ સંવત ૧૯૨૫ ના પોષ માસમાં

× એચીનસન્સ ટ્રીટી વૉ. ૬ એપેન્ડીક્ષ બીજું.



મહેરબાન મહારાજશ્રી સૂર્યસિંહજી સાહેબ
તાલુકા સુવર-રાજ્ય ઇડર.

Lakshmi Art, Bombay, 8.

વાર્ષિક રૂ. ૧૭૫૧-૦-૦ નો કાયમી એક આંકડો મુકરર કર્યો અને સત્તા સાથે વંશપરંપરાનું ઠકરાતી જાગીર મુકરર કરી આપી છે.

કંઝરી જીલ્લે પંચમહાલના ઠાકોર કેસરીસિંગ અને એમના દીકરા દીપાસગજીનું સંવત ૧૮૮૨ ના મહા વદી ૮ તા. ૧૫ ફેબ્રુઆરી ૧૮૨૬ ના રોજ જામીનખત લેવામાં આવ્યું અને કંઝરીનો બંદોબસ્ત કરવામાં આવ્યો. એ જામીનખતમાં આ સંસ્થાનના ઠાકોરશ્રી નારણજી અદેસંગજીની આડજામીનદાર તરીકે સહી થયેલી છે.

રામસિંહજી પછી માવસિંગજી, લાલસિંગજી, પહાડસિંગજી અને ઉમેદસિંહજી એ નામે અનુક્રમે ગાદીએ આવ્યા. ઉમેદસિંહજીને જસાજી નામે એક ભાઈ હતો. તેમને જીવારકમાં જમીન વી. ૬૦ આપવામાં આવી હતી; પરંતુ ઉમેદસિંગજી નીરસંતાન ગુજરી જવાથી એમના પછી જસાજી ગાદીએ બેઠા. જસાજીને અદેસીંગ, વજેસીંગ, હિંમતસીંગ અને વિરાભાઇ એ નામે ચાર દીકરા હતા. જસાજીના મરણ પછી પાટવી અદેસીંગ ગાદીએ આવ્યા; પરંતુ તેઓને પુત્ર સંતતિ નહિ હોવાથી એમના ભાઇ વજેસીંગના પુત્ર નારણજીને દત્તક લીધા અને તેઓ અદેસીંગના મરણ પછી ગાદીએ આવ્યા.

નારણજી ગોહેલને પાંચ પુત્ર હતા. એમાંના પાટવી અભેસીંગજી નારણજીના મરણ પછી ગાદીએ આવ્યા. ઠાકોર અભેસીંગજી દયાળુ, પરોપકારી અને ઉદાર દીલના હતા. એમના વખતમાં એમના નાના ભાઇ ભીમસીંગજી કારભારનું કામ કરતા હતા. તેઓ ઝીણી દ્રષ્ટિએ ચાલનાર, બાહોશ અને બુદ્ધિશાળી હતા. એમના વખતમાં આ સંસ્થાનનું બંધારણ સારા પાયા ઉપર મૂકવા તેઓ શક્તિવાન થયા હતા.

આ સંસ્થાનના ભાયાતોને ગાદીમાંથી ભાગ આપવાનો રીવાજ નથી; પરંતુ જીવાઇ આપવાનો વહીવટ છે. એટલુ છતાં મર્હુમ હિંમતસીંગજીના દિકરાઓએ અડધ ભાગની રીતે જીવક મળવા સરકારમાં અરજ કરેલી; પરંતુ શ્રીમંત ગાયકવાડ સરકારની ન્યાયની કોર્ટોએ ફટાયાને હીસ્સો મળી શકે નહિ એવું ઠરાવ્યું હતું.

અભેસિંહજી સંવત ૧૯૫૬માં મરણ પામ્યા. એમના પછી ઠાકોરશ્રી રામસિંહજી ગાદી ઉપર આવ્યા. તેઓ બાકરોલના હાલના ઠાકોર સાહેબ છે. એમની ઉંમર હાલ ૭૫ વર્ષની હોવા છતાં રાજ્યનું કામ કુશળ અને યુવાવસ્થાના ઉછરતા જુવાન માફક ચલાવે છે, એ એમના પ્રાલબ્ધની બલિહારી છે. એમને હિંમતસીંગજી, સામતસિંગજી, ગણપતસીંગજી, ખુમાનસીંગજી અને છત્રસિંગજી એ નામે પાંચ કુંવર છે. એ પણ વૃદ્ધ ઠાકોરશ્રીના પુન્યનો પ્રભાવ છે.

# સુવર તાલુકો.

આ તાલુકો મહીકાંઠા એજન્સીમાં આવેલા ઈડર રાજ્ય પેટામાં આવેલો છે. એના રાજ્યકર્તા ઇડર મહારાજાના ભાયાત સૂર્યવંશી રાઠોડ જાતના રજપુત છે અને તે જોધપુર રાજ્યમાંથી નિકળેલા ઇડરની ગાદીએ આવનાર રાજ્યકર્તાના નજીકના ભાયાત હોવાથી "મહારાજની" પદ્દીથી ઓળખાય છે.

**સીમા**—આ જાગીરની ચાર દિશાએ ઇડર રાજ્ય તાબાના મુલકનાં ગામો આવેલાં છે. એના તાબામાં ૯ ગામ હોઇ એની **વાર્ષિક ઉપજ**—રૂ. ૨૦૦૦૦ની થાય છે. એમાંથી કોઇને કાંઇ પ્રકારનો કંઇ કર આપવો પડતો નથી. **જમીન** તથા **નિપજ**—જમીન સપાટ અને કેટલીક પત્થરવાળી ખડબચડી છે. એમાં મકાઇ, ઘઉં, તલ, સરસવ, બાજરી અને વરી વગેરે અનાજ પાકે છે. **વસ્તિ**—મુખ્યત્વે કરીને વાણીયા, બ્રાહ્મણ, રજપુત, પાટીદાર અને કોળી લોકોની છે. **મુખ્ય ગામ**—સુવર. એમાં મહારાજાની રાજગઢી, સરકારી નિશાળ, રામજી મંદિર, મહાદેવનું દેવાલય અને શાહુકારોનાં મકાનો છે, સારી બાંધણીનું છે. આ ગામ અમદાવાદ પ્રાંતીજ રેલવેના જાદર સ્ટેશનથી ચાર માઇલ અને ઇડર રેલવે સ્ટેશનથી ૬ માઇલ દૂર થાય છે.

**ઇતિહાસ**—†ઇડરનો પુરાતની ઇતિહાસ જોતાં તે ઇલદુર્ગને નામે ઓળખાતું હતું,

† પ્રારંભ કથા એવી છે કે હરદ્વારની ઉત્તર ભણીના શ્રીનગરના રાજાને પુત્ર થતો નહિ ત્યારે એક બ્રાહ્મણે પ્રયોગ કરીને કહ્યું કે રાણી રજસ્વળા થાય ત્યારે ચોથે દિવસે લોહીથી નહાવું અને ત્યારપછી પાણી વતે નહાઇ રાજા પાસે જવું ને પાછું સવારમાં પણ તેમજ કરવું. રાણી તેમ કરી સવારમાં જેવી લોહીથી નાહી કે એક ગીધ પક્ષી તેને માંસ જાણી લઇને ઉડયો, ને ઇડરના ડુંગર ઉપર મૂકી. ત્યાં ધુમાડાનો પે બાંધીને સિદ્ધ પુરૂષોની ઝુંપડી હતી ત્યાં જઇ પહોંચી ને ધુંગાને ઓઠે રહીને વિનંતિ કરી પહેરવા લુગડું માગ્યું. તે મળ્યું એટલે નાહીને સિદ્ધો પાસે આવી. તેને તેઓએ પોતાની દીકરી પેઠે પાળી. દશ માસ પુરા થયે તેને દીકરો અવતર્યો. તે પાંચ વર્ષનો થયો એટલે તેમનાં વચ્છ (વાછડાં) ચારવા જવા લાગ્યો તેથી તેનું નામ વચ્છરાજ પડયું. આ વખતે મહાકાળેશ્વરના ડુંગર ઉપર એક અઘોરી રહેતો હતો, તેથી તેણી મગ જવાની સિદ્ધોએ તેને ના કહી હતી. હાલ મદારશાનો ડુંગર કહેવાય છે ત્યાં તે ગયો તો ત્યાં તેણે એક સિદ્ધને જોયો ને નમન કરી ઉભો રહ્યો. સિદ્ધે તેને પરાક્રમી દેખીને મહાકાળેશ્વરના અઘોરી પાસે જવાનું કહ્યું. પણ તે બોલ્યો કે મારા ગુરૂએ ત્યાં જવાની ના કહી છે. સિદ્ધ બોલ્યો પ્રથમ તો તે તારો સત્કાર કરશે, ને તેલની કઢાઇ તપાવી તેની આસપાસ સાત પ્રદક્ષિણા ફરવાનું કહેશે ત્યારે તારે કહેવું કે તમે પહેલા ફરી બતાવો. પછી સાતમી વાર ફરી રહે એટલે મારૂં નામ દઇ તેને કઢાઇમાં નાંખી દેજે, તેથી તે સોનાની મૂર્તિ થઇ જશે, અને તેનું અંગ કાપી વાપરીશ તેમ કાપેલો ભાગ પાછો હતો તેવો થશે. આ સાંભળી તે ત્યાં ગયો અને સિદ્ધના કહેવા પ્રમાણે કરી સોનાનો પુરૂષ લઇ ઘેર આવ્યો. સિદ્ધે કહ્યું કે એની સહાયતાથી તારૂં નામ રહે એવું કર તે ઉપરથી ડુંગર ઉપર તેણે ઇડર ગઢ બંધાવ્યો ને વસ્તી કરાવી. એક બાગ કરી ત્યાં કુંડને વાવ બંધાવ્યાં. બાગનાં પુષ્પ કોઇ છાનું માનું લઇ જતું હતું પણ ઝલાતું નહિ એટલે વચ્છરાજ સશસ્ત્ર સજી ચોકી કરવા ગયો. તે સમયે ગુફામાંથી એક નાગ કન્યા આવી ફુલ વીણવા લાગી એટલે વચ્છરાજે તેની વેંણ ઝાલીને કાપી લીધી ને તે તો જતી રહી. ઘેર આવી ચમત્કારીક સ્ત્રીની વેંણ જાણી તેની પૂજા કરવા લાગ્યો. નાગ કન્યાએ પોતાને નિવાસ જઇ નાગને કહ્યું. તેણે વચ્છને ઝાલવા દૂત મોકલ્યા પણ તેઓ તેનું રૂપ જોઇ પ્રસન્ન થયા ને વેંણ પૂજતો જોયો તેથી નાગને સર્વ સમાચાર કહી નાગકન્યા તેને પરણાવવાની ભલામણ કરી. પછી તેને તે કન્યા પરણાવીને વેંણીને પરણ્યો તેથી તેનું નામ વેંણી વચ્છરાજ પડયું.

અને દ્વાપર યુગમાં તે એલવણ રાક્ષણ અને તેના ભાઇ વાતાપીનું રહેઠાણુ હતું. જ્યારે વલભીનગર તુટયુ ત્યારે શિલાદીત્યની એક પુષ્પાવતી નામે રાણીએ પોતાને કુંવર થાય તો આરાસૂરમાં અંબાભવાની છે ત્યાં જવાની બાધા રાખી હતી. એને પુત્ર થયો એ ગોહાના નામે ઓળખાયો, અને એવો બહાદુર નિકળ્યો કે ઇડરના ભીલોએ પોતાની આંગળી કાપીને તેના લોહીવડે ગોહાને રાજ્યતિલક કર્યું. આ રમતની વાત ઇડરના ભીલ રાજા મંડલિકે જાણી; તેને કુંવર હતો નહિ એટલે સ્વભાવિક રીતે રાજા થયેલા ગોહાને પોતાનો કુંવર સ્થાપી તેને રાજ્ય સ્વાધિન કરી દીધું.

ગોહાથી આઠમા રાજા નાગાદિત્યે ઇ. સ. ૭૧૬ માં ઈડર ખોયું, અને મારવાડના મેડાવર શહેરથી પરિહાર જાતના રજપુતોએ આવીને ઈડરને દરવાજે તોરણ બાંધ્યું. પરિહાર વંશનો અમરસિંહ રાજા જ્યારે કનોજના રાજા જેચંદે પોતાની કુંવરી સંયોગીતાના વિવાહમાં રાજસૂય યજ્ઞ કર્યો, અને સર્વ રાજાઓને કંકોત્રીઓ મોકલી તેડાવ્યા. તે વેળાએ ઈડર ચિતોડના તાબામાં હતું, અને અમરસિંહને ત્યાં તેડાવ્યાથી એ મેળાવડામાં જતાં ઇડરનું રાજય પોતાના એક વિશ્વાસુ ભીલ નોકર હાથી સોડને સોંપ્યું હતું.

હાથી સોડ પછી તેનો દિકરો સામળીઓ સોડ ઈડરની ગાદીએ બેઠો. એણે પોતાના નાગર કોમના બ્રાહ્મણ દિવાનની પુત્રી જે અતિ રૂપાળી હતી, અને રૂપ પ્રમાણે તેનું નામ પણ રૂપાળી હતું તેની સાથે પરણવાનું માગુ કર્યું. પોતાનો દિવાન પોતાના રાજાની આવી અઘટીત માગણીનો સ્વીકાર કરવાની ના પાડી શકયો નહિ: પરંતુ લગ્નની તૈયારી કરવા માટે અમુક વખતની મુદત માગી.

કનોજના રાજા જેચંદ રાઠોડને સીયોજી અને આાઇતરામ નામે બે પૌત્ર હતા. એમાંના સીયોજીના પૌત્ર સોનીંગ ગુજરાતમાં સોલંકી વંશના રાજા ભીમદેવ બીજાના દરબારમાં નોકર રહેલા. એમને કડી પ્રાંતનું સામેત્રા ગામ જાગીરમાં આપ્યું હતું. એ સોનીંગજી પાસે ઈડરનો નાગર દિવાન આવ્યો અને આ દુઃખદાયી હકીકત નિવેદન કરી. તે ઉપરથી તેઓ ઈડર ઉપર હુમલો લઇ જવા તૈયાર થયા. બીજી તરફ ઈડરમાં રાજાના લગ્નની ધામધુમની શરૂઆત થઈ. શામળીઓ સોડ પોતે ભીલ હોવા છતાં પોતાને નાગર બ્રાહ્મણની રૂપે અને નામે એક સરખી કન્યા મળે છે એમ માની મનમાં હરખાયો, અને પોતાના દિવાનને આ કામે જે જે સાહિત્ય જોઇએ તે આપવા ખુશી બતાવી. દિવાને વિનંતિ કરી કે આ બાદશાહી લગ્નમાં ઉમંગથી ભાગ લેવાને પાટણથી અમારી જ્ઞાતિની ૩૦૦ ઓરતો આવનાર છે માટે તેટલા રથ તૈયાર કરાવવા જોઇએ. સામળીયા સોડે માગણીનો સ્વીકાર કર્યો, અને રથ મોકલાવ્યા એ રથમાં છાની રીતે સોનીંગજીના ૩૦૦ યોદ્ધા ઈડર આવ્યા. લગ્નને દિવસે રાત્રે રાજાને જમવા નોતર્યા અને જાનનું માણસ રાજા સાથે દિવાનના ઘેર હતું, અને એક વખતનું પીરસણ આવી ગયું કે તુરતજ અંધારામાં રાખેલા ૩૦૦ યોદ્ધા જાનના માણસો ઉપર તુટી પડયા અને ઘણાં માણસોને કાપી નાખ્યાં; એમાંથી સામળીઓ નાઠો. સોનીંગજી તેની પાછળ પડયો અને થોડે જતાં તેને પકડી પાડી છાતી ઉપર ચઢી બેઠો. કટાર મારવા જતાં સામળીઓ બોલ્યો કે મારૂં કંઇક નામ રાખો અને ખુશીથી ગાદીએ બેસો. સોનીંગજીએ કહ્યું કે અમારા વંશના જ્યારે જ્યારે ઇડરની ગાદીએ બેસશે ત્યારે ત્યારે "તપો સામળીયા સોડનું રાજ્ય" એમ કહી રાજતીલક કરશે. પછી સામળીયાને

માર્યો, અને સોનીંગજી ઇડરની ગાદીએ બેઠો, અને અગાઉથી કરી રાખેલા સંકેત પ્રમાણે તેજ રાત્રે એક નાગર ગૃહસ્થ સાથે દિવાનની રૂપાળીનું લગ્ન થયું એ પ્રસંગે નાગરની સ્ત્રીયોએ ગીત ગાયું છે કે:—

**અમે ઈડરીયો ગઢ જીત્યાંરે આનંદભલા,**
**અમે રૂપાળીબા પરણાવી જીત્યાંરે આનંદભલા.**

સોનીંગજી પછી ૧૭ પેઢી સુધી એ વંશમાં ગાદી રહી. છેલ્લા રાવ ચંદ્રસિંહજી ઈ. સ. ૧૭૨૦ માં ઇડરની ગાદી છોડી પોળો ગયા, અને પોતાના સસરાને મારી ત્યાંની ગાદીએ બેઠા. તેથી ઇડરનું રાજ્ય સરદારોના કબજામાં રહ્યું. ઇ. સ. ૧૭૩૧ સુધી ઇડરમાં બચ્ચા પંડીતે રાજ્ય કર્યું. તે પછી જોધપુર મહારાજાના ભાઇ આનંદસિંહજીએ અને રાયસિંહજીએ આવી ઇડર રાજ્યનો કબજો લીધો.

આનંદસિંહજી રહેવર સરદારોના બંડમાં દેવલોક થયા તે વખતે રાયસિંહજી બોરસદના નવાબની મદદમાં ગયેલા તે આ ખબર જાણીને પાછા આવ્યા, અને રહેવર સરદારોને હરાવી ઈડરની ખાલી પડેલી ગાદી ઉપર આનંસિંહજીના કુંવર સીવસિંહજીને તખ્તનશીન કર્યા, અને પોતે વાલી તરીકે કામ કરવાનું જારી રાખ્યું. સીવસિંહજીને ભવાનસિંહજી, સગરામસિંહજી, જાલમસિંહજી, અમરસિંહજી અને ઇંદ્રસિંહજી એ નામે પાંચ કુંવર હતા. જ્યારે સીવસિંહજી દેવલોક પામ્યા ( સને ૧૭૯૧ ) ત્યારે એમના પાટવી કુંવર ભવાનસિંહજી ગાદીએ બેઠા; પરંતુ તેઓ ગાદીએ બેઠા પછી બાર દિવસમાંજ મરણ પામ્યા તેથી એમના પછી એમના તેર વરસની ઉંમરના કુંવર ગંભિરસિંહજી ગાદીપર બેઠા. એમને મારી નાખવાને માટે એમના કાકાઓએ કાવત્રું રચ્યું પણ તે કાવત્રુ પકડાઇ ગયું, અને તેઓને ઈડર બહાર કાઢી મૂકવામાં આવ્યા. સગરામસિંહજીએ અમનગરનો કબજો લીધો. જાલમસિંહે મોડાસા અને અમરસિંહે બાયડનો કબજો લીધો. એટલુંજ નહિ પણ એ ત્રણે મળીને ઇડર ઉપર લૂંટ ચલાવી.

સીવસીંહજીના છેલ્લા અંધપુત્ર ઇંદ્રસીંગજી જેઓ પોતાની માના આપેલાં જીુજ ઉપજનાં ગામો ઉપર ગુજારો કરતા હતા. તે ગામો પાછાં પડાવી લેવા ગંભીરસીંહજીએ તે ગામોની ખંડણીના આંકડા એટલા બધા ચઢાવી દીધા કે જેથી તેઓ ભારે કરજમાં આવી પડયા. તેથી ખંડણીની રકમ કપાત કરી. તેટલી ઓછી ઉપજવાળાં ગામો બદલો કરી લીધાં તેમાં ગોરવાડનો ¼ ભાગ અપાયો હતો. તે ભાગ બાબત કેટલીક મુદતે તે ઠાકોર સાથે તકરાર પડી. તેથી મહારાજ અંદરસીંગજીના વડાકુંવર હમીરસીંગજી સુવરની ગાદી ઉપર હતા તેઓએ સીરબંદી જમાવી ગોરવાડા ઉપર સ્વારી કરી ગોરવાડાનો નાશ કર્યો. ગોરવાડા ઠાકોર બહારવટે નીકળ્યો તેથી પોલી. એજન્ટ સાહેબ તેના સમાધાન માટે આવ્યા. તેના આગળ પોતાના જીવકમાં ગુજરાન નભતું નથી તેમ ઈડરે જીવક આપ્યો નથી, માટે તે અપાવવા અરજ કરી તેથી એજન્ટ સાહેબે ઇડર મહારાજાને જીવક આપવા તાકીદ કરી તેપી મહારાજા ગંભીરસીંહજીએ હમીરસીંહજીને ઇડર બોલાવ્યા બાદ પ્રપંચ કર્યો કે, ગોરવાડાની લડાઈ માટે જે શીરબંધી રાખેલી તેઓને પોતાનો પગાર લેવા ઉશ્કેરી તે શીરબંધીએ મહારાજા હમીરસીંહજીને કબજામાં રાખ્યા કે તેઓ સાહેબને મલી શકયા નહિ. તેમનાં નાણાં લેવા જવા દીધા નહિ. છેવટ સાત દીવસ અપવાસ થયા તેમાંથી બાકી બે નજીવાં ગામો તથા શીરબંધીના ચડેલા પગારની રકમ મહારાજા ગંભીરસીંગજીએ આપી, તે કબુલ કરી ફારગતી આપી. હવે ટુકી જાગીર



મહેરબાન ઠાકોરશ્રી કુબેરસિંહજી સાહેબ
તાલુકા ઉંડણી-રાજ્ય ઇડર.

Lakshmi Art, Bombay, 8.

તેમાં પોતાને નાના ત્રણ ભાઇ તેઓને જીવક આપવો પડયો જેથી બાકીનાં ગામોની ઉપજ એટલી રહી કે આફતમાં આવ્યા ને સરકારમાં અરજ કરતા રહ્યા. તેમાં છેવટ **અમનગર**–ઈડરમાં મેળવવા ઠરાવ થયો ત્યારે રૂ. ૬૦૦૦ ની રોકડ જાગીર આપવા ઠર્યું. તે વધારો અંદર અંદર વહેંચી લેવા સરકારે ફરમાવ્યું પણ તેનું સમાધાન ન થવાથી સરકારે વહેંચી આપ્યું. તેમાંના નાના ભાઇઓ પૈકી બે ભાઇઓનું નીરવંશ થયું તેમાં પાછળથી અપાયેલો ઈડર રાજ્યે હાલમાં પડાવી લેઇ ખાલસે કરેલ છે.

ઇન્દ્રસીંહજીને **હુમીરસીંહજી**, **નહારસીંહજી**, **ભીમસીંહજી** અને **સરદારસીંહજી** એ નામે ચાર કુંવર હતા. એમાંના ઇન્દ્રસીંહજીના મરણ પછી **હુમીરસીંહજી** **સુવરની** ગાદીએ બેઠા. **નાહારસીંહજીને** **વીરાવાડા** આપ્યું, **ભીમસીંહજીને** **નવા** આપ્યું અને **સરદારસીંહજીને** **દાવડ** જીવકમાં આપ્યું. **હુમીરસીંગજી** ઈ. સ. ૧૮૭૧ ના ડીસેમ્બર માસની સાતમી તારીખે મરણ પામ્યા. એમને **જગતસિંહજી** નામે એક કુંવર હતા. એમનો જન્મ સંવત ૧૯૦૧ માં થયો હતો. તેઓ સંવત ૧૯૬૫ ના ફાગણ સુદી ૪ તા. ૨૪–૩–૧૯૦૯ ના રોજ ગુજરી ગયા. એમને **છત્રસીંહજી**, **સામંતસીંહજી**. **બળવંતસિંહજી** અને **ભુપાળસિંહજી** નામે ચાર કુંવર હતા. એમાંના પાટવી **છત્રસીંહજી** ગાદીએ બેઠા. પરંતુ ઝાઝી મુદત જીવ્યા નહિ તેથી એમના ભાઇ **સામંતસીંહજી** ગાદીએ બેઠા. એમના મરણ પછી એમના કુંવર **સૂર્યસીંહજી** ગાદીએ આવ્યા. તેઓ **સુવરના** હાલના મહારાજા છે.

મહારાજા **સામંતસીંહજી** સંવત ૧૯૮૩ ના ફાગણ સુદી ૧૨ તા. ૧૫–૩–૨૭ ના રોજ ગુજરી ગયા હતા. એ વખતે કુમાર **સૂર્યસીંહજી** ૨૩ વર્ષની ઉંમરના હતા. એમનો જન્મ સંવત ૧૯૬૦ ના આસો સુદી ૧૧ તા. ૫–૧૦–૧૯૦૪ ના રોજ થયો હતો. એમના પિતાના મરણ પછી હીઝ હાઇનેસ ઇડર મહારાજા સાહેબે તુરત એમને રાજ્યની લગામ સોંપી હતી એટલુંજ નહિ પણ તા. ૬–૭–૧૯૨૭ના રોજ એમને સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.

મહારાજશ્રી **સૂર્યસીંહજીએ** ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે, અને રાજ્યના કામોમાં ખંતથી પુરતુ ધ્યાન આપે છે. વિશેષ મહત્વની વાત એ છે કે પોતાની રૈયતને સુખ સાધન કેમ મળે અને રાજ્યની ઉન્નતિ કેમ થાય તેને માટે પુરતુ ધ્યાન આપે છે.

# ઉંડણી તાલુકો.

આ તાલુકો **મહીકાંઠા** એજન્સીમાં આવેલા ઇડર સંસ્થાન તાબામાં આવેલો છે. એના રાજ્યકર્તા **સૂર્યવંશી** રાઠોડ કુળમાંથી ઉત્પન્ન થયેલા કુંપાવત શાખાના રજપુત છે, અને તેઓ "ઠાકોર" કહેવાય છે.

**સીમા**—એની પૂર્વે દક્ષિણે **મહીકાંઠા** એજન્સીમાં આવેલો **વસાસણા** તાલુકો ઉત્તરે ઇડર રાજ્ય તાબાની હદ અને પશ્ચિમે કડી પ્રાંતના **ખેરાળુ** તાલુકાના ગામોની હદ લાગે છે. **જમીન તથા નીપજ**—અહીંની જમીન સપાટ અને વાંઘાં કોતરવાળી છે. સપાટ જમીનમાં બાજરી, મકાઇ, તલ, સરસવ, વગેરે અનાજ પાકે છે. અહીંની **વાર્ષિક ઉપજ**—

સુમારે રૂ. ૨૦૦૦૦ ની થાય છે. એમાંથી ઘાસદાણા યા ટ્રીબ્યુટની કંઇ રકમ ભરવા ઠરેલું નથી. **વસ્તી**—વાણીયા, રજપુત, પાટીદાર અને કોળી લોકોની છે. **મુખ્ય ગામ**—ઉંડણી એ સાબરમતીના પશ્ચિમ કિનારા પર આવેલું છે. તેમાં દરબાર ગઢ, ગુજરાતી નિશાળ, રામજી મંદિર, મહાદેવનું દેવાલય અને શાહુકારનાં કેટલાંક મકાન છે.

**ઇતિહાસ**—આ પુસ્તકમાં સુવર તાલુકાનો ઇતિહાસ લખવામાં આવ્યો છે. તેમાં જોધપુરના મહારાજા કુંવર આનંદસીંહજી અને રાયસીંહજી એ જોધપુરથી આવી ઇડરનો કબજો લીધો ત્યાંસુધીની હકીકત આવી ગયેલી વાંચક વર્ગના મન ઉપર તાજી હોવી જોઇએ.

મહારાજા આનંદસીંહજી અને રાયસીંહજી જોધપુર છોડી કેવા કારણસર આ મુલકમાં ઉતરી પડયા તે જાણવાની ખાસ જરૂર છે. એટલુંજ નહિ પણ એમણે ઈડરનું રાજ્ય શી રીતે મેળવ્યું અને ઉંડણીના રાજ્યકર્તાને એ જાગીર કેવી રીતે મળી એ જાણવું અગત્યનું છે અને તે જાણવા માટે એ સંબંધીનો મૂળ ઇતિહાસ આ નીચે આપવામાં આવે છે.

ઈ. સ. ૧૭૨૦ માં દિલ્હીના બાદશાહ મહમદશાહની ઉશ્કેરણીથી જોધપુરના રાજા, મહારાજા, અજીતસિંહજીનું ખૂન તેના દીકરાઓ અભેસિંહજી અને વખતસિંગજીએ સન ૧૭૨૪ના અરસામાં કીધું. આ વખત અભેસિંગજી દિલ્હીના દરબારમાં ૫૦૦૦ ઘોડેસ્વાર સાથે નોકરી કરતો હતો. તે જોધપુરનો રાજા થયો અને એ સમયમાં તે રાજ્યમાં ચાલતા રીવાજ પ્રમાણે તેણે મહારાજા અજીતસિંગજીના નાના દીકરા એટલે પોતાના સાવકા ભાઇઓની આંખો ફોડી નાંખવાનો પ્રયત્ન કીધો. ઉપર કહેલા નાના કુંવરો માંના બે આનંદસિંગજી અને રાયસિંહજી ચોહાણ રાણીને પેટે જન્મેલા અને ત્રીજો કીશોરસિંહજી ભટીયાણી રાણીજીને પેટે જનમ્યો હતો. ચાલતા રીવાજ મુજબ આ બન્ને રાણીયો સતી થવાની હતી; પરંતુ તેમ કીધા પહેલાં તેમણે આ ત્રણ રાજકુમારો ચોહાણ ઠાકોર માનસિંહજી, હાલના સુદેટી ઠાકોરનો પૂર્વજ, જે ચોહાણ રાણીજીનો ભાઇ હતો અને જે જોધપુર જીલ્લામાં રોહીચાની દર સાલ એક લાખ રૂપીયાની ઉપજવાળી જાગીરનો માલીક હતો તેને સોંપ્યા, બંને સતીઓએ ઠાકોર માનસિંહજી તથા તેના દીકરા જોરાવરસિંહજી તથા તેના પીત્રાઇ ભાઇ દેવીદાસને નમ્રતાથી વિંનતિ કીધી કે ગમે તેમ થાય તો પણ એ ત્રણ કુંવરોનો જીવ તેમણે બચાવવો. જોધપુરનો રાજા તથા તેનો ભાઇ વખતસિંગજી આ કુમારોને ઝંપીને બેસવા દેશે નહિ એવું જોઇને સદરહુ માનસિંગ તથા તેના બે સોબતીઓએ પોતાના ૧૨૦૦ સ્વારોના લશ્કર સાથે પોતાની જાગીર તથા વહાલાં ઘર છોડી દીધાં, અને પોતાની સાથે ત્રણ કુમારોને લઇને જોધપુરથી પંદર કોશ દૂર ચંડેલા ગામે ગયા. પોતે જેમને મારી નાંખવાનો હતો તેઓ કુશળક્ષેમ પલાયન કરી ગયા છે એ વાત મહારાજા અભેસિંહજીના ભાઈ વખતસિંગજીએ જાણી ત્યારે તેણે, જોધપુર જીલ્લાના, બરોડાના જોધા સરદાર, જેને દર સાલ દસ હજાર રૂપીયાની આવક હતી, અને જેનું નામ મોકમસિંગ હતું. તેને એમ કહ્યું કે તમે આ કુમારોની પુંઠ પકડો, અને તેમને મારી નાખો. તેથી જોધા ઠાકોર મોકમસિંહ પોતાના ૮૦૦ ઘોડેસ્વારોના લશ્કર સાથે તેમની પાછળ પડયો. બધાઓને ખોળી કહાડયા અને પોતાના સ્વારો સાથે સામાવાળાઓના તંબુઓ હતા તેની બરોબર સામેજ ઘોડાપરથી ઉતર્યો. સદરહુ ચોહાણ સરદારોએ પોતાના સ્વારો પોતાની આસપાસ ગોઠવી રાખેલા હતા તેમણે તેને પોતાની સામે આવતો જોયો કે તરતજ તેઓ

સજ્જ થઇ ગયા અને આ પ્રસંગને પહોંચી વળવા તૈયાર થયા. એટલામાં મોકમસિંગે ત્રણે રાજકુમારોને સોંપી દેવાની માગણી કરી. ચોહાણ ઠાકોર માનસિંગજીએ એવો જવાબ દીધો કે આ કુમારો સતીઓએ મને સોંપેલા છે તેજ પ્રમાણે હું તમને તેમની સુપ્રત કરૂં છું. આ શબ્દો કહેતાંની સાથેજ એક કટાર તેણે બતાવ્યો અને કહ્યું કે "જો તેમને મારી નાંખવાનો ઇરાદો હોય તો હમણાંજ તેમ કરી નાંખો." આ દૃષ્યથી મોકમસિંહ જોધાને ભારે અસર થઇ અને ત્રણ નિર્દોષ રાજકુમારોના જાન બચાવવા ખાતરજ મહાન આહુતીઓ આપનારા તે ચોહાણ ઠાકોર તથા તેના બે દેશભક્તોની પરમાર્થ બુદ્ધીના ઉત્તમ ખવાસનો તેને ખ્યાલ આવ્યો તેથી માનસિંગના ઉપલા શબ્દો સાંભળીને તે બોલ્યો.

"ઠાકોર, આપે હદ કરી, આપે મને આપની સાથેજ ખેંચી લીધો છે, હવે જે આપનું થશે તે મારૂં પણ થશેજ." +

પછી સદરહુ ચાર સરદારો એટલે ૩ ચોહાણો અને એક જોધા પોતાના ૨૦૦૦ ઘોડેસ્વાર લશ્કર સાથે જોધપુર રાજ્યમાં આવેલા અડાવલો નામના ડુંગર નજીક ખસી ગયા અને ત્રણ રાજકુમારોને પોતાની સાથે લઇ ગયા. ત્યાં પહોંચ્યા પછી તેમને ચાર ચાંપાવત સરદારો એટલે શીવસિંગજી, માનસિંગ, પ્રતાપસિંગ અને જીવણદાસ મળ્યા. તેઓ જોધપુર રાજ્યમાંની દરસાલ સીત્તેર હજાર રૂપીયાની ઉપજવાળી સનુલાની જાગીરના માલીક હતા અને જોધપુર રાજ્ય સાથે તેમને તકરાર પડવાથી તે રાજ્ય સામે તેઓ બહારવટે નીકળ્યા હતા. આ ચાંપાવતો પાસે તેમનું ઘોડેસ્વાર લશ્કર હતું અને અજમેરથી દિલ્લી જતી અને બાદશાહી ત્રીજોરીને વહેતી એક વણઝાર તેમણે રસ્તામાં લુંટી લીધી હતી. તેમણે આ ત્રીજોરી ઉપર કહેલા મંડળને સાદર કરી અને પોતાની મદદ આપવા ઇચ્છા જણાવી, જે બન્ને ઉપકાર સાથે સ્વિકારવામાં આવ્યા. પછી કુમાર આનંદસિંગજીએ બધાંને એવો કોલ આપ્યો કે "જો મને રાજ્ય મળશે તો હું દરેકને એક પટો જાગીર આપીશ" ‖ પછી આડાવળેથી મારવાડ પર ઓચિંતા હુમલા કરવા શરૂ કીધા.

દરમિયાન કૃપાવંત ઉમરસિંગ ઉંડણીના ઠાકોરનો પૂર્વજ અને જેતાવત ઉદેરામજી જેઓ મારવાડમાં મોટી જાગીરોના માલીક હતા તેઓ અડાવલોના ડુંગરોમાં આવી પહોંચ્યા અને પોતાના સ્વારો સાથે ઉપલા મંડળમાં જોડાયા. આ પ્રમાણે ભેગા થયેલા લશ્કરની સંખ્યા ૫૦૦૦ ઘોડેસ્વારોની થઈ ગઈ. આ આખા મંડળે જોધપુર સામે બહારવટુ કરવા માંડયું અને તેના મુલકમાં ઘણોજ રંજાડ કીધો.

બહારવટાનું કામ પાંચ વરસ સુધી ચાલ્યું તે દરમિયાન આ સરદારોએ પાંચ હજાર ઘોડેસ્વારોનો તમામ ખર્ચ ભોગવ્યો હતો એટલુંજ નહિ; પરંતુ ત્રણે રાજકુમારોની પદ્વી તથા દરજ્જા પ્રમાણે તેમના નીભાવની તમામ સામગ્રી પુરી પાડી હતી. સન ૧૭૨૦ અથવા તે અરસામાં ઇડરનો છેલ્લો રાજા ચંદ્રસિંગજી, ઇડરથી ૩૦ કોસ દૂર પોલ નામના ગામે ગયો હતો તેથી તેની ગાદી પચાવી પડયો હતો. પોલની ગાદી પણ તેના કબજામાં હતી અને તેને તે ભોગવતો હતો અને ઇડરનો કારભાર તેના પ્રધાનો તેના હુકમ પ્રમાણે કરતા હતા. આ પ્રમાણે તેણે ઇડરનો વહીવટ આશરે ૮ થી ૧૦ વરસ સુધી ચલાવ્યો. છેલ્લે ત્યાંનો કારભાર બચ્ચા પંડીત નામનો પ્રધાન કરતો હતો. ઉદાવત સરદાર લાલસિંગ સોરઠથી

× રાસમાળા નવી આવૃતી. પાન ૪૪૮. ‖ રાસમાળા પૃ. ૪૪૮.

મારવાડ આવતો હતો ત્યારે તેણે ઇડર તાબાના વસઇ ગામે મુકામ કર્યો. તે વખતે ત્યાંના દેસાઇઓએ ઇડરની ગાદી તેને આપવા માંડી; પરંતુ ઈડરના રાજા થવાની તકનો લાભ લેવાને બદલે આ મહાત્મા સરદાર સીધો અડાત્રલોના ડુંગરો જ્યાં આ રાજકુમારો તથા સરદારો જોધપુરના બહારવટીયા તરીકે રહેતા હતા ત્યાં સીધો ચાલ્યો ગયો અને ઇડર રાજ્ય સંપાદન કરી શકવાની શકયતા વિષે તેમને હકીકત કહી બતાવી. આ અણધારી તકનો લાભ બધા સરદારોએ એકદમ લીધો અને ત્રણ રાજકુમારો સાથે પોતાના ૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કર સાથે રવાના થઇ ગયા પણ તેઓ ઈડરના રાજ્યમાં પહોંચ્યા ત્યારે ઇડરના એક પટાવત પોસીનાના ઠાકોરે ખુદ ઈડર જવાનો માર્ગ રોકયો છે એમ તેમને માલમ પડયું; પરંતુ સરદારોએ યુકતી કરીને તે પટાવતને પોતાના પક્ષમાં લઈ લીધો અને લશ્કર સાથે ઈડર તરફ વધ્યા અને બીજી મુસ્કેલીઓને દુર કરીને તેઓએ ઇડરનો કબજો સન ૧૭૨૮ અગર ૧૭૨૯ માં અથવા તે અરસામાં લીધો અને સૌથી મોટા કુમાર આનંદસિંગજીને તેની ગાદીએ બેસાડયો.

ઇતિહાસના ખરા બનેલા આ બનાવો છે અને તેમને ટોડનું રાજસ્થાન, ફોર્બસ રાસમાળા, કેમ્પ બેલ ગેઝેટીયર, મહીકાંઠા માટે ગવર્નમેન્ટ સીલેકશનો, તેમજ બીજા વિશ્વાસપાત્ર તથા જેનો દાખલો આપી શકાય તેવી તવારીખો પુષ્ટી આપે છે. રાજકુટુંબના ભાટો રીવાજ પ્રમાણે જે ચોપડા રાખે છે તથા તેમાં નોંધ લખે છે તેમનાથી પણ આ બનાવો સાબીત થાય છે.

આ પ્રમાણે બીજા કોઇપણ સ્થળેથી કોઇપણ પ્રકારની સ્હાય આ દુઃખી રાજકુમારોને મળે તેવો તલભાર પણ સંભવ ન્હોતો, અને કોઇપણ માણસની સહાનુભૂતિ તેમની પરાધીન સ્થિતિ ઉપજાવે તેમ ન્હોતું કારણ જે આમ કરે તે જોધપુર રાજ્યનો શત્રુ થાય એ દુઃખ હતું. ઉદાવત લાલસિંહની ઇડરના રાજા થવાની માગણીનો નકાર કરવામાં ઉમદા વર્તન, અને બધા સરદારોએ ૫૦૦૦ ઘોડેસ્વારની મદદ તથા તેમની જાત બહાદુરી એ બધું ન હોત તો સદરહુ રાજકુમારો જંગલોમાં રખડી રખડીને મરી ગયા હોત. અને તેમનું જીવન લુંટારા તથા ભટકતા ભીખારીમાં સમાપ્ત થયું હોત. તેમની પોતાની પાસે કાંઇ પણ સાધન ન્હોતું તેમજ પગ પર ટકી રહેવાને કાંઇ પણ દ્રવ્ય સંપત્તિ પણ ન્હોતી અને સરદારોના વડીલોની મદદ સિવાય ઈડરનું રાજ્ય તેઓ કદી પણ સંપાદન કરી શકત નહિ.

જ્યારે મહારાજા અભેસીંગજી તથા તેનો ભાઇ વખતસીંગજી ઉપર કહેલા પોતાના ત્રણ ભાઇઓને જાનથી મારી નાખવાનો પોતાનો આશય સિદ્ધ કરવામાં પુરેપુરા નિષ્ફળ થયા અને સરદારોએ ઇડરનું રાજ્ય સંપાદન કીધું છે અને તેની ગાદીએ પોતાના સૌથી કટા શત્રુ મહારાજા આનંદસીંગને બેસાડયો છે એમ જ્યારે તેમણે સાંભળ્યું ત્યારે તેમનો ક્રોધ પરાકાષ્ટાને પામ્યો અને પોતાનો શત્રુ જે હાલ વધારે બળવાન થતો જતો હતો તેનો એકદમ અંત લાવવા માટે તેમને નીશ્ચય કીધો. એટલામાં મોગલ બાદશાહે મહારાજા અભેસીંગજીને અમદાવાદનો વોઇસરોય ( રાજાનો પ્રતિનિધિ ) ઠરાવ્યો. મોગલ રાજ્યમાં આ પ્રમાણે મોટો અમલદાર પોતે નીમાયાથી પોતાના દુશ્મનને બાદશાહના ટેકાથી તાબે કરવાનો વિચાર મહારાજા અભેસીંગે કીધો અને તે હેતુથી ઇડરની બક્ષીસ, લેખી પરવાનો, દિલ્હીના બાદશાહ પાસેથી તેણે મેળવી લીધો. અમદાવાદ આવ્યા પછી ઇડરના બળ વિષે તેણે તપાસ કીધો તો તેને પોતાનું ધારેલું કામ મુશ્કેલીવાળું જણાયું તેથી અંબર તથા ઉદેપુરના રાજાઓ

સાથે તેણે છુપો સંપ કર્યો અને તેમની મારફત મહારાજા **આનંદસીંગજીને** મારી નાખવાની અને ઇડરનો મુલક લઇ લેવાની ગોઠવણ કીધી. આ કામમાં સક્રિય લાભ લેવા સારૂ ઉદેપુર મહારાજાને લલચાવવા સારૂ અને આ યોજનાનો સંપૂર્ણ નિકાલ લાવવા સારૂ મહારાજા **અભેસીંગજીએ** તેને ઇડર નઝરમાં આપ્યો અને તેને અરજ કરી કે આપ તેનો કબજો લ્યો તથા **આનંદસીંગજી** જે હાલ ગાદી ઉપર છે તેને મારી નાખો અને તે જીવતો બચી જવા પામે નાહ તેને સારૂ સંભાળ રાખો.

પોતાના રાજસ્થાનના વોલ્યુમ ૨ ના પાન ૭૬૯ મે. કરનલ **ટોડે** આપેલી તવારીખ, તેમજ રાસમાળા નવી આવૃત્તિ ના પાન ૪૫૧ મે જણાવેલો લેખ બીજાને બોલવાનો અવકાશ નહિ રાખતાં શું બન્યું તે જણાવે છે.

**અંબરના રાજા જયસિંહનો ઇડર સંબંધી કાગળ મેવાડના રાણા સીગરામસિંહ ઉપર લખેલો.**

**શ્રી રામજી.**

**"શ્રી સીતા રામ"**

"જ્યારે હું ઉદેપુર સમક્ષ હતો ત્યારે આપે એવું ફરમાવેલું કે **મેવાડ** મારૂં પોતાનુંજ ઘર છે અને ઇડર એ **મેવાડનો** એક ભાગ છે. અને તેને મેળવવાની તકનો લાગ જોઇશું. ત્યારપછી હું એ બાબત તક શોધું છું. આપના પ્રતિનિધિ **મયારામે** એ બાબતમાં ફરી કાગળ લખ્યો છે અને દલપતરામે એ કાગળ મને અક્ષરેઅક્ષર વાંચી સંભળાવ્યો તે ઉપરથી મેં એ સંબંધમાં મહારાજા **અભેસીંગજી** સાથે વાતચીત કરી. તેઓ આપના વિચારો સાથે મળતા થયા અને તે રાજ્યની નઝર તેમણે આપને કરી છે અને નઝર બાબતનો તેમનો લેખ આ કાગળ સાથે સામીલ છે."

"મહારાજા **અભેસીંગજી** વિનંતિ કરે છે કે આપે એવી રીતે કામ લેવું કે હાલ **આનંદસિંગજી** ગાદી પર છે તે જીવતો બચી જવા પામે નહિ કારણ તેના મોત સિવાય આપનો કબજો અસ્થીર રહેશે. આ બધું આપના હાથમાં છે. વળી મારી એવી ઇચ્છા છે કે આપે જાતેજ ત્યાં જવું અથવા આમ કરવું એ આપને મુનાસબ ન જણાતું હોય તો ડાભાઇ **નગુને** સારૂ લશ્કર આપીને ત્યાં જવાનો હુકમ કરશો. પહાડની બધી સાંકડી નાળો રૂંધ્યા પછી આપ તેનો ઘાત કરો. ગમે તેમ થાય પણ તેને જીવતો નાસી જવા દેશો નહિ. આ વાત ન બને તેને સારૂ ખાસ ચોકસી રાખશો."

ઉપલા કાગળ પર સંવત ૧૭૮૪ ના અશાડ વદી ૭ ની તારીખ છે જે ઇ. સ. ૧૭૨૮ બરાબર છે. ઇડર ઉપર કહેલા **જોધપુરના** મહારાજા **અભેસીંગજી** તરફથી મહારાજા **આનંદસીંગજીને** જીવાઇ માટે આપવામાં આવેલું એવું કોઇ રીતે માની શકાય તેમ નથી. ઇડરમાં પ્રવેશ કરવાના વર્ષની બાબતમાં બધા ઇતિહાસ લખનારાના અભીપ્રાયોમાં ફેર પડે છે. **થૉર્ટન** સન ૧૭૨૪ કહે છે. સરકારના સીલેકશનના વોલ્યુમ ન. ૨ ના પાના ૧૦૭ માં ૧૭૨૮ની સાલ આપી છે. **મેજર માઇલ્સ** ૧૭૨૯ કહે છે અને રાસમાળા ૧૭૩૧ કહે છે.

જ્યારે મહારાજ **અભેસીંગ** પોતાની બધી બાજીઓમાં નિષ્ફળ થયો ત્યારે તેણે ઇડર સાથે સમાધાન કર્યું. **દીલ્હીના** બાદશાહ પાસેથી ઇડરનો પરવાનો મહારાજા **આનંદસીંગજી** માટે મેળવ્યો અને ઇડરને **વિજાપુર** તથા **પ્રાંતીજ** તાલુકાઓનો કબજો સોંપી દીધો. જ્યાંસુધી તે મુગલ બાદશાહનો વાઇસરોય રહ્યો ત્યાંસુધી ઈડરને **અમદાવાદ** ખંડણી આપવી પડતી ન્હોતી.

મહારાજા **આ**નંદસીંગજીનો ભાઇ મહારાજા **રા**યસીંગજી જ્યારે કાંઇ પણ પુરૂષ વારસ પાછળ મૂક્યા સિવાય ઇ. સ. ૧૭૮૮ અથવા તે અરસામાં ગુજરી ગયો ત્યારે ગાયકવાડનો લશ્કરી સરદાર **આ**પાસાહેબ પોતાના લશ્કર સાથે ઇડર ગયો અને ગાયકવાડ સરકારને ઇડર રાજ્યનો અડધોઅડધ મુલક તમે આપી દ્યો એવી માગણી તેણે મહારાજા **શી**વસીંગજી પાસે કરી. આવો દસ્તાવેજ લખી આપવાને સદરહુ સરદારે મહારાજા **શી**વસીંગજીને જ્યારે ફરજ પાડી ત્યારે ભય તથા ગભરાટમાં તે બોલ્યો " મુલક માટે દસ્તાવેજ લખી આપવાનો અધિકાર મારા હાથમાં નથી એ અધિકાર સરદારોના હાથમાં છે તેમની શકતીથી સંપાદન કરેલા રાજ્યપર હું તો રાજ્ય ચલાવું છું.×

ગાયકવાડના સેનાપતીએ **શી**વસીંગ પાસે બળજોરીથી કરાવી લીધેલા દસ્તાવેજ ઉપર પોતાની સહી કરી આપવાને જ્યારે **મુ**ડેટીના સરદાર **સુ**રજમલને તથા **ચાં**દરણીના ઠાકોરને કહેવામાં આવ્યું ત્યારે તેણે જવાબ દીધો કે "મહારાજા પાટ (તખ્ત) નો સ્વામી છે પણ હું તો ઠાઠ (દેશ) નો સ્વામી છું.* આવું બોલીને તેણે તે દસ્તાવેજ ફાડી નાંખ્યો અને તેનું પરીણામ એ આવ્યું કે ઇડર રાજ્યનો અડધો અડધ ભાગ ગાયકવાડ સરકારના હાથમાં કાયમને માટે જતો બચી ગયો.

આગળ ગયેલા નવ ફકરાઓમાં જણાવેલી સાચી બીનાઓથી નિર્ણય થાય છે કે ઇડર **જો**ધપુર રાજ્ય તરફથી જીવાઇ તરીકે આપવામાં આવેલું ન્હોતું પણ તેને હાલના સરદારોના પૂર્વજોએ, તેમના પોતાનાંજ દ્રવ્ય સાધનો તથા તરવારના બળથી સંપાદન કરવામાં આવ્યું હતું અને મહારાજા **આ**નંદસીંગજીને તે સરદારોએજ ગાદીપર બેસાડયો હતો.

ઉંડણી તથા બીજા સરદારોના પૂર્વજો હાલના મહારાજાના પૂર્વજો સાથે તેમના નોકરો તથા ખંડીયા તરીકે તેમની સાથે આવેલા ન્હોતા પણ તેથી ઉલટ મહારાજાના પૂર્વજો તે સરદારોના આશ્રિત થઇને રહ્યા હતા અને હાલના મહારાજાના પૂર્વજોના જાન બચાવવા ખાતર તેમણે પોતાની જાગીરો તથા બીજી સંપતિનો મોટો ભાગ આપ્યો હતો.

મહારાજા **આ**નંદસીંગજીને ઇડરની ગાદીએ બેસાડયા પછી ઇડર પર મોગલ સરદાર **જ**વામર્દખાને ઈ. સ. ૧૭૩૪ માં ગુજરાતના વાઇસરોય **મો**મીનખાને ઇ. સ. ૧૭૩૮ માં, અને મરાઠા સરદાર **રં**ગોજીએ ઇ. સ. ૧૭૩૧ માં હુમલા કીધા હતા અને તે બધા સદરહુ સરદારોએ પાછા હઠાવી તેમને કાઢી મૂકયા હતા. ઇ. સ. ૧૭૪૨ માં ઇડરના પ્રથમના હાકેમ **મા**લોજીરાવે ઈડર પર ચઢાઇ કરી અને કીલ્લાના ચોકીદારોએ કરેલી દગલબાજીથી તેનો કબજો લેવાને તે વિજય પામ્યો. આથી ભયંકર લઢાઇ થઇ અને તેના પરીણામે મહારાજા **આ**નંદસીંગજી તથા સરદાર ચોહાણ **દે**વીસીંગ **મુ**ડેટીના હાલના ઠાકોરના પૂર્વજનાં મરણ થયાં. આ લઢાઇમાં ઉંડણી ઠાકોરના પૂર્વજ કુંપાવત **અ**મરસિંગ પણ સખત ઘાયલ થયો હતો; પરંતુ સરદારો તથા મહારાજા **રા**યસીંગજી, મહારાજા **આ**નંદસીંગજીથી નાના ભાઇએ **મા**લોજીરાવને હાંકી કાઢયો અને મહારાજા **આ**નંદસીંગજીના સગીર દીકરા મહારાજા **શી**વસીંગજી જે તે વખતે ૭ વરસનો હતો તેને ગાદી પર બેસાડવામાં આવ્યો અને મહારાજા **રા**યસીંગજી રાજાના પ્રતિનિધિ તરીકે વહીવટ ચલાવવા માંડયો.

---

× રાસમાળા નવી આવૃત્તિ પૃ. ૪૫૭.

* રાસમાળા નવી આવૃત્તિ પૃ. ૪૫૭.

આઠ સરદારો પૈકી અને મુડેટીના સરદાર જે ચોહાણ છે તે સિવાયના સાત સરદારો હાલના મહારાજા જે રાઠોડ કુટુંબનો છે તેજ કુટુંબના છે. તેઓ જોધા, ચાંપાવત, કુંપાવત, જેતાવત, ઉદાવત, વગેરેના પેઢીથી ચાલતાં આવેલાં નામોથી ઓળખાય છે. આ એમ બતાવે છે કે તેઓ જોધપુરના સ્થાન પર જેણે જોધપુર વસાવ્યું તે જોધા, તેના ભાઇ ચાંપા તેનો ભત્રીજો કુંપાવત, તેમજ મારવાડમાં રાજ્ય કરનાર કુટુંબના બીજા માણસોમાંથી અનુક્રમે ઉતરી આવેલા છે. આ હેવાલ રાસમાળાની નવી આવૃત્તિના પાન ૪૪૩ માં આપેલો છે. મુડેટીનો ચાહાણ સરદાર એ મહારાજા આનંદસીંગજી તથા રાયસીંગજીનો મામો થતો હતો. આ બન્ને જણની મા જ્યારે સતી થઇ ત્યારે તેણે એ સરદારની સંભાળ નીચે તેમને મૂક્યા હતા. આ પ્રમાણે બધા સરદારો ઇડરના રાજા સાથે સગપણથી ઘણો નજીકનો સંબંધ ધરાવતા હતા. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે મોગલો તથા મરાઠાઓ ઇડર પર વારંવાર આક્રમણો કરતા હતા અને ઇડરનો પ્રથમનો રાજા પોલનો રાવ તથા ઈડરનો હક્ક કરનાર જે ૩૦ કોસ દૂર હતો તે પોતાના સરદારો તથા ભોમીયા ઠાકોરો દ્વારા ઇડર પાછુ લેવાની ખટપટ કરતો હતો. ઈડરનો મુલક આ પ્રમાણે બધી બાજુએ આ દુશ્મનોથી વેષ્ટિત હતો અને તેથી ઈડરની ગાદી પર જે જે ભય ઝઝુમી રહ્યા હતા તેમનાથી તેનું રક્ષણ કરવા માટે સાવધાન રહેવું જરૂરનું હતું. મહારાજા આનંદસીંગજીએ એવું વચન આપેલું હતું કે જો મને રાજ્ય મળે તો દરેક સરદારને જાગીર હું આપીશ અને પોતાના માનનીય મોભાને છાજે તે પ્રમાણે તે વચન અમલમાં મૂકવાને તે આતુર હતો; પરંતુ ઉપર જણાવેલી પરિસ્થિતિએ પોતે સુદૃઢપણે જામી જાય અને આ ભયો ઓછા થઇ જાય ત્યાંસુધી તેમ કરવાનું તેને બાકીમાં રાખવું પડ્યું હતું. તેથી તે આ સરદારોને પોતાનાથી છુટા રહેવા દેતો ન્હોતો. એક હિન્દુ ગૃહસ્થના અવિભક્ત કુટુંબના માણસો તરીકે તેમની સાથે તે વર્તન રાખતો હતો અને પાછલાં વરસોમાં તેમણે આપેલા મહાન ભોગોના તથા હાલની મુશીબતોનાં ફળ પોતાની સાથેજ તેમને ભોગવવા દેતો અને તેમાં કાંઇ અંતરાય અથવા ભિન્નભાવ રાખતો નહિ. આ પ્રમાણે બધો મામલો મહારાજા આણંદસીંગજીના મરણ પછી મહારાજા શીવસીંગજી અગીયાર વર્ષની ઉંમરે પહોંચ્યા ત્યાંસુધી ચાલ્યો. એટલે ઈ. સ. ૧૭૪૭ સુધી આં પ્રમાણે ઇડરનો મુલક ઇ. સ. ૧૭૨૮ અથવા તે અરસામાં પહેલવહેલો સંપાદન કરાયો તેની તારીખથી ૧૯ વરસ સુધી ઇડર રાજ્યનો ઉપભોગ બધા સરદારો એકઠા મળીને કરતા હતા.

ઈ. સ. ૧૭૪૭ જ્યારે મહારાજા શીવસીંગજીની ઉમર અગીયાર વરસની થઇ ત્યારે સરદારોએ તેની તથા મહારાજા રાયસીંગજી પાસેથી પોતે કરેલી જીતનો હીસ્સો મેળવ્યો તે વખતે આ સરદારોએ જોધપુર સ્ટેટમાંની પોતાની જાગીરોના આપેલા મહાન ભોગો અને પાછલા વર્ષોમાં લશ્કરી માણસો તથા દ્રવ્યની જે મદદ તથા સહાય આપેલી અને તેમ કરી મહારાજા તથા તેમના ભાઇઓના જાન બચાવેલા અને તેમના પોતાનાજ ૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કરથી ઈડરનું રાજ્ય સંપાદન કરેલું તથા તે રાજ્યની ગાદી પર મહારાજા આનંદસીંહજીને બેસાડેલો તે તમામ ધ્યાનમાં લેવામાં આવેલું. દરેક સરદારે જે પ્રમાણમાં મદદ આપેલી તથા સ્વાર્થના ભોગો આપેલા તેજ પ્રમાણમાં દરેક સરદારે પોતાનો હિસ્સો મેળવ્યો. દરેક સરદારને નીચે પ્રમાણે જાગીરો મળી.

૧. કુંપાવત **અમરસિંહ.** ઉંડણીને પૂર્વજ.

**ટીંટાઇની જાગીર.**

૨. કુંપાવત **બરદસિંગ.** **વડીયાવી.**
૩. **ચાંપાવત સવાઇસિંહ.** **ચાંદરણી.**
૪. **ચાંપાવત પ્રતાપસિંહ.** **મહુ.**
૫. ઉદાવત **લાલસિંહ.** **ભાણપુર.**
૬. **જેતાવત અદેરામજી.** ગાંઠીયોલ.
૭. **જોધા** ઇન્દ્રસિંગ. **મેઢાસણ** ( એરણા ).
૮. **ચોહાણ માનસિંગ.** **મુરેઠી.**

આ પ્રમાણે ઉપર જણાવ્યા મુજબ તે સરદારો અથવા તેમના વંશજોએ જાગીરો સંપાદન કરી હતી. દરેક જાગીરનો વિસ્તાર તથા આવક ઉપર જણાવેલા કારણોને લીધે જુદા જુદા પ્રકારના હતા. આ આઠ સરદારોએ જે વખતે પોતાની જાગીરો સંપાદન કરી તે વખતે ભવિષ્યમાં કાંઇ પણ રકમ રોકડ ભરવાની અથવા કોઇપણ પ્રકારની લશ્કરી નોકરી બજાવવાની શરતો તેમના પર મૂકવામાં આવી ન્હોતી.

જે વખતે જાગીરોની વહેંચણી થઇ તે વખતે સગીર મહારાજા **શીવ**સિંગ, જે હવે અગીયાર વરસનો થયો હતો, અને રાજાનો પ્રતીનિધિ તથા તેનો કાકો મહારાજા **રાયસિંગજી** બન્ને ઇડરની ગાદી પર સાથે સાથેજ બેઠેલા હતા. સરદારોથી આ વાત સહન થઇ નહિ, અને તેમને એમ લાગ્યું કોઇ દીવસે દગો થશે તેથી સગીર મહારાજાને તેના કાકાથી કેવે પ્રકારે વીખુટો પાડવો તે બાબત તેઓ મસલત કરવા લાગ્યા. છેવટે તેમણે ઉંડણીના ઠાકોરના પૂર્વજ **અમરસિંહ**ને એ કામ સોંપ્યું અને તેને મોકલ્યો. તેણે નિર્ભયપણે **મહારાજા રાયસિંગ**ને નીચેના વચનો કહી સંભળાવ્યાં.

"એકજ મ્યાનમાં બે તરવારો માય નહિ, તેમજ એકજ તખ્ત બે રાજાઓ માટે જગા કરી શકે નહિ."

આ સાંભળી **રાયસિંહ** બોલ્યાઃ—

"આવી જાતનું કાંઈ પણ તમારા સિવાય મને કોઇએ કહ્યું નથી માટે આપણે બન્ને જણાએ ઇડરનો મુલક છોડી ચાલ્યા જવું જોઇએ.×

**અમરસિંગ** આ પ્રમાણે સપડામણમાં આવી પડયો; પરંતુ મારવાડમાંની પોતાની જાગીરનો ભારે ભોગ પ્રથમ આપેલો હતો તેથી પોતાના રાજાના હીતની ખાતર એ સિવાય વધારે ભોગ આપવાની તેણે આનાકાની કરી નહિ. તેથી મહારાજા **રાયસિંગજી**એ નાખેલી શરત તેણે કબુલ રાખી અને **રાયસિંગજી**એ ઇડર છોડી **રાયગઢ**માં ચાલ્યા જવાની ફરજ પડી અને **અમરસિંગ ટીંટોઇ**ની જાગીર છોડી દઇ અને મહારાજની નજરમાં આવે તેમ તેનો નીકાલ કરવાનું રાખીને મારવાડ ચાલ્યો ગયો તે જાગીર **ટીંટોઇ**ના હાલના ઠાકોરના પૂર્વજે પછીથી મેળવી હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે ઉંડણીના હાલના ઠાકોરના પૂર્વજ **અમરસીંગ** મારવાડ જતો રહ્યો હતો અને ત્યાં ૭ વરસ રહ્યો હતો; પરંતુ મહારાજા **શીવ**સીંગજીએ તેને પાછો બો-

× રાસમાળા નવી આવૃત્તિ પૃ. ૪૫૬–૪૫૭.

લાવી લીધો અને પાછલા સમયમાં પોતાના તેમજ પોતાના પિતાના હિતને ખાતર જે ભોગો તેણે આપ્યા હતા તેના અવેજમાં મણીઓલની જાગીર તેને બક્ષીસ કરી. અમરસીંગે જે બહાદુર મદદ તેને આપેલી તેનો યોગ્ય બદલો આ જાગીર ન્હોતી તેથી મહારાજા શીવસીંગજીએ તેને બે વધારાની જાગીરો એટલે કુકડીયા અને ઉંડણીની જાગીરો અમરસીંગના બે કુંવર કુંપાવત શેરસીંગ તથા કુંપાવત ધીરતસીંગને આપીને તેનો બદલો વાળ્યો. આ જાગીરો અપાતા અગાઉ મહારાજાને પડોશના ઠાકોરો, ભોમીયાઓ તથા બીજી સરકારો સામે જે પુષ્કળ લઢાઇઓ લઢવી પડી હતી તે સમયે તેજસ્વી મદદ આપેલી તથા બહાદુરી આ બે ભાઇઓએ કરેલી તેના બદલા તરીકે આ બે જાગીરો આ બન્ને ભાઇઓને નોંખી નોંખી તથા તેમાં સંપૂર્ણ સ્વામિત્વના હક્કો સાથે આપવામાં આવેલી. કુકડીયાની જાગીર શેરસીંગના તથા ઉંડણીની જાગીર ધીરતસીંગના વંશજો હાલ ભોગવે છે અને ઉંડણીના ઠાકોર હાલના ધીરતસીંગના વંશજ છે.

ઉપર જણાવ્યું છે તે પ્રમાણે સરદારોના પૂર્વજોએ સંપાદન કરેલી જાગીરો તે લશ્કરી નોકરી કરવાની શરતે અપાઇ હોય તેવા અથવા નોકરી માટે અપાઈ હોય તેવા પ્રકારની ન્હોતી; પરંતુ હાલના મહારાજાના પૂર્વજોના જાન બચાવવા ખાતર મારવાડમાંની પોતાની જાગીરોનો ત્યાગ સદરહુ પૂર્વજોએ કરેલો, તથા ઇડરનું રાજ્ય કરવા માટે પોતાનાં નાણાં તથા પોતાના લશ્કરની મદદ આપેલી અને હાલના મહારાજાના પૂર્વજને ગાદી પર બેસાડેલો, તે બધાયના બદલા તરીકે તે જાગીરો મેળવવામાં આપી હતી, તથા ભવિષ્યમાં કોઇપણ પ્રકારની રકમ ભરવાની અથવા કોઈપણ જાતની નોકરી કરવાની શરતો તેમને સારૂ કદી પણ નાંખવામાં આવી ન્હોતી અને સરદારોનો ભોગવટો સંપૂર્ણ તથા પુરી માલકીવાળો હતો અને લશ્કરી નોકરી તથા થોડી ખંડણીની કલ્પનાઓ ત્યારપછી પોણા સૈકા પછી પાછળથી ઘુસાડવામાં આવી હતી.

ઈડર રાજ્યના સરદારોમાં ઉંડણીની જાગીર માનનીય ગણવામાં આવી છે. એના સંબંધમાં વિદ્વાન લેખક ફૉરબસ સાહેબે પોતાની રાસમાળામાં આ જાગીર વિષે કરેલું વિવેચન આ સ્થળે ઉપયોગી જણાવાથી અક્ષઃરસ આપ્યું છે. " ઉંડાણના કુંપાવતને સર્વથી શ્રેષ્ઠ પદ્દી હતી. તેને ચંમર, ચોપદાર અને ડંકાની પરવાનગી હતી તથા પાલખી આપી હતી. તેને પોતાની જાગીરના પેટે કાંઇ ખંડણી આપવી પડતી નહિ. જ્યારે દરબારમાં આવે ત્યારે મહારાજા ગાદી ઉપરથી ઉઠીને તેને મળે અને જતી વેળાએ પણ તેટલુંજ માન આપે. તેને બેસવાની જગ્યા મહારાજાના જમણા હાથ ભણી પહેલી હતી. આ કરતાં પણ તેને બીજી બે છુટો હતી. તે પરદેશી લોકોને ઘણી નવાઇ જેવી લાગે. તે એવી હતી કે તેને સોનાનો તોડો પહેરવાની તથા મહારાજાની હજુરમાં સોનાનો હુક્કો પીવાની રજા હતી. તેમાં તેઓ મોટું માન સમજયા હતા.×

મહીકાંઠા મુલકગીરી બંદોબસ્ત કરનાર પ્રખ્યાત બચ્ચા જમાદારે કર્નલ બેલેન્ટાઇન ઉપર પત્ર લખ્યો છે તેમાં જણાવ્યું છે કે ઉંડણીના ઠાકોરે સરકારને વફાદાર રહી કિંમતી મદદ આપી છે તેના ઉપર ગાયકવાડ સરકારનો ઘાસદાણા કે ટ્રીબ્યુટનો આંકડો નથી તેથી

× રાસમાળા ભાગ ૨ જો ગુજરાતી એડીસન બીજી આવૃતિ સને ૧૮૯૯ પાનુ ૧૪૪.

તેના ઉપર કોઇપણ જાતના કરનું ભારણ પડે નહિ તેની સંભાળ રાખશો અને જરૂર વખતે તેને મદદ કરવા મારી ભલામણ છે. આ કિંમતી શબ્દોને કર્નલ બેલેન્ટાઇને માન આપ્યું હતું.

મહીકાંઠા એજન્સીમાં આવેલા હુડોલ તાલુકાના ઠાકોરશ્રીનો વાંટો કડી પ્રાંતના તાબાના ખેરાળુ તાલુકાના સીપોર ગામે હતો. એ વાંટાની જમીન હુડોલ ઠાકોરે કરજના સબબે ઉંડણી ઠાકોરને આપી તેથી શ્રીમંત ગાયકવાડ સરકારના દફતરે મોંબદલો થઇ સઘળી વાંટાની જમીન ઉંડણી ઠાકોર સાહેબના નામે ચલાવવામાં આવી છે એટલુંજ નહિ પણ કર્નલ બેલેન્ટાઇને મહીકાંઠાના બંદોબસ્ત વખત બ્રિટિશ ગેરંટીના આપેલા પરવાનાના આધારે આ જમીન હાલ ઉંડણી ઠાકોર સાહેબના નામે બાંહેધરીમાં ચલાવવા વડોદરા રાજ્યના સરવે અને સેટલમેન્ટ કમીશ્નર મહેરબાન સી. એન. સેડન સાહેબે સને ૧૯૦૭ માં ઠરાવ કરેલો છે. આ જમીન આસરે ૨૦૦ વિઘાં ઉપરાંત છે અને તેથી એમને સને ૧૮૯૭ ના નેક નામદાર ઇન્ડિયા સરકારે મંજુર કરેલા નિયમ મુજબ મુલકી પૂર્ણ અધિકાર મળવાને પાત્ર છે.

ઉંડણીની ગાદી ઉપર હાલ ઠાકોર શ્રી કુબેરસિંહજી વારસાઈ હક્કની રૂઇએ ગાદીએ આવેલા છે. તેઓ બુદ્ધિશાળી અને બાહોશ છે. રાજ્યના દરેક કામે નામદાર ઇડર મહારાજા સાહેબ તથા મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબ તથા નામદાર રેસીડેન્ટ સાહેબ અને નેક નામદાર વડોદરા રાજ્યના દિવાન સાહેબની પોતે જાતે મુલાકાત લે છે અને પોતાનો કેસ સારી રીતે સમજાવી શકે છે. એમના કુંવરને પણ પુરતી તાલીમ આપવામાં આવી છે.

# મુડેટી તાલુકો.

આ તાલુકો મહીકાંઠા એજન્સીમાં આવેલા ઇડર રાજ્ય તાબાની હદમાં આવેલો છે અને અહીંના રાજ્યકર્તા ઈડર મહારાજાના સરદાર હોઈ ઠાકોર કહેવાય છે. **સીમા**–આ તાલુકાની ચારે બાજુ ઇડર રાજ્ય તાબાના ગામોની હદ લાગે છે. અહીંની જમીન સપાટ અને કેટલીક ડુંગરવાળી છે. એ જમીનમાં મકાઇ, તલ, સરસવ, એરંડા અને બાજરીની નિપજ થાય છે. વસ્તિ મુખ્યત્વે કરીને વાણીયા, બ્રાહ્મણ, રજપુત અને કોળી લોકોની છે. **મુખ્ય ગામ**–મુડેટી. એમાં દરબારગઢ, ગુજરાતી નિશાળ, મહાદેવનું દેવાલય અને કેટલાક બ્રાહ્મણ શ્રીમંતોનાં મકાન છે.

**ઇતિહાસ**—ઇડરના રાજા રાવ ચંદ્રસિંહજી પોળોની ગાદીએ ગયા એ પછી ઇડરના મહારાજાના કુમાર આણંદસિંહજી અને રાયસિંહજીએ ઇડર આવી ઈડર રાજ્યનો કબજો લીધો અને એમને કેવા કારણસર આ મુલકમાં આવવું થયું અને રાજ્ય શી રીતે મળ્યું એ વિષયની સવિસ્તર હકીકતનું સ્થાન આ પુસ્તકમાં આપેલા સુવર અને ઉંડણીના ઇતિહાસ વાંચવાથી વાંચક વર્ગને સમજાયુ હશે.

જ્યારે મહારાજા આનંદસિંહજી અને રાયસિંહજીના જમાનનો બચાવ કરવો મુશ્કેલી ભરેલો હતો અને ઘણો શ્રમ વેઠી સરદારો પોતાની લાખો રૂપીયાની ઉપજવાળી જોધપુર રાજ્યની અંદરની જાગિરોની દરકાર કર્યા વગર માત્ર બન્ને બાળ મહારાજાઓના જાનના રક્ષણ માટે પોતાના આત્માનો ભોગ આપવા તૈયાર થયા હતા અને જેઓ ઇડરનું રાજ્ય મેળવવા મહારાજાનેસાથે લઇ જોધપુરના સરદારો ઈડર આવેલા તેમાં મુખ્ય નીચે મુજબ હતા.



મહેરબાન ઠાકોરશ્રી લક્ષ્મણસિંહજી સાહેબ
તાલુકા મુડેટી-રાજ્ય ઈડર.

Lakshmi Art, Bombay, 8.

| | |
|---|---|
| ચુવાણ જોરાવર મલ્લ | મુડેટીના હાલના ઠાકોરના વડીલ |
| જોદ્ધા કલ્યાણસિંગ | મેઢાસણના હાલના ઠાકોરના વડીલ |
| ચાંપાવત હમીરસિંગ | ઉંડણીના હાલના ઠાકોરના વડીલ |
| ચાંપાવત સવઇ રામસિંહજી | ચાંદરણીના હાલના ઠાકોરના વડીલ |
| ચાંપાવત મદનસીંગ | અમરનગર તાબામાં |
| ચાંપાવત માનસિંગ | ટીંટોઇના હાલના ઠાકોરના વડીલ |
| ચાંપાવત માનસિંગ | મઉના ઠાકોરના વડીલ |
| ચાંપાવત માનસિંગ | ભેટાલી ,, |
| ,, ઠાકોર રાજસીંગ | મેઢાસણ ,, |
| ,, કેસરીસીંગ | સીંગોલ ,, |
| ,, કરશનસિંગ | સીકા ,, |
| ,, સરદારસિંહ | વાંટરા, કરણપુર ,, |
| સોન બાવટ મહાદેવસિંહ | નીકોરા ,, |
| ,, મેઘજી | ડોઘરવાડા ,, |

આ સરદારોએ શું શું કર્તવ્ય કર્યું અને પોતાની કિંમતી સેવાના બદલામાં ઇડર રાજ્ય તરફથી એમને કયી જાગીરો કયા વખતે મળી તેનું સવીસ્તર બ્યાન ઉંડણીના ઇતિહાસમાં કરવામાં આવ્યું છે તેથી એજ વિષયનો ફરીથી ઉલ્લેખ આ સ્થળે કરવો એ અસ્થાને ગણાય તેથી જોધપુરથી આવેલા બાળ મહારાજાઓના વંશજ મહારાજા સીવસિંહજીના રાજ્ય વહીવટ પછીની નવીન કાર્કિર્દીનું દીગ્દર્શન કરાવવું આ સ્થળે યોગ્ય ગણાશે.

જ્યાંસુધી ઇડર મહારાજા શ્રી શીવસિંહજી સાહેબે રાજ્ય કર્યું, ત્યાંસુધી સદર ઠાકોરો રાજ્ય લેવામાં પોતાના ભાગીદારોજ છે, અને કોઇ પણ દિવસ એમનું કંઇ પણ હું લઈ શકું નહિ એવીજ રીતે મહારાજા શીવસિંહજી સાહેબ માનતા. ત્યારપછી મરાઠાઓની પ્રબળ સત્તા ગુજરાતમાં ચાલવા લાગી, અને નામદાર ગાયકવાડ સરકારે ગુજરાતનું અધિપતીપણું મેળવી મહીકાંઠાનાં નાનાં મોટાં રાજ્યની તથા ઠાકોરની અને વાંટાવતોની સત્તાનો નાશ કર્યો, અને એમને પોતાના ખંડીયા બનાવ્યા. તેમની ઉપજના છ આના પ્રમાણે ઘણાઓની ઉપર ટ્રીબ્યુટ નાખી. ઈડરને પણ પોતાનું ખંડીયું બનાવ્યું. ઇડર નાના ઠાકોરોને કે જેઓ ગાયકવાડના ખંડીયા થયા હતા, અને જેમના પ્રત્યેક હક્ક ઉપર ગાયકવાડની ખંડણી વહેંચાયેલી છે તે ઇડર રાજ્ય લે નહિ અથવા મહીકાંઠાનો ઇડર અથવા બીજો કોઇ ગાયકવાડને ખંડણી ભરનાર બળવાન નાના ઠાકોરોનો નાશ કરે નહિ, તેના માટે ગાયકવાડે આખા ઇડર સ્ટેટમાં તેમજ મહીકાંઠામાં થાણાં બેસાડયાં. આ બંદોબસ્તના પરિણામે મહીકાંઠાના પટાવત ઠાકોરો કે જેઓ જ્યારે ઇડરની ગાદી ઉપર પોળો રાવજી સાહેબના વડીલો રાજ્ય કરતા હતા તે વખતે તેમના પટાવતો હતા તેમનો પણ કાંઇ હક્ક ગયો નથી. સહુનું રક્ષણ નામદાર ગાયકવાડ સરકાર પોતાની ખંડણી લેવા બદલામાં કરતા હતા. ગાયકવાડ સરકાર પાસેથી એજન્સી નામદાર બ્રિટિશ સરકારે લીધી ત્યારે એજન્સી પોલીસનાં થાણાં આખા ઇડર સ્ટેટમાં બેસાડયાં. અને જેવી રીતે ગાયકવાડ પટાવત ઠાકોરો તેમજ જીલ્લાયત ઠાકોરો

વિગેરેનું ઈડર સ્ટેટમાં રક્ષણ કરતા હતા તેવી રીતે એજન્સી પોલીસ રક્ષણ કરવા લાગી. મહારાજા ગંભીરસિંહજી ઈડરની ગાદી ઉપર આવ્યા, તેમની પટાવત ઠાકોરોની સ્થિતિનો નાશ કરવા અને તેમના હકકો લઇ લેવાની ઇચ્છા થઇ ત્યારે સને ૧૮૨૨ ની સાલમાં તમામ પટાવત ઠાકોરોને ઇડર બોલાવી ઘણીજ કપટ ભરેલી રીતે સિંધી લોકોની ત્રણસો બંદુકો તેમની આસપાસ ઉભા રાખી એક દસ્તાવેજ એવા મતલબનો કરાવ્યો કે હાલના જમાનામાં આવા દસ્તાવેજમાં હાલના વગર કેળવાએલા ભીલ લોકો પણ સહી કરે નહિ એવો તદ્દન ખરાબ દસ્તાવેજ કરાવી મહારાજાની સંપૂર્ણ સત્તા જણાવવી. પટાવત ઠાકોરો કે જેઓ ગાયકવાડના ટ્રીબ્યુટરી અને પોતાના ભાગીયા હતા તેમની સ્થિતિનો નાશ કરનાર દસ્તાવેજ કરાવ્યો. આ દસ્તાવેજમાં ઠાકોરોને સહી કર્યા સિવાય છુટકોજ ન્હોતો, છતાં બાંનાં બતાવી બહાર નિકળી તમામ બહારવટે નીકળ્યા. તેમાં વાંકાનેરના ઠાકોર વીરતસિંહજી, મુડેટીના ઠાકોર જાલમસિંહજી, તથા ટીંટોઇના ઠાકોર કનકજી વિગેરે ઠાકોરોયે પોતાની સ્વતંત્રતા અને સ્થિતિનો નાશ થવાના માટે એ રસ્તો ગ્રહણ કર્યો. ઇડર સ્ટેટમાં મહારાજા ગંભીરસિંહજીના વખતમાં મોટી અશાન્તી થઇ. આ હકીકત નામદાર મુંબઇ સરકારે તે વખતના કોર્ટ ઓફ ડીરેકટરોની સરકારને જાહેર કરી. ઉપર જણાવેલા સન ૧૮૨૨ ના જુલમી દસ્તાવેજ સંબંધી હકીકત જણાવી. તેથી ઇડરના પટાવત ઠાકોરો જે ગાયકવાડના ખંડીયા હતા અને તેમની સ્થિતિ પોળો રાવજીના મહીકાંઠામાં આવેલા પટાવતોથી કોઈ રીતે ઉતરતી નથી તેમ ગણી નામદાર મુંબઇ સરકારની ભલામણથી સદર દસ્તાવેજ રદ કર્યો અને પટાવત ઠાકોરો તથા ઈડર સ્ટેટમાં આવેલા તમામ ઠાકોરોને કોર્ટ ઓફ ડીરેકટરોની સરકારે તેમના તા. ૩૧ માહે ડીસેમ્બર સને ૧૮૨૯ ના ઠરાવથી તમામ હક્કો સાથે જમીનની બાદશાહી ગેરન્ટી આપી. નામદાર બ્રિટિશ સરકારની સાર્વભોમ સર્વોપરી સત્તાવાળી "કોર્ટ ઓફ ડીરેકટરો"ની સરકારે આપેલી ગેરન્ટીના શબ્દે શબ્દ એમના લેટરપેપરના પેરા ૨૨ ઉપરથી નીચે લખ્યા પ્રમાણે આપવામાં આવે છે.

" અમો તમારી એ વાત પસંદ કરીએ છીએ કે જેથી તમોએ ઈડરના રાજાને બંધનમાં રાખ્યો છે કે જ્યાંસુધી પટાવતો કદિમની ખંડણી અને ચાકરીની શરતો પાળે ત્યાં સુધી તેમની જમીન જપ્ત થાય નહિ. કારણ કે હવે રૂઢીઓ વાળી સ્થિતિની હદ બંધાઈ છે અને પટાવતો ગેરન્ટેડ થયા છે, તેથી કોઇપણ નવીન હક્ક જામીનગીરીવાળા, બાંહેધરીવાળા, નાખી શકાય નહિ. તેમના હક્કોનું સંગીન રીતે રક્ષણ કરવામાં આવશે."

મુંબઇ સરકારે સદર ઠરાવ ઇડર અને તેના પટાવત ઠાકોર વિગેર બીજા ઠાકોરોના છેવટ ફેંસલા તરીકે પોતાના ઠરાવ નં. ૧૯૮૮ તા. ૨૫ માહે માર્ચ સને ૧૮૯૧ તથા નં. ૪૩૬૪ તા. ૨૯ માહે મે સને ૧૮૯૧, તથા નં. ૬૧૯૮ તા. ૧૨–૮–૧૮૯૧ ના ઠરાવોથી મંજુર ઠર્યો છે, અને સને ૧૮૨૨ નો બનાવટી દસ્તાવેજ ઇડર મહારાજા સાહેબે કરાવેલો તે રદ કરેલો છે. ઇડર મહારાજા સાહેબશ્રી પ્રતાપસિંહજી સાહેબે પટાવત ઠાકોરો વિગેરે ઈડર સ્ટેટના ઠાકોરોના હક્કો ૫૦૭ નંબરનો એક ઑર્ડર કરી કલાલ ભઠ્ઠી, દાણ, નીવારસી નજરાણું, રજીસ્ટ્રેશન, વિગેરે લઇ લીધા છે. તેના વિરૂદ્ધ સને ૧૯૦૧ થી સરદારોની તકરાર શરૂ થઇ છે. ત્યારપછી હાલ સુધી ઠાકોરો ઉપર નવીન હક્કો સ્થાપવામાં તેમજ એમના પોતાના હક્કો લઇ લેવામાં કંઈ પાછી પાની કરી નથી. સંખ્યાબંધ મેમોરીયલોથી તેમજ

પોકારોથી સરકારે પોતાના છેવટના ઠરાવમાં માત્ર ઉપરનો કોર્ટ ઓફ ડીરેકટરોનો હુકમનો પેરો ૨૨ એટલા પુરતો ઠાકોરો માટે મંજુર કર્યો છે કે જ્યાંસુધી પટાવતો કદિમની ખંડણી અને ચાકરીની શરતો પાળે ત્યાંસુધી તેમની જમીન જપ્ત થાય નહિ, એટલા પુરતી ગેરન્ટી નામદાર મુંબઇ સરકાર માને છે. સને ૧૯૦૩ નો ઠરાવ ઉપરનો છે એટલું સરકારે મંજુર કર્યું છે, અને તેવા હુકમો ઠાકોરોને પહોંચ્યા છે. હાલમાં ઈડરમાં નવું રાજ્યતંત્ર નામદાર મુંબઇ સરકારના હુકમથી સ્થપાયું છે. દિવાન સાહેબ તરીકે રા. બા. કોટક સાહેબનો નિયમ થયો છે, અને મેજર મીક સાહેબ ઠાકોરોને હવે ન્યાય આપી તેમના મરણ પામેલા હક્કો પાછા સજીવન કરી આપશે એમ આશા રાખવામાં આવે છે. જ્યાંસુધી સને ૧૯૦૩ પહેલાં એટલે મહારાજાધીરાજ કેશરીસિંહજી સાહેબ બહાદુર કે. સી. એસ. આઇ. ના વખતમાં જે ઠાકોરો પોતાના હક્કોની જે સ્થિતિ ભોગવતા હતા તે જ્યાંસુધી પાછી ઠાકોરોને પ્રાપ્તિ થાય નહિ, ને કોર્ટ ઓફ ડીરેકટરોના ઠરાવની આપેલી ગેરન્ટીનો પુરો અમલ થાય નહિ ત્યાંસુધી ઠાકોરોને સંતોષ થાય તેમ નથી.

૧૯૧૪ માં મુડેટી અને પોશીનાની અરજી ઉપરથી ઇડર સ્ટેટનો જવાબ માગી કર્નલ કૅાંગહીલ સાહેબે સરકારમાં રીપોર્ટ કર્યો હતો અને નામદાર મુંબઇ સરકારે કોર્ટ ઓફ ડીરેકટરોના ઠરાવની ખબર ૧૮૯૧ માં ઈડરને આપેલી છતાં મુંબઇ સરકારના ઠરાવોનો ભંગ કરી ૫૦૭ નંબરનો ઓડર કરી હક્કો પડાવી લીધા તે તમામ હક્કો આબરૂના કમ્પનસેશન સાથે પાછા અપાવવા મેજર કાંગહીલ સાહેબના તા. ૨૭ જુન ૧૯૧૪ ના કરેલા રિપોર્ટ ઉપરથી સરકારે ઠરાવ નં. ૬૪૯૧ તા. ૧૧-૧૧-૧૯૧૪નો કર્યો હતો, અને તેની ખબર ઇડર સ્ટેટના બેતાલીસ ઠાકોરોને આપી હતી. આ હુકમો ઇડર મહારાજા સાહેબે સરદારોને ન પહોંચાડતાં અપીલ કરી. અપીલનું રીઝોઇન્ડર સરદારોએ આપવા માગણી કરી, પણ મંજુર થાય તે પહેલાં સદર ઠરાવ બંધ પડયો.

જોધપુર, ઉદેપુર, જયપુર, જેસલમેર, કોટા, બુંદી, બીકાનેર વિગેરે રાજપુતાનાના તેમજ નિઝામ સરકાર ગાયકવાડ સરકાર તેમજ કાઠીયાવાડના જામનગર, ગોંડલ, ભાવનગર વિગેરે સ્ટેટો તાબાના ઠાકોરો છે. તેનાથી ઈડર પેટાના ઠાકોરોની સ્થિતિ જુદા પ્રકારની છે. સદર સ્ટેટોના ઠાકોરોને કોર્ટ ઓફ ડીરેકટરોની સરકારે તમામ હક્કો સાથે જમીનની ગેરંટી આપેલી છે. ઉપરના સ્ટેટો તાબાના ઠાકોરો કોઇપણ બીજા સ્ટેટને ખંડણી ભરનારા નથી ત્યારે ઇડરના ઠાકોરો ગાયકવાડને ખંડણી ભરનારા છે અને તે ખંડણી ઠાકોરોના દરેક હક્ક ઉપર વહેંચાયેલી છે અને તે હક્કોમાં કંઇ પણ ફેરફાર નહિ કરવા નક્કી થયેલું છે.

જોધપુર રાજ્ય તાબાના રોહીચાના ઠાકોર શ્રી માનસિંહજી કે જેઓ જોધપુરથી આવનાર બન્ને બાળરાજાઓના મામા થાય એમના કુંવર જોરાવરસિંહજીને ઉપર જણાવેલી સેવાના બદલામાં મુડેટીની જાગીર આપવામાં આવી હતી. જોરાવરસિંહજી પછી કુશળસિંહજી ઉદયસિંહજી, જાલમસિંહજી અને સુરજમલસિંહજી અનુક્રમે ગાદીએ બેઠા. એમાંના સુરજમલજી ઘણાજ બાહોશ અને કિર્તિવાન હતા. ઈ. સ. ૧૭૮૮-૮૯ માં રહેવરો અને પોળોના રાવજી વગેરે ભોમિયાઓની ઉશ્કેરણીથી આપા સાહેબ ગાયકવાડ લશ્કર સાથે ઇડર ઉપર ચઢી આવ્યા. એમણે દેશ લુટવા માંડયો એથી સરદારો પોતાના કબીલા સહીત ડુંગરમાં નાશી ગયા અને દાંતા તથા પોશીનાની વચ્ચે ધુવા ડુંગરા ઉપર એકઠા થયા. એ ડુંગર

ઉપરથી રાતની વેળાએ સરદારોએ આપા સાહેબના લશ્કર ઉપર હલ્લા કરવા માંડયા અને લૂંટ ચલાવી. આપા સાહેબનું લશ્કર ડુંગર ઉપર ચઢી ગયું ત્યારે સરદારો ઈડરની ઉત્તરે મેવાડના પાનવરા તરફ નાશી ગયા. મરેઠી લશ્કરે પોશીના, મહુ, ચાંદરણી અને ઇડર રાજ્ય તાબાનાં ઘણાં ગામ લૂટયાં તથા કેટલાંક બાળ્યાં અને તે પછી એ લશ્કર ઈડર ઉપર ચઢી આવ્યું અને રમલશર તળાવ ઉપર મુકામ રાખ્યો. આપા સાહેબ ગાયકવાડે ઇડર મહારાજાને બોલાવ્યા. મહારાજા સીવસિંહજી પાંચે કુંવર લઇને તેમની પાસે ગયા. આપા સાહેબે મહારાજાને જણાવ્યું કે તમો માત્ર આનંદસિંહના વારસ છો પણ રાયસિંહજી મહારાજ પુત્ર વિના મરણ પામ્યા છે તેના ભાગ ઉપર અમારો હક્ક છે કારણ ઇડરનું રાજ્ય બન્નેએ મળીને હાથ કરેલું છે માટે અડધ ભાગના દસ્તાવેજ ઉપર સહી કરો નહિ તો તમને પકડી ઇડરમાં થાણુ બેસાડવામાં આવશે. મહારાજાએ જણાવ્યું કે દેશનો લેખ કરી આપવાનું મારા હાથમાં નથી તે તો સરદારોના હાથમાં છે. કેમકે જે રાજ્ય ઉપર હું રાજ્ય કરૂં છુ તે “ તેઓના સાધનથી મેળવેલું છે.” પંડિતે કહ્યું કે ત્યારે તમે સરદારોને બોલાવો. સિવસિંહ કહે કે, “તેઓ મારા તેડાવ્યા નહિ આવે,” વળી તમે તેઓનાં ગામ ઉજ્જડ કરી નાખ્યાં છે અને તેઓએ પણ તમને “ થોડુંક નુકશાન કર્યું છે તો તેઓ શી રીતે આવી શકશે.” આપા સાહેબે બાંહેધરી આપી, અને મહારાજે પણ ખાનગી કાગળ લખ્યો કે “ જો તમે આવશો નહિ તો મને કેદ કરશે.” આ ઉપરથી સર્વે સરદારો આવ્યા, પણ મુડેટીનો સરદાર સુરજમલ આવ્યો નહિ; તે એકસો સ્વાર અને બસે પાળા લઇને પોતાને ગામ ગયો. સરદારો આવ્યા એટલે રાયસિંહનો ભાગ ધમકાવીને લખાવી લીધો તે લેખ ઉપર મહારાજાએ પ્રથમ મતુ મારી આપ્યું તે પછી સરદારોએ સાક્ષીઓ કરી.

પછી સરદારોએ કહ્યું કે, “સુરજમલ સહી કરશે ત્યારે લેખ ખરો ઠરશે નહિતર ઠરશે નહિ.” તે ઉપરથી પંડિતે કહ્યું કે તેને તેડાવો. એક આરબ જમાદાર જાનમહંમદની બાંહેધરી લઈને મરાઠાનો સવાર ગયો ત્યારે એકસોને વીસ સ્વાર લઇને સુરજમલ આવ્યો. પંડિતે તેનો આદરસત્કાર કરીને પોતાના તંબુમાં આવકાર આપ્યો, અને પોતાની પાસે બેસાડીને, બીજા સરદારોની પેઠે સહી કરવાને લેખ તેને આપ્યો. સુરજમલે તે વાંચ્યો કે તુરત ફાડી નાંખ્યો અને બોલ્યો કે, “ મહારાજા પાટના ધણી છે અને અમે તો ઠાઠના ધણી છીએ.” માટે એમ નહિ થાય એવું કહીને જમાદારને કહ્યું કે મને ચાંદણીએ પહોંચાડો. એમ કહીને તરતજ ઉઠીને પોતાને ગામ ચાલતો થયો. આપા સાહેબ ઘણો લાલપીળો થયો અને મહારાજાને તથા સરદારોને ખુબ ધમકી આપી, પણ તેઓએ કહ્યું કે એમાં અમારો કશો દોષ નથી, અમે તો લેખમાં સહીયો કરી આપી છે.×

સુરજમલે ઘણાં બહારવટાં કર્યાં છે અને સરકાર સામે ઘણા બળવાળા હલ્લા કર્યા છે. એક વખત લશ્કરના અમલદારે પોતાના રિપોર્ટમાં જણાવ્યું છે કે સુરજમલ એક બળવાન દેશમાંથી બીજા વધારે બળવાન દેશમાં નાસ્તો ફરશે તેથી એને પકડવાનું અથવા એનો નાશ કરવાનું કામ મને કઠણ લાગે છે. આવા પ્રકારના દેશમાં એના લશ્કર ઉપર માત્ર ૨૦૦ માણસથી હલ્લો કરવાને મને ઠીક લાગતું નથી. હું એને નશાડી શકુ એમાં મને

× રાસમાળા ભાગ બીજો ગુજરાતી એડીસન પૃ. ૨૬૪.

કંઈ શક રહેતો નથી; પણ આપણને દશ ઘણું નુકશાન થાય અને તે વળી મને લાગે છે કે જે લાભ મેળવી લેવાનો તેના પ્રમાણમાં કશા હિસાબમાં નહિ.+

જ્યારે જામનગરના મહારાજા કરણસિંહજી ઈ. સ. ૧૮૩૫ માં મરણ પામ્યા ત્યારે તેમની પાછળ બે ત્રણ રાણીઓ સતી થઇ બળી મરવાની છે એવી હકીકત તે વખતના આસી. પોલી. કમીશ્નર મિ. અર્સકીનના સાંભળવામાં આવી તેથી તેણે આ દુ:ખદાયક હોનારત અટકાવવાને માટે ચાંપતા ઇલાજો લીધા. એ કામે પણ સુરજમલજીએ ૬૦ સાંઢ ઘોડા અને ૧૦૦૦ મકરાણીઓની મદદ વડે બ્રિટિશ લશ્કર સામે સામનો કર્યો હતો. એક વખત મી. અર્સકીને સુરજમલને લખી મોકલ્યું હતું કે તમે સસલાની પેઠે નાસો છો તો અમે શિકારી કુતરાની પેઠે તમારી પછવાડે આવીએ છીએ.*

સુરજમલજી પછી ઠાકોરશ્રી ઇંદ્રભાણજી ગાદીએ બેઠા એમને લક્ષ્મણસિંહજી અને રણજીતસિંહજી એ નામે બે કુંવર હતા. જ્યારે ઠાકોરશ્રી ઇંદ્રિભાણજી દેવલોક પામ્યા ત્યારે પાટવી કુમારશ્રી લક્ષ્મણસિંહજી ગાદીએ બેઠા. તેઓ મુડેટીના હાલના ઠાકોર સાહેબ છે. તેઓ વિદ્વાન અને બાહોશીવાળા હોવાથી એમણે કેટલોક વખત ઇડર રાજ્યના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે ઈડર રાજ્યની નોકરી ઉઠાવી હતી. એમના ભાઇ રણજીતસિંહજી પણ ઘણાજ વિદ્વાન અને ચાલાક છે તેઓ હાલ જામનગરના નામદાર મહારાજાના એડીશીની માનવંતી પદ્દી ભોગવે છે.

હાલના ઠાકોરશ્રી લક્ષ્મણસિંહજી સાહેબને જસવંતસિંહજી અને કુશળસિંહજી નામે બે કુંવર છે અને રાજ્યનો સઘળો વહીવટ મારવાડી રીયાસતને અનુસરી થાય છે.

## આકરૂંદ જાગીર.

ઇડર રાજ્ય તાબાના હિંમતનગર મહાલમાં આકરૂંદ જાગીર આવેલી છે. અને તેના જાગીરદાર ચાંદ્રશેનિય કાયસ્થપ્રભુ જાતના છે અને તે જાગીરદાર કહેવાય છે.

આ જાગીરનું ક્ષેત્રફળ ૬ ચોરસ માઇલનું છે. એની વાર્ષિક ઉપજ સુમારે રૂ. ૪૫૦૦ ની છે. તેમાંથી ઈડર રાજ્ય તથા બીજા તાલુકાઓના હક્કો ભરવામાં આવે છે.

**ઈતિહાસ**—આ જાગીરના જુના ઇતિહાસ સંબંધે એમ જણાવવામાં આવે છે કે, મૂળ પુરૂષ તુકાજી ગણેશના પૌત્ર પ્રયાગજી અનંત ફણસે એમણે શ્રીમંત શાહાજી મહારાજ ભોંસલે એમની એક નિષ્ટાથી સેવા કરવાથી તથા એમણે મોટાં મોટાં કામો શૂરવીરપણે કર્યાથી મોજે કલંબા ઉર્ફે પરળીયા ગામ સંવત ૧૭૦૬ માં ઇનામ તરીકે બક્ષીસ આપ્યું.

પ્રયાગજી અનંતના પૌત્ર જયોતીરાવ અનંતના પુત્ર રખમાજી જોતી ઉર્ફે આબાજી આપાજી ફણસે ઇ. સ. ૧૭૯૫માં ગુજરાતમાં આવ્યા. એમણે શ્રીમંત ગાયકવાડ સરકારના ઉત્તમ પ્રકારનાં કામો કરી શ્રીમંત સરકારની મહેરબાની મેળવી. એમણે સંવત ૧૮૫૮ થી સંવત ૧૮૬૩ સુધીમાં મહીકાંઠા તથા કાઠીયાવાડ ઉપર મુલકગીરી ચડાઈઓ કરી ફતેહ

+ રાસમાળા ભાગ ૨ જો ગુજરાતી એડીશન પૃ. ૨૫૩.

* સદર પૃ. ૨૫૦.

મેળવી હતી. એટલુંજ નહિ પણ તેઓ વડોદરા રાજ્યના દીવાન તરીકે ઓળખાયા હતા. એમના પીત્રાઇ ભાઇ બાપુ કાશી અને બળવંત કાશી જે બાપુ મૈરાળના નામે ઓળખાયા હતા અને મહીકાંઠાના સુબા નીમાયા હતા એમને આકરૂંદની જાગીર ઈનામમાં મળી હતી.

મોડાસાના મહારાજા જાલમસિંહજી અને આંબલીઆરાના ઠાકોર ભાથીજી વચ્ચે લડાઈ થઇ તે લડાઇમાં મોડાસાના મહારાજા જાલમસિંહજીએ શ્રીમંત ગાયકવાડ સરકારની મદદ માગ્યાથી શ્રીમંત ગાયકવાડ સરકારે બળવંતરાવ કાશીની સરદારી નીચે લશ્કરની ટુકડી મોકલાવી હતી.

લશ્કરી મદદથી આંબલીયારા ગામ સને ૧૮૦૭ માં બાળી નાંખવામાં આવ્યું અને ઠાકોર ભાથીજી નાસી ગયો. જ્યારે લશ્કર વિજય કરી પાછું વળ્યું અને મહારાજા જાલમસિંહજીને આંબલીયારામાં એકલા જોવામાં આવ્યા ત્યારે તે તકનો લાભ લઇ ભાથીજીએ આવી મહારાજા જાલમસીંહજીનું માથુ કાપી નાંખ્યું અને તે માથુ લઇ ઠાકોર ધામોદના ડુંગરમાં ભરાયો.

બળવંતરાવ કાશીને આ ખેદજનક બનાવની ખબર પડતાં એમણે ધામોદનો ડુંગર ઘેરી લઈ ભાથીજી પાસેથી જાલમસીંહજીનું માથુ લીધું અને ધડ તથા માથુ મોડાસે રવાના કર્યું એટલુંજ નહિ પણ પોતાના ખરચે મહારાજનું કારજ પાણી કર્યું. આ લડાઈમાં બાપુ કાશીને બંદુકની ગોળીયોની અસર થયેલી; પરંતુ ઇશ્વર કૃપાએ એમનો બચાવ થયેલો.

જાલમસિંહજીના મરણ બાદ એમના વિધવા રાણીને ખોળે અમનગરના મહારાજા સગરામસીંગજીના બીજા દીકરા પ્રતાપસિંહજીને દત્તક આપી ગાદીએ બેસાડયા.×

ઉપર મુજબ કરેલી મદદના બદલામાં શ્રીમંત ગાયકવાડ સરકારના કહેવાથી મોડાસાના મહારાજાએ મહીકાંઠાના સુબા બળવંત કાશીને કડાં, કંઠી, ચાંકડો, મંડીલ, ડગલી, હાથાનો ચંમર, અબદાગીરી વિગેરે કિંમતી શીરપાવ સાથે મોડાસા તાબાનું આકરૂંદ ગામ ઇનામ તરીકે આપવામાં આવ્યું તથા એમના ભાઇ દેવરાવ કાશીને પાલખીનું ઈનામ આપવામાં આવ્યું.

આકરૂંદ જાગીરદાર બળવંતરાવ કાશી નામદાર ગાયકવાડ સરકારના વિજાપુર મહાલના ઇજારદાર હતા. સંવત ૧૮૫૬ થી ૫૯ તથા સંવત ૧૮૬૦ થી ૬૩ સુધી એમણે ઇજારા વહીવટ કર્યો હતો. વળી એમના ભાઇ દેવરામ કાશીએ પણ સંવત ૧૮૭૩ થી ૭૫ તથા ૧૮૭૭–૧૮૭૯ થી ૮૪ સુધી વિજાપુર મહાલના ઇજારદાર તરીકે વહીવટ કર્યો હતો. એ વહીવટ દરમિયાન એમણે વિજાપુરમાં બંધાવેલી હવેલી તથા એક કુવો વિજાપુરમાં હાલ મોજુદ છે અને તે એમના નામથી ઓળખાય છે.

આકરૂંદની જાગીર નામદાર ઈંગ્રેજ સરકાર તથા શ્રીમંત ગાયકવાડ સરકાર અને મહેરબાન ઈડર મહારાજા સાહેબની આશામી તરીકે ઓળખાય છે. વળી હાલના જાગીરદારો વડોદરાના દિવાન રાવજી આપાજીના વંશજો હોવાથી તેમને નામદાર બ્રિટિશ સરકારે બાંહેધરી આપેલી છે. તેમજ જાગીરદારે શ્રીમંત સરકારના સાથે સારો સંબંધ રાખ્યાથી શ્રીમંત સરકારે આકરૂંદ જાગીર ઉપરનો ઘાસદાણો સંવત ૧૮૭૧ માં માફ કર્યો છે. તેમજ હાલના જાગીરદાર ઈડર દરબાર જોડેનો પોતાનો સંબંધ સંપૂર્ણ વફાદારીથી જાળવે છે. તેથી એ રાજ્યની પણ વિશેષ મહેરબાની છે.

× મહીકાંઠા સીલેકશન પાનુ ૧૪૬.

આ જાગીર ઉપર સને ૧૮૮૧ માં મહીકાંઠા એજન્સી તરફથી કરજના સબબે જાગીરદારની માગણીથી જપ્તી મૂકવામાં આવી હતી; પરંતુ જ્યારે ઇડર રાજ્ય ઉપરથી મહારાજાની પુખ્ત ઉમરના સબબે જપ્તી ઉઠાવવામાં આવી ત્યારે આ જાગીરની જપ્તીનો વહીવટ ઇડર રાજ્યને સોંપવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૭૫ માં જ્યારે નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં પધાર્યા ત્યારે નામદાર મુંબાઇ સરકારના ફરમાનથી આકરૂંદ જાગીરદારને એ નામદારની મુલાકાતનું માન આપવા ઇડર મહારાજા સાહેબે ભલામણ કરી હતી અને એમનું નામ ઈડર રાજ્યના ભોમીયા જાગીરદારોને નીચે દાખલ કરવામાં આવ્યું હતું.

હાલના જાગીરદાર બાપુરાવ ઉર્ફે અમૃતરાવ ખેતીવાડી ખાતાનું ઉંચુ જ્ઞાન ધરાવે છે. પુના ખેતીવાડી કૉલેજમાં અભ્યાસ કરી તેમણે મુંબાઇ યુનીવર્સીટીની બી. એ. ની ડીગ્રી મેળવી છે. વળી એમણે ઇન્ડીયન ટેરીટોરીયલ ફોર્સમાં નોન કમીસંડ ઓફીસર તરીકે કામ કરેલું છે. તેમજ સરવે તથા રેવન્યુ સંબંધીનું સારૂ જ્ઞાન ધરાવે છે. ઇડર રાજ્યના સરદાર પટાવતો અને ભોમીયા જાગીરદારોમાં ગ્રેજ્યુએટ હોવાનું માન આકરૂંદ જાગીરદાર ધરાવે છે.

---

સહી.




સ્વસ્તિ શ્રી અનેક શકલ શુભ ઉપલા કાબી રાજમાના નરશ્રી મહારાજા ધીરાજ મહારાજા શ્રી પરતાપશીવજી દેવ વચનાત રાજેશ્રી મઆરાલ કાશી જોગ જુ તથા શ્રી ચી.

સાહેબ મહેરબાન થઇને પરગણે મોડીસાનું ગામ એક મોજે આકરૂંદ વરો એનામી અનાખત કીનો છે સો ગામરો માલ વરસાતુ તા ઉનાલુ વીગેરે જે કાંઇ નીપજે કો વેસા ખાંઆંજાજો ધાસદાણો તા ખીચંડી વેરો શુધાં આપું છે દીવાંન સુખડી વીગેરે પકપાંન મહેરબાન થઇને આપું છે શ્રી દરબારનું કામકાજ થે માથે લઇને કરજો વંશપરમપરા જાવા દેચંદરૂ ખાંઆંજાજો સંવત ૧૮૬૪ ના પોષ સુદ ૫ મુરતબ સુદ.

---

નકલ.

**શ્રી મહાલશાકાંત.**

**રાજેશ્રી વર્તમાન ભાઇ કુમાવીસદાર**
**મુલુકગીરી પરાંત મહીકાંઠા ગોસાવી ચાંસી.**

અખંડીત લક્ષ્મીઆલાંકૃત રાજમાન્ય સ્નેહે આનંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દંડવંત વરામરામ સુરસન અમસ આસરમ આતીન વા અલફ મોજે

આકૃંદ પરગણે મોડાસા હા ગાવ પ્રતાપસીંગ રાજે ઇઆની રાજેશ્રી મે અરાલરાવ કાસી ઇયાજલા ઇનામી દીલાઆહે તરી મોજે મજકુરાસ ધાસદાણા વા બીનીખોણદારી વા ફર ફરમાસ બાવત ઉપદરવન કરણે એ વીષે પુનહા પત્રાચા આથા સેવન કરીતા યા પત્રચી નકલ તુમ્હી ઘેવુન પુનહાં હે પત્ર માધારે ભોગવટી આસમા ધારે દેણે સંવત ૧૮૭૧ ભાણેજ ચંદર ૬ માહે રબીલ આખર મોરતબ સુદ.

---

શ્રી.

મુંબઇ સરકારની એવી ઇચ્છા છે જે રાવજી અપ્પાજીની દીવાનગીરી વડોદરા સરદારની હમેશાં પુસ્તદર પુસ્ત કાયમ રહેવી જોઇએ. તેમના પુત્ર, ભાઇ, ભત્રિજા. સગા સંબંધી વીગેરે તેમના ઉપર હમેશાં સરકાર હુકમ બરદાસ્ત કરી વ્યાજબી કામ ઉપર તેમ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર એમને અગર હરેક કોઈ ધેર વ્યાજબી તોફાન નાખી ઇજા કરશે તો તેમાં કંપની દરમિયાન થઇ તેનો ફેંસલો કરશે. આ બાબતની દરમિયાનગીરીમાં હું એટલે જત કાગળ ઉપર મારી સહી અને સરકારની મહોર છાપ કરી છે. સદરહુ મુકામ ખંભાયત મુકામે કરેલ છે. ઇંગ્રેજી સન ૧૮૦૨ તા. ૮

ઇંગ્રેજ સરકારની મહોર.

જો નાથ ડંકણ.

# વાંટા તળપદની સ્પષ્ટતા.

## પ્રકરણ ૧૩ મું.

**વાંટા તળપદની સમજ.**

અણહીલવાડના હિંદુ રાજાઓના વખતમાં મોટા મોટા સરદારોને લશ્કરી નોકરી કરવાની શરતે કેટલાંક ગામોની જમીન વંશપરંપરા આપવામાં આવતી. એ વખતે સત્તાના ત્રણ વર્ગ હતા. (૧) સરકાર (૨) જમીનદાર (૩) રૈયત. આ વર્ગ પ્રમાણે રાજાઓએ આપેલી જમીન ધારણ કરનારા જમીનદાર કહેવાતા. જમીનદારના કબજાની જમીન સિવાય બાકીની તમામ જમીન સરકારી એ નામે ઓળખાતી અને તેની ઉપજ રાજ્યકર્તા પરભારી વસુલ લેતા. ૧૩ મા સૈકામાં મુસલમાનોએ ગુજરાત જીત્યું ત્યારે તેમણે જોયું કે ઘણીખરી જમીન જમીનદારોને અપાઈ ગયેલી છે. અને તેથી તેઓ બળવાન થઇ પડેલા છે. આથી એઓનું બળ ઓછું કરવાના તથા જેમ બને તેમ પોતાના રાજ્યની ઉપજ વધારવાના ઈરાદાથી મુસલમાન સત્તાધિશોએ જમીનદારો પાસેથી એમની જમીન પડાવી લીધી, આથી સર્વ જમીનદારોએ બંડ મચાવ્યું અને જ્યાં ફાવે ત્યાં લૂંટ કરવા લાગ્યા. ગામડાં મારવા લાગ્યા, નિધણિયાપણું વધ્યું, ગડબડાટ ચાલ્યો, ખેતીવાડીની ખરાબી થવા લાગી અને રૈયત દુઃખ પામવા લાગી. જમીનદારોના તોફાનથી એટલી બધી ગડબડ થઈ ગઈ કે સુલતાન **અહમદને** કંઈપણ સમાધાન યુક્ત રસ્તો લાવવાની જરૂર પડી. દરેક ગામનો જમીનદાર સામો થાય નહિ એટલા માટે તેમના જામીન લીધા અને અમુક ખંડણી આપવાની તથા લશ્કરી ચાકરી ભરવાની શરતે જમીનદારોને તેમના ગામની જમીનમાંથી ¼ ભાગ તેઓની વંશપરંપરાની જાગીર તરીકે તેમને પાછો આપવાને **અહમદશાહે** કરાર કર્યો અને દરેક ગામનો ¾ ભાગ મુસલમાન લોકોએ પોતાને કબજે રાખ્યો. જમીનદારોને ¼ ભાગ આપવામાં આવ્યો એટલે જમીનદાર તથા સરકાર વચ્ચે જમીનના ભાગ પડયા.

આ રીતે વહેંચણી થઈ તેને મુસલમાનોએ પોતાની ભાષામાં **બાંટયા** ભાગ બાંટયા એમ કહેતા. આગળ જતાં એ શબ્દનો અપભ્રંશ થઇ ગુજરાતી ભાષામાં તેને વાંટાના નામથી ઓળખવાનું શરૂ થયું. જ્યાં વાંટો શબ્દ આવ્યો કે તે ભાગ કોઇપણ નાના મોટા જમીનદાર યા ગીરાસીયાનો હોવો જોઇએ એમ સમજાવા લાગ્યું.

વાંટાનો ¼ બાદ કરતાં બાકી ¾ ભાગ રહ્યો તે સરકારનો ખાલસા ભાગ રહ્યો અને તે તળપદના[1] નામે ઓળખાયો અને એનો વહીવટ સરકારથી કરવાનું શરૂ થયું. આ ગોઠવણથી જમીનદારના ભાગની જમીનને વાંટો કહેવામાં આવ્યો અને સરકાર ભાગની જમીનને તળપદ કહેવામાં આવી. આ ગોઠવણથી જમીનદારો લૂંટ અને તોફાન કરતા અટક્યા એથી સુરક્ષિતપણે વહીવટ ચાલ્યો. ત્રીજા **મહમદશાહ** (૧૫૩૬–૧૫૫૩) ના વખતમાં એટલે સને

---

૧ તળપદ—તલ–તળીયું–સપાટી. સ્થળ અને પદ એટલે જગા. સ્થળની જગા–વી. રા. કૃત શબ્દકોશ પૃ. ૧૫૫–૧૯૩.

૧૫૪૫ માં વાંટાની જમીન સરકારી જમીનમાં ભેળવી દેવાને પ્રયત્ન કરવામાં આવ્યો; પણ એથી દેશમાં ઘણો અસંતોષ તથા ગેરવ્યવસ્થા પ્રસરેલી જોવામાં આવી. બીજી તરફ જોઈએ તો બાદશાહો તરફથી નિમાયલા ઘણાખરા સુબાઓએ પોતાની સુપરતમાં આવેલા મુલક પચાવી પડવા અને સ્વતંત્ર થવા તજવીજ શરૂ કરી. અહમદશાહના વખતમાં કેટલાક જમીનદારોએ ઈસ્લામ ધર્મ અંગીકાર કરવાથી એમને જમીનના પટા આપવામાં આવેલા.* તેઓ પણ આ પ્રસંગે નારાજ થયા. બધાઓએ મળી એક સાથે તોફાન મચાવ્યું, લૂંટ શરૂ કરી અને એવો સમય લાવી મૂક્યો કે દિલ્હી શહેનશાહને આનો કોઈ રીતે નિવેડો લાવવા ફરજ પડી.

ઇ. સ. ૧૮૫૩ માં શહેનશાહ અકબરે જાતે ગુજરાતમાં આવી દેશની બારીક સ્થિતી નિહાળી અને આ બધી બેદીલી બેસારી દેવા તથા રાજ્ય વહીવટ સારા પાયા ઉપર લાવવા એટલુંજ નહિ પણ પોતાના વિચારો ઘણા ઉમદા છે અને પોતાની શહેનશાહતનો રાજ્ય કારોબાર ઘણો દયાળુ તથા સમગ્ર પ્રજાનું મનરંજન કરનારો છે એવું ભાન કરાવવા તેણે જમીનદારોને તેમના વાંટાની જે જમીન પડાવી લેવામાં આવેલી તે એમને પાછી આપવા હુકમ કર્યો. અકબર બાદશાહના હુકમ પ્રમાણે દરેક જમીનદારોને પોતપોતાની ચોથ ભાગની જમીન પાછી મળી એથી તેઓ સંતોષ પામ્યા અને દેશમાં શાન્તી પ્રસરી.

ઉંચા વર્ગના જમીનદારોના બીજા વર્ગમાં જેઓને મુસલમાન સત્તાધારીઓએ જમીનની બક્ષિસ આપેલી હતી તે આવે છે. એવી બક્ષિસો સુબેદાર, પરગણાના હાકેમ, અમીરો વગેરેને પોતાનો દરજ્જો જાળવવાને તથા ફોજની અમુક સંખ્યા તેઓ રાખે તેનું ખર્ચ ચલાવવાને માટે આપવામાં આવતી; એવી રીતે બક્ષિસ આપેલી જમીન જાગીર કહેવાતી. એ જમીન વખત જતાં વંશપરંપરાની થઇ ગઈ. વળી સને ૧૫૫૪ માં અને ૧૫૭૨ માં મોટા જાગીરદારોએ રાજ્યનો સઘળો મુલક આપસઆપસમાં વહેંચી લીધો હતો. મિરાતી અહમદીમાં આપેલી હકીકત ઉપરથી જણાય છે કે જાગીરદારો ૪૦૦૦ થી ૨૫૦૦૦ સુધી ઘોડેસ્વારો રાખવાને બંધાતા અને તેમને તાબે ૧૬૦૦૦૦૦ થી ૧૬૨૦૦૦૦૦ રૂપીયા ઉપજ આવે એટલી જમીન રહેતી.×

આ પ્રસંગે સ્વરાજ ચલાવનાર સંસ્થનોના જમીનદારો રાજા કહેવાતા અને તેઓ ખંડણી આપતા નહિ; પણ લશ્કરી મદદ આપતા. ઉદેપુર, ડુંગરપુર અને વાંસવાડાની રાણાની ફોજો અમદાવાદમાં રહેતી અને સુબેદારને જ્યારે જરૂર પડે ત્યારે મદદ કરતી. તેમના વકીલ અમદાવાદમાં રહેતા તે તેમની ફોજ ઉપર દેખરેખ રાખતા. જેઓ સ્વતંત્ર જમીનદાર હતા તેઓ અંદર અંદર એક બીજાની જમીન દબાવી માતબર થવાના પ્રયાસ કરતા હતા. જ્યારે સુબેદારો નાના અને મોટા સર્વને ગળી જવાની તદબીર કરતા હતા. રાજપીંપળાના ફળદ્રુપ મુલકમાથી ત્યાંના રાજાને ખસેડી ડુંગરમાં નસાડયો હતો. ઈડરની પણ એવીજ દશા થઈ ને ત્યાં એક ફોજદાર નિમાયો હતો. નવાનગર પ્રથમ ખંડીયું હતું; પરંતુ ઔરંગઝેબના વખતમાં તે ખાલસા કરવામાં આવ્યો. પાછળથી જામ નવાનગર આવ્યો અને પોતાની અસલ સ્થિતિએ દાખલ થયો.

સરકારી અધિકારીઓ કરતાં વાંટાદારો અને મોટા જમીનદારો એટલા બધા જોરાવર

* મુંબાઇ ગેઝીટીયર વૉ. ૫ માઉન્ટ એલ્ફીન્સ્ટનની મિનિટ.

× બર્ડ કૃત ભાષાંતર પાન ૧૦૯–૧૨૭.

થયેલા કે તેઓ વખતોવખત તળપદની જમીન વાંટામાં ભેળવી દેતા, અને તેઓ બધી જમીન વાંટાના નામથી ભોગવતા; વળી એવા કેટલાક દાખલા છે કે જે ઠેકાણે આ મૂળ માલીકોની મદદ સિવાય સરકારે પોતાની સત્તાથી વહીવટ ચલાવી લીધેલો છે. આવા દાખલાઓમાં સરકારે વાંટાની જમીન પાછી લેઇ લીધી છે અને હાલમાંતે વાંટા જમીના નામથી ઓળખાય છે.×

અઢારમા સૈકાની શરૂઆતથી ગુજરાતમાં અવ્યવસ્થા વધવા માંડી. પાયતખ્ત તરફથી કોઇપણ પ્રકારની મદદ આવશે એવી આશા ન હોવાથી સુબાઓ આગેવાન જમીનદાર વર્ગમાં બંદોબસ્ત રાખી શક્યા નહિ. તેમ વધારે બળવાન થઇ પડેલાં સંસ્થાનો અને ઠાકોરો પાસેથી ખંડણી વસુલ કરી શક્યા નહિ. નાના કોળી અને રજપુત જમીનદારો તેઓના ઉપર સબળ રાજ્ય સત્તાનો કોઇ તરેહનો દાબ ન રહેવાથી તેઓ લશ્કરી થાણાનો નાશ કરવા લાગ્યા. વળી ગામની જમીનમાંથી સરકારી અગર રાજ્ય ભાગ પડાવી લેવા લાગ્યા. એટલુંજ નહિ પણ પાસેના વધારે શાંત પાડોશીઓ પાસેથી કર લેવા લાગ્યા. પ્રાંત ઉપર મરેઠાઓની ખંડણીનો બોજો દર વરસે વધતો થવા લાગ્યો. મુસલમાની અમલનાં પાછલાં દસ વરસોમાં તો સુબાની સત્તા અગર અમલ એટલો બધો દબાઈ ગયો કે **મિરાતે અહમ**દીનો ગ્રન્થકાર લખે છે કે જ્યારે મોટા જમીનદારો ખંડણી આપવાની ના પાડતા હતા ત્યારે તે વસુલ કરવાને સુબામાં કાંઇ પણ સત્તા ન્હોતી.*

આવી સ્થિતીનો લાભ લઇ ઘણા વાંટાદારોએ તળપદની જમીન વાંટા સાથે ભેળવી દીધી એટલુંજ નહિ પણ ભેળવવાનું ન બન્યું તો તળપદની જમીન જે વાંટાની જોડમાં હતી તે સત્તાધિશો પાસેથી ઇજારે રાખી અને તેનો વહીવટ ઇજારદાર તરીકે કરવા લાગ્યા. લાંબી મુદતના વહિવટના પરિણામે તળપદની જમીન પણ જમીનદારની જમીન તરીકે ઓળખાવા લાગી અને જમીનદાર માત્ર તેની જમાબંદીની રકમ સરકારમાં ભરે એટલે તેમનું કોઈ નામ લેતું નહિ.

ઇંગ્રેજ સરકારનું આ મુલકમાં આવવું થયું ત્યારે એટલોજ તપાસ થયો કે જે જમીનદારના કબજે જેટલી જમીન હોય તે તેમના કબજે રાખવી. આ ધોરણે તળપદની જમીન પણ વાંટાદાર જમીનદારના કબજે રહી; પરંતુ તેઓ તળપદની જમીનની જમાબંદી સરકારમાં ભરતા તે કાયમ ભરવાની શરૂ રાખી.

વર્તમાન સમયે જે તાલુકા જમાબંદી અને ઘાસદાણા ભરે છે તે તેજ રીતના હોય એ વધારે સંભવિત છે. ઘાસદાણાની રકમ વાંટા ઉપરની અને જમાબંદીની રકમ તળપદ ઉપરની એમ ધારી શકાય, અને જ્યાંસુધી વિરૂદ્ધ હકીકત અજવાળામાં ન આવે ત્યાંસુધી ઉપર જણાવેલી હકીકતને વધુ વજન આપી શકાય.

જમીનદારોના પુત્રોને એમના નિર્વાહ માટે જે જમીન આપવામાં આવતી તેને ગિરાસની જમીન કહેતા. (ગ્રાસ) એટલે કોળીઓ એ ઉપરથી ગિરાસ શબ્દ ઉત્પન્ન થયેલો છે.

× **વોટસન** કૃત ગુજરાતનો ઇતિહાસ પૃ. ૨૨

* **રોબર્ટસન** કૃત ગુજરાતી મહેસુલ ખાતાના અને સરકારી કામકાજના શબ્દનો કોષ. પૃ. ૫૪–૫૫.

આવો ગિરાસ ધારણ કરનારઓ પોતાની શક્તીના પ્રમાણમાં પોતાનો ગિરાસ વધારી શકતા. ઘણી વખતે તેઓ કોળી તથા લૂંટારાઓનો સંગ કરતા. એ લોકોની સાથે મળીને રૈયતને ત્રાસ પણ આપતા.

ગિરાસ બે જાતનો છે. બે બેની ઉત્પત્તિ અને પરિણામ જુદાં છે.

રાજા તેના ભાયાતોને ગુજરાનને માટે જમીન આપે છે તેનો તથા વિજયી મુસલમાનો જે ગામો અને ગામના ભાગો દેશના મૂળ માલીકો અને રાજાઓ તરફ રહેવા દેતા તેનો પહેલી જાતના ગિરાસનો સમાવેશ થાય છે.

વાંટા શબ્દનો અર્થ "ભાગ પાડેલો" એવો થાય છે. એ સાધારણ રીતે ¼ હતો. બાકીનો ¾ તલપદના નામથી રાજ્યને જોડી દેવામાં આવતો. એક બીજા તરફના પગપેસારાને લીધે અને બીજાં કેટલાંક કારણોને લીધે ¼ નું પ્રમાણ ઘણું કરીને રહ્યું નથી. સામાન્ય રીતે વાંટા સલામીને પાત્ર હતા. આ જાતનો ગિરાસ યશસ્કર ગણવામાં આવે છે અને તેનો ધારણ કરનાર ગિરાસીઓ અથવા વાંટાદાર કહેવાય છે.

લૂટફાટ કરનારા ગિરાસીઆ જે ગામોમાં લૂટફાટ કરતા તે ગામોમાંથી તેઓ જે રીતે ઉપદ્રવ રક્ષણ ફી ઉઘરાવતા તે રીત ઉપરથી ઘણું કરીને બીજી જાતના ગિરાસની ઉત્પત્તિ છે. આ ઉપદ્રવ રક્ષણ ફી તોરા ગિરાસ કહેવાય છે. કેટલીક જગાએ તે વૉલ કહેવાય છે. બીજી જગાએ વળી તે પાલ કહેવાય છે. ઑનરેબલ એમ. ઍલ્ફિન્સ્ટન આ ઉપદ્રવ રક્ષણ ફીની (તોરા ગિરાસ વોલ અથવા પાલની) વ્યાખ્યા એવી આપે છે કે ક્ષમા રક્ષણ અથવા સહાયને માટે બળવાન પડોશીને અથવા ગામના તોફાની રહીશને આપવામાં આવતી રકમ તે સાધારણ રીતે રોકડ આપવામાં આવતો; પણ કેટલીક વખત ગિરાસીઆને ઉદ્યોગી થવાને લલચાવવાને તેને બદલે જમીન આપવામાં આવતી. કેટલીક વખત અનાજ, ઘેટાં, ચામડાં, જોડા વિગેરે વસ્તુઓ આપવામાં આવતી.

વંશપરંપરાથી પ્રાપ્ત થયેલી જમીનની મિલ્કત અને ઉપદ્રવ રણક્ષ ફીની વચ્ચેનો તફાવત સારી રીતે યાદ રાખવો એ ઘણું અગત્યનું છે, કારણ કે બન્ને જાતના ગિરાસના ધારણ કરનારા સરખી રીતે ગિરાસીઆ કહેવાય છે. તેથી કરીને "ગિરાસીઓ" એ શબ્દ જે પ્રથમ યશસ્કર હતો અને જેનો અર્થ રાજ્યકર્ત્તાનો ભાયાત અથવા જમીનદાર થતો હતો તેનો આખરે લૂટવાનો ધંધો લઇ બેઠેલો માણસ એવો અર્થ થઇને તે ધિક્કારવાચક શબ્દ થયો.

જ્યાંસુધી દેશમાં નિયમસર રાજ્ય વહિવટ ચાલુ રહ્યો ત્યાંસુધી આ બીજી જાતનો ગિરાસ જે ઉપદ્રવ રક્ષણ ફી કહેવાય છે તે હતો નહિ પણ જ્યારે મુસલમાન સત્તા પડતી સ્થિતિમાં આવી અને મરાઠાઓ કોઇ વ્યવસ્થિત રાજ્ય બંધારણ સ્થાપ્યા સિવાય દેશને જીતવા લાગ્યા ત્યારે ગિરાસીઆ તરીકે ઓળખાતા નાના જમીનના માલીકોમાંના વધારે તોફાની તેઓના વધારે શાન્તિપ્રિય અને અરક્ષિત પડોશીઓને જુલમ ગુજરવાની અને લૂટવાની ધમકી આપીને તેઓની પાસેથી આ ઉપદ્રવ રક્ષણ ફી ઉઘરાવતા. આ કારણને લીધે ઑનરેબલ એમ. ઍલ્ફિન્સ્ટને તેની વ્યાખ્યા બળવાન પડોશીને અથવા તોફાની રહીશને ક્ષમા, રક્ષણ અથવા સહાયને માટે આપવામાં આવતી રકમ એવી આપે છે. આ જાતનો ગિરાસ સાધારણ રીતે ગામડામાંથી ઉઘરાવવામાં આવતો, અને મોટા કસ્બામાંથી ઉઘરાવવામાં આવતો નહિ.

**તોડા ગિરાસ, વોલ અથવા પાલ.**

તોડા ગિરાસ એ શબ્દ તોરા અથવા તોડા અને ગિરાસ (ગ્રાસ) એ શબ્દોનો બનેલો છે. એનો જુદી જુદી રીતે અર્થ કરવામાં આવ્યો છે. કેટલાક એમ કહે છે કે એની ઉત્પતી ગુજરાતી શબ્દ તોડ અથવા તોર જેનો અર્થ તોડ જોડ, સમાધાન અથવા સમજુત થાય છે તે ઉપરથી છે.

આ અર્થ લઇએ તો તોડા ગિરાસ એટલે લૂટફાટ અને જુલમ ન કરવાં અથવા રક્ષણ કરવું એવી સમજુતથી ગિરાસીઆ ગામોમાંથી જે રોકડ ઉઘરાવતા તે ગિરાસ વળી કેટલાક એવું ધારે છે કે તોડા એટલે બંદુકની જામગરી અથવા નળી. આ અર્થ લઇએ તેનો અર્થ એવો થાય છે કે તરવારની મદદથી ગામોમાંથી ઉઘરાવવામાં આવતો ગિરાસ ફૉરબસ સાહેબે રાસમાળાના પૃષ્ટ ૫૬૬ ઉપર મિરાત અહ્‌મદીમાંથી લીધેલો ઉતારો આ જાતનો ગિરાસ ક્યા સંયોગો નીચે ઉઘરાવવામાં આવ્યો તે બતાવશે. "વખત જતાં રજપુતો અને કોળીઓ જેઓ બળવાન થયા હતા તેઓ હુલ્લડ મચાવવા લાગ્યા. કસ્બાઓમાંથી ઢોર લઇ જવા લાગ્યા અને કાપણીની મોસમમાં લોકોને મારી નાંખવા લાગ્યા. છુટવાનો ઉપાય નહિ હોવાથી લોકો દુઃખ દેનારાઓને વાર્ષિક રકમ આપીને અથવા ખેડી શકાય એવા એક અથવા વધારે ખેતરનો કબજો સોંપી દઇને આ દુઃખમાંથી મૂક્ત થયા અને મૂક્ત કરવા માટેનો આવો હક્ક ગિરાસ અથવા વૉલ કહેવાય છે. આ રિવાજ ધીમે ધીમે સ્થાપિત થયો અને પ્રાંતિક હાકેમોની નબળાઇથી તે એટલો પાકો થયો કે પરગણામાં એવી ઘણી થોડી જગાઓ છે કે જ્યાં રજપુત, કોળી અથવા મુસલમાન રહેવાસીઓનો ગિરાસનો હક્ક નહિ હોય. આ લોકો સ્વભાવિક રીતે હુકમની અમાન્યતા કરનારા અને ચોરી ધોરી રસ્તા ઉપર લૂંટ અને હુલ્લડ કરનારા હોવાથી જ્યારે જ્યારે પ્રાંતિક અમલદારોની સત્તા જરા પણ નબળાઇ બતાવતી ત્યારે ત્યારે તેઓ હુલ્લડ મચાવતા" મુસલમાનોની પછી જે મરેઠા રાજાઓ આવ્યા તેઓએ ઉપર જણાવ્યા પ્રમાણે લોકોની સંભાળ રાખી નહિ અને તેથી તેઓની પાસેથી જે ગિરાસ ઉઘરાવવા માંડયો હતો તે તેઓ પહેલાંની માફક આપતા ગયા. જબરદસ્તી વિગેરેથી આ પ્રમાણે ઉત્પન્ન થએલી આ ઉઘરાત હાલના વખતમાં ઘણી સારી રીતે બંધ કરી શકવામાં આવી હોત પણ રાજ્યનીતિ અને બીજાં કેટલાક કારણોને લીધે ઈંગ્રેજ સરકારે તે ચાલુ રાખી અને હવે તે કબૂલ રાખેલા હક્ક પ્રમાણે ગણીને આપવામાં આવે છે.

અઢારમા સૈકાના પહેલા અર્ધા ભાગમાં ગુજરાતમાં મુસલમાન સત્તાની પડતી ચાલી તેવામાં ખાલસા ગામોમાં ગરાસીયા વર્ગના ભાગદારોએ પોતાના પડોશના ગામના ખેડુતો પાસેથી જોરજુલમથી કેટલાક નવા લાગા લેવા માંડયા. એ લાગા વોલ અથવા પાલ નામથી ઓળખાય છે. એ કર કોઇ વ્યવસ્થિત સરકારે પોતાની રૈયત ઉપર નાંખેલા નથી; પણ લૂટારૂઓ હુમલા ન કરે એટલા માટે તેમને ખેડુતોએ પોતે થઇને આપેલા છે. તોડા ગિરાસ નામનો લાગો પણ અઢારમા સૈકાની ગેરવ્યવસ્થામાં દાખલ થયેલો છે. પ્રથમ જે ગામ ગરાસીયાનાં હતાં, અને પાછળથી ખાલસા થયાં હતાં તે ગામોમાંથી તોડા ગિરાસ લેવામાં આવતો. તોડા ગિરાસ ઘણું કરીને રોકડ નાણાંમાં લેવામાં આવતો તેમજ કોઈ કોઇ વાર અનાજ પણ લેવામાં આવતાં. ÷

÷ વૉટસન કૃત ગુજરાતનો ઇતિહાસ પૃ. ૯-૧૦

આવી રીતતો ગિરાસ લેનારના ગામના ખરેખરા બે ભેદ પડેલા છે. જે ગામ રજપુત અથવા ગરાસીયાના તાબામાં છે, તે ગરાસીયા ગામથી ઓળખાય છે અને જે ગામ કોળીઓના તાબામાં છે તે સામાન્ય રીતે મેવાશી ગામ કહેવાય છે.

**ગભાણ.** મહીકાંઠા અને રેવાકાંઠાના ગિરાસીયાઓની વડોદરા રાજ્યની હદમાં ગિરાસની જમીન હોય તેનો તપાસ મહેરબાન સ્પેસીયલ સેટલમેન્ટ ઓફીસર સાહેબે કરી જે જમીનને બાંહેધરી આપી તે જમીન બે પ્રકારની હતી. જે જમીનને વાવેતર થતુ તેને સીમની જમીન કહેવામાં આવતી અને જે જમીનમાં વાવેતર થતું નહિ એવી એટલે ગામ તળની જમીન કેટલીક જગ્યાએ પુરેપુરી બાંહેધરીમાં ચલાવેલી હતી અને કેટલીક જગાએ ગામની અંદર વાંટાનો ભાગ જુદો પાડી તેટલી જમીનને બાંહેધરી આપી હતી. આ પ્રમાણે આખુ ગામ અથવા ગામની અંદરનો બાંહેધરીમાં ચલાવેલો જેટલો ભાગ તેને ગભાણ કહેવામાં આવે છે. બાંહેધરીમાં ઘણા ગિરાસીઆઓને નામે આખાં ગામ ચાલે છે. આ પ્રમાણે ગામની અંદર પુરી અથવા અધુરી જેટલી જમીનને બાંહેદરી આપવામાં આવી હોય તે જમીનને ગભાણની જમીન એવું નામ આપેલું છે.

જે ગિરાસીઆઓને સને ૧૮૯૭ ના મુલકી નિયમો પ્રમાણે અધિકાર આપેલો છે તેઓ પોતાના અધિકાર પ્રમાણે ગભાણમાં રહેનારા લોકો ઉપર તેનો અમલ કરી શકે છે, જપ્તી કરી શકે છે તથા નોટીસની બજવણી કરી શકે છે, તેમજ નિયમ પ્રમાણેના સઘળા પૂર્વોપાય લઇ શકે છે; પરંતુ એક ગામની અંદર વાંટાનો ભાગ જુદો પાડયો હોય અને જે ભાગ સરકારના કબજાનો હોય તેને તળપદ કહેવામાં આવે છે. આવી તળપદમાં રહેનાર વાંટાના ખેડુતો ઉપર ગિરાસીયાઓ પોતાના ૧૮૯૭ ના નિયમને અનુસરી કરેલા ઠરાવોની અમલ બજવણી કરી શકતા નથી અને વાંટાનો ખેડુ તળપદની હદમાં રહેતો હોય અને તેના ઉપર નોટીસની બજવણી કરવાની હોય અથવા દાણની બાકી વસુલ કરવાની હોય તો તેમ કરવા માટે ગિરાસ ખાતાના જાહેરનામા નં. ૨/૬૫ ની કલમ ૩ ના આધારે ગિરાસીયાઓ મહાલ વહીવટદારની મદદ માગી શકે છે. વાંટા ઉપરનું આંકડાનું ભરણુ નાનાં વાંટાઓમાં ખેડુતો પાસેથી સરકારી તલાટી હપ્તા વખતે વસુલ કરી લે છે; પરંતુ જે ગામો આખાં પુરેપુરાં બાંહેધરીમાં ચલાવેલાં હોય તે ગામના આંકડાનું ભરણુ જાહેરનામા નં. ૨/૬૫ પ્રમાણે ગામના પટેલોની ખાતે રાખવામાં આવે છે. ખેડુતોથી વસુલ થએલી રકમ અથવા વસુલ ન થાય તો પોતાની પદરથી પટેલોને ભરવી પડે છે અને તે કામે તેઓ સરકારના આંકડેદાર કહેવાય છે તોપણ એ સંબંધીની જવાબદારી વાંટો ધારણ કરનાર ગિરાસીયાના ઉપરથી ઓછી થતી નથી.

**ગામ ઠાણુ.** સરકારી ખાલસા વહીવટના ગામે ગામતળની જેટલી જમીન હોય તેનું માપ કરવામાં આવે છે અને તે માપ પ્રમાણે જેટલી જમીન થાય તેને ગામઠાણની જમીન કહેવામાં આવે છે. ગામઠાણની જમીન માટે વડોદરા રાજ્યમાં ગામઠાણનો નિયમ થયેલો છે.

બ્રિટિશમાં ગામની જમીનને ઘરનું ગભાણ એવું નામ આપવામાં આવ્યું છે. એ સંબંધમાં લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮ માં જણાવ્યું છે કે "ઘરનું ગભાણ" આ શબ્દનો અર્થ

જમીનનો વિભાગ ઇમારતી કામ સારૂ ધારણ કરેલો હશે તે જમીનનો વિભાગ; પછી તે વિભાગ ઉપર કોઇ ઇમારત વાસ્તવિક બાંધેલી હોય કે ન હોય અને તે વિભાગ ઉપર બાંધેલી કોઇ ઇમારતથી ઘેરાયલી અથવા તેને લગતી જે ખુલ્લી જમીન અથવા આંગણુ હોય તે ખુલ્લી જમીનનો અથવા આંગણાનો ઘરનું ગભાણુ આ શબ્દોમાં સમાસ થાય છે.

ઉપરની હકીકત જોતાં બ્રિટિશમાં જુદા ગભાણનો સમાસ નથી; પરંતુ સરકાર ખાલસા ગામની જમીનને વડોદરા રાજ્યમાં ગામઠાણની જમીન કહેવામાં આવે છે ત્યારે તેવી જમીનને બ્રિટિશમાં ઘરનું ગભાણ એવું નામ આપવામાં આવેલું છે.

એજન્સીઓમાં તેવાં બધાં ગામો નાનાં મોટાં સ્ટેટોની હદમાં હોય છે તેથી તેવાં ગામની જમીનને ગામતળ કહેવાનો વહીવટ છે.



# આંકડીયા જાગીર સંબંધી.

## પ્રકરણ ૧૪ મું.

ગુજરાતના હિન્દુ રાજાઓના વખતમાં તથા મુસલમાન રાજ્યકર્તાઓના વખતમાં અને પેશ્વાની મુલકગિરી વખતના જેઓ પોતાના ગામ ઉપરનો

**એક આંકડી અને ફરતો આંકડો.** સરકારી હક્ક વસુલ કરનારને બીન તકરારે સીરસ્તા મુજબ આપે જતા હતા તે રાજ્યકર્તાનો ખાલસા મુલક ગણાતો હતો અને એનું નામ જમાંબંદી કહેતા. જે હક્ક રાજ્યના સત્તાવાળાએ પોતાની મુસાફરી દરમિઆન સત્તાબળે વસુલ કરતા તેનું નામ ખંડણી અથવા પેશકશી અગર ઘાસદાણો કહેતા. જે જમીનદારો સરકારને નિયમસર જમાંબંદી ભરતા નહિ અને સત્તાવાળાએ વસુલ લેતા તે મેવાસી મુલક ગણાતો. જ્યારે નામદાર ઇંગ્રેજ સરકારનું આ મુલકમાં આવવું થયું, અને સને ૧૮૨૦ ના એપ્રીલ મહીનાની ત્રીજી તારીખે શ્રીમંત બીજા સયાજીરાવ મહારાજાએ કાઠીયાવાડ અને મહીકાંઠાનો પોતાનો મુલક ખંડણી અગર ઘાસદાણાની વસુલાત માટે ઇંગ્રેજ સરકારને આપ્યો ત્યારે નવા મુલકના વહીવટની શરૂઆતમાં એમ જોવામાં આવ્યું કે મહીકાંઠાની હદમાં આવેલાં કેટલાંક ગામો ઉપર માત્ર જમાંબંદીનોજ હક્ક છે. જ્યારે કેટલાંક ગામો ઉપર જમાંબંદી તથા ઘાસદાણા યા ખંડણીનું ભરણ છે અને કેટલાંક ગામો એવાં છે કે એ ગામો ઉપર જમાંબંદીની રકમ મુદ્દલ નથી. હવે નવા મળેલા મુલકના બંદોબસ્ત માટે જે અમલદારોની નિમણોક થાય અને તેઓ ઘાસદાણા તથા ખંડણી વસુલ કરે અને તેજ ગામે જમાંબંદીની રકમ હોય તે વસુલ કરવા ગાયકવાડ સરકારનો અમલદાર આવે અને તે વસુલ કરે એટલુંજ નહિ પણ મહીકાંઠા રેવાકાંઠાની અંદર સોંપેલાં જે ગામો ઉપર એકલો જમાંબંદીનો હક્ક હોય તે વસુલ કરવાને પણ ઇંગ્રેજ સરકારના વહીવટમાં સોંપાયેલા ગામમાં જમાંબંદીની વસુલાતને માટે ગાયકવાડ સરકારનો અમલદાર આવે એથી એક મ્યાનમાં બે તલવાર જેવું થાય તેથી શ્રીમંત સરકાર સાથે મસલત કરી એવો ઠરાવ કર્યો કે જે ગામે જમાંબંદી અને ઘાસદાણો બન્ને હોય તે રકમ ગાયકવાડ સરકારને ઇંગ્રેજ સરકારે વસુલ કરીને આપવી અને તેમાં વડોદરા રાજ્યના અમલદારે કંઇ પણ દરમિયાનગીરી કરવી નહિ; પરંતુ જે ગામો સુરક્ષિતપણે સરકારને જમાંબંદીની રકમ ભરતાં હોય તે એજન્સીઓના વહિવટમાંથી કાઢી સ્વતંત્ર રીતે શ્રીમંત ગાયકવાડ સરકારને હવાલે સોંપી દેવામાં આવ્યાં.

જે ગામો શરૂથી સરકારના કબજે હતાં તેમાં આ નવાં ગામોનો ઉમેરો થયો અને તેજ ધોરણે બ્રિટિશ જીલ્લાના તાલુકાઓમાં જે જે ગામો સરકારને જમાંબંદી ભરતાં હતાં એ ગામો શ્રીમંત ગાયકવાડ સરકારે ઇંગ્રેજ સરકારને જુદા જુદા કામોના બદલા બદલ સ્વાંગ આપેલાં હોવાથી તે ગામો ઉપરની જમાંબંદીની રકમ ઇંગ્રેજ સરકાર તરફ વસુલ ભરવામાં આવે છે.

બ્રિટિશ જીલ્લામાં ભરૂચ, પંચમહાલ અને ખેડા જીલ્લામાં જે જમાંબંદી લેવામાં આવે છે એમાં ફેરફાર થતો નથી અને કાયમી આંકડા તરીકે લેવામાં આવે છે; પરંતુ અમદાવાદ જીલ્લામાં એ સંબંધી વિવાદ જુદો છે અને તે સંબંધી નામદાર મુંબાઇ સરકારના વખતોવખત-

ના થતા ઠરાવો પ્રમાણે સેટલમેન્ટ થઇ જમાંબંદીની વાર્ષિક રકમમાં વધઘટ થાય છે.

વડોદરા રાજ્યમાં ચારે પ્રાંતોની અંદર કેટલાક તાલુકા એક આંકડી છે અને કેટલાક ફરતા આંકડાના છે. એક આંકડાવાળાની જમાંબંદી મામુલ પ્રમાણે લેવામાં આવે છે; પરંતુ ફરતા આંકડાની જાગીરનો આંકડો દર દશ વરસે ફેરવવામાં આવે છે. વળી એક જમીનદાર ગુજરી જાય ત્યારે તેના વારસના નામે જાગીરનો મોંબદલો થતી વખતે જાગીરદાર પાસેથી અમુક નજરાણું લેવામાં આવે છે અને લેવામાં આવેલી રકમના વધારા સાથે આંકડાની રકમ વસુલ કરવામાં આવે છે.

વડોદરા રાજ્યમાં એકંદર ઠકરાતી, મતાદારી અને ઇતર જાગીરો કયા તાલુકામાં છે તેનું વિગતવાર પત્રક આ સાથે આપવામાં આવ્યું છે.

**દુમાલા જમીન ધારણ કરનારના જમીન પરત્વે અધિકાર.**

દુમાલા જમીન ધારણ કરનારાઓ બ્રિટિશ જીલ્લામાં ઘણી મળી આવે છે અને તેઓ પૈકી જેઓ લાયક હોય છે તેમને લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૮ પ્રમાણે અધિકારો આપવામાં આવે છે. આવી રીતે દુમાલા જમીન ધારણ કરનાર એક રીતના ઇનામદાર ગણાય છે અને તેવા ઇનામદાર સરકારમાં કંઇ રિપોર્ટ કરે તો એમની દુમાલા કે ઇનામીયા જમીન સંબંધે હોય તો તેને સ્ટેંપની માફી આપવામાં આવેલી છે. (સરકારી ઠરાવ નં. ૯૮૭ તા. ૧૧-૨-૧૮૮૨) દુમાલા જમીન ધારણ કરનાર તરીકે મહીકાંઠા એજન્સીમાં આવેલા કટોસણ અને ઘોડાસરના ઠાકોર સાહેબોને પણ લેન્ડ રેવન્યુ કોડ પ્રમાણે કમીશનની સત્તા આપવામાં આવેલી છે. વડોદરા રાજ્યના જમીન મહેસુલ નિબંધ કલમ ૬૬ માં ઇનામી ગામના ધારણ કરનારાઓને વિશેષ અધિકાર આપવા બાબત છે.

વડોદરા રાજ્યમાં આવેલી ઠકરાતી, મતાદારી અને ઇતર જાગીરો ઘણા ભાગે જમીનદારોની સ્વાંગ માલકીની લાંબી મુદતના કબજા ભોગવટા વાળી છે અને એ જાગીરો પેશ્વાઇ ડુબ્યા પછી ઇનામ તરીકે આપવામાં આવ્યાનું હસ્તીત્વમાં નથી એટલું છતાં એવા જમીનદારોને મહેસુલ કોડ પ્રમાણે કમીશનના અધિકારો ખાલસાના ધોરણે આપતાં ઇનામીયા જમીન એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**જમીનદારોની યોગ્યતા.**

હિંદનાં તમામ દેશી રાજ્યોના રાજ્યકર્તાઓના પોતાના તાલુકામાં એમનો જીંદગી પર્યંતનો હક્ક છે અને એમની હયાતી બાદ અગાઉ એમણે કરેલા કરજનો બોજો વાસની સંમતિ સિવાય જાગીર ઉપરની જવાબદારીમાં આવતો નથી તેથી રાજાઓ કોઇને કંઇ આપે તો તે પાળવું કે નહિ એ તેના વારસની મરજી ઉપર આધાર રાખે છે અને એ બાબત નામદાર હિંદી સરકાર તરફથી વખતોવખત જાહેરનામાં પ્રગટ થયેલાં છે. એ વિષે આ પુસ્તકમાં અગાઉ પ્રમાણસહ વિવેચન કરવામાં આવેલું છે. તેજ પ્રમાણે બ્રિટિશ જીલ્લાનાં એસ્ટેટોના સંબંધમાં પણ તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબે સને ૧૮૮૮ ના છઠા એક્ટની ૩૧ મી કલમ પ્રમાણે તા. ૨૫-૩-૧૮૮૯ થી આવી જાગીરો ઉપર કોઈ પ્રકારનો બોજો તાલુકદારોએ નાખવો નહિ એવું જાહેરનામું કાઢેલું છે અને વળી વડોદરા રાજ્યમાં પણ એ બાબત જાહેરનામું નં. ૧ જે તા. ૧૪-૧૦-૧૫ ની આજ્ઞાપત્રિકા પાન ૪૭૫ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવેલું છે તેમાં તેનો સુધારો જાહેરનામા નં. ૧૩ સંવત ૧૯૮૦ તા. ૬-૩-૨૪ ની આજ્ઞાપત્રિકા પાન ૮૦૬ ઉપર કરવામાં આવ્યો છે તેમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે. આ

જાહેરનામાં આ સાથે પુરેપુરાં આપવામાં આવ્યાં છે. વળી સરસુબા કચેરી ચીફનીશી શાખા તરફથી જાહેરનામું નં. ૩૩ તા. ૨૬-૭-૧૯૦૧ નું તથા જાહેરનામું નં. ૩૪ તા. ૨૬-૭-૨૧ નું બહાર પડેલું આ વિષયને સંબંધ કરતું હોવાથી આ નીચે આપવામાં આવ્યું છે.

# વડોદરા રાજ્યની તાલુકદારી અને મતાદારી જાગીરોનું પંત્રક.

| નંબર | પ્રાંત અને તાલુકાનું નામ | નંબર | ઠકરાતી ગામો-નાં નામ. | નંબર | મતાદારી ગામો-નાં નામ. | નંબર | ઇતર ગામોનાં નામ. |
|---|---|---|---|---|---|---|---|
| | **કડી પ્રાંત.** | | | | | | |
| ૧ | તાલુકા કલોલ | ૧ | લીંબોદરા | ૧ | અમરપુરા | | |
| | | ૨ | પેંડાયડા | | | | |
| | | ૩ | પીંપળજ | | | | |
| | | ૪ | અલવા | | | | |
| | | ૫ | આમજા | | | | |
| ૨ | તાલુકા વીજાપુર. | ૧ | આગલોડ મોટાવાસ | ૧ | લીંબોદરા | | |
| | | ૨ | આગલોડ નાનાવાસ | ૨ | મંડાલી વિહાર | | |
| | | ૩ | ધાંટુ | ૩ | વસાઇ | | |
| | | ૪ | લાકરોડ | ૪ | હરણાહોડા | | |
| | | ૫ | સંગપુર | ૫ | અંબોડ | | |
| | | ૬ | માણેકપુર મકાખાડ | ૬ | અનોડીયા | | |
| | | ૭ | રણસીપુર | ૭ | ગણેશપુર | | |
| | | ૮ | રામપુર કુવાયડા | ૮ | ટીંટોદણ | | |
| | | ૯ | સરદારપુર | ૯ | મહુડી | | |
| | | ૧૦ | હીરાપુર | ૧૦ | રંગપુર | | |
| | | ૧૧ | દેવપુરા પાડીયા | ૧૧ | રામપુર કોટ | | |
| | | | | ૧૨ | ટીંટોદણ | | |
| | | | | ૧૩ | રણછોડપુરા | | |
| | | | | ૧૪ | ધઢડા | | |
| | | | | ૧૫ | કુઆદરા | | |
| | | | | ૧૨ | કોટ | | |
| | | | | ૧૩ | ચાંગોદ | | |
| ૩ | તાલુકા દહેગામ. | ૦ | ૦ | ૧ | લેકાવાડા | ૧ | મોસમપુર |
| | | | | ૨ | ભુંડીયા | | |
| | | | | ૩ | ચેખલારણી | | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪ | તાલુકા મહેસાણા. | | ૦ | ૧ | ખેરવા | ૧ | સીડોસણ |
| | | | | ૨ | નાનીદાઉ | | |
| | | | | ૩ | છઠ્ઠીયાયડા વાંટો | | |
| | | | | ૪ | નાગલપુર વાંટો | | |
| ૫ | તાલુકા પાટણ | | ૦ | ૧ | ગોલીવાડા | | |
| | | | | ૨ | ડેરવાંટો | | |
| | | | | ૩ | રાણાવાડા | | |
| | | | | ૪ | વાયદ | | સાપરાની બે |
| | | | | ૫ | વામૈયા | | પાટી ખાલસા |
| | | | | ૬ | સાપરા | | ૧ પાટીચાલુ |
| ૬ | તાલુકા ખેરાળુ. | ૧ | અંબાવાડા | ૧ | ચાણસોલ | ૧ | મઢાસણ |
| | | | | ૨ | ચાંદપુર | | |
| ૭ | તાલુકા સીદ્ધપુર | | ૦ | ૧ | સેસા | | ૦ |
| ૮ | તાલુકા વીસનગર | | ૦ | ૧ | ઇયાસરા | | ૦ |
| | | | | ૨ | ગુંજાવાંટો | | |
| | | | | ૩ | સુંવાણા વાંટો. | | |
| ૯ | તાલુકા હારીજ. | ૧ | વાસા | | ૦ | | |
| ૧૦ | તાલુકા આતરસુંબા પેટામહાલ. | ૧ | પાવડી સામેલા | | ૦ | | |
| ૧૧ | તાલુકા ચાણસમા. | ૧ | દેથળી | ૧ | અકબા | | |
| | | | | ૨ | એદલા | | |
| | | | | ૩ | કાનસાવર | | |
| | | | | ૪ | દેદાણા | | |
| | | | | ૫ | ઈદ્રપ | | |
| | | | | ૬ | દેલવાડા ખાંટ | | |
| | | | | ૭ | દેલપુરા | | |
| | | | | ૮ | ધારપુરા ખાંટ | | |
| | | | | ૯ | ધારપુરી | | |
| | | | | ૧૦ | રાંતેજ | | |
| | | | | ૧૧ | રૂપપુરા કરણપુરા | | |
| | | | | ૧૨ | રૂપપુરા ખાંટ | | |
| | | | | ૧૩ | સુણસાર | | |
| | | | | ૧૪ | સુજાનપુર | | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | **વડોદરા પ્રાંત.** | | | | | | |
| ૧ | તાલુકા વડોદરા. | ૧ | નવા જાસપુર | | ૦ | | ૦ |
| | | ૨ | સેરખી | | | | |
| | | ૩ | રામનાથ | | | | |
| | | ૪ | સીંગરોઠ | | | | |
| ૨ | તાલુકા વાઘોડીયા | ૧ | ખાંડીવાડા | | ૦ | | ૯ |
| | | ૨ | સરનેજ | | | | |
| | | ૩ | રાજપુર | | | | |
| ૩ | તાલુકે પાદરા. | ૧ | ઘોળી કુવા. | | ૦ | | ૦ |
| | | ૨ | એકલબારા | | | | |
| ૪ | તાલુકા કરજણ. | ૧ | કરમડી | | ૦ | | ૦ |
| | | ૨ | મીયાગામ | | | | |
| | | ૩ | ખાધા | | | | |
| ૫ | તાલુકા સાવલી. | ૧ | બાકરોલ | | ૦ | | ૦ |
| | | ૨ | જાંબુગોરાલ | | | | |
| ૬ | તાલુકા ભાદરણ. પેટામહાલ. | ૧ | મોટી શેરડી | | ૦ | | ૦ |
| | **અમરેલી પ્રાંત.** | | | | | | |
| ૧ | તાલુકા અમરેલી. | ૧ | પીંપલાગ | | ૦ | | ૦ |
| | | ૨ | ખડખંભાળીયા | | | | |
| ૨ | તાલુકા દામનગર. | | ૦ | | ૦ | ૧ | મુળીયાપાટ |
| | | | | | | ૨ | નેરથળી |
| | | | | | | ૩ | સુવાગઢ |
| ૩ | તાલુકા ધારી. | ૧ | રામપુર | | ૦ | | ૦ |
| ૪ | તાલુકા રતનપુર. પેટામહાલ. | ૧ | ઇસવરીયા | | ૦ | | ૦ |

## આજ્ઞા પત્રિકા તા. ૧૪-૧૦-૧૫ પાન ૪૭૫ ઉપરથી.

## જાહેરનામુ નંબર ૧.

### શ્રીમંત સરકાર જોઇન્ટ સરસુબા આંકડીયા શાખા.

આ જાહેરનામામાં સરકાર પ્રત્યે આંકડીયા ગામના ધારણ કરનારાઓની ફરજો બતાવવામાં આવી છે તેમજ આંકડીયા ગામોનો તેઓએ વહીવટ કરવાનાં ધોરણો મુકરર કરવામાં આવ્યાં છે સબબ સદર જાહેરનામુ પ્રસિદ્ધ થયાની તારીખથી આંકડેદારો તથા ઇતર સંબંધ કર્તા લોકો તથા સરકારી અમલદારોએ તેને અમલ કરવાની તજવીજ રાખવી. આંકડીયા ગામો સંબંધે પ્રથમના થએલા હુકમો આ જાહેરનામા વિરૂદ્ધ હોય તેટલા દરજ્જે તે રદ છે એમ સમજવું.

૧ આ હુકમના કારણ સારૂ આંકડીયા ગામોના નિચે પ્રમાણે વર્ગ ઠરાવવામાં આવે છે.

૧ એક આંકડી અને ફરતા આંકડી.

૨ ધારણ કરનારના વર્ગ પ્રમાણે ઠકરાતી અને મતાદારી.

૨ કોઇ આંકડીયા ગામ કયા વર્ગનું છે તે બાબતમાં તકરાર પડે તો ખાતાએ જે પુરાવો રજુ કરવામાં આવે તે લઇ તથા પક્ષકારોનું શું કહેવું છે તે સાંભળી લઇ નિકાલ કરવો.

ખાતાએ આવી બાબતનો ઠરાવ કરતા પહેલાં જે પુરાવો સરકારી દફતરમાંથી મળી આવે તે વિચારમાં લઇ તેના ઉપર ઘટતુ વજન રાખવું જોઇએ અને પક્ષકારને આવો પુરાવો જોવાની તક આપવી જોઇએ.

૩ પહેલી વારની અગર તે પછીની વિઘોટી મુકરર કરવા સારૂ અગર એવા બીજા કારણ સારૂ શ્રીમંત સરકારના પોતાના ખર્ચે આંકડીયા ગામની નંબર વાર માપણી અને પ્રત કરવાને માટે હુકમ કરવા મુખત્યાર છે.

૪ આંકડેદારો લહેણો થતો આંકડો ભરવાને ચુકે તો ગામ સરકાર જપ્તીમાં લેવાને પ્રાપ્ત થશે અને તમામ બહારખલી જમીનના ધારણ કરનારા પાસેથી આંકડો વસુલ કરવામાં આવશે અને બાકી વસુલ થઇ રહ્યા પછી તે આંકડીયા ગામ આંકડેદારને પરત સોંપવામાં આવશે.

૫ (અ) આંકડેદારે પોતાની ઉપજ વસુલ કરવા માટે પોતે તજવીજ કરી લેવી જોઇએ જ્યાં જરૂર હોય ત્યાં બારખલી જમીન ઉપર સરકાર ભરવાના આંકડાના ટકા જેટલો કર બારખલી જમીનના ધારણ કરનારા પાસેથી લેવાને તેમને સત્તા આપવામાં આવે છે.

(૧) પરંતુ આ સત્તા આપવાથી ચાલુ રિવાજ અગર વિશેષ સ્થિતિ પ્રમાણે આંકડેદારના બારખલી જમીન ખાલસા કરવાના હક્કને બાદ આવશે નહિ.

(૨) પરંતુ એવી રીતે ખાલસા કરેલી બારખલી જમીનના ધારણ કરનારાને દિવાની ન્યાયાધિશીમાં તેનો હક્ક સાબીત કરવાને બાદ આવશે નહિ.

(બ) આંકડેદારે પોતાના ગામ નોકરની નિમણોક કરવી જોઇએ અને તે બદલ તેમને મહેનતાણુ આપવુ જોઇએ, જો ગામ નોકર પોતાના કામને નાલાયક ગણાશે તો સરકાર તેમની નિમણોક કરશે અને તેમનું મહેનતાણુ સરકાર ઠરાવી આપશે અને તે મહેનતાણુ આંકડા ઉપરાંત આંકડેદારે આપવું પડશે.

૬ જ્યારે આંકડેદાર તેનું લ્હેણું વસુલ કરવા માટે સરકારની મદદ માગે ત્યારે નિયમ પ્રમાણે તે મદદ આપવી જોઇએ.

પરંતુ જે જમીન ઉપર બાકી હોય તે જમીનના દોઢા આકાર સુધી માત્ર વસુલ કરી આપવાને તેવી મદદ આપવામાં આવશે.

૭ (અ) આ જાહેરનામુ અમલમાં આવ્યા પછી સરકારની અગાઉ પરવાનગી મેળવીને કરેલા કરજ સિવાય આંકડેદારે કરેલા તમામ જાતના કરજ આંકડેદારની હયાતી સુધી માત્ર બંધનકારક ગણાશે.

(બ) આ જાહેરનામુ અમલમાં આવ્યા પછી સરકારની પ્રથમ પરવાનગી મેળવ્યા શિવાય આંકડેદારે કોઇ જમીનનું કોઇપણ પ્રકારે સ્વાત્વાર્પણ કરવું નહિ એવા ગામ ઉપરનો સરકારી આંકડો વખતસર ભરવાની તે ગામની મગદુર ઉપર માઠી અસર થાય નહિ તોજ એવી પરવાનગી સરકાર આપશે.

૮ જમીન મહેસૂલના કાયદા પ્રમાણે લાયક આંકડેદારોને વસુલ વિગેરે કરવાની સત્તા આપી શકાશે.

૯ ગામનો વહીવટ, હીસાબ, તુમ સંબંધે તથા જન્મ મરણ સંબંધે બારખલી જમીન કરજ, ગુન્હા તથા ગામને લગતી ઇતર બાબતો સંબંધે સરકારને જોઇતી માહેતી આપવાની આંકડેદારોની ફરજ છે તેમજ તેમના ગામની રેવન્યુ સરવે કરવામાં અગર બીજી માહેતી તૈયાર કરવામાં સરકારને જોઇતી મદદ આપવા તેઓ બંધાયેલા છે.

૧૦ આંકડીયા ગામ આંકડેદાર તરફ ચલાવવાનું ને તેની અઢળ વફાદારી ઉપર અવલંબીને રહે છે.

૧૧ જો કોઈ આંકડીયા ગામ ખાલસા કરવામાં આવે તો સરકાર પરવાનગી શિવાય કરેલુ કરજ તથા ઉત્પન્ન કરેલા બોજા શિવાય તે ગામના ધારણ કરનારે તે ગામ ઉપર કરેલા તમામ કરજ તથા બોજા તથા બીજી જવાબદારીઓ નષ્ટ થશે.

૧૨ આ જાહેરનામા પ્રમાણે અમલ કરવાનું કામ સરકારને વખતોવખત યોગ્ય લાગે તે ખાતા તરફ સોંપવામાં આવશે. તા. ૧૪-૧૦-૧૯૧૫.

(સહી) જી. આર. નીંબાલકર.
જોઇન્ટ સરસુબા.

---

**આજ્ઞાપત્રિકા તા. ૬-૩-૧૯૨૪ પાન ૮૦૬ ઉપરથી.**

શ્રી.

**શ્રીમંત સરકાર વિદ્યમાન મા. સરસુબા, બારખળી શાખા, આંકડીયા દફતર.**

## જાહેરનામું નંબર ૧૩ સં. ૧૯૮૦,

**વિષય:–આંકડીયા નિયમની દુરસ્તી આંકડીયા નિયમની કલમ ૪–૫ દુરસ્તી બાબત.**

આંકડીયા સંબંધી જાહેરનામું નંબર ૧ સં. ૧૯૭૨ તા. ૧૪–૧૦–૧૫ નું આજ્ઞાપત્રિકા પાન ૪૭૫ ઉપર પ્રસિદ્ધ થએલું તેની કલમો ૪ તથા ૫ માં દુરસ્તી

**કલમ ૪–૫ની દુરસ્તી.** થવા બાબત ન્યાયમંત્રી કચેરી ટિપણ નંબર ૧૩ તા. ૯–૯–૨૩

નું થયા લગત ના. કાઉન્સીલ હુકમ નંબર ૬/૧ તા. ૧૧–૯–૨૩ નો થએલો તેનો અમલ થવા મે. રા. રા. ન્યાયમંત્રી સાહેબ તરફથી તા. ૬–૨–૨૪ થી લખાઇ આવ્યાથી પ્રથમની કલમ ૪–૫ રદ કરી તેની જગોએ નીચે પ્રમાણે કલમ ૪–૫ દાખલ કરી તે સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૪. આંકડાદાર આંકડો ભરી શકે નહિ તો ગામ સરકાર જપ્તીમાં લેવાને પાત્ર થશે, અને આંકડાની બાકી પ્રથમ આંકડાવાળી ખાલસા જમીનના ધારણ કરનાર પાસેથી અને પછી જરૂર પડે બારખળી જમીન અથવા બોજાવાળી જમીનના ધારણ કરનાર પાસેથી વસુલ કરવી. આંકડાની બાકી વસુલ થએ ગામ તેના ધારણ કરનારને પરત સુપ્રત કરવામાં આવશે.

૫. ( अ ) આંકડીયા ગામ ધારણ કરનાર પોતાની બાકી વસુલ કરવા માટે પોતાની ગોઠવણ કરી શકશે. આ નિયમોના ધોરણે જે આંકડો વધારવામાં આવશે અને તે વધારેલો આંકડો પુરેપુરો આંકડાવાળી ખાલસા જમીનના ધારણ કરનાર પાસેથી તેમની જમીનો ઉપર અયોગ્ય બોજો નાંખ્યા શિવાય પુરેપુરો વસુલ કરી શકાય તેવું ન હોય તો આંકડેદારોને તે આંકડાનો વધારો પુરો કરી આપવા માટે જદીદ બારખળી અને બોજાવાળી જમીનના ધારણ કરનાર પાસેથી અમુક (Quit-Rent) ધારો લેવાનો હક્ક આપવામાં આવે છે.

(ब) આંકડીયા ગામોની તમામ બારખળી જમીનોને જદીદ ગણવામાં આવશે. બારખળી જમીન કદીમ હોવાના દાવા કે અમુક જમીનને માથે આંકડો આપવાની જવાબદારી નથી એવા હક્કો કે આંકડો પુરો કરવા માટે કાંઈપણ ધારો નાખવો તે બિનજરૂરિયાત હોય અગર તેથી ગેરઇન્સાફ થયો હોવાનું સાબિત કરવાના દાવાઓ મુલકી ખાતે ચાલશે અને આવા દાવાઓમાં દિવાની ન્યાયાધિશીને હુકમત પહોચતી નથી.

(क) રીતરિવાજ અગર સંજોગોને અનુસરીને આંકડીયા ગામના ધારણ કરનારે બારખળી જમીનો ફરીથી ધારણ કરવાનો હક્ક વાપરવો. આંકડેદાર જમીન ફરીથી ધારણ કરે તેવે પ્રસંગે બારખળી જમીનના ધારણ કરનારને એવો રીવાજ કે સંયોગ નથી એવું સાબિત કરવા માટે દિવાની ન્યાયાધિશીની દાદ લેવાનો હક્ક છે.

(ड) તેઓએ પોતાના ગામે નોકરીની વ્યવસ્થા રાખી તે માટે પગાર આપવો પડશે. આ ગામ નોકરી અવ્યવસ્થિત થશે તો સરકારને ગામ નોકરો નિમવાનો તથા તેમના પગાર ઠરાવવાનો હક્ક રહેશે. અને તે ખર્ચ આંકડા ઉપરાંત આંકડાદાર પાસેથી વસુલ કરવામાં આવશે.

( સહી ) **અનંત નારાયણ દાતાર,**

મા. સરસુબા.

---

શ્રી.

**મહાલાનિહાય સરસુબા કચેરી,**

ચિટણિશી શાખા.

**જાહેરાત અંક ૩૩ સં. ૧૯૭૭.**

વિષયઃ—ઇનામી, પરભાર્યા વહિવટના, એક આંકડી, ફરતા આંકડી વિગેરે સરકારી શિવાયના ગામોમાં **ચાકરી પેટે આપવામાં આવેલી જમીન** ચાકરી કરનાર શિવાય **બીજા શખસના કબજામાં હોય તો આધારસહ પુરાવો રજુ કરવા બાબત.**

આ જાહેરનામાથી ઈનામી, પરભાર્યા વહિવટના, એક આંકડી, ફરતા આંકડા વિગેરે સરકારી શિવાય તમામ ગામોના લોકોને ખબર આપવામાં આવે છે કે એવા ગામોના ગામ નોકરોને જે પ્રકારની ચાકરી કરવા સારૂ જે જમીન આપવામાં આવેલી હોય (પછી તે ચાકરીયાત હેડે ચાલતી હોય કે બારખળીના બીજા ગમે તે હેડે ચાલતી હોય) તે જમીન તે પ્રકારની નોકરી કરનાર ઇસમો શિવાય બીજા ઇસમોના કબજામાં ગિરો, વેચાણુ કે બક્ષિસ વિગેરે કારણે હશે તો તે કેવા કારણથી અગર હકથી છે તે બદલ જે દસ્તાવેજ વિગેરે આધાર હશે તે સાથે એવા કબજેદારોએ જે તે મહાલના વહિવટદાર અગર પેટા મહાલના મહાલકરી તરફ તા. ૧૫ માહે ઑગષ્ટ સને ૧૯૨૧ થી તા. ૧૫ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૧ સુધીમાં પોતાનો પુરાવો રજુ કરવો. જો તે મુદત અંદર પોતાનો પુરાવો રજુ કરવાને ચુકશે તો સદર મુદત વિત્યાબાદ એવી જમીનના કબજા સંબંધે તેની પાસે કાંઇ આધાર નથી એમ સમજી તેની કાંઇ પણુ તકરાર ન સાંભળવા તે જમીનનો કબજો તેની પાસેથી છોડાવી વગર હકે અને બીનપરવાનગીએ જમીનનો કબજો કરી એહા બદલ યોગ્ય તે તજવીજ કરવામાં આવશે.

**ચાકરી પેટે આપેલી જમીન ચાકરી કરનાર ઇસમ શિવાય બીજાને કબજે હોય તેમણે પુરાવો રજુ કરવા બાબત.**

૨ આ જાહેરનામું નામદાર મંત્રીમંડળના હુકમ અંક ૪૭૭–૧૯૩ તારીખ ૨૫–૪–૨૧ નો થયા અન્વયે કાઢવામાં આવે છે.

**જાહેરનામું કાઢવાનો આધાર.**

૩. ઉપર પ્રમાણે જાહેરાત લાગતાવળગતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તારીખ ૨૬ જુલાઈ સને ૧૯૨૧.

**પ્રસિદ્ધ કરવાનું કારણ.**

**બા. રા. ચ.** **જી. આર. નિંબાળકર.**
મા. સે. નિ. મહાલનિહાય સરસુબા.

---

શ્રી.

## જાહેરાત અંક ૩૪ સંવત ૧૯૭૭.

---

મ. સરસુબા કચેરી, ચિટણિશી શાખા.

વિષયઃ—**ચાકરિયાત જમીન.**

ઇનામી, એક આંકડી, ફરતા આંકડી, મૂળ ગિરાસ, ગિરાસ વિગેરે પરભાર્યા વહિવટનાં ગામોની **ચાકરિયાત જમીન** ગિરો, વેચાણુ, બક્ષીસ વિગેરે કારણે બીજાને કબજે નહિ આપવાનો પ્રતિબંધ કર્યા બાબત.

ઇનામી, એક આંકડી, ફરતા આંકડાનાં, મૂળ ગિરાસ, ગિરાસ, વિગેરે સરકારી શિવાયનાં તમામ પરભાર્યા વહિવટનાં ગામોમાં કઇ કઇ નોકરી બદલ

**મે. રા. રા. ગ્રામ્ય-સેવા નિયામક સા-હેબ તરફથી જે હકીકત માગવામાં આવે તે ગામ ધારણ કરનારાઓએ પુરી પાડવા બાબત.**

કેટલી ચાકરિયાત જમીન ચાલે છે તથા તેમને કંઇ રોકડ પગાર આપવામાં આવે છે કે કેમ ? એ હકીકતનો તપાસ કરી ચાકરિયાતની વ્યવસ્થા કરવાનું કામ મે. રા. રા. ગ્રામ્યસેવા નિયામક સાહેબ તરફથી ચાલે છે, એ કામે તેમના તરફથી હકીકત માગવામાં આવે તે જે તે ગામના ધારણ કરનારાઓએ પુરી પાડવી જોઇએ.

**ચાકરિયાત જમીન ગિરો, વેચાણ, બ-ક્ષિસ વિગેરે કારણે બીજાના કબજે નહી આપવા બાબત.**

૨ ઇનામી અને પરભાર્યા વહિવટનાં ગામોની ચાકરિયાત જમીન ગિરો, વેચાણ કે બક્ષિસ વિગેરે કારણે બીજાના કબજે આપવી કે લેવી નહિ, તે બાબત પ્રતિબંધ તારીખ ૩૧-૭-૧૯૧૫ થી થયેલો છેજ તેજ ધોરણે એક આંકડી અને ફરતા આકડાનાં ગામોની ચાકરિયાત જમીન પણ ગિરો, વેચાણ કે બક્ષિસ વિગેરે કારણે બીજાના કબજે હવે પછી આપવી કે લેવી નહિ.

**ચાકરિયાત જમીનનું સ્વરૂપ નહી બદલવા બાબત.**

૩ એ ગામના ધારણ કરનારો ચાકરિયાત જમીનનું સ્વરૂપ બદલી શકશે નહિ.

**જાહેરાત કાઢવાનો આધાર.**

૪ આ જાહેરાત નામદાર મંત્રીમંડળ હુકમ અંક ૪૭૭-૧૯૩ તારીખ ૨૬ માહે એપ્રીલ સન ૧૯૨૧ ના થયા અન્વયે કાઢવામાં આવે છે.

**અમલ બજાવણી બાબત.**

૫ ઉપર પ્રમાણે જાહેરાત લાગતાવળગતાની જાણ માટે વતે પ્રમાણે અમલ થવા કાઢવામાં આવે છે. તારીખ ૨૬ જુલાઈ સન ૧૯૨૧

બા. રા. ચવ્હાણ,
ગ્રામ્યસેવા નિયામક.

જી. આર. નિંબાળકર.
મહાલાનિહાય સરસુબા.



# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લાઇન. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૩ | ટુંકા | ટંકા |
| ૭ | ૨ | આપણી | માપણી |
| ૫૭ | ૨૨ | નંબર ૧૩ સામે કૌંસમાં આપેલા શબ્દો | ૧૪ મા પેરા સામે વાંચવા |
| ૧૬૧ | ૨૭ | બાગબટાઇ | ભાગબટાઇ |
| ૧૬૩ | ૨૯ | પ્રકરણ ૫-૬ | પ્રકરણ ૧૦–૧૧ |
| ૨૩૮ | ૨ | ૧૯૮૨ | ૧૭૮૨ |
| ૨૩૯ | ૩ | ૧૯૮૨ | ૧૭૮૨ |
| ૫૬૩ | ૭ | લછડી | લાછડી |
| ૫૭૭ | ૯ | એલ. ડબલ્યુ ક્રમ્પ. | એલ. એમ. ક્રમ્પ. |
| ૫૮૧ | ૨૬ | આર. એચ. ફીલી. | ઇ. એચ. ફીલી. |
| ૬૦૩ | ૧૬ | એચ. એચ. સ્ટ્રાંગ. | એચ. એસ. સ્ટ્રાંગ. |
| ૭૮૬ | ૫ | ટેટાઇ | ટેટાજી |
| ૮૨૩ | ૧૯ | લાકરોડ | લાકરોડા |
| ૮૨૩ | ૯ | લીંબોદરા | બીલોદરા |
| ૮૨૪ | ૧૭ | સુંવાણાવાંટો | સુંવાળાવાંટો |
| ૮૨* | ૧૨ | ખાધા | ખાંધા |

# અમારા તરફથી બહાર પડેલાં પુસ્તકો.



| નામ | કિંમત |
|---|---|
| મહીકાંઠા એજન્સી ડીરેકટરી. | ૫–૦–૦ |
| *દેશી રાજ્યનો કારભાર (સીલક નથી) | ૧–૦–૦ |
| કોરોનેશન બાહશાહી દરબાર | ૧–૦–૦ |
| મુંબાઇ આબકારી એકટ હાઇકોર્ટના રૂલીંગ સાથે | ૦–૮–૦ |
| (મહીકાંઠાના પોલી. એજન્ટ સાહેબ તથા ઉત્તર વિભાગના એકસાઇઝ કલેકટર સાહેબે ખરીદ કરવા મંજુર કરેલ છે.) | |
| વૈષ્ણવોપયોગી પાઠપોથી આવૃતિ ૧–૨–૩ (સીલક નથી) | ૦–૪–૦ |
| ગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ (સીલક નથી) | ૦–૩–૦ |
| કીર્તન રત્નાકર | ૦–૨–૦ |
| દેવકીનંદન મહારાજનું જીવનચરિત્ર | ૦–૪–૦ |

દામોદરદાસ રેવાદાસ વકીલ.

વિજાપુર.

---

* થોડા દીવસમાં સુધારા વધારા સાથેની નવી એડીસન બહાર પડશે.